# શેઠ દેવચંદ લાલભાઈ જૈનપુસ્તકોદ્ધાર ફંડ

| અંક. | હાલમાં મળતા ગ્રંથો. | મૂલ્ય. |
|---|---|---|
| ૩૦ | આનંદ કાવ્ય મ૦ મૌક્તિક ૪ થું. | ૦—૧૨—૦ |
| ૩૨ | ” ” ” ” ૫ મું. | ૦—૧૦—૦ |
| ૪૩ | ” ” ” ” ૬ | ૦—૧૨—૦ |
| ૪૮ | શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રવૃત્તિ. | ૨—૦—૦ |
| ૫૦ | જીવાજીવાભિગમ સૂત્ર. | ૩—૪— |
| ૫૧ | સેનપ્રશ્ન. | ૧—૦—૦ |
| ૫૨ | જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ પૂર્વાર્દ્ધ. | ૪—૦—૦ |
| ૫૩ | આવશ્યક ટિપ્પણ. | ૧—૧૨—૦ |
| ૫૪ | જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ઉત્તરાર્દ્ધ. | ૨—૦—૦ |
| ૫૬ | શ્રીપાલ ચરિત્ર સંસ્કૃત. | ૦—૧૪—૦ |
| | શ્રીપાલ ચરિત્ર ૧૨ મું (A) પાનું જેમની પ્રતમાં નહીં મોકલાયું હોય તેમને | |
| ૫૭ | સુક્ત મુક્તાવલી. | ૨—૦—૦ |
| ૫૮ | પ્રવચન સારોદ્ધાર પૂર્વાર્દ્ધ. | ૩—૦—૦ |
| ૫૯ | તાંદુલ વૈચારિક. | ૧—૮—૦ |
| ૬૦ | વિંશતિ સ્થાનક. | ૧—૦—૦ |
| ૬૧ | શ્રી કલ્પસૂત્ર સુબોધિકા. | ૨—૦—૦ |
| ૬૨ | સુબોધ સમાચારી | ૦—૮—૦ |
| ૬૩ | શ્રીપાલ ચરિત્ર (માગધી.) | ૧—૪—૦ |



શા. માનચંદ વેલચંદવાળાં પુસ્તકો.—

| | |
|---|---|
| ધન્યચરિત્ર પુર્વાર્દ્ધ. | ૪—૦—૦ |
| ” ઉત્તરાર્દ્ધ. | ૪—૦—૦ |
| નવસ્મરણ તથા તત્વાર્થસૂત્ર. | ૦—૪—૬ |
| ત્રૈલોક્યદીપિકા સંગ્રહણી. | ૦—૪—૦ |

# આગમોદય સમિતિના ગ્રંથો.

| હાલમાં મળતા ગ્રંથો. | મૂલ્ય. |
|---|---|
| સ્થાનાંગસૂત્ર ઉત્તરાર્દ્ધ. .... .... .... .... | ૪—૦—૦ |
| ભગવતી સૂત્ર ભાગ ૩ જો. .... .... .... .... | ૩—૪—૦ |
| વિશેષાવશ્યકની ગાથા તથા વિષયનો અકારાદિક્રમ. .... | ૦—૫—૦ |
| નિરિયાવલી સૂત્ર. .... .... .... .... .... | ૦—૧૨—૦ |
| વિચારસાર. .... .... .... .... .... | ૦—૮—૦ |

જ્ઞાનખાતાનાં.—

| | |
|---|---|
| વીતરાગ સ્તોત્ર તથા તત્વાર્થાધિગમ સૂત્રનું ભાષાંતર .... | ૦—૧૨—૦ |
| ચાતુર્માસી વ્યાખ્યાન. .... .... .... .... | ૦—૪—૦ |
| નવસ્મરણ તથા ગૌતમરાસ. .... .... .... | ૦—૩—૦ |
| બે અષ્ટક પ્ર૦ બે ષડ્દર્શન સમુચ્ચય:... .... .... | ૦—૪—૦ |

દે. લા. ફંડ અને આ૦ સમિતિના કલાર્ક,

**માસ્તર વિજયચંદ મોહનલાલ.**

ઠે૦ શેઠ દેવચંદ લાલભાઇ જૈન ધર્મશાળા, ગોપીપુરા

*Surat*--સુરત.

શ્રીગણધરેન્દ્રાય નમઃ

# શ્રી વિશેષાવશ્યકના પૂર્વાર્ધનો ઉપોદ્ઘાત.

દરેક મતવાળાઓ જો કે પોતાના ધર્મનો મહિમા જણાવવા માટે કથાનો ભાગ ઘણો પ્રચલિત કરે છે ને તેનાથીજ પોતાના મતની મહત્ત્વતા સમજવામાં સફલતા માને છે અને તેથી બાલપણથી તે તે મહિમાને જણાવવા વાલી કથાઓનોજ દરેક મતમાં અભ્યાસ કરવામાં આવે છે. જો કે બાલજીવો માટે તેવી કથાઓનો ભાગ જરૂરી છે પણ તે કથાઓના શ્રવણથી થયેલ અસર મ્હોટી ઉમ્મરે આવતાં અથવા તત્ત્વ સ્વરૂપમાં ઉતરતાં નિર્મૂલ નહિં તો ઘણી ઝાંખી થઈ જવા પામે છે એ વાતમાં કોઈ જાતની શંકા હોઈ શકે નહિ. અને તેથીજ જે મતો માત્ર કથાના મહિમાથીજ ચાલવાવાલા હોય છે તેમાં અણસમજુ સામાન્ય સમજવાલા કે બાલકો વધારે પ્રવૃત્તિ કરે છે અને તેઓજ પાછલથી સમજવાલા થતાં યુગોના યુગો સુધી કરેલી ક્રિયાઓ ને ભાવનાઓને વાસના સાથે છોડી દે છે. માટે સચોટ જ્ઞાન શિવાય કોઇપણ પ્રકારે સમજુ તથા લાયક ઉમ્મરનો મનુષ્ય પોતાની ક્રિયાઓ ભાવનાઓ અને વાસનાને ટકાવી શકતો નથી અને ટકાવી શકે પણ નહિં. એટલા કારણથી ઉમ્મરની લાયકાતથી અથવા સ્વતંત્ર બુદ્ધિની લાયકાતથી મનુષ્યને તત્ત્વની ગવેષણા થાય ત્યારે તેઓએ અવશ્યે કરીને આપના આપના મતનું તત્ત્વજ્ઞાન મેળવવા પ્રયત્ન કરવોજ જોઇએ. આ એક સર્વ સામાન્ય હકીકત કહ્યા પછી વિશેષને અંગે શ્રીજિનેશ્વરમહારાજના શાસનમાં જે નિયમ કહેલ છે તે ઉપર ધ્યાન આપવાની જરૂર છે. કેમકે અસલથી જૈનશાસ્નનો રીવાજજ એવો હતો કે કોઇપણ સૂત્રની વ્યાખ્યા કરનારે તે વ્યાખ્યામાં કદિ પણ એકલી કથા કહેવી નહિં. પણ દરેક સૂત્ર ઉપર વ્યાખ્યાન કરતાં તત્ત્વજ્ઞાન માટે આત્મા કર્મઆદિનું સ્વરૂપ તથા તેમાંના છોડવા લાયક ને આદરવા લાયકના પદાર્થનો છોડવા તથા આદરવાનો વખત વગેરે જણાવવાં ને સાથે સાથે તેમાંથી છોડવા લાયક પદાર્થને છોડનાર અને આદરવા લાયકને આદરનાર પોતાના અકૃત્રિમ સાધ્યને કેવી રીતે સાધી શકે છે તે જણાવવું, એ બધું જણાવવાથી જરૂર એટલીજકે તે શ્રોતાને ઝવેરાતની કિમ્મત સમજવાથી ઝવેરાતને લેવાની ઇચ્છા થાય તેમ હેયને છોડવાની તથા ઉપાદેયને આદરવાની ઇચ્છા થાય. અને જ્યારે તે શ્રોતાની સ્વતંત્રપણે તે હેયોપાદેયને છાંડવા ને આદરવાની ઇચ્છા થાય ત્યારે તેને તે હેયના ત્યાગની અને ગ્રાહ્યને ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા કરવાની જરૂર પડે છે. આ સ્થળે કેટલાકોની એવી સમજ છે કે છોડવા લાયક પદાર્થોને છોડીયે અને આદરવા લાયકને આદરીયે એટલે બસ છે. છોડવા ને આદરવાની ? પ્રતિજ્ઞા લેવાની જરૂર શી પણ આ સમજણ વાસ્તવિક નથી. કારણ કે જેવી રીતે કાયાથી પાપ છોડનાર મનુષ્ય વચન અને મનથી પાપ ન રોકે તો તે જરૂર કર્મબંધનનો ભાગી થાય છે તેવીજ રીતે જે મનુષ્ય વર્ત્તમાનમાં પાપને રોકે છે છતાં ભવિષ્યને માટે પ્રતિજ્ઞા કરતો નથી તે મનુષ્ય ભવિષ્યના વિચારોથી અથવા યોગની મુતકલતાથી જરૂર પાપનો ભાગી થાય છે. વળી જે મનુષ્યો પ્રતિજ્ઞા કરે છે તેઓ પોતાના આત્માને તે પાપોથી જરૂર નિયંત્રિત રાખી બચાવી શકે છે, દરેક મનુષ્ય પોતાના અનુભવથી પણ જોઈ શકશે કે જેની પ્રતિજ્ઞા નથી થઇ તે પાપોને છોડવાના વિચારો છતાં પણ તે છુટતાં નથી અને જેની પ્રતિજ્ઞા થઈ હોય

છે તે પાપો ખરેખર છૂટે છે, કોર્ટના ન્યાયથી જોશો તો માલમ પડશે કેટલાં પ્રતિજ્ઞા શિવાય સાક્ષી કે અરજી અપાતી નથી અને આપે તો તેને હિસાબમાંજ લેવાતી નથી, દુનીયાના વ્યવહારમાં મકાન વગેરે મીલ્કતો વેચાણ કરે તો પણ દસ્તાવેજ કરી તેનું રજીસ્ટર વગેરે થાય ત્યારેજ પાકા થયા ગણાય છે તેવીજ રીતે ધર્મમાં પણ ખરેખર સમજવાની જરૂર છે કે જેટલા પાપોનો પ્રતિબંધ કરવો હોય અથવા જેટલાં પુણ્યના કાર્યોનો નિયમ રાખવો હોય તો તેની પ્રતિજ્ઞા કરવાની જરૂર છે. આવા કારણથી શ્રીજિનેશ્વરમહારાજના શાસનમાં પ્રવેશ કરનાર વૈરાગ્યવાન્ પુરૂષને સર્વ ક્રિયાઓમાં અથવા શાસ્ત્રોની શરૂઆતમાં પ્રથમ સામાયિક સૂત્ર કે જે સમ્યગ્દર્શન જ્ઞાન અને સમ્યક્ચારિત્રના કાર્યો કરવાનો નિયમ તથા પાપકાર્યો નહિં કરવાનો પ્રતિબંધ કરાવે છે તેજ અપાય છે. તે આપ્યા પછીજ બીજા કોઈ પણ શાસ્ત્રો કે ક્રિયાઓનો આગલ વધારો થઇ શકે છે. આ સામાયિક સૂત્ર તે આવશ્યક સૂત્ર છે ને તે આવશ્યક સૂત્રના ૭ અધ્યયનો જે સામાયિક ચતુર્વિંશતિસ્તવ વંદન પ્રતિક્રમણ કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન નામે છે તેમાં આ સામાયિક પ્રથમ અધ્યયન છે. તે સામાયિક વગેરે અધ્યયનવાળું આવશ્યક સૂત્ર ભગવાન્ પાસેથી મળેલ 'ઉપ્પન્નેઇ વા વિગમેઇ વા ધુવેઇ વા' એ ત્રિપદી પામીને રચેલ દ્વાદશાંગમાંથી ગણધરો પૃથક્ કરે છે ને તેથીજ તે તે આવશ્યક સૂત્રોને શ્રી હરિભદ્ર સૂરિમહારાજે ગણધરકૃત તરીકે જણાવેલ' છે. પંચવસ્તુ ગ્રંથકાર ચૂર્ણિકાર મહા-

૧ ખુદ ભાષ્યકાર મહારાજ સામાયિક કોણે કર્યું એ અધિકારમાં જણાવે કે 'केण कयंतिय ववहारओ जिणिंदेण गणहरेहिं च ॥ तस्सामिणा उ निच्छनयस्स तत्तो जओऽणण्णं ॥ ૩૩૮૨ ॥ અર્થાત્ સામાયિક જે આવશ્યક સૂત્રનો એક પ્હેલો ભાગ છે તે અર્થથી શ્રી જિનેંદ્રભગવાને કહ્યું તથા સૂત્રથી ગણધર મહારાજે કર્યું છે. નિર્યુક્તિકાર શ્રીમદ્ભદ્રબાહુસ્વામીજી પણ 'गोयममाई सामाइयं तु किंकारणं निसामिंति ૧૧૨૯ ગાથાના પૂર્વાર્ધથી સામાયિક અધ્યયન જિનેન્દ્રકથિત તથા ગણકૃત જણાવે છે, વળી ભાષ્યકાર નિર્ગમને જણાવતાં जह य पसूयं तत्तो सामइयं तह पवक्खामि ૧૫૬૮ મી ગાથાના ઉત્તરાર્ધથી પણ તેજ વાત જણાવે છે, અને સામાયિકની મુજબજ બીજા અધ્યયનોનો અધિકાર સમજવો, એ માટે તો નિર્યુક્તિકાર મહારાજે સાફ જણાવ્યું છે કે सेसेसुवि अज्झयणेसु होइ पत्तेय निज्जुत्ती(૨૬૭૪) અર્થાત્સામાયિકની જે ઉપોદ્ઘાત નિર્યુક્તિ છે તેજ બીજા શાસ્ત્રોના અધ્યયનોની પણ ઉપોદ્ઘાત નિર્યુક્તિ સમજવી, અને આજ કારણથી ઉત્તરાધ્યયનમાં આ અધ્યયનો ક્યાંથી થયાં એ પ્રશ્નના ઉત્તરમાં જિનભાષિત આદિપણું જણાવ્યું, અને દશવૈકાલિકને માટે શય્યંભવ આચાર્યને કર્તા તરીકે જણાવ્યા, હવે આ જગોપર એ સવાલ જરૂર થશે કે અંગપ્રવિષ્ટ ગણધરકૃત છે અને આવશ્યકાદિક સ્થવિરકૃત છે એમ શ્રી હરિભદ્રસૂરિજી 'अक्खरसंनी' એ નિર્યુક્તિની ગાથાના વિવેચનમાં કેમ જણાવે છે? તેના જવાબમાં મલધારિ હેમચંદ્રસૂરિ स्थविरास्तु भद्रबाहुस्वाम्यादयस्तत्कृतं श्रुतमावश्यकनिर्युक्त्यादिकमनङ्गप्रविष्टमङ्गबाह्यमुच्यते એમ કહીને સ્થવિરકૃત તરીકે તો આવશ્યકનિર્યુક્તિ જણાવે છે ને मुत्कलमप्रश्नपूर्वकं એ વચનથી ખુદ ગણધરકૃત પણ આવશ્યકને અંગબાહ્ય જણાવે છે, અને તેથી શ્રીહરિભદ્રસૂરિજી મહારાજ इच्छामि पडिक्कमिउं इरियावहियाए इत्येवमादि आकर्षति पठति सूत्रं गणधरामिहितं ૩૧૭ મી ગાથાની ટીકાથી ઇરિયાવહિયાદિ પણ ગણધરકૃતજ જણાવે છે. આચારાંગવૃત્તિકાર પણ લોકવિજયઅધ્યયનમાં આવશ્યકશબ્દથી આવશ્યકનિર્યુક્તિનું ગ્રહણ કરે છે. વળી ઉત્તરાધ્યયનચૂર્ણિકાર थेराणं सुत्ते अत्तागमे કહીને તથા કલ્પસૂત્રમાં थेरस्स णं अज्जसुहम्मस्स એ વાક્યથી ગણધરોને પણ સ્થવિર તરીકે ગણે છે. તત્ત્વ એ છે કે અંગપ્રવિષ્ટ ગણધરેજ કરેલું હોય, અને અનંગપ્રવિષ્ટ તો ગણધર કે બીજા સ્થવિરોએ કરેલ હોય, ને તેથી આવશ્યક ગણધરકૃત છે એમ માનવામાંજ શાસ્ત્રની અવિરૂદ્ધતાછે.

રાજ પાંચ પ્રકારનાં પ્રતિક્રમણોમાં પહેલાં દૈવસિકપ્રતિક્રમણ કહેવામાં પણ એજ કારણ બતાવે છે કે તીર્થ થપાયા પછી સાંજે પહેલાં દૈવસિકપ્રતિક્રમણ કરવાનો પ્રસંગ આવે છે. તેથી પ્હેલાં દૈવસિકપ્રતિક્રમણ પછી રાત્રિક વગેરે, આ ઉપરથી સાફ જણાય છે કે શ્રીતીર્થંકર મહારાજની હયાતીમાં શ્રીગણધર મહારાજાઓ પ્રતિક્રમણ કરતા હતા ને તેથી છેલ્લા શ્રીતીર્થંકર મહારાજનો ધર્મજ સપ્રતિક્રમણ કહેવાય છે, માટે ખુદ ગણધરોએજ દ્વાદશાંગીમાંથી આવશ્યકનો ઉદ્ધાર કર્યો છે, એમ હોવાથી મલધારી શ્રીમાન્ હેમચંદ્રસૂરિજીએ અંગબાહ્યની જગોપર આવશ્યકશબ્દથી આવશ્યકનિર્યુક્તિ લીધી છે. એ નિર્યુક્તિ પ્રથમથી જે અર્થ મુખપાઠે પ્રકીર્ણ તરિકે ચાલ્યો આવતો હતો તેને ગુંથી ગાથાબદ્ધરૂપે રચવામાં આવી તે ગ્રંથબંધરૂપે રચનાર શ્રુતકેવલી ભદ્રબાહુસ્વામી હતા, તે નિર્યુક્તિ ઉપર ચૂર્ણિઆદિ ઘણા ગ્રંથો થયા છતાં તેના વિવેચનની ઘણી જરૂર દેખી શ્રીમાન્ જિનભદ્રગણિક્ષમાશ્રમણજીએ તે આખા આવશ્યકની નિર્યુક્તિમાંથી માત્ર સામાયિકની નિર્યુક્તિ ઉપર ગાથાબંધ ભાષ્યની રચના કરી છે. તે ભાષ્યની પ્હેલાં આવશ્યક ઉપર મૂલભાષ્ય અને ભાષ્યની રચના બીજા બીજા આચાર્યોએ કરેલ હોવાથી આ ભાષ્યને વિશેષાવશ્યક ભાષ્ય અર્થાત્ આવશ્યક ( સામાયિક ) ઉપર વિશેષ ભાષ્ય તરીકે ઓળખાવાય છે, આ ભાષ્યમાં ૩૬૦૩ ગાથાઓ છે. તેમાં આખું ભાષાન્તર સાથે આપતાં ઘણો મ્હોટો ભાગ થઈ જાય તેથી અડધા ભાગ સુધીની ૧૫૪૮ ગાથા સુધીનો ભાગ બ્હાર પાડયો છે. આ ભાગમાં અનુક્રમે સ્થૂલ વિષયો આ પ્રમાણે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | પ્રસ્તાવના | ૧ ગાથા સુધી | ૮ | કેવલજ્ઞાન | ૮૩૬ |
| ૨ | મંગલ | ૭૮ | ૯ | ઉપક્રમ નિક્ષેપ અનુગમ નય | ૧૦૧૩ |
| ૩ | મતિજ્ઞાન | ૪૪૩ | ૧૦ | ઉપોદ્ઘાત મંગલાદિ | ૧૦૭૯ |
| ૪ | શ્રુતજ્ઞાન | ૫૬૬ | ૧૧ | ક્ષપક ઉપશમશ્રેણિ વગેરે | ૧૪૨૩ |
| ૫ | અવધિજ્ઞાન | ૭૭૮ | ૧૨ | યોગ્યાયોગ્યપરીક્ષા | ૧૪૮૩ |
| ૬ | લબ્ધિઓ | ૮૦૮ | ૧૩ | ઉદ્દેશ નિર્દેશ ને નિર્ગમદ્વારો | ૧૫૪૮ |
| ૭ | મનઃપર્યયજ્ઞાન | ૮૨૨ | | | |

આ ભાષાન્તર સમિતિતરફથી છપાઇને વેચાયલા ગ્રન્થોની આવકમાંથી ૧૯૭૮ ની રતલામની સભાના ઠરાવથી બ્હાર પાડવામાં આવ્યું છે આ ગ્રંથનું ભાષાન્તર શા. ચુનીલાલ હકમચંદે કર્યું છે તથા સુધારવાનું કાર્ય સાક્ષર શ્રી કુંવરજી આનન્દજી તથા વિદ્યાપ્રેમી મગનલાલ ઉમેદચંદે કરેલ છે, માટે તેનો આ સ્થળે આગમોદય સમિતિના સેક્રેટરી મ્હેશાણા નિવાસી શેઠ. વેણીભાઇ સુરચંદ દ્વારા આ સમિતિ આભાર માને છે. ૧૯૭૯ શ્રાવણ શુદિ ૧.

આગમોદય સમિતિ રતલામ.

# શ્રી વિશેષાવશ્યકની અનુક્રમણિકા.

॥ ॐ अर्हं ॥

॥ श्रीपरमात्मने नमः ॥

શ્રીમજ્જિનભદ્રગણિક્ષમાશ્રમણવિરચિત—

# વિશેષાવશ્યકભાષ્ય

તથા

## મલધારિ શ્રી હેમચંદ્રસૂરિકૃત શિષ્યહિતા નામની વૃત્તિના અનુસારે ગુજરાતી અનુવાદ.



श्रीसिद्धार्थनरेन्द्रविश्रुतकुलव्योमप्रवृत्तोदयः,
सद्बोधांशुनिरस्तदुस्तरमहामोहान्धकारस्थितिः।
दृप्ताशेषकुवादिकौशिककुलप्रीतिप्रणोदक्षमो,
जीयादस्खलितप्रतापतरणिः श्रीवर्धमानो जिनः ॥ १ ॥

શ્રી સિદ્ધાર્થ નરેન્દ્રના પ્રસિદ્ધ કુળરૂપ જે આકાશ તેમાં ઉદય પામેલ, તથા સદ્બોધ (કેવળ જ્ઞાન) રૂપ કિરણોથી દુઃખે તરી શકાય એવા મહામોહરૂપ અન્ધકારનો નાશ કરનાર, તથા અભિમાની બધા કુવાદિરૂપ ઘુવડોના સમૂહના આનંદનો નાશ કરવામાં સમર્થ એવા અસ્ખલિત પ્રતાપી સૂર્ય શ્રી વર્ધમાન જિનેશ્વર જય પામો.

येन क्रमेण कृपया श्रुतधर्म एष, आनीय मादृशजनेऽपि हि संप्रणीतः।
श्रीमत्सुधर्मगणभृत्प्रमुखं नतोऽस्मि, तं सूरिसंघमनघं स्वगुरूंश्च भक्त्या ॥ २ ॥

આ શ્રુતધર્મ અનુક્રમે લાવીને દયાથી મારા જેવા મનુષ્યને જેઓએ આપ્યો તે શ્રીમાન્ સુધર્મગણધરાદિ પવિત્ર આચાર્યોની પરંપરાને તથા મારા ગુરૂને હું ભક્તિથી નમું છું.

आवश्यकप्रतिनिबद्धगभीरभाष्यपीयूषजन्मजलधिर्गुणरत्नराशिः।
ख्यातः क्षमाश्रमणतागुणतः क्षितौ यः, सोऽयं गणिर्विजयते जिनभद्रनामा ॥ ३ ॥

આવશ્યક સૂત્રના ગંભીર ભાષ્યરૂપ અમૃતને ઉત્પન્ન કરવામાં સમુદ્રસમાન, ગુણરૂપ-રત્નોના સમૂહને ધારનાર, અને ક્ષમા[1]શ્રમણપણાના ગુણથી પૃથ્વીમાં જે પ્રસિદ્ધ થયા તે શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણ મહારાજ ઉત્કર્ષવાન્ છે-જયવંતા વર્તે છે.

यस्याः प्रसादपरिवर्धितशुद्धबोधाः, पारं व्रजन्ति सुधियः श्रुततोयराशेः।
सानुग्रहा मयि समीहितसिद्धयेऽस्तु, सर्वज्ञशासनरता श्रुतदेवताऽसौ ॥ ४ ॥

જેની પ્રસન્નતાથી શુદ્ધબોધ વૃદ્ધિ પામવાથી પંડિતો શ્રુતસમુદ્રનો પાર પામે છે એવી અને સર્વજ્ઞના શાસનમાં રાગ ધરાવનાર એવી આ શ્રુતદેવતા ઈષ્ટસિદ્ધિ માટે મારાપર કૃપાળુ થાઓ.

---

૧ જેઓ એક અથવા તેથી વધારે પૂર્વના જ્ઞાનને ધારણ કરનાર હોય તેઓને ક્ષમાશ્રમણ, વાચક, દિવાકર, આદિ વિશેષણો લાગુ પડે છે.

શ્રી આવશ્યક સૂત્ર પ્રથમ અર્થથી તીર્થંકર મહારાજાએ કહ્યું છે, ગણધર મહારાજાએ તે સૂત્રથી રચ્યું છે, [1]ચરણસિત્તરી અને કરણસિત્તરીરૂપ ક્રિયાઓ એ સૂત્રરૂપ વૃક્ષનું મૂળ છે, અને સામાયિક આદિ છ અધ્યયન રૂપ શાસ્ત્ર તેનો સ્કંધ છે. એ સૂત્ર અતિગંભીર અર્થવાળું તથા સર્વ સાધુ અને શ્રાવક વર્ગને નિરન્તર ઉપયોગી જાણીને એના ઉપર ચાદ પુર્વધર શ્રીમાનું ભદ્રબાહુસ્વામિએ "आभिनिबोहिअनाणं सुयनाणं चेव ओहिनाणं च" (૭૯) ઈત્યાદિ ગાથાઓવડે કરેલ વ્યાખ્યાન નિર્યુક્તિના નામથી પ્રસિદ્ધ છે. આ છ અધ્યયનાત્મક આવશ્યક નિર્યુક્તિમાંથી સામાયિક અધ્યયનની નિર્યુક્તિનો અર્થ અત્યન્ત વિચાર કરવાથી પણ જાણવો કઠણ છે છતાં એ અતિશય ઉપકારી છે એમ જાણીને અમૃત રસના ઝરણા સમાન વાણીવાળા શ્રીમાન્ જિનભદ્રગણિક્ષમાશ્રમણ મહારાજે સામાયિક અધ્યયનની નિર્યુક્તિ ઉપર ભાષ્ય કર્યું. જેની શરૂઆત "कयपवयणप्पणामो" ઈત્યાદિ (૧) ગાથાથી થાય છે. આ ભાષ્ય ઉપર શ્રીમાન્ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ મહારાજે પોતે, તેમજ શ્રીમાન્ કોટયાચાર્ય મહારાજે વ્યાખ્યા કરી છે, પરંતુ તે ટીકાઓ અતિશય ગંભીર અને કંઈક સંક્ષિપ્ત (ટૂંકી) હોવાથી આ પાંચમા આરાના પ્રભાવથી બુદ્ધિ આદિમાં હીન થએલા, અને કંઈક વિસ્તૃત વ્યાખ્યાની રૂચિવાળા શિષ્યોને તે વૃત્તિઓ તેવા પ્રકારનો ઉપકાર કરી શકે નહિ એમ માનીને, હું (મલધારી હેમચંદ્રસૂરિ) મંદબુદ્ધિવાળો છું તોપણ વિશેષ મન્દબુદ્ધિવાળા શિષ્યોને બોધ થવા માટે, અને શ્રુતનો અભ્યાસ કરવાને માટે, સરળ વાકયોની રચનાવાલી અને કાંઈક વિસ્તારવાળી આ વૃત્તિ (વ્યાખ્યા) આરંભું છું.

આદિમાં ભાષ્યકાર વિઘ્નોની શાન્તિ માટે મંગળ, અને શિષ્યોની પ્રવૃત્તિ માટે અભિધેયાદિ કહે છે.

कयपवयणप्पणामो वोच्छं चरणगुणसंगहं सयलं।
आवस्सयाणुओगं गुरूवएसाणुसारेणं ॥ १ ॥

પ્રવચનને પ્રણામ કરીને, ચરણ તથા ગુણના સંપૂર્ણ સંગ્રહરૂપ આવશ્યકના અનુયોગને, ગુરૂના ઉપદેશને અનુસારે, હું (જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ) કહીશ. ૧

૧ જે વડે જેથી અથવા જેને વિષે જીવાદિ પદાર્થો કહેવાય તે પ્રવચન. ૨ અથવા આદિ વચન તે પ્રવચન. શાસ્ત્રનું આદિપણું અમુક તીર્થંકરની અપેક્ષાએ જાણવું. કેમકે "नमस्तीर्थाय" એ વચનથી તીર્થંકરો પણ શ્રુતને તીર્થ સ્થાપન કરવા પહેલાં નમસ્કાર કરે છે. ૩ અથવા જીવાદિ તત્ત્વો જે કહે છે તે પ્રવચન. ૪ અથવા ચતુર્વિધ શ્રમણ સંઘ તે પણ પ્રવચન કહેવાય. કારણ કે દ્વાદશાંગ રૂપ તીર્થનો આધાર સંઘ છે. એવા પ્રવચનને નમસ્કાર કરીને, ચરણ-ગુણના સંગ્રહરૂપ આવશ્યકનો અનુયોગ-વ્યાખ્યા કહીશ; જેથી સંસાર સમુદ્રનો પાર પમાય. તે ચરણ વ્રત-શ્રમણ ધર્માદિ મૂલગુણો. ૧ અને ગુણ એટલે પિંડ વિશુદ્ધિ આદિ ઉત્તરગુણો. ૨ અથવા ચરણ એટલે દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ચારિત્ર, તથા ગુણ એટલે દર્શન અને જ્ઞાન. તે ત્રણે (દેશ સર્વવિરતિ

૧ ૫ મહાવ્રત ૧૦ યતિધર્મ ૧૭ સંયમ ૧૦ વૈયાવૃચ્ચ ૯ બ્રહ્મચર્યગુપ્તિ ૩ જ્ઞાનદર્શનચારિત્ર ૧૨ તપ ૪ કષાયનિગ્રહ એ ચરણ સિત્તરી. ૪ પિંડ વિશુદ્ધિ ૫ સમિતિ ૧૨ ભાવના ૧૨ સાધુપ્રતિમા ૫ ઇંદ્રિય નિરોધ ૨૫ પડિલેહણા ૩ ગુપ્તિ ૪ અભિગ્રહ એ કરણ સિત્તરી.

દર્શન તથા જ્ઞાન ) નો સંગ્રહ કરનાર આ અનુયોગ કહીશ. ૧ અવશ્ય કરવા યોગ્ય તે આવશ્યક. ૨ અથવા જ્ઞાનાદિ ગુણ રહિત આત્માને જ્ઞાનાદિ ગુણે યુક્ત કરે તે ( આવાસક ) આવશ્યક. તેના વિધિ-પ્રતિષેધથી અર્થની પ્રરૂપણા કરવા રૂપ અનુયોગને કહીશ..

શિષ્ય:—આવશ્યકનો અનુયોગ એટલે આવશ્યકનું વ્યાખ્યાન, અને ચરણ ગુણ સંગ્રહ એટલે જ્ઞાન-દર્શન-ચારિત્રનો સમુદાય. આ પ્રમાણે ભિન્ન અર્થવાળા બન્ને શબ્દો હોવાથી જ્ઞાનાદિ ત્રણેની વ્યાખ્યા આવશ્યકના અનુયોગથી કેમ બની શકે?

ગુરૂ:—સમ્યક્ત્વસામાયિક-શ્રુતસામાયિક-અને ચારિત્રસામાયિક એમ ત્રણ પ્રકારે સામાયિક છે. તેથી એકલા સામાયિકનો અનુયોગ પણ સંપૂર્ણ ચરણ-ગુણનો સંગ્રાહક છે, તો પછી સમસ્ત આવશ્યક કે જે સામાયિક આદિ છ અધ્યયનમય છે, તેનો અનુયોગ સંપૂર્ણ ચરણ ગુણનો સંગ્રાહક હોય એમાં નવાઈ શી?, આ પ્રમાણે આવશ્યક સંપૂર્ણ ચરણ-ગુણ સંગ્રહયુક્ત હોવાથી આવશ્યકનો અનુયોગ પણ તેને સંપૂર્ણ ચરણ-ગુણનો સંગ્રાહક કહ્યો. જેમકે:-જેના હાથમાં દંડ હોય તે દંડી કહેવાય તેમ અહીં સંપૂર્ણ ચરણગુણનો સંગ્રહ આવશ્યકના અનુયોગમાં રહેલો છે માટે આવશ્યકનો અનુયોગ તે સંપૂર્ણ ચરણ ગુણ સંગ્રાહક કહિ શકાય. અથવા ચારિત્ર અને ગુણોનો સંગ્રહ જે આવશ્યકના-અનુયોગમાં હોય તે અનુયોગ ચરણગુણ સંગ્રાહક કહેવાય. આ પ્રમાણે બહુવ્રીહિ સમાસથી અર્થ કરતાં કાંઈ શંકાજ રહેતી નથી. માત્ર "સકળ" એ વિશેષણ આવશ્યકના અનુયોગનું સમજવું. પણ તે ચરણ-ગુણ સંગ્રહના સંપૂર્ણપણાની અપેક્ષાએ સમજવું. પણ આ બહુવ્રીહિ સમાસ કષ્ટગ્રાહ્ય હોવાથી ઉપેક્ષા પાત્ર છે. એટલે કે ચરણ ગુણ સંગ્રહના સંપૂર્ણપણાને દર્શાવવા માટે આવશ્યકના અનુયોગને સંપૂર્ણપણાનું વિશેષણ આપવું એ ઠીક લાગતું નથી માટે બીજી વ્યાખ્યાની ઉપેક્ષા કરવામાં આવે છે.

શિષ્ય:—"સામાયિક ત્રણ પ્રકારનું છે" ઈત્યાદિ વચનથી સામાયિક સંપૂર્ણ ચરણ ગુણ સંગ્રાહક છે. પણ તેથી સામાયિકના અનુયોગનું સંપૂર્ણ ચરણગુણ સંગ્રાહકપણું કેમ સિદ્ધ થાય?

ગુરૂ:—અહીં સામાયિક એ વ્યાખ્યેય એટલે વ્યાખ્યા કરવા યોગ્ય છે. અને અનુયોગ તે વ્યાખ્યાન છે. વ્યાખ્યેય અને વ્યાખ્યાન એકજ અભિપ્રાયવાળા હોય છે. અહીં અભેદ વિવક્ષા કરી છે. એટલે સામાયિક અને સામાયિકના અનુયોગનો ભેદ ગણવામાં આવ્યો નથી. આ પ્રમાણે સંપૂર્ણ ચરણ-ગુણ સંગ્રહરૂપ જે સ્વરૂપ વિશેષણ કહ્યું તેનાથી ભાષ્યકાર મહારાજે આવશ્યકના અનુયોગનીમહાર્થતા જણાવી.

શિષ્ય:—જો તમે માત્ર પોતાની કલ્પનાથી આવશ્યકનો અનુયોગ કહેશો તો પંડિતોને તે ગ્રાહ્ય નહિ થાય, કારણ કે માર્ગમાં રખડતા પુરૂષના વચન ઉપર જેમ વિશ્વાસ રાખી શકાતો નથી તેમ છદ્મસ્થે સ્વતંત્રપણે કહેલ વચન ઉપર પણ વિશ્વાસ નહિ બેસે.

ગુરૂ:—છદ્મસ્થ છતાં પરમગુરૂના ઉપદેશની અપેક્ષા રાખ્યા વિના સ્વતંત્રપણે કંઈ પણ કહેવાય તે વિશ્વાસ યોગ્ય ન થાય એમ અમે પણ માનીએ છીએ, પણ અમે એ પ્રમાણે સ્વતંત્રપણાથી કહેતા નથી. પરન્તુ તીર્થંકર-ગણધરાદિના ઉપદેશાનુસારે કહીએ છીએ, જેથી અમે કહેલ આવશ્યકનો અનુયોગ વિદ્વાનોને અગ્રાહ્ય વા અવિશ્વસનીય નહિ થાય.

શિષ્ય:—આ ભાષ્યમાં શ્રીમાન્ ભદ્રબાહુ સ્વામિ વિરચિત "સામાયિક નિર્યુક્તિ" ની વ્યાખ્યા કહેવાશે, છતાં આવશ્યકનો અનુયોગ કહેવાશે, એમ કહો છો તો આમ પરસ્પર વિરૂદ્ધ કેમ કહો છો?

આચાર્ય—ત્હારૂં એ કથન અમારા અભિપ્રાય જાણ્યા સિવાયનું છે. કેમકે સામાયિક એ ૫ વિધ આવશ્યકનો એક વિભાગ હોવાથી આવશ્યકરૂપજ છે; અને સામાયિક નિર્યુક્તિ તે તેના વ્યાખ્યાન રૂપ છે, વ્યાખ્યેય અને વ્યાખ્યાન ઉભય એકજ અભિપ્રાય વાળા હોય છે, એમ અમે ઉપર કહી આવ્યા છીએ, માટે સામાયિક અને સામાયિકની નિર્યુક્તિ ઉભય આવશ્યક સ્વરૂપ છે, અને તેનું આ ગ્રંથમાં વ્યાખ્યાન કરાશે, તેથી "આવશ્યકનો અનુયોગ કહીશું" એમ કહેવું, એ વિસંવાદયુક્ત નથી.

આ પહેલી ગાથાના 'કયપવયણપ્પણામો' એ પ્રથમ પાદથી વિઘ્નના સમુદાયનો નાશ કરવાને મંગળભૂત ઇષ્ટદેવતાને નમસ્કાર કર્યો છે, અને શેષ ત્રણ પાદથી (૧) અભિધેય (૨) પ્રયોજન ને (૩) સંબંધ કહ્યા છે. (૧) "आवस्सयाणुओगं वोच्छं-એટલે આવશ્યકનો અનુયોગ કહીશ" એ પદથી આ ગ્રંથમાં આવશ્યકનો અનુયોગ તે અભિધેય છે. (૨) સંપૂર્ણ ચરણ-ગુણ સંગ્રાહકપણાથી આ શાસ્ત્ર જ્ઞાન-દર્શન-ચારિત્રનો આધાર છે, અને તદ્રૂપ શાસ્ત્ર તે શ્રવણ-પઠન આદિ વડે સ્વર્ગ તથા મોક્ષનું કારણ થાય છે. તેથી સ્વર્ગ અને મોક્ષ એજ આ શાસ્ત્રના પઠનાદિનું પ્રયોજન છે. (૩) અહિં વાચ્ય-વાચકભાવ નામનો સંબંધ છે, એટલે કે આ ગ્રંથમાં આવશ્યકનો અનુયોગ એ વાચ્ય છે, અને અક્ષરાત્મક આ ગ્રંથ તે વાચક છે. આ પ્રમાણે અભિધેય આદિના કથનથી શાસ્ત્ર શ્રવણાદિમાં શિષ્યની પ્રવૃત્તિ સિદ્ધ કરી, જો અભિધેયાદિ ન કહ્યા હોય તો "આ શાસ્ત્ર અભિધેયાદિ રહિત હોવાથી શ્રવણાદિ યોગ્ય નથી." એમ માનીને કોઈ તેના શ્રવણાદિમાં પ્રવૃત્તિ ન કરે.

શિષ્ય:—અર્હન્તઆદિ દેવો દેવપણે પ્રસિદ્ધ છે તો તેમને મુકીને ગ્રંથકારે પ્રવચનને નમસ્કાર શા માટે કર્યો? ગુરૂ:—"नमस्तीर्थाय" એવું વચન તીર્થંકર મહારાજાઓ પણ દેશનાની શરૂઆતમાં કહે છે; તેથી અર્હન્તોને પણ તીર્થશબ્દથી કહેવાતું એવું પ્રવચન નમસ્કાર કરવા યોગ્ય છે, વળી પ્રવચનના ઉપદેશથીજ આપણે અર્હન્તાદિને જાણી શકીએ છીએ, તેમજ પ્રવચનના આધારથીજ તીર્થ-શાસન પણ દીર્ઘકાળ પર્યન્ત પ્રવર્તે છે, ઈત્યાદિકારણોથી અપેક્ષાયે અર્હન્તો કરતાં પણ પ્રવચન મુખ્ય હોવાથી અને તે પ્રવચન જ્ઞાનાદિગુણાત્મક હોવાથી તેનું ઇષ્ટદેવપણું કહેવું એ કંઈ વિરૂદ્ધ નથી. વળી પ્રવચનને નમસ્કાર કરતાં આચાર્યશ્રીએ આગમતત્ત્વના જ્ઞાનરસવડે રક્તહૃદયથી પ્રવચન ઉપર પોતાની અતિશય ભક્તિ જણાવી છે.

મહાબુદ્ધિશાળી પૂર્વાચાર્યોએ આ ગાથાનું અને આખાગ્રંથનું ગંભીરવાક્યરચનાથી વ્યાખ્યાન કર્યું છે. તે વ્યાખ્યાન જો કે યુક્ત છે, પરન્તુ સાંપ્રતકાળના મન્દબુદ્ધિવાળા શિષ્યોને તે વ્યાખ્યાન સારી રીતે અર્થજ્ઞાન કરાવી શકે તેમ નથી એમ જાણીને મેં મન્દમતિવાળાએ મારાથી મન્દમતિવાળા શિષ્યો સમજી શકે તેટલા માટે જેવી રીતે આ ગાથાની સરળ વ્યાખ્યા કરી છે તેવીજ રીતે આ આખાગ્રંથની સરળ વ્યાખ્યા કરીશ. અહીં એવી શંકા ન કરવી કે મહાબુદ્ધિશાળી પૂર્વાચાર્યોના વચનથી જેઓને અર્થબોધ ન થયો તેઓને તમારા જેવાના વચનથી અર્થબોધ કેમ થશે? કારણ કે સમાનશીળવાળાના વચનથીજ સમાનશીળવાળા પુરૂષોને અર્થબોધ થાય છે, ગામડીયાઓને ગામડીયાઓથી અને મ્લેચ્છોને મ્લેચ્છોથી સ્હેલથી અર્થનું જ્ઞાન થાય છે, પણ પંડિતોથી નથી થતું. તેમજ મંદબુદ્ધિવાળાને મન્દબુદ્ધિવાળાએ કહેલ સરળભાષાથી અર્થજ્ઞાન થાય છે, પરન્તુ વિવિધપ્રકારની સંસ્કારવાળી રચનાથી નથી થતું. ૧.

અહીં આવશ્યકનો અનુયોગ કહેવાનો છે એમ કહ્યું, પરંતુ એનું ફળ આદિ શું છે કે જેને જાણીને અમે તે શ્રવણ કરવાને પ્રવૃત્તિ કરીએ ?. બુદ્ધિમાન્ વિનીત શિષ્યની આવી જીજ્ઞાસા તૃપ્ત કરવાને આચાર્યશ્રી આવશ્યકના અનુયોગ સંબંધી ફળ આદિ કહેવાને માટે સંગ્રહની ગાથા કહે છે.

तस्स फल–जोग–मंगल–समुदायत्था तहेव दाराइं ।
तब्भेय–निरुत्ति–क्कम–पओयणाइं च वच्चाइं ॥ २ ॥

તેનું ( આવશ્યકના અનુયોગનું ) [1]ફળ-[2]યોગ-[3]મંગળ-[4]સમુદાયાર્થ-અનુયોગના દ્વારો[5]-તે દ્વારોના ભેદ[6]-નિરૂક્તિ[7]-ક્રમ[8] અને પ્રયોજન[9] કહેવાનાં છે. ૨.

આ ગ્રંથમાં બુદ્ધિમાનોની પ્રવૃત્તિ માટે આવશ્યકના અનુયોગનું મોક્ષપ્રાપ્તિરૂપ ફળ કહેવાશે ૧. આવશ્યકનો અનુયોગ શિષ્યને કયારે આપવો ? તે રૂપ યોગ એટલે સંબંધ અથવા પ્રસ્તાવ કહેવાશે ૨. આવશ્યકનો અનુયોગ કહેતાં મંગળ કયું છે ? તેનો નિશ્ચય કરાશે ૩. સામાયિકાદિ અધ્યયનોનો " सावज्जजोगविरई उक्कित्तण गुणवओ य पडिवत्ती " ઇત્યાદિ ગાથા ( ૯૦૨ ) વડે સાવદ્યયોગની વિરતિ આદિરૂપ સમુદાયાર્થ કહેવાશે ૪. તેમજ ઉપક્રમ નિક્ષેપ આદિ અનુયોગના દ્વારો ૫ અને તે દ્વારોના ભેદો કહેવાશે. જેમકે— આનુપૂર્વી, નામ, પ્રમાણ, વક્તવ્યતા, અર્થાધિકાર, અને સમવતાર એ ૭ પ્રકારે ઉપક્રમ છે; ઓઘનિષ્પન્ન નામનિષ્પન્ન અને સૂત્રાલાપકનિષ્પન્ન એમ ત્રણપ્રકારે નિક્ષેપ છે; સૂત્ર અને નિર્યુક્તિના ભેદથી અનુગમ બે પ્રકારે છે, નૈગમાદિક નયો સાત પ્રકારે છે, ઇત્યાદિ ભેદો કહેવાશે ૬. આરંભ કરવા નજીક લાવવું તે ઉપક્રમ, નજીક લવાયેલ શાસ્ત્રનું નામ-આદિ ભેદોથી સ્થાપન કરવું તે નિક્ષેપ, ઇત્યાદિ શબ્દની વ્યુત્પત્તિરૂપ નિરૂક્ત કહેવાશે. ૭. તે પછી એ ઉપક્રમાદિ દ્વારોનો નિયતક્રમ કહેવાશે, જેમકે આરંભ નહિ કરાએલાનો નિક્ષેપ નથી કરાતો, નિક્ષેપ નહિ કરાએલાનો અનુગમ નથી થતો ઇત્યાદિ. ૮. આ ઉપક્રમાદિ દ્વારો શાસ્ત્ર જાણવામાં નગરદ્વારના દૃષ્ટાન્તની જેમ ઉપકારી છે. જેમકે કોઈ કિલ્લાવાળા મોટા નગરને એક પણ દરવાજો ન હોય તો તે નગરમાં લોકો આશ્રય કરતા નથી, તેમજ એકાદ દરવાજો હોય તો પણ તેમાં જવા આવવાની મુશ્કેલી પડે, પરન્તુ ન્હાના ન્હાના અનેક દરવાજા સહિત મુખ્ય ચાર દરવાજા હોય તો તેમાં સર્વજનો સુખે આશ્રય કરે, અને તેમાં જવા આવવાની પણ સુગમતા થાય, તેવીજ રીતે આ શાસ્ત્ર પણ ઉપક્રમાદિદ્વારોવાળું હોવાથી તેનો સુખ પૂર્વક બોધ થઈ શકે તેમ છે, તેથી તેનું ગ્રહણ ધારણ ચિન્તવન આદિ સરળતાથી થાય છે. ૯. આવી રીતે ઉપક્રમાદિ દ્વારોનું પ્રયોજન છેવટે કહેવાશે. ૨.

આ સંગ્રહગાથાનો વિસ્તારથી અર્થ કહેવાની ઈચ્છા રાખનાર ભાષ્યકાર મહારાજ વિદ્વાનોની પ્રવૃત્તિ માટે પ્રથમ આવશ્યકના અનુયોગનું ફળ પ્રતિપાદન કરનારી ગાથા કહે છે.

नाण–किरियाहिं मोक्खो तम्मयमावस्सयं जओ तेणं ।
तव्वक्खाणारम्भो कारणओ कज्जसिद्धि त्ति ॥ ३ ॥

જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે, અને આવશ્યક સૂત્ર જ્ઞાનક્રિયામય છે, તેથી તેના—આવશ્યકના વ્યાખ્યાનનો આરંભ કર્યો છે. કેમકે કારણથી કાર્યની સિદ્ધિ થાય છે. ૩.

(૧) સમ્યગ્બોધરૂપ જ્ઞાન, તથા (૨) સાવદ્ય યોગની વિરતિ, અને નિરવદ્ય યોગનું

સેવન કરવારૂપ ક્રિયા, એ ઉભયથી સર્વકર્મરૂપ મળ કલંકનો નાશ થવા રૂપ મોક્ષ સધાય છે, એ વાત સર્વ શિષ્ટપુરૂષોને માન્ય છે. અહીં સમ્યગ્દર્શન તે સમ્યગ્ જ્ઞાનમાં અન્તર્ભૂત છે; કેમકે સમ્યગ્દર્શનવડેજ જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે. તે સમ્યગ્દર્શનના અભાવે જ્ઞાન તે અજ્ઞાન સ્વરૂપ છે.

શિષ્ય:—જો જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે, તો પછી આવશ્યકના અનુયોગને કહેવાનું અહીં શું પ્રયોજન છે? કે જેથી મોક્ષની ઇચ્છાએ બુદ્ધિમાનો આ આવશ્યક-અનુયોગમાં પ્રવૃત્તિ કરે?

ગુરૂ:—આ આવશ્યક (અનુયોગ) એ જ્ઞાન ક્રિયાનું કારણ છે. તેથી તે જ્ઞાનક્રિયા સ્વરૂપજ છે; જેમ ઘી આયુની વૃદ્ધિનું કારણ હોવાથી લોકમાં ઉપચારથી ઘીને આયુષ્ય કહેવાય છે; નં વલનું પાણી પગના રોગનું કારણ હોવાથી તેને પગનો રોગ કહેવાય છે; આવી રીતે લોકમાં કારણને ઉપચારથી કાર્ય કહેવાય છે, તેમ પ્રસ્તુત અનુયોગના વિષયભૂત સામાયિકાદિ છ અધ્યયન સ્વરૂપ આવશ્યક પણ સમ્યગ્જ્ઞાનક્રિયાનું કારણ હોવાથી સમ્યગ્જ્ઞાનક્રિયાસ્વરૂપ છે. માટે એ આવશ્યકસૂત્રનું અધ્યયન શ્રવણ ચિન્તન અને તેમાં કહેલું અનુષ્ઠાન કરનારને અવશ્ય સમ્યગ્જ્ઞાનક્રિયાની પ્રાપ્તિ થવાથી મોક્ષ ફળની સિદ્ધિ થાય છે. આ કારણથી આવશ્યકના અનુયોગમાં બુદ્ધિમાનોએ પ્રવૃત્તિ કરવી.

શિષ્ય:—જો એ પ્રમાણે "આવશ્યકથી જ્ઞાન ક્રિયાની પ્રાપ્તિ અને તેથી મોક્ષરૂપ ફળની સિદ્ધિ થાય છે," તો તે પરંપરાએ આવશ્યકનું ફળ થયું, પણ તેના અનુયોગનું ન થયું, અને અહીં તો આવશ્યકના અનુયોગના ફળનો વિચાર ચાલે છે.

ગુરૂ:—આવશ્યક એ વ્યાખ્યેય છે, અને અનુયોગ એ તેનું વ્યાખ્યાન છે, વ્યાખ્યાનમાં વ્યાખ્યેયગત સર્વ અભિપ્રાય પ્રગટ કરાય છે, તેથી વ્યાખ્યેયનું જે ફળ તે ફળ વ્યાખ્યાનનું અવશ્ય જાણવું. કારણ કે વ્યાખ્યેય અને વ્યાખ્યાન બન્ને એકજ અભિપ્રાયવાળા હોય છે, માટે મોક્ષ ફળ ઇચ્છનારાએ આવશ્યકના અનુયોગમાં અવશ્ય પ્રવૃત્તિ કરવી જોઇએ, કેમકે તેથી જ્ઞાન-ક્રિયાની પ્રાપ્તિ, અને જ્ઞાન-ક્રિયા પામવાથી મોક્ષરૂપ ફળની સિદ્ધિ થાય છે.

શિષ્ય:—જો કે આવશ્યકના અનુયોગથી જ્ઞાન-ક્રિયાની પ્રાપ્તિ અને તેથી મોક્ષની સિદ્ધિ થાય; તો પણ તેમાંજ શા માટે પ્રવૃત્તિ કરવી? અને બીજે ગમે ત્યાં 'ષષ્ટિતંત્રાદિમાં કેમ ન કરવી?

ગુરૂ:—કારણથીજ કાર્યની સિદ્ધિ થાય છે. જેમકે સારી રીતે નિશ્ચિત થએલા કારણમાં બુદ્ધિમાનો પ્રવૃત્તિ કરે તોજ ઈચ્છિત સંપૂર્ણ કાર્ય સિદ્ધ થાય, પણ જો તેથી ઉલટું કારણ વિનાજ કાર્ય સિદ્ધ થતું હોય તો ઘાસમાંથી પણ સુવર્ણ-મણિ-મોતી વિગેરેની પ્રાપ્તિ થવી જોઈએ, અને તેમ થતાં આખું જગત્ દરિદ્રતા વિનાનું થઈ જાય, પરન્તુ એમ થવું અસંભવિત છે. અહીં પ્રસ્તુતમાં આવશ્યકનો અનુયોગજ પરંપરાએ મોક્ષનું કારણ છે, પણ ષષ્ટિતંત્રાદિ શાસ્ત્ર મોક્ષનાં કારણો નથી. કારણ કે આ આવશ્યકનો અનુયોગ જ્ઞાન-ક્રિયા ઉત્પન્ન કરવા વડે મોક્ષને સાધે છે. અને બીજા ષષ્ટિતંત્રાદિ શાસ્ત્રો જ્ઞાન-ક્રિયારૂપ ન હોવાથી પરંપરાએ પણ મોક્ષને સાધનાર નથી. ૩

---

૧ ષષ્ટિતંત્ર એ સાંખ્યદર્શનનો મૂળ ગ્રંથ છે, તેમાં ૬૦ વિષયોપર વર્ણન કરાયેલું છે. તે માટે જુઓ ઈશ્વરકૃત સાંખ્યકારિકા, અને તે ઉપરની વાચસ્પતિમિશ્રની સાંખ્યતત્ત્વકૌમુદી નામની ટીકા તથા ગૌડપાદાચાર્યનું ભાષ્ય.

भव्वस्स मोक्खमग्गाहिलासिणो ठियगुरुव्वएसस्स ।
आईए जोग्गमिणं बाल–गिलाणस्स वाहारं ॥ ४ ॥

ગુરૂના ઉપદેશ પ્રમાણે ચાલનાર અને મોક્ષમાર્ગના અભિલાષિ એવા ભવ્યજીવને સર્વ શ્રુતની આદિમાં બાળ અથવા રોગીને ઉચિત આહાર આપવાની પેઠે પ્રથમ આ આવશ્યક સૂત્રજ આપવું યોગ્યછે. ૪

સમગ્ર દ્વાદશાંગીરૂપ શ્રુતનો અભ્યાસ કરાવવા અગાઉ ગુરૂજી શિષ્યને આવશ્યકનો ઉપદેશ કરે છે. મોક્ષે જવાને લાયક જીવને 'ભવ્ય' કહેવામાં આવે છે, ભવ્ય છતાં પણ મોક્ષની અભિલાષા વિનાનો હોય તો તે દૂરભવ્ય કહેવાય, તેવા દૂરભવ્યને આવશ્યકનો અનુયોગ આપવો ઉચિત નથી, માટે મોક્ષમાર્ગનો અભિલાષિ એટલે સમ્યગ્ દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ ઉત્તરોત્તર વિશુદ્ધ ગુણને ઇચ્છનારો હોય, તથા ગુરૂઉપદેશમાં સ્થિત હોય–ગુરૂનો ઉપદેશ કર્તવ્યપણે પરિણમાવેલ હોય તેવા શિષ્યને આવશ્યકનો અનુયોગ આપવો.

શિષ્ય ઉત્તરોત્તર વિશુદ્ધ ગુણને ઈચ્છનાર હોય, પણ જો ગુરૂઉપદેશમાં સ્થિત ન હોય તો તેને આવશ્યકનું વ્યાખ્યાન ન કરવું તે તાત્પર્યાર્થ છે. પૂર્વોક્ત શિષ્યને બાળક અથવા રોગીને વૈદ્યો જેમ ઉચિત આહાર આપે છે, તેમ આચાર્ય મહારાજ શરૂઆતમાં આવશ્યકનો અનુયોગ આપે છે, અર્થાત્ વૈદ્યો શરૂઆતમાં બાળકને હલકો–મધુર આદિ આહાર આપે છે, અને રોગીને શબ વિગેરે જે વખતે જે ઉત્તરોત્તર–બળ–પુષ્ટિ આદિનો હેતુ હોય એવો આહાર આપે છે. તેવીજ રીતે ઉપર જણાવેલ એવા ભવ્યાત્માને ઉત્તરોત્તર ગુણવૃદ્ધિના કારણભૂત આવશ્યકનો ઉપદેશ મુનિપુંગવો ને આચાર્ય મહારાજા આપે છે. ૪

હવે બીજુ યોગદ્વાર કહે છે.

ઉત્તમ પ્રકારના ભવ્યાત્માને શરૂઆતમાં આવશ્યક આપવું યોગ્ય છે, એટલુંજ જાણીને ગુરૂમહારાજ તે ભવ્યને આવશ્યક આપે છે કે બીજી કોઈ વિધિની અપેક્ષા રાખે છે? શિષ્યની આવી શંકાનું સમાધાન કરવાને શ્રીગુરૂમહારાજ કહે છે કે—

कयपंचनमोकारस्स दिन्ति सामाइयाइयं विहिणा ।
आवासयमायरिया कमेण तो सेसयसुयं पि ॥ ५ ॥

જેણે મંગળ માટે પંચનમસ્કારનો ઉચ્ચાર કર્યો હોય એવા શિષ્યને આચાર્ય મહારાજ વિધિપૂર્વક સામાયિકાદિ આવશ્યક આપે છે, અને તે પછી તેવીજ રીતે સર્વશ્રુત પણ આપે છે. ૫.

મંગળ માટે જેણે પંચનમસ્કારનો ઉચ્ચાર કર્યો હોય, એવા ભવ્યાદિવિશેષણયુક્ત શિષ્યને પ્રશસ્ત દ્રવ્ય ક્ષેત્ર કાળ ને ભાવરૂપ તથા પ્રશસ્ત દિશા તરફ રહેવું જોઇએ તે રૂપ શાસ્ત્રોક્ત વિધિથીજ સામાયિકાદિરૂપ આવશ્યક સૂત્ર આચાર્ય મહારાજ આપે છે. પરન્તુ આ યોગ્ય છે એટલુંજ માત્ર જાણીને સૂત્રાદિની વાચના આપતા નથી. આ પ્રમાણે આવશ્યક આપ્યા પછી આચારાંગાદિ શ્રુત આપે છે, અને એમ કરતાં કરતાં શિષ્યને સર્વ શ્રુતોદધિનો પાર પમાડે છે. ૫.

આવશ્યક સૂત્રની માફક તેના અનુયોગને આપવામાં પણ આજ વિધિ છે, તે જણાવવાને કહે છે.

तेणेव याऽणुओगं कमेण तेणेव याऽहिगारोऽयं ।
जेण विणेयहियत्थाय थेरकप्पक्कमो एसो ॥ ६ ॥

તે સૂત્ર આપવો અનુક્રમથીજ આચાર્ય મહારાજ અનુયોગને પણ આપે છે, અને તેજ ક્રમે આ આવશ્યક સૂત્રના અનુયોગનો પણ અધિકાર છે; કેમકે શિષ્યવર્ગના હિત માટે સ્થવિર કલ્પનો આગલ કહેવાશે તેવો ક્રમ છે. ૬.

ઉપર પાંચમી ગાથામાં કહ્યા મુજબ પંચનમસ્કાર ઉચ્ચારણ કરવારૂપ સૂત્ર વિધિના અનુક્રમથી વ્યાખ્યાનરૂપ અનુયોગ આચાર્ય મહારાજ શિષ્યને આપે છે. આવશ્યક સૂત્રપ્રદાનક્રમ અને આવશ્યક વ્યાખ્યાનપ્રદાનક્રમ આ બે પ્રકારના અનુક્રમમાં અહીં અનુયોગ અનુક્રમ પ્રસ્તુત હોવાથી આ ગાથાના પ્રારંભથી અનુયોગપ્રદાનનો અધિકાર અહિંઆં ઈષ્ટ છે. કારણ કે શિષ્ય વર્ગને ઉત્તરોત્તર ગુણ પ્રાપ્તિ માટે સ્થવિરોનો એટલે ગચ્છવાસી સાધુઓનો સામાચારી વિશેષ રૂપ આવો કલ્પ છે. એ કલ્પનું સ્વરૂપ અને ક્રમ હવે પછીની ગાથામાં કહેવાશે. ૬.

पव्वज्जा सिक्खावयमत्थग्गहणं च अनिअओ वासो ।
निप्फत्ती य विहारो सामायारी ठिई चेव ॥ ७ ॥

પ્રવજ્યા[૧], શિક્ષાપદ[૨], અર્થ ગ્રહણ[૩], અનિયતવાસ[૪], નિષ્પત્તિ[૫], વિહાર[૬], અને સામાચારીની સ્થિતિ[૭] (આ સાત પ્રકારે સ્થવિર કલ્પનો ક્રમ છે) ૭.

પ્રથમ તો ગુણવાન્ ગુરુએ વિધિપૂર્વક આલોચના દઈને યોગ્ય વિનીત શિષ્યને પ્રશસ્ત દ્રવ્યક્ષેત્રાદિમાં વિધિપૂર્વક દીક્ષા આપવી. ૨. તે પછી એ દીક્ષા આપેલ શિષ્યને શિક્ષાનો અધિકાર હોય છે. તે શિક્ષા બે પ્રકારની છે એક ગ્રહણશિક્ષા એટલે શાસ્ત્રનો અભ્યાસ, અને બીજી આસેવનાશિક્ષા એટલે પડિલેહણ આદિ ક્રિયા શિખવવી, તેમાં બાર વર્ષ પર્યંત સૂત્ર ભણવું, તે ગ્રહણશિક્ષા; અને પડિલેહણાદિ ક્રિયાનો ઉપદેશ તે આસેવનાશિક્ષા.

(આ ગાથામાં જે સિક્ખાવય પદ છે તેની હમે શિક્ષાપદ એવી વ્યાખ્યા કરી છે. છતાં બીજા આચાર્યો શિક્ષાશબ્દથી વ્રતપદ જુદું કરીને એવો અર્થ કરે છે કે શિક્ષા દશવૈકાલિકનું ચોથું અધ્યયન કે આચારાંગનું શસ્ત્રપરિજ્ઞા અધ્યયન થયા પછી પંચ મહાવ્રત અને છઠું રાત્રિ ભોજન વિરમણ રૂપ જે વ્રતો તેમાં શિષ્યને સ્થાપન કરવો તે શિક્ષાવ્રત, પરન્તુ બૃહત્કલ્પચૂર્ણિમાં અને પ્રાચીનટીકામાં એ પ્રમાણે જણાતું નથી, તેથી એ વ્યાખ્યાનની ઉપેક્ષા કરીએ છીએ.) ૨.

દીક્ષા ગ્રહણ કરાવ્યા પછી શિષ્યને બાર વર્ષ પર્યન્ત સૂત્ર ભણાવવું. તે પછી બાર વર્ષ પર્યન્ત એ સૂત્રનો અર્થ સમજાવવો. કારણ કે જેમ હળ કે રેંટ અથવા પાણીમાંથી જૂટેલો ભૂખ્યો બળદ સારું અથવા ખરાબ ઘાસ સ્વાદનો અનુભવ કર્યા સિવાય ખાઈ જાય છે, અને પછી વાગોળતી વખતે એનો સ્વાદ અનુભવે છે, તેવીજ રીતે શિષ્ય પણ પ્રથમ અર્થ જાણ્યા વિના બાર વર્ષ સુધી સૂત્ર ભણે તે વખતે તેનો અર્થ નહિ જાણવાથી શિષ્યને રસ પડતો નથી, પરન્તુ અર્થ ગ્રહણ કરતી વખતે રસ પડે છે. અથવા જેમ ખેડૂત પ્રથમ કાંગ આદિ ધાન્ય વાવે છે, પછી તેનું રક્ષણ કરીને પકવે છે, તે પછી તેને

કાપી મસળી સાફ કરીને ઘેર લાવીને નિશ્ચિંતપણે તેનો ઉપભોગ કરે છે, જો તેમ ન કરે તો ધાન્ય વાવવા આદિનો તેનો શ્રમ નિષ્ફળ જાય. તેજ પ્રમાણે શિષ્ય પણ બાર વર્ષ સુધી સૂત્ર ભણીને જો તેનો અર્થ ગ્રહણ ન કરે તો તેને તેના અધ્યયનનો શ્રમ નિષ્ફળ જાય. માટે સૂત્ર ભણ્યા બાદ બાર વર્ષ પર્યન્ત અવશ્ય તેનો અર્થ સાંભળવો. આ પ્રમાણે સ્થવિર કલ્પનો ક્રમ છે કે પ્રથમ દીક્ષા આપવી, તે પછી સૂત્ર ભણાવવું અને તે પછી તેનો અર્થ ભણાવવો. આથી અનુયોગ આપવાના ક્રમનો અહીં અધિકાર છે એમ જે પૂર્વે કહ્યું હતું તેનો અહીં સંબંધ જોડે છે કે સૂત્ર અધ્યયન કર્યા બાદ તેના અર્થ વ્યાખ્યાન રૂપ સ્થવિર કલ્પનો ક્રમ છે, અને અર્થ કહેવા રૂપ આવશ્યકના અનુયોગનેજ શાસ્ત્રકારે કહેવાનો આરંભ કર્યો છે. (૩) આટલી બાબત આ ગાથામાં ચાલતા વિષયને ઉપયોગી છે. આ સિવાય જે બીજું કહેવાશે તે બધું પ્રાસંગીક છે.

ઉપર કહ્યા પ્રમાણે સૂત્રાર્થ ભણેલો શિષ્ય જો આચાર્ય પદને લાયક હોય તો ઓછામાં ઓછા બે મુનિઓ અને ત્રીજો પોતે એમ ત્રણ જણને ગ્રામ-નગર-સંનિવેશ આદિમાં વિહાર કરાવી બાર વર્ષ સુધી વિવિધદેશોના દર્શન અવશ્ય કરાવવાં. અને જો તે શિષ્ય આચાર્યપદને લાયક ન હોય તો તેને માટે આ દેશાટનનો નિયમ નથી.

શિષ્ય:—આચાર્યપદને લાયક શિષ્ય શા માટે દેશોનાં દર્શન કરે?

ગુરુ:—વિવિધ દેશોમાં વિહાર કરતાં તે તીર્થંકરોની જન્મભૂમિ દીક્ષાભૂમિ વિગેરે જુએ, તે જોઈને વિચારે કે—અહીં તીર્થંકરો જન્મ્યા હતા, અહીં દીક્ષા લીધી હતી, અહીં મોક્ષે ગયા હતા, ઈત્યાદિ વિચારતાં તેને અતિશય આનંદ થાય છે, અને તેથી પોતે સમકિતમાં સ્થિર થાય છે, તેમજ બીજાઓને પણ સ્થિરતા કરાવે છે. વળી જુદા જુદા દેશોમાં ફરતાં અતિશય શ્રુતજ્ઞાની આચાર્યોના દર્શનથી સૂત્રાર્થ સંબંધી અને સામાચારી સંબંધી વિશેષ જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેમજ જુદા જુદા દેશોની ભાષા અને આચારનું પણ જ્ઞાન થાય છે. તેથી તે તે દેશોમાં જન્મેલા શિષ્યોને તે તે ભાષામાં ધર્મોપદેશ આપી શકે છે. પછી એ ધર્મોપદેશથી બોધ પામેલાઓને દીક્ષા આપે છે, પૂર્વે દીક્ષા પામેલાઓ તેની ઉપસંપદા-નિશ્રા અંગીકાર કરે છે, અને આ ગુરૂ સર્વ ભાષા તથા આચારમાં કુશળ છે એમ જાણીને તે પ્રતીચ્છકોને તેના પર પ્રીતિ થાય છે. આ પ્રમાણે આચાર્યપદને લાયક હોય એવા શિષ્યને બાર વર્ષ સુધી દેશ દર્શન કરાવવા રૂપ અનિયત વાસ કરાવવો, એથી ઘણા શિષ્યોની પ્રાપ્તિ બાદ આચાર્ય પદ પામીને સ્વ-પરનો ઉપકાર કરે. લાંબો દીક્ષાપર્યાય પાળી બીજા યોગ્ય શિષ્યને પોતાના પદ પર સ્થાપી પોતે ભગવન્તે કહેલા માર્ગમાં વિશેષ અનુષ્ઠાન કરે. એ વિશેષ અનુષ્ઠાન બે પ્રકારે છે. (ક) સંલેખનાદિ કરીને ભક્ત પરિજ્ઞા ૧ ઇંગિની ૨ અને પાદોપગમન ૩ રૂપ અનુષ્ઠાનથી મરણ અંગીકાર કરે, અથવા (ખ) જિનકલ્પ-પરિહાર વિશુદ્ધિ-અથવા યથાલન્દિક કલ્પ અંગીકાર કરે, આ બન્ને પ્રકારના અનુષ્ઠાનમાં તે તે અનુષ્ઠાનની સામાચારી જાણીને પ્રવૃત્તિ કરે.

પહેલા પ્રકારનું અનુષ્ઠાન કરનાર આચાર્ય—"જેમ પક્ષીઓ પ્રયત્નથી ઇંડાને તૈયાર કરે તેમ પ્રયત્નથી શિષ્યોને તૈયાર કરીને બાર વર્ષની સંલેખના કરે. તે આ પ્રકારે—ચાર વર્ષ છઠ્ઠ અઠમ આદિ વિચિત્ર પ્રકારનો તપ કરે, ચાર વર્ષ દુધ દહિ આદિ વિગય રહિત તપ કરે, બે વર્ષ એકાંતરે આંબિલ કરે, છ માસ મધ્યમ તપ કરીને પારણે પ્રમાણોપેત ભોજનવાળું આંબિલ કરે. બીજા છ માસ છઠ્ઠ અઠ્ઠમાદિ વિકૃષ્ટ તપ કરે અને તે પછી એક

વર્ષ પર્યન્ત એક પચક્ખાણ પૂરું થયા પહેલાં બીજા પ્રત્યાખ્યાનની શરૂઆત જેમાં થાય તે પ્રત્યાખ્યાન કોટીસહિત કહેવાય, એવી રીતે કોટીસહિત આંબિલ કરે. એમ બાર વર્ષની સંલેખના કર્યા પછી યોગ્ય અવસરે ભક્તપરિજ્ઞાદિ કરે, અથવા પર્વતની ગુફામાં જઈ પાદપોગમન અનશન કરે.

બીજા પ્રકારનું અનુષ્ઠાન કરનાર આચાર્ય જિનકલ્પ આદિ અંગીકાર કરે છે. તેમાં પ્રથમ તો મધ્યરાત્રે આ પ્રમાણે વિચારે કે=વિશુદ્ધચારિત્રાનુષ્ઠાન વડે મેં આત્મહિત કર્યું, અને શિષ્યાદિને ઉપકાર કરવાથી પરહિત પણ કર્યું. વળી ગચ્છનું પરિપાલન કરે એવા શિષ્યો પણ હવે તૈયાર થયા છે, તો હવે મારે વિશેષ આત્મહિત કરવું ઉચિત છે. ઇત્યાદિ વિચારીને જો પોતાને વિશિષ્ટજ્ઞાન હોય તો પોતેજ પોતાનું આયુષ્ય કેટલું અવશેષ છે તેનો વિચાર કરે, પોતાને તેવું વિશિષ્ટજ્ઞાન ન હોય તો તેવા જ્ઞાનવાળા બીજા આચાર્યને પૂછીને નિર્ણય કરે. એ પ્રમાણે આયુષ્યનો નિર્ણય થતાં જો આયુષ્ય અલ્પ જણાય તો ભક્તપરિજ્ઞાદિમાંથી કોઇ પણ એક પ્રકારે મરણ અંગીકાર કરે; પણ જો આયુષ્ય દીર્ઘ જણાય અને જંઘાબળ ક્ષીણ થયું હોય તો વૃદ્ધવાસ અંગીકાર કરે, પરન્તુ શક્તિ સારી હોય તો જિનકલ્પાદિમાંથી કોઇ પણ કલ્પનો સ્વીકાર કરે. તેમાં જો જિનકલ્પ સ્વીકારવાની ઇચ્છા હોય તો આ પાંચ તુલના ( ભાવના ) થી પોતાના આત્માની તુલના ( પરીક્ષા ) કરે, તપ-સત્ત્વ-સૂત્ર-એકત્વ અને બળથી, એમ પાંચ પ્રકારે તુલના કરે. જિનકલ્પ અંગીકાર કરનાર આચાર્ય-ઉપાધ્યાય-પ્રવર્તક-સ્થવિર-અને ગણાવચ્છેદક આ પાંચમાંના કોઈ પણ ઘણું કરીને હોય છે. તેઓ ઉપર્યુક્ત પાંચ ભાવનાથી આત્માની તુલના કરે. અને કન્દર્પ-કિલ્બિષિક-આભિયોગિક અસુર અને સંમોહના સંબંધવાળી પાંચ અશુભ ભાવનાઓનો ત્યાગ કરે.

ઉપર જણાવેલ તપ સત્ત્વ આદિ પ્રશસ્તભાવનાથી આત્માની તુલના કરતાં પ્રથમ તપ વડે આત્માની તુલના કરે, તેમાં ક્ષુધાનો એવો જય કરે કે દેવ આદિના ઉપસર્ગથી છ માસ પર્યન્ત શુદ્ધ આહાર આદિ ન મળે તો પણ પીડા ન પામે, (૧) સત્ત્વભાવનાથી ભયનો પરાજય કરે, તે સત્ત્વભાવના પણ પાંચ પ્રકારે છે, તે એવી રીતે કે રાત્રિએ જ્યારે સર્વ સાધુઓ સુઈ જાય ત્યારે પોતે એકલાજ ઉપાશ્રયમાં કાઉસગ્ગ કરે. એ પહેલા પ્રકારની સત્ત્વભાવના થઈ. બીજીમાં ઉપાશ્રયની બહાર રહીને કાઉસગ્ગ કરે. ત્રીજીમાં ચોકમાં રહીને કાઉસગ્ગ કરે. ચોથીમાં શૂન્યગૃહમાં, અને પાંચમીમાં સ્મશાનમાં રહીને કાઉસગ્ગ કરે. એવી રીતે પાંચ સ્થાને કાઉસ્સગ્ગ કરી પાંચ પ્રકારે ભયનો જય કરી સત્ત્વની પરીક્ષા કરે (૨) એ પાંચ પ્રકારની સત્ત્વભાવનાથી આત્માને ભાવિત કર્યા પછી સૂત્ર ભાવનાથી ભાવિત કરે, તે એવી રીતે કે પોતાના નામની પેઠે સૂત્રને એવું પરિચિત કરે કે સૂત્રપરાવર્તન કરવાના અનુસારે રાત્રે અથવા દિવસે ઉચ્છ્વાસ-પ્રાણ-સ્તોક-લવ-મુહૂર્ત વિગેરે કાળ સારી રીતે જાણી શકે. (૩) તે પછી એકત્વભાવનાથી આત્માને ભાવિત કરે. તે એવી રીતે કે એક સંઘાડાના સાધુ આદિની સાથે પણ પૂર્વે થએલા આલાપ-સંલાપ-સૂત્રાર્થ ને સુખદુઃખાદિ પ્રશ્ન પરસ્પર કથા-વાર્તા કરવી વગેરે સર્વસંબંધનો ત્યાગ કરે. એમ કરવાથી બાહ્ય મમત્વ મૂળથી નાશ પામે, તે પછી શરીર-ઉપધિ આદિથી પણ પોતાને ભિન્ન જુએ. એથી સર્વવસ્તુ ઉપરની આસક્તિ-મમતાનો સર્વથા અભાવ થાય. (૪) તે પછી બળભાવનાથી તુલના કરે. એમાં બળ બે પ્રકારે છે-એક શારીરિક બળ અને બીજું માનસિક-ધીરજ બળ. જિનકલ્પ અંગીકાર કરનાર મુનિનું શારીરિક બળ બીજા સામાન્ય મનુષ્ય કરતાં વિશેષ હોવું

જોઇએ. જો કે તપસ્યાદિથી કૃશ થએલાનું શારીરિક બળ જોઇએ તેવું તથાપ્રકારનું નથી હોતું તોપણ માનસિક ધૈર્યબળ એવું હોય કે મોટા પરિસહ તેમજ ઉપસર્ગોથી પણ પરાભવ ન પામે. (૫)

ઉપરોક્ત પાંચ ભાવનાથી ભાવિતાત્મા જિનકલ્પ સમાન હોઈ ગચ્છમાં વસતાં છતાં પણ આહારાદિની ભાવના પ્રથમ કરે. એટલે ત્રીજી પોરસીએ આહાર લે, તેમાં વાલ-ચણા વિગેરે ગૃહસ્થોને ત્યાંથી નાંખી દેવા લાયક લુખ્ખો આહાર ગ્રહણ કરે, આ એષણાના સંબંધમાં કહ્યું છે કે "સંસૃષ્ટ-અસંસૃષ્ટ ઉદ્ધૃત-અલ્પલેપ-ઉદ્ગૃહીત-પ્રગૃહીત-અને ઉજ્ઝિત ધર્મ" આ સાત પ્રકારની પિંડેષણામાંથી પહેલી બે શિવાયની કોઇપણ બે એષણાનો અભિગ્રહ કરી એક એષણા વડે ભોજન અને બીજી એષણા વડે પાણી ગ્રહણ કરે. આ સિવાય બીજા પણ આગમોક્ત વિધાનથી ગચ્છમાં રહીને પ્રથમ આત્માને બરાબર ભાવિત કરે. તે પછી જિનકલ્પ અંગીકાર કરવાની ઇચ્છાવાળા મુનિ સંઘ એકઠો કરે, તેના અભાવે પોતાના ગચ્છને તો અવશ્યક એકઠો કરે, તે પછી તીર્થંકર પાસે અને તે ન હોય તો ગણધર પાસે તેમના અભાવે ચૌદપૂર્વધર પાસે, તે પણ ન હોય તો દશ પૂર્વધર પાસે, તેમનો પણ અભાવ હોય તો વડ પીપળો અથવા અશોકના વૃક્ષની નજીક જઇને જિનકલ્પ અંગીકાર કર્યા અગાઉ પોતાના પદપર થાપેલા આચાર્યને તથા બાલ વૃદ્ધ સહિત ગચ્છને તથા વિશેષે કરીને પૂર્વે જે પોતાથી વિરુદ્ધ હોય એવાને આ પ્રમાણે ખમાવે. "હે ભગવન્! જે પ્રમાદથી પૂર્વે તમારી સાથે મેં સારું વર્તન ન કર્યું હોય તો નિઃશલ્ય ને કષાય રહિત થઇ તમને ખમાવું છું". પછી તે જિનકલ્પાદિ લેનારે યથાયોગ્ય ખમાવેલા તે મુનિઓ ભૂમિપર મસ્તક મૂકીને આનન્દથી અશ્રુપાત કરતા યથાયોગ્ય તેમને ખમાવે. ખમાવનારને "મોક્ષમાર્ગમાં નિઃશલ્યપણું વિનય માર્ગની ઉન્નતિ, એકત્વ, લઘુતા, અને જીનકલ્પમાં અપ્રતિબંધ, એ ગુણો પ્રાપ્ત થાય છે." એ રીતે સર્વને ખમાવ્યા બાદ પોતાના પદે થાપેલા આચાર્યને તેમજ બીજા મુનિઓને શિખામણ આપે કે-"તમારે હવે આ પોતાના ગચ્છનું પાલન કરવું અને સર્વત્ર અપ્રતિબદ્ધ થવું. વળી અન્તે તમારે પણ અમારી પેઠે જિનકલ્પાદિ વિશેષ અનુષ્ઠાન કરવું, કેમકે જૈનશાસનમાં આવોજ ક્રમ છે. વળી વિનય કરવા યોગ્ય તરફ પૂર્વે વિનય કરેલો છે છતાં હવે પ્રમાદ ન કરશો, વધારે શું? જેની જેની સાથે જે જે પ્રકારે ઘટે તે તે પ્રકારે વર્તવાનું તમે જાણો છો." આ પ્રમાણે આચાર્યને કહ્યા પછી બીજા મુનિઓને કહે કે-"આ અવમ છે (નાનો છે), સમરાત્નિક છે (પર્યાયે કરીને સરખો છે), અમારી અપેક્ષાએ અલ્પ શ્રુતવાળો છે. એમ જાણીને તમે આ નવા સ્થાપેલ આચાર્યનો પરાભવ ન કરશો, કેમકે તે હવે તમારે વધારે પૂજવા યોગ્ય છે. ઇત્યાદિ શિક્ષા આપીને જિનકલ્પી મુની પાંખસહિત પક્ષીની જેમ અથવા મેઘના સમુહથી નીકળેલી વિજળીઓની જેમ ઉપકરણ સહિત સમુદાયથી નિરપેક્ષ એવો તે મહાપુરુષ ધીરપણે ચાલ્યો જાય. મેરની ગુફામાંથી નીકળેલા સિંહની પેઠે ગચ્છથી નીકળેલા તે આચાર્ય દેખાતા બંધ થાય એટલે આનન્દિત ચહેરે મુનિઓ પાછા ફરે. જિનકલ્પ અંગીકાર કરેલ સાધુ વિઘ્નરહિત માસપર્યન્ત નિર્વાહ થાય એવું ક્ષેત્ર જાણીને ત્યાં જઇ વિહાર કરે.

જિનકલ્પ અંગીકાર કરેલ મુનિ જે ગામમાં માસકલ્પ અથવા ચતુર્માસ કરે ત્યાં તેના છ ભાગ કલ્પે અને એકેક ભાગમાં એકેક દિવસ ગોચરી જાય; એટલે જે ભાગમાં એક દિવસે ગોચરી ગએલ હોય તે ભાગમાં ફરી સાતમે દિવસે ગોચરી જાય. ગોચરી અને વિહારાદિ ત્રીજી પોરષીએજ કરે. જ્યાં ચોથી પોરષી શરૂ થાય ત્યાં અવશ્ય ઉભા રહે.

ત્યાંથી જરા પણ ગમન ન કરે. પૂર્વે કહેલ સાત એષણામાંથી પહેલાની બે શિવાયની પાંચમાંથી કોઇ પણ બે એષણાના અભિગ્રહથી અલેપ ભાત પાણી ગ્રહણ કરે. એષણાદિના કારણ સિવાય કોઇની સાથે કંઈ પણ બોલે નહિ. એક વસતિમાં વધારેમાં વધારે સાત જિન કલ્પિ રહે, પણ એક બીજા સાથે વાતચીત કરે નહિ. ઉપસર્ગ પરિસહ સર્વ સહનજ કરે, રોગ થાય તો ઔષધ વગેરે નજ કરાવે, પણ તેની વેદના સમ્યક્ પ્રકારે સહન કરે. મનુષ્ય તિર્યંચ આદિનું આવવું તે આપાત, અને તેઓની જ્યાં નજર આવે તે સંલોક એ વગેરે દોષ રહિત સ્થળે લઘુનીતિ (પીશાબ) વડી નીતિ-જંગલ કરે, અન્ય સ્થળે ન કરે. વળી જિનકલ્પિઓ અવશ્ય વસતિમાં મમત્વ રહિત અને પરિકર્મ વિનાના હોય છે, સ્થવિરોને પણ પ્રમાર્જના સિવાય એમજ હોય છે. (જિન કલ્પી તો વસતિની પ્રમાર્જના પણ ન કરે), પરિકર્મ રહિત વસતિમાં પણ નિરંતર ઉભા રહે, કદિ જો બેસે તો ઉભડકઆસનેજ બેસે. પલાંઠી વાળીને તે ન બેસે. કેમકે તેમની પાસે જમીન પર પાથરવાને કંઈ આસનાદિ ઉપકરણ હોતું નથી. માર્ગમાં જતાં ઉન્મત્ત હાથી વાઘ સિંહ આદિ સામા આવે તો તેના ભયથી બ્હીને અવળા માર્ગે જઈ ઇર્યાસમિતિનો ભંગ ન કરે, પરન્તુ તેનો સામાજ ચાલ્યો જાય, ઇત્યાદિ જિન કલ્પિનો વિધિ આગમથી જાણવો.

પૂર્વોક્ત બેઉ પ્રકારના વિહારમાં શ્રુતસંહનનાદિસ્થિતિ આ પ્રમાણે જાણવી. જિનકલ્પિને ઓછાં ઓછું શ્રુત નવમા પૂર્વની ત્રીજી આચાર વસ્તુ સુધી હોવું જોઇએ અને વધારેમાં વધારે દશ પૂર્વમાં કંઇક ન્યૂન હોવું જોઇએ. તથા વજ્રની ભીંત સમાન મજબુત પહેલું વજ્રૠષભનારાચ સંઘયણ હોય. કલ્પઅંગીકારની સ્થિતિ પંદર કર્મભૂમિમાં હોય, અને હરણ થવાથી અકર્મભૂમિમાં પણ હોય. ઉત્સર્પિણી કાળમાં જિન કલ્પવાળા મુનિરાજો ત્રીજા ચોથા આરામાંજ હોય, જન્મમાત્રથી તો બીજા આરામાં પણ હોય. અવસર્પિણી કાળમાં જન્મમાત્રથી ત્રીજા ચોથા આરામાંજ હોય, અને જિનકલ્પવાળા તો પાંચમા આરામાં પણ હોય, તથા સંહરણથી તો સર્વકાળમાં હોય છે. જિનકલ્પ અંગીકાર કરનારા સામાયિક છેદોપસ્થાપનીય ચારિત્રમાં અને જિનકલ્પ અંગીકાર કરેલાઓ તો સૂક્ષ્મસંપરાય ને યથાખ્યાત ચારિત્રમાં પણ ઉપશમશ્રેણિ પામેલા હોય તો હોય છે. ક્ષપકશ્રેણિને પામતા નથી. જિનકલ્પ અંગીકાર કરનારાઓ વધારેમાં વધારે બસોથી નવસો સુધી હોય છે, અને પૂર્વે જેઓએ જિનકલ્પ અંગીકાર કરેલ હોય તેવાઓ બે હજારથી નવ હજાર સુધી હોય છે. તેઓ ઘણું કરીને અપવાદ સેવતા નથી, જંઘાબળ ક્ષીણ થયું હોય અને વિહાર ન કરે તો પણ તે આરાધક કહેવાય છે. આવશ્યિકી-નૈષેધિકી-મિથ્યાદુષ્કૃત-ગૃહિવિષય પૃચ્છા-અને ગૃહિવિષય ઉપસંપદા આ પાંચ સામાચારી એમને હોય છે, ઇચ્છા-મિચ્છા આદિ બીજી પાંચ સામાચારી નથી હોતી. બીજા આચાર્ય એમ કહે છે કે-આવશ્યિકી-નૈષેધિકી-અને ગૃહસ્થોપસંપત્ રૂપ ત્રણ સામાચારીજ જિનકલ્પિને હોય છે, કારણ કે ઉદ્યાનાદિમાં વસનારા જિનકલ્પિને સામાન્યથી પૃચ્છાઆદિ પણ સંભવતા નથી. વળી દરરોજ તેઓ લોચ કરે. આ સિવાય વિશેષ હકીકત સિદ્ધાન્તથી જાણવી.

પરિહારવિશુદ્ધિકલ્પની સામાચારી વિગેરે આ ગ્રંથમાં પરિહારવિશુદ્ધિ નામનું ચારિત્ર કહેતી વખતે આગળ કહેવાશે.

યથાલન્દિકકલ્પની સામાચારી સંક્ષેપથી આ પ્રમાણે છે, પાણીથી ભીંજવેલો હાથ જેટલા કાળમાં સુકાય તેટલા કાળથી માંડીને પાંચ રાત્રિદિવસનો જે કાળ તેને સિદ્ધાન્ત પરિભાષામાં લન્દ કહે છે. તેટલો કાળ ઉલ્લંઘન કર્યા સિવાય જે વિચરે, એટલે વધારેમાં વધારે

પાંચ અહોરાત્ર એક સ્થળે રહે તે યથાલન્દિક કહેવાય. તેમને તપ–સત્ત્વ-આદિ ભાવના જિનકલ્પિની પેઠે જ હોય, પાંચસાધુનો સમુદાય આ કલ્પ અંગીકાર કરે છે, અને ગામમાં છ શેરીઓ અથવા પોળોની જિનકલ્પિની પેઠે કલ્પના કરે છે, પણ ઉત્કૃષ્ટલન્દચારિ એકેક શેરીમાં પાંચ પાંચ દિવસ સુધી પર્યટન કરે છે. યથાલન્દિક કલ્પ અંગીકાર કરનારા ઓછામાં ઓછા પંદર હોય છે અને વધારેમાં વધારે બે હજારથી નવ હજાર હોય છે, તથા પૂર્વે જેઓએ યથાલન્દિક કલ્પ અંગીકાર કરેલ હોય તેવાઓ ઓછામાં ઓછા બે ક્રોડથી નવ ક્રોડ સુધી હોય છે. અને વધારેમાં વધારે પણ તેટલા જ હોય છે. આ યથાલન્દિક બે પ્રકારના હોય છે–એક ગચ્છપ્રતિબદ્ધ અને બીજા ગચ્છથી અપ્રતિબદ્ધ, તેમાં જેઓ ગચ્છથી પ્રતિબદ્ધ છે. તેઓ ફક્ત નહિ સાંભળેલા અર્થનું શ્રવણ કરવાને જ ગચ્છના સંબંધમાં રહે છે. પુનઃ એ બન્ને બબ્બે પ્રકારના છે–એક જિનકલ્પિયથાલન્દિક અને બીજા સ્થવિરકલ્પિયથાલન્દિક, જે ભવિષ્યમાં જિનકલ્પ અંગીકાર કરનાર હોય તે જિન કલ્પિયથાલંદિક કહેવાય, અને જે પુનઃ સ્થવિરકલ્પનો આશ્રય કરવાના હોય તે સ્થવિરકલ્પિયથાલન્દિક કહેવાય. આ બેમાં પરસ્પર આટલો તફાવત હોય છે. બન્ને પ્રકારના યથાલન્દિક ગચ્છ અન્યને સોંપે, પરન્તુ સ્થવિરકલ્પિયથાલન્દિક ગચ્છમાં રહીને નિરવદ્યપણે સર્વ પરિકર્મ કરે. વળી તે વસ્ત્ર–પાત્ર સહિત હોય છે. અને જેઓ ભવિષ્યમાં જિનકલ્પી થવાના હોય તેમને વસ્ત્ર–પાત્ર ન હોય. વળી તેઓ શરીરની પ્રતિચર્યા ન કરે, આંખનો મેલ પણ દૂર ન કરે, સર્વ પ્રકારના વ્યાધિ સહન કરે, પરન્તુ કદિ પણ ચિકિત્સા ન કરાવે. આ પ્રમાણે જિનકલ્પિ આદિની સામાચારી છે. તે સંબંધી વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ વૃહત્કલ્પાદિ ગ્રંથમાં જોઈ લેવું.

પૂર્વોક્ત રીતે દીક્ષા અને સૂત્રાધ્યયનરૂપ શિક્ષા ગ્રહણ કર્યા પછી અર્થ ગ્રહણ કરવો, એમ કહેવાથી એ સિદ્ધ થયું કે સૂત્ર ભણવાનો કાળ પૂર્ણ થયા પછી તેના અર્થ વ્યાખ્યાન રૂપ અનુયોગનો અધિકાર પ્રાપ્ત થાય છે, તેથી અહીં પણ એનોજ પ્રસ્તાવ છે. ૭

શિષ્યઃ—પંચનમસ્કાર કરેલો હોય તેવા શિષ્યને આચાર્ય મહારાજ સામાયિકાદિશ્રુત આપે છે, અને તેનો અનુયોગ પણ તેવીજ રીતે આપે છે. આમ કહેવાથી તો—

आईएँ नमोक्कारो जइ पच्छाऽऽवासयं तओ पुव्वं ।
तस्स भणिएऽणुओगे जुत्तो आवस्सयस्स तओ ॥ ८ ॥

પ્રથમ નમસ્કાર અને પછી આવશ્યક છે તો પહેલાં તેનો–નમસ્કારનો અનુયોગ અને પછી આવશ્યકનો અનુયોગ કહેવો જોઇએ. ૮.

પ્રથમ નમસ્કાર અને પછી આવશ્યક અપાય છે, એ ન્યાયથી તો એવું ઠર્યું કે પ્રથમ નમસ્કારનો અનુયોગ ( વ્યાખ્યાન ) કહેવું ને પછી આવશ્યકનો અનુયોગ કહેવો જોઇએ. કેમકે વ્યાખ્યેયના અનુસારેજ વ્યાખ્યાન કરાય છે. અહીં આવશ્યક રૂપ વ્યાખ્યેયની આદિમાં નમસ્કાર આપવો એમ તમે કહ્યું છે. તો નમસ્કારનો અનુયોગ કહ્યા બાદ આવશ્યકનો અનુયોગ કહેવો ઉચિત છે. અને તેથી પ્રથમ ગાથામાં આવશ્યકનો અનુયોગ કરીશ એમ કહ્યું છે તે જગોપર નમસ્કારનો અનુયોગ કરીને પછી આવશ્યકનો અનુયોગ કરીશ." એમ કહેવું ઉચિત હતું. ૮.

આચાર્ય શ્રી શિષ્યની એ શંકાનો ઉત્તર આપે છે કે—

सो सव्वसुअक्खन्धब्भन्तरभूओ जओ तओ तस्स ।
आवासयाणुओगादिगहणग्गहिओऽणुओगोऽवि ॥ ९ ॥

જે માટે તે નમસ્કાર સર્વશ્રુતસ્કંધની અન્તર્ભૂત છે તેથી આવશ્યકના અનુયોગનું ગ્રહણ કરવાથી તેનો અનુયોગ પણ ગ્રહણ કરેલોજ છે. ૯.

એ પંચનમસ્કારરૂપ નમસ્કાર આવશ્યક-દશવૈકાલિક-ઉત્તરાધ્યયન આદિ સર્વશ્રુતસ્કંધની અન્તર્ગત રહેલો છે તેથી આવશ્યકનો અનુયોગ ગ્રહણ કરવાથી નમસ્કારનો અનુયોગ પણ ગ્રહણ કરેલોજ જાણવો. કારણ કે આવશ્યકાદિ શ્રુતસ્કંધમાં નમસ્કાર અન્તર્ભૂત હોવાથી તે નમસ્કારને માટે જુદી પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી. એટલાજ કારણથી આવશ્યકનો અનુયોગ કરીશ." એમ કહેવાથી "નમસ્કારનો અનુયોગ પણ કરીશ" એ કહેલુંજ જાણવું. ૯.

પંચનમસ્કાર સર્વશ્રુતસ્કંધની અન્તર્ગત છે એ કેમ જણાય?, તેના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

तस्स पुणो सव्वसुयब्भंतरया पढममंगलग्गहणा ।
जं च पिहो न पढिज्जइ नंदीए सो सुयक्खंधो ॥ १० ॥

તે નમસ્કારને સર્વમંગળોમાં પ્રથમ મંગળરૂપે ગ્રહણ કરેલ હોવાથી તે સર્વશ્રુતની અભ્યન્તર રહેલો છે; અને તેથી, નંદી સૂત્રમાં પણ તે પંચનમસ્કારનો જુદો શ્રુતસ્કંધ નથી કહ્યો. ૧૦.

"मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं" એટલે સર્વમાંગલિકોમાં પ્રથમ મંગળ છે, એ વચનથી પ્રથમમંગલપણાના અભિપ્રાયથી સર્વશ્રુતની આદિમાં પંચનમસ્કારને પ્રથમમંગળરૂપે ગ્રહણ કરવામાં આવે છે તેથી તે સર્વશ્રુતની અન્તર્ગત પ્રતીત થાય છેજ. વળી નન્દી સૂત્રમાં પણ આવશ્યક-દશવૈકાલિક આદિ શ્રુતસ્કંધની પેઠે નમસ્કારશ્રુતસ્કંધ જુદો નથી કહ્યો, કે જેથી તે પંચનમસ્કારને તે શ્રુતસ્કંધોથી ભિન્ન શ્રુતસ્કંધ તરીકે માનવો પડે. નમસ્કાર શ્રુતરૂપ છે અને તે ભિન્ન (સ્વતંત્રપણે) શ્રુતસ્કંધ ન હોવાથી તે સર્વશ્રુતની અભ્યન્તર છે, એમ માનવું એજ ન્યાય્ય છે. નન્દી સૂત્રમાં પણ તે સર્વશ્રુતની અભ્યન્તર છે એમ જણાવવાને માટેજ તેને ભિન્ન શ્રુતસ્કંધરૂપે કહ્યો નથી. ચૌદપૂર્વધર શ્રીમાન્ ભદ્રબાહુસ્વામિજીએ પણ એજ કારણથી એમ કર્યું છે. તે જણાવવાને કહે છે કે—

तेणं चिय सामाइयसुत्ताणुगमाइओ नमोक्कारं ।
वक्खाणेउं गुरवो वयंति सामाइयसुयत्थं ॥ ११ ॥

તેજ કારણથી નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુસ્વામીજી સામાયિક સૂત્રના અનુગમની આદિમાં નમસ્કારનું વ્યાખ્યાન કરીને પછી સામાયિક સૂત્રનો અર્થ કહે છે. ૧૧.

જેમ નન્દીઅધ્યયનમાં આ નમસ્કારને સર્વશ્રુતમાં સમાયેલ જણાવ્યો છે, તેમ શ્રીમાન ગુરૂ શ્રી ભદ્રબાહુ સ્વામિએ સામાયિક સૂત્રના અનુગમની આદિમાં નમસ્કારનું વ્યાખ્યાન કરીને પછી સામાયિક સૂત્રનો અર્થ વ્યાખ્યા દ્વારા પ્રગટ કર્યો છે. જો નમસ્કાર શ્રુતસ્કંધ જુદો હોત તો "आवस्सयस्स-दसकालियस्स-तह उत्तरज्झमायारे । सूयगडे निज्जुत्ति"

ઇત્યાદિ ગ્રંથમાં પ્રથમ આવશ્યકની નિર્યુક્તિ કરવાનું કહ્યું ને તેમાં નમસ્કારની પણ નિર્યુક્તિ કરી તે અસંગત થાત, પણ આવશ્યકની નિર્યુક્તિના પ્રારંભમાં તેમ કરવાથી નમસ્કારની સર્વશ્રુતાભ્યન્તરતા સિદ્ધ થાય છે. આથી એ નિશ્ચિત થયું કે આવશ્યકનો અનુયોગ કરવાની પ્રતિજ્ઞા કરવા વડેજ નમસ્કારના અનુયોગની પણ પ્રતિજ્ઞા કરેલી સમજવી. વળી નમસ્કાર નિર્યુક્તિના વ્યાખ્યાન અવસરે ભાષ્યકાર પોતે પણ નમસ્કારનો અનુયોગ કરશે. આ બાબત વિશેષ વિસ્તાર કરવાની જરૂર નથી. આ પ્રમાણે ફલદ્વારની માફક સપ્રસંગ બીજું યોગ નામનું દ્વાર કહ્યું. ૧૧.

હવે ત્રીજું મંગળદ્વાર કહે છે.

बहुविग्घाइं सेयाइं तेण कयमंगलोवयारेहिं ।
घेत्तव्वो सो सुमहानिहि व जह वा महाविज्जा ॥ १२ ॥

કલ્યાણકારી કાર્યો બહુ વિઘ્નવાળાં હોય છે, તે માટે મંગલરૂપ ઉપચાર કરીને સારા મહાનિધિની જેમ અથવા મહાવિદ્યાની જેમ આ આવશ્યકનો અનુયોગ ગ્રહણ કરવો. ૧૨.

શિષ્ય:—શાસ્ત્રમાં 'મંગળ' કયે સ્થળે કરવું ? તેના ઉત્તરમાં આચાર્ય શ્રી કહે છે કે—

तं मंगलमाईए मज्झे पज्जन्तए य सत्थस्स ।
पढमं सत्थत्थाऽविग्घपारगमणाय निद्दिट्ठं ॥ १३॥

तस्सेव य थेज्जत्थं मज्झिमयं, अंतिमं पि तस्सेव ।
अव्वोच्छित्तिनिमित्तं सिस्सपसिस्साइवंसस्स ॥ १४ ॥

તે મંગળ શાસ્ત્રની આદિમાં મધ્યમાં અને અન્તમાં કરવું. તેમાં પ્રથમ મંગળ વિઘ્નરહિત શાસ્ત્રાર્થનો પાર પામવા માટે કહ્યું છે, મધ્યમંગળ શાસ્ત્રાર્થની સ્થિરતા માટે કહ્યું છે, અને અન્ત્ય મંગળ શિષ્યપ્રશિષ્યાદિ પરંપરામાં શાસ્ત્રાર્થનો વિચ્છેદ નહિ થવા માટે કહ્યું છે. ૧૪.

આ સ્થળે કોઈ શંકા કરીને પૂછે છે કે—

मंगलकरणा सत्थं न मंगलं, अह च मंगलस्सावि ।
मंगलमओऽणवत्था न मंगलममंगलत्ता वा ॥ १५ ॥

શાસ્ત્રથી જુદું મંગળ કરવાથી શાસ્ત્ર પોતે મંગળ નથી એમ ઠરે છે, અને જો મંગળ છે છતાં અન્ય મંગળ કરાય છે તો અનવસ્થા થાય છે, કેમકે તેનાથી ભિન્ન બીજું મંગળ કરેલું ન હોવાથી મંગળની પોતાની અમંગળતા થાય છે. ૧૫.

આચાર્ય મહારાજ ! તમે આ શાસ્ત્રનાં પ્રારંભમાં મંગળ કરો છો, તેથી આ શાસ્ત્ર પોતે મંગળરૂપ નથી એમ ઠર્યું, કેમકે જે અમંગળ હોય તેનેજ મંગળ કરવા માટે મંગલ કરાય છે, જો તે શાસ્ત્ર સ્વયં મંગળરૂપ હોય તો તેને મંગળ કરવાથી શું ? સફેદ હોય તેને સફેદ નથી કરાતું તેમજ સ્નિગ્ધ હોય તેને સ્નિગ્ધ પણ નથી કરાતું, તેવીજ રીતે તમે પણ આ શાસ્ત્ર અમંગળ હોવાથી તેને મંગળ કરવા તત્પર થયા છો એમ જણાય છે. એમ ન હોય તો મંગળ કરવું ઘટે નહિ. અથવા જો એમ કહેતા હો કે શાસ્ત્ર તો મંગળ છે છતાં મંગલ બનાવવા અન્ય મંગળ કરીએ છીએ. તો અનવસ્થા દોષ આવશે. એટલે કે

ગમે તેટલા મંગળ કરશો તો પણ મંગળનો છેડાજ નહિ આવે. કેમકે જેવી રીતે શાસ્ત્ર મંગળ રૂપ છતાં એને અન્ય મંગળ કરાય છે, તેવીજ રીતે તે મંગળને પણ અન્ય ત્રીજું મંગળ કરવું જોઇશે, એ ત્રીજા મંગળને ચોથું મંગળ જોઇશે. એવી રીતે પુનઃ પુનઃ મંગળ કરવાથી અનવસ્થા આવશે. આ અનવસ્થાના ભયથી શાસ્ત્ર મંગળ છતાં તેમાં જે જુદું મંગળ ગ્રહણ કર્યું છે તે જુદા મંગલને મંગલ કરવા માટે અન્ય મંગળની જરૂર નથી એમ માનીશું એટલે અનવસ્થા દોષ નહિ આવે. એમ કહેશો તો પણ તેમાં દોષ આવ્યા વિના નહિ રહે. કેમકે મંગલ એવા શાસ્ત્રને મંગળ કરવા મંગલ કર્યું તો ગ્રહણ કરેલા મંગળને માટે પણ અન્ય મંગલ કરવું જોઇએ, ને તે તો અનવસ્થાના ભયથી અન્ય મંગળ કરતા નથી તેથી મંગળ પણ શાસ્ત્રની પેઠે અન્ય મંગળના અભાવે મંગળ નહિ થાય. અર્થાત્ જો મંગળને બીજું મંગળ નહિ કરવાથી અનવસ્થા નહિ થાય એમ માનશો તો તો જેમ શાસ્ત્ર મંગળ છતાં પણ અન્યમંગળ નહિ કરવાથી મંગળ રૂપ નથી થતું તેવીજ રીતે આ મંગળ પણ બીજું મંગળ કર્યા સિવાય મંગળ રૂપ નહિ થાય, કેમકે ઉભય સ્થળે ન્યાયની સમાન ગતિ છે. આ પ્રમાણે હોવાથી પરિણામ એ આવ્યું, કે શાસ્ત્રમાં જે મંગળ ગ્રહણ કર્યું છે તે અન્યમંગળ રહિત હોવાથી અમંગળ છે, અને તે અમંગળ હોવાથી શાસ્ત્ર પણ મંગળ રહિતજ થયું અથવા તો અનવસ્થા દોષવાળું થયું. ૧૫

આચાર્ય મહારાજ ઉપરોક્ત શંકાનો ઉત્તર આપતાં કહે છે કે—

सत्थऽत्थन्तरभूयम्मि मंगले होज्ज कप्पणा एसा ।
सत्थम्मि मंगले किं अमंगलं काऽणवत्था वा ? ॥ १६ ॥

જો શાસ્ત્રથી મંગળ ભિન્ન હોય તો ઉપર જણાવેલ આ કલ્પના ઘટે. પરન્તુ શાસ્ત્રજ મંગળરૂપ હોય તો પછી તે શાસ્ત્રનું અમંગળપણું શું? અને અનવસ્થા દોષ પણ કયો? ૧૬.

ઉપરોક્ત દોષો કહેવાવાળા વાદીને શ્રીમાન્ આચાર્યશ્રી પ્રત્યુત્તર આપે છે કે ભાઈ! જો આવશ્યકાદિશાસ્ત્રથી મંગળ ભિન્ન માનીએ તો પૂર્વે કહેલા દોષોની કલ્પના સત્ય ઠરે, પરન્તુ આવશ્યકાદિ શાસ્ત્રને જ પરમ મંગળ રૂપ માનીએ અને મંગળ તેનાથી ભિન્ન ન માનીએ તો અમંગળતા અને અનવસ્થા દોષ ક્યાંથી આવે?, ન જ આવે, પુનઃ વાદી પૂછે છે કે જો શાસ્ત્ર સ્વયંમંગળ રૂપ છે તો મંગળ શાસ્ત્રોની આદિ મધ્યને અન્તમાં કરવું એમ શામાટે કહ્યું છે?, એના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે શિષ્યની બુદ્ધિમાં એમ થાય કે મંગળ કર્યુ છે. એટલા માટેજ ત્યાં આદિ મધ્યને અંત્યમાં મંગલ કરવું એમ કહ્યું છે. એ સંબંધી વિસ્તારથી હમણાં જ આગળ કહેવાશે. ૧૬.

આચાર્યશ્રી સમર્થવાદી હોવાથી વાદીએ પૂર્વે કહેલ દોષો શાસ્ત્રથી મંગળ ભિન્ન માનીએ તો પણ લાગતા નથી એમ સાબીત કરવાને માટે કહે છે કે—

अत्थंतरेऽवि सइ मंगलम्मि नामंगला—ऽणवत्थाओ ।
स—पराणुग्गहकारिं पईव इव मंगलं जम्हा ॥ १७ ॥

શાસ્ત્રથી મંગળ ભિન્ન માનીએ તો પણ અમંગળતા અને અનવસ્થા દોષ લાગતા નથી, જેમ દીપક પોતે દીપ્ત થાય છે અને બીજા પદાર્થને પણ દીપ્ત કરે છે તેમ મંગળ પોતે મંગલ રૂપ રહે અને બીજાને પણ મંગલ કરે છે. ૧૭.

જો કદી શાસ્ત્રથી મંગળ ભિન્ન માનીએ તો પણ શાસ્ત્રને અમંગળતા અને અનવસ્થા એ બેમાંથી એકે દોષ લાગતો નથી. કેમકે દીપકની પેઠે મંગળ સ્વપરાનુગ્રહકારી છે. જેમ દીપક પોતાને પ્રકાશમાન-પ્રગટ કરતો સતો પોતાનો અનુગ્રહ કરે છે, તેમ ઘરની અંદર રહેલી ઘટ-પટાદિ વસ્તુને પ્રગટ કરતો બીજાને પણ અનુગ્રહ કરે છે. આથી દીપક સ્વપરાનુગ્રહકારી છે, પરન્તુ તે દીપક પોતાને પ્રકાશમાન કરવામાટે બીજા દીપકની અપેક્ષા નથી રાખતો. અથવા જેમ મીઠું પોતામાં અને રસોઈમાં ખારાશ બતાવવાથી સ્વ-પરાનુગ્રહકારી છે. પણ તે પોતાની ખારાશ માટે બીજા મીઠાની અપેક્ષા રાખતું નથી. તેવીજ રીતે મંગળ પણ શાસ્ત્રથી ભિન્ન માનીએ, છતાં પોતામાં અને શાસ્ત્રમાં મંગળપણું સ્થાપન કરવાથી સ્વ-પરાનુગ્રહકારી છે. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે અન્યમંગલ શિવાયના મંગળથી મંગળપણું પામેલું શાસ્ત્ર અમંગળ નથી, અને મંગળ પોતાની મંગળતામાં અન્યમંગળની અપેક્ષા રાખતું નથી. માટે અનવસ્થા દોષ પણ નથી. ૧૭.

પુનઃ વાદી પૂછે છે કે—

मंगलतियंतरालं न मंगलमिहऽत्थओ पसत्तं ते ।
जइ वा सव्वं सत्थं मंगलमिह किं तियग्गहणं ? ॥ १८ ॥

ત્રણ મંગળના બે આન્તર અમંગળ છે, એમ અહીં અર્થાપત્તિથી તમારે પ્રાપ્ત થયું અથવા જો સર્વશાસ્ત્ર મંગળ છે તો શામાટે ત્રણ સ્થાને મંગળ ગ્રહણ કર્યા ? ૧૮.

પુનઃ વાદી આચાર્યશ્રીને પૂછે છે કે-આચાર્ય મહારાજ ! તમે પૂર્વે ( ૧૩ મી ગાથામાં ) કહ્યું છે કે-મંગળ શાસ્ત્રની આદિમાં-મધ્યમાં ને અન્તમાં કરવું. આ પ્રમાણે ત્રણ નિયતસ્થાનમાં મંગળ કરવાથી તેના બે આન્તરા મંગળ વિનાના હોવાથી ( મંગળવાળા ન હોવાથી ) અમંગળ રહ્યા, એમ અર્થાપત્તિથી સિદ્ધ થયું. જો કદિ તમે એમ કહેતા હો કે સર્વ શાસ્ત્રમંગળ છે એમ પૂર્વે કહ્યું છે એટલે આવી શંકાનું અહીં સ્થાનજ ક્યાં છે ? તો હું પૂછું છું કે-આદિમાં મધ્યમાં ને અન્તમાં એમ ત્રણ સ્થાને મંગળ ન કરવું જોઇએ. આથી કાંતો ત્રણ મંગળના બે આન્તરાને અમંગળ માનો અથવા ત્રણ મંગળ ગ્રહણ ન કરો. આ સિવાય ત્રીજો માર્ગ તમારે માટે નથી. ૧૮.

આચાર્યશ્રી એનો ઉત્તર આપે છે કે—

सत्थे तिहा विहत्ते तदन्तरालपरिकप्पणं कत्तो ? ।
सव्वं च निज्जरत्थं सत्थमओऽमंगलमजुत्तं ॥ १९ ॥

આખા શાસ્ત્રના ત્રણ વિભાગ કરવાથી તેના અન્તરાલની કલ્પના ક્યાંથી થાય ? ( તેમાં આન્તરોજ નથી. ) વળી આ સર્વશાસ્ત્ર નિર્જરા માટે હોવાથી તેમાં અમંગળપણું કલ્પવું તેજ અયુક્ત છે. ૧૯.

વાદીની પૂર્વોક્ત શંકાનું સમાધાન કરવાને આચાર્યશ્રી કહે છે કે-બુદ્ધિવડે શાસ્ત્રના ત્રણ વિભાગ કરવાથી તેના બે આન્તરાની કલ્પનાજ ન થાય. કારણકે જેમ કોઇ લાકડું આદિ વસ્તુના ત્રણ ભાગ કરવાથી તેના આંતરા સંભવતા નથી; તેવીજ રીતે અહીં પણ બુદ્ધિથી શાસ્ત્રના ત્રણ વિભાગ કલ્પવાથી આંતરા રહેતા નથી ને અન્તરાલ વિના કોને અમંગળતા થાય ? જો કદી એમ પૂછવામાં આવે કે-શાસ્ત્રના ત્રણ ભાગ કરવાથી આંતરા ન થાય તો પણ સર્વશાસ્ત્રની મંગળતા કેમ સંભવે ? એના ઉત્તરમાં કહીએ છીએ કે

તપ જેમ નિર્જરાને માટે છે તેમ સર્વશાસ્ત્ર પણ નિર્જરા માટે છે. તેથી સર્વશાસ્ત્ર સ્વયં મંગળ રૂપેજ છે. કેમકે જો શાસ્ત્ર સ્વયં અમંગળરૂપ હોય તો અન્ય મંગળથી કોઇ સ્થળે અભ્યાસ હોવાને લીધે ત્યાં અમંગળતા થાય પરન્તુ જ્યાં સર્વશાસ્ત્ર સ્વયં મંગળરૂપ છે ત્યાં કોઇ પણ સ્થળે અમંગળતા કલ્પવી તે અયોગ્ય છે. ૧૯.

ફરી વાદી પૂછે છે અને આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે.

जइ मंगलं सयं चिय सत्थं वो किमिह मंगलग्गहणं ? ।
सीसमइमंगलपरिग्गहत्थमेत्तं तदभिहाणं ॥ २० ॥

(પ્રશ્ન) જો શાસ્ત્ર સ્વયં મંગળ છે તો શામાટે અહીં મંગળ ગ્રહણું કર્યું? (ઉત્તર) શિષ્યની મતિમાં શાસ્ત્રને મંગળપણે ગ્રહણ કરાવવા માટેજ તે મંગલ કર્યું છે. ૨૦.

પુનઃ વાદી પૂછે છે કે જો શાસ્ત્ર સ્વયં મંગળરૂપ છે તો તે શાસ્ત્રની આદિમાં મધ્યમાં ને અન્તમાં મંગળ કરવું. એમ તેરમી ગાથામાં કહ્યા મુજબ શામાટે મંગળ ગ્રહણ કર્યું છે? કેમકે જે સ્વયં મંગળરૂપ હોય તેને મંગળ કરવું નિરર્થક છે. આ પ્રમાણે વાદીનો પ્રશ્ન જાણીને આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે કે શિષ્યની બુદ્ધિમાં "મંગળ કર્યું છે ને તેથી આ શાસ્ત્ર મંગલ છે" એમ થાય એટલા માટેજ મંગળ ગ્રહણ કર્યું છે. વળી શાસ્ત્રથી મંગળને જુદું નથી માન્યું. તેમજ આગળ પાંચ જ્ઞાનરૂપ નન્દીજ મંગળરૂપે કહેવાશે. અને આવશ્યક આદિ સર્વ શાસ્ત્રો શ્રુતજ્ઞાનરૂપ હોવાથી તે નન્દીની અન્તર્ગત છે, તથા નન્દી શ્રુતરૂપ હોવાથી તે નન્દી આવશ્યકાદિ શાસ્ત્રની અન્તર્ગત છે. આથી નન્દીનેજ મંગળપણે કહેવાથી મંગળ પણ શાસ્ત્રની અન્તર્ગતજ રહેલું છે. કહેવાનું તાત્પર્ય એ છે કે શાસ્ત્ર અમંગળ છે તેને મંગળતા પ્રાપ્ત કરાવવાને મંગળ ગ્રહણ કર્યું છે એમ નહિ, પણ મંગળ કર્યું હોય તો "આ શાસ્ત્ર મંગળ છે". એમ શિષ્યની બુદ્ધિમાં થાય એટલા માટે મંગળ ગ્રહણ કર્યું છે. ૨૦.

પુનઃ પ્રેરક પૂછે છે કે—શું મંગળ પણ મંગળબુદ્ધિએ ગ્રહણ કર્યું હોય તોજ સ્વકાર્ય કરે છે? અન્યથા નથી કરતું? આચાર્યશ્રી તેના ઉત્તરમાં કહે છે કે હા એમજ છે, એમ કહેતા જણાવે છે કે—

इह मंगलंपि मंगलबुद्धीए मंगलं जहा साहू ।
मंगलतियबुद्धिपरिग्गहे वि नणु कारणं भणिअं ॥ २१ ॥

અહીં કોઇ પણ વસ્તુ મંગલ છતાં પણ મંગળબુદ્ધિએ ગ્રહણ કરાય તોજ મંગળ થાય છે. જેમકે સાધુ, મંગળત્રિકના બુદ્ધિપરિગ્રહાદિમાં કારણ પૂર્વે કહ્યું છે.

આ દુનીઆમાં કોઈ પણ વસ્તુ મંગળ છતાં જો તેને મંગળબુદ્ધિથી ગ્રહણ કરેલ હોય તોજ તે મંગળનું કાર્ય કરનાર થાય છે. જેમ સાધુ સ્વયં મંગળભૂત છતાં તેને મંગળબુદ્ધિએ ગ્રહણ કરેલ હોય તોજ પ્રશસ્તચિત્તવૃત્તિવાળા ભવ્યાત્માને તે મંગળકારી થાય છે, અને જો મંગળ છતાં તેમને અમંગળબુદ્ધિથી ગ્રહણ કરેલ હોય તો અપ્રશસ્તચિત્તવૃત્તિવાળા અભવ્યને તે મંગળકારી થતા નથી. આ ઉપરથી કોઇ એમ કહે કે જો એમ હોય તો અસાધુ આદિ અમંગળ છતાં તેમને મંગળબુદ્ધિએ ગ્રહણ કરેલ હોય તો તે મંગળકારી થવા જોઇએ. કેમકે ન્યાય ઉભય સ્થળે સમાન હોવો જોઇએ. આના ઉત્તરમાં અમે કહીએ છીએ કે એમ નહિ. અસાધુ સ્વયં મંગળરૂપ નથી એટલે મંગળ બુદ્ધિ-

એ ગ્રહણ કર્યા છતાં પણ મંગળકારી ન થાય. જેમ સત્યમણિનેજ સત્યમણિરૂપે ગ્રહણ કરેલ હોય તો ગ્રહણ કરનારને ગૌરવ પમાડે છે. પરંતુ અસત્યમણિને સત્યમણિરૂપે ગ્રહણ કરેલ હોય તો ગૌરવને બદલે હાનિ પમાડે છે, તેવીજ રીતે અહીં મંગળના સંબંધમાં પણ સમજવું. વળી અહીં એવું પણ ન કહેવું કે આ ગ્રંથમાં એકજ મંગળ કરવું બસ છે, એક મંગળથી પણ શિષ્યની બુદ્ધિમાં મંગળ કર્યું છે એમ થશે. ત્રણ મંગળ કરવાનું શું પ્રયોજન છે? આ પ્રશ્નનો ઉત્તર પૂર્વે તેરમી ગાથામાં આવી ગયો છે કે પહેલું મંગળ વિઘ્નરહિતપણે શાસ્ત્રનો પાર પામવા માટે છે, ઇત્યાદિ ત્રણે મંગળનાં જુદાં જુદાં કારણો ત્યાં બતાવ્યાં છે. વળી એમ પણ ન કહેવું કે એકજ મંગળથી એ ત્રણે કારણો સિદ્ધ થશે. કારણકે જેમ શાસ્ત્ર મંગળરૂપ છતાં તેને મંગળબુદ્ધિએ ગ્રહણ કર્યા સિવાય મંગળકારી નથી થતું તેમ શાસ્ત્રની આદિ-મધ્ય-અને અન્તમાં કહેલા ત્રણે મંગળો તે તે રીતે મંગળબુદ્ધિએ ગ્રહણ કર્યા સિવાય તે તે મંગળકારી થતાં નથી માટે ત્રણ મંગળ કહ્યાં છે. ૨૧.

આ પ્રમાણે યુક્તિપૂર્વક ત્રણ મંગળો કહેવાનું કારણ જણાવીને હવે મંગળશબ્દનો અર્થ કહે છે—

मंगिज्जएऽधिगम्मइ जेण हिअं तेण मंगलं होइ ।
अहवा मंगो धम्मो तं लाइ तयं समादत्ते ॥ २२ ॥
अहवा निवायणाओ मंगलमिहुत्थपगंइ–पच्चयओ ।
सत्थे सिद्धं जं जह तयं जहाजोगमाउज्जं ॥ २३ ॥
मं गालयइ भवाओ व मंगलमिहेवमाइनेरुत्ता ।
भासंति सत्थवसओ नामाइ चउविहं तं च ॥ २४

અર્થ:—મંગ ધાતુ ગતિઅર્થમાં હોવાથી જે ગતિઅર્થવાળા ધાતુઓ તે પ્રાપ્તિ અર્થમાં વપરાય છે તેથી જે વડે હિત સધાય તે મંગળ કહેવાય છે, અથવા મંગ એટલે ધર્મ અને લાધાતુનો લેવું એવો અર્થ હોવાથી ધર્મને જે લાવે યા સ્વાધીન કરે એટલે ધર્મનું ઉપાદાન કારણ તે મંગળ કહેવાય છે. અથવા ઇષ્ટાર્થવાળી ધાતુરૂપ પ્રકૃતિ અને પ્રત્યયવાળા નિપાતથી મંગળશબ્દ સિદ્ધ કરવો અથવા વ્યાકરણશાસ્ત્રમાં જેમ ઘટે તેમ યથાયોગ જોડીને મંગળ શબ્દ સિદ્ધ કરવો અથવા મને જે સંસારથી ભવથી દૂર કરે તે મંગળ ઇત્યાદિ મંગળ શબ્દના અનેક અર્થ શબ્દશાસ્ત્રના જાણનારાઓ વ્યાકરણશાસ્ત્રથી કહે છે. તે મંગળ નામાદિ ચાર પ્રકારે છે. ૨૨–૨૩–૨૪.

ઇષ્ટ અર્થવાળા ધાતુને પ્રત્યય લગાડીને મંગળશબ્દ સિદ્ધ કરવો. જેમકે–मंक्–मन्–मद्–मुद्–मह्–ઇત્યાદિ ધાતુને अल પ્રત્યય જોડવાથી મંગળ શબ્દ સિદ્ધ થાય છે. તેની વ્યુત્પત્તિ અનુક્રમે આ પ્રમાણે થાય છે. જેવડે શાસ્ત્ર શોભાવાય (શોભે) (मङ्क्यते) તે મંગળ, જેથી વિઘ્નના અભાવનો નિશ્ચય કરીએ (मन्यते) તે મંગળ, જેથી હર્ષ થાય (माद्यन्ति) તે મંગળ, જેથી નિશ્ચિન્તપણે શાસ્ત્રનો પાર પમાય (मोदन्ते) તે મંગળ, જેથી પૂજાય (मह्यन्ते) તે મંગળ અથવા મને જે ભવથી એટલે સંસારથી દૂર કરે (લેનાથી છોડાવે) (मां गालयन्ति) તે મંગળ, જેથી શાસ્ત્રમાં વિઘ્ન ન થાય (मा भूद् गलः) તે મંગળ, જેમાં શાસ્ત્રનો નાશ ન થાય (मा भूद् गलः) તે મંગળ, અથવા સમ્યગ્દર્શ-

નાદિ મોક્ષમાર્ગ પમાડનાર હોવાથી ( मार्गलयनात् ) મંગળ ઈત્યાદિ વ્યાકરણશાસ્ત્રના અનુસારે મંગળશબ્દના અનેક અર્થ શબ્દાર્થ જાણનારાએ કહે છે.

પદાર્થની વ્યાખ્યા તત્ત્વ-પર્યાય અને ભેદથી કરવી જોઇએ; તેમાં તત્ત્વ એટલે સ્વરૂપ. તે જણાવવા શબ્દનો અર્થ કહ્યો અને પર્યાયથી મંગળ-શાન્તિ-વિઘ્નનો નાશ ઈત્યાદિ મંગળશબ્દના અનેક પર્યાયો છે. તે સ્વયં જાણી લેવા. તથા ભેદ એટલે મંગળના પ્રકારો તે શાસ્ત્રકાર બતાવેછે, તે ચાર પ્રકારે છે, નામમંગળ-સ્થાપનામંગળ-દ્રવ્યમંગળ-અને ભાવમંગળ એમ ચાર પ્રકારે છે. તેમાં નામમંગળનું સ્વરૂપ જણાવવા પ્રથમ "નામ નિક્ષેપાનું" સામાન્યથી લક્ષણ કહે છે.

पज्जायाऽणभिधेयं ठिअमण्णत्थे तयत्थनिरवेक्खं ।
जाइच्छिअं च नामं जाव दव्वं च पाएण ॥ २५ ॥

અસલ વસ્તુના પર્યાયોથી જેનો વ્યવહાર ન થાય, મૂલશબ્દના અર્થથી બીજા અર્થમાં સ્થિત મૂલ અર્થથી નિરપેક્ષ, યાદૃચ્છિકપણે સ્થાપન કરેલ એવું અને ઘણું કરીને જ્યાં સુધી દ્રવ્ય હોય ત્યાં સુધી રહે તે નામ કહેવાય છે. ૨૫.

(૧) જેમ કોઈ બાળકઆદિનું ઈન્દ્ર આદિ નામ પાડવામાં આવે તો તે નામેન્દ્ર કહેવાય છે, તે ઇન્દ્રાદિ નામ તેના પાકશાસિન શતમુખ-શક્ર-પુરન્દર-હરિ વિગેરે પર્યાયોથી ન કહેવાય. પરન્તુ તે નામવાળી વ્યક્તિના અર્થાત્ બાળકના શરીર સંબંધી ધર્મનો ઈન્દ્રાદિ નામમાં ઉપચાર કરવામાં આવે છે, અને તે નામવાળી વ્યક્તિનું શરીર માત્ર એક ઈન્દ્રાદિ સાંકેતીકશબ્દથીજ બોલાવાય છે,(પણ તે બાલક ઉપરોક્ત તેના પર્યાયોથી ન બોલાવાય.)વળી એ ઇન્દ્રાદિનામ સદ્ભાવથી (ખરા અર્થથી) તો અન્યસ્થળે એટલે પરમૈશ્વર્યાદિ યુક્ત દેવોના અધિપતિમાંજ હોય, અને બાળકાદિ અમુક વ્યક્તિમાં તો તે ઈન્દ્રાદિનામના અર્થની અપેક્ષા રહિત કેવળ સાંકેતીક જ હોય, પણ સદ્ભાવથી તો તે ઇંદ્રાદિ નામ અન્વર્થવાળામાં હોય એટલે કે પરમૈશ્વર્યાદિરૂપ ખરો અર્થ સ્વર્ગાધિપમાં છે, તેથી તે ઇન્દ્રાદિક નામ તે દેવાધિપ આદિમાં તે અન્વર્થવાળો કહેવાય. આથી કરીને શક્ર-પુરન્દર આદિ પર્યાયોથી અનભિધેય, તેના અર્થથી નિરપેક્ષ અને સદ્ભાવથી અન્ય અર્થમાં રહેલ હોય, અથવા અન્વર્થ હોય એટલે સાર્થક હોય તે " નામ " કહેવાય છે. (૨) તથા યદચ્છાથી એટલે ગમે તેવું અર્થવિનાનું હોય તેવું પણ કોઈનું કંઈ નામ કરાય તે પણ " નામ " કહેવાય છે. જેમકે ડિત્થ-ડવિત્થ-વિગેરે, આ ઉભય પ્રકારના લક્ષણથી કરેલું નામ ઘણું કરીને જ્યાં સુધી દ્રવ્ય હોય ત્યાં સુધી હોય છે. જેમકે-મેરૂ-દ્વીપ-સમુદ્ર વિગેરે શાશ્વતા પદાર્થોનાં નામો યાવદર્થિક છે. દેવદત્તાદિ નામ વડે વાચ્ય પદાર્થો વિદ્યમાન છતાં લોકમાં જુદા જુદા નામથી બદલાઇને બોલાવાય છે માટે ઘણું કરીને દ્રવ્ય હોય ત્યાં સુધી રહેવાવાળું નામ હોય છે એમ કહ્યું છે. સિદ્ધાન્તમાં " નામ યાવત્કથિક હોય છે " એમ જે કહ્યું છે એ વાત પ્રતિનિયત દેશઆદિના નામને આશ્રિને કહેલ છે, જેમકે-ઉત્તર કુરૂમાં જન્મેલા " ઉત્તર કુરૂઓ " ભારત વર્ષમાં જન્મેલા " ભારતવર્ષીય " ઇત્યાદિ, આ બે પ્રકારે નામનું લક્ષણ કહ્યું છે તે સિવાય પુસ્તક અથવા પત્રાદિમાં લખેલા કોઈ પણ ઇંદ્ર વીગેરે વસ્તુના નામના અક્ષરની પંક્તિઓને પણ કોઈ સ્થળે નામ રૂપે કહેલ છે. આ પ્રમાણે સામાન્યથી નામનું લક્ષણ કહ્યું.

તે નામની યોજના અહીં-ચાલતા વિષયમાં અર્થાત્ મંગળમાં આ પ્રમાણે કરવી. જેમકે કોઈ મંગળ રૂપ અર્થથી શૂન્ય વસ્તુમાં મંગળ એવું નામ કરીએ તે વસ્તુ કેવળ નામમાત્રથીજ મંગળ છે તેથી તે નામમંગળ કહેવાય છે. પુસ્તકાદિમાં "મંગળ" એવા અક્ષરોની પંક્તિ લખેલી હોય તે પણ નામ મંગળ કહેવાય છે. ૨૫.

હવે "સ્થાપના" નું લક્ષણ કહે છે.

जं पुण तयत्थसुन्नं तयभिप्पाएण तारिसागारं ।
कीरइ व निरागारं इत्तरमियरं व सा ठवणा ॥ २६ ॥

વળી જે તે શબ્દના મૂલ અર્થથી શૂન્ય અને તે મૂલવસ્તુના અભિપ્રાયથી તે વસ્તુના જેવા આકારવાળું અથવા તેવા આકાર વિનાનું થવાય તે ઈત્વર-અલ્પકાલિક અને યાવત્કથિક એમ બે પ્રકારે સ્થાપના જાણવી. ૨૬.

જે વસ્તુમાં ઇન્દ્રાદિની સ્થાપના કરાય તે સ્થાપના ઇંદ્ર કહેવાય છે. તે સ્થાપના ઇન્દ્રાદિ શબ્દના અર્થથી રહિત હોય પરંતુ તે સદ્ભૂત ઇંદ્રાદિના અભિપ્રાયથી તેના આકારવાળી મૂર્તિ-ચિત્ર વિગેરેમાં હોય, અને તેવા આકાર રહિત તે સ્થાપના અક્ષ વિગેરેમાં હોય; તેમાં ચિત્ર-અક્ષ વિગેરે ઈત્વર-અલ્પ કાલિક સ્થાપના અને નન્દીશ્વર દ્વીપના ચૈત્ય પ્રતિમા વિગેરે યાવત્કથિક સ્થાપના છે. આગમમાં કહ્યું છે કે "સ્થિતિમાં રહે તે સ્થાપના." આ સર્વનું તાત્પર્ય એ છે કે જે વસ્તુ ઇન્દ્રાદિનો અર્થ જે ઐશ્વર્ય આદિ તેનાથી શૂન્ય હોય અને તે ઇંદ્રાદિની બુદ્ધિથી તેના આકારવાળું અથવા તેના આકારવાળું ન હોય તે થોડા કાળ સુધી અથવા યાવત્કથિક કાળ સુધી સ્થપાય તેને "સ્થાપના" કહેવાય.

અહીં પ્રસ્તુતમાં મંગલને અંગે તેની આ પ્રમાણે યોજના કરવી. જેમકે ચિત્ર સ્થાપના કર્માદિગત પરમમુનિ ( જિનેશ્વર ) ની છબી વિગેરે સ્થાપના રૂપ હોવાથી તેને સ્થાપનામંગળ કહેવાય છે. ૨૬.

હવે ઉપરોક્ત નામ અને સ્થાપનામંગળનાં ઉદાહરણો બતાવે છે.

जह मंगलमिह नामं जीवा-ऽजीवो-भयाण देसीओ ।
रूढं जलणाईणं ठवणाए सोत्थियाईणं ॥ २७ ॥

જેમ અંહીં દેશીભાષાથી જીવ-અજીવ-અને ઉભય રૂપ અગ્નિ વિગેરેનું નામ મંગળ રૂપે રૂઢ છે અને સ્વસ્તિકાદિના આકારોની જે સ્થાપના તે મંગળરૂપે રૂઢ છે. ૨૭.

જીવ-અજીવ અને ઉભય-જીવાજીવ રૂપ અગ્નિઆદિ દેશીભાષામાં નામમંગળરૂપે પ્રસિદ્ધ છે. જેમકે અગ્નિ તે જીવ છે ને મંગલનામથી બોલાય છે, સિન્ધુ દેશમાં રાખડી નાડાછડી વિગેરે મંગળ ગણાય છે. તે વસ્તુઓ અજીવ છતાં મંગળ નામવાળી છે, અને લાટ દેશમાં વન્દનમાળા ( આમ્ર પત્રનું તોરણ ) તે પાંદડાં અને દોરારૂપ જીવાજીવ ઉભયરૂપ છે છતાં મંગળનામવાળી છે. કારણ કે તેમાંનો દોરો અચેતન હોવાથી અજીવ છે અને આમ્રપત્ર સચેતન હોવાથી જીવ છે. આ ત્રણે ઉદાહરણો નામમંગળનાં છે, અને સ્વસ્તિક વિગેરે અષ્ટ મંગલ સ્થાપનાના ઉદાહરણ જાણવા. ૨૭.

હવે "દ્રવ્ય" નું લક્ષણ કહે છે

નાદિ મોક્ષમાર્ગ પમાડનાર હોવાથી ( मार्गलयनात् ) મંગળ ઈત્યાદિ વ્યાકરણશાસ્ત્રના અનુસારે મંગળશબ્દના અનેક અર્થ શબ્દાર્થ જાણનારાઓ કહે છે.

પદાર્થની વ્યાખ્યા તત્ત્વ-પર્યાય અને ભેદથી કરવી જોઇએ; તેમાં તત્ત્વ એટલે સ્વરૂપ. તે જણાવવા શબ્દનો અર્થ કહ્યો અને પર્યાયથી મંગળ-શાન્તિ-વિઘ્નનો નાશ ઈત્યાદિ મંગળશબ્દના અનેક પર્યાયો છે. તે સ્વયં જાણી લેવા. તથા ભેદ એટલે મંગળના પ્રકારો તે શાસ્ત્રકાર બતાવેછે, તે ચાર પ્રકારે છે, નામમંગળ-સ્થાપનામંગળ-દ્રવ્યમંગળ-અને ભાવમંગળ એમ ચાર પ્રકારે છે. તેમાં નામમંગળનું સ્વરૂપ જણાવવા પ્રથમ "નામ નિક્ષેપાનું" સામાન્યથી લક્ષણ કહે છે.

पज्जायाऽणभिधेयं ठिअमण्णत्थे तयत्थनिरवेक्खं ।

जाइच्छिअं च नामं जाव दव्वं च पाएण ॥ २५ ॥

અસલ વસ્તુના પર્યાયોથી જેનો વ્યવહાર ન થાય, મૂલશબ્દના અર્થથી બીજા અર્થમાં સ્થિત મૂલ અર્થથી નિરપેક્ષ, યાદૃચ્છિકપણે સ્થાપન કરેલ એવું અને ઘણું કરીને જ્યાં સુધી દ્રવ્ય હોય ત્યાં સુધી રહે તે નામ કહેવાય છે. ૨૫.

(૧) જેમ કોઈ બાળકઆદિનું ઇન્દ્ર આદિ નામ પાડવામાં આવે તો તે નામેન્દ્ર કહેવાય છે, તે ઇન્દ્રાદિ નામ તેના પાકશાસન શતમુખ-શક્ર-પુરન્દર-હરિ વિગેરે પર્યાયોથી ન કહેવાય. પરન્તુ તે નામવાળી વ્યક્તિના અર્થાત્ બાળકના શરીર સંબંધી ધર્મનો ઇન્દ્રાદિ નામમાં ઉપચાર કરવામાં આવે છે, અને તે નામવાળી વ્યક્તિનું શરીર માત્ર એક ઇન્દ્રાદિ સાંકેતિકશબ્દથીજ બોલાવાય છે,(પણ તે બાલક ઉપરોક્ત તેના પર્યાયોથી ન બોલાવાય.)વળી એ ઇન્દ્રાદિનામ સદ્ભાવથી (ખરા અર્થથી) તો અન્યસ્થળે એટલે પરમૈશ્વર્યાદિ યુક્ત દેવોના અધિપતિમાંજ હોય, અને બાળકાદિ અમુક વ્યક્તિમાં તો તે ઇન્દ્રાદિનામના અર્થની અપેક્ષા રહિત કેવળ સાંકેતીક જ હોય, પણ સદ્ભાવથી તો તે ઇંદ્રાદિ નામ અન્વર્થવાળામાં હોય એટલે કે પરમૈશ્વર્યાદિરૂપ ખરો અર્થ સ્વર્ગાધિપમાં છે, તેથી તે ઇન્દ્રાદિક નામ તે દેવાધિપ આદિમાં તે અન્વર્થવાળો કહેવાય. આથી કરીને શક્ર-પુરન્દર આદિ પર્યાયોથી અનભિધેય, તેના અર્થથી નિરપેક્ષ અને સદ્ભાવથી અન્ય અર્થમાં રહેલ હોય, અથવા અન્વર્થ હોય એટલે સાર્થક હોય તે "નામ" કહેવાય છે. (૨) તથા યદૃચ્છાથી એટલે ગમે તેવું અર્થવિનાનું હોય તેવું પણ કોઈનું કંઈ નામ કરાય તે પણ "નામ" કહેવાય છે. જેમકે ડિત્થ-ડવિત્થ-વિગેરે, આ ઉભય પ્રકારના લક્ષણથી કરેલું નામ ઘણું કરીને જ્યાં સુધી દ્રવ્ય હોય ત્યાં સુધી હોય છે. જેમકે-મેરૂ-દ્વીપ-સમુદ્ર વિગેરે શાશ્વતા પદાર્થોનાં નામો યાવદ્દ્રવ્યિક છે. દેવદત્તાદિ નામ વડે વાચ્ય પદાર્થો વિદ્યમાન છતાં લોકમાં જુદા જુદા નામથી બદલાઈને બોલાવાય છે માટે ઘણું કરીને દ્રવ્ય હોય ત્યાં સુધી રહેવાવાળું નામ હોય છે એમ કહ્યું છે. સિદ્ધાન્તમાં "નામ યાવત્કથિક હોય છે" એમ જે કહ્યું છે એ વાત પ્રતિનિયત દેશઆદિના નામને આશ્રિને કહેલ છે, જેમકે-ઉત્તર કુરૂમાં જન્મેલા "ઉત્તર કુરૂઓ" ભારત વર્ષમાં જન્મેલા "ભારતવર્ષિય" ઇત્યાદિ, આ બે પ્રકારે નામનું લક્ષણ કહ્યું છે તે સિવાય પુસ્તક અથવા પત્રાદિમાં લખેલા કોઈ પણ ઇંદ્ર વીગેરે વસ્તુના નામના અક્ષરની પંક્તિઓને પણ કોઈ સ્થળે નામ રૂપે કહેલ છે. આ પ્રમાણે સામાન્યથી નામનું લક્ષણ કહ્યું.

जइ नाणमागमो तो कह दवं ? दवमागमो कह णु ? ।
आगमकारणमाया देहो सद्दो य तो दवं ॥ ३० ॥

જો જ્ઞાન એ આગમ છે તો દ્રવ્ય કેમ? અને દ્રવ્ય છે તો આગમ કેવી રીતે? એવી શંકાનો ઉત્તર એ છે કે આત્મા-દેહ-ને શબ્દ એ આગમનું કારણ છે તેથી તે દ્રવ્ય છે. ૩૦.

ઉપરોક્ત દ્રવ્યમંગળના સંબંધમાં શિષ્ય પૂછે છે કે—ભગવન્! મંગળશબ્દના અર્થનું જ્ઞાન એ આગમ છે તો તે જ્ઞાનવાન્ વક્તા દ્રવ્યમંગળરૂપ કેમ કહેવાય? કારણ કે આગમ તે તો જ્ઞાન હોવાથી ભાવમંગળરૂપ છે, તેને દ્રવ્યમંગળરૂપ કેમ કહેવાય? અને જો તે દ્રવ્ય મંગળ છે તો તેને આગમ કેમ કહેવાય? આ ઉપરથી જ્ઞાનવાળાને "આગમથી દ્રવ્ય મંગળ" છે એમ કહેવું એ અત્યન્ત અયોગ્ય છે. શિષ્યની ઉપરોક્ત શંકા જાણીને આચાર્યશ્રી કહે છે કે-અહીં સાક્ષાત્ આગમ ન સમજવું, પરન્તુ તે જ્ઞાન-લક્ષણ આગમના કારણભૂત અનુપયોગી વક્તાના આત્મા-દેહ-અથવા શબ્દને આગમ તરીકે સમજવાં, કેમકે એ આત્માદિ સર્વ આગમના આધારભૂત છે, તે ન હોય તો આગમનોજ અભાવ થાય, માટે તે આગમનાં કારણ છે, અને કારણ હોવાથી "કારણ તે દ્રવ્ય" એ ન્યાયાનુસાર જે અનુપયોગી જ્ઞાનવાનના આત્માદિ તે દ્રવ્ય કહેવાય, વળી આત્મા વિગેરે આગમનાં કારણ હોવાથી વરસાદરૂપ કારણમાં જેમ તંદુલરૂપ કાર્યનો ઉપચાર કરી વર્ષાદ તંદુલ વરસે છે એમ કહેવાય છે તેમ અહિં પણ કારણમાં કાર્યનો ઉપચાર કર્યો છે, આમ આગમથી દ્રવ્ય મંગળ કહેવું એ વિરુદ્ધ નથી. ૩૦.

જીનેશ્વર મહારાજના શાસનમાં કોઇ પણ સૂત્ર અથવા અર્થ નય વિનાનાં નથી, પણ નયોને સમજનાર શ્રોતા હોય અને નયમાં નિપુણ એવો વક્તા હોય તો તેઓને કહે, આવું શાસ્ત્રકારનું વચન હોવાથી જીનશાસનમાં સર્વે પણ પદાર્થો નયોથી વીચારવા યોગ્ય છે માટે દ્રવ્ય મંગળનો પણ નયોથી વિચાર કહે છે—

एगो मंगलमेगं णेगा णेगाइं णेगमनयस्स ।
संगहनयस्स एकं सवं चिय मंगलं लोए ॥ ३१ ॥

નૈગમનયની અપેક્ષાએ જ્ઞાનવાળો અનુપયોગી મંગળશબ્દાર્થનો એક વક્તા તે એક દ્રવ્યમંગળ; અને એવા અનેક અનુપયોગી મંગળશબ્દાર્થના વક્તાઓ તે અનેક દ્રવ્યમંગળ; તેમજ સંગ્રહ નયની અપેક્ષાએ સર્વ લોકમાં કેવળ એકજ દ્રવ્યમંગળ છે. ૩૧.

નૈગમનય સામાન્ય અને વિશેષ ઉભય ધર્મને જુદા જુદા અંગીકાર કરે છે, તથા સંગ્રહનય માત્ર સામાન્ય ધર્મનેજ ગ્રહણ કરે છે, માટે જુદી જુદી અપેક્ષાએ દ્રવ્ય મંગળ એક અથવા અનેક રૂપે છે. ૩૧.

સામાન્યનું લક્ષણ કહી તેની સાબીતી કરે છે.

एकं निच्चं निरवयवमकियं सवगं च सामन्नं ।
निस्सामन्नत्ताओ नत्थि विसेसो खपुष्फं व ॥ ३२ ॥

એક-નિત્ય-નિરવયવ-અક્રિય-અને સર્વગત એવું સામાન્ય વસ્તુરૂપે છે, આકાશપુષ્પની જેમ સામાન્ય વિનાનું હોવાને લીધે વિશેષ એવું કાંઈ છેજ નહીં.

"સામાન્ય" એ એક છે એટલે કે એમાં કાંઇ ભેદ નથી. તે એક છે પણ ક્ષણિક

दवए दुयते दोरवयवो विगारो गुणाण संदावो ।
दवं भवं भावस्स भूअभावं च जं जोग्गं ॥ २८ ॥

જે દ્રવે છે-તે તે પર્યાયોને પામે છે, અથવા સ્વપર્યાયોથી પમાય છે તે, તથા સત્તાના અવયવ અથવા વિકાર તેમજ ગુણનો સમુદાય અને ભાવિભાવ તથા ભૂતભાવને યોગ્ય જે હોય તે દ્રવ્ય કહેવાય છે. ૨૮.

(૧) જે જુદા-જુદા નવા પર્યાયોને પામે છે અને જુના જુના પર્યાયોને મૂકે છે, (૨) અથવા તે થવાવાળા પર્યાયોવડે પમાય છે અને થયેલ પર્યાયોથી મૂકાય છે તે દ્રવ્ય કહેવાય છે. કેમકે જે પર્યાયોને દ્રવ્ય પામે છે અને મૂકે છે તે પર્યાયોવડે તે દ્રવ્ય પણ પમાય છે ને મૂકાય છે. વળી (૩) સત્તાનો અવયવ અથવા (૪) સત્તાનો વિકાર તે પણ દ્રવ્ય કહેવાય. કારણકે દ્રવ્યો જાતિરૂપ મહાસત્તાના અવાન્તર સત્તારૂપ અવયવો અથવા વિકારોજ છે. તથા (૫) રસરૂપાદિ જે ગુણો તેનો સમુદાય હોય તે દ્રવ્ય. (૬) તેમજ ભવિષ્યત્પર્યાય અને (૭) ભૂતપર્યાયને જે યોગ્ય હોય તે દ્રવ્ય. જેમકે ભવિષ્યમાં રાજ્ય પર્યાય પામવાને યોગ્ય એવો રાજકુમાર ભાવિ રાજા ગણાય ને તેથી તે દ્રવ્યરાજા કહેવાય. તેમજ પૂર્વે ઘીએ ભરેલો ઘડો અત્યારે ખાલી હોય તોપણ તે ઘીનો ઘડો કહેવાય છે. એ પ્રમાણે ભાવિભાવ અને ભૂતભાવને યોગ્ય જે હોય તે દ્રવ્ય કહેવાય છે. જો ભૂત અને ભાવિભાવને યોગ્ય હોય તેનેજ દ્રવ્ય ન કહીએ ને ભૂત ભાવિ ભાવવાળાનેજ દ્રવ્ય કહીયે તો પછી જગતમાં રહેલા સર્વ પુદ્ગળાદિક દ્રવ્યોએ સર્વપદાર્થોના સર્વપર્યાયો અનુભવેલા અથવા અનુભવાવાના હોવાથી દ્રવ્ય ગણાય. પણ તેમ હોઇ શકે નહિ, માટે જે ભાવિભાવને અથવા ભૂતભાવને યોગ્ય હોય તેજ દ્રવ્ય કહેવાય. ૨૮.

અહીં શિષ્ય પૂછે છે કે—પ્રભો ! આપના કહેવાથી સામાન્યપણે દ્રવ્ય નિક્ષેપાને અંગે દ્રવ્યનું લક્ષણ જાણ્યું, પરન્તુ અહીં પ્રસ્તુતમાં દ્રવ્યમંગળ કહેવાનું છે તે દ્રવ્ય મંગળ કયું ? એ કૃપા કરી જણાવો. શિષ્યનો એ પ્રશ્ન જાણી આચાર્યશ્રી દ્રવ્યમંગળનું સ્વરૂપ કહે છે.

आगमओऽणुवउत्तो मंगलसद्दाणुवासिओ वत्ता ।
तन्नाणलद्धिसहिओ वि नोवउत्तो त्ति तो दवं ॥ २९ ॥

મંગળશબ્દે અનુવાસિત એવો અનુપયોગી વક્તા તે જ્ઞાનલબ્ધિવાળો છે છતાં પણ ઉપયોગ રહિત હોવાથી તે આગમથી દ્રવ્ય મંગળ છે. ૨૯.

દ્રવ્યમંગળ બે પ્રકારે છે-આગમથી અને નોઆગમથી, જે મંગળશબ્દાર્થનું જ્ઞાન તે સ્વરૂપ અહીં આગમ સમજવું. મંગળશબ્દથી અનુવાસિત અને મંગળશબ્દના અર્થની પ્રરૂપણા કરતી વખતે તે જ્ઞાનની લબ્ધિવાળો છતાં શૂન્યપણે મંગળ શબ્દાર્થની પ્રરૂપણા કરનાર વક્તા તે મંગળના ઉપયોગથી શૂન્ય હોય તેથી તે આગમથી દ્રવ્યમંગળ ગણાય. તેના અર્થજ્ઞાનની લબ્ધિવાળો છતાં તે દ્રવ્યમંગળ કેમ કહેવાય ? એમ પૂછનારને કહેવું કે "अनुपयोगो द्रव्यं" એટલે ઉપયોગ રહિતપણું તે દ્રવ્ય એમ સિદ્ધાન્તમાં કહેલ છે. માટે તેવો વક્તા આગમથી દ્રવ્યમંગળ કહેવાય. ૨૯.

હવે અનુપયોગી જ્ઞાનવાલા વક્તાને. આગમથી દ્રવ્યમંગલ કહ્યો તેમાં શિષ્ય શંકા કરે છે અને આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે.

અન્ય લતાદિવિશેષોનું પણ વનસ્પતિસામાન્યથી અવ્યતિરિક્તપણું સિદ્ધ થાય છે. તેનાથી જો વ્યતિરિક્ત કહીએ તો પૃથ્વીઆદિપણાનો તેમાં પ્રસંગ આવી પડે. આ ઉપરથી સામાન્ય જ છે વિશેષ નથી એમ સાબીત થાય છે. ૩૩.

એ જ વાતની પુષ્ટી કરતાં આગળ કહે છે.

सामन्नाउ विसेसो अन्नोऽणन्नो व होज्ज, जइ अण्णो ।
सो नत्थि खपुप्फंपिवऽणण्णो सामन्नमेव तयं ॥ ३४ ॥

સામાન્યથી વિશેષ અન્ય હોય અથવા અનન્ય હોય (ભિન્ન હોય કે અભિન્ન હોય)? જો ભિન્ન હોય તો આકાશપુષ્પની માફક તેની અસ્તિ નથી, અને અભિન્ન હોય તો તે સામાન્ય જ છે. ૩૪.

સામાન્યવાદી વિશેષવાદીને કહે છે કે કયાં તો વિશેષ સામાન્યથી અન્ય એટલે નોખો-ભિન્ન હોય, કયાં તો તેથી અનન્ય એટલે અભિન્ન અર્થાત્ તેની સાથે એકજ હોય, આ બે વિકલ્પ છે. જો પ્રથમ ભિન્નપણાનો વિકલ્પ અંગીકાર કરો તો આગળ કહ્યું તેમ સામાન્યરહિતપણું હોવાથી આકાશપુષ્પની માફક વિશેષનામનો પદાર્થ હોયજ નહી. કારણ કે એવો ન્યાય છે કે જે જે સામાન્ય રહિત હોય તે તે ગગનકમળની જેમ વિદ્યમાનજ નથી. તમે જે વિશેષ અંગીકાર કરો છો તે સામાન્યરહિત છે. તેથી તે હોઇ શકે જ નહીં. જો બીજો વિકલ્પ ગ્રહણ કરો તો તો તમારો વિશેષ તે સામાન્ય જ છે. કારણ કે એવો ન્યાય છે કે જે જેનાથી અનન્ય એટલે અભિન્ન હોય તે તે જ છે, જેવું કે સામાન્યનું સ્વરૂપ. જો તમે આગ્રહથી સામાન્યમાં પણ વિશેષનો ઉપચાર કરવા માંગતા હો તો તેમાં કાંઇ અમને હાની નથી, કારણકે ઉપચારથી કહેવામાં આવતો ભેદ તાત્વિક એકપણાને બાધા કરી શકતો નથી. આથી સામાન્ય જ છે અને વિશેષ નથી, અને તેથી સંગ્રહનયને મતે સર્વત્ર એકજ દ્રવ્યમંગળ છે. એમ સ્થાપિત થયું. ૩૪.

ઘટના એવી છે કે આંબાના સમુદાયની માફક મૂળ આદિ ગુણવાળો હોવાથી આંબો વનસ્પતિ છે. એજ પ્રમાણે સર્વ ગુલ્માદિ પણ વનસ્પતિથી ભિન્ન નથી. અથવા સામાન્યથી વિશેષ ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન છે તો આકાશપુષ્પની જેમ તે વસ્તુરૂપેજ નથી. અને અભિન્ન છે તો તે સામાન્યમય હોવાથી તમારો માનેલો વિશેષ પણ સામાન્યજ છે.

સામાન્યવાદી વિશેષવાદીને કહે છે કે સામાન્ય સિવાય વિશેષ એવો કોઈ પદાર્થજ નથી. કારણકે આંબાના સમુદાયની જેમ આંબો પણ મૂળઆદિગુણવાળો હોવાથી વનસ્પતિજ છે, પણ વનસ્પતિ સિવાય બીજું કંઇ નથી. એજ પ્રમાણે ગુલ્મ-લતા આદિ પણ વનસ્પતિજ છે. હવે જો એ પ્રમાણે સર્વવસ્તુઓ સામાન્યરૂપજ છે તો પછી તે સિવાય વિશેષ પદાર્થ ક્યાં છે? અને જો સામાન્ય સિવાય વિશેષ પદાર્થ છે તો તે વિશેષ સામાન્યથી ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન છે તો તે આકાશપુષ્પની જેમ અસત્ છે. કેમકે સામાન્યરહિત કોઇ વસ્તુજ દુનિઆમાં નથી. બીજો સામાન્યથી વિશેષ અભિન્ન છે એવો જે પક્ષ છે તેને માનીને વિશેષ સામાન્યથી અભિન્ન છે એમ કહેવામાં આવે તો તો તે વિશેષનામનો તમારો માનેલો પદાર્થ સામાન્યરૂપજ છે. કારણ કે જે જેનાથી અભિન્ન હોય તે તેસ્વરૂપજ હોય છે. જેમ સામાન્યનું સ્વરૂપ. સામાન્યનું સ્વરૂપ સામાન્યથી ભિન્ન નથી. પણ અભિન્નજ છે. તેમ વિશેષ પણ સામાન્યથી અભિન્ન હોવાથી સામાન્ય-

નથી, નિત્ય છે. વળી એક અને નિત્ય છતાં આકાશની માફક સાવયવ એટલે વિભાગવાળું નથી, પણ નિરવયવ એટલે અંશરહિત છે. વળી તે એક, નિત્ય, અને નિરવયવ છતાં પરમાણુની માફક સક્રિય નથી, પણ અક્રિય એટલે ક્રિયારહિત છે. એક, નિત્ય, નિરવયવ અને અક્રિય છતાં તે દિશાની માફક સર્વગત નથી એમ નથી, પણ સર્વગત એટલે સકલ લોકમાં પ્રાપ્ત થયલી સત્તાવાળું છે. આ પ્રકારનુ સામાન્ય જ છે, પરંતુ "વિશેષ" એવુ તો કાંઈ છેજ નહી, કારણ આકાશ પુષ્પની માફક તે સામાન્યરહિત છે. જે વિદ્યમાન છે તે સામાન્ય રહિત હોય નહિ, જેવો કે ઘટો, આ પ્રમાણે સંગ્રહ નયના મતે એકલુ સામાન્ય જ પદાર્થ તરીકે હોવાથી ફક્ત એકજ દ્રવ્યમંગળ છે, એના અનેક ભેદો નથી, કેમકે અનેક ભેદો તો વિશેષની અપેક્ષાએ હોય છે ને વિશેષ તો સંગ્રહના મતે વસ્તુરૂપેજ નથી.

આ પ્રસંગે વિશેષ વાદી પ્રશ્ન કરે છે કે અનેક દ્રવ્યમંગળો કેમ સંભવતા નથી? જેમ "વનસ્પતિ" એમ કહે ત્યારે વૃક્ષ, ગુલ્મ, લતા, આદિ વિશેષો જ પ્રતીત થાય છે, અને તેઓથી જુદી કાંઈ વનસ્પતિ નથી. એ માફક અહિ પણ "દ્રવ્યમંગળ" એમ કહે એટલે ઉપયોગરહિતપણે તેને પ્રરૂપણ કરનારા બધા અનુપયોગી જ્ઞાનવાળા વક્તારૂપ વિશેષો જ સમજાય છે, અને તેનાથી જુદુ કાંઇ સામાન્ય નથી માટે "વિશેષ એવુ કાંઈ છેજ નહી, કારણ આકાશ પુષ્પની માફક સામાન્ય રહિત છે" આ પ્રકારનું મૂર્ખના જેવું તમો કેમ કથન કરો છો?

વિશેષવાદીનુ આવું વચન સાંભળીને સામાન્ય વાદી-સંગ્રહ નય કહે છે. વનસ્પતી એમ કહે ત્યારે વૃક્ષાદિ પ્રતીત થાય છે તેથી જ તે તેનાથી અન્ય પદાર્થ નથી, જેમ કે હાથ એમ કહેવાથી હાથની આંગળીઓ. જે કહેવાથી જે પ્રતીત થાય તે તેનાથી વ્યતિરિક્ત હોતુ નથી, જેમ "હાથ" એમ કહેવાથી આંગળી આદિ પ્રતીત થાય છે તેથી તે આંગળીયો હાથથી વ્યતિરિક્ત નથી. તેમજ "વનસ્પતિ" એમ કહેવાથી વૃક્ષાદિ પ્રતીતિ થાય છે એટલે તે વનસ્પતિથી વ્યતિરિક્ત નથી. તેથી સામાન્યથી વ્યતિરિક્ત "વિશેષ" એવું કાંઈ પણ વિદ્યમાન નથી. માટે સર્વત્ર એકજ દ્રવ્યમંગળ છે. ૩૨.

હવે અન્ય વિચાર સંકલનાથી સામાન્યવાદી વૃક્ષાદિ સર્વે જે વનસ્પતિ છે તે સામાન્ય રૂપ છે તેની પુષ્ટિ કરતાં કહે છે.

चूओ वणस्सइ च्चिय मूलाइगुणो त्ति तस्समूहो व्व ।
गुम्मादओ वि एवं सव्वे न वणस्सइविसिट्ठा ॥ ३३ ॥

આંબો મૂળાદિગુણવાળો હોવાથી આંબાના સમૂહની માફક વનસ્પતિજ છે. ગુલ્માદિ સર્વ એજ પ્રમાણે કહેવા. વનસ્પતિથી જુદા વિશેષો નથી. ૩૩.

ઉપર જણાવેલા વૃક્ષ ગુલ્મ વગરે વનસ્પતિ સામાન્ય રૂપ જ છે, પરંતુ વિશેષ નથી એમ સિદ્ધ કરવા માટે સામાન્યવાદી ન્યાય પૂર્વક દલીલ કરતાં કહે છે કે 'આંબો' એ વનસ્પતિ સામાન્ય છે કારણ કે તે મૂળ, કંદ, સ્કંધ, છાલ, શાખા, પ્રવાલ, પત્ર, પુષ્પ, ફળ, બીજ વીગેરે ગુણવાળો છે. દાખલા તરીકે આંબાનો સમૂહ. જે જે મુલાદિ ગુણવાળા હોય છે તે તે વનસ્પતિ સામાન્ય રૂપજ છે, જેમકે આંબાનો સમૂહ. આંબો એ મૂલાદિ ગુણવાળો છે તેથી તે વનસ્પતિ સામાન્ય રૂપ સિદ્ધ થાય છે. એજ પ્રમાણે ગુલ્માદીનું પણ કહેવુ. તે આ પ્રમાણે-વિશેષ વાદીએ વિશેષપણે માનેલો ગુલ્મ પણ વનસ્પતિ સામાન્યરૂપજ છે, મૂલાદિ ગુણવાળો હોવાથી, ગુલ્મ સમૂહની માફક, આજ પ્રમાણે

અન્ય લતાદિવિશેષોનું પણ વનસ્પતિસામાન્યથી અવ્યતિરિક્તપણું સિદ્ધ થાય છે. તેનાથી જો વ્યતિરિક્ત કહીએ તો પૃથ્વીઆદિપણાનો તેમાં પ્રસંગ આવી પડે. આ ઉપરથી સામાન્ય જ છે વિશેષ નથી એમ સાબીત થાય છે. ૩૩.

એ જ વાતની પુષ્ટી કરતાં આગળ કહે છે.

सामन्नाउ विसेसो अन्नोऽणन्नो व होज्ज, जइ अण्णो ।
सो नत्थि खपुप्फंपिवऽणण्णो सामन्नमेव तयं ॥ ३४ ॥

સામાન્યથી વિશેષ અન્ય હોય અથવા અનન્ય હોય (ભિન્ન હોય કે અભિન્ન હોય)? જો ભિન્ન હોય તો આકાશપુષ્પની માફક તેની અસ્તિ નથી, અને અભિન્ન હોય તો તે સામાન્ય જ છે. ૩૪.

સામાન્યવાદી વિશેષવાદીને કહે છે કે ક્યાં તો વિશેષ સામાન્યથી અન્ય એટલે નોખો-ભિન્ન હોય, ક્યાં તો તેથી અનન્ય એટલે અભિન્ન અર્થાત્ તેની સાથે એકજ હોય, આ બે વિકલ્પ છે. જો પ્રથમ ભિન્નપણાનો વિકલ્પ અંગીકાર કરો તો આગળ કહ્યું તેમ સામાન્યરહિતપણું હોવાથી આકાશપુષ્પની માફક વિશેષનામનો પદાર્થ હોયજ નહી. કારણ કે એવો ન્યાય છે કે જે જે સામાન્ય રહિત હોય તે તે ગગનકમળની જેમ વિદ્યમાનજ નથી. તમે જે વિશેષ અંગીકાર કરો છો તે સામાન્યરહિત છે. તેથી તે હોઇ શકે જ નહીં. જો બીજો વિકલ્પ ગ્રહણ કરો તો તો તમારો વિશેષ તે સામાન્ય જ છે. કારણ કે એવો ન્યાય છે કે જે જેનાથી અનન્ય એટલે અભિન્ન હોય તે તે જ છે, જેવું કે સામાન્યનું સ્વરૂપ. જો તમે આગ્રહથી સામાન્યમાં પણ વિશેષનો ઉપચાર કરવા માંગતા હો તો તેમાં કાંઇ અમને હાની નથી, કારણકે ઉપચારથી કહેવામાં આવતો ભેદ તાત્વિક એકપણાને બાધા કરી શકતો નથી. આથી સામાન્ય જ છે અને વિશેષ નથી, અને તેથી સંગ્રહનયને મતે સર્વજ્ઞ એકજ દ્રવ્યમંગળ છે. એમ સ્થાપિત થયું. ૩૪.

ઘટના એવી છે કે આંબાના સમુદાયની માફક મૂળ આદિ ગુણવાળો હોવાથી આંબો વનસ્પતિ છે. એજ પ્રમાણે સર્વ ગુલ્માદિ પણ વનસ્પતિથી ભિન્ન નથી. અથવા સામાન્યથી વિશેષ ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન છે તો આકાશપુષ્પની જેમ તે વસ્તુરૂપેજ નથી. અને અભિન્ન છે તો તે સામાન્યમય હોવાથી તમારો માનેલો વિશેષ પણ સામાન્યજ છે.

સામાન્યવાદી વિશેષવાદીને કહે છે કે સામાન્ય સિવાય વિશેષ એવો કોઈ પદાર્થજ નથી. કારણકે આંબાના સમુદાયની જેમ આંબો પણ મૂળઆદિગુણવાળો હોવાથી વનસ્પતિજ છે, પણ વનસ્પતિ સિવાય બીજું કંઇ નથી. એજ પ્રમાણે ગુલ્મ-લતા આદિ પણ વનસ્પતિજ છે. હવે જો એ પ્રમાણે સર્વવસ્તુઓ સામાન્યરૂપજ છે તો પછી તે સિવાય વિશેષ પદાર્થ ક્યાં છે? અને જો સામાન્ય સિવાય વિશેષ પદાર્થ છે તો તે વિશેષ સામાન્યથી ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન છે તો તે આકાશપુષ્પની જેમ અસત્ છે. કેમકે સામાન્યરહિત કોઇ વસ્તુજ દુનિઆમાં નથી. બીજો સામાન્યથી વિશેષ અભિન્ન છે એવો જે પક્ષ છે તેને માનીને વિશેષ સામાન્યથી અભિન્ન છે એમ કહેવામાં આવે તો તો તે વિશેષનામનો તમારો માનેલો પદાર્થ સામાન્યરૂપજ છે. કારણ કે જે જેનાથી અભિન્ન હોય તે તેસ્વરૂપજ હોય છે. જેમ સામાન્યનું સ્વરૂપ. સામાન્યનું સ્વરૂપ સામાન્યથી ભિન્ન નથી, પણ અભિન્નજ છે, તેમ વિશેષ પણ સામાન્યથી અભિન્ન હોવાથી સામાન્ય-

રૂપજ છે. તેમ છતાં આગ્રહથી સામાન્યમાં વિશેષનો ઉપચાર કરાતો હોય તો હમોને તેમાં કંઈ હરકત નથી. ૩૪.

આ પ્રમાણે સંગ્રહનયવાળાએ પોતાને ઇષ્ટ એવો સામાન્ય પદાર્થ સિદ્ધ કર્યો, હવે વિશેષને માનનાર નૈગમ અને વ્યવહાર નયવાળા કહે છે કે—

न विसेसऽत्थंतरभूअं अत्थि सामण्णमाह ववहारो ।
उवलंभ–ववहाराभावाओ खरविसाणं व ॥ ३५ ॥

વ્યવહારનય કહે છે કે વિશેષથી સામાન્ય અર્થાન્તરભૂત ( જુદું ) નથી, કેમકે ઉપલબ્ધિ-જ્ઞાન અને વ્યવહારના અભાવે તે ખરશૃંગવત્ અવિદ્યમાન છે. ૩૫.

વિશેષનું સમર્થન કરનાર વ્યવહાર અને નૈગમનય સામાન્યવાદીને કહે છે કે-જે યુક્તિથી વિશેષનો તમે નિષેધ કરો છો તેજ યુક્તિથી અમે તમને પૂછીએ છીએ કે વિશેષથી સામાન્ય ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન છે તો વિશેષ સિવાય સામાન્યરૂપ વસ્તુની પ્રાપ્તિજ નથી થતી, કારણ કે ગધેડાના શીંગડાની પેઠે તેની ઉપલબ્ધિ અને વ્યવહારનો અભાવ છે. અને જો અભિન્ન છે તો તે વિશેષરૂપજ છે. ૩૫.

એજ વિષય ઉદાહરણથી દૃઢ કરે છે.

चूयाईएहिंतो को सो अण्णो वणस्सई नाम ? ।
नत्थि विसेसत्थंतरभावाओ सो खपुप्फं व ॥ ३६ ॥

આમ્ર આદિ ( વિશેષ ) થકી તે વનસ્પતિરૂપ ( સામાન્ય ) શું અન્ય-ભિન્ન છે? જો છે તો વિશેષથી ભિન્ન હોવાને લીધે તે આકાશપુષ્પની જેમ અવિદ્યમાન છે.

આમ્રાદિ વૃક્ષરૂપ વિશેષને માન્ય કર્યા વિના પગે લેપ કરવો વિગેરે લોકવ્યવહારના કાર્યમાં સામાન્યનો કયો ઉપયોગ થવાનો? લોકવ્યવહારના ઉપયોગમાં પણ તે સામાન્યની અનુપલબ્ધિ હોવાથી આકાશપુષ્પની જેમ સામાન્યનો અભાવ છે, અને લોકવ્યવહારમાં કાંઈ કરનાર હોવાથી ઉપયોગી એવો વિશેષ જ છે અને તેનીજ ઉપલબ્ધિ હોવાથી તે વિશેષોજ વિદ્યમાન છે. ૩૬.

નૈગમ અને વ્યવહાર એ બે નયો વિશેષનું સમર્થન કેમ કરે છે! તેનું કારણ કહે છે.

जं नेगम–ववहारा लोअव्ववहारतप्परा सो य ।
पाएण विसेसमओ तो ते तग्गाहिणो दोऽवि ॥ ३७ ॥

નૈગમ અને વ્યવહાર નય લોકવ્યવહારમાં તત્પર છે. અને લોકવ્યવહાર તો ઘણું કરીને વિશેષથીજ ચાલે છે. માટે તે બે નયો ફક્ત વિશેષનેજ ગ્રહણ કરે છે. ૩૭.

આ સંબંધમાં શિષ્ય પૂછે છે કે—,

तेसिं तुल्लमयत्ते को णु विसेसोऽभिहाणओ अन्नो ? ।
तुल्लत्तेऽवि इहं नेगमस्स वत्थंतरे भेओ ॥ ३८ ॥

તે નૈગમ અને વ્યવહાર એ બે નયોની સમાનતા હોવાથી નામમાં તફાવત સિવાય અન્ય શો તફાવત છે? ( ઉત્તર ) વિશેષને માનવો ને સામાન્યને ન માનવો તેમાં નૈગમ

નયને વ્યવહારનયની સાથે સમાનતા છતાં પણ અન્યવસ્તુમાં ભેદ છે. ૩૮.

શિષ્ય:—નેગમ અને વ્યવહારનય વિશેષનેજ ગ્રહણ કરે છે તો તે બન્ને સમાન વિષય માનનાર હોવાથી પરસ્પર નામના ભેદ સિવાય એક બીજામાં બીજો ભેદ જણાતો નથી, તેથી તે બન્ને એકજ સ્વરૂપ હોય એમ લાગે છે.

ગુરૂ:—નૈગમનય વ્યવહારનયની સાથે વિશેષના સંબંધમાં સમાન અભિપ્રાયવાળો છે, તેથી નૈગમને વ્યવહાર એ ઉભયમાં સમાનતા છે, પરન્તુ નૈગમ નય અન્ય કેટલીએક વસ્તુમાં સામાન્યપણું પણ ગ્રહણ કરે છે તેથી તે બન્નેમાં તફાવત છે. મતલબ કે નૈગમનય સામાન્ય અને વિશેષ ઉભયગ્રાહી છે. અને વ્યવહારનય માત્ર વિશેષગ્રાહીજ છે. ૩૮.

અથવા—

जो सामण्णग्गाही स नेगमो संगहं गओ अहवा ।
इयरो ववहारमिओ जो तेण समाणनिद्देसो ॥ ३९ ॥

અથવા જે સામાન્યગ્રાહી નૈગમ છે તે સંગ્રહમાં અન્તર્ભૂત છે, અને વિશેષગ્રાહી નૈગમ છે તે વ્યવહારમાં અન્તર્ભૂત છે, તે માટે બન્નેનો સમાન નિર્દેશ કર્યો છે. ૩૯.

નૈગમનય સામાન્ય અને વિશેષ ઉભયને ગ્રહણ કરનાર હોવાથી સામાન્યગ્રાહી નૈગમનો સંગ્રહનયમાં સમાવેશ કરવો અને વિશેષગ્રાહી નૈગમનો વ્યવહારનયમાં સમાવેશ કરવો. આથી આ નૈગમનયનો વ્યવહારનયની સાથે " जं नेगमववहारा " ઇત્યાદિ ગાથામાં તુલ્યનિર્દેશ કર્યો છે. એ પ્રમાણે માનવાથી ઉપરોક્ત આડત્રીશમી ગાથામાં જણાવેલો દોષ નહિ આવે. અહીં જો એવી શંકા થાય કે એ પ્રમાણે નૈગમનયને સંગ્રહ અને વ્યવહારમાં અન્તર્ભૂત કરશો તો સાતને બદલે છ નયો માનવાથી સંખ્યાની હાની થશે. એ શંકાનો ખુલાસો આગળ કરીશું. ૩૯.

હવે ઋજુસૂત્રનયના મતે દ્રવ્યમંગળનો વિચાર કરે છે.

उज्जुसुअस्स सयं संपयं च जं मंगलं तयं एक्कं ।
नातीतमणुप्पन्नं मंगलमिट्ठं परक्कं वा ॥ ४० ॥

ઋજુસૂત્રનયને પોતાનું હોય ને તે વર્તમાનકાળે વિદ્યમાન હોય તે એકજ દ્રવ્યમંગળ માન્ય છે. પણ અતીત અનાગત અને પરકીય કે અનેક દ્રવ્યમંગળો માન્ય નથી. ૪૦.

કારણ કે—

नातीयमणुप्पन्नं परकीयं वा पओअणाभावा ।
दिट्ठंतो खरसिंगं परधणमहवा जहा त्रिफलं ॥ ४१ ॥

કાર્ય કરી શકે નહિ તેથી અતીત ને અનાગત વસ્તુ ખરશૃંગની જેમ વસ્તુ જ નથી; અને પરકીય વસ્તુ પણ પરધનની જેમ નિષ્ફળ હોવાથી વસ્તુરૂપ નથી. ૪૧.

ઋજુસૂત્રનય વર્તમાનક્ષણે વર્તતી સ્વકીય વસ્તુનેજ વસ્તુરૂપે માને છે, પણ અતીત અનાગત વસ્તુને વસ્તુરૂપે નથી માનતો; કેમકે અતીત વસ્તુ નાશ પામેલ છે અને અનાગત વસ્તુ અનુત્પન્ન છે, તેથી તેઓવડે કંઈ કાર્યસિદ્ધિ નથી થતી. " જે વડે કાર્યની

સિદ્ધિ ન થાય તે વસ્તુપણે ગણાયજ નહિ." જેમકે ખરશૃંગ. ખરશૃંગ જેમ વસ્તુ નથી તેમ અતીત-અનાગત દ્રવ્યમંગળ પણ વસ્તુરૂપે નથી. વળી પરકીય વસ્તુ પણ વસ્તુરૂપ નથી, કેમકે તેનાથી પણ પોતાનું પ્રયોજન સિદ્ધ નથી થતું. ઉદાહરણ તરીકે દેવદત્તનું ધન યજ્ઞદત્તના કાર્યમાં નહિ આવતું હોવાથી નિષ્ફળ છે, તેમ બીજાએ કરેલું મંગળ પોતાને નિષ્ફળ છે, આટલા ઉપરથી સ્પષ્ટ થયું કે ઋજુસૂત્રને અતીત-અનાગત સિવાય વર્તમાનસમયે અને પોતાનું 'કરેલું' જે દ્રવ્યમંગળ હોય તેજ દ્રવ્યમંગળપણે ઈષ્ટ છે. ૪૧.

શબ્દ-સમભિરૂઢ-અને એવંભૂત એ ત્રણ નયો ઋજુસૂત્ર કરતા વિશુદ્ધ હોવાથી આગમથી દ્રવ્યમંગળ માનતાજ નથી. કારણકે—

जाणं नाणुवउत्तोऽणुवउत्तो वा न जाणई जम्हा ।
जाणंतोऽणुवउत्तोत्ति विंति सद्दादओऽवत्थुं ॥ ४२ ॥

(જે મંગળશબ્દ) જાણે છે તે અનુપયોગી નથી અને જે અનુપયોગી છે તે જાણતો નથી. માટે શબ્દાદિનયો જાણતો હોય અને અનુપયોગી હોય એવી રીતે પૂર્વના નયોએ માન્ય કરેલ દ્રવ્યમંગલને અવસ્તુજ કહે છે. ૪૨.

મંગળશબ્દ જાણતો હોય અને તેના ઉપયોગથી શૂન્ય હોય તેને આગમથી દ્રવ્યમંગળ કહેવાય; પણ તેવા દ્રવ્યમંગળને શબ્દાદિ ત્રણનયો માનતાજ નથી. તેઓ કહે છે કે-જે જાણે છે તે અનુપયોગી નથી અને અનુપયોગી છે તે જાણતો નથી. માટે તેવું દ્રવ્યમંગળ હોઇ શકેજ નહિ. કારણકે—૪૨.

हेऊ विरुद्धधम्मत्तणा हिं जीवो व चेअणारहिओ ।
न य सो मङ्गलमिट्ठ तयत्थसुन्नो त्ति पावं व ॥ ४३ ॥

જીવ છે ને તે ચેતના રહિત છે એમ કહેવાની પેઠે જાણકાર અનુપયોગી છે એમ કહેવું તે વિરુદ્ધધર્મવાળું હોવાથી જાણકાર અનુપયોગી દ્રવ્યમંગળ અવસ્તુજ છે. તેમજ તે જાણકાર અનુપયોગી પાપની જેમ ઇષ્ટ નથી, કારણકે તે અનુપયોગી વક્તા મંગળ એટલે નિર્જરાદિ અર્થથી શૂન્ય છે. ૪૩.

જીવ ચેતનારહિત છે એમ કહેવું જેટલું વિરુદ્ધ છે તેટલુંજ વિરુદ્ધ "જાણે છે અને અનુપયોગી છે" એમ કહેવું તે છે. અથવા "મારી માતા વન્ધ્યા છે" એ કથન જેમ વિરુદ્ધ છે તેમ આ જાણકાર અનુપયોગી છે એમ કહેવું તે પણ વિરુદ્ધ છે. માટે પૂર્વોક્ત દ્રવ્યમંગળ અસત્ છે (અવિદ્યમાન છે). કદાચ જાણનાર અને અનુપયોગી હોય તોપણ તે અમને મંગળપણે ઈષ્ટ નથી, કારણકે તે જ્ઞાન પાપની માફક મંગળ અર્થથી શૂન્ય છે. આ પ્રમાણે શબ્દાદિનયો કેવળ ભાવમંગળને ગ્રહણ કરનારા હોવાથી દ્રવ્યમંગળને ઈચ્છતાજ નથી. ૪૩

આ રીતે નયાનુસારે દ્રવ્યમંગળ વિચારીને આગમથી દ્રવ્યમંગળનો વિચાર પૂર્ણ કર્યો હવે નોઆગમથી દ્રવ્યમંગળ કહે છે. તે નોઆગમથી દ્રવ્યમંગળ જ્ઞશરીર ભવ્યશરીર અને તદ્વ્યતિરિક્ત એમ ત્રણ પ્રકારે છે. તેમા પ્રથમ જ્ઞશરીર અને ભવ્યશરીરનું સ્વરૂપ કહે છે.

मगलपयत्थजाणयदेहो भव्वस्स वा सजीवोऽत्ति ।
नोआगमओ दव्व आगमरहिओ त्ति जं भणिअं ॥ ४४ ॥

મંગળપદાર્થને જાણનારનું (જીવરહિત) શરીર અથવા ભવિષ્યમાં મંગળપદના અર્થને જાણશે એવા બાલકનું સજીવ શરીર તે બન્ને આગમ એટલે મંગલનું જ્ઞાન તેણે કરીને રહિત હોવાથી તે બન્ને નોઆગમથી દ્રવ્યમંગળ કહેવાય છે. ૪૪.

જેણે ભૂતકાળમાં મંગળપદનો અર્થ યથાર્થ જાણ્યો હોય અને પ્રરૂપ્યો હોય તેનો નિર્જીવદેહ અથવા જે ભવિષ્યમાં મંગળપદનો અર્થ યથાર્થ જાણશે તેવા બાલકનો સજીવદેહ એ ઉભય શરીર તે નોઆગમથી દ્રવ્યમંગળ કહેવાય છે, કેમકે તે બન્નેમાં આગમ એટલે મંગલપદાર્થના જ્ઞાનનો સર્વથા અભાવ છે. જે ઘડામાં આગળ ઘી ભરીને ખાલી કરી નાંખ્યું હોય અથવા તો જે ખાલીઘડામાં ઘી ભરવાનું હોય તે બંન્નેને ઘીના ઘડા કહેવામાં આવે છે તે મુજબ અહીં સમજવું (અહીં નોશબ્દ સર્વનિષેધાર્થમાં છે.) ૪૪.

હવે નોઆગમદ્રવ્યમંગલમાં નોશબ્દને દેશનિષેધાર્થમાં ગણીને તે જ્ઞશરીર અને ભવ્યશરીરને નોઆગમથી દ્રવ્યમંગળ તરીકે સાધે છે.

अहवा नो देसम्मी, नोआगमओ तदेगदेसाओ ।
भूयस्स भाविणो वाऽऽगमस्स जं कारणं देहो ॥ ४५ ॥

અથવા નોશબ્દ દેશનિષેધાર્થમાં છે, તેથી ભૂત યા ભાવિ આગમનું કારણ જે શરીર તે નોઆગમથી દ્રવ્યમંગળ છે. કેમકે તે શરીર આગમ એટલે જ્ઞાનનું કારણ હતું અને થશે. ૪૫.

ભૂત યા ભાવિ આગમનું કારણ જે અચેતન અથવા સચેતન શરીર તે નોઆગમથી દ્રવ્યમંગળ છે. અહીં નોશબ્દ દેશનિષેધાર્થમાં સમજવો. ઉપરોક્ત ઉભયપ્રકારનું શરીર મંગળપદાર્થના જ્ઞાનરૂપ આગમનું કારણ છે, અને કારણ તે કાર્યના એક દેશમાં વર્તતુંજ હોય છે એમ સિદ્ધાન્તનું મન્તવ્ય છે, તેથી સચેતન અથવા અચેતન શરીર નોઆગમથી દ્રવ્યમંગળ છે.

શિષ્ય:—આગમથી દ્રવ્યમંગળ પહેલાં કહ્યું છે તેમાં અને આમાં શો તફાવત છે? કારણકે ત્યાં પણ આગમનું કારણ "આત્મા દેહ–અને શબ્દ છે" એ વચનથી શરીરને દ્રવ્યમંગળ કહ્યું છે અને અહીં પણ તે શરીરનેજ દ્રવ્યમંગળ કહો છો.

ગુરુ:—પહેલાં જે આગમથી દ્રવ્યમંગળ કહ્યું છે તેમાં ઉપયોગરૂપ આગમ નથી પણ લબ્ધિરૂપ આગમ છે અને અહીં તો ઉપયોગ તથા લબ્ધિરૂપ ઉભયપ્રકારનું આગમ નથી. કેવલ તે જ્ઞાનના કારણરૂપ શરીરમાત્રજ છે. એટલો એ આગમ થકી દ્રવ્યમંગલ અને જ્ઞશરીર તથા ભવ્યશરીરરૂપનોઆગમથકી દ્રવ્યમંગલમાં તફાવત છે. ૪૫.

હવે જ્ઞશરીર અને ભવ્યશરીરથી વ્યતિરિક્ત ત્રીજા ભેદનું સ્વરૂપ કહે છે.

जाणय–भवसरीराऽइरित्तमिह दव्वमङ्गलं होइ ।
जा मङ्गला किरिआ तं कुणमाणो अणुवउत्तो ॥ ४६ ॥

જે મંગળિકક્રિયા કરનારો અનુપયોગી હોય તે જ્ઞશરીર અને ભવ્યશરીર એ બેઉથી વ્યતિરિક્ત એટલે જુદો નોઆગમથી દ્રવ્યમંગળ થાય છે. ૪૬.

પરમાર્થથી મંગળ બે પ્રકારે છે. એક જિનપ્રણીત આગમ અને બીજું જિનપ્રણીત પડિલેહણાદિ માંગલ્યક્રિયા, પૂર્વે આગમથી અને નોઆગમમાં જ્ઞશરીર અને ભવ્યશરીર

એમ બે પ્રકારથી, જે દ્રવ્યમંગળ ત્રણ પ્રકારે કહ્યું છે તે આગમ (જ્ઞાન) ને આશ્રિને કહ્યું છે, ને આ જ્ઞશરીર-ભવ્યશરીરથી વ્યતિરિક્ત દ્રવ્યમંગળ જે છે તે તો જિનેશ્વરમહારાજે કહેલ એવી પડિલેહણઆદિ માંગલ્યક્રિયાને ઉપયોગ રહિત કરતો હોય તેને આશ્રિને કહેલ છે. ૪૬.

હવે બીજી રીતે નોઆગમથી દ્રવ્યમંગળ કહે છે.

जं भूयभावमंगलपरिणामं तस्स वा जयं जोगं ।
जं वा सहावसोहणवन्नाइगुणं सुवण्णाइं ॥ ४७ ॥
तंपि य हु भावमङ्गलकारणओ मङ्गलंति निद्दिट्टं ।
नोआगमओ दव्वं नोसद्दो सव्वपडिसेहे ॥ ४८ ॥

જે ભૂતકાલના ભાવમંગળનું પરિણામિ કારણ હોય અને જે ભવિષ્યમાં ભાવમંગળને યોગ્ય હોય તે વ્યતિરિક્ત દ્રવ્યમંગલ ગણાય છે અથવા સ્વભાવથીજ સુંદરવર્ણ વિગેરે ગુણવાળું જે સુવર્ણાદિ દ્રવ્ય તે પણ નિશ્ચે ભાવમંગળનું કારણ અને શરીરાદિથી વ્યતિરિક્ત હોવાથી વ્યતિરિક્ત દ્રવ્યમંગળ છે. અહીં નોશબ્દ સર્વનિષેધાર્થમાં છે. ૪૭-૪૮.

ચરણસિત્તરી અને કરણસિત્તરીની ક્રિયાના સમુદાયને ભાવમંગળ કહેલ છે. તેવા ભાવમંગળના પરિણામ પૂર્વે થયા હોય અથવા ભવિષ્યમાં થાય એમ હોય પણ વર્તમાનક્ષણે તેવા પરિણામથી શૂન્ય એવું કોઇનું શરીર અથવા આત્મા હોય તે જ્ઞશરીર-ભવ્યશરીર વ્યતિરિક્ત નોઆગમથી દ્રવ્યમંગળ કહેવાય છે. તેમજ સ્વભાવથીજ સુંદર તથા વર્ણાદિગુણવાળાં સુવર્ણ રત્ન-દહીં-અક્ષત-પુષ્પ-મંગળકળશ વિગેરે પણ નોઆગમથી દ્રવ્યમંગળ કહેવાય. કારણકે તે સુવર્ણઆદિ કોઇને ભાવમંગળનું કારણ હોય છે. અને શરીર આત્મા અને શબ્દ અથવા સુવર્ણાદિ તે કોઇને ભાવનાં કારણ થાય છે માટે તે વ્યતિરિક્ત નોઆગમથી દ્રવ્યમંગળ છે. કારણકે જે ભૂતભાવ અથવા ભાવિભાવનું કારણ હોય તેને દ્રવ્ય કહેલું છે. અહીં નોશબ્દ સર્વનિષેધાર્થમાં કહ્યો છે તેથી આગમનો અહીં સર્વથા અભાવ છે, માટે તેઓને નોઆગમથી દ્રવ્યમંગળ કહેલું તે વિરૂદ્ધ નથી. પૂર્વે જ્ઞશરીર અને ભવ્યશરીરને દ્રવ્યમંગળ કહ્યું છે તે કેવળ આગમ એટલે જ્ઞાનના અભાવની અપેક્ષાએ કહ્યું છે, અને અહીં જે તદ્વ્યતિરિક્ત નોઆગમથી દ્રવ્યમંગળ કહ્યું છે તે ક્રિયારૂપભાવના અભાવની અપેક્ષાએ કહ્યું છે. ૪૭-૪૮.

આ પ્રમાણે આગમથી અને નોઆગમથી દ્રવ્યમંગળ કહ્યું, હવે ભાવમંગળ કહે છે, તેનું લક્ષણ નામ-સ્થાપના-ને દ્રવ્યની પેઠે ભાષ્યકારે કોઈ [1]કારણથી નથી કહ્યું; પણ વૃત્તિકાર તેનું લક્ષણ કહે છે, તે આ પ્રમાણે છે.

भावो विवक्षितक्रियाऽनुभूतियुक्तो हि वै समाख्यातः ।
सर्वज्ञैरिन्द्रादिवदिहेन्दनादिक्रियाऽनुभवात् ॥ १ ॥

અર્થ:—જેમ ઇન્દનાદિક્રિયાના અનુભવથી જેમ ઇન્દ્રાદિ કહેવાય તેમ જે જે ક્રિયાની વિવક્ષા કરીયે તે તે ક્રિયાના અનુભવયુક્ત જે જે હોય તેને તેને સર્વજ્ઞોએ તે તે અપેક્ષાયે ભાવ

૧ સ્પષ્ટપણે ભાવમંગલ તરીકે પંચજ્ઞાનરૂપ નન્દી અથવા પંચપરમેષ્ઠિને નમસ્કાર કરવાનું કહેલ છે તેથી તેના લક્ષણની જરૂર ન ગણી હોય અથવા પૂર્વે મંગલનું સ્વરૂપ જણાવ્યું તે ભાવમંગલ છે.

કહેલ છે. અર્થાત્ ઇન્દનાદિ (ઐશ્વર્યાદિ) ક્રિયાનો અનુભવનાર હોવાથી જેમ તે ભાવઈન્દ્ર કહેવાય છે તેમ લોકમાં પ્રસિદ્ધ પારમાર્થિક પદાર્થ તે ભાવ કહેવાય છે. ભાવ તેજ મંગળ અથવા ભાવથી-પરમાર્થથી મંગળ તે ભાવમંગળ. એ ભાવમંગળ આગમથી અને નોઆગમથી એમ બે પ્રકારે છે. એ બન્ને પ્રકારના ભાવમંગળનું સ્વરૂપ ભાષ્યકાર કહે છે.

मंगलमुअउत्तो आगमओ भावमंगलं होइ ।
नोआगमओ भावो सुविसुद्धो खाइयाईओ ॥ ४९ ॥

મંગળ કરનાર એવા શ્રુતના ઉપયોગવાળો વક્તા આગમથી ભાવમંગળ છે; અને સુવિશુદ્ધ ક્ષાયિકાદિભાવ તે નોઆગમથી ભાવમંગળ છે. ૪૯.

મંગળશબ્દના અર્થને જાણનાર ને ઉપયોગવાળો વક્તા આગમથી ભાવમંગળ છે.

શિષ્યઃ—મંગળશબ્દના અર્થનો જે જ્ઞાનોપયોગ તેટલા માત્રથીજ તેનો વક્તા ભાવમંગળરૂપ કેમ કહેવાય? અને જો તેમ કહેવાય તો અગ્નિજ્ઞાનોપયોગવાળો માણવક પણ અગ્નિ થવો જોઇએ. અને તે અગ્નિનાં ઉપયોગવાળો અગ્નિરૂપ હોય તો તે દાહ-પાક આદિ ક્રિયાનો કરનાર પણ થવો જોઇએ. પરન્તુ તેમ થતું નથી, એટલે તમે જે ભાવમંગળનું સ્વરૂપ કહ્યું તે યુક્તિ સંગત નથી જણાતું.

ગુરુઃ—ઉપયોગ-જ્ઞાન-સંવેદન-અને પ્રત્યય એ બધા સમાન અર્થવાળા શબ્દો છે. તથા પદાર્થ-પદાર્થનું નામ અને તેનું જ્ઞાન એ ત્રણે વસ્તુ લોકમાં પણ એકજ નામથી બોલાવાય છે. જેમકે પહોળા પેટ વગેરે અમુક બાહ્ય આકારવાળો પદાર્થ તે ઘટ કહેવાય છે, તે ઘટવાચક નામ પણ ઘટ કહેવાય છે, અને તે ઘટના જ્ઞાનને પણ ઘટ કહેવાય છે, જેવી રીતે કોઈ પૂછે કે આ શું છે તો તેનો ઉત્તર ઘટ. આનું નામ શું? ઘટ, આના ચિત્તમાં શું છે? ઘટ, જ્ઞાનરૂપ પ્રત્યય તે પણ ઘટ કહેવાય છે. આથી કરીને ઘટરૂપ જ્ઞાન અને તેને ગ્રહણ કરનાર જ્ઞાતા એ ઉભય અન્યોઅન્ય અભિન્ન છે, જો અભિન્ન ન હોય તો જેમ હાથમાં દીપક છતાં અન્ધ પુરૂષ જોઇ શકે નહિ તેમ જ્ઞાનવાળો છતાં જ્ઞાતા વસ્તુસમૂહને જાણી શકે નહિ. વળી જો જ્ઞાન જ્ઞાતાથી ભિન્ન હોય તો આત્માને બન્ધ આદિનો અભાવ થાય. કારણકે જેમ જ્ઞાન-અજ્ઞાન સુખ-દુઃખ આદિ પરિણામ આકાશથી ભિન્ન છે તેથી તેને બન્ધ આદિ થતા નથી તેમ આત્માને પણ જ્ઞાન અજ્ઞાન સુખદુઃખાદિથી ભિન્નપણું હોવાથી બંધ ન થાય, માટે જ્ઞાન અને જ્ઞાનવાન્ કથંચિત્ અભિન્ન છે.

શિષ્યઃ—જો એમ હોય તો ઘટજ્ઞાનના ઉપયોગવાળો દેવદત્ત ઘટજ્ઞાનોપયોગથી અનન્ય હોવાથી ઘટ કહેવાય; અને અગ્નિજ્ઞાનોપયોગવાળો માણવક અગ્નિ જ્ઞાનોપયોગથી અભિન્ન હોવાને લીધે અગ્નિ પણ કહેવાય. અને તેથી તે બેઉ અનુક્રમે જળધારણ-દાહ આદિ ક્રિયા કરનારા થવા જોઇએ.?

ગુરુઃ—ભાઈ! એમ નહિ. કારણકે બધાએ ઘડાઓ કંઈ જળધારણાદિરૂપ અર્થક્રિયાને કરતા નથી, તેમ બધા અગ્નિપણ દાહ આદિ અર્થક્રિયાને કરતા નથી. જેમકે ખુણામાં ઉંધો પાડેલો ઘડો અને ભસ્મથી ઢંકેલો અગ્નિ પોતાની જલધારણ અને દાહાદિરૂપ અર્થક્રિયા કરતા નથી તો શું તે ઘડો અને અગ્નિ નથી? છેજ. માટે આ ઉપરથી એ સિદ્ધ થયું કે મંગળપદાર્થના જ્ઞાનોપયોગથી અભિન્ન એવો વક્તા તે આગમથી ભાવમંગળ છે; અને ક્ષાયિક-ક્ષાયોપશમિકાદિ પ્રશસ્તભાવ તે નોઆગમથી ભાવમંગળ છે. અહીં

ક્ષાયિકાદિભાવમાં આગમનો સર્વથા અભાવ છે. અથવા [1]ઉપલક્ષણથી શ્રુત સિવાય મતિ-અવધિ-મન:પર્યવ-ને કેવળ એ ચાર જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ સર્વ નોઆગમથી ભાવમંગળ છે. ૪૯.

વળી બીજા પ્રકારે નોઆગમથી ભાવમંગળનુ સ્વરૂપ કહે છે.

अहवा सम्मद्दंसण–नाण–चरित्तोवओगपरिणामो ।
नोआगमओ भावो नोसद्दो मिस्सभावम्मि ॥ ५० ॥

અથવા સમ્યગ્દર્શન-જ્ઞાન-અને ચારિત્રના ઉપયોગરૂપ પરિણામ, તે નોઆગમથી ભાવમંગળ છે. અહીં નોશબ્દ મિશ્રભાવમાં છે. ૫૦.

પ્રતિક્રમણ-પડિલેહણાદિ ક્રિયા કરનારનો સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ ઉપયોગ પરિણામ તે કેવળ આગમરૂપ નથી, કેમકે તેમાં ચારિત્રાદિ છે, તેમ સર્વથા આગમનો અભાવ પણ નથી, કેમકે ત્યાં જ્ઞાન પણ છે, તેથી તે પ્રતિક્રમણાદિવાળાનો પરિણામ નોઆગમથી ભાવમંગલ કહ્યો, એમાં નોશબ્દ મિશ્રભાવમાં છે. ૫૦.

પુન: બીજી રીતે નોઆગમથી ભાવમંગળ કહે છે.

अहवेह नमोकाराइनाण–किरिआविमिस्सपरिणामो ।
नोआगमओ भण्णइ जम्हा से आगमो देसे ॥ ५१ ॥

અથવા અહીં જ્ઞાન-ક્રિયામિશ્રપરિણામરૂપ જે નમસ્કારાદિ તે નોઆગમથી ભાવમંગળ કહેવાય છે. કેમકે તે પરિણામ આગમના એક દેશમાં છે. ૫૧.

નમસ્કાર-સ્તોત્રાદિનુ જ્ઞાન અને મસ્તકે અંજલી જોડવી વિગેરે ક્રિયા એ ઉભયના મિશ્રિતપરિણામવાળા તે નોઆગમથી ભાવમંગળ છે. અહીં પણ નોશબ્દ મિશ્રભાવમાં છે, કેમકે એવા પરિણામના એકદેશમાં આગમરૂપ જ્ઞાનોપયોગ વિદ્યમાન છે. ૫૧.

એ પ્રમાણે નામાદિ ચારે પ્રકારે મંગળ કહ્યું; હવે નામાદિ ત્રણમાં પરસ્પર સમાનતા જણાયાથી શિષ્ય પૂછે છે કે—

अभिहाणं दव्वत्तं तयत्थसुन्नत्तणं च तुल्लाइं ।
को भाववज्जिआणं नामाईणं पइविसेसो ? ॥ ५२ ॥

ભાવસિવાયના નામાદિ ત્રણેમાં અભિધાન દ્રવ્યત્વ અને તદર્થશૂન્યતા સરખી હોવાથી તે નામાદિ ત્રણમાં ( પરસ્પર ) શો તફાવત છે. ? ૫૨.

ભાવમંગળ સિવાય નામાદિ ત્રણે મંગળમાં અભિધાન-દ્રવ્યત્વ અને તદર્થશૂન્યતા આ ત્રણે સમાન છે, એટલે તેઓમાં પરસ્પર ભેદ હોય એમ જણાતુ નથી, કેમકે નામાદિ ત્રણેમાં મંગળ એવુ અભિધાન તુલ્ય છે, દ્રવ્યત્વપણ ત્રણેમાં સમાન છે, કારણકે નામ અને સ્થાપનામાં દ્રવ્યનોજ સંબંધ છે, અને દ્રવ્યમાં તો દ્રવ્યપણું છેજ, તેથી દ્રવ્યત્વ પણ

[1] જેટલુ જણાવવુ ઇષ્ટ હોય તે બધુ ન જણાવે ને તેનો ભાગમાત્ર જણાવે અને તેને અંગે બીજાની સૂચના કરે ત્યારે ઉપલક્ષણ કહેવાય. અહિ પણ ઘણી પ્રકારે નોઆગમથી ભાવમંગલ છતાં જે એક ક્ષાયિકાદિભાવજ માત્ર મંગલ તરીકે કહ્યો તે ઉપલક્ષણથી ક્ષાયિકાદિને મંગલ કહ્યો સમજવો ને તેથી જ્ઞાનાદિ પણ નોઆગમથી ભાવમંગલ સૂચવ્યા જાણવા

ત્રણેમાં સમાન છે. વળી તદર્થશૂન્યતા એટલે ભાવમંગળ રહિતપણું તે પણ ત્રણેમાં સમાન છે, માત્ર ભાવમાં તદર્થશૂન્યતા ન હોવાથી તે ત્રણેથી ભિન્ન છે. ૫૨.

એ પ્રમાણે શિષ્યનું કથન સાંભળી આચાર્યશ્રી ત્રણેનો ભેદ-તફાવત જણાવે છે:

आगारोऽभिप्पाओ बुद्धी किरिया फलं च पाएण ।
जह दीसइ ठवणिंदे न तहा नामे न दव्विंदे ॥ ५३ ॥
भावस्स कारणं जह दव्वं भावो अ तस्स पज्जाओ ।
उवओग-परिणइमओ न तहा नामं न वा ठवणा ॥ ५४ ॥

જેમ સ્થાપનાઇન્દ્રમાં આકાર-અભિપ્રાય-બુદ્ધિ-ક્રિયા અને ફળ પ્રાયઃ જણાય છે તેમ નામઇન્દ્ર અને દ્રવ્યઇન્દ્રમાં જણાતું નથી. વળી જેમ દ્રવ્ય એ ભાવનું કારણ છે અને ઉપયોગ અને પરિણતિમય જે ભાવ છે તે જેમ આગમ અને નોઆગમથી બેઉ પ્રકારે તેનો ( દ્રવ્યનો ) પર્યાય ( ધર્મ ) છે તેમ નામ અને સ્થાપના ભવિષ્યમાં કે ભૂતમાં પર્યાયપણે થતા નથી. ૫૩-૫૪.

સ્થાપનાઇન્દ્રમાં હજારચક્ષુ-કુંડળ-મુકુટ-બાજુમાં ઇન્દ્રાણી-હસ્તમાં વજ્રનું ધારણ કરવું, સિંહાસન ઉપર બેસવું ઇત્યાદિ અને શરીરસૌન્દર્યયુક્ત જેવો આકાર દેખાય છે, તથા સ્થાપના કરનારનો જેવો સદ્‌ભૂત ઇન્દ્ર સંબંધી અભિપ્રાય જણાય છે, અને જોનારને તે આકારના દર્શનથી જેવી ઇન્દ્રબુદ્ધિ ઉત્પન્ન થાય છે, વળી તેના તરફની ભક્તિથી પરિણતબુદ્ધિવાળા તેની સેવા કરનારની નમસ્કાર કરણાદિરૂપ ક્રિયા જેવી જણાય છે, અને પુત્રોત્પત્તિ આદિરૂપ ફળ પ્રાયઃ જેવું પ્રાપ્ત થાય છે, તેવું નામઇન્દ્ર અને દ્રવ્યઇન્દ્રમાં નથી જણાતું. તેથી નામ અને દ્રવ્યથી સ્થાપનાનો ભેદ-તફાવત પ્રગટ છે.

વળી જેમ અનુપયોગી વક્તારૂપ દ્રવ્ય કોઈ વખતે ઉપયોગકાળે એ ઉપયોગરૂપ ભાવનું કારણ થાય છે, અને એ ઉપયોગરૂપ ભાવ તે અનુપયોગી વક્તારૂપ દ્રવ્યનો પર્યાય થાય છે; અથવા જેમ કોઇ સાધુનો જીવ ભવિષ્યમાં ઇન્દ્રપણે ઉત્પન્ન થવાથી દ્રવ્યઇન્દ્ર સતો ભાવઇન્દ્રનું કારણ થાય છે અને એ ભાવેન્દ્રની પરિણતીરૂપ ભાવ તે સાધુના જીવરૂપ દ્રવ્યનો પર્યાય થાય છે, તેમ નામ અને સ્થાપના એક બીજાના કારણ-કાર્ય નથી થતા, માટે નામ અને સ્થાપનાથી દ્રવ્યનો ભેદ છે. આ પ્રમાણે નામ-સ્થાપનાથી દ્રવ્યનો અને નામ તથા દ્રવ્યથી સ્થાપનાનો ભેદ જણાવ્યો, એટલે સ્થાપના-આકાર અને દ્રવ્ય-કારણપણાથી આકાર અને કારણપણા વિનાનું જે માત્ર નામ છે તેનો ભેદ સામર્થ્યથી જણાય છેજ. જો કે પૂર્વોક્ત શંકા પ્રમાણે નામ-સ્થાપના-ને દ્રવ્યમાં અભેદપણું છે તોપણ હમણાં ઉપર કહ્યા મુજબ તેઓમાં પરસ્પર ભેદ-તફાવત છે. જેમ દૂધ-દહીં-છાશ વિગેરેમાં ગોરસપણું સફેદાઇ વગેરે સમાન છે. છતાં તેઓમાં મીઠાશાદિવડે તફાવત છેજ, તેમ અહીં પણ સમજવું, કેમકે વસ્તુમાત્ર અનન્ત ધર્માત્મક છે. ૫૩-૫૪.

અહીં ફરી શિષ્ય શંકા કરે છે કે—

इह भावो चिय वत्थुं तयत्थसुन्नेहिं किं व सेसेहिं ? ।
नामादओ वि भावा जं ते वि हु वत्थुपज्जाया ॥ ५५ ॥

અહીં ભાવ એજ તાત્વિક વસ્તુ જણાય છે; તત્ત્વશિવાયના નામાદિવડે શું ? (ઉત્તર) નામાદિ પણ તત્ત્વરૂપજ છે, કારણકે તે પણ વસ્તુના પર્યાય (ધર્મો) છે. ૫૫.

શિષ્યઃ—આ નામ આદિ ચારમાં ભાવજ વસ્તુ જણાય છે. કેમકે તેજ પ્રયોજનની સિદ્ધિ કરનાર છે. ઉદાહરણ તરીકે-જેવી રીતે ભાવ ઇન્દ્ર દાનવોને દમવારૂપ કાર્ય સાધવામાં સમર્થ છે તેવી રીતે નામ ઇન્દ્રાદિ સમર્થ નથી, માટે નામ-સ્થાપનાદિનું શુ પ્રયોજન છે. ?

ગુરૂઃ—સામાન્યથી ભાવને વસ્તુપણે માનવામાં કંઇ દોષ નથી. નામ-સ્થાપના-ને દ્રવ્ય એ પણ વસ્તુના પર્યાયો-ધર્મો હોવાથી ભાવની અવસ્થાઓજ છે, કારણકે પર્યાય-ધર્મ-ભેદ-ભાવ, એ બધા શબ્દો સમાન અર્થવાળાજ છે, જેમકે કોઇએ સામાન્યથી "ઇન્દ્ર" એમ કહ્યું, તેથી તેના સાંભળનારાને નામાદિ ચારેની પ્રતીતિ થાય છે. ને તેથી શંકા થાય છે કે આ મનુષ્યે નામઇન્દ્ર કહ્યો સ્થાપના ઇન્દ્ર કહ્યો દ્રવ્યઇન્દ્ર કહ્યો કે ભાવઇન્દ્ર કહ્યો? આથી ઇન્દ્રરૂપ વસ્તુના જે નામાદિચારે છે તે ખુદવસ્તુના પર્યાયો-ભાવવિશેષો છે. ને તેથીજ વિશિષ્ટ અર્થ ક્રિયાસાધક ભાવઇન્દ્રાદિકરૂપ ભાવને આશ્રિને વસ્તુપણું સાધીએ તો કંઈ હાની નથી, કેમકે ભાવઇન્દ્રાદિ ભાવની અર્થક્રિયામાં નામાદિ પર્યાયો પણ છેજ, અને પર્યાયો દ્રવ્યમાં પરસ્પર અભેદથી રહે છે. ૫૫.

અથવા નામાદિ પણ ભાવમંગળના કારણ હોવાથી ભાવમંગળજ છે, એમ જણાવવાને ભાષ્કાર મહારાજ કહે છે કે—

अहवा नामं ठवणा–दव्वाइं भावमङ्गलंगाइं ।
पाएण भावमङ्गलपरिणामनिमित्तभावाओ ॥ ५६ ॥
जह मङ्गलाभिहाणं सिद्धं विजयं जिणिंदनामं च ।
सोऊण पेच्छिऊण य जिणपडिमालक्खणाईणि ॥ ५७ ॥
परिनिव्वुयमुणिदेहं भव्वजइजणं सुवन्नमछाइं ।
दट्ठूण भावमङ्गलपरिणामो होइ पाएण ॥ ५८ ॥

અથવા નામ-સ્થાપના-ને દ્રવ્ય એ ત્રણે ભાવમંગળરૂપ પરિણામના પ્રાયે નિમિત્ત હોવાથી ભાવમંગળના કારણો છે. જેમકે-સિદ્ધ-વિજય-ને જિનેશ્વરનું મંગળકારિ એવું નામ સાંભળીને, તથા જિનપ્રતિમા-સ્વસ્તિકાદિ જોઇને, તેમજ મુક્તિ પામેલ મુનિનો દેહ તેવીજ રીતે ભવિષ્યમાં સાધુ થનારા મનુષ્યના અને સુવર્ણમાળા વિગેરેના દર્શન કરીને પ્રાયઃ ભાવમંગળના પરિણામ થાય છે. ૫૬-૫૭-૫૮.

નામ-સ્થાપના-ને દ્રવ્ય એ ત્રણે ભાવમંગળના ( ભાવમંગળોપયોગના ) કારણો છે, આથ કરીને જે જેનું કારણ હોય તે તેનો વ્યપદેશ પામે છે, જેમ કે ઘી આયુષ્યનું અને રૂપીઓ ભોજનનું કારણ હોવાથી તે ઘી અને રૂપીયારૂપી કારણમાં આયુષ્ય અને ભોજનરૂપી કાર્યનો વ્યવહાર કરાય છે, એટલે કે ઘી આયુષ્ય કહેવાય છે અને રૂપીઓ ભોજન કહેવાય છે, તેમ અહી પણ નામાદિક કારણમાં ભાવરૂપી કાર્યનો ઉપચાર કરવાથી પૂર્વોક્ત નામ સ્થાપના અને દ્રવ્ય તે પણ ભાવમંગળરૂપજ કહેવાય છે. કેટલાક ક્લિષ્ટ કર્મવાળા જીવોને નામ આદિ ભાવમંગળના કારણરૂપ ન પણ થાય તેથી મૂળમાં પ્રાયઃ શબ્દ મૂકયો છે.

નામાદિ ત્રણ ભાવમંગળના કારણો છે, એ વાત ઉદાહરણથી સ્પષ્ટ કરીએ, જેમ કોઇએ મંગળ અથવા સિદ્ધ વિજય અથવા જીનેશ્વરઆદિ નામોનો ઉચ્ચાર કર્યો હોય તે સાંભળીને કોઈ શ્રોતાને સમ્યગ્દર્શનાદિ ભાવમંગળના પરિણામ થાય છે. તેથી તે

નામ પણ ભાવમંગળનું કારણ થયું. તેવીજ રીતે જિનપ્રતિમા અથવા સ્વસ્તિકાદિ જે મંગલની સ્થાપના રૂપ છે તે જોઇને કોઇને ભાવમંગળના પરિણામ થાય છે, તેથી તે સ્થાપના ભાવમંગળનું કારણ છે, તેમજ કોઈ મોક્ષે ગએલ મુનિનો દેહ અથવા ભવિષ્યમાં થનારા સાધુ તેમજ સુવર્ણમાળા વિગેરે જોઇને ભાવમંગળના પરિણામ થાય છે તેથી તે દ્રવ્યપણ ભાવમંગળનું કારણ છે. આ પ્રમાણે નામ આદિ ત્રણે ભાવના કારણ હોવાથી ભાવરૂપજ છે.

શિષ્યઃ—જો એ પ્રમાણે નામાદિ પણ ભાવરૂપ છે તો તે પણ શું તીર્થંકરાદિની જેમ પૂજ્ય છે? આચાર્યશ્રી તેના ઉત્તરમાં કહે છે કે—

किं पुण तमणेगंतियमच्चंतं च न जओऽभिहाणाइं ।
तव्विवरीअं भावे तेण विसेसेण तं पुज्जं ॥ ५९ ॥

જેથી એ નામાદિ ત્રણ અનૈકાન્તિક છે અને આત્યન્તિક નથી તથા ભાવ તેથી વિપરીત છે, માટે તે ભાવ તેના નામાદિથી વિશેષ પૂજ્ય છે. ૫૯.

નામ-સ્થાપના-ને દ્રવ્યમંગળ [1]અનૈકાન્તિક ફળવાળા છે, એટલે તેઓ ઇષ્ટ ફળ સાધે અથવા ન પણ સાધે, તેમજ આત્યન્તિક ફળ પ્રાપ્ત કરાવવાને સમર્થ નથી; અને ભાવમંગળ તો તેથી વિપરીત છે, એટલે કે એકાંતિક અને આત્યન્તિક ઇષ્ટફળ સાધક છે માટે નામાદિ ત્રણ મંગલ કરતાં ભાવમંગળ વિશેષ પૂજ્ય છે. ૫૯.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન વસ્તુઓમાં વિશેષ અપેક્ષાએ વિચાર કરતાં નામઆદિનો પ્રધાન અને ગૌણભાવ બતાવ્યો, હવે સામાન્ય અપેક્ષાએ વિચાર કરતાં સર્વ વસ્તુમાં નામાદિ ચારેનો સદ્ભાવ છે, તે જણાવવાને ભાષ્યકાર મહારાજ કહે છે.

अहवा वत्थभिहाणं नामं, ठवणा य जो तयागारो ।
कारणया से दव्वं, कज्जावन्नं तयं भावो ॥ ६० ॥

અથવા વસ્તુનું જે નામ તે નામ તેનો આકાર એ સ્થાપના, ( પરિણામી કાર્યની ) કારણતા એ દ્રવ્ય અને કાર્યપણે પરિણામ પામવું તે ભાવ. ૬૦.

ઘટ-પટ આદિ વિશ્વમાંની સર્વ વસ્તુઓ નામાદિ ચતુષ્પર્યાયાત્મક છે, જેમકે-'ઘટ' એવું નામ યા સંજ્ઞા તે નામ, તેનોજ પોતાનો આકાર તે સ્થાપના, તેનાં કપાળાદિ પરિણામીકાર્યના કારણ હોવાથી દ્રવ્ય, કારણકે જે ભૂત યા ભાવિભાવનું કારણ હોય તે દ્રવ્ય કહેવાય છે, અને માટીના પિંડનું નિષ્પન્ન થયલું ઘટરૂપ કાર્ય તે ભાવ છે. આ પ્રમાણે સર્વ વસ્તુનો સમૂહ નામાદિચાર સ્વરૂપ છે. એજ પ્રમાણે સમ્યગ્દર્શનની વ્યવસ્થા હોવાથી જિનમત સર્વ નામાદિ નયાત્મક છે.

વસ્તુસ્વરૂપ આ પ્રમાણે હોવાથી પૂર્વે ૫૫ મી ગાથામાં ભાવ એજ વસ્તુ હો પણ તદર્થ શૂન્ય એવા નામાદિવડે શું? એવી જે શંકા કરી હતી તેનું સમાધાન પણ આથી કર્યું. કારણકે એકજ વસ્તુમાં એકજ કાળે અનેક પર્યાયો વિદ્યમાન છતાં આ અમુક પર્યાયજ વસ્તુ છે અને બીજા પર્યાયો અવસ્તુ છે એમ કહેવું તે અયોગ્ય છે, જો કે દ્રવ્યરૂપે તો તે સર્વ એકજ છે. ૬૦.

નામાદિચારમાં નામનય નામનેજ પ્રધાન માને છે, આ સ્થળે સુગતમતાનુયાયી—

---

[1] જેનાથી જરૂર ફલ થાય ફલ થયા વિના ન રહે તે એકાંતિક કહેવાય. તેમજ જેનાથી તેનું ઉત્કૃષ્ટ ફલ થાય તે આત્યંતિક કહેવાય.

બૌદ્ધમતને અનુસરનારાઓ "અર્થમાં-પદાર્થમાં શબ્દો નથી" ઈત્યાદિ વચનથી નામને વસ્તુધર્મરૂપે નથી માનતા, તેથી તેઓને નામનય કહે છે કે—

वत्थुसरूवं नामं तप्पच्चयहेउओ सधम्म व ।
वत्थुं नाऽणभिहाणा होज्जाऽभावो वि वाऽवच्चो ॥ ६१ ॥

ઘટના આકારાદિની જેમ નામ પણ તેના ( વસ્તુના ) પ્રત્યયનો હેતુ હોવાથી નામ તે પણ વસ્તુનું સ્વરૂપ છે. નામરહિત વસ્તુજ નથી. કેમકે જો તેમ હોય તો અવાચ્યની જેમ તેનો અભાવ થાય. ૬૧.

નામનયનો અભિપ્રાય એવો છે કે જેમ સ્વધર્મ વસ્તુનું સ્વરૂપ છે, તેમ નામ પણ વસ્તુનું સ્વરૂપ છે, કારણકે નામ તે વસ્તુના પ્રત્યયનો હેતુ છે. જે જેના પ્રત્યયનો હેતુ હોય છે તે તેનો ધર્મ છે; જે જેનો ધર્મ નથી તે તેના પ્રત્યયનો હેતુ પણ નથી; જેમકે-ઘટના રૂપ આદિ સ્વધર્મો ઘટ પ્રત્યયના હેતુ છે પણ પટના નથી, કેમકે ઘટ એવા નામથી પટ આદિના વ્યવચ્છેદવડે ઘટનોજ પ્રત્યય થાય છે. આ પ્રમાણે સર્વ વસ્તુઓ નામ સ્વરૂપજ છે, જો વસ્તુ નામ સ્વરૂપ ન હોય તો તે વસ્તુજ ન હોઈ શકે. જેમકે—પૃથ્વી આદિ પંચભૂત સિવાય નામરહિત છઠ્ઠા ભૂતનો જેમ અભાવ છે. તેમ જે નામરહિત છે તે વસ્તુનોજ અભાવ છે.

અહીં કોઈ એવી શંકા કરે કે "નદી કિનારે ગોળથી ભરેલું ગાડું છે." એવું સાંભળીને કોઈ ત્યાં જાય અને તેવું ગાડું ત્યાં જુવે નહિ, તો શબ્દથી-નામથી જે પ્રતીતિ થવી જોઇએ તે ત્યાં થઈ નહિ, તેથી નામ અસત્ય ઠર્યું. આવી શંકાનો ઉત્તર એ છે કે જો એ પ્રમાણે ખોટાં વાક્યો પ્રમાણે પદાર્થ ન મળવાથી વાક્યોનેજ ખોટા માનવામાં આવે તો પ્રત્યક્ષાદિ પ્રમાણમાં પણ એવોજ પ્રસંગ આવે. જેમકે કોઇને દૂર પડેલી છીપમાં રૂપાનું ભાન થાય, અને ત્યાં જઇને જુએ તો રૂપાની પ્રાપ્તિ ન થાય, અહીં એમ કહેવામાં આવે કે એ બાધિત પ્રત્યક્ષ હોવાથી ત્યાં વસ્તુ પ્રાપ્તિ ન થઈ પણ અબાધિત પ્રત્યક્ષ હોય તો વસ્તુની જરૂર દેખેલા પ્રમાણેજ પ્રાપ્તિ થાય તો અમે પણ એમજ કહીએ છીએ કે વિચારપૂર્વક આપ્ત-પ્રામાણિક પુરૂષે કહેલા શબ્દથીજ વસ્તુ પ્રાપ્તિ અવશ્ય થાય. અહીં યુક્તિ તો નામ અને પ્રત્યક્ષાદિ બેઉમાં સમાન છે. ૬૧.

વળી જો નામને વસ્તુધર્મ ન માનવામાં આવે તો બીજા પણ દોષોનો પ્રસંગ આવે છે. તે દોષો જણાવવા માટે કહે છે.

संसय-विवज्जया वाऽणज्झवसाओऽहवा जदिच्छाए ।
होज्जऽत्थे पडिवत्ती न वत्थुधम्मो जओ नामं ॥ ६२ ॥
वत्थुस्स लक्खण-क्खाण-संववहाराऽविरोहसिद्धीओ ।
अभिहाणाऽहीणाओ बुद्धी सद्दो य किरिया य ॥ ६३ ॥

જો નામ વસ્તુનો ધર્મ ન હોય તો [1]સંશય વિપર્યય અનધ્યવસાય અને યદચ્છાથી

[1] નિશ્ચય વિનાનું બેક પક્ષનું જ્ઞાન થાય તેને સંશય કહેવાય છે. પદાર્થના ઉલટું જ્ઞાન થાય તે વિપર્યય કહેવાય છે. પદાર્થના સ્વરૂપનો ખ્યાલ ન આવે એવું સામાન્ય જ્ઞાન તે અનધ્યવસાય કહેવાય છે. કોઈવાર ઘટ શબ્દ સાંભળીને ઘટનું જ્ઞાન થાય અને કોઈક વખત ઘટ શબ્દ સાંભળીને પટનું જ્ઞાન થાય ત્યારે તેને યદચ્છા કહેવાય છે.

અથ પ્રતિપત્તિ-જ્ઞાન થાય; તથા જગતમાં લક્ષ્ય લક્ષણને સંવ્યવહારની સિદ્ધિયો તેમજ બુદ્ધિ-શબ્દ-ને ક્રિયા, એ સર્વ અભિધાન-નામને આધીન છે. ૬૨-૬૩.

જો નામ એ વસ્તુધર્મ ન હોય તો ઘટ એવો શબ્દ કહેવાથી તે સાંભળનારાને "આ મનુષ્યે શું કહ્યું." એવો સંશય થાય, પણ ઘટની પ્રતિપત્તિ-જ્ઞાન ન થાય. અથવા ઘટ એમ કહેવાથી પટની પ્રતિપત્તિરૂપ વિપર્યય થાય, અથવા કોણ જાણે એણે શું કહ્યું એવો અનધ્યવસાય થાય, અથવા ઘટ શબ્દથી કોઈવાર ઘટની પ્રતીતિ થાય ને કોઈવાર પટની પ્રતીતિ થાય કોઈવાર સ્તંભાદિની પ્રતીતિ થાય, એ રીતે ગમે તેમ યદૃચ્છાથી પદાર્થની પ્રતીતિ થાય. આ પ્રમાણે જો નામને વસ્તુ ધર્મ ન માનીએ તો દોષો આવે. એવી રીતે નામને વસ્તુધર્મ ન માનવાથી નુકશાન જણાવીને હવે નામને વસ્તુનો ધર્મ આખું જગત માને છે તે સાબીત કરવા કહે છે કે વળી જીવત્વાદિ લક્ષ્ય, ઉપયોગાદિ લક્ષણ, લાવવું મોકલવું આદિ સંવ્યવહાર, પદાર્થનો નિશ્ચય કરવારૂપ બુદ્ધિ, ઘટ-પટાદિ ધ્વનીરૂપ શબ્દ અને ઉછાળવું-ફેંકવું આદિ ક્રિયા એ સર્વ નામનેજ આધીન છે, એટલે કે તે સર્વનો વ્યવહાર નામથીજ થાય છે, માટે નામ એજ વસ્તુ છે. ૬૨-૬૩.

આ પ્રમાણે નામ અથવા શબ્દનયે પોતાનો મત પ્રતિપાદન કર્યો, એટલે સ્થાપનાનય કહે છે કે—

आगारो चिय मइ–सद्द–वत्थु–किरिया–फला–ऽभिहाणाइं ।
आगारमयं सव्वं जमणागारं तयं नत्थि ॥ ६४ ॥
न पराणुमयं वत्थुं आगाराऽभावओ खपुप्फं व ।
उवलंभ–ववहाराऽभावाओ नाणगारं च ॥ ६५ ॥

મતિ-શબ્દ-વસ્તુ-ક્રિયા-ફળ-અને અભિધાન ( નામ ) એ સર્વ આકારમય હોવાથી વસ્તુમાત્ર આકારમય છે, જે અનાકાર છે તે વસ્તુજ નથી. વળી આકાશ પુષ્પની જેમ આકાર નહિં માનનાર પક્ષે માનેલ વસ્તુ અનાકાર હોવાથી તેમજ ઉપલબ્ધિ અને વ્યવહારનો પણ અભાવ હોવાથી તે વસ્તુજ નથી. ૬૪-૬૫.

મતિ-શબ્દાદિ સર્વ આકારમય છે, જે અનાકાર છે તે વસ્તુ નથી. જેમકે મતિ એટલે જ્ઞાન તે જ્ઞેય વસ્તુને ગ્રહણ કરતાં તદાકારપણે પરિણામે છે, તેથી તે આકારવાળી છે. જો તે આકારવાળી ન હોય, તો "આ નીલ છે આ પીત છે" એવો નિયમિત નિશ્ચય ન થાય. કેમકે એમાં તે સિવાય બીજું કોઈ નિયામક નથી. પરન્તુ "આ નીલ છે, પીતાદિ નથી" એવા સંવેદનમાં નીલાદિ આકાર નિયામક છે, માટે મતિ-બુદ્ધિ સાકાર છે. શબ્દ તો પૌદ્ગલિક હોવાથી સાકાર છેજ, અને ઘટ-પટાદિ વસ્તુ તો સાકાર છે એ પ્રત્યક્ષ છે. ઉછાળવું-ફેંકવું વિગેરે ક્રિયા ક્રિયાવાનથી ભિન્ન નથી એટલે તે પણ વસ્તુની માફક સાકાર છે. તથા કુંભાર આદિની ક્રિયાથી સાધ્ય ઘટાદિરૂપ ફળ મૃતિપંડાદિ વસ્તુના પર્યાયરૂપ હોવાથી સાકાર છે, અને અભિધાન-નામ અથવા શબ્દ તે પુદ્ગલમય હોવાથી સાકાર છે, એમ પૂર્વેજ કહ્યું છે, માટે જે વસ્તુ છે તે સર્વ સાકારજ છે, જે અનાકાર છે તે વન્ધ્યાપુત્રની જેમ વસ્તુજ નથી. વળી અનાકાર વસ્તુ સર્વથા અનુપલભ્યમાન છે અને તેવી વસ્તુથી કંઈપણ વ્યવહાર થતો નથી. માટે અનાકાર એવી વસ્તુજ નથી. ૬૪-૬૫.

આ પ્રમાણે સ્થાપના નયે પોતાનો પક્ષ પ્રતિપાદન કર્યો, એટલે-હવે દ્રવ્ય નય પોતાના પક્ષને પ્રતિપાદન કરવાને કહે છે કે—

दव्वपरिणाममेत्तं मोत्तूणाऽऽगारदरिसणं किं तं ? ।
उप्पाय-व्वयरहिअं दव्वं चिय निव्वियारं तं ॥ ६६ ॥

દ્રવ્યના માત્ર પરિણામને મૂકીને આકાર તે શુ છે ?. ( કાંઈ નથી. ) ઉત્પાદ-વ્યયરહિત નિર્વિકાર એવુ જે કેવળ દ્રવ્ય તેજ વસ્તુ છે. ૬૬.

દ્રવ્યના પૂર્વ પર્યાયનો તિરોભાવ એટલે નાશ અને નવા પર્યાયનો આવિર્ભાવ એટલે પ્રગટ થવું એ બે પરિણામો સિવાય "આકાર" એ શું છે ? કે જેથી મતિ શબ્દ વિગેરે વસ્તુ આકારજ છે એમ કહો છો ? અર્થાત્ ઉત્પાદ-વ્યયરહિત નિર્વિકાર દ્રવ્યનો જે આકારાદિ પરિણામ તે દ્રવ્યમાત્ર છે; કેમકે દ્રવ્યમાં એવુ શુ અપૂર્વ ઉત્પન્ન થાય છે ! અથવા વિદ્યમાન શું નાશ પામે છે ? કે જેથી દ્રવ્યમાં વિકાર થાય. માત્ર નવા-જુના પર્યાયનો આવિર્ભાવ અને તિરોભાવજ થાય છે, જેમ ઉંચી ફણાવાળીને તથા ફણારહિતની અવસ્થામાં ને કુંડલિત આકારમાં સર્પજ તે તે રૂપે જણાય છે. તે ફણા વગેરે માત્ર તે સર્પનો તેવો પરિણામ છે અને તેથી સર્પમાં કંઈ વિકાર થતો નથી, તેમ જગતનાં બધાં દ્રવ્ય પણ સામાન્ય સર્પની માફક નિર્વિકારજ છે. ૬૬.

અહીં જો કોઇ એવી શંકા કરે કે-સર્પાદિ દ્રવ્યમાં ઉત્ફણ-વિફણાદિ પર્યાયો ઉત્પન્ન થતા ને નાશ પામતા પ્રત્યક્ષ જણાય છે, તો તે દ્રવ્ય ઉત્પાદાદિ રહિત છે એમ કેમ કહેવાય ? તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે—

आविब्भाव-तिरोभावमेत्तपरिणामकारणमचिंतं ।
निच्चं बहुरूवं पिय नडो व वेसंतरावन्नो ॥ ६७ ॥

આવિર્ભાવ-તિરોભાવરૂપ પરિણામનું અચિન્ત્ય કારણ માત્ર દ્રવ્યજ છે, અને ભિન્ન ભિન્ન વેષને ધારણ કરનાર નટની પેઠે બહુરૂપવાળું છતાં તે દ્રવ્ય સર્વકાલે એકરૂપવાળુ હોવાથી નિત્ય છે. ૬૭.

જેમ ઉત્ફણાવસ્થા અને વિફણાવસ્થાનું સર્પ કારણ છે, તેમ આવિર્ભાવ અને તિરોભાવરૂપ પરિણામનું કારણ દ્રવ્ય છે. વસ્તુતઃ એમાં કંઈ અપૂર્વ ઉત્પન્ન થતું નથી અને વિદ્યમાન કંઈ નાશ પામતું નથી, પરન્તુ પ્રચ્છન્નરૂપે હતું તે પ્રગટ થાય છે અને પ્રગટ હતું તે પ્રચ્છન્ન રૂપ થાય છે. તેથી આવિર્ભાવ તિરોભાવ રૂપ કાર્ય ઉપચારથીજ છે, અને તેથી તે કાર્યનું કારણપણું ઉપચારથીજ છે. માટે દ્રવ્ય તો ઉત્પાદાદિ રહિત છે.

યદિ અહીં કોઈ એવી શંકા કરે કે-દ્રવ્ય એકજ સ્વભાવવાળું નિર્વિકાર છે, તો તે અનન્તકાળ સુધી થનારા આવિર્ભાવ-તિરોભાવનું કારણ કેમ નથી થતું ? આના ઉત્તરમાં અમે કહીએ છીએ કે-દ્રવ્ય અચિન્ત્ય સ્વભાવવાળું હોવાથી તે એકસ્વભાવવાળું છતાં તેમાં અનુક્રમેજ આવિર્ભાવ-તિરોભાવ થાય છે. ઉદાહરણ તરીકે જેમ સર્પાદિ દ્રવ્યો એકસ્વભાવવાળા છતાં તેમાં ઉત્ફણ-વિફણાદિ પર્યાયો અનુક્રમેજ થાય છે, તેમ અહીં પણ આવિર્ભાવ-તિરોભાવ ક્રમસરજ થાય છે. આ શંબંધમાં કોઇ એમ કહે કે ઉત્ફણ-વિફણાદિપર્યાયો પૂર્વઅવસ્થાનો ત્યાગ કરીને ઉત્તરાવસ્થાનો આશ્રય કરે છે, તેથી દ્રવ્યને

અનિત્યતાનો પ્રસંગ આવશે. આના ઉત્તરમાં કહેવાનું કે જુદા જુદા વેષ કરનારા નટની પેઠે દ્રવ્ય બહુરૂપવાળું છતાં નિત્યજ છે; જેમ-નાયક-વિદૂષક-વાનર નટ રાક્ષસ આદિ પાત્રોના અવસરે ભિન્નભિન્ન વેષ ગ્રહણ કરવાથી બહુરૂપવાળો થએલો છતાં પણ સર્વ અવસ્થામાં નટ એકજ હોવાથી નિત્ય છે,તેમ દ્રવ્ય પણ ઉત્પાદ વિનાશ આદિ પર્યાયોથી બહુરૂપવાળું છતાં આકાશની પેઠે નિર્વિકારી હોવાથી નિત્યજ છે. જેમ ઘટપટ આદિના સંબંધથી આકાશ બહુ રૂપવાળું છતાં પણ પોતે અવિકારી હોવાથી નિત્ય છે તેમ દ્રવ્યને પણ જાણવું. વળી સર્વત્ર ત્રિભુવનમાં જે કંઈ છે તે કારણજ છે, નવો પદાર્થ થાય તે રૂપ કાર્ય તો ક્યાંઈ પણ જણાતું નથી, અને જે કારણ છે તે દ્રવ્યજ છે. ૬૭.

જેમકે—

पिंडो कारणमिट्ठं पयं व परिणामओ तहा सव्वं ।
आगाराइ न वत्थुं निक्कारणओ खपुप्फं व ॥ ६८ ॥

દૂધની પેઠે પરિણામી હોવાથી જેમ માટીનો પિંડ આવિર્ભાવ તિરોભાવ રૂપ પરિણામવાળો છે ને તે કોઈના પણ કારણપણે માનેલ છે, તેવીજ રીતે સર્વ વસ્તુ કારણ છે, અને આકાર વિગેરે નિષ્કારણ હોવાથી આકાશ પુષ્પની જેમ અવસ્તુ છે. ૬૮.

મૃત્પિંડ-સ્થાસ-કોશ-કુશુલ આદિ ત્રૈલોક્યાન્તર્ગત સર્વ વસ્તુ દૂધની પેઠે પરિણામી હોવાથી કારણ માત્રજ છે, જે જે કારણ છે તે તે સર્વ દ્રવ્ય છે.

અહીં કોઈ એમ કહે કે-મૃત્પિંડાદિના કાર્યભૂત સ્થાસ-કોશ-કુશુલ-ઘટાદિ સર્વ પ્રત્યક્ષ જણાય છે માટે તે અવસ્તુ કેમ કહેવાય? અને વળી સંબંધ દર્શાવનાર એવો કારણ શબ્દ હોવાથી તે હમ્મેશાં કાર્યની અપેક્ષા રાખે છે, તો "કેવળ કારણજ છે, કાર્ય નથી." એમ કેમ કહો છો? એના ઉત્તરમાં કહેવાનું કે-કારણ શબ્દ કાર્યની અપેક્ષા રાખે છે, એ સત્ય છે, પરંતુ તેમાં જે આવિર્ભાવ-તિરોભાવ રૂપ કાર્ય છે, તેનોજ માત્ર કાર્ય તરીકે ઉપચાર કરાય છે, અને ઉપચાર તે અવસ્તુ છે. માટે દ્રવ્ય સિવાય સ્થાપનાદિ નયે જે આકાર આદિ વસ્તુ માનેલ છે. તે સર્વ અવસ્તુ છે, કેમકે તે સર્વને કારણ રહિત માનેલ છે; એટલે કે તે માત્ર આવિર્ભાવાદિ રૂપ છે. પણ તેનાથી કોઈ અન્યકાર્ય થતું નથી. એટલે તે કારણ નથી. જે કારણ રહિત છે તે આકાશપુષ્પની જેમ વસ્તુ નથી. અને જો તે આકારાદિ વસ્તુને કારણ માનવામાં આવે તો અમારો પક્ષ સ્વીકારવો પડે એમ છે, એટલે કે કારણપણે રહેલી વસ્તુજ સત છે એમ થયું, આથી એ સિદ્ધ થયું કે આ વિશ્વની અંદર રહેલ સર્વ વસ્તુ કારણ છે, અને કારણ હોવાથી દ્રવ્યજ છે. ૬૮.

આ પ્રમાણે દ્રવ્યનયે પોતાનો પક્ષ સિદ્ધ કર્યો એટલે ભાવનય કહે છે કે—

भावत्थंतरभूअं किं दव्वं नाम? भाव एवायं ।
भवनं पइक्खणं चिय भावावत्ती विवत्ती य ॥ ६९ ॥

ભાવથી અર્થાન્તરભૂત (જુદું) દ્રવ્ય શું છે? અર્થાત્ કંઈ નથી. માત્ર ભાવજ વસ્તુ છે, કેમકે પ્રતિસમય ભાવનીજ ઉત્પત્તિ અને વિનાશ થાય છે. ૬૯.

ભાવથી-પર્યાયથી ભિન્ન એવી દ્રવ્ય એ શું કંઈ વસ્તુ છે? કે જેથી "સર્વ વસ્તુઓ દ્રવ્યનોજ પરિણામ છે." (ગા: ૬૬) એમ કહેવામાં આવે છે, વસ્તુતઃ જગતમાં જે કંઈ વસ્તુસમૂહ જણાય છે તે સર્વ ભાવરૂપ-પર્યાયરૂપજ છે. જો કદિ કોઈ અનાદિકાળથી અવસ્થિત સત્ વસ્તુ હોય અને તે ભિન્નવસ્તુ રૂપે થતી હોય તો તમારી જ-

ણાવેલ ઉપરોક્ત કલ્પના સત્ય કરે, પણ અહીં તો દરેક સમયે ભાવની આપત્તિ ( ઉત્પાદ ) અને વિપત્તિ ( વ્યય ) અનુભવાય છે. એટલે પૂર્વક્ષણનો નાશ તથા અને અપરક્ષણનો ઉત્પાદ એજ ભાવ-પર્યાયરૂપ માત્ર વસ્તુ અનુભવથી જણાય છે, પણ ભાવશિવાયની દ્રવ્ય એવી કોઇ વસ્તુજ નથી. ૬૯.

અહીં જો દ્રવ્યવાદી એમ કહે કે-ભાવની ઉત્પત્તિ અને વિનાશ એ હેતુની અપેક્ષાથી થાય છે; જે ભિન્ન એવા હેતુની અપેક્ષા રાખે છે તેજ અવસ્થિત કારણ છે, અને તે અવસ્થિત કારણ તે દ્રવ્ય છે. માટેજ ભાવથી અર્થાન્તરભૂત દ્રવ્ય શું છે? ( ગા. ૬૯ ) ઈત્યાદિ વચનથી દ્રવ્યનો અભાવ કહ્યો છે તે અયોગ્ય છે. આવી રીતે જે દ્રવ્યવાદી કહે તેનો ઉત્તર આપવા અમે કહીએ છીએ કે—

न य भावो भावंतरमवेक्खए किंतु हेउनिरवेक्खं ।
उप्पज्जइ तयणंतरमवेइ तमहेउअं नेव ॥ ७० ॥

પર્યાયરૂપ ભાવ જે તે અન્યભાવ એટલે દ્રવ્યની અપેક્ષા રાખતો નથી, પણ તે ભાવરૂપ વસ્તુ દ્રવ્યરૂપ ભાવની અપેક્ષા વિના પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે અને તદનન્તર નાશ પામે છે; માટે તે ભાવ હેતુરહિતજ છે. ૭૦.

ઘટાદિભાવ ( વસ્તુ ) ઉત્પન્ન થતાં મૃત્પિંડાદિઅન્યભાવની ( બીજી વસ્તુની ) અપેક્ષા રાખતો નથી, પણ હેતુની અપેક્ષા રાખ્યા વિનાજ ઉત્પન્ન થાય છે, કેમકે અપેક્ષા વિદ્યમાનનેજ હોય છે, મૃત્પિંડાદિના કારણપણાના સમયે ઘટાદિ રૂપી કાર્ય વિદ્યમાન હોતું નથી એટલે તે ઘટાદિને મૃત્પિંડાદિની અપેક્ષા હોઈ શકે નહિ, તેમ છતાં જો અવિદ્યમાનને પણ અપેક્ષા ( કારણ ) છે એમ માનવામાં આવે તો અવિદ્યમાન ખરશૃંગને પણ કોઈની અપેક્ષા છે ને તે તેનો હેતુ છે એમ માનવું જોઇએ. જો કદિ એમ કહેવામાં આવે કે ઉત્પત્તિ ક્ષણની પૂર્વે ઘટાદિ વિદ્યમાન છે તો તેને મૃત્પિંડાદિની અપેક્ષાનું શું કામ છે? કેમકે તે ઘટાદિ સ્વભાવથીજ વિદ્યમાન છે. અથવા ઉત્પન્ન થએલો ઘટ પાછળથી મૃત્પિંડાદિની અપેક્ષા રાખે છે એમ કહેવામાં આવે તો તે તો માથું મુંડાવીને દિનશુદ્ધિનો વિચાર કરવા જેવું થયું; કારણ કે સ્વભાવથીજ કોઈ પણ રીતે ઘટ ઉત્પન્ન થયો તો તે ઉત્પન્ન થયેલા ઘટને પાછળથી મૃત્પિંડાદિની અપેક્ષાનું શું પ્રયોજન છે?. એમ કહેવામાં આવે કે ઉત્પદ્યમાન અવસ્થામાં ઘટાદિને મૃત્પિંડાદિની અપેક્ષા છે તો તે સંબંધમાં અમે પૂછીએ છીએ કે ઉત્પદ્યમાનતા એટલે શું છે? અનિષ્પન્નઅવયવતા? નિષ્પન્નઅવયવતા? અર્ધનિષ્પન્નઅવયવતા?, અનિષ્પન્નઅવયવતા તો નહિ કહી શકાય, કેમકે જે સ્વયં અનિષ્પન્ન છે તેને ખરશૃંગની જેમ અપેક્ષા કેવી રીતે ઘટે? વળી નિષ્પન્નઅવયવતા પણ નહિ કહી શકાય, કેમકે જે સ્વયં નિષ્પન્ન છે તેને અન્યની અપેક્ષા નિરર્થક છે. તેમજ અર્ધ નિષ્પન્નઅવયવતા પણ કહેવી અયોગ્ય છે, કારણ કે એમ કહેવાથી વસ્તુને સાંશ માનવી પડશે. અને તેથી અવયવ અવયવિના વિકલ્પો કરતાં અનેક દોષો આવશે; અથવા સાંશવસ્તુમાં પણ નિષ્પન્નઅંશ કારણની અપેક્ષા રાખે છે? નિષ્પદ્યમાન અંશ કારણની અપેક્ષા રાખે છે કે તે બન્ને કારણની અપેક્ષા રાખે છે? આમાંના પહેલા બે પક્ષ તો પૂર્વોક્ત રીતે ખંડિત છે, અને તેથી ત્રીજો ઉભય પક્ષ પણ લાભકારી નથી, કેમકે ઉભયપક્ષમાં તો બન્ને પક્ષમાં કહેલા દોષો તેમાં પણ આવશે. આથી એ સિદ્ધ થયું કે મૃત્પિંડાદિનું ઉત્તર કાળ રૂપે થવું તેજ ઘટાદિની અપેક્ષા ( કારણ ) છે. વળી મૃત્પિંડાદિ પણ કાર્યરૂપજ છે, કેમકે ઘટાદિની

પૂર્વે હોવું તેજ તેનું કારણપણું છે, પણ ઘટાદિની ઉત્પત્તિમાં વ્યાપાર પામતું હોય તે કંઈ તેનું કારણ નથી; કેમકે તેમાં થતો વ્યાપાર વ્યાપારવાળાથી ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન કહેશો તો તે વ્યાપાર રહિત થશે, અને અભિન્ન કહેશો તો વ્યાપારનો અભાવ થશે. વળી કારણના વ્યાપારથી ઘટાદિ થાય છે તે વ્યાપારવાળાથી ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન કહેશો તો ઉત્પન્ન થનારને અનુત્પત્તિનો પ્રસંગ થશે, અને અભિન્ન કહેશો તો વ્યાપાર રૂપ થવાથી ઉત્પત્તિનો અભાવ થશે. માટે પૂર્વકાળ અને ઉત્તરકાળ રૂપે થવું એજ વસ્તુનો કારણ-કાર્ય ભાવ છે; પણ જન્ય-જનક ભાવ રૂપ નથી. જો કે મૃત્પિંડ અને ઘટાદિ પૂર્વોત્તરકાળ ભાવી છે પણ તે તો અનાદિકાળથી એવા પ્રકારની ક્ષણ પરંપરા છે જેથી એમ જણાય છે, વસ્તુત: કોઇ કોઇને ઉત્પન્ન કરતું નથી. તેથી કોઈ પણ ભાવને કોઈ પણ હેતુની અપેક્ષા નથી. હેતુની અપેક્ષા વિનાજ સર્વ ભાવો ઉત્પન્ન થાય છે અને ઉત્પત્તિ ક્ષણ પછી તરતજ હેતુ વિના નાશ પામે છે.

અહીં કોઇ એવી શંકા કરે કે મુદ્ગરાદિના પડવાની અપેક્ષાથી ઘટાદિ નાશ પામતા પ્રત્યક્ષ જણાય છે, તો પછી તે નિર્હેતુક નાશ પામે છે એમ કેમ કહી શકાય? તેના ઉત્તરમાં કહીએ છીએ કે-વિનાશ થવામાં વિનાશના હેતુનો સંબંધજ નથી. જુઓ! મુદ્ગરાદિ વડે ઘટાદિના વિનાશકાળે-ઘટાદિ કરાય છે? કપાલાદિ કરાય છે? કે તુચ્છ રૂપ અભાવ કરાય છે? આ ત્રણ વિકલ્પોમાંથી વિનાશ થવાના કાળે મુદ્ગરાદિથી ઘટ આદિ તો નથી કરાતા, કેમકે તે તો પોતાના હેતુભૂત કુંભારઆદિસામગ્રીવડે પહેલાથી ઉત્પન્ન થાય છે. વિનાશકાળે મુદ્ગરાદિથી કપાલ આદિ પણ નથી કરાતા, જો કપાલાદિ કરાતા હોય તો ઘટાદિ તો તેવાંને તેવાં રેહેવાં જોઇએ પણ ઘટાદિનો નાશ ન થવો જોઇએ. કપાલાદિની ઉત્પત્તિ થવાથી ઘટાદિનો નાશ થાય છે એમ થવું તે તો યુક્તિસંગત ન ગણાય. વળી એવી રીતે માનવાથી એકની નિષ્પત્તિ ( ઉત્પત્તિ ) થતાં સમગ્રત્રિભુવનની નિર્વૃત્તિનો ( નાશનો ) પ્રસંગ આવે. ત્રીજો વિકલ્પ જે તુચ્છ રૂપ અભાવનો છે તેમાં પણ મુદ્ગરાદિથી તેવો તુચ્છ રૂપ અભાવ થતો નથી. કેમકે ખરશૃંગ જેવો નિરૂપ તુચ્છ અભાવ છે માટે તે કરી શકાયજ નહિ. અને જો કરી શકાય તો પણ ઘટાદિને તો તદવસ્થાપણાનો પ્રસંગ થાય અર્થાત્ ઘટાદિનો નાશ ન થાય, કેમકે અન્ય કરવામાં અન્યની નિર્વૃત્તિ ( નાશ ) સંભવે નહિ.

ઘટાદિ સાથે મુદ્ગરનો સંબંધ થવાથી થએલ અભાવ થાય તેને તે મુદ્ગરાદિવડે ઘટાદિનો નાશ થાય છે એમ કહેવામાં આવે તો તેના ઉત્તરમાં કહીએ છીએ કે ઘટ અને અભાવ એ ઉભયનો સંબંધજ નથી ઘટતો. કહો પહેલાં ઘટ અને પછી અભાવ? અથવા પહેલાં અભાવ અને પછી ઘટ? કે ઘટ અને અભાવ ઉભય એક કાળે થાય છે? આ ત્રણ પક્ષમાંથી પ્રથમના બે પક્ષમાં તો સંબંધ નથી ઘટતો, કેમકે ઘટ અને અભાવ એકબીજાથી ભિન્ન કાળમાં છે. ભિન્ન કાળમાં અવસ્થિત છતાં જો અન્યોઅન્ય સંબંધવાળા માનવામાં આવે તો ભવિષ્યમાં થનારા શંખચક્રવર્તિઆદિનો ભૂતકાળમાં થએલા સગરચક્રવર્તિ આદિની સાથે સંબંધ થવો જોઇએ. ત્રીજા વિકલ્પથી પણ ઘટ અને અભાવની એક ક્ષણ માત્ર સાથે અવસ્થિતિ માનીએ તો જેમ ઘટને અભાવ સાથે સંબંધ છે તેમ બધા સંસારને પણ સંબંધ છે તો સર્વસંસાર એવોજ થઈ જાય, અને તેમ થવાથી જેમ બધા સંસારનો સદ્ભાવ છે તેમ ઘટાદિને પણ તદવસ્થાનો પ્રસંગ પ્રાપ્ત થાય.

"ઘટાદિના ઉપમર્દનથી અભાવ થાય છે, માટે ઘટાદિનો નાશ થાય છે" એમ કોઈ કહે, તો તેને અમે પૂછીએ છીએ કે-ઉપમર્દન એટલે શું? ઉપમર્દન એટલે ઘટાદિ છે? કપાલાદિ છે? કે તુચ્છરૂપ અભાવ છે.? આ ત્રણમાંથી ઉપમર્દન એટલે ઘટાદિ છે એમ તો નહિ કહેવાય, કેમકે એ ઘટાદિ તો પોતાના હેતુથીજ ઉત્પન્ન થાય છે; અને ઉપમર્દન એટલે કપાલાદિ પણ નહિ કહેવાય, કેમકે એમ કહેવાથી તો ઘટાદિને તદવસ્થાનો પ્રસંગ થશે. વળી ઉપમર્દન એટલે તુચ્છરૂપ અભાવ પણ નહિ કહી શકો, કેમકે જો એમ કહેશો તો ઘટાદિના અભાવથી ઘટાદિનો અભાવ થાય છે એમ થયું, અને એમ કહેવું એતો કેવળ હાસ્યજનક છે, કેમકે પોતાના અભાવથીજ પોતાનો અભાવ થાય છે એમ માનવુ પડશે ને તેવું માન્ય કરતાં શોભશે નહિ, આ સર્વ કહેવાનું તાત્પર્ય એ છે કે વિનાશમાં કોઈ હેતુજ નથી; પરન્તુ મુદ્ગરાદિ વિલક્ષણ સહકારી કારણથી કપાલાદિ વિલક્ષણ પર્યાય ઉત્પન્ન થાય છે, ઘટાદિ તો ક્ષણિક હોવાથી સ્વભાવથીજ નાશ પામે છે. આમ કહેવું એજ યોગ્ય છે. અર્થાત્ હેતુવ્યાપારની અપેક્ષા વિના ઉત્પન્ન થએલા ભાવો ક્ષણિક હોવાથી હેતુવ્યાપાર સિવાય નાશ પામે છે. આથી એ સિદ્ધ થયું કે ઉત્પત્તિ અને વિનાશમાં કોઈ કોઇની અપેક્ષા રાખતું નથી, જ્યારે કોઈ કોઇનું કારણ નથી તો દ્રવ્ય પણ નથી; પરન્તુ પૂર્વાપરક્ષણપરંપરારૂપ પર્યાયોજ છે. આ સ્થળે આ સંબંધમાં ઘણું કહી શકાય એમ છે, પણ ગ્રન્થ ગહન થવાના ભયથી કહેતા નથી. જેને તે જાણવાની આકાંક્ષા હોય તેણે બૌધશાસ્ત્રોમાંથી જાણી લેવું. ૭૦.

વળી જેમ દ્રવ્યવાદીએ "દૂધની પેઠે પિંડ પરિણામિ હોવાથી માટીના પિંડ કારણ છે." ( ૬૮ ) એમ કહ્યું છે, તદનુસારે અમે પણ તેવીજ રીતે કહીએ છીએ કે—

पिण्डो कज्जं पइसमयभावओ जह दहिं तहा सव्वं ।
कज्जाभावाओ नत्थि कारणं खरविसाणं व ॥ ७१ ॥

પ્રતિસમય નવા નવા પર્યાયરૂપે થતો હોવાથી દહીંની પેઠે પિંડ જેમ કાર્ય છે તેવીજ રીતે સર્વે પદાર્થો કાર્ય છે. ( દ્રવ્યવાદીએ માનેલા ) કારણથી, થવાવાળા કાર્યના અભાવથી અરશૃંગની પેઠે કોઇ કારણ છેજ નહિ. ૭૧.

મૃદાદિ પિંડ પ્રતિસમયે અપરાપર ( એક પછી એક ) ક્ષણરૂપે થતો હોવાથી દહીં-પેઠે કાર્ય છે. જો એ અપરાપર ક્ષણરૂપે ન થતા હોય તો વસ્તુને પુરાણભાવ-યુવાનભાવ-અને વૃદ્ધાવસ્થા ઘટે નહિ. વળી જો જન્મથી અનન્તર સમયે વસ્તુની અપરરૂપતા ( ભિન્ન રૂપ ) ન થાય તો શેષ બીજાકાળમાં પણ વિશેષપણું ન હોવાથી ભિન્નરૂપ ન થાય. જેમ પ્રતિસમય અન્યાન્યરૂપે થતો હોવાથી પિંડ કાર્ય છે તેમ ઘટ પટાદિ સર્વવસ્તુસમૂહ પણ કાર્ય છે, અને દ્રવ્યવાદીએ માનેલું કારણ ખરશૃંગની જેમ કાર્ય ન હોવાથી અવસ્તુ છે. કેમકે જે દરેક સમયે અપરાપરક્ષણરૂપે થતું નથી તે ખરશૃંગની આફક વસ્તુ નથી, અને જે દરેક સમયે અપરાપરક્ષણરૂપે થાય છે તે ઘટાદિની જેમ વસ્તુ છે. ૭૧.

આ પ્રમાણે નામાદિનયોનો પરસ્પર વિવાદ જણાવીને ઉપસંહારપૂર્વક ભાષ્યકાર મહારાજ સત્યભાવ જણાવવાને કહે છે કે

एवं विवयंति नया मिच्छाभिनिवेसओ परोप्परओ ।
इयमिह सव्वनयमयं जिणमयमणवज्जमच्चंतं ॥ ७२ ॥

એ પ્રમાણે મિથ્યાઅભિનિવેશથી નામાદિનયો પરસ્પર વિવાદ કરે છે. અને આ જિનમત એટલે એ જિનમતની સાથે કોઈ પણ નામાદિનયને કે નામાદિ નય સાથે જિનમતને કોઈ પ્રકારે વિવાદ નથી. તે તો સર્વનયાત્મક હોવાથી અત્યન્ત અનવદ્ય છે. ૭૨.

જેમ જાતિઅંધ મનુષ્યોનો સમુદાય હસ્તિના ચરણ-પુચ્છ આદિ જુદા જુદા અવયવોને સ્પર્શીને પોતે પોતે સ્પર્શેલા અવયવને હાથીનો આકાર ધારી દરેક આંધલો જુદી જુદી આકૃતિવાળો હસ્તિ છે એમ કહે છે, તેમ આ નામાદિનયો પણ પરસ્પર મિથ્યાઅભિનિવેશથી નામાદિ એકેકને સાચા માની બીજાને જુઠા કહી વિવાદ કરે છે, તેથી તેઓ મિથ્યાદષ્ટિ છે, પ્રત્યક્ષ અનુભવ સિદ્ધ નામાદિ ચારેને માનનાર જિનમતજ આ લોકમાં સમ્યગ્દૃષ્ટિ છે. કેમકે તે સર્વથા દોષરહિત અને સર્વનયાત્મક છે. ઉદાહરણ તરીકે જેમ ચક્ષુવાળો મનુષ્ય સારી રીતે હસ્તિનું સંપૂર્ણ શરીર જોઇને તે હાથી જેવા આકારે છે તેવાજ આકારવાળો તેને કહે છે. તેવીજ રીતે જિનમત પણ સર્વનયાત્મક હોવાથી વસ્તુસ્વરૂપ સમસ્તપ્રકારે જોઇને તે વસ્તુ જેવાસ્વરૂપે છે તેવાજ સ્વરૂપે તે વસ્તુને યથાર્થ રીતે કહે છે. એજ વાત આચાર્યશ્રી આગળની ગાથામાં કહે છે. ૭૨.

नामाइभेअसद्द-त्थ-बुद्धिपरिणामभावओ निययं ।
जं वत्थुमत्थि लोए चउपज्जायं तयं सव्वं ॥ ७३ ॥

નામાદિભેદોમાંજ શબ્દ-અર્થ-અને બુદ્ધિનો પરિણામ નિશ્ચયથી છે, તેથી લોકમા જે વસ્તુ છે તે સર્વ ચારપર્યાયવાળી છે. ૭૩.

આ વિશ્વમાં જે કોઈ વસ્તુ છે તે સર્વ નામ-સ્થાપના-દ્રવ્ય-અને ભાવરૂપ ચાર પર્યાયવાળી છે. પરન્તુ નામાદિનયો જેમ કહે છે કે વસ્તુ કેવળ નામમય છે, અથવા કેવળ આકારમય છે, અથવા દ્રવ્યસ્વરૂપ છે કે માત્ર ભાવાત્મકજ છે એમ નથી. પરન્તુ નામ-સ્થાપના-દ્રવ્ય અને ભાવ, એ ચારેની અંદર શબ્દ-અર્થ-અને બુદ્ધિનો એકત્વ પરિણામ થાય છે માટે સવ વસ્તુ ચારપર્યાયવાળી છે. કેમકે જ્યાં જ્યાં શબ્દ-અર્થ-અને બુદ્ધિનો પરિણામ છે, તે સર્વ વસ્તુ ચારપર્યાયવાળી છે, જ્યાં એ ચારપર્યાયનો અભાવ છે ત્યાં શશશૃંગની પેઠે શબ્દ-અર્થ અને બુદ્ધિનો પરિણામ પણ નથી. આથી એ નિશ્ચય થયો કે જ્યાં શબ્દાદિનો પરિણામ છે તે સર્વ ચતુષ્પર્યાયાત્મક છે. જેમકે અન્યોઅન્ય સંબંધમાં રહેલ નામાદિ ચારપર્યાયવાળી વસ્તુમાં ઘટાદિશબ્દની પરિણતિ ઘટાભિધાયકપણે દેખાય છે, પહોળા તળીઆ પેટ આદિ આકારવાળા અર્થનો પરિણામ પણ નામાદિ ચાર પર્યાયાત્મકપણેજ પ્રાપ્ત થાય છે, અને તદાકાર ગ્રહણરૂપે બુદ્ધિની પરિણતિ પણ તત્સ્વરૂપ વસ્તુમાંજ થાય છે. "એ પ્રમાણે દેખાય છે, તે ભ્રાન્તિ છે." એમ કોઇથી નહિ કહી શકાય, કેમકે એમ કહેવાને માટે દેખાતા સ્વરૂપનું કોઈ બાધક પ્રમાણ નથી. અને અદૃષ્ટની શંકાથી અનિષ્ટ કલ્પના કરવી તે પણ યુક્તિ સંગત નથી, કેમકે એમ કરવાથી અતિપ્રસંગ પ્રાપ્ત થશે. વળી અહીં અન્વય-વ્યતિરેક સિવાય બીજું કોઈ નિશ્ચય કરાવનારૂં પ્રમાણ અમે જોતા નથી. એટલા માટે એકત્વપરિણામ પામેલા નામાદિભેદોમાં શબ્દાદિની પરિણતિ દેખાય છે. તેથી સર્વ વસ્તુ ચતુષ્પર્યાયાત્મક છે. એમ સિદ્ધ થયું. ૭૩.

અહીં કોઈ એમ પૂછે કે જો નામાદિ ચારપર્યાયવાળીજ સર્વ વસ્તુ છે, તો શું નામાદિચારમાં અન્ય અન્ય ભેદજ નથી? તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે—

इय सव्वमेयसंघायकारिणो भिन्नलक्खणा एते ।
उप्पायाइतियं पिव धम्मा पइवत्थुमाजोज्जा ॥ ७४ ॥

એ પ્રમાણે ભિન્નલક્ષણવાળા એ નામાદિનયો ભેદ અને સંઘાત કરનારા છે, તેથી તેને ઉત્પાદ આદિ ધર્મની જેમ દરેક વસ્તુમાં જોડવા. ૭૪.

પૂર્વોક્ત ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા નામાદિનયો સર્વ સ્વાશ્રયીભૂતવસ્તુનો ભેદ અને સંઘાત-અભેદ કરનારા છે, તેથી તેઓને ઉત્પાદાદિધર્મની પેઠે દરેક વસ્તુમાં યોજવા, અર્થાત્ નિજાશ્રયભૂત સર્વવસ્તુનો કથંચિત્ભેદ કરનાર છે અને કથંચિત્ અભેદ કરનાર છે. જેમકે કોઇએ "ઇન્દ્ર" એમ કહ્યું, એટલે બીજા કોઇએ કહ્યું કે શું આપે નામઇન્દ્ર કહ્યો? સ્થાપનાઇન્દ્ર કહ્યો? દ્રવ્ય ઇન્દ્ર કહ્યો? અથવા ભાવ ઇન્દ્ર કહ્યો? યદિ નામઇન્દ્ર કહ્યો, તો દ્રવ્યથી ગોપાળપુત્ર કહ્યો, ખેડુતનો પુત્ર કહ્યો, ક્ષત્રિયનો પુત્ર કહ્યો, બ્રાહ્મણપુત્ર કહ્યો, વૈશ્યપુત્ર કહ્યો કે શૂદ્રપુત્ર કહ્યો? તથા ક્ષેત્રથી નામેન્દ્ર કહ્યો, તો તે ભારતવર્ષનો, ઐરવતક્ષેત્રનો કે મહાવિદેહક્ષેત્રનો કહ્યો? કાળથી નામેન્દ્ર કહ્યો તો તે અતીતકાળસંબંધી, વર્તમાનકાળસંબંધી કે ભવિષ્યકાળસંબંધી કહ્યો? યદિ અતીતકાળસંબંધી કહ્યો તો તે અનંતસમય પૂર્વનો, અસંખ્યાતસમય પૂર્વનો અથવા સંખ્યાતસમય પૂર્વનો કહ્યો? ભાવથી નામેન્દ્ર કહ્યો તો તે શ્યામવર્ણવાળો, ગૌરવર્ણવાળો, લાંબો કે ઠુંકો કહ્યો? આ પ્રમાણે નામેન્દ્રના આશ્રયભૂત એકજ અર્થ દ્રવ્યક્ષેત્ર કાળ ને ભાવના ભેદથી અનન્તા ભેદ પામે છે. તેવી જ રીતે સ્થાપના દ્રવ્ય અને ભાવાશ્રય ભૂત વસ્તુ પણ દરેક અનન્તા ભેદ ઉપરોક્ત રીતે પામે છે. આ પ્રમાણે નામાદિનયો પરસ્પર ભેદ કરનારા છે. અને જ્યારે એકજ વસ્તુમાં નામાદિ ચારેની પ્રતીતિ થાય ત્યારે તે અભેદ કરનારા થાય છે. કેમકે-એક જ શચીપતિ-દેવાધિપમાં ઇન્દ્ર એવું નામ છે, તેની આકૃતિ તે સ્થાપના છે, ઉત્તર અવસ્થાનું મૂલ કારણ જે હતું તેજ જીવ તે હોવાથી અથવા ઇન્દ્રપણાના પર્યાયનું ઉપાદાન કારણ તે જીવદ્રવ્ય હોવાથી તે દ્રવ્ય છે અને દિવ્યરૂપ-સંપત્તિ-વજ્રધારણ-પરમઐશ્વર્યાદિયુક્તપણું તે ઇન્દ્રપણાનો ભાવ છે. એ પ્રમાણે નામાદિ ચારે એકજ વસ્તુમાં પ્રતીત થાય છે તેથી તે અભેદ કરનારા પણ છે. એ પ્રમાણે સર્વ સ્વાશ્રયભૂતવસ્તુનો ભેદ અને સંઘાત કરનારા ભિન્નલક્ષણવાળા એ નામાદિધર્મો, ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યની જેમ દરેક વસ્તુમાં યોજવા, કેમકે તે દરેક વસ્તુમાં પરસ્પર અવિનાભાવિ છે. ૭૪.

જિનમતમાં સર્વ વસ્તુ ઘણું કરી નયોથી જ વિચારાય છે, તેથી અહીં પ્રસ્તુત નામસ્થાપનાદિની પણ નયથી વિચારણા કરતાં આચાર્યશ્રી કહે છે કે—

नामाइतियं दव्वट्ठियस्स भावो य पज्जवनयस्स ।
संगह-ववहारा पढमगस्स सेसा य इयरस्स ॥ ७५ ॥

નામાદિ ત્રણ નિક્ષેપ દ્રવ્યાસ્તિકનયને ઇષ્ટ છે અને કેવલ ભાવનિક્ષેપ પર્યાયાસ્તિક નયને ઇષ્ટ છે. સંગ્રહ અને વ્યવહારનય દ્રવ્યાસ્તિકને ઇષ્ટ છે તથા બાકીના નયો પર્યાયાસ્તિકને ઇષ્ટ છે. ૭૫.

નામ-સ્થાપના-ને દ્રવ્ય એ ત્રણે નિક્ષેપા દ્રવ્યાસ્તિકનયને માન્ય છે. કેમકે એ નામાદિ ત્રણ નિક્ષેપા વિવક્ષિતભાવથી શૂન્ય છે તેથી તે નામાદિ ત્રણ નિક્ષેપા પર્યાયાસ્તિકને માન્ય નથી, એક ભાવ નિક્ષેપ જ પર્યાયાસ્તિકને અભિમત છે. બીજાને અભિમત નથી કેમકે એ બીજાનયો તો ભાવના આલંબન સિવાય માત્ર દ્રવ્યને જ ગ્રહણ કરે છે.

નૈગમાદિનયો પ્રસિદ્ધ હોવાથી અહીં એ નૈગમાદિવડે આ પ્રસ્તુત વિચાર કરવો યોગ્ય છે, પણ દ્રવ્યાસ્તિક-પર્યાયાસ્તિક નયનું અહીં શું પ્રયોજન છે? એવી શંકાના ઉત્તરમાં કહેવાનું કે એ સર્વ નયોનો આ બે જાતિના નયોમાં અન્તર્ભાવ-સમાવેશ થઈ જાય છે. જેમકે સામાન્ય ગ્રાહી નૈગમનો સંગ્રહનયમાં અને વિશેષગ્રાહી નૈગમનો વ્યવહારનયમાં અન્તર્ભાવ થાય છે. સંગ્રહ તથા વ્યવહારનયનો દ્રવ્યાસ્તિકનયમાં અન્તર્ભાવ થાયછે, કેમકે તે બન્ને દ્રવ્યાસ્તિકનયના મતને માને છે. એ બે સિવાયના ઋજુસૂત્રાદિનયો પર્યાયાસ્તિકનયના મતને માનનારા હોવાથી પર્યાયાસ્તિકનયમાં અન્તર્ભાવ પામે છે. શ્રીસિદ્ધસેન આચાર્યના મત પ્રમાણે અહીં ઋજુસૂત્રનયનો પર્યાયાસ્તિકનયમાં અન્તર્ભાવ બતાવ્યો છે પણ સિદ્ધાન્તના અભિપ્રાયે તો સંગ્રહ અને વ્યવહારનયની પેઠે ઋજુસૂત્રનયનો પણ દ્રવ્યાસ્તિકનયમાં અન્તર્ભાવ થાય છે. એ સંબંધમાં અનુયોગદ્વાર સૂત્રની અંદર કહ્યું છે કે-ઋજુસૂત્રનયના મતે ઉપયોગશૂન્ય એવા ઘણા હોય તો પણ સંગ્રહનયની માફક ઋજુસૂત્રનયના મતે પણ એકજ આગમથી દ્રવ્યાવશ્યક છે અને ૠજુસૂત્ર ઘણા અનુપયોગિવક્તાઓમાં પણ જુદાપણું ઇચ્છતો નથી. ( પણ વર્તમાન કાલીન ગ્રહણ કરે છે ). એટલે કે અતીત-અનાગતનો ત્યાગ કરી સરળપણે વર્તમાનકાળભાવી વસ્તુને ઋજુસૂત્રનય અંગીકાર કરે છે. કેમકે અતીત વસ્તુ નાશ પામેલી છે, અને અનાગત વસ્તુ અનુત્પન્ન છે, વર્તમાનકાળભાવી પણ સ્વકીયવસ્તુને જ તે માને છે. કારણ કે સ્વકીય વસ્તુ જ સ્વધનની પેઠે કાર્ય સાધક છે, પરકીય વસ્તુ પારકાના ધનની જેમ કાર્ય સાધક નથી, તેથી પરકીય વસ્તુને તે નથી માનતો. એટલે ઉપયોગ શૂન્ય એક અગર અનેક મનુષ્ય હોય તો પણ તે એક જ દ્રવ્યાવશ્યક છે એમ આ નયના મતે આગમથી એકજ દ્રવ્યઆવશ્યક છે. આ પ્રમાણે ૠજુસૂત્ર દ્રવ્યાવશ્યકને માનનાર છે તેથી સિદ્ધાન્તાનુસારે ઋજુસૂત્રનું દ્રવ્યવાદીપણું કહ્યું, તેથી પર્યાયાસ્તિકમાં તેનો કેવી રીતે સમાવેશ થાય? ૭૫.

સંગ્રહાદિનયો નામાદિ સર્વનિક્ષેપને એકપણે માને છે? કે ભેદથી માને છે? એવી શંકાના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

जं सामन्नगाही संगिण्हइ तेण संगहो निययं ।
जेण विसेसगाही ववहारो तो विसेसेइ ॥ ७६ ॥
सद्दु-ज्जुनुया पज्जायवायगा भावसंगहं बेंति ।
उवरिमया विवरीआ भावं भिंदंति तो नियमं ॥ ७७ ॥

જેથી સંગ્રહનય સામાન્યગ્રાહી છે તેથી ( ત્રણેને ) એક રૂપે ગ્રહણ કરે છે; અને જેથી વ્યવહારનય વિશેષગ્રાહી છે તેથી તેને વિશેષરૂપે-ભિન્નરૂપે ગ્રહણ કરે છે. શબ્દ અને ૠજુસૂત્ર પર્યાયવાદી હોવાથી ભાવનો સંગ્રહ કરીને કહે છે. તથા ઉપરના (બે) નયો વિપરીત છે તેથી ભાવનો પણ નિશ્ચય ભેદ કરે છે. ૭૬-૭૭.

સંગ્રહનય સામાન્યગ્રાહી સામાન્યવાદી હોવાથી નામ-સ્થાપના-ને દ્રવ્ય નિક્ષેપ એ પ્રત્યેકને એક રૂપે ગ્રહણ કરે છે, એટલે કે જેટલાં નામમંગળ છે, તે સર્વ એકજ નામ મંગલ છે બધાં સ્થાપનામંગળ પણ એકજ સ્થાપના મંગળ છે અને સર્વ દ્રવ્યમંગળો એકજ દ્રવ્યમંગળ છે. વ્યવહારનય વિશેષગ્રાહી-વિશેષવાદી હોવાથી નામાદિનિક્ષેપાઓને ભેદથી માને છે એટલે કે સર્વે નામમંગળો તે ભિન્ન ભિન્ન માને છે એવી જ રીતે સ્થાપનામંગળ અને દ્રવ્યમંગળને પણ ભિન્ન ભિન્નપણે માને છે.

શબ્દ અને ઋજુસૂત્રનય પર્યાયવાદી હોવાથી એકજ પદાર્થ ભિન્ન ભિન્નપર્યાયથી વાચ્ય-કહેવા યોગ્ય હોય તો પણ તે સર્વનો સંગ્રહ કરીને નામ-સ્થાપના ને દ્રવ્યનિક્ષેપનો ત્યાગ કરી કેવળ ભાવનિક્ષેપને જ પ્રતિપાદન કરે છે, એટલે કે આ બેઉ નયો પૂર્વના નયોથી વિશુદ્ધ હોવાથી નામસ્થાપના ને દ્રવ્યને ઈચ્છતા નથી માત્ર ભાવને જ માને છે, પણ સમભિરૂઢ અને એવંભૂતનયની અપેક્ષાએ અવિશુદ્ધ હોવાથી અનેકપર્યાયથી કહેવા યોગ્ય ભાવનિક્ષેપનો સંગ્રહ કરી એક રૂપેજ અંગીકાર કરે છે, તેથી આ નયના મતે વિઘ્નને ઉપશમાવનાર—અનિષ્ટનો નાશ કરનાર-વિઘ્ન હરનાર આદિ જે કોઈ મંગળશબ્દથી વાચ્ય હોય તે સર્વ એકજ ભાવમંગળ છે.

સમભિરૂઢ અને એવંભૂતનય શબ્દ અને ઋજુસૂત્રની અપેક્ષાએ વિપરીત હોવાથી ભિન્ન ભિન્ન અનેક પર્યાયથી કહેવા યોગ્ય ભાવને એકરૂપે ઈચ્છતા નથી. પરન્તુ ભિન્ન રૂપે માને છે, જેમકે સમભિરૂઢનયના મતે મંગળશબ્દથી વાચ્ય ભાવમંગળ જુદું છે. વિઘ્ન ઉપશમાવતાર આદિપર્યાયથી વાચ્ય મંગળ તે પણ તેથી જુદું છે; એવંભૂતનયના મતે પણ એજ પ્રમાણે છે, માત્ર આ એવંભૂતન પૂર્વના સમનિરૂઢનયથી વિશુદ્ધ હોવાથી એકપર્યાયથી વાચ્ય એવા ભાવમંગળને પણ ભાવમંગળ રૂપ કાર્ય કરતું હોય તોજ તેને ભાવમંગળ માને છે, તે સિવાય નહિ. એ રીતે ઋજુસુત્ર અને શબ્દનયના મતની અપેક્ષાએ આ બે સમનિરૂઢ ને એવંભૂત નામના નયો વિપરીત માન્યતાવાળા હોવાથી ભાવમંગળઆદિ ભાવપદાર્થોમાં પણ પર્યાયને ક્રિયાના ભેદથી તે તે વસ્તુમાં પણ અવશ્ય ભેદ માને છે. જો પર્યાયને ક્રિયાનો ભેદ છતાં પણ વસ્તુનો ભેદ ન માનવામાં આવે તો ઘટપટાદિ વસ્તુનો પણ ભેદ ન માનવો જોઇએ. આથી આ બેઉ પર્યાય ને ક્રિયાના ભેદથી ભાવમંગળ પણ ભિન્ન માને છે. ૭૬—૭૭.

એ પ્રમાણે પ્રાસંગિક જે કહેવાતું હતું તે કહ્યું; હવે પ્રસ્તુત કહીએ છીએ. પૂર્વે નોઆગમથી ભાવમંગળ કહ્યું છે. તેમાં નોશબ્દને સર્વનિષેધાર્થમાં કહીને વિશુદ્ધ ક્ષાયિકાદિ ભાવને નોઆગમથી ભાવમંગળ કહ્યું છે. પુન: નોશબ્દને મિશ્રવચનના અર્થમાં જણાવીને જ્ઞાન-દર્શન-ચારિત્રનો જે ઉપયોગ તેને પણ નોઆગમથી ભાવમંગળ કહ્યું, તે પછી પુન: નોશબ્દને એકદેશાર્થમાં ગણીને અર્હન્તને નમસ્કાર કરવા વિગેરેનું જ્ઞાન અને ક્રિયા એ ઉભયથી મિશ્ર એવો જે પરિણામ તેને નોઆગમથી ભાવમંગળ કહ્યું; હવે નોશબ્દને એક દેશવાચી અર્થમાં ગણીને પાંચ જ્ઞાનરૂપ નન્દી નોઆગમથી ભાવમંગળ છે, એમ જણાવવાને આચાર્યશ્રી કહે છે કે—

मङ्गलमहवा नन्दी चउव्विहा मङ्गलं व सा नेया।
दव्वे तूरसमुदओ भावम्मि य पंच नाणाइं ॥ ७८ ॥

અથવા નોઆગમથી ભાવમંગળરૂપ નંદી છે. ને તે મંગળની પેઠે ચાર પ્રકારે છે. દ્રવ્યનન્દીમાં વાજિંત્રોનો સમુદાય અને ભાવનન્દીમાં પાંચ જ્ઞાનો જાણવાં. ૭૮.

અહીં નોઆગમથી ભાવમંગળ પ્રસ્તુત છે, તેથી "અથવા" શબ્દવડે પૂર્વોક્ત ત્રણ પ્રકાર સિવાય અન્ય ચોથો પ્રકાર કહે છે, એ ચોથો પ્રકાર નન્દી છે. જેથી ભવ્ય પ્રાણીઓ સમૃદ્ધિ પામે તે નન્દી. સૂત્રમાં નન્દી સામાન્યથી કહી છે, તોપણ વ્યાખ્યાનથી વિશેષ પ્રતિપત્તિ થાય છે એ ન્યાયની અપેક્ષાએ અહિઆં પાંચજ્ઞાનરૂપ નન્દી જાણવી. સામાન્ય રીતે વિચારતાં આ નન્દી પણ મંગળની પેઠે નામાદિ ચાર પ્રકારે છે. જેમકે "નન્દી"

એવું કોઇનું નામ કરીએ તે નામનન્દી, અક્ષાદિમાં સ્થાપિએ તે સ્થાપનાનન્દી, દ્રવ્યનન્દી બે પ્રકારે છે–એક આગમથી અને બીજી નોઆગમથી. જે કોઈ નન્દીપદાર્થને જાણનાર અનુપયોગી હોય તે આગમથી દ્રવ્યનન્દી છે. નોઆગમથી જ્ઞશરીર-ભવ્ય શરીર નન્દી જાણકારનું કલેવર તથા ભવિષ્યમાં જાણકાર થનારો બાલક છે. વ્યતિરિક્ત દ્રવ્યનંદી બાર પ્રકારનાં વાજિંત્રોનો સમૂહ જાણવો. જેવાં કે-ભંભા-મુકુન્દ-મર્દલ-કડમ્બ-ઝલ્લરી-હુડ્ડક્ક-કંસાલ-કાહલ-તલિમા-વાંસ-શંખ-અને પણવ.

નામનન્દી આદિનું સ્વરૂપ પૂર્વોક્ત નામમંગળાદિના અનુસારે સુજ્ઞેય છે એટલે અહીં નથી કહ્યું, અને ભાવનન્દી આગમથી તથા નોઆગમથી એમ બે પ્રકારે છે. નન્દી પદાર્થને જાણનાર તેમાં ઉપયોગવાન્ હોય તે આગમથી ભાવનન્દી છે, અને નોઆગમથી ભાવનન્દી મતિ આદિ પાંચ જ્ઞાનો છે. અહીં નોશબ્દ એક દેશવાચી છે, અને આગમ (શ્રુત) તે પાંચ જ્ઞાનનો એક દેશ છે. તેથી પાંચ જ્ઞાનોને નિરૂપણ કરનાર નન્દી તે અહિં નોઆગમથી ભાવનન્દી છે. એ પાંચ જ્ઞાનરૂપ ભાવનન્દી હવે પછીની નિર્યુક્તિની ગાથાથી બતાવે છે. ૭૮.

आभिणिबोहियनाणं सुयनाणं चेव ओहिनाणं च ।
तह मणपज्जवनाणं केवलनाणं च पंचमयं ॥ ७९ ॥

આભિનિબોધિક જ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, તથા મનઃપર્યવજ્ઞાન અને પાંચમું કેવલજ્ઞાન. ૭૯.

આ પાંચે જ્ઞાનનું સ્વરૂપ ભાષ્યકાર મહારાજ પોતેજ વિસ્તારથી કહે છે; તેમાં પ્રથમ દરેક અવાંતર પદાનો અર્થ કહીને આભિનિબોધિકજ્ઞાન શબ્દનો અર્થ જણાવે છે.

अत्थाभिमुहो नियओ बोहो जो सो मओ अभिनिबोहो ।
सो चेवाऽऽभिणिबोहियमहव जहाजोगमाउज्जं ॥ ८० ॥

અર્થની (પદાર્થની) અભિમુખ એટલે પદાર્થ હોય તોજ થવાવાળો નિશ્ચિતબોધ એટલે સંશય વગેરે શિવાયનો બોધ તે અભિનિબોધ માનેલ છે, અને તેજ આભિનિબોધિક જ્ઞાન છે. અથવા (બીજી રીતે પણ) જેમ વ્યુત્પત્તિથી ઘટે તેમ યોજવું. ૮૦.

અર્થની અભિમુખ જે નિશ્ચિત બોધ-જ્ઞાન તે અભિનિબોધ, ક્ષયોપશમાદિની નિપુણતા ન હોવાથી થએલ અનિશ્ચયાત્મક જ્ઞાન તે અભિનિબોધ થઇ જાય એટલા માટે 'નિશ્ચિત' એવું વિશેષણ આપ્યું છે. 'અર્થાભિમુખ' એવું વિશેષણ ન આપ્યું હોત તો તૈમિરિકાદિદોષવાળાને એક ચંદ્ર છતાં બે ચંદ્રનું નિશ્ચિત જ્ઞાન થાય છે, પરન્તુ તે જ્ઞાન અર્થને અભિમુખ ન હોવાથી સત્યજ્ઞાન નથી. આ ઉભયદોષ ટાળવાને તીર્થંકર-ગણધરાદિકોએ અર્થાભિમુખ ને નિયત એવો જે બોધ તેને અભિનિબોધ કહેલ છે. અને તેજ આભિનિબોધિક જ્ઞાન છે. અથવા આ શિવાય બીજી રીતે પણ જેમ ઘટે તેમ સંબંધાનુસારે એ આભિનિબોધિકજ્ઞાનની વ્યાખ્યા કરવી. જેમકે અર્થાભિમુખ નિશ્ચિત બોધ છતે થએલું જ્ઞાન તે આભિનિબોધિક જ્ઞાન, અથવા તે વડે થએલું જ્ઞાન તે આભિનિબોધિક જ્ઞાન, અથવા તેથી કે તે છતાં થએલું જ્ઞાન તે આભિનિબોધિક જ્ઞાન, અથવા તન્મયજ્ઞાન તે આભિનિબોધિક જ્ઞાન. ઈત્યાદિ. ૮૦.

આ પ્રમાણે આભિનિબોધિક શબ્દથી વાચ્ય એવા જ્ઞાનની વ્યાખ્યા કરી; હવે આભિનિબોધિક એટલે જ્ઞાન-ક્ષયોપશમ અથવા આત્મા એવા અર્થમાં વ્યાખ્યા કરે છે. ને સાથે સાથે શ્રુતજ્ઞાનની પણ તેની માફક ધાતુની સાથે લાગેલ પ્રત્યયનો અર્થ જણાવી વ્યાખ્યા કહે છે.

तं तेण तओ तम्मि व सो वाऽभिणिबुज्झए तओ वा तं ।
तं तेण तओ तम्मि व सुणेइ सो वा सुयं तेणं ॥ २ ॥ ८१ ॥

તેને-તે વડે-તે થકી-તે છતે ( આત્મા જાણે ) અથવા તે જાણે તેથી તે અભિનિબોધ. તે-તે વડે-તે થકી-તે છતાં સંભળાય અથવા તે સાંભળે તેથી તે શ્રુત. ૮૧.

અર્થને અભિમુખ નિશ્ચયપણે આત્મા જે જાણે તે અવગ્રહાદિ જ્ઞાનરૂપ અભિનિબોધ. અથવા તે અભિનિબોધમાં કરણભૂત એવો જે તેને આવરણ કરનાર કર્મનો ક્ષયોપશમ તે વડે આત્મા ઘટ-પટાદિ વસ્તુ જાણે અથવા તદાવરણીયકર્મના ક્ષયોપશમથી આત્મા ઘટપટાદિને જાણે અથવા તદાવરણીયકર્મનો ક્ષયોપશમ થએ છતે આત્મા જાણે તેથી ત્રણે વ્યુત્પત્તિથી જે તેના આવરણનો ક્ષયોપશમ તે અભિનિબોધ; આ વ્યાખ્યાથી આત્મા એજ આભિનિબોધિક છે, કેમકે જ્ઞાન અને જ્ઞાની કથંચિત્ અભિન્ન છે.

શિષ્ય.—આત્મા અને ક્ષયોપશમ એવો જે અર્થ આભિનિબોધિકશબ્દનો કર્યો છે તેમા જ્ઞાનની સાથે આત્મા ને ક્ષયોપશમને સમાન અધિકરણતા કેમ ઘટે?

ગુરૂ.—આત્મા જ્ઞાનનો આશ્રય છે, અને ક્ષયોપશમ એ જ્ઞાનનુ કારણ છે, તેથી ઉપચારથી તેમને આભિનિબોધિક કહેવાય છે.

એ પ્રમાણે આભિનિબોધિક જ્ઞાનની વ્યુત્પત્તિ કહીને હવે શ્રુત જ્ઞાનની વ્યુત્પત્તિ કહે છે. આત્માવડે જે સંભળાય તે શ્રુત ( આત્માવડે શબ્દ સંભળાય છે, માટે આ વ્યુત્પત્તિથી શબ્દ તે શ્રુત છે. )જેવડે એટલે ક્ષયોપશમવડે સંભળાય માટે તે ક્ષયોપશમ શ્રુત અથવા જે ક્ષયોપશમથી સંભળાય તે શ્રુતનો ક્ષયોપશમ શ્રુત અથવા ક્ષયોપશમ છતે જે સંભળાય તે ક્ષયોપશમ તે શ્રુત અને જે સાંભળે તે શ્રુત ( અહીં સાંભળનાર આત્મા છે, માટે આ વ્યુત્પત્તિથી આત્માને શ્રુત કહ્યો છે.) આ વ્યુત્પત્તિઓમાં શબ્દ-આત્મા-અને ક્ષયોપશમને શ્રુત કહેલ છે તેનુ કારણ એ છે કે-શબ્દ શ્રુતજ્ઞાનનુ કારણ છે, ક્ષયોપશમ શ્રુતજ્ઞાનનો હેતુ છે, અને આત્મા શ્રુતથી કથંચિત્ અભિન્ન છે, તે માટે ઉપચારથી તેમને શ્રુત કહેલ છે. ૮૧.

હવે અવધિજ્ઞાનની વ્યુત્પત્તિ કહે છે.

तेणावहीयए तम्मि वाऽवहाणं तओऽवही सो य ।
मज्जाया जं तीए दव्वाइ परोप्परं मुणइ ॥ ८२ ॥

તેવડે અથવા તે છતે ઇંદ્રિય અને મનની મદદ શિવાય સાક્ષાત્ આત્માથી જે માટે અર્થ જણાય તેથી તે અવધિ, તે અવધિ મર્યાદારૂપ છે, કેમકે તે અવધિજ્ઞાનવડે ( આત્મા ) દ્રવ્યાદિ પરસ્પર નિર્યમિત જાણે છે.

અવ અને ધિ એ બેશબ્દથી અવધિપદ બનેલ છે. તેમાં અવ શબ્દ અવ્યય. હોવાથી અનેક અર્થ વાચી છે. તેથી જે જ્ઞાનવડે 'અવ' એટલે "અધઃ અધઃ" નીચેનીચે વિસ્તારથી રૂપી વસ્તુ "ધીયતે" એટલે જણાય તે અવધિ, અથવા 'અવ' શબ્દ મર્યાદા

વાચક લેવો એ અર્થઅનુસારે આટલા ક્ષેત્રે આટલાં દ્રવ્ય આટલા કાળ સુધી જાણનારને જણાય અને આટલો કાલ આટલા દ્રવ્ય જાણનારને જણાય, એમ પરસ્પર નિયમિત મર્યાદાથી જે જ્ઞાનવડે રૂપી વસ્તુ જણાય તે અવધિ અથવા જે જ્ઞાન છતે આત્માવડે રૂપી વસ્તુ ઉપર મુજબ સાક્ષાત્ જણાય તે અવધિ. આ જ્ઞાન પૂર્વોક્ત મર્યાદાથી અર્થ જાણવામાં પ્રવર્તે છે, માટે ઉપચારથી તે જ્ઞાનને જ મર્યાદા કહે છે; કેમકે તે અવધિજ્ઞાન દ્રવ્યાદિ ઉપર મુજબ અવધિથી એટલે મર્યાદાથી પરસ્પર નિયમિતપણે જાણે છે, એ હકીકત આગળ "અંગુલમાવલિઆણં" એ ગાથાથી (૬૦૮) સવિસ્તર કહેવાશે. ૮૨.

હવે મનઃપર્યવજ્ઞાનની વ્યુત્પત્તિ કહે છે.

पज्जवणं पज्जयणं पज्जाओ वा मणम्मि मणसो वा ।
तस्स व पज्जायादिन्नाणं मणपज्जवं नाणं ॥ ८३ ॥

મનને વિષે અથવા મન સંબંધી પર્યવન, પર્યયન, અથવા પર્યાય; અથવા તેના (મનના) પર્યાય આદિનું જ્ઞાન તે મનઃપર્યવજ્ઞાન. ૮૩.

"અવ" ધાતુ "ગતિ આદિ" અર્થમાં વપરાય છે, તેથી "અવન" નો અર્થ "ગમન", "વેદન" એમ થાય "પરિ" એટલે સર્વ પ્રકારે, આ પ્રમાણે "પર્યવન" નો અર્થ સર્વ પ્રકારે પરિચ્છેદન એટલે જાણવું એવો થાય છે. મનને વિષે એટલે ગ્રાહ્ય મનોદ્રવ્યના સમુદાયને વિષે, અથવા ગ્રાહ્ય મન સંબંધી સમસ્ત પ્રકારે જાણવું તેને "મનઃપર્યવ" જ્ઞાન કહીએ. "પર્યયન" શબ્દ લઇએ ત્યારે "અય" ધાતુ "ગમન," "વેદન" એ અર્થમાં લેવો, અને "પર્યાય" શબ્દ લઇએ ત્યારે "ઇ" ધાતુ "ગતિ" અર્થમાં લેવો, અને ઉપર મુજબ અર્થ કરવો.

"મનઃ પર્યવ" જ્ઞાનનો બીજી રીતે અર્થ કરતાં ગ્રંથકાર કહે છે કે મનના પર્યાયો, એટલે ધર્મો તેનું જ્ઞાન તે મનઃપર્યવ જાણવું. જેમકે આ મનુષ્યાદિકે આ વસ્તુ આ પ્રકારે ચિન્તવી છે. આ પ્રકારનું જ્ઞાન તે મનઃપર્યાયજ્ઞાન મનઃપર્યવજ્ઞાન અથવા મનઃપર્યયજ્ઞાન જાણવું. ૮૩.

(મનને વિષે અથવા મનને જાણવું તે અથવા તેના પર્યાયનું જ્ઞાન તે મનઃ પર્યવજ્ઞાન.

મનના પુદ્ગલોને સમસ્ત પ્રકારે જાણવા; અથવા મન સંબંધી સમસ્ત પ્રકારે જાણવું, તે મનઃપર્યવજ્ઞાન અથવા મનના પર્યાય વિગેરેનું જ્ઞાન તે મનઃ પર્યવજ્ઞાન. જેમકે આણે આ વસ્તુ આવા પ્રકારે ચિન્તવી છે એવું જ્ઞાન તે મનઃપર્યવજ્ઞાન અથવા મનઃપર્યાયજ્ઞાન. ૮૩. )

કેવળજ્ઞાનની વ્યુત્પત્તિ કહે છે.

केवलमेगं सुद्धं सगलमसाहारणं अणन्तं च ।
पायं च नाणसद्दो नामसमाणाहिगरणोऽयं ॥ ८४ ॥

એક-શુદ્ધ-પરિપૂર્ણ-અસાધારણ-અને અનન્ત એવું જે જ્ઞાન તે કેવળજ્ઞાન. આ પાંચે જ્ઞાનોની વ્યાખ્યામાં સમાસ કરતાં જ્ઞાનશબ્દને ઘણું કરીને નામની સમાનઅધિકરણતાવાળો યોજવાનો છે. ૮૪.

ઇન્દ્રિયાદિની સહાયતાની અપેક્ષા ન હોવાથી અથવા તે જ્ઞાન છતે મતિઆદિ છા-

ક્ષાયિકજ્ઞાનનો અભાવ થાય છે તેથી કેવળ એટલે એક તથા સર્વ આવરણરૂપ મળ કલંકનો નાશ થાય ત્યારે જ ઉત્પન્ન થતું હોવાથી કેવળ એટલે શુદ્ધ-નિર્મળ અથવા સર્વ જાણવા યોગ્ય પદાર્થોને એકીકાલે ઉત્પન્ન થાય ત્યારથી જાણતું હોવાથી કેવળ એટલે પરિપૂર્ણ આ કેવળજ્ઞાન સમાન બીજું કોઈ જ્ઞાન ન હોવાથી કેવળ એટલે અસાધારણ અને અપ્રતિપાતિ એટલે કાલની સ્થિતિની અપેક્ષાએ પણ અન્તરહિત હોવાથી કેવળ એટલે અનન્ત એ અર્થ લેવો અર્થાત્ એક નિર્મલ પરિપૂર્ણ અને અનંત એવું જે જ્ઞાન તે કેવલ કહેવાય છે.

શિષ્ય:—પ્રભો ! ભાષ્યકારે આભિનિબોધિક વિગેરે જ્ઞાનવાચક નામોની જ વ્યુત્પત્તિ કહી છે, પણ જ્ઞાનશબ્દ કોઈ જગોએ કેમ કહ્યો નથી ?

ગુરુ:—એ આભિનિબોધિક આદિ જ્ઞાનવાચક નામોની સાથે જ્ઞાન શબ્દ સમાન અધિકરણથી પ્રાય: જોડવો, અને તે પ્રમાણે દરેક સ્થલે જોડેલ છે. જેમકે આભિનિબોધિક એવું જે જ્ઞાન તે અભિનિબોધિક જ્ઞાન. શ્રુત એવું જે જ્ઞાન વિગેરે. કોઇ સ્થળે જ્ઞાન શબ્દ વ્યધિકરણમાં પણ હોય છે. તેનું ઉદાહરણ મન:પર્યવજ્ઞાનમાં જણાવ્યું છે. કેમકે જે વખતે મનના પર્યવોનું જ્ઞાન તે મન:પર્યવજ્ઞવજ્ઞાન એમ અર્થ કર્યો ત્યારે ત્યાં જ્ઞાનશબ્દ વૈયધિકરણમાં થયો છે બીજે સ્થલે પણ આભિનિબોધિકની વ્યુત્પત્તિમાં વસ્તુઅર્થ કર્યો શ્રુતમાં શબ્દ અર્થ કર્યો અવધિમાં મર્યાદા અર્થ કર્યો ત્યારે ત્યાં ત્યાં પણ વ્યધિકરણમાં જ્ઞાન શબ્દ લેવો પડયો છે એમ જ્યાં જેમ ઘટે ત્યાં તેમ જાણી લેવું. ૮૪.

આ પ્રમાણે અનુક્રમે પાંચે જ્ઞાનોની વ્યુત્પત્તિ શ્રવણ કરીને શિષ્ય પૂછે છે કે ભગવન્ ! પાંચ જ્ઞાન પૈકી બીજા જ્ઞાનો મૂકીને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો ઉપન્યાસ શરૂઆતમાં શા માટે કર્યો ? તેના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

जं सामि–काल–कारण–विसय–परोक्खत्तणेहिं तुल्लाइं ।
तब्भावे सेसाणि य तेणाईए मइ–सुयाइं ॥ ८५ ॥

સ્વામિ-કાળ-કારણ-વિષય-અને પરોક્ષપણાથી એ બન્ને જ્ઞાનતુલ્ય છે તેથી તથા તે બે જ્ઞાનો હોય તોજ બાકીનાં જ્ઞાનો થાય છે માટે મતિ–શ્રુતજ્ઞાનોને સર્વજ્ઞાનોની આદિમાં કહ્યાં છે. ૮૫.

મતિજ્ઞાન એ આભિનિબોધિક જ્ઞાનના સમાન અર્થમાં છે, કેમકે ઉત્પત્તિકી આદિ બોધરૂપ મતિનું એ જ્ઞાનમાં પ્રધાનપણું હોવાથી અભિનિબોધિકજ્ઞાનને મતિજ્ઞાન પણ કહેવાય છે. એ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનના સ્વામિ એકજ હોય છે, સિદ્ધાન્તમાં કહ્યું છે કે "જ્યાં મતિજ્ઞાન ત્યાં શ્રુત જ્ઞાન; અને જ્યાં શ્રુતજ્ઞાન ત્યાં મતિજ્ઞાન હોય છે." ઘણા જીવોની અપેક્ષાએ અને એક જીવની અપેક્ષાએ એમ બન્ને પ્રકારે સ્થિતિથી પણ આ બે જ્ઞાન સમાન છે. તેમાં ઘણા જીવોની અપેક્ષાએ સર્વ કાળે મતિ–શ્રુતજ્ઞાન હોય છે, અને એક જીવની અપેક્ષાએ છાસઠ સાગરોપમ અધિક કાળ પર્યન્ત એક જીવને એ બન્ને જ્ઞાનો નિરન્તર હોય છે. એ વાત આગળ આજ ગ્રંથમાં કહેવાશે. પોતપોતાનાં આવરણનો ક્ષયોપશમ તથા ઇન્દ્રિય અને મનોલક્ષણ કારણ પણ આ ઉભયજ્ઞાનમાં સમાન છે. તથા આ બેઉ જ્ઞાનો સર્વદ્રવ્યાદિને જાણી શકતાં હોવાથી ઉભયજ્ઞાનને વિષયની પણ સમાનતા છે. વળી ઇંદ્રિય અને મનરૂપી પરનિમિત્તવડે થતાં હોવાથી બન્નેને પરોક્ષપણાની પણ તુલ્યતા છે.

શિષ્ય:—જો સ્વામિ આદિથી આ બે જ્ઞાનો પરસ્પર તુલ્ય છે તો તેમનો ઉપન્યાસ કોઈ પણ જગોએ સાથે કરવો જોઇએ એટલું થયું પણ સર્વ જ્ઞાનોની આદિમાંજ શામાટે આ બન્નેના ઉપન્યાસ કર્યો ?

ગુરૂ:—જે મતિ-શ્રુતજ્ઞાન હોય તોજ બાકીના અવધિઆદિજ્ઞાનોની પ્રાપ્તિ થાય, પણ તે સિવાય ન થાય, એવો કોઈ આત્મા પૂર્વે થયો નથી થતો નથી અને થશે પણ નહિ કે જે મતિ-શ્રુતજ્ઞાન પામ્યા સિવાય પ્રથમથી જ અવધિઆદિ જ્ઞાનો પામ્યો હોય પામતો હોય કે પામવાનો હોય. પરન્તુ મતિશ્રુતજ્ઞાન પામ્યા પછીજ બાકીના અવધિઆદિજ્ઞાનોની પ્રાપ્તિ થાયછે. તે કારણથીજ મતિ અને શ્રુતજ્ઞાન આદિમાં કહ્યાં છે. ૮૬.

શિષ્ય:—ભલે મતિ-શ્રુતનો ઉપન્યાસ સર્વ જ્ઞાનોની આદિમાં કરો પરન્તુ એ બેમાં પણ પ્રથમ મતિ અને પછી શ્રુત એમ કહેવાનું શું કારણ ? એથી વિપરીત એટલે પ્હેલાં શ્રુતજ્ઞાન કહીને પછી મતિજ્ઞાન શામાટે ન કહી શકાય ? એના ઉત્તરમાં આચાર્યશ્રી કહેછે કે—

मइपुव्वं जेण सुयं तेणाईए मई, विसिट्ठो वा ।
मइभेओ चेव सुयं तो मइसमणंतरं भणियं ॥ ८६ ॥

મતિપૂર્વક શ્રુત કહ્યું છે, તેથી મતિ આદિમાં છે; અથવા શ્રુતજ્ઞાન એ મતિજ્ઞાનનો વિશિષ્ટ ભેદજ છે, તે કારણથી પણ મતિજ્ઞાન પછી શ્રુતજ્ઞાન કહ્યું છે. ૮૬.

મતિજ્ઞાન પહેલું થાય અને પછીજ શ્રુતજ્ઞાન હોયછે એમ તીર્થંકર-ગણધરોએ કહ્યું છે; કેમકે અવગ્રહાદિ રૂપ મતિજ્ઞાન થયા સિવાય શ્રુતજ્ઞાનની પ્રવૃત્તિ થતી નથી. અથવા શ્રુતજ્ઞાનપણ ઇન્દ્રિય-અનિંદ્રિયરૂપ નિમિત્તથી થતું હોવાથી મતિજ્ઞાનનો કોઇ વિશિષ્ટ ભેદજ શ્રુતજ્ઞાન છે. આ કારણથી મૂળભૂત મતિજ્ઞાનનો પ્રથમ ઉપન્યાસ કર્યો છે, અને તેના ભેદરૂપ શ્રુતજ્ઞાનનો પછી ઉપન્યાસ કર્યો છે. આ સંબંધી આગળ વિસ્તારથી કહેવાશે. ૮૬.

હવે મતિ-શ્રુત પછી અવધિ અને તે પછી મનઃપર્યવ કહેવાનું કારણ કહે છે.

काल-विवज्जय-सामित्त-लाभसाहम्मओऽवही तत्तो ।
माणसमित्तो छउमत्थ-विसय-भावादिसामण्णा ॥ ८७ ॥

કાળ-વિપર્યય-સ્વામિત્વ-અને લાભનું સાધર્મ્ય હોવાથી મતિ અને શ્રુતજ્ઞાન પછી અવધિજ્ઞાન કહ્યું છે; તથા છદ્મસ્થ-વિષય-અને ભાવનું સાધર્મ્ય હોવાથી તે અવધિજ્ઞાનની પછી મનઃપર્યવજ્ઞાન કહ્યું છે. ૮૭.

મતિ-શ્રુતજ્ઞાનની સાથે કાળ-વિપર્યય-સ્વામિત્વ અને લાભનું અવધિજ્ઞાનનું સાધર્મ્ય હોવાથી તે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની પછી અવધિજ્ઞાન કહ્યું છે. ઘણા જીવોની અપેક્ષાએ અને એક જીવની અપેક્ષાએ મતિ-શ્રુતના સ્થિતિકાલ જેટલોજ અવધિજ્ઞાનનો સ્થિતિ કાળ છે, તેથી તે બેઉની સાથે અવધિજ્ઞાનનું કાળસાધર્મ્ય છે. તથા મિથ્યાત્વનો ઉદય થાય ત્યારે પહેલાં સમ્યક્ત્વની વખતે જે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોયછે તે મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાનરૂપે વિપર્યય પામે છે, તેમ અવધિજ્ઞાન પણ વિભંગજ્ઞાન રૂપે વિપર્યય પામેછે. તેથી તે બેઉની સાથે અવધિજ્ઞાનનું વિપર્યયથી સાધર્મ્ય છે. અને મતિ-શ્રુત જ્ઞાનનો જે સ્વામિ હોય છે તેજ અવધિજ્ઞાનનો સ્વામિ થાય છે. તેથી સ્વામિ સાધર્મ્ય છે. વળી આ ત્રણે જ્ઞાનનો લાભ પણ સાથે થાય છે મિથ્યાત્વને લીધે વિભંગજ્ઞાનવાળા દેવઆદિને સમ્યક્ત્વ પામતાં મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન એ ત્રણે મટીને મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણે સાથે જ થાય છે, માટે લાભ સાધર્મ્ય છે.

છદ્મસ્થ-વિષય અને ભાવ "આદિથી અવધિજ્ઞાનની સમાન મનઃપર્યવજ્ઞાન છે તેથી અવધિજ્ઞાન પછી મનઃપર્યવ જ્ઞાન કહ્યુ છે. અવધિજ્ઞાન જેમ છદ્મસ્થને થાય છે તેમ મનઃપર્યવ પણ છદ્મસ્થનેજ થાય છે, તેથી અવધિજ્ઞાન અને મનઃપર્યવનુ છદ્મસ્થપણાનુ સાધર્મ્ય છે. એ ઉભય જ્ઞાન પુદ્ગળમાત્રનેજ જણાવનાર હોવાથી તે બેઉનુ વિષયથી સાધર્મ્ય છે. અને ઉભયજ્ઞાન ક્ષયોપશમ ભાવે વર્તતાં હોવાથી ભાવથી પણ તે બેઉનુ સાધર્મ્ય છે. આદિ શબ્દથી બન્ને જ્ઞાન સાક્ષાત્ દર્શી હોવાથી પ્રત્યક્ષ સાધર્મ્યવાળાં પણ છે. ૮૭.

હવે મનઃપર્યવજ્ઞાનની પછી અને સર્વ જ્ઞાનોને અન્તે કેવળજ્ઞાન કહેવાનુ કારણ અને પાંચે જ્ઞાનોમાં પ્રત્યક્ષ અને પરોક્ષ એવા ભેદ કહે છે.

> अन्ते केवलमुत्तम–जइसामित्तावसाणलाभाओ ।
> एत्थं च मइ–सुयाइं परोक्खमियरं च पच्चक्खं ॥ ८८ ॥

કેવળજ્ઞાન ઉત્તમ છે તેથી તેને બધા જ્ઞાનોને અંતે કહ્યુ છે. વળી મનઃપર્યવજ્ઞાન જેમ અપ્રમત્ત સાધુને થાય છે તેવીજ રીતે કેવલજ્ઞાનના સ્વામી પણ અપ્રમત્ત યતિ છે, અને અવસાને તેનો લાભ થાય છે તેથી તેને અન્તે કહ્યુ છે. અહીં મતિ-શ્રુતજ્ઞાન પરોક્ષ છે અને બીજા ત્રણ જ્ઞાન પ્રત્યક્ષ છે. ૮૮.

અતીત-અનાગત-અને વર્તમાન કાલીન સર્વ વસ્તુ અને તેના સર્વ પર્યાયોના સ્વરૂપને જાણનાર હોવાથી કેવળજ્ઞાન સર્વોત્તમ છે, તેથી તેને સર્વજ્ઞાનોની ઉપર-છેવટે કહ્યુ છે. વળી જેમ મનઃ પર્યવજ્ઞાનના સ્વામિ અપ્રમત્ત યતિ છે, તેમ કેવળજ્ઞાનના સ્વામિ પણ અપ્રમત્ત યતિ છે, એમ સ્વામિત્વની સમાનતાથી મનઃ પર્યવજ્ઞાન પછી કેવલજ્ઞાન કહ્યુ છે. તેમજ સર્વ બીજાજ્ઞાનોના અન્તેજ આ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે માટે કેવળજ્ઞાન સર્વની અન્તે કહ્યુ છે.

આ મતિ આદિ પાંચ જ્ઞાનોમાથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બેઉ જ્ઞાનો પરોક્ષ પ્રમાણ છે, અને બાકીના અવધિ-મનઃપર્યવ-ને કેવળ એ ત્રણ જ્ઞાનો પ્રત્યક્ષ પ્રમાણ છે. ૮૮.

પહેલાની ગાથામાં પહેલાનાં બે જ્ઞાનને પરોક્ષ પ્રમાણ તરીકે તથા બીજા ત્રણ જ્ઞાનોને પ્રત્યક્ષ પ્રમાણ તરીકે જણાવેલ છે તેમા પણ પ્રત્યક્ષ પ્રમાણની શ્રેષ્ઠતા હોવાથી પ્રત્યક્ષનુ લક્ષણ કહે છે.

> जीवो अक्खो अत्थव्वावण–भोयणगुणण्णिओ जेण ।
> त पइ वट्टइ नाणं जं पच्चक्खं तयं तिविहं ॥ ८९ ॥

જે કારણથી જીવ અર્થની વ્યાપ્તિ અને ભોજન ગુણે સહિત છે, તે કારણથી તેને-જીવને અક્ષ કહેવાય છે; અને તે જીવ પ્રત્યે જે જ્ઞાન સાક્ષાત્ વર્તે છે તે જ્ઞાનને પ્રત્યક્ષજ્ઞાન કહેવાય છે, એ પ્રત્યક્ષ જ્ઞાન ત્રણ પ્રકારે છે. ૮૯.

[1]અર્થવ્યાપન અને ભોજનગુણાન્વિત હોવાથી જીવ એટલે અક્ષ, તે પ્રત્યે સાક્ષાત

---

૧ સ્વાદિગણનો ' અશ ' ધાતુ વ્યાપ્તિ અર્થમાં વપરાય છે તે અર્થને અનુસારે આત્મા જ્ઞાનાદિ વડે જેથી સર્વ પદાર્થમા વ્યાપી રહે છે તેથી તે જીવને " અક્ષ ' કહીએ અથવા ક્ર્યાદિ ગણનો "અશ્" ધાતુ ભોજન અર્થમાં વપરાય છે તે પ્રમાણે સમસ્ત ત્રિભુવનમા રહેલા દેવલોક સમૃદ્ધિ આદિ અર્થોને જે ભોગવે છે તેને " અશ " કહીએ આ પ્રમાણે " જીવને અક્ષ " કહેવાય છે

ઇન્દ્રિયથી નિરપેક્ષ જે જ્ઞાન વર્તે તે પ્રત્યક્ષ જ્ઞાન. અર્થાત્ ઇન્દ્રિય અને મનની અપેક્ષા વિના સાક્ષાત્ આત્માને થતું જ્ઞાન તે પ્રત્યક્ષ જ્ઞાન. એ પ્રત્યક્ષજ્ઞાન અવધિ–મનઃપર્યવ– અને કેવળ એમ ત્રણ પ્રકારે છે. કારણ કે તે જ્ઞાનો સાક્ષાત્ પરિચ્છેદક હોવાથી આત્મા પ્રત્યે સાક્ષાત્ વર્તે છે. ૮૯.

મુખ્ય એવા પ્રત્યક્ષપ્રમાણનું લક્ષણ કહ્યા પછી હવે પરોક્ષનું સ્વરૂપ કહે છે.

अक्खस्स पोग्गलकया जं दव्विन्दिय–मणा परा तेणं ।
तेहिंतो जं नाणं परोक्खमिह तमणुमाणं व ॥ ९० ॥

અક્ષ એટલે આત્મા તેનાથી ભિન્ન એવા પુદ્ગળથી થયેલ જે દ્રવ્યેન્દ્રિય અને મન, તે વડે–તેઓ વડે–અથવા તે થકી જે જ્ઞાન થાય તેને અહીં અનુમાનની પેઠે પરોક્ષ જ્ઞાન માન્યું છે. ૯૦.

દ્રવ્યેન્દ્રિય અને મન એ પુદ્ગલમય છે ને તેથી તે આત્માથી ભિન્ન છે, તેથીજ તે ઇંદ્રિયો ને મનથી ઉત્પન્ન થતું એવું જે મતિ અને શ્રુતજ્ઞાન તે આત્માને સાક્ષાત્ નથી થતું માટે તે પરોક્ષ જ્ઞાનો કહેવાય છે. જેમ અનુમાનથી પરોક્ષ જ્ઞાન થાય છે તેમ આ બેઉ જ્ઞાનો પણ આત્માને સાક્ષાત્ ન હોવાથી તે પુદ્ગલદ્વારા થતાં આ બે જ્ઞાનો પરોક્ષ છે. તાત્પર્ય એ છે કે જીવ અપૌદ્ગલિક હોવાથી અમૂર્ત છે અને દ્રવ્યેન્દ્રિય તથા મન પૌદ્ગલિક હોવાથી મૂર્ત છે. અમૂર્તથી મૂર્ત ભિન્નજ હોય છે, તેથી પૌદ્ગલિક ઇન્દ્રિય અને મનથી થએલું જે મતિ અને શ્રુતજ્ઞાન તે પરનિમિત્તવાળું હોવાથી ધુમ્રથી થતા અગ્નિના જ્ઞાનની જેમ પરોક્ષ છે. ૯૦.

હવે જે વૈશેષિક વિગેરે મતવાળા અક્ષનો અર્થ ઇન્દ્રિય કહે છે તેઓ તે પ્રત્યે થએલું જે જ્ઞાન તેને પ્રત્યક્ષ કહે છે અને તે ઇંદ્રિયાદિથી થનારા જ્ઞાન શિવાયનું જ્ઞાન પરોક્ષ છે એમ માને છે તેનું ખંડન કરવાને આચાર્યશ્રી કહે છે કે—

केसिंचि इंदिआइं अक्खाइं, तदुवलद्धि पच्चक्खं ।
तं नो, ताइं जमचेअणाइं जाणंति न घडो व्व ॥ ९१ ॥

કેટલાએક અક્ષ એટલે ઇન્દ્રિયો અને તે ઇંદ્રિયોને થયેલ જે જ્ઞાન તેને પ્રત્યક્ષ માને છે; પણ તેમ નથી કેમકે ઇન્દ્રિયો ઘટની જેમ અચેતન હોવાથી જાણતી નથી. ૯૧.

કેટલાએક વૈશેષિકાદિ દર્શનવાળાઓ "અક્ષ" એટલે ઇન્દ્રિયો એમ કહે છે પણ અક્ષનો અર્થ "જીવ" માનતા નથી તેથી તેઓ ઇન્દ્રિઓને થતી સાક્ષાત્ ઘટાદિ પદાર્થની જે ઉપલબ્ધિ–જ્ઞાન તેને પ્રત્યક્ષ તરીકે માને છે અને તે સિવાયના ઇંદ્રિયથી જણાયેલ પદાર્થદ્વારા થતા જ્ઞાનને પરોક્ષ પ્રમાણ તરીકે માને છે. તેઓનું તે મન્તવ્ય યોગ્ય નથી. કેમકે ઘટાદિની પેઠે ઇન્દ્રિઓ અચેતન હોવાથી વસ્તુ સ્વરૂપને જાણી શકતી નથી. જે જે અચેતન છે તે તે સર્વ ઘટાદિની જેમ વસ્તુ સ્વરૂપ જાણતાં નથી. ઇન્દ્રિઓ પણ અચેતન છે એટલે તેમને જ્ઞાન ક્યાંથી થાય? ને જો ઇંદ્રિયથી જ્ઞાનજ થતું નથી તો પછી ઇંદ્રિયોથી થતા જ્ઞાનને પ્રત્યક્ષ કેમ કહેવાય? અહીં ઇન્દ્રિયાદિના જ્ઞાન શૂન્યપણાની સિદ્ધિમાં મૂર્તિમાનપણું અને સ્પર્શાદિરહિતપણું વિગેરે હેતુઓ કહેવા. ૯૧.

ઇન્દ્રિઓ જાણતી નથી એમ જે પાછળ તમોએ કહ્યું તે પ્રત્યક્ષ વિરોધવાળું જણાય

છે, કેમકે ઇન્દ્રિઓને સાક્ષાત્ ઘટ પટ આદિ પદાર્થોનું જ્ઞાન થાય છે, ને એ વાત સૌ કોઈ જાણે પણ છે. આવી શંકા થવાનો સંભવ માનીને તેના સમાધાન માટે આચાર્યશ્રી કહે છે કે—

उवलद्धा तत्थाऽऽया तव्विगमे तदुवलद्धसरणाओ।
गेहगवक्खोवरमे वि तदुवलद्धाऽणुसरिया वा ॥ ९२ ॥

ઘરના ગોખલાથી જાણેલ અર્થને ગૃહગવાક્ષનો અભાવ છતાં પણ સ્મરણ કરનાર જેમ તે ગોખલાથી જુદોજ હોય છે ને તેનાથી તે જાણેલા પદાર્થો સંભારાય છે તેમ ઇન્દ્રિઓનો અભાવ છતાં પણ ઇન્દ્રિઓથી જાણેલ અર્થનું સ્મરણ થાય છે, માટે ત્યાં પણ ઉપલબ્ધા-જોનારની માફક જાણનાર ભિન્ન છે ને ગોખલાની માફક ઇંદ્રિયો જાણનાર નથી આત્માજ જાણનાર છે. ૯૨.

કરણરૂપે વ્યાપાર કરતી ઇન્દ્રિઓ છે પણ વસ્તુ સ્વરૂપ જાણનાર તો આત્મા છે, ઇન્દ્રિયો નથી. કારણ કે ઇન્દ્રિઓનો અભાવ થાય તો પણ ઇન્દ્રિયોથી ઉપલબ્ધ એવા અર્થોનું સ્મરણ થાય છે. જેમ કરણભૂત એવી ગૃહની બારીમાંથી જાણેલ સ્ત્રી આદિ પદાર્થ ગૃહની બારી બંધ કર્યા પછી પણ તે સ્ત્રીઆદિ પદાર્થને જાણનાર દેવદત્તાદિ હોવાથી તેનું સ્મરણ કરેછે; તેમ અહીં પણ જાણવું. એટલે કે, ઇન્દ્રિય નાશ પામ્યે છતે અથવા તેનો વ્યાપાર બંધ કરે છતે પણ ઇન્દ્રિયોપલબ્ધ અર્થનું જે સ્મરણ કરે છે તે ત્યાં જ્ઞાતા છે. જેમ ગૃહની બારીમાંથી જાણેલ અર્થને બારી બંધ થયા પછી પણ દેવદત્તાદિ સંભારે છે તેવીજ રીતે ઇન્દ્રિયોપલબ્ધ અર્થને ઇન્દ્રિયનો અભાવ થયા છતાં પણ આત્મા સંભારે છે. માટે અર્થના સ્વરૂપને જાણનાર આત્માજ છે. જો ઇન્દ્રિયો અર્થ સ્વરૂપ જાણનાર હોય તો ઇન્દ્રિયનો અભાવ થયા બાદ એ અર્થનું સ્મરણ કોને થાય? એકે જાણેલા અર્થનું બીજાને સ્મરણ થાય એ વાત યુક્તિસંગત ન ગણાય. અને જો એમ માનીએ તો અતિપ્રસંગ થાય. માટેજ અમે કહીએ છીએ કે ઇન્દ્રિયોપલબ્ધ અર્થનું ઇન્દ્રિયનો અભાવ થયા બાદ પણ સ્મરણ થાય છે તેથી અર્થને જાણનાર ઇન્દ્રિયો નથી પણ આત્મા છે. અને એજ વાત સિદ્ધ થાય છે.-અને આમાં બાધકપણે બીજાઓએ કહેલો અનુભવરૂપ હેતુ તે તો ઉપરોક્ત અનુમાનથી બાધિત હોવાને લીધે ભ્રાન્તિરૂપ છે.

અહીં કોઈ વાદી કહે છે કે-'સ્વતંત્ર ઇન્દ્રિયો જાણે છે એમ કોનુ મન્તવ્ય છે.? અમે તો એમ કહીએ છીએ કે ઇન્દ્રિય અને મનોનિમિત્ત આત્માને જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે પ્રત્યક્ષ છે, કેમકે આત્મા મનસાથે જોડાય છે, મન ઇન્દ્રિય સાથે જોડાય છે અને ઇન્દ્રિય અર્થ સાથે જોડાય છે.' આચાર્યશ્રી કહે છે કે જો એમ છે તો પરનિમિત્તવાળું હોવાથી આ જ્ઞાન અનુમાનની પેઠે પરોક્ષ થયું, પ્રત્યક્ષ કયાં થયું ? જ્ઞાન શૂન્ય ઇન્દ્રિયો જ્ઞાનના નિમિત્તપણાથી સાક્ષાત્ વ્યાપારાતી હોવાથી ઉપચારથી પ્રત્યક્ષતા કહેતા હો તો "ઇન્દ્રિયોપલબ્ધિ: પ્રત્યક્ષ" અર્થાત્ ઇન્દ્રિયવડે થએલું જ્ઞાન તે પ્રત્યક્ષ એવું લક્ષણ અહીં ઘટતું

૧ જેઓના મતે ઇંદ્રિયોથી થતા જ્ઞાનને પ્રત્યક્ષ કહેવામાં આવે છે તેઓના મતે ઇશ્વરનુ જ્ઞાન તેમજ મનના વ્યાપાર વિના પણ થતું યોગિઓનુ જ્ઞાન અપ્રમાણ થશે અને તેઓનાં જે શાસ્ત્રો જીવ મોક્ષ પુણ્ય પાપ આદિને જણાવનાર તે બધાં કલ્પિત થશે. કારણકે જીવાદિ પદાર્થો કોઇ પણ પ્રકારે ઇંદ્રિયોથી જણાતા નથી.

નથી. કેમકે ઉપલબ્ધિ-જ્ઞાન તો જીવને થાય છે. જો સંવ્યવહારમાત્રથીજ આને પ્રત્યક્ષ કહેતા હો તો અમે પણ તેમ તો માનીએ છીએ. અને હમણાંજ તેનું પ્રતિપાદન કરીશું.

આ પ્રમાણે ઇન્દ્રિયમનોનિમિત્તક જ્ઞાનની પરોક્ષતા પ્રતિપાદન કરીને અનુમાનના પ્રયોગદ્વારાએ તેજ વાત દૃઢ કરવાને આચાર્યશ્રી કહે છે—

इंदिय-मणोनिमित्तं परोक्खमिह संसयादिभावाओ ।
तक्कारणं परोक्खं जहेह साभाससमणुमाणं ॥ १४ ॥ ९३ ॥

ઇન્દ્રિયમનોનિમિત્ત જે જ્ઞાન થાય છે તે સંશયાદિના સદ્ભાવવાળું હોય છે ને તેથી અહીં તે પરોક્ષ છે (વળી) સાભાસ અનુમાન અને સત્ય અનુમાનના જેમ (ઇન્દ્રિયો) કારણ હોવાથી પણ પરોક્ષ છે. ૯૩.

ઈન્દ્રિય અને મનના નિમિત્તથી આત્માને જે જ્ઞાન થાયછે તે પરોક્ષ છે. કેમકે તે ઈન્દ્રિય અને મનના નિમિત્તથી સંશય વિપર્યય અનધ્યવસાય અને નિશ્ચય પણ થાય છે. કારણ કે સાભાસ અનુમાન અને સત્ય અનુમાનનું ઈન્દ્રિયો અને મન કારણ છે. જેમકે–જે ઇન્દ્રિય અને મનોનિમિત્ત જ્ઞાન છે તે પરોક્ષ છે, કેમકે તેમાં સંશય-વિપર્યય ને અનધ્યવસાય થવા સંભવે છે, ઈન્દ્રિય અને મનોનિમિત્તે થતા અસિદ્ધ-અનેકાન્તિક ને વિરૂદ્ધ એવા અનુમાનાભાસની પેઠે. આ સાભાસ અનુમાનનો પ્રયોગ કહ્યો. હવે સત્ય અનુમાનનો પ્રયોગ બતાવે છે. જે ઈન્દ્રિય અને મનને નિમિત્તે જ્ઞાન છે તે પરોક્ષ છે, કેમકે તેમાં પાછલથી નિશ્ચય થવાનો સંભવે છે, ધૂમથી અગ્નિના અનુમાનની પેઠે, જે જ્ઞાન પ્રત્યક્ષ છે તેમાં સંશય-વિપર્યય-અનધ્યવસાય કે પછીથી નિશ્ચય અવધિ જ્ઞાનાદિની જેમ સંભવતા નથી. ઉપરોક્ત પરોક્ષ જ્ઞાનને સાધનારા ઉભય પ્રયોગને દૃષ્ટાન્તથી વિપરીત પ્રયોગ અને દૃષ્ટાન્ત કહીને ઇષ્ટ સાધ્યની સિદ્ધિ કરી છે. અવધિ આદિ જ્ઞાનોમાં પાછલથી નિશ્ચય થવા રૂપ હેતુ સંભવે છે તેથી તે અનેકાન્તિક હોવાથી સાધ્યની સિદ્ધિ નહિ થાય એવી જો કોઈ શંકા કરે; તો તેના ઉત્તરમાં કહેવાનું કે એમાં જે નિશ્ચય છે તે જ્ઞાન વિશેષરૂપ નિશ્ચય છે, પરન્તુ સંકેત-સ્મરણાદિ પૂર્વક નિશ્ચય નથી, અને અમેતો અહીં જ્ઞાન થયા પછી બીજા કારણોથી થતા નિશ્ચયને કહ્યો છે, તેથી સાધ્યની સિદ્ધિમાં દોષ નથી. ૯૩.

આ પ્રમાણે ઈન્દ્રિય અને મનને નિમિત્તે થતા જ્ઞાનને સામાન્યથી પરોક્ષપણે સિદ્ધ કરીને હવે વિશેષથી બીજા હેતુવડે મતિ-શ્રુતજ્ઞાનને પરોક્ષપણે સિદ્ધ કરે છે.

होन्ति परोक्खाइं मइ-सुयाइं जीवस्स परनिमित्ताओ ।
पुव्वोवलद्धसंबंधसरणाओवा वाणुमाणं व ॥ ९४ ॥

જીવને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પરનિમિત્તે થાય છે તેથી તે બેઉ પરોક્ષછે. અથવા પૂર્વોપલબ્ધ સંબંધના સ્મરણથી તે બેઉ જ્ઞાનો થાયછે માટે અનુમાનની પેઠે પરોક્ષ છે. ૯૪.

શિષ્ય:—ઇન્દ્રિય મનોનિમિત્ત જ્ઞાન પરોક્ષ છે એમ જે કહ્યું છે, તે આગમવિરુદ્ધ જણાય છે, કેમકે આગમમાં કહ્યું છે કે પ્રત્યક્ષ બે પ્રકારનું છે, એક ઇન્દ્રિયપ્રત્યક્ષ અને બીજું નોઇન્દ્રિયપ્રત્યક્ષ. માટે તેનું કેમ સમાધાન થશે?

ગુરુ:—આગમમાં કહ્યું છે તે સત્ય છે, પરન્તુ ત્યાં ઇન્દ્રિયજન્ય જ્ઞાનને પ્રત્યક્ષ કહ્યુંછે તે સંવ્યવહારમાત્રથીજ પ્રત્યક્ષ કહ્યું છે, પણ તે બધું ઇન્દ્રિયથી થનાર જ્ઞાન પરમાર્થથી તો પરોક્ષજ છે. ભાષ્યકાર મહારાજ તે સૂત્રનો વિષયવિભાગ બતાવતા તેજ પ્રમાણે કહેછે.

एगंतेण परोक्खं लिंगियमोहाइयं च पच्चक्खं ।
इंदिय-मणोभवं जं तं संववहारपच्चक्खं ॥ ९५ ॥

લૈંગિક એટલે અનુમાન જ્ઞાન ,તે એકાન્તે પરોક્ષ છે, અને અવધિઆદિ ત્રણ જ્ઞાનો એકાન્તે પ્રત્યક્ષ છે. તથા ઇન્દ્રિય-મનોજન્ય જે જ્ઞાન તે સંવ્યવહાર માત્રથીજ પ્રત્યક્ષછે. ૯૫.

ઈન્દ્રિય અને મન એ બેથી બાહ્ય એવા ધૂમાદિ લિંગવડે અગ્નિઆદિ વિષયનું જે જ્ઞાન આત્માને ઉત્પન્ન થાયછે તે એકાન્તે પરોક્ષ છે. કારણ કે ઈન્દ્રિય-મનને ગ્રાહ્ય એવો પદાર્થ આત્માને એકાન્તે પરોક્ષ છે. તથા અવધિ-મનઃપર્યાય ને કેવળ જ્ઞાન એ ત્રણે આત્માને એકાન્ત પ્રત્યક્ષ છે. કારણ કે એ જ્ઞાનોથી બાહ્યલિંગ સિવાય ઈન્દ્રિય અને મનની અપેક્ષા વિના આત્માને વસ્તુનો સાક્ષાત્કાર થાયછે. તેમજ ઈન્દ્રિય-મનોજન્ય જ્ઞાન તે સંવ્યવહાર પ્રત્યક્ષ છે. કેમકે ધૂમાદિ લિંગ સિવાય ઈન્દ્રિય અને મનને વસ્તુનો સાક્ષાત્કાર થવાથી જે જ્ઞાન ઉત્પન્ન થાયછે તે ઇંદ્રિય અને મનને પ્રત્યક્ષ હોવાથી લોકવ્યવહારમાત્રની અપેક્ષાએ પ્રત્યક્ષ કહેવાય છે, પરમાર્થથી તો તે પરોક્ષજ છે, કેમકે ઈન્દ્રિય અને મન અચેતન હોવાથી તેમાં જ્ઞાનનો અભાવ છે. આ પ્રમાણે આ સંવ્યવહારપ્રત્યક્ષતાની અપેક્ષાએજ આગમમાં પણ ઈન્દ્રિયપ્રત્યક્ષ કહ્યું છે, પરમાર્થથી તો અવધિઆદિ જ્ઞાનો જ પ્રત્યક્ષ કહ્યાં જાણવા.

અહીં કોઈ એમ કહે કે "ઈન્દ્રિય-મનોજન્ય જ્ઞાન સંવ્યવહારથી પ્રત્યક્ષ છે, પણ પરમાર્થથી નહિ." એમ ભાષ્યકારે ક્યાંથી જાણ્યું ? સૂત્રમાં એવું કંઈ વિશેષપણે નથી કહ્યું, ત્યાં તો "ઈન્દ્રિય પ્રત્યક્ષ" એમ સામાન્યથીજ કહ્યું છે. આના ઉત્તરમાં વૃત્તિકાર કહે છે કે-સૂત્રમાં ત્યાં વિશેષ-સ્પષ્ટપણે નથી કહ્યું, પણ બીજે સ્થળે કહ્યું છે કે-પરોક્ષ બે પ્રકારનું છે એક આભિનિબોધિક પરોક્ષ અને બીજું શ્રુતજ્ઞાન પરોક્ષ. આભિનિબોધિક અને શ્રુતજ્ઞાન સિવાય બીજું કોઈપણ ઈન્દ્રિય જ્ઞાનજ નથી કે જેને પરમાર્થથી ઈંદ્રિયમનથી થનારૂં પ્રત્યક્ષજ્ઞાન ગણાય. આ પ્રમાણે આચાર્યશ્રીનું કથન શ્રવણ કરીને પુનઃ વાદી કહેછે કે-જો એમ છે તો જે ધૂમઆદિ લિંગ સિવાય સાક્ષાત્ ઈન્દ્રિય નિમિત્ત જ્ઞાન થાયછે તેને પરમાર્થથી પ્રત્યક્ષ માનો, અને જે ધૂમાદિ લિંગથી અગ્નિઆદિ વિષયનું લૈંગિક જ્ઞાન થાય છે તેને પરોક્ષસ્વરૂપ આભિનિબોધિક તથા શ્રુતજ્ઞાન માનો. એમ માનવાથી સિદ્ધાન્તમાં બન્ને સ્થળે જે મતિશ્રુતને પરોક્ષ ગણ્યાં છે તથા ઇંદ્રિયથી થતા જ્ઞાનને પ્રત્યક્ષ કહેલું છે તે બન્નેનો નિર્વાહ થશે.

વાદીનું ઉપરોક્ત કથન સાભળીને આચાર્યશ્રી કહે છે કે તે અયોગ્ય છે, કારણકે ધૂમાદિલિંગથી અગ્નિ આદિ વિષયનું જે લૈંગિક જ્ઞાન થાય છે, તેમાં વહ્ન્યાદિ જાણવામાં ઇન્દ્રિયના નિમિત્તનોજ અભાવ છે, કેમકે ઇન્દ્રિયો વર્તમાનકાળ ભાવી માત્ર વસ્તુને ગ્રહણ કરે છે, અને લિંગથી તો ત્રિકાળભાવી એવા સાધ્ય વિષયનુ અનુમાન થાય છે. વળી લૈંગિક એવુ વહ્ન્યાદિનું જ્ઞાન તે માત્ર મનોનિમિત્તવાળુ છે, સાક્ષાત્ ઇન્દ્રિય નિમિત્તવાળું નથી, અને મતિ-શ્રુત જ્ઞાન તો સ્પષ્ટપણે ઇન્દ્રિય તથા મન ઉભય નિમિત્તવાળાં છે. આ સંબંધી વધારે સ્પષ્ટ હમણાંજ આગળ કહીશું. પણ કેવળ મનોનિમિત્ત લૈંગિક જ્ઞાનનેજ મતિ-શ્રુતપણું કેમ કહેવાય ? અને વળી ઇન્દ્રિયજન્ય જ્ઞાનને મતિ-શ્રુતથી ભિન્ન માનીએ તો પાંચને બદલે છ જ્ઞાન માનવાં પડે. તેથી ઇન્દ્રિયજન્ય જ્ઞાનને મતિ-શ્રુતની અન્યત્ર માનવુંજ શ્રેયસ્કર છે. એમ માનવાથી મતિ-શ્રુત પરમાર્થથી પરોક્ષ હોવાને લીધે ઇન્દ્રિય-

જન્ય જ્ઞાન પણ પરોક્ષજ થયું, અને મનોનિમિત્ત જ્ઞાન પણ અનુમાનની પેઠે પરનિમિત્તવાળું હોવાથી પરોક્ષજ છે. અહીં એમ ન કહેવું કે આગમમાં મનોનિમિત્ત જ્ઞાન થાય તે પરોક્ષ ગણાય એમ કોઈ પણ સ્થળે વિશેષ સ્પષ્ટપણે નથી કહ્યું તો પછી મનથી થનારા જ્ઞાનને પરોક્ષ કહી શકાય નહિં, કારણકે આગમમાં મતિ–શ્રુતજ્ઞાનને સ્પષ્ટ રીતે પરોક્ષ કહ્યું છે, અને મનોનિમિત્ત જ્ઞાન મતિ–શ્રુતમાં અન્તર્ભૂત છે, તેથી ઇન્દ્રિયજન્ય જ્ઞાનની પેઠે મનોનિમિત્ત જ્ઞાન પણ પરોક્ષજ છે.

એ પ્રમાણે યુક્તિથી આચાર્ય પાસે પરાભવ પામવાથી સૂત્રના પદનો બીજો અર્થ કરીને પોતાનો પક્ષ સિદ્ધ કરવાને પુનઃ વાદી કહે છે કે–"ઇન્દ્રિયપ્રત્યક્ષ અને નોઇન્દ્રિયપ્રત્યક્ષ" એ પાઠથી સિદ્ધાન્તમાં મનોનિમિત્તજ્ઞાનને પ્રત્યક્ષ કહ્યું છે, કારણકે નોઇન્દ્રિય એટલે મન, ત્યાં "નો" શબ્દ એકદેશવાચી છે, અને મન ઇન્દ્રિયના એકદેશમાં છે, માટે તે મનોનિમિત્તપ્રત્યક્ષ એ નોઇન્દ્રિય પ્રત્યક્ષ થયું. આ પ્રમાણે આગમમાં મનોનિમિત્તજ્ઞાનને પ્રત્યક્ષ કહ્યું છે, અને તમે તેને પરોક્ષ કેવી રીતે કહો છો?

આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે કે ભલા માણસ! આગમના એ સૂત્રના અર્થને જાણ્યા વિના તું એમ કહે છે. (૧) કારણકે ત્યાં જ્ઞાનના પ્રસંગમાં નોઇન્દ્રિયશબ્દમાં "નો" શબ્દનો અર્થ એકદેશવાચી નહિ પણ સર્વનિષેધવાચી સમજવો, તેથી નોઇન્દ્રિય એટલે ઇન્દ્રિયનો સર્વથા અભાવ એવો અર્થ સમજવો, પણ નોઇન્દ્રિય એટલે મન એવો અર્થ ન સમજવો. આથી નોઇન્દ્રિયપ્રત્યક્ષ એટલે ઇન્દ્રિયના અભાવથી સાક્ષાત્ આત્માને પ્રત્યક્ષ તે નોઇન્દ્રિયપ્રત્યક્ષ કહેવાય. અવધિ–મનઃપર્યાય–અને કેવળજ્ઞાન આત્માને સર્વથા ઇન્દ્રિય તથા મનના નિમિત્ત વિના થાય છે તેથી નોઇંદ્રિય પ્રત્યક્ષશબ્દથી અવધિઆદિ જ્ઞાનો લેવાં પણ મનથી થતું જ્ઞાન લેવું નહિ, (૨) વળી જો નોઇન્દ્રિય એટલે મન એવો અર્થ ત્યાં કરવામાં આવે તો નોઇન્દ્રિય નિમિત્ત પ્રત્યક્ષ-મનોનિમિત્ત પ્રત્યક્ષ એવો અર્થ થાય ને તેથી તો અવધિઆદિ જ્ઞાનો મનથી ઉત્પન્ન થનારાં ઠરે, ને તેમ થવાથી મનઃપર્યાપ્તિએ અપર્યાપ્તા દેવ–મનુષ્યને અવધિજ્ઞાન સંભવે નહિ, કેમકે તે વખતે તેમને મનનો અભાવ હોય છે, આથી એ ત્હારી માન્યતા અયોગ્ય છે, કારણકે "चुयमित्ति जाणइ' હું ચ્યવું છું એમ તેઓ–મહાવીર ભગવાન્ જાણે છે" ઇત્યાદિ સિદ્ધાન્તોક્ત પ્રમાણથી દેવોને તથા બીજા પણ અવધિજ્ઞાનવાળાઓને અપર્યાપ્ત અવસ્થામાં અવધિજ્ઞાન કહેલું છે. (૩) ત્રીજું એ વિરુદ્ધ થાય કે જો મનોનિમિત્ત જ્ઞાનજ પ્રત્યક્ષ માનવામાં આવે તો સિદ્ધોને પ્રત્યક્ષ જ્ઞાનનો સર્વથા અભાવ થાય, કેમકે તેમને મન નથી હોતું. (૪) તથા મનોનિમિત્તજ્ઞાન મનોદ્રવ્યદ્વારાજ થાય છે, તેથી તે પરનિમિત્તવાળું હોવાથી અનુમાનની પેઠે પરોક્ષજ છે, પ્રત્યક્ષ નથી. (૫) જો મનોનિમિત્તજ્ઞાન પરમાર્થથી પ્રત્યક્ષ હોય, તો પરોક્ષ તરીકે માનેલા મતિ–શ્રુતજ્ઞાનમાં તેનો સમાવેશ ન થાય; અને તેથી મતિજ્ઞાનના અઠ્ઠાવીસ ભેદો પણ ન ઘટે, કેમકે મન સંબંધી અવગ્રહાદિ રૂપ જે ૭ ભેદો છે તે તેથી એટલે મતિજ્ઞાનથી જુદા માનવા પડે. ને તેમને જુદા માનવાથી પાંચ જ્ઞાનને બદલે છ જ્ઞાન માનવાં પડે. આ રીતે મનોનિમિત્તજ્ઞાન પ્રત્યક્ષ છે એમ માનવાથી દોષોની પરંપરા પ્રાપ્ત થાય છે. માટે ઇન્દ્રિય–મનોજન્યજ્ઞાન પરનિમિત્ત

૧ અભ્યંતર અને બાહ્ય નિર્વૃત્તિ તથા ઉપકરણરૂપ દ્રવ્યેન્દ્રિય તેમજ લબ્ધિ તથા ઉપયોગરૂપ ભાવેન્દ્રિયમાં મનને અંગે બાહ્યનિર્વૃત્તિ વગેરે ન હોવાથી મનને નોઇન્દ્રિય કહેવાય છે.

વાળું છે અને મતિ-શ્રુતજ્ઞાનમાં અન્તર્ભૂત થાય છે તેથી તે પરમાર્થથી પરોક્ષજ છે, જો કે સંવ્યવહારથી તેને પ્રત્યક્ષ કહી શકાય પણ પરમાર્થથી તો તે પ્રત્યક્ષ કહેવાય નહી. ૯૫.

એ રીતે પાંચ જ્ઞાનમાં જે પ્રત્યક્ષ છે અને જે પરોક્ષ છે તે કહ્યું, હવે "સ્વામી-કાળ-કારણ-વિષય-અને પરોક્ષપણાવડે મતિ-શ્રુતજ્ઞાન સમાન છે." ઇત્યાદિ પૂર્વે પંચાશીમી ગાથામાં કહ્યું છે, તે પ્રસંગ યાદ કરીને શિષ્ય પૂછે છે કે ભગવન્!—

सामित्ताइविसेसाभावाओ मइ-सुएगया नाम ।
लक्खण भेआदिकयं नाणत्तं तयविसेसेऽवि ॥ ९६ ॥

સ્વામિત્વાદિકમાં વિશેષના અભાવે મતિ-શ્રુતજ્ઞાનની એકતા થઈ? ( ઉત્તરમાં કહે છે કે ) એ રીતે સમાન છતાં પણ તેમાં લક્ષણ-ભેદાદિથી તફાવત છે. ૯૬.

શિષ્ય:—ભગવન્! મતિ-શ્રુતજ્ઞાનનાં સ્વામિ-કાળ-કારણ આદિ સમાન છે, એમ કહેવાથી તો મતિ-શ્રુતજ્ઞાનની એકતા થાય છે, અને તેમ થવાથી જ્ઞાન પણ પાંચ નહિ કહેવાય, કેમકે ધર્મનો ભેદ હોય તો ધર્મી-વસ્તુનો ભેદ હોય ને તેથી અહિં ઘટ અને ઘટના સ્વરૂપની જેમ તે બન્નેનો અભેદજ ગણાવો યોગ્ય છે.

આચાર્ય:—સ્વામિ-કાળ કારણ આદિથી મતિ-શ્રુતની એકતા છે, તોપણ લક્ષણ-કાર્યકારણભાવ આદિથી તેમનો ભેદ છે. જેમ ઘટાકાશ-પટાકાશ આદિમાં સત્ત્વ-પ્રમેયત્વ-અર્થક્રિયાકારિત્વ આદિ સમાન છે, તે છતાં લક્ષણઆદિના ભેદથી તે સર્વમાં ભેદ છે, તેવીજ રીતે અહીં પણ સમજવું. જો ઘણા ધર્મોથી ભેદ છતાં પણ કેટલાએક ધર્મની સમાનતાથી પદાર્થોની એકતા કહીએ તો તો સઘળું વિશ્વ એકરૂપજ થઈ જાય. જગતમાં એવી કઈ વસ્તુ છે કે જે બીજી વસ્તુઓ સાથે કેટલાએક ધર્મવડે પણ સમાન ન હોય? માટે સ્વામિઆદિવડે મતિ શ્રુત સમાન છતાં પણ લક્ષણ આદિવડે તે બેઉ ભિન્ન છે. ૯૬.

લક્ષણાદિથી ભેદ જણાવવાને સમુદાયિક ગાથા કહે છે.

लक्खणभेआ हेऊफलभावओ भेय-इन्दियविभागा ।
वाग-क्खर-मूए-यरभेआ भेओ मइ-सुयाणं ॥ ९७ ॥

લક્ષણના ભેદથી હેતુફળભાવથી ભેદથી ઇન્દ્રિયવિભાગથી તથા વલ્ક-શુંબ અક્ષર-અનક્ષર મૂક અમૂકના ભેદથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં ભેદ છે તફાવત છે. ૯૭.

( ૧ ) લક્ષણના ભેદથી મતિ-શ્રુતમાં ભેદ છે. ( ૨ ) હેતુફળભાવથી ભેદ છે, એટલે મતિજ્ઞાન હેતુ-કારણ છે અને શ્રુતજ્ઞાન ફળ-કાર્ય છે. ( ૩ ) અવગ્રહાદિ અઠ્ઠાવીસ પ્રકારે મતિજ્ઞાન છે અને અક્ષરશ્રુતાદિ ચૌદ અથવા પર્યાયઆદિ વીસ પ્રકારે શ્રુતજ્ઞાન છે, એમ ભેદના વિભાગથી બન્નેમાં તફાવત છે. ( ૪ ) તથા ઇન્દ્રિયના વિભાગથી ઉભયમાં તફાવત છે. શ્રુતજ્ઞાન કેવળ શ્રોત્રેન્દ્રિયના વિષયવાળું છે અને મતિજ્ઞાન તો બીજી ઇન્દ્રિયોના વિષયવાળું પણ છે. ( ૫ ) વળી મતિજ્ઞાન વલ્ક-છાલ સમાન છે અને શ્રુતજ્ઞાન શુંબ-દોરડા સમાન છે. જેમ વણીને તૈયાર કરેલી છાલ એ દોરડું કહેવાય છે, તેમ પરોપદેશ-અરિહન્તાદિકના વચનથી સંસ્કાર પામીને વિશિષ્ટ અવસ્થા પામેલું મતિજ્ઞાન તે શ્રુતજ્ઞાન કહેવાય છે. આજ હકીકત આગળ વિસ્તારથી ૧૫૪ મી ગાથામાં કહેવાશે. ( ૬ ) અક્ષર અને અનક્ષરના ભેદથી પણ મતિ-શ્રુતમાં તફાવત છે. ( આ વાત પણ આગળ ૧૬૨ મી ગાથામાં

રુવિસ્તર કહેવાશે. ) તથા ( ૭ ) મૂક અને અમૂકના ભેદથી મતિ-શ્રુતમાં ભેદ છે. ( આ સંબંધી પણ આગળ વિસ્તારથી ૧૭૨ મી ગાથામાં કહેવાશે. ) આ પ્રમાણે આ ગાથાનો સંક્ષેપાર્થ છે, વિસ્તૃત અર્થ આગળ ભાષ્યકાર મહારાજ પોતેજ કહે છે. ૯૭.

હવે ભાષ્યકાર મહારાજ લક્ષણના ભેદથી મતિ-શ્રુતનો ભેદ જણાવે છે.

जमभिनिबुज्झइ तमभिनिबोहो जं सुणइ तं सुयं भणियं ।
(चो.) सद्दं सुणइ जइ तओ नाणं नो नाऽऽयभावो तं ॥ ९८ ॥
सुयकारणं जओ सो सुयं च तक्कारणंति तो तम्मि ।
कोरइ सुओवयारो सुयं तु परमत्थओ जीवो ॥ ९९ ॥
इंदिय-मणोनिमित्तं जं विण्णाणं सुयाणुसारेणं ।
निययत्थुत्तिसमत्थं तं भावसुयं मई इयरा ॥ १०० ॥
जइ सुयलक्खणमेयं तो न तमेगिंदियाण संभवइ ।
दव्वसुयाभावम्मि वि भावसुयं सुत्तजइणो व्व ॥ १०१ ॥
भावसुयं भासा-सोयलद्धिणो जुज्जए न इयरस्स ।
भासाभिमुहस्स जयं सोऊण व जं हवेज्जाहि ॥ १०२ ॥
जह सुहुमं भाविंदियनाणं दव्विंदियावरोहे वि ।
तह दव्वसुयाभावे भावसुयं पत्थिवाईणं ॥ १०३ ॥
एवं सव्वपसंगो न तदावरणाणमक्खओवसमा ।
मइ-सुयनाणावरणक्खओवसमओ मइ-सुयाइं ॥ १०४ ॥

જે જણાય તે અભિનિબોધ અને જે સંભળાય તે શ્રુત કહ્યું છે. નોદક શબ્દ સંભળાય છે તો તે જ્ઞાન કેમ કહેવાય? અને જો તે જ્ઞાન થાય તો તે શબ્દરૂપ શ્રુતજ્ઞાન આત્મભાવ નહિ થાય. ઉત્તરમાં શબ્દ શ્રુતનું કારણ હોવાથી તે શ્રુત છે. કારણ કે શબ્દ એ શ્રુતનું કારણ છે. માટે તેમાં શ્રુતનો ઉપચાર કર્યો છે; પરમાર્થથી તો પૂર્વે કહ્યા પ્રમાણે જીવ ક્ષયોપશમ અને સાંભળવું.તેજ શ્રુત છે. ઇન્દ્રિય અને મનોનિમિત્ત શ્રુતાનુસારે સ્વ અર્થ કહેવામાં સમર્થ જે વિજ્ઞાન તે ભાવશ્રુત છે, અને બાકીનું મતિજ્ઞાન છે. ( શંકા ) જો શ્રુતજ્ઞાનનું એ પ્રમાણે લક્ષણ છે, તો તેવું શ્રુત એકેન્દ્રિયને સંભવતું નથી. ( ઉત્તર ) દ્રવ્યશ્રુતનો તેને અભાવ છતાં પણ સુતેલા સાધુની પેઠે તેને ભાવશ્રુત છે. ભાષાભિમુખ થએલાને જે જ્ઞાન થાય છે તે તથા સાંભળીને જે જ્ઞાન થાય છે તે ભાવશ્રુત છે અને તે ભાષા અને શ્રોત્રલબ્ધિવન્તને ઘટે છે, બીજાને નહિ. પૃથ્વી આદિને જેમ દ્રવ્ય ઇન્દ્રિયનો અભાવ છતાં સૂક્ષ્મ ભાવઇન્દ્રિયનું જ્ઞાન હોય છે તેમ દ્રવ્યશ્રુતનો અભાવ છતાં ભાવશ્રુત હોય છે. શંકા કરે છે-સાધનો ન હોય તો પણ ભાવશ્રુતરૂપ સાધ્ય થાય એમ માનવાથી તો તેમને સર્વજ્ઞાનનો પ્રસંગ પ્રાપ્ત થાય. ઉત્તર કહે છે કે તે તે અવધિજ્ઞાનાદિકના આવરણભૂત કર્મનો ક્ષયોપશમ ન થવાથી તે અવધિઆદિ જ્ઞાનો એકેંદ્રિયાદિને ન થાય, મતિ-શ્રુત જ્ઞાનાવરણનો ક્ષયોપશમ થવાથી મતિ-શ્રુત જ્ઞાનજ થાય. ૯૮-થી-૧૦૪.

જે જ્ઞાન વસ્તુને જાણે તે અભિનિબોધ અથવા મતિજ્ઞાન, અને જેને જીવ સાંભળે તે

શ્રુતજ્ઞાન. આજ પ્રમાણે નંદીસૂત્રમાં લક્ષણના ભેદથી મતિ-શ્રુતનો ભેદ કહ્યો છે. "जइवि सामित्ताईहिं अविसेसो तहवि पुणोऽत्थाऽऽयरिआ नाणत्तं पण्णवयंति,-तंजहा-अभिनिबुज्झइ त्ति आभिणिबोहियं, सुणेइ त्ति सुयं । જો કે સ્વામિત્વાદિવડે મતિ અને શ્રુતજ્ઞાન સમાન છે તો પણ આચાર્ય મહારાજ તેનો ભેદ-તફાવત જણાવે છે, જેમકે-જે ( જ્ઞાન વસ્તુ ) જાણે તે અભિનિબોધિક તથા જેને ( આત્મા ) સાંભળે તે શ્રુત."

શિષ્ય:—જો એ પ્રમાણે આત્મા જેને સાંભળે તે શ્રુત, એવું શ્રુતજ્ઞાનનું લક્ષણ હોય, તો આત્મા શબ્દ સાંભળે છે એ વાત જગપ્રસિદ્ધ છે, અને તેથી તો શબ્દ એજ શ્રુતજ્ઞાન થયું, પરન્તુ તીર્થંકરાદિકોએ તો જીવનો સ્વભાવ અથવા પરિણામ તેને શ્રુતજ્ઞાન માનેલું છે. શબ્દ તો પૌદ્ગલિક હોવાથી મૂર્તિમાન છે, અને આત્મા અમૂર્તિમાન્ છે, મૂર્તને અમૂર્તનો પરિણામ કહી શકાય નહિ. આથી કરીને આપે જે શબ્દરૂપ શ્રુતજ્ઞાનનું લક્ષણ કહ્યું તેમાં વિરોધ જણાય છે. ૯૮

આચાર્ય:—વક્તાથી બોલાતો શબ્દ શ્રોતાનાં શ્રુતજ્ઞાનનું કારણ થાય છે, અને વક્તાનો શ્રુતોપયોગ વ્યાખ્યાન કરતી વખતે બોલાતા શબ્દનું કારણ થાય છે, આથી શ્રુતજ્ઞાનના કારણભૂત અથવા કાર્યભૂત શબ્દમાં શ્રુતનો ઉપચાર કરાય છે, તેથી શબ્દ એ પરમાર્થથી શ્રુત નથી પરંન્તુ ઉપચારથી છે; માટે શબ્દને શ્રુત કહેવામાં કંઈ દોષ નથી; પરમાર્થથી શ્રુત તો આત્માજ છે, કેમકે જ્ઞાન અને જ્ઞાની એક બીજાથી અભિન્ન છે. "જે સંભળાય તે શ્રુત" એવો અર્થ જ્યારે કરીએ ત્યારે જે સંભળાય છે તે શબ્દ છે, અને એ શબ્દ દ્રવ્યશ્રુત છે; પણ "જે સાંભળે તે શ્રુત" એવો અર્થ કરવામાં આવે ત્યારે તેમાં સાંભળનાર આત્મા છે, તેથી આત્માજ ભાવશ્રુત છે. તાત્પર્ય એ છે કે-શબ્દ તે દ્રવ્યશ્રુત છે અને આત્મા તે ભાવશ્રુત છે. ૯૯

બીજી રીતે પણ મતિ અને શ્રુતજ્ઞાનના લક્ષણમાં ભેદ છે. ઇન્દ્રિય અને મન એ ઉભય નિમિત્તથી જે વિજ્ઞાન થાય છે તે શ્રુતજ્ઞાન છે, ઇન્દ્રિયમનોનિમિત્ત જ્ઞાન મતિ પણ છે તેને જુદું પાડવા માટે ઉપરોક્ત લક્ષણમાં એટલું વધારે સમજવું કે-સંકેત વિષય પરોપદેશરૂપ તથા ગ્રન્થાત્મક એ બે પ્રકારે દ્રવ્યશ્રુતના અનુસારે ઇન્દ્રિયમનોનિમિત્ત જ્ઞાન તે ભાવશ્રુત છે, તે સિવાયનું નહી. કહેવાનું તાત્પર્ય એ છે કે સંકેતકાળે પ્રવર્તેલા અથવા શ્રુતગ્રન્થ સંબંધી ઘટાદિ શબ્દને અનુસરીને વાચ્ય-વાચકભાવે જોડીને 'ઘટ-ઘટ' ઇત્યાદિ અન્તઃકરણમાં શબ્દોલ્લેખ સહિત ઇન્દ્રિય-મનોનિમિત્ત જે જ્ઞાન ઉદય પામે છે તે શ્રુતજ્ઞાન અથવા ભાવશ્રુત છે. તે શ્રુતજ્ઞાન શબ્દોલ્લેખ સહિત ઉત્પન્ન થએલું હોવાથી પોતામાં જણાતા ઘટાદિપદાર્થનું પ્રતિપાદન કરનાર શબ્દને ઉત્પન્ન કરે છે, તે વડે બીજાને તે અર્થની પ્રતીતિ કરાવવામાં સમર્થ હોય છે, એ સિવાયનું અશ્રુતાનુસારે ઇન્દ્રિયમનોનિમિત્તવાળું અવગ્રહાદિ જ્ઞાન તે મતિજ્ઞાન છે.

શિષ્ય:—જો શબ્દોલ્લેખ સહિત થએલા જ્ઞાનને શ્રુત અને તે સિવાયનાને મતિજ્ઞાન કહેવામાં આવે તો માત્ર અવગ્રહરૂપજ મતિજ્ઞાન થાય, પણ ઈહા-અપાયાદિ મતિજ્ઞાન ન થાય. કેમકે તે તો શબ્દોલ્લેખ સહિત છે, અને એ ઈહાદિ તો મતિજ્ઞાનના ભેદોપણે પ્રસિદ્ધ છે. આથી કરીને શ્રુતજ્ઞાનનું લક્ષણ મતિજ્ઞાનમાં જવું હોવાથી અતિવ્યાપ્તિ દોષ આવશે અને મતિજ્ઞાનના લક્ષણમાં અવ્યાપ્તિ દોષ આવશે. વળી અ ગપ્રવિષ્ટ-અનંગપ્રવિષ્ટાદિ તથા અક્ષરશ્રુત-સંજ્ઞીશ્રુતાદિ શ્રુતજ્ઞાનનાં ભેદોમાં અવગ્રહ-ઈહા આદિ મતિજ્ઞાનના ભેદો હોવાથી તે સર્વ શ્રુતના ભેદોને મતિજ્ઞાનપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે. તેમજ મતિ-

જ્ઞાનના ઈહા-અપાયાદિભેદો શબ્દોલ્લેખ સહિત હોવાથી તેમને શ્રુતજ્ઞાનપણાની પ્રાપ્તિ થશે, આમ એક બીજાનાં લક્ષણ એક બીજામાં ભળી જતા હોવાથી સંકીર્ણતા દોષ પ્રાપ્ત થશે.

આચાર્ય:—અવગ્રહજ મતિજ્ઞાન થાય, પણ ઈહાદિ શબ્દોલ્લેખ સહિત હોવાથી મતિજ્ઞાન ન થાય, એમ જે તારૂં કહેવું છે તે અયોગ્ય છે; જો કે ઈહાદિ અભિલાપ (શબ્દોલ્લેખ) સહિત છે, તોપણ તે શ્રુતરૂપ નથી, કેમકે અભિલાપ સહિત જ્ઞાન જો શ્રુતાનુસારી હોય તોજ શ્રુતરૂપ કહેવાય, અન્યથા નહિ. અહીં કદાચ તું એમ કહીશ કે-સિદ્ધાન્તમાં અવગ્રહાદિ શ્રુતનિશ્રિતજ કહેલા છે, અને યુક્તિથી પણ ઈહાદિમાં શબ્દોલ્લેખ છે, કેમકે સંકેતકાળે સાંભળેલા શબ્દના અનુસરણ સિવાય તે ઘટતા નથી, તેથી તેમને શ્રુતાનુસારીપણું કેમ ન કહેવાય? આ વિરોધ પણ અયોગ્ય છે; કેમકે પૂર્વે શ્રુતથી સંસ્કાર પામેલી મતિવાળાનેજ તે અવગ્રહાદિ ઉત્પન્ન થાય છે, તેથી તેમને શ્રુતનિશ્રિત કહ્યા છે, પણ વ્યવહાર કાળે તેમાં શ્રુતાનુસારીપણું નથી. માટે આગળ "પૂર્વે શ્રુતપરિકર્મિતવાળાને જે હમણાં શ્રુતાતીત હોય તે શ્રુતનિશ્રિત મતિજ્ઞાન છે." ઈત્યાદિ ૧૬૯ મી ગાથામાં ભાષ્યકાર મહારાજ પોતેજ કહેશે. તથા "યુક્તિથી ઈહાદિકમાં શબ્દોલ્લેખ છે." ઈત્યાદિ જે તેં કહ્યું છે, તે પણ ઠીક નથી, કેમકે સંકેતકાળે સાંભળેલા શબ્દથી સંસ્કાર પામેલી બુદ્ધિવાળાને વ્યવહારકાળે તે સાંભળેલા શબ્દાનુસાર વિના પણ વિકલ્પની પરંપરાપૂર્વક વિવિધ વચનની પ્રવૃત્તિ જણાય છે. અમુક શબ્દથી વાચ્ય આ અમુક વસ્તુ મેં પૂર્વે જાણી છે એવો સંકેત, તથા અમુક ગ્રંથમાં આ બાબત આ પ્રમાણે કહી છે એવું શ્રુતગ્રન્થાનુસરણ, આવા પ્રકારના પૂર્વે પ્રવર્તેલા સંકેતો અને ભણેલા ગ્રન્થોના અનુસારેજ વ્યવહારકાળે કંઈ વચનની પ્રવૃત્તિ જણાતી નથી, પરન્તુ અભ્યાસની પટુતાથી સંકેત અને શ્રુતગ્રન્થાનુસરણ વિના પણ નિરન્તર વિકલ્પપૂર્વક ભાષણ પ્રવર્તે છે. જ્યાં શ્રુતાનુસારીપણું છે ત્યાં શ્રુતરૂપતા છે, પણ અહીં તો શ્રુતાનુસારીપણાનો અભાવ હોવાથી શ્રુતરૂપતા નથી. માટે ઈહા-અપાય ને ધારણારૂપ ભેદો સમસ્ત પ્રકારે મતિજ્ઞાન હોવાથી મતિજ્ઞાનના લક્ષણમાં અવ્યાપ્તિ દોષ નથી આવતો; અને શ્રુતાનુસારી સાભિલાપ જ્ઞાનવિશેષમાંજ શ્રુતરૂપતા હોવાથી શ્રુતજ્ઞાનનાં લક્ષણમાં પણ અતિવ્યાપ્તિ દોષ નથી આવતો.

અંગપ્રવિષ્ટ—અનંગપ્રવિષ્ટાદિ શ્રુતજ્ઞાનના ભેદોમાં મતિપૂર્વક શ્રુતજ્ઞાન છે એમ કહીશું, તેથી પ્રથમ શબ્દાદિના ગ્રહણકાળે જે અવગ્રહાદિ ઉત્પન્ન થાય છે એ અવગ્રહાદિ અશ્રુતાનુસારી હોવાથી મતિજ્ઞાનરૂપ છે, અને અંગપ્રવિષ્ટાદિ શ્રુતના ભેદોમાં જે શ્રુતાનુસારી જ્ઞાન વિશેષ છે તે શ્રુતજ્ઞાનરૂપ છે, આથી અંગાનંગપ્રવિષ્ટાદિ શ્રુતના ભેદોને સર્વથા પ્રકારે મતિજ્ઞાનપણાનો અભાવ છે, અને ઈહાદિ મતિજ્ઞાનનાં ભેદોમાં શ્રુતાનુસારીપણાનો અભાવ હોવાથી શ્રુતજ્ઞાનપણાનો અભાવ છે, તેથી સંકીર્ણતા દોષ પણ નથી આવતો.

અહીં એક વાત વિશેષે જણાવવી જોઇએ કે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં પરમાણુ અને હસ્તિના જેવો અત્યન્ત ભેદ ન માનવો, કારણકે પૂર્વે કહ્યું છે તેમ કોઈ વિશિષ્ટ મતિજ્ઞાનજ શ્રુતજ્ઞાન છે. આ સંબંધમાં આગળ પણ કહેવાશે કે-વલ્કસમાન મતિજ્ઞાન છે, અને તે વલ્ક એટલે છાલથી બનેલ દોરડા સમાન શ્રુતજ્ઞાન છે, આ વલ્ક અને શુંબમાં એટલે છાલ અને દોરડામાં જેમ પરમાણુ અને હસ્તિના જેવો અત્યન્ત ભેદ નથી, પણ કારણ-કાર્યભાવથીજ ભેદ છે. તેવોજ ભેદ મતિ-શ્રુતમાં છે, એટલે કે મતિજ્ઞાન કારણરૂપ છે અને શ્રુતજ્ઞાન કાર્યરૂપ છે. કારણ અને કાર્યમાં અત્યન્ત ભેદ નથી હોતો. જેમ સુવર્ણ અને

કુંડળાદિ મૃત્પિંડ અને ઘટાદિ એક બીજાના કારણ-કાર્યભાવરૂપે હોવાથી 'અત્યન્ત ભેદવાળા નથી તેમ અહીં પણ સમજવું.

આ સર્વનો તાત્પર્યાર્થ એ છે કે-અવગ્રહની અપેક્ષાએ અનભિલાપ્ય, તથા ઈહાદિકની અપેક્ષાએ સાભિલાપ્ય હોવાથી મતિજ્ઞાન સાભિલાપ્ય અનભિલાપ્યરૂપ અને અશ્રુતાનુસારી છે; કેમકે સંકેતકાળે પ્રવર્તેલા શબ્દના અથવા શ્રુતગ્રન્થ સંબંધી શબ્દના અનુસાર-અવલંબન વિના વ્યવહારકાળે તે મતિજ્ઞાન પ્રવર્તે છે. અને શ્રુતજ્ઞાન કેવળ સાભિલાપ્યજ છે તથા શ્રુતાનુસારીજ છે; કેમકે સંકેતકાળે પ્રવર્તેલા અથવા શ્રુતગ્રંથ સંબંધી શબ્દરૂપ શ્રુતના અનુસારેજ વ્યવહારકાળે તે શ્રુતજ્ઞાન પ્રવર્તે છે. ૧૦૦

શિષ્ય:—જો ઉપર કહેલા લક્ષણ પ્રમાણે શ્રુતાનુસારી જ્ઞાનનેજ શ્રુતજ્ઞાન કહેવું, એમ આપ કહેતા હો, તો તેવું શ્રુતજ્ઞાન એકેન્દ્રિયમાં ઘટતું નથી; કેમકે મનવિગેરે સામગ્રીના અભાવે તેઓમાં શ્રુતાનુસારી જ્ઞાન નથી; અને આગમમાં તો કહ્યું છે કે—" एगिंदिया नियमं दुअन्नाणी, तंजहा-मइअण्णाणी य सुयअन्नाणी य " इति એટલે એકેંદ્રિયો નિશ્ચય બે અજ્ઞાનવાળા છે મતિઅજ્ઞાની અને શ્રુતઅજ્ઞાની." આ આગમવચનથી એકેંદ્રિયને શ્રુતજ્ઞાન કહ્યું છે. માટે તમે કહેલું લક્ષણ વ્યાપક નથી.

આચાર્ય:—એકેંદ્રિયને કારણની વિકલતાથી જો કે શબ્દરૂપ દ્રવ્યશ્રુત નથી. સુપ્તાદિઅવસ્થામાં સાધુ આદિની પેઠે. અશબ્દ કારણ અને અશબ્દ કાર્યરૂપ કેવળ શ્રુતાવરણના ક્ષયોપશમરૂપ ભાવશ્રુત તેમને છે, એમ કેવળી ભગવન્તે પોતાના જ્ઞાનમાં જોએલું છે. સુપ્તાદિ અવસ્થામાં સાધુ વિગેરે શબ્દ સાંભળતા નથી અને વિચારતા નથી. છતાં આટલા ઉપરથીજ તેમને કંઈ શ્રુતજ્ઞાનનો તે વખતે અભાવ માનતા નથી, પરન્તુ સુપ્તાદિ અવસ્થા પછી પ્રગટ થતું ભાવશ્રુતજ્ઞાન જોઇને દુધમાં ઘીની પેઠે પૂર્વે પણ તે શ્રુતજ્ઞાન તેમાં હતું એવો વ્યવહાર કરાય છે. એજ પ્રમાણે એકેંદ્રિયને પણ સામગ્રીની વિકલતાથી જો કે દ્રવ્યશ્રુતનો અભાવ છે તોપણ આવરણના ક્ષયોપશમરૂપ ભાવશ્રુત છે. ઉદાહરણ તરીકે વલ્લી આદિમાં આહાર-ભય-પરિગ્રહ-અને મૈથુન આદિ સંજ્ઞાઓ પ્રત્યક્ષ જણાય છે.

શિષ્ય:—આપે કહેલ સુપ્તયતિના દૃષ્ટાન્તમાં ભાવશ્રુત હોય એમ મને તો નથી જણાતું. કેમકે-શ્રુતના ઉપયોગથી પરિણત આત્મા સાંભળે છે તે શ્રુત કે જે સંભળાય તે શ્રુત ?, આ બે વ્યુત્પત્તિમાંથી કઈ વ્યુત્પત્તિથી સુતેલા સાધુને ભાવશ્રુત કહો છો ? આમાંનો પહેલો પક્ષ તો યોગ્ય નથી, કેમકે સુતેલાને શ્રુતનો ઉપયોગ સંભવે નહિ. બીજો પક્ષ પણ ઠીક નથી, કારણકે સુતેલાને શબ્દ ન હોવાથી તે પક્ષથી પણ શ્રુતજ્ઞાન નહી કહી શકાય.

આચાર્ય:—તેં કહેલી બે વ્યુત્પત્તિઓ સિવાય જે વડે સાંભળે તે શ્રુત, જે થકી સાંભળે તે શ્રુત, અથવા જે છતાં સાંભળે તે શ્રુત; આ વ્યુત્પત્તિઓના આશ્રયથી શ્રુત એટલે શ્રુતજ્ઞાનાવરણનો ક્ષયોપશમ છે; તે ક્ષયોપશમરૂપ શ્રુત સુતેલા યતિને અને એકેંદ્રિયાદિકને પણ છે, તેથી અમારા કથનમાં કંઈ દોષ નથી. ૧૦૧.

શિષ્ય:—મહારાજ ! આપે કહેલા દૃષ્ટાન્તથી એકેંદ્રિયને ભાવશ્રુત હોય, એમ જણાતું નથી. કારણ કે શબ્દ બોલવાની ઈચ્છાવાળાને પ્રથમ આ સંબંધમાં આ બાબતજ કહું આવા પ્રકારના ઉપયોગરૂપ જે જ્ઞાન થાય છે તે અને બીજાએ કહેલી ભાષા સાંભળીને જે જ્ઞાન થાય, જેમકે—' આ મનુષ્યે આમ કહ્યું ' એમ બે પ્રકારે ભાવશ્રુત અનુક્રમે ભાષાલબ્ધિવન્તને તથા શ્રોત્રલબ્ધિવન્તને હોય છે. એટલે કે " આ સંબંધમાં આ કહું "

એવા ઉપયોગરૂપ ભાવશ્રુત ભાષાલબ્ધિવન્તને હોય છે, અને "આ મનુષ્યે આ કહ્યું." એવા ઉપયોગરૂપ ભાવશ્રુત શ્રોત્રલબ્ધિવન્તને હોય છે, આથી એ સિદ્ધ થયું કે જેને ભાષા તથા શ્રોત્રલબ્ધિ ન હોય તેને ભાવશ્રુત સંભવે નહિ. સુતેલા સાધુને ભાષા તથા શ્રોત્ર-લબ્ધિ છે તેથી તેને જાગ્યા પછી બીજાને કહેવારૂપ તથા કહેલા શબ્દ સાંભળવારૂપ ભાવશ્રુતનું કાર્ય જણાય છે અને એ ઉપરથીજ સુસાવસ્થામાં પણ તે સાધુને લબ્ધિરૂપે ભાવશ્રુત હતું એમ અનુમાન કરાય છે, પરન્તુ ભાષા અને શ્રોત્રલબ્ધિ રહિત એકેંદ્રિયને એવું કોઈ ભાવશ્રુતનું કાર્ય કદી પણ જણાતું નથી. એટલે તેને ભાવશ્રુત છે એમ કેવી રીતે મનાય? ૧૦૨.

આચાર્ય:—"કેવળી સિવાયના સર્વ સંસારી જીવોને દ્રવ્ય ઇન્દ્રિયનો અભાવ છતાં પણ ન્યૂનાધિક-તરતમ ભાવે કરીને પાંચે લબ્ધી ઇન્દ્રિયના આવરણનો ક્ષયોપશમ હોય છે." એમ પરમમુનિનું કથન છે. તેથી કરીને જેમ પૃથ્વી આદિ એકેંદ્રિય જીવોને શ્રોત્ર-ચક્ષુ-ધ્રાણ ને રસના એ ચાર ઇંદ્રિયોનો નિર્વૃતિ તથા ઉપકરણની અપેક્ષાએ અભાવ છતાં પણ સૂક્ષ્મ-અપ્રગટ લબ્ધિ-ઉપયોગરૂપ શ્રોત્ર આદિ ભાવ ઇન્દ્રિયનું જ્ઞાન હોય છે. ( લબ્ધિ ઇન્દ્રિયના આવરણનો ક્ષયોપશમ થવાથી ઉત્પન્ન થએલ અતિસૂક્ષ્મજ્ઞાનશક્તિ તો બધી ઇંદ્રિયોને અંગે હોય છે. ) તેવીજ રીતે દ્રવ્ય ઇન્દ્રિય સમાન દ્રવ્યશ્રુતનો અભાવ છતાં પણ ભાવઇન્દ્રિય સમાન ભાવશ્રુત પૃથ્વી આદિ એકેંદ્રિય જીવોને હોય છે.

એકેંદ્રિયને શ્રોત્રાદિ દ્રવ્ય ઇન્દ્રિયનો અભાવ છે તે છતાં તેમને ભાવ ઇન્દ્રિયનું જ્ઞાન કંઈક જણાય છે, વનસ્પતિ વિગેરેમાં તો એવું ચિન્હ સ્પષ્ટ જણાય છે, ઉદાહરણ તરીકે-સુંદર કંઠમાંથી નીકળેલ મધુર પંચમ સ્વર સાંભળીને વિરહકાદિ વૃક્ષોમાં તુરતજ પુષ્પ-પલ્લવાદિ ઉત્પન્ન થાય છે, આથી તેઓને શ્રવણેંદ્રિયજ્ઞાનનું ચિન્હ છે એમ પ્રગટ જણાય છે. સુંદર સ્ત્રીના કમળપત્ર જેવા દીર્ઘ અને શરદઋતુના ચંદ્રસમાન ઉજ્જ્વલ લોચનના કટાક્ષ-વિક્ષેપથી તિલકાદિ વૃક્ષોમાં શીઘ્રપણે પુષ્પાદિકની ઉત્પત્તિ થાય છે. આથી તેઓમાં ચક્ષુ-ઇન્દ્રિયના જ્ઞાનનું ચિન્હ સ્પષ્ટ સમજાય છે. વિવિધ સુવાસિત વસ્તુઓના સમૂહથી મિશ્રિત એવા નિર્મળ જળના સિંચનથી ચંપકાદિ વૃક્ષોમાં જલ્દીથી પુષ્પ વિગેરે ઉત્પન્ન થાય છે. આથી તેઓમાં ધ્રાણેન્દ્રિયના જ્ઞાનનું ચિન્હ જણાય છે. રંભાથી પણ અધિક રૂપવન્તી યુવાન અવસ્થાવાળી પ્રમદાના મુખમાંથી નીકળેલા સ્વચ્છ અને સ્વાદીષ્ટ સુવાસિત મદિરાના કોગળાના આસ્વાદથી બકુળાદિ વૃક્ષમાં તુરતજ કુસુમાદિ ઉત્પન્ન થાય છે, આથી તેઓમાં રસનેંદ્રિયના જ્ઞાનનું ચિન્હ જણાય છે. હસ્તિના કુંભસ્થળનો તિરસ્કાર કરે એવા ઉન્નત અને કઠિન સ્તનવાળી તથા અવાજ કરતા મણિકંકણાદિ આભૂષણોથી શોભાયમાન ભામિનીના ભુજલતાના આલિંગનથી કુરબક વૃક્ષમાં અને પદ્મરાગ મણિના ચૂર્ણ જેવા રક્ત તળીઆવાળા તેણીના પગની પાનીના પ્રહારથી અશોકવૃક્ષાદિમાં શીઘ્રપણે પુષ્પ-પલ્લવાદિ ઉત્પન્ન થાય છે. આથી તેઓમાં સ્પર્શનેન્દ્રિયના જ્ઞાનનું ચિન્હ છે, એમ જણાય છે. આ પ્રમાણે જેમ એ વૃક્ષોમાં દ્રવ્યેન્દ્રિયનો અભાવ છતાં પણ ભાવેન્દ્રિય જન્યજ્ઞાન સર્વજન પ્રસિદ્ધ છે તેમ દ્રવ્યશ્રુતનો અભાવ છતાં પણ એકેંદ્રિયમાં ભાવશ્રુત હોય છે. વળી વનસ્પતિ આદિને જળ વિગેરેના આહારથી જીવન ચાલે છે, તેથી તેઓને આહાર સંજ્ઞા છે. લજ્જામણી વિગેરે લતાઓ હસ્તાદિકના સ્પર્શથી અવયવો સંકોચે છે, તેથી તેને ભય સંજ્ઞા છે. વિરહ-તિલક-ચંપક કેશર-અશોક આદિ વૃક્ષોને મૈથુન સંજ્ઞા છે, તે ઉપર જણાવી ગયા છીએ. બિલ્વ-પલાશ આદિ વૃક્ષોનાં મૂળીઆં દાટી રાખેલા ધન ઉપર રે-

હાય છે તેથી તેમને પરિગ્રહ સંજ્ઞા છે. આવી સંજ્ઞાઓ તે સર્વને ભાવશ્રુત વિના સંભવે નહિ. માટે પાંચ ભાવેન્દ્રિયના આવરણનો ક્ષયોપશમ થવાથી દ્રવ્યેન્દ્રિય વિના પણ પાંચ ભાવેન્દ્રિયનું જ્ઞાન થાય છે તેની પેઠે ભાવશ્રુતાવરણનો ક્ષયોપશમ થવાથી દ્રવ્યશ્રુતનો અભાવ છતાં પણ એકેન્દ્રિયને ભાવશ્રુત હોય છે.

અહીં કદાચ એમ કહેવામાં આવે કે-"જે શ્રુતાનુસારી વિજ્ઞાન તે શ્રુત." આવું શ્રુતજ્ઞાનનું લક્ષણ કહ્યું છે, તે વ્યભિચારી થશે; કેમકે શ્રુતાનુસાર સિવાય એકેન્દ્રિયને તમે ભાવશ્રુત માન્યું છે. આચાર્યશ્રી કહે છે કે તમારૂં આ કથન અભિપ્રાય જાણ્યા વિનાનું છે, કારણ કે જે લક્ષણ કહ્યું છે તે શબ્દોલ્લેખ સહિત વિશિષ્ટ ભાવશ્રુતને આશ્રિને કહ્યું છે, અને એકેન્દ્રિયને તો સામાન્ય-અવિશિષ્ટ ભાવશ્રુતાવરણના ક્ષયોપશમરૂપજ ભાવશ્રુત કહ્યું છે. તેથી શ્રુતાનુસાર વિના પણ ભાવશ્રુત થાય તો તેમાં કંઈ દોષ નથી. ૧૦૩.

શિષ્ય:—ભગવન્! ભાષાલબ્ધિ અને શ્રોત્રલબ્ધિ રહિત કાષ્ઠ જેવા પૃથ્વી આદિ એકેન્દ્રિયોને કંઈ પણ સ્પષ્ટ જ્ઞાન જણાયા સિવાય માત્ર વચનના આશ્રયથી તેઓને 'જ્ઞાન છે' એમ માનવામાં આવે છે, તો પછી મતિ આદિ પાંચ જ્ઞાનો તેમને છે એમ શા માટે ન માનવું ?, કારણ કે જેવી રીતે મતિ-શ્રુતજ્ઞાન તેમને સ્પષ્ટ નથી જણાતાં તેવી રીતે પાંચ જ્ઞાનો પણ સ્પષ્ટ નથી જણાતા.

આચાર્ય —તેઓને પાંચે જ્ઞાનો નથી, મતિ-શ્રુતજ છે. કેમકે અવધિ અને મનઃપર્યવ જ્ઞાન તદાવરણીય કર્મના ક્ષયોપશમથી થાય છે, અને કેવળજ્ઞાન તદાવરણીય કર્મનો ક્ષય થવાથી ઉત્પન્ન થાય છે. એકેન્દ્રિયને એ ઉભયનો ક્ષયોપશમ-અને કેવળ જ્ઞાનાવરણીયનો ક્ષય એ બન્ને નથી હોતા, વળી તેઓનું કાર્ય પણ તેઓમાં નથી જણાતું, તેમજ આગમમાં તેનો નિષેધ કહેલો છે, તેથી તે જ્ઞાનો તેમને હોઈ શકે નહિ.

શિષ્ય —એ પ્રમાણે તો મતિ-શ્રુતજ્ઞાન પણ એકેન્દ્રિયને ન હોય.

આચાર્ય:—મતિજ્ઞાનાવરણ અને શ્રુતજ્ઞાનાવરણનો ક્ષયોપશમ તેમને છે, કેમકે તેનું કાર્ય તેઓને દેખાય છે, અને આગમમાં પણ કહ્યું છે, તેથી મતિ-શ્રુતજ્ઞાન તેઓને છે. ૯૮-થી-૧૦૪.

હવે હેતુ-ફળ ભાવથી મતિ-શ્રુતનો ભેદ જણાવે છે.

मइपुव्वं सुयमुत्त न मई सुयपुव्विया विसेसोऽय ।
पुव्व पूरण-पालणभावाओ जं मई तस्स ॥ १०५ ॥

पूरिज्जइ पाविज्जइ दिज्जइ वा जं मईऍ नाऽमइणा ।
पालिज्जई य मइए गहियं इहरा पणस्सेज्जा ॥ १०६ ॥

णाणाणऽण्णाणाणि य समकालाइं जओ मइ-सुयाइं ।
तो न सुयं मइपुव्वं मइणाणे वा सुयऽन्नाणं ॥ १०७ ॥

इह लद्धिमइ-सुयाइं समकालाइं न तूवओगो सिं ।
मइपुव्वं सुयमिह पुण सुओवओगो मइप्पभवो ॥ १०८ ॥

सोऊण जा मई भे सा सुयपुव्वत्ति तेण न विसेसो ।
सा दव्वसुयप्पभवा भावसुयाओ मई नत्थि ॥ १०९ ॥
कज्जतया, न उ कमसो, कमेण को वा मई निवारेइ ?
जं तत्थावत्थाणं सुयस्स सुत्तोवओगाओ ॥ ११० ॥
दवसुयं मइपुव्वं भासइ जं नाविचिंतियं कोई ।
भावसुयस्साभावो पावइ तेसिं न य विसेसो ॥ १११ ॥
दवसुयं बुद्धीओ साऽवि तओ जमविसेसओ तम्हा ।
भावसुयं मइपुव्वं दवसुयं लक्खणं तस्स ॥ ११२ ॥
सुयविण्णाणप्पभवं दवसुयमियं जओ विचिंतेउं ।
पुव्वं पच्छा भासइ लक्खिज्जइ तेण भावसुयं ॥ ११३ ॥
अविसेसिया मइ च्चिय सम्मद्दिट्ठिस्स सा मइन्नाणं ।
मइअन्नाणं मिच्छद्दिट्ठिस्स सुयंपि एमेव ॥ ११४ ॥
सद-ऽसदविसेसणाओ भवहेऊ जदिच्छिओवलम्भाओ ।
नाणफलाभावाओ मिच्छद्दिट्ठिस्स अण्णाणं ॥ ११५ ॥

મતિપૂર્વક શ્રુતજ્ઞાન કહ્યું છે, પણ શ્રુતપૂર્વક મતિજ્ઞાન નહિ; આટલો ભેદ આ બેમાં છે; કેમકે મતિ પૂર્વમાં છે, તે મતિ શ્રુતને પૂરણ કરે છે અને પાલન કરે છે. મતિવડેજ ( શ્રુત ) પૂરણ કરાય છે, પ્રાપ્ત કરાય છે, અને અપાય છે, પણ મતિ સિવાય નહિ. વળી ગ્રહણ કરેલું શ્રુત મતિવડેજ પાલન કરાય છે, તે સિવાય નાશ પામે છે; ( શંકા ) જેથી મતિ-શ્રુતજ્ઞાન અને તે બન્ને અજ્ઞાન પણ સમકાળે થાય છે તેથી શ્રુત મતિપૂર્વક નથી, એમ નહિ તો મતિજ્ઞાન થયે છતે પણ શ્રુતઅજ્ઞાન માનવું પડશે. ( ઉત્તર ) અહીં મતિ-શ્રુત સમકાળે કહ્યાં છે તે લબ્ધિથી જાણવાં; પણ ઉપયોગથી નહિ. અમે મતિપૂર્વક શ્રુત કહીએ છીએ તે મતિથી થએલ શ્રુતનો ઉપયોગ છે. ( શંકા ) સાંભળીને જે મતિજ્ઞાન થાય છે તે મતિજ્ઞાન પણ શ્રુતપૂર્વક છે; તેથી તે બેના પૂર્વપૂર્વપણામાં પરસ્પર ભેદ નથી. ( ઉત્તર ) તે મતિ દ્રવ્યશ્રુતથી થએલ છે, પણ ભાવશ્રુતથી થએલ તે મતિ નથી. કાર્યરૂપે મતિ નથી થતી, પણ અનુક્રમે થતી મતિનો કોણ નિષેધ કરે છે? કેમકે શ્રુતોપયોગથી ચ્યવેલાને મતિમાં અવસ્થાન છે. દ્રવ્યશ્રુત મતિપૂર્વક છે, કેમકે ચિન્તવ્યા સિવાય કોઈ બોલતું નથી એમ માનનારાઓને ભાવશ્રુતનો અભાવ પ્રાપ્ત થાય છે, અને ( તેથી ફક્ત મતિજ રહેવાથી ચિન્તવવાનો ) ભેદ નહિ રહે. દ્રવ્યશ્રુત મતિથી થાય છે, અને તે મતિ પણ તે દ્રવ્યશ્રુતથી થાય છે, તેથી તે બંનેમાં ભેદ નથી; માટે ભાવશ્રુત મતિપૂર્વક છે, અને દ્રવ્યશ્રુત તે ભાવશ્રુતનું લક્ષણ છે એમ માનવું યોગ્ય છે. શ્રુતવિજ્ઞાનથી આ દ્રવ્યશ્રુત થએલું છે, કેમકે પહેલાં વિચારીને પછી બોલે છે, ને તે દ્રવ્યશ્રુતથી ભાવશ્રુત જણાય છે. અવિશેષિત-સામાન્યપણે મતિજ છે, અને સમ્યગ્દૃષ્ટિની મતિ તે મતિજ્ઞાન તથા મિથ્યાદૃષ્ટિની મતિ તે મતિઅજ્ઞાન છે. એ પ્રમાણે શ્રુતમાં પણ જાણવું. સત અને અસતના અવિશેષપણાથી ભવહેતુપણું યદૃચ્છાપલંભ અને જ્ઞાનના ફળનો અભાવ હોવાથી મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન અજ્ઞાન છે. ૧૦૫-થી-૧૧૫.

"મતિપૂર્વક શ્રુત છે." એ વચનથી આગમમાં પહેલાં મતિ અને પછી શ્રુત કહ્યું છે, પણ શ્રુતપૂર્વિકા મતિ એમ કહ્યું નથી. એટલે આ બે જ્ઞાનોમાં ભેદ છે. જો કદી મતિ–શ્રુત એક રૂપ હોય તો ઘટ અને ઘટના સ્વરૂપની પેઠે એક બીજાનો પૂર્વ–પશ્ચાદ્ભાવ ઘટે નહિ. પરન્તુ અહીં પૂર્વ–પશ્ચાદ્ભાવ છે, તેથી બન્નેમાં ભેદ છે. મતિજ્ઞાન તે શ્રુતજ્ઞાનની પહેલાં ઉત્પન્ન થાય છે, તથા શ્રુતને પૂરણ કરે છે અને પાળે છે, તેથી શ્રુત પહેલાં મતિ કહ્યું છે. અહીં પૂર્વશબ્દનો અર્થ કારણ છે તે કારણ તો કાર્યની પૂર્વેજ હોય છે. "સમ્યગ્‌જ્ઞાનપૂર્વક સર્વપુરૂષાર્થની સિદ્ધિ છે" ઇત્યાદિ સ્થળે પણ એમજ જણાય છે. તેથી મતિજ્ઞાન કારણ છે અને શ્રુતજ્ઞાન તેનું કાર્ય છે. કાર્ય અને કારણનો મૃત્પિંડ તથા ઘટની પેઠે કથંચિત્ ભેદ પ્રસિદ્ધ છે. ૧૦૫.

પુનરાવર્તન કરતી વખતે વિચારીને મતિવડેજ શ્રુતને પુરણ કરાય છે અને પુષ્ટિ પમાડાય છે. મતિવડેજ બીજા પાસેથી શ્રુત મેળવાય છે, અને મતિવડેજ બીજાને અપાય છે (ઉપદેશાય છે.) એ સર્વ મતિ સિવાય નથી બનતું. વળી ગ્રહણ કરેલું શ્રુત પુનરાવર્તન અથવા ચિન્તવન દ્વારાએ મતિજ્ઞાનથીજ સ્થિર કરાય છે, જો મતિનો અભાવ હોય તો તે ગ્રહણ કરેલું પણ નાશ પામે છે ( ભૂલી જવાય છે. ) વિશિષ્ટપ્રકારની વિચારણા અને ધારણાદિ સિવાય શ્રુતજ્ઞાનના પૂરણાદિ અર્થો સિદ્ધ કરી શકાય નહિ, અને એ વિચારણા વિગેરે મતિજ્ઞાનરૂપજ છે. તેથી સર્વપ્રકારે મતિજ્ઞાન એ શ્રુતજ્ઞાનનું કારણ છે, અને શ્રુતજ્ઞાન તે તેનું કાર્ય છે. જો ભેદ હોય તોજ કાર્ય-કારણભાવ ઘટે અન્યથા ન ઘટે. આ પ્રમાણે એક બીજા કારણ-કાર્યરૂપ હોવાથી તે મતિ-શ્રુતમાં ભેદ છે. ૧૦૬.

શિષ્ય:-મતિ અને શ્રુત બે પ્રકારના હોય છે (૧) સમ્યગ્‌દૃષ્ટિને જ્ઞાનસ્વરૂપ હોય છે, અને (૨) મિથ્યાદૃષ્ટિને અજ્ઞાનસ્વરૂપ હોય છે. જે વખતે મતિ–શ્રુત અજ્ઞાનનો ક્ષયોપશમ હોય;[1] તે વખતે મતિ-શ્રુતજ્ઞાનનો ક્ષયોપશમ ન હોય; અને જે વખતે મતિ–શ્રુતજ્ઞાનનો ક્ષયોપમ હોય તે વખતે મતિ-શ્રુત અજ્ઞાનનો ક્ષયોપશમ ન હોય. જેથી જ્ઞાન અથવા અજ્ઞાન જુદા સ્વરૂપ છતાં તે મતિ–શ્રુત સમકાળે થાય છે, તેથી શ્રુત મતિપૂર્વક નથી; કારણકે જેમ એકીવખતે ઉત્પન્ન થએલા ગાયના જમણા તથા ડાબા શીંગડાંને પૂર્વ–પશ્ચાદ્ભાવ ઘટે નહિ, તેમ એકીવખતે ક્ષયોપશમથી પ્રાપ્ત થએલા જ્ઞાન અથવા અજ્ઞાનસ્વરૂપ મતિ-શ્રુતને પૂર્વ–પશ્ચાદ્ભાવ ઘટે નહિ. આ પ્રમાણે પૂર્વપશ્ચાદ્ભાવ માનવો એ ઉત્સૂત્ર છે, તેમ છતાં જો કદાગ્રહથી પૂર્વ–પશ્ચાદ્ભાવ માનવોજ હોય તો જે વખતે મતિજ્ઞાન ઉત્પન્ન થયું હોય તે વખતે જીવને શ્રુત અજ્ઞાન માનવું પડશે; કેમકે મતિજ્ઞાનના સમયે તમે શ્રુતજ્ઞાન માનતા નથી. તેથી મતિજ્ઞાન થયા બાદ જ્યાંસુધી શ્રુતજ્ઞાન ન થાય ત્યાંસુધી શ્રુતઅજ્ઞાન માનવું પડશે. પણ એ પ્રમાણે માનવું તે આગમવિરૂદ્ધ છે, કેમકે જ્ઞાન અને અજ્ઞાનની અવસ્થિતિ સમકાળે આગમમાં કયાંઈ પણ માની નથી. જ્ઞાન સમ્યગ્‌દૃષ્ટિને હોય છે અને અજ્ઞાન મિથ્યાદૃષ્ટિને હોય છે. ૧૦૭.

આચાર્ય:-ઉપરોક્ત તમારૂં કથન બુદ્ધિના જાગૃતિ વિનાનું અને અભિપ્રાય જાણ્યા વિનાનું છે, કેમકે-તદાવરણીયકર્મના ક્ષયોપમરૂપ મતિ-શ્રુત જ્ઞાન અથવા અજ્ઞાન લબ્ધિથી અને ઉપયોગથી એમ બે રીતે થાય છે. અહીં જે સમકાળે મતિ–શ્રુત થાય છે તે લબ્ધિથી થાય છે, ઉપયોગથી નહિ. બન્ને જ્ઞાનનો ઉપયોગ તો કેવળજ્ઞાન અને કેવળદર્શનની પેઠે તેવા પ્રકારના સ્વભાવથી

---

[1] એટલે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ અજ્ઞાનરૂપે વર્તતો હોય તે વખતે તે ક્ષયોપશમ જ્ઞાનરૂપે ન પ્રવર્તે, તે જે વખતે તે ક્ષયોપશમ જ્ઞાનરૂપે વર્તતો હોય તે વખતે અજ્ઞાનરૂપે ન વર્તે.

અનુક્રમે વર્તે છે. ( પહેલાં મતિજ્ઞાનનો ઉપયોગ અને પછી શ્રુતજ્ઞાનનો ઉપયોગ થાય છે ). અહીં કોઇને એવી શંકા થાય કે મતિપૂર્વક શ્રુત કહ્યું છે તે લબ્ધિની અપેક્ષાએ કહ્યું હશે. તો તેમ નથી. એ વચન લબ્ધિની અપેક્ષાએ નથી કહ્યું. અહીં જે મતિપૂર્વક શ્રુત કહ્યું છે તે તો મતિથી થએલ શ્રુતનો ઉપયોગ કહ્યો છે. શ્રુતોપયોગ એટલે વિશિષ્ટ અન્તર્જલ્પાકારવાળું શ્રુતાનુસારી જ્ઞાન, તેવું જ્ઞાન અવગ્રહ–ઈહા આદિ સિવાય અકસ્માત્ નથી થતું. અને જે અવગ્રહાદિ છે તે મતિરૂપજ છે, તેથી મતિપૂર્વક શ્રુત છે એમ કહેવામાં કંઈ વિરોધ નથી. ૧૦૮.

શિષ્ય:—બીજાથી શબ્દ સાંભળીને જે મતિ થાય છે તે મતિજ્ઞાન શ્રુતપૂર્વકજ થાય છે એમ માનવું; કેમકે શબ્દને આપે શ્રુતરૂપ કહેલ છે અને એ શબ્દથી મતિ ઉત્પન્ન થાય છે એમ તો આપ કહો છો. આથી અન્યોઅન્ય એક બીજામાં પૂર્વભાવી અને પશ્ચાદ્ભાવી એવો મતિ-શ્રુતનો ભેદ ન રહ્યો, જ્યારે એવો ભેદ ન રહ્યો ત્યારે પૂર્વે ૧૦૫ મી ગાથામાં જે કહ્યું કે–"મતિ શ્રુતપૂર્વક નથી" એ અયોગ્ય ઠર્યું.

આચાર્ય:—બીજાથી શબ્દ સાંભળીને જે મતિ ઉત્પન્ન થાય છે તે શબ્દરૂપ દ્રવ્યશ્રુતમાત્રથીજ થાય છે, એ વાતની કોઈ ના કહી શકે તેમ નથી, પરન્તુ અમે તો એમ કહીએ છીએ કે ભાવશ્રુતથી મતિ નથી થતી, દ્રવ્યશ્રુતપૂર્વક મતિ થાય એમાં કંઈ દોષ નથી. ૧૦૯.

શિષ્ય:—તો પછી શું ભાવશ્રુત પછી મતિ સર્વથા નથીજ થતી ?

આચાર્ય:—ભાવશ્રુતથી કાર્યપણે મતિ નથી થતી, પરન્તુ ક્રમશ: થાય છે. જો ક્રમશ: મતિ ન થતી હોય તો છેક મરણ પર્યન્ત કેવળ શ્રુતનોજ ઉપયોગ થઈ રહે. માટે અનુક્રમે થતી મતિનો કોઈ નિષેધ નથી કરતું. મતિવડે શ્રુતોપયોગ થાય છે, અને શ્રુતોપયોગ ઉપરમ-વિરામ થયા બાદ સ્વકારણના સમૂહથી નિરન્તર પ્રવર્તતી પુન: મતિ થાય છે. તેવીજ રીતે ફરી શ્રુત થાય છે, અને ફરી તેવીજ રીતે મતિ થાય છે. આ પ્રમાણે અનુક્રમે થતી મતિનો અમે નિષેધ નથી કરતા; કેમકે શ્રુતોપયોગથી ચ્યવેલાને મતિમાં સ્થિતિ હોય છે. આ બાબત સ્પષ્ટ સમજવાને એક ઉદાહરણ લઇએ, જેમકે—સામાન્ય સુવર્ણથી સ્વવિશેષરૂપ કંકણ-વીંટી આદિ થાય છે. તેથી તે કંકણાદિને સુવર્ણના કાર્યરૂપે કહેવાય છે. પણ સુવર્ણ તે કંકણાદિથી નથી થતું. તેથી તેના કાર્યરૂપે નથી કહેવાતું, કેમકે તે તો બીજા કારણોથી થાય છે. જ્યારે કંકણાદિવિશેષનો ઉપરમ થાય ત્યારે તેને સુવર્ણરૂપ થતું નિવારી શકાય નહિ; તેવીજ રીતે સામાન્યમતિવડે સ્વવિશેષરૂપ શ્રુતોપયોગ થાય છે. માટે શ્રુતોપયોગ મતિનું કાર્ય કહેવાય છે, પણ મતિજ્ઞાન શ્રુતોપયોગ જન્ય નથી માટે મતિ શ્રુતનું કાર્ય કહેવાતું નથી. કેમકે તે મતિ બીજા કારણોથી થાય છે. જ્યારે મતિના વિશેષરૂપ શ્રુતોપયોગ ઉપરમ થાય ત્યારે અનુક્રમે આવેલું મતિરૂપ અવસ્થાન નિવારી શકાયજ નહિ. જો એમ ન હોય તો મરણપર્યન્ત શ્રુતોપયોગજ બની રહે. ૧૧૦.

"મતિપૂર્વક શ્રુત છે." એવા સિદ્ધાન્તના વચનનો કેટલાએક એવો અર્થ કરે છે કે–શબ્દરૂપ દ્રવ્યશ્રુત છે તે મતિપૂર્વક છે, ભાવશ્રુત મતિપૂર્વક નથી. કેમકે વિચાર્યા સિવાય અથવા ચિન્તવ્યા સિવાય બોલાતું નથી, તેમાં જે ચિન્તિત જ્ઞાન છે તે મતિજ છે, માટે મતિપૂર્વક દ્રવ્યશ્રુત છે.

આચાર્યશ્રી કહે છે કે ઉપર મુજબ અર્થ કરનારાઓની માન્યતા અયોગ્ય છે, કેમકે એથી તો ભાવશ્રુતનો સર્વથા અભાવ પ્રાપ્ત થશે. બોલનારાના ચિન્તિત જ્ઞાનને તેઓએ

મતિરૂપે માનેલું છે, વળી શ્રોતાને શબ્દ સાંભળીને જે અવગ્રહાદિ જ્ઞાન થાય છે તે પણ મતિજ છે, તો પછી મતિથી જે જ્ઞાન થાય છે તેને કયું જ્ઞાન કહેવું? ભાવશ્રુત તો નહિ કહી શકાય, કેમકે તેમ કહેવાથી "મતિપૂર્વક ભાવશ્રુત" એમ માનવું પડશે. નહિ સાંભળનાર અને નહિ બોલનારને વિચારણામાં જે અન્તર્જલ્પાકાર જ્ઞાન વર્તે છે તે ભાવ શ્રુત થશે, એમ કહેવામાં આવે તો તે પણ અયોગ્ય છે, કેમકે તે જ્ઞાન પણ અવગ્રહાદ્યાત્મક મતિપૂર્વક છે, તેથી તેને પણ ભાવશ્રુત નહિ કહી શકાય. જો ભાવશ્રુત કહેવામાં આવે તો "મતિપૂર્વક ભાવશ્રુત" થાય. કદાગ્રહથી મતિપૂર્વક ભાવશ્રુત માનવામાં ન આવે તો પણ શબ્દવિવક્ષાના જ્ઞાનની પેઠે તે જ્ઞાન સવિકલ્પક હોવાથી મતિજ છે. શબ્દવિવક્ષાજ્ઞાનમાં શબ્દનો વિકલ્પ છે, કેમકે શબ્દવિકલ્પ સિવાય શબ્દ કહી શકાય નહી. આ વિકલ્પને તેઓથી ભાવશ્રુતપણે નહિ માની શકાય, કેમકે તેથી મતિ થયા બાદ સર્વત્ર શબ્દ ઉત્પન્ન થશે, પણ શ્રુત નહી થાય. જો તેને ભાવશ્રુત માને તો અમારો પક્ષ અંગીકાર કરવો પડશે, કેમકે વિકલ્પજ્ઞાનને વિવક્ષાજ્ઞાનની પેઠે મતિપણે કહેલ છે. આ પ્રમાણે સર્વત્ર ભાવશ્રુતનો અભાવ થશે. કદાચ ભલે ભાવશ્રુતનો અભાવ થાય શી હાની છે? એમ કહેવામાં આવે તો મતિ અને શ્રુતના ભેદનો વિચારજ નહી ઘટે, કેમકે મતિ અને શ્રુત એ બેનાજ ભેદો કહેવા છે. જ્યારે કેવલ એક મતિજ છે અને ભાવશ્રુતનો અભાવ છે તો પછી તે મતિના ભેદનો વિચાર કોની સાથે કરવો? શબ્દરૂપ દ્રવ્યશ્રુતની સાથે તે વિચાર થશે એમ કહેવામાં આવે તો તે પણ અયોગ્ય છે. કેમકે અહીં પાંચ જ્ઞાનનો વિચાર પ્રસ્તુત છે, તે અધિકારમાં શબ્દની સાથે ભેદનો વિચાર કરવો એ પ્રસ્તુત નથી. ૧૧૧

અથવા ભલે મતિપૂર્વક દ્રવ્યશ્રુત તેઓ માને અને શબ્દની સાથે મતિના ભેદનો વિચાર કરે, પરન્તુ તે પણ ઘટતું નથી, કારણ કે જેમ શબ્દરૂપ દ્રવ્યશ્રુત મતિથી થાય છે તેમ તે મતિપણ શ્રોતાને શબ્દથી થાય છે. માટે મતિપૂર્વક ભાવશ્રુત છે તેજ કથનયુક્તિ સંગત છે. અને શબ્દરૂપ દ્રવ્યશ્રુત તો ભાવશ્રુતનું લક્ષણ છે. ૧૧૨

કેમકે શ્રુતવિજ્ઞાનથી ( ભાવશ્રુતથી ) થએલું સવિકલ્પક વિવક્ષાજ્ઞાનના કાર્યભૂત શબ્દરૂપ દ્રવ્યશ્રુત છે, દરેક કહેવા યોગ્ય અર્થને ચિત્તમાં વિચારીને પછી શબ્દ બોલે છે, એમાં જે ચિન્તવનરૂપ ચિન્તાજ્ઞાન છે તે શ્રુતાનુસારી હોવાથી ભાવશ્રુત છે. એટલે દ્રવ્યશ્રુતનું કારણ ભાવશ્રુત જણાય છે. એ રીતે કાર્યભૂત દ્રવ્યશ્રુતવડે પોતાનું કારણભૂત ભાવશ્રુત જ્ઞાન લક્ષમાં આવેછે, માટે દ્રવ્યશ્રુતને ભાવશ્રુતનું લક્ષણ કહ્યુંછે. આ સઘળું કહેવાથી એ ચરિતાર્થ થયું કે-બીજા અભિપ્રાયવાળાઓ શબ્દ ભાવશ્રુતથી જન્ય છે છતાં તેને મતિપૂર્વક કહેછે તે અયોગ્ય છે, કારણ કે ઉપર કહ્યામુજબ દ્રવ્યશ્રુત તે ભાવશ્રુતનું લક્ષણ છે. ૧૧૩

જેવી રીતે મતિ-શ્રુતમાં કાર્ય-કારણ ભાવથી ભેદછે, તેવીજ રીતે એ પ્રત્યેકને સ્વસ્થાનમાં સમ્યક્ત્વ તથા મિથ્યાત્વની અપેક્ષાએ પણ ભેદ છે. નંદીસૂત્રમાં મતિ-શ્રુતનો કાર્યકારણભાવે ભેદ જણાવ્યા બાદ કહ્યું છે કે-" अविसेसिया मई मइनाणं मइअन्नाणं च, विसेसिया मई सम्मद्दिट्ठिस्स मई मइनाणं, मिच्छादिट्ठिस्स मई मइअन्नाणं; एवं अविसेसियं सुयं सुयनाणं सुयअन्नाणं च, विसेसियं सुयं सम्मद्दिट्ठिस्स सुयं सुयनाणं, मिच्छद्दिट्ठिस्स सुयं सुयअन्नाणं " इति । એટલે અવિશેષિતમતિ તે મતિજ્ઞાન અને મતિઅજ્ઞાન, પણ વિશેષિત મતિ (જ્યારે) સમ્યગ્દૃષ્ટિની મતિ હોય ત્યારે તે મતિજ્ઞાન,

અને મિથ્યાદૃષ્ટિની મતિ ( હોય ત્યારે ) તે મતિઅજ્ઞાન છે. એજ પ્રમાણે અવિશેષિતશ્રુત તે શ્રુતજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન છે; પણ વિશેષિતશ્રુત (જ્યારે) સમ્યગ્દૃષ્ટિનું શ્રુત ( હોય ત્યારે ) શ્રુતજ્ઞાન અને મિથ્યાદૃષ્ટિનું શ્રુત ( હોય ત્યારે ) શ્રુતઅજ્ઞાનછે." એટલે કે-સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિના સંબંધ સિવાય સામાન્યપણે મતિશબ્દવડે મતિજ્ઞાન અને મતિઅજ્ઞાન બન્ને કહી શકાય; પરન્તુ "સમ્યગ્દૃષ્ટિની મતિ" એવા વિશેષિતમતિશબ્દથી મતિજ્ઞાનજ કહેવાય, અને "મિથ્યાદૃષ્ટિની મતિ" એવા વિશેષિતમતિશબ્દથી મતિઅજ્ઞાનજ કહેવાય. આજ પ્રમાણે શ્રુતજ્ઞાનમાં પણ સમજવું.

ભાષ્યકાર મહારાજ પણ એ સૂત્રાનુસારજ કહેછે. તેઓશ્રી કહેછે કે-સમ્યગ્દૃષ્ટિ યા મિથ્યાદૃષ્ટિભાવના વિશેષપણા સિવાય અવિશેષિત મતિજ કહેવાય, પણ મતિજ્ઞાન કે મતિઅજ્ઞાન એવો નિર્ધાર ન કહેવાય; કેમકે સામાન્યરૂપ મતિમાં ઉભય-જ્ઞાન અજ્ઞાનરૂપ વિશેષનો સમાવેશ થઈ જાય છે. પરન્તુ જ્યારે "સમ્યગ્દૃષ્ટિની મતિ" એમ કહીએ ત્યારે તે મતિજ્ઞાન કહેવાય, અને "મિથ્યાદૃષ્ટિની મતિ" એમ કહીએ ત્યારે તે મતિઅજ્ઞાન કહેવાય. આજ પ્રમાણે અવિશેષિત-સામાન્યપણે શ્રુત તે શ્રુતજ કહેવાય, પરન્તુ જ્યારે "સમ્યગ્દૃષ્ટિનું શ્રુત" એમ કહીએ ત્યારે શ્રુતજ્ઞાન, અને "મિથ્યાદૃષ્ટિનું શ્રુત" એમ કહીએ ત્યારે શ્રુતઅજ્ઞાન કહેવાય. કારણ કે સમ્યગ્દૃષ્ટિનો સર્વ બોધ જ્ઞાન સ્વરૂપ છે, અને મિથ્યાદૃષ્ટિનો બોધ સર્વ અજ્ઞાનસ્વરૂપ છે. ૧૧૪

શિષ્ય:—જેમ મતિ-શ્રુતવડે સમ્યગ્દૃષ્ટિ ઘટાદિ અર્થ જાણેછે અને કહેછે તેવીજ રીતે મિથ્યાદૃષ્ટિ પણ ઘટાદિ પદાર્થ જાણે છે અને કહે છે તો પછી મિથ્યાદૃષ્ટિના સર્વબોધને અજ્ઞાનસ્વરૂપ શાથી કહો છો?

આચાર્ય:—મિથ્યાદૃષ્ટિના બોધને વ્યવહારથીજ જ્ઞાન કહ્યું છે, અન્યથા નિશ્ચયથી તો તેઓને અજ્ઞાનજ હોય, હેતુ એકે-તેઓ સત્ અને અસત્‌માં લેશ પણ ભેદ માનતાં નથી, જેમકે-મિથ્યાદૃષ્ટિ સત્વ, પ્રમેયત્વ, અને મૂર્ત્તત્વ આદિ થાંભલો, કેળ, અને કમળ આદિ પટના ભેદક ધર્મો ઘટમાં વિદ્યમાન છતાં તેને અછતાંપણે માનીને 'સર્વથા આ ઘડોજ છે' એવો નિશ્ચય માને છે, આથી એ થયું કે-ઘટમાં પટના સત્વ પ્રમેયત્વ આદિ ધર્મો હોવા છતાં તે ધર્મો નથી એવું માન્યું, કારણ કે એમ જો ન માન્યું હોય તો ઘટમાં સત્વ પ્રમેયત્વ આદિ ધર્મવડે પટ આદિનો સદ્ભાવ છતાં 'સર્વથા આ ઘડોજ છે' એવો નિશ્ચય કેમ બને? "આ કથંચિત્ ઘટ છે" એવું જો અવધારણ કરવામાં આવે તો અનેકાન્તવાદ અંગીકાર કરવાથી સમ્યગ્દૃષ્ટિપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. વળી પટ-પુટ-નટ-શકટાદિક ઘટને વિશે નહીં છતાં પણ છતાં પણે અંગીકાર કરે છે. કારણ કે તેઓ "સર્વ પ્રકારે ઘડો છેજ" આવું અવધારણ કરે છે. "કથંચિત્ ઘડો છે" એવું અવધારણ જો કરે તો સ્યાદ્વાદનો આશ્રય કરવાથી સમ્યગ્દૃષ્ટિપણાની પ્રાપ્તિ થાય. આ પ્રમાણે સત્-અસત્ એટલે વિદ્યમાન ને અવિદ્યમાનના ભેદ શિવાય ઉન્મત્તના જેવો મિથ્યાદૃષ્ટિનો બોધ અજ્ઞાન સ્વરૂપ છે. વળી તેઓનું જ્ઞાન વિપરીત હોવાથી ભવહેતુ છે અને તેથી તે અજ્ઞાનસ્વરૂપ છે. તેમજ તેઓનું જ્ઞાન પશુવધ વિગેરેના હેતુભૂત હોવાથી અજ્ઞાન સ્વરૂપ છે. ( યજ્ઞમાં ) પશુવધ કરવો, તલ વિગેરેનો હોમ કરવો, જળમાં પેસીને સ્નાન કરવું, ઇત્યાદિ સંસારના હેતુઓમાં મિથ્યાત્વીઓને મોક્ષહેતુપણાની બુદ્ધિ હોય છે. અને દયા-ઉપશમ-બ્રહ્મચર્ય-અકિંચન-વિગેરે મોક્ષના હેતુઓમાં સંસારના હેતુની બુદ્ધિ હોયછે. આ રીતે તેઓને સ્વચ્છંદ જ્ઞાન હોવાથી તે અજ્ઞાનસ્વરૂપ છે. વળી વિરતિરૂપ જ્ઞાનના ફળનો અભાવ હોવાથી તેમનું જ્ઞાન તે અજ્ઞાન જ છે. ૧૦૫-થી ૧૧૫.

हवे भेदोनी संख्यावडे मति-श्रुतमां भेद जणावे छे.

भेयकयं व विसेसणमट्ठावीसइविहंगभेयाई ।
इंदियविभागओ वा मइ-सुयभेओ जओऽभिहियं ॥ ११६ ॥

अवग्रहादिभेदे अट्ठावीस प्रकारे मतिज्ञान छे अने अंगप्रविष्टादि चौद अथवा पर्यायादि वीस प्रकारे श्रुतज्ञान छे. ( आ रीते उभय ज्ञानमां भेदकृत तफावत छे. ) तथा इन्द्रियना विभागथी पण मति-श्रुतमां भेद छे. ( ते संबंधे पूर्वमां कह्युं छे. ) ११६.

हवे इन्द्रियना विभागथी मति-श्रुतनो भेद जणावे छे.

सोइंदिओवलद्धी होइ सुयं सेसयं तु मइनाणं ।
मोत्तूणं दवसुयं अक्खरलंभो य सेसेसु ॥ ११७ ॥
सोउवलद्धी जइ सुयं न नाम सोउग्गहादओ बुद्धी ।
अह बुद्धी तो न सुयं अहोभयं संकरो नाम ॥ ११८ ॥
केई बेन्तस्स सुयं सद्दो सुणओ मइ त्ति, तं न भवे ।
जं सद्दो चिय सद्दो दवसुयं तस्स को भेओ ? ॥ ११९ ॥
किंवा नाणेऽहिगए सद्देणं जइ य सद्दविन्नाणं ।
गहियं तो को भेओ भणओ सुणओ व जो तस्स ? ॥ १२०
भणओ सुणओ व सुयं तं जमिह सुयाणुसारि विण्णाणं ।
दोण्हंपि सुयाईयं जं विन्नाणं तयं बुद्धी ॥ १२१ ॥

श्रोत्रेन्द्रियोपलब्धि ते श्रुत छे अने बाकीनुं मतिज्ञान छे, तथा द्रव्यश्रुत सिवाय शेष इन्द्रियोमां अक्षरोपलंभ ( ते पण ) श्रुत छे. ( शंका ) जो श्रोत्रोपलब्धि ते श्रुत (कहेशो) तो श्रोत्रना अवग्रहादिभेदो मतिज्ञान नहि थाय, अने मतिज्ञान कहेशो तो श्रुत नहि थाय, जो उभय कहेशो तो संकीर्णता थशे. (उत्तर) केटलाएक लोको वक्ताने श्रुत अने शब्द सांभळनाराने मति एम कहे छे, परन्तु ते बराबर नथी, केमके सर्वने शब्द तो द्रव्यश्रुत छे. तेमां शो भेद छे ! अथवा अहीं ज्ञाननो अधिकार छतां शब्द साथे शुं ( प्रयोजन ) छे ? जो शब्दथी विज्ञान ग्रहण करवामां आवे तो तेना ( ज्ञानना ) वक्ता अने श्रोताने शो भेद थयो ? ( वस्तुत: ) अहीं जे श्रुतानुसारी विज्ञान छे ते श्रोताने तथा वक्ताने श्रुतज्ञान छे, अने श्रुतरहित जे विज्ञान छे ते उभयने मतिज्ञान छे. ११७-थी-१२१.

( १ ) श्रोत्रेन्द्रियवडे उपलब्धि ते श्रोत्रेन्द्रियोपलब्धि. ( २ ) अथवा श्रोत्रेन्द्रियनी उपलब्धि ते श्रोत्रेन्द्रियोपलब्धि. ( ३ ) अथवा श्रोत्रेन्द्रियवडे जेनी उपलब्धि ( ज्ञान ) थाय ते श्रोत्रेन्द्रियोपलब्धि. आ त्रण विग्रहमांथी पहेला बे विग्रहमां श्रोत्रेन्द्रिय उपलब्धिथी श्रोत्रेन्द्रियद्वारा शब्दोल्लेख सहित उपलब्धिरूप भावश्रुत कह्युं, अने त्रीजा विग्रहमां-भावश्रुतोपलब्धिमां उपयोगरहित बोलनाराने द्रव्यश्रुत कह्युं, अने उपयोगसहित बोलनाराने द्रव्य तथा भाव उभयश्रुत जाणवुं. तात्पर्य ए छे के-श्रोत्रेन्द्रियोपलब्धिज श्रुत छे. आ सघळुं वाक्य व्यवच्छेद फळवाळुं होवाथी निश्चयार्थ छे. जेमके—" चैत्र धनु-

ર્ધરજ છે " આ વાક્યથી ચૈત્ર નામની વ્યક્તિમાં ધનુર્ધરતાના અસંબંધનો વ્યવચ્છેદ કર્યો છે. એટલે ચૈત્ર ધનુર્ધર નથી એમ નહિ પણ ધનુર્ધરજ છે. તેવીજ રીતે શ્રુતજ્ઞાન પણ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિવાળુંજ છે ( શ્રોત્રેન્દ્રિયના વિષયવાળુંજ છે ) પરન્તુ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ તે શ્રુતજ છે એમ નહિ; કેમકે જેમ ધનુર્ધર ચૈત્ર છે અને બીજા પણ છે, તેમ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ તો શ્રુત પણ હોય અને મતિ પણ હોય છે. અવગ્રહ-ઇહાદિરૂપ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિથી મતિ થાય છે અને શ્રુતાનુસારી શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિથી શ્રુત થાય છે. જો કદી શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિને શ્રુતજ માનવામાં આવે તો શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિથી મતિજ્ઞાન સર્વથા થાયજ નહિ; પણ તેનાથી ( શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિથી ) મતિ પણ થાય છે.

શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ સિવાય ચક્ષુ આદિ ચાર ઇન્દ્રિયોપલબ્ધિરૂપ જ્ઞાન તે મતિજ્ઞાન છે. માત્ર ચક્ષુઆદિ ચાર ઇન્દ્રિયોપલબ્ધિરૂપ જ્ઞાન તેજ મતિજ્ઞાન છે એમ નહિ પરન્તુ અવગહ-ઇહાદિરૂપ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ પણ મતિજ્ઞાન છે, તેમાં પણ પુસ્તકાદિમાં લખેલું જે દ્રવ્યશ્રુત તે સિવાયનું સર્વ મતિજ્ઞાન છે; કેમકે પુસ્તકાદિમાં લખેલું હોય તે સર્વ મતિજ્ઞાન નથી, કેમકે પુસ્તકાદિમાં લખેલું હોય તે સર્વ શબ્દની પેઠે ભાવશ્રુતનું કારણ હોવાથી દ્રવ્યશ્રુતજ છે.

આ સર્વ વિવેચનથી એ સિદ્ધ થયું કે-કેવળ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિરૂપજ શ્રુત છે, એમ નહિ, પરન્તુ શેષ ચક્ષુ આદિ ચાર ઇન્દ્રિયોમાં શ્રુતાનુસારી સાભિલાપ વિજ્ઞાનરૂપ જે અક્ષર લાભ થાય તે પણ શ્રુત છે. વળી માત્ર અક્ષર લાભ થાય એટલાથીજ તે શ્રુત ન કહેવાય, કેમકે અક્ષર લાભ તો ઈહા-અપાયાત્મક મતિજ્ઞાનમાં પણ થાય છે. તેથી શ્રુતાનુસારી સાભિલાપ વિજ્ઞાનરૂપ અક્ષર લાભ તે શ્રુતજ્ઞાન જાણવું.

શિષ્યઃ—ચક્ષુઆદિ ઇન્દ્રિયોથી થએલા અક્ષરલાભને પણ શ્રુત કહેવાય તો પછી " શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિજ શ્રુત છે " એવું અવધારણ ઘટી શકતું નથી, કેમકે-શેષેન્દ્રિયોપલબ્ધિને પણ આપ શ્રુતપણે કહો છો.

આચાર્યઃ—શેષેન્દ્રિયથી થએલ અક્ષરલાભ પણ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિરૂપજ છે, કારણ કે-એમાં જે અક્ષર લાભ માન્યો છે તે શ્રુતાનુસારી સાભિલાપ જ્ઞાનરૂપ માન્યો છે, અને એવાજ પ્રકારની શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિને શ્રુત કહેલ છે. માટે શેષઇન્દ્રિયદ્વારાએ ઉત્પન્ન થએલું જે સાભિલાપ વિજ્ઞાન તે યોગ્યતાવડે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિજ માનવી, કેમકે સર્વ અભિલાપ શ્રોત્રેન્દ્રિયને ગ્રહણ યોગ્ય છે.

શિષ્યઃ—" શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ શ્રુત છે, અને શેષેન્દ્રિયોમાં પણ જે અક્ષરલાભ તે શ્રુતરૂપ છે. " આ ઉભય કથનથી શ્રુતજ્ઞાન સર્વઇન્દ્રિયના નિમિત્તવાળું થયું. વળી " શેષેન્દ્રિયનો ઉપલબ્ધિ તે મતિજ્ઞાન અને તુશબ્દથી શ્રોત્રેન્દ્રિયના અવગ્રહાદિ પણ મતિજ્ઞાન". આ ઉભયકથનથી મતિજ્ઞાન પણ સર્વઇન્દ્રિયના નિમિત્તવાળું થયું. આ પ્રમાણે બન્ને જ્ઞાનમાં સર્વઇન્દ્રિયોની કારણતા સમાન હોવાથી આપે ઇન્દ્રિયના વિભાગથી મતિ-શ્રુતનો ભેદ કહેવાને આરંભ કર્યો તે સિદ્ધ થતો નથી.

આચાર્યઃ—શેષેન્દ્રિયદ્વારાએ થએલો અક્ષર લાભ અભિલાપાત્મક હોવાથી શ્રોત્રેન્દ્રિયને ગ્રહણ યોગ્યજ છે, તેથી ખરી રીતે જોતાં અક્ષરલાભ તે શેષેન્દ્રિયોપલબ્ધિજ્ઞાન છે; એમ છે તો પરમાર્થથી શ્રોત્રેન્દ્રિયના વિષયવાળુંજ સર્વ શ્રુત છે; મતિજ્ઞાન તો શ્રોત્રેન્દ્રિયના વિષયવાળું તેમજ બીજી ઇન્દ્રિયોના વિષયવાળું પણ છે. આ પ્રમાણે ઇન્દ્રિયના વિભાગથી મતિ-શ્રુતનો

ભેદ માનતાં કંઈ હાની નથી. પૂર્વગત ગાથાનો આ સંક્ષેપ અર્થ છે, વિસ્તૃતઅર્થ આગલ ભાષ્યકાર મહારાજ પોતેજ કહે છે. ૧૧૭.

અહીં " શ્રોત્રોપલબ્ધિજ શ્રુત છે " એ અવધારણનો અર્થ જાણ્યાસિવાય " શ્રોત્રોપલબ્ધિ શ્રુતજ છે" એવો શ્રુતનો અર્થ સમજીને શિષ્ય પૂછેછે કે–જો શ્રોત્રોપલબ્ધિશ્રુતજ છે, તો શ્રોત્રેન્દ્રિયથી થએલ અવગ્રહ ઇહા વિગેરે મતિજ્ઞાન નહિ કહેવાય, કેમકે સર્વ શ્રોત્રોપલબ્ધિને શ્રુત માનેલ છે. શ્રોત્રના અવગ્રહાદિ ભેદો મતિજ્ઞાન ન થાય તો શું હાની છે? એમ કહેવામાં આવે તો તે મતિજ્ઞાનના અઠ્ઠાવીસભેદ કેવી રીતે થશે? અઠ્ઠાવીસ ભેદની સંખ્યામાં વાંધો આવશે એવા ભયથી શ્રોત્રના અવગ્રહાદિને મતિજ્ઞાન માનવામાં આવે તો બધી શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ શ્રુતજ્ઞાન નહિ થાય, અને " શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ શ્રુતજ છે " એ વચન યુક્તિ સંગત નહિ થાય. એ બન્ને દોષ દૂર કરવાને તે અવગ્રહાદિને મતિ અને શ્રુત બન્ને જ્ઞાન તરીકે કહેવામાં આવે તો મતિ–શ્રુત એકત્ર થઈ જવાથી ઉભયનો અભેદ થશે, (એટલે જે મતિ તેજ શ્રુત અને જે શ્રુત તેજ મતિ) અને આપ તો એનો ભેદ કહેવાને ઉદ્યત થયાછો. આતો એવું થયું કે શાન્તિને માટે યત્ન કર્યો, અને ઉલટો એ યત્નથી શાન્તિને બદલે ઉપદ્રવ થયો. ૧૧૮.

આચાર્ય:—ભાઇ! તું કહેછે તેમ ઉભયનો અભેદ નથી, પણ ભેદ છે, તે સમજાવવાને હું સત્ય હકીકત કહું છું; પરન્તુ તે પહેલાં તારી શંકાના સમાધાન માટે બીજાઓ જે કહેછે તેની સત્યાસત્યતાની તુલના કરી જો.

કેટલાએક એમ કહેછે કે–શ્રોત્રેન્દ્રિયવડે જેની ઉપલબ્ધિ તે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ, એ પ્રમાણે બહુવ્રીહિસમાસથી અર્થ કરતાં શબ્દ તેજ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ છે. જે માટે શબ્દ વક્તાને સંભળાય છે માટે શ્રુત છે, અને શ્રોતાને તે શબ્દ અવગ્રહાદિરૂપે જણાય છે માટે તે મતિ છે. આ પ્રમાણે માનવાથી ઉભયસંગત થશે અને શ્રોતામાં થતા અવગ્રહાદિને શ્રુતપણાની પ્રાપ્તિ નહિ થાય.

એ પ્રમાણે જેઓ સમાધાન કરે છે તે યોગ્ય નથી, કારણ કે વક્તા અને શ્રોતા સંબંધી શબ્દ દ્રવ્યશ્રુત જ છે, ઉભયવ્યક્તિને દ્રવ્યશ્રુતરૂપે સમાન એવા શબ્દમાં શો તફાવત છે? કે જેથી તે શબ્દ વક્તાને શ્રુત ગણાય અને શ્રોતાને મતિ ગણાય? જો કદી " સંભળાય તે શ્રુત " અને " મનાય તે મતિ " એમ કહેવામાં આવે તો તેમાં ધાતુ માત્ર જુદા છે પણ શબ્દજ સંભળાય છે અને મનાયછે, કોઈ ભિન્ન વસ્તુ સંભળાતી કે મનાતી નથી. ૧૧૯.

વળી ઉપરોક્ત મતાન્તર માનવાથી બીજું પણ દૂષણ પ્રાપ્ત થશે. તે એ કે અહીં જ્ઞાનના વિચારનો અધિકાર છે, તેમાં અપ્રસ્તુત પુદ્ગળના સમૂહરૂપ શબ્દને ગ્રહણ કરવાનું શું પ્રયોજન છે? અથવા શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિથી શબ્દવિજ્ઞાન ગ્રહણ કરાયછે, ( શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ શબ્દના કારણભૂત અને કાર્યભૂત હોવાથી વક્તાગત અને શ્રોતાગત શબ્દવિજ્ઞાન તે જ ઉપચારથી શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ કહેવાય છે. ) અને તે શબ્દવિજ્ઞાન વક્તાને શ્રુત તથા જ્ઞાતાને મતિ કહેવાય છે. એ પ્રમાણે કહેવામાં આવે તો અમે પૂછીએ છીએ કે તે વિજ્ઞાનનો વક્તા અને શ્રોતામાં શું ભેદ છે? કે જેથી તે શબ્દવિજ્ઞાન વક્તાને શ્રુત અને શ્રોતાને મતિ કહેવાય?, જો એ પ્રમાણે " શ્રોતાને મતિ અને વક્તાને શ્રુત " એમ માનવામાં આવે તો કોઈ વખત શ્રોતાને પણ સાંભળ્યા પછી તરતજ બોલતાં તે જ શબ્દથી થએલી અવશિષ્ટમતિ શ્રુત થઈ જશે. કેમકે "વક્તાને શ્રુત અને શ્રોતાને મતિ" એમ માન્યું છે. આથી મતિશ્રુતની એકતાજ થશે, તફાવત શો રહેશે? બીજું જો શ્રોતાને નિરન્તર એકાન્તે મતિ જ થાયછે એમ કહેવામાં આવે તો " આચાર્યની પરંપરાથી આ શ્રુત આવેલું છે " એમ

જે કહેવાય છે તે અસત્ય ઠરશે, અને તીર્થંકર સિવાય સર્વને શ્રોતૃત્વપણાથી મતિજ્ઞાન માનવું પડશે. જો એમ ન માનવામાં આવે તો મતિશ્રુતની એકતા થાય. ૧૨૦.

આ કારણથી "વક્તાને શ્રુત અને શ્રોતાને મતિ" એમ કહેવું એ ઉપરોક્ત દૂષણવાળું તેમજ આગમવિરૂદ્ધ હોવાથી અસત્ય છે. પરન્તુ પરોપદેશથી અર્હદ્વચનાનુસાર જે કંઈ શ્રોતાનુસારી વિજ્ઞાન હોય તે સર્વ વક્તા અને શ્રોતાને શ્રુત છે. તથા એ ઉભયને શ્રુતરહિત કેવળ ઇન્દ્રિય મનોનિમિત્ત જે અવગ્રહાદિરૂપ વિજ્ઞાન તે સર્વ મતિ છે. આવા વિભાગે વક્તા અને શ્રોતાને મતિ-શ્રુત માનવાં જોઇએ, પણ એકને શ્રુત અને બીજાને મતિ એમ ન માનવું જોઇએ. ૧૧૭-થી-૧૨૧.

"શ્રોત્રોપલબ્ધિ જો શ્રુતજ છે, તો શ્રોત્રના જે અવગ્રહાદિ તે મતિજ્ઞાન નહિ થાય" ઈત્યાદિ વચનથી પૂર્વ ૧૧૮ મી ગાથાના વિવેચનમાં શિષ્યે જે શંકા કરી હતી તેના ઉત્તરમાં ભાષ્યકાર મહારાજ "શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ જ શ્રુત છે" એ વચનથી ૧૧૭ ગાથાના અર્થનો વિસ્તાર કહે છે.

सोइंदिओवलद्धी चेव सुयं न उ तई सुयं चेव ।
सोइंदिओवलद्धी वि काइ जम्हा मतीन्नाणं ॥ १२२ ॥
तुसमुच्चयवयणाओव काई सोइन्दिओवलद्धी वि ।
मइरेवं सइ सोउग्गहादओ हुन्ति मइभेया ॥ १२३ ॥
पत्ताइगयं सुयकारणं ति सद्दो व तेण दव्वसुयं ।
भावसुयमक्खराणं लाभो सेसं मइन्नाणं ॥ १२४ ॥
जइ सुयमक्खरलाभो न नाम सोओवलद्धिरेव सुयं ।
सोओवलद्धिरेवक्खराइं सुइसंभवाउ त्ति ॥ १२५ ॥
सोऽवि य सुयक्खराणं जो लाभो तं सुयं मई सेसा ।
जइ वा अणक्खर चिय सा सव्वा न प्पवत्तेज्जा ॥ १२६ ॥

શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિજ શ્રુત છે, પણ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ શ્રુતજ છે એમ નહિ, કારણ કે કોઇક શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ મતિજ્ઞાન પણ હોય છે. વળી તુ શબ્દરૂપ સમુચ્ચયવચનથી કોઈક શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ પણ મતિજ્ઞાન છે, એથી શ્રોત્રના અવગ્રહાદિ રૂપ મતિજ્ઞાનના ભેદો છે. પાના વિગેરેમાં લખેલું શબ્દની પેઠે શ્રુતનું કારણ છે તેથી તે દ્રવ્યશ્રુત છે અને અક્ષરલાભ તે ભાવશ્રુત છે, તથા શેષ મતિજ્ઞાન છે. ( શંકા ) જો અક્ષરલાભ તે શ્રુત છે, તો 'શ્રોત્રોપલબ્ધિજ શ્રુત' એમ કેમ? ( ઉત્તર ) અક્ષરો શ્રોત્રોપલબ્ધિજ છે, કારણ કે તે સર્વે શ્રવણથી સંભવે છે. અક્ષરલાભમાં પણ શ્રુતના અક્ષરોનો જે લાભ તે શ્રુત છે, શેષ મતિ છે, અને જો અનક્ષરજ મતિ હોય તો (ઈહાદિ) સર્વ મતિ ન થાય. ૧૨૨-થી-૧૨૬.

શ્રોત્રેન્દ્રિયવડે ઉપલબ્ધિ અથવા શ્રોત્રેન્દ્રિયની ઉપલબ્ધિ તે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ એ પ્રમાણે વિગ્રહ કરવાથી તેને ભાવશ્રુત સમજવું. તથા શ્રોત્રેન્દ્રિયવડે જેની ઉપલબ્ધિ તે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ એવો વિગ્રહ જ્યારે કરવામાં આવે ત્યારે ભાવશ્રુતના ઉપયોગ સિવાય વક્તાને દ્રવ્યશ્રુત સમજવું, અને ભાવશ્રુતમાં ઉપયોગવંત વક્તાને દ્રવ્ય તથા ભાવ ઉભયશ્રુત સમજવું. આ બાબત પૂર્વે ૧૧૭ મી ગાથાના વિવેચનમાં કહી ગયા છીએ.

તથા " શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિજ શ્રુત છે " પણ " શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ શ્રુતજ છે " એમ નહિ, એ સંબંધી અવધારણની વિધિ પણ પૂર્વે કહી છે તેથી ફરીને અહીં નથી કહેતા. " શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ શ્રુતજ છે " એમ નહિ માનવાનું કારણ એ છે કે-કોઈ અશ્રુતાનુસારી એવી શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ પણ અવગ્રહ-ઈહાદિરૂપ મતિજ્ઞાન થાય છે. આથી " શ્રોત્રેન્દ્રિયના અવગ્રહાદિ મતિ ન થાય " એમ જે શંકા કરી હતી તેનું સમાધાન કર્યું, કેમકે શ્રોત્રના અવગ્રહાદિને પણ મતિરૂપે કહ્યા છે. ૧૨૨.

' सेसयं तु मइनाणं " ( શેષેન્દ્રિયોપલબ્ધિવાળું મતિજ્ઞાન છે. ) એ પદમાં જે तु શબ્દ છે તે સમુચ્ચયાર્થમાં છે, તેથી અર્હદાદિ પરોપદેશની અપેક્ષા વિના શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ થાય તે મતિજ્ઞાન છે, અને તેથી શ્રોત્રના અવગ્રહાદિ પણ મતિજ્ઞાનના ભેદો છે, આ પ્રમાણે માનવાથી મતિજ્ઞાનના અઠ્ઠાવીસ ભેદો થઈ રહેશે ને કોઇક તરફથી કહેલો વિરોધ પણ દૂર થશે. ૧૨૩.

પૂર્વે ૧૧૭ ગાથાના વિવેચનમાં શ્રોત્રના અવગ્રહાદિ તથા શેષઇન્દ્રિયોપલબ્ધિ તે મતિજ્ઞાન છે એમ ઉત્સર્ગથી જણાવી તેમાં અપવાદ દર્શાવતાં વિશેષ કહ્યું છે કે શેષઇન્દ્રિયોપલબ્ધિમાં દ્રવ્યશ્રુત સિવાયનું જે હોય તે મતિજ્ઞાન છે. તે દ્રવ્યશ્રુત શું છે તે જણાવે છે પુસ્તક યા પત્ર વિગેરેમાં જે લખેલું હોય તે શબ્દની પેઠે ભાવશ્રુતનું કારણ હોવાથી દ્રવ્યશ્રુત છે. આ દ્રવ્યશ્રુત સિવાયનું શેષ ચક્ષુઆદિઇન્દ્રિયોપલબ્ધિરૂપ જ્ઞાન તે મતિજ્ઞાન છે, અને અક્ષરલાભ તે ભાવશ્રુત છે. તાત્પર્ય એ છે કે-કેવળ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિજ શ્રુત છે એટલુંજ નહિ પરન્તુ શેષઇન્દ્રિયોમાં પરોપદેશથી અર્હદ્વચનાનુસારી ઉપલબ્ધિ અક્ષરલાભ થાય તે પણ શ્રુત છે. અને ચક્ષુઆદિઇન્દ્રિયોમાં અક્ષરલાભ સિવાયનું જે અશ્રુતાનુસારી અવગ્રહાદિરૂપ જ્ઞાન તે મતિજ્ઞાન છે. ૧૨૪.

પૂર્વે ૧૧૭ મી ગાથામાં જે શંકા કરી હતી કે-" શેષેન્દ્રિયથી થએલ અક્ષરલાભ પણ શ્રુત છે તો પછી ' શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિજ શ્રુત છે એવું ' અવધારણ કેવી રીતે ઘટી શકે? કેમકે શેષેન્દ્રિયથી થએલ અક્ષરલાભને પણ શ્રુત કહેલું છે." આના ઉત્તરમાં કહેવાનું કે-ત્યાં જે અવધારણ કર્યું છે તે સત્ય છે. જો શેષઇન્દ્રિયથી થએલ અક્ષરલાભ પણ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ રૂપ ન હોય તો તે અવધારણ અસત્ય ઠરે, પરન્તુ એમ નથી. શેષેન્દ્રિયથી પ્રાપ્ત થએલ જ્ઞાનમાં જે પ્રતિભાસમાન થતા અક્ષરો તે પણ શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિજછે.

શિષ્ય:—શેષેન્દ્રિયથી જે અક્ષરનો લાભ થાય તેને શ્રોત્રોપલબ્ધિ કેમ કહેવાય ? જો શ્રોત્રોપલબ્ધિ કહેવાય તો તે શેષેન્દ્રિયઅક્ષરલાભ કેમ કહેવાય ?

આચાર્ય:—શેષેન્દ્રિયથી થતા જ્ઞાનમાં જણાતા અક્ષરો શ્રોત્રોપલબ્ધિજ છે, કેમકે તે અક્ષરો શ્રુતિસંભવ છે. એટલે કે જે અક્ષરો છે તે અભિલાપરૂપ છે; અને તે અભિલાપ વિવક્ષિતકાળે અથવા બીજી કોઈ વખતે તે પુરૂષને અથવા બીજા પુરૂષને શ્રવણયોગ્ય હોવાથી શ્રવણેન્દ્રિયથી ઉપલબ્ધ થાયછે. માટે સર્વ અભિલાપ શ્રોત્રોપલભ્ય હોવાથી શ્રોત્રોપલબ્ધિરૂપ જ છે. તેથી કરેલું અવધારણ દોષરહિત છે. ૧૨૫.

શિષ્ય:—જે શેષેન્દ્રિય અક્ષરલાભ થાય છે તે સર્વ શ્રુતરૂપ છે કે તેનો અમુક ભાગ જ શ્રુત રૂપ છે ?

આચાર્ય:—શેષેન્દ્રિયથી થતા અક્ષરલાભમાં જે સંકેતના વિષયભૂત શબ્દને અનુસરનાર હોય, અથવા સર્વજ્ઞના વચનના કારણભૂત હોય, એવા વિશિષ્ટ શ્રુતાક્ષરોનો લાભ

થાય તે જ શ્રુત છે, પણ ઈહા-અપાય આદિમાં સ્ફુરાયમાન થતા અશ્રુતાનુસારી અક્ષરલાભને શ્રુતપણે માનવામાં આવે તો મતિને અનક્ષરજ માનવી પડે; અને તેથી ઈહા-અપાય અને ધારણારૂપ જે મતિજ્ઞાન સિદ્ધાન્તમાં કહેલ છે તે સર્વ ભેદ મતિપણે ન ગણાય, પણ માત્ર અક્ષરવગરના અવગ્રહનેજ મતિ માનવી પડે, કારણ કે ઇહા વિગેરે તો અક્ષરાત્મક છે માટે એ પ્રમાણે માનવું તે ઇષ્ટ નથી, માટે શ્રુતાનુસારી અક્ષરલાભ તે જ શ્રુત છે, અને બાકીનું મતિજ્ઞાન છે. ૧૨૨-થી-૧૨૬.

હવે શ્રુતનો નિશ્ચિત અર્થ એકઠો કરીને જણાવવા કહે છે.

दव्वसुयं भावसुयं उभयं वा किं कहं व होज्जा सिंत्ति ।
को वा भावसुयंसो दव्वाइसुयं परिणमेज्जा ? ॥ १२७ ॥
बुद्धिद्दिट्ठे अत्थे जे भासइ तं सुयं मईसहियं ।
इयरत्थवि होज्ज सुयं उवलद्धिसमं जइ भणेज्जा ॥ १२८ ॥

દ્રવ્યશ્રુત-ભાવશ્રુત-અને ઉભયશ્રુત શું છે? અથવા કેવી રીતે થાય છે? તથા ભાવશ્રુતનો કેટલો અંશ દ્રવ્યાદિશ્રુતપણે પરિણમે છે? બુદ્ધિદૃષ્ટ અર્થમાંથી જે બોલેછે તે મતિસહિત શ્રુત છે. અને જો ઉપલબ્ધિની સમાન બોલાય તો તે બીજામાં ( ભાવશ્રુતમાં ) ગણાય છે. ૧૨૭-૧૨૮.

પૂર્વે ૧૧૭ મી ગાથામાં "દ્રવ્યશ્રુત સિવાયનું" એ પદથી પુસ્તકાદિમાં લખેલું દ્રવ્યશ્રુત કહ્યું છે, "અક્ષરલાભ" એ વચનથી ભાવશ્રુત કહ્યું છે, અને "શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ" એ કથનથી શબ્દ તથા શબ્દનું જ્ઞાન એમ ઉભયશ્રુત કહ્યું છે. આ ત્રણે સંબંધી વિચાર હવે પછીના પૂર્વગત ગાથાના વિવેચનમાં કરાશે. જેમકે-તે દ્રવ્યાદિશ્રુત શું શું છે? અથવા તે કેવી રીતે થાયછે? તેમજ ભાવશ્રુતનો કયો અંશ દ્રવ્યાદિ શ્રુતપણે એટલે દ્રવ્યશ્રુત તથા ઉભયશ્રુતપણે પરિણમે છે?

આ સ્થળે મતિ-શ્રુતનો ભેદ વિચારવાનો છે, આથી કેટલાક આચાર્યો આ ૧૨૮ મી ગાથાનો અર્થ તે સંબંધી છે એમ કહે છે. ભાષ્યકાર મહારાજ પણ પછીથી એજ પ્રમાણે અર્થ કરશે. પરન્તુ હમણાંતો ચાલતા વિષયમાં દ્રવ્યાદિશ્રુતનો વિચાર ચાલે છે તેથી તદનુસાર વ્યાખ્યા કરેછે. શ્રુતરૂપ બુદ્ધિથી ગ્રહણ કરાતા અભિલાપ્ય પદાર્થો બુદ્ધિદૃષ્ટ અર્થ કહેવાય, તેવા બુદ્ધિદૃષ્ટ પદાર્થો ઘણાએ છે; પરન્તુ તેમાંથી જે પદાર્થોને વક્તા શ્રુત ઉપયોગરૂપ મતિસહિત બોલેછે તે ઉભયશ્રુતછે. અર્થાત્ શ્રુતાત્મક બુદ્ધિએ ગ્રહણ કરેલા અર્થોમાંથી જે અર્થો શ્રુતાત્મક બુદ્ધિએ ઉપયુક્ત એવો વક્તા બોલે તે દ્રવ્ય અને ભાવશ્રુતરૂપ ઉભયશ્રુત થાય છે. "जे भासइ (જે બોલે છે)" આવચનથી દ્રવ્યશ્રુત કહ્યું, તથા "बुद्धिद्दिट्ठे अत्थे" અને "मइसहियं" (મતિસહિત બુદ્ધિદૃષ્ટ અર્થ જાણે.) એ વચનથી ભાવશ્રુત કહ્યું. આ પ્રમાણે ૧૧૭ મી ગાથામાં કહેલા ઉભયશ્રુતનું સ્વરૂપ છે. વળી જે ભાવો પ્રથમ શ્રુતબુદ્ધિએ જોએલા હોય અને પાછીથી અભ્યાસના બળથી ઉપયોગ રહિત કોઈ બોલે તો તે દ્રવ્યશ્રુત છે. જે ભાવો માત્ર શ્રુતબુદ્ધિથી જણાય છે અને તે મનમાં સ્ફુરતા છતાં પણ બોલાય નહિ તે ભાવશ્રુત છે. આટલું કહેવાથી દ્રવ્યશ્રુત કહ્યું અને તે કેવી રીતે થાયછે એ પ્રશ્નનો વિચાર થયો.

હવે ભાવશ્રુતનો કયો અંશ દ્રવ્યાદિ શ્રુતપણે પરિણમે છે? એ પ્રશ્નનો વિચાર કરીએ.

દ્રવ્યશ્રુત અને ઉભયશ્રુત કરતાં ભાવશ્રુત અનન્તગુણ છે; કારણ કે વાણી અનુક્રમે પ્રવર્તે છે, અને આયુષ પરિમિત છે; તેથી ભાવશ્રુતના વિષયભૂત સર્વ અર્થોના અનન્તમા ભાગને જ વક્તા બોલી શકેછે. આ ઉપરથી એ સિદ્ધ થયું કે ભાવશ્રુતનો અનન્તમો ભાગજ દ્રવ્યશ્રુત તથા ઉભયશ્રુત રૂપે પરિણમે છે. આ બાબત આગળ વિસ્તારથી કહેવાશે તેથી અહીં વધારે નથી કહિતા.

શિષ્ય:—ઉપયોગ સહિત જે ભાવોને બોલે તે ઉભયશ્રુત, અને જે ભાવોને ઉપયોગરહિત બોલે તે દ્રવ્યશ્રુત, એમ આપે કહ્યું; પણ જે ભાવોને કોઈ બોલતું નથી, માત્ર શ્રુતબુદ્ધિવડે જુવેજ છે, તેમાં પણ દ્રવ્યશ્રુત અને ઉભયશ્રુત કેમ નથી કહેતા ?

આચાર્ય:—" જે બોલાય છે તે શ્રુત " એમ કહેવાથી તેના પ્રતિયોગીરૂપ અભાષમાણ અવસ્થામાં થનારૂં ભાવશ્રુતજ " ઈતરત્ર " શબ્દથી વાચ્ય છે. એટલે કે ભાવશ્રુતમાં દ્રવ્યશ્રુત અને ઉભયશ્રુતરૂપતા ત્યારે થાય કે જ્યારે ઉપલબ્ધિ સમાન બોલાય. ( જેટલી વસ્તુઓની ઉપલબ્ધિ થાય તેટલીને ઉપયોગ સહિત અથવા ઉપયોગરહિત બોલે તો ભાવશ્રુતમાં દ્રવ્યશ્રુત અને ઉભયશ્રુત રૂપતા મનાય. ) પરન્તુ એમ થતું નથી, કેમકે શ્રુતોપલબ્ધિથી ઉપલબ્ધ થએલા અર્થો અનન્તા છે, વાણી ક્રમવર્તી છે, અને આયુષ પરિમિત છે; તેથી શ્રુતોપલબ્ધિથી ઉપલબ્ધ થએલા અભિલાપ્ય ભાવોમાંથી માત્ર અનન્તમો ભાગજ વક્તા આખા જીવનમાં બોલી શકે. માટે ઉપયોગરહિત બોલતાં દ્રવ્યશ્રુત અને ઉપયોગ સહિત બોલતાં ઉભયશ્રુત થાય, પણ સર્વ ભાવશ્રુતમાં દ્રવ્યશ્રુત કે ઉભયશ્રુતરૂપતા ન થાય, કારણકે તે સર્વ બોલી શકાયજ નહિ. ૧૨૭-૧૨૮.

હવે ભાષ્યકાર મહારાજ એ બન્ને ગાથાઓનો અર્થ પોતાના તથા બીજાના અભિપ્રાય પ્રમાણે કરે છે.

जे सुयबुद्धिद्दिट्ठे सुय–मइसहिओ पभासई भावे ।
तं उभयसुयं भन्नइ दव्वसुयं जो अणुवउत्तो ॥ १२९ ॥
इयरत्थऽवि भावसुए होज्ज नय तस्समं जइ भणिज्जा ।
न य तरइ तत्तियं सो जमणेगगुणं तयं तत्तो ॥ १३० ॥
सद्द उवलद्धीए वा उवलद्धिसमं तया व जं तुल्लं ।
जं तस्समकालं वा न सव्वहा तरइ वोत्तुं जे ॥ १३१ ॥
केई बुद्धिद्दिट्ठे मइसहिए भासओ सुयं तत्थ ।
किं सद्दो मइउभयं भावसुयं ? सव्वहाऽजुत्तं ॥ १३२ ॥
सद्दो ता दव्वसुयं मइराभिणिबोहियं नवा उभयं ।
जुत्तं, उभयाभावे भावसुयं कत्थ तं किं वा ? ॥ १३३ ॥
भासापरिणइकाले मइए किमहियमहण्णहत्तं वा ? ।
भासासंकप्पविसेसमेत्तओ वा सुयमजुत्तं ॥ १३४ ॥

જે શ્રુતબુદ્ધિથી દૃષ્ટ એવા ભાવોને શ્રુતબુદ્ધિ સહિત બોલે છે તે ઉભયશ્રુત છે, અને જે તેજ ભાવોને ઉપયોગરહિત બોલે છે તે દ્રવ્યશ્રુત છે. જો ઉપલબ્ધિ સમાન બોલાય તો

ઈતરત્ર-ભાવશ્રુતમાં પણ ( દ્રવ્યશ્રુત ને ઉભયશ્રુત ) થાય, પરન્તુ તેમ થવું અશક્ય છે, કેમકે ભાવશ્રુત અનન્તગુણું છે. જે ( ભાષણ ) ઉપલબ્ધિ સહિત હોય યા તે ઉપલબ્ધિ સમાન હોય, અથવા તેજ કાળે હોય તે ઉપલબ્ધિસમ કહેવાય; પણ ( એ પ્રમાણે ) સર્વથા બોલી શકાયજ નહિ. કેટલાએક આચાર્યો મતિસહિત બુદ્ધિદૃષ્ટઅર્થને બોલતાં શ્રુત કહે છે. તેમાં શબ્દ મતિ કે ઉભયશ્રુત એ ત્રણ ભાવશ્રુત છે ? ( ઉત્તર ) ના, એ સર્વ અયુક્ત છે. ( કારણકે ) શબ્દ દ્રવ્યશ્રુત છે, મતિ આભિનિબોધિક છે, અને ઉભયશ્રુત પણ યોગ્ય નથી. ઉભયમાં અભાવ છતે, ભાવશ્રુત ક્યાં છે ? અથવા કયુ છે ? ભાષાપરિણતિકાળે મતિને શું અધિક થાય છે ? અથવા શું અન્યથાપણું થાય છે ? ભાષાના સંકલ્પ વિશેષ માત્રથીજ શ્રુત કહેવું તે તો અયુક્ત છે. ૧૨૯-થી-૧૩૪.

શ્રુતરૂપ બુદ્ધિથી દૃષ્ટ ( પર્યાલોચિત અથવા ચિન્તિત ) ભાવોમાંથી જે ભાવોને શ્રુતોપયોગ સહિત વક્તા બોલે છે તે દ્રવ્ય-ભાવરૂપ ઉભયશ્રુત છે, અને ભાવોને ઉપયોગરહિત બોલે છે તે શબ્દમાત્ર હોવાથી દ્રવ્યશ્રુત છે. પરન્તુ જે ભાવોને શ્રુતબુદ્ધિથી કેવળ વિચારેજ છે બોલતા નથી તે માત્ર ભાવશ્રુત છે. ૧૨૯.

જે બોલે છે તે દ્રવ્યશ્રુત અને ઉભયશ્રુત છે એમ કહેવાથી ઈતરત્ર શબ્દવડે ભાવશ્રુત કહેવાય છે. દ્રવ્યશ્રુત અથવા ઉભયશ્રુત ભાવશ્રુતમાં બધે ત્યારે થાય કે જ્યારે ઉપલબ્ધિ સમાન બોલાય. એટલે કે શ્રુતબુદ્ધિથી જેટલું ગ્રહણ થયું હોય તેટલું સર્વ બોલાય તો ભાવશ્રુતમાં દ્રવ્યશ્રુત અને ઉભયશ્રુત થાય, પરન્તુ તેમ થઈ શકે નહિ, કારણકે શ્રુતજ્ઞાની સ્વબુદ્ધિથી જેટલું જાણે છે તેટલું કહી શકતા નથી. ભાષાવિષયીકૃત શ્રુતથી ભાવશ્રુત અનન્તગુણું છે, તેથી ઉપલબ્ધિસમાન કહી શકાતું નથી. ૧૩૦.

જે ભાષણ ઉપલબ્ધિ સહિત વર્તે, ( જે જે ઉપલબ્ધિ થાય તેની સાથેજ ભાષણ થાય ) તે ઉપલબ્ધિ સમાન કહેવાય, અથવા જેટલા પ્રમાણમાં ઉપલબ્ધિ થાય તેટલાજ પ્રમાણમાં બોલવું થાય તે ઉપલબ્ધિ સમાન કહેવાય, અથવા ઉપલબ્ધિના સમકાળે જે ભાષણ કરવું તે પણ ઉપલબ્ધિસમાન કહેવાય. જેમકે-જે વખતે શરીરમાં શૂળની વેદના અનુભવાતી હોય તેજ વખતે તે વેદના બીજાને કહેવી; એ પ્રમાણે સર્વ શ્રુતોપલબ્ધિ અન્તઃકરણમાં અનુભવતાં તેજ કાળે જે કથન કરવું તે ઉપલબ્ધિ સમાન કહેવાય. આ સર્વ કહેવાનું તાત્પર્ય એ છે કે શ્રુતજ્ઞાની—શ્રુતજ્ઞાનરૂપી શ્રુતબુદ્ધિથી જેટલું જાણે છે તેટલું કહી શકતા નથી. ૧૩૧.

અહીં બીજા કેટલાક આચાર્યો મતિ-શ્રુતનો ભેદ પ્રતિપાદન કરવાની ઈચ્છાથી "બુદ્ધિ દિટ્ઠે અત્થે" એ મૂળગાથામાં 'બુદ્ધિ' નો શ્રુતબુદ્ધિરૂપ અર્થ ન કરતાં 'બુદ્ધિ' નો મતિ એવો અર્થ કરે છે, અને તેથી કરીને મતિથી દેખેલા ઘણાં પદાર્થોમાંથી કેટલાએક અર્થોને મતિસહિત બોલતાં શ્રુત થાય છે એમ કહે છે. આ સ્થળે કોઈ એમ પૂછે કે મતિજ્ઞાનીજ મતિસહિત હોય છે, તો પછી અર્થોને મતિસહિત એવું વિશેષણ શામાટે આપ્યું છે. ? આના ઉત્તરમાં કહેવાનું કે અહીં "મતિસહિત" એટલે મતિઉપયોગમાં વર્તતો કોઈ વક્તા ગ્રહણ કર્યો છે. આથી, તે મતિઉપયોગયુક્ત હોવાથી અર્થોને પણ ઉપચારથી મતિ સહિત કહેલ છે. માટે મતિજ્ઞાનથી જણાએલા અર્થોને મતિજ્ઞાનોપયોગયુક્ત બોલનારાને શ્રુત થાય છે, ઉપયોગરહિત બોલનારાને દ્રવ્યશ્રુત થાય છે, અને એ સિવાયનું કેવળ પદાર્થ વિચારણારૂપ નહિ બોલનારાને મતિજ્ઞાન હોય છે. આ પ્રમાણે મતિ-શ્રુતનો ભેદ કહે છે. આ પ્રમાણે ૧૨૮ મી મૂળ ગાથાના પૂર્વાર્ધનો બીજા આચાર્યો એ પ્રમાણે અર્થ કરે છે પણ તે યોગ્ય

નથી; કારણકે ભાષ્યકાર મહારાજ કહે છે કે એવો અર્થ કરવાથી તેમાં ભાવશ્રુતનો સર્વથા અભાવ થશે. તે વખતે બોલાતો એવો શબ્દ ભાવશ્રુત છે? મતિ ભાવશ્રુત છે? કે એ ઉભય ભાવશ્રુત છે? આ ત્રણેમાં એક પણ ભાવશ્રુત નહિ થઈ શકે. કારણકે મતિઉપયોગસહિત બોલનારાનો શબ્દ તો દ્રવ્યશ્રુત રૂપ માન્યો છે, અને મતિ તે આભિનિબોધિક જ્ઞાન છે, તેમાં ભાવશ્રુત કેમ માની શકાય? મતિ અને શબ્દ એ ઉભય મળીને ભાવશ્રુત થશે એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કારણકે જેમ રેતીના જુદા જુદા કણીઆમાં તેલનો અભાવ છે તેમ સમુદિત કણીયામાં પણ તેલનો અભાવ છે. તેવીજ રીતે અહીં પણ મતિ અને દ્રવ્યશ્રુતની પ્રત્યેક અવસ્થામાં ભાવશ્રુતનો અભાવ છે; તેમ ઉભયમિલિત અવસ્થામાં પણ ભાવશ્રુતનો અભાવ છે. એ પ્રમાણે શબ્દાદિમાં ભાવશ્રુત ક્યાં છે? અથવા એમાં કયું ભાવશ્રુત છે? અર્થાત્ એમાં કોઈ પણ પ્રકારે ભાવશ્રુતપણું નથીજ. ૧૩૨ ૧૩૩.

ભાષાપરિણામકાળે મતિની કંઈક વિશેષતા થાય છે, તેથી મતિ અને શબ્દરૂપ ઉભયનું શ્રુતપણું કહેવું કંઈ વિરૂદ્ધ નથી, એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે. કારણકે– અન્તર્વિજ્ઞાનવિશેષરૂપ મતિજ્ઞાનને ભાષાપરિણતિકાળે પૂર્વ અવસ્થાથકી (શબ્દ પ્રારંભ વખતે) શી અધિકતા પ્રાપ્ત થાય છે કે જેથી તે મતિને ઉભયઅવસ્થામાં જ્ઞાનાન્તરરૂપ શ્રુતનો વ્યવહાર કરાય? અથવા શબ્દ પ્રારંભ વખતે મતિનો સર્વથા અન્યથા ભાવ કયો થાય છે કે જેથી તે શ્રુત કહેવાય? 'ભાષાનો પ્રારંભ એજ એમાં વિશેષ છે.' એમ કહેવામાં આવે તો તે ભાષાના પ્રારંભથીજ એટલે ભાષાના સંકલ્પવિશેષમાત્રથીજ મતિને શ્રુતપણું કહેવું એ અયોગ્ય છે.' કારણકે સ્વયં અવિશિષ્ટ અન્તર્વિજ્ઞાનને બાહ્યક્રિયારંભથી અત્યન્ત જાતિભેદ માનવામાં આવે તો ચાલવું-દોડવું-હાથ પછાડવા વિગેરે બાહ્યક્રિયાઓ અનન્ત હોવાથી મતિજ્ઞાન પણ અનન્ત માનવાં પડે; વળી સ્વયં અવિશેષજ્ઞાનોને શબ્દપરિણતિના સંનિધાન માત્રથીજ જ્ઞાનાન્તર માનીએ તો અતિપ્રસંગ થાય અને એથી અવધિ આદિ જ્ઞાનોમાં પણ એમજ થાય. ૧૩૪.

એ પ્રમાણે મૂળગાથાના પૂર્વાર્ધનું કોઇએ વિરૂદ્ધ વ્યાખ્યાન કરેલું તેમાં દૂષણ બતાવ્યાં; હવે તેજ પ્રમાણે ઉત્તરાર્ધ માટે કહે છે.

इयरत्थवि मइनाणे होज्ज सुयंति किह तं सुयं होइ ? ।
किह व सुयं होइ मई सलक्खणावरणभेयाओ ? ॥ १३५ ॥
अहव मई दव्वसुयत्तमेउ भावेण सा विरुज्झेज्जा ।
जो असुयक्खरलाभो तं मइमहिओ पभासेज्जा ॥ १३६ ॥
इयरम्मिवि मइनाणे होज्ज तयं तस्समं जइ भणेज्जा ।
न य तरइ नत्तियं सो जमणेगगुणं तयं तत्तो ॥ १३७ ॥
कह मइ-सुओवलद्धा तीरेंति न भासिउं, बहुत्ताओ ।
सव्वेण जीविएणवि भासइ जमणंतभागं सो ॥ १३८ ॥
तीरंति न वोत्तुं जे सुओवलद्धा बहुत्तभावाओ ।
सेसोवलद्धभावा साभवबहुत्तओऽभिहिया ॥ १३९ ॥

ઇતરત્ર પણ (એટલે) મતિજ્ઞાનમાં પણ શ્રુત થાય તો તે શ્રુત કેવી રીતે થાય? અથવા શ્રુત તે મતિ કેવી રીતે થાય? કારણ બન્નેમાં સ્વલક્ષણ અને આવરણનો ભેદ છે. અથવા

મતિ દ્રવ્યશ્રુતપણું પામે, પણ ભાવશ્રુત સાથે તે વિરોધ પામે; ( કેમકે ) જે અશ્રુતાનુસારી અક્ષરલાભને મતિસહિત બોલે તે દ્રવ્યશ્રુત છે. ઇતર-મતિજ્ઞાનમાં પણ તે જો તત્સમાન બોલાય તો દ્રવ્યશ્રુત થાય ( પરન્તુ ) બોલી શકાય નહિ, કેમકે તે તેનાથી અનેકગુણું છે. મતિ-શ્રુતોપલબ્ધ ( ભાવો ) શામાટે ન બોલી શકાય? તે બહુજ હોવાથી આખાજીવન પર્યન્ત બોલવામાં આવે તો પણ તેનો અનન્તમો ભાગજ બોલી શકાય. શ્રુતોપલબ્ધ ભાવો બહુજ હોવાથી બોલી શકાતા નથી, અને શેષ જ્ઞાનોપલબ્ધ ભાવો સ્વાભાવિકપણે તથા બહુ હોવાથી બોલી શકાતા નથી. ૧૩૫-થી-૧૩૬.

"બુદ્ધિદિટ્ઠે અત્થે" એ ગાથામાં જેઓ બુદ્ધિનો અર્થ મતિ કરે છે, તેમના મતે "ઇયરત્થવિ હોજજ સુયં" તે ૧૨૮ ગાથાના ઉત્તરાર્ધમાં ઇતરત્ર શબ્દથી મતિજ્ઞાન કહેલ છે. કારણકે ભાષ્યકારે શબ્દસહિત મતિને દ્રવ્ય-ભાવરૂપ ઉભયશ્રુત કહ્યું છે. તેથી ઇતરશબ્દથી મતિજ્ઞાનજ એમના મતમાં સંભવે છે. તેઓનું કથન એમ છે કે-જો ઉપલબ્ધિ સમાન બોલે તો મતિજ્ઞાનમાં પણ શ્રુતજ્ઞાન થાય, આ પ્રમાણે તેમનું માનવું અયોગ્ય છે. કારણકે જે મતિજ્ઞાન છે તે શ્રુતજ્ઞાન કેવી રીતે થઈ શકે? અથવા જો શ્રુત હોય તો તે મતિ કેમ થાય? નજ થાય. સ્વલક્ષણ અને સ્વાવારક કર્મના ભેદથી મતિ-શ્રુતનો ભેદ આગમમાં કહ્યો છે. વળી જે શ્રુત તેજ મતિ થાય અને મતિ તેજ શ્રુત થાય તો લક્ષણ અને આવરણનો ભેદ તેમાં ન રહે. ૧૩૫.

એ પ્રમાણે મતિ-શ્રુતનો ભેદ પ્રતિપાદન કરવાની ઇચ્છાથી બીજા આચાર્યોએ "બુદ્ધિદિટ્ઠે અત્થે" એ મૂળગાથાની જે વ્યાખ્યા કરી છે તેમાં 'મતિ' એ ભાવશ્રુત નથી એમ પ્રતિપાદન કર્યું છે. પરન્તુ જો કદી તેઓ તેને દ્રવ્યશ્રુત માને તો કંઈ દોષ નથી. એમ જણાવવાને ભાષ્યકાર મહારાજ કહે છે કે—મતિ ને દ્રવ્યશ્રુતપણું પ્રાપ્ત થાય તો તેમાં કંઈ દોષ નથી, પણ ઉપર કહ્યા મુજબ ભાવશ્રુતની સાથે વિરોધ પ્રાપ્ત થશે. તાત્પર્ય એ છે કે—"કેઈ બુદ્ધિદિટ્ઠે મઈસહિએ ભાસઓ સુયં" આ ગાથાર્ધમાં 'સુય' એટલે શ્રુત શબ્દ છે તેને જો દ્રવ્યશ્રુતપણે કહે તો કંઈ વિરોધ નથી, કારણકે મતિઉપયોગસહિત અર્થ બોલનારાને તે મતિ શબ્દરૂપ દ્રવ્યશ્રુતનું કારણ હોવાથી દ્રવ્યશ્રુત થાય, અને નહિ બોલનારાને તે મતિજ્ઞાન થાય. એ પ્રમાણે મતિ અને દ્રવ્યશ્રુતનો ભેદ કહેલો છે.

અહીં કોઇને એવી શંકા થાય કે-મતિઉપયોગમાં વર્તતો કોઈ બોલે તો તે વખતે મતિ દ્રવ્યશ્રુતનું કારણ હોવાથી તે દ્રવ્યશ્રુત થાય, પરન્તુ એમ થતું નથી. જે અશ્રુતાનુસારી અક્ષરલાભ છે તેને મતિઉપયોગમાં વર્તનાર વક્તા બોલે તો તે દ્રવ્યશ્રુતનું કારણ થાય, એમાં કંઈ સંદેહ નથી. પણ જે શ્રુતાનુસારી અક્ષરલાભ છે તેને શ્રુતોપયોગમાં વર્તનાર વક્તા બોલે તો તે શબ્દનું મતિજ્ઞાન કારણ નથી; કેમકે તે શ્રુતપૂર્વક છે. તાત્પર્ય એ છે કે અર્હદ્વચનરૂપ પરોપદેશથી થનાર એવા શ્રુતને અનુસરીને જે અક્ષરલાભ અન્તઃકરણમાં સ્ફુરે છે તેને શ્રુતોપયોગમાં વર્તનાર વક્તા બોલે છે. અને જે અશ્રુતાનુસારી અક્ષરલાભ સ્વમતિથી પર્યાલોચિત ઇહા-અપાયાદિમાં અક્ષરલાભ સ્ફુરે છે, તેને જ્યારે મતિઉપયોગ સહિત વક્તા બોલે છે ત્યારે તે મતિશબ્દરૂપ દ્રવ્યશ્રુતનું કારણ હોવાથી દ્રવ્યશ્રુત થાયછે જ. ૧૩૬.

હવે "ઇયરત્થવિ હોજજ સુયં" ઇત્યાદિ મૂળગાથાના ઉત્તરાર્ધમાં જે અર્થ પ્રાપ્ત થાય છે તે કહે છે. બોલનારાને મતિ દ્રવ્યશ્રુત છે એમ કહ્યું, તેથી કરીને અભાષમાણ અવસ્થામાં થનારું મતિજ્ઞાન તે ઇતર શબ્દથી વાચ્ય છે. એટલે કે અભાષમાણ અવસ્થા-

માં થનારા મતિજ્ઞાનમાં જેટલા અર્થ જણાએલા હોય તેટલા સર્વ અર્થને બોલે તો તે દ્રવ્યશ્રુત થાય; પણ તેમ થતું નથી, કારણ કે મતિજ્ઞાનવડે જેટલું પ્રાપ્ત થાય છે તેટલું બોલવાને સમર્થ નથી. કારણ કે જે બોલી શકાય એવા છે તે સર્વથી મતિજ્ઞાનોપલબ્ધિ ભાવો અનન્તગુણા છે. ૧૩૭.

શિષ્ય:—મહારાજ ! આપે હમણાં કહ્યું કે મતિજ્ઞાનથી જણાએલા સર્વ ભાવો કહી શકાય નહિ, અને તે પહેલાં કહ્યું છે કે શ્રુતથી જણાએલા સર્વ ભાવો કહી શકાય નહિ. એ પ્રમાણે કહેવાનું શું કારણ?

આચાર્ય:—મતિ-શ્રુતથી જણાએલા ભાવો બહુ છે, તેથી કરીને મતિજ્ઞાની આખા-જીવનપર્યન્તમાં પણ ઉપલબ્ધ અર્થોના અનન્તમા ભાગને જ બોલી શકેછે. આગમમાં કહ્યું છે કે-શ્રુતજ્ઞાનથી જણાએલા ભાવો ઘણા હોવાથી કહી શકાતા નથી, અને તે સિવાયના મતિ-અવધિ-મન:પર્યવ અને કેવળ જ્ઞાનથી ઉપલબ્ધ ભાવો સ્વાભાવિકપણે અનભિલાપ્ય હોવાથી કહી શકાતા નથી.

શિષ્ય:—જેમ એ શેષજ્ઞાનોપલબ્ધ ભાવો અનભિલાપ્ય હોવાથી કહી શકાતા નથી. તેમ અનભિલાપ્ય હોવાથી પણ કહી શકાતા નથી તો 'અનભિલાપ્ય સ્વભાવ' રૂપ એકજ હેતુ કેમ આપ્યો? તે સાથે 'બહુત્વ' રૂપ હેતુ પણ આપવો જોઇતો હતો.

આચાર્ય:—જે ભાવો અભિલાપ્ય (બોલી શકાય તેવા) હોય તેમાં અલ્પબહુ-ત્વનો વિચાર કર્યો હોય તો ઉચિત ગણાય. પણ જે મૂળથી જ અનભિલાપ્ય (બોલી ન શકાય તેવા) છે તેમાં બહુત્વરૂપ હેતુ આપવો નિષ્ફળ છે. વળી શેષજ્ઞાનોપલબ્ધ ભાવો બહુ હોવાથી જેમ કહી શકાતા નથી, તેમ મતિ-શ્રુતોપલબ્ધ ભાવો પણ બહુ હોવાથી કહી શકાતા નથી; ઈત્યાદિ સર્વ ઉપર જ કહી ગયા છીએ, એટલે અહીં 'બહુત્વરૂપ' હેતુ આપવામાં આવે તો પુનરૂક્તિ દોષપ્રાપ્ત થાય.

શિષ્ય:—ઉપર જે કહ્યું છે તે ઠેકાણે શેષજ્ઞાનોમાંથી મતિજ્ઞાનજ કહ્યું છે અને અહીં તો અવધિઆદિ જ્ઞાનો પણ કહ્યાં છે; તેથી 'બહુત્વ' હેતુ આપવો જોઇએ.

આચાર્ય:—ત્યાં મતિના ઉપલક્ષણથી અવધિ આદિજ્ઞાનોમાં પણ તે હેતુ જાણી લેવો.

શિષ્ય:—જો એમ હોય, તો શ્રુતજ્ઞાનને પણ પૂર્વે 'બહુત્વ' રૂપ હેતુ કહ્યોછે, તોપછી ફરી અહીં એ હેતુ શામાટે કહોછો?

આચાર્ય:—શ્રુતોપલબ્ધ ભાવો બહુ હોવાથી કહી શકાતા નથી, અને શેષજ્ઞાનોપલબ્ધ ભાવો સ્વભાવથીજ અનભિલાપ્ય હોવાથી કહી શકાતા નથી. આ પ્રમાણે વિષયનો વિભાગ જણાવવાને તે હેતુ અહીં પુન: કહ્યો છે.

શિષ્ય:—મતિ આદિ જ્ઞાનોથી ઉપલબ્ધ ભાવોમાંના કેટલાક ભાવો અભિલાપ્ય છે, તો પછી એમ કેમ કહોછો કે શેષજ્ઞાનોપલબ્ધ ભાવો સ્વભાવથી જ અનભિલાપ્ય છે.

આચાર્ય:—જે અનભિલાપ્ય કહ્યા છે તે શ્રુતવિષયપણે અનભિલાપ્ય કહ્યા છે, બીજી રીતે નહિ; માટે એથી કંઈ વિરોધ નથી. ૧૩૮-૧૩૯.

फत्तो पत्तियमेत्ता भावसुय-मईण पज्जया जेसिं ?।
भासइ अणंतमागं, भण्णइ जम्हा सुयऽभिहियं ॥ १४० ॥

पण्णवणिज्जा भावा अणंतभागो उ अणभिलप्पाणं ।
पण्णवणिज्जाणं पुण अणंतभागो सुयनिबद्धो ॥ १४१ ॥
जं चोद्दसपुव्वधरा छट्ठाणगया परोप्परं होंति ।
तेण उ अणंतभागो पण्णवणिज्जाण, जं सुत्तं ॥ १४२ ॥
अक्खरलंभेण समा ऊणहिया होंति मईविसेसेहिं ।
तेऽवि य मईविसेसे सुयनाणब्भंतरे जाण ॥ १४३ ॥
जे अक्खराणुसारेण मईविसेसा तयं सुयं सव्वं ।
जे उण सुयनिरवेक्खा सुद्धं चिय तं मइन्नाणं ॥ १४४ ॥

ભાવશ્રુત અને મતિનાં એટલા પર્યાયો શાથી છે કે જેનો અનન્તમો ભાગજ બોલાય છે? ઉત્તર:-સૂત્રમાં કહ્યું છે કે-અભિલાપ્ય ભાવો અનભિલાપ્યભાવોના અનન્તમા ભાગે છે, અને અભિલાપ્યભાવોનો અનન્તમો ભાગજ શ્રુતમાં યોજાએલો છે. જે કારણથી ચૌદપૂર્વધરો પરસ્પર છસ્થાનગત હોય છે, તે કારણથી જે સૂત્ર છે તે પ્રરૂપણીયભાવોનો અનન્તમો ભાગ છે. અક્ષરલાભવડે ( સર્વ ) ચઉદપૂર્વધરો સમાન છે, ( પણ ) મતિવિશેષથી તેઓ ન્યૂનાધિક હોય છે, તે મતિવિશેષો પણ શ્રુતજ્ઞાનની અભ્યન્તર છે. જે અક્ષરાનુસારે ( શ્રુતગ્રંથાનુસારે ) મતિવિશેષો થાયછે તે સર્વ શ્રુત છે, અને જે શ્રુતની અપેક્ષા વિના થાયછે તે નિશ્ચય મતિજ્ઞાન છે. ૧૪૦-થી-૧૪૪

**શિષ્ય:**—પ્રભો ! ભાવશ્રુત અને મતિજ્ઞાનથી જણાએલા ભાવો એટલા બધા શાથી કહ્યા છે કે જેનો અનન્તમો ભાગજ આખા જીવન પર્યન્તમાં બોલી શકાય છે? ૧૪૦.

**આચાર્ય:**—આગલ કહે છે તે પ્રમાણે આગમમાં કહ્યું છે તેટલા માટે તેમના તેટલા પર્યાયો છે. આગમમાં તે માટે કહ્યું છે કે-ઉર્ધ્વ-અધો-અને તિર્છાલોકમાં રહેલા પૃથ્વી-ભવન-વિમાન-નક્ષત્ર-તારા-ચંદ્ર-સૂર્ય-ગ્રહ વિગેરે સર્વ પ્રરૂપણીય ભાવો (વચનથી કહી શકાય તેવા પદાર્થો ) અનભિલાપ્ય ભાવોના અનન્તમા ભાગે છે, અને તે પ્રરૂપણીયભાવોનો અનન્તમો ભાગજ ચૌદપૂર્વરૂપ શ્રુતમાં ગણધર ભગવાનોએ રચેલો છે.

**શિષ્ય:**—પ્રરૂપણીયભાવોનો અનન્તમો ભાગજ શ્રુતમાં રચાએલો છે એમ શાથી જણાય? ૧૪૧.

**આચાર્ય:**—જે કારણથી ચૌદપૂર્વધરો ન્યૂનાધિકપણે છ સ્થાનપતિત હોય છે, એટલે કે કોઈ ઉત્કૃષ્ટ પૂર્વધર સર્વ અભિલાપ્ય વસ્તુને જાણે છે. તેમનાથી બીજાઓ હીન-હીનતરાદિપણે જાણે છે. એ માટે આગમમાં કહ્યું છે કે-" अणन्तभागहीणे वा असंखेज्जभागहीणे वा संखेज्जभागहीणे वा संखेज्जगुणहीणे वा असंखेज्जगुणहीणे वा, अणन्तगुणहीणे वा." । કોઈ અનન્તમા ભાગે હીન હોય, કોઈ અસંખ્યાતમા ભાગે હીન હોય, કોઈ સંખ્યતમા ભાગે હીન હોય, કોઈ સંખ્યાતગુણે હીન હોય, કોઈ અસંખ્યાતગુણે હીન હોય, અને કોઈ અનન્તગુણે હીન હોય. જે સર્વથી થોડા અભિલાપ્ય ભાવોને જાણે છે તે જઘન્ય ચૌદ પૂર્વધર હોય છે, તેમનાથી જે વધારે વધારે અભિલાપ્ય ભાવોને જાણે તે અધિક-અધિકતરાદિ હોય છે. એ સંબંધમાં પણ કહ્યું છે કે—" अणन्तभागअब्भहिए वा असंखेज्जभागअब्भहिए वा, संखेज्जभागअब्भहिए वा. संखेज्जगुणअब्भहिए वा असंखेज्जगुणअब्भहिए वा अणंतगुणअब्भहिए वा. એટલે કોઈ અનન્તભાગે અધિક હોય, કોઈ અસંખ્યાતમે

ભાગે અધિક હોય, કોઈ સંખ્યાતમે ભાગે અધિક હોય, કોઈ સંખ્યાતગુણ અધિક હોય, કોઈ અસંખ્યાતગુણ અધિક હોય અને કોઈ અનન્તગુણ અધિક હોય. આ પ્રમાણે ચૌદપૂર્વધરો છ સ્થાનપતિત હોય છે, તેથી કરીને ચૌદપૂર્વરૂપ સૂત્ર પ્રરૂપણીયભાવોના અનન્તમા ભાગેજ છે. જેટલા પ્રરૂપણીય ભાવો છે તેટલા સર્વ સૂત્રમાં યોજેલા હોય તો તેને જાણનારાઓ સમાન જ્ઞાતા થાય, પણ છસ્થાનપતિત ન થાય. ૧૪૨.

શિષ્ય:—જે ચૌદપૂર્વધરો હોય તેઓમાં પરસ્પર ન્યૂનાધિકપણું શાથી થાય છે.

આચાર્ય:—બધાએ ચૌદપૂર્વધરો ચૌદપૂર્વગત અક્ષરલાભવડે તો સમાન છે, પરન્તુ મતિવિશેષથી ( ક્ષયોપશમની વિચિત્રતાથી યથોક્ત અક્ષરલાભાનુસારી જાણવા યોગ્ય પદાર્થ વિષય સંબંધી વિચિત્રબુદ્ધિથી ) હીનાધિક હોય છે. અહીં મતિવિશેષ કહેલ છે, તેથી તે આભિનિબોધકજ્ઞાન ન સમજવું, પણ શ્રુતબુદ્ધિ સમજવી. જે મતિવિશેષો વડે ચૌદ પૂર્વ જાણનારા ન્યૂનાધિક હોય છે તે પણ મતિવિશેષો શ્રુતજ્ઞાનની અભ્યન્તર જાણવા, મતિજ્ઞાનાભ્યન્તરગત ન જાણવા.

શિષ્ય:—જો ચઉદપૂર્વધરોના મતિવિશેષો શ્રુત છે તો તે મતિવિશેષો પણ નિશ્ચે શ્રુતજ્ઞાનજ જાણવા એ પ્રમાણે મૂળમાં કેમ ન કહ્યું,? અને 'અભ્યન્તર' શબ્દ નકામો કેમ ગ્રહણ કર્યો. ?

આચાર્ય:—જેમ અંગ તે અંગની અભ્યન્તર ગણાય છે, તેમ શ્રુતપણ શ્રુતની અભ્યન્તરજ કહેવાય છે. એ કારણથી 'અભ્યન્તર' શબ્દ મૂળમાં ગ્રહણ કર્યો છે. અથવા તો છન્દોભંગ ન થાય તે માટે ગ્રહણ કર્યો છે.

તથા "सुयनाणब्भन्तरे जाण" એ પદનો અર્થ બીજી રીતે પણ થાય છે, તે આ પ્રમાણે; 'શ્રુતજ્ઞાન" એ શબ્દવડે ચૌદપૂર્વરૂપ શ્રુત સમજવું, અને તેથી ગમ્ય અર્થોના ગ્રહણ કરવાવાળા મતિવિશેષો પણ ચૌદપૂર્વના અક્ષરલાભરૂપ શ્રુતની અંદરજ જાણવા. પરન્તુ ભિન્ન ન જાણવા. કારણકે ચૌદ પૂર્વવડે કેટલાક સાક્ષાત્ અને કેટલાક ગમ્યપણે એમ સર્વ અભિલાપ્ય પદાર્થ જાણી શકાય છે. તેથી ગમ્ય મતિવિશેષો પણ શ્રુતાનુસારી હોવાથી શ્રુતની અભ્યન્તરજ છે. ૧૪૩.

અક્ષરાનુસારે ( શ્રુત ગ્રંથાનુસારે ) જે મતિવિશેષો થાય છે તે સર્વ શ્રુત છે, એ અનેક વાર કહ્યું છે અને જે યથોક્ત શ્રુતની અપેક્ષા વિના સ્વયં વસ્તુતત્ત્વ જાણનારરૂપ મતિવિશેષો થાય છે તે શુદ્ધ મતિજ્ઞાન છે. એવી રીતે એ પણ અનેક પ્રકારે પૂર્વે કહેલું છે. આ પ્રમાણે હોવાથી ચૌદપૂર્વગત અક્ષરોના અનુસારે ઉત્પન્ન થતા મતિવિશેષો તે સર્વે શ્રુતજ્ઞાનજ છે. ૧૪૪.

અહીં સુધી દ્રવ્યશ્રુતાદિનું સ્વરૂપ બતાવવાને "બુદ્ધિદિટ્ઠે અત્થે" ઈત્યાદિ મૂળ ૧૨૮ મી ગાથાની વ્યાખ્યા કરી, અને "કેઈ બુદ્ધિ દિટ્ઠે" ઈત્યાદિ ૧૩૨ મી ગાથાવડે કેટલાંક દૂષણ બતાવ્યાં, હજી પણ બીજાં વિશેષ દૂષણ બતાવવાને આચાર્યશ્રી પુન: મતાન્તર જણાવે છે—

केइ अभासिज्जन्ता सुयमणुसरओ वि जे मइविसेसा ।
मन्नंति ते मइ च्चिय, भावसुयाभावओ तण्णो ॥ १४५ ॥
किह मइ–सुयनाणविदो छट्ठाणगया परोप्परं होज्जा ? ।
भासिज्जंतं मोत्तुं जइ सव्वं सेसयं बुद्धी ॥ १४६ ॥
सामन्ना वा बुद्धी मइ–सुयनाणाइं तीऍ जे दिट्ठा ।

भासइ, संभवमेत्तं गहियं न उ भासणामेत्तं ॥ १४७ ॥
मइसहियं भावसुयं तं नियमभासओऽवि मइरन्ना ।
मइसहियंति जमुत्तं सुओवउत्तस्स भावसुयं ॥ १४८ ॥
जे भासइ चेय तयं सुयं तु न उ भासओ सुयं चेव ।
केई मइय विदिट्ठा जं दव्वसुयत्तमुवयंति ॥ १४९ ॥
एवं धणिपरिणामं सुयनाणं उभयहा मइन्नाणं ।
जं भिन्नसहावाइं ताइं तो भिन्नरूवाइं ॥ १५० ॥

કેટલાએક આચાર્યો નહિ બોલાતા મતિવિશેષો શ્રુતાનુસારી છતાં પણ તેને મતિજ છે એમ માને છે. ( પણ એમ નથી. ) કારણકે એથી ભાવશ્રુતનો અભાવ થશે. જો ભાષ્યમાણ સિવાયનું શેષ સર્વ જ્ઞાન મતિરૂપ હોય તો મતિ-શ્રુતજ્ઞાની પરસ્પર પટ્સ્થાનગત કેવી રીતે થાય ?, અથવા સામાન્ય બુદ્ધિ એટલે મતિ-શ્રુતજ્ઞાનો; અને તે વડે જણાએલા અર્થને બોલે તે ભાવશ્રુત છે. ( અહીં ) બોલે એ શબ્દ સંભવમાત્રથી ગ્રહણ કરેલ છે, ભાષ્યમાણતા માત્ર નહિ. તથા અભાષ્યમાણતા છતાં પણ તે ભાવશ્રુત નક્કી મતિસહિત છે, તે સિવાયનું મતિજ્ઞાન છે. ( અહીં ) 'મતિસહિતપણું' કહ્યું છે તે શ્રુતોપયુક્તને સમજવું. જેને વક્તા બોલે છેજ તે શ્રુત છે, પણ ભાષ્યમાણ શ્રુતજ છે એમ નહિ. (કારણકે ) કેટલાક ભાવો મતિવડે પણ દૃષ્ટ છે, જે દ્રવ્યશ્રુતપણું પામે છે. એ પ્રમાણે શ્રુતજ્ઞાન ધ્વનિ પરિણામવાળું છે, અને મતિજ્ઞાન ઉભય પ્રકારે છે, જેથી તે ભિન્ન સ્વભાવવાળાં છે, તેથી તે ભિન્નસ્વરૂપવાળાં પણ છે. ૧૪૫-૧૫૦.

કેટલાએક વ્યાખ્યા કરનારાઓ જે કેટલાક મતિવિશેષો શ્રુતાનુસારી છે, છતાં તેમાં શબ્દ-પ્રવૃત્તિ ન થવાથી કેવળ હૃદયમાં સ્ફુરાયમાન થાય છે તેથી તેને મતિજ્ઞાનજ માને છે. તેઓનું એ મન્તવ્ય યોગ્ય નથી, કારણકે એમ માનવાથી ભાવશ્રુતનો સર્વથા અભાવ થાય છે, એ સંબંધી પૂર્વે ૧૩૨-૧૩૩ મી ગાથામાં વિસ્તારથી કહ્યું છે, એટલે ફરી અહીં નથી કહેતા. ૧૪૬.

વળી જો બોલાતા સિવાયનું શેષ સર્વ જ્ઞાન મતિ હોય, તો મતિ-શ્રુતજ્ઞાની પરસ્પર સ્વસ્થાનમાં પટ્સ્થાનપતિત કેવી રીતે થાય ? નજ થાય. કારણ કે આખા જીવન પર્યન્ત મતિ-શ્રુતવડે જણાએલા અર્થોનો અનન્તમો ભાગજ બોલી શકાય છે. તેથી કરીને મતિજ્ઞાની શ્રુતજ્ઞાની કરતાં નિરન્તર અનન્તગુણા અધિકજ હોય, અને શ્રુતજ્ઞાની બીજાઓ કરતાં હમ્મેશાં અનન્તગુણહીનજ હોય. એ પ્રમાણે જો ભાષ્યમાણ સિવાયનું શેષ સર્વ જ્ઞાન મતિ હોય તો પરસ્પરસ્વસ્થાનમાં પટ્સ્થાન પતિત ન થાય, અને સ્વસ્થાનમાં પણ શ્રુતજ્ઞાની બીજા શ્રુતજ્ઞાની કરતાં સંખ્યાતગુણહીન વા અધિક થાય. પરન્તુ અસંખ્યાત કે અનન્તગુણ ન્યૂનાધિક ન થાય. કારણ કે ભાષક એવા ચૌદ પૂર્વધરને સંખ્યાત વર્ષના આયુષવડે અસંખ્યાત કે અનન્તગુણ ભાષણ સંભવે નહિ. આ દૂષણ જણાવવાને માટેજ અહીં મતાન્તર જણાવેલ છે, નહિતો પાછલ ૧૩૨ મી ગાથામાં આ સર્વ હકીકત કહેલજ છે.

"બુદ્ધિદિટ્ઠે અત્થે" ઇત્યાદિ કહેલ ૧૨૮ મી પૂર્વગત ગાથાનું વ્યાખ્યાન શ્રુતનું સ્વરૂપ બતાવવાને કહ્યું, અહીં મતિ-શ્રુતનો ભેદ કહેવો એજ પ્રસ્તુત છે, તેથી મતાન્તરથી ભેદ બતાવીને તેનાં દૂષણ જણાવ્યાં. હવે ભાષ્યકાર મહારાજ પોતાના અભિપ્રાય મુજબ મતિ-શ્રુતનો દોષ રહિત જે ભેદ છે તે જણાવવાને પુનઃ ૧૨૮ મી ગાથાનું વ્યાખ્યાન કરે છે.

"બુદ્ધિદિટ્ઠે અત્થે" એ ગાથામાં જે બુદ્ધિ કહી છે તે મતિ-શ્રુત રૂપ સામાન્ય બુદ્ધિ સમજવી. એ સામાન્યબુદ્ધિથી જણાએલા ભાવોમાંથી જે ભાવોને વક્તા બોલે તે ભાવશ્રુત છે. 'બોલે' એ પદનું તાત્પર્ય એ છે કે-તે સ્થળમાં અથવા બીજા સ્થળમાં તે કાળે અથવા અન્યકાળે તે પુરૂષથી અથવા અન્યપુરૂષથી સામગ્રી પ્રાપ્ત થએ તે ભાવો બોલી શકાય. અર્થાત્ જે ભાવો અન્તરમાં સ્ફુરાયમાન થાયછે, તે ભાવો નહિ બોલાતા છતા પણ કહેવાને યોગ્ય હોવાથી ભાવશ્રુત છે; પણ બોલાતા પદાર્થોજ ભાવશ્રુત છે એમ નહિ. આમ હોવાથી મતિવડે જણાએલા અનભિલાપ્ય ભાવો ભાષણને અયોગ્ય હોવાથી ભાવશ્રુત નથી, અને મતિથી જણાએલા સર્વે અભિલાપ્ય ભાવો નહિ બોલાતા છતાં પણ બોલાવાની યોગ્યતાવાળા હોવાથી તે ભાવશ્રુત છે.

શિષ્યઃ—સામાન્ય બુદ્ધિથી જણાએલા અર્થો જે ભાષણ યોગ્ય છે તેઓને જો ભાવશ્રુતપણું છે, તો પછી મતિજ્ઞાનાન્તર્ગત અપાયરૂપ વિચારમાં જણાતા અર્થોને પણ ભાવશ્રુતનો પ્રસંગ પ્રાપ્ત થશે. કેમકે તે પણ ભાષણને યોગ્ય છે.

આચાર્યઃ—શ્રુત અને મતિ સહિત જે ભાવોને બોલવામાં આવેછે તે ભાવો ભાવશ્રુત છે, બીજા નહિ. તેથી શ્રુત ઉપયોગવન્તને જ ભાષણ યોગ્ય અર્થોનો વિચાર કરતાં ભાવશ્રુત સિદ્ધ થાય છે. તથા શ્રુતાનુસરણના અભાવે શ્રુતોપયોગ નથી હોતો, તેથી મતિવડે ચિન્તિત અર્થ ભાષણ યોગ્ય છતાં પણ ભાવશ્રુત નથી.

શિષ્યઃ—અહીં મતિ-શ્રુતાત્મક સામાન્યબુદ્ધિ કહી છે પણ આપે તો શ્રુતોપયોગને ગ્રહણ કર્યો, ત્યારે પદાર્થો મતિથી દૃષ્ટ છે, એમ કેમ સંભવે? કારણ કે જ્યાં શ્રુતોપયોગ હોય ત્યાં પદાર્થો શ્રુતરૂપ બુદ્ધિના જ વિષય હોઈ શકે છે. પણ મતિરૂપ બુદ્ધિના વિષય નહિ બને.

આચાર્યઃ—શ્રુત મતિપૂર્વક છે અને તેથી કરીને જે પદાર્થો શ્રુતજ્ઞાનના વિષય હોય તે મતિજ્ઞાનના પણ વિષય હોય છે જ. તાત્પર્ય એ છે કે-શ્રુતજ્ઞાનોપયોગી પ્રાણી સામાન્યબુદ્ધિથી જણાએલા અર્થોને સામગ્રી સંભવે બોલેછે, તે ભાવો-પદાર્થો ભાવશ્રુત છે.

શિષ્યઃ—અર્થોને ભાવશ્રુત કેમ કહી શકાય? જ્ઞાનને જ ભાવશ્રુત કહેવું યોગ્ય છે.

આચાર્યઃ—તારૂં કથન સત્ય છે, પરન્તુ અહીં વિષય અને વિષયીનો અભેદ આરોપ કરીને ભાવશ્રુતમાં જણાતા અર્થોને ભાવશ્રુત કહ્યું છે. આ ભાવશ્રુતથી જે ભિન્ન હોય તે મતિ જાણવી. અર્થાત્ જે ઘટાદિ પદાર્થો અભિલાપ્ય છતાં શ્રુતાનુસારીપણાના અભાવે શ્રુતોપયોગવંતથી વિચારેલા નથી અને જે પદાર્થો અર્થબોધક નિયત શબ્દોના અભાવે મૂળથી જ અનભિલાપ્ય છે તે પદાર્થો જે વિજ્ઞાનમાં જણાય તે મતિજ્ઞાન છે, પણ શ્રુત નથી. કેમકે અભિલાપ્ય વસ્તુ વિષયવાલી મતિમાં શ્રુત અનુસારીપણાનો અભાવ છે અને અનઅભિલાપિ વસ્તુ વિષયવાલી મતિમાં બોલવાની અયોગ્યતા છે. ૧૪૭-૧૪૮.

બુદ્ધિદૃષ્ટ અર્થોમાંથી જે ભાવોને કોઈ પણ વખતે સંભવમાત્રથી વક્તા બોલે છે જ તે શ્રુત છે. એમ નિશ્ચય જાણવું; પરન્તુ જે ભાવો બોલાય છે તે ભાવો શ્રુતજ છે એમ નિશ્ચયથી ન સમજવું, કારણ કે કેટલાક અભિલાપ્ય ભાવો મતિવડે જણાએલા હોય છે તે અવગ્રહથી ગ્રહણ કરેલા હોય ઈહાથી વિચારેલા હોય અને અપાયથી નિશ્ચય કરાયા હોય છે. તે અભિલાપ્ય ભાવો શબ્દરૂપ દ્રવ્ય શ્રુતવડે બોલાય છે, તેથી દ્રવ્યશ્રુતપણું પામે છે. જો બોલાતા ભાવોને શ્રુતજ કહીએ તો ઉપર કહેલા અભિલાપ્ય અર્થોને પણ શ્રુતપણું પ્રાપ્ત થાય. ને એમ માનવું તે ઇષ્ટ નથી, કારણ કે એમાં શ્રુતાનુસારીપણાના અભાવે શ્રુતના ઉપયોગનો અભાવ છે. ૧૪૯.

ઉપર કહ્યામુજબ કેવળ અભિલાપ્ય અર્થ વિષયી સર્વશ્રુત જ્ઞાન ધ્વનિપરિણામવાળુંજ છે. ( શબ્દનો પરિણામ જેમાં હોય તે ધ્વનિપરિણામ કહેવાય છે. તેવો ધ્વનિપરિણામ શ્રુતાનુસારીપણે ઉત્પન્ન થએલો હોય છે, એમ માનેલ છે. વળી શ્રુતજ્ઞાન સંકેતકાળભાવિ પરોપદેશરૂપ અને શ્રુતગ્રંથરૂપ એમ બે પ્રકારે છે. તેથી કરીને શબ્દ પણ બે પ્રકારનો માનેલ છે. તદનુસારે ઉત્પન્ન થએલા જ્ઞાનમાં ધ્વનિપરિણામ હોય છે. ) મતિજ્ઞાન તો શબ્દપરિણામવાળું અને શબ્દપરિણામવિનાનું એમ બે પ્રકારે છે, કારણ કે તે અભિલાપ્ય તથા અનભિલાપ્ય પદાર્થના વિષયવાળું છે. શ્રુતની અપેક્ષા વિના સ્વમતિથી જ વિચારી શકાય એવા અભિલાપ્ય ભાવોમાં ધ્વનિપરિણામ થાય છે, અને અનભિલાપ્ય ભાવવાળા મતિજ્ઞાનમાં ધ્વનિપરિણામ નથી થતો, કારણ કે જેમ નાલિકેરદ્વીપમાંથી આવેલો મનુષ્ય ત્યાંની અગ્નિ વિગેરેને તેમજ દૂધ-શેરડી-ગોળ-સાકર વિગેરેની મધુરતા અને તેની તરતમતા પોતે જાણતાં છતાં બીજાને કહી શકતો નથી; તેમ અનભિલાપ્ય ભાવો સ્વયમેવ જણાતા છતાં પણ તદ્વાચક શબ્દના અભાવે વિચારી શકાતા નથી અને બીજાને કહી શકાતા પણ નથી.

વળી અભિલાપ્ય ભાવો કરતાં અનભિલાપ્ય ભાવો અનન્તગુણા છે, તેથી મતિજ્ઞાન અભિલાપ્ય તથા અનભિલાપ્ય વસ્તુના વિષયવાળું હોવાથી શબ્દપરિણામવાળું અને શબ્દપરિણામવિનાનું છે. આ કારણથી મતિ અને શ્રુત સ્વામિ-કાળ-કારણાદિવડે સમાન છતાં પણ ભિન્નસ્વભાવવાળાં માનવાં; કેમકે શ્રુત ધ્વનિપરિણામવાળું છે; અને મતિ ધ્વનિપરિણામવાળું તથા ધ્વનિપરિણામ વિનાનું એમ ઉભય સ્વભાવવાળું છે; ૧૪૫ થી ૧૫૦.

"બુદ્ધિદિટ્ઠે અત્થે જે ભાસઈ તં સુયં મઈસહિયં" એ ૧૨૯ મી ગાથાના પૂર્વાર્ધનું વ્યાખ્યાન "સામન્ના વા બુદ્ધી" ઈત્યાદિ ૧૪૭ મી ગાથાવડે કર્યું. હવે "ઇયરત્થવિ હોજ્જ સુયં ઉવલદ્ધિસમં જઈ ભણેજ્જા." એ ઉત્તરાર્ધનું વ્યાખ્યાન વિસ્તારથી કરે છે.

इयर त्ति मइज्ञाणं तओ वि जइ होइ सद्दपरिणामो ।
तो तम्मिवि किं न सुयं भासइ जं नोवलद्धिसमं ? ॥ १५१ ॥
अभिलप्पा-ऽणभिलप्पा उवलद्धा तस्समं च नो भणइ ।
तो होउ उभयरूवं उभयसहावंतिकाऊणं ॥ १५२ ॥
जं भासइ तंपि जओ न सुयादेसेण किन्तु समईए ।
न सुओवलद्धितुल्लंति वा जओ नोवलद्धिसमं ॥ १५३ ॥

ઈતર એટલે મતિજ્ઞાન તેમાં પણ જો શબ્દપરિણામ થાય તો તે પણ શ્રુતજ્ઞાન કેમ નહિ ? જે ઉપલબ્ધિ સમાન હોય છે તે ( તેટલું ) બોલાતું નથી. અભિલાપ્ય-અનભિલાપ્ય ભાવો ઉપલબ્ધ થએલા જ્હેને છે એવો ( મતિજ્ઞાની ) તત્ ( અભિલાપ્ય-અનભિલાપ્ય પદાર્થોની ઉપલબ્ધિ ) સમાન બોલી શકતો નથી. જો એમ બોલી શકતો હોય તો મતિજ્ઞાન ઉભયસ્વભાવવાળું હોવાથી ઉભયસ્વરૂપવાળું થાઓ. જે કારણથી ( મતિજ્ઞાની જે બોલે છે તે શ્રુતાદેશથી નથી બોલતો, પણ સ્વમતિથીજ બોલે છે. ( તેથી તે ઉપલબ્ધિસમાન નથી. ) અથવા જે કારણથી શ્રુતોપલબ્ધિતુલ્ય નથી તેથી ઉપલબ્ધિસમાન પણ નથી. ૧૫૧-થી-૧૫૩.

૧૨૮ મી મૂળગાથાના ઉત્તરાર્ધમાં "ઈયરત્થવિ હોજ્જ સુયં" આ પદમાં ઈતર

શબ્દથી મતિજ્ઞાન સમજવું. અહીં કોઈ એમ કહેવા માગે કે મતિમાં પણ શબ્દ પરિણામ થાય છે તો તેમાંએ શ્રુતજ્ઞાન કેમ નથી માનતા? કેમકે " उभयहा मइन्नाणं " મતિજ્ઞાન શબ્દપરિણામવાળું અને શબ્દપરિણામ વિનાનું એમ બે પ્રકારે છે. આ વચનથી મતિમાં પણ શબ્દપરિણામ છે, એમ સિદ્ધ થાય છે, તો તેમાંએ ભાવશ્રુતરૂપતા માનવી જોઇએ. આ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે મતિજ્ઞાની ઉપલબ્ધિસમાન બોલતા નથી તેથી તેમાં શ્રુતરૂપતા નથી. કારણકે અભિલાપ્ય તથા અનભિલાપ્ય ભાવો મતિજ્ઞાનથી જણાય છે, પણ તે ભાવોને ઉપલબ્ધિ પ્રમાણે કહી શકાતું નથી, કારણકે અનભિલાપ્ય ભાવો સર્વથા કહી શકાય એવાજ નથી. ૧૫૧.

શિષ્યઃ—જો એમ હોય તો મતિજ્ઞાન શ્રુતરૂપ તથા મતિરૂપ એમ ઉભય સ્વરૂપવાળું થયું. કેમકે અભિલાપ્ય તથા અનભિલાપ્ય વસ્તુના વિષયવાળું હોવાથી તે બે સ્વભાવવાળું છે, તેમાં જે અભિલાપ્ય ભાવોને જાણે છે તથા બોલે છે તે શ્રુતજ્ઞાન થશે. અને જે ભાષણને અયોગ્ય એવા અનભિલાપ્ય ભાવોને જાણે છે તે મતિજ્ઞાન થશે. ૧૫૨.

આચાર્યઃ—મતિજ્ઞાની અભિલાપ્ય વસ્તૂપલબ્ધિમાં કંઇક બોલેછે, પરન્તુ તે શ્રુતાદેશથી નથી બોલતો. માત્ર સ્વમતિથી જ બોલે છે, માટે તે શ્રુત નથી. અર્થાત્ પરોપદેશ અને શ્રુતગ્રંથના અનુસારે વિચારીને જ્યારે બોલાય ત્યારે શ્રુતોપયોગીને શ્રતજ્ઞાન થાય, પરન્તુ જ્યાં સ્વમતિથી વિચારીને બોલાય છે ત્યાં શ્રુતાનુસારીપણાનો અભાવ છે અને શ્રુતોપયોગના અભાવથી મતિજ્ઞાન જ છે.

એ પ્રમાણે " ભાસઇ જં નોવલદ્ધિસમ " એ ૧૫૧ મી ગાથાના અવયવનું ૧૫૨ મી ગાથાવડે વ્યાખ્યાન કરતાં કહ્યું કે-મતિજ્ઞાની મતિજ્ઞાનોપલબ્ધિ સમાન બોલી શકતો નથી માટે ત્યાં ઉપલબ્ધિસમાન ભાષણ નથી, અને તેથી મતિજ્ઞાનમાં શ્રુતરૂપતા નથી કહી અને શ્રુતજ્ઞાની અભિલાપ્યભાવોને જાણે છે અને બોલે છે માટે ત્યાં ઉપલબ્ધિ સમાન ભાષણ છે અને તેથી શ્રુતમાં શ્રુતરૂપતા છે.

અથવા મતિજ્ઞાની શ્રુતોપલબ્ધિ તુલ્ય બોલી શકતો નથી તેથી મતિજ્ઞાનીનું ભાષણ શ્રુતોપલબ્ધિ નથી માટે તેમાં શ્રુતરૂપતા પણ નથી, એટલે કે શ્રુતોપલબ્ધિમાં પરોપદેશ અર્હદ્-વચનરૂપ શ્રુતાનુસારે ઉપલબ્ધ-જણાએલા અર્થોને બોલે છે અને મતિ ઉપલબ્ધિમાં તો તદ્ઉપલબ્ધ અર્થોનેજ બોલે છે, માટે મતિજ્ઞાનીનું ભાષણ શ્રુતોપલબ્ધિસમાન નથી અને તેથી તેમાં શ્રુતરૂપતા પણ નથી. ૧૫૧-થી-૧૫૩.

અહીં સુધી " સોઇન્દિઓવલદ્ધિ " ઇત્યાદિ ૧૧૭ મી મૂળગાથાવડે તત્ત્વથી શ્રુતજ્ઞાન શ્રોત્રેન્દ્રિયના વિષયવાળુંજ છે અને મતિજ્ઞાન સર્વ ઇન્દ્રિયના વિષયવાળું છે. એ પ્રમાણે મતિ-શ્રુતનો ભેદ જણાવ્યો. એ ભેદ જણાવવાના ક્રમમાં "બુદ્ધિ દિટ્ઠે અત્થે" ઇત્યાદિ ૧૨૮ મી ગાથા કહી છે, તે ગાથાવડે દ્રવ્યશ્રુત અને ભાવશ્રુતરૂપ ઉભયશ્રુત કહીને મતિ શ્રુતનો ભેદ જણાવ્યો. એ પ્રમાણેનો ભેદ હોવાથી મતિ-શ્રુતનો ઇન્દ્રિયવિભાગથી પણ ભેદ નિશ્ચિત થયો.

હવે વલ્ક (છાલ) અને શુંબના (દોરડાના) ઉદાહરણથી મતિ-શ્રુતનો ભેદ જણાવે છે.

अन्ने मन्नंति मई वगसमा सुंबसरिसयं सुत्तं ।
दिट्ठन्तोऽयं जुत्ति जहोवणीओ न संभवइ ॥ १५४ ॥
भावसुयाभावाओ संकरओ निव्विसेसभावाओ ।

पुव्वुत्तलक्खणाओ सलक्खणावरणभेयाओ ॥ १५५ ॥
कप्पिज्जेज्ज व सो भाव–दव्वसुत्तेसु तेसुवि न जुत्तो ।
मइ–सुयभेयावसरे जम्हा किं सुयविसेसेणं ? ॥ १५६ ॥
असुयक्खरपरिणामा व जा मई वग्गकप्पणा तम्मि ।
दव्वसुयं सुम्बसमं किं पुण तेसिं विसेसेणं ? ॥ १५७ ॥
इहइं जेणाहिकओ नाणविसेसो न दव्व–भावाणं ।
न य दव्व–भावमेत्तेऽवि जुज्जए सोऽसमंजसओ ॥ १५८ ॥
जह वग्गा सुंवत्तणमुवेंति सुंबं च तं तओऽणण्णं ।
न मई तहा धणित्तणमुवेइ जं जीवभावो सा ॥ १५९ ॥
अह उवयारो कीरइ पभवइ अत्थंतरंपि जं जत्तो ।
तं तम्मयंति भण्णइ, तो मइपुव्वं जओ भणियं ॥ १६० ॥
भावसुयं, तेण मई वग्गसमा सुंवसरिसयं तं च ।
जं चिंतेऊण तया तो सुंयपरिवाडिमणुसरइ ॥ १६१ ॥

બીજાઓ મતિને વલ્કસમાન અને શ્રુતને શુંબસમાન માને છે, જેવી રીતે આ દૃષ્ટાન્ત યોજેલ છે તેવી રીતે તે યુક્તિવાળું નથી. ભાવશ્રુતના અભાવથી, સાંકર્યથી, નિર્વિશેષ ભાવથી, પૂર્વોક્ત લક્ષણભેદથી અને સ્વલક્ષણ આવરણભેદથી (એ દૃષ્ટાન્ત યુક્તિ સંગત નથી.) અથવા ભાવશ્રુત અને દ્રવ્યશ્રુતમાં એ ભેદ માનવામાં આવે તો તે પણ યોગ્ય નથી, કારણકે મતિ–શ્રુતના ભેદનો અવસર છતાં દ્રવ્ય અને ભાવશ્રુતના ભેદથી શું ( પ્રયોજન છે )? અથવા અશ્રુતાક્ષરપરિણામવાળી મતિમાં છાલની કલ્પના અને દ્રવ્યશ્રુતમાં દોરડાની કલ્પના કરવામાં આવે તો એ પ્રમાણે તે બેના ભેદવડે શું ? અહીં જ્ઞાનના ભેદનો અધિકાર છે, દ્રવ્ય–ભાવશ્રુતના ભેદનો અધિકાર નથી, તેથી દ્રવ્ય–ભાવશ્રુતનો ભેદ અસમંજસપણાથી અહીં ઘટતો નથી. જેમ છાલ તેજ દોરડું થાય છે અને તે દોરડું તેનાથી ભિન્ન નથી તેવી રીતે મતિ ધ્વનિપણાને પામતી નથી, કારણકે તે મતિ જીવ સ્વભાવરૂપ છે. ઉપચારથી એમ કહીએ છીએ અને તેથી અર્થાન્તર છતાં જે જેનાથી ઉત્પન્ન થાય છે તે તેની સાથે તન્મય કહેવાય છે એમ કહેવામાં આવે તો જે કારણથી મતિપૂર્વક ભાવશ્રુત કહ્યું છે તે કારણથી મતિ વલ્ક ( છાલ ) સમાન અને ભાવશ્રુત શુંબ ( દોરડા ) સમાન છે; કેમકે મતિવડે ચિન્તવીને પછી શ્રુત પરિપાટીને અનુસરે છે. ૧૫૪–થી–૧૬૧.

કેટલાક આચાર્યો મતિને વલ્કસમાન માને છે, અને તેજ મતિમાં જ્યારે શબ્દ ઉત્પન્ન થાય છે ત્યારે તે શબ્દસહિત મતિ શ્રુત કહેવાય છે, તે શ્રુત છાલથી થએલ દોરડા સમાન છે. આ પ્રમાણે તેઓનું માનવું યોગ્ય નથી, કારણકે–વલ્ક અને શુંબનું દૃષ્ટાન્ત જે પ્રકારે તેઓએ અહીં ચાલતા વિષયમાં યોજ્યું છે તે પ્રકારે તે યુક્તિસંગત નથી. ૧૫૪ મતિ પછી તરતજ શબ્દ માત્ર થવાથી ભાવશ્રુતનો અભાવ થશે. કદી એમ કહેવામાં આવે કે મતિ-સહિત શબ્દ તે ભાવશ્રુત થશે. તો તે અયોગ્ય છે, કારણકે એથી મતિ–શ્રુતની મિશ્રતા થશે. અથવા સામાન્ય ભાવથી જે મતિજ્ઞાન તેજ ભાવશ્રુત એમ કહેવાથી બન્નેની એકતા થશે, પણ ભિન્નતા નહિ થાય. ભિન્નતા ન થાય તો શું હરકત છે ? એમ કહેવામાં આવે

તો સ્વલક્ષણ અને સ્વઆવરણના ભેદથી બન્નેમાં ભેદ રહેતો નથી. ૧૫૫ અથવા આ વલ્ક અને શુંબના ઉદાહરણથી ભાવશ્રુત અને દ્રવ્યશ્રુતનો ભેદ માનવામાં આવે ( ભાવશ્રુત કારણ હોવાથી વલ્ક-છાલ સમાન છે, અને દ્રવ્યશ્રુત કાર્ય હોવાથી શુંબ-દોરડા સમાન છે. ) તો તે ઠીક નથી, કારણકે અહીં મતિ-શ્રુતનો ભેદ કહેવાનો અવસર છે, તેમાં ભાવશ્રુત અને દ્રવ્યશ્રુતનો ભેદ જણાવવો નિષ્પ્રયોજન છે. ૧૫૬ અથવા અશ્રુતાક્ષરપરિણામવાળી મતિમાં ( શ્રુતાનુસારીપણા સિવાય કેવળ શબ્દમાત્રપરિણામયુક્ત મતિમાં ) છાલની કલ્પના અને તે મતિજન્ય શબ્દરૂપ દ્રવ્યશ્રુતમાં દોરડાની કલ્પના માનવામાં આવે તો આ ઉદાહરણથી આ બેમાં ભેદ યુક્તિયુક્ત થશે. અહીં “ અશ્રુતાક્ષરપરિણામવાળી મતિ ” એમ જે કહ્યું છે તેનું કારણ એ છે કે જો શ્રુતાનુસારી અક્ષર પરિણામવાળી મતિ કહીએ તો તે મતિ ભાવશ્રુતજ થાય, અને એથી કરીને પૂર્વની ગાથામાં કહ્યું છે તેથી કંઈ વિશેષ ન જણાય, પર્યુદાસ અર્થવાળા નકારના ( નિષેધના ) આશ્રયથી તે મતિ અશ્રુતાનુસારીશબ્દવડે સંબંધવાળી ગ્રહણ કરાઈ છે, શબ્દપરિણામ રહિત અવગ્રહરૂપ મતિ અહીં ગ્રહણ કરાઈ નથી. કારણકે તેવી મતિથી શબ્દ ઉત્પન્ન કરવાપણાના અભાવે તે પછી થનાર શુંબ સમાન દ્રવ્યશ્રુતનો અભાવ થાય. એ પ્રમાણે ભેદ માનવામાં આવે તો તે પણ યુક્તિ સંગત નથી, કેમકે અહીં અપ્રસ્તુત મતિ અને દ્રવ્યશ્રુતનો ભેદ કહેવાથી શું પ્રયોજન છે.? અહીં તો શ્રુતજ્ઞાન-અને મતિજ્ઞાનનો ભેદ વિચારવાનો પ્રસ્તાવ છે, તેમાં દ્રવ્યશ્રુતની સાથે મતિનો ભેદ વિચારવાથી શો લાભ.? કંઈજ નહી. ૧૫૭ કારણકે જેવી રીતે છાલ પોતાથી અભિન્ન એવા દોરડા રૂપે પરિણામ પામવાથી દોરડું કહેવાય છે અને તે દોરડું પણ તે છાલથી અભિન્નરૂપે રહેલ છે. તેવી રીતે મતિ ધ્વનિરૂપે પરિણામ પામતી નથી. કેમકે મતિજ્ઞાન એ આભિનિબોધિકસ્વરૂપે જીવનો સ્વભાવ છે, અને શબ્દ તો મૂર્ત હોવાથી જીવનો સ્વભાવ નથી. અમૂર્તપરિણામવાળી મતિ શબ્દરૂપ મૂર્ત પરિણામ કેવી રીતે પામે ? નજ પામે. માટે દૃષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તિકની વિષમતાથી એ ભેદ પણ ઉપેક્ષા કરવા યોગ્ય છે. ૧૫૮

ઉપચાર વિધિનો આશ્રય કરીને વ્યાખ્યા કરીએ તો કંઈ દોષ નહિ આવે, કારણકે અર્થાન્તર છતાં જે જેનાથી ઉત્પન્ન થાય છે તે તેની સાથે તન્મય કહેવાય છે. જેમકે “ તે અપથ્ય આટલી બધી વિક્રિયા પામ્યું. ” અથવા “ તે એકજ વચન આટલો બધો વિપાક પામ્યું. ” ઈત્યાદિ પ્રકારે ઉપચાર કરાય છે, તેમ ધ્વનિ જ્ઞાનમય નહિ છતાં પણ મતિગત જ્ઞાનમયતા ધ્વનિમાં ઉપચારથી કહેવાય છે. આ પ્રમાણે માનવાથી વલ્ક અને શુંબના સાદૃશ્યપણાથી મતિ-શ્રુતમાં ભેદ સિદ્ધ થશે.

ઉપર મુજબ ઉપચારથી ભેદ માનવામાં આવે તો તે પણ યુક્તિ વિનાનું છે. કારણકે-આગમમાં મતિપૂર્વક ભાવશ્રુત કહ્યું છે તે કારણથી મતિને વલ્ક સમાન અને ભાવશ્રુતને શુંબ સમાન માનીને દૃષ્ટાન્તનો ઉપનય કરો કે જેથી ઉપચાર વિના પણ સર્વ યુક્તિસંગત થાય. જેમ છાલ દોરડાનું કારણ છે તેમ મતિ પણ ભાવશ્રુતનું કારણ છે; તથા જેમ દોરડું છાલનું કાર્ય છે તેમ ભાવશ્રુત પણ મતિનું કાર્ય છે. કારણકે મતિવડે વિચારીને પછી વક્તા શ્રુત પરિપાટીનું અનુસરણ કરે છે. ( વાચ્ય-વાચકભાવે પરોપદેશ-શ્રુતગ્રન્થની યોજના વસ્તુમાં કરે છે. ) આ પ્રમાણે મતિ અને શ્રુતનો વલ્ક અને શુંબની પેઠે કાર્ય-કારણ ભાવથી ભેદ સિદ્ધ થાય છે, અને એજ પ્રમાણે દૃષ્ટાન્તનો ઉપનય પણ ઘટે છે. પણ બીજાના કહ્યા પ્રમાણે નથી ઘટતો. ૧૫૯-થી-૧૬૧.

હવે અક્ષર અનક્ષરના ભેદથી મતિ-શ્રુતનો ભેદ જણાવે છે.

अन्ने अणक्खर-ऽक्खरविसेसओ मइ-सुयाइं भिंदंति ।
जं मइनाणमणक्खरमक्खरमियरं च सुयनाणं ॥ १६२ ॥
जइ मइरणक्खर च्चिय भवेज्ज नेहादओ निरभिलप्पे ।
थाणु-पुरिसाइपज्जायविवेगो किह णु होज्जाहि ? ॥ १६३ ॥
सुयनिस्सियवयणाओ अह सो सुयओ मओ न बुद्धीओ ।
जइ सो सुयवावारो तओ किमन्नं मइन्नाणं ? ॥ १६४ ॥
अह सुयओ वि विवेगं कुणओ न तयं सुयं सुयं नत्थि ।
जो जो सुयवावारो अन्नो वि तओ मई जम्हा ॥ १६५ ॥
मइकाले वि जइ सुयं तो जुगवं मइ-सुओवओगा ते ।
अह नेवं एगयरं पवज्जओ जुज्जए न सुयं ॥ ८७ ॥ १६६ ॥
जइ सुयनिस्सियमक्खरमणुसरओ तेण मइचउक्कंपि ।
सुयनिस्सियमावन्नं तुह तं पि जमक्खरप्पभवं ॥ १६७ ॥
जइ तं सुएण न तओ जाणइ सुयनिस्सियं कहं भणियं ? ।
जं सुयकओवयारं पुव्विं इण्हिं वयणवेक्खं ॥ १६८ ॥
पुव्वं सुयपरिकम्मियमइस्स जं संपयं सुयाईयं ।
तं निस्सियमियरं पुण अणिस्सियं मइचउक्कं तं ॥ १६९ ॥
उभयं भावक्खरओ अणक्खरं होज्ज वंजणक्खरओ ।
मइनाणं सुत्तं पुण उभयं पि अणक्खरक्खरओ ॥ १७० ॥

બીજાઓ અનક્ષર તથા અક્ષરના ભેદથી મતિ-શ્રુતનો ભેદ કરે છે, કારણકે મતિજ્ઞાન અનક્ષર અને શ્રુતજ્ઞાન સાક્ષર તથા અનક્ષર છે. જો મતિ અનક્ષરજ હોય તો ઇહાદિ ન થાય; કેમકે નિરભિલાપ્યમાં સ્થાણુ-પુરૂષાદિ પર્યાયનો વિવેક કેવી રીતે થાય ? 'શ્રુતનિશ્રિત' એ વચનથી તે વિવેક શ્રુતથી માનેલ છે મતિથી નહિ. જો તે શ્રુતવ્યાપાર છે તો તે સિવાયનું બીજું મતિજ્ઞાન કયું ?, જો શ્રુતથી પણ વિવેક કરનારને શ્રુત નથી, તો શ્રુતનો અભાવ થાય છે અને જે જે અન્યપણ શ્રુત વ્યાપાર છે તે પણ મતિ થાય છે. જો મતિકાળે પણ શ્રુત છે, તો તમારે એકી સાથે મતિ-શ્રુતનો ઉપયોગ થશે. અને બેમાંથી એક માનતાં શ્રુતનો અભાવ થશે. જો અક્ષરાનુસારથી શ્રુતનિશ્રિતપણું હોય તો ત્યારે મતિચતુષ્કપણ શ્રુતનિશ્રિત થશે. કેમકે તે પણ અક્ષરયુક્ત છે. જો તે શ્રુતવડે નથી જાણતો તો તેને શ્રુતનિશ્રિત કેમ કહ્યું ? પૂર્વે શ્રુતોપકારવાળું છે અને હમણાં તેની અપેક્ષા વિનાનું છે માટે. પૂર્વે શ્રુતપરિકર્મિત મતિવાળાને હમણાં જે શ્રુતાતીત જ્ઞાન થાય તે શ્રુતનિશ્રિત અને બીજું અશ્રુતનિશ્રિત, તે અશ્રુતનિશ્રિત મતિચતુષ્ક જાણવું. મતિજ્ઞાન ભાવાક્ષરથી ઉભયપ્રકારે થાય અને વ્યઞ્જનાક્ષરથી અનક્ષર થાય તથા ઉભયપ્રકારનું શ્રુતજ્ઞાન છે. અનક્ષર તથા સાક્ષર એમ બે પ્રકારે હોય છે. ૧૬૨-થી-૧૭૦.

બીજા કેટલાક આચાર્યો, અનક્ષર અને અક્ષરના ભેદથી મતિ-શ્રુતનો-ભેદ કહે છે, મતિજ્ઞાન અનક્ષર છે, અને બીજું શ્રુતજ્ઞાન સાક્ષર તથા ઉચ્છ્‌વાસાદિરૂપ અનક્ષર છે. ૧૬૨ આ પ્રમાણે જેઓ કહે છે તે યોગ્ય નથી, કેમકે જો મતિ અનક્ષરજ ( અક્ષરાભિલાપ રહિતજ ) હોય તો નિરભિલાપ્ય હોવાથી સ્થાણુ આદિ વસ્તુમાં ઇહા વિગેરે પ્રવર્તે નહિ. કેમકે તે મતિમાં અનક્ષરપણે સ્થાણુઆદિવિકલ્પનો અભાવ હોવાથી "આ સ્થાણુ છે, કે પુરૂષ છે" ઇત્યાદિ પર્યાયોના વસ્તુધર્મનો વિવેક ન થાય. ( અન્વય-વ્યતિરેક આદિથી બોધ ન થાય. ) જે અનક્ષરજ્ઞાન છે તેમાં અવગ્રહની પેઠે સ્થાણુ-પુરૂષાદિ પર્યાયોનો વિવેક નથી, તેવીજ રીતે ઈહાદિ પણ અનક્ષર હોવાથી તેમાં પણ આ સ્થાણુપુરૂષાદિ પર્યાયોનો વિવેક ઘટશે નહિ. ૧૬૩

આગમમાં મતિજ્ઞાન બે પ્રકારનું કહ્યું છે. એક અવગ્રહાદિ ચાર પ્રકારનું જ્ઞાન તે શ્રુતનિશ્રિત મતિજ્ઞાન અને બીજું ઔત્પત્તિકી વિગેરે ચાર પ્રકારની બુદ્ધિ તે અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન. અહીં એમ કહેવામાં આવે કે જો આગમમાં પણ મતિજ્ઞાન શ્રુતનિશ્રિતપણે કહ્યું છે તો અક્ષરાત્મકશ્રુતથી એ સ્થાણુ-પુરૂષાદિ પર્યાયનો વિવેક થયો, કંઈ મતિથી થયો નહિ, કેમકે મતિ તો સ્વયં અનક્ષર છે. આવું ઉપરોક્ત કથન અયોગ્ય છે, કેમકે એમ માનવાથી તો એ સ્થાણુ પુરૂષાદિપર્યાયનો વિવેક એ શ્રુતનો વ્યાપાર થયો. હવે જો સ્થાણુ-પુરૂષાદિ પર્યાયનો વિવેક અક્ષરાત્મક હોવાથી શ્રુતવ્યાપાર માનીએ તો અવગ્રહ સિવાયના ઇહા-અપાય વિગેરે મતિજ્ઞાનના સર્વ ભેદોનો અભાવજ થાય. ૧૬૪

શ્રુતવ્યાપારથી સ્થાણુ-પુરૂષાદિનો વિવેક કરનારાને તે જ્ઞાન શ્રુત નથી, પણ-મતિનો અભાવ થવાના ભયથી તેને મતિજ્ઞાનપણે માનિએ છીએ એમ કહેવામાં આવે તો એક બાજુ સાંધતાં બીજી બાજુ તૂટશે. કારણકે એમ માનવાથી તો શ્રુતનોજ અભાવ થશે. કેમકે ચરણ કરણાદિ જણાવનાર આચારાદિ અન્ય શ્રુતવ્યાપાર પણ અક્ષરાત્મક હોવાથી સ્થાણુ-પુરૂષાદિ પર્યાયના વિવેકની પેઠે તે પણ મતિજ્ઞાન થશે. અને શ્રુતનો અભાવ થશે. સ્થાણુ-પુરૂષાદિ પર્યાયનો વિવેક તે મતિ પણ થશે અને શ્રુત પણ થશે. એમ માનવાથી બેમાંથી એકનો પણ અભાવ નહિ થાય. એમ કહેવામાં આવે, તો તે પણ ઠીક નથી. ૧૬૫ કારણ કે સ્થાણુ-પુરૂષાદિ પર્યાયના વિવેકરૂપ મતિજ્ઞાનના કાળમાં પણ જો શ્રુતજ્ઞાન માનવામાં આવે તો એકજ કાળે મતિ-શ્રુતનો ઉપયોગ થાય. પરન્તુ એમ થવું અયોગ્ય છે, કેમકે એકજ કાળે બે ઉપયોગનો આગમમાં નિષેધ કર્યો છે. અથવા આ દોષના ભયથી એક કાળે એકજ ઉપયોગ માનતાં વિવેકકાળે મતિ અથવા શ્રુતજ્ઞાન માનવું પડશે. પણ તેમાં શ્રુતજ્ઞાનતો માની શકાશે નહિ, માત્ર મતિજ્ઞાનજ માનવું પડશે. કારણ કે-"સાવકાશ અને અનવકાશવિધિમાં અનવકાશવિધિ બળવાન્ છે" એ ન્યાયથી બીજે સ્થળે મતિજ્ઞાનને અવકાશ નથી તેથી અહીં મતિજ્ઞાનજ માનવું પડશે. શ્રુતજ્ઞાનને તો અન્યત્ર આચારાદિ શ્રુતાનુસારી જ્ઞાનમાં અવકાશ છે તેથી ત્યાં શ્રુત માનવું ઉચિત છે. આમ હોવાથી સ્થાણુ પુરૂષાદિનો અક્ષરાભિલાપયુક્ત વિવેક મતિથીજ થયો. પણ શ્રુતથી નહિ. આથી એ સિદ્ધ થયું કે મતિજ્ઞાન એકાન્તે અનક્ષર નથી. ૧૬૬ વળી સ્થાણુ-પુરૂષાદિનો વિવેક કરવાવડે અક્ષરને અનુસરતા પ્રમાતાનું જ્ઞાન શ્રુતનિશ્રિત છે, એમ કહેવામાં આવે તો ઔત્પત્તિકી વિગેરે ચાર બુદ્ધિઓ પણ શ્રુતનિશ્રિત માનવી પડશે. કેમકે તે પણ અક્ષરયુક્ત છે. તેમાંએ ઇહા વિગેરે અક્ષરાભિલાપ થાય છે. પરન્તુ એમ નથી, આગમમાં એ ચારે બુદ્ધિને અશ્રુતનિશ્રિત કહેલ છે. ૧૬૭ પુનઃ એમ કહેવામાં આવે, કે સ્થાણુ-પુરૂષાદિ પર્યાયને

જાણનાર-વ્યક્તિ શ્રુતજ્ઞાનવડે નથી જાણતો, તો પછી અવગ્રહાદિ શ્રુતનિશ્રિતજ છે એમ આગમમાં શાથી કહ્યું ? મતિ તો સ્વયં અનક્ષરજ છે, અને જે ઇહા વિગેરે અક્ષરાત્મક છે તેમાં જો શ્રુતનિશ્રિતપણું ન માનીએ તો તે બીજી રીતે કેમ ઘટે ?

ઉપરનું સર્વ કથન "શ્રુતનિશ્રિત" શબ્દનો અર્થ સમજ્યા વિનાનું છે. તેથી તેનું સ્પષ્ટીકરણ કરવું અહીં ઉચિત છે, શ્રુત બે પ્રકારનું છે. એક પરોપદેશરૂપ અને બીજું આગમ ગ્રન્થરૂપ, ૧૬૮ તેવા શ્રુતવડે વ્યવહાર કાળની પૂર્વે સંસ્કાર વાળી જેની બુદ્ધિ થએલી હોય એવા સાધુઆદિને હમણાં વ્યવહારકાળે શ્રુતની અપેક્ષા વિના જે જ્ઞાન થાય છે તે અવગ્રહાદિ જ્ઞાનને આગમમાં "શ્રુતનિશ્રિત" કહ્યું છે, તે સિવાયનું શ્રુતસંસ્કારની અપેક્ષાવિનો જે સ્વાભાવિક જ્ઞાન થાય તે ઔત્પાતિકી વિગેરે ચાર પ્રકારની બુદ્ધિ-અશ્રુતનિશ્રિત છે.

પૂર્વે નહિ જોએલ, નહિ સાંભળેલ અને નહિં વિચારેલ અર્થને-વિશુદ્ધપણે ગ્રહણ કરનાર, અવ્યાહત ફળ યોગવાળી બુદ્ધિ, તે-ઔત્પાતિકી બુદ્ધી છે.

દુઃખે વહન કરી શકાય એવા મોટા કાર્યના ભારનો નિસ્તાર કરવામાં સમર્થ, ધર્મ-અર્થ ને કામ એ ત્રિવર્ગનું પ્રતિપાદન કરનાર એવા સૂત્રાર્થના સારને ગ્રહણ કરનારી સારભૂત અને ઉભય લોકમાં ફળદાયી-એવી જે બુદ્ધિ તે વૈનયિકી બુદ્ધિ છે.

વિવક્ષિત કાર્યમાં મનના પરોવાથી તેના પરમાર્થને જાણનાર, કાર્યના અભ્યાસ અને વિચારથી વિસ્તાર પામેલ, સારું કર્યું એમ વિદ્વાનોથી પ્રશંસા પામે તેવા ફળવાળી બુદ્ધિ, તે કર્મજા બુદ્ધિ છે.

અનુમાન, હેતુ, અને દૃષ્ટાન્તથી અર્થને સાધનાર વયોવિપાકના પરિણામવાળી, તથા અભ્યુદય અને મોક્ષરૂપ ફળવાળી બુદ્ધિ તે પારિણામિકી બુદ્ધિ છે.

ઉપરોક્ત બુદ્ધિચતુષ્કમાંથી વૈનયિકીબુદ્ધિમાં શ્રુતનિશ્રિતપણું છે, કારણ કે-"ત્રિવર્ગનું પ્રતિપાદન કરનારા સૂત્રાર્થના સારને ગ્રહણ કરવા ભૂતપણું" શ્રુતના અભ્યાસવિના બનતું નથી. પણ એ બુદ્ધિચતુષ્કને આગમમાં અશ્રુતનિશ્રિત કહેલ છે, આથી પૂર્વાપર વિસંવાદ જેવું જણાય છે. એ પ્રમાણે કોઇને શંકા થાય તો તેના ઉત્તરમાં કહેવાનું કે-એમાં શ્રુતનિશ્રિતપણું છે, પરન્તુ બહુ અલ્પ છે, તેથી મતિચતુષ્કમાં બાહુલ્યતાનો અંગીકાર કરીને તેમાં અશ્રુતનિશ્રિતપણું કહ્યું છે. એટલે વિસંવાદ જેવું કંઇ નથી. આ સઘળા વિવેચનથી એ ફલિતાર્થ થયું કે-પૂર્વે ૧૬૨મી ગાથામાં "મતિજ્ઞાન અનક્ષર છે, અને શ્રુતજ્ઞાન સાક્ષર છે" એમ જે કહ્યું છે તે અયોગ્ય ઠર્યું. કારણ કે મતિને અનક્ષર માનવાથી સ્થાણુ-પુરૂષાદિ પર્યાયના વિવેકનો અભાવ થાય. અને મતિનું શ્રુતનિશ્રિતપણું તો પૂર્વે બીજી રીતે-સિદ્ધ કરેલું છે. એટલે પુનઃ કહેવાની આવશ્યકતા નથી. ૧૬૯

---

ઔત્પત્તિકી બુદ્ધિ ઉપર રોહકનું દૃષ્ટાન્ત.

અવંતી નગરીની પાસેના ગામમાં એક ભરત નામનો નટ રહેતો હતો, તેને પહેલી સ્ત્રીથી ઉત્પન્ન થએલો રોહક નામનો ઔત્પાતિકીબુદ્ધિવાળો પુત્ર હતો. પહેલી સ્ત્રી મરણ પામવાથી ભરતે બીજી સ્ત્રી કરી હતી, તે સ્ત્રી રોહકને શોકનો પુત્ર જાણીને બરાબર ખાવા પીવાનું આપતી નહી, તેથી એક વખત રોહકે તેને કહ્યું કે-માતા ! તું મને સારી રીતે રાખતી નથી, તો હું તને તેનું ફળ બતાવીશ. આથી તેની તે નવીમાતાએ કહ્યું કે-અરે નાદાન છોકરા ! તું મને શું કરવાનો હતો ? રોહક બોલ્યો-માતા ! હું એવું કરીશ કે જેથી તું મારા પગે પડીશ. નવી સ્ત્રીએ તેને નાદાન બાળક જાણીને તેની ઉપર કંઇ ધ્યાન આપ્યું નહી અને હમેશની માફક બેદરકારીપણે વર્તવાનું ચાલુ રાખ્યું. રોહકે એક દિવસ રાત્રિએ એકદમ અચાનક જાગીને પોતાના પિતાને કહ્યું કે-પિતાજી ! પિતાજી ! જુઓ આ કોઇ પુરૂષ આપણા

ઘરમાથી નાશી જાય છે. આ સાંભળીને ભરતના મનમાં ધારણા થઇ કે જરૂર મારી સ્ત્રી વ્યભિચારિણી છે. નહિ તો રાત્રિના સમયે કોઇ અજાણ્યો પુરૂષ ઘરમાંથી કેમ નીકળે ? આવા વહેમથી તે સ્ત્રી ઉપર પ્રીતિ રહિત થયો, સ્ત્રી સાથે બોલવા ચાલવાનો વ્યવહાર પણ બંધ કર્યો. આથી તે નવી સ્ત્રીએ માન્યું કે જરૂર આ કામ રોહકનું હોય એમ જણાય છે. તેથી રોહકને પ્રીતિપૂર્વક બોલાવીને કહ્યું કે-બેટા ! ત્હેં આ શું કર્યું કે જેથી તારા પિતા મારાથી એકદમ કંઇ પણ કારણ વિના પરાઙ્મુખ થયા ? જો ત્હેંજ એ પ્રમાણે કર્યું હોય તો હે પુત્ર ! મારો અપરાધ ક્ષમા કર અને જેમ તારા પિતા મારાપર પ્રસન્ન થાય તેમ કર. એના ઉત્તરમાં રોહકે કહ્યું-ઠીક છે. હવે તું એ માટે ખેદ ન કરીશ. હું બધુ પાછું ઠેકાણે લાવીશ. તે દિવસથી તે સ્ત્રી રોહકની સારી સંભાલ બરાબર રાખવા લાગી, અને રોહક પણ પિતાનો પૂર્વનો વહેમ દૂર કરવાનો ઉપાય શોધવા લાગ્યો. એક દિવસ રાત્રિએ રોહકનો પિતા ચાંદનીમાં બેઠો હતો, તે વખતે રોહકે પોતાના શરીરની છાયાને આંગળીથી બતાવીને પિતાને કહ્યું કે-પિતાજી ! જુઓ ! જુઓ ! આ કોઇ પુરૂષ જાય છે. પિતાએ કહ્યું કે મને જલ્દી બતાવ. ત્યારે રોહકે આંગળીવડે પોતાની છાયા બતાવીને કહ્યું કે જુઓ, આ રહ્યો, મ્હેં તેને રોકી રાખ્યો છે. રોહકની આ બાળચેષ્ટા જોઇને ભરતે વિચાર્યું કે, ખરેખર આણે પહેલાં પણ આવોજ પુરૂષ જોયો હશે. નાદાન બાળકના બોલવા પર વિશ્વાસ રાખીને મ્હેં નકામો મારી સ્ત્રીપર વહેમ લીધો; પણ એ ઠીક ન કર્યું. આવા નિશ્ચયથી તેનો પૂર્વનો વહેમ સ્ત્રીઉપરથી દૂર થયો, અને તે દિવસથી તે તેનાપર અનુરાગવાળો થયો. રોહકે વિચાર્યું કે મ્હેં મારી ઓરમાન માતાનું અપ્રિય કર્યું છે તેથી તેનો બદલો લેવાને તે કોઈ વખત મને વિષ વિગેરેથી મારી નાંખશે, માટે મ્હારે તેનાથી દરરોજ સાવચેત રહેવાની જરૂર છે. એમ વિચારીને તે હમ્મેશાં પોતાના પિતાની સાથેજ જમવા બેસે.

એક વખત ભરત કંઇ કામ પ્રસંગે અવન્તી જવા તૈયાર થયો. તેની સાથે રોહક પણ જવાને તૈયાર થયો. અવન્તીમાં બન્ને પિતા પુત્ર ગયા. ત્યાં નગરની શોભા જોઇને રોહક વિસ્મય પામ્યો. કામ પૂરું કરીને પિતા-પુત્ર પાછા ઘેર જવાને નિકળ્યા. નગર બહાર આવ્યા એટલે ભરત કંઈ ચીજ લેવાની ભૂલી ગયો, તેથી રોહકને ક્ષિપ્રાનદીના તટપર બેસાડીને પોતે પાછો શહેરમાં ગયો. રોહકે નદીના કાંઠામાં રહીને રમત કરતા કરતાં કિલ્લા સહિત આખી નગરી રેતીમાં આલેખી. તેવામાં અશ્વપર બેસી ફરવા ગએલ તે નગરીનો રાજા ત્યાં થઇને નીકળ્યો, એટલે રોહકે કહ્યું અરે રાજકુમાર ! એ માર્ગે ન ચાલો. રાજાએ કહ્યું એ માર્ગે ન ચાલવાનું કારણ ? રોહકે કહ્યું-એમાં કારણ શું પુછો છો ? આ રાજ દરબાર છે તે તમે નથી જોતા ? રાજાએ નીચે ઉતરીને જોયું તો આખી નગરી બરાબર આલેખેલી જોઇ. તેથી રાજાએ પૂછ્યું-અરે બાલક ! તેં આ નગરી પહેલાં કોઈવાર જોઇ છે, કે આજેજ જોઇ ? રોહકે કહ્યું-ના, પહેલાં જોઇ નથી, આજેજ પ્રથમ જોઇ છે. આથી વિસ્મય થએલા રાજાએ વિચાર્યું કે અહો ! આ બાળકની બુદ્ધિ કેવી તીવ્ર છે ? પછી રાજાએ તેનું નામ પૂછ્યું એટલે તે બોલ્યો, કે-મારૂં નામ રોહક છે. આ વાતચીત ચાલે છે એવામાં રોહકનો પિતા શહેરમાંથી આવ્યો એટલે તેની સાથે રોહક પોતાને ગામ ગયો.

રોહક ગયા પછી રાજાએ વિચાર્યું કે મારે ચારસોને નવાણું પ્રધાનો છે; પરન્તુ તે સર્વની બુદ્ધિ એકજ પ્રધાનમાં હોય એવો એક પ્રધાન હોય તો ઘણું સારૂં, કેમકે એથી રાજ્યનો પ્રતાપ વૃદ્ધિ પામે. આ પ્રમાણે વિચારીને રોહકની પરીક્ષા કરવાને રાજાએ રોહકના ગામના મુખ્ય માણુસોને ઉદ્દેશીને એવો હુકમ કર્યો કે-તમારા ગામની બહાર એક મોટી શિલા છે તે શિલાને ઉપાડયા સિવાય રાજાને બેસવા યોગ્ય મંડપ કરીને એ શિલાનું તેના ઉપર ઢાંકણુ કરો." આ પ્રમાણે રાજાનો હુકમ સાંભળીને ગામના સર્વ લોકો અનેક પ્રકારની ચિન્તા કરવા લાગ્યા. વિચાર કરતાં મધ્યાન્હ સમય થયો, તે વખતે રોહક તેના પિતાને જમવા તેડવા આવ્યો; એટલે તેના પિતાએ કહ્યું બેટા ! તું બાળક હોવાથી નિશ્ચંત છે, એટલે ગામના કષ્ટને જાણતો નથી, અમને તો કંઇ પણ ચેન પડતું નથી, એટલે ખાવા પીવાનું ક્યાંથી !

સુઝે ? આથી રોહકે પૂછ્યું—પિતાજી એવું શું કષ્ટ છે ? કે જેથી સર્વને આટલી બધી ચિન્તા થાય છે. તેના ઉત્તરમાં તેના પિતાએ રાજાની આજ્ઞા કહી સંભળાવી, એટલે રોહકે કહ્યું—ઓહો ! એમાં એટલી બધી ચિન્તા શા માટે કરો છો ? મંડપ કરવાને એ શિલાની નીચે ખોદવાનું શરૂ કરો, પછી જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં થાંભલા મુકો અને શિલાને ઉપાડયા સિવાય ભોંયરાની જેમ ફરતી ભીંત વિગેરે કરો. એટલે રાજાને યોગ્ય મંડપ તૈયાર કરી શકાશે. આ યુક્તિ સાંભળીને સર્વ લોકો હર્ષ પામીને ભોજન માટે ઉઠયા, પછી રોહકના કહ્યા મુજબ ખોદીને મંડપ તૈયાર કર્યો. રાજા પણ એ મંડપ જોઇને પ્રસન્ન થયો, તપાસ કરતાં માલુમ પડયું કે આ મંડપ રોહકની બુદ્ધિના અનુસારે થયો છે.

ફરી બીજી વખત રાજાએ એજ ગામમાં એક ઘેટું મોકલીને હુકમ કર્યો કે—" આ ઘેટું અત્યારે જેટલું તોલમાં છે, તેટલું પાછું પંદર દિવસે આપવું. તોલમાં જરા પણ ન્યૂનાધિક ન થવું જોઇએ." રાજાની આ આજ્ઞા સાંભળીને ગામના સર્વ લોકો એકઠા થયા; અને રોહકને બોલાવીને રાજાની આજ્ઞા કહી સંભળાવી ને ઉપાય પૂછ્યો, એટલે રોહકે કહ્યું કે જંગલમાંથી એક વરૂ પકડી લાવીને ઘેટા પાસે બાંધો; પછી ઘેટાને દરરોજ સારો પુષ્ટિકારક ખોરાક આપો. પણ તે વરૂના ભયથી બધો ખોરાક નિરર્થક થશે, અને ઘેટાનું જે તોલ છે તે તેટલુંજ કાયમ રહેશે. રોહકના કહેવાથી લોકોએ તે પ્રમાણે કરીને પંદર દિવસે ઘેટો પાછો મોકલ્યો. રાજાએ તોલી જોયો તો તેનું જે વજન હતું તે કાયમ હતું. જરા પણ ન્યૂનાધિક થયું ન હતું. તપાસ કરતાં જણાયું કે એ પણ રોહકની બુદ્ધિનુંજ પરિણામ હતું. તે પછી રાજાએ એક કૂકડો તે ગામપર મોકલાવીને આજ્ઞા કરી કે—આ કૂકડાને બીજા કૂકડા સિવાય યુદ્ધ કરાવવું. ગામના લોકોએ રોહકના કહેવાથી તે કૂકડા સામે એક આરીસો મૂકયો. તેમાંના પ્રતિબિંબથી કૂકડાએ બીજો કૂકડો જાણીને અહંકારથી તેની સાથે યુદ્ધ કરવા માંડયું. રાજાના ગુપ્ત માણસોએ એ હકીકત રાજાને કહી એટલે રાજા પ્રસન્ન થયો. ફરી પાછી રાજાએ આજ્ઞા કરી કે—" નદીની રેતીનાં દોરડાં વણીને મોકલાવો." રાજાની આવી બીલકુલ અસંભવિત આજ્ઞા સાંભળીને લોકો ગભરાઇ ગયા એટલે રોહકે કહ્યું કે રાજાને એમ કહેવરાવો કે મહારાજ ! તમારા ભંડારમાં રેતીનાં જુનાં દોરડાં પડયાં હશે તેમાંથી નમુનો જોવા માટે એક દોરડું મોકલાવો, કે જેથી તેના અનુસારે તેવાં દોરડાં વણીને અમે મોકલાવીએ, લોકોએ તે પ્રમાણે કહેવરાવ્યું. તેથી રાજા કંઇ પણ બીજો હુકમ કર્યા સિવાય મૌન રહ્યો. ફરી એક વખત રાજાએ મરવાની તૈયારીવાળો રોગી અને વૃદ્ધ હાથી તે ગામમાં મોકલ્યો, અને તે સાથે કહેવરાવ્યું કે " આ હાથી મરી ગયો " એમ કહ્યા વિના દરરોજ તેના ખબર મને મોકલવા. હાથી આવ્યા પછી તેજ રાત્રિએ મરી ગયો, એટલે બીજે દિવસે રોહકના કહેવા મુજબ ગામના અધિકારીએ રાજા પાસે જઇને કહ્યું કે—મહારાજ ! આજે હાથી બેસતો નથી, ઉઠતો નથી, આહાર નીહાર કરતો નથી, અને બીજી કંઇ પણ ચેષ્ટા કરતો નથી. એ સાંભળીને રાજાએ કહ્યું, ત્યારે શું હાથી મરી ગયો ? આવનાર માણસે કહ્યું—મહારાજ ! આપ એમ કહોછો, હું એમ નથી કહેતો. આ સાંભળીને રાજા ખુશ થયો. ફરીથી રાજાએ આજ્ઞા કરી કે—તમારા ગામના કુવાનું પાણી ઘણું સારૂં છે; માટે તે કુવો અહીં મોકલો. ગામના લોકોએ રોહકના કહેવાથી રાજાને કહેવરાવ્યું કે—મહારાજ ! ગામડાના લોકોની પેઠે ગામડાનો કુવો પણ સ્વભાવથી જ બીકણ હોય છે, માટે નગરનો માર્ગ બતાવનાર એક ત્યાંનો કુવો અહીં મોકલો એટલે તેની સાથે અમારા ગામનો કુવો ત્યાં આવે, આ પ્રમાણે સાંભળીને રાજા ખુશી થયો, તે સાથે પાછો હુકમ કર્યો કે અગ્નિના સંબંધ વિના ખીર રાંધીને મોકલો. રાજાની એ આજ્ઞાનું પાલન કરવાને ગામના લોકોએ રોહકના કહેવા મુજબ ચોખાને ઘણા પાણીમાં પલાળીને સૂર્યના કિરણોથી તપાવ્યા, પછી ચોખાની તપેલીમાં દૂધ નાખીને તે પલાલ વિગેરે ઘાસની બાફમાં મૂકી, એટલે ખીર તૈયાર થઇ, તે રાજાને મોકલાવી. આ રીતે દરેક પરીક્ષામાં રોહક પસાર થયો એટલે રાજાએ તેની અતિશય બુદ્ધિ જાણીને તેને પોતાની પાસે બોલાવવાને આજ્ઞા કરી, અને કહ્યું કે—રોહકે અમારી પાસે હાજર થવું, પણ શુક્લપક્ષ

કે કૃષ્ણપક્ષમાં આવવું નહિ, રાત્રિએ અથવા દિવસે આવવું નહિ, માર્ગે કે ઉન્માર્ગે આવવું નહિ, સ્નાન કરીને અથવા સ્નાન કર્યા વિના આવવુ નહિં. તડકામાં કે છાયામા પણ આવવું નહિ; એ પ્રમાણે રાજાની આજ્ઞા જાણીને રોહકે કંઠ સુધી સ્નાન કર્યું, અને ગાડાના ચીલાના મધ્ય ભાગને રસ્તે ઘેટા ઉપર બેસીને માથે ચાલણીનું છત્ર ધારણ કરીને સંધ્યાસમયે અમાવાસ્યા ઉપરાંત પડવાને દિવસે રાજાની પાસે ગયો, ત્યાં ખાલી હાથે રાજા દેવ અને ગુરુનુ દર્શન કરવું નહિ. એવી લોકની શ્રુતિથી માટીનો એક પિંડ હાથમાં રાખીને રાજાને પ્રણામ કરી તે પિંડ રાજાની પાસે ભેટ તરીકે મૂકયો. એટલે રાજાએ પુછ્યુ-રોહક ! આ શું લાવ્યો ? રોહકે ઉત્તર આપ્યો-મહારાજ ! આપ પૃથ્વીના પતિ છો, તેથી હું આ ભેટ લાવ્યો છુ. આ સાંભળી રાજા પ્રસન્ન થયો. તે રાત્રિએ રોહકને રાજાએ પોતાની પાસે સુવાડયો. રાત્રિનો પહેલો પ્રહર વીત્યા પછી રાજાએ તેને બોલાવ્યો-અરે રોહક ! તું જાગે છે કે ઉંઘે છે ? રોહકે ઉત્તર આપ્યો-પ્રભો ! હું જાગુ છુ. રાજાએ કહ્યું-જો જાગે છે તો શો વિચાર કરે છે ? રોહકે ઉત્તર આપ્યો-પ્રભો ! હુ એ વિચાર કરતો હતો કે પીપળાના પાનાનુ ડીંટુ મોટું કે તેની શિખા મોટી ? એ સાંભળીને રાજાને પણ સંશય થયો, તેથી તેને પૂછ્યુ-રોહક ! તે ઠીક વીચાર કર્યો છે, પણ હવે તેનો નિર્ણય શો કર્યો ઉત્તરમાં રોહકે કહ્યુ-જ્યાં સુધી શિખાનો અગ્ર ભાગ સુકાઈ જાય ત્યાંસુધી બન્ને સરખા હોય છે. બીજો પ્રહર પૂર્ણ થયા, પછી ફરી રાજાએ પૂછ્યું કે-અરે રોહક ! જાગે છે કે ઉંઘે છે ? રોહકે ઉત્તર આપ્યો-દેવ ! જાગુ છું. જો જાગે છે તો વળી શો વિચાર કરે છે ? ઉત્તર આપ્યો કે-દેવ ! હું એ વિચાર કરૂછું કે બકરીના પેટમાંથી સરાણે ઉતારી હોય તેવી તેની લીંડીઓ બરાબર ગોળ થઈને બહાર નીકળે છે તેનુ શુ કારણ ? એના નિર્ણય માટે રાજાએ એનેજ પુછ્યુ, એટલે તે બોલ્યો કે બકરીના પેટમા સંવર્તક નામનો વાયુ છે, તેના પ્રભાવથી તે લીંડીઓ ગોળ થાય છે. આ પછી રોહક સુઇ ગયો, ત્રીજા પ્રહરે રાજાએ પુનઃ પૂછ્યુ-રોહક ! જાગે છે કે ઉંઘે છે ? ઉત્તરમાં રોહકે જણાવ્યું કે-પ્રભો ! હું વિચાર કરૂછું કે ખીસકોલીનું શરીર જેવડું છે તેવડુંજ તેનું પુંછડું હશે કે કંઇ ન્યૂનાધિક હશે ? રાજાએ એના નિર્ણય માટે એનેજ પૂછ્યું એટલે તેણે કહ્યુ કે-દેવ ! તે બન્ને સરખાં હોય છે. તે પછી ચોથે પ્રહરે-પ્રાતઃકાળે રાજા જાગ્યો; તે વખતે રોહકને બોલાવ્યો પણ આખી રાત્રિના ઉજાગરાને લીધે નિદ્રાવશ હોવાથી જવાબ ન આપ્યો એટલે રાજાએ ગમ્મત કરવાની ખાતર રોહકને મહેજ સોટી વગાડી, એટલે રોહક જાગી ઉઠ્યો. ત્યારે રાજાએ પૂછ્યું અરે રોહક ! કેમ ઉંઘે છે ? રોહકે કહ્યું મહારાજ ! જાગુછું. જો જાગે છે તો ઘણી વારે ઉત્તર કેમ આપ્યો ? તેણે જવાબ આપ્યો-દેવ ! હું બહુ ઉંડા વિચારમા હતો, તેનો નિર્ણય કરવામાં ચિત્ત રોકાયુ હતું, તેથી ઉત્તર આપતા વાર લાગી, રાજાએ કહ્યુ એવા કયા ઉંડા વિચારમાં હતો કે જેથી નિર્ણય કરવામાં એટલો બધો વખત લાગ્યો રોહકે ગભરાયા વિના કહ્યુ-સ્વામી ! હું એ વિચાર કરતો હતો કે આ રાજા કેટલા પુરૂષથી ઉત્પન્ન થયો હશે ? એ સાંભળી રાજા થોડીવાર મૌન રહ્યો, પછી થોડીવારે પૂછ્યુ-બોલ હું કેટલા પુરૂષથી ઉત્પન્ન થયો છુ ? ઉત્તરમાં રોહકે કહ્યુ-પાંચ પુરૂષથી, ફરી રાજાએ પૂછ્યું-કયા કયા પાંચ પાંચ પુરૂષથી ? રોહકે કહ્યુ-એક કુબેર ભંડારીથી, કેમકે કુબેરના જેવી દાન શક્તિ છે. બીજા ચંડાળથી કેમકે શત્રુના સમૂહ ઉપર તમો ચંડાળ જેવો કોપ કરોછો. ત્રીજા ધોબીથી કેમકે ધોબી જેમ વસ્ત્રને નીચોવીને પાણી કાઢી નાખે છે તેમ તમે પણ માણસોને નીચોવીને તેનું ધન લઇ લ્યોછો, ચોથા વીંછીથી, કેમકે તમે બરનિદ્રામાં સુતેલા બાળકને પણ નિર્દય વીંછીના ડંખની જેમ સોટી મારીને પીડા ઉપજાવો છો. પાંચમા તમારા પિતાથી ઉત્પન્ન થયા છો કે જેણે તમને આ રાજ્યપર સ્થાપન કર્યા છે. આ સાંભળીને રાજા ઘણું આશ્ચર્ય પામીને એકાન્તમાં પોતાની માતા પાસે જઇને નમન કરી પૂછ્યું-માતા ! કહો હું કેટલા પુરૂષથી ઉત્પન્ન થયો છું ? માતાએ આવા પ્રશ્નથી વિસ્મય પામીને કહ્યું-બેટા ! તું એ શું પૂછે છે ? તું તારા પિતાથી ઉત્પન્ન થયો છે. રાજાએ રોહકે કહેલી હકીકત પ્રગટ કરીને કહ્યુ-માતા ! રોહકની બુદ્ધિ પ્રાયઃ ખોટી નથી, માટે જે હોય તે સત્ય કહો. આ પ્રમાણે ઘણા આગ્રહથી પૂછ્યું એટલે રાજાની

માતાએ કહ્યું-પુત્ર ! સાંભળ જ્યારે તું ગર્ભમાં હતો ત્યારે એક દિવસ હું નગર બહાર ઉદ્યાનમાં કુબેરદેવની પૂજા કરવા ગઇ, ત્યાં તે પ્રતિમાનું અત્યન્ત સ્વરૂપ જોઇને મેં તેનો હાથવડે સ્પર્શ કર્યો એટલે મને કામ વ્યાપ્ત થવાથી ભોગની વાંછા થઇ, ત્યાંથી પાછા આવતાં માર્ગમાં એક સ્વરૂપવાન્ ચંડાળને જોઇ તેની સાથે ભોગની ઇચ્છા થઈ. આગળ જતાં એક સ્વરૂપવાન્ ધોબીને જોઇને પણ તેવીજ ઇચ્છા થઈ. પછી મહેલમાં આવી ત્યારે તે દિવસે ઉત્સવ હોવાથી ખાવાને માટે લોટનો વીંછી કર્યો હતો, મેં તેને હાથમાં લીધો, તેના સ્પર્શથી કામોદીપન થવાથી તેની સાથે પણ ભોગની ઇચ્છા થઈ. આ પ્રમાણે ઇચ્છા માત્રથી તારે બીજા ચાર પિતા થયા હતા, બાકી પરમાર્થથી તો એક તારો પિતાજ સત્ય પિતા છે. આ સાંભળીને રાજા રોહકની બુદ્ધિથી ઘણું વિસ્મય પામ્યો, અને તેથી તેને સર્વ પ્રધાનોમાં મુખ્ય પ્રધાન બનાવ્યો.

( ઔત્પાતિકી બુદ્ધિ ઉપર આ સિવાય ૧ નગરના ધૂર્તનું-૨ આમ્રવૃક્ષનું-૩ શ્રેણિકરાજાની મુદ્રિકાનું-૪ સુતર અને ઊનના પટનું-૫ સરટનું-૬ કાગડાની સંખ્યાનું-૭ વિષ્ટાનું-૮ હસ્તિના તોલનું-૯ ભાંડનું-૧૦ લાખની ગોળીનું-૧૧ સ્તંભનું-૧૨ ક્ષુલ્લકનું-૧૩ માર્ગમાં મળેલી વ્યન્તરીનું-૧૪ એક સ્ત્રીનું-૧૫ પતિનું-૧૬ બે સ્ત્રીના એક પુત્રનું-૧૭ મધુયુક્ત સિત્થનું-૧૮ મુદ્રિકાનું-૧૯ સિક્કાઓનું-૨૦ સુવર્ણના સિક્કાનું-૨૧ ભિક્ષુકનું-૨૨ બાળકના નિધાનનું-૨૩ ધનુર્વિદ્યાની શિક્ષાનું-૨૪ અર્થશાસ્ત્રનું-૨૫ મારી ઇચ્છા પ્રમાણે લઈ એ વાક્યનું-૨૬ સિદ્ધપુત્રનું ઇત્યાદિ ઉદાહરણો છે, તે બધાં નંદીસૂત્રમાં મલયગિરિજી મહારાજકૃત ટીકામાંથી પા. ૧૪૪ થી જાણી લેવા. )

વૈનયિકીબુદ્ધિ ઉપર નિમિત્ત જાણનાર બે શિષ્યનું ઉદાહરણ. તે આ પ્રમાણે-કોઇ સિદ્ધપુત્ર પાસે તેના બે શિષ્યો નિમિત્ત શાસ્ત્ર ભણતા હતા. તેમાંનો એક શિષ્ય બહુમાનપૂર્વક ગુરૂનો વિનય કરીને તે જે કંઈ કહે તે સર્વ બરાબર ચિત્તમાં ધારણ કરીને નિરન્તર તેનો વિચાર કરતો હતો. વિચાર કરતાં જે કોઇ સ્થળે સંદેહ પડતો તે બાબત પુનઃ ગુરૂ પાસે આવીને વિનયપૂર્વક પૂછીને નિઃસંદેહ થતો. એ પ્રમાણે હમ્મેશાં વિચાર પૂર્વક શાસ્ત્રાર્થનું ચિન્તન કરતાં તેની બુદ્ધિ ઘણી ઉત્કૃષ્ટ થઇ. બીજો શિષ્ય તેથી વિપરીત-ઉપરોક્ત ગુણ રહિત હોવાથી તેની બુદ્ધિ તેવી ન થઇ.

એક દિવસ તે બંને શિષ્યો ગુરૂના આજ્ઞાથી નજીકના ગામમાં જવાને ચાલ્યા, માર્ગમાં જતાં મોટાં પગલાં જોઇને વિનયવન્ત શિષ્યે બીજાને પૂછ્યું-અરે ભાઇ ! આ પગલાં કોનાં છે ? તેણે કહ્યું-એ પગલાં હાથીનાં છે, એમાં શું પૂછે છે ?, વિનયશાળીએ કહ્યું. ના હાથીનાં નથી પણ હાથણીનાં છે, વળી તે ડાબી આંખે કાણી છે, તેના પર બેસીને કોઇ રાણી ગએલી છે, વળી તે સૌભાગ્યવંતી અને સગર્ભા હોવાથી પ્રસવ વેદના અનુભવતી આજકાલમાં પ્રસવ કરશે અને તેને પુત્ર જનમશે, આ સાંભળીને અવિનીત બોલ્યો-એ શાથી જણાય ? વિનયવન્તે કહ્યું આગળ ચાલો સર્વ પ્રગટ થશે. તે પછી બંને જણા જ્યાં જવાના હતા તે ગામની બહારના ભાગમાં સરોવરના તીર ઉપર તંબુમાં રહેલી હાથણી જોઇ, તે સાથે હાથણી પણ ડાબી આંખે કાણી છે એમ જાણ્યું, એટલામાં કોઇ દાસીએ કોઈ વૃદ્ધ પુરૂષને કહ્યું કે મહા રાજાને વધામણી આપો, મહારાણીને પુત્ર જન્મ્યો છે. આ સાંભળીને વિનયશાળીએ બીજાને કહ્યું ભાઈ ! જો સાંભળ ? આ દાસીનું વચન, મેં કહ્યું હતું તે યથાર્થ છે કે નહિ ? ઉત્તરમાં તેણે કહ્યું-ભાઇ તે સર્વ મેં જાણ્યું, તારૂં જ્ઞાન સત્ય છે. તે પછી બંને જણા હાથ-પગ ધોઇને સરોવરના તીરના ઉપર રહેલા મોટા વડવૃક્ષની નીચે વિસામો લેવા બેઠા. તે વખતે ત્યાં પાણી ભરવા આવેલી કોઈ વૃદ્ધ સ્ત્રીએ તેમની આકૃતિ જોઇને વિચાર્યું કે જરૂર આ બંને વિદ્વાન હોય એમ જણાય છે, એમ માનીને તેણે પોતાનો પુત્ર પરદેશ ગએલો હતો તેના આગમન-સંબંધી તેઓને પૂછ્યું કે ભાઇ ! મારો પુત્ર પરદેશ ગયો છે તે ક્યારે આવશે.? આ પ્રશ્ન પૂછતાની સાથેજ તેના માથે જળથી ભરેલો ઘડો હતો તે પડીને ભાંગી ગયો, આથી વિચાર કર્યા વિના બોલનાર બીજા શિષ્યે કહ્યું-ભાઇ ! તારો પુત્ર આ ઘડાની જેમ નાશ પામ્યો છે. તે સાંભળીને

વિચાર કરીને બોલનાર પહેલો શિષ્ય બોલ્યો—અરે ભાઇ ! એમ ન બોલ, એનો પુત્ર ઘેર આવ્યો છે. ડોશી મા ! ચિન્તા ન કરો, જુઓ તમારો પુત્ર અત્યારે ઘેર આવ્યો છે, તેનુ મુખ જોઇ આનંદ પામો આ સાંભળીને તે વૃદ્ધા તેને સેંકડો આશીર્વાદ આપતી પોતાને ઘેર આવી, અને જુએ છે તો તરતજ આવીને વિસામો લેવા બેઠેલો પોતાનો પુત્ર જોયો પુત્રે ઉઠીને માતાને પ્રણામ કર્યા, માતાએ આશીર્વાદ આપીને નિમિત્તિયાઓની હકીકત કહી, પછી પુત્રને પૂછીને એક વસ્ત્રયુગલ અને કેટલાક રોકડા રૂપીઆ લઇને વિચાર કરનાર વિદ્વાન શિષ્યને આપ્યા આથી વિચાર કર્યા વિના બોલનાર બીજો શિષ્ય હૃદયમા ખેદ લાવીને ચિન્તવવા લાગ્યો કે જરૂર ગુરૂએ મને સારી રીતે ભણાવ્યો નથી, નહિ તો આ યથાર્થ નિમિત્ત જાણે છે, અને હું નથી જાણતો તેનું શુ કારણ ?

તે પછી ગુરૂનુ કાર્ય કરીને બન્ને જણા ગુરૂ પાસે આવ્યા, ગુરૂને જોતાંજ પહેલા શિષ્યે બે હાથ જોડીને આનન્દાશ્રુયુક્તપણે ગુરૂના ચરણમા નમસ્કાર કર્યો, અને બીજો શિષ્ય તો પત્થરના સ્તંભની જેમ જરા પણ નમ્યા વિના માત્સર્ય અગ્નિથી ધુંધવાતો અક્કડ થઇને ઊભો રહ્યો, તેને તે પ્રમાણે સ્થિર ઊભેલો જોઇને ગુરૂએ કહ્યું—અરે ! કેમ નમ્યા વિના સ્તંભની જેમ અક્કડ ઊભો છે ?, તેણે ઉત્તર આપ્યો હું શા માટે નમું ? જેને તમે સારી રીતે ભણાવ્યો છે તેજ નમશે ગુરૂએ કહ્યુ કેમ મે તને સારી રીતે નથી ભણાવ્યો ?, તેણે કહ્યુ ના, મને સારી રીતે નથી ભણાવ્યો એમ કહીને સર્વ પૂર્વ વૃત્તાન્ત કહ્યુ આથી ગુરૂએ પહેલા શિષ્યને પુછ્યુ—વત્સ ! કહે તેં, શી રીતે એ જાણ્યુ ?, ઉત્તરમાં તેણે કહ્યુ—ભગવન્ ! હું હમ્મેશા આપની પાસેથી જે શીખતો તેનો બરાબર વિચાર કરતો. તેજ પ્રમાણે અહીં પણ મે વિચાર કર્યો કે આ પગલા હાથીનાં છે એ તો સુપ્રતીત છે, પરન્તુ તે હાથીના છે કે હાથણીના છે ? એમ વિશેષ વિચાર કરતાં તેણે લઘુશંકા કરેલી તે ઉપરથી જાણ્યુ કે એ પગલા હાથણીનાં છે વળી માર્ગમાં જમણી બાજુની વાડપર ચડેલી લતાઓના પાંદડા તેણે તોડેલા હતાં, પણ ડાબી બાજુની લતાઓનાં પાંદડાં અખંડિત હતા તેથી મેં નિશ્ચય કર્યો કે જરૂર આ હાથણી ડાબી આંખે કાણી છે તથા એનાપર આરૂઢ થઇને ગએલ કોઇ રાજ પરિવાર હોવો જોઇએ, તે સિવાય એવા વાહનપર કોઇ સામાન્ય મનુષ્ય મુસાફરી કરે નહિ, આગળ જતા હાથણી પરથી ઉતરીને લઘુશંકા કરવા બેઠેલ હશે તે જોઇને મે નિશ્ચય કર્યો કે મુસાફરી કરનાર કોઇ રાજરાણી છે, વળી ત્યાં વૃક્ષપર લાગેલ રાતા વસ્ત્રના અંશને જોઇને વિચાર્યુ કે તે સૌભાગ્યવતી હોવી જોઇએ, અને ભૂમિપર હાથ મૂકીને ઉભી થએલ છે એમ જણાયાથી તે ગર્ભવતી છે, એમ માન્યુ ઉભા થઇને ચાલતા પ્રથમ જમણો પગ ભારથી મૂકેલો જોઇને જાણ્યુ કે તે પ્રસૂતિની પીડાથી પીડાય છે, એટલે આજકાલમા તેને પુત્ર પ્રસવવો જોઇએ

વૃદ્ધ સ્ત્રીએ પૂછ્યુ હતું, તેમાં પણ તેણે કરેલા પ્રશ્નની પછી તરતજ ઘટ પડી જવાથી મે એમ વિચાર કર્યો કે જેમ આ ઘડો જ્યાંથી ઉત્પન્ન થયો ત્યાંજ પુન મળી ગયો તેવી રીતે આનો પુત્ર પણ આને અત્યારે મળવો જોઇએ.

આ પ્રમાણે વિનીતશિષ્યના કથનથી પ્રસન્ન થએલા ગુરૂએ તેને આનંદપૂર્વક સ્નેહદૃષ્ટિએ જોઇને પ્રશંસા કરીને બીજા શિષ્યને કહ્યુ કે ભાઇ ! આમા કેવળ તારોજ દોષ છે કે જે શીખ્યો તેના તે વિચાર ન કર્યો, એમાં અમારો લેશ માત્ર પણ દોષ નથી, કેમકે અમે તો માત્ર શાસ્ત્રના અર્થનો ઉપદેશજ કરી શકીએ, તેનો બરાબર વિચાર કરવો એ તમારૂં કામ છે આ ઉદાહરણમાં વિચાર કરના શિષ્યની વૈનયિકી બુદ્ધિ જાણવી

આ ઉપરોક્ત ઉદાહરણ સિવાય અર્થશાસ્ત્રમા કલ્પક મંત્રીનું—લિપિજ્ઞાનનુ—ગણિત જ્ઞાનનુ—ખાતપ વિજ્ઞાનનુ—અશ્વનું—ગર્દભનુ—અશ્વલક્ષણ જાણનારનુ—ગ્રન્થીનુ, વૈદ્યનુ—રથિકનુ—ગણિકાનુ—ગુરૂએ ભણાવેલ રાજપુત્રોનુ—કડનાયકનું—દુર્ભાગી મનુષ્યનો ન્યાય કરતા રાજકુમાર અને પ્રધાનનું ઇત્યાદિ ઉદાહરણો છે, તે નંદીસૂત્રમાંથી જોઇ લેવાં

કર્મજા બુદ્ધિ ઉપર હૈરણ્યક ( સોની ) ની બુદ્ધિનું તથા ખેડુતની બુદ્ધિનું ઉદાહરણ છે, તે આ પ્રમાણે

એક હૈરણ્યક પોતાની બુદ્ધિની ઉત્કૃષ્ટતાથી અંધકારમાં પણ હાથના સ્પર્શમાત્રથી રૂપીઆની બરાબર પરીક્ષા કરતો. આમાં તે કર્મજા બુદ્ધિનુંજ પરિણામ છે. બીજું ખેડુતનું છે, તે આ પ્રમાણે.

કોઈ ચોરે કોઇ વણીકના ઘરમાં રાત્રિના વખતે પદ્મની આકૃતિએ ખાતર પાડીને ચોરી કરી. સવારે પાછો તેજ ઘર આગલ ચુપચુપ આવીને ખાતર સંબંધી સમાચાર લોકોથી જાણવા લાગ્યો, લોકોએ તે કોતરેલ ખાતરની પ્રશંસા કરી, તેવામાં ત્યાં એક ખેડુત આવેલો તે બોલ્યો એમાં આશ્ચર્યકારી શું છે ? જે કાર્ય શિખેલ હોય અને હમ્મેશાં તેનો અભ્યાસ કરે તો તે કાર્ય ઉત્કૃષ્ટ થાયજ એમાં આશ્ચર્ય જેવું શું છે ? કંઇજ નહિં. ખેડુતના આ કથનથી પેલો ચોર મનમાં ગુસ્સે થયો, અને બીજા લોકોને પૂછ્યું કે આ કોણ છે ? લોકો પાસેથી જાણ્યું કે તે ખેડુત છે અને અમુક સ્થળે રહે છે. એ પ્રમાણે જાણીને એક દિવસ હાથમાં છરી લઇને પેલા ખેડુતની પાસે ક્ષેત્રમાં ગયો, ત્યાં જઇને કહ્યું, કે અરે ખેડુત ! આજ હું તારૂં ખૂન કરીશ. ખેડુતે કહ્યું શામાટે ?, ચોરે કહ્યું.—તે દિવસે તે 'પેલું' મેં પાડેલું ખાતર વખાણ્યું નહીં તે માટે. ખેડુતે કહ્યું મેં તે વખતે સત્યજ કહ્યું હતું કે જે માણસ જે કાર્યમાં હમ્મેશાં અભ્યાસવાળો હોય છે તે માણસ તે કામ ઘણુંજ સારૂં કરે છે. બીજાની વાત તો દૂર રહી, આ મારૂંજ ઉદાહરણ જો, આ મારા હાથમાં રહેલા મગના દાણા જો તું કહે તો સઘળા અવળામુખે પાડું અથવા ઊર્ધ્વમુખે પાડું અથવા એક બાજુ પડતા પાડું. આ સાંભળીને ચોર ઘણુંજ આશ્ચર્ય પામીને બોલ્યો કે બધા દાણા અવળામુખે પાડવા જોઇએ. ખેડુતે વસ્ત્ર પહોળું કરીને બધા દાણા એજ પ્રમાણે નાંખ્યા. આથી ઘણું વિસ્મય પામેલો ચોર તેની વારંવાર પ્રશંસા કરીને બોલ્યો કે જો તેં મગના દાણા એ પ્રમાણે ન નાંખ્યા હોત તો જરૂર હું આજે તને મારી નાંખત. આમાં ખેડુત અને ચોર બન્નેની કર્મજા બુદ્ધિ જાણવી. આ સિવાય વણકર—ઝવેરી—ઘી વેચનાર—પ્લવક—દરજી—વર્ધકી ( સુથાર )—આપૂપિક ( કંદોઈ ) કુંભાર—અને ચિતારાનાં ઉદાહરણો છે, તે પણ નંદીસૂત્રથી જાણી લેવાં.

પરિણામિકી બુદ્ધિ ઉપર ઘણાં દૃષ્ટાંતો છે. ૧ તેમાં ચંડપ્રદ્યોત રાજાને તેના નગરમાંથી બાંધીને લાવવું વિગેરે બનાવ ઉપર અભયકુમારનું ઉદાહરણ. ૨ પોતાની સ્ત્રીનું દુરાચરણ જોઇને ચારિત્ર ગ્રહણ કરનાર અને પોતાપર આવેલું કલંક દૂર કરનાર કાષ્ઠશ્રેષ્ઠિનું ઉદાહરણ. ૩ મોદક ઉપર અતિશય પ્રીતિવાળા કોઇ કુમારને તે વધારે ખાવાથી અજીર્ણ થયું, તેથી દુર્ગંધયુક્ત વાતોત્સર્ગ થએથી શરીરની અશુચિ ચિન્તવવા ઉપર કુમારનું ઉદાહરણ. ૪ ચારિત્ર પાળીને દેવલોકમાં ગયેલ પુષ્પવતીએ પોતાના પુત્રને સ્વર્ગ—નરકાદિનું દર્શન કરાવ્યું, તેનું ઉદાહરણ. ૫ શ્રી કાન્તાના પતિ ઉદિતોદય રાજાનું ઉદાહરણ. ૬ શ્રેણિકપુત્ર નંદીષેણ મુનિનું ઉદાહરણ. ૭ ચિલાતીપુત્રે પોતાની કન્યા સુસમાને મારી નાખી તેની પાછળ જતાં તેનું માંસ ભક્ષણ કરનાર ધનદત્ત શેઠનું ઉદાહરણ. ૮ પરસ્ત્રીનો ત્યાગ કરીને તેને ભોગવવાની ઇચ્છા કરનાર શ્રાવકની વ્રત રક્ષણ કરાવનારી ચતુર ભાર્યાનું ઉદાહરણ. ૯ બ્રહ્મદત્ત ચક્રીને બચાવનાર વરધેનુના પિતા અમાત્યનું ઉદાહરણ. ૧૦ ક્ષપકના ગુણની પ્રશંસા અને પોતાની નિન્દા કરનાર મુનિનું ઉદાહરણ ૧૦ દીર્ઘ પૃષ્ઠ રાજાની ગુપ્ત લાવનાર બ્રહ્મદત્તના મિત્ર અમાત્ય પુત્ર વરધનુનું ઉદાહરણ. ૧૨ ચન્દ્રગુપ્તને ગાદીએ બેસારનાર ચાણાક્યનું ઉદાહરણ ૧૩ સંઘનું બહુમાન કરનાર વજ્રસ્વામીનું ઉદાહરણ. ૧૪ વૃદ્ધોને ચાહનાર રાજાનું અને વૃદ્ધોનું ઉદાહરણ. ૧૫ કૃત્રિમ આમળાને ઓળખનારનું ઉદાહરણ. ૧૬ કુવામાં પડેલ મણી ગ્રહણ કરનાર કોઇ વૃદ્ધનું ઉદાહરણ ૧૭ સર્પ ઉપર કરુણા કરનાર ભગવન્ત મહાવીરનું ઉદાહરણ. ૧૮ ધર્મ કર્યા વિના મરણ પામીને ખડ્ગી જીવ થએલ શ્રાવકનું ઉદાહરણ. ૧૯ વિશાલા નગરીમાં મુનિસુવ્રત સ્વામીની પાદુકા ઉખેડી નંખાવનાર કુલવાલક મુનિનું ઉદાહરણ. આમાંના કેટલાંક ઉદાહરણો પ્રસિદ્ધ અને કેટલાક અપ્રસિદ્ધ છે તે બધાં નન્દીસૂત્રથી જાણી લેવાં.

જો મતિજ્ઞાન અનક્ષર ન હોય તો ૯૭ મી ગાથામાં કહ્યા મુજબ અક્ષર અને અનક્ષરના ભેદથી મતિ–શ્રુતનો ભેદ કહ્યો છે તે ભેદ કેવી રીતે થાય? આવો પ્રશ્ન કરનારાએ ઉત્તરમાં સમજવું કે-દ્રવ્યાક્ષર અને ભાવાક્ષર એમ બે પ્રકારે અક્ષર હોય છે. તેમાં જે પુસ્તકાદિમાં લખેલા અકારાદિ દાંત અથવા તાળુ જીભ આદિના સંયોગથી ઉચ્ચારાતા શબ્દ તે દ્રવ્યાક્ષર અથવા વ્યઞ્જનાક્ષર કહેવાય છે, અને અન્તઃકરણમાં સ્ફુરાયમાન થતું અકારાદિ અક્ષરોનું જ્ઞાન તે ભાવાક્ષર કહેવાય છે. આ ભાવાક્ષરની અપેક્ષાએ મતિજ્ઞાન અક્ષર તથા અનક્ષર, એમ ઉભય સ્વરૂપવાળું છે. કારણ મતિજ્ઞાનના અવગ્રહમાં ભાવાક્ષર નથી તેથી અનક્ષર છે, અને ઈહા વિગેરેમાં ભાવાક્ષર છે તેથી તે સાક્ષર છે. દ્રવ્યાક્ષર અથવા વ્યઞ્જનાક્ષરની અપેક્ષાએ તો મતિજ્ઞાન અનક્ષરજ છે. કારણ કે મતિજ્ઞાનમાં લખેલા અકારાદિ અક્ષરો અથવા શબ્દો ઉચ્ચારાતા નથી. તે અક્ષરો અથવા શબ્દો તો દ્રવ્યશ્રુતપણે રૂઢ છે ( પ્રસિદ્ધ છે ), દ્રવ્યમતિપણે રૂઢ નથી. તથા બન્ને પ્રકારનું શ્રુત ( દ્રવ્યશ્રુત અને ભાવશ્રુત ) સાક્ષર અને અનક્ષર એમ બંને પ્રકારે છે. " ऊससियं नीससियं " ઈત્યાદિ વચનથી ઉશ્વાસ–નિઃશ્વાસ–થુંકવું–ખાંશી–છીંક–સુંઘવું–અનુસ્વાર–ચપટી વગાડવી વિગેરે અનક્ષરશ્રુત છે. અને પુસ્તકાદિમાં લખેલું તથા શબ્દોચ્ચારરૂપ દ્રવ્યશ્રુત સાક્ષર છે. ભાવશ્રુત પણ શ્રુતાનુસારી અકારાદિ વર્ણના વિજ્ઞાનાત્મક હોવાથી સાક્ષર છે, અને શબ્દ તથા લખેલા અક્ષરરહિત હોવાથી અનક્ષર છે. શબ્દ તથા લખેલા અક્ષરો દ્રવ્યશ્રુતાન્તર્ગત હોવાથી ભાવશ્રુતમાં નથી. મતિ અને ભાવશ્રુતનો સાક્ષર–અનક્ષર કૃતભેદ નથી, બન્ને જ્ઞાન સાક્ષર તથા અનક્ષર છે. માત્ર સામાન્યથી " શ્રુત " એમ કહેવાવડે તેમાં દ્રવ્યશ્રુત જણાય છે, તેથી ત્યાં દ્રવ્યશ્રુતની અપેક્ષાએ દ્રવ્યાક્ષર છે, મતિમાં તો તે દ્રવ્યાક્ષર નથી. કેમકે તે દ્રવ્યમતિપણે રૂઢ નથી. એ રીતે દ્રવ્યાક્ષરની અપેક્ષાએ આ બે જ્ઞાનોમાં સાક્ષર-અનક્ષર કૃત ભેદ છે. ૧૬૨-થી-૧૭૦.

હવે મૂક અને અમૂકના ભેદથી મતિ–શ્રુતનો ભેદ કહે છે.

स–परप्पच्चायणओ भेओ मूयएराण वाऽभिहिओ ।
जं मूयं मइनाणं स–परप्पच्चायगं सुत्तं ॥ १७१ ॥

सुयकारणं ति सद्दो सुयमिह सो परप्पबोहणं कुणइ ।
मइहेययोऽवि हि परं बोहेंति कराइचिट्ठाओ ॥ १७२ ॥

न परप्पबोहयाइं जं दोऽवि सरूवओ मइ–सुयाइं ।
तक्कारणाइ दोण्हवि बोहेंति तओ न भेओ सिं ॥ १७३ ॥

दव्वसुयमसाहारणकारणओ परप्पबोहयं होज्जा ।
रूढं ति व दव्वसुयं सुयं ति रूढा न दव्वमई ॥ १७४ ॥

सा वा सद्दत्थो च्चिय तया वि जं तम्मि पच्चओ होइ ।
कत्ता वि हु तदभावे तदभिप्पाओ कुणइ चिट्ठं ॥ १७५ ॥

मइ–सुयनाणविसेसो भणिओ तल्लक्खणाइभेएणं ।
पुव्वं आभिणिबोहियमुद्दिट्ठं तं परूवेस्सं ॥ १७६ ॥

સ્વ-પર પ્રત્યાયકપણાથી મૂક અને વાચાળની પેઠે (મતિ-શ્રુતનો) ભેદ કહ્યો છે. મતિજ્ઞાન મૂક છે અને શ્રુતજ્ઞાન સ્વપરપ્રત્યાયક હોવાથી અમૂક છે. શબ્દ, શ્રુતનું કારણ હોવાથી શ્રુત છે, તે શબ્દ પરનો બોધ કરે છે. (એમ તો) મતિના હેતુભૂત હાથ વિગેરેની ચેષ્ટાઓ પણ પરને બોધ કરે છે. સ્વરૂપથી મતિ-શ્રુત પર પ્રબોધક નથી, બન્નેનાં કારણો પરપ્રબોધક છે, તેથી બન્નેનો ભેદ નથી. દ્રવ્યશ્રુત અસાધારણ કારણથી પરપ્રબોધક છે, અથવા શ્રુત દ્રવ્યશ્રુતપણે રૂઢ છે, તેમ દ્રવ્યમતિ રૂઢ નથી. તે ચેષ્ટા પણ શબ્દનો અર્થ જ છે, કેમકે તે વડે તેમાં પ્રત્યય થાય છે. કર્તા પણ શબ્દના અભાવે તેવા અભિપ્રાયથી ચેષ્ટા કરે છે. (એ પ્રમાણે) મતિ-શ્રુતજ્ઞાનનો તફાવત તેના લક્ષણાદિ ભેદવડે કહ્યો. પ્રથમ આભિનિબોધિક જ્ઞાન કહ્યું છે, માટે હવે તેની પ્રરૂપણા કરીશ. ૧૭૧-૧૭૬,

કેટલાક આચાર્યો મૂક અને અમૂકના ભેદથી મતિ-શ્રુતનો તફાવત જણાવતા કહે છે કે-સ્વપરપ્રત્યાયકપણાથી મૂક અને અમૂકની પેઠે મતિ-શ્રુતમાં તફાવત છે. જેમ મુંગા માણસ પોતાને જ પ્રતીતિ પમાડી શકે છે, પણ શબ્દના અભાવે બીજાને પ્રતીતિ પમાડી શકતો નથી. અને વાચાવાળો માણસ વાણીવડે પોતાને તથા પરને પ્રતીતિ પમાડે છે. આ પ્રમાણે મુંગા અને વાચાવાળા મનુષ્યમાં જેમ ભેદ છે તેમ મતિ અને શ્રુતમાં પણ ભેદ છે. બીજાને પ્રતીતિ કરાવવાના હેતુભૂત દ્રવ્યઅક્ષરના અભાવે મતિજ્ઞાન મૂક છે અને દ્રવ્યઅ.રનાં સદ્ભાવે શ્રુત જ્ઞાન પોતાને તથા પરને પ્રતીતિ કરાવેછે તેથી અમૂક છે. ૧૭૧

અહીં શબ્દને તથા પુસ્તકાદિમાં લખેલા અક્ષરોને શ્રુત કહેલ છે. કેમકે એ બન્ને શ્રુતનું કારણ હોવાથી કારણમાં કાર્યનો ઉપચાર કર્યો છે. એ શબ્દ અને પુસ્તકાદિમાં લખેલા અક્ષરો પરને બોધ કરે છે. એ રીતે શ્રુતજ્ઞાન શબ્દથી પરને પ્રતીતિ કરાવેછે. પણ પોતાના સ્વભાવથી નથી કરાવતું.

આ પ્રમાણે જો તેઓની માન્યતા હોય તો તે શ્રુત મતિજ્ઞાનની સમાનજ થયું. કેમકે એ પ્રમાણે મતિના કારણભૂત હસ્તાદિકની ચેષ્ટાઓ પણ પરને પ્રતીતિ કરાવે છે. જેમ શબ્દો અને લખેલા અક્ષરો અક્ષરાત્મક હોવાથી શ્રુતનું કારણ છે. તેમ હાથ અને મસ્તકાદિની ચેષ્ટાઓ અક્ષર રહિત હોવાથી મતિ જ્ઞાનના કારણ છે. જેમકે-હાથ અને મુખનો સંયોગ કરવાથી ભોજનક્રિયા સંબંધી મતિ ઉત્પન્ન થાય છે. મસ્તક હલાવવાથી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ સંબંધી મતિ ઉત્પન્ન થાયછે. આ પ્રમાણે મતિના કારણભૂત હસ્તાદિકની ચેષ્ટાઓ પણ પરને પ્રતીતિ કરાવનાર છે. ૧૭૨

એ રીતે મતિજ્ઞાનના હેતુઓ પણ બીજાને બોધ કરે છે. તો પછી મતિશ્રુતમાં ભેદ શો રહ્યો? કંઈજ નહી. કારણ કે-અવધિઆદિ જ્ઞાનોની પેઠે મતિ અને શ્રુતજ્ઞાન સ્વસ્વરૂપથી પર પ્રબોધક નથી. કદી એમ કહેવામાં આવે કે જે શબ્દાદિ શ્રુતનાં કારણ છે તે પરપ્રબોધક છે અને એજ કારણથી મતિજ્ઞાન કરતાં શ્રુતમાં વિશેષતા છે. એ કથન ઠીક નથી, કેમકે એ પ્રમાણે તો મતિજ્ઞાનના કારણભૂત હસ્તાદિકની ચેષ્ટાઓ પણ પરપ્રબોધક છે. જ્યારે એ રીતે બન્નેનાં કારણ પરપ્રબોધક છે તોપછી ઉભયમાં ભેદ શો રહ્યો? જ્યારે કંઈ ભેદ ન રહ્યો ત્યારે એમ કેમ કહી શકાય કે મતિ-શ્રુત મૂક અને અમૂક હોવાથી ભેદવાળું છે. ૧ ૩

વસ્તુતઃ દ્રવ્યશ્રુત શ્રુતજ્ઞાનનું અસાધારણ કારણ હોવાથી પરપ્રબોધક છે. પરન્તુ હસ્તાદિકની ચેષ્ટાઓ પરપ્રબોધક નથી, કેમકે તે ચેષ્ટાઓ તો મતિ-શ્રુત ઉભયનું સાધારણ કારણ છે. તાત્પર્ય એ છે કે શબ્દાદિ દ્રવ્યશ્રુત મતિજ્ઞાન અને શ્રુતપૂર્વક હોવાથી.જો કે અનન્તર

મતિના અવગ્રહ-ઇહા વિગેરેને ઉત્પન્ન કરે છે. તો પણ તે અક્ષરરૂપ હોવાથી મુખ્યપણે માત્ર શ્રુતજ્ઞાનનું જ કારણ કહેવાય છે. આથી કારણરૂપે ઉપચાર કરવાથી તેનો શ્રુતમાં સમાવેશ થાય છે. વળી દ્રવ્યશ્રુત પરપ્રબોધક છે. એમ સર્વને જાણીતું છે, એ રીતે શ્રુતજ્ઞાનનું કારણ પરપ્રબોધક છે એમ કહેવું યોગ્ય છે; પરન્તુ હાથ વિગેરેની ચેષ્ટાઓ મતિજ્ઞાનનું અસાધારણ કારણ નથી, કેમકે હાથ અને મુખના સંયોગાદિ રૂપ ચેષ્ટા જોવાથી માત્ર મતિસંબંધી અવગ્રહાદિ જ ઉત્પન્ન નથી થતા, પણ તે સાથે "આ ખાવાને ઇચ્છે છે." ઇત્યાદિરૂપ શ્રુતાનુસારી વિકલ્પાત્મક શ્રુતજ્ઞાન પણ ઉત્પન્ન થાય છે. માટે હસ્તાદિકની ચેષ્ટાઓ અસાધારણ કારણ ન હોવાથી ખરી રીતે મતિજ્ઞાનનું કારણ જ નથી. અને તેથી કરીને તે ચેષ્ટાઓનો મતિજ્ઞાનમાં સમાવેશ થતો નથી. એટલે મતિજ્ઞાન પરપ્રબોધક પણ નથી. અથવા પુસ્તકાદિમાં લખેલું આચારાંગાદિ અર્થરૂપે અને ગુરૂએ કહેલ દેશનાના શબ્દરૂપ દ્રવ્યશ્રુત પરપ્રબોધક થાય છે, કેમકે તે દ્રવ્યશ્રુત મોક્ષના અસાધારણ કારણભૂત ક્ષાયિકજ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ વસ્તુનું કારણ છે, તેથી તે દ્વારાએ શ્રુતજ્ઞાન પરપ્રબોધક છે, એમ કહી શકાય. અને હસ્તાદિકની ચેષ્ટાઓમાં જો કે મતિજ્ઞાનનું કારણપણું છે, તો પણ યથોક્ત વિશિષ્ટ એવો પરપ્રબોધ ઘણું કરીને તે ચેષ્ટાઓમાં નથી, આથી તે ચેષ્ટાઓ પરપ્રબોધક ન હોવાથી તે દ્વારાએ મતિજ્ઞાન પણ પરપ્રબોધક નથી. ૧૭૪

અથવા હસ્તાદિકની ચેષ્ટાઓ ભલે મતિજ્ઞાનનું કારણ હો, પરન્તુ તે ચેષ્ટાઓ આગમમાં દ્રવ્યમતિપણે પ્રસિદ્ધ નથી, અને પૂર્વે કહેલું શ્રુતતો દ્રવ્ય શ્રુતપણે સર્વત્ર પ્રસિદ્ધ છે. હસ્તાદિકની ચેષ્ટાઓ જો કે મતિજ્ઞાનનું કારણ અને પરપ્રબોધક છે, તો પણ તે દ્રવ્યમતિપણે પ્રસિદ્ધ ન હોવાથી કારણમાં કાર્યના ઉપચારવડે મતિજ્ઞાનરૂપે તેમનો વ્યવહાર નથી કરાતો, માટે તે ચેષ્ટાઓ મતિજ્ઞાનથી જુદી હોવાને લીધે તે દ્વારાએ તે પરપ્રબોધક નથી. અને દ્રવ્યશ્રુત તો કારણમાં કાર્યના ઉપચારથી શ્રુતજ્ઞાનરૂપે કહેવાય છે તેથી તે દ્વારાએ તે પરપ્રબોધક છે. આ રીતે મૂક અને અમૂકના ભેદથી મતિ-શ્રુતનો શ્રુતકાવત્ કહેવો યોગ્ય છે. આથી પૂર્વે કહ્યુ છે કે "તે બન્નેના કારણો પરપ્રબોધક હોવાથી ઉભયમાં ભેદ નથી" એમ જે કહ્યું છે. તે અયોગ્ય છે, એમ દર્શાવ્યું.

અથવા હસ્તાદિકની ચેષ્ટાઓ શબ્દાર્થ રૂપ જ છે. ( એટલે વકતાએ કહેલા શબ્દના અર્થને સાંભળનારના જ્ઞાનમાં જણાતા તદભિધેય વસ્તુરૂપ શ્રુત છે. ) કારણ કે તે ચેષ્ટાવડે ભોજનેચ્છાદિનુ શબ્દાર્થમાં પ્રતીતિ કરનારને પ્રત્યય ( જ્ઞાન ) થાય છે. વળી ચેષ્ટા કરનાર પણ જીવ્હાદિના રોગને લીધે શબ્દોચ્ચારનુ સામર્થ્ય ન હોવાથી ભોજનેચ્છાદિ અભિપ્રાય બીજાને જણાવવા માટે હસ્ત-મુખાદિના સંયોગરૂપ ચેષ્ટા કરે છે. જો કે હસ્તાદિકની ચેષ્ટા પછીથી અવગ્રહાદિ ઉત્પન્ન કરેછે તો પણ તે ચેષ્ટા શ્રુતજ્ઞાનરૂપ જ છે. કારણ કે તેવો શબ્દાર્થ પ્રત્યય-જ્ઞાન થાય છે. તે ચેષ્ટાઓ શબ્દાર્થપ્રત્યય કરનાર હોવાથી કારણમાં કાર્યોપચાર કરવાવડે તે શ્રુતજ્ઞાનરૂપ જ છે. પણ મતિજ્ઞાનરૂપ નથી. ચેષ્ટા કરનાર "આ ખાવાને ઇચ્છે છે" એમ બીજાને જણાવવા માટે ભાષણ શક્તિના અભાવે ચેષ્ટા કરે છે, અને તેથી કર્તાવડે શબ્દાર્થ પ્રગટ કરવાના અભિપ્રાયે હસ્તાદિકની ચેષ્ટા કરાતી હોવાથી તે શબ્દાર્થરૂ-શ્રુતજ્ઞાન જ છે. તેમજ એ ચેષ્ટા શ્રુતનુ કારણ હોવાથી શબ્દની પેઠે શ્રુતમાં સમાવેશ પામે છે, પણ મતિમાં નહિ. આમ હોવાથી ચેષ્ટા ખરી રીતે મતિનું કારણ જ નથી થતી, તેથી કારણદ્વારાએ પણ મતિજ્ઞાન પરપ્રત્યાયક નથી, શ્રુતજ્ઞાનતો કારણદ્વારાએ પરપ્રત્યાયક છે. માટે તે પ્રમાણે મૂક અને અમૂકના ભેદથી મતિ-શ્રુતનો ભેદ યોગ્ય છે. ૧૭૫

એ પ્રમાણે મતિ-શ્રુતનો તફાવત તેના લક્ષણાદિ ભેદ વડે કહ્યો; હવે મતિજ્ઞાનની વ્યાખ્યા સવિસ્તર કહેવાશે. ૧૭૧-થી-૧૭૬.

મતિ-શ્રુતના ભેદવિચારનો અધિકાર સંપૂર્ણ થયો.

इंदिय-मणोनिमित्तं तं सुयनिस्सियमहेयरं च पुणो ।
तत्थेक्कं चउभेयमुग्गहो-प्पत्तियाइयं ॥ १७७ ॥

उग्गहु ईह अवाओ य धारणा एव होंति चत्तारि ।
आभिणिवोहियनाणस्स भेयवत्थू समासेणं ॥ २ ॥ १७८ ॥

अत्थाणं उग्गहणंमि उग्गहो तह वियालणं ईहा ।
ववसायं सेऽवाओ धरणं पुण धारणं वेंति ॥ ३ ॥ १७९ ॥

सामण्णत्थावग्गहणंमुग्गहो भेयमग्गणमहेहा ।
तस्सावगमोऽवाओ अविच्चुई धारणा तस्स ॥ १८० ॥

ઇન્દ્રિય-મનોનિમિત્તજ્ઞાન શ્રુતનિશ્રિત તથા અશ્રુતનિશ્રિત એમ બે પ્રકારે છે. તે દરેક અનુક્રમે અવગ્રહાદિ તથા ઔત્પાતિકી વિગેરે ચાર ચાર પ્રકારે છે. અવગ્રહ-ઇહા-અપાય-ને ધારણા એ ચાર ભેદ ( શ્રુતનિશ્રિત ) આભિનિબોધિકજ્ઞાનના સંક્ષેપથી છે. અર્થને ગ્રહણ કરવું તે અવગ્રહ, તેની વિચારણા તે ઇહા, વ્યવસાય ( નિશ્ચય ) તે અપાય, અને ધારી રાખવું તે ધારણા કહેવાય છે. સામાન્યપણે અર્થનું ગ્રહણ તે અવગ્રહ, ભેદનો વિચાર કરવો તે ઇહા, તે સંબંધી નિશ્ચય તે અપાય, અને તેની અવિચ્યુતિ તે ધારણા. ૧૭૭-થી-૧૮૦.

ઇન્દ્રિયમનોનિમિત્ત આભિનિબોધિક જ્ઞાન બે પ્રકારે છે. એક શ્રુતનિશ્રિત અને બીજું અશ્રુતનિશ્રિત. વ્યવહાર કાળની પૂર્વે સંકેતકાળે થયેલ પરોપદેશ અને ગ્રંથરૂપી શ્રુતવડે સંસ્કાર પામેલી મતિવાળા પુરૂષને વ્યવહાર કાળે તેવા શ્રુતની અપેક્ષાવિના જે જ્ઞાન ઉત્પન્ન થાય તે શ્રુતનિશ્રિત જ્ઞાન છે, અને જે તેવા શ્રુતના સંસ્કાર વિના સ્વાભાવિક જ્ઞાન ઉત્પન્ન થાય તે અશ્રુતનિશ્રિત જ્ઞાન છે. તેમાં અવગ્રહ-ઇહા-અપાય અને ધારણાના ભેદથી શ્રુત-નિશ્રિત જ્ઞાન ચાર પ્રકારે છે. અને ઔત્પાતિકી-વૈનયિકી--કર્મજા તથા પારિણામિકી એ બુદ્ધિ ચતુષ્કના ભેદે અશ્રુતનિશ્રિતજ્ઞાન પણ ચાર પ્રકારે છે. જો કે ઔત્પાતિકી વિગેરે બુદ્ધિઓમાં અવગ્રહાદિ થાય છે. તો પણ " પૂર્વે અદૃષ્ટ, અશ્રુત પદાર્થ જાણે છે અને તરતજ વિશુદ્ધપણે અર્થ ગ્રહણ કરે છે. " ઈત્યાદિ વચનથી પરોપદેશાદિની અપેક્ષા સિવાય જ્ઞાન થતું હોવાથી તે શ્રુતનિશ્રિત નથી. અવગ્રહાદિ તો પૂર્વે શ્રુતના સંસ્કાર થયા વિના સંભવતા નથી કેમકે ઈહાગત અભિલાપ પરોપદેશ વિના ઘટે નહિ, માટે તે શ્રુતનિશ્રિત કહેવાય છે. ઔત્પાતિકી આદિમાં ઇહાદિગત અભિલાપ તથાવિધ કર્મના ક્ષયોપશમથી પરોપદેશાદિ સિવાય પણ થાય છે. તેથી તે અશ્રુતનિશ્રિત કહેવાય છે. ૧૭૭

રૂપાદિપદાર્થના પ્રથમ દર્શન થયા બાદ તરત જ તેને અવ્યક્ત-સામાન્યપણે ગ્રહણ કરવું ( જાણવું ) થાય તે અવગ્રહ કહેવાય છે. અવગૃહિત ( તેવી રીતે જાણેલ ) અર્થના ભેદનો વિચાર કરવો એટલે અવગ્રહ થયા પછી અને અપાય થયા પૂર્વે સદ્‌ભૂત પદાર્થ વિશેષને ગ્રહણ કરવા સન્મુખ તથા અસદ્‌ભૂત અર્થવિશેષને ત્યાગ કરવા સન્મુખ થવું; જેમકે અહીં ઘણું કરીને કાગડા વિગેરે પક્ષીના માળાઆદિ સ્થાણુ ( ઠુંઠા ) ના ધર્મો જણાય છે, પણ માથું ખજવાળવું વિગેરે પુરૂષના ધર્મો જણાતા નથી. ઇત્યાદિ રૂપે જે મતિવિશેષ થાય

ते ઇહા કહેવાય છે. આ સ્થાણુંજ છે અથવા પુરૂષ જ છે. એ પ્રમાણે એક પ્રકારનો નિશ્ચયાત્મક બોધ અથવા વિશિષ્ટનિશ્ચય તે અપાય અને તે અપાયવડે નિશ્ચિત અર્થને અવિચ્યુતિ-સ્મૃતિ-યા વાસનારૂપે ધારી રાખવું તેને તીર્થંકર-ગણધરાદિ ધારણા કહે છે. ૧૭૮-૧૭૯

એ અવગ્રહાદિકનો ક્રમ પણ એજ પ્રમાણે છે. એટલે કે અવગ્રહિત અર્થની જ ઇહા થાય, ઇહિત અર્થનો જ નિશ્ચય થાય, અને નિશ્ચિત અર્થનીજ ધારણા થાય છે. એ રીતે શ્રુતનિશ્રિત આભિનિબોધિક જ્ઞાન ( મતિજ્ઞાન ) ના સંક્ષેપથી ચાર ભેદો છે, અને વિસ્તારથી અઠ્ઠાવીસ ભેદો છે, તે આગળ કહેવાશે. ૧૭૭-થી ૧૮૦.

હવે અવગ્રહાદિ ચારેની બીજાઓ જે અન્યથા વ્યાખ્યા કરે છે અને તેથી તેમાં જે વિપ્રતિપત્તિ છે. તે દૂર કરવા માટે આચાર્યશ્રી ભાષ્યકાર કથેછે કે—

सामण्णविसेसस्स वि केई उग्गहणमुग्गहं बेंति ।
जं मइरिदं तयं ति व, तं नो बहुदोसभावाओ ॥ १८१ ॥
ईहा संसयमेत्तं केई, न तयं तओ जमन्नाणं ।
मइनाणंसो चेहा कहमन्नाणं तई जुत्तं ? ॥ १८२ ॥
जमणेगत्थालंबणमपज्जुदासपरिकुंठियं चित्तं ।
सयइव सव्वप्पयओ तं संसयरूवमन्नाणं ॥ १८३ ॥
तं चिय सयत्थहेऊ-ववत्तिवावारतप्परममोहं ।
भूया-ऽभूयविसेसादाण-च्चायाभिमुहमीहा ॥ १८४ ॥
केई तयण्णविसेसावणयणमेत्तं अवायमिच्छन्ति ।
सब्भूयत्थविसेसावधारणं धारणं बेंति ॥ १८५ ॥
कासइ तयन्नवइरेगमेत्तओऽवगमणं भवे भूए ।
सब्भूयसमण्णयओ तदुभयओ कासइ न दोसो ॥ १८६ ॥
सव्वो वि य सोऽवाओ भेए वा होंति पंच वत्थूणि ।
आहेवं चिय चउहा मई तिहा अहवा होइ ॥ १८७ ॥
काऽणुवओगम्मि धिई पुणोवओगे य सा जओऽवाओ ? ।
तो नत्थि धिई. भण्णइ इदं तदेवेति जा बुद्धी ॥ १८८ ॥
नणु साऽवायब्भहिया जओ य सा वासणाविसेसाओ ।
जा याऽवायाणन्तरमविच्चुई सा धिई नाम ॥ १८९ ॥

સામાન્ય-વિશેષને ગ્રહણ કરવું તેને કેટલાક અવગ્રહ કહે છે. કેમકે 'આ તે છે' એવી અવગ્રહમાં મતિ થાય છે. પણ બહુદોષના સદ્‌ભાવથી તેમ માનવું નહિ. ઈહા સંશય માત્ર છે એમ કેટલાએક કહેછે, ( પરન્તુ ) તેમ નથી. કારણ કે તે સંશય અજ્ઞાન છે અને ઈહા તો જ્ઞાનનો અંશ છે તેથી તે કેમ ઘટી શકે ? જે ચિત્ત અનેક અર્થનું ગ્રહણ કરવાથી નિષેધ કે વિધિ કરી શકતું ન હોય તથા સુતેલાનિ પેઠે જડ થઇ ગયું હોય, તે સંશય રૂપ અજ્ઞાન છે અને તેજ ચિત્ત જ્યારે સદર્થના હેતુ-ઉપપત્તિના વ્યાપારમાં તત્પર હોવાથી સફળ તેમજ ભૂતાભૂત વિશેષને ગ્રહણ તથા ત્યાગવાને સન્મુખ હોય ત્યારે તે ઈહા કહેવાય છે. કેટલા-

એક બીજા વિશેષનો જે નિષેધમાત્ર કરવો તેને અપાય માને છે, અને સદ્ભૂત અર્થ વિશેષનું અવધારણ તેને ધારણા કહે છે. કેટલાકને ભૂતાર્થમાં તદન્ય વ્યતિરેક માત્રથી નિશ્ચય થાય, કેટલાકને સદ્ભૂત સમન્વયથી નિશ્ચય થાય, અને કેટલાએકને એ ઉભયથી નિશ્ચય થાય તેમાં દોષ નથી. (કેમકે) એ સર્વ અપાય છે, તફાવત માનવામાં આવે તો પાંચભેદ થાય. એજ પ્રમાણે મતિ ચાર પ્રકારે છે, અન્યથા ત્રણ પ્રકારે થાય. અનુપયોગમાં ધારણા ક્યાં છે? અને ઉપયોગમાં તો અપાય હોવાથી ધારણા નથી, (ઉત્તર) "આ તેજ છે" એવી જે બુદ્ધિ તે અવશ્ય અપાયથી અધિક છે. અને તે વાસનાવિશેષવડે અપાય પછી જે અવિચ્યુતિ થાયછે તે ધારણા છે. ૧૮૧-થી-૧૮૯.

કેટલાક વ્યાખ્યાન કરનારાઓ સામાન્ય તથા વિશેષને ગ્રહણ કરવું તેને અવગ્રહ કહે છે. તેઓનું એમ માનવું છે કે-શબ્દાદિ લક્ષણ સામાન્ય-વિશેષગ્રાહક અવગ્રહ થયા બાદ 'આ તેછે' એમ વિમર્શરૂપ (વિચારરૂપ) ઇહા પ્રવર્તે છે. જેમ વ્યઞ્જનાવગ્રહ થયા બાદ અવ્યક્ત અનિર્દેશ્ય-સામાન્ય માત્ર ગ્રહણ કરનાર અર્થાવગ્રહ થાય છે. તે અવગ્રહજ છે. એ રીતે શબ્દાદિ સામાન્ય-વિશેષગ્રાહી થયા બાદ ઈહા વિગેરે પ્રવર્તે છે. માટે આ અવગ્રહ છે. ઉદાહરણ તરીકે જેમ રૂપાદિથી ભિન્ન શંખાદિ સંબંધી સામાન્ય-વિશેષાત્મક શબ્દ ગ્રહણ કર્યા બાદ આવો વિમર્શ થાય છે કે શું આ શબ્દ શંખનો છે કે શૃંગનો છે? જો શૃંગનો છે તો તે ભેંશના શૃંગનો છે કે પાડાના શૃંગનો છે. જો ભેંસના શૃંગનો છે તોશું તે વીઆએલી ભેંશના શૃંગનો છે. કે નહિ વીઆએલી ભેંશના શૃંગનો છે? આ પ્રમાણે અન્ત પર્યન્ત અથવા ક્ષયોપશમના અભાવે જે વિકલ્પ પછી ઇહા ન પ્રવર્તે ત્યાંસુધીનો બોધ તે અપાય.

એ પ્રમાણે જેઓ વ્યાખ્યા કરે છે. તે યોગ્ય નથી, કારણ કે તેમ માનવામાં ઘણા દોષો આવે છે. સામાન્યસમજવાળાને યથોક્ત વિમર્શની પ્રવૃત્તિનો અભાવ હોય તો સર્વ આયુષવડે પણ તેને અપાય નહિ થાય. વળી પ્રથમ ઈહા સિવાય શબ્દનો નિશ્ચય થવો પણ યોગ્ય નથી, કેમકે અપાય પહેલાં ઇહા પ્રવર્તે છે. તેથી તે શબ્દનો બોધ અવગ્રહ નથી પણ અપાય જ છે. આ સંબંધી વિશેષ ચર્ચા આગળ કહેવાશે. ૧૮૧

વળી "આ સ્થાણુ છે કે પુરૂષ છે?" એવા પ્રકારનું અનિશ્ચયાત્મક સંશયરૂપ જે જ્ઞાન થાય છે. તે ઇહા છે. એમ કેટલાએક માને છે, પણ તે યોગ્ય નથી, કારણ કે સંશય અજ્ઞાન છે અને ઈહા તો મતિજ્ઞાનનો જ્ઞાનરૂપ અંશ છે. તેથી જ્ઞાનના ભેદને અજ્ઞાનતા રૂપે કહેવું તે યોગ્ય નથી. વળી જ્ઞાન અને અજ્ઞાન પરસ્પર ભિન્ન સ્થિતિ વાળા છે. તેથી અજ્ઞાનરૂપ સંશયને જ્ઞાનાત્મક ઈહારૂપે કહેવું તે અયોગ્ય છે. ૧૮૨

શિષ્ય:—સંશય અજ્ઞાનાત્મક છે, એમ કેમ કહી શકાય? અને તો સંશય અને ઈહામાં કંઇ તફાવત નથી જણાતો.

આચાર્ય:—જે ચિત્ત અનેક અર્થ ગ્રહણ કરવામાં તત્પર હોય અને સુતેલા મનુષ્યની પેઠે વસ્તુનો જરા પણ નિશ્ચય કરી શકે નાહ, એવા પ્રકારનું ચિત્ત તે સંશય કહેવાય છે. એવો સંશય વસ્તુના જ્ઞાનથી રહિત હોવાથી અજ્ઞાનાત્મક છે. અને તેજ ચિત્ત જ્યારે સદર્થના હેતુ અને ઉપપત્તિના વ્યાપારમાં તત્પર હોવાથી વિદ્યમાન પદાર્થને ગ્રહણ કરવામાં અને અવિદ્યમાન અર્થને ત્યાગ કરવામાં અભિમુખ હોય ત્યારે તે ચિત્ત ઈહા કહેવાયછે. (સાધ્ય અર્થને જણાવનાર યુક્તિ વિશેષ રૂપ સાધન તે હેતુ, અને ઈચ્છિત અર્થની વિદ્યમાનતાનું વ્યવસ્થાપન તે ઉપપત્તિ કહેવાય છે.) દાખલા તરીકે જેમ કોઇએ અરણ્યમાં

સૂર્યાસ્ત સમયે મંદપ્રકાશમાં દૂર રહેલ જે સ્થાણુ ( ઠુંઠુ ) તે તેને જોયું, તે જોવાથી એ પુરૂષને વિચાર થયો કે શું આ સ્થાણુ છે કે પુરૂષ છે? આ વિચાર સંશયાત્મક હોવાથી અજ્ઞાન છે. તે પછી તે સ્થાણુપર લતા ચડેલી જોઇને તથા કાગડા ચકલા વિગેરે પક્ષીઓના માળા જોઇને ચિત્તમાં આ પ્રમાણે હેતુનો વિચાર કર્યો, કે આનાપર લતા ચડેલ છે. પક્ષીના માળા ઘણા છે. માટે આ સ્થાણુ છે. આ હેતુ વિચાર પછી ઉપપત્તિનો વિચાર કર્યો કે-સૂર્યાસ્ત થયા બાદ કંઇક અંધકાર ફેલાતાં આવા મહા અરણ્યમાં એ સ્થાણુ જ હોવો જોઇએ. પુરૂષ નહિ, કારણ કે મસ્તક ખજવાળવું હાથ-ઓવાદિ ચલાવવા રૂપ પુરૂષ વ્યવસ્થાપક હેતુનો અભાવ છે. તેથી આ વખતે આવા સ્થળે ઘણું કરીને પુરૂષ હોય નહિ. પણ સ્થાણુજ હોવો જોઇએ. આવા પ્રકારનું જે ચિત્ત તે નિશ્ચયાભિમુખ હોવાથી સંશયથી ઉત્તીર્ણ છે, તેથી નિશ્ચયની પહેલાનો જે ચિત્ત વ્યાપાર તે ઇહા છે. એ પ્રમાણે સંશય અને ઈહામાં તફાવત છે. ૧૮૩-૧૮૪

અપાય અને ધારણાના સંબંધમાં પણ કેટલાકની વિપ્રતિપત્તી છે. તેઓ એમ કહેછે કે-સ્થાણુ આદિ વિદ્યમાન અર્થથી, મસ્તક ખજવાળવું-ચાલવું વિગેરે અવિદ્યમાન પુરૂષાદિના વિશેષોનો વિદ્યમાન અર્થમાં નિષેધ માત્ર કરવો તે જ અપાય અને આ સ્થાણુંજ છે, એવા પ્રકારે વિદ્યમાન અર્થનું અવધારણ કરવું તે ધારણા છે. ૧૮૫

ઉપરોક્ત માન્યતા દૂષણવાળી છે. કારણ કે કેટલાકને વિવક્ષિત પ્રદેશમાં સ્થાણુ આદિ વિદ્યમાન પદાર્થમાં તે સ્થાણુ આદિથી અન્ય એવા પુરૂષાદિના વ્યતિરેક માત્રથી તેનો ( સ્થાણુ આદિ વિદ્યમાન અર્થનો ) નિશ્ચય થાય છે. જેમકે-મસ્તક ખજવાળવું વિગેરે પુરૂષ ધર્મો અહીં જણાતા નથી માટે " આ સ્થાણુજ છે. " એમ નિશ્ચય થાય છે. કેટલાકને સ્થાણુઆદિ વિદ્યમાન અર્થના અન્વય ધર્મની ઘટનાથી નિશ્ચય થાયછે, જેમકે-લતારોહણ-પક્ષીના માળા વિગેરે અન્વય ધર્મો અહીં જણાયછે. માટે "આ સ્થાણુંજ છે." કેટલાકને અન્વય-વ્યતિરેક બન્નેના ધર્મોથી વિદ્યમાન અર્થમાં નિશ્ચય થાયછે. જેમકે-ખજવાળવું વિગેરે પુરૂષધર્મો અહીં જણાતા નથી. પણ લતારોહણાદિ સ્થાણુ ધર્મો જણાયછે. માટે " આ સ્થાણુ જ છે. " ૧૮૬

એ રીતે અન્વયથી-વ્યતિરેકથી-અને અન્વયવ્યતિરેક ઉભયથી વિદ્યમાન અર્થનું અવધારણ કરતાં પ્રસ્તુત સ્થાણુઆદિ વસ્તુના નિશ્ચયરૂપ જે અધ્યવસાય થાય તે સર્વ અપાય છે. પરંતુ સદ્‌ભૂત અર્થનું અવધારણ કરવુ તે ધારણાછે એમ નહિ.

શિષ્યઃ—સદ્‌ભૂત અર્થના અવધારણને ધારણા કહેવામાં શો દોષ છે?

આચાર્યઃ—પૂર્વે કહેલ વ્યાખ્યાનમાં એ દોષ છે કે વ્યતિરેકથી નિશ્ચય તે અપાય અને અન્વયથી નિશ્ચય તે ધારણા ગણાય. પરન્તુ એમ નથી, કારણ કે અન્વય વ્યતિરેક અને અન્વય-વ્યતિરેકથી, એમ ત્રણે પ્રકારે જે નિશ્ચય થાય તે સર્વ અપાયજ છે. વળી અન્વયથી નિશ્ચય તે ધારણા અને વ્યતિરેકથી નિશ્ચય તે અપાય એમ ધારણાને પણ અપાયનો ભેદ માનવામાં મતિજ્ઞાનના ચારને બદલે સ્મૃતિ સાથે પાંચ ભેદ થશે. અવગ્રહ-ઈહા-અપાય અને ધારણા એ ચાર, તથા પાંચમો ભેદ સ્મૃતિનો થશે. કારણ કે સ્વવમાન કાળ વાળી ધારણા અપાયમાં અવિચ્યુતિમાં સમાય છે અને વાસનાનો સ્મૃતિમાં અન્તર્ભાવ થાયછે. માત્ર સ્મૃતિનો ક્યાંઈ આશ્રય નથી. તેથી તે મતિજ્ઞાનનો પાંચમો ભેદ થશે. ૧૮૭

શિષ્યઃ—વ્યતિરેકથી નિશ્ચય તે અપાય અને અન્વયથી નિશ્ચય તે ધારણા એ પ્રમાણે કહેવાથીજ મતિજ્ઞાનના ચાર ભેદ યુક્તિસંગત જણાયછે. અન્યથા બીજી રીતે તો ( એકલા

અન્વય-વ્યતિરેકથી કે બન્નેથી થતા નિશ્ચયને અપાય માનવામાં ) અવગ્રહ-ઈહા-ને અપાય, એ ત્રણ ભેદજ મતિના થાયછે, અને ધારણાનો તો અભાવ થાય છે. કારણ કે પ્રથમ ઘટાદિક વસ્તુમાં નિશ્ચયના ઉપાય સન્મુખ અવગ્રહ-ઈહા-અને અપાયરૂપે અન્તર્મુહૂર્તજ ઉપયોગ થાયછે, અને તેમાં અપાય થયા બાદ જે નિરન્તર ઉપયોગ રૂપ અવિચ્યુતિ આપ કહોછો તે તો અપાયમાં સમાઈ જાય છે, તેથી તે અવિચ્યુતિ અપાયથી ભિન્ન નથી, વળી ઘટાદિકનો ઉપયોગ ઉપરમ-બંધ થયા બાદ સંખ્યાતા-અસંખ્યાતા કાળ પર્યન્ત જે વાસના કહો છો અને "આ તેજ છે" એ રૂપ જે સ્મૃતિ કહોછો. તે બન્ને મતિજ્ઞાનના અંશભૂત ધારણા નથી. કેમકે મતિજ્ઞાનનો ઉપયોગ તો પ્રથમજ ઉપરમ થએલછે. કદી આપ એમ કહેશો કે પુનઃ કાળાન્તરે ઉપયોગ થયા બાદ ધારણા થશે તો પુનઃ કાળાન્તરે ઉપયોગ થયા પછી પણ અન્વય મુખે થતી અવધારણરૂપ જે ધારણા હું માનુંછું તેને તો આપ અપાયની અન્તર્ગત માનોછો. તેથી તે પણ ધારણા નહિ થાય. પુનઃ પણ ઉપયોગ ઉપરમ થયા પછી ધારણા માનશો. તો પૂર્વોક્ત રીતે તેનો પણ પુનઃ અભાવ થશે. માટે ઉપયોગ કાળે અન્વય મુખે અવધારણરૂપ ધારણા થાયછે તેને ધારણારૂપે નહિ માનવાથી અને ઉપયોગ ઉપરમ થયા પછી મતિઉપયોગનાં અભાવે મતિના અંશરૂપ ધારણા માનવાથી તેવી ધારણા-કોઈ પણ સ્થળે ઘટતી નથી. તેથી આપના અભિપ્રાયે તો મતિના ત્રણ ભેદજ થશે, ચાર નહિ થાય.

આચાર્ય:—"આ તેજ વસ્તુ છે કે જે મેં પૂર્વે જાણી હતી" આ પ્રમાણે કાળાન્તરે જે સ્મૃતિરૂપ બુદ્ધિ ઉત્પન્ન થાયછે. તે પૂર્વે થયેલા અપાયથી નિર્વિવાદ અધિક અને જુદી જ છે. કેમકે પૂર્વે થએલા અપાયકાળે તે બુદ્ધિનો અભાવ છે, અને સાંપ્રતકાલીન અપાય વસ્તુના નિશ્ચય માત્ર ફળવાળો હોવાથી તેમાં પૂર્વાપર દર્શનનું અનુસંધાન ઘટતું નથી, માટે સ્મૃતિરૂપ બુદ્ધિ તે ધારણાજ છે. વળી જે વાસનાવિશેષથી-તદ્વિજ્ઞાનાવરણ ક્ષયોપશમના સાંનિધ્યથી "આ તેજ છે" એવી જે સ્મૃતિ થાયછે, તે વાસના પણ અપાયથી અધિક છે. તેથી તે પણ ધારણા છે. તથા અપાય થયાપછી જે સમયે "આ સ્થાણુંજ છે" ઈત્યાદિ નિશ્ચયરૂપ અપાય થાયછે. તે સમય પછી પણ "આ સ્થાણુજ છે, આ સ્થાણુજ છે" એવી જે અન્તર્મુહૂર્ત સુધી થનારી નિરન્તર અપાય પ્રવૃત્તિ તે પ્રથમ થએલા અપાયથી અધિકજ છે. તેથી તે પણ ધારણા છે. એ રીતે અવિચ્યુતિ વાસના-ને સ્મૃતિ એવા ત્રણ ભેદ ધારણાના છે. ને તે બધા ભેદો અપાયરૂપ નથી પણ સ્વતંત્ર ભિન્ન છે.

શિષ્ય:—અવિચ્યુતિ અને સ્મૃતિરૂપ જ્ઞાનના પ્રકાર પ્રમાણભૂત ન ગણી શકાય, કારણ કે તે ગ્રહણ કરેલાને પુનઃ ગ્રહણ કરે છે. એટલે કે બીજી, ત્રીજી, ચોથી એમ ઘણીવાર થએલા અપાયથી સાધ્ય જે વસ્તુનિશ્ચયરૂપ કાર્ય તે વસ્તુનિશ્ચયરૂપ કાર્ય પહેલીવાર થએલા અપાયથી સાધ્ય થએલ છે. ને તેનેજ પુનઃ પુનઃ સિદ્ધ કરે છે. આથી જેમ ઉત્પન્ન કરેલ ક્રિયામાં ફરીથી તેજ ક્રિયા સાધવાને પ્રવર્તતું સાધન શોભા પામતું નથી. તેમ અવિચ્યુતિ ભેદ પણ શોભાકારક નથી. છતાં જો તે સાધન પુનઃ તે ક્રિયામાં પ્રવર્તે તો કુહાડાદિવડે છેદેલા વૃક્ષોમાં ફરીથી તે છેદવામાં કુહાડાદિ સાધનની પણ પ્રવૃત્તિ થાય તેના જેવું થાય અને તેથી તો અતિપ્રસંગ પ્રાપ્ત થાય. એજ રીતે સ્મૃતિ પણ પૂર્વોત્તરકાળ ભાવી બે જ્ઞાનથી જાણેલ વસ્તુમાંજ પ્રવર્તમાન હોવાથી પ્રમાણભૂત નથી. પૂર્વોત્તરકાળભાવી બે જ્ઞાનથી નહી જાણેલ એકજ વસ્તુને જાણવાથી સ્મૃતિજ્ઞાન પ્રમાણ છે, એમ આપ નહિ કહી શકો. કારણ કે પૂર્વોત્તર કાળે જાણેલ વસ્તુ કાળાદિભેદે ભિન્ન હોવાથી એક નથી. વળી આપ જે વાસના કહોછો. તે વાસના શું છે? જો તે વાસના સંસ્કારરૂપ હોય, તો તે સંસ્કાર શું છે?

स्मृति रूप ज्ञानावरणनो क्षयोपशम ते संस्कार छे के स्मृतिरूप ज्ञान उत्पन्न करनार शक्ति छे? अथवा वस्तुविकल्प छे? आ त्रण पक्षमांथी प्रथमना बे पक्ष तो अयोग्य छे, कारण के ते ज्ञानरूप नथी, अने अहीं तो ज्ञानना भेदनो विचार चालेछे. त्रीजो पक्ष पण नहि कही शकाय, कारण के संख्याता अथवा असंख्याता काळ सुधी वासना मानेल होवाथी तेटला काळ सुधी ते वस्तुविकल्प घटे नहि. आथी करीने तमोए कहेल अविच्युति-वासना-अने स्मृतिरूप धारणाना त्रण प्रकार घटता नथी, तेथी मतिज्ञानना त्रण भेदज थशे, पण चार नहि थाय.

आचार्य:—जाणेल वस्तुने पुन: जाणेछे. तेथी अविच्युति प्रमाणभूत नथी. एम जे तुं कहेछे, ते अयोग्य छे. कारण के एमां "जाणेलने फरी जाणे छे" ए हेतु कह्योछे, ते असिद्ध छे. केमके एक काळमां रहेली वस्तु प्रथम थएला अपायवडे ग्रहण कराय छे, तेथी जुदा काळमां रहेली वस्तु बीजी-त्रीजीवार थएला अपायवडे ग्रहण करायछे. माटे ए हेतु असिद्ध छे ने असिद्ध हेतु साध्यनी सिद्धि करी शकतो नथी. वळी स्पष्ट-स्पष्टतमादि भिन्न धर्मवाळी वासनाने उत्पन्न करनार होवाथी अविच्युतिवडे थएल बीजी-त्रीजीवारना अपाय संबंधी वस्तु भिन्न धर्मवाळीज छे, तो पछी अविच्युति ग्रहण करेलने पुन: ग्रहण करे छे एम केम कही शकाय.? स्मृति पण पूर्वोत्तर बे दर्शनथी जाणेल एकज वस्तुने पुन: जाणे छे. तेथी ते पण ग्रहण करेलानेज ग्रहण करेछे. एम नही कही शकाय. कारण के काळ आदिना भेदे वस्तु एक नथी. जो के काळ आदिना भेदे वस्तु भिन्न छे, तो पण तेमां सत्त्व, प्रमेयत्व, संस्थान, अने रूपादिवडे एकपणुं पण छे. वासना पण मतिज्ञानावरणना क्षयोपशम रूप स्मृति अथवा तद्विज्ञान जनक शक्तिरूप छे, जो के ते स्वयं ज्ञान रूप नथी. परन्तु पूर्वे थएल अविच्युतिरूपं ज्ञाननुं कार्य छे, अने उत्तर काळमां थनार स्मृतिज्ञाननु कारण छे. तेथी उपचारवडे वासना ज्ञानस्वरूप छे. तथा तद्वस्तु विकल्परूप त्रीजो पक्ष मानवा योग्य नथी. एटले ते संबंधी कंई कहेवानुं नथी. ए प्रमाणे अविच्युति-स्मृति-ने वासनारूप त्रण प्रकारनी धारणा सिद्ध थवाथी मतिज्ञानना त्रण भेद नहि पण चार भेद छे, एम सिद्ध थयुं. १८२-थी-१८९.

अवग्रहादि चार भेदनो विवाद दूर करवाने पुन: बीजी रीते कहे छे.

तं इच्छंतस्स तुहं वत्थूणि य पंच, नेच्छमाणस्स ।
किं होउ सा अभावो ? भावो नाणं च तं कयरं ? ॥ १९० ।
तुज्झं बहुयरभेया भणइ मई होइ धिइबहुत्ताओ ।
भण्णइ न जाइभेओ इट्ठो मज्झं जहा तुज्झं ॥ १९१ ॥
सा भिन्नलक्खणाऽवि हु धिइसामन्नेण धारणा होइ ।
जह उग्गहो दुरूवोऽवग्गहसामन्नओ एक्को ॥ १९२ ॥

ते धारणा भेदने मानता एवा त्हारे पांच भेद थायछे, अने न मानतां शुं ते अभाव के भाव थाय छे? जो ते भाव छे तो ते ज्ञान कयुं छे? (शिष्य) धारणाना बहु भेद होवाथी तमारे मतिज्ञानना घणा भेद थशे. (उत्तर) तारी पेठे अमे जातिमां भेद नथी मान्यो. ते भिन्न लक्षणवाळी छतां पण सामान्यरूपे एक धारणाज छे. जेम अवग्रह बे भेद छतां सामान्यरूपथी एकज छे. १९०-थी-१९२.

આચાર્ય ઉપરોક્ત સ્વરૂપવાળી ધારણા તું નહિ માને તો આભિનિબોધક જ્ઞાનના પાંચ ભેદ થશે. એકજ અપાયને બે ભેદરૂપે માનવાથી ચાર ભેદ તો તે થયાછે. અને પાંચમો ભેદ અમે કહેલ ધારણાનો થશે. અમે કહેલ ધારણાને તું ન માનતો હો, તો કહે કે તે ધારણા શું અભાવરૂપ ( અવસ્તુ ) છે, કે ભાવરૂપ ( વસ્તુ ) છે? અભાવરૂપ તો નહી કહી શકાય, કારણ કે તે ભાવરૂપે અનુભવાયછે, જે ભાવરૂપે ( વસ્તુસ્વરૂપે ) અનુભવાતું હોય તે અભાવરૂપ ( અવસ્તુસ્વરૂપ ) હોઈ શકે નહિ. તે છતાં જો અભાવરૂપ માનવામાં આવે તો અતિપ્રસંગ થાય, અને એથી ઘટાદિ પદાર્થોમાં પણ અભાવરૂપતા થાય, કારણ કે ઘટાદિ પદાર્થો પણ અનુભવના વશથીજ ભાવસ્વરૂપ મનાયછે. જો અનુભવ પણ અપ્રમાણ હોય તો ઘટાદિ પદાર્થોમાં ભાવરૂપતાનો અભાવ થાય.

હવે બીજા વિકલ્પાનુસાર અમે કહેલ ધારણાને તું ભાવસ્વરૂપ કહેતો હોય તો તે જ્ઞાન છે, કે અજ્ઞાન છે? અજ્ઞાનરૂપ તો નહિ કહેવાય, કારણ કે તે ચિદ્રૂપપણે અનુભવાયછે. જો જ્ઞાનરૂપ કહેતો હોય તો મતિ-શ્રુત-અવધિ-મનઃપર્યવ-અને કેવળ એ પાંચ જ્ઞાનોમાંથી કયા જ્ઞાનરૂપે છે? શ્રુતાદિચાર તો નહિ કહેવાય, કારણ કે તેં તેમ માનેલ નથી. અને તેનું લક્ષણ પણ ઘટતું નથી. મતિજ્ઞાન છે એમ કહીશ તો તે અવગ્રહ-ઈહા-અને અપાય રૂપતો નથી, કેમકે તેનાં લક્ષણ એમાં ઘટતાં નથી. "તે નિશ્ચય અપાયથી અધિક છે" એ વચનાનુસાર ધારણા અપાયથી અધિક છે, એમ પૂર્વે સિદ્ધ કરેલુંજ છે. આ સર્વ કથનથી એ ફલિતાર્થ થાયછે કે અન્વય-વ્યતિરેકવડે નિશ્ચય તે સર્વ અપાયછે, અને તે સિવાયનું અવિચ્યુતિ-સ્મૃતિ-અને વાસનારૂપ જ્ઞાન સર્વ ધારણા છે. ૧૯૦

શિષ્યઃ—મહારાજ! એ પ્રમાણે તો મતિજ્ઞાનના ઘણા ભેદો થશે, કારણ કે એકજ ધારણાના અવિચ્યુતિ-વાસના-ને સ્મૃતિરૂપ ત્રણ ભેદ, અવગ્રહ-ઈહા અને અપાયની સાથે મેળવતાં ૭ ભેદ થયા. ૧૯૧

આચાર્યઃ—આ ધારણાના વિચારમાં વ્યક્તિ પક્ષ નથી માન્યો, પણ ધારણા સામાન્ય રૂપ જાતિજ માનેલ છે. જેમ વ્યઞ્જનાવગ્રહ અને અર્થાવગ્રહ એ બન્ને ભેદને સામાન્ય અવગ્રહરૂપે માનેલ છે. તેમ અહીં પણ વાસનાદિ ત્રણેને સામાન્ય ધારણા રૂપે જ માનેલ છે. તેથી મતિજ્ઞાનના ચાર ભેદ છે, પણ તારા કહેવા પ્રમાણે ઘણા ભેદો નથી. ૧૯૦-થી-૧૯૨.

એ પ્રમાણે અવગ્રહાદિ ચાર ભેદ સંબંધી અન્ય આચાર્યોએ કહેલ અયોગ્ય વિચારો દૂર કર્યા, તે દૂર કરતાં પ્રસ્તાવમાં અવગ્રહના બે ભેદ કહ્યા છે. તે ભેદ વ્યાખ્યા પૂર્વક હવે જણાવે છે. તથા જે વ્યઞ્જનાવગ્રહ છે તે જ્ઞાનનું કારણ હોવાથી જ્ઞાનરૂપછે, તે વાત જણાવે છે.

तत्थोग्गहो दुभेदो गहणं जं होज्ज वंजण-त्थाणं ।
वंजणओ य जमत्थो तेणाईए तयं वोच्छं ॥ १९३ ॥
वंजिज्जइ जेणऽत्थो घडो व्व दीवेण वंजणं तं च ।
उवगरणिंदियसद्दाइपरिणयद्दव्वसंबंधो ॥ १९४ ॥
अण्णाणं सो बहिराइणं व तक्कालमणुवलंभाओ ।
न तदंते तत्तो च्चिय उवलंभाओ तओ नाणं ॥ १९५ ॥

તેમાં અવગ્રહ બે પ્રકારે છે, કારણકે વ્યઞ્જન અને અર્થનું ગ્રહણ થાયછે. તે માટે વ્યંજનાવગ્રહથી અર્થાવગ્રહ થાય છે માટે પહેલાં વ્યઞ્જનાવગ્રહ કહીશું. દીપકવડે ઘડાની પેઠે જેવડે અર્થ પ્રગટ કરાય તે વ્યઞ્જન ઉપકરણેન્દ્રિય અને શબ્દાદિરૂપે પરિણત દ્રવ્યના સંબંધ

સ્મૃતિ રૂપ જ્ઞાનાવરણનો ક્ષયોપશમ તે સંસ્કાર છે કે સ્મૃતિરૂપ જ્ઞાન ઉત્પન્ન કરનાર શક્તિ છે? અથવા વસ્તુવિકલ્પ છે? આ ત્રણ પક્ષમાંથી પ્રથમના બે પક્ષ તો અયોગ્ય છે, કારણ કે તે જ્ઞાનરૂપ નથી, અને અહીં તો જ્ઞાનના ભેદનો વિચાર ચાલેછે. ત્રીજો પક્ષ પણ નહિ કહી શકાય, કારણ કે સંખ્યાતા અથવા અસંખ્યાતા કાળ સુધી વાસના માનેલ હોવાથી તેટલા કાળ સુધી તે વસ્તુવિકલ્પ ઘટે નહિ. આથી કરીને તમોએ કહેલ અવિચ્યુતિ-વાસના-અને સ્મૃતિરૂપ ધારણાના ત્રણ પ્રકાર ઘટતા નથી, તેથી મતિજ્ઞાનના ત્રણ ભેદજ થશે, પણ ચાર નહિ થાય.

આચાર્ય:—જાણેલ વસ્તુને પુનઃ જાણેછે. તેથી અવિચ્યુતિ પ્રમાણભૂત નથી. એમ જે તું કહેછે, તે અયોગ્ય છે. કારણ કે એમાં "જાણેલને ફરી જાણે છે" એ હેતુ કહ્યોછે, તે અસિદ્ધ છે. કેમકે એક કાળમાં રહેલી વસ્તુ પ્રથમ થએલા અપાયવડે ગ્રહણ કરાય છે, તેથી જુદા કાળમાં રહેલી વસ્તુ બીજી-ત્રીજીવાર થએલા અપાયવડે ગ્રહણ કરાયછે. માટે એ હેતુ અસિદ્ધ છે ને અસિદ્ધ હેતુ સાધ્યની સિદ્ધિ કરી શકતો નથી. વળી સ્પષ્ટ-સ્પષ્ટતમાદિ ભિન્ન ધર્મવાળી વાસનાને ઉત્પન્ન કરનાર હોવાથી અવિચ્યુતિવડે થએલ બીજી-ત્રીજીવારના અપાય સંબંધી વસ્તુ ભિન્ન ધર્મવાળીજ છે, તો પછી અવિચ્યુતિ ગ્રહણ કરેલને પુનઃ ગ્રહણ કરે છે એમ કેમ કહી શકાય.? સ્મૃતિ પણ પૂર્વોત્તર બે દર્શનથી જાણેલ એકજ વસ્તુને પુનઃ જાણે છે. તેથી તે પણ ગ્રહણ કરેલાનેજ ગ્રહણ કરેછે. એમ નહી કહી શકાય. કારણ કે કાળ આદિના ભેદે વસ્તુ એક નથી. જો કે કાળ આદિના ભેદે વસ્તુ ભિન્ન છે, તો પણ તેમાં સત્ત્વ, પ્રમેયત્વ, સંસ્થાન, અને રૂપાદિવડે એકપણું પણ છે. વાસના પણ મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમ રૂપ સ્મૃતિ અથવા તદ્વિજ્ઞાન જનક શક્તિરૂપ છે, જો કે તે સ્વયં જ્ઞાન રૂપ નથી. પરન્તુ પૂર્વે થએલ અવિચ્યુતિરૂપ જ્ઞાનનું કાર્ય છે, અને ઉત્તર કાળમાં થનાર સ્મૃતિજ્ઞાનનુ કારણ છે. તેથી ઉપચારવડે વાસના જ્ઞાનસ્વરૂપ છે. તથા તદ્વસ્તુ વિકલ્પરૂપ ત્રીજો પક્ષ માનવા યોગ્ય નથી. એટલે તે સંબંધી કંઈ કહેવાનું નથી. એ પ્રમાણે અવિચ્યુતિ-સ્મૃતિ-ને વાસનારૂપ ત્રણ પ્રકારની ધારણા સિદ્ધ થવાથી મતિજ્ઞાનના ત્રણ ભેદ નહિ પણ ચાર ભેદ છે, એમ સિદ્ધ થયું. १८१-થી-१८९.

અવગ્રહાદિ ચાર ભેદનો વિવાદ દૂર કરવાને પુનઃ બીજી રીતે કહે છે.

तं इच्छंतस्स तुहं वत्थूणि य पंच, नेच्छमाणस्स ।
किं होउ सा अभावो ? भावो नाणं व तं कयरं ? ॥ १९० ॥
तुज्झं बहुयरभेया भणइ मई होइ धिइबहुत्ताओ ।
भण्णइ न जाइभेओ इट्ठो मज्झं जहा तुज्झं ॥ १९१ ॥
सा भिन्नलक्खणाऽवि हु धिइसामन्नेण धारणा होइ ।
जह उग्गहो दुरुवोऽवग्गहसामन्नओ एक्को ॥ १९२ ॥

તે ધારણા ભેદને માનતા એવા ત્હારે પાંચ ભેદ થાયછે, અને ન માનતાં શું તે અભાવ કે ભાવ થાય છે? જો તે ભાવ છે તો તે જ્ઞાન કયું છે? (શિષ્ય) ધારણાના બહુ ભેદ હોવાથી તમારે મતિજ્ઞાનના ઘણા ભેદ થશે. (ઉત્તર) તારી પેઠે અમે જાતિમાં ભેદ નથી માન્યો. તે ભિન્ન લક્ષણવાળી છતાં પણ સામાન્યરૂપે એક ધારણાજ છે, જેમ અવગ્રહ બે ભેદે છતાં સામાન્યરૂપથી એકજ છે. १९०-થી-१९२.

આચાર્ય ઉપરોક્ત સ્વરૂપવાળી ધારણા તું નહિ માને તો આભિનિબોધિક જ્ઞાનના પાંચ ભેદ થશે. એકજ અપાયને બે ભેદરૂપે માનવાથી ચાર ભેદ તો તે થયાછે. અને પાંચમો ભેદ અમે કહેલ ધારણાનો થશે. અમે કહેલ ધારણાને તું ન માનતો હો, તો કહે કે તે ધારણા શું અભાવરૂપ ( અવસ્તુ ) છે. કે ભાવરૂપ ( વસ્તુ ) છે ? અભાવરૂપ તો નહી કહી શકાય, કારણ કે તે ભાવરૂપે અનુભવાયછે. જે ભાવરૂપે ( વસ્તુસ્વરૂપે ) અનુભવાતું હોય તે અભાવરૂપ ( અવસ્તુસ્વરૂપ ) હોઈ શકે નહિ. તે છતાં જો અભાવરૂપ માનવામાં આવે તો અતિપ્રસંગ થાય, અને એથી ઘટાદિ પદાર્થોમાં પણ અભાવરૂપતા થાય, કારણ કે ઘટાદિ પદાર્થો પણ અનુભવના વશથીજ ભાવસ્વરૂપ મનાયછે. જો અનુભવ પણ અપ્રમાણ હોય તો ઘટાદિ પદાર્થોમાં ભાવરૂપતાનો અભાવ થાય.

હવે બીજા વિકલ્પાનુસાર અમે કહેલ ધારણાને તું ભાવસ્વરૂપ કહેતો હોય તો તે જ્ઞાન છે, કે અજ્ઞાન છે? અજ્ઞાનરૂપ તો નહિ કહેવાય, કારણ કે તે ચિદ્રૂપપણે અનુભવાયછે. જો જ્ઞાનરૂપ કહેતો હોય તો મતિ-શ્રુત-અવધિ-મનઃપર્યવ-અને કેવળ એ પાંચ જ્ઞાનોમાંથી કયું જ્ઞાનરૂપે છે ? શ્રુતાદિચાર તો નહિ કહેવાય, કારણ કે તેં તેમ માનેલ નથી. અને તેનું લક્ષણ પણ ઘટતું નથી. મતિજ્ઞાન છે એમ કહીશ તો તે અવગ્રહ-ઈહા-અને અપાય રૂપતો નથી, કેમકે તેનાં લક્ષણ એમાં ઘટતાં નથી. " તે નિશ્ચય અપાયથી અધિક છે " એ વચનાનુસાર ધારણા અપાયથી અધિક છે. એમ પૂર્વે સિદ્ધ કરેલુંજ છે. આ સર્વ કથનથી એ ફલિતાર્થ થાયછે કે અન્વય-વ્યતિરેકવડે નિશ્ચય તે સર્વ અપાયછે, અને તે શિવાયનું અવિચ્યુતિ-સ્મૃતિ-અને વાસનારૂપ જ્ઞાન સર્વ ધારણા છે. ૧૯૦

શિષ્યઃ—મહારાજ ! એ પ્રમાણે તો મતિજ્ઞાનના ઘણા ભેદો થશે, કારણ કે એકજ ધારણાના અવિચ્યુતિ-વાસના-ને સ્મૃતિરૂપ ત્રણ ભેદ, અવગ્રહ-ઈહા અને અપાયની સાથે મેળવતાં છ ભેદ થયા. ૧૯૧

આચાર્યઃ—આ ધારણાના વિચારમાં વ્યક્તિ પક્ષ નથી માન્યો, પણ ધારણા સામાન્ય રૂપ જાતિજ માનેલ છે. જેમ વ્યઞ્જનાવગ્રહ અને અર્થાવગ્રહ એ બન્ને ભેદને સામાન્ય અવગ્રહરૂપે માનેલ છે. તેમ અહીં પણ વાસનાદિ ત્રણેને સામાન્ય ધારણા રૂપે જ માનેલ છે. તેથી મતિજ્ઞાનના ચાર ભેદ છે, પણ તારા કહેવા પ્રમાણે ઘણા ભેદો નથી. ૧૯૦-થી-૧૯૨.

એ પ્રમાણે અવગ્રહાદિ ચાર ભેદ સંબંધી અન્ય આચાર્યોએ કહેલ અયોગ્ય વિચારો દૂર કર્યા, તે દૂર કરતાં પ્રસ્તાવમાં અવગ્રહના બે ભેદ કહ્યા છે. તે ભેદ વ્યાખ્યા પૂર્વક હવે જણાવે છે. તથા જે વ્યઞ્જનાવગ્રહ છે તે જ્ઞાનનું કારણ હોવાથી જ્ઞાનરૂપછે, તે વાત જણાવે છે.

तत्थोग्गहो दुभेदो गहणं जं होज्ज वंजण-त्थाणं ।
वंजणओ य जमत्थो तेणाईए तयं वोच्छं ॥ १९३ ॥
वंजिज्जइ जेणऽत्थो घडो व्व दीवेण वंजणं तं च ।
उवगरणिंदियसद्दाइपरिणयद्दव्वसंबंधो ॥ १९४ ॥
अण्णाणं सो बहिराइणं व तक्कालमणुवलंभाओ ।
न तदंते तत्तो चिय उवलंभाओ तओ नाणं ॥ १९५ ॥

તેમાં અવગ્રહ બે પ્રકારે છે, કારણકે વ્યઞ્જન અને અર્થનું ગ્રહણ થાયછે. જે માટે વ્યંજનાવગ્રહથી અર્થાવગ્રહ થાય છે માટે પહેલાં વ્યઞ્જનાવગ્રહ કહીશું. દીપકવડે ઘડાની પેઠે જેવડે પદાર્થ પ્રગટ કરાય તે વ્યઞ્જન ઉપકરણેન્દ્રિય અને શબ્દાદિરૂપે પરિણત દ્રવ્યના સંબંધ

રૂપ છે. બધિરાદિકની પેઠે તત્કાળ અનુપલંભ થતો હોવાથી તે અજ્ઞાન છે, એમ નહિ. ( કારણ કે ) તેના પછી તે વડે નિશ્ચય ઉપલંભ થાય છે તેથી તે જ્ઞાન છે. ૧૯૩-થી-૧૯૫.

ગ્રહણ કરવું તે અવગ્રહ. એ અવગ્રહ બે પ્રકારે છે, કારણ કે વ્યઞ્જન અને અર્થનુંજ ગ્રહણ થાયછે, અન્યનું ગ્રહણ થતું નથી. એમ વિષય બે પ્રકારે હોવાથી અવગ્રહ પણ બે પ્રકારે છે. તેમાં પ્રથમ પ્રાપ્યકારી ઇન્દ્રિયોમાં વ્યઞ્જનાવગ્રહ થાયછે, તે પછી તરતજ અર્થાવગ્રહ થાયછે, માટે પ્રથમ વ્યઞ્જનાવગ્રહનું સ્વરૂપ કહેવાશે. ૧૯૩

જેમ દીપકવડે ઘટ પ્રગટ કરાય છે તેમ જે વડે અર્થ પ્રગટ કરાય તે વ્યઞ્જન કહેવાય છે. એ વ્યઞ્જન ઉપકરણેન્દ્રિય અને શબ્દાદિરૂપે પરિણામ પામેલ દ્રવ્યના સંબંધરૂપ છે. એટલે કે ઇન્દ્રિયો બે પ્રકારની છે. ૧ દ્રવ્યેન્દ્રિય અને ૨ ભાવેન્દ્રિય, તેમાં નિર્વૃત્તિ અને ઉપકરણ એ બે પ્રકારે દ્રવ્યેન્દ્રિય છે, તથા લબ્ધિ અને ઉપયોગ એ બે ભેદે ભાવેન્દ્રિય છે. એમાં નિર્વૃત્તિ ઇન્દ્રિય બે પ્રકારે છે. એક અન્ત નિર્વૃત્તિ અને બીજી બાહ્ય નિર્વૃત્તિ, અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કદંબ પુષ્પાકાર-ધાન્યમસૂરાકાર-કાહલાકાર-ક્ષુરપ્રાકાર અને શરીરાકારવાળી અનુક્રમે શ્રોત્રાદિ પાંચે ઇન્દ્રિયોની જે અંદરની આકૃતિ તે અન્તર્નિર્વૃત્તિ અને કર્ણશષ્કુલિકાદિરૂપ બાહ્ય આકાર તે બાહ્યનિર્વૃત્તિ (રચના) છે. તેમાં કદંબપુષ્પગોલકાકાર જે માંસખંડાદિરૂપ અન્તર્નિર્વૃત્તિ છે તેની શબ્દાદિ વિષય જાણવાના હેતુભૂત શક્તિ વિશેષ તે ઉપકરણેંદ્રિય. તે ઉપકરણેન્દ્રિય અને શ્રોત્રાદિ ઇન્દ્રિયોના વિષયો ને શબ્દાદિ ( આદિ શબ્દથી રૂપ-રસ-ગન્ધ-ને સ્પર્શ સમજવા. ) તે રૂપે પરિણામ પામેલા ભાષાવર્ગણાદિના દ્રવ્યો બન્ને વ્યંજનતરીકે ગણાય છે. આ શબ્દાદિરૂપે પરિણામ પામેલા દ્રવ્યો અને ઉપકરણેન્દ્રિયનો પરસ્પર સંબંધ તે વ્યઞ્જન કહેવાય છે. ઇન્દ્રિયોવડે પણ અર્થ પ્રગટ કરાયછે. તેથી તે ઇન્દ્રિયો પણ વ્યઞ્જન કહેવાય છે, અને શબ્દાદિરૂપે પરિણામ પામેલ દ્રવ્ય સમૂહ પ્રગટ કરાયછે તેથી તે પણ વ્યઞ્જન કહેવાયછે. એ પ્રમાણે ઉપલક્ષણથી એ ત્રણે વ્યઞ્જન કહેવાય છે. તેથી ઇન્દ્રિયરૂપ વ્યઞ્જન સાથે શબ્દાદિરૂપે પરિણામ પામેલ દ્રવ્યસંબંધ સ્વરૂપ વ્યઞ્જનનું ગ્રહણ થવું તે વ્યઞ્જનાવગ્રહ અથવા તે વ્યઞ્જનરૂપ ઉપકરણેંદ્રિયવડે શબ્દારૂપે પરિણામ પામેલ દ્રવ્યાત્મક વ્યઞ્જનોનું ગ્રહણ કરવું તે વ્યઞ્જનાવગ્રહ. ૧૯૪

શિષ્યઃ—જેમ બહેરા વિગેરે મનુષ્યને ઉપકરણેન્દ્રિયનો શબ્દાદિ દ્રવ્યોસાથે સંબંધ થતી વખતે કંઈ પણ જ્ઞાન અનુભવાતું નથી. તે તેને તે અનુભવાતું નથી માટે તેનું તે અજ્ઞાન છે; તેમ અહીં પણ તે વ્યઞ્જનાવગ્રહ અજ્ઞાનરૂપ હોય એમ જણાયછે, કારણ કે ઉપકરણેન્દ્રિય અને શબ્દાદિરૂપે પરિણમેલા દ્રવ્યના સંબંધ કાળે સ્વસંવેદનપણે તે અનુભવાતું નથી, તેથી તે જ્ઞાન નથી.

આચાર્યઃ—એ વ્યઞ્જનાવગ્રહ જ્ઞાનરૂપે નહિ જણાવાથી જડરૂપ હોઈ અજ્ઞાનછે એમ નથી પણ તે જ્ઞાનરૂપજ છે, કારણ કે વ્યઞ્જનાવગ્રહ પછી તેનાવડેજ જ્ઞાનાત્મક અર્થાવગ્રહનો ઉપલંભ થાયછે. "જેના અન્તે તદ્જ્ઞેય વસ્તુના ઉપાદાનથી જ્ઞાન ઉત્પન્ન થાયછે તે જ્ઞાન છે." જેમ અર્થાવગ્રહપછી તદ્જ્ઞેય વસ્તુના ઉપાદાનથી ઈહા થાયછે ને તેથી અર્થાવગ્રહ જ્ઞાન છે; તેવીજ રીતે વ્યઞ્જનાવગ્રહ પછી તદ્જ્ઞેય વસ્તુના ઉપાદાનથી અર્થાવગ્રહ જ્ઞાન થાયછે માટે વ્યઞ્જનાવગ્રહ જ્ઞાન છે, પણ અજ્ઞાન નથી. ૧૯૩-થી-૧૯૫

વ્યઞ્જનાવગ્રહમાં જોકે જ્ઞાન અનુભવાતું નથી તોપણ જ્ઞાનનું કારણ હોવાથી તે જ્ઞાન છે. એમ વ્યઞ્જનાવગ્રહમાં જ્ઞાનનો અભાવ માનીને જ્ઞાન સિદ્ધ કર્યું; હવે વ્યઞ્જના જ્ઞાનનો અભાવ નથી પણ સદ્ભાવ છે એમ સિદ્ધ કરવાને કહે છે.

नक्कालम्मि वि नाणं तत्थत्थि तणुं ति तो तमव्वत्तं ।
बहिराईणं पुण सो अन्नाणं तदुभयाभावा ॥ १९६ ॥
कहमव्वत्तं नाणं च सुत्त-मत्ताइसुहुमबोहो व्व ।
सुत्तादओ सयं चिय विन्नाणं नावबुज्झंति ॥ १९७ ॥
लक्खिज्जइ तं सिमिणायमाणवयणदाणाइचिट्ठाहिं ।
जं नामइपुव्वाओ विज्जंते वयणचिट्ठाओ ॥ १९८ ॥
जग्गन्तो वि न जाणइ छउमत्थो हिययगोयरं सव्वं ।
जंतज्झवसाणाइं जमसंखेज्जाइं दिवसेण ॥ १९९ ॥
जइ वऽण्णाणमसंखेज्जसमयसद्दाइदव्वसब्भावे ।
किह चरिमसमयसद्दाइदव्वविण्णाणसामत्थं ? ॥ २०० ॥
जं सव्वहा न वीसुं सव्वेसु वि तं न रेणुतेल्लं व ।
पत्तेयमणिच्छंतो कहमिच्छसि समुदए नाणं ? ॥ २०१ ॥
समुदाए जइ णाणं देसूणे समुदए कहं नत्थि ? ।
समुदाए चाऽभूयं कह देसे होज्ज तं सयलं ? ॥ २०२ ॥
तंतू पडोवगारी न समत्तपडो य, समुदिया ते उ ।
सव्वे समत्तपडओ तह नाणं सव्वसमएसु ॥ २०३ ॥

તે કાળે પણ ત્યાં જ્ઞાન છે, પરન્તુ અલ્પ હોવાથી અવ્યક્ત છે, અને બધિરાદિકને તો તે ઉભયનો અભાવ હોવાથી અજ્ઞાન છે. "અવ્યક્ત" અને 'જ્ઞાન' એ કેમ હોઈ શકે? સુતેલા અને ઉન્મત્ત વિગેરેના સૂક્ષ્મબોધની પેઠે ખુશીથી હોઈ શકે. સુપ્તાદિ પણ સ્વયં વિજ્ઞાનને જાણતા નથી. સ્વપ્નાવસ્થામાં વચનદાનાદિ ચેષ્ટાઓવડે તે જ્ઞાન જણાય છે, કારણ કે વચનાદિ ચેષ્ટાઓ અમતિપૂર્વક નથી થતી. જાગતા છતાં પણ છદ્મસ્થ હૃદયગોચર સર્વ જાણતો નથી, કેમકે જે અસંખ્યાતા અધ્યવસાયો એક દિવસે થાય છે તે કેમ જણાય? અસંખ્યાતા સમય સુધી શબ્દાદિ દ્રવ્ય સંબંધનો સદ્ભાવ છતાં પણ જો તે અજ્ઞાન છે તો છેલ્લા સમયે શબ્દાદિ દ્રવ્યના વિજ્ઞાનનું સામર્થ્ય કેવી રીતે થાય? જે વસ્તુ સર્વથા પૃથક્માં નથી, તે રેતીના કણની પેઠે સમુદાયમાં પણ નથી, પ્રત્યેકમાં જ્ઞાન ન માનતાં તેના સમુદાયમાં તું કેવી રીતે માને છે? જો સમુદાયમાં જ્ઞાન છે તો કંઈક ન્યૂન સમુદાયમાં તે કેમ ન હોય? અથવા સમુદાયમાં ન હોય તો તે સર્વ ન્યૂનમાં કેમ હોય? તન્તુ પટનો ઉપકારી છે, સમસ્તપટ રૂપ નથી; પરન્તુ તે સર્વ સમુદિત હોય તો સમસ્તપટ થાય છે. તેવીજ રીતે સર્વ સમયોમાં જ્ઞાન છે. ૧૯૬-થી-૨૦૩.

તે વ્યઞ્જન સંબંધકાળે પણ ત્યાં પૂર્ણ ઇન્દ્રિય સંબંધી વ્યઞ્જનાવગ્રહમાં જ્ઞાન છે. પરન્તુ માત્ર એકજ તૈજસ્ અવયવના પ્રકાશની પેઠે અતિશય અલ્પ હોવાથી અવ્યક્ત છે, તેથી સ્વસંવેદનથી પ્રગટ જણાતું નથી. જો એ અવ્યક્ત છે તો તેનો સદ્ભાવ કેમ મનાય? એમ કોઈ પૂછે તો તેનો ઉત્તર આગળ પ્રસંગે આપીશું, પણ તે પહેલાં દૃષ્ટાન્તમાં બહેરા વિગેરેને જ્ઞાનનો અભાવ કહ્યો છે, તે તો યોગ્યજ છે. કારણ કે બહેરાને તથા જેની

ઘ્રાણાદિ ઇન્દ્રિયો ઉપહત થએલ હોય, તેવાઓને તે વ્યઞ્જનાવગ્રહ જ્ઞાનરૂપ નથી, કેમકે તેમને ઉભય-વ્યઞ્જનરૂપજ્ઞાનના કારણનો અભાવ છે, અને અવ્યક્ત જ્ઞાનનો પણ અભાવ છે. ૧૯૬.

શિષ્યઃ—જેમ "અંધકાર એ પ્રકાશ છે" ઈત્યાદિ કહેવું એ વિરૂદ્ધ છે, તેમ "જ્ઞાન અવ્યક્ત છે" એમ કહેવું એ પણ વિરૂદ્ધ છે.

આચાર્યઃ—તારા આ પ્રશ્નનો ઉત્તર ઉપરજ કહ્યો છે કે એક તૈજસ્ અવયવના પ્રકાશની પેઠે સૂક્ષ્મ હોવાથી અવ્યક્ત છે. અથવા સુતેલા-ઉન્મત્ત અને મુર્ચ્છા પામેલા વિગેરે પ્રાણીઓને પોતાનું જ્ઞાન જેમ તે વખતે અતિસૂક્ષ્મ હોવાથી અનુભવમાં આવતું નથી. તેમ અહીં પણ સમજવું. ૧૯૭

શિષ્યઃ—જો તે સુતેલા વિગેરે પ્રાણીઓને પોતાનું જ્ઞાન અનુભવાતું નથી, તો પછી તેમને તે જ્ઞાન છે એમ કેમ માની શકાય?

આચાર્યઃ—સ્વપ્નાવસ્થામાં સુતેલા પ્રાણીઓને બોલવું વિગેરે ચેષ્ટાઓથી જ્ઞાન છે એમ જણાય છે. કેટલાક સુતેલા પ્રાણીઓ સ્વપ્નાવસ્થામાં કંઈક બોલે છે, સંકોચ-વિકોચ આળસ મરડવી-બગાસું ખાવું-ખજવાળવું વિગેરે ચેષ્ટાઓ કરે છે, તે ચેષ્ટાઓને તેઓ તે વખતે અનુભવતા નથી, અને જાગ્યા પછી પણ તેને સંભારતા નથી, તે છતાં એ ચેષ્ટાઓ અમતિપૂર્વક નથી પણ મતિપૂર્વક છે. જો એમ ન હોય તો કાષ્ટ વિગેરે જડ પદાર્થને પણ તે ક્રિયાઓ થવી જોઇએ. માટે ધૂમથી જેમ અગ્નિ જણાય છે તેમ એ ચેષ્ટાઓથી તેઓમાં જ્ઞાન જણાય છે. ૧૯૮

શિષ્યઃ—શું સ્વચેષ્ટિત પણ કોઇકને નથી જણાતું, કે જેથી સુતેલા વિગેરેને સ્વચેષ્ટિતનું અસંવેદન કહોછો?

આચાર્યઃ—હૃદયગોચર અધ્યવસાયસ્થાનો છદ્મસ્થ આત્મા જાગતાં છતાં પણ જાણતો નથી તો પછી સુતેલો આત્મા તે કેવી રીતે જાણી શકે? કેવળી ગમ્ય સૂક્ષ્મ અધ્યવસાય સ્થાનો એક અન્તર્મુહૂર્તમાં અસંખ્યાતા ચાલ્યા જાય છે, તે આખા દિવસમાં કેટલા જાય? આ સર્વ અધ્યવસાયસ્થાનો છદ્મસ્થ જાણતો નથી, તેથી કરીને જેમ એ અધ્યવસાયસ્થાનો છદ્મસ્થથી નહિ જણાતાં છતાં પણ કેવળી ગમ્ય હોવાથી વિદ્યમાન રૂપે મનાય છે. તેમ વ્યઞ્જનાવગ્રહનું જ્ઞાન પણ નહિ જણાવા છતાં વિદ્યમાન રૂપે મનાય છે.

વ્યઞ્જનાવગ્રહના સંબંધમાં કેટલાક એમ કહે છે કે જેમ નવીનશરાવણું પાણીનાં બે ત્રણ ટીંપાં સીંચ્યાથી ભીનું થતું નથી પણ વારંવાર સીંચ્યાથી ભીનું થાય છે. તેવી જ રીતે ઇન્દ્રિયોવડે ગ્રહણ કરાતા અર્થો બે ત્રણ આદિ સમયોમાં પ્રગટ થતા નથી પણ વારંવાર એ પ્રમાણે અવગ્રહ થાય ત્યારે પ્રગટ થાય છે. વ્યક્ત અવગ્રહની પૂર્વે અવ્યક્ત અવગ્રહ તેજ વ્યઞ્જનાવગ્રહ છે. અવ્યક્ત વસ્તુ એ વ્યઞ્જન છે. એમ તેઓ વ્યઞ્જન શબ્દ સાધે છે. તેઓની એ માન્યતા યોગ્ય નથી, કારણ કે સર્વ વિષયે અને વિષયો વ્યક્તાવ્યક્ત છે. અને તેવી રીતે તો દર્શનની પેઠે સર્વ ઇન્દ્રિયોથી વ્યઞ્જનાવગ્રહ થાય. માટે એમ હોવું સંગત નથી, કારણ કે "न चक्षुरनिन्द्रियाभ्याम्" ચક્ષુ અને મનથી વ્યઞ્જનાવગ્રહ ન થાય એમ તત્ત્વાર્થના અ. ૧-ના ૧૯ મા સૂત્રથી સિદ્ધ થાય છે. ૧૯૯

શિષ્યઃ—સુતેલા વિગેરેનું જ્ઞાન વચનાદિચેષ્ટાઓથી જણાય છે. એમ આપે કહ્યું તે માની શકાય છે, પરન્તુ વ્યઞ્જનાવગ્રહમાં જ્ઞાનરૂપતા જણાવનાર કોઈ ચિન્હ જણાતું નથી. તેથી એ જડરૂપ હોવાને લીધે તેને જ્ઞાનરૂપ કેવી રીતે કહી શકાય?

આચાર્યઃ—અસંખ્યાતા સમય સુધી શબ્દાદિદ્રવ્ય સંબંધની હયાતી રહ્યા છતાં

પણ જો વ્યઞ્જનાવગ્રહ અજ્ઞાનરૂપ છે તોપછી છેલ્લા સમયે શબ્દાદિ દ્રવ્યોને વિજ્ઞાનજનક સામર્થ્ય કેવી રીતે થાય? વ્યંજનાવગ્રહમાં અસંખ્યાતા સમય સુધી શ્રોત્રાદિ ઇન્દ્રિયો સાથે શબ્દાદિવિષયના દ્રવ્યોનો સંબંધ થાય છે અને તેથી જો અસંખ્યાતા સમય સુધી શબ્દાદિ વિષય દ્રવ્યોનો શ્રોત્રાદિકઇન્દ્રિયો સાથે સંબંધ થયા છતાં પણ વ્યઞ્જનાગ્રહરૂપ જ્ઞાન ન મનાય તો છેલ્લા સમયે શ્રોત્રાદિઇન્દ્રિયો સાથે સંબંધ પામેલા શબ્દાદિવિષય દ્રવ્યોને અર્થાવગ્રહરૂપ વિજ્ઞાનજનક સામર્થ્ય કેવી રીતે મનાય? નજ મનાય. કારણ કે શબ્દાદિ વિષય દ્રવ્યોનો શ્રોત્રાદિ ઈન્દ્રિયો સાથે સંબંધ થયા પછી પ્રથમ સમયથીજ માંડીને દરેક સમયે કંઈક જ્ઞાનમાત્રા (અંશ) પ્રગટ થતી ન માનીએ તો છેલ્લે સમયે પણ એ જ્ઞાનમાત્રા અકસ્માત્ થવી ઘટે નહિ. અને તેમ થવાથી અર્થાવગ્રહાદિ જ્ઞાનનો ઉદય પણ થવો ઘટે નહિ. ઉદાહરણ તરીકે જેમ દરેક રેતીના કણમાં તેલ નથી હોતું. તેથી સમુદાયમાં પણ નથી હોતું. તેવી રીતે જે વસ્તુ સર્વ પ્રકારે ભિન્ન ભિન્નમાં નથી તે વસ્તુ સમુદાયમાં પણ નથી. આથી પ્રત્યેક સમયે જ્ઞાન નહિ માનતાં સમુદાયમાં કેવી રીતે માને છે? અર્થાત્ ઇન્દ્રિય અને વિષયના સંબંધ પછી પ્રથમ સમયથી માંડીને અસંખ્યાતા સમયસુધી વ્યઞ્જનાવગ્રહ સંબંધી દરેક સમયે પુષ્ટિ પામતી જ્ઞાનમાત્રાને થોડી પણ ન માનવામાં આવે તો પછી છેલ્લે સમયે શબ્દાદિવિષયદ્રવ્યના સંબંધવડે સંપૂર્ણ સમુદાયમાં પણ તે જ્ઞાનમાત્રા કેવી રીતે માની શકાય? ૨૦૦ એટલે કે છેલ્લે સમયે શબ્દાદિવિષયદ્રવ્યનો ઈન્દ્રિય સાથે સંબંધ થયા પછી જે અર્થાવગ્રહરૂપ જ્ઞાન માને છે તે જ્ઞાનને પણ પ્રત્યેક સમયે જ્ઞાનરૂપ નહિ માનવાથી છેલ્લા રેતીના કણમાં જેમ તેલ નથી હોતું તેમ તેમાં જ્ઞાન પણ નહિ સંભવે. માટે જેમ દરેક તલમાં તેલ હોય છે તેથી તલના સમુદાયમાં પણ તેલ થાય છે તેવી રીતે દરેક સમયમાં જેટલું જેટલું જ્ઞાન છે તેટલું તેટલું માનવુંજ જોઇએ.

વળી જો તું વિષય અને દ્રવ્યસંબંધના અસંખ્યાતા સમયના સમુદાયમાં અર્થાવગ્રહ રૂપ જ્ઞાન માને છે તો પછી છેલ્લા એક સમયે ન્યૂન એવા અસંખ્યાતા સમયોમાં તે જ્ઞાન કેમ ન હોય? હોયજ. કારણ કે જ્ઞાનના ઉપકારી શબ્દાદિ દ્રવ્યના સંબંધના ચરમસમય ન્યૂન અસંખ્યાત સમયો એકદેશ હોવાથી તેમાં અર્થાવગ્રહની પેઠે જ્ઞાન છે. આ સ્થળે કદાચ તું એમ કહીશ કે શબ્દાદિ વિષયને ગ્રહણ કરનાર સમયના સમુદાયમાં જ્ઞાન કોણ માને છે? કે જેથી સમુદાયનો એકદેશ હોવાથી પ્રથમાદિ સર્વ સમયોમાં જ્ઞાન છે. એમ કહેછો. હું તો છેલ્લા એકજ સમયમાં શબ્દાદિ દ્રવ્ય ગ્રહણ થતાં જ્ઞાનોત્પત્તિ માનુંછું. તારૂં એ કથન પણ ઠીક નથી, કેમકે જો તું છેલ્લા એકજ સમયમાં જ્ઞાન માને છે, તો તે ચરમ સમય આ સર્વ સમુદાયની અપેક્ષાએ એક દેશજ છે અને તેથી આ એક દેશન્યૂન શેષ સમયના સમુદાયમાં જે જ્ઞાન નથી તે જ્ઞાન છેલ્લા સમયરૂપ એક દેશમાં અકસ્માત્ સંપૂર્ણ ક્યાંથી થાય? નજ થાય. કારણ કે વ્યઞ્જનાવગ્રહના પ્રથમ સમયની પેઠે એક સમયમાત્ર શબ્દાદિ દ્રવ્યનું ગ્રહણ થાય છે. તેથી શબ્દાદિ દ્રવ્ય ગ્રહણના છેલ્લા સમયે પણ જ્ઞાન ઉત્પન્ન થાય નહિં. પુનઃ કદી તું એમ કહીશ કે-છેલ્લા સમયે જ્ઞાન થાય છે, કારણ કે એ છેલ્લા સમયે અર્થાવગ્રહરૂપ જ્ઞાન અનુભવથી પ્રત્યક્ષ જણાય છે. તેથી તમે કહોછો તે પ્રત્યક્ષ વિરોધી છે. આ કથન પણ અયોગ્ય છે, કારણકે જેમ છેલ્લા તન્તુમાં સમસ્ત પટની ઉત્પત્તિ છે એમ કહેવું એ પ્રત્યક્ષ વિરોધવાળું છે તેમ છેલ્લા સમયેજ સર્વ જ્ઞાન ઉત્પન્ન થાય છે એમ ત્હારૂં કથન પણ વિરોધવાળું છે. ૨૦૨

જેમ એક તન્તુ પટનો ઉપકારી છે, તેના સિવાય સંપૂર્ણ પટનો અભાવ છે; પણ

એટલો એ એક તન્તુજ સમસ્ત પટ થાય છે એમ ન કહેવાય. કારણ કે એ તન્તુ તો પટનો એકદેશ છે, પરન્તુ જો તે સર્વ તન્તુઓ એકઠા મળેલા હોય તો સંપૂર્ણ પટ કહેવાય. તેવીજ રીતે અહીં પણ સમુદિત સમયોમાં જ્ઞાન છે પણ એક છેલ્લાજ સમયમાં જ્ઞાન છે એમ નહિ. અને તેથી અર્થાવગ્રહના સમયથી પૂર્વના સમયોમાં જ જ્ઞાન અતિ અસ્ફુટ હોય છે તે વ્યન્જનાવગ્રહ કહેવાય છે, અને છેલ્લા સમયે તેજ જ્ઞાન કંઇક વિશેષ સ્ફુટ અવસ્થા પામીને અર્થાવગ્રહ કહેવાય છે. આથી જોકે સુતેલા-ઉન્મત્ત-અને મૂર્છિતાદિકના જ્ઞાનને સાધનાર જેવું પ્રગટ ચિન્હ છે તેવા પ્રકારનું પ્રગટ ચિન્હ વ્યન્જનાવગ્રહનું જ્ઞાન સાધનાર નથી. તો પણ યથોક્ત યુક્તિથી વ્યન્જનાવગ્રહમાં જ્ઞાન સિદ્ધ થાય છે. १९६-થી-२०३.

વ્યજ્જનાવગ્રહનું સ્વરૂપ કહ્યું; હવે તેના ભેદો કહે છે.

नयण-मणोवज्जिंदियभेयाओ वंजणोग्गहो चउहा।
उवघाया-णुग्गहओ जं ताइं पत्तकारीणि ॥ २०४ ॥

ચક્ષુ અને મન સિવાય ઇન્દ્રિયોના ભેદથી વ્યન્જનાવગ્રહ ચાર પ્રકારે છે. કારણ કે ઉપઘાત અને અનુગ્રહ થવાથી તે સ્પર્શનાદિ ઇંદ્રિયોજ પ્રાપ્તકારી છે. २०४.

ચક્ષુ અને મન સિવાય બાકીની ચાર ઇન્દ્રિયોના ભેદથી વ્યંજનાવગ્રહ ચાર પ્રકારે છે. વિષયનો અને ઇન્દ્રિયનો પરસ્પર પ્રથમ સંબંધ માત્ર તેજ વ્યન્જનાવગ્રહનો વિષય છે. વિષય સાથેનો સંબંધ સ્પર્શન રસન-ઘ્રાણ-ને શ્રોત્ર એ ચાર પ્રાપ્યકારી ઇન્દ્રિયોમાંજ થાય છે, પણ ચક્ષુ અને મનમાં તે સંબંધ થતો નથી; તેથી ચક્ષુ અને મન એ બે સિવાય સ્પર્શનાદિ ચાર ઇન્દ્રિયોના ભેદથી વ્યન્જનાવગ્રહ ચાર પ્રકારે છે. ઇન્દ્રિયપણું સર્વમાં સમાન છતાં કેવળ મુખપરીક્ષાથી એમ કેમ કહોછો કે સ્પર્શનાદિ ચાર ઇન્દ્રિયોમાંજ તે વ્યજનાવર્ગ્રહ થાય છે બીજે નહિ. આવી શંકા થાય તો તેના ઉત્તરમાં કહીએ છીએ કે તે સ્પર્શન-રસન-ઘ્રાણ-ને શ્રોત્ર એ ચાર ઇન્દ્રિયો પ્રાપ્તકારી છે, પણ ચક્ષુ અને મન પ્રાપ્તકારી નથી, તેથી ઉપરોક્ત ચાર ઇન્દ્રિયોના ભેદથી વ્યન્જનાવગ્રહ ચાર પ્રકારેજ છે. પ્રાપ્તકારી એટલે ઇંદ્રિય અને વિષયના સંબંધદ્વારાએ પ્રાપ્ત-થએલ એવા વિષયભૂત શબ્દાદિક વસ્તુ ને જાણે તે પ્રાપ્તકારી અથવા પ્રાપ્યકારી-એટલે સ્પૃષ્ટ અર્થને ગ્રહણ કરનારી. વિષયના કરેલ ઉપઘાત અને અનુગ્રહ દેખાય છે તેથી એ સ્પર્શનાદિ ચાર ઇન્દ્રિયોજ પ્રાપ્યકારી છે, જેમકે કર્કશ કામળી આદિનો સ્પર્શ થતાં સ્પર્શનેન્દ્રિયમાં, ત્રિકટુકાદિનો સ્વાદ લેતાં રસનેન્દ્રિયમાં, અશુચિ આદિના પુદ્ગળો સુંઘતાં ઘ્રાણેન્દ્રિયમાં, ભેરી વિગેરેનો શબ્દ સાંભળતાં શ્રવણેન્દ્રિયમાં; ત્વચા છોલાવી વિગેરે અનુક્રમે ઉપઘાત દેખાય છે. તથા ચન્દન-સ્ત્રી-હંસ-તુલ વિગેરેના સ્પર્શથી દૂધ-સાકર વિગેરેના સ્વાદથી કપૂરાદિ પુદ્ગળોને સુંઘવાથી કોમળ-મંદ આદિ શબ્દો સાંભળવાથી અનુક્રમે સ્પર્શનાદિ ઇન્દ્રિયોમાં શીતળતા વિગેરે અનુગ્રહ દેખાય છે. તેવી રીતે તીક્ષ્ણ તરવાર ભાલાં વિગેરે જોવા છતાં ચક્ષુનો ચીરાવું વિગેરે ઉપઘાત જણાતો નથી, તેમજ ચન્દન-અગરૂ-કર્પૂર વિગેરે જોવાથી અનુગ્રહ થતો પણ જોવાતો નથી. તથા અગ્નિ આદિનું ચિન્તવન કર્યા છતાં પણ મનને દાહાદિ ઉપઘાત જણાતો નથી, તેમજ જળ-ચન્દન આદિ ચિન્તવતાં તૃષા છીપવી વિગેરે અનુગ્રહ પણ સ્પર્શનાદિ ઇંદ્રિયોમાં જણાતો નથી. २०४

અહીં વાદી શંકા કરીને પૂછે છે કે—

जुज्जइ पत्तविसयया फरिसण–रसणे न सोत्त–घाणेसु ।
गेण्हंति सविसयमिओ जं ताइं भिन्नदेसं पि ॥ २०५ ॥

સ્પર્શન અને રસનેન્દ્રિયમાં પ્રાપ્તવિષયતા ઘટે છે, (પણ)-શ્રોત્ર અને ઘ્રાણેન્દ્રિયમાં ઘટતી નથી; કારણ કે ભિન્ન દેશમાં રહેલા સ્વવિષયને પણ તે અહીંથી ગ્રહણ કરે છે. ૨૦૫.

સ્પર્શનેન્દ્રિય અને રસનેન્દ્રિયમાં પ્રાપ્યકારીપણું ઘટે છે, કારણ કે તે બે ઇન્દ્રિયો પોતાને ગ્રાહ્ય વસ્તુરૂપ વિષય સ્પર્શાએલ હોય તો તેને ગ્રહણ કરે છે, પરન્તુ શ્રોત્ર-અને ઘ્રાણેન્દ્રિયમાં એ પ્રાપ્તવિષયતા ઘટતી નથી, કારણ કે તે ઇન્દ્રિયો પોતાના દેશથી ભિન્ન દેશમાં રહેલા પોતાના વિષયને ગ્રહણ કરે છે. આ બાબત તો અનુભવ સિદ્ધ છે, કેમકે શબ્દ કંઈ શ્રોત્રેન્દ્રિયમાં પેશીને જણાવતો નથી. તેમ શ્રોત્રેંદ્રિય શબ્દ દેશ પ્રત્યે જઇને તેને ગ્રહણ કરતી નથી, આ બે સિવાય ત્રીજા પ્રકારે વિષયનો સ્પર્શ થવો ઘટતો નથી. વળી "દૂર કોઇનો આ શબ્દ સંભળાય છે" એવી માનવોક્તિ પણ સંભળાય છે. તથા દૂર રહેલા કર્પૂર-પુષ્પ-કુંકુમ વિગેરેનો ગન્ધ નિર્વિવાદ અનુભવાય છે, માટે શ્રોત્ર અને ઘ્રાણેન્દ્રિયમાં પ્રાપ્તવિષયતા ઘટતી નથી. ૨૦૫.

આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે કે—

पावंति सद्द–गन्धा ताइं गंतुं सयं न गिण्हन्ति ।
जं ते पोग्गलमइया सकिरिया वाउवहणाओ ॥ २०६ ॥
धूमो व्व, संहरणओ दाराणुविहाणओ विसेसेणं ।
तोयं व नितंबाइसु पडिघायाओ य वाउ व्व ॥ २०७ ॥

શબ્દ અને ગંધ ઈન્દ્રિયોને પ્રાપ્ત થાય છે, (પણ) તે ઈન્દ્રિયો સ્વયં જઈને શબ્દ તથા ગન્ધને ગ્રહણ કરતી નથી; કારણ કે તે શબ્દ અને ગન્ધ પુદ્‌ગળમય સક્રિય છે, વાયુ-વહનથી અને સંહરણથી ધુમાડાની જેમ, તથા વિશેષે કરીને દ્વારના અનુવિધાનથી પાણીની જેમ, તેમજ નિતંબાદિકમાં પ્રતિઘાતથી વાયુની જેમ તે શબ્દ અને ગંધના પુદ્‌ગલો ક્રિયાવાન્ છે. ૨૦૬ ૨૦૭.

શબ્દ અને ગન્ધ અન્યસ્થળેથી આવીને શ્રોત્ર તથા ઘ્રાણેન્દ્રિયને પ્રાપ્ત થાય છે (સ્પર્શે છે) પણ શ્રોત્ર અને ઘ્રાણઇન્દ્રિય સ્પર્શન તથા રસનેન્દ્રિયવત્ શબ્દ તથા ગન્ધ દેશ પ્રત્યે જઇને તેમને ગ્રહણ કરતી નથી, કારણ કે શબ્દ અને ગન્ધ પુદ્‌ગળમય સક્રિય છે તેથી તેઓ અન્ય સ્થળેથી આવીને શ્રોત્ર તથા ઘ્રાણેન્દ્રિયને પ્રાપ્ત થાય છે. જો કદિ તે અપુદ્‌ગલિક (અમૂર્ત) હોય તો, જેમ જૈનમતમાં સક્રિય એવા આકાશાદિકમાં ગતિ ક્રિયા નથી હોતી તેમ તે શબ્દ અને ગન્ધમાં પણ ગતિક્રિયા ન હોય, એમ વિચારીને 'પુદ્‌ગળમય સક્રિય' એમ કહ્યું છે. જે એ પ્રમાણે પુદ્‌ગળમય સક્રિય હોય તેમાં ગતિ ક્રિયા હોય છેજ. જેમ પુદ્‌ગળ સ્કંધોમાં ગતિ ક્રિયા હોય છે તેમ. કદિ એવી શંકા થાય કે પુદ્‌ગળમય છતાં શબ્દ અને ગન્ધમાં ક્રિયા છે એમ શાથી નિશ્ચય થાય? એના ઉત્તરમાં કહીએ છીએ કે જેમ પવનથી વહન કરાતો ધુમાડો ગતિક્રિયાવાન્ છે, તેમ શબ્દ-ગન્ધ પણ વાયુથી વહન કરાતા હોવાથી ગતિક્રિયાવાન્ છે. તથા ગૃહાદિકમાં પિંડીભૂત થએલા હોવાથી તેવા (ગૃહાદિમાં પિંડીભૂત થએલા) ધુમાડાની પેઠે, તેમજ વિશેષે કરીને દ્વારના અનુવિધાનથી પાણીની પેઠે, અને પર્વતનિતંબાદિકમાં સ્ખલના પામવાથી વાયુની પેઠે એ શબ્દ-અને ગન્ધ ગતિ ક્રિયાવાન્ છે. ૨૦૬-૨૦૭.

હુવે બીજા હેતુથી પણ શબ્દ અને ગન્ધમાં યુક્તિપૂર્વક ગતિક્રિયા સિદ્ધ કરે છે.—

गि हंति पत्तमत्थं उवघाया–णुग्गहोवलद्धीओ ।
वाहिज्ज–पूइ–नामारिसादओ कहमसंबद्धे ? ॥ २०८ ॥

ઉપઘાત અને અનુગ્રહ જણાય છે તેથી તે પ્રાપ્ત અર્થને ગ્રહણ કરે છે. જો અસંબદ્ધ હોય તો બહેરાપણું પૂતિરોગ નાસિકામાં મસા વિગેરે કેવી રીતે થાય ? ૨૦૮.

શબ્દ અને ગન્ધરૂપ અર્થ અન્ય સ્થળેથી આવીને પોતાની સાથે સંબદ્ધ થએલા હોય તેવાને શ્રોત્ર અને ઘ્રાણેન્દ્રિય ગ્રહણ કરે છે. કેમકે એ અર્થથી એ ઈન્દ્રિયોને ઉપઘાત અને અનુગ્રહ જણાય છે. જેમકે ભેરી વિગેરેના મ્હોટા શબ્દથી શ્રોત્રેન્દ્રિયને બહેરાપણુ થાય છે, અને કોમળ શબ્દ સાંભળવાથી અનુગ્રહ થાય છે, તેમજ અશુચિ આદિના ગન્ધથી નાસિકામાં પૂતિરોગ-(નાસિકા ગઢી જવી ) મસા વિગેરે રોગો થાય છે અને કર્પૂરાદિના ગન્ધથી અનુગ્રહ થતો જણાય છે. જો એ ઇન્દ્રિયો અસંબદ્ધ અર્થને ગ્રહણ કરતી હોય તો એ અર્થથી થતો અનુગ્રહ અને ઉપઘાત ઈન્દ્રિયોને કેવી રીતે ઘટે ? જો શબ્દ અને ગન્ધ રૂપ અર્થો, શ્રોત્ર અને ઘ્રાણઈન્દ્રિય સાથે સંબંધ થએલા હોય તોજ પોતાના સંબંધથી થતા કાર્યભૂત અનુગ્રહ અને ઉપઘાત કરવાને સમર્થ થાય. અન્યથા તો સર્વને એ પ્રમાણે અનુગ્રહ અને ઉપઘાત કરે. ૨૦૮.

એ પ્રમાણે સ્પર્શન-રસન-ઘ્રાણ-અને શ્રોત્ર ઈન્દ્રિયનું પ્રાપ્યકારીપણું સિદ્ધ કર્યું. હવે ચક્ષુ અને મનનુ અપ્રાપ્યકારીપણુ સિદ્ધ કરવાને માટે પ્રથમ ચક્ષુનું અપ્રાપ્યકારીપણું સિદ્ધ કરે છે.

लोयणमपत्तविसयं मणो व्व जमणुग्गहाइसुण्णं ति ।
जल–सूरालोयाइसु दीसंति अणुग्गह–विघाया ॥ २०९ ॥
डज्झेज्ज पाविउं रविकराइणा फरिसणं व को दोसो ? ।
मण्णेज्ज ऽणुग्गहं पिव उवघायाभावओ सोम्मे ॥ २१० ॥
गंतुं न रूवदेसं पासइ पत्तं सयं व नियमोऽयं ।
पत्तेण उ मुत्तिमया उवघाया–णुग्गहा होज्जा ॥ २११ ॥
जइ पत्तं गेण्हेज्ज उ, तग्गयमंजण–रओ–मलाईयं ।
पेच्छेज्ज, जं न पासइ अपत्तकारिं तओ चक्खुं ॥ २१२ ॥

લોચન અપ્રાપ્તવિષયવાળું છે, કારણ કે તે મનની પેઠે અનુગ્રહાદિ ... (શંકા) જળ અને સૂર્ય આદિકને જોવામાં અનુગ્રહ અને ઉપઘાત જણાય છે. સૂર્ય કિરણાદિવડે સ્પર્શનેન્દ્રિયની પેઠે પ્રાપ્ત કરીને ચક્ષુ દાહ પામે એમાં શો દોષ છે? અને સૌમ્ય અર્થ પામીને ઉપઘાતના અભાવે અનુગ્રહ જેવુ માને તો એમાં પણ શો દોષ છે? રૂપના સ્થાન પ્રત્યે જઈને અથવા સ્વયં પ્રાપ્ત થએલા રૂપને ચક્ષુ જોતી નથી એવો નિયમ છે; પરન્તુ પ્રાપ્ત થએલા મૂર્તિમાન્ દ્રવ્યથી અનુગ્રહ તથા ઉપઘાત થાય પણ ખરો. જો (ચક્ષુ) પ્રાપ્ત અર્થને ગ્રહણ કરે તો તદ્ગત અંજન-રજ-મેલ વિગેરેને પણ જોઈ શકે પરન્તુ જોઈ શકતી નથી તેથી તે અપ્રાપ્યકારી છે. ૨૧૨.

ગ્રાહ્ય વસ્તુરૂપ વિષય જો ઈન્દ્રિયને સંબદ્ધ ન હોય ને તેનુ જ્ઞાન થાય તે ઇન્દ્રિય અપ્રાપ્તવિષયવાળું કહેવાય. ને લોચન તેવુ અપ્રાપ્ત વિષયવાળું છે. કારણ કે તે મનની

પેઠે ગ્રાહ્ય વસ્તુરૂપ વિષયથી કરાએલા અનુગ્રહ અને ઉપઘાતથી રહિત છે. જો ચક્ષુ ગ્રાહ્ય વસ્તુ સાથે સંબંધ પામીને તેને જાણતી હોય તો ચક્ષુને અગ્નિ આદિને જોવાથી સ્પર્શનેન્દ્રિયની પેઠે દાહ આદિ ઉપઘાત થાય, અને કોમળ રૂ આદિ પદાર્થો જોવાથી અનુગ્રહ થાય, પરન્તુ એમ થતું નથી, માટે ચક્ષુ અપ્રાપ્યકારી છે.

શિષ્યઃ—મન "અપ્રાપ્યકારી છે" એવું સિદ્ધ કર્યા સિવાય અહીં તેનું દૃષ્ટાન્ત કેવી રીતે કહોછો? જે ઉભયપક્ષને સમ્મત હોય તેજ દૃષ્ટાન્ત આપી શકાય.

આચાર્યઃ—ત્હારૂં કથન સત્ય છે, પરન્તુ "મન અપ્રાપ્યકારી છે" એ આગળ સિદ્ધ કરીશું. તેથી અહીં તેનું દૃષ્ટાન્ત આપ્યું છે.

શિષ્યઃ—અસ્તુ, પરન્તુ જળ આદિને જોવાથી ચક્ષુને અનુગ્રહ થતો જણાય છે, અને સૂર્યાદિકને જોવાથી ઉપઘાત થતો જણાય છે. પાણી-ઘી-નીલવસ્ત્ર-વનસ્પતિ-ચન્દ્રમંડળ વિગેરે જોવાથી ચક્ષુને પરમાશ્વાસરૂપ અનુગ્રહ જણાય છે, અને સૂર્ય-શ્વેત ભીંત વિગેરે જોવાથી આંખમાંથી પાણી નીકળવું વિગેરે ઉપઘાત જણાય છે, તોપછી ચક્ષુઇંદ્રિય વિષયના કરેલ અનુગ્રહાદિથી શૂન્ય છે એમ આપ કેમ કહોછો?

આચાર્યઃ-તારૂં કથન વસ્તુસ્વરૂપ સમજ્યા વિનાનું છે, કારણ કે અમારૂં કથન ચક્ષુને કોઈ પણ વસ્તુથી સર્વથા કદાપિ અનુગ્રહ વા ઉપઘાત ન થાય એમ નથી કે જેથી દાહાત્મક સૂર્યના કિરણો આદિ ઉપઘાતક વસ્તુવડે તેને જાણ્યા પછી ઘણી વાર તેનેજ જોતાં દૃઢપણે સૂર્યકિરણ લાગવાથી સ્પર્શનેન્દ્રિયની પેઠે ચક્ષુને બળવારૂપ ઉપઘાત ન થાય. વળી જે સ્વરૂપે સૌમ્ય અથવા શીત રશ્મિવાળા એવા જળ-ઘી-ચન્દ્ર આદિ વસ્તુઓને ઘણો વખત જોવા છતાં ચક્ષુને ઉપઘાત નથી થતો પણ તેના સંબંધથી અનુગ્રહ ન થાય. પણ આથી કરીને વિષય જોવાને અંગે ચક્ષુની અપ્રાપ્યકારીતામાં કંઈ દોષ નથી આવતો.

શિષ્યઃ—આપે કહ્યા મુજબ ઉપઘાતક અને અનુગ્રાહક-એવી વિષયભૂત વસ્તુથી પણ ચક્ષુને અનુગ્રહ તથા ઉપઘાતનો અભાવ નથી થતો, ત્યારે તે કેવી રીતે અપ્રાપ્યકારી ગણાય છે,? એ આપ જણાવો.

આચાર્યઃ—પ્રાપ્યકારીતા માટે એવો નિયમ છે કે-ચક્ષુ જે તે રૂપના પ્રદેશ પ્રત્યે-જઈને (સૂર્ય મંડળાદિથી વ્યાપ્ત પ્રદેશરૂપ સ્થળે જઇને) તે રૂપનો સંબંધ પામીને જોતી જાણતી નથી, તેમજ અન્ય સ્થળેથી આવેલ રૂપ ચક્ષુ પ્રદેશને પ્રાપ્ત થએલ હોય તેને પણ ચક્ષુ જોતી વા જાણતી નથી; પરન્તુ યોગ્ય દેશમાં રહેલ અપ્રાપ્ત વિષયનેજ તે જાણે છે.

શિષ્યઃ—આપ કહોછો એટલા ઉપરથીજ સાધ્યની સિદ્ધિ થઈ શકતી નથી, એમાં કોઈ અવ્યભિચારી હેતુ કહો તો બરાબર સમજાય. કદાચ પૂર્વે કહેલ "અનુગ્રહ-ઉપઘાત શૂન્યતારૂપ હેતુ પુનઃ અહીં કહેશો તો પરસ્પર વિસંવાદ થશે. કારણ કે—"અનુગ્રહાદિ શૂન્ય છે" એ કથનથી ચક્ષુને વિષયકૃત અનુગ્રહ-ઉપઘાતનો નિષેધ કરોછો, અને સૂર્ય કિરણાદિવડે સ્પર્શનેન્દ્રિયની પેઠે પ્રાપ્ત કરીને દાહ પણ કરે. આ વચનથી પુનઃચક્ષુને અનુગ્રહ ઉપઘાત પણ માનોછો.

આચાર્યઃ—અનુગ્રહ-ઉપઘાત રહિતપણારૂપ જે હેતુ અમે કહેલ છે તે પ્રથમ વિષય પરિચ્છેદ કાળમાંજ કહેલ છે, વિષયને જાણ્યા પછી તો ઘણી વખત તેજ વિષયને જોતાં ચક્ષુને સૂર્ય કિરણાદિવડે ને ચંદ્રકિરણાદિવડે સ્વાભાવિક મૂર્તિમાન્ ઉપઘાતક વા અનુગ્રાહક વિષયથી ઉપઘાત વા અનુગ્રહ થાય પણ ખરો. એજ અભિપ્રાયથી પુનઃ પણ તેને અનુ-

મહ-ઉપઘાત થએલ માનીએ છીએ. કદાચ "ચક્ષુ વિષયને પામ્યા સિવાય વિષયને જાણતી નથી." એવો નિયમ જો કહેવામાં આવે તો અગ્નિ ઝેર-સમુદ્ર-કંટક કરવાર-તરવાર--સુરમો--વિગેરેને જોવામાં ચક્ષુને દાહ--સ્ફોટ--ભીંજાવું--ચીરાવું--નિરોગતાદિરૂપ ઉપઘાત-અનુગ્રહ થવો જોઇએ. પરન્તુ સૂર્યકિરણાદિવડે તેમ અગ્નિ આદિવડે વિષય પ્રાપ્ત થયા છતાં ચક્ષુને દાહાદિ થતાં નથી. તેથી એવું સિદ્ધ થાય છેકે વિષયને પ્રાપ્ત કર્યા સિવાય ચક્ષુ વિષયને જાણે છે. કારણ કે મનની પેઠે તે ચક્ષુ પણ અંજન તથા અગ્નિઆદિ વિષયોથી થતા અનુગ્રહ-ઉપઘાતથી શૂન્ય છે. પરન્તુ વિષયને જાણ્યા પછી પાછળથી કોઈ પણ પ્રાપ્ત થએલા ઉપઘાતક વા અનુગ્રાહક મૂર્તિમાન્ દ્રવ્યથી ચક્ષુને ઉપઘાત વા અનુગ્રહ થાય તો તેનો અમે નિષેધ કરતા નથી. જેમ ઝેર અને સાકર ખાવાથી મનને મૂર્ચ્છા--અને સ્વાસ્થ્ય થાય છે. તેમ અહીં પણ સમજવું.

શિષ્ય:—સૂર્ય બિંબના કિરણોની પેઠે ચક્ષુના કિરણો નીકળી વિષયને પ્રાપ્ત કરીને વસ્તુ પ્રકાશે છે તેથી ચક્ષુ અપ્રાપ્યકારિ નથી પણ પ્રાપ્યકારી છે. ચક્ષુના કિરણો સૂક્ષ્મ તેમજ તૈજસ હોવાથી તેમને અગ્નિઆદિથી દાહ થતો નથી. સૂર્યનાં કિરણમાં તેવી જ રીતે જણાય છે. એમ માનવામાં આવે તો શી હરકત છે?

આચાર્ય:—એ કથન પ્રત્યક્ષાદિ પ્રમાણવડે સિદ્ધ થ[illegible] હોવાથી માની શકાય એમ નથી. કદાચ એમ કહી શકીશ કે જો ચક્ષુના કિરણો [illegible]ય. અન્યથા [illegible] પ્રાપ્ત કરીને વસ્તુને પ્રકાશે નહિ તો વસ્તુનું જ્ઞાનજ ન થાય. આ કથન [illegible] અપ્રાપ્યકારી [illegible]ણ કે કિરણો સિવાય પણ વસ્તુનું જ્ઞાન થાય છે. મનને કિરણો નથી [illegible] [illegible]તુને તે જાણે છે. વળી સૂર્યકિરણોના ઉદાહરણથી અચેતન ચક્ષુકિરણો[illegible] ચક્ષુનું [illegible]વું ઘટતું નથી. જો અચેતન રશ્મિઓને જ્ઞાન થતું હોય તો નખ દાંત [illegible] શરીરગત રશ્મિઓને પણ સ્પર્શાદિ વિષયનું જ્ઞાન થવું જોઇએ. પરન્તુ એમ [illegible] નથી. માટે તેમ માનવું અયોગ્ય છે.

ચક્ષુ પ્રાપ્તવિષયને ગ્રહણ કરે છે, એમ જો કહેવામાં આવે, તો ચક્ષુ સાથે સંબદ્ધ એવા અંજન-રજ-મેલ વિગેરેને તે જોઈ શકવી જોઇએ. પણ તેમ જોઈ શકતી નથી તેથી પણ તે અપ્રાપ્યકારી છે.

શિષ્ય:—જો એ પ્રમાણે ચક્ષુ અપ્રાપ્યકારીજ છે તો પછી અપ્રાપ્તપણું સર્વત્ર સમાન હોવાથી આખા જગતના અર્થને સામાન્યપણે કેમ ન ગ્રહણ કરે? અને અમુક અર્થને જ ગ્રહણ કરે અને અમુકને ન ગ્રહણ કરે એમ શા માટે?

આચાર્ય:—જ્ઞાનાવરણ-દર્શનાવરણ કર્મ પ્રતિબંધક હોવાથી અપ્રાપ્યકારીપણું સમાન છતાં પણ નિયત અર્થને જ ગ્રહણ કરે છે. વળી મન અપ્રાપ્યકારી છતાં પણ ઇન્દ્રિયાદિવડે અપ્રકાશિત-સર્વથા નહિ જોએલ કે નહિ સાંભળેલ અર્થમાં પ્રવર્તતું નથી. માટે એવો નિયમ નથી કે જે સાધન અપ્રાપ્યકારી હોય તે સર્વ અર્થને ગ્રહણ કરી જ શકે. ૨૦૯-થી-૨૧૨.

એ પ્રમાણે ચક્ષુની અપ્રાપ્યકારિતા સિદ્ધ કરીને હવે દૃષ્ટાંત આપેલા મનની અપ્રાપ્યકારીતાની જે અસિદ્ધતા માને છે તેને મનની અપ્રાપ્યકારિતા સિદ્ધ કરવા માટે પૂર્વપક્ષને ઉત્થાપન કરતા કહે છે.

गंतुं नेयण मणो मंवज्झइ जगओ व सिविणे वा ।
मिद्धमिदं लोयम्मि वि अमुगत्थगओ मणो मे त्ति ॥ २१३ ॥

नाणुग्गहो–वघायाभावाओ लोयणं व, सो इहरा ।
नोय–जलणाइचिन्तणकाले जुञ्जेज्ज दोहिं पि ॥ २१४ ॥
दव्वं भावमणो वा वएज्ज जीवो य होइ भावमणो ।
देहव्वावित्तणओ न देहबाहिं तओ जुत्तो ॥ २१५ ॥
सव्वगउ त्ति व बुद्धी, कत्ताभावाइदोसओ तण्ण ।
सव्वा–सव्वग्गहणप्पसंगदोसाइओ वा वि ॥ २१६ ॥
दव्वमणो विण्णाया न होइ गंतुं व किं तओ कुणउ ? ।
अह करणभावओ तस्स, तेण जीवो वियाणेज्जा ॥ २१७ ॥
करणत्तणओ तणुसंठिएण जाणिज्ज फरिसणेणं व ।
एत्तो च्चिय हेऊओ न नीइ बाहिं फरिसणं व ॥ २१८ ॥
नज्जइ उवघाओ से दोवल्लो–रक्खयाइलिंगेहिं ।
जमणुग्गहो अ हरिसाइएहिं तो सो उभयधम्मो ॥ २१९ ॥
जइ दव्वमणोऽतिबली पीलेज्जा हिदिनिरुद्धवाउ व्व ।
तयणुग्गहेण हरिसादउ व्व नेयस्स किं तत्थ ? ॥ २२० ॥
इट्ठा–णिट्ठाहारब्भवहारे होन्ति पुट्ठि–हाणीओ ।
जह तह मणसो ताओ पोग्गलगुणउ त्ति को दोसो ? ॥ २२१ ॥

જણાય છે જાગ્રત અવસ્થા અને સ્વપ્નાવસ્થામાં પણ કે મન જઇને જ્ઞેયવસ્તુ સાથે સંબંધ પામેછે. લોકમાં પણ આ વાત પ્રસિદ્ધ છે કે મારૂં મન અમુક સ્થળે ગયું. અનુગ્રહ અને ઉપઘાતના અભાવે લોચનની પેઠે મન જ્ઞેય સાથે સંબંધ પામતું નથી, સંબંધ પામતુ હોય તો પાણી–અગ્નિ આદિના ચિન્તવન કાળે મનને અનુગ્રહને ઉપઘાત થાય. દ્રવ્યમન કે ભાવમન વિષયદેશ પ્રત્યે જાય છે? ભાવમન તો જીવરૂપ છે અને તે શરીર વ્યાપિ હોવાથી શરીરની બહાર જવું ઘટે નહિ. ( આત્મા ) સર્વગત છે, એમ કહેવામાં આવે. તો કર્તૃપણાના અભાવાદિ દોષથી અથવા સર્વઅ સર્વગ્રહણના પ્રસંગથી તેમ નહિ થાય. દ્રવ્યમન વિજ્ઞાતા નથી તેથી તે વિષય દેશ પ્રત્યે જઇને શું કરે ? તે મનના કરણભાવથી જીવ તે મનવડે જાણે છે. શરીરગત સ્પર્શનેન્દ્રિયની પેઠે કરણપણાથી જીવ તે વડે જ જાણે છે, એ હેતુથી તો સ્પર્શનેન્દ્રિયની પેઠે તે બહાર નીકળતું નથી. દૌર્બલ્ય–ઉરઃક્ષતાદિ ચિન્હવડે તેને ઉપઘાત જણાય છે, અને હર્ષાદિવડે અનુગ્રહ જણાય છે, તેથી મન અનુગ્રહ ને ઉપઘાત રૂપ ઉભયધર્મવાળું છે. જો દ્રવ્યમન અતિશય બળવાન છે, તો તે રૂંધાયેલ મન હૃદયમાં રૂંધેલા વાયુની પેઠે પીડા કરે, અને તેના અનુગ્રહવડે હર્ષાદિ થાય. તેમાં જ્ઞેય વસ્તુને શું ? જેમ ઇષ્ટાનિષ્ટ આહાર ભક્ષણ કરવાથી શરીરને પુષ્ટિ–હાની થાયછે. તેમ મનથી પણ તે પુષ્ટિ–હાની પુદ્ગળના ગુણથી થાય તો શો દોષ છે ?

જાગ્રત અવસ્થામાં અથવા સ્વપ્નાવસ્થામાં મન શરીરમાંથી નીકળીને મેરૂ શિખરાદિ ઉપર રહેલા જિનબિંબાદિ જ્ઞેય વસ્તુ સાથે સંબંધ પામે છે. આ બાબત સર્વ કોઇને અનુભવ સિદ્ધ છે, લોકમાં પણ એમ કહેવાય છે, કે મારૂં મન અમુક સ્થળે ગયું. આથી એવો નિશ્ચય થાય છે, કે મન પ્રાપ્યકારી છે પણ અપ્રાપ્યકારી નથી.

એ પ્રમાણે જો કોઈ કહે તો તે અયોગ્ય છે, કારણ કે જ્ઞેયવસ્તુ સાથે મન સંબંધ પામતું નથી. ચક્ષુની પેઠે મનને પણ જ્ઞેયવસ્તુથી કરાએલ અનુગ્રહ અને ઉપઘાતનો અભાવછે. મનનો જ્ઞેય વસ્તુની સાથે સંબંધ થાય છે એમ જો માનવામાં આવે તો પાણી-અગ્નિઆદિ વિષયનું ચિન્તવન કરતી વખતે મનને અનુગ્રહ અને ઉપઘાત થાય. અર્થાત્ પાણી-ચંદન આદિનું ચિન્તવન કરતાં શીતાદિના અનુભવથી સ્પર્શનેન્દ્રિયની પેઠે અનુગ્રહ થાય; અને અગ્નિ ઝેર-શસ્ત્ર આદિનું ચિન્તવન કરતી વખતે ઉષ્ણતાદિના અનુભવથી ઉપઘાત થાય. પરન્તુ એ પ્રમાણે કંઇ થતું નથી, માટે ચક્ષુનીપેઠે મન પણ અપ્રાપ્યકારીજછે.

"મન વિષય દેશ પ્રત્યે જાય છે" એમ કહેનારાને અમે પૂછીએ છીએ કે-દ્રવ્યમન અને ભાવમન એમ બે પ્રકારે મન છે તો એ બેમાંથી કયું મન વિષયદેશ પ્રત્યે જાય છે? ભાવમન જાય છે એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કારણ કે ભાવમન તો ચિન્તાજ્ઞાનના પરિણામરૂપ છે અનેચિન્તાજ્ઞાન જીવથી અભિન્ન હોવાને લીધે જીવજ ભાવ મન થાયછે, વળી એ ભાવમન રૂપ જીવ દેહમાત્ર વ્યાપિ હોવાથી શરીર બહાર નીકળે નહી. જે જે દેહમાત્રમાં વૃત્તિ વાળા છે તે તે દેહની બહાર નીકળતા નથી; જેમ શરીરગત રૂપાદિ પોતે શરીરની બહાર નીકળતા નથી તેમ જીવ પણ શરીર માત્ર વ્યાપિ હોવાથી શરીર બહાર નીકળતો નથી.

જીવ શરીર વ્યાપી નથી પણ અમૂર્ત હોવાથી આકાશની પેઠે સર્વ વ્યાપી છે એમ કહેવામાં આવે તો અનેક દોષો પ્રાપ્ત થશે. જો આત્મા સર્વ વ્યાપી હોય, તો આત્માના કર્તા-ભોક્તાદિ ધર્મો જે ગોપાલ અંગનાઓને પણ પ્રતીત છે, તે ઘટશે નહિ. જેમ સર્વગત હોવાથી કોઇ પણ ક્રિયાનું તે કર્તા નથી, તેમ આત્મા પણ સર્વગત થવાથી [illegible] પણ ક્રિયાનો કર્તા નહિ થાય. આદિ શબ્દથી આત્મા ભોક્તા નથી, સંસારી નથી, [illegible] નથી, દુઃખી નથી ઇત્યાદિ ધર્મોનો અભાવ [illegible] એજ દૃષ્ટાન્તથી [illegible]

શિષ્યઃ—આત્મા નિષ્ક્રિય હોવાથી તેમાં કર્તા આદિ ધર્મોનો અભાવ [illegible] સાંખ્ય મતાનુસાર કંઈ હાની કરતા નથી. તેઓ કહે છે કે-"અકર્તા નિર્ગુણો [illegible]" એટલે આત્મા કર્તા નથી પણ નિર્ગુણ અને ભોક્તા છે.

આચાર્ય—એ માન્યતા યુક્તિ સંગત નથી. કારણ કે આત્માને નિષ્ક્રિય [illegible] આવે તો તેમાં પ્રત્યક્ષાદિ પ્રમાણથી જણાતી ભોક્તૃત્વાદિ ક્રિયાનો પણ વિરોધ થાય. ભોગા[illegible] કરવાની ક્રિયા પ્રકૃતિનેજ થાય છે. પુરૂષને ( આત્માને ) નથી થતી. [illegible] પ્રતિબિંબના ન્યાયે કરીને માત્ર પ્રકૃતિને વીષે ભોગ ક્રિયાનું ઇષ્ટપણું છે. એમ કહેવામાં આવે તો તે પણ અસંગત છે, કેમકે "प्रकृतेरचेतनत्वात् चैतन्यं पुरुषस्य स्वरूपम्" પ્રકૃતિ અચેતન છે અને પુરૂષનું ચૈતન્ય તે સ્વરૂપ છે." એ વચનથી અચેતન પ્રકૃતિને ભોગાદિ ક્રિયા ઘટે નહિ,છતાં જો અચેતન ( જડ )ને ભોગાદિ ક્રિયા માનવામાં આવે તો અચેતન એવા ઘટ-પટાદિને પણ તે ક્રિયાનો પ્રસંગ થાય.

માત્ર કર્તાપણાદિના અભાવેજ આત્માનું સર્વગતપણું અયોગ્ય છે એટલુંજ નહિ પરન્તુ સર્વાસર્વ ગ્રહણના પ્રસંગથી પણ આત્માનું સર્વગતપણું અયોગ્ય છે. કારણ કે [illegible] લોકોએ આત્માનું સમગ્ર ત્રિભુવનગતપણામાં પ્રાપ્યકારીપણું માનેલું હોવાથી તે [illegible] અભિન્ન જે ભાવ મન તેને પણ સર્વગતપણા થકી સર્વ અર્થની પ્રાપ્તિ થાય અને તેથી સર્વ અર્થને ગ્રહણ કરી શકવાનો પ્રસંગ આવે. જ્યારે એમ થાય ત્યારે તો સર્વ જીવને સર્વજ્ઞપણાની પ્રાપ્તિ થાય. આ દોષના ભયથી એમ કહેવામાં આવે કે પ્રાપ્ત થએ સર્વ અર્થને ભાવ મન ગ્રહણ કરતું નથી તો એમ કહેવાથી તો સર્વ અર્થને

ણનો પ્રસંગ થાય. એટલે કે જેમ ભાવ મન ઇષ્ટ અર્થોને અગ્રાહ્યપણું હોવાથી ગ્રહણ ન કરે તેમ તે ઇષ્ટ અર્થોને ગ્રાહ્યપણે પણ ન ગ્રહણ કરે, કારણ કે પ્રાપ્તપણું બન્નેમાં સમાન છે.

પ્રાપ્તપણું સમાન છતાં એ ભાવ મન કેટલાક અર્થને ગ્રહણ કરે છે અને કેટલાકને નથી ગ્રહણ કરતું એમ કહેવું તેના કરતાં એ સર્વ ઈશ્વર ચેષ્ટિત છે એમ સ્પષ્ટ કહેવામાં આવે તો શું ખોટું છે ? પરન્તુ એ સર્વ કથન યુક્તિની કસોટી ઉપર ટકી શકતું નથી. આ સિવાય આત્માના સર્વગતપણામાં બીજા પણ ઘણાં દૂષણો છે. જેમકે જેવી રીતે અંગુષ્ઠાદિ અવયવમાં દાહાદિ વેદના થતી હોય છે ત્યારે મસ્તકાદિમાં પણ તે વેદના અનુભવાય છે તેવીજ રીતે સર્વ સ્થળે સર્વ કોઈ જીવને તે વેદનાનો અનુભવ થવો જોઈએ, પરન્તુ તેમ થતું નથી. કેમકે તેવો અનુભવ થતો નથી. એ પ્રમાણે વેદના નહિ અનુભવાતાં છતાં તે આત્માનો સર્વ સ્થાને સદ્ભાવ માનવામાં આવે તો અતિપ્રસંગ થાય. વળી આત્માને સર્વગત માનતાં ભિન્ન ભિન્ન દેશમાં રહેલ પુષ્પમાળા ચંદન-સ્ત્રી આદિનો સ્પર્શ થતાં નિરન્તર સુખ પ્રાપ્ત થાય. અને અગ્નિ-શસ્ત્ર-જલ આદિનો સ્પર્શ થતાં નિરન્તર બળવું-ચીરાવું-ભીંજાવું વિગેરેનો પ્રસંગ થાય.

જ્યાં શરીર હોય ત્યાંજ એ પ્રમાણે સર્વ અનુભવાય છે અન્યત્ર નહિ. એમ કહેવામાં આવે, તો અમે પૂછીએ છીએ કે શાથી એમ કહોછો ? જો આજ્ઞામાત્રથીજ એમ કહેવામાં આવતું હોય, તો તે અયોગ્ય છે, કારણ કે તે ઇચ્છાનો વિષય છે, સહકારી ભાવે આત્માને શરીરની અપેક્ષા છે, એમ કહેવામાં આવે તો તે ખોટું છે. કારણ કે નિત્ય પદાર્થને સહકારીની અપેક્ષા ઘટે નહિ. વિવાદની ખાતર કદાચ માની લઇએ કે નિત્ય પદાર્થને સહકારિની અપેક્ષા છે પરંતુ તે અપેક્ષ્યમાણ સહકારી એ નિત્ય પદાર્થને કંઈ વિશેષ-ઉપકાર કરે છે કે નહિ ? જો કંઈ વિશેષ-ઉપકાર કરે છે તો તે ઉપકાર અર્થાન્તર ભૂત-ભિન્ન એવો કરે છે કે અનર્થાન્તરભૂત કરે છે ? અર્થાન્તરભૂત કરાતો હોય તો તે વિશેષ-ઉપકાર કંઈ નિત્ય પદાર્થને કર્યો ન ગણાય. હવે એ અપેક્ષ્યમાણ સહકારી નિત્ય પદાર્થથી અનર્થાન્તરભૂત એવો વિશેષ-ઉપકાર કરે છે એમ બીજા પક્ષથી કહેવામાં આવે તો એ ઉપકારથી અવ્યતિરિક્ત આત્મા પણ કૃતક થાય. અને જે કૃતક એટલે કરાએલ હોય તે અનિત્ય હોય છે. આથી કરીને આત્માને અનિત્યપણાનો પ્રસંગ થશે. અપેક્ષ્યમાણ સહકારી નિત્ય પદાર્થને કંઈ વિશેષ ઉપકાર નથી કરતો એમ માનીશું તો ઉપરોક્ત દોષ નહિ આવે. એમ કહેવામાં આવે તો નિત્ય પદાર્થને અંગે સહકારીનું સહકારીપણું નહિ ઘટે. કેમકે તે કંઈ વિશેષ-ઉપકાર કરતું નથી. તે વિશેષ-ઉપકાર નહિ કરવા છતાં પણ તેનું સહકારીપણું માનવામાં આવે, તો સમસ્ત ત્રણે ભુવનને સહકારીપણાની પ્રાપ્તિ થાય. કેમકે તે પણ કંઈ વિશેષ-ઉપકાર નથી કરતું. માટે "જ્યાં શરીર હોય ત્યાંજ એ પ્રમાણે દાહાદિનો અનુભવ સર્વગત આત્માને થાય છે." એમ કહીને સર્વગત આત્માને તે તે પ્રકારના અનુભવમાં શરીરની અપેક્ષા કહી તે વ્યર્થ છે. અહીં આ સંબંધમાં ઘણું કહેવા જેવું છે, પરન્તુ ગ્રન્થ બહુ ગહન થઈ જાય તેથી નથી કહેતા. આ સર્વ વિવેચનથી એ ચરિતાર્થ થયું કે આત્મા શરીર માત્ર વ્યાપી છે, પણ સર્વ વ્યાપી નથી. અને એથી કરીને આત્માથી અભિન્ન એવું ભાવ મન પણ માત્ર શરીર વ્યાપિ છે, તેથી તે શરીર બહાર જઈ શકે નહિ.

હવે દ્રવ્ય મન વિષયદેશ પ્રત્યે જાય છે એમ કહેવામાં આવે તો તે પણ અયોગ્ય છે, કારણ કે કાયયોગની સહાયથી જીવે ગ્રહણ કરેલ ચિન્તાને પ્રવર્તાવનાર મનોવર્ગણા-

એ પ્રમાણે જો કોઈ કહે તો તે અયોગ્ય છે, કારણ કે જ્ઞેયવસ્તુ સાથે મન સંબ પામતું નથી. ચક્ષુની પેઠે મનને પણ જ્ઞેયવસ્તુથી કરાએલ અનુગ્રહ અને ઉપઘાતનો અ ભાવછે. મનનો જ્ઞેય વસ્તુની સાથે સંબંધ થાય છે એમ જો માનવામાં આવે તો પાણી અગ્નિઆદિ વિષયનું ચિન્તવન કરતી વખતે મનને અનુગ્રહ અને ઉપઘાત થાય. અર્થા પાણી-ચંદન આદિનું ચિન્તવન કરતાં શીતાદિના અનુભવથી સ્પર્શનેન્દ્રિયની પેઠે અનુગ્ર થાય; અને અગ્નિ ઝેર-શસ્ત્ર આદિનું ચિન્તવન કરતી વખતે ઉષ્ણતાદિના અનુભવથી ઉપ ઘાત થાય. પરન્તુ એ પ્રમાણે કંઇ થતું નથી, માટે ચક્ષુનીપેઠે મન પણ અપ્રાપ્યકારીજ

"મન વિષય દેશ પ્રત્યે જાય છે" એમ કહેનારાને અમે પૂછીએ છીએ કે-દ્રવ્યમન અ ભાવમન એમ બે પ્રકારે મન છે તો એ બેમાંથી કયું મન વિષયદેશ પ્રત્યે જાય છે ? ભાવમન જા છે એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કારણ કે ભાવમન તો ચિન્તાજ્ઞાનના પરિણામરૂપ છે અનેચિન્તાજ્ઞાન જીવથી અભિન્ન હોવાને લીધે જીવજ ભાવ મન થાયછે, વળી એ ભાવમ રૂપ જીવ દેહમાત્ર વ્યાપિ હોવાથી શરીર બહાર નીકળે નહી. જે જે દેહમાત્રમાં વૃત્તિ વાળા છે તે તે દેહની બહાર નીકળતા નથી; જેમ શરીરગત રૂપાદિ પોતે શરીરની બહા નીકળતા નથી તેમ જીવ પણ શરીર માત્ર વ્યાપિ હોવાથી શરીર બહાર નીકળતો નથ

જીવ શરીર વ્યાપી નથી પણ અમૂર્ત હોવાથી આકાશની પેઠે સર્વ વ્યાપી છે એ કહેવામાં આવે તો અનેક દોષો પ્રાપ્ત થશે. જો આત્મા સર્વ વ્યાપી હોય, તો આત્મા કર્તા-ભોક્તાદિ ધર્મો જે ગોપાલ અંગનાઓને પણ પ્રતીત છે. તે ઘટશે નહિ. જેમ આકાશ સર્વગત હોવાથી કોઇ પણ ક્રિયાનું તે કર્તા નથી, તેમ આત્મા પણ સર્વગત થવાથી કો પણ ક્રિયાનો કર્તા નહિ થાય. આદિ શબ્દથી આત્મા ભોક્તા નથી, સંસારી નથી, નથી, દુઃખી નથી ઇત્યાદિ ધર્મોનો અભાવપણ એજ હેતુ અને એજ દૃષ્ટાન્તથી

શિષ્યઃ—આત્મા નિષ્ક્રિય હોવાથી તેમાં કર્તા આદિ ધર્મોનો અભાવ મ. સાંખ્ય મતાનુસાર કંઈ હાની કરતા નથી. તેઓ કહે છે કે-"अकर्ता निर्गुणो भो એટલે આત્મા કર્તા નથી પણ નિર્ગુણ અને ભોક્તા છે.

આચાર્ય—એ માન્યતા યુક્તિ સંગત નથી. કારણ કે આત્માને નિષ્ક્રિય આવે તો તેમાં પ્રત્યક્ષાદિ પ્રમાણથી જણાતી ભોક્તૃત્વાદિ ક્રિયાનો પણ વિરોધ થાય. ભોગ કરવાની ક્રિયા પ્રકૃતિનેજ થાય છે. પુરૂષને ( આત્માને ) નથી થતી. અ રિસામાં પ્રતિ બિંબના ન્યાયે કરીને માત્ર પ્રકૃતિને વીષે ભોગ ક્રિયાનું ઇષ્ટપણું છે. એમ કહે માં આવે તે પણ અસંગત છે. કેમકે "प्रकृतेरचेतनत्वात् चैतन्यं पुरुषस्य स्वरूपम्" પ્રકૃતિ અચેતન છે અને પુરૂષનું ચેતન્ય તે સ્વરૂપ છે." એ વચનથી અચેતન પ્રકૃતિને ભોગાદિ ક્રિયા ઘટે નહિ,છતાં જો અચેતન ( જડ )ને ભોગાદિ ક્રિયા માનવામાં આવે તો અચેતન એવા ઘટ-પટાદિને પણ તે ક્રિયાનો પ્રસંગ થાય.

માત્ર કર્તાપણાદિના અભાવેજ આત્માનું સર્વગતપણું અયોગ્ય છે એટલુંજ પરન્તુ સર્વાસર્વ ગ્રહણના પ્રસંગથી પણ આત્માનું સર્વગતપણું અયોગ્ય છે. કારણ કે બૌ ઓએ આત્માનું સમગ્ર ત્રિભુવનગતપણામાં પ્રાપ્યકારીપણું માનેલું હોવાથી તે આત્મા અભિન્ન જે ભાવ મન તેને પણ સર્વગતપણા થકી સર્વ અર્થની પ્રાપ્તિ થાય અને તેથી સર્વ અર્થને ગ્રહણ કરી શકવાનો પ્રસંગ આવે. જ્યારે એમ થાય ત્યારે તો સર્વ સર્વજ્ઞપણાની પ્રાપ્તિ થાય. આ દોષના ભયથી એમ કહેવામાં આવે કે પ્રાપ્ત થએ સર્વ અર્થને ભાવ મન ગ્રહણ કરતું નથી તો એમ કહેવાથી તો સર્વ અર્થને અ

ણનો પ્રસંગ થાય. એટલે કે જેમ ભાવ મન ઇષ્ટ અર્થોને અગ્રાહ્યપણું હોવાથી ગ્રહણ ન કરે તેમ તે ઇષ્ટ અર્થોને ગ્રાહ્યપણે પણ ન ગ્રહણ કરે, કારણ કે પ્રાપ્તપણું બન્નેમાં સમાન છે.

પ્રાપ્તપણું સમાન છતાં એ ભાવ મન કેટલાક અર્થને ગ્રહણ કરે છે. અને કેટલાકને નથી ગ્રહણ કરતું એમ કહેવું તેના કરતાં એ સર્વ ઈશ્વર ચેષ્ટિત છે એમ સ્પષ્ટ કહેવામાં આવે તો શું ખોટું છે? પરન્તુ એ સર્વ કથન યુક્તિની કસોટી ઉપર ટકી શકતું નથી. આ સિવાય આત્માના સર્વગતપણામાં બીજાં પણ ઘણાં દૂષણો છે. જેમકે જેવી રીતે અંગુષ્ઠાદિ અવયવમાં દાહાદિ વેદના થતી હોય છે ત્યારે મસ્તકાદિમાં પણ તે વેદના અનુભવાય છે તેવીજ રીતે સર્વ સ્થળે સર્વ કોઈ જીવને તે વેદનાનો અનુભવ થવો જોઈએ, પરન્તુ તેમ થતું નથી. કેમકે તેવો અનુભવ થતો નથી. એ પ્રમાણે વેદના નહિ અનુભવાતાં છતાં તે આત્માનો સર્વ સ્થાને સદ્ભાવ માનવામાં આવે તો અતિપ્રસંગ થાય. વળી આત્માને સર્વગત માનતાં ભિન્ન ભિન્ન દેશમાં રહેલ પુષ્પમાળા ચંદન-સ્ત્રી આદિનો સ્પર્શ થતાં નિરન્તર સુખ પ્રાપ્ત થાય. અને અગ્નિ-શસ્ત્ર-જલ આદિનો સ્પર્શ થતાં નિરન્તર બળવું-ચીરાવું-ભીંજાવું વિગેરેનો પ્રસંગ થાય.

જ્યાં શરીર હોય ત્યાંજ એ પ્રમાણે સર્વ અનુભવાય છે અન્યત્ર નહિ. એમ કહેવામાં આવે, તો અમે પૂછીએ છીએ કે શાથી એમ કહોછો? જો આજ્ઞામાત્રથીજ એમ કહેવામાં આવતું હોય, તો તે અયોગ્ય છે, કારણ કે તે ઇહાનો વિષય છે, સહકારી ભાવે આત્માને શરીરની અપેક્ષા છે, એમ કહેવામાં આવે તો તે ખોટું છે. કારણ કે નિત્ય પદાર્થને સહકારીની અપેક્ષા ઘટે નહિ. વિવાદની ખાતર કદાચ માની લઇએ કે નિત્ય પદાર્થને સહકારિની અપેક્ષા છે પરંતુ તે અપેક્ષ્યમાણ સહકારી એ નિત્ય પદાર્થને કંઈ વિશેષ-ઉપકાર કરે છે કે નહિ? જો કંઈ વિશેષ-ઉપકાર કરે છે તો તે ઉપકાર અર્થાન્તર ભૂત-ભિન્ન એવો કરે છે કે અનર્થાન્તરભૂત કરે છે? અર્થાન્તરભૂત કરાતો હોય તો તે વિશેષ-ઉપકાર કંઈ નિત્ય પદાર્થને કર્યો ન ગણાય. હવે એ અપેક્ષ્યમાણ સહકારી નિત્ય પદાર્થથી અનર્થાન્તરભૂત એવો વિશેષ-ઉપકાર કરે છે એમ બીજા પક્ષથી કહેવામાં આવે તો એ ઉપકારથી અવ્યતિરિક્ત આત્મા પણ કૃતક થાય. અને જે કૃતક એટલે કરાએલ હોય તે અનિત્ય હોય છે. આથી કરીને આત્માને અનિત્યપણાનો પ્રસંગ થશે. અપેક્ષ્યમાણ સહકારી નિત્ય પદાર્થને કંઈ વિશેષ ઉપકાર નથી કરતો એમ માનીશું તો ઉપરોક્ત દોષ નહિ આવે. એમ કહેવામાં આવે તો નિત્ય પદાર્થને અંગે સહકારીનું સહકારીપણું નહિ ઘટે. કેમકે તે કંઈ વિશેષ-ઉપકાર કરતું નથી. તે વિશેષ-ઉપકાર નહિ કરવા છતાં પણ તેનું સહકારીપણું માનવામાં આવે, તો સમસ્ત [illegible] ભુવનને સહકારીપણાની પ્રાપ્તિ થાય. કેમકે તે પણ કંઈ વિશેષ-ઉપકાર નથી કરતું. [illegible] "જ્યાં [illegible] શરીર હોય ત્યાંજ એ પ્રમાણે દાહાદિનો અનુભવ સર્વગત આત્માને થાય છે." એમ કહીને સર્વગત આત્માને તે તે પ્રકારના અનુભવમાં શરીરની અપેક્ષા કહી તે વ્યર્થ છે. અહીં આ સંબંધમાં ઘણું કહેવા જેવું છે, પરન્તુ ગ્રન્થ બાહુ ગહન થઈ જાય તેથી નથી કહેતા. આ સર્વ વિવેચનથી એ ચરિતાર્થ થયું કે આત્મા શરીર માત્ર વ્યાપી છે, પણ સર્વ વ્યાપી નથી. અને એથી કરીને આત્માથી અભિન્ન એવું ભાવ મન પણ માત્ર શરીર વ્યાપિ છે, તેથી તે શરીર બહાર જઈ શકે નહિ.

હવે દ્રવ્ય મન વિષયદેશ પ્રત્યે જાય છે એમ કહેવામાં આવે તો તે પણ અયોગ્ય [illegible] કારણ કે કાયયોગની સહાયથી જીવે ગ્રહણ કરેલ ચિન્તાને પ્રવર્તાવનાર મનોવર્ગણા-

ન્તર્ગત જે દ્રવ્યો છે તે તેના સમૂહાત્મક જે દ્રવ્યમન છે; તે પત્થરના ટુકડાની પેઠે અચેતન હોવાથી સ્વયં વિજ્ઞાતા નથી, એટલે મેરૂ આદિ વિષયદેશ પ્રત્યે તે જાય તો પણ તેને અર્થબોધ ન થાય.

દ્રવ્યમન સ્વયં જોકે કંઈ જાણતું નથી પણ તે કરણભૂત છે. તેથી દીપકાદિવડે જેમ વસ્તુ પ્રગટ કરાય છે, તેમ કરણભૂત દ્રવ્યમનવડે જીવ મેરૂઆદિ વસ્તુને જાણે છે. આથી એવો નિયમ સિદ્ધ થાય છે કે-દીપક-મણિ ચન્દ્ર-સૂર્ય વિગેરેની પ્રભાથી જેમ પદાર્થો જણાય છે તેમ બહાર નીકળેલા દ્રવ્યમનવડે વિષયદેશને પ્રાપ્ત કરીને જીવ પોતે વસ્તુને જાણે છે. આ પ્રમાણે કહેવામાં આવે તો તે ખોટું નથી, કેમકે પદાર્થને જાણવામાં દ્રવ્યમન એ કરણભૂત છે. એ કથન સત્ય છે. પરન્તુ કરણ બે પ્રકારનું હોય છે, એક શરીરગત અન્તઃકરણ અને બીજું બહારનું બાહ્યકરણ. તેમાં આ દ્રવ્યમન આત્માનું અન્તઃકરણ છે. અને ચન્દ્ર-સૂર્ય-મણિ-દીપ પ્રભા વિગેરે બાહ્યકરણ છે. શરીરની બહાર નીકળ્યા સિવાય શરીરમાં રહેલા દ્રવ્યમનરૂપ અન્તઃકરણવડે આત્મા સ્પર્શનેન્દ્રિયવડે કમળ નાળાદિના સ્પર્શની પેઠે મેરૂ આદિ વિષયને જાણે છે. માટે કહેલું દૃષ્ટાન્ત સાધન વિકલ છે. પુનઃ એમ કહેવામાં આવે કે પદ્મનાળમાંથી જેમ તન્તુઓ બહાર નીકળે છે તેમ દ્રવ્યમન પણ શરીરમાંથી બહાર કેમ ન નીકળે? આના ઉત્તરમાં કહેવાનું કે દ્રવ્યમન અન્તઃકરણ હોવાથી સ્પર્શનેન્દ્રિયની પેઠે શરીરથી બહાર નીકળતું નથી. આ પ્રમાણે દ્રવ્યમન અને ભાવમન શરીર બહાર નીકળ્યા સિવાય વિષયને જાણે છે, તેથી તે અપ્રાપ્યકારી છે, પણ પ્રાપ્યકારી નથી.

પુનઃ મનની અપ્રાપ્યકારિતાની વિરૂદ્ધ એમ કહેવામાં આવે કે મરી ગએલ સ્વજન અથવા નાશ પામેલ વસ્તુનું ચિન્તવન કરતાં અતિશય આર્ત્ત--રૌદ્ર ધ્યાનમાં પ્રવર્તેલા મનને દુર્બળતા--હૃદયની પીડા--વાયુપ્રકોપ--વિકલતા વિગેરે ચિન્હથી ઉપઘાત થએલો જણાય છે, અને ઇષ્ટસંયોગ--વૈભવનો લાભ વિગેરે વસ્તુનું ચિન્તવન કરતાં હર્ષ--ઉત્સાહ આદિથી અનુગ્રહ થએલો જણાય છે. આથી એમ નિશ્ચય થાય છે કે મન અનુગ્રહ--ઉપઘાતરૂપ ઉભયધર્મવાળું છે. માટે મન અપ્રાપ્યકારી નહિ, પણ પ્રાપ્યકારી છે. આ અનુગ્રહ--ઉપઘાત જીવને થાય છે, પરન્તુ મન જીવથી કથંચિત્ અભિન્ન હોવાને લીધે તે અનુગ્રહ--ઉપઘાત મનને થાય છે એમ માનીને મનની પ્રાપ્યકારિતા સિદ્ધ કરવાને મન અનુગ્રહ-ઉપઘાતરૂપ ધર્મવાળું છે એમ કહેવામાં આવે છે પણ તે અયોગ્ય છે. કારણ કે હૃદયમાં રૂંધાએલ વાયુનો ગોળો જેમ પીડા કરે છે તેમ મનપણે પરિણામ પામેલા અશુભ પુદ્ગળના સમૂહરૂપ અતિશય બલવાન દ્રવ્યમન શોકાદિકથી ઉત્પન્ન થયેલી પીડાવડે કર્મ યુક્ત જીવને દેહ દુર્બળતાદિરૂપ પીડા કરે, અને મનપણે પરીણામ પામેલા શુભ પુદ્ગળના સમૂહવાળા દ્રવ્યમનના અનુગ્રહવડે જીવને હર્ષાદિ થાય. એમાં મેરૂ આદિ જ્ઞેય વસ્તુનો અનુગ્રહ-ઉપઘાત મનને શો થયો? કંઈજ નહિ. કેમકે મનપણે પરિણમેલ અનિષ્ટ પુદ્ગળના સમૂહરૂપ દ્રવ્યમન અનિષ્ટ ચિન્તામાં પ્રવર્ત્તાવવાવડે દેહની દુર્બળતાદિ આપત્તિથી જીવને હૃદયમાં રોકાયેલા વાયુની પેઠે ઉપઘાત કરે છે, અને શુભ પુદ્ગળના સમૂહરૂપ દ્રવ્યમન અનુકૂળ ચિન્તામાં પ્રવર્તાવવાવડે હર્ષાદિ ઉત્પન્ન કરવાથી ઔષધની પેઠે જીવને અનુગ્રહ કરે છે. આથી તો એમ નિશ્ચય થાયછે કે દ્રવ્યમન જીવને અનુગ્રહ-ઉપઘાત કરેછે, પણ મનેલી મેરૂ આદિ જ્ઞેય વસ્તુ મનને કાંઈ પણ અનુગ્રહ-ઉપઘાત નથી કરતી.* આમ હોવાથી એટલે

* એટલા માટે દ્રવ્યમનના સંબંધ થકી આત્માને જ અનુગ્રહ ઉપઘાતનો સદ્ભાવ છે જેથી મનને તેના ગ્રહનો પણ અભાવ છે.

"ઉપઘાત-અનુગ્રહનો અભાવ હોવાથી" એ પૂર્વે કહેલ હેતુની અસિદ્ધતા કહી છે તે અસત્યછે.

શિષ્યઃ—દ્રવ્યમનવડે જીવને શરીરપુષ્ટિઆદિ તથા દુર્બળતાદિરૂપ અનુગ્રહ ઉપઘાત થાયછે, એ વાત કેમ માની શકાય ?

આચાર્યઃ—લોકમાં પણ એ વાત તો સર્વજનમાં પ્રસિદ્ધ છે કે મનને ગમતો આહાર ખાવાથી શરીરની પુષ્ટિ થાય છે અને અણગમતો આહાર ખાવાથી કૃશતા થાયછે. એથી કરીને જેમ એ ઇષ્ટાનિષ્ટ આહાર ખાવાથી પુદ્ગળના પ્રભાવે પુષ્ટિ-હાની થાય છે તેમ પુદ્ગળમય દ્રવ્યમનથી શરીરને પુષ્ટિ-હાની થાય એમાં શી નવાઈ છે? કારણ કે બન્નેમાં પુદ્ગલપણું સમાન છે. વળી લોકમાં પણ કહેવાય છે કે " રે વત્સ! ચિન્તાથી આ તારૂં શરીર કૃશ થયું છે." આ ઉપરથી એમ ન સમજવું કે ચિન્તા જ કૃશતાદિરૂપ ઉપઘાત કરે છે, કેમકે એ ચિન્તા પણ દ્રવ્યમનથી જ થાય છે. અન્યથા ચિન્તા તો જ્ઞાનરૂપ છે, અને જ્ઞાન એ અમૂર્ત છે. અમૂર્તવસ્તુને આકાશાદિની પેઠે પુદ્ગલકૃત અનુગ્રહ-ઉપઘાત ઘટે નહિ. ૨૧૩-થી-૨૨૧.

હવે ઉપરોક્ત સર્વ વિવેચન સંબંધી આચાર્યશ્રી પોતાનો અભિપ્રાય જણાવે છે.

नीउं आगसिउं वा न नेयमालंवइ त्ति नियमोऽयं ।
तण्णेयकया जेऽणुगहो-वघाया य ते नत्थि ॥ २२२ ॥
सो पुण सयमुवघायण-मणुग्गहं वा फरेज्ज को दोसो ? ।
जमणुग्गहो-वघाया जीवाणं पोग्गलेहिंतो ॥ २२३ ॥

( મન ) નીકળીને અથવા આકર્ષીને જ્ઞેય વસ્તુનું આલંબન કરતું નથી, તેથી જ્ઞેયવસ્તુકૃત અનુગ્રહ-ઉપઘાત મનને નથી થતા. વળી તે મન સ્વયં અનુગ્રહ અથવા ઉપઘાત કરે તો શો દોષ છે? કારણ કે જીવને પુદ્ગળોથી અનુગ્રહ-ઉપઘાત થાય છે. ૨૨૨-૨૨૩.

દ્રવ્યમન શરીરમાંથી નીકળીને મેરૂ વિગેરે જ્ઞેય વસ્તુને ગ્રહણ કરતું નથી, તેમ જ શરીરમાં રહ્યું છતું જ્ઞેય વસ્તુને પોતાની સમીપે ખેંચીને પણ ગ્રહણ કરતું નથી. એવો નિયમ યુક્ત હોવાથી એમ કહીએ છીએ, અને તેથી કરીને મન પ્રાપ્યકારી નથી એમ પણ કહીએ છીએ. વળી એવો પણ નિયમ કહીએ છીએ કે જ્ઞેય વસ્તુકૃત અનુગ્રહ-ઉપઘાત મનને થાય છે, એમ કહેવું એ સર્વથા અયોગ્ય છે. વળી એ સાથે આ પણ સમજવું કે શુભાશુભકર્મના વશથી પોતાના ઇષ્ટાનિષ્ટ પુદ્ગળના સમૂહવડે સ્વયં દ્રવ્યમનથી જીવને અનુગ્રહ-ઉપઘાત થાય છે; પરન્તુ જ્ઞેયવસ્તુકૃત અનુગ્રહ-ઉપઘાત જીવને નથી. અહીં કદાચ એમ પૂછવામાં આવે કે જીવને પણ દ્રવ્યમનથી કરાએલો અનુગ્રહ-ઉપઘાત નથી થતો, એમ શા માટે નથી કહેતા? એ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે જીવોને અનુગ્રહ-ઉપઘાત થાય છે તે પુદ્ગળોથી જ થાય છે. કેમકે ઇષ્ટાનિષ્ટ શબ્દ-રૂપ-રસ-ગંધ-અને સ્પર્શાદિના ઉપભોગમાં એજ પ્રમાણે જણાયછે, તેથી જીવને દ્રવ્યમનકૃત અનુગ્રહ-ઉપઘાતનો નિષેધ નથી કરતા.

શિષ્યઃ—શબ્દાદિ ઇષ્ટાનિષ્ટ પુદ્ગળમય છે, એ વાત પ્રત્યક્ષાદિપ્રમાણ સિદ્ધ હોવાથી માની શકાય છે, પરન્તુ આપ દ્રવ્યમનને ઇષ્ટાનિષ્ટ પુદ્ગળમય કહોછો તે માની શકાતું નથી.

આચાર્યઃ—યોગીઓને ( જ્ઞાનીયોને ) તો દ્રવ્યમન પ્રત્યક્ષથી જણાય છે, અને આપણા જેવાઓને અનુમાનથી જણાય છે. તે દેખાડીએ છીએ "જેના વીના જે ઘટતું નથી તે તેના દેખવાથી અંગીકાર કરાય છે" જેમ સ્ફોટના દેખવાથી અગ્નિની દાહક શક્તિનું અ-

નુમાન કરાય છે. ઇષ્ટાનિષ્ટ પુદ્ગળસમૂહાત્મક દ્રવ્યમન ન હોય તો જીવોને ઇષ્ટાનિષ્ટ વસ્તુનું ચિન્તવન કરતાં થએલ સુખ પ્રસન્નતા-શરીરની દુર્બળતા વિગેરે અનુગ્રહ-ઉપઘાત ઘટે નહિ. માટે દ્રવ્યમન પુદ્ગળાત્મક છે એમ જણાય છે. કદાચ એમ કહેવામાં આવે કે એ અનુગ્રહ-ઉપઘાત ચિન્તનીયવસ્તુકૃત થતો હશે તો તે અયોગ્ય છે, કેમકે જો એમ હોય તો પાણી અગ્નિ ભાત આદિનું ચિન્તવન કરતાં ભીંજાવું બળવું ક્ષુધાશાન્તિ વિગેરે થવું જોઇએ. પણ તેમ થતું નથી. હે પુત્ર! ચિન્તાવડે આ તારૂં શરીર સુકાઇ ગયું છે, ઈત્યાદિ લોકોક્તિઅનુસાર એમ કહેવામાં આવે કે એ અનુગ્રહ ઉપઘાત ચિન્તારૂપી જ્ઞાનથી થાય છે તો તે પણ અયોગ્ય છે. કારણ કે ચિન્તાજ્ઞાન અમૂર્ત છે, અને અમૂર્ત વસ્તુ આકાશની પેઠે અનુગ્રહ ઉપઘાત કરી શકે નહિ. એ વાત પ્રથમજ કહી છે. "ચિન્તાથી તારૂં શરીર સુકાઈ ગયું છે" ઈત્યાદિ લોકોક્તિથી જે કહેવાય છે તે તો કાર્યમાં કારણ શક્તિનો આરોપ કરીને કહેવાય છે, તેથી તે ઔપચારિકછે, વાસ્તવિક નથી.

હવે ખેદાદિથી એ અનુગ્રહ ઉપઘાત થાય છે એમ કહેવામાં આવે તો તે ખેદાદિ શું વસ્તુ છે? શું એ મનોદ્રવ્ય છે? કે ચિન્તાદિ જ્ઞાન છે? જો ખેદાદિ મનોદ્રવ્ય છે એમ કહેવામાં આવે તો તે ઈષ્ટ છે. પણ ચિન્તાદિ જ્ઞાનરૂપ છે એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર હમણાંજ કહ્યો છે કે જ્ઞાન અમૂર્ત છે ને અમૂર્તને કર્તૃત્વ ઘટે નહિ. અનુગ્રહ-ઉપઘાત નિર્હેતુક થાય છે એમ પણ ન કહેવું. કારણ કે—" नित्यं सत्त्वमसत्त्वं वाऽहेतोरन्यानपेक्षणात् । अपेक्षातो हि भावानां कादाचित्कत्वसंभवः ॥ १ ॥ એ કથનાનુસાર અન્ય હેતુની અપેક્ષા શિવાયની વસ્તુ નિત્ય વિદ્યમાન હોય અથવા અવિદ્યમાન હોયછે, કારણ કે .. ક્ષાથી પદાર્થોને કાદાચિત્કપણું હોય છે. અર્થાત્ અનુગ્રહ-ઉપઘાત નિર્હેતુક (સ્વાભાવિક) થતા હોય તો નિરન્તર તેઓનો સદ્ભાવ અથવા અભાવ જ હોય. કદાચ એમ કહેવામાં આવે કે અનુગ્રહ-ઉપઘાતમાં જીવાદિ કોઇક અન્ય હેતુ છે તો તે પણ અયુક્ત છે. કારણ કે જીવાદિ હેતુ સદા અવસ્થિત હોવાથી તેના કાર્યભૂત અનુગ્રહ-ઉપઘાત પણ સદા અવસ્થિત રહેવા જોઇએ. પરન્તુ તે તેમ નથી રહેતા. આ પ્રમાણે બીજાં પણ સમાધાનો સ્વસ્વબુદ્ધિથી સમજી લેવાં. આ સર્વ વિવેચનથી તાત્પર્ય એ નીકળ્યું કે પુદ્ગળમય દ્રવ્યમન સ્વયં જીવને અનુગ્રહ ઉપઘાત કરેછે, પણ મનને જ્ઞેયવસ્તુકૃત અનુગ્રહ ઉપઘાત નથી થતો. અને તેથી કરીને મન પ્રાપ્યકારી નથી પણ અપ્રાપ્યકારી છે. २२२—२२३.

શિષ્ય:—જાગ્રત અવસ્થામાં મનને વિષયપ્રાપ્તિ ભલે ન થતી હોય, પરન્તુ નિદ્રાવસ્થામાં તો મનને વિષય પ્રાપ્તિ થાયછે, એ વાત અનુભવ સિદ્ધ છે. જેમકે—"અમુક મેરૂ પર્વતના શિખર પર રહેલા જિનાલયમાં મારૂં મન ગયું." આ પ્રમાણે નિદ્રાસ્થ મનુષ્યને સ્વપ્નમાં અનુભવ થાયછે. તેથી પૂર્વે २१३ મી ગાથામાં "જાગ્રત અવસ્થામાં અથવા સ્વપ્નાવસ્થામાં મન જઇને જ્ઞેય વસ્તુ સાથે સંબંધ પામે છે." એમ જે કહ્યું છે તે યોગ્ય જણાય છે. આના ઉત્તરમાં આચાર્યશ્રી સ્વપ્નાવસ્થામાં પણ મનને પ્રાપ્યકારિતા નથી એ વાત સિદ્ધ કરવાને કહે છે કે—

सिमिणो न तहारूवो वभिचाराओ अलायचक्कं व ।
वभिचारो य सदंसणमुवघाया-णुग्गहाभावा ॥ २२४ ॥
इह पासुत्तो पेच्छइ सदेहमन्नत्थ, न य तओ तत्थ ।
न य तग्गओवघाया-णुग्गहरूवं विबुद्धस्स ॥ २२५ ॥
दीसंति कासइ फुडं हरिस-विसायादओ विबुद्धस्स ।

सिमिणाणुभूयसुह–दुक्ख–राग–दोसाइलिंगाइं ॥ २२६ ॥
न सिमिणविण्णाणाओ हरिस–विसायादओ विरुज्झंति ।
किरियाफलं तु तित्ती–मद–वह–बंधादओ नत्थि ॥ २२७ ॥
सिविणेऽवि सुरयसंगमकिरियासंजणियवंजणविसग्गो ।
पडिबुद्धस्सऽवि कस्सइ दीसइ सिमिणाणुभूयफलं ॥ २२८ ॥
सो अज्झवसाणकओ जागरओऽवि जह तिव्वमोहस्स ।
तिव्वज्झवसाणाओ होइ विसग्गो तहा सुमिणे ॥ २२९ ॥
सुरयपडिवत्ति–रइसुह–गब्भाहाणाइ इहरहा होज्जा ।
सुमिणसमागयजुवईएँ, न य जओ ताइं तो विफलो ॥ २३० ॥

અલાતચક્રની પેઠે વ્યભિચાર હોવાથી સ્વપ્ન તેવા-સાચા પ્રકારનું નથી; સ્વદર્શનથી તથા અનુગ્રહ-ઉપઘાતના અભાવથી તેમાં વ્યભિચાર થાય છે. અહીં સુતેલો માણસ પોતાના દેહને અન્ય સ્થળે જુએછે. (પણ) તે ત્યાં નથી હોતો, અને જાગ્યા પછી તેને તદ્ગત અનુગ્રહ ઉપઘાત નથી હોતા. શિષ્ય-જાગ્યા પછી કેટલાકને હર્ષ-વિષાદ આદિ જણાય છે, કેમકે સ્વપ્નમાં અનુભવેલા સુખ-દુઃખાદિથી ઉત્પન્ન થયેલા રાગદ્વેષાદિના એ ચિન્હો છે. ગુરૂ-સ્વપ્નવિજ્ઞાનથી હર્ષ-વિષાદાદિ થાય, એમાં કંઈ વિરોધ નથી; પરન્તુ તૃપ્તિ-મદ-વધ-બંધન વિગેરે જે ક્રિયાનું ફળ તે તેમાં નથી થતું. શિષ્ય-સ્વપ્નમાં સુરતસંગમક્રિયા જન્ય વીર્યવિસર્ગ પણ જાગ્યા પછી કેટલાકને જણાય છે તે સ્વપ્નાનુભૂત ક્રિયાનું જ ફળ છે. ગુરુ-તે વીર્યવિસર્ગ અધ્યવસાયકૃત છે. જેમ જાગ્રત છતાં પણ તીવ્ર મોહવાળાને થાયછે, તેમ સ્વપ્નમાં પણ તીવ્ર અધ્યવસાયથી વીર્યવિસર્ગ થાય છે. જો એમ ન હોય તો સ્વપ્ન સમાગમથી યુવતિને સુરત-પ્રતિપત્તિ-રતિસુખ-ગર્ભાધાનાદિ થવાં જોઇએ. પણ તેમ થતું નથી, માટે તે નિષ્ફળ છે. ૨૨૪—થી—૨૩૦.

'મારૂં મન અમુક સ્થળે ગયું' એવા પ્રકારનું સ્વપ્ન જે નિદ્રાસ્થ માણસને અનુભવાય છે તે તેવા પ્રકારે પદાર્થ હોય તો સત્ય હોય પણ તેમ નથી. જેમ ઉમાડીઁ ગોળાકારપણે શીઘ્ર ભમાડતાં ચક્રરૂપ નહિ છતાં ચક્રરૂપે જણાય છે, અને ભમાડવાનું બંધ કરતાં જેવું મૂળ સ્વરૂપ છે તેવું જણાય છે. તેમ સ્વપ્નમાં મનવડે જાણેલ મેરૂ ગમનાદિ અર્થ સત્ય નથી. કેમકે જાગ્યા પછી તે પદાર્થ હોતા નથી, અને તે તે પદાર્થનો અભાવ તે અવસ્થામાં શરીરની અંદર રહેલા મનને અનુભવાય છે. ૨૨૪.

સ્વપ્નાવસ્થામાં મન મેરૂઆદિ સ્થાનપર જાયછે, અને જાગ્રત અવસ્થામાં પાછું ફરેછે. એમ કહેવામાં આવે તો તે પણ અસત્ય છે. કારણ કે જેમ કોઈ મનુષ્ય સ્વપ્નમાં પોતાને મેરૂ આદિ સ્થાને ગએલું જુએ છે, વળી કોઈ પોતાના શરીરને પણ નન્દન વનમાં પુષ્પ ચુંટતું જુએ છે. આ સઘળું સત્ય નથી, કેમકે અહીં રહેલાઓ તે સ્વપ્નસ્થ વ્યક્તિને અહીં જ જુએ છે. એ સુતેલ વ્યક્તિનાં બે રૂપ તો હોઈ શકે નહિ, જેમાંથી એકરૂપ અહીં હોય અને બીજું સ્વપ્નગત મેરૂ આદિ સ્થાન પર હોય. વળી સ્વપ્નાવસ્થામાં શરીર બહાર જતું હોય તો સ્વપ્નગત અનુભવથી પુષ્પ પરિમલાદિ અને રસ્તે જવાથી ઉત્પન્ન થતા પરિશ્રમાદિરૂપ અનુગ્રહ-ઉપઘાત થવા જોઇએ તે પણ જાગ્યા પછી જણાતા નથી.* તેથી એવો

નિશ્ચય થાય છે કે નિદ્રાવસ્થામાં પણ મન અન્યસ્થળે જતું નથી. ૨૨૫.

શિષ્ય:—જાગ્યા પછી સ્વપ્નગત અનુભવથી અનુગ્રહ-ઉપઘાત જણાતા નથી, એમ આપ કહોછો તે યોગ્ય જણાતું નથી. કેમકે સ્વપ્ન થયા બાદ જાગ્યા પછી કોઈક પુરૂષને હર્ષ-વિષાદ-ઉન્માદ-મધ્યસ્થપણું વિગેરે પ્રગટ જણાય છે, એ સ્વપ્નાવસ્થામાં જિન સ્નાત્રાદિ જોવાથી થએલું સુખ અને ઈષ્ટ અર્થનો લાભ નહિ થવાથી થએલું દુઃખ તે અનુક્રમે રાગ-દ્વેષના ચિન્હો છે. ઉદાહરણ તરીકે "દર્શન કરવા યોગ્ય એવા જે પ્રભુ સ્મરણ માત્રથી પણ પ્રાણિઓનાં મોટા ભયને દૂર કરે છે, તે ત્રિભુવન પૂજિત પાર્શ્વનાથ મહારાજને મેરૂ પર્વત ઉપર બત્રીસ ઇન્દ્રોવડે પરસ્પર સ્પર્ધાથી સ્નાન કરાતા બાલ્યાવસ્થામાં સ્વપ્નની અંદર મે આજ નેત્રે કરીને જોયા; તેથી મારા કરતાં પણ આ નયન યુગલ ધન્ય છે, કે જેણે તે પ્રભુને સાક્ષાત્ જોયા." આવા પ્રકારનો હર્ષ તે સ્વપ્નમાં અનુભવેલા સુખના રાગનું ચિન્હ છે. તથા "જે ભૂમિમાં ઉન્નત ત્રણ કિલ્લાઓના તોરણોની મણિયોની વિસ્તારાતી પ્રભાવડે અટકાવાએલા સૂર્યના પ્રચંડ કિરણો પણ શીઘ્ર કયાંઈ નાશી ગયા, તથા જ્યાં દેવો બેઠેલા છે એવી તે ત્રૈલોકયગુરૂની ભૂમિમાં હું જ્યાં પ્રવેશ કરૂંછું, તેટલામાં તો હા! મારી અધમ નિદ્રા નાશ પામી ગઈ." ઈત્યાદિ પ્રકારનો વિષાદ તે સ્વપ્નાવસ્થામાં અનુભવેલા દુઃખના દ્વેષનું ચિન્હ છે. વળી અતિશય કામથી ઉન્માદ થાય છે, મુનિને મધ્યસ્થતા રહે છે. સ્વપ્નાવસ્થાના બનાવ કે જેને અંગે આવા પ્રકારના અનુગ્રહ-ઉપઘાત જાગ્યા પછી પણ જણાય છે, તેનું કેમ? ૨૨૬.

આચાર્ય:—જાગ્રત અવસ્થામાં જેમ કોઈ મનુષ્ય પોતે વિચારેલા સુખદુઃખાનુભવાદિ જ્ઞાનથી હર્ષ અથવા ખેદ પામે છે. તેમ સ્વપ્નવિજ્ઞાનથી પણ હર્ષ-વિષાદાદિ થાય તેનો અમે નિષેધ નથી કરતા, કારણ કે દૃષ્ટ વસ્તુનો નિષેધ કરી શકાય નહિ. પરન્તુ સ્વપ્નમાં થએલ ભોજનાદિ ક્રિયાના ફળરૂપ ક્ષુધાશાન્તિ, સુરાપાનાદિ જન્યવિકાર રૂપ મદ, શિરશ્છેદાદિ જન્ય પીડારૂપ વધ, સાંકલાદિથી બંધાવારૂપ બંધન, તથા જળ અને અગ્નિ પ્રવેશથી ભીંજાવુ-બળવું વિગેરે થતુ નથી. જો એ સ્વપ્નગત ભોજનાદિ ક્રિયાના ફળરૂપ તૃપ્તિ આદિ થતાં હોય, તો જ મનની વિષય પ્રાપ્તિરૂપ પ્રાપ્યકારિતા ઘટી શકે, પરન્તુ તેમ થતું નથી માટે મનની પ્રાપ્યકારિતા નથી. ૨૨૭.

શિષ્ય:—મહારાજ! સ્વપ્નાનુભૂત ક્રિયાનુ ફળ જાગ્રત અવસ્થામાં પણ જણાય છે. ઉદાહરણ તરીકે સ્વપ્નમાં અનુભવેલા સ્ત્રી-પુરૂષના સંગમથી સુરત ક્રીડા જન્ય વીર્યવિસર્ગ જાગ્યા પછી કેટલાકને પ્રત્યક્ષ જણાય છે. જેમ ગૃહવાસમાં સ્ત્રીસંગમથી વીર્યવિસર્ગ જણાય છે, જ્યાં વીર્ય વિસર્ગ જણાય ત્યાં સ્ત્રીસંગ થયો હોવો જોઇએ. એવો સામાન્ય નિયમ છે. તેથી કરીને સ્વપ્નાનુભૂત સુરતક્રીડાજન્ય વીર્યવિસર્ગ જોવાથી અનુમાન કરાય છે કે આને સ્વપ્નમાં યુવતી સાથે સુરત ક્રીડા થઈ છે. આ પ્રમાણે સ્વપ્નની ક્રિયાનું ફળ જાગ્રત થયા પછી પણ જણાય છે, તેથી વિષયપ્રાપ્તિ રૂપ મનની પ્રાપ્યકારિતા ઘટી શકે છે. ૨૨૮.

આચાર્ય:—વીર્યવિસર્ગ જણાયાથી સ્ત્રીસંગમ જ થયોછે, એમ જે તું કહે છે તે અ-

* હવે કહ્યા પ્રમાણે જ્યારે જગતને લાગે કોઇ મુનિનો પુરૂષ પોતાના દેહને નંદનવનાદિકમાં ગયેલો સ્વપ્નમાં જુવે, છે અને તેને અહીંઆં રહેલા બીજાઓએ ત્યાંઆં જોવા વડી તે ત્યાં પ્રાપ્ત થયેલો નથી હોતો, અને જાગ્યા પછી ત્યાંના ગમન સંબંધી અનુગ્રહ ઉપઘાત માર્ગ-માર્ગના પરિશ્રમાદિક થતા નથી, ત્યારે સ્વપ્નમાં થયેલ વર્તન વ્યભિચાર સિદ્ધ થાય છે.

કાન્તે સત્ય નથી, સ્રીસંગમ સિવાય પણ સ્વપ્નમાં હું "તેને આલિંગન કરૂં છું" આવા સ્વમતિકલ્પિત તીવ્ર અધ્યવસાયથી પણ વિસર્ગ થાય છે. કેટલાક તીવ્રમોહવાળા પ્રબળ-વેદોદય યુક્ત પુરૂષને જાગતા છતાં પણ કોઈ યુવતીનું અતિશય રાગથી ચિન્તવન કરતાં તેને પ્રત્યક્ષ જોતો હોય તેમ સ્વબુદ્ધિથી આલિંગન કરી તેને ભોગવતો હોય તેમ માનતાં તીવ્ર અધ્યવસાયથી વીર્યવિસર્ગ થાય છે. તેવીજ રીતે સ્વપ્નમાં પણ સ્રીસંગમ સિવાય સ્વકલ્પિત તીવ્ર અધ્યવસાયથી વીર્ય વિસર્ગ થાય છે. જો એમ ન હોય તો જાગ્યા પછી તરતજ તે પુરૂષને તે સ્રી જણાવી જોઇએ, અને સ્વપ્નાનુભૂત નખ-દાન્ત ક્ષત વિગેરેના ચિન્હો પણ જણાવા જોઇએ. પરન્તુ તેમાંનું કંઇએ જણાતું નથી. ૨૨૯.

વળી સ્વપ્નગત સુરતક્રીડાવડે થએલ વીર્યવિસર્ગ જો સ્રીસંગમથી જ થયો હોય તો તે ભોગવેલી સ્રીને "મેં અમુક પુરૂષ સાથે રતિક્રીડા અનુભવી" એવી પ્રતીતિ થવી જોઇએ. તથા રતિસુખ-ગર્ભધારણ-ઉદરવૃદ્ધિ-દોહદ થવા-પુત્ર પ્રાપ્તિ વિગેરે તે સ્રીને થવું જોઇએ. પણ તેવું કંઈ થતું નથી. તેથી તે સ્વપ્નગત સુરતક્રીડા નિષ્ફળ છે; કારણ કે સ્વપ્નમાં સ્રીની પ્રાપ્તિ પૂર્વક વિશિષ્ટ સુરત ક્રીડા નથી, તેમ ગર્ભધારણાદિ રૂપ વિશિષ્ટ ફળ પણ નથી, પરન્તુ તીવ્ર વેદોદયવડે ઉત્પન્ન થએલ અધ્યવસાય માત્રથી કરાએલ જે સુરતક્રીડા તે માત્ર વીર્ય વિસર્ગરૂપ ફળ વડેજ ફળવાળી છે; પણ ગર્ભાધાનાદિ રૂપ વિશિષ્ટ-ફળવાળી નથી. એ વિશિષ્ટ ફળના અભાવે તે ક્રિયા નિષ્ફળ છે, અને તેથી મનને પણ વિષય પ્રાપ્તિરૂપ પ્રાપ્યકારિતા નથી. ૨૨૪-થી-૨૩૦.

णणु सिमिणओऽवि कोइ सच्चफलो फलइ जो जहा दिट्ठो ।
णणु सिमिणम्मि निसिद्धं किरिया किरियाफलाइं च ॥ २३१ ॥
जं पुण विण्णाणं तप्फलं च सिमिणा विबुद्धमेत्ते य ।
सिमिणयनिमित्तभावं फलं च तं को निवारेइ ? ॥ २३२ ॥
देहप्फुरणं सहसोइयं च सिमिणो य काइयाईणि ।
सगयाइं निमित्ताइं सुभा-सुभफलं निवेएंति ॥ २३३ ॥
सिमिणमिव मन्नमाणस्स थीणगिद्धिस्स वंजणोग्गहया ।
होज्ज च, न उ सा मणसो सा खलु सोइंदियाईणं ॥ २३४ ॥
पोग्गल-मोदय-दन्ते फरुसग-वडसालभंजणे चेव ।
थीणद्धियस्स एए दिट्ठंता होंति नायव्वा ॥ २३५ ॥

કોઈક સ્વપ્ન પણ જેવું દીઠું હોય તેવું ફળે છે, ( એમ કહેવામાં આવે તો ) તેમાં વાંધો નથી, કારણ કે અમે તો સ્વપ્નમાં ક્રિયા તથા ક્રિયાનાં ફળ નિષેધ્યાં છે. સ્વપ્નમાંથી જાગ્યા પછી તેનું વિજ્ઞાન અને ફળ તથા સ્વપ્નનો નિમિત્તભાવ અને ફળ તેનો કોણ નિષેધ કરે છે ? દેહ સ્ફુરણ-સહસા બોલવું અને સ્વપ્ન વિગેરે સ્વગત કાયિકાદિ નિમિત્તો શુભા-શુભ ફળ જણાવે છે. સ્વપ્ન જેવું માનનાર થીણદ્ધિનિદ્રાવાળાને વ્યન્જનાવગ્રહ થાય, પણ તે વ્યન્જનાવગ્રહ મનને ન થાય તે તો શ્રોત્રાદિ ઇન્દ્રિયોને જ થાયછે. પોગ્ગલ (માંસ)-મોદક-દાન્ત-કુંભાર-અને વડની શાખા ભાંગવા સંબંધી થીણદ્ધિ નિદ્રાનાં ઉદાહરણો છે. ૨૩૧-થી-૨૩૫.

શિષ્ય:—સ્વપ્નમાં કોઇને રાજ્યપ્રાપ્તિ થાય છે, તે પછી કેટલેક વખતે તેને ખરેખર રાજ્ય લાભ થાય છે. એ રીતે કોઇક સ્વપ્ન સત્ય ફળવાળું પણ થાય છે. તો પછી સ્વપ્નમાં પ્રાપ્ત થએલ મેરૂ ગમનાદિ ક્રિયાને પણ સત્યરૂપે કેમ ન મનાય?

આચાર્ય:—સ્વપ્ન સર્વથા સત્ય છે એમ ન સમજવું, કારણ કે સ્વપ્નમાં થતી મેરૂગમનાદિ ક્રિયા અને માર્ગનો શ્રમ, તથા પુષ્પ પરિમલાદિ ક્રિયાના ફળનો પૂર્વે કહેલી યુક્તિથી સત્યપણાએ અમોએ નિષેધ કરેલો છે. ૨૩૧.

સ્વપ્નમાં જોએલ જિનસ્નાત્રદર્શનાદિનું જ્ઞાન, અને જાગ્યા પછી હર્ષાદિરૂપ તેનું ફળ, ઇત્યાદિ સઘળું અનુભવ સિદ્ધ હોવાથી, તેનો નિષેધ કરી શકાય નહિ. વળી અમુક સ્વપ્નના નિમિત્તથી ભવિષ્યમાં અમુક ફળ અવશ્ય થવાનું, એવા પ્રકારના સ્વપ્નના નિમિત્તભાવનો પણ નિષેધ કરી શકાય નહિ. પરન્તુ સ્વપ્નમાં થએલ જે મેરૂગમનાદિ ક્રિયા તે યુક્તિપૂર્વક વિચારતાં સંભવતી નથી, તેથી સ્વપ્નમાં તે ક્રિયાનો સત્યભાવે નિષેધ કર્યો છે, તેના જ્ઞાનાદિનો નિષેધ નથી કર્યો, કેમકે તે તો યુક્તિ યુક્ત છે. પરન્તુ તત્સંબંધી વિજ્ઞાનાદિ માનવા છતાં પણ મનની પ્રાપ્યકારિતા સિદ્ધ થતી નથી. ૨૩૨.

શિષ્ય:—જો એમ હોય તો સ્વપ્નના નિમિત્ત ભાવનો પણ આપ નિષેધ કેમ નથી કરતા.

આચાર્ય:—બાહુ ફરકવો, અકસ્માત્ બોલેલું વચન, સ્વપ્ન થવું વિગેરે કાયિક-વાચિક-અને માનસિક નિમિત્તો ભવિષ્યમાં થનારા શુભાશુભ ફળને જણાવેછે, એ વાત શાસ્ત્રમાં અને લોકમાં પણ પ્રસિદ્ધ છે. તેથી યુક્તિયુક્ત તથા લોક અને શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા એ નિમિત્તભાવનો નિષેધ કેમ કરી શકાય? ૨૩૩.

શિષ્ય:—થીણદ્ધી નિદ્રાના ઉદયમાં વર્તનાર હસ્તિના દન્તને ખેંચી કાઢવા પ્રવર્તેલ એવા મનુષ્યને સ્વપ્નમાં મનની પ્રાપ્યકારિતા થાય છે, તેથી તત્પૂર્વક મનનો વ્યઞ્જનાવગ્રહ પણ તેને થાય છે. જેમ કોઇ પ્રાણિ થીણદ્ધિ નિદ્રાના ઉદયમાં "હસ્તિદંત ખેંચી કાઢવા રૂપ સ્વપ્ન હું જોઉં છુ." એ પ્રમાણે સ્વપ્ન માનીને મનોવિકલ્પ પૂર્વક દાંત ખેંચી કાઢવાદિરૂપ ક્રિયા તે મનુષ્ય કરે છે. તેથી મનની પ્રાપ્યકારિતા પૂર્વક મનનો વ્યઞ્જનાવગ્રહ પણ થાયછેજ.

આચાર્ય:—થીણદ્ધિ નિદ્રાના ઉદયવંત જીવને દાંત ખેંચી કાઢવા માંસ ભક્ષણ કરવું ઇત્યાદિ ગાઢનિદ્રાના ઉદયથી પરવશ થવાથી થાયછે, તેથી સ્વપ્ન જેવું માનતા તેને સ્વપ્નાવસ્થામાં વ્યઞ્જનાવગ્રહ થાય, એનો અમે નિષેધ નથી કરતા, પરન્તુ ઉપર કહેલી યુક્તિથી સ્વપ્નાવસ્થામાં વિષય પ્રાપ્તિનો અભાવ છે તેથી વ્યઞ્જનાવગ્રહ મનનો નથી થતો, એમાં તો પ્રાપ્યકારી શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો વ્યઞ્જનાવગ્રહ થાય છે. ઉદાહરણ તરીકે કોઇ થીણદ્ધિ નિદ્રાવાળાને રંગભૂમિ આદિમાં સંગીતાદિ શ્રવણ કરતાં શ્રોત્રેન્દ્રિયનો વ્યઞ્જનાવગ્રહ થાય, કર્પૂરાદિ સુંઘતાં ઘ્રાણેન્દ્રિયનો વ્યઞ્જનાવગ્રહ થાય, માંસ-મોદકાદિ ખાતાં રસનેન્દ્રિયનો વ્યઞ્જનાવગ્રહ થાય, અને યુવતિ આદિના સ્પર્શથી સ્પર્શનેન્દ્રિયનો વ્યઞ્જનાવગ્રહ થાય. પરન્તુ ચક્ષુ અને મનનો વ્યઞ્જનાવગ્રહ ન થાય, કારણ કે તેમને અગ્નિ-છુરી આદિ વિષયની પ્રાપ્તિ નથી થતી; જો તેમને તે વિષયની પ્રાપ્તિ થતી હોય તો બળવું-છેદાવું વિગેરે થવું જોઇએ. પરન્તુ તેમ નથી થતું. તેથી વિષય પ્રાપ્તિ સિવાય વ્યઞ્જનાવગ્રહ પણ નથી થતો. ૨૩૪.

શિષ્ય:—સ્ત્યાનર્દ્ધિ નિદ્રાના ઉદય વખતે સ્વપ્ન જેવું માનનાર મનુષ્ય શું કંઈ સત્ય

ક્રિયા કરેછે, કે જેથી આપ તેને તે વખતે વ્યઞ્જનાવગ્રહ કહોછો?

આચાર્ય:—હા, તે વખતે તે સત્યક્રિયા-ચેષ્ટા કરેછે. એ સંબંધમાં માંસ ભક્ષક-મોદક ખાનાર-દાન્ત ખેંચનાર-કુંભાર-અને વડની શાખા ભાંગનાર થીણદ્ધી નિદ્રાવાળાના ઉદાહરણો શાસ્ત્રમાં કહ્યાછે, તે આ પ્રમાણે છે.

કોઈ ગામમાં એક કણબી રહેતો હતો, તે માંસ ખાવામાં અતિ લુબ્ધ હતો. કાચું-પાકું ગમે તેવું માંસ હોય તો પણ તે ખાઈ જતો. એક વખત કોઇ ગુણવાન સ્થવિરોએ તેને બોધ પમાડીને દીક્ષા આપી. દીક્ષા પામેલો તે કણબી પણ સ્થવિરોની સાથે એક ગામથી બીજે ગામ એમ ભિન્ન ભિન્ન સ્થળે વિહાર કરતો હતો, એમ વિહાર કરતાં કોઇક સ્થળે તેણે માંસલુબ્ધ પુરૂષોને એક પાડો ચીરતા જોયા, તે જોઇને તેને પણ તે વખતે પૂર્વ સંસ્કારથી માંસ ખાવાની તીવ્ર ઈચ્છા થઇ. એ તીવ્રઇચ્છા એને આહાર કરતાં-ઠંડીલંભૂમિએ જતાં અને છેલ્લી સૂત્ર પોરિસી પ્રતિક્રમણ ક્રિયા અને રાત્રિની પોરસીને કરતા સુધીમાં પણ શાન્ત ન થઈ. આખરે એ ઇચ્છાપૂર્વક જ તે સુઈ ગયો. સુતા પછી થીણદ્ધી નિદ્રાનો ઉદય થયો, તેના પ્રભાવે સંથારામાંથી ઊઠીને ગામ બહાર પાડાઓના ટોળામાં ગયો, ત્યાં જઈ એક પાડાને મારી નાંખી તેનું માંસ ખાવા લાગ્યો. ખાતાં વધ્યું તે લઇ આવી ઉપાશ્રયના ઉપર નાંખીને પુન: સુઈ ગયો. સવારમાં ઊઠીને "મેં આવું સ્વપ્ન જોયું" એમ ગુરૂશ્રીને કહ્યું, પણ બીજા સાધુઓએ તે લાવેલું માંસ ઉપાશ્રય ઉપર જોયું અને આચાર્યશ્રીને કહ્યું, તેથી સર્વને ખાત્રી થઈ કે આને થીણદ્ધી નિદ્રાનો ઉદય છે. માટે તે ચારિત્રને યોગ્ય નથી. એવો નિશ્ચય થયો. એટલે શ્રીસંઘે તેનો મુનિવેશ ખુંચવી લઇ રજા આપી. આ થીણદ્ધિ નિદ્રા સમયે માંસ ખાનારનું ઉદાહરણ છે. ૧.

હવે બીજું મોદક ખાનારનું ઉદાહરણ કહીએ છીએ, તે સાંભળ. કોઇએક સાધુએ ભિક્ષાટન કરતાં ગામમાં કોઇક ગૃહની અંદર થાળમાં ગોઠવેલા સુરભિ-સ્નિગ્ધ અને મનોજ્ઞ એવા મોદકો જોયા. તે સ્થળે ઊભા રહીને ઘણીવાર સુધી લુબ્ધભાવે તે જોયા પણ કોઇએ તેમાંથી કંઈ આપ્યું નહિ. છેવટે નિરાશ થઈ ત્યાંથી ઉપાશ્રયે ગયો અને તેજ લાડુની તીવ્ર અભિલાષાયુક્ત રાત્રે તે સાધુ સુઇ ગયો. સુતા પછી થીણદ્ધિ નિદ્રાનો ઉદય થયો, તેના પ્રતાપથી લાડવાવાળા ગૃહ આગળ જઈ ઘરના કમાડ તોડીને ઇચ્છા મુજબ લાડુ ખાધા અને ખાતાં વધ્યા તે પાત્રામાં નાંખી ઉપાશ્રયમાં લાવીને પાત્રું સ્થાનકે મુકીને સુઈ ગયો. સવારે ગુરૂ પાસે જઈ કહ્યું કે મને આ પ્રમાણે સ્વપ્ન થયું. પણ બીજા સાધુએ પડીલેહણા કરતી વખતે એ પાત્રાદિ પાડલેહતાં તે મોદકો જોયા. આથી ગુર્વાદિકોએ થીણદ્ધિ નિદ્રાનો ઉદય છે. એમ જાણ્યું, તેથી તેનો મુનિવેશ ખુંચવી લઇને શ્રીસંઘે રજા આપી. ૨

હવે ત્રીજું દાન્તનું ઉદાહરણ કહીએ છીએ. કોઈક સાધુને એક દિવસે કોઈ હસ્તિએ બહુ હેરાન કર્યો, તેથી મહામુશીબતે ત્યાંથી ભાગીને ઉપાશ્રયમાં આવ્યો. પછી તે હસ્તિ ઉપર અવિચ્છિન્ન કોપ યુક્ત રાત્રિએ સુઈ ગયો, સુતા પછી સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય થયો, સ્ત્યાનર્દ્ધિ નિદ્રાના ઉદય વખતે વજ્રઋષભનારાચ સંઘયણ વાળાને વાસુદેવના અર્ધબળ જેટલું બળ પ્રાપ્ત થાય છે. તેથી નગરના કમાડ ભાંગી શહેરમાં જઇ તે હાથીને મારી તેના બે દાન્ત ખેંચી કાઢીને પાછા આવી ઉપાશ્રયના બારણામાં તે દાન્ત મૂકીને સુઇ ગયો. સવારે જાગીને ગુરૂ પાસે જઈ કહ્યું કે મને આવું સ્વપ્ન થયું. પણ ગુરૂએ બારણામાં દાન્ત જોવાથી જાણ્યું કે આને સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય છે. તેથી સંઘે તેનો સાધુવેશ લઈને રજા આપી. ૩.

ચોથું કુંભારનું દૃષ્ટાન્ત આ પ્રમાણે છે. કોઇએક કુંભારે મોટા ? ગચ્છમાં દીક્ષા લીધી. તે પછી તેને કોઈ એક દિવસે રાત્રિએ સૂતા પછી સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય થયો, તેથી તેણે પૂર્વના અભ્યાસથી માટીના પિંડ તોડતો હોય તેમ સાધુઓનાં મસ્તકો તોડીને એક બાજુએ એકાન્તમાં ધડ અને મસ્તકનો ઢગલો કર્યો. તે વખતે જે બીજા સાધુઓ ખસી ગયા તેઓ બચ્યા, સવારે તેની સર્વ ચેષ્ટા બધાએ જાણી. આથી શ્રીસંઘે તેનો વેશ લઈ લીધો અને રજા આપી. ૪.

હવે વડની શાખા ભાંગવાનું પાંચમું ઉદાહરણ કહીએ છીએ. કોઇક સાધુ ગામમાંથી ગોચરી કરીને પાછા ફર્યા, પાછા ફરતાં ગરમીના લીધે પરાભવ પામેલા અને ભરેલા ભાજન વાળા ભૂખ્યા તરસ્યા છાયાને ઇચ્છતા સાધુ માર્ગમાં આવેલા એક વડ વૃક્ષ નીચે આવ્યા તે વડની એક ડાળી અતિશય નીચી હોવાથી તે સાધુના મસ્તકે વાગી, આથી તે અતિશય પરિતાપ પામ્યા, ત્યાંથી ઉપાશ્રયે આવ્યા અને વડ ઉપર ક્રોધ કરતો જ રાત્રિએ સુતો, પછી સ્ત્યાનર્દ્ધિનો ઉદય થયો, એટલે રાત્રિમાં જ ત્યાં જઈ વડની શાખા ભાંગી નાંખી ઉપાશ્રયના બારણા આગળ લાવીને નાંખી પછી પાછો સુઇ ગયો. સવારે જાગ્યા પછી "મને આવું સ્વપ્ન થયું" એમ ગુરૂને કહ્યું, પણ દ્વાર આગળ શાખા જોવાથી જણાયું કે એને સ્ત્યાનર્દ્ધિનો ઉદય છે, તેથી તેનો સાધુવેશ પડાવી લઇને શ્રીસંઘે રજા આપી. ૩

આ નિદ્રાના સંબંધમાં સંક્ષેપથી એ પ્રમાણે ઉદાહરણો છે, વિશેષથી જાણવાની ઇચ્છાવાળાએ નિશીથસૂત્રની ચૂર્ણિથી જાણી લેવાં. ૨૩૫

એ પ્રમાણે ૨૨૩ મી ગાથાના પૂર્વાર્ધનું ખંડન કર્યું, હવે તેના ઉત્તરાર્ધનું ખંડન કરવા માટે આચાર્ય શ્રી કહે છે.

जह देहत्थं चक्खुं जंपइ चंदं गयं ति, न य सच्चं ।
रूढ मणसोऽवि तहा न य रूढी सच्चिया सव्वा ॥ २३६ ॥
विसयमसंपत्तस्सऽवि संविज्जइ वंजणोग्गहो मणसो ।
जमसंखेज्जसमइओ उवओगो जं च सव्वेसु ॥ २३७ ॥
सयलेसु मणोदव्वाइं गेण्हए वंजणं च दव्वाइं ।
भणियं संबंधो वा तेण तयं जुज्जए मणसो ॥ २३८ ॥
देहादणिग्गयस्सऽवि सकायहिययाइयं विचिंतयओ ।
नेयस्सत्ति संबंधे वंजणमेवंपि से जुत्तं ॥ २३९ ॥
गेज्झस्स वंजणाणं जं गहणं वंजणोग्गहो स मओ ।
गहणं मणो न गेज्झं, को भागो वंजणे तस्स ? ॥ २४० ॥
तद्देसचिन्तणे होज्ज वंजणं जइ तओ न समयम्मि ।
पढमे चेव तमत्थं गेण्हेज्ज न वंजणं तम्हा ॥ २४१ ॥
समए समए गिण्हइ दव्वाइं जेण मुणइ य तमत्थं ।
जं चिंदिओवओगेऽवि वंजणावग्गहेऽतीते ॥ २४२ ॥
होइ मणोवावारो पढमाओ चेव तेण समयाओ ।
होइ तदत्थग्गहणं तदणहा न प्पवत्तेज्जा ॥ २४३ ॥

જેમ દેહમાં રહેલ ચક્ષુ 'ચન્દ્ર તરફ ગયું' એમ કહેવાય છે એ સત્ય નથી પણ રૂઢિ છે, તેવી જ રીતે મનને અંગે પણ જાણવું. સર્વ રૂઢિ સત્ય નથી હોતી. જો એમ કહેવામાં આવે કે વિષય પ્રાપ્ત કર્યા સિવાય પણ મનને વ્યઞ્જનાવગ્રહ થાય છે, કેમકે અસંખ્યાત સમયનો ઉપયોગ છે, ને તે સર્વ સમયોમાં (જીવ) મનોદ્રવ્યગ્રહણ કરેછે, દ્રવ્ય અને દ્રવ્યનો સંબંધ તે પણ વ્યઞ્જન કહેલ છે, તેથી મનને વ્યઞ્જનાવગ્રહ ઘટે છે. (વળી) શરીરમાંથી નીકળ્યા-વિના પણ શરીરના હૃદયાદિકનું ચિન્તવન કરતાં જ્ઞેયનો સંબંધ થવાથી મનને વ્યઞ્જનાવગ્રહ ઘટે છે એમ કહે તો તે અયોગ્ય છે, (કેમકે) ગ્રાહ્ય સંબંધી વ્યઞ્જનોનું જે ગ્રહણ તે વ્યઞ્જનાવગ્રહ માન્યો છે. ગ્રહણ મનજ છે પણ ગ્રાહ્ય નથી, તેથી તેનો કયો ભાગ વ્યઞ્જનાવગ્રહ થઈ શકે? તદ્દેશનું ચિન્તવન કર્યા પછી પ્રથમ સમયે જ તે અર્થને ગ્રહણ ન કરે તો મનને વ્યઞ્જનાવગ્રહ હોય, ( પણ એમ બને નહિ.) તેથી તેને વ્યઞ્જનાવગ્રહ થાય નહિ. દરેક સમયે ( જીવ મનો ) દ્રવ્યને ગ્રહણ કરેછે, જેવડે તે અર્થ જાણે છે, અને ઇન્દ્રિયોપયોગમાં પણ વ્યઞ્જનાવગ્રહ વીત્યાબાદ મનોવ્યાપાર થાય છે. માટે પ્રથમ-સમયથી જ તે અર્થનું ગ્રહણ કરવા માટે પ્રવર્તમાન થાય છે. તે સિવાય બીજી રીતે પ્રવર્તતું નથી. ૨૩૬-થી-૨૪૩

જેમ શરીર ગત ચક્ષુ શરીરથી નહિ નિકળ્યા છતાં પણ "મારી આંખ ચન્દ્ર તરફ ગઇ" એમ લોકો કહે છે. આ કથન કંઈ સત્ય નથી, જો સત્ય હોય તો અગ્નિ વિગેરેને જોવાથી ચક્ષુને દાહાદિ થવાં જોઇએ. જેમ લોક રૂઢિથી માત્ર એમ કહેવાય છે કે "મારી આંખ ચન્દ્ર તરફ ગઇ" એજ પ્રમાણે મન સંબંધી પણ કહેવાય છે, કે "મારૂં મન અ-મુક સ્થળે ગયું" આથી એમ ન સમજવું કે રૂઢિ સત્ય છે, કારણ કે બધી રૂઢિઓ સત્ય નથી હોતી. घरे घरे वैश्रवणश्चत्वरे चत्वरे शिवः । पर्वते पर्वते रामः, सर्वगो मधु-सूदनः । १ । દરેક વડ પર કુબેર, દરેક ચોકમાં શિવ, દરેક પર્વતપર રામ, અને વિષ્ણુ સવ સ્થળે છે. ઈત્યાદિ લોક ઉક્તિઓ અસત્ય પણ છે. ૨૩૬

શિષ્યઃ—મેરૂ શિખર-પાણી-અગ્નિ આદિ વિષયને પ્રાપ્ત કર્યા સિવાય પણ મનને વ્ય-ઞ્જનાવગ્રહ શા માટે ન માનવો? કારણ કે છદ્મસ્થનો સર્વ ઉપયોગ અસંખ્યાત સમયવાળો સિદ્ધાન્તમાં કહ્યો છે, પણ એકાદ બે સમયવાળો નથી કહ્યો, તેથી તે ઉપયોગ સંબંધીના પહેલાના સર્વ અસંખ્યાત સમયોમાં દરેક સમયે જીવ મનોવર્ગણામાંથી અનન્તાં મનોદ્રવ્ય ગ્રહણ કરે છે. દ્રવ્ય અને દ્રવ્યનો જે સંબંધ તેને આપે વ્યઞ્જનાવગ્રહ પૂર્વે કહેલ છે, તેથી તે મનોદ્રવ્ય અને તે મનનો સંબંધ તે મનનો વ્યઞ્જનાવગ્રહ છે. જેમ શ્રોત્રાદિ ઇન્દ્રિ-યોવડે અસંખ્યાતા સમય સુધી ગ્રહણ કરાતા શબ્દાદિ રૂપે પરિણામ પામેલા દ્રવ્યો અને તે શ્રોત્રનો સંબંધ તે વ્યઞ્જનાવગ્રહ છે. તેમ અહીં પણ અસંખ્યાત સમય સુધી ગ્રહણ કરાતાં મનોદ્રવ્ય અને તેનો સંબંધ, તેને પણ વ્યઞ્જનાવગ્રહ શામાટે ન કહેવો? ૨૩૭-૨૩૮

વળી શરીરમાંથી બહાર નીકળ્યા સિવાય એટલે મેરૂઆદિ અર્થને પ્રાપ્ત કર્યા સિવાય પણ પોતાની કાયામાં રહેલા હૃદયાદિનું ચિન્તવન કરતાં મનનો પોતાના શરીરમાં રહેલા હૃદયાદિ જ્ઞેયની સાથે વિષય પ્રાપ્તિરૂપ જે સંબંધ થાય છે તે પણ મનનો વ્યઞ્જનાવગ્રહ જ છે. એ રીતે વિષય પ્રાપ્ત કર્યા વિના અને વિષય પ્રાપ્ત કરીને એમ ઉભય પ્રકારે મનનો વ્યઞ્જનાવગ્રહ ઘટી શકે છે. ૨૩૯

આચાર્યઃ—તારી એ માન્યતા ભૂલ ભરેલી છે, કેમકે તું "વિષય પ્રાપ્તિ સિવાય અને

વિષય પ્રાપ્તિથી એમ ઉભય પ્રકારે મનનો વ્યઞ્જનાવગ્રહ કહે છે. " પણ તારૂં એ કથન સંબંધ વિનાનું છે. શ્રોત્રાદિ ઇન્દ્રિય ચતુષ્ટયથી ગ્રાહ્ય શબ્દાદિ વિષય સંબંધી વ્યઞ્જનોનો એટલે શબ્દાદિપણે પરિણામ પામેલ જે દ્રવ્યો તેનો તે તે ઇન્દ્રિય સાથે સંબંધ થયો. તેને વ્યઞ્જનાવગ્રહ કહેલ છે, એવું અનેકવાર કહેવાથી બીજા પણ જાણે છે, પણ તું કહે છે તે વ્યઞ્જનાવગ્રહ નહિ. કદાચ અહીં તું એમ કહીશ કે મનોદ્રવ્ય મનને ગ્રાહ્ય થશે અને તેથી શ્રોત્રાદિ ઇન્દ્રિયોની પેઠે મનને પણ વ્યઞ્જનાવગ્રહ કહી શકાશે. એમાં શું અયુક્ત છે? આના ઉત્તરમાં કહેવાનું કે-એ તારૂં કથન યુક્ત નથી. કેમકે ચિન્તાદ્રવ્યરૂપ મન એ ગ્રાહ્ય નથી પણ પદાર્થને જાણવામાં કરણભુત છે, મનને ગ્રાહ્ય તો મેરૂશિખરાદિ વિષયો છે. તેથી કરણરૂપ મનોદ્રવ્યરાશિનો કયો ભાગ વ્યઞ્જનાવગ્રહમાં ઘટી શકે ? કોઈ જ નહિ, કારણ કે ગ્રાહ્ય વસ્તુને ગ્રહણ કરતાં જ વ્યઞ્જનાવગ્રહ થાય છે, મનોદ્રવ્ય ગ્રાહ્યવસ્તુપણે ગ્રહણ કરાતાં નથી, પણ કરણરૂપે ગ્રહણ કરાય છે. તેથી તેનો વ્યઞ્જનાવગ્રહ ન થાય. ૨૪૦

" શરીરમાંથી નીકળ્યા સિવાય પણ સ્વકાયસ્થિત હૃદયાદિનું ચિન્તવન કરતાં મનને પ્રાપ્યકારિપણું કહ્યું ને વ્યઞ્જનાવગ્રહ થાય છે એમ કહ્યું." તારૂં આ કથન પણ અયોગ્ય છે, કેમકે સ્વકાયસ્થિત હૃદયાદિ મનનો સ્વદેશ જ છે. જે વસ્તુ જે સ્થાનમાં રહેછે તે વસ્તુનો તેની સાથે સંબંધ હોયછે જ. એમાં વિવાદ જેવું શું છે? શરીરની અંદર એવી કઈ વસ્તુ છે કે જે આત્મપ્રદેશથી અસંબદ્ધ હોય ? એ રીતે જો પ્રાપ્યકારિતા માનવામાં આવે તો તે સર્વેને જીવ સાથે સંબંધ હોવાથી સર્વ જ્ઞાનો પ્રાપ્યકારીજ છે, પણ એ પ્રમાણે અહીં પ્રાપ્યકારિતા નથી માની, બાહ્ય અર્થની અપેક્ષાએજ પ્રાપ્યકારી અને અપ્રાપ્યકારીપણાનો વિચાર અહીં પ્રસ્તુત છે. બાહ્ય અર્થ મનવડે પ્રાપ્ત કર્યા સિવાય પણ ગ્રહણ કરાય છે, તેથી મનનો વ્યઞ્જનાવગ્રહ નથી.

અથવા પોતાના હૃદયાદિનો વિચાર કરતાં ભલે મનની પ્રાપ્યકારિતા થાય, પણ વ્યઞ્જનાવગ્રહ નહિ થાય; કારણ કે સ્વકાયસ્થિત હૃદયાદિનું ચિન્તવન કરતાં મનનો વ્યઞ્જનાવગ્રહ ત્યારે જ થઈ શકે કે જ્યારે મન પ્રથમ સમયે પોતાના હૃદયાદિ અર્થને જાણી ન શકે. પરન્તુ એમ થતું નથી, પ્રથમ સમયે જ મન પોતાના અર્થને જાણે છે ને તેથી તેને અર્થાવગ્રહ થાય છે, શ્રોત્રાદિની પેઠે પ્રથમ વ્યઞ્જનાવગ્રહ નથી થતો. કારણ કે શ્રોત્રાદિ ઇન્દ્રિયોને તથાવિધ ઉત્તમ ક્ષયોપશમ ન હોવાથી પ્રથમ અર્થનો (પદાર્થનો) અનુપલબ્ધિ કાળ હોયછે ને તેથી તેમને પ્રથમ વ્યઞ્જનાવગ્રહ થાય છે, અને મનને તો તથાવિધ સારો ક્ષયોપશમ હોવાથી ચક્ષુઇન્દ્રિયની પેઠે અર્થનો અનુપલબ્ધિકાળ નથી, તેથી પ્રથમ અર્થાવગ્રહ જ થાય છે. આ સંબંધમાં એવો નિયમ છે કે-" જેનો જ્ઞેયની સાથે સંબંધ થયે છતે અનુપલબ્ધિ કાળ નથી તેનો વ્યઞ્જનાવગ્રહ નથી. " આ નિયમના અનુસારેજ જેમ ચક્ષુને અર્થનો સંબંધ થયે છતે અનુપલબ્ધિ કાળ નથી, તેવી જ રીતે મનને પણ અર્થનો સંબંધ થયે છતે અર્થનો અનુપલબ્ધિ કાળ નથી તેથી, તેનો વ્યઞ્જનાવગ્રહ નથી. ઉપરોક્ત નિયમથી વિપરીત જ્યાં વ્યઞ્જનાવગ્રહ છે ત્યાં જ્ઞેયનો સંબંધ થયે છતે શ્રોત્રાદિ ઇન્દ્રિયોની પેઠે અર્થનો અનુપલબ્ધિ કાળ છે. ૨૪૧

મનોદ્રવ્યને ગ્રહણ કરવાની શક્તિવાળો જીવ કોઈ અર્થનો વિચાર કરતી વખતે દરેક સમયે મનોદ્રવ્યગ્રહણ કરે છે અને તે ચિન્તનીય અર્થને દરેક સમયે જાણે છે. આ કારણથી પ્રથમ સમયેજ ચિન્તનીય અર્થનું ગ્રહણ થાય છે, તેથી એક સમય પણ અર્થનો અનુપલબ્ધિ કાળ ન હોવાથી મનનો વ્યઞ્જનાવગ્રહ નથી સંભવતો.

શિષ્ય:—જ્યારે ઇન્દ્રિયનો વ્યાપાર રહિતપણે ઓરડા આદિમાં રહીને કેવળ મનવડે અર્થનો વિચાર થાયછે. ત્યારે મનનો વ્યઞ્જનાવગ્રહ ભલે ન થાય, પણ શ્રોત્રાદિ ઇન્દ્રિયોના વ્યાપારની સાથે મનનો પણ જે વ્યાપાર થાયછે ત્યાં પ્રથમ અનુપલબ્ધિ કાળ આપ માનોછો તો તે વખતે મનનો વ્યઞ્જનાવગ્રહ શામાટે ન માનવો ?

આચાર્ય:—શબ્દાદિઅર્થને ગ્રહણ કરતી વખતે વ્યઞ્જનાવગ્રહ થઈ ગયા બાદ મનનો વ્યાપાર થાય છે, એટલે કે ઇન્દ્રિય વ્યાપાર અવસ્થામાં મનનો અર્થાવગ્રહરૂપ વ્યાપાર થાય છે એટલું જ નહિ પરન્તુ શ્રોત્રાદિ ઇન્દ્રિયના વ્યાપાર કાળે પણ કેવળ અર્થાવગ્રહથી જ માંડીને મન તો વ્યાપાર કરે છે, પણ વ્યઞ્જનાવગ્રહ કાળે મન વ્યાપાર નથી કરતું. કેમકે અર્થના અનવબોધ રૂપ વ્યઞ્જનાવગ્રહ છે, અથવા અર્થના અવબોધનું કારણ માત્ર છે, અને મન તો અર્થાવબોધ રૂપજ છે. જે અર્થનું મનન કરે અથવા જેવડે અર્થનું મનન કરાય તે મન, એ પ્રમાણે મન સાર્થક નામવાળું છે. વળી જો વ્યઞ્જનાવગ્રહકાળે મનનો વ્યાપાર હોય તો તે વખતે મનનો વ્યઞ્જનાવગ્રહ માનતાં મતિજ્ઞાનના અઠ્ઠાવીસ ભેદ વીંખાઈ જાય. ( અઠ્ઠાવીસના બદલે ઓગણત્રીસ થાય ) માટે પ્રથમસમયથીજ મનને અર્થ ગ્રહણરૂપ અર્થાવગ્રહ માનવો ઇષ્ટ છે. જો પ્રથમ સમયથી જ મનને અર્થાવગ્રહ ન માનવામાં આવે તો મનની મનપણે પ્રવૃત્તિ જ ન થાય. પોતાની અનુત્પત્તિ જ હોય. કારણ કે જેમ સ્વઅભિધેયઅર્થોને બોલતાં જ ભાષા કહેવાય. તથા સ્વવિષયભૂત અર્થોને જાણતા હોય તે જ અવધિ આદિ જ્ઞાનો કહેવાયછે, પણ ન જાણતાં હોય તેઓને અવધિઆદિ જ્ઞાનો નથી કહેવાતાં. તેવી રીતે અહીં પણ સ્વવિષયભૂત અર્થોને પ્રથમ સમયથી માંડીને મનન કરે તોજ મન કહેવાય છે, અન્યથા અવધિઆદિની પેઠે તેની પ્રવૃત્તિ ન થાય.

એ સર્વ કથનનું તાત્પર્ય આ છે કે મનનેઅનુપલબ્ધિ કાળ નથી, અનુપલબ્ધિકાળ ન હોવાથી તેનો વ્યઞ્જનાવગ્રહ પણ નથી. આ અમે પોતાની બુદ્ધિવડે યુક્તિ માત્રથી કહેતા નથી. આગમને વિષે પણ વ્યજનાવગ્રહ થઈ ગયા પછી જ ઇન્દ્રિયોના ઉપયોગને વિષે મનના વ્યાપારનું કથન છે. આ સંબંધમાં કલ્પભાષ્યની અંદર કહ્યું છે કે—"अत्थाणंतरचारि चित्तं निययं तिकालविसयंति। अत्थम्मि पडुप्पन्ने विणिओगं इंदियं लहइ ॥ એટલે મન નિશ્ચય અર્થાનન્તરચારિ અને ત્રિકાળ વિષયિ છે; પરન્તુ ઇન્દ્રિયો તો વર્તમાનમાં અર્થ પ્રાપ્ત થવાથી સંબંધ પામે છે." અર્થાત્ શ્રોત્રાદિ ઇન્દ્રિયના વ્યઞ્જનાવગ્રહવડે શબ્દાદિ અર્થગ્રહણ કર્યા બાદ અર્થાવગ્રહથી માંડીને મન પ્રવર્તે છે, પણ વ્યઞ્જનાવગ્રહકાળે નથી પ્રવર્તતું, વળી મન ત્રિકાળ વિષયિ છે અને ઇન્દ્રિયો સાંપ્રતકાળ વિષયી છે. ૨૪૨–૨૪૩

હવે મનની અનુપલબ્ધિના કાળનો અભાવ તથા ચક્ષુની અપ્રાપ્યકારિતા યુક્તિપૂર્વક સિદ્ધ કરીને વ્યઞ્જનાવગ્રહનો ઉપસંહાર કરેછે.

नेयाउ चिय जं सो लहइ सरूवं पइव–सद्द व्व ।
तेणाजुत्तं तस्सामिकप्पियवंजणोग्गहणं ॥ २४४ ॥
जइ नयणिन्दियमप्पत्तकारि सव्वं न गिण्हए कम्हा ? ।
गहणा–गहणं किंकयमपत्तविसयत्तसामन्ने ? ॥ २४५ ॥
विसयपरिमाणमनियममपत्तविसयंति तस्स मणसो व्व ।
मणसोऽवि विसयनियमो नकमेरं जओ स सव्वत्थ ॥ २४६ ॥

अत्थग्गहणेसु मुज्झइ सन्तेसुऽवि केवलाइगम्मेसु ।
तं किंकयमग्गहणं अपत्तकारित्तसामन्ने ? ॥ २४७ ॥
कम्मोदयउ व्व सहावउ व्व नणु लोयणेऽवि तं तुल्लं ।
तुल्लो व उवालंभो पत्तो संपत्तविसएऽवि ॥ २४८ ॥
सामत्थाभावाओ मणो व्व विसयं परं न गेण्हेज्जा ।
कम्मक्खओवसमओ साणुग्गहओ य सामत्थं ॥ २४९ ॥

જ્ઞેય થકી જ મન પ્રદીપ અને શબ્દની પેઠે સ્વરૂપ પામે છે, તેથી તેને અસંકલ્પિત વ્યઞ્જનગ્રહણ અયુક્ત છે. (શંકા) જો નયનેન્દ્રિય અપ્રાપ્યકારી છે, તો તે સર્વ વસ્તુને શામાટે નથી ગ્રહણ કરતી? અપ્રાપ્તવિષયપણું સમાન છતાં કોઈકને ગ્રહણ કરે અને કોઈકને ગ્રહણ ન કરે એમ શાથી થાયછે?, કેમકે તેને અપ્રાપ્ત વિષયપણાથી મનની પેઠે વિષયનું પરિમાણ અનિયત છે. (ઉત્તર) મનના વિષયનો પણ નિયમ છે, ને તે પણ સર્વત્ર પ્રસરતું નથી, કેવળજ્ઞાનાદિવડે ગમ્ય એવા વિદ્યમાન છતાં ગહન અર્થોમાં તે મન પણ (કાંઇક) મુંઝાય છે, (શંકા) તો અપ્રાપ્યપણું સમાન છતાં શા માટે મનથી તેનું ગ્રહણ ન થાય? (ઉત્તર) કેટલાક અર્થને મન નથી ગ્રહણ કરતું તે કર્મના ઉદયથી અથવા સ્વભાવથી, તો તે લોચનમાં પણ તુલ્ય છે. અથવા પ્રાપ્ત વિષયમાં પણ આ ઉપાલંભ સરખોજ છે. માટે ચક્ષુ સ્વસામર્થ્યના અભાવે મનની પેઠે વિષય ઉપરાંત નથી ગ્રહણ કરતી. કર્મનો ક્ષયોપશમ અને અનુગ્રહ એ બેથી એનું સામર્થ્ય છે. ૨૪૪-થી-૨૪૯.

દરેક સમયે મનોદ્રવ્યનુ ગ્રહણ અને જ્ઞેય અર્થનો બોધ મનને થાય છે, તેથી તેને અનુપલબ્ધિ કાળ નથી. વળી જ્ઞેય અથવા ચિન્તનીય વસ્તુથી જ તે સ્વરૂપ પામેછે, તે સિવાય નથી પામતું. તેથી કરીને જો તે જ્ઞેય વસ્તુને ન જાણે તો તેનાથી તેની ઉત્પત્તિ કેમ થઇ શકે? કહેવાનું તાત્પર્ય એ છે કે મન-પ્રદીપ-શબ્દ-અગ્નિ-સૂર્ય વિગેરે શબ્દો સાર્થક ક્રિયા વાચી છે. જેમકે-જે જાણે અથવા મનન કરે તે મન. જે પ્રગટ કરે અથવા પ્રકાશ કરે તે પ્રદીપ. જે બોલાય તે શબ્દ. જે દાહ કરે-બાળે તે દહન અથવા અગ્નિ. જે તપે તે તપન-સૂર્ય. આ પ્રમાણે વિશિષ્ટ ક્રિયા કરવામાં મન વિગેરે વસ્તુઓ પોતાની મનનભાવપણાદિ અર્થક્રિયા ન કરે તો તેઓના સ્વરૂપની હાની થાય. તે કારણથી જેમ પ્રદીપનીય-શબ્દનીયઆદિ વસ્તુની અપેક્ષાએ પ્રદીપ-શબ્દ વિગેરે નામો પ્રવર્તે છે, તે પ્રદીપ-શબ્દ આદિ વસ્તુને અપ્રદીપન-અશબ્દન આદિ રૂપ કહી શકાય નહિ. તેવીજ રીતે મનનીય વસ્તુનું મનન કરવાથી જ મન એવું નામ પ્રવર્તે છે, તેને અમનનરૂપ કહેવું એ યોગ્ય નથી. આજ કારણથી અસંકલ્પિત શબ્દાદિ ભાવે પરિણામ પામેલા શબ્દાદિ દ્રવ્યો અને વ્યઞ્જનોનું ગ્રહણ મનને યોગ્ય નથી. પરન્તુ સંકલ્પિત (અર્થાવગ્રહદ્વારાએ જાણેલા) શબ્દાદિ દ્રવ્યોને મન ગ્રહણ કરે છે. માટે મનને અનુપલબ્ધિકાળ નથી, અનુપલબ્ધિકાળ ન હોવાથી તેનો વ્યઞ્જનાવગ્રહ પણ નથી. ૨૪૪

શિષ્યઃ—આપે જે આ મનને અનુપલબ્ધિનો કાળ નથી એમ કહ્યું, તે તો સમજાયું. પણ પૂર્વ જે ચક્ષુની અપ્રાપ્યકારિતા કહી છે. તેમાં હજી શંકા છે, તે આપ કૃપા કરી સમજાવો. જો પૂર્વે કહ્યા મુજબ ચક્ષુ અપ્રાપ્યકારી છે, તો તે ત્રિભુવનગત સર્વ વસ્તુ સ-

મૂહને કેમ નથી ગ્રહણ કરતી? આપે કહ્યું છે કે અપ્રાપ્ત વિષયને ચક્ષુ ગ્રહણ કરે છે, તો પછી અપ્રાપ્તવિષયપણું સર્વત્ર સમાન છતાં કોઇકને ગ્રહણ કરે, અને કોઇકને ગ્રહણ ન કરે, એમ શામાટે? આથી કરીને આપના કહેવા મુજબ ચક્ષુ અપ્રાપ્ત વિષયને ગ્રહણ કરે છે, તેથી તેના ગ્રાહ્ય વિષયનું મનની પેઠે અપરિમિત પ્રમાણ થશે, કારણ કે-"જે અપ્રાપ્ત વિષયને જાણે છે, તેને વિષયનું પરિમાણ નથી હોતું." જેમ મન અપ્રાપ્ત વિષયને ગ્રહણ કરે છે, તેથી તેના વિષયનું પરિમાણ નથી. તેમ ચક્ષુ પણ અપ્રાપ્ત વિષયને ગ્રહણ કરે છે તેથી તેના વિષયનું પરિમાણ પણ નથી. ૨૪૫

આચાર્ય:—દૃષ્ટાન્ત ભૂત કહેલું મન જે અપ્રાપ્યકારી છે તેને પોતાના વિષયનું પરિમાણ નથી એમ જે તું કહે છે તે અયોગ્ય છે, કારણ કે મન સર્વ અર્થમાં નથી પ્રસરતું. કેવળજ્ઞાનાદિથી જાણી શકાય એવા અનન્તા ગહન અર્થો વિદ્યમાન છે. તેમાંનાં કેટલાક અર્થમાં મંદમતિવાળા જીવનું મન મુંઝાય છે. એટલે કે તે અર્થોને તેમનું મન જાણી શકતું નથી. અહીં પણ અપ્રાપ્તકારીપણું સમાન છતાં તેવા અર્થોને મન નથી ગ્રહણ કરતું તેનું શું કારણ? આ ઉપરથી એવો નિશ્ચય થાય છે કે મનનો વિષય પરિમિત છે, અપરિમિત નથી. અને તેથી કરીને તારૂં દૃષ્ટાન્ત સાધ્યવિકલ હોવાથી સાધ્યની સિદ્ધિ નથી કરતું. ૨૪૬-૨૪૭.

શિષ્ય:—મન કેટલાક અર્થને ગ્રહણ નથી કરતું, તે તદાવરણીય કર્મના ઉદયથી અથવા સ્વભાવથી નથી ગ્રહણ કરતું.

આચાર્ય:—તો ચક્ષુમાં પણ એ નિયમ સમાન છે, તે પણ તદાવરણીય કર્મના ઉદયથી અથવા સ્વભાવથી કેટલાક અર્થને ગ્રહણ કરે છે અને કેટલાકને નથી ગ્રહણ કરતી. આ સાથે એ પણ સમજવું કે જેઓ ચક્ષુ અને મનને પ્રાપ્યકારી માને છે, તેઓને પણ આજ દૂષણ પ્રાપ્ત થશે. જેમકે-ચક્ષુ પ્રાપ્ત અર્થને ગ્રહણ કરે છે તો અતિપ્રાપ્ત થએલ અઞ્જન-રજ-મેલ-સળી વિગેરે અર્થને તે કેમ નથી ગ્રહણ કરતી? સર્વ અર્થને ગ્રહણ કરેછે એમ કહેવામાં આવે તો તે ખોટું છે. કેમકે જ્યારે તે ઘટને ગ્રહણ કરે છે. ત્યારે પટ-શંખ-દીપ વિગેરેને કેમ નથી ગ્રહણ કરતું. આના ઉત્તરમાં એમ કહેવામાં આવે કે ઘટની પ્રાપ્તિકાળે પટાદિની પ્રાપ્તિ નથી થતી, તેથી મન તેને નથી ગ્રહણ કરતું. આ કથન પણ યોગ્ય નથી, કેમકે તે વખતે પટાદિ પ્રાપ્ત નથી થયા એમ કહેવામાં કોઇ હેતુ નથી. કટ-કુટીરાદિ તેમને આવરણ કરતા નથી, કદાચ કટાદિથી આવૃત હોય, તો પણ મેરૂ આદિ દૂરસ્થ વસ્તુનું જ્ઞાન મનવડે થાય છે, તો તેમનું કેમ ન થાય? તેથી એમ કેમ કહી શકાય કે ઘટની પ્રાપ્તિકાળે પટાદિકો પ્રાપ્ત નથી થયા. આ પ્રમાણે પ્રાપ્યકારી માનવાથી પણ દોષ પ્રાપ્ત થશે.

ચક્ષુ ઇન્દ્રિય આગમમાં કહેલા વિષય ઉપરાંતથી વિષયને ગ્રહણ કરી શકતી નથી, કેમકે તેને મનની પેઠે વિષય ઉપરાંત ગ્રહણ કરવાનું સામર્થ્ય નથી. અપ્રાપ્તપણું સમાન છતાં જે અર્થોમાં જ્ઞાન થવા માટે કર્મનો ક્ષયોપશમ અને પ્રકાશ આદિ સામગ્રીના સંબંધ થકી અનુગ્રહ હોય છે. તે અર્થોમાં કર્મના ક્ષયોપશમથી અને શેષ સામગ્રીના અનુગ્રહથી ચક્ષુને ગ્રહણ સામર્થ્ય થાયછે. અને જે અર્થોમાં ગ્રહણ સંબંધી કર્મનો ક્ષયોપશમ તથા શેષ સામગ્રી નથી હોતાં ત્યાં ગ્રહણ થતું નથી. માટે ચક્ષુ અને મન અપ્રાપ્યકારી છે. આથી કરીને એ પણ સિદ્ધ થયું કે સ્પર્શન-રસના-ઘ્રાણ-અને શ્રોત્ર એ ચારને જ વ્યઞ્જનાવગ્રહ થાયછે. ચક્ષુ તથા મનને નથી થતો. ૨૪૮

એ પ્રમાણે ચક્ષુ અને મન સિવાય બાકીની ઇંદ્રિયોથી જ વ્યઞ્જનાવગ્રહ થાય છે માટે તે વ્યઞ્જનાવગ્રહ ચાર પ્રકારે છે. એમ સિદ્ધ કર્યું. હવે પૂર્વે ૧૯૩ મી ગાથામાં કહ્યું છે કે-વ્યઞ્જનાવગ્રહ અને અર્થાવગ્રહ એમ અવગ્રહ બે પ્રકારે છે. તેમાં પ્રથમ વ્યઞ્જનથી અર્થનું ગ્રહણ થાય છે. માટે પહેલાં વ્યઞ્જનાવગ્રહનું સ્વરૂપ કહીશું. પ્રતિબોધક અને શરાવળાના ઉદાહરણથી તેનું સ્વરૂપ નન્દી અધ્યયનમાં આ પ્રમાણે કહ્યું છે:—

"વ્યઞ્જનાવગ્રહનું પ્રરૂપણ પ્રતિબોધક ( જાગ્રત કરનાર ) ના દૃષ્ટાંતથી તથા મલ્લક (સરાવલા)ના દૃષ્ટાંતથી કરીશ. પ્રતિબોધકનું દૃષ્ટાંત આ પ્રમાણે-જેમ કોઇ પુરૂષ બીજા સુતેલા પુરૂષને જાગ્રત કરવાને અરે ફલાણા ! ફલાણા ! એમ કહે, તે વખતે કોઇ મનુષ્ય આચાર્યને પૂછે કે-એક સમયમાં પેઠેલા પુદ્ગળો ગ્રહણ થાય છે, સંખ્યાતા સમયે પેઠેલા પુદ્ગળો ગ્રહણ થાય છે કે અસંખ્યાતા સમયે પેઠેલા ગ્રહણ થાય છે? આના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે એક સમયમાં અથવા સંખ્યાતા સમયમાં પેઠેલા પુદ્ગળો ગ્રહણ નથી થતા, પણ અસંખ્યાતા સમયે પેઠેલા પુદ્ગળો જ ગ્રહણ થાય છે. આ પ્રમાણે પ્રતિબોધકનું ઉદાહરણ છે હવે શરાવળાનું ઉદાહરણ કહીએ-જેમ કોઈ પુરૂષ સારી રીતે પાકેલું શરાવળું ( ચપ્પણિયું ) લઇને તેમાં એક પાણીનું બિન્દુ નાંખે, તે નાશ પામે, બીજું નાંખે તે પણ નાશ પામે ત્રીજું નાંખે તે પણ નાશ પામે. એ પ્રમાણે બિન્દુઓ નાંખતાં નાંખતાં પાણીનું બિન્દુ ચપ્પણીયાને ભીનું કરશે, પછી અનુક્રમે તેમાં બિન્દુ રહેશે, વળી તે શરાવળું ભરાશે, છેવટે બિન્દુ ન સમાતાં બહાર નીકળી જશે ને ચપ્પણીયાને પલાળી નાંખશે. એ પ્રમાણે અહિં વ્યંજનાવગ્રહમાં પણ અનન્તા પુદ્ગળો નાંખતાં જ્યારે તે ( ઇન્દ્રિરૂપરૂપ ) વ્યઞ્જન પૂર્ણ થાય છે, ત્યારે તે સુતેલો પુરૂષ 'હું' એમ કહે છે, પરન્તુ તે વખતે જાણતો નથી કે શું આ શબ્દાદિ છે કે બીજું કંઇ? "

નન્દીઅધ્યયનની ટીકામાં પણ આજ પ્રમાણે કહ્યું છે:—મૂળમાં "અસંખ્યાતા સમયે પ્રવેશેલા પુદ્ગળો ગ્રહણ થાય છે" એમ જે કહ્યું છે, તે શબ્દ વિજ્ઞાન ઉત્પત્તિની અપેક્ષાએ કહ્યું છે, અન્યથા સંબંધ માત્રની અપેક્ષાએ કહીએ તો ન કહેવાય. કેમકે પ્રથમ સમયે જ પુદ્ગળો ગ્રહણ થાય છે. અર્થાત્ પ્રથમ સમયથી આરંભીને અસંખ્યાતા સમય સુધી પ્રવેશ પામેલા શબ્દ દ્રવ્યરૂપ પુદ્ગળો ગ્રહણ થાય છે, અને તે અર્થાવગ્રહરૂપ જ્ઞાનના હેતુ બને છે. આ સર્વમાં છેલ્લા સમયે દાખલ થએલા પુદ્ગળો જ અર્થાવગ્રહરૂપ વિજ્ઞાન ઉત્પન્ન કરવાપણે ગ્રહણ થાય છે, તે સિવાયના બીજા પુદ્ગળો ઇન્દ્રિય ક્ષયોપશમમાં ઉપકારી છે. માટે સર્વપુદ્ગળો સામાન્યથી ગ્રહણ થાય છે એમ કહ્યું છે. ૨૪૯

એ પ્રમાણે વ્યઞ્જનાવગ્રહનું સ્વરૂપ પ્રતિપાદન કરનાર એવો નન્દીસૂત્રનો બીજો ભાગ ઘણું કરીને સુગમ છે, એમ જાણીને "જ્યારે તે વ્યઞ્જન પૂર્ણ થાય" ઇત્યાદિ પદની વ્યાખ્યા કરવાને ભાષ્યકાર મહારાજ કહે છે કે—

तोएण मल्लगंपिव वंजणमापूरियंति जं भणियं ।
तं दव्वमिंदियं वा तस्संजोगो व न विरुद्धं ॥ २५० ॥
दव्वं माणं पूरियमिंदियमापूरियं तहा दोण्हं ।
अण्णोण्णसंसग्गो जया तया गिण्हइ तमत्थं ॥ २५१ ॥
• सामन्नमणिद्देसं सरूवनामाइकप्पणारहियं ।

जइ एवं जं तेणं गहिए सद्दुत्ति तं किह णु ? ॥ २५२ ॥
सद्देत्ति भणइ वत्ता तम्मत्तं वा न सद्दबुद्धीए ।
जइ होइ सद्दबुद्धि तोऽवाओ चेव सो होज्जा ॥ २५३ ॥
जइ सद्दबुद्धिमेत्तयमवग्गहो तव्विसेसणमवाओ ।
णणु सद्दो नासद्दो न य रूवाइ विसेसोऽयं ॥ २५४ ॥

પાણીવડે મલ્લકની પેઠે વ્યઞ્જન પૂર્ણ થાય, એમ જે કહ્યું છે, તેમાં વ્યઞ્જન એટલે દ્રવ્ય-ઇન્દ્રિય અથવા તે બેનો સંયોગ છે. તેમાં કંઇ વિરોધ નથી. દ્રવ્યનું પ્રમાણ પૂર્ણ થાય, ઇન્દ્રિય પૂર્ણ હોય અને એ ઉભયનો જ્યારે સંસર્ગ થાય, ત્યારે તે અર્થને ગ્રહણ કરે છે. સામાન્ય અનિર્દેશ્ય સ્વરૂપ-નામકલ્પનાદિ રહિત (અર્થને ગ્રહણ કરે છે.) શિષ્ય-જો એમ છે, તો જે 'તેણે શબ્દગ્રહણ કર્યો. (એમ કહ્યું છે.) તેનું કેમ? ગુરૂ-'શબ્દ' એમ વક્તા કહે છે, અથવા તન્માત્ર ( ગ્રહણ કરે છે ), શબ્દબુદ્ધિએ નહિ. જો શબ્દબુદ્ધિએ ગ્રહણ કરે, તો તે અવશ્ય અપાય થાય. જો શબ્દબુદ્ધિ માત્ર જાણે એ અવગ્રહ છે અને તેનું શબ્દ તરીકે વિશેષ જ્ઞાન તે અપાય છે, કારણ કે શબ્દ છે અશબ્દ નથી એટલે રૂપાદિ નથી. એવો વિશેષ એમાં છે ૨૫૦-થી-૨૫૪

પાણીવડે શરાવળાની પેઠે વ્યઞ્જન પૂર્ણ થાય, એમ જે નન્દીસૂત્રકારે કહ્યું છે; તેમાં સૂત્રકારે વ્યઞ્જન શબ્દરૂપી ઇન્દ્રિય-દ્રવ્ય-અથવા દ્રવ્ય અને ઇન્દ્રિયનો સંયોગ એ ત્રણ વસ્તુ સમજાવી છે. કારણ કે શબ્દાદિરૂપે પરિણામ પામેલ પુદ્ગળ સમૂહરૂપ દ્રવ્ય, શ્રોત્રાદિ ઇન્દ્રિયો, અને એ બન્નેનો સંયોગ એ ત્રણેમાં પણ જેવડે અર્થ પ્રગટ કરાય તે વ્યઞ્જન કહેવાય એવી વ્યંજન શબ્દની વ્યુત્પત્તિ તે ઘટી શકે છે. ૨૫૦

"જ્યારે વ્યઞ્જન પૂર્ણ થાય." આમાં વ્યઞ્જન શબ્દથી વાચ્ય દ્રવ્યાદિ ત્રણેના પૂર્ણપણાની અંદર દરેકનો તફાવત છે. જ્યારે વ્યઞ્જન એટલે દ્રવ્ય એમ માનવામાં આવે, ત્યારે 'વ્યઞ્જન પૂર્ણ થાય' એ પદનો અર્થ એવો કરવો કે-દરેક સમયે પ્રવેશ પામેલા શબ્દાદિ દ્રવ્યોનું પ્રમાણ સ્વગ્રાહક જ્ઞાન ઉત્પન્ન કરવાને સમર્થ હોય. તથા વ્યઞ્જન એટલે ઇન્દ્રિય એમ જ્યારે માનવામાં આવે ત્યારે ઉપરોક્ત પદનો અર્થ ઇન્દ્રિય પૂર્ણ છે, વ્યાપ્ત છે. ભરેલ છે, અને વાસિત છે, એવો કરવો. અને વ્યઞ્જન એટલે ઇન્દ્રિય તથા શબ્દાદિકપણે પરિણામ પામેલા દ્રવ્યોનો સંયોગ, એમ જ્યારે માનવામાં આવે, ત્યારે પૂર્વોક્તપદનો અર્થ ઇન્દ્રિય અને દ્રવ્યનો માંહોમાંહે અત્યંત એકમેકભાવવડે કરીને પરિણામ એવો સમજવો. એ ત્રણે પ્રકારનું વ્યઞ્જન જ્યારે ત્રણે પ્રકારે પૂર્ણ થાય ત્યારે તે વિવક્ષિત શબ્દાદિ અર્થને અવ્યક્તપણે-એટલે નામ-જાતિ આદિની કલ્પના રહિતપણે ગ્રહણ કરે છે. અને તે પછી 'હું' એમ કહે છે. અર્થાવગ્રહ એક સમયનો છે, તે સિવાયનો દ્રવ્ય પ્રવેશાદિ રૂપ વ્યઞ્જનાવગ્રહ, તે તે અર્થાવગ્રહની પૂર્વે અન્તર્મુહૂર્તનો જાણવો. ૨૫૧

ગ્રાહ્યઅર્થ સામાન્ય-વિશેષાત્મક છતાં જીવ તેને પહેલાં સામાન્યરૂપે જ ગ્રહણ કરેછે, વિશેષ રૂપે ગ્રહણ નથી કરતો, કારણ કે અર્થાવગ્રહનો કાળ એક સમયનો જ છે, તેમાં વિશેષ રૂપે ગ્રહણ કરી શકાય નહિ. કોઈ સામાન્ય અર્થ ગામ-નગર-સેના આદિ શબ્દવડે નિર્દેશ્ય એટલે કહી શકાય એવો હોય છે. તેને જુદા પાડવા માટે 'અનિર્દેશ્ય' એવું વિશેષણ આપીને કોઈ પણ શબ્દથી ન કહી શકાય એવા સામાન્ય-અનિર્દેશ્ય રૂપે અર્થને ગ્રહણ કરે છે, એમ જણાવ્યું.

કેમકે અર્થાવગ્રહમાં સ્વરૂપ નામ-જાતિ ક્રિયા-ગુણ-દ્રવ્ય-આદિની કલ્પના રહિત વસ્તુ ગ્રહણ કરે છે. (તેમાં ચક્ષુઆદિ ઇન્દ્રિયોવડે જાણી શકાય એવા રૂપ-રસાદિ અર્થોનો પ્રતિનિયત સ્વભાવ તે સ્વરૂપ, રૂપ રસાદિ અર્થોને કહેનાર ધ્વનિ તે નામ, રૂપત્વ-રસત્વ વિગેરે જાતિ, આ રૂપ પ્રીતિકર છે, આ રસ પુષ્ટિકારક છે. ઈત્યાદિ શબ્દ ક્રિયાપ્રધાન હોવાથી તે ક્રિયા છે, કૃષ્ણ-નીલ આદિ ગુણો છે, અને પૃથ્વી આદિ દ્રવ્ય છે.) એ રીતે અર્થાવગ્રહમાં અનિર્દેશ્ય-સામાન્ય રૂપે અર્થનું ગ્રહણ થતું હોવાથી તે પદાર્થનાં સ્વરૂપ-નામ-જાતિ વિગેરે કાંઈ પણ પ્રકાર કહી શકાય નહિ.

શિષ્ય:—જો સ્વરૂપ-નામ-જાતિ આદિની કલ્પના રહિત પદાર્થ અર્થાવગ્રહનો વિષય છે, તો પછી નન્દીસૂત્રમાં જે કહ્યું છે કે-"से जहा नाम ए केइ पुरिसे अव्वत्तं सद्दं सुणेज्जा, तेणं सद्देत्ति उग्गहिए, नउण जाणइ के वेस सद्दाइ त्ति" કોઈ પુરૂષ અવ્યક્ત શબ્દ સાંભળે, તેણે 'શબ્દ છે' એમ જાણ્યું, પણ એ કયો શબ્દ છે તે નથી જાણતો." એ પ્રમાણે કહ્યું છે, તેની સાથે આપે કહેલ વ્યાખ્યાનો વિરોધ જણાયછે; કારણ કે નન્દીસૂત્રમાં પ્રતીતિ કરનારે અર્થાવગ્રહવડે શબ્દ ગ્રહણ કર્યો, એમ કહ્યું છે, અને આપ તો સર્વથા શબ્દાદિ ઉલ્લેખ રહિત અર્થાવગ્રહ કહો છો તેનું શું કારણ? ૨૫૨

આચાર્ય:—"તેણે શબ્દ ગ્રહણ કર્યો" એમ જે સૂત્રમાં કહ્યું છે, ત્યાં 'શબ્દ' એ પદ સૂત્રકાર કહે છે. અથવા શબ્દ માત્રને રૂપ-રસાદિ વિશેષોથી જુદા કર્યા સિવાય શબ્દપણે અનિશ્ચિત રૂપે ગ્રહણ કરે છે. આટલા અંશ ઉપરથી જ એમ કહ્યું છે કે "તેણે શબ્દગ્રહણ કર્યો." પણ શબ્દ બુદ્ધિથી "આ શબ્દ છે" એવા અધ્યવસાયવડે તેણે તે શબ્દ વસ્તુ ગ્રહણ કરેલ નથી. કેમકે 'શબ્દ' એવો ઉચ્ચાર કરતાં જ અન્તર્મુહૂર્ત વખત થઈ જાય છે, અને અર્થાવગ્રહ તો એક સમયનોજ છે. માટે "તેણે શબ્દગ્રહણ કર્યો" એમ માનવું તે યોગ્ય નથી. વળી જો અર્થાવગ્રહમાં શબ્દ બુદ્ધિ થાય (શબ્દનો નિશ્ચય થાય), એમ માનીએ તો તે અપાય જ કહેવાય, પણ અવગ્રહ નહીં, કેમકે નિશ્ચય તે અપાય રૂપ છે. અને શબ્દપણાના નિશ્ચયરૂપ અપાયને પ્રથમજ થયેલો માનીયે તો અર્થાવગ્રહ અને ઈહાનો અભાવ થાય. માટે એ માન્યતા ઇષ્ટ નથી.

શિષ્ય:—પ્રથમ સમયે રૂપાદિથી ભિન્ન 'આ શબ્દ છે' એવા પ્રત્યયવાળો અર્થાવગ્રહ માનીએ તો શું હરકત છે? કેમકે શબ્દ માત્રરૂપે એ સામાન્ય જ છે. એ પ્રમાણે સામાન્યરૂપ ગ્રહણ કર્યા બાદ ઉત્તર કાળે ઘણું કરીને મધુર્યાદિ શંખશબ્દના ધર્મો અહીં ઘટે છે. પણ કર્કશાદિ શૃંગના શબ્દમાં રહેતા ધર્મો ઘટતા નથી. આવા પ્રકારની વિમર્શબુદ્ધિ તે ઈહા. તે પછી આ શંખનો જ શબ્દ છે એવો નિશ્ચય થાય તે અપાય. આ પ્રમાણે માનવાથી "તેણે શબ્દ ગ્રહણ કર્યો" ઈત્યાદિ સર્વ આગમાનુસાર ગણાશે, અને "કયો શબ્દ છે એમ નથી જાણતો તે, તથા તે પછી ઈહામાં પ્રવેશ કરે છે." ઈત્યાદિ સર્વ જે સૂત્રમાં કહ્યું છે તે વિરોધ વિનાનું થશે. આ કથનને આચાર્ય ઉત્તર આપી દૂર કરે છે. ૨૫૩

આચાર્ય:—જો શબ્દબુદ્ધિમાત્રને ન માનતાં "આ શબ્દ છે" એવા નિશ્ચયજ્ઞાનને અર્થાવગ્રહ માનવામાં આવે અને તે શબ્દના વિશેષને (આ શંખનો શબ્દ છે, ઈત્યાદિ વિશેષજ્ઞાનને) અપાય માનવામાં આવે તો અવગ્રહ લક્ષણ રૂપ મતિજ્ઞાનના પ્રથમ ભેદના અભાવનો પ્રસંગ થાય. કેમકે 'આ શબ્દ છે' એવો પ્રત્યય વિશેષજ્ઞાનથી થાય છે, અને એ વિશેષજ્ઞાન તો અપાય છે. કદી તું અહીં એમ કહીશ કે-'આ શંખનો જ શબ્દ છે" ઈત્યાદિ ઉત્તર કાળ ભાવિ જ્ઞાન જ વિશેષ ગ્રાહક છે, અને શબ્દજ્ઞાનમાં તો શબ્દસામા-

ન્યનું જ ભાન થાય છે. તેથી તેમાં વિશેષજ્ઞાન ક્યાંથી આવ્યું? કે જેથી એમાં અપાયનો પ્રસંગ થાય? આના ઉત્તરમાં કહેવાનું કે-'આ શબ્દ છે, અશબ્દ નથી' આવો વિશેષ તે વિશેષજ્ઞાનજ છે. જ્યારે આ શબ્દ છે, એમ ગ્રહણ કરાય છે ત્યારે આ રૂપ-રસાદિ નથી એમ ભિન્નપણે ગ્રહણ કરતાં 'આ અશબ્દ નથી' એટલે કે શબ્દ છે એવો નિશ્ચય થાય છે. જો રૂપાદિથી ભિન્ન ગ્રહણ કરેલ ન હોય તો આ શબ્દ છે એવો નિશ્ચય પણ ન થાય. માટે "આ શબ્દ છે, અશબ્દ નથી" એવું ભાન તે વિશેષજ્ઞાનજ છે. અને તેથી કરીને એ વિશેષજ્ઞાનને અપાયનો પ્રસંગ થવાથી તેની પહેલાં થવા જોઇતા અવગ્રહાદિના અભાવનો પ્રસંગ થાય છે. ૨૫૦-થી-૨૫૪.

હવે અર્થાવગ્રહ અને અપાયના વિષયનો ભેદ જણાવવાને કહે છે.

थोवमियं नावाओ संखाइविसेसणमवाउ त्ति ।
तब्भेयावेक्खाए नणु थोवमिदं पि नावाओ ॥ २५५ ॥
इय सुबहुणा वि कालेण सव्वभेयाऽवधारणमसज्झं ।
जम्मि हवेज्ज अवाओ सद्दो च्चिय उग्गहो नाम ॥ २५६ ॥
किं सद्दो किमसद्दो चऽणीहिए सद्द एव किह जुत्तं ? ।
अह पुव्वमीहिऊणं सद्दो त्ति मयं, तई पुव्वं ॥ २५७ ॥
किं तं पुव्वं गहियं जमीहओ सद्द एव विण्णाणं ।
अह पुव्वं सामण्णं जमीहमाणस्स सद्दो त्ति ॥ २५८ ॥
अत्थोग्गहओ पुव्वं होयव्वं तस्स गहणकालेणं ।
पुव्वं च तस्स वंजणकालो सो अत्थपरिसुण्णो ॥ २५९ ॥
जइ सद्दो त्ति न गहियं न उ जाणइ जं क एम सद्दो त्ति ।
तमजुत्तं सामण्णे गहिए मग्गिज्जइ विसेसो ॥ २६० ॥
सव्वत्थ देसयंतो सद्दो सद्दो त्ति भासओ भणइ ।
इहरा न समयमेत्ते सद्दो त्ति विसेसणं जुत्तं ॥ २६१ ॥
अहव सुए चिय भणियं जह कोइ सुणेज्ज सद्दमव्वत्तं ।
अव्वत्तमाणहेसं सामण्णं कप्पणारहियं ॥ २६२ ॥
अह व मई, पुव्वं चिय सो गहिओ वंजणोग्गहे तेणं ।
जं वंजणोग्गहम्मि वि भणियं विण्णाणमव्वत्तं ॥ २६३ ॥
अत्थि तयं अव्वत्तं न उ तं गेण्हइ सयं पि सो भणियं ।
न य अग्गहियम्मि जुज्जइ सद्दो त्ति विसेसणा बुद्धी ॥ २६४ ॥

ગાથાર્થ—આ થોડું છે તેથી અપાય નથી, શંખાદિ શબ્દગુણથી વિશિષ્ટ તે અપાય છે. (ઉત્તર) તેના આગલ જાણવાના ભેદોની અપેક્ષાએ એ પણ થોડું છે, તેથી એ પણ અપાય નહિ કહેવાય. એ પ્રમાણે અતિ ઘણા કાળે પણ સર્વ ભેદનો નિશ્ચય અસાધ્ય છે, (કેમકે) જેમાં અપાય થાય તે સર્વ અવગ્રહ છે. આ શબ્દ છે કે અશબ્દ છે? એવી ઇહા સિવાય 'શબ્દ જ છે' એ કેમ ઘટે? પહેલાં ઇહા કરીને 'શબ્દ જ છે' એવી માન્યતા હોય તો તે ઇહા

કેમકે અર્થાવગ્રહમાં સ્વરૂપ નામ-જાતિ ક્રિયા-ગુણ-દ્રવ્ય-આદિની કલ્પના રહિત વસ્તુ ગ્રહણ કરે છે. (તેમાં ચક્ષુઆદિ ઇન્દ્રિયોવડે જાણી શકાય એવા રૂપ-રસાદિ અર્થોનો પ્રતિનિયત સ્વભાવ તે સ્વરૂપ, રૂપ રસાદિ અર્થોને કહેનાર ધ્વનિ તે નામ, રૂપત્વ-રસત્વ વિગેરે જાતિ, આ રૂપ પ્રીતિકર છે, આ રસ પુષ્ટિકારક છે. ઇત્યાદિ શબ્દ ક્રિયાપ્રધાન હોવાથી તે ક્રિયા છે, કૃષ્ણ-નીલ આદિ ગુણો છે, અને પૃથ્વી આદિ દ્રવ્ય છે.) એ રીતે અર્થાવગ્રહમાં અનિર્દેશ્ય-સામાન્ય રૂપે અર્થનું ગ્રહણ થતું હોવાથી તે પદાર્થનાં સ્વરૂપ-નામ-જાતિ વિગેરે કાંઈ પણ પ્રકાર કહી શકાય નહિ.

શિષ્ય:—જો સ્વરૂપ-નામ-જાતિ આદિની કલ્પના રહિત પદાર્થ અર્થાવગ્રહનો વિષય છે, તો પછી નન્દીસૂત્રમાં જે કહ્યું છે કે-"से जहा नाम ए केइ पुरिसे अव्वत्तं सद्दं सुणेज्जा, तेणं सद्देत्ति उग्गहिए, नउण जाणइ के वेस सद्दाइ त्ति" કોઈ પુરૂષ અવ્યક્ત શબ્દ સાંભળે, તેણે 'શબ્દ છે' એમ જાણ્યું, પણ એ કયો શબ્દ છે તે નથી જાણતો." એ પ્રમાણે કહ્યું છે, તેની સાથે આપે કહેલ વ્યાખ્યાનો વિરોધ જણાયછે; કારણ કે નન્દીસૂત્રમાં પ્રતીતિ કરનારે અર્થાવગ્રહવડે શબ્દ ગ્રહણ કર્યો, એમ કહ્યું છે, અને આપ તો સર્વથા શબ્દાદિ ઉલ્લેખ રહિત અર્થાવગ્રહ કહો છો તેનું શું કારણ? ૨૫૨

આચાર્ય:—"તેણે શબ્દ ગ્રહણ કર્યો" એમ જે સૂત્રમાં કહ્યું છે, ત્યાં 'શબ્દ' એ પદ સૂત્રકાર કહે છે. અથવા શબ્દ માત્રને રૂપ-રસાદિ વિશેષોથી જુદો કર્યા સિવાય શબ્દપણે અનિશ્ચિત રૂપે ગ્રહણ કરે છે. આટલા અંશ ઉપરથી જ એમ કહ્યું છે કે "તેણે શબ્દગ્રહણ કર્યો." પણ શબ્દ બુદ્ધિથી "આ શબ્દ છે" એવા અધ્યવસાયવડે તેણે તે શબ્દ વસ્તુ ગ્રહણ કરેલ નથી. કેમકે 'શબ્દ' એવો ઉચ્ચાર કરતાં જ અન્તર્મુહૂર્ત વખત થઈ જાય છે, અને અર્થાવગ્રહ તો એક સમયનોજ છે. માટે "તેણે શબ્દગ્રહણ કર્યો" એમ માનવું તે યોગ્ય નથી. વળી જો અર્થાવગ્રહમાં શબ્દ બુદ્ધિ થાય (શબ્દનો નિશ્ચય થાય), એમ માનીએ તો તે અપાય જ કહેવાય, પણ અવગ્રહ નહીં, કેમકે નિશ્ચય તે અપાય રૂપ છે. અને શબ્દપણાના નિશ્ચયરૂપ અપાયને પ્રથમજ થયેલો માનીયે તો અર્થાવગ્રહ અને ઈહાનો અભાવ થાય. માટે એ માન્યતા ઈષ્ટ નથી.

શિષ્ય:—પ્રથમ સમયે રૂપાદિથી ભિન્ન 'આ શબ્દ છે' એવા પ્રત્યયવાળો અર્થાવગ્રહ માનીએ તો શું હરકત છે? કેમકે શબ્દ માત્રરૂપે એ સામાન્ય જ છે. એ પ્રમાણે સામાન્યરૂપ ગ્રહણ કર્યા બાદ ઉત્તર કાળે ઘણું કરીને માધુર્યાદિ શંખશબ્દના ધર્મો અહીં ઘટે છે. પણ કર્કશાદિ શૃંગના શબ્દમાં રહેતા ધર્મો ઘટતા નથી. આવા પ્રકારની વિમર્શબુદ્ધિ તે ઈહા. તે પછી આ શંખનો જ શબ્દ છે એવો નિશ્ચય થાય તે અપાય. આ પ્રમાણે માનવાથી "તેણે શબ્દ ગ્રહણ કર્યો" ઇત્યાદિ સર્વ આગમાનુસાર ગણાશે, અને "કયો શબ્દ છે એમ નથી જાણતો તે, તથા તે પછી ઈહામાં પ્રવેશ કરે છે." ઇત્યાદિ સર્વ જે સૂત્રમાં કહ્યું છે તે વિરોધ વિનાનું થશે. આ કથનને આચાર્ય ઉત્તર આપી દૂર કરે છે. ૨૫૩

આચાર્ય:—જો શબ્દબુદ્ધિમાત્રને ન માનતાં "આ શબ્દ છે" એવા નિશ્ચયજ્ઞાનને અર્થાવગ્રહ માનવામાં આવે અને તે શબ્દના વિશેષને (આ શંખનો શબ્દ છે. ઇત્યાદિ વિશેષજ્ઞાનને) અપાય માનવામાં આવે તો અવગ્રહ લક્ષણ રૂપ મતિજ્ઞાનના પ્રથમ ભેદના અભાવનો પ્રસંગ થાય. કેમકે 'આ શબ્દ છે' એવો પ્રત્યય વિશેષજ્ઞાનથી થાય છે, અને એ વિશેષજ્ઞાન તો અપાય છે. કદી તું અહીં એમ કહીશ કે-'આ શંખનો જ શબ્દ છે' ઇત્યાદિ ઉત્તર કાળ ભાવિ જ્ઞાન જ વિશેષ ગ્રાહક છે, અને શબ્દજ્ઞાનમાં તો શબ્દસામા-

ન્યનું જ ભાન થાય છે. તેથી તેમાં વિશેષજ્ઞાન ક્યાંથી આવ્યું ? કે જેથી એમાં અપાયનો પ્રસંગ થાય ? આના ઉત્તરમાં કહેવાનું કે-'આ શબ્દ છે, અશબ્દ નથી' આવો વિશેષ તે વિશેષજ્ઞાનજ છે. જ્યારે આ શબ્દ છે, એમ ગ્રહણ કરાય છે ત્યારે આ રૂપ-રસાદિ નથી એમ ભિન્નપણે ગ્રહણ કરતાં 'આ અશબ્દ નથી' એટલે કે શબ્દ છે એવો નિશ્ચય થાય છે. જો રૂપાદિથી ભિન્ન ગ્રહણ કરેલ ન હોય તો આ શબ્દ છે એવો નિશ્ચય પણ ન થાય. માટે "આ શબ્દ છે, અશબ્દ નથી" એવું ભાન તે વિશેષજ્ઞાનજ છે. અને તેથી કરીને એ વિશેષજ્ઞાનને અપાયનો પ્રસંગ થવાથી તેની પહેલાં થવા જોઇતા અવગ્રહાદિના અભાવનો પ્રસંગ થાય છે. ૨૫૦-થી-૨૫૪.

હવે અર્થાવગ્રહ અને અપાયના વિષયનો ભેદ જણાવવાને કહે છે.

थोवमियं नावाओ संखाइविसेसणमवाउ त्ति ।
तब्भेयावेक्खाए णणु थोवमिदं पि नावाओ ॥ २५५ ॥
इय सुबहुणा वि कालेण सव्वभेयाऽवधारणमसज्झं ।
जम्मि हवेज्ज अवाओ सव्वो च्चिय उग्गहो नाम ॥ २५६ ॥
किं सद्दो किमसद्दो त्तऽणीहिए सद्द एव किह जुत्तं ? ।
अह पुव्वमीहिऊणं सद्दो त्ति मयं, तई पुव्वं ॥ २५७ ॥
किं तं पुव्वं गहियं जमीहओ सद्द एव विण्णाणं ।
अह पुव्वं सामण्णं जमीहमाणस्स सद्दो त्ति ॥ २५८ ॥
अत्थोग्गहओ पुव्वं होयव्वं तस्स गहणकालेणं ।
पुव्वं च तस्स वंजणकालो सो अत्थपरिसुण्णो ॥ २५९ ॥
जइ सद्दो त्ति न गहियं न उ जाणइ जं क एस सद्दो त्ति ।
तमजुत्तं सामण्णे गहिए मग्गिज्जइ विसेसो ॥ २६० ॥
सव्वत्थ देसयंतो सद्दो सद्दो त्ति भासओ भणइ ।
इहरा न समयमेत्ते सद्दो त्ति विसेसणं जुत्तं ॥ २६१ ॥
अहव सुए च्चिय भणियं जह कोइ सुणेज्ज सद्दमव्वत्तं ।
अव्वत्तमाणदेसं सामण्णं कप्पणारहियं ॥ २६२ ॥
अह व मई, पुव्वं चिय सो गहिओ वंजणोग्गहे तेणं ।
जं वंजणोग्गहम्मि वि भणियं विण्णाणमव्वत्तं ॥ २६३ ॥
अत्थि तयं अव्वत्तं न उ तं गेण्हइ सयं पि सो भणियं ।
न य अग्गहियम्मि जुज्जइ सद्दो त्ति विसेसणा बुद्धी ॥ २६४ ॥

ગાથાર્થ-આ થોડું છે તેથી અપાય નથી, શંખાદિ શબ્દગુણાથી વિશિષ્ટ તે અપાય છે. (ઉત્તર) તેના આગલ જાણવાના ભેદોની અપેક્ષાએ એ પણ થોડું છે, તેથી એ પણ અપાય નહિ કહેવાય. એ પ્રમાણે અતિ ઘણા કાળે પણ સર્વ ભેદનો નિશ્ચય અસાધ્ય છે, (કેમકે) જેમાં અપાય થાય તે સર્વ અવગ્રહ છે. આ શબ્દ છે કે અશબ્દ છે ? એવી ઈહા સિવાય 'શબ્દ જ છે' એ કેમ ઘટે ? પહેલાં ઇહા કરીને 'શબ્દ જ છે' એવી માન્ય । હોય તો તે ઇહા

(તેની) પૂર્વે છે. તે ઈહાની પૂર્વે શું ગ્રહણ કર્યું, કે જેથી તે ઈહા કરનારને 'શબ્દ છે' એવું વિજ્ઞાન થયું? તેમજ કયું પૂર્વે સામાન્ય ગ્રહણ કર્યું, કે જેથી તે ઈહાનું જ્ઞાન થયું. એ સામાન્ય ગ્રહણ અર્થાવગ્રહની પૂર્વે હોવું જોઇએ, પણ તેની પૂર્વે વ્યઞ્જન કાળ છે, અને તે વ્યઞ્જનકાળ અર્થ પરિશૂન્ય છે. જો આ 'શબ્દ છે' એમ ગ્રહણ ન કર્યું હોય તો "નથી જાણતો કે આ શબ્દ કયો છે." એમ કહેલું અયોગ્ય થાય. સામાન્યગ્રહણ કર્યા પછી વિશેષ શોધાય છે. માટે અહિં સર્વત્ર પ્રરૂપણા કરતાં "શબ્દ-શબ્દ" એમ શાસ્ત્રકાર કહે છે, અન્યથા સમયમાર્ગમાં 'શબ્દ છે' એવું વિશેષણ યોગ્ય નથી. અથવા સૂત્રમાં જ કહ્યું છે, કે-"જેમ કોઈ અવ્યક્ત શબ્દ સાંભળે" ત્યાં અવ્યક્ત એટલે અનિર્દેશ્ય-સામાન્ય-કલ્પનારહિત સમજવું. અથવા એવી મતિ થાય કે પૂર્વે જ તે અવ્યક્ત વ્યઞ્જનાવગ્રહમાં ગ્રહણ કરાયું છે, કેમકે વ્યઞ્જનાવગ્રહમાં પણ અવ્યક્તજ્ઞાન કહ્યું છે. તેમાં અવ્યક્ત જ્ઞાન છે, પણ તેને સ્વયંગ્રહણ કરતો નથી એવું પણ કહ્યું છે. પરન્તુ (સામાન્ય અવ્યક્ત શબ્દ) ગ્રહણ કર્યા સિવાય 'શબ્દ છે' એવી વિશેષણબુદ્ધિ ઘટે નહિ. ૨૫૫-થી-૨૬૪.

શિષ્ય:—"આ શબ્દ છે" એવી બુદ્ધિવાળું જ્ઞાન અલ્પ વિશેષ ગ્રાહક હોવાથી અપાય નથી, પણ અવગ્રહ જ છે. જ્યારે "આ શંખનો શબ્દ છે." એવું વિશેષણયુક્ત જ્ઞાન થાય ત્યારે તે જ્ઞાન વધારે વિશેષગ્રાહી હોવાથી અપાયરૂપ થાય છે. એ પ્રમાણે અવગ્રહ અને અપાયનો ભેદ માનવામાં આવે તો શું હરકત છે?

આચાર્ય:—જો એ પ્રમાણે જે થોડું જ્ઞાન તે અપાય નહિ, એમ માનવામાં આવે તો, અપાય સંબંધી વાત જ બંધ કરવી પડશે. કારણ કે ઉત્તરોત્તર અર્થને વિશેષ કરવાની અપેક્ષાએ પૂર્વપૂર્વના અર્થનો જે નિશ્ચય તે અલ્પ છે, અને તેથી કરીને તે સર્વ અવગ્રહરૂપ જ થશે. તે શંખ શબ્દમાં પણ યુવાન-મધ્યમ-વૃદ્ધ-સ્ત્રી-પુરૂષથી ઉત્પન્ન થએલાપણું મન્દ-મધુરાદિપણું એવા ઉત્તરોત્તર ભેદોની અપેક્ષાએ "આ શંખનો શબ્દ છે" ઇત્યાદિ જે જ્ઞાન તે પણ થોડું જ છે. કારણ કે તે ઉત્તરોત્તર વિશેષ ભેદની અપેક્ષાએ અલ્પ વિશેષગ્રાહી છે. તેથી તે પણ અપાય નહિ બની શકે. અને છેવટે અપાયનો અભાવ થશે. ૨૫૫ જેમકે-"આ શંખનો શબ્દ છે." એવી બુદ્ધિમાં શબ્દગત ભેદનો નિશ્ચય કરવો અસાધ્ય છે, કારણ કે શબ્દગત મન્દ-મધુરાદિ ઉત્તરોત્તર ભેદ ઘણા છે. એ ઘણા ભેદોની અપેક્ષાએ "આ શંખનો શબ્દ છે" એવી બુદ્ધિ તે અપાય નહિ પણ અવગ્રહ થશે. એ પ્રમાણે અતિ ઘણા કાળે પણ શબ્દગત મન્દ-મધુરાદિ ભેદોનો નિશ્ચય થવો અશક્ય છે. કેમકે તેવા ભેદો અનન્તા છે. આથી કરીને બધાએ ભેદનું જ્ઞાન ઉત્તરોત્તર ભેદજ્ઞાનની અપેક્ષાએ તારા કહેવા પ્રમાણે અલ્પ હોવાથી આ શબ્દ છે એવા જ્ઞાનની પેઠ અવગ્રહ જ થશે. પણ અપાય નહિ થાય.

વળી "આ શબ્દ જ છે" એવું જ્ઞાન અલ્પ હોવાથી તું તેને અર્થાવગ્રહ માને છે, પરંતુ તે જ્ઞાનની પહેલા પણ ઈહા થાય છે, તેથી તે જ્ઞાન ઈહાપૂર્વક હોવાથી તેને અર્થાવગ્રહ નહિ કહી શકાય. ૨૫૬ જેમકે-શું આ શબ્દ છે, કે અશબ્દ (રૂપાદિ) છે? એ પ્રમાણે પ્રથમ ઈહા કર્યા સિવાય 'શબ્દ જ છે' એવું નિશ્ચયજ્ઞાન અકસ્માત્ કેવી રીતે થાય? શબ્દગત અન્વય ધર્મોને રૂપાદિથી ભિન્નપણે ગ્રહણ કરવાથી એવું નિશ્ચયજ્ઞાન થાય છે, ને તે જ્ઞાન ઇહા કર્યા સિવાય નથી થતું. કેમકે નિશ્ચયકાળની પૂર્વે ઇહા કરવાવડે જ "આ શબ્દ છે" એવું નિશ્ચયજ્ઞાન થાય છે, ત્યારે તો તમારા વચનથકી જ નિશ્ચય જ્ઞાનપૂર્વક ઇહા સિદ્ધ થઈ. ૨૫૭

હવે એ પ્રમાણે નિશ્ચયજ્ઞાન ઇહાપૂર્વક થયું, તો ત્યાં એ પ્રશ્ન થાય છે કે ઇહાની પૂર્વે પ્રમાતાએ કઇ વસ્તુ ગ્રહણ કરી કે જેથી તે ઇહા કરનારને વસ્તુનું "આ શબ્દ જ છે" એવું નિશ્ચય જ્ઞાન થાય છે? વસ્તુ ગ્રહણ કર્યા સિવાય કોઇપણ અકસ્માત્ પ્રથમ જ ઇહા નથી કરતું. કદી અહીં એમ કહેવામાં આવે કે ઈહાની પૂર્વે નામ-જાતિ આદિની કલ્પનારહિત સામાન્ય વસ્તુમાત્ર ગ્રહણ થાય છે, તેથી ઈહિમાન વસ્તુનું "શબ્દ છે" એવું નિશ્ચય જ્ઞાન થાય છે. ૨૫૮ જો એ પ્રમાણે થતું હોય તો ઇહાની પૂર્વે જે સામાન્ય ગ્રહણ કરાય છે, તે સામાન્ય ગ્રહણ કાળ હોવો જોઇએ. તે ગ્રહણકાળ એક સામયિક અર્થાવગ્રહના કાળરૂપે તો નહિ કહી શકાય, કેમકે એથી અમારો મત માનવો પડશે. માટે તારા અભિપ્રાયથી તે સામાન્ય અમે કહેલ અર્થાવગ્રહની પૂર્વે ગ્રહણકાળે જાણવું જોઇએ. તે ગ્રહણકાળ તો અમે કહેલા અર્થાવગ્રહની પૂર્વનો વ્યઞ્જનકાળ છે. ( શબ્દાદિ દ્રવ્યોનો માત્ર ઇન્દ્રિયોવડે ગ્રહણ કરવાનો કાળ તે વ્યઞ્જન કાળ) કદી એમ કહેવામાં આવે કે એ વ્યઞ્જનકાળમાં પણ સામાન્ય અર્થનું ગ્રહણ થશે. તો તે ખોટું છે; કેમકે તે વ્યઞ્જનકાળ અર્થપરિશન્ય છે, એટલે તેમાં સામાન્ય કે વિશેષ કોઈપણ પ્રકારના અર્થનું જ્ઞાન નથી થતું. તે વખતે મનરહિત કેવળ ઇન્દ્રિયોનો જ વ્યાપાર છે, તેથી તેમાં અર્થનું જ્ઞાન થાય નહિ. એ પ્રમાણે તારું કથન કોઈપણ રીતે યુક્તિસંગત નથી થતું. માટે સમસ્તપણાથી અમે કહેલ અર્થાવગ્રહજ સામાન્ય ગ્રહણરૂપ છે, એમ ગાથામાં નથી કહ્યું, તોપણ પોતાની મેળે જાણી લેવું. તે પછી અન્વય-વ્યતિરેક ધર્મની વિચારણારૂપ ઈહા, અને તે પછી "આ શબ્દ જ છે" એવું નિશ્ચય જ્ઞાન તે અપાય. એમ માનવાથી બધું યુક્તિસંગત થશે. ૨૫૯

શિષ્ય:—અર્થાવબોધ સમયે પ્રથમ "આ શબ્દ છે" એ પ્રમાણે વસ્તુગ્રહણ ન કરી હોય તો નન્દીસૂત્રમાં "નથી જાણતો કે આ કયો શબ્દ છે" એમ જે કહ્યું છે, તે અસત્ય ઠરે. તેથી રૂપાદિથી ભિન્ન શબ્દરૂપ સામાન્ય ગ્રહણ કર્યા પછી "શું આ શંખનો શબ્દ છે, કે શૃંગાદિનો છે?" એવા વિશેષનો વિચાર થાય. કહેવાનું તાત્પર્ય એ છે કે-"આ શબ્દ શંખનો છે, કે શૃંગાદિનો છે?" એવા પ્રકારના વિશેષ જ્ઞાનનો તે વખતે સૂત્રમાં અભાવ કહ્યો છે, પણ શબ્દ સામાન્યમાત્રનું ગ્રહણ થવાનો અભાવ નથી કહ્યો જો શબ્દ સામાન્યમાત્રનું ગ્રહણ ન થતું હોય, તો વિશેષનો વિચાર જ ન થઈ શકે. કારણ કે જે વિશેષ જીજ્ઞાસા છે તે સામાન્ય જ્ઞાનપૂર્વક જ હોય છે. માટે શબ્દરૂપ સામાન્યને ગ્રહણ કર્યા પછી જ તેના વિશેષનો વિચાર થવો ઘટે છે. ૨૬૦

આચાર્ય:—પૂર્વે સર્વ સ્થળે અને અહીં આ સૂત્રના અવયવમાં અવગ્રહની પ્રરૂપણા કરતાં "શબ્દ શબ્દ" એમ વક્તા કહે છે. પરન્તુ ત્યાં જ્ઞાનમાં શબ્દનો પ્રતિભાસ નથી થતો. જો એમ ન હોય તો એક સમયમાત્ર અર્થાવગ્રહના કાળમાં 'શબ્દ' એવું વિશેષણ યુક્ત નથી, કેમકે 'શબ્દ છે' એવો નિશ્ચય થતાં અન્તર્મુહૂર્ત વખત લાગે છે, આ વાત પૂર્વે કહેલીજ છે. અથવા સાંવ્યાવહારિક અર્થાવગ્રહની અપેક્ષાએ આ સૂત્રનું વ્યાખ્યાન કરાશે. તું ઊતાવળ મા કર. ૨૬૧

વળી જે સૂત્રને વીષે તારો અત્યંત આધાર છે તે સૂત્રમાં પણ શબ્દોલ્લેખ રહિત અવ્યક્ત શબ્દમાત્ર ગ્રહણ કરવાનું કહ્યું છે. નન્દીઅધ્યયનમાં કહ્યું છે કે "से जहानामए केइ पुरिसे अव्वत्तं सद्दं सुणेज्जा।" એટલે જેમ કોઈ પુરૂષ અવ્યક્ત શબ્દ સાંભળે." આમાં 'અવ્યક્ત શબ્દ' કહ્યો છે, તેનો શો અર્થ?, અવ્યક્ત એટલે "આ શબ્દ છે, કે રૂપાદિ છે?" ઇત્યાદિ પ્રકારે અનિર્દેશ્ય તે અવ્યક્ત. ( નામ-જાતિ આદિની કલ્પના રહિત ).

આ શંખનો શબ્દ છે કે શૃંગાદિનો શબ્દ છે.? ઇત્યાદિ ભેદની અપેક્ષાએ આ શબ્દ છે એમ શબ્દોલ્લેખ પણ અવ્યક્ત છે, તો આપે કહેલુ વ્યાખ્યાન યોગ્ય નથી. એમ ન કહેવું, કારણ કે સૂત્રમાં અવગ્રહને અનાકાર ઉપયોગરૂપે કહેલ છે, તે અનાકાર ઉપયોગ સામાન્ય વિષયવાળો છે. અને તારા કહેવા મુજબ તો પ્રથમ સાકારબોધરૂપ અપાય થવાથી અવગ્રહ તથા ઈહાનો અભાવ થાય છે. ૨૬૨

શિષ્ય:—અવ્યક્ત અનિર્દેશ્યાદિ સ્વરૂપવાલા શબ્દને અર્થાવગ્રહની પહેલાં વ્યઞ્જનાવગ્રહમાં શ્રોતા ગ્રહણ કરે છે, એમ આપે કહ્યું છે. તો પછી ફરીને અર્થાવગ્રહમાં પણ તેને અવ્યક્તાદિરૂપે શાથી કહો છો? ૨૬૩

આચાર્ય:—વ્યઞ્જનાવગ્રહમાં શ્રોતાને અવ્યક્ત જ્ઞાન છે, તેની અમે ના નથી કહેતા, પરન્તુ તે જ્ઞાન અતિ સૂક્ષ્મ હોવાથી શ્રોતા પોતે પણ જાણી શકતો નથી, તેમાં તો કેવળ વ્યઞ્જનમાત્રનું જ ગ્રહણ થાય છે, શબ્દનું ગ્રહણ નથી થતું, જો એમ ન હોય તો તે વ્યઞ્જનાવગ્રહજ ન કહેવાય. આ વાત પૂર્વે ૧૯૭ મી ગાથાના વિવેચનમાં સવિસ્તર કહી છે તેથી પુન: કહેવાની જરૂર નથી. વળી સામાન્યરૂપે અવ્યક્તશબ્દ ગ્રહણ કર્યા સિવાય અકસ્માત્-એકદમ 'શબ્દછે' એની વિશેષ બુદ્ધિ ન થાય. અને જો પ્રથમ જ એવી વિશેષ બુદ્ધિ માનીએ તો અર્થાવગ્રહના કાળમાં અપાયનો પ્રસંગ થાય. આ વાત પણ પૂર્વે ઘણીવાર કહી છે. માટે તું કહે છે તે યોગ્ય નથી. ૨૫૫-થી-૨૬૪. અવ્યક્ત શબ્દજ્ઞાનનું અર્થાવગ્રહપણું સાબીત કરી તેમાં અનેક ઉપયોગનો નિષેધ કરતા કહે છે કે:

अत्थो त्ति विसयगहणं जइ तम्मि वि सो न वंजणं नाम ।
अत्थोग्गहो चिय तओ अविसेसो संकरो वावि ॥ २६५ ॥
जेणत्थोग्गहकाले गहणे-हा-ऽवायसंभवो नत्थि ।
तो नत्थि सद्दबुद्धी, अहत्थि नावग्गहो नाम ॥ २६६ ॥
सामण्ण-तयण्णविसेसेहा-वज्जण-परिग्गहणओ से ।
अत्थोग्गहेगसमओवओगराहुल्लमारणं ॥ २६७ ॥
अण्णे सामण्णग्गहणमाहु बालस्स जायमेत्तस्स ।
समयम्मि नेव परिचियविसयस्स विसेसविन्नाणं ॥ २६८ ॥
तदवत्थमेव तं पुवदोसओ तम्मि चेव वा समए ।
संख-महुराइसुवहुयविसेसगहणं पसज्जेज्जा ॥ २६९ ॥
अत्थोग्गहो न समयं अहवा समओवओगबाहुल्लं ।
सवविसेसग्गहणं सवमर्देवोग्गहो गिज्झो ॥ २७० ॥
एगो वाऽवाओ चिय अहवा सोऽगहिय-मीहिए पत्तो ।
उवम-ऽइवमा वा पत्ता धुवमोग्गहाईणं ॥ २७१ ॥
सामण्णं व विसेसो सा वा सामण्णमुभयमुभयं वा ।
न य जुत्तं सव्वमियं सामण्णालंवणं मोत्तुं ॥ २७२ ॥

અર્થ એટલે વિષયગ્રહણ. જો તે ( વ્યજંનાવગ્રહ ) માંપણ તે ( શબ્દરૂપ વિશેષનું ગ્રહણ ) માનીએ તો વ્યઞ્જનાવગ્રહ ન થાય, તેથી તો અર્થાવગ્રહજ થાય. અથવા (ઉભય) સામાન્ય થાય કે સાંકર્ય થાય. જેથી અર્થાવગ્રહકાળે ગ્રહણ-ઈહા ને અપાયનો સંભવ નથી, તેથી ત્યાં શબ્દબુદ્ધિ નથી, જો ( શબ્દબુદ્ધિ ) છે તો અવગ્રહ નથી. સામાન્ય અને તદન્ય વિશેષરૂપ ઇહા થાય. તે પછી (શ્રોતાને) વર્જન અને ગ્રહણ થાય. એમ એક સમયના અર્થાવગ્રહમાં ઘણા ઉપયોગ થાય. તુરતના જન્મેલા બાળકને સામાન્ય ગ્રહણ થાય છે, અને પરિચિત વિષયનું વિશેષવિજ્ઞાન તો પ્રથમ સમયે જ થાય છે, એમ બીજા ( આચાર્યો ) કહે છે. પૂર્વોક્ત દોષથી તે તે સ્વરૂપવાળું જ થયું. અથવા તેજ સમયે શંખ-મધુર આદિ બહુ પ્રકારના વિશેષનું ગ્રહણ થાય. ( એક સમયમાં વિશેષજ્ઞાન માનવાથી ) અર્થાવગ્રહ એક સમયનો ન થાય. અથવા એક સમયમાં ઘણા ઉપયોગ થાય, સર્વ વિશેષનું ગ્રહણ થાય, સર્વ મતિ અવગ્રહરૂપ થાય, એક અપાયજ થાય, તે અપાય પણ ગ્રહણ કર્યા સિવાય અને ઇહા થયા વિના જ પ્રાપ્ત થાય, અથવા અવગ્રહાદિનો ઉત્ક્રમ-વ્યતિક્રમ અવશ્ય થાય, સામાન્ય તે વિશેષ થાય અથવા વિશેષ તે સામાન્ય થાય. અથવા ઉભય સામાન્ય-વિશેષ તે ઉભયરૂપ થાય. માટે સામાન્ય આલંબન સિવાય થાય આ સર્વ યુક્ત નથી. ૨૬૫-થી-૨૭૨.

અર્થાવગ્રહમાં "અર્થ" શબ્દથી વિષયગ્રહણ માનેલ છે, ( એટલે કે રૂપાદિ ભેદે અનિશ્ચિત અવ્યક્ત શબ્દાદિ વિષયનું ગ્રહણ થવું તે અર્થાવગ્રહ છે એમ માનેલ છે. ) વ્યઞ્જનાવગ્રહમાં પણ જો તે અવ્યક્ત શબ્દાદિ જણાય છે. એમ માનીએ તો તેને વ્યઞ્જનાવગ્રહ જ ન કહેવાય. વળી વ્યઞ્જનાવગ્રહમાં તો વ્યઞ્જનોનો સંબંધ માત્ર જ કહ્યો છે, અને તું તો તે સંબંધ અતિક્રમીને થએલા અવ્યક્ત અર્થનું ગ્રહણ થવાનું માને છે. એ પ્રમાણે અવ્યક્ત અર્થ ગ્રહણ થતો હોય તો તે અર્થાવગ્રહજ કહેવાય. પણ વ્યઞ્જનાવગ્રહ ન કહેવાય. કદી એમ કહીશ કે સૂત્રમાં વ્યઞ્જનાવગ્રહની અંદર પણ અવ્યકત અર્થ ગ્રહણ કરવાનું કહ્યું છે, તો બન્નેમાં કંઇ તફાવત નહિં રહે. જે અર્થાવગ્રહ તેજ વ્યઞ્જનાવગ્રહ થશે અથવા મેચકમણિની પ્રભાની પેઠે સંકરતા થશે. માટે એમ માનવું યોગ્ય નથી. વ્યઞ્જનાવગ્રહમાં વ્યઞ્જનોનો સંબંધ માત્ર જ થાય છે, અને અર્થાવગ્રહમાં અવ્યકત શબ્દાદિ અર્થગ્રહણ થાય છે પણ વ્યકત શબ્દાદિ નથી ગ્રહણ થતા. ૨૬૫

અર્થાવગ્રહમાં વ્યકત (પ્રગટ) શબ્દાદિ અર્થનું જ્ઞાન નહિ થવાનું કારણ એ છે કે-પ્રથમ તો માત્ર અર્થગ્રહણ જ થાય, તે પછી ઇહા અને તે પછી અપાય. એ પ્રમાણે મતિજ્ઞાનનો ઉત્પત્તિક્રમ છે. આ ત્રણે, પ્રથમ શબ્દાદિ અર્થનું અવ્યકતપણે ગ્રહણ થાય છે, તે વખતે નથી થતા, કેમકે અર્થાવગ્રહકાળે અર્થગ્રહણ-ઈહા-ને અપાયનો સંભવ નથી. તેથી અર્થાવગ્રહમાં " શબ્દ છે " એવી વિશેષબુદ્ધિ થતી નથી, તેવી વિશેષબુદ્ધિ પહેલાં અર્થગ્રહણ અને ઇહા થાય છે. ત્યાં વિશેષબુદ્ધિ છે, એમ કહેવામાં આવે તો તે અર્થાવગ્રહ નહિ પણ અપાય જ થાય. અને એ યુકત નથી. અને એમ માનવાથી અર્થાવગ્રહ અને ઈહાના અભાવનો પ્રસંગ આવે. ૨૬૬

વળી એક સામયિક અર્થાવગ્રહમાં 'શબ્દ છે' એવી વિશેષબુદ્ધિ માનવામાં આવે તો બીજા દોષો પણ પ્રાપ્ત થાય છે, કેમકે એ વિશેષબુદ્ધિ નિશ્ચયરૂપ છે, તેવો નિશ્ચય એકદમ-અકસ્માત્ થાય નહિ, પણ અનુક્રમે થાય. પ્રથમ રૂપાદિથી અભિન્ન શબ્દ સામાન્યનું ગ્રહણ થાય; તે પછી તેના વિશેષધર્મો સંબંધી વિચારણા થાય, તે પછી બીજા રૂપાદિ વિશેષની બુદ્ધિ થાય. એ રીતે તેવા તેવા ધર્મોવડે "શું આ શબ્દ છે, કે રૂપાદિ છે?"

એવી ઇહા થાય, તે પછી ગ્રહણ કરેલા શબ્દ સામાન્યનું ગ્રહણ થાય અને બીજા રૂપાદિકથી તેના વિશેષો ત્યાં ન હોવાથી તેનું નિવર્તન થાય. એવા અનુક્રમે નિશ્ચય થાય છે. તારા કહેવા મુજબ તો એક સમયના અર્થાવગ્રહમાં સામાન્ય ગ્રહણાદિ પ્રકારોવડે શ્રોતાને ઘણા ઉપયોગનો પ્રસંગ થાય. સિદ્ધાન્તમાં એક સમયની અંદર ઘણા ઉપયોગનો નિષેધ કર્યો છે, માટે અર્થાવગ્રહમાં શબ્દાદિ વિશેષ બુદ્ધિ નથી થતી. ૨૬૭

બીજા કેટલાકનું એમ કહેવું છે કે સર્વ વિશેષરહિત અવ્યક્ત સામાન્ય માત્ર વસ્તુનું ગ્રહણ કરવું તે તરતના જન્મેલા બાળકને થાય છે. કારણ કે એ અવ્યક્તજ્ઞાન સંકેતાદિ રહિત અપરિચિતવિષયવાળુ છે, પણ જે પરિચિતવિષયવાળું આ શબ્દ એવું જે જ્ઞાન તે તો પ્રથમ શબ્દ શ્રવણ સમયેજ થાય છે. કેમકે તે સ્પષ્ટ છે. આ પક્ષની અપેક્ષાએ "તેણે શબ્દ ગ્રહણ કર્યો," એમ કહેવાય છે. ૨૬૮

આવું કથન પણ યોગ્ય નથી, કેમકે તે પૂર્વોક્ત ૨૬૬-૨૬૭મી ગાથામાં કહેલા દૂષણવાળું છે. એ સિવાય બીજું દૂષણ પણ પ્રાપ્ત થાય છે. જો પરિચિતવિષયનું વિશેષજ્ઞાન જીવને પ્રથમ સમયેજ થતું હોય તો તે સમયે આ શબ્દ શંખનો છે, કે શૃંગનો છે! સ્નિગ્ધ-મધુર-કે કર્કશ છે? સ્ત્રી-પુરૂષ-કે કોઇ વાજીંત્રનો છે? ઈત્યાદિ ઘણા વિશેષપ્રકારે પણ ગ્રહણ થવું જોઇએ. મતલબ કે પરિચિતવિષયવાળાને એકસમયના અર્થાવગ્રહમાં અવ્યક્ત શબ્દજ્ઞાન ઉલ્લંઘીને પ્રગટ શબ્દજ્ઞાનનો નિશ્ચય થાય છે, તો પછી બીજા કોઈ અતિશય પરિચિતવિષયવાળા અને સારા બોધવાળા જીવને તેજ સમયે પ્રગટ શબ્દજ્ઞાન ઉલ્લંઘીને "આ શંખનો શબ્દ છે" ઇત્યાદિ સંખ્યાતીત વિશેષ ગ્રાહક જ્ઞાન પણ તેઓના અભિપ્રાયે થવું જોઇએ. કેમકે જીવોની શક્તિ અનુસારે તારતમ્યપણું પ્રગટ જણાય છે.

કેટલાકને પ્રથમ સમયે અતિવિશેષગ્રાહીજ્ઞાન પણ થાય છે. એમ કહેવામાં આવે તો તે ખોટું છે, કારણ કે "આ કયો શબ્દ છે તે જાણતો નથી" એ સૂત્રના અવયવની સાથે તેનો વિરોધ થાય. મધ્યમ શક્તિવાળા પુરૂષ સબંધી એ સૂત્રાવયવ છે એમ કહેવામાં આવે તો તે પણ અસત્ય છે. કેમકે તે સ્થળે એવું કંઇ વિશેષણ કહ્યું નથી. માટે પ્રથમ સમયે સર્વવિશેષવિષયિક જ્ઞાન થાય એમ કહેવું યુક્તિરહિત છે. ઉત્કૃષ્ટ બુદ્ધિવાળાને પણ શબ્દધર્મીને ગ્રહણ કર્યા સિવાય ઘણા ધર્મો ગ્રહણ થવા સંભવતા નથી, કેમકે નિરાધાર ધર્મોની ઉત્પત્તિ ઘટે નહિ. ૨૬૯

ઉપર કહ્યા મુજબ એક સમયમાં "શબ્દ છે" એવું વિશેષજ્ઞાન માનવાથી આગમ-વિરોધાદિ બીજા દોષો પણ પ્રાપ્ત થાય છે. સિદ્ધાન્તમાં એક સમયનો અર્થાવગ્રહ કહ્યો છે. એ અર્થાવગ્રહમાં વિશેષજ્ઞાન માનવામાં આવે તો તે અર્થાવગ્રહ એક સમયનો ન થાય પણ અસંખ્યાત સમયનો થાય, કારણકે વિશેષજ્ઞાન અસંખ્યાતા સમયે થાય છે. (૧) વળી એક સમયમાત્રમાં વિશેષજ્ઞાન માનીયે તો પૂર્વે ૨૬૭મી ગાથામાં કહ્યા મુજબ એક સમયમાં ઘણા ઉપયોગોનો પ્રસંગ થાય. (૨) અથવા પરિચિતવિષયનુ વિશેષજ્ઞાન એકજ સમયમાં માનવાથી વધારે પરિચિતવિષયનું જ્ઞાન તેજ સમયે હમણાં કહ્યા મુજબ સર્વવિશેષપ્રકારે ગ્રહણ થાય. (૩) અથવા અવગ્રહમાત્રથી વિશેષજ્ઞાન માનવામાં આવે તો ઈહા વિગેરે ઉત્પન્નજ ન થવાં જોઇએ, સર્વ મતિજ્ઞાન અવગ્રહરૂપજ થવું જોઇએ. (૪) અથવા સર્વ મતિ અપાયરૂપજ થવું જોઇએ. કેમકે અર્થાવગ્રહમાં પણ વિશેષ જ્ઞાન માનવાથી તે વિશેષજ્ઞાન નિશ્ચયરૂપ થાય છે, અને તે નિશ્ચય અપાયરૂપ છે. એ પ્રમાણે એક સમયમાં અપાયની સિદ્ધિ થાય, ત્યારે "ઈહા-અપાય-અન્તર્મુહૂર્ત પ્રમાણ

છે" એ સિદ્ધાન્તવાક્ય સાથે વિરોધ થાય. (૫) તથા અર્થાવગ્રહ થયા પછી ઇહા થયા બાદ અપાય થાય છે એવો ક્રમ સિદ્ધાન્તમાં કહ્યો છે. તે ક્રમ પ્રથમ સમયમાં વિશેષ જ્ઞાન માનવાથી રહે નહી. કેમકે-અવગ્રહ અને ઇહા થયાવિનાજ પ્રથમ એ અપાયની પ્રાપ્તિ થાય. (૬) વળી ત્રીજા ભેદરૂપે કહેલો અપાય તે "પ્રથમ સમયમાંજ પરિચિત વિષયનું વિશેષજ્ઞાન થાય છે" એ વચનથી પટુત્વની વિચિત્રતાએ પ્રથમ માનીએ તો તે પટુત્વની વિચિત્રતાથી અવગ્રહ-ઈહા-અપાય-ને ધારણાનો અવશ્ય ઉત્ક્રમ-વ્યતિક્રમ-થાય. (ઉત્ક્રમ એટલે પશ્ચાનુપૂર્વીથી થવું તે, અને વ્યતિક્રમ તે અનાનુપૂર્વીથી થવું તે) એટલે કે જેમ કોઇને શક્તિની વિચિત્રતાથી પ્રથમ અપાય થાય એમ માનેલ છે, તેવીજ રીતે કોઇને પ્રથમ ધારણાજ થાય, તે પછી અપાય તે પછી ઈહા અને તે પછી અવગ્રહ. એમ ઉત્ક્રમ થાય. બીજા કોઇને અવગ્રહ ઉલ્લંઘીને પ્રથમ ઈહાજ થાય, ત્રીજા કોઇને ઈહા ઉલ્લંઘીને અપાય થાય, ચોથા કોઇને અપાય અતિક્રમીને ધારણાજ થાય. ઈત્યાદિ પ્રકારે વ્યતિક્રમ થાય. શાથી આવો ઉત્ક્રમ વ્યતિક્રમ થાય? એમ પૂછવામાં આવે તો કહેવું કે શક્તિની વિચિત્રતાથી એમ થાય. પરન્તુ ખરી રીતે એવો ઉત્ક્રમ-વ્યતિક્રમ થવો યોગ્ય નથી, "અવગ્રહ-ઈહા-અપાય-ને ધારણા" એ ક્રમસરજ એ ચારે ભેદો તીર્થંકર-ગણધરાદિકે કહ્યા છે તે અન્યથા પ્રકારે થઈ શકે નહિ. (૭) તથા પ્રથમ સમયે જે ગ્રહણ થાય છે તે વિશેષરૂપ છે એમ માનવાથી જે સામાન્ય છે, તે પણ વિશેષરૂપ થાય. કેમકે પ્રથમ સમયે સર્વ વસ્તુ અવ્યક્ત સામાન્યરૂપેજ ગ્રહણ થાય છે. (જો કે ખરી રીતે અર્થાવગ્રહના સમયમાં સામાન્યજ ગ્રહણ થાય છે) (૮) વળી અહીં પ્રથમ સમયે વિશેષ બુદ્ધિ માનવાથી અહીં જે વસ્તુત: સામાન્ય છે તે તારા અભિપ્રાયે વિશેષ થશે, અને તેં માનેલું વિશેષ તે સામાન્ય થશે. (૯) અથવા સામાન્ય અને વિશેષ બન્ને ઉભયસ્વરૂપને પામશે. જેમકે સામાન્ય ગ્રહણ કરે તે અવગ્રહ. આવી વ્યુત્પત્તિવડે વસ્તુ સ્થિતિ પામેલું સામાન્ય જે સ્વરૂપે સામાન્ય છે તે તારા કહેવા મુજબ વિશેષ છે. એ પ્રમાણે એકજ સામાન્યને સામાન્ય તથા વિશેષરૂપતા ઉભય પ્રાપ્ત થાય છે. વળી તું જેને વિશેષ કહે છે તે તારા અભિપ્રાએ વિશેષરૂપ છે, પણ વસ્તુત: તો સામાન્ય છે, એ રીતે વિશેષને પણ ઉભયરૂપતા પ્રાપ્ત થાય છે. (૧૦) આ પ્રમાણે અર્થાવગ્રહને અવ્યક્ત સામાન્ય આલંબન સિવાય બીજા વિશેષ આલંબન માનીએ તો ઉપરોક્ત સર્વ દોષો પ્રાપ્ત થાય છે. તેથી તે સર્વ અયોગ્ય છે.આમાંની છેલ્લી ત્રણ ગાથામાંના કેટલાક દૂષણો પૂર્વે કહ્યા છે, તે ફરીથી પ્રસંગોપાત કહ્યા છે પણ તેથી પુનરૂક્તિ દોષ ન સમજવો. ૨૬૫થી-૨૭૨. કેટલાકો અવગ્રહની પહેલાં ઇહા માને છે તે માટે કહે છે કે:—

केइदिहालोयणपुव्वमोग्गहं वेंति तत्थ सामण्णं ।
गहियमहत्थावग्गहकाले सद्दे त्ति निच्छिण्णं ॥ २७३ ॥
तं वंजणोग्गहाओ पुव्वं पच्छा स एव वा होज्जा ? ।
पुव्वं तदत्थवंजणसंबंधाभावओ नत्थि ॥ २७४ ॥
अत्थोग्गहो वि जं वंजणोग्गहस्सेव चरमसमयम्मि ।
पच्छा वि तो न जुत्तं परिसेसं वंजणं होज्जा ॥ २७५ ॥
तं च समालोयणमत्थदरिसणं जइ, न वंजणं तो तं ।
अह वंजणस्स तो कहमालोयणमत्थसुण्णस्स ? ॥ २७६ ॥

आलोयण त्ति नामं हवेज्ज तं वंजणोग्गहस्सेव ।
होज्ज कहं सामणग्गहण्णं तस्सत्थसुण्णम्मि ? ॥ २७७ ॥
गहियं व होउ तहियं सामण्णं कहमणीहिए तम्मि ।
अत्थावग्गहकाले विसेसणं एस सद्दो त्ति ? ॥ २७८ ॥

કેટલાક અહીં આલોચનાપૂર્વક અવગ્રહ કહે છે, ત્યાં (આલોચનામાં) સામાન્ય ગ્રહણ થાય છે, પછી અર્થાવગ્રહકાળે રૂપાદિથી પૃથક્ કરીને 'શબ્દ' એવું જ્ઞાન થાય છે. તો તે આલોચના વ્યઞ્જનાવગ્રહ પહેલા, પછી, અથવા તે વ્યઞ્જનાવગ્રહજ થાય છે? અર્થ અને વ્યઞ્જનના સંબંધના અભાવ હોવાથી પહેલાં તો તે આલોચના નહી કહેવાય. વ્યઞ્જનાવગ્રહના છેલ્લા સમયે અર્થાવગ્રહ થાય છે તેથી પછી પણ તે યોગ્ય નથી. શેષ રહ્યો જે વ્યઞ્જનાવગ્રહ તે આલોચનાજ્ઞાન થાય. સામાન્યરૂપ અર્થનું દર્શન તે આલોચના હોય તો તે વ્યઞ્જનાવગ્રહ નહી, અને વ્યઞ્જનાવગ્રહને આલોચન કહેવામાં આવે તો તે અર્થશૂન્યનું આલોચન કેવી રીતે થાય? વ્યઞ્જનાવગ્રહજ આલોચના થશે. (એમ કહેવામાં આવે. તો તે અયોગ્ય છે, કેમકે-) ત્યાં અર્થશૂન્યમાં સામાન્યગ્રહણ કેવી રીતે થાય? અથવા તેમાં સામાન્યગ્રહણ થાય, તો પણ ઇહા સિવાય તે અર્થાવગ્રહકાળે "આ શબ્દ છે" એવું વિશેષજ્ઞાન કેવી રીતે થાય? २७३-थी-२७८

કેટલાક આ પ્રસ્તાવમાં આલોચનાપૂર્વક અર્થાવગ્રહ માને છે. તેઓનું એમ કહેવું છે કે સામાન્ય વસ્તુગ્રાહી જ્ઞાન તે આલોચના. એવી આલોચના પ્રથમ થાય છે અને તે પછી અર્થાવગ્રહ થાય છે. કહ્યું છે કે-"બાળ-મૂકાદિના વિજ્ઞાન જેવું શુદ્ધ વસ્તુથી થએલું આલોચના જ્ઞાન પ્રથમ નિર્વિકલ્પક થાય છે." આવા આલોચના જ્ઞાનમાં સામાન્ય-અવ્યક્ત વસ્તુ ગ્રહણ થાય છે, તે પછી તરતજ અર્થાવગ્રહકાળે તે સામાન્યને રૂપાદિથી ભિન્ન કરીને 'શબ્દ છે, એવા વિશેષણયુક્ત ગ્રહણ કરાય છે. આથી કરીને "से जहानामए केइ पुरिसे अव्वत्तं सद्दं सुणेज्ज। જેમ કોઇ પુરૂષે અવ્યક્તશબ્દ સાંભળ્યો." ઇત્યાદિ જે કહ્યું છે તે આ આલોચના જ્ઞાનની અપેક્ષાએ કહ્યું છે, અને "तेणं सद्देत्ति उग्गहिए' તેણે શબ્દ ગ્રહણ કર્યો." ઇત્યાદિ જે કહ્યું છે તે અર્થાવગ્રહની અપેક્ષાએ કહ્યું છે. એ પ્રમાણે માનવાથી બધું યુક્તિસંગત થશે આવી માન્યતા કરે છે તે યોગ્ય નથી, કેમકે અર્થાવગ્રહની પૂર્વે વ્યઞ્જનાવગ્રહજ થાય છે. ઉપર મુજબ માન્યતાવાળાને અમે પૂછીએ છીએ કે-તમે માનેલું સામાન્યગ્રાહી આલોચનાજ્ઞાન તે વ્યઞ્જનાવગ્રહની પૂર્વે થાય છે કે પછી થાય છે.? અથવા તે વ્યઞ્જનાવગ્રહજ આલોચનાજ્ઞાનરૂપે થાય છે? વ્યઞ્જનાવગ્રહની પૂર્વે તો તે નહિ કહી શકાય, કેમકે શબ્દાદિ વિષયરૂપે પરિણામ પામેલા દ્રવ્યના સમૂહવાલો અર્થ અને શ્રોત્રાદિ ઇન્દ્રિયરૂપ જે વ્યઞ્જન તે બન્નેનો સંબંધ તે વખતે નથી; જો અર્થ અને વ્યઞ્જનનો સંબંધ તે વખતે હોય તો સામાન્ય અર્થનું આલોચન થાય. અન્યથા એવા સંબંધવિના પણ આલોચના માનવામાં આવે તો સર્વત્ર નિરન્તર તે આલોચના જ્ઞાનનો પ્રસંગ થાય, માટે વ્યઞ્જનાવગ્રહની પૂર્વે અર્થ અને વ્યઞ્જનનો સંબંધ ન હોવાથી તેની પૂર્વે આલોચના જ્ઞાન થતું નથી. २७३

બીજા વિકલ્પાનુસાર વ્યઞ્જનાવગ્રહની પછી આલોચના જ્ઞાન માનવામાં આવે તો તે પણ યોગ્ય નથી. કેમકે વ્યઞ્જનાવગ્રહના છેલ્લા સમયે અર્થાવગ્રહ થાય છે એમ પહેલાં નિશ્ચિત છે. વળી વ્યઞ્જનાવગ્રહની અને અર્થાવગ્રહનીવચ્ચે એવો બીજો કાળ પણ નથી કે જ્યાં

તે આલોચના જ્ઞાન થાય, કારણ ઉપરજ કહ્યું છે કે વ્યઞ્જનાગ્રહના છેલ્લા સમયેજ અર્થાવગ્રહ થાય છે. એ પ્રમાણે વ્યઞ્જનાવગ્રહની પૂર્વના અને પછીના કાળમાં આલોચના જ્ઞાન થતું નથી, હવે માત્ર રહ્યો ત્રીજો વિકલ્પ એટલે કે આલોચના જ્ઞાન છે તેજ વ્યઞ્જનાવગ્રહ છે પણ એ વ્યઞ્જનાવગ્રહનેજ આલોચના જ્ઞાન કહેવામાં આવતું હોય તો કંઈ હરકત નથી. કેમકે એમાં કેવળ નામ માત્રનોજ તફાવત છે.

આ સ્થળે બીજા પણ બે વિકલ્પો થાય છે. જેમકે વ્યઞ્જનાવગ્રહ કાળે માનેલું આલોચના જ્ઞાન તે અર્થનું આલોચન કરે છે કે વ્યઞ્જનોનું આલોચન કરે છે ? આ બેમાંથી પ્રથમ વિકલ્પાનુસાર સામાન્યરૂપ અર્થનું દર્શન તે આલોચના જ્ઞાન એમ માનવામાં આવે તો તે વ્યઞ્જનાવગ્રહાત્મક થયું નહિ, કેમકે વ્યઞ્જનાવગ્રહ તો વ્યઞ્જનોના સંબંધ માત્રરૂપ હોવાથી અર્થ શૂન્ય છે. પૂર્વે ૨૫૯ મી ગાથામાં પણ કહ્યું છે કે "તે અર્થાવગ્રહની પૂર્વે જે વ્યઞ્જનકાળ છે તે અર્થપરિશૂન્ય છે" માટે અર્થદર્શનરૂપ આલોચન તે અર્થશૂન્ય વ્યઞ્જનાવગ્રહાત્મક થઇ શકશે નહી.

બીજા વિકલ્પાનુસાર શબ્દાદિ વિષયપણે પરિણામ પામેલ દ્રવ્યના સંબંધ માત્રરૂપ વ્યઞ્જનને આલોચના જ્ઞાન માનવામાં આવે તો તે પણ નહિ ઘટે; કેમકે વ્યઞ્જનના સંબંધમાત્ર અર્થ શૂન્ય એવા વ્યઞ્જનાવગ્રહનું સામાન્ય અર્થાલોચકપણું કેવી રીતે થઈ શકે ?

ઉપર કહ્યા મુજબ આલોચના જ્ઞાનની બીજી કોઇ ગતિ ન હોવાથી એમ કહેવામાં આવે કે વ્યઞ્જનાવગ્રહનું બીજું નામજ આલોચનાજ્ઞાન છે. કેમકે વિવક્ષામાત્રથી પ્રવર્તેલી વસ્તુઓનાં ઘણાં નામ કરવામાં કંઈ હરકત નથી. એ કથન પણ ઠીક નથી, કેમકે એવું આલોચનાજ્ઞાન સામાન્યગ્રાહી થાય અને અર્થાવગ્રહ વિશેષગ્રાહી થાય. તેટલા માટે તે કથન અયોગ્ય છે. વળી જો વ્યઞ્જનાવગ્રહજ આલોચનાજ્ઞાન થાય તો એ અર્થ શૂન્ય વ્યઞ્જનાવગ્રહમાં સામાન્ય ગ્રહણ કેવી રીતે થાય? વસ્તુતઃ અર્થાવગ્રહજ સામાન્ય અર્થગ્રાહક છે, એના સિવાય બીજુ કોઈ આલોચના જ્ઞાન નથી. અને "આલોચના જ્ઞાન પ્રથમ નિર્વિકલ્પ છે" એમ જે કહ્યું છે, તે પણ અર્થાવગ્રહની અપેક્ષાએજ ઘટે છે.

વિવાદની ખાતર કદાચ માની લઇએ કે વ્યઞ્જનાવગ્રહમાં સામાન્ય ગ્રહણ થાય છે, તોપણ ઈહા સિવાય અર્થાવગ્રહના કાળમાં "આ શબ્દ છે" એવું વિશેષજ્ઞાન અકસ્માત્ કેવી રીતે થાય ? કેમકે "આ શબ્દ છે" એવું જ્ઞાન તે નિશ્ચયરૂપ છે, અને એવો નિશ્ચય ઈહા વિના એકદમ થાય નહિ. માટે અર્થાવગ્રહમાં ઉપરોક્ત વિશેષ બુદ્ધિ ઘટતી નથી. ૨૭૩-થી-૨૭૮.

અર્થાવગ્રહના કાળમાં શબ્દાદિના નિશ્ચયની સાથેજ ઈહા થાય છે, એમ કહેવામાં આવે, તો તે પણ ઘટતું નથી. તે જણાવી વ્યાવહારિક અર્થાવગ્રહનું સ્વરૂપ કહી સમાધાન કરે છે કે:—

अत्थावग्गहसमए वीसुमसंखेज्जसमइया दो वि ।
तक्का-ऽगमसहावा ईहा-ऽवाया कहं जुत्ता ? ॥ २७९
खिप्पे-यराइभेओ जमोग्गहो तो विसेसविण्णाणं ।
जुज्जइ विगप्पवसओ सद्दो त्ति सुयम्मि जं केई ॥ २८० ॥

स किमोग्गहो त्ति भण्णइ गहणे-हा-वायलक्खणत्ते वि ।
अह उवयारो कीरइ तो सुण जह जुज्जए सो वि ॥ २८१ ॥
सामण्णमेत्तगहणं नेच्छइओ समयमोग्गहो पढमो ।
तत्तोऽणंतरमीहियवत्थुविसेसस्स जोऽवाओ ॥ २८२ ॥
सो पुणरीहावायावेक्खाओ वग्गहोत्ति उवयरिओ ।
एस विसेसावेक्खं सामण्णं गेण्हए जेणं ॥ २८३ ॥
तत्तोऽणंतरमीहा तत्तोऽवाओ य तव्विसेसस्स ।
इय सामण्ण-विसेसावेक्खा जावंतिमो भेओ ॥ २८४ ॥
सव्वत्थे-हा-वाया निच्छयओ मोत्तुमाइसामण्णं ।
संववहारत्थं पुण सव्वत्थाऽवग्गहोऽवाओ ॥२८५ ॥
तरतमजोगाभावेऽवाउ च्चिय धारणा तदंतम्मि ।
सव्वत्थ वासणा पुण भणिया कालंतरसती य ॥ २८६ ॥
द्दो व सुयभणियं विगप्पओ जइ विसेसविण्णाणं ।
घेप्पेज्ज तं पि जुज्जइ सववहारोग्गहे सव्वं ॥ २८७॥
खिप्पे-यराइमे अ पुव्वोइयदोसजालपरिहा ।
जुज्जइ संताणेण य सामण्ण-विसेसववहारो ॥ २८८ ॥

જુદા જુદા અસંખ્યાત [redacted] સમયે થનારા તર્ક અને નિશ્ચય સ્વભાવવાળા અને ઈહા અને અપાય તે અર્થાવ[redacted]। એકજ સમયમાં કેમ ઘટે? ક્ષિપ્ર-અક્ષિપ્રાદિ ભેદવ અવગ્રહ કહ્યો છે. તેથી વિ[redacted]વશાત્ "શબ્દ છે" એવું વિશેષજ્ઞાન ત્યાં ઘટે એમ કેટલાક કહે છે. ગ્રહણ-ઇ[redacted]ને અપાયત્વ છતાં પણ શું તેને અવગ્રહ કહે છે? જો ઉપચાર કરાય છે તો તેપણ જેમ ઘટે છે તેમ સાંભળો-સામાન્યમાત્રનું ગ્રહણ તે થમ એક સમયનો નિશ્ચયિક અર્થાવગ્રહ છે. તે પછી તરતજ ઈહિત વસ્તુ વિશેષનો નિશ્ચય તે અપાય. ને તે અપાય પુનઃ (આગલના) ઈહા અપાયની અપેક્ષાએ ઉપચરિત ર્થાવગ્રહ છે. કેમકે ભાવિ વિશેષની અપેક્ષાએ તે સામાન્ય ગ્રહણ કરે છે. તે પછી તદ્ પની ઈહા અને અપાય; એ પ્રમાણે સામાન્ય વિશેષની અપેક્ષા છેક છેલ્લા ભેદ સુધી રવી. આદ્ય સામાન્ય મૂકીને સર્વત્ર નિશ્ચયથી ઈહા અપાય થાય છે, પણ સંવ્યવહાર સર્વત્ર અપાય તે અવગ્રહ છે. તરતમ યોગના અભાવે અપાયજ થાય, અને તેના અ ધારણા થાય, તથા વાસના અને સ્મૃતિ તો સર્વત્ર કાળાન્તરે જ થાય છે. અથવા 'શ છે' એમ સૂત્રમાં કહ્યું છે તે અને જો વિકલ્પથી વિશેષજ્ઞાન માનીએ તો તેપણ સર્વ વ્યવહાર અર્થાવગ્રહમાં ઘટે છે (એ મુજબ માનવાથી) ક્ષિપ્ર-અક્ષિપ્રાદિ ભેદવાળો પૂર્વ દોષોના સમૂહનો ત્યાગ થાય, અને પરંપરાએ સામાન્ય-વિશેષનો વ્યવહાર સંગત થ
૨૭૯-થી-૨૮૮

અર્થાવગ્રહકાળે શબ્દાદિનો નિશ્ચય થવાની સાથેજ ઈહા પણ થાય છે. એમ કહેવ આવે તો તેપણ અયોગ્ય છે, કારણ કે- જુદા જુદા અસંખ્યાત સમયે ઉત્પન્ન થનારા અને નિશ્ચયરૂપ ઈહા તથા તે અપાય અર્થાવગ્રહના એકજ સમયમાં સાથે કોઈ શકે ન

તે ઈહા-અપાય અનુક્રમે અનિશ્ચય અને નિશ્ચયરૂપ સ્વભાવવાળા હોવાથી એક બીજાના અભાવેજ ઉદય પામે છે. વળી અર્થાવગ્રહનો કાળ એક સમયમાત્રનો છે અને ઈહા-અપાયનો કાળ અન્તર્મુહૂર્તનો છે. તેથી તે દરેક અસંખ્યાત સમયે ઉત્પન્ન થનારા હોવાથી અર્થાવગ્રહના એકજ સમયમાં કેવી રીતે થઇ શકે? નજ થઈ શકે. ૨૭૯

અર્થાવગ્રહમાં વિશેષજ્ઞાન માનવાનો આગ્રહ રાખનારાઓ પુનઃ એમ કહેવા માગે કે ક્ષિપ્ર -અક્ષિપ્ર આદિ ભેદવાળો અવગ્રહ છે, તેથી કરીને ' શબ્દ છે ' એવું જ્ઞાન અર્થાવગ્રહમાં ઘટે છે. અને એ વિકલ્પોને લઇને સૂત્રમાં પણ तेणं सद्दे त्ति उग्गहिए તેણે શબ્દ ગ્રહણ કર્યો " એમ કહ્યું છે.

કહેવાની મતલબ એ છે કે-જલ્દી ગ્રહણ કરે, લાંબા કાળે ગ્રહણ કરે, બહુ ગ્રહણ કરે, અલ્પ ગ્રહણ કરે, બહુ પ્રકારે ગ્રહણ કરે, થોડા પ્રકારે ગ્રહણ કરે અનિશ્રિત ગ્રહણ કરે, નિશ્રિત ગ્રહણ કરે, અસંદિગ્ધ ગ્રહણ કરે, સંદિગ્ધ ગ્રહણ કરે, ધ્રુવ ગ્રહણ કરે, અધ્રુવ ગ્રહણ કરે એ બાર વિશેષણોયુક્ત અવગ્રહાદિ ભેદો કહ્યા છે, તે વિશેષણો અર્થાવગ્રહ જો એકજ સમયનો હોય તો ઘટે નહિ. આથી એમ જણાય છે કે અર્થાવગ્રહ માત્ર એકજ સમયનો છે એમ નહિ, પરન્તુ દીર્ઘકાળનો પણ છે. જો એમ ન હોય તો એક સમયમાત્રમાં ક્ષિપ્રગ્રહણાદિ વિશેષણો કેવી રીતે ઘટી શકે ? માટે અર્થાવગ્રહ અસંખ્યાત સમયનો પણ હોઈ શકે છે.

વળી ઘણા શ્રોતાઓને શંખ ભેરી-આદિ અને વાજીંત્રનો અવાજ સર્વને સમાન શ્રવણગોચર થયા છતાં ક્ષયોપશમની વિચિત્રતાએ કોઈક ( અબહુ ) સામાન્યથી સમુદાયે વાજીંત્રનો અવાજ છે એમ ગ્રહણ કરે, કોઈ શંખ—ભેરી—વાજીંત્ર વિગેરેના ભિન્ન ભિન્ન બહુ શબ્દોને ગ્રહણ કરે, કોઈ સ્ત્રી-પુરૂષાદિકના વાજીંત્રના સ્નિગ્ધ મધુરાદિ બહુ ભેદયુક્ત ઘણા પ્રકારે ગ્રહણ કરે, અને કોઇ એથી વિપરીત અબહુવિધ થોડા પ્રકારે ગ્રહણ કરે. એ રીતે બહુ બહુવિધાદિ અનેક વિકલ્પવશાત્ કોઇ વખત અવગ્રહમાં સામાન્યથી ગ્રહણ થાય છે અને કોઇ વખત વિશેષ ગ્રહણ થાય છે. એથી કરીને ઉભય પ્રકારે માનવામાં કંઈ હરકત નથી. એજ અપેક્ષાએ સૂત્રમાં પણ " तेणं सद्देत्ति उग्गहिए તેણે શબ્દ ગ્રહણ કર્યો " એમ કહીને અર્થાવગ્રહમાં વિશેષજ્ઞાન પણ કહ્યું છે. ૨૮૦

પૂર્વોક્ત બહુ-બહુવિધાદિ વિશેષણવશાત્ વિશેષબોધને અર્થાવગ્રહ તરીકે રની માન્યતા યોગ્ય નથી, કેમકે બહુ-બહુવધાદિ બોધરૂપ નિશ્ચય સામાન્ય અર્થ ગ્રહણ અને ઇહા વિના થતો નથી. જે તે બે વિના થતો નથી તે અપાયજ છે ને તેને અર્થાવગ્રહ કેમ કહેવાય ? આ વાત પૂર્વે ઘણીવાર કહી છે, તે છતાં પુનઃ પણ અહીં કહીએ છીએ.

આ સ્થળે કદી એમ કહેવામાં આવે કે-ગ્રહણ અને ઈહા એ બન્ને વિશેષબોધરૂપ નિશ્ચયનાં લક્ષણ ભલે હો, કેમકે તે વિના તે વિશેષબોધ થાય નહી, પરન્તુ અપાય તે નિશ્ચયનું લક્ષણ કેવી રીતે થઇ શકે? તેતો તેનું સ્વરૂપજ છે. આના ઉત્તરમાં કહેવાનું કે-એ કથન સત્ય છે, પરન્તુ ભેદની વિવક્ષાવડે સ્વરૂપ પણ લક્ષણ બને છે જેમ

વિષ અને અમૃતકલશાદિની પેઠ સ્વરૂપવડે કરી જણાય છે. એ પ્રકારે પોતે પોતાના સ્વભાવવડે કરીને ખલ અને સજ્જનો પ્રકટ થાય છે.

શિષ્ય:—જો બહુ-બહુવિધાદિ વિશેષગ્રાહીબોધ અપાયજ છે, તો પછી અવગ્રહાદિના પણ એવા બહુ-બહુવિધાદિ ભેદો શાથી કહ્યા છે ?

આચાર્ય:-જે અવગ્રહાદિ છે તે અપાયના કારણ હોવાથી યોગ્યતાવડે કારણમાં સ્વરૂપે કાર્ય હોય છે એમ ઉપચારથી તે અવગ્રહાદિકને પણ બહુ આદિ ગ્રાહક કહ્યા છે. આ ઉપરથી અપાયગત વિશેષજ્ઞાનનો અર્થાવગ્રહમાં ઉપચાર કરીશું એમ ન કહેવું, કારણ કે-મુખ્યનો અભાવ હોય તો પ્રયોજનવાળા નિમિત્તમાં ઉપચાર થાય. અર્થાવગ્રહની અંદર અપાયગત વિશેષજ્ઞાનનો ઉપચાર કરવામાં કંઈ પ્રયોજન નથી, તેથી તેમાં તેનો ઉપચાર કરવો અયોગ્ય છે.

શિષ્ય:—" તેણે શબ્દ ગ્રહણ કર્યો. " ઇત્યાદિસૂત્રના યથાશ્રુત અર્થનો નિશ્ચય કરવાનું ત્યાં પ્રયોજન છે. તેથી ઉપચાર કરવામાં શું હરકત છે. ?

આચાર્ય:—એ સૂત્રમાં ' શબ્દ ' એ પદ વક્તા કહે છે. એ સંબંધી નિશ્ચય પૂર્વે ૨૫૩ મી ગાથામાં કરેલો છે. માટે તે પ્રયોજન નથી.

શિષ્ય:—સામર્થ્યથી એ વ્યાખ્યાન આપે કરેલું છે, શ્રુતના અર્થ મુજબ નથી કરેલું.

આચાર્ય:—જો ઉપચારથી પણ સૂત્રના અર્થની વ્યાખ્યા કરાય છે, એમ તારૂં માનવું હોય, તો જેમ ઘટે તેમ ઉપચાર કરીએ. પરન્તુ તારા કહેવા મુજબ ઉપચાર ઘટશે નહી. કારણ કે " માણવક સિંહ જેવો છે, તળાવ સમુદ્ર જેવું છે. " ઇત્યાદિકની પેઠે કિંચિત્ સમાનતા હોય અને ઉપચાર કર્યો હોય તો શોભે; પણ એવી સમાનતા તારે કહેવામાં નથી, એટલે ઉપચાર કેવી રીતે ઘટી શકશે ? કેમકે અર્થાવગ્રહના એક સમયની અંદર અસંખ્યાત સમયે થનારૂં વિશેષગ્રાહીજ્ઞાન હોઈ શકે નહી.

શિષ્ય:—તો પછી આપ અર્થાવગ્રહમાં કેવા રીતે ઉપચાર ઘટાવો છો ?

આચાર્ય:—" તેણે શબ્દ સાંભળ્યો " ઇત્યાદિ સૂત્રમાં જે ' શબ્દ ' પદ છે, તે વક્તા (સૂત્રકાર) કહે છે. એ વાત તો પૂર્વે ૨૫૩ મી ગાથામાં કહી છે. હવે ઉપચારિક અર્થ વડે તારૂ પ્રયોજન છે ત્યારે એનું વ્યાખ્યાન જે પ્રકારે ઘટે છે તે મુજબ ઘટાવીએ છીએ તે સાંભળ. ૨૮૧

સામાન્ય-અવ્યક્ત અનિર્દેશ્ય વસ્તુને ગ્રહણ કરનાર નૈશ્ચયિક અર્થાવગ્રહ એક સમયનો છે. એક સામયિક અર્થાવગ્રહની જ્ઞાનાદિવસ્તુઓને પરમયોગીઓજ જાણે છે, તેથી તેને નૈશ્ચયિક અર્થાવગ્રહ કહેવાય છે. અને છદ્મસ્થ મનુષ્યો જેને અર્થાવગ્રહ કહે છે તે વ્યવહારિક અથવા ઉપચારિક અર્થાવગ્રહ છે. નૈશ્ચયિક અર્થાવગ્રહ થયાબાદ ઇહિત વસ્તુ વિશેષનો જે અપાય તે અપાયજ પોતે ભાવિ ઈહા અને અપાયની અપેક્ષાએ તથા ભવિષ્યમાં થનાર અન્યવિશેષોની અપેક્ષાએ ઉપચારિક અર્થાવગ્રહ છે.

પ્રથમ નૈશ્ચયિક અર્થાવગ્રહમાં રૂપાદિથી અભિન્ન અવ્યક્ત શબ્દાદિ સામાન્ય ગ્રહણ થાય છે. તે પછી તેમાં ઈહા થયા બાદ ' આ શબ્દજ છે ' ઈત્યાદિ નિશ્ચયરૂપ અપાય થાય છે. એ પ્રમાણે અપાય થયા પછી " શું આ શબ્દ શંખનો છે, કે શૃંગનો છે ? " ઈત્યાદિ શબ્દની વિશેષતા સંબંધી ફરી ઈહા થશે. તે પછી " આ શંખનોજ શબ્દ છે " ઇત્યાદિ શબ્દની વિશેષતા સંબંધી જે અપાય થશે તેની અપેક્ષાએ ' આ શબ્દજ છે ' એવો જે પ્રથમનો નિશ્ચય તે અ[illegible] છતાં પણ ઉપચારથી અર્થાવગ્રહ કહેવાય છે, કારણ કે તે પછી ઇહા-અપાય થાય [illegible] એ એક નિમિત્ત કહ્યું. હવે બીજું કહીએ

છીએ. " આ શંખનો શબ્દ છે " ઇત્યાદિ ભાવિ વિશેષની અપેક્ષાએ " આ શબ્દ છે " ઇત્યાદિ અપાય જે માટે શબ્દ-સામાન્ય ગ્રહણ કરે છે, તેથી તે અર્થાવગ્રહ છે. જેના પછી ઈહા-અપાય પ્રવર્તે છે અને જે પ્રથમ નૈશ્ચયિક અર્થાવગ્રહની પેઠે સામાન્ય ગ્રહણ કરે છે તે અર્થાવગ્રહ છે. તે મુજબ અહીં પણ " આ શબ્દજ છે " ઇત્યાદિ અપાય થયા બાદ ઇહા અપાય પ્રવર્તે છે અને " આ શંખનો શબ્દ છે " ઇત્યાદિ ભાવિ વિશેષની અપેક્ષાએ " આ શબ્દજ છે " એવો નિશ્ચય તે સામાન્ય છે. માટે અર્થાવગ્રહ ભાવિ વિશેષની અપેક્ષાએ સામાન્ય ગ્રહણ કરે છે, એમ નક્કી થયું.

એ પ્રમાણે શબ્દ સામાન્યના નિશ્ચયરૂપ અપાય થયા બાદ "શું આ શંખનો શબ્દ છે, કે શૃંગનો છે? ઈત્યાદિરૂપ ઈહા પ્રવર્તે છે, તે પછી શંખ જન્યાદિ શબ્દના ધર્મ વિશેષનો બોધ થવાથી " આ શંખનોજ શબ્દ છે " ઈત્યાદિ રૂપે અપાય થાય છે. આ અપાય પણ બીજા વિશેષની આકાંક્ષાવાળા પ્રમાતાને ભાવિ ઇહા ને અપાયની અપેક્ષાએ સામાન્યગ્રહણરૂપ હોવાથી અર્થાવગ્રહ છે એમ ઉપચાર કરાય છે. એ રીતે સામાન્ય-વિશેષની અપેક્ષા છેક વસ્તુના અન્ત્ય વિશેષ સુધી કરવી. ( જે વિશેષ પછી વસ્તુના બીજા વિશેષ ભેદ ન હોય અથવા વસ્તુના બીજા વિશેષો હોય તોપણ જે વિશેષ પછી પ્રમાતાને તે સંબંધી જિજ્ઞાસા શાન્ત થાય તે અન્ત્ય વિશેષ કહેવાય. ) ૨૮૨-૨૮૪

આ સઘળું કહેવાથી નિશ્ચિતાર્થ શો થયો તે વિચારીએ-પ્રથમના અવ્યક્ત સામાન્ય માત્ર ગ્રાહી એક સામયિકજ્ઞાન સિવાય સર્વત્ર વિષયનું જ્ઞાન કરવામાં ઈહા અને અપાય થાય છે. નિશ્ચયિક અર્થાવગ્રહ થયા બાદ ઇહા થાય અને તે પછી અપાય થાય. એમ વારંવાર એજ ક્રમે છેક અન્ત્ય વિશેષ પર્યન્ત ઈહા-અપાય થાય છે પણ અર્થાગ્રહ થતો નથી. પરન્તુ સંવ્યવહાર માટે એટલે વ્યવહારીજનની અપેક્ષાએ એ ઇહા તે ઈહા નથી અને એ અપાય તે અપાય નથી પણ અર્થાવગ્રહજ છે. કેમકે ત્યાં જે જે અપાય છે તે તે અપાય ઉત્તરોત્તર ઈહા-અપાયની અપેક્ષાએ તથા ભાવિ વિશેષની અપેક્ષાએ ઉપચારથી અર્થાવગ્રહ છે. એ પ્રમાણે તારતમ્યતાથી ઉત્તરોત્તર વિશેષની આકાંક્ષા થાય ત્યાં સુધી સમજવું. ૨૮૫

હવે જો એવી તરતમતા ન હોય તો જ્ઞાતાને ભાવિ વિશેષની આકાંક્ષા શાન્ત થતાં અપાયજ થાય પણ અવગ્રહ ન થાય, કેમકે એ અપાયના નિમિત્તભૂત ઈહાદિનો અભાવ થાય છે તેથી અવગ્રહ ન થતાં અપાયજ થાય છે. અને તે અપાય થયા પછી તે અર્થના ઉપયોગની અપ્રચ્યુતિરૂપ ધારણા થાય છે. આ અપ્રચ્યુતિરૂપ ધારણા અપાયના અન્તેજ થાય છે, શેષ ધારણાના બે ભેદ વાસના અને સ્મૃતિ તો સર્વત્ર કાળાન્તરને વિષે પણ અવિરુદ્ધ હોય છે. ૨૮૬

એ પ્રમાણે કહેલા સ્વરૂપવાળા વ્યવહારિક અર્થાવગ્રહની અપેક્ષાએ યથા શ્રુતાર્થનું વ્યાખ્યાન પણ સૂત્રવિરુદ્ધ નથી. કેમકે " सद्देत्ति वत्ता भणइ-શબ્દ એમ વક્તા કહે છે. " ઈત્યાદિ પ્રકારે ૨૫૩મી ગાથામાં " तेणं सद्देत्ति उग्गहिए " તેણે શબ્દગ્રહણ કર્યો." ઇત્યાદિ સૂત્રનું વ્યાખ્યાન કર્યું છે. અથવા " तेणं सद्देत्तिउग्गहिए " એમ જે સૂત્રમાં કહ્યું છે તેને જો વિકલ્પથી વિવક્ષાવશથકી વિશેષજ્ઞાન માનીએ તો તેપણ ઔપચારિક-સાંવ્યવહારિક અર્થાવગ્રહમાં શબ્દ ગ્રહણ કરે છે તે એવું વિશેષજ્ઞાન ઘટે છે. કારણકે એ વિશેષજ્ઞાન પછી પૂર્વોક્ત યુક્તિમુજબ ઇહા વિગેરે થાય છે. આ પ્રમાણે માનવાથી " से जहा नामए

केइ पुरिसे अव्वत्तं सद्दं सुणेज्जा, तेणं सद्देत्ति उग्गहिए, न उण जाणइ के वेस सद्दे ? तओ ईहं पविसइ, तओ अवायं गच्छइ " ઇત્યાદિ સૂત્રનો અર્થ પણ સંગત થશે.

એ પ્રમાણે જો અર્થાવગ્રહજ છે, તો પછી તેને તે રૂપે શા માટે નથી ગ્રહણ કરતા ? એવી શંકા કરવામાં આવે તો તે યોગ્ય નથી, કેમકે " આ શબ્દજ છે " ઇત્યાદિ જ્ઞાન તે અપાયરૂપ અર્થાવગ્રહ છે. અપાય તો સામાન્યગ્રહણ તથા ઇહા સિવાય થતો નથી. આ વાત પૂર્વે ઘણીવાર કહી છે. તેથી પૂર્વનું વ્યાખ્યાન મુખ્ય છે અને આ ગૌણ છે. २८७

ઉપરોક્ત વ્યવહારિક અર્થાવગ્રહ માનવાથી ક્ષિપ્ર-અક્ષિપ્રાદિ ભેદવાળો પૂર્વોક્ત દોષનો સમૂહ દૂર થાય છે. અર્થાત્ એક સમયના નૈશ્ચયિક અર્થાવગ્રહની વ્યાખ્યા કરનારને પહેલાં જે દોષો કહ્યા છે કે-જો અર્થાવગ્રહ એક સમયનો છે તો તેને ક્ષિપ્રગ્રહણાદિ વિશેષણ કેમ ઘટે ? તથા જો અર્થાવગ્રહ સામાન્ય માત્રનેજ ગ્રહણ કરે છે, તો તેને બહુ બહુવિધાદિ વિશેષનું ગ્રહણ કેમ ઘટે ? વળી અર્થાવગ્રહથી વિશેષ ગ્રહણ કરવામાં એક સમયની અંદર ઘણા ઉપયોગો પ્રાપ્ત થાય છે, ઇત્યાદિ દોષોનો સમૂહ જે કહ્યો છે તે વ્યવહારિક અર્થાવગ્રહ માનવાથી દૂર થાય છે. એથી કરીને નૈશ્ચયિક અર્થાવગ્રહ માનનાર હવે એમ કહી શકે છે કે ક્ષિપ્ર-અક્ષિપ્રાદિ વિશેષણો વ્યવહારિક અર્થાવગ્રહ સંબંધી છે. કેમકે તે અસંખ્યાત સમયે ઉત્પન્ન થાય છે, તેથી તેને ક્ષિપ્ર અક્ષિપ્રાદિપણે ગ્રહણ થવું ઘટે છે. તથા વિશેષગ્રાહી હોવાથી તેને બહુ બહુવિધાદિપણે ગ્રહણ થવું પણ ઘટે છે. વળી સામાન્ય ગ્રહણ અને ઇહા એ વ્યવહારિક અર્થાવગ્રહમાં અસંખ્યાત સમયે થાય છે, તેથી પૂર્વે ર૯૭મી ગાથા એક સમયની અંદર ઘણા ઉપયોગ થવારૂપ દોષ કહેલછે તે પણ દૂર થશે.

શિષ્ય:—નૈશ્ચયિક અર્થાવગ્રહમાં ક્ષિપ્ર-અક્ષિપ્રાદિ વિશેષણો શું સર્વથા નજ ઘટે કે જેથી વ્યવહારિક અર્થાવગ્રહને અપેક્ષીને આપ કહો છો ?

આચાર્ય:—મુખ્યતાએ તો એ વિશેષણો વ્યવહારિક અર્થાવગ્રહમાંજ ઘટે છે. પરન્તુ કારણમાં કાર્યના ધર્મનો ઉપચાર કરવાથી નૈશ્ચયિક અર્થાવગ્રહમાં પણ એ ઘટી શકે છે. આ વાત પૂર્વે કહી છે અને આગળ પણ કહેવાશે કે વિશિષ્ટ કારણથી કાર્ય પણ વિશિષ્ટ થાય છે. જો એ પ્રમાણે કારણ-કાર્યની સામ્યતા ન હોય તો ત્રિભુવનના ઐશ્વર્યાદિની પ્રાપ્તિ થાય, કાષ્ઠના ટુકડામાંથી પણ રત્નાદિનો સમૂહ મળે. પરન્તુ એમ થતું નથી. હવે ચાલતી બાબત કહે છે.

વળી લોકોમાં પરંપરાએ સામાન્ય-વિશેષનો જે વ્યવહાર રૂઢ છે, તેપણ વ્યવહારક અવગ્રહ માનવાથી સંગત થાય છે, કેમકે લોકમાં જે વિશેષ છે તે અપેક્ષાએ સામાન્ય છે અને જે સામાન્ય છે તેપણ અપેક્ષાએ વિશેષ છે. ઉદાહરણ તરીકે " આ શબ્દજ છે " એ-પ્રમાણે નિશ્ચિત અર્થ તે પૂર્વ સામાન્યની અપેક્ષાએ વિશેષ છે. અને " આ શંખનો શબ્દ છે " એવા ઉત્તરવિશેષની અપેક્ષાએ સામાન્ય છે. આ પ્રમાણે છેક અંત્ય વિશેષ પર્યન્ત જાણી લેવું. ઉપર ઉપરના જ્ઞાનની પ્રવૃત્તિરૂપ સંતાનવડે જે આ સામાન્ય-વિશેષનો વ્યવહાર લોકોમાં રૂઢ છે તે ઔપચારિક અર્થાવગ્રહ માનવામાં આવે તોજ ઘટી શકે, તે સિવાય ઘટે નહી અને તે નહી અંગીકાર કરે તો પ્રથમ અપાય થયા પછી ઈ-હાની ઉત્પત્તિ અને ઉત્તરવિશેષનું ગ્રહણ ન થાય. ઉત્તરવિશેષનું ગ્રહણ ન થવાથી પ્રથમ અપાયમાં નિશ્ચિતઅર્થ વિશેષરૂપજ થાય પણ સામાન્યરૂપ ન થાય અને એથી પૂર્વોક્ત લોક-રૂઢ સામાન્ય વિશેષ વ્યવહારનો ઉચ્છેદ થાય. પરન્તુ જો પ્રથમ અપાયની પછી ઈહાની માનવામાં આવે તો તેની અપેક્ષાએ પ્રથમ અપાય-

માં નિશ્ચિતઅર્થ સામાન્યરૂપ થાય. "જે સામાન્ય ગ્રાહક છે અને જેની પછી ઇહાદિ પ્રવૃત્તિ થાય છે તે નિશ્ચયિક આદ્ય અવગ્રહની પેઠે અર્થાવગ્રહ છે." આ પ્રમાણે ઔપચારિક અથવા વ્યવહારિક અર્થાવગ્રહ સિદ્ધ થયો, તે સિદ્ધ થવાથી સંતાનની પ્રવૃત્તિવડે અન્ત્ય વિશેષ પર્યન્ત સામાન્ય-વિશેષનો વ્યવહાર સિદ્ધ થયો. ૨૭૯-થી ૨૮૮

અહીં મતિજ્ઞાનના પ્રથમ ભેદરૂપ અવગ્રહના બન્ને ભેદનો વિચાર સમાપ્ત થયો.



## હવે મતિજ્ઞાનના બાકીના ત્રણ ભેદ જે ઇહા-અપાય ને ધારણારૂપ છે તેનું સ્વરૂપ કહે છે.

इय सामण्णगहणाणंतरमीहा सदत्थवीमंसा ।
किमिदं सद्दोऽसद्दो ? को होज्ज व संख-संगाणं ? ॥ २८९ ॥
महुराइगुणत्तणओ संखस्सेवे ति जं न सिंगस्स ।
विण्णाणं सोऽवाओ अणुगम-वइरेगभावाओ ॥ २९० ॥
तयणंतरं तयत्थाविच्चवणं जो य वासणाजोगो ।
कालंतरे य जं पुणरणुसरणं धारणा सा उ ॥ २९१ ॥

એ પ્રમાણે સામાન્યગ્રહણ પછી વિદ્યમાન અર્થની વિચારણા તે ઇહા છે. (જેમકે) શું આ શબ્દ છે કે અશબ્દ છે? અથવા શંખનો શબ્દ છે કે શૃંગનો છે? મધુરાદિ ગુણયુક્ત હોવાથી શંખનોજ શબ્દ છે, શૃંગનો નથી. એવું અન્વય-વ્યતિરેકના સદ્ભાવથી જે જ્ઞાન તે અપાય. એ અપાય પછી તે અર્થનું અચ્યવન અને સંસ્કારરૂપે વાસનાનો જે સંયોગ તથા કાળાન્તરે પુનઃ જે અનુસ્મરણ તે ધારણા કહેવાય છે. ૨૮૯-થી-૨૯૧.

નિશ્ચયિક અર્થાવગ્રહમાં રૂપાદિથી અભિન્ન અવ્યક્ત વસ્તુમાત્રનું ગ્રહણ થાય છે અને વ્યવહારિક અર્થાવગ્રહમાં ઉત્તર વિશેષની અપેક્ષાએ શબ્દાદિ સામાન્ય ગ્રહણ થાય છે, એમ પૂર્વે કહ્યું છે, તે ઉભય પ્રકારના અવગ્રહ પછી વિદ્યમાન અર્થની વિશેષ વિચારણા તે ઈહા છે. ઉદાહરણ તરીકે-મેં શું વસ્તુ ગ્રહણ કરી? શબ્દગ્રહણ કર્યો, કે રૂપાદિ-અશબ્દ ગ્રહણ કર્યો? આવા પ્રકારની વિચારણારૂપ ઈહા નિશ્ચયિક અર્થાવગ્રહ પછી થાય છે; અને વ્યવહારિક અર્થાવગ્રહમાં શબ્દ સામાન્યગ્રહણ કર્યા પછી શંખ અને શૃંગના શબ્દમાંથી આ શબ્દ શંખનો હશે કે શૃંગનો હશે? એવી વિચારણારૂપ ઇહા વ્યવહારિક અર્થાવગ્રહ પછી થાય છે. આ ઇહાને સંશયજ્ઞાન ન સમજવું. આ થોડું દેખાડવામાં આવ્યું છે. ખરેખર રીતે તો વ્યતિરેક ધર્મનું નિરાકરણ અને અન્વય ધર્મની ઘટનાને વીશે પ્રવર્તેલો અપાયના સન્મુખ જે બોધ તે ઈહા સમજવી. તે આ પ્રમાણે છે. આ અરણ્ય છે, સૂર્ય અસ્ત પામેલ છે તેથી ઘણું કરીને અત્યારે અહીં મનુષ્ય સંભવે નહિ પણ પક્ષિ વિગેરે ત્યાં જણાય છે, તેથી ઠુંઠું હોવું જોઇએ; આ બધું પૂર્વે કહેલું છે પણ થોડી બુદ્ધિવાલાના સ્મરણને માટે ફરીને કહેવામાં આવ્યું છે. ૨૮૯

હવે મતિજ્ઞાનનો ત્રીજો ભેદ અપાય છે તેનું સ્વરૂપ કહે છે. ઉપર મુજબ ઇહા થયા બાદ આ શબ્દ મધુર-સ્નિગ્ધાદિ ગુણવાળો હોવાથી શંખનો જ છે શૃંગનો નથી, એવું

જે વિશેષ નિશ્ચયરૂપ જ્ઞાન તે અપાય છે. આમાં અન્વય-વ્યતિરેક ધર્મના વિચારનો સદ્‌ભાવ છે, એટલે કે સન્મુખ રહેલા અર્થના વિદ્યમાન ધર્મોના અસ્તિત્વનો અને અવિદ્યમાન અર્થના ધર્મોના અભાવનો નિશ્ચય થાય છે. વ્યવહારિક અર્થાવગ્રહના ક્રમથી થનારા અપાયનું એ સ્વરૂપ કહ્યું અને શ્રોત્ર આહ્લાદિ ગુણયુક્ત હોવાથી 'આ શબ્દ છે' પણ રૂપાદિ નથી એવા પ્રકારનો નિશ્ચય તે નિશ્ચયિક અર્થાવગ્રહના ક્રમથી થનારા અપાયનું સ્વરૂપ છે. ઈહા અને અપાયના વિષયવાળી વિપ્રતિપત્તિયો પૂર્વે કહેલી છે તેથી અહીંયાં કહેતા નથી. હવે મતિજ્ઞાનનો ચોથો ભેદ ધારણા તે અવિચ્યુતિ વાસના-સ્મૃતિના ભેદથી ત્રણ પ્રકારે છે તેને કહે છે. ૨૯૦

ઉપરોક્ત સ્વરૂપવાળા અપાયવડે અર્થનો નિશ્ચય થયા પછી જ્યાં સુધી તે અર્થનો નિરન્તર ઉપયોગ રહે ત્યાંસુધી તે અવિચ્યુતિ નામે ધારણાનો પ્રથમ ભેદ સમજવો. નિશ્ચિત અર્થના ઉપયોગનું આવરણ થયાપછી, ફરી તે આવરણના ક્ષયોપશમવડે કાળાન્તરે ઈન્દ્રિય વ્યાપારાદિ સામગ્રી પ્રાપ્ત થવાથી પુનઃ તે અર્થનો ઉપયોગ સ્મૃતિરૂપે જેથી ઉત્પન્ન થાય તે આવરણના ક્ષયોપશમરૂપ વાસના નામે ધારણાનો બીજો ભેદ જાણવો. અને કાળાન્તરે તેવી વાસનાના પ્રબોધથી પૂર્વકાળે ઇન્દ્રિયોવડે ઉપલબ્ધ અથવા અનુપલબ્ધ એવા અર્થનું જે મનને વિષે સ્મરણ થાય તે સ્મૃતિનામે ધારણાનો ત્રીજો ભેદ છે. ૨૮૯ થી-૨૯૧

"से जहा नामए केइ पुरिसे अव्वत्तं सद्दं सुणेज्जा કોઈ પુરૂષ અવ્યક્ત શબ્દ સાંભળે" ઇત્યાદિ સૂત્રના અનુસારે શબ્દની અપેક્ષાએ અવગ્રહાદિનો વિચાર કર્યો. હવે "एवं एएणं अभिलावेणं अव्वत्तं रूवं रसं गंधं फासं એજ પ્રમાણે અવ્યક્ત રૂપ-રસ-ગંધ-અને સ્પર્શનું પણ સમજવું" ઇત્યાદિ સૂત્રના અનુસારે રૂપ વિગેરેના અવગ્રહાદિનો વિચાર ભાષ્યકાર મહારાજ કહે છે.

सेसेसु वि रूवाइसु विसएसुं होंति रूवलक्खाई ।
पायं पच्चासन्नत्तणेणमीहाइवत्थूणि ॥ २९२ ॥
थाणु-पुरिसाइ-कुट्ठु-प्पलाइ-संभियकरिल्ल-मंसाई ।
सप्पु-प्पलनालाइ व नामाणरूवाइविसयाई ॥ २९३ ॥
एवं चिय सिमिणादिसु मणसो सद्दाइएसु विसएसु ।
होंतिंदियवावाराभावे वि अवग्गहाईया ॥ २९४ ॥

બાકીના રૂપાદિ વિષયોમાં પણ ઈહાદિ ભેદો ઘણું કરીને સાદશ્યપણાએ કરીને એવા લક્ષણવાળા હોય છે. સ્થાણુ-પુરૂષાદિ, કુષ્ઠ-પદ્માદિ, સંભૂત એવાં કારેલાં-માંસાદિ, સર્પ અને કમળ નાળાદિની પેઠે સમાન રૂપાદિ વિષયો (એના ઉદાહરણ રૂપ) જાણવા. એજ પ્રમાણે સ્વપ્નાદિમાં શબ્દાદિ વિષયોને અંગે ઇન્દ્રિયના વ્યાપારનો અભાવ છતાં પણ મનને અવગ્રહાદિ થાય છે. ૨૯૨-થી-૨૯૪.

અર્થાવગ્રહમાં કેવળ સામાન્યમાત્ર વસ્તુ ગ્રહણ થાય છે તેથી તેમાં બીજી વસ્તુની અપેક્ષા નથી પણ ઈહા ઉભયવસ્તુગ્રાહી છે તેથી તેમાં જણાતી વસ્તુથી જુદી વસ્તુ ઘણુ કરીને બહુધર્મોવડે સાદશ્યપણે ગ્રહણ થાય છે. પરન્તુ અત્યન્ત વિલક્ષણ વસ્તુ નથી ગ્રહણ થતી. કેમકે સન્મુખ દૂરથી મન્દમંદ પ્રકાશમાં જણાતા સ્થાણ્વાદિકમાં "શું આ સ્થાણ્વાદિક છે કે પુરૂષ છે?" એવી ઇહા થાય છે. એમાં ઊભા રહેવું-ચઢવું-જાડાઇ-ઊંચાઇ વિગેરે ઘણા ધર્મોવડે પુરૂષનું સ્થાણ્વાદિકની સાથે પ્રાયઃ સમાનપણું છે; આથી વિપ-

રીત "શું આ સ્થાણુ છે કે ઊંટ છે.?" એવા પ્રકારે ઇહા થતી નથી. કેમકે સ્થાણવાદિકની સાથે ઊંટની અત્યન્ત વિલક્ષણતા છે. એટલા માટે સામાન્ય માત્ર ગ્રાહી અવગ્રહ અહીંયાં પ્રથમમાં કહ્યો નથી, પણ ઇહાદિનેજ કહેલાં છે. ઊભયવસ્તુના અવલંબપણા વડે કરીને જ ઈહાને સદૃશપણાનું વિશેષણ ઘટે છે. "આ સ્થાણવાદિકજ છે, પુરૂષ નથી." ઈત્યાદિ રૂપે અપાય પણ સાદૃશ્યપણાએજ થાય છે, તેથી 'ઈહાદિ' એમાં કહેલ 'આદિ' શબ્દથી તે અપાયાદિ પણ સમજવા. ૨૯૨

ઈહા વિગેરે ભેદોના રૂપાદિસમાન વિષયો આ પ્રમાણે છે:-ચક્ષુ ઇન્દ્રિયજન્ય ઈહા વિગેરેના રૂપવાળા વિષયો સ્થાણવાદિક-પુરૂષાદિની પેઠે સમાનધર્મવાળા હોય છે. જેમકે-"શું આ સ્થાણુક છે, કે પુરૂષ છે?" આદિ શબ્દથી શું આ છીપ છે કે રૂપાનો ટુકડો છે? મૃગજળ છે કે સત્યજળનો સમૂહ છે? દોરડું છે કે સર્પ છે? ઈત્યાદિ સમાનધર્મવાળા રૂપ વિષયોજ ચક્ષુજન્ય ઈહા વિગેરેમાં હોય છે.

"આ કુષ્ઠનો ગંધ છે, કે પદ્મનો? સપ્તચ્છદવૃક્ષનો ગંધ છે કે હસ્તિના મદનો? કસ્તુરીનો ગંધ છે કે વનહસ્તિના મદનો ગંધ છે?" ઈત્યાદિ બબ્બે વસ્તુઓનો ગંધ પ્રાયઃ સમાન છે તેથી એ વિગેરે સમાનગંધના વિષયો ઘ્રાણેન્દ્રિયજન્ય ઈહાદિના જાણવા. રાત્રિએ અંધારામાં જીભ ઉપર મૂકતાં "શું આ સંભૃતવાંસ કારેલાં છે કે માંસ છે? ગોળ છે કે ખાંડ છે? મૃદ્વીકા (દ્રાખ) છે કે શુષ્કરાજાદન (રાયણ) છે?" ઈત્યાદિ એ બબ્બે વસ્તુઓનો રસ ઘણું કરીને સમાન હોય છે તેથી એ વિગેરે સમાન રસવાળા વિષયો રસનેન્દ્રિયજન્ય ઇહાદિના જાણવા. "શું આ સર્પનો સ્પર્શ છે કે કમળનાળનો? સ્ત્રીનો સ્પર્શ છે કે પુરૂષનો? ઢેફાનો સ્પર્શ છે કે પત્થરનો?" ઈત્યાદિ સમાનસ્પર્શવાળા વિષયો સ્પર્શનેન્દ્રિયજન્ય ઇહાદિકના છે. ૨૯૩ ઇન્દ્રિયોની પેઠે નોઇન્દ્રિય-મનને પણ અવગ્રહાદિ થાય છે. સ્વપ્નમાં અથવા કમાડ બંધ કર્યાથી અંધકારવાળા ઓરડાદિકમાં ઈન્દ્રિયના વ્યાપારનો અભાવ છતાં પણ મનન કરાતા શબ્દાદિ વિષયોમાં મનને અવગ્રહ-ઈહા-અપાય-ને ધારણા થાય છે. ઉદાહરણ તરીકે સ્વપ્નાદિકમાં મનની વિચારણામાત્રથી સંભળાતા ગીત વિગેરે શબ્દમાં, પ્રથમ સામાન્યમાત્ર વિચારમાં અવગ્રહ થાય છે, તે પછી "શું આ શબ્દ છે કે અશબ્દ છે?" ઈત્યાદિ વિચારમાં ઈહા થાય છે, પછી શબ્દનો નિશ્ચય થવાથી અપાય થાય છે, અને ત્યારબાદ ધારણા થાય છે. એજ પ્રમાણે કોઈ દેવનું રૂપ જોતાં કર્પૂરાદિનો ગંધ સુંઘતાં મોદકાદિકના રસમાં અને યુવતિના સ્તનાદિનો સ્પર્શ થતાં તે તે વિચારમાં ઇન્દ્રિયના વ્યાપારવિના પણ કેવળ મનને અવગ્રહાદિ થાય છે. ૨૯૨ થી ૨૯૪.

એ અવગ્રહાદિ ઉત્ક્રમ-વ્યતિક્રમથી કેમ ન થાય? અથવા ઈહાદિ ત્રણ, બે કે એકજ કેમ ન હોય? શા માટે ચારે ભેદ માનવા જોઇએ? આવી કોઇને શંકા થાય તો તેના સમાધાન માટે આચાર્યશ્રી કહે છે કે—

उक्कमओऽइक्कमओ एगाभावेऽवि वा न वत्थुस्स ।
जं सब्भावाहिगमो, तो सव्वे नियममियकमा य ॥ २९५ ॥

ईहिज्जइ नाऽगहियं नज्जइ नाणीहियं न याऽनायं ।
धारिज्जइ जं वत्थुं तेण कमोऽवग्गहाई उ ॥ २९६ ॥

एतो चिय ते सव्वे भवंति भिन्ना य णेव समकालं ।

न वइक्कमो य तेसिं न अन्नहा नेयसब्भावो ॥ २९७ ॥
अब्भत्थेऽवाओ चिय रत्थइ लक्खिज्जए इमो पुरिसो ।
अन्नत्थ धारण च्चिय पुरोवलद्धे इमं तं ति ॥ २९८ ॥
उप्पलदलसयवेह व्व दुल्लिभावत्तणेण पडिहाइ ।
समयं व सुक्कमकुलि डसणे विसयाणमुवलद्धी ॥ २९९ ॥

ઉત્ક્રમ-વ્યતિક્રમથી અને એમાંના એકના પણ અભાવે વસ્તુનો બોધ ન થાય તેથી તે સર્વ ભેદો માન્યા છે, અને તે નિયમિત ક્રમવાળા જ છે. વસ્તુને ગ્રહણ કર્યા સિવાય ઇહા થતી નથી. ઈહા થયા સિવાય અપાય થતો નથી, અને અપાયવિના ધારણા થતી નથી, તેથી અવગ્રહાદિનો એ ક્રમ છે. એથીજ તે સર્વ ભિન્ન કાલે થાય છે, સમકાળે થતા નથી, તેમજ તેમનો વ્યતિક્રમ પણ નથી. ( કારણકે ) અન્યથા જ્ઞેયનો સદ્ભાવ ન થાય. અભ્યસ્ત વસ્તુમાં કોઇવખત અપાય જણાય છે. ( જેમકે ) " આ પુરૂષ છે " અન્યત્ર પૂર્વોપલબ્ધ વસ્તુમાં ધારણા પણ થાય છે. ( જેમકે ) " આ તેજ વસ્તુ છે. " જેમ-કમળના સેંકડોપત્ર વિંધતાં, અથવા શુષ્ક શુષ્કુલી ભક્ષણ કરતાં દુર્લક્ષપણાથી એકી સાથે વિષયોની ઉપલબ્ધિ જણાય છે. તેમ ( કોઈ વખત અપાયની, અને કોઈ વખત ધારણાની તેમજ કોઇ વખત દુર્લક્ષપણાથી તે સાથે બધાની, પણ મતિ જણાય છે.) ૨૯૫-થી-૨૯૯.

પશ્ચાનુપૂર્વીએ થવુ તે ઉત્ક્રમ અને અવગ્રહાદિક ચારેમાંથી એકાદિને ઓલંઘીને થવુ તે અનાનુપૂર્વી એટલે વ્યતિક્રમ. એ ઉત્ક્રમ-વ્યતિક્રમથી અવગ્રહાદિ થાય તો વસ્તુનુ સદ્ભાવ સ્વરૂપ જણાય નહિ, તેમજ જો એ અવગ્રહાદિમાંથી એકનો પણ અભાવ હોય તોપણ વસ્તુસ્વરૂપનો બોધ થાય નહિ. એ કારણથી અવગ્રહાદિ ચારે નિયમિત ક્રમસર માન્યા છે. ૨૯૫ અવગ્રહવડે નહિ ગ્રહણ કરાએલી વસ્તુની ઇહા થતી નથી, કેમકે ઇહા વિચાર રૂપ છે અને એ વિચાર વસ્તુ ગ્રહણ કર્યાસિવાય થઇ શકે નહિ, તેથી પ્રથમ અવગ્રહ કહીને પછી ઇહા કહી છે. એ ઇહા સિવાય અપાય થતો નથી, કેમકે અપાય નિશ્ચયરૂપ છે, એ નિશ્ચય વિચારપૂર્વકજ થાય છે, તેથી ઈહા પછી અપાય કહ્યો છે. અપાયવડે નિશ્ચય થયાવિના ધારણા થતી નથી, કેમકે તે ધારણા અર્થાવધારણારૂપ છે, અને એવું અવધારણ નિશ્ચય થયાવિના થાય નહિ તેથી અપાય કહ્યા પછી ધારણા કહી છે. આ પ્રમાણે અવગ્રહાદિનો નિયમિત ક્રમજ યોગ્ય છે. પણ ઉત્ક્રમ ( પશ્ચાનુપૂર્વીથી થવું તે ) ને વ્યતિક્રમ (અનુક્રમ સિવાય ગમે તેમ થવુ તે) યોગ્ય નથી. કેમકે એથી વસ્તુનો બોધ નથાય.૨૯૬

ગ્રહણ કર્યાસિવાય ઈહા નથી થતી ઈત્યાદ કહેવાથી અવગ્રહાદિ ચારે માનવા યોગ્ય છે. એમાંના એકનો પણ અભાવ હોય તો મતિજ્ઞાન થાય નહિ. " પ્રથમ ગ્રહણ કર્યું હોય તોજ ઈહા થાય " ઈત્યાદિ કહેવાથી અવગ્રહાદિ ચારે પરસ્પર ભિન્ન છે એમ જણાવ્યુ છે, કેમકે તે ઉત્તરોત્તર ભિન્ન ભિન્ન નવિન પર્યાયોને ગ્રહણ કરે છે. વળી " ગ્રહણ કર્યાસિવાય ઇહા થતી નથી " એજ કથનથી અવગ્રહાદિ ચારે સમકાળે નથી થતા, તેમજ ઉત્ક્રમ-વ્યતિક્રમથી પણ નથી થતા, પરન્તુ ક્રમસર થાય છે. અને યથોક્ત ધર્મવાળાજ છે. જો તેથી વિપરીત ધર્મવાળા હોય તો જ્ઞેયનો સદ્ભાવ ન થાય; એટલે કે શબ્દાદિ જ્ઞેયવસ્તુનો પણ એવો સ્વભાવ નથી કે જે સ્વભાવ એ ચારેમાથી એકાદરહિત અભિન્ન

સમકાળે થનારા અને ઉત્ક્રમ વ્યતિક્રમથી થનારા અવગ્રહાદિવડે જણાય; પરન્તુ એ શબ્દાદિ જ્ઞેયવસ્તુનો પણ એવોજ સ્વભાવ વ્યવસ્થિત છે કે તે સર્વે ભિન્ન જુદા જુદા કાળે થનારા અને ઉત્ક્રમ-વ્યતિક્રમથી રહિત અવગ્રહાદિ હોય તોજ તેઓવડે તે સંપૂર્ણ જણાય છે. આ વાત જો કે ઉપરની ૨૯૫મી ગાથામાં કહી છે, પણ તે સંક્ષિપ્ત હોવાથી અહીં પુન: વિસ્તારથી કહી છે. ૨૯૭

શિષ્ય:-નિરન્તર પૂર્વે જોએલ હોય, વિચારેલ હોય, અને બોલેલ હોય, એવા સ્વભ્યસ્ત વિષયમાં ફરી કોઈ સ્થળે કોઈ વખતે એ વિષય જોવાથી અવગ્રહ-ઈહા અતિક્રમીને પ્રથમ અપાયજ થતો સમસ્ત જીવોએ નિર્વિવાદ અનુભવાય છે. જેમકે " આ પુરૂષ છે ". વળી અન્યત્ર કોઇ સ્થળે પૂર્વોપલબ્ધ સુનિશ્ચિત વસ્તુમાં દૃઢવાસનાથી તેની અંદર અવગ્રહ ઈહા-અપાય ઉલ્લંઘીને પ્રથમ સ્મૃતિરૂપ ધારણાજ થતી અનુભવાય છે. જેમકે " આ તેજ વસ્તુ છે કે જે મેં પૂર્વે જાણી હતી " આ પ્રમાણે થતું હોય એમ અનુભવાય છે, તો પછી આપ એમ કેમ કહો છો કે ઉત્ક્રમ-અતિક્રમવડે કે એ ચારમાંથી એકાદનો પણ અભાવ હોય તો પણ વસ્તુ સ્વરૂપનો બોધ ન થાય, અને ગ્રહણ કર્યાસિવાય ઈહા ન થાય? ૨૯૮

આચાર્ય:-કોઈ વખત પ્રથમ અપાય જણાય છે, અને કોઈ વખત પ્રથમ ધારણા જણાય છે એમ જે તું કહે છે તે અયોગ્ય છે. કેમકે જેમ સેંકડો કમળપત્ર વિંધવામાં કાળ દુર્લક્ષ્ય છે, તેમ અવગ્રહાદિનો કાળ પણ દુર્લક્ષ્ય છે, તેથી તેમ અનુભવાય છે. ઉદાહરણ તરીકે-જેમ કોઈ શક્તિશાળી યુવાનપુરૂષ કમળના સેંકડો પત્રોને સોય આદિ-વડે વિંધતાં પોતે એવું માને છે કે મેં આ બધાં પત્ર એકી સાથે વીંધી નાખ્યાં; પરન્તુ ખરી રીતે તો એ દરેક પત્ર ભિન્ન ભિન્ન કાળેજ ભેદાય છે. પણ તે કાળ અતિસૂક્ષ્મ હોવાથી જણાતો નથી. તેવી રીતે અહીં પણ અવગ્રહાદિનો કાળ અતિસૂક્ષ્મ હોવાથી ભિન્નપણે જણાતો નથી. પરન્તુ એમ ન સમજવું કે તેમનો અભાવ છે તેથી નથી જણાતો.

વળી ઇહાદિ કોઇ સ્થળે સ્પષ્ટ અનુભવાય છે. જ્યાં જ્યાં સ્પષ્ટ અનુભવથી ન જણાય ત્યાં ત્યાં પૂર્વે કહ્યા મુજબ સમજી લેવું કે " ગ્રહણ કર્યા સિવાય ઈહા નથી અને ઇહા વિના નિશ્ચય નથી. " માટે પ્રથમ અપાય અનુભવાય છે, તે આ કમળપત્ર વીંધવાના ઉદાહરણથી ભ્રાન્તિ સમજવી. આના સંબધમાં એક બીજું ઉદાહરણ લઇએ. જેમ કોઇને સુકી અને લાંબી સષ્કુલી-તલસાંકલીનું ભક્ષણ કરતાં તેનો શબ્દ થવાથી શબ્દજ્ઞાન થાય છે, જો સુકી ના હોય તો શબ્દ થાય નહી, અને તે શબ્દ સાંભળતી વખતેજ એ લાંબી હોવાથી તેનું રૂપ જણાય છે, જો તે ટુંકી હોય તો તેને મુખમાં નાંખ્યા પછી શબ્દ સાંભળવાની સાથે રૂપ જણાય નહિ, તેથી લાંબી સષ્કુલી કહી છે. એ રૂપ દર્શનની સાથેજ તેનો ગન્ધ-રસ-અને સ્પર્શ પણ અનુભવાય છે. એ પ્રમાણે પાંચે ઇન્દ્રિયોના વિષયની ઉપલબ્ધિ એકી સાથે થતી જણાય છે, પણ તે ઉપલબ્ધિ એકી કાલે થતી દેખાય છે તે સત્ય નથી. કેમકે બધી ઈન્દ્રિયોનું જ્ઞાન એકીસાથે થાય નહિ. મન સાથે જોડાએલ ઈન્દ્રિયજ પોતાના વિષયનું જ્ઞાન ઉત્પન્ન કરી શકે છે, પણ તે વિના નહી. મન એક ઉપયોગવાળું હોવાથી સર્વ ઈન્દ્રિયો સાથે એકજ સમયે જોડાતું નથી. તેથી એક કાળે અનેકની સાથે સંયોગ થવો અયોગ્ય છે. પરન્તુ મન અતિશીઘ્રગતિ વાળું હોવાથી અને કાળનો ભેદ દુર્લક્ષ્ય હોવાથી સર્વ ઈન્દ્રિયોના વિષયોની ઉપલબ્ધિ એકી સાથે થઈ એમ ભ્રાન્તિથી જણાય છે. જેમ ભ્રાન્તિથી એમાં કાળ ભેદ જણાતો નથી તેમ અભ્યસ્ત સ્થાનોમાં અવગ્રહાદિના કાળના સંબંધમાં પણ

સમજવું. માટે તે અવગ્રહાદિ એકાદિથી વિકલ નથી. તેમ ઉત્ક્રમ વ્યતિક્રમવાળા પણ નથી. શષ્કુલિનું લાંબાપણું ગાથામાં કહ્યું નથી પણ ઉપલક્ષણથી જાણવું. ૨૯૫-થી-૨૯૯.

અહીં સુધી આભિનિબોધિક જ્ઞાનના સંક્ષેપથી ચાર ભેદ કહ્યા, હવે તેના અઠ્યાવીસ તથા ત્રણસો છત્રીસ ભેદ જણાવે છે.

सोइंदियाइभेएण छव्विहाऽवग्गहादओऽभिहिआ ।
ते होंति चउव्वीसं चउव्विहं वंजणोग्गहणं ॥ ३०० ॥
अट्ठावीसइभेयं एयं सुयनिस्सियं समासेणं ।
केइत्तु वंजणोग्गहवज्जे छोढूणमेयम्मि ॥ ३०१ ॥
अस्सुयनिस्सियमेवं अट्ठावीसइविहंनि भासंति ।
जमवग्गहो दुभेओऽवग्गहसामण्णओ एक्को ॥ ३०२ ॥
चउवइरित्ताभावा जम्हा न तमोग्गहाइतो भिन्नं ।
तेणोग्गहाइसामण्णओ तयं तग्गयं चेव ॥ ३०३ ॥
किह पडिकुक्कुडहीणो जुज्झे बिंबेणऽवग्गहो, ईहा ।
किं सुसिलिट्ठमवाओ दप्पणसंकंतबिंबं ति ॥ ३०४ ॥
जह उग्गहाइसामण्णओऽवि सोइंदियाइणा भेओ ।
तह उग्गहाइसामण्णओऽवि तमणिस्सिया भिन्नं ॥ ३०५ ॥
अट्ठावीसइभेयं सुयनिस्सियमेव केवलं तम्हा ।
जम्हा तम्मि समत्ते पुणरस्सुयनिस्सियं भणियं ॥ ३०६ ॥

શ્રોત્રાદિ ઇન્દ્રિયોના ભેદે છ પ્રકારે અવગ્રહાદિ કહેલ છે તેથી તેના ચોવીશ અને ચાર પ્રકારે વ્યઞ્જનાવગ્રહ કહેલ છે. એમ અઠ્યાવીશ ભેદ સંક્ષેપથી શ્રુત નિશ્રિતમતિના છે. કેટલાએક વ્યંજનાવગ્રહ વર્જીને (ચોવીશભેદોમાં) અશ્રુત નિશ્રિતના ચાર ભેદ મેળવીને અઠ્યાવીસ ભેદ કહે છે, તેમાં બે ભેદવાળા અવગ્રહને સામાન્યથી એક અવગ્રહ માનેલ છે. તે વ્યઞ્જન અને અર્થના અવગ્રહ અવગ્રહાદિ ચારથી વ્યતિરિક્ત ન હોવાથી તે અવગ્રહાદિથી ભિન્ન નથી, માટે અવગ્રહાદિ સામાન્યની અપેક્ષાએ તે તદ્‌ગતજ છે. ઉત્તર-બીજા કુકડાવિના એક કુકડો કેવી રીતે યુદ્ધ કરે? પ્રતિબિંબ સાથે. આવો વિચાર તે અવગ્રહ. યુદ્ધ કરાવવા માટે શું ઠીક પડશે? આ ઈહા. દર્પણમાં સંક્રાંતબિંબ ઠીક પડશે. આ અપાય. જેમ અવગ્રહાદિ સમાન છતાં પણ શ્રોત્રેન્દ્રિયાદિવડે ભેદ છે. તેમ અહીં અવગ્રહાદિ સમાન છતાં તે શ્રુતનિશ્રિતથી ભિન્ન છે. કેવળ શ્રુતનિશ્રિતજ અઠ્યાવીસ ભેદે છે, તે પૂર્ણ થયા પછી (આગમમાં) પુનઃ અશ્રુતનિશ્રિત કહ્યું છે. બહુ-બહુવિધ-ક્ષિપ્ર-અનિશ્રિત-નિશ્રિત અને ધ્રુવ એ છ, તથા તેના પ્રતિપક્ષિ (અબહુઆદિ)વડે બાર પ્રકારે અવગ્રહાદિ છે. (તેને અઠ્યાવીસ ભેદ સાથે ગુણવાથી) ત્રણસો છત્રીસ ભેદ થાય છે. ૩૦૦-૩૦૬

શ્રોત્રાદિ પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન, એ છથી અવગ્રહાદિ ચાર ચાર થાય છે, તેથી અવગ્રહાદિ ચારને એ છની સાથે ગુણવાથી ચોવીસ થયા, અને બીજા સ્પર્શન-રસન-ઘ્રાણ-અને શ્રોત્ર ઇન્દ્રિયથી ચાર પ્રકારે વ્યઞ્જનાવગ્રહ થાય છે, માટે એ ચાર ભેદ પૂર્વોક્ત ચોવીસની સાથે મેળવતાં સર્વ મળીને અઠ્યાવીસ ભેદ શ્રુતનિશ્રિત મતિજ્ઞાનના છે.

બીજા આચાર્યો અઠયાવીસ ભેદ બીજીરીતે ગણાવે છે. તેઓ આ અઠયાવીસ ભેદોમાંથી શ્રુતનિશ્રિતના વ્યંજનાવગ્રહના ચાર ભેદ બાદ કરીને બાકી રહેલા ચોવીસ ભેદોમાં ઔત્પત્તિકી, વૈનયિકી, કર્મજા અને પારિણામિકી એ ચાર ભેદ બુદ્ધિના છે તે શ્રુતનિશ્રિત મતિજ્ઞાનમાં મેળવીને અઠયાવીસ ભેદ મતિજ્ઞાન છે એમ કહે છે. આના પુરાવામાં તેઓ એમ કહે છે કે—અહીં સંપૂર્ણ મતિજ્ઞાનના ભેદો કહેવાનો અધિકાર છે તેમાં જો અશ્રુતનિશ્રિત બુદ્ધિ ચતુષ્ક ન ગણીએ તો શ્રુતનિશ્રિતરૂપ મતિજ્ઞાનના એક ભાગનાજ અઠયાવીસ ભેદ કહ્યા ગણાય, પણ જ્યારે ઉપર પ્રમાણે શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત મેળવીએ ત્યારે સંપૂર્ણ મતિજ્ઞાનના ભેદો સિદ્ધ થાય. જો કેવળ એમજ હોય; તોપછી વ્યઞ્જનાવગ્રહના ચાર ભેદનું શું કરવું ? એવી કોઇને શંકા થાય, તો તેના ઉત્તરમાં કહેવાનું કે પૂર્વે વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહ એવા બે ભેદ અવગ્રહના કહ્યા છે, તે અવગ્રહ અહીં સામાન્યથી એક પ્રકારેજ માનેલ છે. તેમાં વ્યઞ્જનાવગ્રહના ચાર ભેદ સમાઇ જાય છે. કેમકે સામાન્યમાં વિશેષનો અન્તર્ભાવ થાય છે. ઉદાહરણ તરીકે જેમ 'સેના' કહી, એટલે એમાં હાથી ઘોડા વિગેરે આવી ગયા; અને 'વન' કહેવાથી તેમાં ધવ-ખદિરાદિ વૃક્ષો પણ આવી ગયા. તેથી અવગ્રહ-ઇહા-અપાય અને ધારણા એ ચારે પાંચ ઇન્દ્રિયો તથા મન એ છવડે ૭ ૭ પ્રકારે છે. તેથી કરીને શ્રુતનિશ્રિતમતિના ચોવીસભેદ અને અશ્રુતનિશ્રિતમતિના બુદ્ધિચતુષ્કરૂપ ચાર ભેદ એમ સર્વ મળીને મતિજ્ઞાનના અઠયાવીસ ભેદ છે. ૩૦૦-૩૦૧-૩૦૨

આવી રીતે મતાન્તરથી જણાવેલા અઠયાવીસ ભેદ યોગ્ય નથી, કેમકે અવગ્રહ-ઇહા-અપાય ને ધારણા એ ચાર ભેદથી અશ્રુતનિશ્રિત ભિન્ન નથી, તેના બુદ્ધિચતુષ્કરૂપ ચાર ભેદ અવગ્રહાદિના અઠયાવીસ ભેદમાં સમાઈ જાય છે, તોપછી વ્યઞ્જનાવગ્રહના ચાર ભેદ કાઢી નાંખીને ફરીથી પણ અશ્રુતનિશ્રિતના ચાર ભેદ એમાં ઉમેરવા એ ઠીક નહિ. કારણકે જે અઠયાવીસ ભેદ કહ્યા છે તે અવગ્રહાદિનાજ કહ્યા છે, અને એ અવગ્રહાદિ બુદ્ધિચતુષ્કમાં પણ છે. એટલા માટે અવગ્રહાદિકના કહેવાવડે કરીને તે અશ્રુતનિશ્રિત બુદ્ધિચતુષ્ટય અઠાવીસ ભેદમાં સંગ્રહ કરેલું છે. ૩૦૩

શિષ્ય:—ઔત્પત્તિકી વિગેરે બુદ્ધિચતુષ્કમાં અવગ્રહાદિ કેવી રીતે સંભવે ?

આચાર્ય:—એ સંબંધમાં નટપુત્ર ભરત, શિલા, ઘેટું, કુકડો, તલ, રેતી, હસ્તિ, કુવો, વનખંડ, પાયસ, આગમન, પાંદડાં, ખીસકોલી અને પાંચ પિતા વિગેરે ઘણા દૃષ્ટાન્ત આગમમાં કહ્યા છે. તેમાંથી બાકીનાના ઉપલક્ષણને માટે એક કુકડાનું ઉદાહરણ ઔત્પત્તિકીબુદ્ધિમાં અવગ્રહાદિ સમજવા માટે લઇએ.

કોઈ રાજાએ નટપુત્ર ભરતની બુદ્ધિની પરીક્ષા કરવાને કહ્યું કે—આ મારા કુકડાને બીજા કુકડાવિના એકલાનેજ યુદ્ધ કરાવ. આ ઉપરથી નટપુત્રે મનમાં વિચાર્યું કે બીજા કુકડા સિવાય આ એકલો કુકડો કેવી રીતે યુદ્ધ કરશે ? એમ વિચાર કરતાં મનમાં એકદમ સ્ફુરી આવ્યું કે પોતાનું પ્રતિબિંબ આગળ જોવાથી અભિમાનવડે આ યુદ્ધ કરશે. આ પ્રમાણે સામાન્યથી જાણ્યું તે અવગ્રહનામનો મતિનો પહેલો ભેદ થયો. તે પછી એવો વિચાર કરે કે તળાવના પાણીમાં પડેલું પ્રતિબિંબ યુદ્ધ કરાવવાને ઠીક પડશે કે દર્પણમાં પડેલું પ્રતિબિંબ ઠીક પડશે ? ઇત્યાદિ બિંબસંબંધી વિચારણા તે ઇહા. એવી ઇહા થયા બાદ એવો નિશ્ચય કરે કે પાણી આદિમાં પડેલું પ્રતિબિંબ ક્ષણેક્ષણે દૂર થાય અને અસ્પષ્ટ હોય તેથી યુદ્ધ કરાવવામાં તેનું પ્રતિબિંબ ઠીક નહિ પડે પણ અરિસામાં પડેલું પ્રતિબિંબ

સ્થિર અને સ્પષ્ટ હોવાથી ચરણાઘાત કરવામાં ઠીક પડશે માટે તેજ યોગ્ય છે. એ પ્રમાણે બિંબ વિશેષનો નિશ્ચય તે અપાય. આ રીતે બુદ્ધિના બીજા ઉદાહરણોમાં પણ અવગ્રહાદિ વિચારી લેવા.

એ પ્રમાણે બુદ્ધિચતુષ્કમાં પણ અવગ્રહાદિ છે. તેથી શ્રુતનિશ્રિત મતિજ્ઞાનના અવગ્રહાદિ અઠ્યાવીસ ભેદોમાં બુદ્ધિચતુષ્ક અવગ્રહાદિવાળા હોવાથી અન્તર્ભાવ થાય છે. માટે અઠ્યાવીસ ભેદોમાંથી વ્યઞ્જનાવગ્રહ ચતુષ્ક દૂર કરીને બુદ્ધિચતુષ્કને ફરી ઉમેરવું એ ઠીક નથી. ૩૦૪

શિષ્ય:—જો એ પ્રમાણે અવગ્રહાદિની સમાનતાથી અશ્રુતનિશ્રિત શ્રુતનિશ્રિતના અવગ્રહાદિમાં અન્તર્ભાવ પામે છે તો પછી આગમમાં આભિનિબોધિકજ્ઞાનના બે ભેદ કહ્યા છે, તે કેવી રીતે ઘટશે?

આચાર્ય:- જેમ શ્રોત્રેન્દ્રિયના અર્થાવગ્રહ વિગેરે, ઘ્રાણેન્દ્રિયના અર્થાવગ્રહ વિગેરે, મનના અર્થાવગ્રહ વિગેરે, ઈત્યાદિ જેમ અવગ્રહાદિનો ભેદ છે તેમ અહીં પણ અવગ્રહાદિપણું સમાન છતાં અશ્રુતનિશ્રિત શ્રુતનિશ્રિતથી ભિન્ન છે. મતલબ કે મતિજ્ઞાનના અઠ્યાવીસ ભેદના વિચારમાં અવગ્રહાદિ સામાન્યધર્મની અપેક્ષાએ અશ્રુતનિશ્રિતનો શ્રુતનિશ્રિતમાંજ અન્તર્ભાવ થાય છે, અને શ્રુતનિશ્રિત અશ્રુતનિશ્રિતના વિચારમાં વિશિષ્ટધર્મની અપેક્ષાએ શ્રુતનિશ્રિતથી અશ્રુતનિશ્રિત ભિન્ન મનાય છે. આ પ્રમાણે માનવાથી આગમમાં કહેલો તેઓનો ભેદ કાયમ રહે છે.

આ સંબંધમાં વિરોધ હોવાથી એકનો એકનાથીજ ભેદ અને અભેદ કેવી રીતે થાય? એવી શંકા ન કરવી. કારણકે જો એકજ ધર્મવડે ભેદ અને અભેદ માનવામાં આવે તો વિરોધ થાય, પણ ભિન્નધર્મથી ભેદ અને અભેદ માનવાથી વિરોધ ન થાય. જગતમાં એવી કઇ વસ્તુ છે કે જેનો અન્યવસ્તુથી ભેદ અને અભેદ ન થાય? ઘટાદિવસ્તુ ઘટાદિપણે સમાન હોવાથી પરસ્પર અભેદવાળી છે, તોપણ સ્વદ્રવ્ય-ક્ષેત્ર-કાળાદિપણે તો ભિન્ન છે. આ સંબંધમાં અહીં ઘણું કહેવા જેવું છે, પણ ગ્રંથ વિસ્તારના ભયથી નથી કહેતા; વિશેષ જાણવાની ઈચ્છાવાળાએ અનેકાન્તજયપતાકાદિ ગ્રંથમાંથી જોઈ લેવું. ૩૦૫

શિષ્ય:—એવા કષ્ટમાં ઉતરવાનું શું પ્રયોજન છે? પૂર્વે મન્તાતરથી શ્રુતનિશ્રિત અશ્રુતનિશ્રિત ભેદ માનીને સમસ્ત મતિજ્ઞાનના અઠ્યાવીસ ભેદ કહ્યા છે તેજ સુખકારી લાગે છે.

આચાર્ય:—એ પ્રમાણે માનવું તે સિદ્ધાન્તના અભિપ્રાયથી ઉલટું છે. કેમકે અવગ્રહાદિની સમાનતાથી અશ્રુતનિશ્રિતનો શ્રુતનિશ્રિતમાં અન્તર્ભાવ કરીને કેવળ શ્રુતનિશ્રિત મતિજ્ઞાનજ અઠ્યાવીસ ભેદ કહેવું ઉચિત છે, પણ વ્યંજનાવગ્રહ દૂર કરીને શ્રુતનિશ્રિત-અશ્રુતનિશ્રિત મેળવીને અઠ્યાવીસ ભેદ કરવા તે ઉચિત નથી; કારણકે આગમમાં ભેદપૂર્વક શ્રુતનિશ્રિત કહીને પછીથીજ અશ્રુતનિશ્રિત કહ્યું છે તેથી કેવી રીતે તેનો તેમાં પ્રક્ષેપ કરાય? આગમના અભિપ્રાયે શ્રુતનિશ્રિતમતિનાજ અઠ્યાવીસ ભેદ છે. માટે બીજા આચાર્યોનું વ્યાખ્યાન યોગ્ય નથી.

એ પ્રમાણે ૩૦૩ મી ગાથાનું વ્યાખ્યાન ટીકાકારે મૂળ ટીકાના અભિપ્રાયે કહ્યું. બીજાઓ એ ગાથાનું વ્યાખ્યાન બીજી રીતે કરે છે, પણ તેમનો અભિપ્રાય ગંભીર હોવાથી

ટીકાકાર મલધારીમહારાજે તદનુસાર વ્યાખ્યાન નથી કર્યું, તેથી અમે પણ તેમાંનું કંઇ લખી શકતા નથી. ૩૦૬

અહીંસુધી મતિજ્ઞાનના અઠયાવીસ ભેદો જે રીતે થાય છે તે બતાવીને હવે બીજીરીતે તેના ઘણા ભેદો થાય છે તે કહીએ છીએ.

जं बहु–बहुविह–खिप्पा-ऽनिस्सिय–निच्छिय–धुवेयरविभिन्ना ।
पुणरुग्गहादओ तो तं छत्तीसत्तिसयभेयं ॥ ३०७ ॥

બહુ બહુવિધ-ક્ષિપ્ર-અનિશ્રિત-નિશ્ચિત અને ધ્રુવ એ ૭ ભેદો છે. તથા તેના પ્રતિપક્ષિ અબહુ-અબહુવિધ અક્ષિપ્ર-નિશ્રિત-અનિશ્ચિત અને અધ્રુવ. એ ૭ મળી બાર પ્રકારે દરેક અવગ્રહાદિ છે. એ બારે પ્રકારને મતિજ્ઞાનના અઠયાવીસ ભેદ સાથે ગુણવાથી ત્રણસોછત્રીસ ભેદ થાય. શ્રોત્રાદિ ઇન્દ્રિયોવડે કોઈ બહુ ગ્રહણ કરે, કોઈ અલ્પ ગ્રહણ કરે, કોઈ બહુ પ્રકારે ગ્રહણ કરે, કોઇ થોડા પ્રકારે ગ્રહણ કરે. એ પ્રમાણે ધ્રુવ-અધ્રુવ સુધી કહેવું. જેમ અવગ્રહમાં ભેદો થાય છે તે પ્રમાણે ઇહા-અપાય ને ધારણાના દરેક ભેદોમાં પણ એ બાર બાર ભેદ યોજવા. એથી મતિજ્ઞાનના અઠયાવીસ ભેદોને બારે ગુણતાં ત્રણસો છત્રીસ ભેદો થાય છે. ૩૦૭

હવે શબ્દરૂપ વિષયની અપેક્ષાએ બહુઆદિ અર્થની વ્યાખ્યા કરે છે.

नानासद्दसमूहं बहुं पिधं मुणइ भिन्नजाईयं ।
बहुविहमणेगभेयं एक्केक्कं निद्ध–महुराई ॥ ३०८ ॥
खिप्पमचिरेण तं चिय सरूवओ जं अनिस्सियमलिङ्गं ।
निच्छियमसंसयं जं धुवमच्चंतं न उ कयाई ॥ ३०९ ॥
एत्तो चिय पडिवक्खं साधेज्जा, निस्सिए विसेसो वा ।
परधम्मेहि विमिस्सं निस्सियमविणिस्सियं इयरं ॥ ३१० ॥
एवं बज्झ-ब्भंतरनिमित्तवइचित्तओ मइबहुत्तं ।
किंचिम्मत्तविसेसेण भिज्जमाणं पुणोऽणंतं ॥ ३११ ॥

વિવિધપ્રકારના શબ્દસમૂહને પૃથક્પૃથક્ ભિન્નજાતિપણે જાણે તે બહુ. દરેકને સ્નિગ્ધ-મધુરાદિ અનેક ભેદે જાણે તે બહુવિધ. શીઘ્રજાણે તે ક્ષિપ્ર. તેનેજ લિંગ રહિત સ્વરૂપથી જાણે તે અનિશ્રિત. સંશયરહિત જાણે તે નિશ્ચિત, અને નિરન્તર જાણે તે ધ્રુવ પણ કદાચિત્ જાણે એમ નહિ. એ બહુઆદિના પ્રતિપક્ષભૂત અબહુઆદિ (એથી વિપરીતપણે) સાધી લેવા. પણ નિશ્રિત-અનિશ્રિતમાં તફાવત છે. પરધર્મોવડે વિમિશ્ર તે નિશ્રિત, અને અવિમિશ્ર તે અનિશ્રિત. એ પ્રમાણે બાહ્ય અને અભ્યન્તરનિમિત્તની વિચિત્રતાથી મતિજ્ઞાનના ઘણા ભેદ છે. વળી કિંચિન્માત્ર વિશેષથી ભેદ પામતું મતિજ્ઞાન અનન્તભેદવાળું પણ છે. ૩૦૮–૩૧૧.

સાંભળી શકાય એવા યોગ્યસ્થળે વાજિંત્રોના સમૂહ એકીસાથે વાગવાથી કોઈ શ્રોતા તે વાજિંત્રોના સમૂહના શબ્દને જાણે છે. જેમકે નગારૂં, ઢક્કા, શંખ, ભેરી વિગેરેના વિવિધ શબ્દો સાંભળીને ક્ષયોપશમ વિશેષથી અવગ્રહાદિવડે ભિન્ન ભિન્ન જાતિના શબ્દો જાણે. એટલેકે આટલા ભેરીના શબ્દો છે આટલા ભાણકના શબ્દો છે અને આટલા શંખ-પટહ વિગેરેના શબ્દો છે. એ પ્રમાણે વિવિધ શબ્દસમૂહને ભિન્ન ભિન્ન

જાતિપણે જાણે તે બહુ. (૧) કોઈ વ્યક્તિ અલ્પક્ષયોપશમથી સામાન્યપણે વિવિધ વાજિંત્રોના આ શબ્દો છે એટલુંજ માત્ર જાણે તે અબહુ (૨) કોઈ શ્રોતા ક્ષયોપશમની વિચિત્રતાથી દરેક શંખ-ભેરી આદિના શબ્દોને સ્નિગ્ધ-મધુર-યુવાન્-વૃદ્ધાદિજન્ય વિગેરે ઘણાધર્મો સહિત જાણે તે બહુવિધ. (૩) કોઇ શ્રોતા સ્નિગ્ધ-મધુરાદિ થોડા ધર્મવાળા ભિન્ન જાતિય વિવિધ શબ્દોનો સમૂહ છે એમ જાણે તે અબહુવિધ. (૪) લાંબો વખત વિચાર કર્યાસિવાય શીઘ્ર જાણે તે ક્ષિપ્ર. (૫) લાંબો વખત વિચાર કરીને જાણે તે અક્ષિપ્ર. (૬) કોઇ શ્રોતા લિંગના સંબંધવિના શબ્દસમૂહને સ્વરૂપથીજ જાણે, જેમકે તેવા પ્રકારની ધ્વની જણાય છે માટે અહીં દેવાલય છે એ પ્રકારે લિંગનિશ્રા કર્યા વગર સ્વરૂપથીજ જાણે તે અનિશ્રિત (૭) કોઈ લિંગની નિશ્રાએ જાણે તે નિશ્રિત. (૮) આ આમજ છે એમ સંશયરહિત જાણે તે નિશ્ચિત. (૯) આ અમુક આમ હશે કે અન્યથા હશે ? એમ સંદેહ યુક્ત જાણે તે અનિશ્ચિત. (૧૦) એક વખત બહુઆદિરૂપે જેવું જાણ્યું હોય તેવુંજ હમ્મેશાં જાણે પણ કદાચિત નહી તે ધ્રુવ કહેવાય. (૧૧) અને કોઈ વ્યક્તિ કોઇવખત બહુઆદિ રૂપે જાણે અને કોઇવખત અબહુઆદિરૂપે જાણે તે અધ્રુવ કહેવાય છે. (૧૨) ૩૦૮-૩૦૯.

એ પ્રમાણે બહુઆદિ બાર ભેદોની વ્યાખ્યા છે, તેમાંના નિશ્રિત-અનિશ્રિતનો અર્થ બીજી રીતે પણ થાય છે. જેમકે અશ્વાદિના પર ધર્મોવડે મિશ્ર ગાય આદિ વસ્તુ ગ્રહણ કરતાં નિશ્રિત થાય છે. અર્થાત્ ગાયને અશ્વરૂપે ગ્રહણ કરતાં જે વિપરીત ઉપલબ્ધિ થાય તે નિશ્રિત કહેવાય છે. તથા પરધર્મોવડે મિશ્ર વસ્તુને ગ્રહણ ન કરે, પરન્તુ યથાવસ્થિતપણે એટલે કે ગાય આદિને ગાય આદિપણેજ ગ્રહણ કરતાં જે અવિપરીત ઉપલબ્ધિ થાય તે અનિશ્રિત કહેવાય છે.

શિષ્ય:-બહુ-બહુવિધાદિ જ્ઞાનના વિશેષણો, સ્પષ્ટ અર્થ ગ્રહણ કરનારા અપાયાદિમાં ભલે હો; પરન્તુ વ્યંજનાવગ્રહ અને નૈશ્ચયિક અર્થાવગ્રહમાં એ કેવી રીતે સંભવે ? કારણકે સામાન્ય-અનિર્દેશ્યસ્વરૂપ નામાદિ કલ્પનારહિત નૈશ્ચયિક અર્થાવગ્રહમાં શબ્દાદિ વિશેષમાત્રનું પણ ગ્રહણ નથી થતું, તો પછી ઉપરોક્ત બહુઆદિ જ્ઞાનનો સંભવ કેવીરીતે હોઈ શકે ? તથા વ્યવહારિક અર્થાવગ્રહ વિશેષગ્રાહી છે તેથી તેમાં એ વિશેષણો ઘટે છે એમ કહેતા હો તો ભલે એમ હો, પણ અઠ્યાવીસ ભેદમાંના વ્યઞ્જનાવગ્રહને એ વિશેષણ કેમ ઘટી શકે ? નજ ઘટી શકે. કેમકે વ્યંજનાવગ્રહમાં સામાન્ય અર્થનું પણ ગ્રહણ નથી થતું તો પછી બહુઆદિજ્ઞાન તો ક્યાંથીજ થાય !

આચાર્ય:-વ્યંજનાવગ્રહ વિગેરે અપાય આદિનાં કારણ છે, એટલે કે વ્યંજનાવગ્રહાદિ વિના અપાયાદિ નથી થતા. તેથી અપાયાદિગત બહુઆદિ જ્ઞાન અપાય વિગેરેના કારણભૂત વ્યંજનાવગ્રહ વિગેરેમાં યોગ્યતાપણે અનેલ છે, કેમકે સર્વથા અવિશિષ્ટ કારણથી વિશિષ્ટકાર્ય ઉત્પન્ન થાય નહિ. જો એમ ન હોય તો કોદરા વિગેરેના બીજથી શાંગેર આદિની પ્રાપ્તિ થવી જોઈએ. પણ એમ થતું નથી. માટે જેવું કારણ હોય તેવુંજ કાર્ય થાય. ૩૧૦

પ્રકાશ-વિષય વિગેરે મતિજ્ઞાનના બાહ્યનિમિત્ત છે, એમ વિષયાદિના સ્પષ્ટ-અવ્યક્ત-મધ્યમ-અલ્પ-મહત્-નજીક દૂર આદિ ભેદોથી બાહ્યનિમિત્તની વિચિત્રતા છે. આવરણનો ક્ષયોપશમ-ઉપયોગ-અને ઉપકરણેન્દ્રિય એ અભ્યન્તર નિમિત્ત છે. તેના પણ શુદ્ધ-અશુદ્ધ-મધ્યમાદિ ભેદોથી અભ્યન્તરનિમિત્તની વિચિત્રતા છે. એ ઉભય નિમિત્તની વિચિત્રતાથી ઉપર કહ્યા પ્રમાણે મતિજ્ઞાનના ઘણા ભેદ કહ્યા છે. એજ મતિજ્ઞાન યથોક્ત બે નિમિત્તના કિંચિન્માત્ર ભેદથી અનન્તભેદવાળું પણ કહેવાય છે. કેમકે સામાન્યથી મતિજ્ઞાનવાળા

જીવો અનન્તા છે, તેમના ક્ષયોપશમના ભેદવડે મતિજ્ઞાનના પણ તેટલાજ ભેદો થાય છે. ૩૦૮-થી-૩૧૧.

શિષ્ય:-સંશયાદિકની પેઠે અવગ્રહાદિમાં સ્પષ્ટઅર્થનું ભાન નથી થતું તેથી તે જ્ઞાનરૂપજ નથી જણાતા. તો પછી એ અવગ્રહાદિ મતિજ્ઞાનના ભેદ કેવી રીતે હોઇ શકે?

આચાર્ય:—તારી તે માન્યતા અયોગ્ય છે, કારણકે અવગ્રહાદિકમાં જ્ઞાન થાય છે.

इह संसयादणंतब्भावाओऽवग्गहादओ नाणं ।
अणुमाणमिवाह न संसयाइसब्भावओ तेसुं ॥ ३१२ ॥
ननु संदिद्धे संसय-विवज्जया संसओऽहवेहावि ।
वच्चासा वा निस्सियमवग्गहोऽणज्झवासियं तु ॥ ३१३ ॥
इह सज्झमोग्गहाईण संसयाइत्तणं तहवि नाम ।
अब्भुवगंतुं भण्णइ नाणं चिय संसायाईया ॥ ३१४ ॥
वत्थुस्स देसगमगत्तभावथो परमतप्पमाणं व ।
किह वत्थुदेसविण्णाणहेयवो, सुणसु तं वोच्छं ॥ ३१५ ॥
इह वत्थुमत्थ-वयणाऽपज्जयाणंतसत्तिसंपन्नं ।
तस्सेगदेसविच्छेयकारिणो संसयाईया ॥ ३१६ ॥

અહીં સંશયાદિને મલતા નહિં એવા અવગ્રહાદિ અનુમાનની પેઠે જ્ઞાન છે? ના. તેમાં સંશયાદિના સદ્ભાવથી તેમ નથી. સન્દેહમાં સંશય અને વિપર્યાસ છે, ઇહા પણ સંશયરૂપ છે. અથવા નિશ્રિત એ વિપર્યાસરૂપ છે, અને અવગ્રહ અનધ્યવસાયરૂપ છે. અહીં અવગ્રહાદિમાં સંશયાદિપણું સિદ્ધ કરવાનું છે તોપણ દલીલની ખાતર, સંશયાદિ જ્ઞાનજ છે એમ અમે કહીએ છીએ. બીજાઓએ માનેલા પ્રમાણની પેઠે (જે સંશયાદિ છે તે) વસ્તુના એક દેશને જણાવનાર હોવાથી જ્ઞાન છે. તે કેવી રીતે વસ્તુના એક દેશના વિજ્ઞાનના હેતુઓ છે? સાંભળ, તે કહીએ છીએ. અહીં જે કોઇ વસ્તુ છે તે બધી અર્થ અને વચનાદિના અનન્તપર્યાયરૂપ શક્તિયુક્ત છે. તે વસ્તુના એક દેશને ગ્રહણ કરનારા સંશયાદિ છે. ૩૧૨ થી ૩૧૬.

સંશય-વિપર્યય અને અનધ્યવસાયને મલતા નહિં એવા અવગ્રહાદિ થાય છે, માટે તે અનુમાનની પેઠે જ્ઞાનરૂપ છે. આ હેતુમાં સંશયાદિરૂપ નહિં એવા ગન્ધાદિ પુદ્ગળદ્રવ્ય સાથે વ્યભિચાર હોવાથી આત્મધર્મ છતે સંશયાદિથી જુદાપણે થનારા અવગ્રહાદિ જ્ઞાનરૂપ છે એમ વિશેષણપૂર્વક હેતુ સમજવો.

શિષ્ય:—વિશેષણપૂર્વક હેતુ હોવાથી તેમાં અનૈકાન્તિક દોષ નહિ આવે પણ અસિદ્ધતાદોષ તો નિવારી નહિ શકાય. કેમકે સંશયાદિના સદ્ભાવથી અવગ્રહાદિ સંશયરૂપજ છે, અને તે સંશયાદિથી જુદારૂપે થાય છે માટે આપે કહેલો હેતુ અસિદ્ધ છે. ૩૧૨.

વળી પૂર્વે ૩૦૯ ની ગાથામાં આપે કહ્યું છે કે "સંશયરહિત જાણે તે નિશ્રિત" અને "સંદિગ્ધ જાણે તે અનિશ્રિત" ત્યાં સંદિગ્ધજ્ઞાન થવાથી તે જ્ઞાન સ્પષ્ટ સંશયરૂપજ છે, જ્યાં સંશય હોય, ત્યાં તે સન્દેહવાળાને કોઇવિખત વિપર્યય પણ થાય. માટે ઉપરોક્ત હેતુમાં સંશય અને વિપર્યય દૂર કરી શકાય એમ નથી. અથવા ઉત્તરભેદરૂપ સંદિગ્ધજ્ઞાનમાં

દૂષણ આવે છે એટલુંજ નહિ પણ મૂળભેદરૂપ જે ઈહા છે તેપણ સંશયરૂપજ છે. જો એને નિશ્ચયરૂપ માનવામાં આવે તો તે અપાય થાય. વળી ૩૧૦ મી ગાથામાં આપે કહ્યું કે “ પરધર્મવડે મિશ્ર જાણે તે નિશ્રિત ” એ નિશ્રિતજ્ઞાન પણ ગાય આદિને અશ્વાદિરૂપે ગ્રહણ કરતાં વિપર્યાસરૂપજ છે. નાચ કરતાં વિપર્યાસ નથી પણ અન્ય વસ્તુને અન્યરૂપે ગ્રહણ કરવી તે વિપર્યાસ કહેવાય છે. તથા નિશ્ચયિક અર્થાવગ્રહરૂપ અવગ્રહ અનિર્દેશ્ય સામાન્યમાત્ર ગ્રાહી હોવાથી અનધ્યવસાયરૂપજ છે. કેમકે એમાં કોઇપણ અર્થસંબંધી નિશ્ચય નથી થતો. એ પ્રમાણે અવગ્રહ વિગેરે સંશયાદિરૂપ હોવાથી જ્ઞાનસ્વરૂપ નથી, અને જ્ઞાનસ્વરૂપ ન હોવાથી એ મતિજ્ઞાનના ભેદો નથી, જો તેમને મતિજ્ઞાનના ભેદો માનીએ, તો તેમાં સેંકડો દોષો પ્રાપ્ત થશે. ૩૧૩

આચાર્ય:—તારું કથન અમારો અભિપ્રાય જાણ્યાવિનાનું છે, તેથીજ એમ કહે છે. અમે સંદિગ્ધપણાનો એવો અર્થ નથી કર્યો, કે વસ્તુ નહિ જણાવાથી અને વિપર્યય થવાથી ત્યાં સંશય-વિપર્યય થાય. સંદિગ્ધપણાનો અર્થ એવો છે કે સત્ય નિશ્ચય કર્યા છતાં પણ તે જ્ઞાનમાં તથાવિધક્ષયોપશમની વિચિત્રતાથી મનમાં કંઇક અલ્પશંકા દૂર ન થાય. જેમકે –“ બરાબર નથી જાણતો, આ એમ હશે કે અન્યથા હશે ? ” એટલી અલ્પશંકા માત્રથી એ જ્ઞાનને અજ્ઞાનપણું કહેવું યોગ્ય નથી, કેમકે એથી વ્યવહારનો ઉચ્છેદ થાય છે. ધૂમ અને વાદળાં આદિથી અગ્નિ અને જળાદિનો નિશ્ચય થયા છતાં, મુખેથી તે નિર્ણય જણાવતાં બધા પ્રમાતાઓને સ્હેજ શંકામાત્ર રહે છે. આથી તેઓ નિશ્ચિતવસ્તુ નથી જાણતા એમ ન કહેવાય, એમને એ જ્ઞાનમાં ક્યાંઈપણ સંશય કે વિપર્યય નથી જણાતો. વળી “ ઇહા પણ સંશયરૂપજ છે. ” એ કથન પણ યોગ્ય નથી, કારણ કે–“ શું આ સ્થાણુક છે કે પુરૂષ છે ? ” એવા પ્રકારના સંશયને ઇહા નથી માનેલ, પરન્તુ જે બોધના પછી તરતજ અવશ્ય નિશ્ચય થાય છે, તથા અન્વયધર્મના સંભવ અને વ્યતિરેકધર્મના ત્યાગથી નિશ્ચય સન્મુખ જે બોધ, તેને ઈહા માનેલ છે. એ પ્રમાણે પૂર્વે ઘણીવાર કહેલું છે. આવો બોધ નિશ્ચયાભિમુખ હોવાથી સંશય નથી, તેમજ નિશ્ચયની સમીપ હોવાથી નિશ્ચયરૂપ પણ નથી. આ ઉપરથી નિશ્ચય સિવાય અન્ય સર્વ સંશયરૂપ હોવાથી અજ્ઞાન છે એમ ન કહેવું; કારણ કે એમ કહેવાથી નિશ્ચયના ઉત્પત્તિક્ષણને પણ અજ્ઞાનપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે. એમ છતે નિશ્ચયને પણ અજ્ઞાનપણાની પ્રાપ્તિ થાય. અવિશિષ્ટ કારણથી વિશિષ્ટ કાર્યની ઉત્પત્તિ થાય નહિ. અહીં નિશ્ચય ઉપાદાન ક્ષણ કારણ છે અને નિશ્ચયરૂપ કાર્ય છે માટે અજ્ઞાનરૂપ નિશ્ચયઉપાદાનક્ષણથી જ્ઞાનરૂપ નિશ્ચય ઉત્પન્ન ન થાય. “નિશ્રિતજ્ઞાન તે વિપર્યાસરૂપ છે. ” એમ જે તું કહે છે, તેપણ અયોગ્ય છે. કારણ કે લિંગઆશ્રિતજ્ઞાન તે નિશ્રિતજ્ઞાન, એવો અર્થ કરીએ તો સર્વથા એ દોષ ઘટતો જ નથી, અને પરધર્મવડે મિશ્રજ્ઞાન તે નિશ્રિતજ્ઞાન એવો અર્થ કરીએ ત્યારે, તો બીજી રીતે માત્ર વ્યાખ્યા જ કરી છે. એ વ્યાખ્યાથી તે જ્ઞાનમાં પરધર્મોની શંકામાત્ર જણાવી છે, તેવા ધર્મોનો તેમાં નિશ્ચય છે એમ નથી કહ્યું. જેમકે “ અહીં ગાય છે, પણ અશ્વ જેવી જણાય છે. ” આટલા કારણથી જ આ વિપરીત ઉપલબ્ધિ જણાવી, સર્વથા વિપરીતધર્મના નિશ્ચયથી વિપરીત ઉપલબ્ધિ ન જાણવી. કેમકે સર્વથા વિપરીત ઉપલબ્ધિ માનવાથી, ત્યાં અશ્વાદિ હોવા જોઇએ આથી એમ ન કહેવું કે એમ હોય તો નિશ્રિતનો અનિશ્રિતથી ભેદ નથી; કેમકે ત્યાં પરધર્મની નિશ્રિતતાનો અભાવ હોવાથી વિવક્ષિત વસ્તુના અભાવથી શંકામાત્રજ છે. વસ્તુ પ્રાપ્તિમાં વિઘ્નના અભાવે વિપર્યય ધર્મની શંકામાત્રથી પણ

અજ્ઞાનતા ન કહેવાય. "અવગ્રહ અનધ્યવસાયરૂપ છે" એ કથન પણ અયોગ્ય છે, કારણકે અવગ્રહમાં સાક્ષાત્ અધ્યવસાય (નિશ્ચય) નથી, પણ યોગ્યતાથી તો છે. જો એમ ન હોય તો અવગ્રહના કાર્યભૂત અપાયાદિમાં એ અધ્યવસાય અથવા નિશ્ચય થાય છે તે ન થવા જોઇએ. અતિ ઉન્મત્ત અને મૂર્ચ્છા પામેલાનું જ્ઞાન જ અનધ્યવસાયરૂપ કહેવાય, ત્યાં યોગ્યતાવડે કરીને પણ અધ્યવસાય કહી શકાય નહી. કેમકે અવગ્રહના કાર્યભૂત અપાયાદિના અધ્યવસાયનું ત્યાં લક્ષણજ નથી.

એ રીતે અવગ્રહાદિમાં સંશયાદિપણું નથી, તે છતાં તેમાં તે માની લઇએ તોપણ સંશય-વિપર્યય ને અનધ્યવસાય એ જ્ઞાનજ છે, તેથી કરીને અવગ્રહાદિ મધ્યે સંશયાદિરૂપપણું હોવા છતાં પણ મતિજ્ઞાનના ભેદપણામાં વિરોધ આવતો નથી. કારણકે "ઇચ્છિત વસ્તુ જણાવનાર હોય તે જ્ઞાન, અને તે સિવાયનું અજ્ઞાન." એ પ્રમાણે કહેનારાઓના પ્રમાણ-અપ્રમાણભૂત જ્ઞાન-અજ્ઞાનનો વિચાર કરવાને અમે તૈયાર નથી; પરન્તુ "જેવડે કંઇપણ જણાય તે સમ્યગ્દૃષ્ટિ સંબંધી જ્ઞાન છે" એટલુંજ માત્ર અમે કહીએ છીએ. તદનુસાર વસ્તુનું જ્ઞાનમાત્ર તો સંશયાદિમાં પણ હોય છે, એટલે તેનામાં સમ્યગ્દૃષ્ટિ સંબંધી જ્ઞાનપણાની હાની નથી. ૩૧૪

સ્વપરપર્યાયોવડે અનન્તધર્મયુક્ત ગાય આદિ વસ્તુના એક દેશને જણાવનાર હોવાથી સંશયાદિ, બીજાઓએ માનેલા નિશ્ચયજ્ઞાનરૂપ પ્રમાણની પેઠે જ્ઞાનરૂપજ છે. આ સ્થળે હેતુની અસિદ્ધતા માનીને કોઈ એમ કહેવા માગે કે-સંશયાદિ વસ્તુના એક દેશના જ્ઞાનનું કારણ કેવી રીતે બની શકે? કારણકે વસ્તુ અંશરહિત હોવાથી તેને દેશનોજ અભાવ છે, તોપછી તે સંશયાદિ એક દેશગ્રાહી કેમ કહી શકાય? એ પરનો અભિપ્રાય છે. તેને આચાર્ય માહારાજ કહે છે કે હું કહુંછું તે સાવધાન થઇને સાંભળ. ૩૧૫.

આના ઉત્તરમાં કહેવાનું કે ઘટાદિવસ્તુના માટીથી બનવાપણું, પહોળા પેટારપણું, વૃત્તપણું, ગોળ લાંબી ગ્રીવાયુક્તપણુ ઇત્યાદિ અર્થરૂપ પર્યાયો એટલે અર્થપર્યાયો અનન્તા છે; તથા ઘટ, કુટ, કુંભ, કળશ વિગેરે વચનરૂપ પર્યાયો પણ અનન્તા છે, તેમજ આદિશબ્દથી પરવ્યાવૃત્તિરૂપ પર્યાયો પણ અનન્તા છે. એ અર્થપર્યાય અને વચનાદિપર્યાયરૂપ અનન્ત શક્તિયુક્ત વસ્તુ છે, તેવી વસ્તુના એક દેશને ગ્રહણ કરનારા સંશયાદિ છે માટે તે જ્ઞાનરૂપ છે. વસ્તુને અમે નિરંશ નથી માનતા, પણ ઉપર કહ્યા મુજબ અનન્ત ધર્મયુક્ત માનીએ છીએ, તેથી વસ્તુના અનન્ત દેશો છે. તેમાંથી એક દેશને સંશયાદિ ગ્રહણ કરે છે તેથી તે જ્ઞાનરૂપ છે. જો એ સંશયાદિ કંઈપણ ગ્રહણ ન કરતા હોય તો તે ઉત્પન્નજ ન થાય. આ ઉપરથી એ સિદ્ધ થયું કે "જે વડે જણાય તે જ્ઞાન" એ વ્યુત્પત્તિથી સંશયાદિ જ્ઞાન છે. ૩૧૬

સમસ્ત વસ્તુસ્વરૂપને ગ્રહણ કરનાર હોય તેજ જ્ઞાન છે, એક દેશને ગ્રહણ કરનાર હોય તે જ્ઞાન નથી, એમ જો કોઇ કહેવા માગે તો તે અયોગ્ય છે, કારણકે—

अहवा न सव्वधम्मावभासया तो न नाणमिट्ठं ते ।
णणु निन्नओऽवि तद्देसमेत्तगाहि त्ति अन्नाणं ॥ ३१७ ॥
जइ एवं तेण तुहं अन्नाणो नत्थि कोइ संसारे ।
मिच्छद्दिट्ठीणं ते अन्नाणं नाणविवरेरसिं ॥ ३१८ ॥

सदसदविसेसणाओ भवहेउ जहिच्छिओवलम्भाओ ।
नाणफलाभावाओ मिच्छद्दिट्ठिस्स अण्णाणं ॥ ३१९ ॥
एगं जाणं सव्वं जाणइ सव्वं च जाणमेगं ति ।
इय सव्वमयं सव्वं सम्मद्दिट्ठिस्स जं वत्थुं ॥ ३२० ॥
जे संसयादिगम्मा धम्मा वत्थुस्स तेऽवि पज्जाया ।
तदहिगमगत्तणओ ते नाणं चिय संसयाईया ॥ ३२१ ॥

અથવા તે સર્વ ધર્મને જણાવનાર ન હોવાથી તારે તે જ્ઞાનરૂપ નથી. જો એમ હોય તો તારે નિર્ણય પણ અજ્ઞાન થાય, (કેમકે તે) તેના એક દેશનેજ ગ્રહણ કરે છે. શંકા-જો એમ હોય તો તમારા મતે કોઈપણ સંસારી અજ્ઞાની નહી થાય ઉત્તર-મિથ્યાદૃષ્ટિને અજ્ઞાન છે અને બીજા-સમ્યગ્દૃષ્ટિને તે જ્ઞાન છે. સદ્-અસદ્‌ના અવિશેષપણાથી, ભવહેતુકપણાથી, યદૃચ્છાએ ઉપલબ્ધિ થતી હોવાથી અને (વિરતિરૂપ) જ્ઞાનના ફળનો અભાવ હોવાથી મિથ્યાદૃષ્ટિનું (જ્ઞાન) અજ્ઞાનરૂપ છે. સમ્યગ્દૃષ્ટિ એક વસ્તુને જાણતાં સર્વ વસ્તુ જાણે છે અને સર્વ વસ્તુ જાણતાં એકને જાણે છે એમ તેને સર્વ વસ્તુ સર્વમય છે એવો બોધ છે (તેથી તેને જ્ઞાન છે). ને સંશયાદિગમ્ય ધર્મો છે, તેપણ વસ્તુના પર્યાયો છે, તેને જાણનાર એ સંશયાદિ છે માટે તે નિશ્ચય જ્ઞાન છે. ૩૧૭-થી-૩૨૧

ગાય વિગેરે વસ્તુના સર્વ ધર્મને સંશયાદિ ગ્રહણ કરનારા નથી, માટે તે જ્ઞાનરૂપ નથી, પણ જે સંપૂર્ણ વસ્તુસ્વરૂપને ગ્રહણ કરે તેજ જ્ઞાનરૂપ છે. એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે; કારણકે એથી તો જ્ઞાનરૂપે માનેલ નિર્ણય પણ અજ્ઞાન થશે. એ નિર્ણય પણ ગાય આદિ વસ્તુના એક દેશનેજ ગ્રહણ કરનાર છે. ઉદાહરણ તરીકે-ગોત્વ-આવું રૂપ છે માટે "આ બલદ છે" આ ઘટ છે, આ પટ છે, ઈત્યાદિ નિર્ણયવડે બલદપણું, ઘટપણું પટપણું વિગેરે વસ્તુના એક દેશજ ગ્રહણ કરાય છે. તેથી તેનું પણ જ્ઞાનરૂપપણું કેમ થાય ?

ધર્મ ધર્મીસિવાય કદીપણ જુદો નથી હોતો, તેથી એક દેશરૂપ ધર્મ ગ્રહણ કરવાથી ધર્મીરૂપ સંપૂર્ણ વસ્તુ પણ નિર્ણયવડે ગ્રહણ થાય છે, માટે નિર્ણય જ્ઞાનરૂપ છે. આમ કહેવામાં આવે તો સંશયાદિમાં પણ એમજ છે "શું આ સ્થાણુક છે કે પુરૂષ છે ?" ઈત્યાદિ પ્રકારના સંશયથી સ્થાણુત્વાદિરૂપ વસ્તુના એક દેશને જાણે છે. વિપર્યાસ પણ વસ્તુના એક દેશને જાણેજ છે, અને અનધ્યવસાય પણ સામાન્યમાત્રરૂપ વસ્તુના એક દેશને જાણે છે. તેથી સંશય વિગેરે વસ્તુના એક દેશને જાણનાર હોવાથી ઉપરોક્ત શંકા મુજબ તેઓ સમગ્રવસ્તુને જાણે છે તોપછી તેપણ જ્ઞાનરૂપ કેમ ન કહેવાય ?

વલી સંશયાદિવડે વસ્તુનો એક દેશ ગ્રહણ કરાય છે, એટલે કે સંશયવડે કેવળ સંદિગ્ધ, વિપર્યાસવડે કેવળ વિપરીત અને અનધ્યવસાયવડે કેવળ સામાન્ય ગ્રહણ થાય છે. તેથી તે જ્ઞાન નથી, એમ કહેવામાં આવે તો તે માટે "જે વડે જણાય તે જ્ઞાન" એવી વ્યુત્પત્તિ હમણાંજ ઉપર કહી છે; તે પ્રમાણે મતિરૂપજ્ઞાન તે મતિજ્ઞાન છે. સામાન્યથી સમ્યગ્દૃષ્ટિ સંબંધી મતિજ્ઞાનનો વિચાર અહીં પ્રસ્તુત છે તેથી સમ્યગ્દૃષ્ટિના સંશયાદિને અથવા નિર્ણયને જ્ઞાન કહેવામાં કંઈ વિરોધ નથી. કેમકે ઉપરોક્તજ્ઞાનની વ્યુત્પત્તિ એ સર્વમાં ઘટે છે. આ ઉપરથી સંશયાદિ પણ મતિજ્ઞાનરૂપ છે, તેથી તે મતિજ્ઞાનના ચારને બદલે સાત ભેદ થશે એમ ન કહેવું; કારણકે અનધ્યવસાય સામાન્યમાત્ર ગ્રાહી હોવાથી

તેનો અવગ્રહમાં સમાવેશ થાય છે, સંશયનો ઈહામાં સમાવેશ થાય છે, ( જો કે પહેલા સંશયને ઈહારૂપ નથી માનેલ, પણ તે વ્યવહારીજનની અનુવૃત્તિથી નિષેધેલછે, સર્વથા નિષેધ નથી કર્યો. ) અને વિપર્યાસ ( વિપરીત ) નિશ્ચયરૂપ હોવાથી અપાયમાં અન્તર્ભાવ પામે છે. એ પ્રમાણે સંશયાદે ત્રણેનો અવગ્રહાદિ ત્રણમાં સમાવેશ થાય છે, તેથી સાત ભેદ નહી થાય. એ પ્રમાણે આ અંગીકાર કરવું. અન્યથા-જો એમ ન માનવામાં આવે તો સમ્યગ્દષ્ટિના સંશયાદિને મતિજ્ઞાનથી જુદા પાડીને ક્યાં અન્તર્ભૂત કરવા? અજ્ઞાનમાં તો તેનો સમાવેશ નહી કરી શકાય, કારણકે શ્રીમાન્ ગૌતમસ્વામિએ ભગવન્ત મહાવીરદેવને પૂછ્યું છે કે-"सम्मद्दिट्ठी णं भंते! किं नाणी अन्नाणी? गोयमा! नाणी, नो अन्नाणी" ભગવન્ત્! સમ્યગ્દૃષ્ટિજીવો જ્ઞાની કે અજ્ઞાની? ગૌતમ! સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની છે, અજ્ઞાની નથી." ઇત્યાદિ આગમવચનથી સમ્યગ્દૃષ્ટિને સર્વદા જ્ઞાનજ હોય છે, અજ્ઞાન નથી હોતું.

શિષ્યઃ—ભલે એ એમ હો, પરન્તુ અહીં સમ્યગ્દૃષ્ટિ સંબંધી મતિજ્ઞાનનાજ અધિકાર છે એમ આપ શાથી કહો છો?

આચાર્યઃ—અહીં પાંચ જ્ઞાનનો વિચાર પ્રસ્તુત છે, તે જ્ઞાન સમ્યગ્દૃષ્ટિનેજ હોય છે; માટે સમ્યગ્દૃષ્ટિ સંબંધી મતિજ્ઞાનનોજ અહીં વિચાર કરાય છે અને તેમનાજ સંશયાદિકોની જ્ઞાનતા સધાય છે. ૩૧૭

શિષ્યઃ—જો ઉપર મુજબ સંશયાદિને પણ આપ જ્ઞાનરૂપ કહેશો તો કોઇપણ સંસારી જીવ અજ્ઞાની નહિ થાય. કેમકે સંશયાદિ અજ્ઞાન છે અને નિર્ણય તે અબાધિત જ્ઞાન છે. એમ લોકવ્યવહારની સ્થિતિ છે. હવે જો એ સંશયાદિને આપ જ્ઞાનરૂપ કહેશો તો અજ્ઞાનરૂપ લોકવ્યવહારનો નાશ થશે, પણ લોકમાં તો અજ્ઞાન વ્યવહાર જણાય છે તેની શી વ્યવસ્થા કરશો?

આચાર્યઃ—મિથ્યાદૃષ્ટિના સંશયાદિ તથા નિર્ણય અજ્ઞાનરૂપ છે, અને સમ્યગ્દૃષ્ટિના સંશયાદિ તથા નિર્ણય જ્ઞાનરૂપ છે. આ પ્રમાણે માનવાથી અજ્ઞાન વ્યવહારનો નાશ નહિ થાય. તાત્પર્ય એ છે કે લૌકિકજ્ઞાન-અજ્ઞાનનો વ્યવહાર અહીં નથી કર્યો, પણ આગમના અભિપ્રાયે નિશ્ચયિકવ્યવહાર અહીં કર્યો છે એટલેકે આગમમાં મિથ્યાદૃષ્ટિને સંશયાદિ તથા નિશ્ચય બધુંએ અજ્ઞાનરૂપ કહ્યું છે, અને એજ સંશયાદિ તથા નિશ્ચય સમ્યગ્દૃષ્ટિને જ્ઞાનરૂપ કહ્યું છે. આગમના અભિપ્રાયે સંશયાદિ અજ્ઞાનપણાનું કારણ નથી, પણ મિથ્યાદૃષ્ટિનો સંબંધ અજ્ઞાનપણાનું કારણ છે. અહીં માત્ર સમ્યગ્દૃષ્ટિના અવગ્રહાદિનો વિચાર કરવો પ્રસ્તુત છે, તેથી બીજી ચર્ચા કરવાથી સર્યું. ૩૧૮

શિષ્યઃ—મિથ્યાદૃષ્ટિનું બધુંએ જ્ઞાન અજ્ઞાનરૂપજ છે, એમ આપ શાથી કહો છો?

આચાર્યઃ- મિથ્યાદૃષ્ટિને સદ્અસદ્નો તફાવત નથી, તેનું જ્ઞાન ભવહેતુક છે, યદૃચ્છાએ-ગમેતેમ તેની ઉપલબ્ધિ થાય છે, અને જ્ઞાનનું ફળ જે વિરતિ તે તેમને નથી, માટે તેઓનું જ્ઞાન તે અજ્ઞાનરૂપ છે. ૩૧૯

શિષ્યઃ—સમ્યગ્દૃષ્ટિને એવું શું વિશેષ છે કે જેથી તેઓના સર્વબોધ જ્ઞાનજ કહેવાય?

આચાર્યઃ—પરમાણુ વિગેરે દરેક વસ્તુ સ્વ-પર પર્યાયોવડે ત્રિભુવનગત સર્વવસ્તુ સાથે સંબંધ ધરાવે છે. જેમકે એક પરમાણુમાં એકગુણકાલત્વાદિ અનન્તા વર્ણ, ગન્ધ, રસ વિગેરેના સ્વપર્યાયો છે, અને એ પરમાણુ બીજા પરમાણુ, દ્વયણુક, ત્ર્યણુકાદિ સર્વવસ્તુથી

ક્ષેત્ર-કાળ આદિવડે ભિન્ન છે, તેથી તેના વ્યાવૃત્તિરૂપ અનન્તા પરપર્યાયો છે. જે અન્ય વસ્તુઓથી એ પરમાણુ ભિન્ન છે તે બધી વસ્તુઓનો તે પરમાણુમાં અભાવ છે. જો એમ ન હોય તો તે પરમાણુ તેઓથી ભિન્ન છે એમ જણાય નહિ. કારણકે અભાવ તે અભાવવાનનો ધર્મ છે, જ્યાં ધર્મ હોય ત્યાં ધર્મી કથંચિત્ હોવોજ જોઇએ. એમ ન હોય તો તે તેનો ધર્મ ન કહી શકાય. આથી એ સિદ્ધ થયું કે સર્વ વસ્તુઓ તે પરમાણુમાં સ્વઅભાવવૃત્તિ દ્વારાએ વર્તે છે, અને તેથી તે પરમાણુ પણ સર્વ વસ્તુ સાથે તેવા પ્રકારનો સંબંધ ધરાવે છે. આજ રીતે દ્વયણુક-ત્ર્યણુકાદિના સંબંધમાં પણ સમજી લેવું. તે પણ અન્યથી ભિન્ન છે, અને તેથી સર્વવસ્તુ સર્વમય છે એમ નિશ્ચિત થયું. જે કોઈ અમુક એક વસ્તુ જાણે છે તે બીજી પણ બધી વસ્તુઓ જાણેજ છે. બધી વસ્તુઓ જાણ્યા વિના અમુક વસ્તુ તેનાથી ભિન્ન છે એમ જાણી શકાય નહિ. તેથી જે સર્વ વસ્તુઓ જાણે છે તેજ અમુક એક વસ્તુ પણ જાણે છે. સમસ્ત વસ્તુના જ્ઞાનવિના એક વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન થાય નહી. તે સર્વે વસ્તુઓ વિવક્ષિત વસ્તુથકી જુદી છે એમ જાણવું. ને તે નહીં જણાય તો તે તેનાથી ભિન્ન છે એમ જાણી શકાય નહી.

શિષ્યઃ—એવું જ્ઞાનતો કેવળીનેજ હોય છે. બીજાને નથી હોતું, કેમકે કેવળી સિવાયના બીજાઓ સૂક્ષ્મ, અતીત, વ્યવહિત, અમૂર્ત આદિ સર્વ વસ્તુઓ ગ્રહણ કરી શકે નહિ.

આચાર્યઃ—હા સત્ય છે, એ પ્રમાણે સાક્ષાત્પણે તો કેવળીજ જાણે છે, પરન્તુ તેમના વચન ઉપરની શ્રદ્ધાદ્વારાએ ભાવથી બીજા સમ્યગ્દૃષ્ટિ પણ દરેક વસ્તુને સર્વમય જાણે છે. "जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्व जाणइ से एग जाणइ" ઇત્યાદિ કેવળીભાષિત આગમવચનથી જે એક જાણે છે તે સર્વ જાણે છે, અને જે સર્વ જાણે છે તે એક જાણે છે. આ પ્રમાણેનો આગમ સમ્યગ્દૃષ્ટિને સર્વથા પ્રમાણભૂત છે, અન્યથા તે સમ્યગ્દૃષ્ટિ ન કહેવાય. જોકે બધાએ સમ્યગ્દૃષ્ટિ એ પ્રમાણે સર્વવસ્તુને સર્વમય નથી જાણતા, પણ યથોક્ત આગમશ્રદ્ધાએ ભાવથી તો જાણે છેજ, તેથી તે સર્વ જ્ઞાની કહેવાય છે. કેવળીદૃષ્ટ યથાર્થ સ્વરૂપની પ્રમાણતા માનવાવડે તેઓ સર્વદા તે પ્રમાણે જાણે છે, એટલે કે એક વસ્તુને જાણતાં સર્વ વસ્તુને જાણે છે, અને સર્વ વસ્તુને જાણતાં એક વસ્તુ જાણે છે. એ પ્રમાણેનું સિદ્ધાન્ત સમ્યગ્દૃષ્ટિ નિરન્તર પ્રમાણપણે માને છે તેથી પરમાણુ આદિ જે કંઈ વસ્તુ છે તે સર્વને સ્વ-પર પર્યાયોવડે સર્વમય માને છે. જાગતાં, ઉંઘતાં, ઉભા રહેતાં અને ચાલતા નિરન્તર સમ્યગ્દૃષ્ટિના હૃદયમાં પરમગુરૂપ્રણીત યથોક્ત વસ્તુ સ્વરૂપની દૃઢ શ્રદ્ધા હોય છે, તેથી તે હમ્મેશાં જ્ઞાનીજ કહેવાય છે. ૩૨૦

શિષ્યઃ—જો એમ હોય તો સમ્યગ્દૃષ્ટિને નિશ્ચયરૂપ જ્ઞાન ભલે હો પરન્તુ સંશયાદિ તો અજ્ઞાન છે એમ લોકમાં બાળકોને પણ રૂઢ છે, તે સમ્યગ્દૃષ્ટિને કેવી રીતે જ્ઞાન હોઈ શકે ?

આચાર્યઃ—સંશયાદિથી જણાતા જે ધર્મો છે તે ધર્મો પણ વસ્તુના પર્યાયો જ છે, તેથી તે પણ જ્ઞાનના હેતુ હોવાથી સમ્યગ્દૃષ્ટિના સંશયાદિ જ્ઞાનરૂપજ છે. લોક વ્યવહારમાં રૂઢ સંશયાદિપણાને આગમમાં અજ્ઞાનપણાના કારણરૂપે નથી માનેલ, પરન્તુ મિથ્યાદૃષ્ટિના સંબંધને અજ્ઞાનપણાનું કારણ માનેલ છે. ને એવો સંબંધ સમ્યગ્દૃષ્ટિના સંશયાદિમાં નથી, તેથી તેઓના સંશયાદિ જ્ઞાનરૂપ જ છે. જેણે કરીને કિંચિત્ જણાય તે જ્ઞાન કહેવાય છે, સંશયાદિવડે કંઈપણ નથી જણાતું એમ ન કહેવું. કેમકે તેમને પણ વસ્તુ પર્યાયો જણાય છે. ઉદાહરણ તરીકે જેમ આગળ દૂર ઉપર સ્થાણુક પડેલ હોય છતા

" આ સ્થાણુક છે કે પુરૂષ છે ? " એવો સંશય થાય છે, તેમાં જે સ્થાણુકપણું અને પુરૂષપણું જણાય છે તે બન્ને તેમાં પર્યાયપણે હોય છે. સ્થાણુકપણું એમાં અનુગતરૂપે હોય છે અને પુરૂષપણું અભાવરૂપે હોય છે. અથવા સ્થાણુકપણું તે સ્થાણુકનો પર્યાય છે અને પુરૂષપણું તે પુરૂષનો પર્યાય છે. તથા સ્થાણુકમાં " આ પુરૂષજ છે " એવો જે વિપર્યય થાય છે, તેમાં પણ પુરૂષપણું એ વ્યાવૃત્તિરૂપે સ્થાણુકનોજ પર્યાય છે, અને અનુગતપણે પુરૂષનો પર્યાય છે. અનધ્યવસાયમાં જણાતું સામાન્ય તે તો વિવાદરહિત સ્થાણુક આદિ વસ્તુનોજ પર્યાય છે. એ રીતે સંશયાદિવડે વસ્તુપર્યાયો જણાય છે, અહીં સમ્યગ્દૃષ્ટિના સંશયાદિનો અધિકાર છે, મિથ્યાદૃષ્ટિના સંશયાદિનો અધિકાર નથી, વળી લોકરૂઢ સંશયાદિને અજ્ઞાનપણાનું કારણ નથી માન્યું, તેથી કરીને સમ્યગ્દૃષ્ટિના સંશયાદિ જ્ઞાનરૂપજ છે. ૩૧૭-થી ૩૨૧.

શિષ્ય:—અનન્તપર્યાયવાળી સર્વ વસ્તુઓ છે, એમ આપે કહ્યું છે. તેવી અનન્ત પર્યાયવાળી ઘટાદિ વસ્તુના ઘટત્વાદિરૂપ એકજ પર્યાયને એક કાળમાં સમ્યગ્દૃષ્ટિ ગ્રહણ કરે છે. આમ અનન્તપર્યાયવાળી વસ્તુ છતાં તેને એક પર્યાયપણે ગ્રહણ કરતાં સમ્યગ્દૃષ્ટિને જ્ઞાન કેમ કહેવાય ? કારણકે અન્યસ્વરૂપે રહેલી વસ્તુને તે અન્યરૂપે ગ્રહણ કરે છે. આચાર્યશ્રી આના ઉત્તરમાં કહે છે કે—

पज्जायमासयंतो-एक्कंपि तओ पओयणवसाओ ।
तत्तियपज्जायं चिय तं गेण्हइ भावओ वत्थुं ॥ ३२२ ॥
निण्णयकालेऽवि जओ न तहारूवं विदंति ते वत्थुं ।
मिच्छद्दिट्ठी. तम्हा सव्वं चिय तेसिमण्णाणं ॥ ३२३ ॥
कट्ठयरं चऽन्नाणं विवज्जओ चेव मिच्छद्दिट्ठीणं ।
मिच्छाभिणिवेसाओ सव्वत्थ घडे व्व पडबुद्धी ॥ ३२४ ॥
अहवा जहिंदनाणोवओगओ तम्मयत्तणं होइ ।
तह संसयाइभावे नाणं नाणोवओगाओ ॥ ३२५ ॥
तुल्लमियं मिच्छस्सऽवि सो सम्मत्ताइभावसुन्नो त्ति ।
उवओगम्मिऽवि तो तस्स निच्चमन्नाणपरिणामो ॥ ३२६ ॥
जं मिन्नओवओगेऽवि तस्स विवरीअवत्थुपडिवत्ती ।
तो संसयाइकाले कत्तो नाणोवओगो से ? ॥ ३२७ ॥

સમ્યગ્દૃષ્ટિ પ્રયોજનવશાત્ એક પણ પર્યાયને ગ્રહણ કરતા છતાં તેટલાજ પર્યાયવાળી તે વસ્તુને ભાવથી ગ્રહણ કરે છે. નિર્ણયકાળે પણ મિથ્યાદૃષ્ટિ વસ્તુને તેવા રૂપે નથી જાણતો, તેથી તેઓને બધુએ અજ્ઞાનજ છે. અથવા મિથ્યા અભિનિવેશથી ઘટમાં પટબુદ્ધિ થવાની પેઠે વિપર્યયજ થાય છે, તેથી મિથ્યાદૃષ્ટિને કષ્ટતર અજ્ઞાન છે. અથવા જેમ ઇન્દ્રજ્ઞાનોપયોગથી ( ઉપયોગવાનને ) તન્મયપણું ( ઇન્દ્રપણું ) થાય છે, તેમ સમ્યગ્દૃષ્ટિને સંશયાદિ છતાં પણ જ્ઞાનોપયોગથી જ્ઞાન છે મિથ્યાત્વીને પણ એ તુલ્ય છે. ( એમ કહેવામાં આવે તો તે ) અયોગ્ય છે. ( કેમકે ) તે સમ્યક્ત્વાદિભાવ શૂન્ય

હોવાથી તેને ઉપયોગ છતાં પણ હમ્મેશાં અજ્ઞાન પરિણામ છે. નિર્ણીત ઉપયોગમાં પણ તેને વિપરીતવસ્તુની પ્રતિપત્તિ હોય છે, તો પછી સંશયાદિકાળે તો જ્ઞાનોપયોગ કયાંથી હોય ? ૩૨૨-થી-૩૨૭.

પ્રયોજનવશાત્ ઘટાદિ વસ્તુના ઘટત્વાદિ એકજ પર્યાયને ગ્રહણ કરનાર સમ્યગ્દૃષ્ટિ પૂર્વોક્ત પ્રકારે અનન્તપર્યાયવાળી વસ્તુજ આગમપ્રમાણ અંગીકાર કરીને ભાવથી ગ્રહણ કરે છે. ઉદાહરણ તરીકે-કોઇ સુવર્ણનો ઘડો જોઇને તેને ઘડાનુંજ પ્રયોજન છે તેથી તે માણસ "આ ઘડો છે" એમ ઘટપણાનો નિશ્ચય કરે છે, અને જેને સુવર્ણનું પ્રયોજન છે તે માણસ "આ સુવર્ણ છે" એમ સુવર્ણપણાનો નિશ્ચય કરે છે, જેને પાણી ભરવાનું પ્રયોજન છે તે માણસ "આ પાણી ભરવાનું ભાજન છે" એવો નિશ્ચય કરે છે. વળી કેટલાક અભ્યાસપટુતા-અને પ્રત્યાસત્તિ ( નજીકપણા ) આદિકથી ગ્રહણ કરે છે. જેમકે-કોઇ બ્રાહ્મણને દ્વારમાં ઉભેલો જોઇને કોઈ વ્યક્તિ અભ્યાસના વશાથી "આ ભિક્ષુક છે" એમ કહે છે, કોઈ પટુતાવશાત્ "આ બ્રાહ્મણ છે" એવું કહે છે, અને કોઈ તેની પાસે ભણેલો હોય તે પ્રત્યાસત્તિથી "આ મ્હારા ઉપાધ્યાય છે" એમ કહે છે. આ પ્રમાણે અનન્તપર્યાયવાળી વસ્તુના એક પર્યાયને ગ્રહણ કરતા છતાં પણ ભાવથી યથાવસ્થિત વસ્તુસ્વરૂપને ગ્રહણ કરનાર સમ્યગ્દૃષ્ટિને સંશયાદિ કાળે પણ જ્ઞાનજ છે. ૩૨૨.

શિષ્ય:—એ પ્રમાણે મિથ્યાદૃષ્ટિને પણ જ્ઞાન માનવામાં આવે તો શું હરકત છે. ?

આચાર્ય:—મિથ્યાદૃષ્ટિઓને કેવળીદૃષ્ટ યથાવસ્થિત વસ્તુ સ્વરૂપનો સ્વીકાર ન હોવાથી તેમને નિર્ણયકાળે પણ પરમગુરૂએ ઉપદેશેલ અનન્તપર્યાયવાળી વસ્તુનો બોધ નથી તેથી તેઓના નિશ્ચય અને સંશય સર્વ અજ્ઞાનરૂપજ છે. ૩૨૩ અથવા મિથ્યાત્વીને સામાન્યથી અજ્ઞાન છે એમ નહી, પણ અતિ કષ્ટતર અજ્ઞાન છે. કારણ કે સંશય-અનધ્યવસાય અને વિપર્યય એ ત્રણે સામાન્યથી અજ્ઞાનરૂપ કહેવાય છે, પણ મિથ્યાદૃષ્ટિને તો તે અતિ દુ:સહ મહાદુ:ખના હેતુભૂત હોવાથી વિશેષતર અજ્ઞાનરૂપ છે. કેમકે તેઓને સર્વજ્ઞભાષિત યથાવસ્થિત વસ્તુમા વિપર્યાસજ થાય છે, સંશય અને અનધ્યવસાય નથી થતા. એ કારણથી સંશય અને અનધ્યવસાય કરતાં એ વિપર્યય અતિ વિશેષ અજ્ઞાનરૂપ છે. એ વિપર્યય થવાનુ કારણ તેમને સર્વત્ર મિથ્યાઅભિનિવેશ હોય છે, એટલે કે મોક્ષમાં સંસારમાં અથવા નરકાદિમાં મિથ્યાઅભિનિવેશથી ઘટમાં પટબુદ્ધિની પેઠ સર્વજ્ઞે કહેલ વસ્તુમાં વિપરીત અધ્યવસાયજ થાય છે. તેથી તેઓને કષ્ટતર અજ્ઞાન છે, અને સર્વજ્ઞે કહેલ યથાવસ્થિત વસ્તુતત્ત્વ માનવાથી સમ્યગ્દૃષ્ટિને હમ્મેશાં જ્ઞાન છે. ૩૨૪

અથવા જેમ ઇન્દ્રજ્ઞાનના ઉપયોગથી તે ઉપયોગવાન્ વ્યક્તિ ગરીબ હોવા છતાં પણ ઇન્દ્ર કહેવાય છે, તેમ સમ્યગ્દૃષ્ટિને પણ સમ્યગ્દર્શનનો લાભ થતી વખતેજ મતિ આદિ જ્ઞાનનો લાભ થવાથી સર્વદા જ્ઞાનોપયોગજ હોય છે. જો એમ ન હોય તો તે મિથ્યાદૃષ્ટિ કહેવાય, માટે સંશયાદિકાળે પણ મૂળ જ્ઞાનોપયોગથી તે જ્ઞાનીજ છે. જેમ રસકુપિકાઓના મહારમમાં પડેલુ ઘાસાદિક પણ તદ્રુપપણાને પામે છે તેમ તે સમ્યગ્દર્શન હોવાથી જ્ઞાનીજ કહેવાય છે. ૩૨૫

ભાવરહિત હોવાથી તેને જ્ઞાનોપયોગ નથી હોતો, જો તેને એ મમ્યકત્વાદિ ભાવ હોય, તો તે મિથ્યાદૃષ્ટિ ન કહેવાય. માટે મિથ્યાદૃષ્ટિને અજ્ઞાન પરિણામ સિવાય અન્ય ઉપયોગ નથી તેથી તે સર્વદા અજ્ઞાની છે; અને સમ્યગ્દૃષ્ટિને જ્ઞાનપરિણામ હોવાથી હમ્મેશાં જ્ઞાની છે. તેમ હોવાથી એને વિષે તુલ્યપણું ક્યાંથી હોય. ૩૨૬.

વળી નિર્ણયરૂપ ઉપયોગકાળે પણ તે મિથ્યાદૃષ્ટિને સર્વજ્ઞભગવાને કહેલી વસ્તુમાં વિપરીત જ્ઞાન થાય છે, એટલે કે નિશ્ચિત ઉપયોગમાં પણ તેને જ્ઞાન પરિણામ નથી થતો, તો પછી એ બિચારાને સંશયાદિકાળે તો જ્ઞાનપરિણામ ક્યાંથીજ થાય? નજ થાય. માટે સમ્યગ્દૃષ્ટિની પેઠે મિથ્યાદૃષ્ટિને જ્ઞાનના સંપાદન માટે તું ફોગટ ખેદ પામે છે. ૩૨૭

સમ્યગ્દૃષ્ટિ સંબંધીજ મતિજ્ઞાન અહીં વિચારીએ છીએ, એમ ધારીને ૩૧૪ મી ગાથામાં કહ્યા મુજબ સંશયાદિમાં જ્ઞાન સિદ્ધ કર્યું, અને એથી સંશયાદિ છતાં પણ અવગ્રહાદિ અજ્ઞાનરૂપ નથી એમ સિદ્ધ થયું. આથી કરીને "સંશયાદિરૂપપણાથી અવગ્રહાદિમાં અજ્ઞાનપણું છે." એવી જે પૂર્વે શંકા કરી હતી તે અયોગ્ય છે, અથવા અહીં માત્ર જ્ઞાનનોજ વિચાર કરવાનો આરંભ નથી, કે જેથી અજ્ઞાનપણાનું આપાદન બાધક થાય; પરન્તુ અહીંતો જ્ઞાન-અજ્ઞાનાદિરૂપ સામાન્ય મતિજ્ઞાનનોજ વિચાર કરવાનો છે. એ પ્રમાણે જણાવવાને આચાર્યશ્રી કહે છે કે—

अहवा जह सुयनाणावसरे सामण्णदेसणं भणियं ।
तह मइनाणावसरे सव्वमइनिरूवणं कुणइ ॥ ३२८ ॥
एसा सम्माणुगया सव्वा नाणं विवज्जए इयरं ।
अविसेसिआ मइ च्चिय जम्हा निद्दिट्ठमाईए ॥ ३२९ ॥
विवरीअवत्थुगहणे जं सो साहणविवज्जयं कुणइ ।
तो तस्सऽन्नाणफलं सम्मद्दिट्ठिस्स नाणफलं ॥ ३३० ॥
जइ सोऽवि तस्स धम्मो किं विवरीयत्तणंति ? तं न भवे ।
धम्मोऽवि जओ सव्वो न साहणं किंतु जो जोग्गो ॥ ३३१ ॥
जोग्गा–जोगविवेगं अमुणंतो सो विवज्जयं कुणइ ।
सम्मद्दिट्ठी उण कुणइ तस्स सट्ठाणविणिओगं ॥ ३३२ ॥

અથવા જેમ શ્રુતજ્ઞાનના અવસરમાં સામાન્યપણે ( શ્રુત ) કહ્યું છે, તેમ મતિજ્ઞાનના અવસરે સર્વ મતિજ્ઞાનનું નિરૂપણ કર્યું છે. સમ્યક્ત્વાનુગત આ સર્વ મતિ તે જ્ઞાન છે, અને વિપર્યયમાં અજ્ઞાન છે. કારણકે અવિશેષિત સર્વ મતિજ છે. એમ પ્રથમ કહ્યું છે. વિપરીત વસ્તુ ગ્રહણ કરવાથી મિથ્યાદૃષ્ટિ સાધન વિપર્યય કરે છે, તેથી તેનું જ્ઞાન અજ્ઞાનફળવાળું છે અને સમ્યગ્દૃષ્ટિનું જ્ઞાન જ્ઞાનફળવાળું છે. જો તેપણ તેનો ધર્મ છે, ( તો તેમાં ) વિપરીતપણું શું છે? એમ નહિ કહેવું. કેમકે બધાએ ધર્મ કાંઈ સાધન નથી, પણ જે યોગ્ય હોય, તેજ સાધન છે. યોગ્યાયોગ્ય વિશેષ નહિ જાણનાર મિથ્યાદૃષ્ટિ વિપર્યય કરે છે, અને સમ્યગ્દૃષ્ટિ સ્વસ્થાને વિનિયોગ કરે છે. ૩૨૮–થી–૩૩૨.

પૂર્વે ૭૮મી ગાથામાં જેમ જ્ઞાન-અજ્ઞાન ઉભયરૂપે શ્રુતજ્ઞાન કહ્યું છે, પણ એકલું સમ્યક્ શ્રુત નથી કહ્યું, કારણકે આગળ શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ ગણાવશે, તેમાં મિથ્યાશ્રુત

પણ કહેવાશે. એ રીતે જેમ લાઘવાર્થે જ્ઞાન-અજ્ઞાન ઉભયરૂપ શ્રુતજ્ઞાન કહ્યું છે, તેમ અહીં પણ મતિજ્ઞાન કહેવાના અવસરે સંશય-વિપર્યય-અનધ્યવસાય અને નિર્ણયરૂપ જ્ઞાન-અજ્ઞાનાત્મક સર્વ પ્રકારના મતિજ્ઞાનનું સામાન્યથી નિરૂપણ કર્યું છે. અહીં પાંચજ્ઞાનનો અધિકાર હોવાથી સમ્યગ્દૃષ્ટિ સંબંધી મતિનુંજ એકલું નિરૂપણ નથી કર્યું, તેમ વ્યવહારિક જનની પ્રમાણ અપ્રમાણપણાની ચિન્તાવડે પણ મતિનો નિર્ણય નથી કર્યો, પરન્તુ ઉભયરૂપ સામાન્ય ( જ્ઞાનાજ્ઞાનાત્મક ) મતિજ્ઞાનનોજ વિચાર કર્યો છે, અને તેથી અવગ્રહાદિ સંશયરૂપ હોય અથવા નિર્ણયરૂપ હોય તેમાં કંઈ હાની નથી. અહીંઆં તો શ્રુતની પેઠ લાઘવ કરવાને માટે મતિમાત્રને વિચારવાનું ઈષ્ટપણું છે. ૩૨૮

શિષ્ય:-ભલે એ સામાન્યમતિનું નિરૂપણ હો. પરન્તુ જ્યારે જ્ઞાન અને અજ્ઞાનનો વિચાર કરવામાં આવે ત્યારે તેમાં જ્ઞાન કયું અને અજ્ઞાન કયું ?

આચાર્ય:—સામાન્યપણે કહેલી સમ્યગ્દૃષ્ટિ સંબંધી મતિ સંશયરૂપ હોય કે નિશ્ચયરૂપ હોય તોપણ તે સર્વ જ્ઞાનજ છે, અને મિથ્યાદૃષ્ટિની મતિ સંશયરૂપ હોય કે નિશ્ચયરૂપ હોય તોપણ તે અજ્ઞાનજ છે. આ સંબંધમાં અવગ્રહાદિનું નિરૂપણ કરતાં પ્રથમ નન્દી સૂત્રકારે કહ્યું છે કે-" अविसेसिआ मई मइनाणं मइअन्नाणं च, विसेसिया मई सम्मद्दिट्ठिस्स मई मइनाणं मिच्छद्दिट्ठिस्स मई मइअन्नाणं "। એટલે કે અવિશેષિત મતિ તે મતિજ્ઞાન અને મતિઅજ્ઞાન છે, તથા વિશેષિતમતિ એટલે સમ્યગ્દૃષ્ટિની મતિ તે મતિજ્ઞાન છે અને મિથ્યાદૃષ્ટિની મતિ તે મતિ અજ્ઞાન છે. એ પ્રમાણે સમ્યગ્દૃષ્ટિનું સર્વ જ્ઞાન જ્ઞાનરૂપ છે, અને મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન તે સર્વ અજ્ઞાનરૂપ છે. ૩૨૯

અથવા મિથ્યાત્વના ઉદયથી મિથ્યાદૃષ્ટિ જીવ જગદ્ગુરૂ પ્રણીત સર્વ વસ્તુતત્ત્વને વિપરીતજ ગ્રહણ કરે છે. વિપરીતપણે વસ્તુ ગ્રહણ કરવાના સ્વભાવથી મોક્ષાદિ મેળવવાના જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ સાધનને મોક્ષાદિના સાધનરૂપે નથી માનતો, પણ એથી વિપરીત અજ્ઞાન-મિથ્યાત્વ-અને અવિરતિ આદિને મોક્ષ આદિના સાધનરૂપે માને છે, તેથી તેનું જ્ઞાન અજ્ઞાનફળવાળું-નરકાદિ પ્રાપ્તિના ફળવાળું હોવાથી અજ્ઞાન જ છે; અને સમ્યગ્દૃષ્ટિનું જ્ઞાન જ્ઞાનફળવાળું-મોક્ષાદિ ફળવાળું હોવાથી જ્ઞાન જ છે.

વળી વિપરીતપણે વસ્તુ ગ્રહણ કરનાર મિથ્યાદૃષ્ટિયો કહે છે કે-" वेदविहिता हिंसा न दोषाय વેદ વિહિત હિંસા દોષવાળી નથી. તેમજ શ્રુતિવચનથી અશ્વમેઘ યજ્ઞના મધ્યના દિવસે પાંચસો સત્તાણુ પશુઓ જોઇએ, તથા હજારો જીવો હણીને સેંકડો પાપકર્મ કરીને પવિત્ર ગંગાના જળમાં સ્નાન કરીને જીવો મોક્ષે જાય છે." એ પ્રમાણે સંસારના હેતુ ભૂત જીવઘાતાદિના કારણરૂપ મિથ્યાજ્ઞાનને તેઓ મોક્ષઆદિના સાધનપણે માને છે. તથા જળ સ્નાન-પશુવધ અને પુત્ર પરિવારના કારણભૂત મૈથુનાદિ ક્રિયામાં તેઓ મોક્ષનું સાધકપણું માને છે, તેથી તેમનું જ્ઞાન અજ્ઞાનરૂપ જ છે, અને સમ્યગ્દૃષ્ટિનું જ્ઞાન સમ્યગ્જ્ઞાન-ક્રિયાના સંયોગથી મોક્ષાદિમાં પ્રવર્તે છે, તેથી તેઓનું જ્ઞાન જ્ઞાનફળવાળું હોવાથી જ્ઞાનરૂપ જ છે. ૩૩૦

શિષ્ય:—મિથ્યાદૃષ્ટિએ વિપરીત ક્રિયા લક્ષણ મિથ્યાજ્ઞાનરૂપ ધર્મને મોક્ષ સાધકપણે માનેલ છે, અને તેજ ધર્મ સમ્યગ્દૃષ્ટિએ માનેલ સમ્યગ્જ્ઞાનાદિ રૂપ મોક્ષ સાધનનો ધર્મ છે, તો પછી એમાં મિથ્યાદૃષ્ટિને વિપરીત શું છે ? આપે ૩૨૦ મી ગાથામાં કહ્યું છે કે-" इय सव्वमयं सव्वं सम्मद्दिट्ठिस्स जं वत्थुं. " એ પ્રમાણે સમ્યગ્દૃષ્ટિને સર્વ વસ્તુ સર્વમય

છે. એ કથનથી "સર્વ વસ્તુ સર્વમય છે" એમ આપનો સિદ્ધાન્ત થયો. એ ઉપરથી તો જેમ સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ સાધનનો સમ્યગ્જ્ઞાનાદિ ધર્મ છે, તેમ મિથ્યાજ્ઞાનાદિ પણ તે સાધનનો ધર્મ છે એમ થયું, જો એમ ન હોય તો "સર્વ વસ્તુ સર્વમય છે" એમ નહિ કહી શકાય. મોક્ષ સિદ્ધિમાટે જે સાધનનો ધર્મ સમ્યગ્દૃષ્ટિએ માનેલ છે, તે સાધનનો ધર્મ તેની જ સિદ્ધિ માટે મિથ્યાદૃષ્ટિએ પણ માનેલ છે. એમાં ધર્મ ગ્રહણ કરવાથી ધર્મીપણ કથંચિત્ ગ્રહણ થાય છે. એટલે એમાં મિથ્યાદૃષ્ટિને વિપરીત શું છે કે જેથી તેઓના જ્ઞાનને આપ અજ્ઞાનરૂપ કહો છો?

આચાર્ય:—એ તારૂં કહેવું યુક્ત નથી. અનન્ત ધર્માત્મક વસ્તુના બધાએ ધર્મો એક જ અર્થને સાધતા નથી; પરન્તુ યોગ્યતાપણે કોઈ ધર્મ કોઇ અર્થને સિદ્ધ કરે છે. જેમ કલશ શરાવળું-કપાલ વિગેરેમાં માટીપણું સમાન છતાં પણ કળશની પેઠે કપાલાદિ મંગળ કાર્યમાં અથવા પાણી ભરવાદિ રૂપ કાર્યમાં ઉપયોગી નથી, વળી સુવર્ણપણું સમાન છતાં પણ કુંડળની પેઠે નૂપુર કાનના આભૂષણ માટે ઉપયોગી નથી, તેમજ ચોખા-દાળ-ઘી વિગેરેમાં કોઇક ધર્મ સમાન છતાં પણ રસની પેઠે ગન્ધ વિગેરે શરીરની પુષ્ટિ-તૃપ્તિ વિગેરે સાધતા નથી. એજ પ્રમાણે મિથ્યાજ્ઞાનાદિ મોક્ષાદિ સાધનના વ્યાવૃત્તિ રૂપ ધર્મ હોવાથી મોક્ષ સાધતા નથી, પણ સંસારને જ સાધે છે. મોક્ષાદિકને તો તેના સાધનયોગ્ય સમ્યગ્જ્ઞાનાદિ ધર્મ જ સાધે છે. કારણ કે મોક્ષાદિના સાધનભૂત અનન્ત ધર્માત્મકવસ્તુ સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કર્યા છતાં પણ મોક્ષ પ્રાપ્તિ માટે તો તેને યોગ્ય સમ્યગ્જ્ઞાનાદિ ધર્મનો તે આશ્રય કરે છે, અને અયોગ્ય સાધન-મિથ્યાજ્ઞાન વિગેરેને છોડી દે છે. મિથ્યાદૃષ્ટિ તો મિથ્યાત્વના ઉદયથી અજ્ઞાનદૃષ્ટિથી તેમાં મિથ્યાજ્ઞાનાદિકની અયોગ્યતા નહિ જોતા તેનો જ આશ્રય લે છે, તેથી તેનું જ્ઞાન અજ્ઞાનરૂપ છે. ૩૩૧

વળી મિથ્યાદૃષ્ટિ યોગ્યા-યોગ્ય સાધન ધર્મો નહિ જાણતો હોવાથી સાધનને વિપરીત કરે છે, અને સમ્યગ્દૃષ્ટિ યોગ્યાયોગ્ય સાધન ધર્મને જાણતો હોવાથી તે સાધનનો યોગ્ય સ્થાને ઉપયોગ કરે છે. તેમ કરવાથી તે સમ્યગ્ આરાધક થઇને ઇષ્ટફળનો ભોક્તા થાય છે. આ સંબંધમાં કહ્યું છે કે—"જિનેશ્વર ભાષિત જ્ઞાન યોગ્ય કાળે પરમભક્તિ રાગથી શીખે છે, અને યોગ્યકાળે દર્શન પ્રભાવક શાસ્ત્રો જાણે છે, અષ્ટ પ્રવચન માતામાં ઉપયુક્ત થઇને આચાર્યાદિ માટે યોગ્યકાળે સર્વ દોષરહિત આહાર પાણીની ગવેષણા કરે છે. એ પ્રમાણે યોગ્ય કાળે આચરણ કરનાર વિશુદ્ધ પરિણામી અસપત્ન યોગ સેવનાર ત્રિભુવનમાં પ્રશંસવા યોગ્ય, અને સર્વ સુરાસુરો જેને નમસ્કાર કરે છે એવા તીર્થંકર-ગણધરોએ કહેલ ક્રિયામાં કુશળ સમ્યગ્દૃષ્ટિ, સમ્યગ્જ્ઞાન-દર્શન ચારિત્ર આરાધીને સાત-આઠ ભવમાં કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી નિર્મળ-શાશ્વત મોક્ષપદ પ્રાપ્ત કરે છે, ત્યાં જન્મ-જરા-મરણ-રોગ-તૃષા-ક્ષુધા-અને ભય આદિથી રહિત થઇને સાદિ અનન્ત કાળ પર્યન્ત તે અનન્ત સુખ ભોગવે છે." આ કારણથી સમ્યગ્દૃષ્ટિનું જ્ઞાન તે જ જ્ઞાનરૂપ છે. ૩૨૮-૩૩૨

હવે અવગ્રહાદિના કાળનું નિરૂપણ કરે છે.

उग्गहु एक्कं समयं इहा-ऽवाया मुहुत्तमंतं तु ।
कालमसंखं संखं च धारणा होइ नायव्वा ॥ ४ ॥३३३॥

अत्थोग्गहो जहन्नो समयं सेसोग्गहादओ वीसुं
अंतोमुहुत्तमेगं तु वासणा धारणं मोत्तुं ॥ ३३४ ॥
सोत्ताईणं पत्ताइविसयया पुव्वमत्थओ भणिया ।
इह कंठा सट्ठाणे भण्णइ विसयप्पमाणं च ॥ ३३५ ॥

અવગ્રહનો એક સમય, ઈહા-અપાયનો અન્તર્મુહૂર્ત અને ધારણાનો સંખ્યાતો-અસંખ્યાતો સ્થિતિ કાળ જાણવો. અર્થાવગ્રહ જઘન્યથી એક સમય સુધીનો છે અને વાસનારૂપ ધારણા સિવાય બાકીના અવગ્રહાદિ દરેક અન્તર્મુહૂર્તના છે. શ્રોત્ર વિગેરેની પ્રાપ્તાદિ વિષયતા પૂર્વે અર્થથી કહી છે, હવે અહીં તે મૂળ ગાથાથી કહેવાશે અને તેના વિષયનું પ્રમાણ કહેવાશે. ૩૩૩-થી-૩૩૫.

નિશ્ચયિક અર્થાવગ્રહનો કાળ એક સમયનોજ છે, તથા ઇહા-અને અપાયનો કાલ જઘન્યથી તેમજ ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્તનો છે. વ્યઞ્જનાવગ્રહ તથા વ્યવહારિક અર્થાવગ્રહ એ દરેકનો કાળ અન્તર્મુહૂર્તનો છે. અવિચ્યુતિ અને સ્મૃતિરૂપ ધારણાનો કાળ અન્તર્મુહૂર્તનો છે, તથા-જ્ઞાનાવરણકર્મના ક્ષયોપશમરૂપ અને સ્મૃતિના બીજરૂપ જે વાસનારૂપ ધારણા છે, તેનો કાળ સંખ્યાતા વર્ષના આયુષવાળાને સંખ્યાતાકાળ સુધીનો છે, અને અસંખ્યાતવર્ષના આયુષવાળાને અસંખ્યાતાકાળ સુધીનો છે. ૩૩૩.

(પક્ષ-માસ-ઋતુ-અયન-સંવત્સરાદિરૂપ કાળની સંખ્યા જેમાં ન હોય તે પલ્યોપમાદિરૂપ અસંખ્યાતો-કાળ કહેવાય છે, અને જેમાં એ પક્ષ-માસાદિ કાળનું પ્રમાણ હોય તે સંખ્યાતો કાળ કહેવાય છે.) અવગ્રહ એ શબ્દનું વ્યાખ્યાન અર્થાવગ્રહ કરવું અને તે નિશ્ચય તથા વ્યવહારના ભેદે કરીને બે પ્રકારનો છે-અને તેના કાલની વ્યાખ્યા ઉપર ૩૩૩ મી ગાથામાં જણાવ્યા પ્રમાણે જાણી લેવી. ૩૩૪

અહિં ૧૭૮ મી ગણેલી નિર્યુક્તિની ગાથાનું વ્યાખ્યાન કરતી વખતે ભાષ્યકારે ૨૦૪ મી ગાથામાં વ્યઞ્જનાવગ્રહનું વ્યાખ્યાન કરતાં શ્રોત્રાદિઇન્દ્રિયોની પ્રાપ્ત-અપ્રાપ્ત વિષયતા પૂર્વે કહેલી છે. હવે અહીં નિર્યુક્તિની ગાથાથી નિર્યુક્તિકાર મહારાજ પોતે તેની પ્રાપ્તાપ્રાપ્ત વિષયતા કહે છે, અને તે સાથે પ્રસંગોપાત સર્વ ઈન્દ્રિયોના વિષયનું પ્રમાણ પણ કહે છે. ૩૩૩-થી-૩૩૫

હવે ઈન્દ્રિયોની પ્રાપ્ત-અપ્રાપ્તવિષયતા અને તેના વિષયનું પ્રમાણ કહે છે.

पुट्ठं सुणेइ सद्दं रूवं पुण पासइ अपुट्ठं तु ।
गंधं रसं च फासं च बद्धपुट्ठं वियागरे ॥ ५ ॥ ३३६ ॥
पुट्ठं रेणुं व तणुम्मि बद्धमप्पीकयं सदेसेहिं ।
छिक्काइं चिय गिण्हइ सद्ददव्वाइं जं ताइं ॥ ३३७ ॥
बहु-सुहुम-भावुगाइं जं पडुतरं च सोत्तविण्णाणं ।
गंधाईदवाइं विवरीयाइं जओ ताइं ॥ ३३८ ॥
फरिसाणंतरमत्तप्पएसमीसीकयाइं घेप्पंति
पडुयरविण्णाणाइं जं च न घाणाइकरणाइं ॥ ३३९ ॥

अप्पत्तकारि नयणं मणो य नयणस्स विसयपरिमाणं ।
आयंगुलेण लक्खं अइरित्तं जोयणाणं तु ॥ ३४० ॥

સ્પર્શેલો શબ્દ સંભળાય છે, અસ્પર્શેલ રૂપ જોવાય છે, અને ગન્ધ રસ-તથા સ્પર્શ તો બદ્ધ સ્પૃષ્ટપણે ગ્રહણ થાય છે. શરીરઉપર રેતીની પેઠે સંબદ્ધ તે સ્પૃષ્ટ કહેવાય છે, અને આત્મપ્રદેશો સાથે ગાઢ સંબદ્ધ તે બદ્ધ કહેવાય છે. શબ્દાદિ દ્રવ્યો સ્પર્શ માત્રથીજ ગ્રહણ થાય છે, કેમકે તે દ્રવ્યો ઘણા-સૂક્ષ્મ અને વાસીત હોય છે, તેમજ શ્રોત્રેન્દ્રિયનું વિજ્ઞાન અતિ પટુ હોય છે. ગન્ધાદિ દ્રવ્ય એથી વિપરીત છે, કેમકે તે દ્રવ્યો સ્પર્શ થયા પછી આત્મપ્રદેશ સાથે મિશ્ર થયેલા ને ગાઢ સંબંધવાળા હોય તોજ ગ્રહણ કરાય છે, વળી ઘ્રાણાદિ ઈન્દ્રિયો પટુતર વિજ્ઞાન વાળી નથી. ચક્ષુ અને મન અપ્રાપ્યકારી છે. ચક્ષુના વિષયનું પરિમાણ આત્માંગુલથી એક લાખ યોજન કરતાં અધિક છે. ૩૩૬-થી-૩૪૦

શરીરપર રજના સ્પર્શની પેઠે શબ્દ દ્રવ્યને સ્પર્શમાત્રથીજ શ્રોત્રેન્દ્રિય ગ્રહણ કરે છે, કેમકે ઘ્રાણાદિ ઇન્દ્રિયોના વિષયભૂત દ્રવ્યો કરતાં તે શબ્દ દ્રવ્યો સૂક્ષ્મ-ઘણા-અને ભાવુક ( વાસિત કરનાર ) હોય છે. વળી વિષયને ગ્રહણ કરવામાં બીજી ઘ્રાણાદિ ઈન્દ્રિયો કરતાં શ્રોત્રેન્દ્રિય વધારે પટુ છે.

ઘ્રાણેન્દ્રિય-રસનેન્દ્રિય અને સ્પર્શનેન્દ્રિય અનુક્રમે સ્વવિષયભૂત ગંધ-રસ-અને સ્પર્શવાળા દ્રવ્યને બદ્ધ સ્પૃષ્ટ હોય તોજ ગ્રહણ કરે છે. એટલે કે સ્વપ્રદેશો સાથે એ દ્રવ્યો અત્યંત ગાઢ સંબંધવાળા હોય તોજ તેને ઘ્રાણાદિ ઈન્દ્રિયો ગ્રહણ કરી શકે છે, અન્યથા નહી. કારણ કે વિષયભૂત એ ગંધાદિ દ્રવ્યો શબ્દ દ્રવ્યની અપેક્ષાએ થોડા છે સ્થૂલ છે અને અભાવુક ( વાસિત કરવાના સ્વભાવ વિનાના ) છે; વળી વિષયને ગ્રહણ કરવામાં શ્રોત્રેન્દ્રિયની અપેક્ષાએ ઘ્રાણાદિ ઈન્દ્રિયો અપટુ છે. એટલા માટે બદ્ધ-સ્પૃષ્ટ એવાજ ગંધાદિ દ્રવ્ય સમૂહને ઘ્રાણાદિ ગ્રહણ કરે છે.

ચક્ષુ ઇન્દ્રિય યોગ્ય દેશમાં રહેલા સ્વવિષયભૂત રૂપને સ્પર્શ વિનાજ ગ્રહણ કરે છે, પણ અયોગ્ય દેશમાં રહેલ સૌધર્મ દેવલોકાદિ, અથવા ભીંત આદિથી અન્તરિત ઘટાદિવસ્તુને તે ગ્રહણ કરી શકતી નથી-જોઈ શકતી તથી. કારણ કે-ચક્ષુ અને મન અપ્રાપ્યકારી છે તેથી તે સ્પર્શ વિનાજ વસ્તુ ગ્રહણ કરે છે. ૩૩૬

૩૩૭-૩૩૮-૩૩૯ નો અર્થ પ્રથમ ગાથાના અર્થમાં આવી ગયો છે.

શિષ્ય:—જો એ પ્રમાણે ચક્ષુ અપ્રાપ્ત રૂપને ગ્રહણ કરે છે, તો લોકાન્તની પહેલાં જે કંઈ હોય તે સર્વને ચક્ષુ ઈન્દ્રિય જોઈ શકે. કેમકે અપ્રાપ્તપણું સર્વત્ર સમાન છે.

આચાર્ય:—આગમમાં ચક્ષુ ઈન્દ્રિયના વિષયનું પરિમાણ આત્માંગુલવડે એક લાખ યોજનથી અધિક કહ્યું છે. આથી કરીને સર્વ સ્થળે અપ્રાપ્તકારીપણું સમાન છતાં પણ કહેલા પ્રમાણથી અધિક દૂર રહેલી વસ્તુને ચક્ષુ જોઈ શકતી નથી.

અહીં "આત્માંગુલવડે" એમ કહેવાથી અંગુલના ત્રણ પ્રકાર સૂચવ્યા છે. ૧ આત્માંગુલ, ૨ ઉત્સેધાંગુલ, અને ૩ પ્રમાણ અંગુલ. જે વખતે જે મનુષ્યો હોય તે વખતે તેમનું જે પ્રમાણવાળું અંગુલ હોય તે આત્માંગુલ કહેવાય છે, આ અંગુલનું નિયત પ્રમાણ નથી. બીજું ઉત્સેધાંગુલ. તેનું પ્રમાણ અનુક્રમે શ્લક્ષ્ણ શ્લાક્ષ્ણકારૂપ પરમાણુ-ત્રસરેણુ-રથરેણુ-વાળાગ્ર-લીખ-જુ-અને યવ, એ દરેકને આઠ આઠ ગુણા કરવાથી થાય છે. આવા ઉત્સેધાંગુલથી બમણું વીર પ્રભુનું આત્માંગુલ કહ્યું છે. અને એવા એક હજાર ઉત્સેધાંગુલે એક

પ્રમાણાંગુલ કહ્યું છે. આમાંના આત્માંગુલવડે વસ્તુઓ, ઉત્સેધાંગુલવડે શરીર, અને પ્રમાણાંગુલવડે પર્વત-પૃથ્વી-વિમાન વિગેરે મપાય છે. ૩૩૬-થી-૩૪૦

नणु भणियमुस्सयंगुलपमाणओ जीवदेहमाणाइ ।
देहपमाणं चिय तं न उ इंदिय-विसयपरिमाणं ॥ ३४१ ॥
जं तेण पंचधणुसयकराइविसयववहारवोच्छेओ ।
पावइ, सहस्सगुणियं जेण पमाणंगुलं तत्तो ॥ ३४२ ॥
इंदियमाणेऽवि तयं भयणिज्जं तिगाउआईणं ।
जिब्भिदियाइमाणं संववहारे विरुज्झेज्जा ॥ ३४३ ॥
तणुमाणं चिय तेणं हविज्ज भणियं सुएऽवि तं चेव ।
एएण देहमाणाई नारयाईण मिज्जंति ॥ ३४४ ॥

ઉત્સેધાંગુલ પ્રમાણથી જીવના દેહ માનાદિ થાય છે એમ કહ્યું છે, તે દેહ પ્રમાણ માત્ર તે ઉત્સેધથી જાણવું પણ ઈન્દ્રિય-અને તેના વિષયનું પરિમાણ ન જાણવું. જો ઉત્સેધાંગુલવડે તે માનીએ તો પાંચસો ધનુષ પ્રમાણવાળા મનુષ્યાદિના વિષયના વ્યવહારનો ઉચ્છેદ થાય, કેમકે પ્રમાણાંગુલ તો તેથી હજારગણું છે. ઇન્દ્રિય પ્રમાણમાં પણ તેની ભજના છે, કેમકે ત્રણગાઉઆદિ શરીરપ્રમાણ વાળાના જીહ્વાદિઇન્દ્રિયોનું માન વ્યવહારમાં વિરોધ પામે. તેથી ઉત્સેધાંગુલવડે શરીરનું માનજ હોવું જોઈએ, સૂત્રમાં પણ એમજ કહ્યું છે કે-એવડે નારકાદિના શરીરનું માન જાણવું. ૩૪૧-થી-૩૪૪

શિષ્ય:—અન્યત્ર કહ્યું છેકે-નારકી વિગેરેના શરીરાદિનું પ્રમાણ ઉત્સેધાંગુલથી જાણવું. એમાં આદિશબ્દથી ઈન્દ્રિય તથા તેના વિષયનું પ્રમાણ પણ આવી ગયું, એમ બીજા માને છે. કેમકે ઈન્દ્રિયો તો શરીરમાંજ છે, અને તેના વિષયનું પરિમાણ પણ તેના આસન્નપણા થકી તેના ગ્રહણવડે કરીને ગ્રહણ કરાય છે. એ પ્રમાણે શરીર-ઈન્દ્રિય-અને તેના વિષયનું પ્રમાણ ઉત્સેધાંગુલથી માપવા યોગ્ય છે. અને આપ તો ચક્ષુ ઈન્દ્રિયના વિષયનું પ્રમાણ આત્માંગુલથી કહોછો તેનું શું કારણ?

આચાર્ય:—તારૂં કથન યોગ્ય નથી, કેમકે અન્યત્ર ઉત્સેધાંગુલવડે માપવાનું કહ્યું છે તે કેવળ દેહનું પ્રમાણજ સમજવું, તેની સાથે ઈન્દ્રિય અને તેના વિષયનું પરિમાણ ઉત્સેધાંગુલથી ન સમજવું; કારણ કે તે તો આત્માંગુલથીજ માપવા યોગ્ય છે. ૩૪૧

જો કદી ઉત્સેધાંગુલથી ઈન્દ્રિયના વિષયનું પરિમાણ માનવામાં આવે તો પાંચસો ધનુષ-શાડા ચારસો ધનુષાદિ શરીર પ્રમાણવાળા ભરત-સગરાદિ મનુષ્યોનો શ્રોત્રાદિ ઈન્દ્રિયવડે શબ્દાદિ વિષય ગ્રહણ કરવાનો પ્રસિદ્ધ વ્યવહાર નાશ પામે, કારણકે ભરતચક્રિના આત્માંગુલરૂપ જે પ્રમાણ અંગુલ તે ઉત્સેધાંગુલથી હજારગણું કહ્યું છે. વળી ભરત ચક્રી આદિની અયોધ્યા વિગેરે નગરીઓ અને લશ્કરની છાવણીઓ આત્માંગુલ પ્રમાણથી બાર યોજન લાંબી સિદ્ધાન્તમાં કહેલ છે, જો તે સર્વની ઉત્સેધાંગુલે ગણતરી કરી હોય તો અનેક હજાર યોજન પ્રમાણ થાય, અને એથી કરીને આયુધશાળામાં અને સ્કંધાવારમાં વગાડેલ ભેરી આદિનો શબ્દ સર્વને તારા અભિપ્રાયવડે તો સંભળાય નહિ; કેમકે બાર યોજનથી આવેલો આ શબ્દ શ્રોત્રેન્દ્રિય ગ્રહણ કરે છે, તે કરતાં વધારે દૂરથી આવેલો

શબ્દ શ્રોત્રેંદ્રિય ગ્રહણ કરી શકતી નથી. હવે જો એ શ્રોત્રેંદ્રિયના વિષયવાલા બાર યોજન તારા કહેવા મુજબ ઉત્સેધાંગુલથી ગણીએ, તો હજારો યોજન દૂરથી આવેલા ભેરી આદિના શબ્દને તે બધા નગરવાળા તથા સ્કંધાવારવાળા શ્રવણેન્દ્રિયથી ગ્રહણ કરે નહિ, પણ ભરતાદિની આખી નગરી અને છાવણીમાં એ શબ્દ તો સંભળાય છે, માટે ઈન્દ્રિયોનાં વિષયનું પ્રમાણ આત્માંગુલથીજ સમજવું, પણ ઉત્સેધાંગુલથી નહિ. ૩૪૨

વળી કદંબપુષ્પાદિ આકારવાળી શ્રોત્રાદિ દ્રવ્ય ઇન્દ્રિયોનું પ્રમાણ અંગુલના અસંખ્યાતમા ભાગાદિનું છે, તેમાં એક સ્પર્શનેન્દ્રિયનું પ્રમાણ ઉત્સેધાંગુલથી મપાય છે અને બાકીની ઈન્દ્રિયોનું પ્રમાણ આત્માંગુલથી મપાય છે. ત્રણ ગાઉ આદિના શરીરવાળા યુગલિકોની જીવ્હાઈન્દ્રિયનું માન જો ઉત્સેધાંગુલવડે માનીએ તો તેમને કલ્પવૃક્ષના રસ વિગેરેના જ્ઞાનના વ્યવહારમાં વિરોધ આવે, કેમકે આગમમાં જીવ્હા ઈન્દ્રિયનું પ્રમાણ બેથી નવ અંગુલનું કહ્યું છે, ત્રણ ગાઉ આદિ પ્રમાણવાળા જીવોને શરીરાનુસારે તેમના મુખ અને જીવ્હા વિશાળ હોય છે, હવે જો ઉત્સેધાંગુલવડે તેમની જીવ્હા ઈન્દ્રિય બેથી નવ અંગુલ પ્રમાણ માનીએ, તો એવા વિશાળ મુખમાં એવી ક્ષુલ્લક આકારવાલી અતિ ન્હાની જીવ્હા પુરી પડે નહિ, અને તેથી કરીને તેવડે રસાનુભવરૂપ વ્યવહાર થાય નહિ. માટે આત્માંગુલવડે જીવ્હા ઈન્દ્રિયનું પ્રમાણ ઘટે છે. આ પ્રમાણે શરીરની બધી ઈન્દ્રિયો ઉત્સેધાંગુલથી નથી મપાતી, તો પછી ઈન્દ્રિયોના વિષયનું પરિમાણ તો ઉત્સેધાંગુલથી ક્યાંથીજ મપાય? ૩૪૩

ઇન્દ્રિયનું અને ઇન્દ્રિયના વિષયનું પરિમાણ એકાન્તે ઉત્સેધાંગુલવડે માનવામાં ઉપર મુજબ દોષો બતાવ્યા છે, તેથી તે બે સિવાય કેવળ શરીરનું પ્રમાણજ ઉત્સેધાંગુલવડે હોવું જોઇએ, અન્યથા યુગલધર્મી જનોને રસવેદન વ્યવહારનો તથા ચક્રવર્તિ-ભરતની નગરી આદિમાં શબ્દ શ્રવણના વ્યવહારનો અભાવ થાય, એટલે કે તેઓને રસનું અને શબ્દનું જ્ઞાન થાય નહિ. એ વાત હમણાંજ ઉપર કહી ગયા છીએ. વળી ઈન્દ્રિય અને તેના વિષયનું પરિમાણ ઉત્સેધાંગુલથી તું કહે છે, તે કેવળ તારી મતિકલ્પનાથીજ કહે છે, સૂત્રમાં એવું સાક્ષાત્ કોઈ પણ સ્થળે નથી કહ્યું. તેમાં તો કેવળ ઉત્સેધાંગુલથી શરીર જ માપવાનું કહ્યું છે. જેમકે-" इच्चेएण उस्सेहंगुलप्पमाणेणं नेरइअ-तिरिक्खजोणिय-मणुस्स-देवाणं सरीरोगाहणाउ मिज्जंति " એ ઉત્સેધાંગુલ પ્રમાણવડે નારકી-તિર્યંચ-મનુષ્ય અને દેવોનાં શરીરની ઊંચાઈ મપાય છે. આ પ્રમાણે સૂત્રમાં તો માત્ર શરીરની અવગાહનાજ ઉત્સેધાંગુલથી માપવાની કહી છે, પણ ઈન્દ્રિય કે તેના વિષયનું પરિમાણ ઉત્સેધાંગુલથી માપવાનું નથી કહ્યું. ૩૪૨-થી-૩૪૪

હવે પૂર્વાપર વિરોધ દૂર કરીને ચક્ષુ ઇન્દ્રિયના વિષયનું પ્રમાણ બતાવે છે.

लक्खेहिं एक्कवीसाए साइरेगेहिं पुक्खरद्धम्मि ।
उदए पेच्छंति नरा सूरं उक्कोसए दिवसे ॥ ३४५ ॥
नयणिंदियस्स तम्हा विसयपमाणं जहा सुएऽभिहियं ।
आउस्सेहपमाणंगुलाणमेगेणऽवि ण जुत्तं ॥ ३४६ ॥
सुत्ताभिप्पाओऽयं पयासणिज्जे तयं न उ पयासे ।
वक्खाणओ विसेसो न हि संदेहादलक्खणया ॥ ३४७ ॥

ઉત્કૃષ્ટ દિવસે પુષ્કરવરદ્વીપના અર્ધભાગમાં એકવીસલાખ યોજનથી અધિક દૂરમાં ઉદય પામેલા સૂર્યને (ત્યાંના) મનુષ્યો જુએ છે, તેથી ઇન્દ્રિયના વિષયનું પરિમાણ જે સૂત્રમાં કહ્યું છે તે આત્માંગુલ-ઉત્સેધાંગુલ-કે પ્રમાણાંગુલ, એમાંના કોઈ પણ અંગુલ ઘડે યુક્ત નથી. (એમ નહિં કહેવું કારણ કે) લાખ યોજનનું પ્રમાણ પ્રકાશનીય વસ્તુને અંગે છે, પ્રકાશકને અંગે નથી, એવો સૂત્રનો અભિપ્રાય છે. આ તફાવત વ્યાખ્યાનથી સમજવો, પણ સંદેહથી અસમંજસપણું ન માનવું. ૩૪૫-થી-૩૪૭

શિષ્ય:—"છેંતાળીસ હજાર અમોયોજન અને ઉપર સાઠીયા એકવીસ ભાગ, એટલે દૂરથી સૂર્યને કર્ક સંક્રાન્તિમાં અહીંના મનુષ્યો જુએ છે;" તથા—"પુષ્કરવર દ્વીપના અર્ધ ભાગમાં પૂર્વ-પશ્ચિમે રહેનારા મનુષ્યોની ચક્ષુ ઇન્દ્રિયના વિષયનું પ્રમાણ એકવીસલાખ-ચોત્રીસ હજાર-પાંચસોને સાડત્રીસ યોજનનું જાણવું." કારણ કે એટલે દૂરથી ત્યાંના મનુષ્યો ઉદય પામતા સૂર્યને જુવે છે. તેમ અસ્ત પામતા પણ જાણવું. વળી પ્રજ્ઞાપનાદિ સૂત્રમાં ચક્ષુ ઇન્દ્રિયના વિષયનું પરિમાણ અધિક એક લાખ યોજન કહ્યું છે, આ એક લાખ યોજનનું પરિમાણ કહ્યું છે તે આત્માંગુલ ઉત્સેધાંગુલ કે પ્રમાણાંગુલમાંનાં કોઈ પણ અંગુલપ્રમાણથી માનીયે તો પણ પુષ્કરાર્ધ માટે ઘટતું નથી; કેમકે એક લાખ યોજને પ્રમાણઅંગુલવડે માનીએ, તો પ્રમાણાંગુલ નિષ્પન્ન એકવીસલાખ યોજન કરતાં એ એક લાખ યોજન એકવીસમા ભાગે હોવાથી મોટું અન્તર પડે છે. આમ એક ઠેકાણે અધિક એક લાખ યોજનથી અધિક વિષય કહ્યો અને બીજે સ્થળે એકવીસ લાખ યોજનથી અધિક દૂરથી સૂર્ય દેખાવવાનું જણાવી ચક્ષુ ઇન્દ્રિયના વિષયનું પરિમાણ એકવીસ લાખથી અધિક કહ્યું છે. તેથી સિદ્ધાન્તોક્ત કથનમાં પરસ્પર વિરોધ જણાયછે. ૩૪૫-૩૪૬

આચાર્ય:—એક લાખ યોજનથી અધિક ચક્ષુ ઇન્દ્રિયના વિષયનું પરિમાણ જે સૂત્રમાં કહ્યું છે તે સ્વયં પ્રકાશ રહિત પર્વતાદિ વસ્તુની અપેક્ષાએ કહ્યું છે, પણ ચન્દ્ર-સૂર્ય આદિ સ્વયં પ્રકાશક વસ્તુની અપેક્ષાએ નથી કહ્યું. ઉદાહરણ તરીકે જેમ કોઈ નિર્મળ ચક્ષુવાળો જીવ એક લાખ યોજનથી અધિક દૂર રહેલા પર્વતાદિકને જુએ છે. આ અપેક્ષાએ ચક્ષુના વિષયનું પરિમાણ એક લાખ યોજનથી અધિક કહ્યું છે; પરન્તુ ચન્દ્ર-સૂર્ય આદિ પ્રકાશક વસ્તુ માટે એવો નિયમ નથી, એવી વસ્તુઓ તો અધિક દૂરથી પણ જોઇ શકાય. આ પ્રમાણે વ્યાખ્યાનથી ભેદ સમજવો જોઇએ, તે સમજ્યા સિવાય માત્ર ઉભય અધિકાર સાંભળીને સંદેહથી સર્વજ્ઞ પ્રણીત સૂત્રમાં વિરોધ માનવો એ કેવળ અજ્ઞાનતા જ છે. ૩૪૫-થી-૩૪૭

કહ્યું છે કે જો જેમ સૂત્રમાં કહ્યું છે તેમજ તે વસ્તુ માત્ર માનવાની હોય ને વિચાર કરવાનો ન હોય તો આચાર્યોએ શ્રુતની વ્યાખ્યા કરવાનું શું કામ હતું! અર્થાત્ બીજો અધિકાર સાંભળી તે વિચાર કરવાની જરૂર છે.

હવે ચક્ષુ સિવાયની શેષ ઇન્દ્રિયોના વિષયનું પ્રમાણ કહે છે.

वारसहिंतो सोत्तं सेसाइं नवहिं जोयणेहिंतो ।
गिण्हंति पत्तमत्थं एत्तो परओ न गेण्हंति ॥ ३४८ ॥
दव्वाण मंदपरिणामओ य परओ ण इंदियबलं वि।
अवरमसंखेज्जंगुलभागाओ नयणवज्जाणं ॥ ३४९ ॥
संखेज्जइभागाओ नयणस्स, मणस्स न विसयपरिमाणं ।
पोग्गलमित्तनिबंधाभावाओ केवलस्सेव ॥ ३५० ॥

બાર યોજનથી આવેલા શબ્દને શ્રોત્ર અને નવયોજનથી આવેલા પ્રાસ અર્થને બાકીની ( ઘ્રાણ વગેરે ) ઇન્દ્રિયો ગ્રહણ કરે છે; એ કરતાં વધારે દૂરથી આવેલા અર્થને ગ્રહણ કરતી નથી. દ્રવ્યોના મંદપરિણામપણાથી અને ઇન્દ્રિયોનું તેવું બળ ન હોવાથી વધારે દૂરથી આવેલા શબ્દાદિ અર્થને શ્રોત્રાદિ ઇંદ્રિયો ગ્રહણ કરતી નથી. ચક્ષુ સિવાયની ઇન્દ્રિયોનું વિષય પરિમાણ જઘન્યથી અંગુલના અસંખ્યાતમાભાગનું છે, ચક્ષુના વિષયનું પરિમાણ ( જઘન્યથી ) અંગુલના સંખ્યાતમાભાગનું છે. કેવળજ્ઞાનની પેઠે પુદ્‍ગળ માત્રના નિબંધનના અભાવથી મનના વિષયનું પરિમાણ નથી. ૩૪૮-થી-૩૫૦.

મેઘગર્જના વિગેરેનો શબ્દ બાર યોજનથી આવેલ હોય, તો તેને શ્રોત્રેન્દ્રિય ગ્રહણ કરે છે, અને શ્રોત્ર સિવાયની શેષ ઘ્રાણ-રસના-ને સ્પર્શનેન્દ્રિય વધારેમાં વધારે નવયોજન દૂરથી આવેલા ગંધ-રસ-અને સ્પર્શરૂપ અર્થને ગ્રહણ કરે છે, એ કરતાં વધારે દૂરથી આવેલા હોય તો તેને તે ઇન્દ્રિયો ગ્રહણ કરતી નથી.

શિષ્ય:—મેઘગર્જનાદિનો શબ્દ, તથા વર્ષા ઋતુમાં પહેલી વૃષ્ટિ થએથી દૂરથી આવતો ગંધ ગ્રહણ કરાય છે એમ અનુભવથી સિદ્ધ થાય છે, પણ રસ અને સ્પર્શ એટલે દૂરથી આવેલા કેવી રીતે ગ્રહણ કરાય ?

આચાર્ય:—જેમ દૂરથી આવેલો ગંધ અનુભવાય છે, તેમ એ ગન્ધવાળા દ્રવ્યનો રસ પણ કોઇકને અનુભવાય છે. ઘ્રાણેન્દ્રિય સાથે ગંધનો સંબંધ થાય તે વખતે તેના રસનો પણ રસનેન્દ્રિય સાથે સંબંધ થાય છે, એટલે ઘણાએ લોકો એમ કહે છે કે-" આ કટુ અથવા તીખી વિગેરે વસ્તુનો ગંધ છે." આમાં કટુપણું અથવા તીખાપણું એ રસનો જ ધર્મ છે. તેથી જણાય છે કે ગંધ ગ્રહણ થતાં તેના રસનો પણ જીભડાની સાથે સંબંધ થવાથી તે પણ અનુભવાય છે. એ જ પ્રમાણે સરોવર-સરિતા-કે સમુદ્રાદિ ઉપરથી આવેલા વાયુનો શીતસ્પર્શ પણ અનુભવાય છે. ૩૪૮

શિષ્ય:—જો બાર કે નવ યોજન દૂરથી આવેલા શબ્દ અને ગંધાદિ જણાય છે તો પછી બાર યોજન અને નવયોજન કરતાં વધારે દૂરથી આવેલા શબ્દ અને ગંધ વિગેરે શાથી નથી ગ્રહણ થતા ?

આચાર્ય:—બાર અને નવ યોજન કરતાં વધારે દૂરથી આવેલા શબ્દ અને ગંધાદિ દ્રવ્યો મંદપરિણામવાળા થઈ જવાથી શ્રોત્ર તથા ઘ્રાણાદિ ઇન્દ્રિયોને જ્ઞાન ઉત્પન્ન કરી શકતા નથી, વળી તે ઇન્દ્રિયોની તેવી શક્તિ પણ નથી કે જેથી તે કરતાં વધારે દૂરથી આવેલા શબ્દાદિને ગ્રહણ કરીને પોતાનું જ્ઞાન ઉત્પન્ન કરે. ઇન્દ્રિયોના વિષયનું એ પરિમાણ વધારેમાં વધારે સમજવું, અને જઘન્યથી તો ચક્ષુ સિવાયની ઇન્દ્રિયોના વિષયનું પરિમાણ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું છે, એટલે કે ચક્ષુ સિવાયની ઇન્દ્રિયો જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગથી આવેલા શબ્દાદિ અર્થને ગ્રહણ કરે છે. ૩૪૯

ચક્ષુ ઇન્દ્રિયના વિષયનું પરિમાણ જઘન્યથી અંગુલના સંખ્યાતમા ભાગ જેટલું છે, પણ અસંખ્યાતમા ભાગ જેટલું નથી, કેમકે અતિશય નજીકમાં રહેલ અઞ્જન-મળી-મેલ વિગેરેને ચક્ષુ જોઈ શકતી નથી.

ક્ષેત્રથી મનના વિષયનું પરિમાણ નથી, કેમકે તે નિયમ રહિત દૂર અથવા નજીક-મૂર્ત વા અમૂર્ત સર્વ વસ્તુને કેવળજ્ઞાનની પેઠે વિષયપણે ગ્રહણ કરે છે. કેવળ પુદ્‍ગળોને જ તે જાણી શકે છે, એવો નિયમ તેને માટે નથી. " જે પુદ્‍ગળ માત્રને જ ગ્રહણ કરવામાં-

નિયત નથી, તેને વિષયનું પરિમાણ નથી." જેમ કેવળજ્ઞાન પુદ્ગળમાત્રને જ ગ્રહણ કરવામાં નિયત નહિં હોવાથી તેને વિષયનું પરિમાણ નથી. તેમ મન પણ તેવું હોવાથી તેને પણ વિષયનું પરિમાણ નથી. અને જેના વિષયનું પરિમાણ છે, તે અવધિ-મનઃપર્યવ-જ્ઞાનની પેઠે પુદ્ગળમાત્રને જ ગ્રહણ કરવારૂપ નિયમ રહિત પણ નથી.

શિષ્યઃ—આપે કહેલો હેતુ મતિ-શ્રુત જ્ઞાનથી વ્યભિચારી જણાય છે, તેથી તે અનૈકાન્તિક છે, કારણ કે મૂર્ત-અમૂર્ત સર્વ વસ્તુને વિષયપણે એ બન્ને ગ્રહણ કરે છે, છતાં તે બન્ને પોતાના વિષયોને ગ્રહણ કરવામાં નિયમવાળા છે. શ્રોત્રાદિ ઇન્દ્રિય જન્ય મતિ-શ્રુતનું ક્ષેત્રથી વિષયપરિમાણ બાર યોજન આદીનું છે, કેમકે બાર યોજન આદિથી આવેલા જ શબ્દાદિ વિષયો ગ્રહણ થાય છે.

આચાર્યઃ—ઇન્દ્રિયજન્ય મતિ-શ્રુતના વિષયનું એ પરિમાણ છે, અને ઇન્દ્રિયો તો પુદ્ગળમાત્રને જ ગ્રહણ કરવાવાળી છે, એટલે એમાં કંઈ હરકત નથી; પરન્તુ મનોજન્ય મતિ-શ્રુત જેમ પુદ્ગળમાત્ર ગ્રહણ કરવામાં નિયત નથી તેમ ક્ષેત્રથી વિષયનું પરિમાણ પણ તેમને નથી. તો પછી અમે કહેલ હેતુમાં અનેકાન્તિક દોષ ક્યાંથી આવે? ૩૪૮-થી-૩૫૦

શિષ્યઃ—૩૩૬ મી ગાથામાં "સ્પર્શાએલો શબ્દ (શ્રોત્રેન્દ્રિય) સાંભળે છે" એમ આપે કહ્યું છે. તેમાં શબ્દપ્રયોગથી મૂકાએલાં શબ્દદ્રવ્યો જ કેવળ સંભળાય છે, અથવા બીજાં, તેથી વાસિત એવાં શબ્દદ્રવ્યો સંભળાય છે, કે મિશ્ર શબ્દદ્રવ્યો સંભળાય છે?

આચાર્યઃ—વચનયોગથી મૂકાએલાં કેવળ શબ્દદ્રવ્યો સંભળાતાં નથી, પણ મિશ્ર શબ્દદ્રવ્યો અથવા બીજાં તદ્વાસિત શબ્દદ્રવ્યો સંભળાય છે, કેમકે તે વાસકસ્વભાવવાળાં છે. અને શબ્દદ્રવ્યથી લોક આખો વ્યાપ્ત છે. આ વાત વધારે સ્પષ્ટતાથી કહેવામાં આવશે તો જ સમજાશે. તેથી તે વાત વિસ્તારથી કહીએ છીએ.

भासासमसेढीओ सद्दं जं सुणइ मीसयं सुणइ ।
वीसेढी पुण सद्दं सुणेइ नियमा पराघाए ॥ ३५१ ॥ ५ ॥
सेढी पएसपंती वदतो सव्वस्स छद्दिसिं ताओ ।
जासु विमुक्का धावइ भासा समयम्मि पढमम्मि ॥ ३५२ ॥
भासासमसेढिठिओ तब्भासामीसियं सुणइ सद्दं ।
तद्दव्वभावियाई अण्णाई सुणेइ विदिसत्थो ॥ ३५३ ॥
अणुसेढीगमणाओ पडिघायाभावओऽनिमित्ताओ ।
समयंतराणवत्थाणओ य मुक्काई न सुणेइ ॥ ३५४ ॥

ભાષાસમશ્રેણિથી જે શબ્દ સંભળાય છે તે મિશ્ર સંભળાય છે, અને વિશ્રેણિથી જે શબ્દ સંભળાય છે તે નિશ્ચયે વાસિત શબ્દ સંભળાય છે. શ્રેણિ એટલે આકાશ પ્રદેશની પંક્તિ, તે પંક્તિઓ લોકના મધ્યમાં બોલનારા વક્તાની પૂર્વ-પશ્ચિમ-ઉત્તર-દક્ષિણ-ઉપર-અને નીચે એમ છએ દિશાઓમાં હોય છે. તથા વક્તાએ દિશાઓમાં છોડેલી ભાષા તે પ્રથમ સમયમાં પણ લોકાન્ત પર્યન્ત જાય છે. તેથી ભાષાની સમશ્રેણિમાં રહેલો શ્રોતા તે ભાષાને મૂકેલા શબ્દદ્રવ્યોથી મિશ્રશબ્દોરૂપે સાંભળે છે, અને વિદિશામાં રહેલો શ્રોતા

મૂલ શબ્દ દ્રવ્યવડે ભાવિત (વાસિત) બીજાં દ્રવ્યોને જ સાંભળે છે, પણ તે મૂલ શબ્દ દ્રવ્યોને નથી સાંભળતો; કેમકે શ્રેણિના અનુસારે ગતિ હોવાથી, પ્રતિઘાતના અભાવથી, નિમિત્ત ન હોવાથી અને સમય પછી શબ્દસ્થિતિ ન હોવાથી મુકાએલા શબ્દ દ્રવ્યને તે સાંભળતો નથી. ૩૫૧-થી-૩૫૫

જે બોલાય તે ભાષા, અથવા વક્તાએ શબ્દપણે છોડેલ દ્રવ્યસમૂહ તે ભાષા, તેની સરખીદિશાએજ આકાશ પ્રદેશની પંક્તિરૂપ સમશ્રેણિ તે ભાષાસમશ્રેણિ કહેવાય. એવી ભાષાસમશ્રેણિ-સરખાપણામાં રહેલા શ્રોતાપુરૂષ કોઈ વક્તાનો અથવા અન્ય ભેરીઆદિનો જે શબ્દ સાંભળે છે. તે મિશ્ર શબ્દ સાંભળે છે. મિશ્ર શબ્દ એટલે વક્તાએ છોડેલા શબ્દદ્રવ્યો અને તે શબ્દદ્રવ્યથી વાસિત થએલા વચ્ચેનાં બીજાં શબ્દ દ્રવ્યો, તે બન્ને મળીને મિશ્ર શબ્દ કહેવાય છે. એવા મિશ્ર શબ્દને સમશ્રેણિમાં રહેલો શ્રોતા સાંભળે છે, પરન્તુ કેવળ વાસકશબ્દ અથવા કેવળ વાસ્યશબ્દને (વક્તાએ શબ્દપણે છોડેલાં શબ્દદ્રવ્યો અને તે શબ્દવડે વાસિત થએલાં એવાં વચ્ચેનાં શબ્દ દ્રવ્યોને) તે શ્રોતા સાંભળતો નથી. તથા વિશ્રેણિમાં રહેલો શ્રોતા પણ વિશ્રેણિ કેહવાય છે તે જે શબ્દ સાંભળે છે તે કેવળ વાસિતશબ્દજ સાંભળે છે. વાસિતશબ્દ એટલે વક્તાએ શબ્દપણે છોડેલા દ્રવ્યોથી અથવા ભેરી આદિના શબ્દદ્રવ્યોથી વચ્ચે રહેલા શબ્દ યોગ્ય પુદ્ગળોમાં શબ્દ પરિણામ પામેલાં જે શબ્દવર્ગણાનાં પુદ્ગળદ્રવ્યો તે વાસિતશબ્દ કહેવાય છે. એવા વાસિતશબ્દનેજ વિશ્રેણિમાં રહેલો શ્રોતા સાંભળે છે. પણ વક્તાએ છોડેલાં કેવળ શબ્દ દ્રવ્ય તે સાંભળતો નથી, કેમકે તે પુદ્ગળો તો શ્રેણિના અનુસારે ગતિ કરતા હોવાથી વિશ્રેણિ-વિદિશામાં નથી જતાં. વળી એ શબ્દદ્રવ્યને ભીંત આદિનો પ્રતિઘાત પણ વિશ્રેણિમાં જવા માટે નિમિત્તભૂત નથી થતો, કેમકે એવો પ્રતિઘાત ઢેફાં વિગેરે સ્થૂલ દ્રવ્યોને વિદિશામાં જવાને નિમિત્તભૂત થાય છે, આ શબ્દ દ્રવ્ય તો સૂક્ષ્મ હોવાથી તે તેને નિમિત્તભૂત થાય નહિ.

શિષ્યઃ-બીજા આદિ સમયોમાં એ શબ્દ દ્રવ્યો સ્વયં વિદિશામાં જતા હોવાથી વિશ્રેણિમાં રહેલો શ્રોતા પણ મિશ્ર શબ્દ સાંભળી શકે. એમ કહેવામાં શું દોષ છે?

આચાર્યઃ-એ શબ્દો નિકળવાના સમયથી પછીના સમયોમાં શબ્દપણે (ભાષા પરિણામરૂપે) નથી રહેતા કેમકે-" भाष्यमाणैव भाषा, भाषासमयानन्तरं भाषाऽभाषैव " ભાષ્યમાણ હોય તેજ ભાષા છે, ભાષાસમય પછીની ભાષા તે ભાષા નથી." જો કે ચાર સમયે સંપૂર્ણ લોક ભાષાવડે પૂર્ણ થાય છે, તેમાં પણ બીજા આદિ સમયોમાં ભાષાદ્રવ્યવડે વાસિત થએલા દ્રવ્યોનેજ ભાષાપણું પ્રાપ્ત થાય છે.

શિષ્યઃ-વક્તાએ છોડેલા ભાષાદ્રવ્યો પ્રથમ સમયે દિશામાંજ જાય છે. અને એક સમય પછી ભાષાપણે નથી રહેતા, તો એ શબ્દદ્રવ્યોવડે વાસિત થએલા શબ્દદ્રવ્યો બીજા સમયે વિદિશામાં જાય છે એમ થયું. જો એમ હોય તો દિશામાં તથા વિદિશામાં રહેલા શ્રોતાને જુદા જુદા સમયે શબ્દ સંભળાવો જોઇએ, પણ એમ ન થતાં સર્વને એકીસાથેજ શબ્દ સંભળાય છે. તેનું શું કારણ?

આચાર્યઃ-જુદા જુદા સમયે શબ્દ સંભળાય છે, પણ સમયાદિ કાળનો ભેદ અતિસૂક્ષ્મ હોવાથી જણાતો નથી. તેથી તેમ સમજાય છે.

શિષ્યઃ-ભલે એમ હો, પરન્તુ "भाष्यमाणैव भाषा" ભાષ્યમાણ હોય તેજ ભાષા"

એ વચનાનુસાર બોલાતી વખતે જે શબ્દો નીકળે તેજ ભાષા છે, અને તેથી બીજા સમયે વિશ્રેણિમાં રહેલો શ્રોતા જે સાંભળે છે તે અભાષાજ સાંભળે છે એમ નક્કી થયું.

આચાર્ય:-અભાષાજ સાભલે છે એમ ન કહેવું, કેમકે એ પુદ્ગળો પણ ભાષાદ્રવ્ય વડે વાસિત થએલા હોવાથી તેના જેવાજ છે, તેથી તેને પણ ભાષા કહેવામાં કંઈ વિરોધ નથી. આજ કારણથી ગાથાના ઉત્તરાર્ધમાં ફરીથી પણ 'શબ્દ' નું ગ્રહણ કર્યું છે. કેમકે તે પરાઘાતવડે કરીને વાસિતદ્રવ્યોમાં પણ તથાવિધ શબ્દપરિણામને જણાવનાર છે, આ પ્રમાણે અમારી માન્યતા છે, એ સંબંધી વિશેષ તત્ત્વ તો બહુશ્રુત જાણે. ઘ્રાણઆદિ ઇન્દ્રિયો પણ મિશ્રગન્ધ આદિ દ્રવ્યનેજ ગ્રહણ કરે છે, કેમકે બારીમાંથી પ્રાપ્ત થતી રજની પેઠે તે ગંધ દ્રવ્યો સ્થૂલ હોવાથી તેમને શ્રેણિના અનુસારે ગતિનો નિયમ નથી, એમ વૃદ્ધ ટીકાકાર કહે છે. ૩૫૧

શ્રેણિ એટલે આકાશપ્રદેશની પંક્તિ, તે પંક્તિઓ આકાશમાં સર્વત્ર હોવાથી લોકના મધ્યમાં રહીને બોલનારા વક્તાને પૂર્વ-પશ્ચિમ-ઉત્તર-દક્ષિણ-ઉપર-અને નીચે એમ છએ દિશાઓમાં હોય છે. તથા દિશાઓમાં વક્તાએ છોડલી ભાષા પ્રથમ સમયે પણ સર્વ દિશામાં લોકાન્ત પર્યન્ત જાય છે. ૩૫૨.

ભાષાની સમશ્રેણિમાં રહેલો શ્રોતા તે બોલનારના તથા શંખ ભેરીના ભાષારૂપે નિકલેલો પુદ્ગલ સમૂહ તેણે કરીને મિશ્ર થયેલ એવો શબ્દ સાંભળે છે, અને વિદિશામાં રહેલો શ્રોતા તે શબ્દવડે વાસિત બીજા દ્રવ્યોનેજ સાંભળે છે, પણ તે મૂલવક્તાએ કહાડેલને નથીજ સાંભળતો ૩૫૩.

વક્તાએ મૂકેલા શબ્દદ્રવ્યોની તો શ્રેણિના અનુસારે ગતિ થાય છે. તેથી તે વક્તાના મૂલ કાઢેલા શબ્દને સાંભલતો નથી અને એ શબ્દદ્રવ્યને પ્રતિઘાત ( સ્ખલના ) નથી થતો, કેમકે શબ્દદ્રવ્યો સૂક્ષ્મ હોવાથી ભીંતઆદિ નિમિત્તો તેને સ્ખલના કરી શકતા નથી. વળી શબ્દ નીકળવાના સમય પછી બીજા આદિ સમયોમાં એ શબ્દ દ્રવ્યમાં અવધુજનક શક્તિ રહેતી નથી, તેથી વક્તાએ મૂકાયલા શબ્દદ્રવ્યોને વિદિશામાં રહેલો શ્રોતા સાંભળતો નથી, પણ તે શબ્દવડે વાસિત થએલા બીજા શબ્દદ્રવ્યનેજ તે સાંભળે છે. ૩૫૧ થી ૩૫૪.

હવે કયા યોગવડે ભાષાદ્રવ્યનું ગ્રહણ-વિસર્જન થાય છે ને તે કેવી રીતે થાય છે, તે કહે છે.

गिण्हइ य काइएणं निसिरइ तह वाइएण जोएण।
एगंतरं च गेण्हइ निसिरइ एगंतरं चेव ॥ ३५५॥ ७ ॥

गिण्हिज्ज काइएणं किह निसिरइ वाइएण जोएणं ?।
को वाऽयं वाजोगो ? किं वाया कायसंरंभो ? ॥ ३५६ ॥
वाया ण जीवजोगो पोग्गलपरिणामओ रसाइ व ।
न य ताए निसिरिज्जइ स चिय निसिरिज्जए जम्हा ॥ ३५७ ॥
अह सो तणुसंरंभो निसिरइ वो काइएण वत्तव्वं।
तणुजोगविसेस च्चिय मण-वइजोग त्ति जमदोसो ॥ ३५८ ॥

किं पुण तणुसंरंभेण जेण मुंचइ स वाइओ जोगो ।
मण्णइ य स माणसिओ तणुजोगो चेव य विभत्तो ॥ ३५९ ॥
तणुजोगो चिय मण-वइजोगा काएण दव्वगहणाओ ।
आणापाण व्व, न चे, तओऽवि जोगंतरं होज्जा ॥ ३६० ॥
तुल्ले तणुजोगत्ते कीस व जोगंतरं तओ न कओ ? ।
मण-वइजोगा व कया, भण्णइ ववहारसिद्धत्थं ॥ ३६१ ॥
कायकिरियाइरित्तं नाणापाणुप्फलं जह वईए ।
दीसइ मणसो य फुडं तणुजोगब्भंतरो तो सो ॥ ३६२ ॥
अहवा तणुजोगाहिअवइदव्वसमूहजीववावारो ।
सो वइजोगो भण्णइ वाया निसिरिज्जए तेणं ॥ ३६३ ॥
तह तणुवावाराहिअमणदव्वसमूहजीववावारो ।
सो मणजोगो भण्णइ मण्णइ नेयं जओ तेणं ॥ ३६४ ॥

ગાથાર્થ:-કાયયોગવડે ( શબ્દદ્રવ્ય ) ગ્રહણ કરે છે, અને વચનયોગવડે બહાર કાઢે છે. તેને એકાન્તરે ગ્રહણ કરે છે અને એકાંતરેજ ત્યાગ કરે છે. જો કાયયોગવડે ( શબ્દદ્રવ્ય ) ગ્રહણ કરે છે, તો વચનયોગવડે કેવી રીતે મૂકે છે? અથવા એ વચનયોગ તે શું વાચા છે, કે કાયાનો વ્યાપાર છે ? વાચા તે જીવનો વ્યાપાર નથી, કેમકે તે રસાદિની પેઠે પુદ્ગળનો પરિણામ છે. વળી વાચાવડે શબ્દ મૂકાય નહિ, કેમકે તે વાચા પોતેજ મૂકાય છે. જો વચનયોગ તે કાયાનો વ્યાપાર હોય તો કાયયોગવડે શબ્દ બહાર કાઢે છે, એમ કહેવું જોઇએ. ઉત્તર-મનોયોગ અને વચનયોગ તે કાયયોગ વિશેષજ છે. તેથી ( એમ કહેવામાં ) કંઈ દોષ નથી. ૩૫૫ થી ૩૫૮

જે કાયયોગવડે શબ્દ મૂકે છે તે વચનયોગ, અને જે કાયયોગવડે મનન કરે છે તે મનોયોગ. એમ કાયયોગજ ( ઉપાધિ ભેદે ) ત્રણ પ્રકારે છે. કાયયોગવડે દ્રવ્ય ગ્રહણ થાય છે માટે શ્વાસોચ્છ્વાસની પેઠે મનોયોગ ને વચનયોગ તે કાયયોગજ છે. જો એમ ન હોય તો શ્વાસોચ્છ્વાસ પણ જુદો યોગ ગણાય. કદાચ શંકા થાય કે કાયયોગપણે સમાન છતાં શ્વાસોચ્છ્વાસને જુદો યોગ શા માટે ન ગણ્યો, અને મનોયોગ તથા વચનયોગને જુદા ગણ્યા ? તેનો ઉત્તર કહે છે કે વ્યવહારની સિદ્ધિ માટે. જેમ વચનયોગ અને મનોયોગનું ફળ કાયિકક્રિયાથી પ્રગટ જુદું જણાય છે. તેમ શ્વાસોચ્છ્વાસનું ફળ કાયિકક્રિયાથી જુદું જણાતું નથી, તેથી તે કાયયોગની અન્તર્ગત ગણ્યો છે. અથવા કાયયોગવડે ગ્રહણ કરેલા વચન દ્રવ્યના સમૂહથી જીવનો વ્યાપાર તે વચનયોગ કહેવાય છે, કેમકે તેવડે વચન નીકળે છે. તથા કાયયોગવડે ગ્રહણ કરેલ મનોદ્રવ્યના સમૂહથી જીવનો વ્યાપાર તે મનોયોગ કહેવાય છે, કેમકે તેવડે જ્ઞેયવસ્તુનું મનન થાય છે. ૩૫૯-થી-૩૬૪.

યોગ એટલે વ્યાપાર-કર્મ અથવા ક્રિયા, સર્વ વક્તાઓ કાયયોગવડે ( કાયાના વ્યાપાર વડે ) શબ્દદ્રવ્ય ગ્રહણ કરે છે અને વચનયોગવડે મૂકે છે. એ પ્રમાણે દરેકસમયે ગ્રહણ કરે છે ને મૂકે છે. જેમ એક ગામથી બીજુ ગામ ગ્રામાન્તર કહેવાય છે અથવા અન્તર રહિત છતાં એક પુરૂષથી બીજો પુરૂષ પુરૂષાન્તર કહેવાય છે તેવીજ રીતે એક સમયથી બીજો સમય તે સમયાંતર કહેવાય છે તેમાં ગ્રહણ કરે છે અને તેમાં મૂકે છે. ૩૫૫

શિષ્ય:-" સર્વ વક્તાઓ કાયયોગવડે શબ્દ દ્રવ્ય ગ્રહણ કરે છે, " આપનું એ કથન માની શકાય છે, કેમકે કાયાના વ્યાપાર સિવાય દ્રવ્ય ગ્રહણ કરી શકાય નહિ; પરન્તુ " વચનયોગવડે શબ્દ મૂકે છે " એમ આપે કહ્યું છે તે માની શકાતું નથી, કેમકે ગ્રહણ કરાતી ભાષાને જીવવ્યાપારરૂપ યોગનો અભાવ હોવાથી આપ કહો છો તેમ સંભવતું નથી. એમ સંક્ષેપથી પુછીને હવે વિસ્તારથી પુછે છે. આપ જેને વચનયોગ કહો છો તે વચનયોગ શું છે? વક્તાએ મૂકેલ ભાષાદ્રવ્યના સમૂહરૂપ વાચા તેજ વચનયોગ છે? કે એ ભાષાને મૂકવાના હેતુભૂત કાયાનો વ્યાપાર તે વચનયોગ છે? આ બે પક્ષમાંથી પહેલો પક્ષ તો નહી ઘટે, કેમકે યોગ એટલે શરીર અને જીવનો વ્યાપાર, તે જીવના વ્યાપારરૂપ ભાષા નથી. ભાષા તો રસ-ગંધ આદિની પેઠે પુદ્ગળના પરિણામરૂપ છે, અને જીવ-વ્યાપારરૂપ યોગ તે પુદ્ગળપરિણામરૂપ નથી. વળી ભાષાવડે કંઈ પણ મૂકાતું નથી, પરન્તુ સ્વયં એ ભાષા પોતે જ મૂકાય છે. જે કર્મ હોય તે કરણ ન થાય, અહીં ભાષા મૂકાય છે, માટે ભાષાજ કર્મ છે, તેથી ભાષાજ વચનયોગ છે, એવો જે પ્રથમ પક્ષનો વિકલ્પ તે યોગ્ય નથી. હવે બીજા વિકલ્પથી કાયાનો વ્યાપાર એજ વચનયોગ છે. એમ આપ કહેતા હો તો કાયયોગવડે શબ્દ મૂકે છે એમ કહેવું જોઇએ, પણ વચનયોગવડે મૂકે છે એમ શા માટે કહો છો ?

આચાર્ય:—કાયાનો વ્યાપાર વિશેષ તેજ મનોયોગ અને વચનયોગ છે. પણ સામાન્ય કાયાનો વ્યાપાર તે મનોયોગ અને વચનયોગ નથી. કારણ કે દેહધારી જીવોને કોઈપણ અવસ્થામાં કાયયોગનો અભાવ નથી, સર્વ અવસ્થામાં તેનો સદ્ભાવ છે. કેવળ અશરીરી સિદ્ધાત્માઓનેજ કાયયોગ નથી. માટે ભાષા નીકળતી વખતે વચનયોગરૂપ વિશિષ્ટ પ્રકારનો કાયયોગજ છે. ૩૫૬ થી ૩૫૮.

શિષ્ય:—જો વિશિષ્ટ પ્રકારનો કાયયોગજ મનોયોગ અને વચનયોગ છે, તો પછી એ મનોયોગ અને વચનયોગ સંબંધી કથાજ શા માટે કરવી?

આચાર્ય:—સર્વ સ્થળે કાયયોગ અનુગત છે, તોપણ જે યોગવડે મનોદ્રવ્ય અને વચનદ્રવ્ય ગ્રહણ કરાય છે તે મનોયોગ ને વચનયોગ છે. તેમાં જે યોગવડે તે-વચન મૂકે છે તે વચનયોગ, અને જે યોગવડે મનોદ્રવ્ય ચિન્તવન કરવામાં વ્યાપારાય છે તે મનોયોગ છે. એમ એક કાયયોગ જ ઉપાધીના ભેદથી ત્રણ પ્રકારે છે. ખરી રીતે તો સર્વત્ર એક કાયયોગ જ છે. ૩૫૯

કાયયોગવડે જ તદ્ તદ્ વચન અને મનને યોગ્ય પુદ્ગળ દ્રવ્ય ગ્રહણ થતાં હોવાથી શ્વાસોચ્છ્વાસની પેઠે મનોયોગ અને વચનયોગ પણ કાયયોગ જ છે. જેમ કાયયોગવડે શ્વાસોચ્છ્વાસ યોગ્ય પુદ્ગળ દ્રવ્ય ગ્રહણ થવાથી શ્વાસોચ્છ્વાસનો વ્યાપાર કાયયોગથી જુદો નથી; તેમ મનોયોગ અને વચનયોગ પણ કાયયોગથી જુદા નથી. કેમકે મનોયોગ તથા વચનયોગને લાયક પુદ્ગળો કાયયોગવડે ગ્રહણ કરાય છે તેથી-તે કાયયોગમાંજ અન્તર્ભૂત થાય છે. જો આ પ્રમાણે ન માનવામાં આવે, એટલે કે શ્વાસોચ્છ્વાસરૂપ વ્યાપારને કાયયોગપણે અંગીકાર કરવામાં ન આવે તો એ શ્વાસોચ્છ્વાસરૂપ વ્યાપારને ચોથો યોગ માનવો પડે. પણ એમ માનવું એ અનુચિત્ છે તેથી કાયયોગરૂપજ છે. ૩૬૦

શિષ્ય:—સર્વત્ર કાયયોગપણું સમાન છતાં જેમ મનોયોગ અને વચનયોગને કાયયો-

ગથી જુદા ગણ્યા છે તેમ શ્વાસોચ્છ્વાસને પણ કાયયોગથી જુદો ગણીને ચોથો યોગ શા માટે ન માનવો? અને જો એ માન્યતા અયોગ્ય હોય તો મનોયોગ અને વચનયોગને પણ કાયયોગથી જુદા ગણીને તેમના જુદા યોગ શા માટે માનવા? કહેવાનું તાત્પર્ય એ છે કે-સર્વત્ર કાયયોગ સમાન હોવાથી એક કાયયોગજ માનવો, અથવા તો ઉપાધિના ભેદે ચાર યોગ માનવા.

આચાર્ય:—લોક અને લોકોત્તર વ્યવહારની પ્રસિદ્ધિ માટ મનોયોગ તથા વચનયોગને કાયયોગથી જુદા માન્યા છે, અને શ્વાસોચ્છ્વાસને જુદો નથી માન્યો. ૩૬૧. સ્વાધ્યાય કરવો, બીજાને પ્રતીતિ કરાવવી વિગેરે વાણીનું ફળ, અને ધર્મધ્યાન-ચિન્તવન વિગેરે મનનું ફળ, એ જેમ કાયયોગથી ભિન્ન જણાય છે, તેમ શ્વાસોચ્છ્વાસનું ફળ કાયયોગથી જુદું નથી જણાતું. યોગનિરોધ કરતાં પણ કાયયોગનો રોધ કહીને શ્વાસોચ્છ્વાસ રોકવાનું ગણાવ્યું છે.

શિષ્ય:—"આ જીવે છે." એવી પ્રતીતિ ઉત્પન્ન કરનાર શ્વાસોચ્છ્વાસનું ફળ પ્રગટ જણાય છે તો શા માટે એને યોગ ન માનવો?

આચાર્ય:—એવું પ્રયોજન તો સર્વ સ્થળે હોય છે, એટલાજ ઉપરથી એને જુદો યોગ માનવામાં આવે તો દોડવું-વળગવું વિગેરે વ્યાપાર પણ ભિન્ન ગણાય, અને તેથી એમને પણ જુદા જુદા યોગ માનવા પડે. માટે વિશિષ્ટ વ્યવહારના અંગભૂત અને પરને પ્રતીતિ કરાવવાના ફળવાળા મનોયોગ તથા વચનયોગ હોવાથી તેમને કાયયોગથી જુદા ગણ્યા છે અને શ્વાસોચ્છ્વાસને જુદો નથી ગણ્યો. ૩૬૨

એ પ્રમાણે ભાષા બોલવામાં વ્યાપારાતો કાયયોગ તે વચનયોગ છે, અને મનન કરવામાં વ્યાપારાતો કાયયોગ તે મનોયોગ છે. એ રીતે મનોયોગ તથા વચનયોગ તે કાયયોગ વિશેષ જ છે.

અથવા એ બન્ને યોગ સ્વતંત્ર છે. કાયિક વ્યાપારવડે ગ્રહણ કરેલ જે વચન દ્રવ્યનો સમૂહ તે સહકારી કારણભૂત છે જેમાં એવા વચનદ્રવ્યવડે શબ્દ બોલવા માટે જે જીવનો વ્યાપાર તે વચનયોગ કહેવાય છે, અને કાયયોગવડે ગ્રહણ કરેલ મનોદ્રવ્યનો સમૂહ તે સહકારી કારણભૂત છે જેમાં એવા મનોદ્રવ્યવડે વસ્તુના ચિન્તવન માટે જે જીવનો વ્યાપાર તે મનોયોગ કહેવાય છે. આ વ્યાખ્યામાં શબ્દ નીકળતી વખતે અને ચિન્તવન્ કરતી વખતે જો કે કાયાનો વ્યાપાર છે તોપણ તેને અહીં નથી કહ્યો; પરન્તુ વચનદ્રવ્ય અને મનોદ્રવ્યની મુખ્યતાએ જીવનો વ્યાપાર કહ્યો છે તેથી વચનયોગ અને મનોયોગ-બન્ને સ્વતંત્ર છે, પણ વિશિષ્ટ કાયયોગરૂપ નથી. એમ સમજવું.

શ્વાસોચ્છ્વાસની મુખ્યતાએ શ્વાસોચ્છ્વાસ મૂકવામાં પણ જીવનો વ્યાપાર સ્વતંત્ર છે તો તેને પણ જુદો યોગ કેમ ન માનવો? એવી શંકા અહીં ન કરવી. કેમકે હમણાંજ કહ્યું છે કે-લોક અને લોકોત્તર વ્યવહારની સિદ્ધિ માટેજ મનોયોગ તથા વચનયોગ જુદા કહ્યા છે અને શ્વાસોચ્છ્વાસ જુદો નથી કહ્યો. ૩૬૩-થી-૩૬૪.

હવે ૩૫૫ મી ગાથાનું વ્યાખ્યાન કરે છે.

जह गामाओ गामो गामंतरमेवमेग पएसाओ ।
पएसंतरं ति भण्णइ समयाओऽणंतरो समओ ॥ ३६५ ॥

केई एगंतरियं मण्णन्तेगंतरं ति, तेसिं च ।
विच्छिन्नावलिरूवो होइ धणी, सुयविरोहो य ॥ ३६६ ॥
आह, सुए चिय निसिरइ संतरियं न उ निरंतरं भणियं ।
एगेण जओ गिण्हइ समएणेगेण सो मुयइ ॥ ३६७ ॥
अणुसमयमणंतरियं गहणं भणियं जओ निमुक्खोऽवि ।
जुत्तो निरंतरो चिय, भण्णइ, कह संतरो भणिओ ? ॥ ३६८ ॥
गहणावेक्खाएँ तओ निरन्तरं जम्मि जाइं गहियाइं ।
नवि तम्मि चेव निसिरइ जह पढमे निसिरणं नत्थि ॥ ३६९ ॥
निसिरिज्जइ नागहियं गहणंतरियंति संतरं तेणं ।
न निरंतरंति न समयं न जुगवमिति होंति पज्जाया ॥ ३७० ॥
गहणं मोक्खो भासा समयं गहनिसिरणं च दो समया ।
होंति जहण्णंतरओ तं तस्स व वितीयसमयम्मि ॥ ३७१ ॥
गहणं मोक्खो भासा गहण–विसग्गो य होंति उक्कोसं ।
अंतोमुहुत्तमेत्तं पयत्तभेएण भेओ सिं ॥ ३७२ ॥

ગાથાર્થ:—જેમ એક ગામથી બીજું ગામ ગ્રામાન્તર કહેવાય છે, તેમ એક સમયથી બીજો સમય તે સમયાન્તર કહેવાય છે. કેટલાએક ગ્રહણ અને નિસર્ગ એકાન્તર સમયે માને છે પણ એ માન્યતાથી તેમને વિચ્છિન્ન આવળીરૂપ ધ્વનિ પ્રાપ્ત થાય છે અને શ્રુત વિરોધ પણ થાય. સૂત્રમાં નિસર્ગ અવશ્ય સાન્તરિત કહ્યો છે પણ નિરન્તર નથી કહ્યો, કેમકે એક સમયે ગ્રહણ કરે અને એક સમયે મૂકે છે. નિરન્તર દરેક સમયે ગ્રહણ કહ્યું છે, તેથી ત્યાગ પણ નિરન્તર જ યોગ્ય છે; પરન્તુ તે સાન્તર કેમ કહ્યો છે ? ગ્રહણની અપેક્ષાએ ત્યાગ સાન્તર કહ્યો છે, જેમ પ્રથમ સમયે ગ્રહણ કરેલા પ્રથમ સમયે ન નીકળે તેમ જે સમયે જે ગ્રહણ કર્યાં હોય તે તેજ સમયે ન નીકળે. કેમકે નહી ગ્રહણ કરેલાનો ત્યાગ થતો નથી, અને ત્યાગ 'ગ્રહણાંતરિત હોવાથી સાંતર' છે, નિરન્તર નથી, તેમજ સાથે નથી–યુગપદ્ નથી. એ એના પર્યાયો છે. ગ્રહણ–ત્યાગ–અને ભાષા એ દરેકનો જઘન્યથી એક સમય પ્રમાણ-કાળ છે, તથા ગ્રહણ અને ત્યાગનો–બીજે સમયે જેમ થાય છે તેનો બે સમયનો કાળ છે. તેમજ ગ્રહણ–ત્યાગ–અને ભાષા એ દરેકનો તથા ગ્રહણ અને ત્યાગ એ ઉભયનો ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત માત્ર કાળ છે. એમનો પ્રયત્નના ભેદે ભેદ છે. ૩૬૫–થી–૩૭૨.

જેમ એક ગામથી બીજું ગામ અન્તરરહિત છતાં ગ્રામાન્તર કહેવાય છે અથવા એક પુરૂષથી બીજો પુરૂષ પણ અન્તર રહિત છતાં પુરૂષાન્તર કહેવાય છે તેમ અહીં પણ એક સમય પછીનો બીજો સમય અન્તર રહિત છતાં એકાન્તર સમય કહેવાય છે. એ એકાન્તર સમયે એટલે દરેક સમયે ભાષા પુદ્ગલોને ગ્રહણ કરે છે અને મૂકે છે. ૩૬૫.

કેટલાએક વ્યાખ્યાતાઓ એકેક સમયના અન્તરે ગ્રહણ અને નિસર્ગ માને છે. તેઓની એ માન્યતા અયોગ્ય છે. કારણ કે એથી તો અન્તરે અન્તરે છુટી પડેલી રત્નાવળીની પેઠે શબ્દ અને તેનું શ્રવણ પ્રાપ્ત થાય. વળી અન્તરે અન્તરે ગ્રહણ કરવાના સમયોમાં સર્વને સંભળાય નહિ. તેમજ "अणुसमयमविरहियं निरंतरं गिण्हइ" દરેક સમયે અવિરહિત

નિરન્તર ગ્રહણ કરે છે. એ સૂત્રથી આગમ વિરોધ પણ થાય. કેમકે એ સૂત્ર દરેક સમયે ગ્રહણ કરવાનું પ્રતિપાદન-કરે છે, તો તેથી તે દરેક સમયે નિસર્ગ પ્રતિપાદન કરનારૂં પણ સમજી લેવું. ગ્રહણ કરેલ હોય તેનો બીજા સમયે અવશ્ય નિસર્ગ થાય છે જ. ૩૬૬.

શિષ્યઃ—મહારાજ! પ્રજ્ઞાપનાસૂત્રમાં કહ્યું છે કે-" संतरं निसिरइ, नो निरंतरं निसिरइ; एगेणं समयेणं गिण्हइ, एगेणं समयेणं निसिरइ" એટલે સાન્તર મૂકે છે, નિરન્તર મૂકતો નથી; એક સમયે ગ્રહણ કરે છે અને એક સમયે મૂકે છે. આ સૂત્રથી અન્તર સહિત મૂકવાનું આગમમાં કહ્યું છે તેનું કેમ? ૩૬૭

આચાર્યઃ—अणुसमयं ઈત્યાદિ પ્રથમ સૂત્રથી દરેક સમયે ગ્રહણ કરવાનું કહ્યું છે, તેથી તેનો ત્યાગ પણ અન્તરરહિત દરેક સમયે થવો યોગ્ય છે; કેમકે-ગ્રહણ કરેલાનો બીજા સમયે અવશ્ય ત્યાગ થવો જોઇએ.

શિષ્યઃ—પન્નવણામાં તે જ સ્થળે ત્યાગ કરવાનું પણ અન્તર સહિત કહ્યું છે,-તેનું આપ શું કહો છો? ૩૬૮

આચાર્યઃ—એમાં વિષયનો વિભાગ કરીને સમજવાનું છે. ત્યાં અન્તર સહિત ત્યાગ કરવાનું કહ્યું છે તે ભાષાદ્રવ્ય ગ્રહણ કરવાની અપેક્ષાએ કહ્યું છે. કેમકે પ્રથમાદિ સમયે જે ભાષાદ્રવ્ય ગ્રહણ કરેલ હોય તે દ્રવ્ય તે જ સમયે ન નીકળે, પરન્તુ ગ્રહણના સમય પછી બીજા સમયે નીકળે છે. એટલે કે પહેલા સમયે ગ્રહણ કરેલ ભાષાદ્રવ્ય પહેલો સમયે ન નીકળે પણ બીજાસમયે નીકળે છે. એ જ પ્રમાણે બીજાસમયે ગ્રહણ કરેલા ત્રીજાસમયે, ત્રીજાસમયે ગ્રહણ કરેલા ચોથાસમયે ચોથાસમયે ગ્રહણ કરેલા પાંચમાસમયે નીકળે, આ પ્રમાણે ગ્રહણ કરવાની અપેક્ષાએ ત્યાગ કરવો તે અન્તર સહિત છે, કેમકે નહિ ગ્રહણ-કરેલાનો ત્યાગ થાય નહિ, પરન્તુ સમયની અપેક્ષાએ તો નિરન્તર થાય. બીજા આદિ સર્વ સમયોમાં ત્યાગ હોય છે જ. ૩૬૯.

શિષ્યઃ—જો એમ હોય તો ગ્રહણ પણ ત્યાગની અપેક્ષાએ અન્તર સહિત જ હોવું જોઇએ.

આચાર્યઃ—ના, ગ્રહણ સ્વતંત્ર છે અને ત્યાગ તો ગ્રહણને પરતંત્ર છે. કારણકે-"ગ્રહણ કર્યા સિવાય કદી પણ ત્યાગ થતો નથી" એવો નિયમ હોવાથી પ્રજ્ઞાપનાસૂત્રમાં ત્યાગ સાન્તર કહ્યો છે, એટલે કે ગ્રહણ કર્યા પછી ત્યાગ થાય છે. પણ "ત્યાગ કર્યા સિવાય ગ્રહણ ન થાય" એવો નિયમ નથી. કેમકે પ્રથમ સમયે ત્યાગ સિવાય પણ ગ્રહણ થાય છે. આથી ત્યાગ પરાધીન છે. અને ગ્રહણ સ્વાધીન છે, તેથી ત્યાગ અન્તર સહિત કહ્યો છે. આ પ્રમાણે "संतरं निसिरइ" અન્તર સહિત નીકાળે છે, એ સૂત્રાવયવની વિષયવિભાગવડે વ્યવસ્થા છે; હવે "नो निरंतरं निसिरइ" નીરન્તર ન નીકાળે" એ સૂત્રાવયવની વિષયવિભાગવડે વ્યવસ્થા કહીએ. નિરન્તર ન નીકળે એટલે નિરન્તર ત્યાગ થાય નહિ, તેમ ગ્રહણની સાથેજ ત્યાગ એમ યુગપત્ પણ થાય નહિ; પરન્તુ પૂર્વ સમયે ગ્રહણ અને ઉત્તર સમયે ત્યાગ એમ થાય છે. તથા एगेण समयेण गिण्हइ, एगेणं निसिरइ. "એક સમયે ગ્રહણ કરે છે અને એક સમયે ત્યાગ કરે છે." આ સૂત્રાવયવનો ભાવાર્થ પણ ઉપર મુજબ સમજી લેવો. એટલે કે પ્રથમ એક સમયે ગ્રહણ જ કરે છે, ત્યાગ નથી કરતો, બીજા આદિ સમયથી આરંભીને ત્યાગની પ્રવૃતિ થાય છે ને છેલ્લા સમયે કેવળ ત્યાગ કરે છે. ગ્રહણ નથી કરતો, કેમકે ભાષાનો અભિપ્રાય પછી શાન્ત થયેલો હોય છે. આ પ્રમાણે એ સૂત્રના

વિષયવિભાગની વ્યવસ્થાવડે પહેલા સમયે કેવળ ગ્રહણ છેલ્લા સમયે કેવળ ત્યાગ અને વચલા સમયોમાં ગ્રહણ તથા ત્યાગ બન્ને થાય છે. ૩૭૦.

ભાષાદ્રવ્યનું ગ્રહણ ગ્રહણ કરેલાનો ત્યાગ અને ભાષા એ ત્રણેનો ભિન્ન ભિન્ન જઘન્યથી એક સમયનો કાળ છે; પરન્તુ ગ્રહણ અને ત્યાગ એ ઉભયનો ઉપરોક્ત દેખાડેલા ન્યાયે ગ્રહણ કર્યા પછી બીજા સમયે ત્યાગ કરીને મરનારને-અથવા વચન વ્યાપારથી ઉપરમ થયેલાને જઘન્યથી બે સમયનો કાળ છે.

શિષ્ય:—મોક્ષ એટલે ત્યાગ તે નિસર્ગ જ છે અને બોલાય તે ભાષા એ પણ નિસર્ગ કહેવાય છે તો પછી મોક્ષથી ભાષાનું કાળમાન જુદું કહેવાનું શું કારણ છે?

આચાર્ય:—એ પ્રમાણે ભાષાને ભિન્ન ગ્રહણ કરીને એમ જણાવવું છે કે-જે "બોલાય તેજ ભાષા" અથવા "ભાષાદ્રવ્યનો ત્યાગ તેજ ભાષા" એનો કાળ જઘન્યથી એક સમય પ્રમાણ છે. પણ ગ્રહણ અને ત્યાગ એ ઉભય ભાષા ન કહેવાય, કેમકે તેનો તો જઘન્યથી બે સમયનો કાળ છે. વળી "બોલાય તે ભાષા" એ વ્યુત્પત્તિનો અર્થ કેવળ ગ્રહણમાત્રમાં ઘટે નહિ. તેથી તેને ભાષા કહેવાય નહિ. જો ભાષાને અહીં ભિન્ન કહી ન હોત તો ભાષાદ્રવ્યનું ગ્રહણ અને ત્યાગ એ ઉભયને કોઇ ભાષા માની લે, કેમકે ગ્રહણમાં પણ યોગ્યતાએ ભાષાપણું છે. પરન્તુ-એ પ્રમાણે માનવાથી "भासिज्जमाणा भासा" "બોલાય તે ભાષા" એ આગમવચનમાં વિરોધ પ્રાપ્ત થાય.

શિષ્ય:—જો એમ વિરોધ આવતો હોય તો મોક્ષ શબ્દ દૂર કરીને તેને સ્થાને ભાષાજ કહી દો, કેમકે ભાષા અને મોક્ષ બન્નેનો એકજ અર્થ થાય છે.

આચાર્ય:—તારૂં કહેલું સત્ય છે, પરન્તુ કોઈ મંદબુદ્ધિવાળો એમ માની લે કે-"ત્યાગનું કાળમાન નથી કહ્યું." તેવાઓના ઉપકાર માટે મોક્ષ એટલે ત્યાગ અને ભાષા એ બન્ને જુદાં કહી કાલમાન કહ્યાં છે.

એ પ્રમાણે ગ્રહણ-મોક્ષ-અને ભાષા એ ત્રણ તથા ગ્રહણ અને ત્યાગ એ ઉભય એ સવનો ઉત્કૃષ્ટકાળ ભિન્ન ભિન્ન અન્તર્મુહૂર્ત પ્રમાણ છે. તેટલા કાળ પછી યોગાન્તર પામે અથવા મૃત્યુ પામે. એ ઉત્કૃષ્ટકાળપ્રમાણમાં જે મહાપ્રયત્નવાળો હોય તેને નાનું અન્તર્મુહૂર્ત જેટલો પ્રમાણકાળ હોય છે, અને જે અલ્પપ્રયત્નવાન હોય તેને મોટું અન્તર્મુહૂર્ત જેટલો પ્રમાણકાળ હોય છે. ૩૭૧-૩૭૨.

શિષ્ય:—પ્રથમસમયે કેવળ ભાષાદ્રવ્ય ગ્રહણ જ થાય છે અને છેલ્લાસમયે કેવલ ત્યાગ જ કરાય છે એમ આપે કહ્યું તેતો ઠીક છે, પરન્તુ મધ્યના સમયોમાં ગ્રહણ અને ત્યાગ ઉભય કહ્યાં છે તે યોગ્ય નથી. કેમકે-

गहण-विसग्गपयत्ता परोप्परविरोहिणो कहं समए ?।
समए दो उवओगा न होज्ज, किरियाण को दोसो ? ॥ ३७३ ॥
तिविहम्मि सरीरम्मी जीवपएसा हवंति जीवस्स ।
जेहि उ गिण्हइ गहणं तो भासइ भासओ भासं ॥३७४॥८॥

ગાથાર્થ:—ગ્રહણ અને ત્યાગ રૂપ પ્રયત્ન વિરોધી છે, તે એક સમયમાં કેવી રીતે થાય? ઉત્તર-એકસમયમાં બે ઉપયોગ ન થાય, પણ બે ક્રિયા થવામાં શો દોષ છે? ત્રણ

પ્રકારના શરીરોમાં જીવના પોતાના પ્રદેશો હોય છે, જેથી ભાષાદ્રવ્ય ગ્રહણ કરે છે, અને તેથી વક્તા ભાષા બોલે છે. ૩૭૩-૩૭૪.

નિરન્તર ગ્રહણ અને ત્યાગ માનવાથી બીજા આદિ સમયોથી આરંભીને છેક છેલ્લાના પહેલા સમય સુધી ગ્રહણ અને ત્યાગરૂપ બન્ને પ્રયત્ન દરેકસમયે સાથેજ થાય છે. ને તે પ્રયત્નો પરસ્પર વિરોધી હોવાથી એક સમયમાં કેવી રીતે થઈ શકે?

આચાર્ય:—ગ્રહણ અને ત્યાગમાં વિરોધ માનવો એ જ મોટી ભૂલ છે. કેમકે જો જે દ્રવ્યોનું ગ્રહણ થાય તે જ દ્રવ્યોનો તે જ સમયે ત્યાગ થતો હોય તો વિરોધ માની શકાય, પરન્તુ એવું કંઈ થતું નથી. પૂર્વ સમયે ગ્રહણ કરેલા દ્રવ્યોનો પછીના સમયે ત્યાગ થાય છે અને ત્યાંજ નવાદ્રવ્યોનું ગ્રહણ થાય છે. વલી વચમાં પુછે છે કે પ્રયત્ન ભલે અવિરોધી હો, પણ એક સમયે બે ઉપયોગની પેઠે બે ક્રિયાઓ ના હોય. તેના ઉત્તરમાં કહે છે કે ગ્રહણ, ત્યાગ એ ક્રિયારૂપ હોવાથી એક સમયમાં સાથે થવામાં કંઇ હરકત નથી. કારણકે- "जुगवं दो नत्थि उवओगा" એકી સાથે બે ઉપયોગ નથી. એ આગમવચનથી એક સમયમાં બે ઉપયોગનો નિષેધ કર્યો છે, પરન્તુ ઘણી ક્રિયાઓનો નિષેધ નથી કર્યો. "भंगियसुयं गणंतो वट्टइ तिविहेऽवि झाणम्मि" ભંગજાલવાલા શ્રુતને ગણનાર ત્રણે પ્રકારના ધ્યાનમાં વર્તે છે. એ વચનથી મન-વચન-અને કાયાની પ્રવૃત્તિ એકજ સમયે માની છે. વળી આંગળી વિગેરેના સંયોગ-વિયોગાદિ રૂપ ક્રિયા, એકઠું કરવું કે છુટું કરવું તે રૂપ ક્રિયા, ઉત્પાદ-વ્યયરૂપ ક્રિયા, ઇત્યાદિ અનેક ક્રિયાઓ એકજ સમયની અંદર ઘણે સ્થળે કહી છે. કોઈ વ્યક્તિ ડાબા હાથે ઘંટડી વગાડે, જમણા હાથે ધૂપ ઉખેવે દૃષ્ટિવડે જિનેશ્વરની પ્રતિમાદિનું દર્શન કરે, મુખથી શ્લોકાદિ બોલે ઇત્યાદિ ઘણી ક્રિયાઓ એક જ સમયમાં સાથે થતી પ્રત્યક્ષ અનુભવાય છે, તો પછી એક સમયમાં ગ્રહણ અને ત્યાગરૂપ બે ક્રિયાઓ સાથે થાય તેમાં કાંઈ દોષ નથી. ૩૭૩.

પૂર્વે "કાયયોગવડે ગ્રહણ કરે છે" એમ કહ્યું છે, તે કાયયોગ ઔદારિકાદિ શરીરના પાંચ ભેદો હોવાથી પાંચ પ્રકારે ઠરે છે. એ પાંચ પ્રકારના યોગમાંથી એ ઔદારિકાદિ ત્રણ કાયયોગવડે વચનદ્રવ્ય ગ્રહણ થાય છે. કેમકે ઔદારિકાદિ ત્રણ શરીરોમાં જીવના પ્રદેશો હોય છે, બીજામાં નથી હોતા. કેમકે તૈજસકાર્મણ શરીરો આત્મપ્રદેશમાં હોય છે પણ તેમાં આત્માના પ્રદેશો નથી હોતા. આ કથનથી "ભિક્ષુનું પાત્ર." ઇત્યાદિની પેઠે જીવ અને તેના પ્રદેશોનો ભેદ ન સમજો, એટલેકે ભિક્ષુનું પાત્ર જેમ ભિક્ષુથી ભિન્ન છે, તેમ જીવના પ્રદેશો ભિન્ન છે એમ નહિં. વળી આ ઉપરથી "આત્મા પ્રદેશ રહિત છે" એમ કહેનારાઓના મતનું પણ ખંડન થયું સમજવું. કેમકે "આત્મા પ્રદેશ રહિત છે" એ કથન યુક્તિ રહિત છે. જેમકે પગને તળીએ સંબંધ રાખનારા જીવપ્રદેશોનો મસ્તક સાથે સંબંધ રાખનારા પ્રદેશો સાથે ભેદ છે કે અભેદ છે? જો ભેદ છે તો જીવ સપ્રદેશી કેમ ન કહેવાય? અને જો અભેદ હોયતો શરીરના બધાએ અવયવો એકરૂપ થવા જોઇએ, કેમકે અભિન્ન એવા તે જીવપ્રદેશો હોવાથી બધાએ મળી જવા જોઇએ. ઇત્યાદિ તર્કાનુસાર સમજી લેવું. ઉપરોક્ત જીવપ્રદેશોવડે બોલવાનો અભિપ્રાય વિગેરે સામગ્રી થએથી ભાષાદ્રવ્યસમૂહ ગ્રહણ કરાય છે, અને તેવડે વક્તા શબ્દ બોલે છે. પણ અપર્યાપ્ત અવસ્થામાં, અથવા બોલવાની ઇચ્છાના અભાવે કોઈ બોલતું નથી. અહીં "વક્તા બોલે છે," એ વાકયથી "જે બોલાતી હોય તે જ ભાષા છે" પણ તેની પહેલા અથવા પછી ભાષા કહેવાય નહિ. એ પ્રમાણે જણાવવા માટે મૂળમાં 'भासए भासं-ભાષાને બોલે છે એમાં ભાષા શબ્દગ્રહણ કર્યો છે. ૩૭૪.

શિષ્ય:–કયા ત્રણ પ્રકારના શરીરથી સંબંધવાળા જીવપ્રદેશોવડે ભાષાદ્રવ્ય ગ્રહણ કરીને વક્તા બોલે છે? આના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

ओरलिय-वेउव्विय-आहारओ गेण्हई मुयइ भासं।
सच्चं सच्चामोसं मोसं च असच्चमोसं च ॥ ३७५ ॥ ९ ॥
सच्चा हिया सयामिह संतो मुणओ गुणा पयत्था वा।
तव्विवरीआ मोसा मीसा जा तदुभयसहावा ॥ ३७६ ॥
अणधिकया जा तीसुऽवि सद्दो चिय केवलो असच्चमुसा।
एया सभेयलक्खणसोदाहरणा जहा सुत्ते ॥ ३७७ ॥
कइहि समएहि लोगो भासाए निरंतरं तु होइ फुडो।
लोगस्स य कइभाए कतिभाओ होइ भासाए ॥ ३७८ ॥१०॥

ગાથાર્થ:—ઔદારિક-વૈક્રિય-અને આહારક શરીરવાન્ જીવ, સત્ય, સત્યામૃષા, મૃષા, અને અસત્યામૃષારૂપ ભાષાનાં દ્રવ્યો ગ્રહણ કરે છે ને મૂકે છે. સત્પુરૂષોને હિતકારી તે સત્યભાષા, અહીં સત્ એટલે મુનિઓ-ગુણો-અથવા જીવાદિ પદાર્થો સમજવા. સત્યથી વિપરીત તે મૃષા ભાષા, જે ઉભય સ્વભાવવાળી તે મિશ્રભાષા, અને જે એ ત્રણમાં એકેમાં ન કહી શકાય. પણ કેવળ શબ્દમાત્ર તે ચોથી અસત્યામૃષાભાષા. એના ઉદાહરણો લક્ષણપૂર્વક ભેદ સહિત સૂત્રમાં કહ્યાં છે. ૩૭૫ થી ૩૭૭. કેટલા સમયે ભાષાદ્રવ્યવડે સંપૂર્ણ લોકવ્યાપ્ત થાય છે અને લોકના કેટલામાભાગને, ભાષાનો કેટલામો ભાગ વ્યાપે છે? ૩૭૮

ઔદારિક-વૈક્રિય-અને આહારક શરીરવાન્ જીવ સત્ય, સત્યામૃષા, મૃષા, અને અસત્યામૃષારૂપ ભાષાદ્રવ્યની સંહતિ ( સમૂહ ) ને ગ્રહણ કરે છે અને મૂકે છે. ૩૭૫

સત્પુરૂષોને હિતકારી આરાધવાયોગ્ય એટલે યથાવસ્થિતવસ્તુની પ્રતીતિ કરાવનાર જે ભાષા તે સત્યભાષા. અહીં સત્ એટલે મુનિઓ, તેમને આ લોક-પરલોકમાં આરાધકહોવાથી મુક્તિ પમાડનાર છે માટે તે હિતકારી છે. અથવા સત્ એટલે મૂળગુણ ઉત્તરગુણરૂપ ગુણો અથવા જીવઅજીવાદિ પદાર્થો. તેમનુ અવિપરીત-સત્ય પ્રરૂપણ કરવાથી જે ભાષા હિત કરનાર છે તે સત્યભાષા કહેવાય છે. એથી વિપરીતસ્વરૂપવાળી ભાષા તે મૃષાભાષા. એ ઉભયસ્વભાવવાળી ભાષા તે સત્યામૃષા-મિશ્રભાષા. અને સત્ય મૃષા તથા સત્યામૃષા એ ત્રણે પ્રકારની ભાષાથી વિલક્ષણ કોઇને આમંત્રણ કરવું આજ્ઞા કરવી ઈત્યાદ સંબંધી કેવળ વ્યવહારિક શબ્દમાત્રની પ્રવૃત્તિરૂપ ભાષા તે ચોથી અસત્યામૃષા ભાષા કહેવાય છે. આ ચારે પ્રકારની ભાષાઓના ભેદ લક્ષણ તથા ઉદાહરણ દશવૈકાલિકનિર્યુક્તિ વિગેરે સૂત્રમાં વિસ્તારથી કહેલ છે. વિશેષ જાણવાની જીજ્ઞાસાવાળાએ ત્યાંથી જોઈ લેવું. અહીં ભાષાદ્રવ્યનું ગ્રહણ-વિસર્જન કરવા સંબંધી વિચારવાનુંજ પ્રસ્તુત છે, તેથી ભાષા સંબંધી વિશેષ વિચાર નથી કહેતા. ૩૭૬-૩૭૭

શિષ્ય:-ઔદારિક શરીરવાન્ જીવ ભાષાદ્રવ્ય ગ્રહણ કરેછે અને મૂકે છે. એમ આપે કહ્યું. પણ એ મૂકેલી ભાષા કેટલા ક્ષેત્ર સુધી વ્યાપે છે? જો સર્વ લોકપર્યન્ત વ્યાપે છે એમ કહેતા હો તો આપે પહેલાં કહ્યું છે કે-બાર યોજન કરતાં વધારે દૂરથી આવેલા

શબ્દ મન્દપરિણામવાળો થઈ જવાથી સંભળાતો નથી. હવે આમાં પૂછવાનું એ છે કે બાર યોજન કરતાં વધારે દૂરથી ભાષાદ્રવ્ય આવે છે કે નહિ? જો આવતાં હોય, તો વિષયની મર્યાદામાં નિરન્તરપણે જેવું એ દ્રવ્યનું વાસના સામર્થ્ય છે તેવું સામર્થ્ય એ મર્યાદાની બહાર પણ છે કે નહિ? કેટલાક દ્રવ્યનું સમગ્ર લોકની વ્યાપ્તિ પર્યન્ત એવું સામર્થ્ય છે એમ કહેતા હો તો કેટલા સમયે ભાષાદ્રવ્યવડે સંપૂર્ણ લોક વ્યાપ્ત થાય છે? અને લોકના કેટલામા ભાગે ભાષાદ્રવ્યનો કેટલામો ભાગ હોય છે? ૩૭૮.

એ પ્રશ્નનો ઉત્તર આચાર્યશ્રી નિર્યુક્તિની ગાથાથી આપે છે.

**चउहिं समएहि लोगो भासाए निरंतरं तु होइ फुडो ।**
**लोगस्स य चरिमंते चरिमंतो होइ भासाए ॥ ३७९ ॥ ११ ॥**

कोई मंदपयत्तो निसिरइ सयलाइं सव्वदव्वाइं ।
अन्नो तिव्वपयत्तो सो मुंचइ भिंदिउं ताइं ॥ ३८० ॥
गंतुमसंखेज्जाओ अवगाहणवग्गणा अभिन्नाइं ।
भिज्जंति धंसमेंति य संखिज्जे जोअणे गंतुं ॥ ३८१ ॥
भिन्नाइं सुहुमयाए अणंतगुणवड्ढिआइं लोगंतं ।
पावंति पूरयंति य भासाएँ निरंतरं लोगं ॥ ३८२ ॥
जइणसमुग्घायगइएँ केईभासंति चउहिं समएहिं ।
पूरइ सयलो लोगो अन्ने उण तीहिं समएहिं ॥ ३८३ ॥
पढमसमए च्चिय जओ मुक्काइं जंति छद्दिसिं ताइं ।
वितियसमयम्मि ते च्चिय छ ड्डंडा होंति छ म्मंथा ॥ ३८४ ॥
मंथंतरेहिं तइए समए पुन्नेहिं पूरिओ लोगो ।
चउहिं समएहिं पूरइ लोगंते भासपाणस्स ॥ ३८५ ॥
दिसि विट्ठियस्स पढमोऽतिगमे ते चेव सेसया तिन्नि ।
विदिसि ट्ठियस्स समया पंचातिगमम्मि जं दोण्णि ॥ ३८६ ॥
चउसमयमज्झगहणे ति-पंचगहणं तुलाइमज्झस्स ।
जह गहणे पज्जंतग्गहणं चित्ता य सुत्तगई ॥ ३८७ ॥
कत्थइ देसग्गहणं कत्थइ घेप्पंति निरवसेसाइं ।
उक्कम-कमजुत्ताइं कारणवसओ निउत्ताइं ॥ ३८८ ॥
चउसमयविग्गहे सति:महल्लबंधम्मि तिसमओ जह वा ।
मोत्तुं ति-पंचसमए तह चउसमओ इह निबद्धो ॥ ३८९ ॥
होइ असंखेज्जइमे भागे लोगस्स पढम-बितिएसु ।
भासाअसंखभागो भयणा सेसेसु समएसु ॥ ३९० ॥

ગાથાર્થ:—કોઇકની ભાષા ચાર સમયે સંપૂર્ણ લોકમાં વ્યાપ્ત થાય છે, અને લોકના અસંખ્યાતમાભાગે ભાષાનો અસંખ્યાતમોભાગ વ્યાપ્ત હોય છે. કોઇ મંદપ્રયત્નવાળો સંપૂર્ણ સર્વ દ્રવ્ય મૂકે છે, અને કોઇ તીવ્ર પ્રયત્નવાળો તે દ્રવ્યો ભેદીને મૂકે છે. અભિન્ન દ્રવ્યો અસંખ્યાતી અવગાહનાવર્ગણા પર્યન્ત જઇને ભેદાય છે અને સંખ્યાત યોજન ગયા પછી નાશ પામે છે. ભિન્ન દ્રવ્યો સૂક્ષ્મપણાને લીધે અનન્તગુણવૃદ્ધિ પામીને લોકાન્તપર્યન્ત જાય છે, અને ભાષાવડે સંપૂર્ણ લોકને પૂર્ણ કરે છે. જૈનસમુદ્ઘાતની ગતિએ ચાર સમયવડે સમગ્ર લોક પૂર્ણ થાય છે એમ કેટલાક કહે છે; અને બીજા કેટલાએક ત્રણ સમયે લોક પૂર્ણ થાય છે એવું કહે છે. પ્રથમ સમયે મૂકેલા દ્રવ્યો છએ દિશામાં જાય છે, તે દ્રવ્યો બીજા સમયે દંડભૂત થઇને છ મન્થાનરૂપ થાય છે અને ત્રીજા સમયે એ મન્થાનનાં આન્તરાં પૂરાવાથી સમગ્ર લોક પૂર્ણ થાય છે. તથા લોકાન્તે રહીને બોલનારાના ભાષાદ્રવ્યવડે ચાર સમયે લોક પૂર્ણ થાય છે. દિશામાં રહીને બોલનારાના ભાષાદ્રવ્યવડે પહેલા સમયે ત્રસનાડીમાં પ્રવેશ થાય છે, અને બાકીના ત્રણ સમયે હવે કહેવાશે તેમ સમજવું. વિદિશામાં રહીને બોલનારાના ભાષાદ્રવ્યથી પાંચ સમયે લોક પૂર્ણ થાય છે. કેમકે તેમને ત્રસનાડીમાં પેસતાં બે સમય લાગે છે. જેમ ત્રાજવાના મધ્ય ભાગને ગ્રહણ કરવાથી આદ્યન્ત ભાગ ગ્રહણ થાય છે. તેમ ચાર સમયરૂપ મધ્યને ગ્રહણ કરવાથી આદ્યન્તવર્તિ ત્રણ અને પાંચ સમય પણ ગ્રહણ થાય છે. કારણકે સૂત્રની ગતિ વિચિત્ર છે. સૂત્રમાં કોઇક સ્થળે દેશથી ગ્રહણ થાય છે, કોઇક સ્થળે સંપૂર્ણ ગ્રહણ થાય છે અને કોઇ વખત કારણવશાત્ ક્રમરહિત અને ક્રમસહિત પણ સૂત્રો યોજાય છે. જેમ ચાર સમયયોનો વિગ્રહ છતાં (ભગવતીજીમાં) મહાબંધોદ્દેશકની અંદર ત્રણ સમયનો વિગ્રહ કહ્યો છે; તેમ અહીં પણ ત્રણ તથા પાંચ સમય મૂકીને ચાર સમયે લોકવ્યાપ્તિ કહી છે. પહેલા અને બીજા સમયે લોકના અસંખ્યાતમાભાગે ભાષાનો અસંખ્યાતમો ભાગ હોય છે, તથા બાકીના સમયોમાં ભજના હોય છે. ૩૭૯—થી—૩૯૦.

કોઇકની ભાષાથી ચાર સમયે સંપૂર્ણ લોક વ્યાપ્ત થાય છે, અને લોકના અસંખ્યાતમાભાગે ભાષાનો અસંખ્યાતમોભાગ હોય છે. ૩૭૯.

કોઇ હૃદયના રોગથી મંદપ્રયત્નવાળો વક્તા સંપૂર્ણ એવાં ભાષાદ્રવ્યો—નહી ભેદ પામેલાં એવાં મૂકે છે, અને કોઇ નીરોગી વક્તા તીવ્રપ્રયત્નવાલો ગ્રહણ અને ત્યાગના પ્રયત્નવડે તે ભાષાદ્રવ્યને ભેદી—સૂક્ષ્મ ટુકડા કરીને મૂકે છે. ૩૮૦.

એકેક ભાષાદ્રવ્યના જે સ્કંધ છે તેના આધારભૂત એવો અસંખ્યેયપ્રદેશાત્મક ક્ષેત્રવિભાગ તે અવગાહના કહેવાય. એવી અવગાહનાનો સમુદાય એટલે અનન્તભાષાદ્રવ્યના સ્કંધના આધારભૂત ક્ષેત્રવિશેષરૂપ અવગાહનાઓનો સમુદાય તે અવગાહનાવર્ગણા કહેવાય. એવી અસંખ્યાતી અવગાહનાવર્ગણા ગયા પછી મંદપ્રયત્નવાળા વક્તાએ મૂકેલા ભાષાદ્રવ્યો ભેદાય છે, અને તે પછી સંખ્યાતા યોજન ગયા બાદ એ ભાષાદ્રવ્યમાંથી ભાષાપરિણામ નાશ પામે છે. એ સંબંધમાં પ્રજ્ઞાપનાસૂત્રના ભાષાપદની અંદર પણ કહ્યું છે કે—"जाइं अभिन्नाइं निसिरइ, ताइं असंखेज्जाओ ओगाहणवग्गणाओ गन्ता भेयमावज्जंति, संखिज्जाइं जोयणाइं गन्ता विद्धंसमागच्छंति।" જે નહી ભેદાએલા પુદ્ગળો નીકળે છે તે અસંખ્યાત અવગાહનાવર્ગણા જઇને ભેદ પામે છે, તથા સંખ્યાતા યોજન જઇને ધ્વંસ પામે છે."

મહાપ્રયત્નવાળો વક્તા પ્રથમથી જ જે ભેદાએલાં ભાષાદ્રવ્ય મૂકે છે તે સૂક્ષ્મ અને ઘણા હોવાથી અનન્તગુણા વધીને છએ દિશાઓમાં લોકાન્તપર્યન્ત જાય છે, અને પરાઘાતદ્વારા

વાસનાવિશેષથી જે દ્રવ્યસમૂહમાં ભાષાપરિણામ ઉત્પન્ન થયો હોય તેવી ભાષાવડે કરીને શેષ સમસ્ત લોકને આગળ કહેવાશે તેવા ન્યાયે કરીને ત્રણઆદિસમયે પૂર્ણ થાય છે. આ સંબંધમાં કહ્યું છે કે-" जाइं भिन्नाइं निसिरइ, ताइं अणंतगुणपरिवड्ढीए परियड्ढमाणाइं लोयंतं फुसंति। જે દ્રવ્યો ભેદાએલાં નીકળે છે તે અનન્તગુણવૃદ્ધિએ વધીને લોકાન્તને સ્પર્શે છે. ૩૮૧-૮૩૨.

જૈનસમુદ્ઘાત (કેવળી સમુદ્ઘાત)ની ગતિવડે ચારસમયે સકળલોકપૂર્ણ થાય છે, અર્થાત્ "પહેલા સમયે દંડ, બીજા સમયે કપાટ, ત્રીજા સમયે મન્થાન, અને ચોથા સમયે સમગ્ર લોક વ્યાપ્ત થાય છે." એ પ્રમાણે કેવળીસમુદ્ઘાતના ક્રમથી સમગ્રલોક ચાર સમયે ભાષાદ્રવ્યવડે પૂરાય છે એમ કેટલાએક કહે છે, પણ તે યોગ્ય નથી, એ સંબંધી આગળ વિવેચન કરાશે. વળી બીજા કેટલાએક ત્રણ સમયે સર્વ લોક ભાષાદ્રવ્યથી પૂરાય છે એવું કહે છે. ૩૮૩ તે એવી રીતે કે-લોકના મધ્ય ભાગમાં રહેલા કોઈ મહાપ્રયત્નવાન્ વક્તાએ મૂકેલાં ભાષાદ્રવ્યો પ્રથમ સમયેજ છએ દિશામાં જાય છે. કેમકે જીવ અને સૂક્ષ્મપુદ્ગલોની ગતિ શ્રેણિના અનુસારે હોય છે. તે પછી બીજા સમયે છએ દિશામાં ગએલા દંડરૂપ દ્રવ્યો ચારે દિશામાં શ્રેણિના અનુસારે વાસિતદ્રવ્યોથી ફેલાઇને છ મંથાનરૂપ થાય છે, અને તે પછી ત્રીજા સમયે મન્થાનના આન્તરાં પૂરાવાથી સર્વલોક ભાષાદ્રવ્યથી પૂર્ણ થાય છે. તથા સ્વયંભૂરમણસમુદ્રના છેલ્લા છેડાવાલા લોકાન્તે એટલે અલોકની અત્યન્ત નજીક રહીને બોલનારના અથવા ત્રસનાડીની બહાર ચાર દિશામાંથી કોઈપણ દિશામાં રહીને બોલનારના ભાષાદ્રવ્યથી ચાર સમયે સમગ્ર લોકપૂર્ણ થાય છે. ૩૮૪-૩૮૫. ત્રસનાડીની બહાર ચાર દિશામાંથી કોઇપણ દિશામાં રહેલા બોલનારનાં ભાષાદ્રવ્યો પ્રથમ સમયે ત્રસનાડીમાં પ્રવેશ કરે છે અને બાકીના સમયોમાં કેમ થાય છે તે આગળ (૩૯૦ મી ગાથાના વિવેચનમાં કહેવાશે.) અને લોકાંતે પણ ચારે દિશામાંથી કોઇપણ દિશામાં રહેલા બોલનારના ઉર્ધ્વ અધોધોકની સ્ખલનાથી ભાષાનાં દ્રવ્યો પ્રથમ સમયે લોકમધ્યે પ્રવેશ કરે છે. અને બાકીના ત્રણ સમયની ભાવના આગળ કહેવાશે તે પ્રમાણે સમજવી.

ત્રસનાડીની બહાર કોઈપણ વિદિશામાં રહીને બોલનારના ભાષાદ્રવ્યથી સમગ્ર લોક પૂર્ણ થવામાં પાંચ સમય લાગે છે. પહેલા સમયે વિદિશામાંથી નીકળેલાં ભાષાદ્રવ્યો લોકનાડીની બહાર દિશાઓમાં આવે છે, બીજા સમયે લોકનાડીની મધ્યમાં આવે છે, એ રીતે લોકનાડી અથવા ત્રસનાડીમાં પેસતાં બે સમય લાગે છે. બાકીના ત્રણ સમયની ભાવના ચાર સમયે લોકપૂર્ણ થાય છે તેમાં કહ્યા મુજબ સમજવી. એ રીતે પાંચ સમયે લોક પુરાય છે. ૩૮૬

શિષ્યઃ- જો એ પ્રમાણે ત્રણ ચાર અને પાંચ સમયે સમગ્ર લોક ભાષાદ્રવ્યથી પૂર્ણ થાય છે તો પછી નિર્યુક્તિકારમહારાજે માત્ર ચાર સમયેજ સમગ્ર લોક ભાષાદ્રવ્યથી પૂર્ણ થાય છે એમ શાથી કહ્યું ? ૩૮૭

આચાર્યઃ- જેમ ત્રાજવાની દાંડીને મધ્યભાગે ગ્રહણ કરવાથી તેના આદ્ય અને અન્ત બન્ને છેડા ગ્રહણ થઈ જાય છે, તેમ અહીં પણ ચાર સમયરૂપ મધ્યને ગ્રહણ કરવાથી આદ્યન્તવર્તિ ત્રણ અને પાંચ સમયનું ગ્રહણ પણ નિર્યુક્તિકારે કરેલુંજ સમજવું. કારણકે સૂત્રની પ્રવૃત્તિ વિચિત્ર પ્રકારની હોય છે. કોઇ સ્થળે સૂત્રમાં દેશ ગ્રહણ થાય છે અને કોઈ સ્થળે સંપૂર્ણ ગ્રહણ થાય છે, વળી કોઈ વખત કારણવશાત્ ક્રમરહિત અને ક્રમસહિત પણ સૂત્રો યોજાય છે. ૩૮૮ ઉદાહરણ તરીકે જેમ ચાર સમયનો વિગ્રહ છતાં ભગવતી-

સૂત્રના મહાબંધોદ્દેશકમાં ત્રણ સમયનો વિગ્રહ કહ્યો છે; તેમ અહીં પણ ત્રણ તથા પાંચ સમય મૂકીને નિર્યુક્તિકારે ચાર સમયે લોક વ્યાપ્ત કહી છે. એમાં કાંઈ દોષ નથી ૩૮૯

હવે ઉપર જે ત્રણ ચાર અને પાંચ સમયે ભાષાદ્રવ્યથી લોકની વ્યાપ્તિ કહી છે, તેનો વિચાર કરીએ—

ચૌદરાજલોક ઉંચા એવા લોકના અસંખ્યાતમાભાગે પહેલા અને બીજા સમયે સર્વલોક વ્યાપિની ભાષાનો અસંખ્યાતમો ભાગ હોય છે. એટલેકે ત્રણસમયની વ્યાપ્તિમાં, ચારસમયની વ્યાપ્તિમાં ને પાંચ સમયની વ્યાપ્તિમાં, પહેલા અને બીજા સમયે અવશ્ય સર્વત્ર લોકના અસંખ્યાતમાભાગે ભાષાનો પણ અસંખ્યાતમો ભાગજ હોય છે, વિશેષ નહિ, કેમકે ત્રણ સમયની વ્યાપ્તિમાં પહેલા સમયે છ દંડ થાય છે અને બીજા સમયે છ મન્થાન થાય છે, એ દંડાદિ લંબાઇમાં જો કે લોકાન્ત સ્પર્શી હોય છે તોપણ વક્તાના મુખથી નીકળેલ હોવાથી તેના અનુસારે જાડાઈમાં ચાર અંગુલાદિ પ્રમાણવાળા હોય છે, અને એ ચાર અંગુલાદિ પ્રમાણ તે તો લોકના અસંખ્યાતમા ભાગે જ છે. આ પ્રમાણે ત્રણ સમયની વ્યાપ્તિમાં પહેલા ને બીજા સમયે ભાષાનો અસંખ્યાતમો ભાગજ હોય છે. ચારસમયની વ્યાપ્તિમાં પણ એમજ સમજવું. એટલેકે પહેલે સમયે ભાષાદ્રવ્ય લોકના મધ્યમાં પેસે છે અને બીજા સમયે દંડોનો સદ્ભાવ છે તેથી એ પણ લોકનો અસંખ્યાતમો ભાગજ છે. પાંચ સમયની વ્યાપ્તિ તો સુખે સમજાય એવી છે. એટલેકે પહેલા સમયે ભાષાદ્રવ્ય વિદિશામાંથી આવીને દિશામાં પ્રવેશ કરે છે. અને બીજા સમયે લોકના મધ્યમાં પ્રવેશ કરે છે. એથી એ પણ લોકનો અસંખ્યાતમો ભાગ જ છે. એ રીતે ત્રણ આદિ સમયની વ્યાપ્તિમાં સર્વત્ર પહેલા ને બીજા સમયે લોકના અસંખ્યાતમાભાગે ભાષાનો અસંખ્યાતમો ભાગ જ હોય છે. એ સિવાયના બાકીના ત્રીજા ચોથા ને પાંચમા સમયે, ભજના સમજવી. એટલેકે એ સમયોમાં કોઈ વખત લોકના અસંખ્યાતમા ભાગે ભાષાનો અસંખ્યાતમો ભાગ જ હોય છે, વળી કોઈક વખત લોકના સંખ્યાતમાભાગે ભાષાનો સંખ્યાતમો ભાગ જ હોય છે અને કોઈ વખત સર્વલોક વ્યાપી હોય છે. જેમકે-ત્રણ સમયની વ્યાપ્તિમાં ત્રીજા સમયે ભાષા સર્વલોકમાં વ્યાપનાર હોય છે, ચારસમયની વ્યાપ્તિમાં ત્રીજા સમયે લોકના સંખ્યાતમા ભાગે ભાષાનો સંખ્યાતમો ભાગ જ હોય છે, કેમકે સ્વયંભૂરમણના પશ્ચિમતટવર્તિ લોકાન્તે અથવા ત્રસનાડીની બહાર પશ્ચિમ દિશામાં રહીને બોલનાર વ્યક્તિના ભાષાદ્રવ્ય પહેલે સમયે ચાર અંગુલાદિ જાડાઇવાળો એક રાજ લાંબો દંડ થઇ તિર્છો થઇને સ્વયંભૂરમણના પૂર્વતટવર્તિ લોકાન્ત સુધી જાય છે. તે પછી બીજા સમયે એ દંડમાંથી ઉપર-નીચે ચૌદરાજ ઊંચો અને પૂર્વપશ્ચિમ તિર્છો એકરાજ પહોળો પરાઘાતવાસિત દ્રવ્યોનો દંડ થાય છે. અને લોકના મધ્યમાં રહી બોલનાર વ્યક્તિના ભાષાદ્રવ્યના દક્ષિણ ને ઉત્તર દિશાથી પરાઘાતવાસિત દ્રવ્યના ચાર અંગુલાદિ જાડાઇવાળા ને એકરાજ પહોળા બે દંડ નીકળીને સ્વયંભૂરમણના દક્ષિણ-ઉત્તરવર્તિલોકાન્ત સુધી જાય છે. આમ હોવાથી ચાર અંગુલાદિ જાડાઇવાળું ને એકરાજ પહોળું સર્વત્ર લોકના મધ્યમાં ગોળ છત્વર સિદ્ધ થાય છે. આ પ્રમાણે થયા પછી ત્રીજા સમયે ઉર્ધ્વ-અધો વ્યવસ્થિત દંડમાંથી ચારે દિશામાં ફેલાએલો પરાઘાતવાસિતદ્રવ્યનો સમૂહ મંથાનરૂપે થાય છે, અને લોકના મધ્યમાં રહેલા સર્વ તરફ એકરાજ વિસ્તૃત છત્વરથકી ઉપર-નીચે ફેલાએલો વાસિતદ્રવ્યનો સમૂહ સમસ્ત ત્રસનાડીને પૂરી દે છે. આમ થવાથી ઉપર નીચે રહેલ દંડ અને મંથાનભાગે લોકની સંપૂર્ણ ત્રસનાડી પૂરાય છે. આટલુ ક્ષેત્ર એ લોકનો સંખ્યાતમો

ભાગ છે. અને તેથી કરીને ચાર સમયની વ્યાપ્તિના ત્રીજાસમયે લોકના સંખ્યાતમા ભાગે સર્વલોકવ્યાપની ભાષાનો પણ સંખ્યાતમો ભાગ હોય છે એમ સિદ્ધ થયું.

પાંચ સમયની વ્યાપ્તિના ત્રીજા સમયે લોકના અસંખ્યાતમાભાગે ભાષાનો અસંખ્યાતમો ભાગ હોય છે. કેમકે એ વ્યાપ્તિમાં દંડસમયથી તેનું અસંખ્યેય ભાગ વર્તિપણું પૂર્વે કહેલું છે, તથા ચાર સમયની વ્યાપ્તિમાં ચોથાસમયે મંથાનના અન્તર પૂરવાથી ભાષાદ્રવ્ય સર્વલોકમાં વ્યાપે છે. અને પાંચસમયની વ્યાપ્તિમાં ચોથાસમયે લોકના સંખ્યાતમાભાગે ભાષાનો સંખ્યાતમો ભાગ હોય છે. એ વિચાર પણ પૂર્વે કહેલ છે, પરન્તુ પાંચ સમયની વ્યાપ્તિમાં પાંચમા સમયે મન્થાનના અન્તર પૂરાવાથી ભાષાદ્રવ્ય સર્વ લોકવ્યાપિ થાય છે. આ પ્રમાણે ત્રણ-ચાર-અને પાંચસમયે ભાષાદ્રવ્યની લોકવ્યાપિપણાની ભજના છે. આ સર્વ હકીકત મહાપ્રયત્નવાન વક્તાએ મૂકેલા દ્રવ્યની અપેક્ષાએ જાણવી. મન્દપ્રયત્નવાન્ વક્તાએ મુકેલા દ્રવ્યો તો લોકના અસંખ્યાતમાભાગેજ હોય છે, કેમકે દંડાદિના ક્રમથી તે દ્રવ્યોવડે લોકપૂર્ણ થતો નથી. ૩૯૦.

પૂર્વે કહેલી વાત જણાવે છે.

आपूरियम्मि लोगे दोण्हवि लोगस्स तह य भासाए ।
चरिमंते चरिमन्तो चरिमे समयम्मि सव्वत्थ ॥ ३९१ ॥
न समुग्घायगईए मीसयसवणं, मतं च दंडम्मि ।
जइ तोऽवि तीहिं पूरइ समएहिं जओ पराघाओ ॥ ३९२ ॥
जइणे न पराघाओ सजीवजोगो य तेण चउसमओ ।
हेऊ होज्जाहि तहिं इच्छा कम्मं सहावो वा ॥ ३९३ ॥
खंधोऽवि वीससाए न पराघाओ य तेण चउसमओ ।
अह होज्ज पराघाओ हवेज्ज तो सोऽवि तिसमइओ ॥ ३९४ ॥
एगदिसमाइसमए दंडं काऊण चउहिं पूरेइ ।
अन्ने भणंति, तंपि य नागम-जुत्तिक्खमं होइ ॥ ३९५ ॥

ગાથાર્થ:—લોકપૂર્ણ થએ લોકનો તથા ભાષાનો ચરમાંતે ચરમાંત સર્વત્ર છેલ્લા સમયે થાય છે. જૈનસમુદ્ઘાત (કેવળીસમુદ્ઘાત)ની ગતિએ માનીયે તો મિશ્ર શબ્દ ન શ્રવણ થાય, અને જો દંડમાં તારો મત માનવામાં આવે તોપણ પરાઘાતથી વાસિત દ્રવ્યવડે ત્રણ સમયમાં લોકપૂર્ણ થાય છે. જૈનસમુદ્ઘાતમાં વાસના નથી, તે તો જીવનો વ્યાપાર છે તેથી ચાર સમય થાય છે. તેમાં ઇચ્છા-કર્મ-અથવા સ્વભાવ હેતુ છે. સ્કંધ પણ વિશ્રસાપરિણામે થાય છે તેમાં પરાઘાત નથી, તેથી ચાર સમયે લોક પૂર્ણ કરે છે; જો તેમાં પરાઘાત હોય તો તે પણ ત્રણ સમયે લોક પૂર્ણ કરે. એક દિશામાં દંડ કરીને ચાર સમયે લોકને પૂર્ણ કરે છે. એમ બીજાઓ કહે છે, તે પણ આગમ અને યુક્તિથી સંગત નથી. ૩૯૧-થી-૩૯૫.

ત્રણ-ચાર અને પાંચ સમયે ભાષાવડે સમગ્ર લોક પૂર્ણ થવાથી તે ત્રણ આદિ સમયના છેલ્લા સમયે પર્યન્તવર્તિ અન્ત થાય છે અને ભાષાનો પણ પર્યન્તવર્તિ અન્ત થાય છે. કેમકે ત્રણ આદિ સમયના છેલ્લા સમયે લોકનો છેડો આવવાથી ભાષા પણ ત્યાં પૂર્ણ થાય છે, તે પછી આગળ ધર્માસ્તિકાયના અભાવે તે ભાષાદ્રવ્યની ગતિ નથી થતી. અહીં જે

અન્ત કહ્યો છે તે પર્યન્તભાગે રહેલો અન્ત સમજવો પણ આદિમાં રહેલો અન્ત ન સમજવો. એજ કારણથી ચરિમાન્ત શબ્દ ગ્રહણ કર્યો છે. ૩૯૧

હવે ૩૮૩ મી ગાથામાં કહ્યા મુજબ જૈનસમુદ્ઘાત-કેવળીસમુદ્ઘાતની ગતિના અનુસારે ભાષાદ્રવ્યથી લોકપૂર્ણ થાય છે, એમ માનવામાં આવે, તો સર્વ દિશાઓમાં મિશ્રશબ્દ સંભળાય નહિ. કેમકે કેવળી સમુદ્ઘાતમાં પ્રથમ સમયે ઉર્ધ્વ-અધોદિશા તરફ જનારો દંડ થાય છે. તેવો દંડ ભાષાદ્રવ્યમાં પણ માનીએ તો ઉર્ધ્વ અને અધો એ બે દિશામાંજ મિશ્રશબ્દ સંભળાય, પૂર્વ-પશ્ચિમ-ઉત્તર-અને દક્ષિણ દિશામાં ન સંભળાય. કારણકે એ દિશાઓમાં વિદિશાની પેઠે વક્તાએ મૂકેલાં દ્રવ્ય જતાં નથી. માટે પરાઘાતથી વાસિત દ્રવ્યજ સંભળાય. વળી સામાન્યથી "भासासमसेढीओ सद्दं जं सुणइ मीसयं सुणइ-ભાષાસમશ્રેણિથી જે શબ્દ સંભળાય છે તે મિશ્ર સંભળાય છે." આ કથનથી છએ દિશાઓમાં મિશ્રશબ્દ સાંભળવાનું કહ્યું છે. અથવા વ્યાખ્યાથી વિશેષ પ્રતિપત્તિ થાય એ ન્યાયથી ઉપરોક્ત કથન માન્ય કરીએ તો ઉપર-નીચે બે દિશામાં રહેલા દંડમાંજ મિશ્રશબ્દ સંભળાય અને બાકીની દિશાઓમાં પરાઘાતથી વાસિત દ્રવ્યોજ સંભળાય એમ વિવાદની ખાતર ઉપરોક્ત મત માની લઇએ તોપણ એથી ત્રણ સમયે ભાષાદ્રવ્યથી લોકપૂર્ણ થાય છે, ચાર સમયે પૂર્ણ નથી થતો. કેમકે ભાષાદ્રવ્યમાં વાસના સ્વભાવ હોવાથી તે દંડ ઉપર-નીચે જતાં સામાન્યથી ચારે દિશામાં શબ્દયોગ્ય દ્રવ્યને વાસિત કરીને શબ્દપરિણામવાળા કરે છે, તે પછી બીજાસમયે મંથાન કરીને ત્રીજા સમયે અન્તર પૂર્ણ કરીને લોક પૂર્ણ કરે છે. એ રીતે ત્રણ સમયે લોકપૂર્ણ થાય છે. ૩૯૨.

શિષ્યઃ—કેવળીસમુદ્ઘાતની પેઠે ભાષાદ્રવ્યથી પણ ચારસમયે લોક પૂર્ણ થાય છે, એમ માનવામાં આવે તો કંઇ દોષ છે?

આચાર્યઃ—કેવળીસમુદ્ઘાતમાં આત્મપ્રદેશોજ સ્વરૂપે લોકને પૂર્ણ કરે છે તેમાં કોઇનો પરાઘાત કે વાસના નથી; ને તેથી જ બીજાસમયે મંથાન નથી થતો પણ કપાટજ થાય છે. વળી કેવળીસમુદ્ઘાત એ જીવનો વ્યાપાર છે, તેથી લોકવ્યાપ્તિને અપેક્ષીને ચાર સમય કહ્યા છે.

શિષ્યઃ—કેવળીસમુદ્ઘાતમાં બીજા સમયે મંથાન કેમ ન થાય?

આચાર્યઃ—ત્યાં કેવળજ્ઞાનથી કેવળી ગુણ-દોષનો વિચાર કરીને બીજાસમયે મંથન નથી કરતા. અથવા ભવોપગ્રાહી કર્મના વશથી કે સ્વભાવથીજ તે વખતે મંથાન નથી કરતા, પણ કપાટજ કરે છે, તે પછી ત્રીજાસમયે મંથાન કરીને ચોથાસમયે આંતરાં પૂરે છે. એ પ્રમાણે કેવળીસમુદ્ઘાતમાં લોક પૂર્ણ કરતાં ચાર સમય લાગે છે; પરન્તુ ભાષાદ્રવ્યની ગતિ શ્રેણિના અનુસારે થાય છે અને જે પરાઘાત સ્વભાવ છે તે લોકવ્યાપ્તિમાં હેતુ છે. તેથી પહેલાસમયે ઉર્ધ્વ-અધોગામી દંડ કરીને બીજાસમયે ચારે દિશામાં શ્રેણિના અનુસારે ગતિ થતી હોવાથી તે બીજાસમયે એ ભાષાદ્રવ્યનો મંથાનજ થાય છે. કારણકે-ઉર્ધ્વ-અધોગામી દંડવડે અન્યદ્રવ્યોને પરાઘાત થાય છે. વળી તેનો તેવો વાસકસ્વભાવ ને ભાષાદ્રવ્યો સર્વત્ર સુલભ હોવાથી બીજાસમયે મંથાન જ થાય, અને ત્રીજાસમયે મંથાનનાં અંતર પૂરાવાવડે સમગ્રલોક ભાષાદ્રવ્યથી પૂર્ણ થાય. એ રીતે લોકપૂર્ણ થવામાં ત્રણ સમય લાગે પણ ચાર સમય ન લાગે. ૩૯૩.

શિષ્યઃ—જો એમ હોય, તો અચિત્ત મહાસ્કંધમાં જીવનો વ્યાપાર નથી, તોપણ તેનો

બીજા સમયે કપાટ કહ્યો છે, અને તેથી પ્રજ્ઞાપનાદિ સૂત્રમાં તેનાવડે લોક પૂર્ણ થતાં ચાર સમય કહ્યા છે, તેનું શું કારણ ?

આચાર્ય:—અચિત્ત મહાસ્કંધ કેવળ વિશ્રસાપરિણામથી થાય છે, જીવપ્રયોગવડે થતો નથી. એ વિશ્રસાપરિણામ વિચિત્ર હોવાથી તેમાં પ્રશ્ન કરવો યોગ્ય નથી. તેથી એ પ્રમાણે ચાર સમયે લોક પૂર્ણ થાય છે. વળી એ દ્રવ્યોમાં પરાઘાત સ્વભાવ નથી તેથી બીજા-દ્રવ્યોમાં તે સ્વપરિણામ ઉત્પન્ન કરી શકતા નથી, પરન્તુ પોતાના પુદ્ગળોવડે જ લોકને પૂર્ણ કરે છે. જો એમાં પણ પરાઘાતસ્વભાવ હોય તો તે પણ ત્રણ સમયે લોકને પૂર્ણ કરે; પરંતુ એમ નથી, તે કારણથી સિદ્ધાન્તમાં અચિત્ત મહાસ્કંધ માટે ચાર સમય કહ્યા છે, અને ભાષાદ્રવ્યમાં પરાઘાતસ્વભાવ હોવાથી લોક પૂર્ણ થવા માટે ત્રણ સમય કહ્યા છે. એટલી તે અચિત્ત મહાસ્કંધમાં ને આ શબ્દપુદ્ગલોની વ્યાપ્તિમાં વિષમતા છે. ૩૯૪.

આ સંબંધમાં કેટલાક એમ કહે છે કે પ્રથમ સમયે ઉર્ધ્વ દિશામાં દંડ કરે છે અને બીજા સમયે ત્યાંજ મંથાન કરે છે, તથા અધો દિશામાં પુન: દંડ કરે છે, ત્રીજા સમયે ઉર્ધ્વ દિશાના મંથાનના અંતર પૂરે છે અને અધો દિશામાં મંથાન કરે છે, પછી ચોથા સમયે નીચેના અંતર પૂરીને સમગ્ર લોક ભાષાદ્રવ્યથી પૂર્ણ કરે છે. ઉપર મુજબ બીજા-ઓનું કથન યોગ્ય નથી. કેમકે આગમમાં એ પ્રમાણે ક્યાંઈ પણ જોયું કે સાંભળ્યું નથી. વળી તે યુક્તિસંગત પણ નથી. કેમકે શ્રેણિના અનુસારે ગતિ કરવાના સ્વભાવવાળા પુદ્ગળો શું એકજ દિશામાં ગતિ કરે છે ? બીજી દિશામાં નથી કરતા ? વક્તાના મુખ-તાલુ આદિના પ્રયત્નથી એ પ્રમાણે ગતિ થાય છે એમ કહેવામાં આવે. તો તે પણ યોગ્ય નથી. કેમકે કોઈ વખત વક્તા વિશ્રેણ સન્મુખ રહીને વિશ્રેણિ તરફ ભાષના પુદ્ગળોને પ્રેરે, તો તેથી વિદિશામાં પણ એ પુદ્ગળો જાય. વળી એમ થવાથી પટહ આદિના શબ્દપુદ્ગ-ળોને ચાર સમયનો નિયમ ન રહે. કેમકે એવા પુદ્ગળોને વક્તાનો પ્રયત્ન નથી, તેથી ગમે તેમ ગતિ કરે. માટે ઉપરોક્ત માન્યતા યુક્તિરહિત અને આગમ વિરૂદ્ધ હોવાથી ઉપેક્ષા કરવા યોગ્ય છે. ૩૯૫.

હવે આભિનિબોધિક-મતિજ્ઞાનના પર્યાયો કહે છે.

**ईहा अपोह वीमंसा, मग्गणा य गवेसणा ।**
**सण्णा सई मई पण्णा, सव्वं आभिणिबोहियं ॥ ३९६ ॥१२॥**

होइ अपोहोऽवाओ सई धिई सबमेव मइ–पण्णा ।
ईहा सेसा, सवं इदमाभिणिबोहियं जाण ॥ ३९७ ॥
मइ–पन्ना–ऽभिणिबोहिय–बुद्धीओ होंति वयणपज्जाया ।
जा उग्गहाइसण्णा ते सवे अत्थपज्जाया ॥ ३९८ ॥
सवं वाऽभिणिबोहियमिहो–ग्गहाइवयणेण संगहियं ।
केवलमत्थविसेसं पइ भिन्ना उग्गहाईया ॥ ३९९ ॥
उग्गहणमोग्गहोत्ति य अविसिट्ठमवग्गहो तयं सवं ।
ईहा जं मइचेट्ठा मइवावारो तयं सवं ॥ ४०० ॥

अवगमणमवाउत्ति य अत्थावगमो तयं हवइ सव्वं ।
धरणं च धारणंति य तं सव्वं धरणमत्थस्स ॥ ४०१ ॥

ગાથાર્થ:- ઇહા-અપોહ-વિમર્શ-માર્ગણા ગવેષણા-સંજ્ઞા-સ્મૃતિ-મતિ-અને-પ્રજ્ઞા એ સર્વ આભિનિબોધિક જ્ઞાન છે. અપોહ તે અપાય છે, સ્મૃતિ તે ધારણા છે, મતિ અને પ્રજ્ઞા એ સર્વ મતિજ્ઞાનજ છે, બાકીના નામો ઇહારૂપ છે. એ સર્વ આભિનિબોધિક જ્ઞાન છે મતિ-પ્રજ્ઞા-આભિનિબોધિક-અને બુદ્ધિ એ સર્વ વચનપર્યાયો છે, તથા અવગ્રહાદિ-નામો છે, તે સર્વ અર્થપર્યાયો છે. અથવા ઈહા-અવગ્રહાદિવચન વડે સર્વ આભિનિ-બોધિક જ્ઞાન ગ્રહણ કરીએ છીએ. કેવળ અર્થવિશેષ પ્રતિ અવગ્રહાદિ ભિન્ન છે. ગ્રહણ કરવું તે અવગ્રહ, એમ સામાન્યથી સર્વઅવગ્રહરૂપજ છે, અને ઇહા જે મતિની ચેષ્ટા છે, તેથી પણ તે સર્વ મતિનોજ વ્યાપાર છે. નિશ્ચય તે અપાય, એથી સર્વ અર્થ નિશ્ચયરૂપ છે, અને ધારી રાખવુ તે ધારણા, એથી સર્વ અર્થને ધારણ કરે છે. ૩૯૬-થી-૪૦૧

અન્વય-વ્યતિરેકી પદાર્થોની વિચારણા તે ઇહા, નિશ્ચય તે અપોહ, ઇહાની પછી અને અપાયની પહેલાં "મસ્તક ખજવાળવું વિગેરે પુરૂષના ધર્મો અહીં ઘટે છે." એવો પ્રત્યય તે વિમર્શ, અન્વયધર્મનો વિચાર તે માર્ગણા, વ્યતિરેકધર્મનો વિચાર તે ગવેષણા, અવગ્રહની પછી થનાર મતિવિશેષ તે સંજ્ઞા, પૂર્વે અનુભવેલા અર્થના આલંબનથી થએલ પ્રતીતિ તે સ્મૃતિ, અર્થનો બોધ થયા છતાં કોઈ વખત સૂક્ષ્મ ધર્મની આલોચના કરવા રૂપ બુદ્ધિ તે મતિ. વિશિષ્ટક્ષયોપશમથી ઘણી વસ્તુ સંબંધી યથાવસ્થિત ધર્મની આલોચનારૂપ મતિ તે પ્રજ્ઞા. એ સર્વ આભિનિબોધિકજ્ઞાનના જુદાં જુદાં નામો છે. કોઇ વખત એમાં કિંચિત્ ભેદ જણાય છે, તો પણ ખરી રીતે આ સર્વ આભિનિબોધિક જ્ઞાનજ છે. ૩૯૬

અપોહ એ મતિજ્ઞાનનો ત્રીજો ભેદ નિશ્ચયરૂપ અપાય છે. સ્મૃતિ તે ધારણાના ભેદપણાવડે કરીને અવયવના વિષે સમુદાયના ઉપચાર થકી ધારણા કહેવાય છે. મતિ અને પ્રજ્ઞા પણ મતિજ્ઞાનવિશેષજ છે. એ સિવાય વિમર્શ-માર્ગણા ગવેષણા ને સંજ્ઞા એ સર્વ ઈહાના અંતર્ભૂત છે, કેમકે તે સર્વનો ઇહામાંજ અન્તર્ભાવ થાય છે. આ સર્વમાં વિશેષધર્મથી કોઈ વખત ભેદ જણાય છે, તો પણ સામાન્યધર્મથી તો એ સર્વ આભિનિબોધકજ્ઞાનરૂપજ છે. એ સર્વમાંથી ઇહા-અપોહ વિગેરે કેટલાક અર્થપર્યાયો છે અને કેટલાક વચનપર્યાયો છે. ૩૯૭

જે શબ્દો વસ્તુને સંપૂર્ણ રીતે પ્રતિપાદન કરતા હોય, તે શબ્દો વસ્તુના વચનપર્યાયો કહેવાય છે; અને જે શબ્દો વસ્તુના એકદેશને કથન કરતા હોય તે શબ્દો અર્થપર્યાયો કહેવાય છે. મતિ-પ્રજ્ઞા-આભિનિબોધિક-અને-બુદ્ધિ એ ચાર શબ્દો મતિજ્ઞાનના વચનપર્યાયો છે, કેમકે એ શબ્દો સંપૂર્ણ મતિજ્ઞાનનેજ પ્રતિપાદન કરે છે. તથા ઈહા અપોહ વિગેરે શબ્દો છે. તે સર્વ અર્થપર્યાયો છે; કેમકે તે શબ્દો મતિજ્ઞાનના એકદેશને જણાવનારા છે. એ બધા અર્થપર્યાયો અને વચનપર્યાયો સામાન્યથી આભિનિબોધિક જ્ઞાનજ છે.

અથવા સર્વવસ્તુનું કથન કરનારા શબ્દો તે વચનપર્યાયો, અને તે શબ્દોથી અભિધેય જે અર્થ તેના પોતાના ભેદો (જેમકે સુવર્ણના કંઠો-બાજુબંધ વિગેરે ભેદો છે) તે અર્થપર્યાયો છે. આ વ્યાખ્યાથી મતિ-પ્રજ્ઞા-અવગ્રહ-ઈહા-વિગેરે સર્વ શબ્દો મતિજ્ઞા-

નના વચનપર્યાયોજ છે. અને એ શબ્દોથી મતિજ્ઞાનના કહેવા યોગ્ય ભેદો તે સર્વ અર્થ-પર્યાયો છે.

પ્રથમ મતિ-પ્રજ્ઞા વિગેરે શબ્દો સંપૂર્ણ મતિજ્ઞાન વાચી છે, અને અવગ્રહ-ઈહા વિગેરે શબ્દો મતિજ્ઞાનના એકદેશવાચી છે, એમ કહ્યું, હવે અવગ્રહ-ઇહા વિગેરે શબ્દો પણ સંપૂર્ણમતિજ્ઞાન વાચી છે, એમ જણાવવા માટે કહે છે. ૩૯૮

અથવા અવગ્રહ-ઇહા આદિ શબ્દોવડે સંપૂર્ણ મતિજ્ઞાનજ ગ્રહણ થાય છે, પણ તેનો એકદેશ ગ્રહણ થાય છે એમ નહિ.

શિષ્ય:—જો એમ હોય તો ઘણા પુરૂષોએ ઉચ્ચારેલા ઘટાદિ કેટલાએક શબ્દની પેઠે અવગ્રહાદિ સર્વ શબ્દો એકરૂપજ થવા જોઇએ.

આચાર્ય: કેવળ અર્થવિશેષની અપેક્ષાએ અવગ્રહાદિ શબ્દો ભિન્ન છે. એટલે કે ગ્રહણ કરવારૂપ અર્થવડે અવગ્રહ શબ્દ, ચેષ્ટારૂપ અર્થવડે ઇહા શબ્દ, નિશ્ચયરૂપ અર્થવડે અપાય શબ્દ અને ધારી રાખવારૂપ અર્થવડે ધારણા શબ્દ. એ સર્વશબ્દોથી આભિનિબોધિક જ્ઞાન જ ગ્રહણ થાય છે. એ રીતે ગ્રહણ કરવાદિરૂપ અર્થવિશેષની અપેક્ષાએ જ અવગ્રહાદિ શબ્દો ભિન્ન છે. વસ્તુત: તો આભિનિબોધિક જ્ઞાનને જ જણાવનારા છે.

શિષ્ય:—જો એ પ્રમાણે અવગ્રહાદિ શબ્દોવડે સર્વ આભિનિબોધિક જ્ઞાન જ ગ્રહણ કરાય છે તો પછી અવગ્રહ-ઇહા-અપાય અને ધારણારૂપ આભિનિબોધિકજ્ઞાનના સર્વ-ભેદોની સંકરતા પ્રાપ્ત થશે. કારણકે તેમની વ્યુત્પત્તિપ્રમાણે દરેકમાં અવગ્રહાદિનું સ્વરૂપ છે. એટલેકે અવગ્રહનું સામાન્ય ગ્રહણ કરવારૂપ, ઈહાનું વિચારણારૂપ ઇત્યાદિ સ્વરૂપ યથાયોગ્ય સર્વમાં છે.

આચાર્ય:—કેવળ અર્થવિશેષને અપેક્ષીને અવગ્રહાદિ ભિન્ન ભિન્ન છે. એટલેકે સામાન્ય ગ્રહણ-વિચારણા-નિશ્ચય-અને ધારીરાખવારૂપ સામાન્ય સ્વરૂપ એ સર્વમાં અનુક્રમે હોવાથી અવગ્રહાદિશબ્દવડે અવગ્રહાદિ કહેવાય છે; તોપણ અર્થવિશેષની અપેક્ષાએ એ સર્વ જુદા જુદા છે. જેમકે અવગ્રહની અંદર જેવું સામાન્ય અર્થનું ગ્રહણ થાય છે, તેવું ઇહામાં નથી થતું, પરન્તુ તેનાથી વિશેષ વિશેષ અર્થ ગ્રહણ અનુક્રમે ઈહા-અપાય ને-ધારણામાં થાય છે. વળી જેવી મતિની ચેષ્ટા ઇહામાં થાય છે, તેવી બીજે નથી થતી, પણ તે કરતાં વિશેષ અપાય ને ધારણામાં થાય છે. અવગ્રહમાં તો સામાન્ય-પણે જ થાય છે. તેમ જ અર્થનો નિશ્ચય પણ અપાય કરતાં ધારણામાં વિશેષ થાય છે, ઈહા અને અવગ્રહમાં એક બીજાથી વધારે સામાન્યપણે થાય છે. તથા અર્થને ધારી રાખવાનું જેવું ધારણામાં સર્વથી શ્રેષ્ઠ થાય છે તેવું અવગ્રહ-ઇહા-ને અપાયમાં નથી થતું. આ રીતે અવગ્રહણાદિ માત્ર સર્વને સમાન છતાં અર્થવિશેષની અપેક્ષાએ અવગ્રહાદિ ભિન્ન ભિન્ન છે. વળી એ અર્થવિશેષ આ અવગ્રહઆદિથી ગ્રાહ્ય છે એમ પહેલાં વિસ્તારથી કહી ગયા છીએ. આ બીજી વ્યાખ્યા વૃદ્ધ સંમત છે, અને પ્રથમની વ્યાખ્યા યુક્તિસંગત છે, તેથી બન્ને વ્યાખ્યા નિર્દોષ છે. ૩૯૯

શિષ્ય:—અવગ્રહાદિ શબ્દવડે સંપૂર્ણ આભિનિબોધક જ્ઞાન કેવી રીતે ગ્રહણ કરાય છે?

આચાર્ય:—ગ્રહણ કરવું કે અવગ્રહ, એ વ્યુત્પત્તિથી અવગ્રહ-ઈહા-આદિ ભેદવાળું સર્વ આભિનિબોધિકજ્ઞાન અવગ્રહરૂપ જ છે, કારણકે જેમ અવગ્રહ કોઇપણ અર્થને ગ્રહણ

કરે છે તેમ ઈહા પણ કોઇક અર્થને ગ્રહણ કરે છે; એજ પ્રમાણે અપાય અને ધારણા પણ અર્થ ગ્રહણ કરે છે-જાણે છે. તથા મતિની ચેષ્ટા (વ્યાપાર) તે ઈહ-ચેષ્ટા કરવી એવી તેની વ્યુત્પત્તિથી સર્વ આભિનિબોધિક જ્ઞાન મતિના વ્યાપારરૂપ જ છે તેથી તે સર્વ સામાન્યપણે ઈહારૂપ જ છે. કેમકે અવગ્રહ અપાય ને ધારણા પણ સામાન્યથી મતિની ચેષ્ટારૂપ જ છે. ૪૦૦ વળી નિશ્ચય તે અપાય, એ વ્યુત્પત્તિથી સર્વ આભિનિબોધિકજ્ઞાન અર્થનિશ્ચયરૂપ છે, કેમકે અવગ્રહ-ઇહા-અને ધારણામાં પણ સામાન્યપણે અર્થનો નિશ્ચય હોય છેજ. તેમજ ધારી રાખવું તે ધારણા એ વ્યુત્પત્તિથી સર્વ આભિનિબોધિકજ્ઞાન અર્થને ધારી રાખવારૂપ હોવાથી ધારણારૂપ છે, કેમકે અવગ્રહ-ઈહા-અને અપાયમાં પણ સામાન્યપણે અર્થધારી રાખવાપણું હોય છે જ. આ પ્રમાણે અવગ્રહાદિ શબ્દવડે સંપૂર્ણ મતિજ્ઞાન ગ્રહણ કરાય છે. આથી પ્રથમ જે સંકરતા દોષ આપ્યો હતો તે દૂર કર્યો. ૪૦૧

હવે આભિનિબોધિકજ્ઞાનનો વિષય કહે છે.

तं पुण चउव्विहं नेयभेयओ तेण जं तदुवउत्तो ।
आदेसेणं सव्वं दव्वाइ चउव्विहं मुणइ ॥ ४०२ ॥
आएसोत्ति पगारो ओहादेसेण सव्वदव्वाइं ।
धम्मत्थिआइयाइं जाणइ न उ सव्वभेएणं ॥ ४०३ ॥
खेत्तं लोगा–लोगं कालं सव्वद्धमहव तिविहंति ।
पंचोदइयाईए भावे जं नेयमेवइयं ॥ ४०४ ॥
आएसोत्ति व सुत्तं सुओवलद्धेसु तस्स मइनाणं ।
पसरइ तब्भावणया विणाऽवि सुत्तानुसारेणं ॥ ४०५ ॥

ગાથાર્થ:—વળી તે (આભિનિબોધિક) જ્ઞાન જ્ઞેયના ભેદથી ચાર પ્રકારે છે, જેથી તેવડે તેના ઉપયોગવાલો જીવ આદેશથી સર્વ દ્રવ્યાદિ ચારે જાણે છે. આદેશ એટલે પ્રકાર તેમાં સામાન્ય આદેશે ધર્માસ્તિકાયાદિ સર્વ દ્રવ્યો જાણે છે, પણ તે સર્વભેદવડે કરીને નહિ. લોકાલોક પ્રમાણક્ષેત્ર, સર્વકાળરૂપ કાળ, અથવા ત્રણ પ્રકારે કાળ, અને ઐાદયિકાદિ પાંચ ભાવ (સામાન્યથી જાણે) કેમકે એટલું જ જ્ઞેય છે. અથવા આદેશ એટલે સૂત્ર, એ સૂત્રોપલબ્ધ અર્થમાં મતિજ્ઞાનીને શ્રુતોપયોગ વિના સૂત્રાનુસારે મતિજ્ઞાન પ્રસરે છે. ૪૦૨-થી-૪૦૫.

આભિનિબોધિકજ્ઞાન ચાર પ્રકારે છે, જો કે તેના અવગ્રહાદિ ભેદ પૂર્વે કહ્યા છે તોપણ અહીં દ્રવ્યાદિ જ્ઞેયના ભેદે તેના ચાર પ્રકાર છે. એ માટે નન્દીસૂત્રમાં કહ્યું છે કે:- "तं समासओ चउव्विहं पन्नत्तं, तंजहा-दव्वओ, खेत्तओ, कालओ, भावओ, तत्थ दव्वओ णं आभिणिबोहियनाणी आदेसेणं सव्वदव्वाइं जाणइ, न पासइ" । તે આભિનિબોધિક જ્ઞાન સંક્ષેપથી ચાર પ્રકારે કહ્યું છે; દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ને ભાવથી. તેમાં આભિનિબોધિકજ્ઞાનવાળો દ્રવ્યથી આદેશે સર્વ દ્રવ્ય જાણે, પણ જુએ નહિ. ઈત્યાદિ એ પ્રમાણે આભિનિબોધિક જ્ઞાનમાં ઉપયોગવાળો જીવ તે જ્ઞાનથી દ્રવ્ય ક્ષેત્ર-કાળ-અને ભાવને આદેશથી જાણે છે. તેથી આભિનિબોધિકજ્ઞાનના ચાર પ્રકાર છે. ૪૦૨

શિષ્ય:—આપ આદેશથી કહોછો, તેમાં આદેશ એટલે શું ?

આચાર્ય:—આદેશ એટલે જાણવા યોગ્ય વસ્તુનો પ્રકાર. એ વસ્તુપ્રકારના બે ભેદ છે:—એક સામાન્યપ્રકાર અને બીજો વિશેષપ્રકાર, તેમાં સામાન્યપ્રકારે એટલે દ્રવ્યજાતિ સામાન્યવડે ધર્માસ્તિકાયાદિ સર્વ દ્રવ્યને જાણે છે. જેમકે-અસંખ્યેય પ્રદેશાત્મક, લોકવ્યાપી અમૂર્ત, જીવ તથા પુદ્ગળોને ગતિ કરાવવામાં હેતુભૂત એવો ધર્માસ્તિકાય છે. આ પ્રમાણે કેટલાક પર્યાય વિશિષ્ટ છએ દ્રવ્યોને મતિજ્ઞાની જાણે છે, પણ સર્વ પર્યાયોથી વિશિષ્ટ તો કેવળી ભગવંતથી જ જાણી શકાય છે. ૪૦૩.

લોકાલોક સ્વરૂપક્ષેત્રને કેટલાકપર્યાયયુક્ત સામાન્ય આદેશે-સામાન્ય પ્રકારે મતિજ્ઞાની જાણે છે, પણ વિશેષઆદેશે સર્વ પર્યાયયુક્ત નથી જાણતો. એજ પ્રમાણે કાળથી સર્વ-કાળ, અથવા અતીત-અનાગત-અને વર્તમાનરૂપ ત્રણ પ્રકારના કાળને પણ સામાન્ય આદેશે જાણે. તથા ભાવથી સર્વ ભાવોના અનન્તમાભાગને અથવા ઔદાયિક-ઔપશમિક-ક્ષાયિક-ક્ષાયોપશમિક-અને પારિણામિક એ પાંચ ભાવોને સામાન્યઆદેશે મતિજ્ઞાની જાણે છે, એથી વિશેષ નહિ. કારણકે એનાથી એટલુંજ જાણી શકાય. અહીં ક્ષેત્ર અને કાળ સામાન્યથી દ્રવ્યમાં અન્તર્ગત થાય છે તોપણ તે બન્નેનો ભેદપણે વ્યવહાર થતો હોવાથી જુદા કહ્યા છે. ૪૦૪

અથવા આદેશ એટલે સૂત્ર. એટલે સૂત્રાદેશવડે સૂત્રથી જણાતા અર્થોમાં મતિજ્ઞાનીને સર્વ દ્રવ્યાદિ વિષયવાળું મતિજ્ઞાન થાય છે. શ્રુતથી ઉપલબ્ધ અર્થમાં જે જ્ઞાન થાય તે શ્રુતજ્ઞાન છે, તો તેને મતિજ્ઞાન કેમ કહેવાય? એવી શંકા થતી હોય તો તેના ઉત્તરમાં કહેવાનું કે શ્રુતોપયોગ સિવાય તેની વાસનામાત્રથીજ જે જ્ઞાન દ્રવ્યાદિમાં થાય છે તે સૂત્રાદેશ થયેલું મતિજ્ઞાન છે. આ વાત પૂર્વે ૧૬૯ મી ગાથામાં કહી ગયા છીએ તેથી વિસ્તાર કરવાની જરૂર નથી. ૪૦૫

હવે સત્પદપ્રરૂપણાદિ નવ અનુયોગદ્વારવડે મતિજ્ઞાનનો વિચાર કરે છે.

संतपयपरूवणया दव्वपमाणं च खेत्त–फुसणा य ।
कालो य अंतरं भाग–भाव–अप्पा–बहुं चेव ॥४०६॥१३॥

संतंति विज्जमाणं एयस्स पयस्स जा परूवणया ।
गइयाइएसु वत्थुसु संतपयपरूवणा सा उ ॥ ४०७ ॥
जीवस्स व जं संतं जम्हा तं तेहिं तेसु वा पयइ ।
नो संतस्स पयाइं ताइं तेसुं परूवणया ॥ ४०८ ॥

ગાથાર્થ:—સત્પદપ્રરૂપણા, દ્રવ્યપ્રમાણ, ક્ષેત્ર, સ્પર્શના, કાળ, અન્તર, ભાગ, ભાવ અને અલ્પબહુત્વ (એ નવ દ્વારે મતિજ્ઞાન કહેવાશે.) સત્ એટલે વિદ્યમાન એ વિદ્યમાન પદની ગતિઆદિદ્વારોમાં પ્રરૂપણા તે સત્પદપ્રરૂપણા અથવા જીવના વિદ્યમાન જે જ્ઞાનાદિ તેવડે અથવા તેઓને વિષે જે માટે વિચાર કરાય તે માટે તે વિદ્યમાન પદો છે. તેની અંદર મતિઆદિની જે પ્રરૂપણા તે સત્પદપ્રરૂપણા. ૪૦૬-થી-૪૦૮

વિદ્યમાન અર્થની પ્રરૂપણા અટલે વિચારણા તે સત્પદપ્રરૂપણા કહેવાય. એવા વિદ્યમાન આભિનિબોધિકજ્ઞાનની ગતિઆદિદ્વારોમાં પ્રરૂપણા-વિચારણા કરાશે. તથા દ્રવ્યપ્રમાણ એટલે મતિજ્ઞાનવાળા, કેટલા જીવદ્રવ્યો એક સમયમાં મતિજ્ઞાન પામે? અથવા તે બધા

મળીને કેટલા હોય? એ પ્રમાણે દ્રવ્યપ્રમાણ કહેવાશે. કેટલા ક્ષેત્રમાં મતિજ્ઞાની હોય? એવું મતિજ્ઞાનનું ક્ષેત્ર કહેવાશે. મતિજ્ઞાની કેટલા ક્ષેત્રને સ્પર્શે? એ રીતે સ્પર્શના દ્વાર કહેવાશે. જ્યાં અવગાહીને રહેલ હોય તે ક્ષેત્ર કહેવાય, અને તેની આજુબાજુના પ્રદેશો પણ તેને અડકીને જે રહેલ હોય તે બધા સ્પર્શના કહેવાય. એટલો ક્ષેત્રમાં અને સ્પર્શનામાં તફાવત છે. મતિજ્ઞાનની સ્થિતિ કેટલી હોય? તેમ કાળદ્વાર કહેવાશે. એકવાર મતિજ્ઞાન પામ્યા પછી ફરી બીજીવાર મતિજ્ઞાન ક્યારે પામે? તેમ અન્તરદ્વાર કહેવાશે. શેષજ્ઞાનીઓના કેટલામાભાગે મતિજ્ઞાની હોય? એમ ભાગદ્વાર કહેવાશે. પાંચ ભાવોમાંથી મતિજ્ઞાની કયા ભાવમાં હોય? તે ભાવદ્વાર કહેવાશે. તથા અલ્પબહુત્વદ્વાર કહેવાશે. ભાગદ્વાર કહેવાથી અલ્પ-બહુત્વદ્વાર કહેવાઈ ગયું. એમ કહેવામાં આવે તો તે ખોટું છે, કેમકે અહીં તો મતિજ્ઞાનીઓનાં સ્વસ્થાનમાંજ એટલે પૂર્વે મતિજ્ઞાન પામેલા અને હવે નવા પામતા હોય તેની અપેક્ષાએ અલ્પબહુત્વ છે, અને ભાગદ્વાર તો બાકીના બીજા જ્ઞાનની અપેક્ષાએ વિચારાય છે. એટલે એ દ્વારમાં ને આ દ્વારમાં તફાવત છે. ૪૦૬

હવે ગતિઆદિ દ્વારો ગણાવીને તેમાં જ્યાં મતિજ્ઞાન પામતા ન હોય અને પૂર્વે પામેલા પણ ન હોય, એમ ઉભય રીતે અભાવ હોય તેનો, તથા એ પામતા પામેલા અને તે ઉભય રીતે સદ્ભાવ હોય તેનો વિચાર કરે છે.

गइ–इंदिए य काए जोए वेए कसाय–लेसा य ।
सम्मत्त–नाण–दंसण–संजममुवयोग–माहारे ॥ ४०९ ॥१४॥
भासग–परित्त–पज्जत्त–सुहुम–सण्णी य भव्व–चरिमे य ।
पुव्वपडिवन्नए या पडिवज्जंते य मग्गणया ॥ ४१० ॥१५॥
एगिंदियजाईओ सम्मामिच्छो य जो य सव्वन्नू ।
अपरित्ता अभव्वा अचरिमा य एए सया सुण्णा ॥ ४११ ॥
वियलाऽविसुद्धलेसा मणपज्जवणाणिणो अणाहारा ।
असण्णी अणगारोवओगिणो पुव्वपडिवन्ना ॥ ४१२ ॥
सेसा पुव्वपवण्णा नियमा पडिवज्जमाणया भइया ।
भयणा पुव्वपवण्णा अकसाया ऽवेयया होंति ॥ ४१३ ॥

ગાથાર્થ:— ગતિ-ઇન્દ્રિય-કાય-યોગ-વેદ-કષાય-લેશ્યા-સમ્યક્ત્વ-જ્ઞાન-દર્શન-સંયમ-ઉપયોગ-આહાર-ભાષક-પ્રત્યેક-પર્યાપ્ત-સૂક્ષ્મ-સંજ્ઞી-ભવ્ય-અને ચરિમ એ દ્વારોમાં મતિજ્ઞાન પૂર્વે પામેલા પામતા તે બન્નેનો સદ્ભાવ અને તે બન્નેનો અભાવ એ ચાર બાબતનો વિચાર કરાશે. એકેન્દ્રિય જાતિ, સમ્યગ્મિથ્યાદૃષ્ટિ (મિશ્રદૃષ્ટિ), સર્વજ્ઞ, અપરિત્ત, અભવ્ય અને અચરિમ એ સર્વે હમ્મેશાં મતિજ્ઞાનથી રહિત છે. વિકલેન્દ્રિય-અવિશુદ્ધલેશ્યાવાળા-મનઃપર્યવજ્ઞાની-અનાહારી-અસંજ્ઞી-અને અનાકારોપયોગી એ પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય, (પામતા ન હોય) બાકીના અવશ્ય પૂર્વે પામેલા હોય, અને પામતાની તો ભજના હોય. તથા અકષાયી અને અવેદીમાં ભજનાએ પૂર્વપ્રતિપન્ન હોય ૪૦૯-થી-૪૧૩.

ગતિઆદિ ત્રીસદ્વારોમાં મતિજ્ઞાન પૂર્વે પામેલા પામતા, બન્ને રીતે સદ્ભાવ અને અભાવ, એ ચાર બાબતનો વિચાર હવે કરાશે. તેમાં પ્રથમ ગતિઆદિ દ્વારોમાં હરકોઇ એકેન્દ્રિય જાતિનો જીવ મતિજ્ઞાન રહિત હોય છે. કેમકે-" उभयाभावो पणिंदिएसु सम्मत्तलद्धीए " સમ્યક્ત્વલબ્ધિથી એકેંદ્રિયમાં ઉભય રીતે પામેલા અને પામતા (જ્ઞાનનો) અભાવ છે. એ વચનથી એકેંદ્રિય જીવો મતિજ્ઞાન પામતા નથી અને પૂર્વે પામેલા પણ નથી. કારણકે સમ્યક્ત્વવાળાનેજ જ્ઞાન હોય છે ઇન્દ્રિયદ્વારમાં એકેંદ્રિય કાયદ્વારમાં પૃથ્વી-અપ્-તેજ-વાયુ ને વનસ્પતિ, તથા સૂક્ષ્મદ્વારમાં સૂક્ષ્મ એ સર્વ મતિજ્ઞાન રહિત હોય છે. તેમજ " सम्मामिच्छद्दिट्ठीणं भंते ! किं नाणी, अन्नाणी ? गोयमा ! નો नाणी, अन्नाणी " હે ભગવન્ત ! મિશ્રદૃષ્ટિ જ્ઞાની કે અજ્ઞાની ? ગોતમ ! તે જ્ઞાની નહીં, પણ અજ્ઞાનિ છે. એ વચનથી સમ્યક્ત્વદ્વારમાં મિશ્રદૃષ્ટિ પણ મતિજ્ઞાન રહિત હોય છે. એટલે કે એમાં કોઇ મતિજ્ઞાન પૂર્વે પામેલા ન હોય, અને પામતા પણ ન હોય. તથા ઉપરોક્ત સર્વ દ્વારોમાં સર્વજ્ઞ કેવળી ભગવન્ત પણ મતિજ્ઞાન રહિતજ હોય છે. કેમકે ગતિદ્વારમાં સિદ્ધો સિદ્ધગતિમાં હોય છે, ઇન્દ્રિયદ્વારમાં અતીન્દ્રિય હોય છે, કાયદ્વારમાં અકાયી, યોગદ્વારમાં અયોગી, લેશ્યાદ્વારમાં અલેશી, જ્ઞાનદ્વારમાં કેવળજ્ઞાની, દર્શનદ્વારમાં કેવળદર્શની, સંયમીદ્વારમાં નોસંયમીનોઅસંયમી પરીત્તદ્વારમાં નોપરીત્તનોઅપરીત્ત પર્યાપ્તદ્વારમાં નોપર્યાપ્તનોઅપર્યાપ્ત સૂક્ષ્મદ્વારમાં નોસૂક્ષ્મનોબાદર સંજ્ઞીદ્વારમાં નોસંજ્ઞીનોઅસંજ્ઞી અને ભવ્યદ્વારમાં નોભવ્યનોઅભવ્ય એ સર્વ સર્વજ્ઞ હોવાથી મતિજ્ઞાન રહિત હોય છે. કેમકે મતિજ્ઞાન છદ્મસ્થનેજ હોય છે. તથા પરીત્ત-ભવ્ય-અને ચરમદ્વારમાં અપરીત્ત-અભવ્ય-અને અચરમ એ બધા મિથ્યાદૃષ્ટિ હોવાથી મતિજ્ઞાનથી શૂન્યજ હોય છે. એટલે તેઓમાં મતિજ્ઞાન પામતા નથી હોતા અને પામેલા પણ નથી હોતા. ૪૦૯-થી-૪૧૧.

હવે ગતિઆદિ દ્વારોમાં મતિજ્ઞાનનેજ પામેલા છે અને પામે છે તેઓનો વિચાર કરે છે.

બેઇન્દ્રિય—તેઇન્દ્રિય ને ચૌરિન્દ્રિય એ વિકલેંદ્રિય, તથા કૃષ્ણ નીલ ને કાપોત એ અવિશુદ્ધલેશ્યાવાળા, મનઃપર્યવજ્ઞાની, અનાહારી, અસંજ્ઞી ને અનાકારઉપયોગવાળા. એ સર્વ જો મતિજ્ઞાની હોય તો તે પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય પણ પ્રતિપદ્યમાન એટલે પામતા ન હોય. જેમકે ઇન્દ્રિયદ્વારમાં કેટલાક વિકલેંદ્રિયો જે સાસ્વાદન સમકિત સહિત પૂર્વભવથી આવે છે, તેમને પૂર્વ પ્રતિપત્તિની અપેક્ષાએ મતિજ્ઞાન હોય, પરન્તુ કોઇપણ વિકલેંદ્રિય પ્રતિપદ્યમાન ન હોય, કારણકે તેમને તેવા પ્રકારની વિશુદ્ધિ નથી હોતી. લેશ્યાદ્વારમાં કૃષ્ણ-નીલ-ને કાપોત એ અશુદ્ધલેશ્યાવાળા પણ કેટલાક પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય પણ પામતા તો નજ હોય. કેમકે વિશુદ્ધલેશ્યાવાળાનેજ તેની નવી પ્રાપ્તિ થાય છે. જ્ઞાનદ્વારમાં સર્વ મનઃપર્યવજ્ઞાની પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય પણ પ્રતિપદ્યમાન ન હોય, કારણ કે સમ્યક્ત્વની સાથેજ મતિજ્ઞાનની પ્રાપ્તિ હોય છે, ને મનઃપર્યવજ્ઞાનની ઉત્પત્તિનો પછી અપ્રમત્તસંયતઅવસ્થામાં થાય છે. પણ કોઇક જીવને સમ્યક્ત્વ સહિત ચારિત્રની પ્રાપ્તિ થાય છતાં મતિજ્ઞાનની સાથે મનઃપર્યવજ્ઞાનની ઉત્પત્તિ ન થાય. જો એમ ન હોય તો અવધિજ્ઞાનીની પેઠે મનઃપર્યવજ્ઞાની પણ નિશ્ચયનયના મતે પ્રતિપદ્યમાન હોય, આહારકદ્વારમાં કેટલાએક અનાહારી દેવો વિગેરે પૂર્વભવથી સમકિત પામીને મનુષ્યાદિ ગતિમાં ઉત્પન્ન થતા હોય, તેઓ પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય, પણ પ્રતિપદ્યમાન ન હોય, કેમકે તે વખતે તેમને તેવા પ્રકારની વિશુદ્ધિ ન હોય. સંજ્ઞાદ્વારમાં અસંજ્ઞીને વિકલેન્દ્રિયની પેઠે સમજવું. ઉપયોગદ્વારમાં કેટલાક અનાકાર ઉપયોગી પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય,

પ્રતિપદ્યમાન ન હોય, કેમકે મતિજ્ઞાન લબ્ધિસ્વરૂપ હોવાથી અનાકાર ઉપયોગમાં તેની ઉત્પત્તિ થાય નહિ.

ઉપરોક્ત સિવાયના બાકીના ગતિદ્વારમાં નારકી વિગેરે, ઇન્દ્રિયદ્વારમાં પંચેન્દ્રિય, કાયદ્વારમાં ત્રસકાયી વિગેરે જાતિની અપેક્ષાએ અવશ્ય મતિજ્ઞાન પૂર્વે પામેલા હોય, અને પ્રતિપદ્યમાનની તો ભજના જાણવી. એટલે કોઈ વખત મતિજ્ઞાન પામતા હોય અને કોઇ વખત પામતા ન પણ હોય, તથા કષાયદ્વારમાં અકષાયી અને વેદદ્વારમાં અવેદી એ ભજનાએ પૂર્વે પ્રતિપન્ન હોય એટલે છદ્મસ્થ હોય ત્યારે પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય અને કેવળી હોય તો ન હોય. અને પ્રતિપદ્યમાન તો નજ હોય, કેમકે જેઓ પૂર્વે મતિજ્ઞાન પામ્યા હોય તેમનેજ ક્ષપકશ્રેણિ ને ઉપશમશ્રેણિની પ્રાપ્તિ હોય, અને તેજ અકષાયીને અવેદી હોય છે. ૪૧૨-થી-૪૧૩.

આ પ્રમાણે ભાષ્યકાર મહારાજે ગતિઆદિ દ્વારોમાં મતિજ્ઞાનની સત્પદપ્રરૂપણા સંક્ષેપથી કરી. પણ શિષ્યજનના અનુગ્રહ માટે વૃત્તિકાર મહારાજ કંઇક વિસ્તારથી કહે છે. જેમકે-મતિજ્ઞાન છે કે નહિ? જો છે, તો તે ક્યાં છે? ઉત્તરમાં ગતિઆદિ સ્થાનોમાં છે, તેમાં નારકી-તિર્યંચ-મનુષ્ય-ને દેવ એમ ગતિ ચાર પ્રકારે છે. એ ચારે ગતિમાં અવશ્ય મતિજ્ઞાન પૂર્વ પ્રતિપન્ન નિશ્ચેથી હોય, અને પ્રતિપદ્યમાનની ભજના એટલે કોઈ વખત હોય અને કોઈ વખત ન હોય, મતિજ્ઞાનપ્રાપ્તિના પ્રથમસમયે પ્રતિપદ્યમાન કહેવાય અને મતિજ્ઞાન પામ્યા પછીના બીજા આદિ સમયોમાં પૂર્વ પ્રતિપન્ન કહેવાય. એટલો પ્રતિપદ્યમાન અને પૂર્વપ્રતિપન્નમાં તફાવત છે. ઇન્દ્રિયદ્વારમાં સિદ્ધાન્તના મતે એકેંદ્રિયમાં પૂર્વપ્રતિપન્ન કે પ્રતિપદ્યમાન એકે ન હોય, અને કર્મગ્રંથવાળાઓના અભિપ્રાયે તો લબ્ધિપર્યાપ્તા બાદર પૃથિવી-અપ્-ને વનસ્પતિ જે કરણ અપર્યાપ્તા હોય તેમને મતિજ્ઞાન પૂર્વપ્રતિપન્ન હોય છે, એમ માને છે. કારણકે તેઓમાં સાસ્વાદનવાળાની ઉત્પત્તિ હોય છે. સિદ્ધાન્ત અને કર્મગ્રંથ ઉભયના મતે કરણઅપર્યાપ્તા એવા વિકલેન્દ્રિયો તો પૂર્વભવથી આવેલ સાસ્વાદનભાવને અપેક્ષીને પૂર્વપ્રતિપન્ન મતિજ્ઞાનવાળા હોય પરન્તુ પ્રતિપદ્યમાન ન હોય. તથા પંચેન્દ્રિય અવશ્ય પૂર્વપ્રતિપન્ન હોય છે. પણ તેમાં પ્રતિપદ્યમાનની ભજના હોય છે.

કાયદ્વારમાં—પૃથિવી-અપ્-તેજ-વાયુ-વનસ્પતિ અને ત્રસકાય, એ પ્રકારે છ કાયા છે. તેમાં પ્રથમની પાંચ કાયમાં પ્રતિપદ્યમાન કે પૂર્વપ્રતિપન્ન એકે ન હોય, અને ત્રસકાયમાં તો પંચેન્દ્રિયની પેઠે સમજવું. યોગદ્વારમાં યોગ ત્રણ પ્રકારના છે તેમાં જેને મન-વચન-ને કાયા એ ત્રણે યોગ હોય તેમને પંચેન્દ્રિયની પેઠે સમજવું, મનોયોગ સિવાય બે યોગવાળાને વિકલેન્દ્રિયની પેઠે સમજવું. કેવળ કાયયોગવાળાને એકેંદ્રિયની પેઠે સમજવું. વેદદ્વારમાં સ્ત્રી-પુરૂષ-ને નપુંસક એ ત્રણે વેદે પંચેન્દ્રિયની પેઠેજ વિચારી લેવું. તથા કષાયદ્વારે અનંતાનુબંધી ચારેને વિષેસાસ્વાદનને અંગીકાર કરીને પૂર્વપ્રતિપન્ન પામીયે અને પ્રતિપદ્યમાન નથી હોતા. ને બારે કષાયને વિષે પંચેન્દ્રિયની પેઠે સમજવું. લેશ્યાદ્વારમાં ભાવલેશ્યાની અપેક્ષાએ કૃષ્ણાદિ ત્રણ અશુભલેશ્યામાં પૂર્વપ્રતિપન્ન મતિજ્ઞાન હોય, પણ પ્રતિપદ્યમાન ન હોય. તથા તેજોઆદિ ત્રણ શુભલેશ્યામાં પંચેન્દ્રિયની પેઠે હોય.

સમ્યક્ત્વદ્વારમાં નિશ્ચય અને વ્યવહારનયવડે વિચાર કરવાનો છે. તે આ પ્રમાણે-

વ્યવહારનયવાલો એમ માને છે કે મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની છે તે સમ્યક્ત્વને અને જ્ઞાનનો પ્રતિપદ્યમાનક થાય છે-અને નિશ્ચયનયવાલો માને છે કે સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની-સમ્યક્ત્વ તથા જ્ઞાનને પામે છે. મિથ્યાદૃષ્ટિ નહી-તે પ્રમાણે ભાષ્યકાર કહેછે.

सम्मत्त-नाणरहियस्स नाणमुप्पज्जइत्ति ववहारो ।
नेच्छइयनओ भासइ उप्पज्जइ नेहिं सहिअस्स ॥ ४१४ ॥

ववहारमयं जायं न जायए भावओ कयघडो व्व ।
अहवा कयंपि कज्जइ कज्जउ निच्चं न य समत्ती ॥ ४१५ ॥
किरियावेफल्लं चिय पुव्वमभूयं च दीसए होंतं ।
दीसइ दीहो य जओ किरियाकालो घडाईणं ॥ ४१६ ॥

नारंभे चिय दीसइ न सिवादद्धाएँ, दीसइ तदंते ।
इय न सवणाइकाले नाणं जुत्तं तदंतम्मि ॥ ४१७ ॥

ગાથાર્થ:—જે સમ્યક્ત્વ તથા જ્ઞાન રહિત હોય તેને જ્ઞાન ઉત્પન્ન થાય છે, એમ વ્યવહારનય કહે છે; અને નિશ્ચયનય એમ કહે છે કે જે સમ્યક્ત્વ અને જ્ઞાન સહિત હોય તેને જ્ઞાન ઉત્પન્ન થાય છે. કરેલા ઘડાની પેઠે તત્ત્વથી થએલું હોય તે કાર્ય થતું નથી, જો કરેલું પણ કરાતું હોય, તો હમ્મેશાં કરે જાઓ, કદીપણ કાર્યની સમાપ્તિ નહિ થાય, એમ વ્યવહારનયનો મત છે. કરેલું કરવામાં ક્રિયા નિષ્ફળ થાય અને પૂર્વે નહિ થએલું થતું જણાય છે. તે વિરોધ થાય. વળી ઘટાદિનો ક્રિયાકાળ પણ દીર્ઘ જણાય છે. આરંભમાં કાર્ય જણાતું નથી, શિવકાદિ કાળે પણ જણાતું નથી, પરન્તુ તેના અન્તે જણાય છે; માટે શ્રવણાદિ કાળે જ્ઞાન યુક્ત નથી પણ તેના અન્તે યુક્ત છે. ૪૧૪-થી-૪૧૭.

૪૧૪ મી ગાથાનો અર્થ મૂલ અર્થથી વધારે ટીકામાં કર્યો નથી. તેથી મૂલના અર્થ પ્રમાણે સમજવો.

વ્યવહારનયવાદી નિશ્ચયનયવાદીને કહે છે કે જો તું સમ્યગ્દૃષ્ટિ અને જ્ઞાની એવો જીવ સમ્યક્ત્વ અને જ્ઞાન પામે છે. એવું માને છે. તો થએલું સમ્યક્ત્વ અને જ્ઞાન પુન: પણ થાય છે એમ થયું. પરન્તુ જે થએલું વિદ્યમાન હોય તે પુન: થતું નથી અને કોઇથી કરાતું પણ નથી. કારણકે જેમ પ્રથમ તૈયાર થએલો ઘડો ફરી બીજીવાર કરાતો નથી, તેમ એ સમ્યક્ત્વ અને જ્ઞાન પણ ભાવથી સમ્યગ્દૃષ્ટિને વિદ્યમાન હોવાથી ફરી થતા નથી. તે છતાં જો કરેલું ફરી કરાય એમ માનો તો હમ્મેશાં કરે જાઓ, કદી પણ ક્રિયા બંધ નહી રહે. ક્રિયા બંધ ન રહેવાથી કાર્ય પણ કદી સમાપ્ત નહી થાય. અને એથી કરીને પ્રસ્તુત મતિજ્ઞાનની પ્રાપ્તિમાં પણ અનવસ્થા પ્રાપ્ત થશે. ૪૧૫

વળી જો " કરેલું પણ કરાયછે " એમ માનીએ તો ઘટાદિકાર્ય ઉત્પન્ન કરવામાં ચક્ર ભ્રમણાદિરૂપ ક્રિયા નિષ્ફળ થાય, કેમકે તે ક્રિયાનું કાર્ય તો પ્રથમથીજ વિદ્યમાન છે.

વિદ્યમાનકાર્યવાદમાં પ્રત્યક્ષ વિરોધ પણ છે. કેમકે પહેલાં મૃત્પિંડ અવસ્થામાં ઘટાદિ કાર્ય અવિદ્યમાન હોયછે. અને પછી કુંભાર આદિનો વ્યાપાર થયા બાદ તે ઘડાઆદિ કાર્ય થતું જણાય છે. આમ છતાં " વિદ્યમાન કાર્ય ઉત્પન્ન થાય છે, " એમ કેમ કહેવાય ?

નિશ્ચય:—જે સમયે કાર્ય આરંભાય છે, તેજ સમયે ઉત્પન્ન થાય છે. તેથી ઉત્પન્ન થએલું કાર્યજ કરાય છે, કેમકે ક્રિયાકાળ અને નિષ્ઠાકાળમાં ભેદ નથી.

વ્યવહાર:—ઉપર પ્રમાણે ત્હારા તરફથી કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કેમકે ઉત્પન્ન થતા ઘટાદિ કાર્યોનો અસંખ્યેયસમયાત્મક લાંબો ક્રિયાકાળ જણાય છે, તેથી જે સમયે ઘટાદિકાર્ય આરંભાય છે તેજ સમયે ઉત્પન્ન થાય છે એમ નહિ, પણ માટી લાવવી, તેનો પિંડ કરવો, ચક્રપર મૂકવો, શિવક સ્થાશ કોશઆદિક્રિયા કરવા વડે ઘણા કાળે ઘટાદિની ઉત્પત્તિ થાય છે.

નિશ્ચય:—ભલે ક્રિયાકાળ લાંબો હોય, પરન્તુ કાર્ય તો ક્રિયાના આરંભ સમયે હોય છે.

વ્યવહાર:—એ કથનાનુસાર ક્રિયાના પ્રથમસમયેજ કાર્ય ઉત્પન્ન થતું હોય, તો તે ત્યાં જણાવું જોઇએ. પણ તે વખતે તે જણાતું નથી, તેમજ શિવક-સ્થાસ-કોશ-કુશુલાદિ કાળે પણ જણાતું નથી, પરન્તુ ઘટાદિ કાર્યનો લાંબો ક્રિયાકાળ પૂર્ણ થયા પછી એટલે ઘટાદિ સંબંધી સર્વ ક્રિયા પૂર્ણ થયા બાદ ઘટાદિકાર્ય જણાય છે, તેથી ક્રિયાકાળના અન્તેજ કાર્ય વિદ્યમાન હોય છે, તે પહેલાં નથી હોતું. એજ પ્રમાણે ગુરૂસમીપે સિદ્ધાન્ત શ્રવણ ચિન્તન મનન આદિ ક્રિયાકાળે આભિનિબોધિક જ્ઞાન નથી થતું, પણ તે શ્રવણાદિ ક્રિયાકાળના અન્તેજ હોય છે, અને તે જ્ઞાનોપયોગ પણ તેજ વખતે જણાય છે. એ રીતે ક્રિયાકાળે કાર્ય નથી, કેમકે તે વખતે ત્યાં તે જણાતું નથી; પરન્તુ ક્રિયાકાળ પૂર્ણ થયા પછીજ કાર્ય થાય છે, કેમકે તે વખતે તે ત્યાં જણાય છે. આ ઉપરથી પ્રાપ્ત થતું જ્ઞાન પ્રાપ્ત થએલું ન ગણાય, કેમકે ક્રિયાકાળે તે પ્રાપ્ત થતું હોય છે, અને નિષ્ઠાકાળે પ્રાપ્ત થયું હોય છે. ક્રિયાકાળ અને નિષ્ઠાકાળ અત્યન્ત ભિન્ન છે, તેથી એમ સિદ્ધ થાય છે કે મિથ્યાદૃષ્ટિ અને અજ્ઞાની સમ્યક્ત્વ તથા જ્ઞાન પામે છે, પણ સમ્યગ્દૃષ્ટિ અને જ્ઞાની જીવ હોય તે તે પામે છે એમ નહી. ૪૧૪-થી ૪૧૭.

ઉપરોક્ત વ્યવહારનયનો અભિપ્રાય જાણીને હવે નિશ્ચયનય તેનું પ્રતિવિધાન કરવાને પોતાનો અભિપ્રાય જણાવે છે.

नेच्छइओ नाऽजायं जाइ अभावत्तओ खपुप्फं व ।
अह च अजायं जायइ, जायउ तो खरविसाणंपि ॥ ४१८ ॥
निचकिरियाइदोसा णणु तुल्ला, अमइ कट्ठतरगा वा ।
पुव्वमभूयं च न ते दीसइ किं खरविसाणंपि ? ॥ ४१९ ॥
पइसमउप्पण्णाणं परोप्परविलक्खणाण सुबहूणं ।
दीहो किरियाकालो जइ दीसइ किं च कुंभस्स ? ॥ ४२० ॥
अण्णारंभे अण्णं कह दीसउ, जह घडो पडारंभे ? ।
सिवकादओ न घडओ किह दीसउ सो तदद्धाए ? ॥ ४२१ ॥
अन्ते चिय आरद्धो जइ दीसइ तम्मि चेव को दोसो ? ।
अकयं व संपइ गए किह कीरउ किह व एस्सम्मि ? ॥ ४२२ ॥

पइसमयकज्जकोडीनिरविक्खो घडगयाहिलासोऽसि ।
पइसमयकज्जकालं थूलमइ ! घडम्मि लाएसि ॥ ४२३ ॥

ગાથાર્થ:—નિશ્ચયનય કહે છે કે-નહિ થયેલું કાર્ય અભાવરૂપ હોવાથી આકાશપુષ્પની પેઠે થતું નથી. જો નહિ થએલું થતું હોય તો ગધેડાનાં શીંગડાં પણ થવાં જોઇએ. વળી નિત્યક્રિયા આદિ દોષો (તારામાં પણ) સમાન છે. અથવા અવિદ્યમાન કાર્યમાં તે દુસ્ત્યાજ્ય છે. તથા પૂર્વે નહિ થએલું કાર્ય તને જણાય છે. તો શું ગધેડાનાં શીંગડાં પણ તને જણાય છે કે? દરેક સમયે ઉત્પન્ન થતા પરસ્પર વિલક્ષણ ઘણા કાર્યોના ક્રિયાકાળ જો દીર્ઘ જણાય તો એમાં ઘડાને શું? જેમ પટના આરંભમાં ઘટ નથી જણાતો તેમ અન્યકાર્યમાં અન્યકાર્ય કેમ જણાય? શિવકાદિ ઘટ નથી એટલે તે વખતે તે ક્યાંથી જણાય? અન્ય સમયે આરંભેલ કાર્ય જો તે સમયે ન દેખાય તો એમાં શો દોષ છે? અથવા નહિ કરેલું વર્તમાન સમય ગયા પછી કેવી રીતે કરાય? અને કેવી રીતે થાય? રે! સ્થૂલમતિ! દરેક સમયે ઉત્પન્ન થતા જુદા જુદા કાર્યની પરંપરાની અપેક્ષા વિના તું ઘટના અભિલાપવાળો હોવાથી દરેક સમયના કાર્ય કાળને ઘટમાં લગાડે છે. ૪૧૮-થી-૪૨૩.

નિશ્ચયનયવાદી પૂર્વોક્ત અભિપ્રાય જાણીને વ્યવહારનયવાદીને કહે છે કે "કરેલા ઘડાની પેઠે થએલું થતું નથી." એમ જે તું કહે છે, તેના પ્રતિવિધાનમાં અમે એમ કહીએ છીએ કે-"આકાશપુષ્પની પેઠે નહિ થએલું થતું નથી." એટલે કે આકાશપુષ્પની પેઠે અભાવરૂપ અવિદ્યમાન કાર્ય જો ઉત્પન્ન થતું હોય તો અવિદ્યમાન એવા ગધેડાનાં શીંગડાં પણ થવાં જોઈએ. કારણકે અભાવ તો ઉભયમાં સમાન છે ૪૧૮.

વળી અમારા વિદ્યમાનકાર્યવાદમાં નિત્યક્રિયાદિ દોષો જે તું આપે છે તે દોષો તારા અવિદ્યમાનકાર્યવાદમાં પણ સમાન છે. કારણકે જો અવિદ્યમાન કાર્ય કરાય છે, તો હમ્મેશાં ક્રિયા કરે જાઓ કેમકે અવિદ્યમાન પણું સર્વદા સમાન છે. પરન્તુ એમ કરવાથી એ કદી પણ અવિદ્યમાન એવા એકે કાર્યની ઉત્પત્તિ નહિ થાય. માત્ર ગધેડાના શીંગડા જેવા અવિદ્યમાન કાર્યને ઉત્પન્ન કરવામાં ક્રિયા નષ્ફળ થશે. અથવા એ દોષો દુસ્ત્યાજ્ય છે. કેમકે વિદ્યમાન કાર્યનું કરવાપણું તે કોઇપણ પર્યાયવિશેષથી સંભવે છે. લોકમાં પણ પર્યાયવિશેષ ધારણ કરવાની અપેક્ષા એજ વિદ્યમાન એવા આકાશાદિને કરવાનું કહેવાય છે. જેમકે-અવકાશ કર, પીઠ કર, પગ કર, ઇત્યાદિ જે છે તેને માટેજ કરવાનું કહેવાય છે. માટે વિદ્યમાન કાર્યજ કરાય છે. પણ ગધેડાના શીંગડા સમાન અવિદ્યમાન કાર્ય કોઇપણ પ્રકારે કરાતું નથી.

વળી (૪૧૬ મી ગાથામાં) "પૂર્વે નહિ થએલું થતું જણાય છે." એમ જે તું કહે છે. તેમાં ઉત્પત્તિની પહેલાં સર્વથા અવિદ્યમાન કાર્ય ઉત્પન્ન થાય છે. એમ માનીએ તો તદનુસાર ગધેડાનું શીંગડું પણ પહેલાં અવિદ્યમાન હોય તે પછીથી ઉત્પન્ન થતું જણાવું જોઇએ. કેમકે અવિદ્યમાનપણું ગધેડાનાં શીંગડાં ને ઘટાદિ એ ઉભયમાં પણ સમાન છે. ૪૧૯.

તથા "ક્રિયાકાળ લાંબો જણાય છે" એમ જે તું કહે છે તેના ઉત્તરમાં કહેવાનું કે-દરેક સમયે ઉત્પન્ન થતાં પરસ્પર વિલક્ષણ ઘણાં કાર્યો જેવાં કે-માટી ખોદવી, તેને એકઠી કરવી, ગુણોમાં ભરવી, તે ગુણો ગધેડાની પીઠ પર મૂકવી, પાછી ઉતારવી, તેમાં પાણી નાખવું, તેનો મસળીને પિંડ કરવો, તે પિંડ ચક્ર ઉપર મૂકવો, ચક્ર ભમાવવું, તે

પછી મૃત્પિંડના શિવક-સ્થાસ-કોશ કુશુલ વિગેરે કાર્યો, એ સર્વ કાર્યોનો લાંબો ક્રિયાકાળ જણાય તો એમાં ઘટને શું ? અર્થાત્ દરેક સમયે ક્રિયાઓ ભિન્ન ભિન્ન છે અને મૃત્પિંડાદિ કાર્યો પણ ભિન્ન છે, ઘટાદિરૂપ કાર્ય તો છેલ્લી ક્રિયાના સમયેજ થાય છે. તેથી પ્રતિસમય જુદા જુદાં અનેક કાર્યોનો લાંબો ક્રિયાકાળ હોય તેને છેલ્લી ક્રિયાના સમયે થનારા ઘટમાં કહેવો તે ખરેખર અજ્ઞાનતાજ છે. ૪૨૦

વળી " આરંભમાં કાર્ય જણાતું નથી. " એમ કહેવામાં તારો અભિપ્રાય એવો જણાય છે કે-માટી, ચક્ર, ચીવર, કુંભારઆદિ સામગ્રીની પ્રવૃત્તિના પ્હેલા સમયે પણ ઘડો કેમ જણાતો નથી ? ને જણાતો નથી માટે અવિદ્યમાન છે, અને પછી ત્યાં ઉત્પન્ન થાય છે. એમ જો તારૂં કહેવું હોય તો તે અયોગ્ય છે, કારણ કે પ્રથમ આરંભ સમયે કંઇ ઘડો આરંભેલો નથી, પણ ચક્ર પર મૃત્પિંડારોપણ આદિજ આરંભેલ છે, તેથી અન્યકાર્યના આરંભમાં અન્યકાર્ય ક્યાંથી જણાય ? નજ જણાય. જેમ પટરૂપ કાર્યના આરંભમાં ઘટરૂપ કાર્ય નથી જણાતું તેમ અહીં પણ સમજવું.

તથા " શિવકાદિકાળે ઘટ જણાતો નથી. " એમ જે તે કહ્યું છે. તે યોગ્યજ છે, કેમકે શિવકાદિ કંઇ ઘટરૂપ નથી, કે જેથી તે શિવકાદિક ઘટરૂપે જણાય. એ તો શિવકાદિનો કાળ છે, માટે તે વખતે ત્યાં ઘટરૂપ કાર્ય નથી જણાતું. અન્ય કાર્યના આરંભમાં અન્ય કાર્યનું દર્શન નજ થાય. ૪૨૧

" ક્રિયાના અન્તે કાર્ય જણાય છે " એમ જે તેં કહ્યું છે. એમાં આશ્ચર્ય શું છે ? અન્ત્યક્રિયા સમયે આરંભેલ કાર્ય જો અન્ત્યસમયેજ જણાય, તો એમાં નવાઈ જેવું શું ? આથી કરીને અન્ત્યસમયેજ કાર્ય જણાય છે, અન્યત્ર નથી જણાતું, અને તેથી પૂર્વે અવિદ્યમાન કાર્યજ કરાય છે, એમ શાથી કહે છે ? ખરી રીતે તો તે કાર્ય પ્રથમાદિ ક્રિયા સમયે આરંભેલુંજ નથી, અને તેથી જણાતું પણ નથી; પરન્તુ અન્ત્યક્રિયા સમયે આરંભેલું છે, તેથી તે વખતે જણાય છે. વળી તે કાર્ય તે ક્રિયા સમયે કરાતું હોવાથી કરેલુંજ છે, કેમકે સમય નિરંશ છે " જે કરાએલું છે તે વિદ્યમાનજ છે. " માટે વિદ્યમાનજ કરાય છે, અવિદ્યમાન નથી કરાતું. અને તેથી જે વિદ્યમાન હોય તેજ કરાય છે એમ સિદ્ધ થયું.

વળી જે સમયે કરાતું હોય, તેજ સમયે કરેલું ન માનીએ, અને નહિ કરાએલું વર્તમાન સમયે કરાતું જો માનીએ, તો તે વર્તમાન સમય વીત્યાબાદ કેવી રીતે કરાય ? કેમકે તે સમય નાશ પામતો હોવાથી અવિદ્યમાનજ છે. તથા ભવિષ્યકાળ પણ અનુત્પન્ન હોવાથી અવિદ્યમાન છે, તેથી અતીત અને ભવિષ્યકાળે પણ કેવી રીતે કાર્ય થાય ? નજ થાય.

વળી જો વ્યવહાર વાદી એમ કહે કે-સર્વ ક્રિયાસમય ક્રિયમાણ કાળ છે. અને ત્યાં ક્રિયમાણ વસ્તુ નથી. પરન્તુ ક્રિયા બંધ થયા પછીનો જે તરતનો સમય તે સમય કૃતકાળ છે, કેમકે ત્યાંજ કાર્યની ઉત્પત્તિ થાય છે, માટે કરેલું હોય તેજ કરેલું કહેવાય, પણ કરાતું હોય તે કરેલું ન કહેવાય. વ્યવહારવાદીનું આ પ્રમાણે કહેવું ઠીક છે, પણ તે બાબતમાં અમે એને પુછીએ છીએ કે-તમારાથી ક્રિયાવડે કાર્ય કરાય છે કે ક્રિયા વિના કરાય છે ? જો ક્રિયાવડે કાર્ય કરાય છે, તો ક્રિયા અને કાર્ય ભિન્ન ભિન્ન કાળે શાથી રહે છે. ? કેમકે ખદિરમાં છેદન ક્રિયા, અને પલાશમાં તેના કાર્યભૂત છેદ થાય છે એમ કહેવું એ શોભાસ્પદ નથી. વળી ક્રિયાકાળે કાર્ય નથી થતું અને પછીથી થાય છે એમ

કહેવાથી તો એવું થયું કે નિર્ભાગિણી ક્રિયાજ સર્વ અનર્થનું મૂળ છે. કે જે ઉત્પન્ન થતા કાર્યના વિઘ્નભૂત થાય છે; કારણકે જ્યાં સુધી એ ક્રિયા પ્રવર્તે છે ત્યાંસુધી બિચારૂં કાર્ય ઉત્પન્નજ નથી થતું, પણ સ્હામી તે કાર્યના વિઘ્નભૂત થાય છે. આથી તો વ્યવહારવાદીના અભિપ્રાયે એવું થયું કે બુદ્ધિમાનો ક્રિયાનો આરંભ કરે છે તે કેવળ વિપરીતપણેજ આરંભે છે. વ્ય૦ અરે ક્રિયાજ કાર્ય તો કરે છે. પણ કેવળ ક્રિયા ઉપરમ થયાબાદ કાર્ય ઉત્પન્ન થાય છે, એમ કહેવામાં આવે તો નિશ્ચયવાદી કહે છે કે અમે પૂછીએ છીએ કે કાર્યનો ક્રિયા સાથે શો વિરોધ છે? કે જેથી ક્રિયા કાર્ય કરે છે તો પણ ક્રિયાકાળ વીત્યા પછી કાર્ય ઉત્પન્ન થાય છે? અને તે કાળે નથી થતું? વળી ક્રિયા ઉપરમ થયા બાદ થનારૂં કાર્ય ક્રિયાના આરંભ સિવાય પણ કેમ નથી થતું? કારણકે ક્રિયાનો અનારંભ અને ઉપરમ અર્થથી અભિન્ન છે.

હવે ક્રિયા વિના કાર્ય થાય છે, એવો બીજો પક્ષ માનીને કહેતા હો તો હિમવાન્-મેરૂ-સમુદ્ર વિગેરેની પેઠે ઘટાદિ કાર્યો પણ કર્યાસિવાય થએલા ગણવા, એટલે કે મેરૂઆદિની પેઠે ઘટાદિ પણ કારણભૂત ક્રિયાવિના થવાં જોઇએ. અને એથી તપ-સ્વાધ્યાય વિગેરે ક્રિયાઓ સાધુજનો જે મોક્ષ સાધવા કરે છે તે બધી નિરર્થકજ થાય, કારણકે ક્રિયા વિનાજ સર્વ કાર્યની ઉત્પત્તિ થાય છે. આથી મૂકભાવ ધારણ કરીને હાલ્યાચાલ્યા સિવાય નિરાકુલપણે ત્રણે ભુવનો શાંત રહી જાઓ, કેમકે ક્રિયાના આરંભ સિવાય આલોક અને પરલોક સંબંધી ઇચ્છિત કાર્યની સિદ્ધિ થઈ જશે. પરન્તુ એમ થતું નથી, માટે ક્રિયાજ કાર્ય કરનારી છે, અને ક્રિયાકાળેજ કાર્ય થાય છે, પણ ક્રિયા ઉપરમ થયાપછી નથી થતું. માટે કરાતું હોય તેજ કર્યું, એમ માનવું એ વધારે યુક્ત સંગત છે. ૪૨૨

જો ક્રિયાસમયે પણ કાર્ય છે તો તે ત્યાં કેમ જણાતું નથી? જણાય છે એમ કહેતા હો, તો હું તે કાર્ય કેમ નથી જોઈ શકતો? આ પ્રમાણે પૂછવામાં આવે તો તેના ઉત્તરમાં કહેવાનું કે જે વસ્તુ જે સમયે આરંભાય છે તે વસ્તુ તેજ સમયે ઉત્પન્ન થાય છે અને તેજ જણાય છે; પરન્તુ સૂક્ષ્મદૃષ્ટિવાળાઓથી બહારભૂત એટલા માટે સ્થૂલબુદ્ધિવાળાઓ દરેક સમયે ઉત્પન્ન થતા કાર્યની પરંપરાના કાળને ઘટમાં યોજે છે. એટલે કે માટીનો પિંડ કરવો, ચક્ર ભમાવવું વિગેરે સમસ્ત ઉત્પત્તિકાળને ઘટનોજ કાળ માને છે. દરેક સમયે ઉત્પન્ન થતા મૃત્પિંડાદિ કાર્યોની પરંપરામાં અપેક્ષારહિત થઇને માટી-દંડ ચક્ર-ચીવર વિગેરે સામગ્રીમાં " ઘટ ઉત્પન્ન થશે." એવા અભિલાપયુક્ત હોવાથી દરેક સમયે શિવકાદિ જુદા જુદા કાર્યો ઉત્પન્ન થતાં જણાય છે, છતાં તે કાર્યો તે પ્રમાણે તેને ઉત્પન્ન થતાં જણાતા નથી, પણ ઘટની ઉત્પત્તિના નિમિત્તભૂત આ સર્વ માટી વિગેરે સામગ્રી છે, એમ માનવાથી તે કાર્યોના અપેક્ષાવિના એ સર્વ કાર્યકાળ ઘટમાં યોજે છે, તેથી પૂર્વ ક્ષણોમાં અનુત્પન્ન ઘટને નહિ જોવાથી " ક્રિયાકાળે ઘટરૂપ કાર્ય હું જોતો નથી" એમ કહે છે; પરન્તુ એમ નથી જાણતો કે છેલ્લી ક્રિયાસમયેજ ઘટ આરંભાય છે, પૂર્વક્રિયા કાળે તો શિવકાદિજ આરંભાય છે. તેથી કરીને અન્ય કાર્યના આરંભમાં અન્યકાર્ય ન જણાય એ સ્પષ્ટ છે. ૪૧૮-થી-૪૨૩.

હવે ઉપરોક્ત નિશ્ચયનયવાદીના કથન માટે પુનઃ વ્યવહારનયવાદી કહે છે.

को चरिमसमयनियमो पढमे चिय तो न कोरए कज्जं ।
नाकारणंति कज्जं तं चेवंतम्मि से समंद ॥ ४२४ ॥

उप्पाएऽवि न नाणं जइ तो सो कस्स होइ उप्पाओं ? ।
तम्मि य जइ अण्णाणं तो नाणं कम्मि कालम्मि ? ॥ ४२५ ॥
को य सवणाइकालो उप्पाओ जम्मि होज्ज से नाणं ।
नाणं च तदुप्पाओ य दोऽवि चरिमम्मि समयम्मि ? ॥ ४२६ ॥

ગાથાર્થ:—છેલ્લા સમયનો શો નિયમ છે ? કે જેથી પ્રથમસમયેજ કાર્ય નથી કરાતું, કારણ વિના કાર્ય નથી થતું, માટે તેના તેજ સમયે થાય છે. ઉત્પત્તિ કાળમાં પણ જો જ્ઞાન ન હોય, તો તે ઉત્પત્તિ કોની થાય ? અને જો ઉત્પત્તિ કાળમાં અજ્ઞાન છે તો જ્ઞાન કયા કાળમાં થશે ? અથવા કયો શ્રવણાદિ કાળ છે કે જેમાં તેને ઉત્પત્તિ અને જ્ઞાન થાય છે ? જ્ઞાન અને તેની ઉત્પત્તિ બન્ને છેલ્લા સમયે થાય છે. ૪૨૪-થી-૪૨૬.

જુદા જુદા કાર્યો, જો પ્રથમસમયથી માંડીને આરંભાય છે, તો છેલ્લા સમયનો શો નિયમ છે ? કે જેથી અમુક-વિવક્ષિત કાર્ય પ્રથમ સમયે નથી કરાતું. અને નહિ કરાવાથી તે ત્યાં નથી જણાતું. અર્થાત્ પ્રથમ કાર્યની પેઠે તે વિવક્ષિતકાર્ય પણ ત્યાંજ કરાવું જોઇએ અને જણાવું જોઇએ. આના ઉત્તરમાં નિશ્ચયનયવાદી કહે છે કે-કારણવિના કાર્ય કદીપણ નથી થતું. કારણવિનાનું સ્વાભાવિકકાર્ય હમ્મેશાં વિદ્યમાન હોય અથવા અવિદ્યમાન હોય. વળી તે કારણ તે વિવક્ષિત કાર્યની ક્રિયાના અન્ત્ય સમયે નથી હોતું, તેમ પ્રથમાદિ સમયોમાં પણ નથી હોતું, તે સમયોમાં કાર્ય ઉત્પન્ન થતું નથી અને જણાતું નથી. વસ્તુત: ક્રિયાકાળેજ કાર્ય થાય છે, ક્રિયા બંધ પડયા પછી નથી થતું; જો એમ ન માનવામાં આવે તો પ્રસ્તુત આભિનિબોધિક જ્ઞાનના સંબંધમાં પણ એ પ્રમાણે થાય છે તેનું કેમ ? ૪૨૪

એટલે કે કાર્યોત્પત્તિના હેતુભૂત જે ઉત્પત્તિરૂપ ક્રિયાવિશેષ તેમાં પણ મતિજ્ઞાન ન માનીએ, અર્થાત્ ક્રિયમાણ અવસ્થામાં પણ કાર્ય ન માનીએ તો ઉત્પન્ન કરાતું કાર્ય અવિદ્યમાન હોવાથી તે ઉત્પત્તિ કોની થશે ? ગધેડાના શીંગડાની પેઠે અવિદ્યમાન વસ્તુની ઉત્પત્તિ થવી યોગ્ય નથી. અહીં જો કદી એમ કહેવામાં આવે કે તે ઉત્પાદ કાળમાં અજ્ઞાન છે તો પછી જ્ઞાન કયા કાળમાં થશે ? ઉત્પાદ થઇ રહ્યા પછી થશે એમ કહેવામાં આવે તો ઉત્પત્તિરૂપ ક્રિયા અને ઉત્પન્ન થવા રૂપ કાર્ય ભિન્ન ભિન્ન કાળે શાથી છે ? ઉત્પત્તિરૂપ ક્રિયા થઇરહ્યા બાદ થતું કાર્ય ઉત્પત્તિરૂપ ક્રિયાની પહેલાં પણ કેમ નથી થતું ? કારણકે ઉભયમાં સમાનતા છે. ૪૨૫

"શ્રવણાદિકાળે જ્ઞાન નથી" એમ જે પૂર્વે ૪૧૭ મી ગાથામાં કહ્યું છે, તે સંબંધમાં અમે પૂછીયે છીએ કે-હે વ્યવહારવાદી ! તે શ્રવણાદિ કાળ કયો છે, કે જેમાં જ્ઞાનનો નિષેધ કરવામાં આવે છે ? મતિજ્ઞાનનો ઉત્પત્તિકાળ તેજ શ્રવણાદિકાળ છે, તેમાં શિષ્યને મતિજ્ઞાન થાય છે; તથા શરૂઆતથી ગુરૂસમીપે ધર્મશ્રવણાદિ કરવું તે મતિજ્ઞાનનો ઉત્પત્તિકાળ છે, તે સિવાયનો બીજો નહિ એમ કહેવામાં આવે તો તે યોગ્ય નથી. કેમકે મતિજ્ઞાન અને તેની ઉત્પત્તિ એ બન્ને ધર્મશ્રવણાદિ ક્રિયાકાળના સમૂહના છેલ્લા સમયેજ થાય છે. પ્રથમાદિ સમયોમાં નથી થતા, પ્રથમાદિસમયોમાં તો જુદા જુદા ધર્માવબોધાદિ કાર્યોનીજ ઉત્પત્તિ થાય છે. અને એ ધર્મબોધાદિમાત્રથીજ સમ્યગ્જ્ઞાનની ઉત્પત્તિ યોગ્ય નથી; કેમકે અભવ્યોમાં પણ ધર્મબોધ તો હોય છે. માટે એમ માનવું યોગ્ય નથી. પણ ધર્મશ્રવણાદિના કોઇ વિશિષ્ટ છેલ્લાસમયેજ મતિજ્ઞાન અને તેની ઉત્પત્તિ થવી યોગ્ય છે. અને તેથી કરીને અમે પણ ક્રિયાકાળના છેલ્લાસમયેજ તેની ઉત્પત્તિ માનેલી છે તે યોગ્ય છે. માટે ધર્મ

શ્રવણાદિ સર્વ ક્રિયાકાળમાં મતિજ્ઞાન નથી, તેમજ તે ક્રિયા બંધ પડયા પછી પણ નથી; પરન્તુ એ ક્રિયાકાળના એક છેલ્લાસમયેજ તેનો આરંભ થાય છે અને ઉત્પન્ન થાય છે. તેથી કરાતું હોય તેજ કરેલું છે. એમ માનવું યોગ્ય છે.

જો કરેલું પણ કરાતું હોય, તો વારંવાર કરે જાઓ, કેમકે કરવાપણું સમાન છે. અને એથી કાર્ય કરવાની અનવસ્થા થશે. એમ કહેતો હોય તો તે પણ યોગ્ય નથી, કેમકે ક્રિયાકાળ અને નિષ્ઠાકાળમાં કંઈ ભેદ નથી. જો કાર્ય ઉત્પન્ન કરનાર આરંભેલી ક્રિયા પાછલના સમયોમાં પણ થતી હોય તો પુનઃ પુનઃ કરવારૂપ અનવસ્થા થાય; પણ એમ નથી, કારણ કે કાર્ય ઉત્પન્ન કરનાર ક્રિયા કાર્યની પૂર્વે નથી. તેમ કાર્યની પછી પણ નથી. પરન્તુ તે છેલ્લાસમયેજ આરંભાય છે અને પૂર્ણ થાય છે, તેથી પુનઃ પુનઃ કરવારૂપ અનવસ્થા ક્યાંથી થાય ? નજ થાય. " શ્રવણાદિકાળે જ્ઞાન નથી " એમ કહેવાથી જો ધર્મશ્રવણાદિ સર્વ સમયોમાં મતિજ્ઞાન નિષેધતો હોય, તો તે અમારે માન્ય છે. પણ ધર્મશ્રવણાદિ ક્રિયાના છેલ્લાસમયે નિષેધતો હોય, તો તે અયુક્ત છે, કેમકે તે છેલ્લાસમયે તો જ્ઞાન સિદ્ધ કર્યું છે. અને એ ધર્મશ્રવણાદિક્રિયાના છેલ્લા સમયે સમ્યગ્દૃષ્ટિ જ્ઞાનીને સમ્યક્ત્વ અને જ્ઞાન પ્રાપ્ત થતું માનેલું છેજ.

એ પ્રમાણે નિશ્ચયનયવાદીનો અભિપ્રાય જાણીને વ્યવહારવાદી કહે છે કે-તે છેલ્લાસમયે સમ્યક્ત્વ-જ્ઞાન પ્રાપ્ત કરનાર વ્યક્તિ પ્રાપ્ત કરવાનું પામેલ નથી, ને તેથીજ મિથ્યાદૃષ્ટિ અને અજ્ઞાની સમ્યક્ત્વ-જ્ઞાન પામે છે, અને પછી ક્રિયા પૂર્ણ થવાના સમયે સમ્યક્ત્વ-જ્ઞાન એકીસાથે તે મેળવે છે, માટે પ્રસ્તુત સમ્યક્ત્વ દ્વારમાં આમતે સમ્યગ્દૃષ્ટિ હોય તે સમ્યક્ત્વ અને મતિજ્ઞાન પામેલજ હોય છે, પરન્તુ પામતો હોય છે એમ નહિ. કેમકે સમ્યક્ત્વ અને જ્ઞાનનો એકીસાથે લાભ થાય છે, વળી તે કાળે ક્રિયાનો અભાવ હોય છે, અને ક્રિયાના અભાવે પામવાપણું ઘટે નહિ. પણ નિશ્ચયનયના મતે તો સમ્યગ્દૃષ્ટિ આભિનિબોધિક જ્ઞાન પૂર્વે પામેલ હોય છે અને પામતો પણ હોય છે. કેમકે ક્રિયાકાળ અને કાર્યનિષ્ઠાકાળ એકીસાથે વિદ્યમાન માનેલ છે.

જ્ઞાનદ્વારમાં-મતિ-શ્રુત-અવધિ-મનઃપર્યાય ને કેવળ એમ પાંચ પ્રકારે જ્ઞાન છે. તેમાં મતિ શ્રુત-અવધિ અને મનઃપર્યાય જ્ઞાનવાળાઓ વ્યવહારનયમતે પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય છે, પણ પામતા નથી હોતા. કેમકે જ્ઞાનીને મતિજ્ઞાનની પ્રાપ્તિ ન હોય, એ વાત પૂર્વે કહી છેજ. તથા કેવળજ્ઞાનીઓને તો મતિજ્ઞાનની પૂર્વપ્રાપ્ત અને વર્તમાનપ્રાપ્ત ઉભયનો અભાવ હોય, કેમકે તેમને મતિઆદિ જ્ઞાન ક્ષાયોપશમિક હોવાથી ન હોય. મતિઅજ્ઞાન-શ્રુતઅજ્ઞાન-ને વિભંગજ્ઞાનવાળાઓ કોઇવખત આભિનિબોધિક જ્ઞાન પામતા હોય છે, પણ પૂર્વે પામેલા નથી હોતા, આની યુક્તિ પૂર્વે કહી છે. વળી નિશ્ચયનયના મતે તો મતિ-શ્રુત-ને અવધિજ્ઞાનવાળાઓ મતિજ્ઞાન પૂર્વે પામેલા અવશ્ય હોય છે, પણ મતિજ્ઞાન પામતાઓની ભજના હોય છે. કેમકે જ્ઞાનીને જ્ઞાનની પ્રાપ્ત થાય છે, એમ કહેલું છે. મનઃપર્યવજ્ઞાની તો પૂર્વે પામેલાજ હોય છે, પામતા નથી હોતા, કેમકે પૂર્વે સમ્યક્ત્વ પ્રાપ્તિ વખતે મતિજ્ઞાન પામેલાનેજ પછીથી મતિજ્ઞાનની અવસ્થામાં મનઃપર્યવજ્ઞાન હોય છે. કેવળીને તો પૂર્વપ્રાપ્તિ અને વર્તમાન પ્રાપ્ત એ ઉભય પ્રાપ્તિનો અભાવ હોય છે. એજ પ્રમાણે મતિઆદિઅજ્ઞાનવાળાઓને પણ ઉભયપ્રાપ્તિનો અભાવ હોય છે, કેમકે જ્ઞાનીનેજ જ્ઞાનની પ્રાપ્ત થાય છે.

દર્શનદ્વારમાં-ચક્ષુ-અચક્ષુ-અવધિ-ને કેવળ એમ દર્શન ચાર પ્રકારે છે. એમાં મધ્ય

એ ત્રણ દર્શનમાં લબ્ધિની અપેક્ષાએ મતિજ્ઞાન પૂર્વે પામેલા અવશ્ય હોય છે અને પામતાની ભજના હોય છે; એજ ત્રણ દર્શનના ઉપયોગની અપેક્ષાએ તો મતિજ્ઞાન પૂર્વે પામેલાજ અવશ્ય હોય છે, પણ પામતા નથી હોતા. કેમકે મતિજ્ઞાન લબ્ધિસ્વરૂપ છે, અને લબ્ધિની ઉત્પત્તિ દર્શનના ઉપયોગમાં નથી હોતી. જે માટે કહ્યું છે કે-"સર્વ લબ્ધિયો સાકારઉપયોગવાળાનેજ ઉત્પન્ન થાય છે." તથા કેવળદર્શનવાળાને તો મતિજ્ઞાનની પૂર્વપ્રાપ્તિ અને વર્તમાનપ્રાપ્તિ એ ઉભય પ્રાપ્તિનો અભાવ છે.

સંયમદ્વારમાં—સંયત વિગેરે આભિનિબોધિકજ્ઞાન પૂર્વે પામેલા અવશ્ય હોય છે, અને પામતા ભજનાએ હોય છે. અહીં એવી શંકા થાય કે સમ્યક્ત્વપ્રાપ્તિની અવસ્થામાંજ સંયતો મતિજ્ઞાન પૂર્વે પામેલા હોવાથી હોય તો પરન્તુ મતિજ્ઞાન પામતા પણ હોય છે એ કેમ સંભવે ? આ શંકા સત્ય છે, પરન્તુ જે કોઈ અતિવિશુદ્ધિથી સમ્યક્ત્વ અને ચારિત્ર બન્ને એકીસાથે પામે તેને તે અવસ્થામાં સંયમ પામતાં મતિજ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. એ માટે આવશ્યક ચૂર્ણિમાં કહ્યું છે કે:-" नत्थि चरित्तं सम्मत्तविहूणं दसणं तु भयणिज्जं "। સમ્યક્ત્વ વિના ચારિત્ર નથી, પણ દર્શનની ભજના હોય છે. " सम्मत्तचरित्ताई जुगवं पुव्वं व सम्मत्तं " । સમ્યક્ત્વ તથા ચારિત્ર સાથે પ્રાપ્ત થાય, અથવા સમ્યક્ત્વ પૂર્વે પણ પ્રાપ્ત થાય, તેથી ભજના કહેવાય છે.

ઉપયોગદ્વારમાં ઉપયોગ બે પ્રકારે છે:—પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન, એ આઠ ભેદે સાકારોપયોગ છે, તથા ચાર દર્શન તે અનાકારોપયોગ છે. સાકારોપયોગમાં પૂર્વે મતિજ્ઞાન પામેલા અવશ્ય હોય છે, પામતા ભજનાએ હોય છે. અનાકારઉપયોગમાં મતિજ્ઞાન પૂર્વે પામેલાજ હોય છે, પણ પામતા નથી હોતા, કેમકે અનાકારોપયોગમાં લબ્ધિ પ્રાપ્ત નથી થતી.

આહારકદ્વારમાં:—આહારિને સાકારોપયોગવાનની પેઠે સમજવું, અને અનાહારી અપાન્તરાલ ગતિમાં મતિજ્ઞાન પૂર્વે પામેલા હોય છે, પણ પામતા તો નથીજ હોતા. ૪૨૪-થી-૪૨૬

હવે ભાષકાદિદ્વારો કહીને સત્પદપ્રરૂપણાદ્વાર પૂર્ણ કરે છે.

भासासलद्धिणो लभइ भासमाणो अभासमाणो वा ।
पुव्वपडिवन्नओ वा उभयंपि अलद्धिए नत्थि ॥ ४२७ ॥

ગાથાર્થ:—ભાષાલબ્ધિયુક્ત વ્યક્તિ જો ( મતિજ્ઞાનવાન હોય ) તો તો ભાષમાણ અથવા અભાષમાણ હોય, તેમાં ભાષાલબ્ધિમાન્ પૂર્વ પ્રતિપન્ન હોય, અને ભાષા લબ્ધિરહિત વ્યક્તિ ઉભય પ્રકારે પણ ન હોય. ૪૨૭

ભાષાલબ્ધિમાન્ જો કોઈ મતિજ્ઞાન પામે તો તે ભાષમાણ અથવા અભાષમાણ હોય છે, તેમાં ભાષાલબ્ધિવાળા મનુષ્યાદિ જાતિની અપેક્ષાએ અવશ્ય મતિજ્ઞાનના પૂર્વ પ્રતિપન્ન હોય છે, અને પ્રતિપદ્યમાન ભજનાએ હોય છે. ભાષાલબ્ધિરહિત વ્યક્તિમાં મતિજ્ઞાનના પૂર્વ પ્રતિપન્ન પણ નથી તેમજ પ્રતિપદ્યમાન પણ નથી; કારણકે ભાષાલબ્ધિરહિત એકેંદ્રિય હોય છે, તેમને પૂર્વે કહ્યા મુજબ ઉભય રીતે મતિજ્ઞાનનો અભાવ હોય છે.

પરીત્તદ્વારમાં—પરીત્ત એટલે પ્રત્યેક શરીરી અથવા જેને થોડા ભવ કરવાના હોય છે તે. એ બન્ને જાતના પરીત્તો મતિજ્ઞાનના અવશ્ય પૂર્વ પ્રતિપન્ન હોય છે અને પ્રતિ-

પદ્યમાન તો ભજનાએ હોય છે. અપરીત્તી એટલે સાધારણશરીરવાળા. અથવા અર્દ્ધ-પુદ્ગળપરાવર્ત કરતાં પણ અધિક સંસાર જેઓને બાકી હોય તેઓ. એ બન્ને અપરિત્તો મિથ્યાદૃષ્ટિ હોવાથી મતિજ્ઞાનના પૂર્વપ્રતિપન્ન ન હોય તેમ પ્રતિપદ્યમાન પણ ન હોય.

પર્યાપ્તિદ્વારમાં છએ પર્યાપ્તિયે પર્યાપ્ત, પ્રત્યેકશરીરીની પેઠે મતિજ્ઞાની જાણવા; અને અપર્યાપ્તા તો મતિજ્ઞાનના પૂર્વ પ્રતિપન્ન હોય પણ પ્રતિપદ્યમાન ન હોય. સૂક્ષ્મદ્વારમાં સૂક્ષ્મજીવો ઉભયપ્રકારે મતિજ્ઞાનરહિત હોય છે, અને બાદરજીવો પર્યાપ્તાજીવોની પેઠે મતિજ્ઞાની જાણવા. સંજ્ઞિદ્વારમાં દીર્ઘકાલિકીસંજ્ઞાવાળા સંજ્ઞી કહેવાય છે. તે સંજ્ઞી જીવો બાદરજીવોની પેઠે મતિજ્ઞાની જાણવા, અને અસંજ્ઞિજીવો અપર્યાપ્તાની પેઠે જાણવા. ભવદ્વારમાં ભવસિદ્ધિજીવો સંજ્ઞિજીવોની પેઠે સમજવા, અને અભવસિદ્ધિ જીવો ઉભયશૂન્ય હોય છે. ચરમદ્વારમાં જેમને છેલ્લો ભવ થવાનો હોય છે તે ચરમભવિ કહેવાય, તે ચરમભવિજીવો ભવ્યજીવોની પેઠે મતિજ્ઞાની જાણવા, અને અચરમ જીવો અભવ્યની પેઠે જાણવા. આ પ્રમાણે ગતિ આદિદ્વારોમાં સત્પદપ્રરૂપણા કરી.

હવે દ્રવ્યપ્રમાણાદિદ્વારો કહે છે.

किमिहाभिणिबोहियनाणिजीवदव्वप्पमाणमिगसमए ।
पडिवज्जेज्जं तु नवा पडिवज्जइ जहन्नओ एगो ॥ ४२८ ॥
खेत्तपलिओवमासंखभाग उक्कोसओ पवज्जेज्जा ।
पुव्वपवन्ना दोन्नुवि पलियासंखेज्जईभागो ॥ ४२९ ॥ दारं
खेत्तं हवेज्ज चोद्दस भागा सत्तोवरिं, अहे पंच ।
इलिआगईय विग्गहगयस्स गमणेऽहवाऽऽगमणे ॥ ४३० ॥
आगमणंपि निसिद्धं चरिमाओ एइ जं तिरिक्खेसु ।
सुर-नारगा य सम्मद्दिट्ठी जं एंति मणुएसु ॥ ४३१ ॥ दारं
अवगाहणाइरित्तंपि फुसेइ वाहिं जहाऽणुणोऽभिहियं ।
एगपएसं खेत्तं सत्तपएसा य से फुसणा ॥ ४३२ ॥
अहवा जत्थोगाढो तं खेत्तं, विग्गहे मया फुसणा ।
खेत्तं व देहमेत्तं संचरओ होइ से फुसणा ॥ ४३३ ॥
होंति असंखेज्जगुणा नाणाजीवाण खेत्तफुसणाओ । दारं ।
एगस्स अणेगाण व उवओगंतोमुहुत्ताओ ॥ ४३४ ॥
लद्धीवि जहन्नेणं एगस्सेवं परा इमा होइ ।
अह सागरोवमाइं छावट्ठिं सातिरेगाइं ॥ ४३५ ॥
दो वारे विजयाईसु गयस्स तिन्नऽच्चुए अहव ताइं ।
अइरेगं नरभवियं, नाणाजीवाण सव्वद्धं ॥ ४३६ ॥ दारं

ગાથાર્થ:-આ લોકમાં આભિનિબોધિક જ્ઞાનવાળા જીવદ્રવ્યોનું પ્રમાણ એકસમયમાં કેટલું હોય ? પ્રતિપદ્યમાન મતિજ્ઞાની તો હોય અથવા ન હોય, જો હોય તો જઘન્યથી

એક હોય અને ઉત્કૃષ્ટથી ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા હોય, તથા પૂર્વપ્રતિપન્ન મતિજ્ઞાની જઘન્ય તથા ઉત્કૃષ્ટથી પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ હોય. વિગ્રહગતિ પામેલાનું ક્ષેત્ર ઉર્ધ્વભાગમાં ઈલિકાગતિએ ગમન કરતાં અથવા ત્યાંથી આવતાં સાતરાજ પ્રમાણ છે, અને અધોભાગમાં પાંચરાજ પ્રમાણ છે. સાતમી પૃથ્વીમાંથી આગમન પણ નિષેધ્યું છે, કેમકે તેઓ ત્યાંથી તિર્યંચમાં જાય છે; અને સમ્યગ્દૃષ્ટિ દેવ ને નારકી તો મનુષ્યમાં આવે છે. જેમ પરમાણુનું અવગાહનારૂપ ક્ષેત્ર અને તે અવગાહનાથી અધિક બહારનું પણ ક્ષેત્ર સ્પર્શના છે, એટલે તેનું એક પ્રદેશનું ક્ષેત્ર છે અને સાતપ્રદેશની તેની સ્પર્શના છે. તેમ અહિં ઉપર જણાવેલ અવગાહ ક્ષેત્રથી બહારનો કેટલોક ભાગ સ્પર્શનામાં અધિક લેવો, અથવા જ્યાં અવગાહીને રહેલ હોય તે ક્ષેત્ર છે અને વિગ્રહગતિમાં સ્પર્શના છે; અથવા ક્ષેત્ર તે દેહપ્રમાણ છે અને સંચરતાં જેટલું ક્ષેત્ર વ્યાપે તેને સ્પર્શના કહેવાય છે. એક મતિજ્ઞાની કરતાં સર્વ જીવોને ક્ષેત્ર-સ્પર્શના અસંખ્યાત ગુણી છે. એક અને અનેક જીવને મતિજ્ઞાનનો ઉપયોગ અંતર્મુહૂર્ત હોય છે ને લબ્ધિ પણ ( જઘન્યથી ) એજ પ્રમાણે ( અન્ત મુહૂર્ત ) હોય છે. અને ઉત્કૃષ્ટથી છાસઠ સાગરોપમથી અધિક કાળ પર્યન્ત હોય છે. બે વાર વિજયાદિમાં અથવા ત્રણવાર અચ્યુત દેવલોકમાં ગએલાને છાસઠ સાગરોપમ અને તેમાં મનુષ્ય ભવનો અધિક કાળ થાય છે. તથા સર્વ જીવોને તો સર્વ કાળ પર્યન્ત ( લબ્ધિ ) છે. ૪૨૮-થી-૪૩૬.

આ લોકમાં કોઈપણ એક સમયે આભિનિબોધિક જ્ઞાનવાળા જીવદ્રવ્યોનું પ્રમાણ કેટલું હોય ? એમ પૂછવામાં આવે તો તેના ઉત્તરમાં કહેવું કે-કોઈપણ એક સમયે મતિજ્ઞાન પ્રતિપદ્યમાન જીવો હોય અથવા ન પણ હોય, જો હોય તો એક સમયમાં પ્રતિપદ્યમાન જઘન્યથી એક અને ઉત્કૃષ્ટથી ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ હોય. તથા પૂર્વપ્રતિપન્ન મતિજ્ઞાની જાણવાને ઇચ્છે ત્યારે જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બન્ને પ્રકારે ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગના પ્રદેશરાશિ પ્રમાણ હોય; પણ તેમાં જઘન્યથી ઉત્કૃષ્ટનું પ્રમાણ વધારે હોય છે. ૪૨૮-૪૨૯.

ક્ષેત્રદ્વારનો વિચાર કરતાં સર્વજીવોની અપેક્ષાએ બધા મળીને આભિનિબોધિકજ્ઞાનવાળાઓ લોકના અસંખ્યાતમા ભાગની અંદર વ્યાપ્ત થાય છે, તેથી તેમનું ક્ષેત્ર પણ લોકના અસંખ્યાતમા ભાગ જેટલું છે; પરન્તુ એકજીવની અપેક્ષાએ મતિજ્ઞાનવાળાનું ક્ષેત્ર સાતરાજ પ્રમાણ છે, કારણકે જ્યારે ઉર્ધ્વભાગમાં ઇલિકાગતિએ વિગ્રહ પામેલો જીવ અન્તર રહિત અન્તરાલ ભાગને સ્પર્શ કરતો અનુત્તર વિમાને જાય ત્યારે, અથવા ત્યાંથી આવતાં ઉપર કહ્યા મુજબ સાતરાજ પ્રમાણ ક્ષેત્ર હોય તથા નીચેના ભાગમાં એવીજ ગતિએ છઠ્ઠીનરકપૃથ્વીમાં જતાં અથવા ત્યાંથી આવતાં પાંચરાજ પ્રમાણ ક્ષેત્ર થાય. મતલબકે આભિનિબોધિકજ્ઞાનવાળો અહીંથી મરીને અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય. અથવા ત્યાંથી ચ્યવીને અહીં મનુષ્ય થાય, ત્યારે તેના જીવ પ્રદેશનો દંડ સાતરાજ ક્ષેત્રપ્રમાણ થાય છે. એજ પ્રમાણે નીચેના ભાગમાં ઇલિકાગતિએ છઠ્ઠી નરક પૃથ્વીમાં જતાં અથવા ત્યાંથી આવતાં પાંચરાજ ક્ષેત્રપ્રમાણ જીવપ્રદેશનો દંડ થાય છે. કારણકે સમ્યક્ત્વ ગ્રહણ કર્યા પછી જેણે સમ્યક્ત્વ વિરાધ્યું હોય તે છઠ્ઠી નરક પૃથ્વી સુધી જાય છે. એમ સિદ્ધાન્તવાદીઓનો મત છે, પણ કર્મગ્રન્થવાળાઓ તો એમ કહે છે કે મનુષ્ય અથવા તિર્યંચ ક્ષયોપશમ સમ્યક્ત્વ વમીને વૈમાનિકદેવ શિવાય ત્યાં ઉત્પન્ન થાય, પરન્તુ સમ્યક્ત્વ ગ્રહણ કરીને ત્યાં ઉત્પન્ન ન થાય, સાતમી નરક પૃથ્વીમાં તો ઉભયના મતે સમ્યક્ત્વ વમીનેજ ઉત્પન્ન થાય. ૪૩૦.

શિષ્ય:-ભલે તે એમ હોય, પરન્તુ જેણે સમ્યક્ત્વ ગ્રહણ કર્યું હોય, તે સાતમી નરક પૃથ્વીથી આવે, તેને નીચેના ભાગમાં છ રાજ પ્રમાણ ક્ષેત્ર કેમ હોય? સાત રાજ કેમ ન હોય?

આચાર્ય:—જેણે સમ્યક્ત્વ ગ્રહણ કર્યું હોય તેનું ગમન તો શું, પરન્તુ આગમન પણ સિદ્ધાન્તમાં નિષેધ્યું છે. સાતમી નરક પૃથ્વીમાંથી નીકળીને બધાએ નારકીઓ તિર્યંચગતિમાંજ આવે છે, મનુષ્યગતિમાં નથી આવતા. આ સંબંધમાં કહ્યું છે કે-" सत्तममहिनेरइया तेऊ वाऊ अणंतरुव्वट्टा, न य पावे माणुस्सं " એટલે સાતમીપૃથ્વીના નારકીઓ તેઉ અને વાઉકાયમાંથી અનન્તર નીકળેલા જીવો મનુષ્યપણું પામતા નથી." અને સમ્યક્ત્વ સહિત દેવ તથા નારકીઓ મનુષ્યમાંજ આવે છે. આ ઉપરથી સમજાય છે કે તિર્યંચગતિમાં જનારા સાતમી પૃથ્વીના નારકીઓ મિથ્યાત્વસહિતજ તિર્યંચગતિમાં આવે છે, પણ સમ્યક્ત્વ સહિત નથી આવતા. ૪૩૧

હવે સ્પર્શનાદ્વારનો વિચાર કરીએ. તેનો વિચાર કરતાં પ્રથમ સ્પર્શના અને ક્ષેત્રનો તફાવત જાણવો જોઇએ. જે પ્રદેશમાં અવગાહીને રહેલ હોય તે પ્રદેશ ક્ષેત્ર કહેવાય, અને એ અવગાહનથી બહારનું બીજું પણ ક્ષેત્ર સ્પર્શેલું હોય તે સ્પર્શના કહેવાય. સિદ્ધાન્તમાં એક પ્રદેશની અંદર અવગાહી રહેલા પરમાણુનું ક્ષેત્ર એકપ્રદેશનું કહ્યું છે, અને સાત-પ્રદેશોની તેની સ્પર્શના કહી છે. એટલે કે જે એકપ્રદેશમાં અવગાહી રહેલ હોય તે એક પ્રદેશ, અને બીજા છ દિશાના છ આકાશપ્રદેશ. એમ સર્વ મળીને એક પરમાણુને સાત પ્રદેશની સ્પર્શના હોય છે. સ્પર્શના અને ક્ષેત્રનો એટલો તફાવત છે. ૪૩૨

અથવા જ્યાં અવગાહીને રહેલ હોય તે ક્ષેત્ર કહેવાય અને વિગ્રહગતિએ જે ક્ષેત્ર સ્પર્શ થાય તે સ્પર્શના અથવા ક્ષેત્ર દેહ પ્રમાણ છે અને સંચરતાં સ્પર્શના થાય છે. ૪૩૩

એક આભિનિબોધિકજ્ઞાનવાળાની જે ક્ષેત્ર-સ્પર્શના છે. તે કરતાં સર્વ આભિનિબોધિકજ્ઞાનવાળાની ક્ષેત્ર સ્પર્શના અસંખ્યાતગુણી છે. કેમકે બધા મળીને આભિનિબોધિક જ્ઞાનવાળા જીવો અસંખ્યાતા છે.

કાળદ્વારનો વિચાર કરતાં મતિજ્ઞાનનો કાળ બે પ્રકારે છે. ઉપયોગથી અને લબ્ધિથી, તેમાં એક જીવનો મતિઉપયોગ કાળ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્તનો હોય છે, તે પછી ભિન્ન ઉપયોગ પામે છે. તથા સર્વ લોકગત અનેક આભિનિબોધિક જ્ઞાનવાળાઓનો ઉપયોગ કાળ પણ તેટલોજ છે. પરન્તુ તે અન્તર્મુહૂર્ત મ્હોટું જાણવું. ૪૩૪

જેણે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું હોય એવા એક જીવને મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમ રૂપ આભિનિબોધિક જ્ઞાનની લબ્ધિનો કાળ જઘન્યથી અન્તર્મુહૂર્તનો છે, તે પછી મિથ્યાત્વ અથવા કેવળજ્ઞાન પ્રાપ્ત થાય, અને ઉત્કૃષ્ટથી છાસઠ સાગરોપમથી અધિક કાળ પર્યન્ત તે જ્ઞાનલબ્ધિનો કાળ છે. ૪૩૫

શિષ્ય:—એટલો બધો કાળ કેવી રીતે પૂર્ણ થાય? તેમજ સર્વજીવોની અપેક્ષાએ તે લબ્ધિનો કાળ કેટલો હોય?

આચાર્ય:—કોઈ મુનિ મતિજ્ઞાન સહિત દેશોન ક્રોડ પૂર્વપર્યન્ત દીક્ષા પાળીને વિજય-વૈજયન્ત-જયન્ત-અને અપરાજિત એમાંના કોઈપણ વિમાનમાં ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમનું આયુષ્ય અનુભવીને પુનઃ મતિજ્ઞાનથી પડયા સિવાય મનુષ્યમાં ઉત્પન્ન થાય. ત્યાં પૂર્વ ક્રોડ પર્યન્ત ફરી દીક્ષા પામીને પુનઃ વિજયાદિવિમાનોમાં ઉત્કૃષ્ટ દેવાયુ અનુભવે, વળી પાછો ત્યાંથી મતિજ્ઞાન સહિત મનુષ્ય થઇ પૂર્વ ક્રોડવર્ષ આયુ ભોગવીને સિદ્ધ પામે, એ પ્રમાણે વિજયાદિમાં બે વાર જનારાને અથવા બાવીસ સાગરોપમની સ્થિતિવાળા અચ્યુત

દેવલોકમાં ત્રણવાર જનારાને છાસઠ સાગરોપમથી અધિકકાળ થાય. તેમાં છાસઠ સાગરોપમ ઉપરનો જે કાળ કહ્યો છે, તે મનુષ્યભવ સંબંધી ત્રણ અથવા ચાર પૂર્વ ક્રોડનાં વર્ષ સમજવાં. તથા સર્વ જીવની અપેક્ષાએ મતિજ્ઞાનનો સર્વકાળ છે, એટલે નિરંતર-ગમે ત્યારે પણ મતિજ્ઞાનવાળા જીવો હોય છેજ. ૪૩૬.

હવે અન્તર આદિ દ્વારો કહે છે.

एगस्स जहन्नेणं अंतरमन्तोमुहुत्तमुक्कोसं ।
पोग्गलपरिअट्टद्धं देसूणं दोसबहुलस्स ॥ ४३७ ॥
जमसुन्नं तेहिं तओ नाणाजीवाणमन्तरं नत्थि । दारं ।
मइनाणी सेसाणं जीवाणमणन्तभागम्मि ॥ ४३८ ॥ दारं ।
भावे खओवसमिए मइनाणं नत्थि सेसभावेसु । दारं
थोवा मइनाणविदो सेसा जीवा अणंतगुणा ॥ ४३९ ॥
नेहऽत्थओ विसेसो भाग-प्पबहूण तेण तस्सेव ।
पडिवज्जमाण-पडिवन्नगाणमप्पा-बहुं जुत्तं ॥ ४४० ॥
थोवा पवज्जमाणा असंखगुणिया पवन्नयजहण्णा ।
उक्कोसए पवन्ना होंति विसेसाहिया तत्तो ॥ ४४१ ॥
अहवा मइनाणीणं सेसयनाणीहिं नाणरहिएहिं ।
कज्जं सहोभएहि य अहवा गचाइभेएणं ॥ ४२४ ॥
लक्खण-विहाण-विसया-णुओगदारेहिं वण्णिया बुद्धी ।
तयणंतरमुद्दिट्ठं सुयनाणमओ परूवेस्सं ॥ ४४३ ॥

ગાથાર્થ:—એક જીવને ( મતિજ્ઞાન પ્રાપ્તિનું ) અન્તર જઘન્યથી અન્તર્મુહૂર્તનું, અને ઉત્કૃષ્ટથી ( આશાતનાદિ ) બહુ દોષવાળાને અર્ધપુદ્ગળ પરાવર્તમાં કંઈક ન્યૂનકાળ પર્યન્તનું છે. આભિનિબોધિક જ્ઞાનવાળાઓ વડે આ જગત શૂન્ય નથી, તેથી સર્વ જીવોની અપેક્ષાએ મતિજ્ઞાનનું અન્તર નથી. તથા તે મતિજ્ઞાનવાળાઓ શેષજ્ઞાનવાળાઓના અનન્તમા ભાગે છે. ક્ષાયોપશમિકભાવમાં મતિજ્ઞાન છે, બાકીના ભાવોમાં નથી; મતિજ્ઞાનવાળા થોડા છે, અને બાકીના જ્ઞાનવાળા તેથી અનન્તગુણા છે. અહીં ભાગ અને અલ્પબહુત્વમાં અર્થથી કંઈ ભેદ નથી, તેથી તે મતિજ્ઞાન પામેલા અને પામતાઓનું અલ્પ-બહુત્વ કહેવું યોગ્ય છે. મતિજ્ઞાન પામતા થોડા અને તે કરતાં પૂર્વે પામેલા જઘન્યથી અસંખ્યાત ગુણા, તથા તે કરતાં પૂર્વે પામેલા ઉત્કૃષ્ટથી વિશેષાધિક છે. અથવા મતિજ્ઞાન વાળાઓનું અલ્પ બહુત્વ, શેષજ્ઞાન વાળાઓ સાથે. જ્ઞાન રહિતની સાથે, એ ઉભય સાથે, અને ગતિઆદિ ભેદ કરીને કરવું જોઈએ. લક્ષણ-ભેદ-વિષય-અને અનુયોગદ્વારોવડે મતિજ્ઞાનનું વર્ણન કર્યું. હવે તે પછી પહેલાં કહેલું શ્રુતજ્ઞાન પ્રરૂપીશું, ૪૩૭-થી-૪૪૩.

કોઈ જીવ સમ્યક્ત્વ સહિત મતિજ્ઞાન પામીને સમ્યક્ત્વથી ભ્રષ્ટ થાય, તે પછી અન્તર્મુહૂર્ત મિથ્યાત્વે રહીને જો પુન: પણ સમ્યક્ત્વ સહિત મતિજ્ઞાન પામે તો તેને મતિજ્ઞાનની પ્રાપ્તિના વિરહ કાળરૂપ અન્તર જઘન્યથી અન્તર્મુહૂર્તનું છે. અને મ્હોટી આશાતના વિગેરે બહુ દોષવાળા તેમજ સમ્યક્ત્વથી પડેલા જીવને ઉત્કૃષ્ટ અન્તર અર્ધપુદ્ગળ-

પરાવર્તમાં કંઈક ન્યૂનકાળ પર્યન્તનું છે. તેટલા કાળ પછી ફરી સમ્યક્ત્વ અને મતિજ્ઞાનની પ્રાપ્તિ થાય. ૪૩૭

સર્વ જીવની અપેક્ષાએ અન્તર વિચારીએ તો નારકાદિ ચારગતિવાળા આ ત્રણે ભુવન મતિજ્ઞાનવાળાઓથી શૂન્ય નથી, એટલે કે સર્વજીવની અપેક્ષાએ મતિજ્ઞાનનો અન્તર કાળ નથી, કેમકે દરેક સમયે કોઈને કોઈ જીવ તે જ્ઞાનવાળો હોય છેજ.

ભાગદ્વારમાં વિચાર કરતાં મતિજ્ઞાનવાળાઓ બાકીના જ્ઞાનવાળાઓના અનન્તમા ભાગે છે. કેમકે બાકીના જ્ઞાનવાળાઓ કેવળી સહિત અનન્તા છે, અને મતિજ્ઞાનવાળાઓ તો સર્વ લોકમાં પણ અસંખ્યાતાજ છે. ૪૩૮

ભાવદ્વારમાં વિચાર કરતાં મતિજ્ઞાન ક્ષાયોપશમિકભાવમાં થાય છે, કેમકે મતિજ્ઞાનાવરણ કર્મ ઉદય પામેલું ક્ષીણ થયું હોય અને નહિ ઉદય પામેલું ઉપશાન્ત હોય ત્યારે મતિજ્ઞાન થાય છે.

અલ્પ-બહુત્વથી વિચાર કરતાં મતિજ્ઞાનવાળા થોડા છે, અને શેષ જ્ઞાનવાળા-સિદ્ધ-કેવળી વિગેરે તેનાથી અનન્તગુણા છે. ૪૩૯

અહીં ભાગદ્વાર અને અલ્પ-બહુત્વદ્વારમાં અર્થથી કંઈ ભેદ નથી, તેથી કરીને મતિજ્ઞાન પામેલા અને પામતાઓનું અલ્પ-બહુત્વ કહેવું જોઇએ. ૪૪૦.

આભિનિબોધિક જ્ઞાનવાળા ઓછામાં ઓછા એક-બે-અથવા ત્રણ હોય છે. અને વધારેમાં વધારે તેથી અસંખ્યાતગુણા હોય છે. એ પ્રમાણે મતિજ્ઞાન પામતા હોય તેવા જીવ સર્વથી થોડા છે, તે કરતાં પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય એવા જીવ ઓછામાં ઓછા અસંખ્યાતગુણા છે. કેમકે તે તો ઘણા કાળના સંમિલિત હોય છે, અને પામનારાઓ તો અમુક એકસમયેજ હોય છે. તથા પૂર્વે મતિજ્ઞાન પામેલા હોય એવા જીવો જઘન્યપદવર્તિ કરતાં ઉત્કૃષ્ટપદમાં વિશેષાધિક હોય છે. ૪૪૧.

અથવા આ અલ્પ-બહુત્વ બીજી રીતે પણ થાય છે. મતિજ્ઞાનવાળાઓનું અલ્પ-બહુત્વ વિચારતાં બીજા જ્ઞાનવાળાઓના અનન્તમા ભાગે મતિજ્ઞાનવાળા જીવો છે. શેષ જ્ઞાનથી રહિત જીવોની સાથે વિચારતાં મતિજ્ઞાન પામતા થોડા છે, અને તે કરતાં પૂર્વે પામેલા અસંખ્યાતગુણા છે. બાકીના જ્ઞાનવાળાઓની સાથે અલ્પ-બહુત્વ વિચારતાં સર્વથી થોડા મનઃપર્યવજ્ઞાનવાળા, તેથી અસંખ્યાતગુણા અવધિજ્ઞાનવાળા, તે કરતાં મતિ-શ્રુતજ્ઞાનવાળા વિશેષાધિક અને તે બે-મતિ-શ્રુતજ્ઞાનવાળા પરસ્પર તુલ્ય છે. તથા તેમના કરતાં કેવળજ્ઞાની અનન્તગુણા છે. એજ પ્રમાણે પૂર્વે પામેલા અને પામતાઓની સાથે પણ પોતાની બુદ્ધિથી અલ્પ-બહુત્વ વિચારી લેવું.

અથવા ગતિઆદિના ભેદે અલ્પ-બહુત્વ વિચારવું. જેમકે સર્વથી થોડા મતિજ્ઞાનવાળા મનુષ્યો છે, તેથી નારકીઓ અસંખ્યાતગુણા છે. તેથી તિર્યંચો અસંખ્યાતગુણા છે. અને તેથી દેવો અસંખ્યાતગુણા છે. એ પ્રમાણે સર્વત્ર અલ્પ-બહુત્વ વિચારી લેવું. ૪૪૨.

આભિનિબોધક ( મતિ ) શબ્દની વ્યુત્પત્તિ વિધાન, બોધરૂપ લક્ષણ, અવગ્રહ વિગેરે ભેદ, દ્રવ્ય-ક્ષેત્રાદિ વિષય, અને સત્પદપ્રરૂપણાદિ અનુયોગદ્વારોથી આભિનિબોધક જ્ઞાનરૂપ બુદ્ધિની વ્યાખ્યા કરી; હવે પછી અનુક્રમે આવતું શ્રુતજ્ઞાન વિસ્તારથી કહેવાશે. ૪૩૭-થી ૪૪૩.

इति श्रीआभिनिबोधिकज्ञानं समाप्तम् ॥

## હવે શ્રુતજ્ઞાનનું સ્વરૂપ કહે છે. આ સ્થળે

## आभिणिवोहियनाणे अट्ठावीसं ॥ नि० १६

ગાથા નિર્યુક્તિમાં દેખાય છે. તે સુગમ જાણીને અગર તેનો અર્થ કહેવાઈ ગયો છે એમ માનીને તેની વ્યાખ્યા મુકી દઇને આગળની ગાથા કહે છે.

**पत्तेयमक्खराइं अक्खरसंजोग जत्तिया लोए ।**
**एवइया सुयनाणे पयडीओ होंति नायव्वा ॥ ४४४ ॥१६॥१७॥**

ગાથાર્થ:—દરેક અક્ષરો અને અક્ષરના સંયોગો લોકમાં જેટલા છે તેટલા ભેદ શ્રુતજ્ઞાનના છે એમ જાણવું. ૪૪૪

દરેક અકારાદિ અક્ષરો અનેક ભેદે છે. જેમકે અકાર સાનુનાસિક અને નિરનુનાસિક પુનઃ એ દરેક હ્રસ્વ-દીર્ઘ-અને પ્લુત એમ ત્રણ ત્રણ પ્રકારે છે. અને એ દરેક ભેદો પણ ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત એમ ત્રણ ત્રણ પ્રકારે છે. એ બધા મળીને એક અકારનાજ અઢાર ભેદ છે. એજ પ્રમાણે ઇકારાદિમાં પણ યથાયોગ્ય અઢાર અઢાર ભેદ જાણવા. તથા દુનિયામાં બેઆદિ અક્ષરોના સંયોગો જેવા કે ઘટ પટ વિગેરે વ્યાઘ્ર સ્ત્રી ઇત્યાદિ. તે સંયોગો અનંતા છે તેમાંએ એકેક સયોગ સ્વરૂપ પર્યાયની અપેક્ષાએ અનન્તપર્યાયવાળો છે. તેથી શ્રુતજ્ઞાનના ભેદો પણ તેટલાજ જાણવા. ૪૪૪

એ ઉપર હવે ભાષ્યકાર મહારાજ ભાષ્ય કહે છે.

संजुत्ता-संजुत्ताण ताणमेगक्खराइसंजोगा ।
होंति अणंता तत्थवि एक्केकोऽणंतपज्जाओ ॥ ४४५ ॥

તે અકારાદિ અક્ષરોના સંયુક્ત અને અસંયુક્ત સંયોગો અનન્તા છે. તેમાં પણ એકેક સંયોગ અનન્તપર્યાયવાળો છે.

સંયુક્ત--અસંયુક્ત એવા એક આદિ અક્ષરોના સયોગો અનન્તા છે. જેમકે "અભિપ્રાસ" આ વાક્યમાં એક એક અક્ષરનો સંયોગ છે, તેથી તે સંયુક્ત એકાક્ષર સંયોગ કહેવાય, અને "ઘટ પટ" એ શબ્દોમાં કોઇ અક્ષર સંયુક્ત નથી તેથી તે અસંયુક્ત એકાક્ષર સંયોગ કહેવાય. આવા સયુક્ત અને અસંયુક્ત સયોગો અનન્તા છે અને તે દરેક સંયોગ સ્વ-પર પર્યાયો પૂર્વે કહેલા ન્યાયે કરીને અનન્ત પર્યાયવાળો છે. ૪૪૫

અહીં શિષ્ય પૂછે છે કે—

संखेज्जक्खरजोगा होंति अणंता कहं ? जमभिधेयं ।
पंचत्थिकायगोयरमण्णोण्णविलक्खणमणंतं ॥ ४४६ ॥

અક્ષરસંયોગો સંખ્યાતા હોઈ શકે. અનન્તા કેમ હોય ? ઉત્તર-પંચાસ્તકાય સંબંધી જે અભિધેયો તે અન્યોન્ય વિલક્ષણ હોવાથી અક્ષર સંયોગો અનન્તા છે. ૪૪૬

શિષ્ય:—અકારાદિ અક્ષરો સંખ્યાતા હોવાથી તેના સંયોગો પણ સંખ્યાતાજ હોઇ શકે, અનન્તા કેવી રીતે હોય ?

ગુરૂઃ—અક્ષરો સંખ્યાતા હોવા છતાં પણ સંયોગો અનન્તા છે. કારણકે માંહો માંહે સરખા નહીં એવા પંચાસ્તિકાય સ્કંધ-દેશ-પ્રદેશ-પરમાણુ અને દ્વયણુકઆદિ અભિધેય અનન્તા છે. અને અભિધેય (કહેવા યોગ્ય વસ્તુ) અનન્તા હોવાથી અભિધાનો (વસ્તુનાં નામો ) પણ અનન્ત છે. તેથી સંયોગો પણ અનન્તા છે. ૪૪૬

એ વાત સ્પષ્ટ કહે છે.

अणुओ पएसवुड्ढीएँ भिन्नरुवाइं धुवमणंताइं ।
जं कमसो दव्वाइं हवंति भिन्नाभिहाणाइं ॥ ४४७ ॥

પરમાણુથી આરંભીને અનુક્રમે એકેક પ્રદેશની વૃદ્ધિએ સર્વદા અનન્તા દ્રવ્યો ભિન્ન ૨ રૂપવાળાં અને ભિન્ન ૨ નામવાળાં છે. ૪૪૭

એક પરમાણુથી આરંભીને અનુક્રમે એકેક પ્રદેશની વૃદ્ધિએ એક પુદ્ગલાસ્તિકાયમાં પણ સર્વદા અનન્તા દ્રવ્યો ભિન્ન ભિન્ન રૂપવાળાં અને ભિન્ન ભિન્ન નામવાળાં છે. જેમકે પરમાણુ-દ્વિઅણુક ત્રિઅણુક ચતુરણુક, ઇત્યાદિ છેક અનન્ત પ્રદેશિક પર્યન્ત ભિન્ન ભિન્ન રૂપવાળાં સર્વ છે. અને તે દરેક અનેક નામવાળાં પણ છે, જેમકે-અણુ-પરમાણુ-નિરંશ નિર્ભેદ-નિરવયવ-નિષ્પ્રદેશ-અપ્રદેશ વિગેરે, તેમજ બેઅણુ-બેપ્રદેશી-બે ભેદ--બે અવયવ વિગેરે. એજ પ્રમાણે સર્વદ્રવ્ય અને સર્વપર્યાયોમાં યોજવું. ૪૪૭

तेगाभिहाणमाणं अभिधेयाणंतपज्जवसमाणं ।
जं च सुयम्मिवि भणियं अणंतगम-पज्जयं सुत्तं ॥ ४४८ ॥

તેથી અભિધાનનું પ્રમાણ અભિધેયના અનન્તા પર્યાય સમાન છે. કેમકે શ્રુતમાં પણ અનન્તા ગમ અને પર્યાયવાળું સૂત્ર કહ્યું છે.

જે કારણથી અભિધેય અનન્ત, ભિન્નરૂપવાળું અને ભિન્નનામવાળું છે, તે કારણથી અક્ષરસંયોગરૂપ અભિધાનો (નામો) નું પ્રમાણ સંખ્યાતું છે, તોપણ અભિધેયમાં રહેલા પર્યાયના સમૂહ જેટલું તેનું પ્રમાણ છે. એટલેકે જેટલું પ્રમાણ અભિધેયનું છે, તેટલુંજ પ્રમાણ અભિધાનનું પણ છે. કેમકે અભિધેયના ભેદથી અભિધાનનો પણ ભેદ હોય છે. કારણકે જે રૂપે અકારાદિ વર્ણો ( અક્ષરો ) ઘટાદિ શબ્દમાં સંયુક્ત છે, તેજ સ્વરૂપે પટાદિ શબ્દમાં સંયુક્ત નથી. અને જો તેજ સ્વરૂપે પટાદિશબ્દમાં પણ વર્ણો સંયુક્ત હોય, તો ઘટ અને ઘટના સ્વરૂપની પેઠે એકરૂપ શબ્દથી કહેવા યોગ્ય હોવાથી અભિધેય ( વસ્તુ )-માં એકતાનો પ્રસંગ થાય. માટે અભિધેય અનન્ત હોવાથી અભિધાન પણ અનન્ત છે. અને સૂત્રમાં પણ કહ્યું છે કે " અનન્તા ગમો તે અનન્તા પર્યાયવાળાં (સૂત્રો) છે. " આથી એ સિદ્ધ થયું કે સંયુક્ત અને અસંયુક્ત અક્ષર સંયોગો અનન્તા છે. ૪૪૮

कत्तो मे वण्णेउं सत्ती सुयनाणसव्वपयडीओ ? ।
चोद्दसविहनिक्खेवं सुयनाणे आवि वोच्छामि ॥४४९॥१७। १८।

શ્રુતજ્ઞાનના એ સર્વભેદાને વર્ણવવાની મારી શક્તિ ક્યાંથી હોય ? તેથી શ્રુતજ્ઞાન-સંબંધી ચૌદ પ્રકારના નિક્ષેપ કહીશું. ૪૪૯

શ્રુતજ્ઞાનના એ સર્વ ભેદો વર્ણન કરવાની મારી શક્તિ ક્યાંથી હોય ? અર્થાત્ નજ-હોય. તે કારણથી શ્રુતજ્ઞાન એટલે સમ્યક્ શ્રુત, શ્રુતઅજ્ઞાન એટલે અસંજ્ઞીનું મિથ્યાશ્રુત

અને એ ઉભયશ્રુત એટલે દર્શનપરિગ્રહવિશેષથી અક્ષર અનક્ષરાદિ શ્રુતમાં ચૌદ પ્રકારે નિક્ષેપ--ન્યાસ કહીશું. ૪૪૯

એ ઉપર ભાષ્યકાર મહારાજ કહે છે.

पयडित्ति जो तदंसो हेऊ वा तस्स तस्सभावो वा ।
ते याणंता सव्वे तओ न तीरंति वोत्तुं जे ॥ ४५० ॥

પ્રકૃતિ એટલે જે તેનો અંશ અથવા હેતુ અથવા સ્વભાવ તે સર્વ અનન્તા હોવાથી તે બધા કહી શકાય નહિ. ૪૫૦

શ્રુતજ્ઞાનનો અંશ એટલે અંગપ્રવિષ્ટાદિ શ્રુતનો ભેદ તે પ્રકૃતિ કહેવાય અથવા શ્રુતજ્ઞાનનો બાહ્ય અને અભ્યન્તર હેતુ તે પણ પ્રકૃતિ કહેવાય. પાનામાં લખેલા જે અક્ષરાદિ તે શ્રુતજ્ઞાનનો બાહ્ય હેતુ છે. અને ક્ષયોપશમની વિચિત્રતા તે અભ્યન્તર હેતુ છે. વળી શ્રુતજ્ઞાન સ્વભાવ એટલે એકેન્દ્રિયથી આરંભીને ચૌદપૂર્વધર પર્યન્તના જીવોનું ભિન્ન ભિન્ન રૂપવાળું જ્ઞાન તે પણ પ્રકૃતિ કહેવાય છે. એ સર્વ અંશો—હેતુઓ અને સ્વભાવો અનન્તા છે. તેથી કરીને આયુષ્ય પરિમિત હોવાથી અને વાણી ક્રમવર્તિ હોવાથી તે સર્વ પ્રકૃતિઓ—ભેદો કહી શકાય નહિ. ૪૫૦

કારણકે—

जावंतो वयणपहा सुयाणुसारेण केइ लब्भंति ।
ते सव्वे सुयनाणं ते याणंता मइविसेसा ॥ ४५१ ॥

જેટલા વચનમાર્ગો શ્રુતાનુસારે કોઈ પ્રાપ્ત કરે છે, તે સર્વે શ્રુતજ્ઞાન છે. અને તે શ્રુતાનુસારીમાર્ગો એટલે મતિજ્ઞાનવિશેષો અનન્તા છે. ૪૫૧

જેટલા વચનમાર્ગો--સંકેતો અથવા મતિજ્ઞાનવિશેષો કોઈ શ્રુતાનુસારે પ્રાપ્ત કરે છે તે બધાએ વચનમાર્ગો-સંકેતો શ્રુતજ્ઞાનજ છે. અને તે શ્રુતાનુસારી વચનમાર્ગરૂપ મતિવિશેષો અનન્તા છે. અહીં એવી શંકા ન કરવી, કે જે મતિવિશેષ છે તે શ્રુતજ્ઞાન કેમ હોઈ શકે ? કારણકે શ્રુતાનુસારી મતિવિશેષ એ શ્રુતજ્ઞાનજ છે. એ વાત પૂર્વે મતિ-શ્રુતનો ભેદ વિચારતાં વિસ્તારથી કહી ગયા છીએ. ૪૫૧

उक्कोसयसुयनाणीवि जाणमाणोऽवि तेऽभिलप्पेऽवि ।
न तरइ सव्वे वोत्तुं न पहुप्पइ जेण कालो से ॥ ४५२ ॥

તે અનન્તા શ્રુતજ્ઞાનના વિશેષો અભિલાપ્ય (કહી શકાય એવા) હોય છતા પણ ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાની (ગણધર મહારાજ) સરખા પણ તે સર્વેને જાણતા છતા પણ કહી શકે નહિ. કારણકે તેમને તે બોલતાં કાળ પૂર્ણ થાય. ૪૫૨ (જ્યારે ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાની પણ શ્રુતજ્ઞાન વિશેષ સર્વે કહેવા યોગ્ય એવા હોય પણ કહી શકે નહિ, ત્યારે મ્હારા જેવા તો ક્યાંથીજ કહી શકે?) કેમકે આયુષ્ય પરિમિત છે અને વાણી તો અનુક્રમે બોલાય છે, માટે સર્વે ભાવો કહી શકાતા નથી. ૪૫૨

હવે શ્રુતજ્ઞાનમાં ચૌદ પ્રકારે નિક્ષેપ કહે છે.

नाणम्मि सुए चोद्दसविहं च सद्देण तह य अन्नाणे।
अविसद्देणुभयम्मि वि किंचि जहासमयं वोच्छं ॥ ४५३ ॥

શ્રુતજ્ઞાનમાં અને "ચ" શબ્દથી શ્રુતઅજ્ઞાનમાં તથા 'અપિ' શબ્દથી (-દર્શનપરિગ્રહ-વિશેષથી અક્ષર અનક્ષરાદિરૂપ ) ઉભય શ્રુતમાં કિંચિત્ યથાસંભવ ચૌદ પ્રકારે નિક્ષેપ કહીશું. ૪૫૩

अक्खर सण्णी सम्मं साईयं खलु सपज्जवसियं च ।
गमियं अंगपविट्ठं सत्तवि एए सपडिवक्खा ॥ ४५४ ॥१८।१९॥

અક્ષરશ્રુત-સંજ્ઞીશ્રુત-સમ્યક્શ્રુત-સાદિશ્રુત-સપર્યવસિતશ્રુત ( અંતે કરીને સહિત ) ગમિકશ્રુત અને અંગપ્રવિષ્ટશ્રુત એ સાતે ભેદો પ્રતિપક્ષ સહિત ( અનક્ષરશ્રુત-અસંજ્ઞી-શ્રુત-મિથ્યાશ્રુત-અનાદિશ્રુત-અપર્યવસિત શ્રુત-( અનંત ) અગમિકશ્રુત અને અંગબાહ્ય શ્રુત. ચૌદ ભેદ (નિક્ષેપ) શ્રુતજ્ઞાનના છે. ૪૫૪

હવે પ્રથમ ભેદ અક્ષરશ્રુત નામનો કહે છે.

न क्खरइ अणुवओगेऽवि अक्खरं सो य चेयणाभावो ।
अविसुद्धनयाण मयं सुद्धनयाणं खरं चेय ॥ ४५५ ॥

અનુપયોગમાં પણ જે ચળે નહિ તે અક્ષર. તે ( નૈગમાદિ અશુદ્ધનયોના મતે જીવના જ્ઞાનપરિણામરૂપ ) ચેતનાસ્વભાવ છે, અને ( રૂજુસૂત્રાદિ શુદ્ધનયોના મતે તો ) તે જ્ઞાન ક્ષર છે, ચળે છે, અક્ષર નથી. ૪૫૫

કારણ કે—

अवओगेविय नाणं सुद्धा इच्छंति जं न तविरहे ।
उप्पाय-भंगुरा वा जं तेसिं सव्वपज्जाया ॥ ४५६ ॥

શુદ્ધનયો ઉપયોગ હોય ત્યારેજ જ્ઞાન માને છે, ઉપયોગ વિના નથી માનતા; કેમકે તેમના મતે સર્વપર્યાયો ઉત્પત્તિ અને નાશ પામવાવાળા છે. ૪૫૬

ઋજુસૂત્રાદિ શુદ્ધનયો ઉપયોગ હોય ત્યારેજ જ્ઞાન માને છે, ને ઉપયોગ વિના નથી માનતા, જો ઉપયોગવિના પણ જ્ઞાન માનવામાં આવે, તો ઘટાદિને પણ જ્ઞાનવાળા માનવા જોઇએ, કેમકે તેમને પણ ઉપયોગ નથી. અથવા એ શુદ્ધનયોના મતે માટી આદિ સર્વ પર્યાયો અને ઘટઆદિ ભાવો ઉત્પત્તિ અને નાશ પામવાવાળા છે. પણ કોઇએ નિત્ય-પણાથી અક્ષર નથી. માટે તેમના મતે જ્ઞાન પણ ઉત્પત્તિ અને નાશ પામવાવાળું હોવાથી ક્ષર-ચલિત છે. પરન્તુ નૈગમાદિઅશુદ્ધનયોના મતે સર્વ ભાવો-પદાર્થો અવસ્થિત્ હોવાથી જ્ઞાન પણ અવસ્થિત-અક્ષર-અચલિત છે. ૪૫૬

એ પ્રમાણે અભિલાપના હેતુભૂત વિજ્ઞાનનું અક્ષરપણું અને અનક્ષરપણું કહ્યું, હવે અભિલાપવિજ્ઞાનના વિષયભૂત અભિલાપ્યઅર્થોનું અક્ષરપણું અને અનક્ષરપણું નયવિભાગે કહે છે.

---

* પ્રથમ કર્મગ્રંથની સાતમી ગાથા તરીકે આ ગાથા છે. અને આઠમીગાથામાં શ્રુતજ્ઞાનના વીસભેદ આ પ્રમાણે આપ્યા છે.

पज्जय अक्खर पय संघाया पडिवत्ति तहय अणुओगो ।
पाहुडपाहुड पाहुड वत्थू पुव्वा य-ससमासा ॥ कर्म १-८ ॥

अभिलप्पाविय अत्था सव्वे दव्वट्टियाए जं निच्चा ।
पज्जाएणानिच्चा तेण खरा अक्खरा चेव ॥ ४५७ ॥

( ઘટ-પટ-આકાશઆદિ ) બધાએ અભિલાપ્ય અર્થો, દ્રવ્યાસ્તિકનયના અભિપ્રાયે નિત્ય હોવાથી અક્ષર છે, અને પર્યાયાસ્તિકનયના અભિપ્રાયે અનિત્ય હોવાથી ક્ષર એટલે ચલિત છે. ૪૫૭.

અહીં શિષ્ય શંકા કરે છે કે—

एवं सव्वं चिय नाणमक्खरं जमविसेसियं सुत्ते ।
अविसुद्धनयमएणं को सुयनाणे पइविसेसो ? ॥ ४५८ ॥

( જે ચલિત ન થાય તે અક્ષર ) એ પ્રમાણે જો કહીએ તો સર્વ જ્ઞાન અક્ષરજ છે, અને સૂત્રમાં પણ સામાન્યથી કહ્યું છે, તો પછી અવિશુદ્ધનયના મતે શ્રુતજ્ઞાનમાં શો તફાવત છે ? ૪૫૮

જે ચલિત ન થાય તે અક્ષર, એ પ્રમાણે જો કહેતા હો, તો સર્વ-પાંચે પ્રકારનું જ્ઞાન અશુદ્ધનયના મતે અક્ષરજ છે. કેમકે બધાંએ જ્ઞાન પોતાના સ્વરૂપથી ચલિત નથી થતાં. અને સૂત્રમાં પણ સામાન્યથીજ કહ્યું છે, કે " સર્વ જીવોને અક્ષરનો અનન્તમો ભાગ નિત્ય ઉઘાડો છે." તેમાં પણ અક્ષરશબ્દથી સામાન્યપણે જ્ઞાન માન્યું છે, પણ શ્રુતજ્ઞાન નથી કહ્યું. વળી બધાએ ભાવો અશુદ્ધનયના અભિપ્રાયે તો અક્ષરજ છે, તો પછી અહીં શ્રુતજ્ઞાનમાં શો તફાવત છે, કે જેથી અક્ષરશ્રુત-અનક્ષરશ્રુત વિગેરે કહો છો ? ૪૫૮

ઉપરોક્ત શિષ્યની શંકાનું સમાધાન કરવાને શ્રીગુરૂ કહે છે કે—

जइवि हु सव्वं चिय नाणमक्खरं तहवि रूढिओ वन्नो ।
भण्णइमक्खरमिहरा न खरइ सव्वं सभावाओ ॥ ४५९ ॥

જો કે સર્વજ્ઞાન અક્ષર છે, તો પણ રૂઢિવશાત્ અહીં વર્ણને અક્ષર કહેવાય છે. અન્યથા તો સર્વ વસ્તુ સ્વભાવથી તો ચલિત નથીજ થતી. ૪૫૯

જો કે અશુદ્ધનયોના અભિપ્રાયે સર્વજ્ઞાન અને સર્વભાવો અક્ષર ( નિત્ય છે, ) તો પણ રૂઢવશાત્ અહીં અકારાદિ વર્ણનેજ અક્ષર કહેલ છે. બીજી રીતે તો જેમ છે તેમજ છે. " गच्छतीति गौः " એટલે જે જાય છે તે ગાય, " पंके जातं पंकजं " એટલે કીચડમાં થએલું હોય તે કમળ. ઈત્યાદિ સામાન્ય અર્થનું પ્રતિપાદન કરનારા શબ્દો પણ રૂઢિવશાત્ વિશેષ અર્થનુંજ પ્રતિપાદન કરે છે. તેવીજ રીતે અહીં પણ અક્ષરશબ્દને વર્ણરૂપેજ કહેલ છે. અને વર્ણ એ શ્રુતરૂપ છે, તેથી તેનેજ અહીં અક્ષર અનક્ષર રૂપ કહેલ છે. અન્યથા તો તારા કહેવા મુજબ અશુધ્ધનયોના મતે કરીને તો સર્વ વસ્તુ સ્વભાવથી ચાલત થતી નથી તેથી અક્ષરજ છે. ૪૫૯

હવે એ શ્રુતરૂપવર્ણની વ્યુત્પત્તિ કહે છે.

वण्णिज्जइ जेणऽत्थो चित्तं वण्णेण वाऽहवा दव्वं ।
वण्णिज्जइ दाइज्जइ भण्णइ तेणक्खरं वण्णो ॥ ४६० ॥

જેમ કાળા લીલા પીતઆદિ વર્ણ-રંગવડે ચિત્રચિત્રામણ ભિત્યોઆદિકને વીશે પ્રકાશાય

अभिलप्पाविय अत्था सव्वे दव्वट्ठियाए जं निच्चा ।
पज्जाएणानिच्चा तेण खरा अक्खरा चेव ॥ ४५७ ॥

( ઘટ-પટ-આકાશઆદિ ) બધાએ અભિલાપ્ય અર્થો, દ્રવ્યાસ્તિકનયના અભિપ્રાયે નિત્ય હોવાથી અક્ષર છે, અને પર્યાયાસ્તિકનયના અભિપ્રાયે અનિત્ય હોવાથી ક્ષર એટલે ચલિત છે. ૪૫૭.

અહીં શિષ્ય શંકા કરે છે કે—

एवं सव्वं चिय नाणमक्खरं जमविसेसियं सुत्ते ।
अविसुद्धनयमएणं को सुयनाणे पइविसेसो ? ॥ ४५८ ॥

( જે ચલિત ન થાય તે અક્ષર ) એ પ્રમાણે જો કહીએ તો સર્વ જ્ઞાન અક્ષરજ છે, અને સૂત્રમાં પણ સામાન્યથી કહ્યું છે, તો પછી અવિશુદ્ધનયના મતે શ્રુતજ્ઞાનમાં શો તફાવત છે? ૪૫૮

જે ચલિત ન થાય તે અક્ષર, એ પ્રમાણે જો કહેતા હો, તો સર્વ-પાંચે પ્રકારનું જ્ઞાન અશુદ્ધનયના મતે અક્ષરજ છે. કેમકે બધાંએ જ્ઞાન પોતાના સ્વરૂપથી ચલિત નથી થતાં. અને સૂત્રમાં પણ સામાન્યથીજ કહ્યું છે, કે " સર્વ જીવોને અક્ષરનો અનન્તમો ભાગ નિત્ય ઉઘાડો છે." તેમાં પણ અક્ષરશબ્દથી સામાન્યપણે જ્ઞાન માન્યું છે, પણ શ્રુતજ્ઞાન નથી કહ્યું. વળી બધાએ ભાવો અશુદ્ધનયના અભિપ્રાયે તો અક્ષરજ છે, તો પછી અહીં શ્રુતજ્ઞાનમાં શો તફાવત છે, કે જેથી અક્ષરશ્રુત-અનક્ષરશ્રુત વિગેરે કહો છો? ૪૫૮

ઉપરોક્ત શિષ્યની શંકાનું સમાધાન કરવાને શ્રીગુરૂ કહે છે કે—

जइवि हु सव्वं चिय नाणमक्खरं तहवि रूढिओ वन्नो ।
भण्णइमक्खरमिहरा न खरइ सव्वं सभावाओ ॥ ४५९ ॥

જો કે સર્વજ્ઞાન અક્ષર છે, તો પણ રૂઢિવશાત્ અહીં વર્ણને અક્ષર કહેવાય છે. અન્યથા તો સર્વ વસ્તુ સ્વભાવથી તો ચલિત નથીજ થતી. ૪૫૯

જો કે અશુદ્ધનયોના અભિપ્રાયે સર્વજ્ઞાન અને સર્વભાવો અક્ષર ( નિત્ય છે, ) તો પણ રૂઢવશાત્ અહીં અકારાદિ વર્ણનેજ અક્ષર કહેલ છે. બીજી રીતે તો જેમ છે તેમજ છે. " गच्छतीति गौः " એટલે જે જાય છે તે ગાય, " पंके जातं पंकजं " એટલે કીચડમાં થએલું હોય તે કમળ. ઈત્યાદિ સામાન્ય અર્થનું પ્રતિપાદન કરનારા શબ્દો પણ રૂઢિવશાત્ વિશેષ અર્થનુંજ પ્રતિપાદન કરે છે. તેવીજ રીતે અહીં પણ અક્ષરશબ્દને વર્ણરૂપેજ કહેલ છે. અને વર્ણ એ શ્રુતરૂપ છે, તેથી તેનેજ અહીં અક્ષર અનક્ષર રૂપ કહેલ છે. અન્યથા તો તારા કહેવા મુજબ અશુધ્ધનયોના મતે કરીને તો સર્વ વસ્તુ સ્વભાવથી ચલિત થતી નથી તેથી અક્ષરજ છે. ૪૫૯

હવે એ શ્રુતરૂપવર્ણની વ્યુત્પત્તિ કહે છે.

वण्णिज्जइ जेणऽत्थो चित्तं वण्णेण वाऽहवा दव्वं ।
वण्णिज्जइ दाइज्जइ भण्णइ तेणक्खरं वण्णो ॥ ४६० ॥

જેમ કાળા લીલા પીતઆદિ વર્ણ-રંગવડે ચિત્રચિત્રામણ ભિતિઆદિકને વિષે પ્રકાશાય

છે, તેમ જે વડે અર્થ પ્રકાશાય-પ્રગટ કરાય તે વર્ણ. અથવા શ્વેતાદિ વર્ણવડે ગાયઆદિ દ્રવ્યનું વર્ણન કરાય, દેખાડાય અને બોલાય, તે વર્ણ અક્ષર કહેવાય છે. ૪૬૦

એ વર્ણ (અક્ષર) સ્વર અને વ્યઞ્જન એમ બે પ્રકારે છે, તેથી સ્વર અને વ્યઞ્જન શબ્દનો અર્થ કહે છે.

अक्खरसरणेण सरा वंजणमवि वंजणेण अत्थस्स ।
अत्थे य खरइ न य जेण खिज्जई अक्खरं तेण ॥ ४६१ ॥

અક્ષરોના અનુસરવા વડે સ્વરો કહેવાય છે, અને અર્થને પ્રગટ કરવા વડે વ્યઞ્જન કહેવાય છે અથવા જે અર્થનું પ્રતિપાદન કરે, પણ સ્વયં ક્ષીણ ન થાય તે અક્ષર કહેવાય છે, ૪૬૧.

અક્ષરો ( પદાર્થાદિરૂપ )ને અનુસરણ કરવા રૂપ સ્વરણવડે અકારાદિ સ્વરો કહેવાય છે. અથવા અક્ષરના એટલે ચૈતન્યના અનુસરણથી અકારાદિ સ્વરો કહેવાય છે. કેમકે શબ્દના ઉચ્ચાર વિના અન્તર્વિજ્ઞાન જાણી શકાય નહિ. અને શબ્દમાં સ્વરો તો હોયજ છે. માટે અક્ષરના અનુસરણથી અકારાદિ સ્વરો કહેવાય. અર્થ-પદાર્થને પ્રગટ કરવાવડે ક આદિ વ્યઞ્જન કહેવાય. અહીં પહેલાં અક્ષરશબ્દને જ્ઞાનવાચી કહ્યો છે, અને અહીં વર્ણવાચી કહ્યો છે. તેથી અર્થોને જે ક્ષરે છે-વ્યુત્પત્તિથી કહે છે તે અક્ષર. ( અર્થશબ્દમાંથી રકાર અને થકારનો લોપ થવાથી અક્ષર શબ્દ બને છે, ) અથવા જુદા જુદા વર્ણોના સંયોગથી જે અનન્તા અર્થો પ્રતિપાદન કરે છે, પણ સ્વયં ક્ષીણ નથી થતા, તે અક્ષર કહેવાય છે. ૪૬૧.

એ પ્રમાણે સંક્ષેપથી સ્વર અને વ્યઞ્જનનો શબ્દાર્થ કહ્યો; હવે વિસ્તારથી કહે છે.

सुद्धाऽवि सरंति सयं सरेंलि य वंजणाइं जं तेणं ।
होंति सरा न कयाइवि तेहिं विणा वंजणं सरइ ॥ ४६२ ॥

वंजिज्जइ जेणऽत्थो घडो व्व दीवेण वंजणं तो तं ।
अत्थं पाएण सरा वजेंति न केवला जेणं ॥ ४६३ ॥

કેવળ એકલા અવગેરે સ્વરો પણ વિષ્ણુઆદિ વસ્તુને કહે છે અને વ્યઞ્જનોને ઉચ્ચારયોગ્ય કરે છે; કેમકે સ્વરો વિના વ્યઞ્જન કદિપણ અર્થપ્રતિપાદન નથી કરતા, તેથી તે સ્વરો કહેવાય છે. તથા જેમ દીવાવડે ઘડો પ્રગટ કરાય છે, તેમ જેવડે અર્થ પ્રગટ કરાય તે વ્યઞ્જન કહેવાય છે, કેમકે વ્યઞ્જન વિનાના એકલા સ્વરો પ્રાયઃ ( ઘણુંકરીને ) અર્થને પ્રગટ કરી શકતા નથી. ૪૬૨-૪૬૩.

વ્યઞ્જન રહિત એકલા અકારાદિ સ્વરો સ્વયં વિષ્ણુઆદિ વસ્તુનું કથન કરે છે, અને વ્યઞ્જનો સ્વર સંયુક્ત હોય તો ઉચ્ચારાય છે માટે તેમને ઉચ્ચાર યોગ્ય કરે છે, તે કારણથી એ અકારાદિ સ્વરો કહેવાય છે, કેમકે તે સ્વરો વિના વ્યઞ્જનોનો ઉચ્ચાર કદિપણ અર્થને પ્રતિપાદન કરતો નથી. તેમજ બીજા વ્યઞ્જન સાથે જોડાએલ વ્યઞ્જનો સ્વરો વિના ઉચ્ચારી શકાય પણ નહિ. માટે વ્યઞ્જનોને ઉચ્ચાર યોગ્ય કરનાર હોવાથી અકારાદિ સ્વરો કહેવાય છે.

તથા દીપકવડે જેમ ઘટાદિ અર્થ પ્રગટ કરાય છે-જણાવાય છે, તેમ જે વડે અર્થ-

વસ્તુ પ્રગટ કરાય તે વ્યન્જન કહેવાય છે. વ્યન્જનની મદદ સિવાય એકલા સ્વરો પ્રાયઃ કદિપણ બાહ્યઅર્થ પ્રગટ કરી શકતા નથી. કારણકે વ્યન્જનો કાઢી નાખેલું વાક્ય વિવક્ષિત અર્થ પ્રતિપાદન કરવાને સમર્થ નથી, જેમકે-" સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ" આ વાક્યમાંથી વ્યન્જનો દૂર કરીએ ત્યારે આ સ્વરો રહે છે " અ અ અ અ અ-આ-અ-આ -ઈ-આ-ઈ" આ એકલા સ્વરો ઉપરોક્ત અર્થ કહેવાને સમર્થ નથી. જેમાટે અકાર ઈકાર આદિ એકલા સ્વરો વિષ્ણુ-કામદેવ આદિ અર્થ પ્રતિપાદન કરે છે, તેથીજ એમ કહ્યું છે કે વ્યન્જન વિનાના એકલા સ્વરો પ્રાયઃ બાહ્યઅર્થ કદિ પણ પ્રગટ કરી શકતા નથી.

શિષ્યઃ—જેમ સંકેતવશાત્ કેવળ અકારાદિ સ્વરો વિષ્ણુઆદિની સંજ્ઞા-નામ છે, તેમ સંકેતવશાત્ કેવળ વ્યન્જનો પણ કોઇ વસ્તુની સંજ્ઞા હશે, અને જો એમ હોય તો એમ કેમ કહી શકાય કે " વ્યન્જનો સ્વરો વિના કદિપણ અર્થ પ્રતિપાદન કરતા નથી."

ગુરુઃ—કેવળ સ્વરોવડે કોઇક વખત કોઇકની સંજ્ઞા હોય છે, પણ વ્યન્જનોથી તો કદિપણ કોઇની સંજ્ઞા નથી જણાતી. માટેજ કહ્યું છે કે " વ્યન્જનો સ્વરો વિના કદિપણ અર્થ પ્રતિપાદન કરતા નથી. "૪૬૨-૪૬૩.

એ પ્રમાણે અક્ષર અને વર્ણ એ બન્ને પર્યાયો સામાન્ય વર્ણવાચક છે. તથા સ્વર અને વ્યન્જન એ દરેક વર્ણવિશેષના વાચક છે. તેમાં રૂઢિવશાત્ અક્ષરને વર્ણ કહેવાય છે. તે અક્ષર ત્રણ પ્રકારે છે. તે બતાવે છે.

त सण्णा-वंजण-लद्धिसण्णियं तिविहमक्खरं, तत्थ ।
सुबहुलिविभेयनियय सण्णक्खरमक्खरागारो ॥ ४६४ ॥

તે અક્ષર સંજ્ઞાક્ષર-વ્યન્જનાક્ષર-લબ્ધ્યક્ષર એ નામે ત્રણ પ્રકારે છે. તેમાં અતિઘણી લિપિના ભેદથી નિયત, અક્ષરાકારરૂપ પ્રથમ સંજ્ઞાક્ષર છે. ૪૬૪.

સંજ્ઞાક્ષર-વ્યન્જનાક્ષર અને લબ્ધ્યક્ષર એમ ત્રણ પ્રકારે અક્ષર છે. તેમાં પ્રથમ જે શાસ્ત્રોમાં અઢાર પ્રકારની લિપિઓ કહી છે, જેવી કે--હંસલિપિ ભૂતલિપિ, ઉડ્ડીલિપિ, યવનીલિપિ, તુરકિલિપિ, કીરીલિપિ, દાવિડીલિપિ, માળવીલિપિ, નટીલિપિ, નાગરીલિપિ, લાટલીપિ, પારસીલિપિ, અનિમિત્તલિપિ, ચાણાક્યલિપિ અને મૂળદેવીલિપિ. એવગેરે અઢાર પ્રકારની લિપિના ભેદથી નિયત અક્ષરાકારરૂપ સંજ્ઞાક્ષર છે. તે સંજ્ઞાક્ષર લિપિના ભેદથી અનેક પ્રકારે છે જેમકે કોઇ લિપિમાં અર્ધ ચન્દ્રાકાર ટકાર હોય છે, કોઈ લિપિમાં ઘટાકાર ઠકાર હોય છે વિગેરે અનેક પ્રકારે છે. ૪૬૪

હવે વ્યન્જનાક્ષર કહે છે.

वंजिज्जइ जेणत्थो घडो व्व दीवेण वंजणं तो त ।
भण्णइ भासिज्जंतं सव्वमकाराइ तद्यालं ॥ ४६५ ॥

જેમ દીવાવડે ઘડો પ્રગટ કરાય છે, તેમ જે વડે અર્થ પ્રગટ કરાય તે વ્યન્જન કહેવાય છે. ભાષાનો કાળ તે તેનો કાળ જાણવો અને તેજ કાળે બોલાતા સર્વ અકારાદિથી હકાર પર્યન્તના અક્ષરો વ્યન્જનાક્ષર કહેવાય છે. ( મતલબ કે બોલાતો શબ્દ તે વ્યન્જનાક્ષર છે, કેમકે તે શબ્દના અર્થને પ્રગટ કરનાર છે. ) ૪૬૫.

હવે લબ્ધ્યક્ષર કહે છે.

जो अक्खरोवलंभो सा लद्धी, तं च होइ विण्णाणं ।
इंदिय-मणोनिमित्तं जो आवरणक्खओवसमो ॥ ४६६ ॥

જે અક્ષરોપલંભ-લાભરૂપ (અક્ષરની પ્રાપ્તિ) તે લબ્ધિ છે, અને તે ઇન્દ્રિય-મનો નિમિત્ત શ્રુતગ્રંથાનુસારિ વિજ્ઞાન (શ્રુતજ્ઞાનોપયોગ) છે, તેમજ તદાવરણ (શ્રુતજ્ઞાનાવરણ)નો જે ક્ષયોપશમ એ બન્ને લબ્ધ્યક્ષર છે. ૪૬૬.

હવે દ્રવ્યશ્રુત અને ભાવશ્રુતનો તફાવત કહે છે.

दव्वसुयं सण्णा-वंजणक्खरं, भावसुत्तमियरं तु ।
मइ-सुयविसेसणम्मिवि मोत्तूणं दव्वसुत्तंति ॥ ४६७ ॥

સંજ્ઞાક્ષર અને વ્યઞ્જનાક્ષર એ બન્ને દ્રવ્યશ્રુત છે, અને એ સિવાયનું લબ્ધ્યક્ષર તે ભાવશ્રુત છે. મતિ અને શ્રુતના ભેદનો વિચાર કરતાં પણ "मोत्तूणं दव्वसुयं" એ ૧૧૭ મી ગાથામાં આ ભેદ કહેલ છે. ૪૬૭.

સંજ્ઞાક્ષર અને વ્યઞ્જનાક્ષર એ બન્ને ભાવશ્રુતનાં કારણ હોવાથી દ્રવ્યશ્રુત છે અને લબ્ધ્યક્ષર તે ભાવશ્રુત છે.

શિષ્યઃ—અહીં શ્રુતજ્ઞાનના વિચારમાં જે આ ત્રિવિધ અક્ષરનો ભેદ કહો છો, તેવો ભેદ પૂર્વે મતિ-શ્રુતનો ભેદ વિચારતા "सोइंदिओवलद्धी" ઇત્યાદિ ૧૧૭ મી ગાથામાં કર્યો છે કે નહિ? જો એવો ભેદ ત્યાં છે, તો તે કેવી રીતે છે? તે દેખાડો, અને જો નથી, તો અહીં પણ એવો ભેદ શા માટે કહો છો?

ગુરુઃ—ત્યાં મતિ-શ્રુતનો ભેદ વિચારતાં પણ આ ત્રિવિધ અક્ષરનો ભેદ ૧૧૭ મી ગાથામાં જણાવેલ છે કે—

दव्वसुयं सण्णक्खरमक्खरलंभोत्ति भावसुयमुत्तं ।
सोतोवलद्धिवयणेण वंजणं भावसुत्तं च ॥ ४६८ ॥

સંજ્ઞાક્ષર તે દ્રવ્યશ્રુત અને અક્ષરોપલંભથી ભાવશ્રુત કહ્યું છે. તથા શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ એ વચનવડે વ્યઞ્જનાક્ષર અને ભાવશ્રુત કહ્યું છે. ૪૬૮

સંજ્ઞાક્ષર એ ભાવશ્રુતનું કારણ હોવાથી તેને દ્રવ્યશ્રુત કહ્યું અને "अक्खरलंभो य सेसेसु" એટલે શેષઇંદ્રયોમાં અક્ષરોપલંભ એ વાક્યથી લબ્ધ્યક્ષર કહ્યું છે, તે વિજ્ઞાનાત્મક હોવાથી ભાવશ્રુતછે. તથા "सोइंदिओलद्धी होइ सुयं" એટલે શ્રોત્રેન્દ્રિયોપલબ્ધિ તે શ્રુત છે અર્થાત્ શ્રોત્રઇન્દ્રિયવડે જે શબ્દની ઉપલબ્ધિ તે શ્રુત. એ વાક્યથી વ્યઞ્જનાક્ષર કહ્યું છે. અથવા શ્રોત્રેન્દ્રિયની જે ઉપલબ્ધિ તે શ્રુત એવો અર્થ કરવાથી વિજ્ઞાનાત્મક ભાવશ્રુત કહ્યું છે અને તે ભાવશ્રુત લબ્ધ્યક્ષરજ છે. આ પ્રમાણે પૂર્વે પણ ત્રિવિધ અક્ષરનો ભેદ જણાવીને દ્રવ્યશ્રુત અને ભાવશ્રુતનું સ્વરૂપ કહ્યું છે. ૪૬૮.

લબ્ધ્યક્ષરને પ્રમાતા કેવીરીતે પ્રાપ્ત કરે છે, તે કહે છે.

पचक्खमिंदिय-मणेहिं लब्भइ लिंगेण चक्खरं कोइ ।
लिंगमणुमाणमण्णे सारिक्खाई पभासंति ॥ ४६९ ॥

તે લબ્ધ્યક્ષર કોઇને ઇન્દ્રિય અને મનવડે પ્રત્યક્ષરૂપે થાય છે, અને કોઇને લિંગવડે થાય છે. લિંગ એટલે અનુમાન. બીજાઓ સાદૃશ્યાદિ પાંચ પ્રકારે તે અનુમાન કહે છે. ૪૬૯.

એ લબ્ધ્યક્ષરશ્રુત કોઇને ઇન્દ્રિય-મનના નિમિત્તથી વ્યવહાર પ્રત્યક્ષરૂપે થાયછે, અને કોઇને ધૂમાદિલિંગવડે થાયછે. એટલે કે ધૂમાદિલિંગ જોઇને જે અગ્નિઆદિરૂપ જ્ઞાન થાયછે તે, તેમાં લિંગ એટલે અનુમાન સમજવું.

શિષ્ય:-લિંગગ્રહણ અને પૂર્વ સંબંધનું સ્મરણ એ બન્ને થયાપછી લિંગથી થએલું જ્ઞાન તે અનુમાન કહેવાયછે. અને તમે તો લિંગનેજ અનુમાન કહોછો ? તેનું કેમ ?

ગુરૂ:-તારૂં કહેવું સત્યછે, પરંન્તુ અહીં કારણમાં કાર્યનો ઉપચાર કર્યોછે, એટલે કે લિંગ એ અનુમાનજ્ઞાનનું કારણ હોવાથી લિંગનેજ અનુમાન કહ્યું છે, જેમ પ્રત્યક્ષજ્ઞાનને ઉત્પન્ન કરનાર ઘટ, તે પણ પ્રત્યક્ષ કહેવાયછે, તેમ તે પણ સમજવું. આ સર્વનું તાત્પર્ય એછે કે લબ્ધ્યક્ષર તે શ્રુતજ્ઞાન છે. અને તે ઇન્દ્રિય મનોનિમિત્તથી વ્યવહાર પ્રત્યક્ષ થાયછે, અથવા અનુમાનથી થાયછે. તે સિવાય આત્મ પ્રત્યક્ષતો નથી થતું. કેમકે આત્મ પ્રત્યક્ષજ્ઞાન તો અવધિ આદિછે, વળી બીજાઓ સાદૃશ્યપણાદિથી થતું અનુમાન પાંચ પ્રકારે છે. એમ કહેછે. ૪૬૯

હવે એજ પાંચપ્રકારના અનુમાનનું સ્વરૂપ કહેછે:

सारिक्ख-विवक्खो-भय-मुवमा-गममेव सव्वमणुमाणं ।
किंचिम्मत्तविसेसेण वा न तं पंचहा ठाइ ॥ ४७० ॥

સાદૃશ્ય વિસદૃશ ને ઉભયજ્ઞાન-ઉપમા-અને આગમ, એ સર્વ અનુમાનજ છે. પણ કિંચિત્માત્ર ભેદથી ભેદ કહીએ તો તે પાંચપ્રકારે ન રહે, ૪૭૦

પ્રત્યક્ષપદાર્થમાં પણ સાદૃશ્યપણાથી સ્મૃતિજ્ઞાન ઉત્પન્ન થાય છે. જેમકે કોઇ સ્થળે એક ભાઇને જોયો હોયતો બીજે સ્થળે તેના સમાન ચ્હેરાવાળા બીજા ભાઇને જોઇને, પૂર્વે જોયેલા ભાઈની સમાનતાથી " એ પૂર્વે જોયેલો આનો ભાઇ હતો " આવું સ્મૃતિજ્ઞાન થાય છે. વિપક્ષથી પણ સ્મૃતિજ્ઞાન ઉત્પન્ન થાય છે, જેમકે નકુલ ( નોળીઓ ) જોઇને તેના વિપક્ષભૂત સર્પનું જ્ઞાન થાય છે. વળી ઉભયરૂપથી પણ સ્મૃતિજ્ઞાન થાય છે, જેમકે ખચ્ચર જોવાથી ગધેડાનું અને અશ્વનું બન્નેનું સ્મરણ થાય છે. ઉપમાથી પણ એજપ્રમાણે સ્મૃતિ થાય છે. જેમકે ગવય-(રોઝ) જોઇને ગાયનું સ્મરણ થાય છે. અને આગમથી સ્વર્ગાદિનું જ્ઞાન થાયછે. એ પ્રમાણે સાદૃશ્યાદિભેદે પાંચ પ્રકારનું અનુમાન છે. અર્થાત્ એ પાંચે પ્રકારો અનુમાનથી ભિન્ન નથી. કારણકે અન્યગંબંધથી વિવક્ષિત અર્થનું જ્ઞાન થાય છે. પણ જો કિંચિત્ ભેદથી પણ ભેદ કરીએ તો અનુમાનના આ પાંચજ પ્રકાર નથી રહેતા, તેથી અધિક પણ થાય છે. કેમકે આ પાંચભેદથી અનુમાનના બધાએ ભેદનો સંગ્રહ નથી થતો. જેમકે ધૂમથી અગ્નિનું જ્ઞાન, વાદળાથી જળઆદિનુંજ્ઞાન વિગેરે લોકપ્રસિદ્ધ અનુમાનનો આમાં સમાવેશ નથી થતો ( આ સ્થળે-" भायलक्खियस्स " ઇત્યાદિ ગાથા કોઈ સ્થળે જણાય છે, પણ તે પ્રક્ષેપ હોવાથી અને બે મૂળ ટીકાઓમાં ગ્રહણ નથી કરી તેથી અમે પણ તેની ઉપેક્ષા કરીને તેની વ્યાખ્યા નથી કહેતા. ) ૪૭૦

હવે ઇન્દ્રિય-મનોનિમિત્ત જ્ઞાન પણ ખરીરીતે અનુમાનજ છે. એમ સિદ્ધ કરવાને કહે છે કે-

इंदिय-मणोनिमित्तंपि नाणुमाणाहि भिन्नए, किंतु ।
नाविक्खइ लिंगंतरमिह पच्चक्खोवयारो त्थ ॥ ४७१ ॥

ઇન્દ્રિય-મનોનિમિત્તજ્ઞાન પણ અનુમાનથી જુદું નથી; પરન્તુ તે અન્યલિંગની અપેક્ષા રાખતું નથી, તેથી એમાં પ્રત્યક્ષનો ઉપચાર કરાય છે. ૪૭૧.

સન્મુખરહેલ ઘટાદિ અર્થ સાક્ષાત્ જોઇને જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ્ઞાન પણ ધૂમથી જેમ અગ્નિનું જ્ઞાન થાય છે, તેમ તે પણ ઈન્દ્રિય અને મનથી થતું હોવાથી અનુમાન જ્ઞાનજ છે. કારણકે ઇન્દ્રિય અને મનવડે તે થતું હોવાથી આત્માને તો પરોક્ષજ છે, તેથી ખરી રીતે એ જ્ઞાન અનુમાનથી જુદું નથી. અને જે અર્થો ઇન્દ્રિયોને સાક્ષાત્ નથી છતાં પણ સાદૃશ્યાદિ લિંગથી તેનું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેનું જ્ઞાન તો અનુમાનરૂપજ છે એમાં શો સંદેહ ?

શિષ્ય:—ઇન્દ્રિય અને મનોનિમિત્ત જે જ્ઞાન સાક્ષાત્ અર્થ જોઇને થાય છે, તે જ્ઞાનને જો અનુમાન કહો છો, તો તે લોકમાં પ્રત્યક્ષરૂપે પ્રસિદ્ધ કેમ કહેવાય છે. ?

ગુરુ:—ઈન્દ્રિય અને મનરૂપ નિમિત્તમાત્રથીજ ઉત્પન્ન થતું હોવાથી ધૂમઆદિ અન્ય લિંગની અપેક્ષા રાખતું નથી, તેથી તે જ્ઞાનમાં પ્રત્યક્ષની પેઠે પ્રત્યક્ષ ઉપચાર કરાય છે. પરમાર્થથી તો તે અનુમાનજ છે. ૪૭૧

હવે કિંચિત્ભેદથી અનુમાનનો ભેદ કહેવાય છે, તો પણ એ પાંચ ભેદ યોગ્ય નથી, તે બતાવે છે.

नापुणरुत्ता न समत्तलिङ्गसंगाहिया न य गुणाय।
नियमियपरिमाणाए किं च विसेसोवलद्धीए ?॥ ४७२ ॥

( પંચવિધ અનુમાનોપલબ્ધિ ) પુનરૂક્તિ દોષ રહિત નથી, સમસ્ત લિંગનો સંગ્રહ નથી કરતી અને ગુણકારી પણ નથી, તો પછી એ નિયમિત પરિમાણવાળી વિશેષ ઉપલબ્ધિવડે શું. ? ૪૭૨

જે પંચવિધ અનુમાનોપલબ્ધિ કોઈ માને છે, તે પુનરૂક્તિ દોષ રહિત નથી. કેમકે સાદૃશ્ય-ઉપમાન આદિમાં સર્વત્ર સાદૃશ્યપણું સમાન હોવાથી પુનરૂક્તિદોષયુક્તજ છે. અને અત્યન્તપરોક્ષ સ્વર્ગાદિવડે ઉપમાન કરવામાં આગમપણું સમાન હોવાથી તેમાં પણ પુનરૂક્તિ દોષ છે. વળી એ પંચવિધઉપલબ્ધિમાં સર્વલિંગોનો સમાવેશ પણ નથી થતો, કેમકે સર્વ લોકમાં પ્રસિદ્ધ એવા કાર્ય અને સ્વસ્વભાવાદિરૂપ ધૂમ અને કૃતકત્વાદિ લિંગોનો આમાં સમાવેશ નથી થતો, એમાં પણ કોઈક અંશે સાદૃશ્યપણું છે, તો પછી ઘણા ભેદો કરવાનું શું પ્રયોજન ? એકજ ભેદ બસ છે, કારણકે બધાએ લિંગોમાં કોઈક અંશે સાદૃશ્યપણું ગમક છે. વળી આ પંચવિધ ઉપલબ્ધિથી કોઇ ગુણ નથી પણ ઉક્તન્યાયે દૂષણજ છે, તો પછી એ પ્રમાણે નિયમિતપરિમાણવાળી પંચવિધ વિશેષોપલબ્ધિથી શું લાભ છે. ? અનુમાનરૂપેજ સર્વનો સંગ્રહ કરવાથી કંઇપણ દૂષણ નહિ આવે. ૪૭૨.

ભલે એમ હો. પરન્તુ અનુમાનથી જુદી ત્રિવિધ અનુપલબ્ધિ અન્યત્ર પ્રસિદ્ધ છે, તે તો કહેવી જોઇએ. તે માટે તે અનુપલબ્ધિ જણાવી તેનું કારણ કહે છે.

नाहिकयाऽणुवलद्धी मया विवक्खो त्ति वा तओ सवा।
वचादिग्गहणेण व न उ जुत्तो तिविहनियमो से॥ ४७३ ॥

અહીં અનુપલબ્ધિનો અધિકાર નથી ( માટે તે ન કહેવી જોઇએ, પણ અક્ષ-રોપલબ્ધિનો ) પ્રતિપક્ષ અનુપલબ્ધિ છે, ( તેથી કહી છે, ) તો સાક્ષાત્ આદિશબ્દ

ગ્રહણ કરવાથી સર્વ અનુપલબ્ધિ કહેવી જોઇએ, પરન્તુ તે અનુપલબ્ધિ ત્રણ પ્રકારેજ છે એ નિયમયુક્ત નથી. ૪૭૩.

અત્યન્ત અનુપલબ્ધિ-સામાન્ય અનુપલબ્ધિ-અને વિસ્મૃતિ અનુપલબ્ધિ. આ ત્રણ પ્રકારની અનુપલબ્ધિ કેટલાક માને છે. તેમાં પ્રથમ ખરવિષાણ અશ્વશૃંગ-વંધ્યાપુત્ર આદિ વસ્તુઓ સર્વથા અભાવ હોવાથી તે જણાતી નથી તેથી તેની અત્યન્ત અનુપલબ્ધિ કહેવાય. અડદ અથવા મગના દાણાઓનું રૂપ જણાતા છતાં પણ તે દાણા મોટા ઢગલામાં નાંખ્યા હોય તો તે જણાતા નથી, તેની સામાન્ય અનુપલબ્ધિ કહેવાય અને " આ તે છે " એવું અનુસંધાન કર્યા વિના વિસ્મરણથીજ વસ્તુ ન જણાય તે વિસ્મૃતિથી અનુપલબ્ધિ કહેવાય.

શિષ્યઃ–અહીં અક્ષરોપલબ્ધિનો અધિકાર હોવાથી આ ત્રિવિધ અનુપલબ્ધિનું સ્વરૂપ કહેવું એ અપ્રસ્તુત છે.

ગુરુઃ—ઉપલબ્ધિથી વિપરીત અનુપલબ્ધિ છે. એ કારણથી વિપરીતપણાએ કરીને એ ત્રિવિધ અનુપલબ્ધિ અહીં કહી છે.

શિષ્યઃ—તો પણ અનુપલબ્ધિ ત્રણજ છે એવો નિયમ અયોગ્ય છે. કારણકે અતિ નજીક રહેલી વસ્તુ, અતિ દૂર રહેલી વસ્તુ જણાતી નથી, તેથી તે પણ અનુપલબ્ધિપણે પ્રસિદ્ધ છે, માટે આદિશબ્દથી બધીએ અનુપલબ્ધિઓ કહેવી જોઇએ પણ ત્રણજ અનુપલબ્ધિઓ છે, એવો નિયમ તો અયોગ્ય છે. માટે બધીએ અનુપલબ્ધિઓ કહો.

ગુરુઃ—એ સર્વનું સ્વરૂપ અહીં કહેવા જતાં ગ્રંથનો વિસ્તાર થઇ જાય, વળી બીજા ગ્રંથોમાં તેનું સ્વરૂપ સવિસ્તર કહ્યું છે. ( अन्यग्रंथोक्तत्वात् ) અથવા આ બધીનો સમાવેશ પ્રત્યક્ષ અને અનુમાનમાંજ થાય છે, તેથી અહીં નથી કહેતા. ૪૭૩

એ પ્રમાણે તત્ત્વ-ભેદ અને પર્યાયવડે અક્ષરની વ્યાખ્યા કરી. હવે એ અક્ષરશ્રુતના અધિકારમાં સૂત્રમાં કહ્યું છે કે અક્ષરલબ્ધિકને લબ્ધ્યક્ષર ઉત્પન્ન થાય છે તે વાત પ્રેરી શિષ્ય શંકા કરીને પૂછે છે કે—

> अक्खरलंभो सण्णीण होज्ज पुरिसाइवण्णविण्णाणं ।
> कत्तो अस्सण्णीणं भणियं च सुयम्मि तेसिंपि ॥ ૪૭૪ ॥

પુરુષાદિશબ્દના વર્ણવિજ્ઞાનરૂપ અક્ષરલાભ સંજ્ઞીને હોય, પણ અસંજ્ઞીને ક્યાંથી હોય? તેમને પણ શ્રુતમાં અક્ષરલાભ તો કહ્યો છે. ૪૭૪.

શિષ્યઃ–સ્ત્રી-પુરુષ-નપુંસક-ઘટ-પટ ઈત્યાદિ વર્ણના વિજ્ઞાનરૂપ અક્ષરલાભ, મનવાળા સંજ્ઞીજીવોને હોય, એ વાત માની શકાય છે, પરન્તુ મનરહિત અસંજ્ઞીજીવોને એ લાભ ક્યાંથી હોય? નજ હોય. કારણકે અક્ષરલાભ પરોપદેશજન્ય હોવાથી મન રહિત અસંજ્ઞીજીવોને તે સંભવે નહી.

ગુરુઃ—અસંજ્ઞીને પણ એ અક્ષરલાભ હોય છે, સૂત્રમાં કહ્યું છે કે " એકેંદ્રિય મતિઅજ્ઞાની અને શ્રુતઅજ્ઞાની છે " એ વચનથી એકેંદ્રિયાદિ અસંજ્ઞીજીવોને પણ અક્ષરલાભ હોય છે. કારણકે અક્ષર સિવાય શ્રુત હોઇ શકે નહિ. ૪૭૪

શિષ્યઃ—એ કેમ માની શકાય? શ્રીગુરુ તેના ઉત્તરમાં ઉદાહરણપૂર્વક કહે છે કે–

जह चेयण्णमकित्तिममस्सण्णीणं तहोहणाणंपि ।
थोवंपि नोवलब्भइ जीवत्तमिवेंदियाईणं ॥ ४७५ ॥

જેમ અસંજ્ઞીને ચૈતન્ય સ્વાભાવિક છે, તેમ ઓઘજ્ઞાન પણ છે, પણ અલ્પ હોવાથી એકેંદ્રિયના જીવત્વની જેમ તે જણાતું નથી. ૪૭૫.

જેમ અસંજ્ઞીને આહારાદિ સંજ્ઞાદ્વારા ચૈતન્ય-જીવપણું સ્વાભાવિક જણાય છે, તેમ લબ્ધ્યક્ષરાત્મક ઓઘજ્ઞાન પણ તેમને છે, પરન્તુ તે જ્ઞાન અલ્પ હોવાથી સ્થૂલદૃષ્ટિવાળાઓથી પૃથ્વીઆદિ એકેંદ્રિયના જીવત્વની જેમ જાણી શકાતું નથી. જો કે અક્ષરલાભ પરોપદેશ-જન્ય છે, પણ તેમાં સંજ્ઞાક્ષર અને વ્યઞ્જનાક્ષરનો લાભ પરોપદેશજન્ય છે. લબ્ધ્યક્ષર તો ક્ષયોપશમ અને ઇન્દ્રિય નિમિત્ત વાળો હોવાથી અસંજ્ઞીને પણ હોય છે, અને એજ લબ્ધ્યક્ષર મુખ્યતાએ અહીં પ્રસ્તુત છે. સંજ્ઞાક્ષર અને વ્યઞ્જનાક્ષર પ્રસ્તુત નથી કેમકે અહીં અધિકાર તો વ્યાપક એવા શ્રુતજ્ઞાનનો છે. ૪૭૫.

આ સંબંધમાં બીજું દૃષ્ટાન્ત કહે છે.

जह वा सण्णीणमणक्खराण असइ नरवण्णविण्णाणे ।
लद्धक्खरंति भण्णइ किंपिच्चि तहा असण्णीणं ॥ ४७६ ॥

અથવા જેમ નિરક્ષર એવા સંજ્ઞીજીવોને મનુષ્યાદિ વર્ણ ( અક્ષર ) નું જ્ઞાન નહિ છતાં પણ તેમને લબ્ધ્યક્ષર કહેવાય છે; તેમ અસંજ્ઞીને પણ કંઇક છે. ૪૭૬.

જેમ અન્યઉપદેશના અભાવે મુગ્ધસ્વભાવવાળા-ભિલ્લ બાળક-ગોવાળ-ગાય આદિને મનુષ્યાદિના શબ્દોના અક્ષરોનું જ્ઞાન નહિ છતાં પણ તેઓને લબ્ધ્યક્ષર છે, એમ કહેવાય છે, કારણ કે તેઓને તેવા શબ્દોચ્ચારથી બોલાવતાં તે સાંભળે છે અને સામું પણ જુવે છે. અને ગાય પણ શબલા-બહુલા આદિશબ્દથી બોલાવી હોય તો પોતાનું નામ જાણે છે અને પ્રવૃત્તિ-નિવૃત્તિ આદિ કરે છે. આ પ્રમાણે ગાય આદિને તેવા પ્રકારનો પરોપદેશ નથી, તે છતાં પણ લબ્ધ્યક્ષર છે. એવીજ રીતે અસંજ્ઞીને પણ તે છે. ૪૭૬.

એ પ્રમાણે એકેંદ્રિયાદિને જેને જેટલું લબ્ધ્યક્ષર શ્રુત હોય છે, તે કહ્યું; હવે એકેક અકારાદિ અક્ષરના જેટલા પર્યાયોઃછે, તે વિશેષથી બતાવે છે.

एकेक्कमक्खरं पुण स-परपज्जायभेयओ भिन्नं ।
तं सव्वदव्व-पज्जायरासिमाणं मुणेयव्वं ॥ ४७७ ॥

વળી એકેક અક્ષર સ્વ-પર પર્યાયના ભેદથી ભિન્ન છે, તે પર્યાયો સર્વ દ્રવ્ય અને પર્યાયના રાશિ ( સમૂહ ) પ્રમાણ જાણવા. ૪૭૭

દરેક અકારાદિ અક્ષરો સ્વ-પર પર્યાયના ભેદથી ભિન્ન છે, તે સર્વ દ્રવ્ય જે ધર્માસ્તિ-કાયાદિ અને તેના પર્યાયના રાશિ જેટલા છે. એટલે કે આ જગતમાં પરમાણુ દ્વયણુકાદિ અને એકેક આકાશ પ્રદેશાદિ જે દ્રવ્યો છે, એ સર્વને એકઠા કરવાથી જે સમૂહ થાય, તેટલો સમૂહ એકેક અકારાદિ અક્ષરોના પર્યાયનો છે. જેમકે તે અક્ષરોમાંના એક અકાર-નાજ કેટલાક થોડા સ્વપર્યાયો છે, તે પણ અનન્તા છે. અને બાકીના પરપર્યાયો તો તેથી અનન્તા ગુણા છે. આ સમજવામાં એક કલ્પના કરીએ, જેમકે સર્વદ્રવ્ય અને તેના પર્યા-યનો રાશિ અનન્તાનન્ત સ્વરૂપ છે, તો પણ અસત્કલ્પનાએ તેની સંખ્યા એકલાખ-

પ્રમાણ છે અને અકાર ઇકારાદિના વાચ્ય પદાર્થો સર્વની સંખ્યા એક હજાર પ્રમાણ છે. હવે તેમાંના એક અકાર અક્ષરના, સર્વદ્રવ્યગત લક્ષ પર્યાયના સમૂહમાંથી વિદ્યમાનપણે સંબદ્ધ સ્વપર્યાયો કેવળ એકસો પ્રમાણ છે, અને બાકીના બીજા બધાએ પરપર્યાયો છે, તે તેમાં અવિદ્યમાનપણે સંબદ્ધ છે. એજ પ્રમાણે ઇકારાદિના અને પરમાણુ-દ્વયણુકાદિના પર્યાયો પણ સમજવા. ૪૭૭

હવે સ્વપર્યાયો ક્યા છે, તે જણાવે છે.

जे लभइ केवलो से सवण्णसहिओ व पज्जवेऽगारो ।
ते तस्स सपज्जाया सेसा परपज्जया सव्वे ॥ ४७८ ॥

અન્યવર્ણ સાથે અસંયુક્ત અકારના અથવા સંયુક્ત એવા અકારના ઉદાત્ત-અનુદાત્ત-સાનુનાસિક-નિરનુનાસિકાદિ પોતાના પર્યાયોને અનુભવે છે તે સ્વપર્યાયો છે, અને બાકીના બધા તેના પરપર્યાયો છે.

અન્ય અક્ષર સાથે જોડાએલ અથવા નહિ જોડાએલ કેવળ અકાર, ઉદાત્ત અનુદાત્ત-સાનુનાસિક-નિરનુનાસિક વિગેરે જે આત્મગત પર્યાયને અનુભવે છે, તે અકારના સ્વપર્યાયો છે, કેમકે તે પર્યાયો તેમાં અસ્તિપણે ( વિદ્યમાનરૂપે ) છે. અને તે પર્યાયો અનન્તા છે, કેમકે તે અક્ષરથી વિષ્ણુ-પરમાણુ આદિ અનન્તાં દ્રવ્ય વાચ્ય છે. અને તે તે દ્રવ્ય પ્રતિપાદન કરવાની એની શક્તિ ભિન્ન ભિન્ન છે. જો એમ ન હોય, તો તે અક્ષરથી પ્રતિપાદન કરાતા સર્વ એક અરૂપવર્ણથી વાચ્ય હોવાથી સર્વ પદાર્થની એકતા થઈ જાય. આ સિવાય બાકીના ઇકારાદિ સંબંધિના ઘટાદિગત પર્યાયો અકારના પરપર્યાયો છે, કેમકે તે તેનાથી ભિન્ન છે અને નાસ્તિપણે સંબંધવાળા છે. એજ પ્રમાણે ઇકારાદિના પણ સ્વપર પર્યાયો સમજી લેવા. ૪૭૮

અહીં શિષ્ય શંકા કરીને પૂછે છે કે-

जइ ते परपज्जाया न तस्स, अह तस्स न परपज्जाया ।
जं तम्मि असंबद्धा तो परज्जायववएसो ॥ ४७९ ॥

જો તે પરપર્યાયો છે, તો તે તેના ન કહેવાય, અને તેના હોય, તો પરપર્યાય ન કહેવાય? ( એ પર્યાયો ) તેમાં અસંબદ્ધ હોવાથી પરપર્યાય કહેવાય છે.

શિષ્ય:—જે પોતાના પર્યાયો હોય, તેજ તેના પર્યાય કહેવાય છે, પરન્તુ જે ઘટાદિ પરવસ્તુના પર્યાયો છે, તે અક્ષરના પર્યાયો ન કહેવાય, અને જો તે અક્ષરના કહેવાય, તો ઘટાદિના ન કહેવાય. અને તેથી કરીને જો પરના પર્યાયો છે, તો તે તેના કેમ કહેવાય? અને જો તેના કહેવાય, તો પરના કેમ કહેવાય? આ પ્રમાણે કહેવાથી તો અત્યન્ત વિરોધ જણાય છે.

ગુરુ:—ત્હારૂં કહેવું અભિપ્રાય જાણ્યા વિનાનું છે. કારણકે એ અકાર ઇકારાદિમાં ઘટાદિ પર્યાયો વિદ્યમાનપણે જોડાએલા નહિ હોવાથી તેમને પરપર્યાય કહેવાય છે, અન્યથા વ્યાવૃત્તિરૂપે તો તે પણ તેમાં જોડાએલા છે. અને તેથી કરીને વ્યાવૃત્તિરૂપે તેમને સ્વપર્યાય કહીએ તો કંઇ વિરૂધ નથી. પરન્તુ એ ઘટાદિપર્યાયો વિદ્યમાનપણે તો ઘટાદિમાં જોડાએલા છે, તેથી તે અક્ષરના પરપર્યાય કહેવાય છે.

વસ્તુનું સ્વરૂપ બે પ્રકારે છે. અસ્તિપણે ( વિદ્યમાનરૂપે ) અને નાસ્તિપણે ( અવિ-

ધર્માનપણે-) તેમાં જે પર્યાયો જેમાં વિદ્યમાનરૂપે જોડાએલા હોય તે તેના સ્વપર્યાયો કહેવાય છે, અને જે પર્યાયો જેમાં અવિદ્યમાનપણે જોડાએલા હોય, તે તેનાં પરપર્યાયો કહેવાય છે. આ પ્રમાણે નિમિત્તનો ભેદ જણાવનારાજ સ્વ અને પર શબ્દો છે, પરન્તુ તેમનો તેમાં સર્વથા સંબંધ કે અસંબંધ જણાવનારા નથી. આ કારણથી ઘટાદિ પર્યાયો અક્ષરની અંદર વિદ્યમાનપણે જોડાએલા ન હોવાથી પરપર્યાયો કહેવાય છે, પરન્તુ તે પર્યાયો તેમાં સર્વથા પ્રકારે નથી જોડાએલા એમ નહી. અવિદ્યમાનરૂપે તો તે તેમાં પણ જોડાએલા છેજ. અહીં એવી શંકા પણ ન કરવી, કે એકનો સંબંધ ઉભય તરફ અયોગ્ય છે. કારણકે હિમવન્તાદિ એકજ છતાં, તેના બે અંશવડે તેનો પૂર્વ અને પશ્ચિમ સમુદ્રાદિસાથે સંબંધ છે. તેવીજ રીતે અહીં પણ પર્યાયોને ઉભય સાથે સંબંધ થાય છે એમ સમજવું. જો એકજરૂપે એકનો ઉભય તરફ સંબંધ માનીએ, તો વિરોધ આવે. એવું તો કંઈ છે નહિ, કેમકે બે રૂપે ઘટાદિ પર્યાયોનો સંબંધ બન્ને સ્થળે છે, એટલે કે તે ઘટાદિના પર્યાયોનો વિદ્યમાનરૂપે ઘટાદિમાં સંબંધ છે, અને અવિદ્યમાનરૂપે અક્ષરાદિમાં છે.

ગધેડાના શીંગડાની જેમ અસત્પણું એ અભાવસ્વરૂપ હોવાથી વસ્તુનું સ્વરૂપજ નથી, તો પછી અસત્પણે એટલે અવિદ્યમાનરૂપે તેનો તેમાં સંબંધ છે. એમ કેમ કહેવાય ? આવી શંકાપણ અહીં ન કરવી; કારણકે ખરવિષાણ (ગધેડાના શીંગડા)ની કલ્પના વસ્તુનો અભાવ સિદ્ધ નથી કરતી. જેમકે પ્રાગભાવ (પૂર્વનો અભાવ) પ્રધ્વંસાભાવ (વિદ્યમાનવસ્તુનો નાશ) જેમકે ઘડો ભાંગી જવાથી તેનો નાશ થયો તે પ્રધ્વંસાભાવ કહેવાય (ઘટાભાવ) ઘડાનો અભાવ પટાભાવ (પટનો અભાવ) આદિ વસ્તુના અભાવના વિશેષણની પેઠે, ખરવિશાણાદિમાં પણ એવું વિશેષણ સંભવતું નથી, અભિલાપ રહિત નિરૂપ છઠ્ઠા ભૂતની પેઠે ખરવિષાણાદિનો લોકોએ માત્ર સંકેત કર્યો છે, પરન્તુ છઠ્ઠા ભૂતની પેઠે અમે વસ્તુનો અભાવ નીરૂપ નથી માનતા, કારણકે નિરૂપ એ અભિલાપ રહિત હોવાથી પ્રાગભાવાદિ વિશેષણો તે અભાવને ઘટે નહિ; પરન્તુ વસ્તુસ્વરૂપ એવું છે કે જેમ મૃત્પિંડાદિ પર્યાય (માટીનો પિંડ) ભાવ રૂપ છતાં પણ, ઘટાકારાદિ રૂપે નહિ હોવાથી (ઘટનો) પ્રાગભાવ કહેવાય છે. અથવા જેમ કપાલ આદિ પર્યાય ભાવરૂપ છતાં પણ ઘટના આકારનો નાશ થવાથી (ઘટનો) પ્રધ્વંસાભાવ કહેવાય છે, તેવીજ રીતે ભિન્ન પર્યાય પામેલ અક્ષરાદિ ભાવરૂપ છતાં પણ ઘટાદિ વસ્તુના અભાવરૂપે કહેવાય છે, પણ સર્વથા અભાવરૂપે નથી કહેવાતા, કેમકે સર્વથા અભાવ તો સ્વરૂપરહિત નિરભિલાપ્ય છે. (ન કહી શકાય એવો છે.) ખરવિષાણાદિ શબ્દવડે એ અભાવ કહી શકાય છે, તો તેને નિરભિલાપ્ય કેમ કહેવાય? એમ પણ ન કહેવું. કારણકે તે અભાવનું સર્વથા અવાચ્યપણું જણાવવાને માટેજ સંકેત માત્રથી થતા ખરવિષાણાદિ શબ્દોનો લોકોએ ત્યાં વ્યવહાર કર્યો છે.

વળી જો ઘટાદિપર્યાયોનો નાસ્તિપણે (અવિદ્યમાનરૂપે) અક્ષરમાં સંબંધ ન માનવામાં આવે, તો અસ્તિ-નાસ્તિપણું (વિદ્યમાન-અવિદ્યમાનરૂપ) પરસ્પર ભિન્ન સ્વરૂપ હોવાથી અસ્તિપણે (વિદ્યમાનરૂપે) ઘટાદિપર્યાયોનો સંબંધ તેમાં માનવો પડે, તેમ માનવાથી અક્ષર પણ ઘટાદિરૂપ થઇ જાય. અને એમ થવાથી આખું જગત એકરૂપ બની જાય. અને તેથી સર્વની સાથેજ ઉત્પત્તિ અને નાશ આદિનો પ્રસંગ પ્રાપ્ત થાય.

શિષ્ય:—ઘટાદિમાં રહેલા ઘટાદિ પર્યાયોનું નાસ્તિપણે સ્વરૂપ અક્ષરમાં કેવી રીતે મળ્યું ? કારણકે રૂપી વિના રૂપનો સંબંધ ઘટે નહિ, અને જો તેમ છતાંએ જો તેમાં તે ઘટે તો આખું જગત એકરૂપજ થઇ જાય.

ગુરૂ:—ઘટાદિ પર્યાયોનો નાસ્તિપણે સંબંધ ઘટાદિ સિવાય અન્યસ્થળે વ્યાપ્તિ થકી ઇએ છે, જો તેમ ન હોય તો સ્વ અને પરનો ભાવ સંભવે નહિ. આજ કારણથી કોઇક અપેક્ષાએ વિશ્વની એકતા માનવામાં કંઇ હરકત નથી. કેમકે દ્રવ્યાદિરૂપે સઘળું વિશ્વ એક સ્વરૂપજ છે. આ વિષય અતિગંભીર છે, તેથી સ્થિર બુદ્ધિવાનોએ તેનો બહુ વિચાર કરવો. આ પ્રમાણે ઘટાદિ પર્યાયો નાસ્તિપણે અક્ષરમાં છે અને અસ્તિપણે ઘટાદિમાં છે, પરન્તુ અક્ષરમાં અસ્તિપણે નથી. તેથીજ ઘટાદિ પર્યાયો અક્ષરના પરપર્યાય કહેવાય છે. ૪૭૯

ઘટાદિ પર્યાયો અક્ષરમાં નહિ જોડાએલા હોવાથી પરપર્યાય કહેવાય છે, તો તે અક્ષરના પર્યાય કેમ કહેવાય? તે માટે કહે છે.

चाय-सपज्जायविसेसणाइणा तस्स जमुवउज्जंति ।
सधणमिवासंबद्धं हवंति तो पज्जया तस्स ॥ ४८० ॥

અભાવરૂપે અને સ્વપર્યાયના વિશેષણઆદિવડે ઘટાદિ પર્યાયો અક્ષરના છે, કેમકે તે તેમાં ઉપયોગી છે; જેમ ધન ભિન્ન છતાં પણ સ્વધન કહેવાય છે, તેમ તે ઘટાદિ પર્યાયો પણ તે અક્ષરના કહેવાય છે. ૪૮૦

ઘટાદિ પર્યાયો વિદ્યમાનપણે અક્ષરમાં અસંબદ્ધ છે, તો પણ તે પર્યાયો અક્ષરના છે, કેમકે અભાવરૂપે તે તેમાં જોડાએલા છે. જો ત્યાં તેમનો અભાવ ન હોય, તો તે અક્ષર ઘટાદિથકી ભિન્ન ન ગણાય, કેમકે ઘટાદિ પર્યાયો તેમાં પણ જોડાએલ નથી એમ નહિ એમ માન્યું છે, માટે અભાવરૂપે ઘટાદિ પર્યાયો તે અક્ષરમાં જોડાએલા હોવાથી તે પર્યાયો તેના છે. વળી સ્વપર્યાયના વિશેષણવડે-વિશેષવ્યવસ્થાપકપણે પરપર્યાયો પણ તેનાં છે, પરપર્યાયો ન હોય તો સ્વપર્યાયો કોઇપણ રીતે જુદારૂપે સિદ્ધ ન થાય, કારણકે સ્વ અને પર શબ્દની ત્યાં અપેક્ષા છે. આ સંબંધમાં અહીં એવો નિયમ છે કે-"જે જેમાં જોડાએલ છે, તે તેનાથી ભિન્ન છતાં પણ તેનું કહેવાય છે." જેમ દેવદત્તાદિકનું ધન ભિન્ન છતાં જોડાય છે. અભાવ અને સ્વપર્યાયના વિશેષણાદિ ભાવે ઘટાદિ પર્યાયો પણ અક્ષરના સંબદ્ધ એટલા માટે તે તેના છે અને એ પ્રમાણે અક્ષરના પર્યાયો પણ ઘટાદિકના કહેવા.

सधणमसंबद्धंपि हु चेयण्णं पिव नरे जहा तस्स ।
उवउज्जइत्ति सधणं भण्णइ तह तस्स पज्जाया ॥ ४८१ ॥

જેમ કોઇ પુરૂષમાં સ્વધન અસંબદ્ધ છતાં પણ ચૈતન્યની પેઠે તે ધન તેનું કહેવાય છે, (એટલે ચૈતન્ય સંબદ્ધ હોવાથી તે ચૈતન્ય તેનું કહેવાય છે, તેમ પોતાનું ધન પોતાની સાથે સંબદ્ધ નથી છતાં પણ તેનું કહેવાય છે.) કારણકે તે તેની સાથે જોડાએલું છે. તેવીજ રીતે ઘટાદિ પર્યાયો અક્ષરમાં અસંબદ્ધ છતાં પણ તે પર્યાયો અક્ષરના છે. ૪૮૧

એજ વિષય દૃષ્ટાન્તથી વધારે દૃઢ કરે છે.

जह दंसण-नाण-चरित्तगोयरा सव्वदव्वपज्जाया ।
सद्धेय-नेय-किरियाफलोवओगित्ति भिन्नावि ॥ ४८२ ॥

भइणो सपज्जया इव सकज्जनिप्फायगत्ति सहणं व ।
आयाण-चायफला तह सव्वे सव्ववण्णाणं ॥ ४८३ ॥

જેમ દર્શન-જ્ઞાન અને ચારિત્ર ગોચર સ્વકાર્ય નિષ્પાદક સર્વદ્રવ્ય-પર્યાયો સ્વધનની પેઠે ભિન્ન છતાં પણ શ્રદ્ધા કરવા યોગ્ય જાણવાયોગ્ય અને ક્રિયા-ફળમાં ઉપયોગી હોવાથી તે પર્યાયો યતિના કહેવાય છે, તેવીજ રીતે ગ્રહણ કરવારૂપ અને ત્યાગ કરવા રૂપ ફળવાળા તે દરેક પર્યાયો અક્ષરોના છે અને ઘટાદિના પણ છે. ૪૮૨-૪૮૩

દર્શન-જ્ઞાન અને ચારિત્રના વિષયભૂત સર્વદ્રવ્ય પર્યાયો ભિન્ન છતાં પણ તે દ્રવ્ય-પર્યાયો યતિના કહેવાય છે, કારણકે તેઓ સ્વકાર્ય નિષ્પાદક છે. એટલે કે દર્શન, જ્ઞાન અને ચારિત્રમાં ઉપયોગી છે. જેમકે તે પર્યાયોની સમ્યગ્દર્શનવડે શ્રદ્ધા કરાય છે, જ્ઞાનવડે જણાય છે અને આહાર, વસ્ત્ર, પાત્રઆદિ ઉપકરણ-ઔષધ અને શિષ્યાદિદ્વારાએ ચારિત્રને ઉપયોગી છે. કેવળ નારકી સિવાય સર્વ દ્રવ્ય પર્યાયો ચારિત્રમાં ઉપયોગી છે, તે માટે કહ્યું છે કે "પહેલા વ્રતમાં સર્વજીવો, બીજા અને છેલ્લા ( પાંચમા ) વ્રતમાં સર્વ દ્રવ્યો અને બાકીના ત્રીજા ચોથા વ્રતમાં દ્રવ્યોનો કેટલોક ભાગ ઉપયોગી છે."

આ પ્રમાણે એ સર્વ જ્ઞાન-દર્શન અને ચારિત્રના વિષય છે. વ્રતો ચારિત્રાત્મક છે, અને ચારિત્ર જ્ઞાન-દર્શન વિના હોતું નથી. આજ કારણથી સર્વ દ્રવ્ય-પર્યાયો શ્રદ્ધેયાદિ-રૂપે ઉપયોગી છે, તે સિવાય શ્રદ્ધાદિ હોઇ શકે નહિ, કારણકે વિષય વિના વિષયી ન હોય. આ રીતે સ્વકાર્ય નિષ્પાદક જ્ઞાન-દર્શનાદિ સ્વપર્યાયો યતિના-મુનિના કહેવાય છે, અથવા જેમ કોઈ પુરૂષનું દ્રવ્ય-ધન- તેનાથી ભિન્ન છતાં પણ તેનું કહેવાય છે, તેમ સર્વ દ્રવ્ય પર્યાયો પણ ત્યાગ કરવારૂપ અને ગ્રહણ કરવારૂપ ફળવાળા હોવાથી તે દરેક સર્વ અક્ષરોના કહેવાય છે, અને ઉપલક્ષણથી ભિન્ન છતાં ઘટાદિના પણ છે. ૪૮૨-૪૮૩

ઉપરોક્ત કથનસૂત્ર વિરૂદ્ધ નથી, કારણકે—

एक्कं जाणं सव्वं जाणइ सव्वं च जाणमेगंति ।
इय सव्वमजाणंतो नागारं सव्वहा मुणइ ॥ ४८४ ॥

એકને જાણનાર સર્વ જાણે છે, અનેસર્વને જાણનાર એકને જાણે છે. એ પ્રમાણે સર્વને નહિ જાણનાર અકારને પણ સર્વથા પ્રકારે નથી જાણતો. ૪૮૪

સૂત્રમાં કહ્યું છે કે-" જે એક જાણે છે તે સર્વ જાણે છે, અને જે સર્વ જાણે તેજ એક જાણે છે." એટલેકે કોઈપણ એક વસ્તુને સર્વ પ્રકારે-સ્વ-પરપર્યાય યુક્ત જાણનાર વ્યક્તિ, સર્વ લોકાલોકમાં રહેલી વસ્તુને સર્વપ્રકારે સ્વ-પર પર્યાયયુક્તપણે જાણે છે. જો સર્વ-વસ્તુનું જ્ઞાન થયું હોય તેજ એકવસ્તુનું સંપૂર્ણ જ્ઞાન થાય. અને જે સર્વપર્યાય સહિત એક વસ્તુ જાણે છે, તેજ એક વસ્તુને પણ સર્વપર્યાય સહિત જાણે છે. કારણકે એક વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન થયું હોય, તોજ સર્વવસ્તુનું જ્ઞાન થાય. આથી કરીને એ સિદ્ધ થયું કે સર્વપર્યાય સહિત વસ્તુ નહિ જાણનાર અકારરૂપ અક્ષરને સર્વપ્રકારે-સર્વપર્યાય યુક્ત નથી જાણનો, પણ જો સર્વવસ્તુનું જ્ઞાન થયું હોય તોજ એક અક્ષર સર્વપ્રકારે જાણી શકે છે. ૪૮૪

શિષ્યઃ-જો એમ હોય, તો પણ પ્રસ્તુત અક્ષરના પર્યાયમાં ઘટાદિ પર્યાયોનો શો સંબંધ છે? તેના ઉત્તરમાં શ્રીગુરૂ કહે છે કે—

जेसु अनाएसु तओ न नज्जए, नज्जए य नाएसुं ।
किह तस्स ते न धम्मा घडस्स रूवाइधम्म व्व ? ॥ ४८५ ॥

જે પર્યાયો જાણવાથી જે જણાય અને જે નહિ જાણવાથી ન જણાય તે ઘટના રૂપાદિ ધર્મની પેઠે તેના ધર્મ કેમ ન કહેવાય ?

ઉપર કહ્યા મુજબ જે ઘટાદિ પર્યાયો નહિ જાણવાથી, જે એક અક્ષર પણ ન જણાય. અને એ પર્યાયો જાણવાથી અક્ષર પણ જણાય તે ઘટાદિ પર્યાયો પણ અક્ષરના ધર્મ છે. જેમ રૂપાદિ ઘટના ધર્મ છે ને તેરૂપાદિનું જ્ઞાન ઘટના જ્ઞાનથીજ થાય છે તેમ તે પણ જાણવું. અહીં એવો નિયમ છે કે-" જે ન જણાયાથી જે વસ્તુ ન જણાય અને જણાયાથી જણાય, તે રૂપાદિ ઘટના ધર્મોની પેઠે તે તેના ધર્મો છે. અહી પ્રસ્તુતમાં પણ સમસ્ત ઘટાદિ પર્યાયો જાણ્યા વિના એક અક્ષર સંપૂર્ણ જણાતો નથી. અને તે પર્યાયો જાણ્યાથી અક્ષર પણ જણાય છે. માટે તે પર્યાયો તેના ધર્મ છે. ૪૮૫

न हि नवरमक्खरं सव्वदव्व-पज्जायमाणमण्णंपि ।
जं वत्थुमत्थि लोए तं सव्वं सव्वपज्जायं ॥ ४८६ ॥

( એ પ્રમાણે એક ) અક્ષર સર્વદ્રવ્ય-પર્યાયરાશિ પ્રમાણ છે, એટલુંજ નહિ, પરન્તુ બીજી પણ લોકમાં જે વસ્તુઓ છે, તે સર્વ સર્વપર્યાયવાળી છે. ૪૮૬.

અહી અક્ષરને ગ્રહણ કરીનેજ પર્યાયનું પ્રમાણ કેમ કહ્યું ? તેના ઉત્તરમાં ભાષ્યકાર મહારાજ કહે છે કે—

इहमक्खराहिगारो पण्णवणिज्जा य जेण तव्विसओ ।
ते चिंतिज्जतेवं कइभागो सव्वभावाणं ? ॥ ४८७ ॥

અહી અક્ષરનો અધિકાર છે માટે. વળી પ્રરૂપણીય ભાવો અક્ષરનો વિષય છે, તથી એમ વિચારાય છે કે સર્વભાવોના કેટલામા ભાગે તે પ્રરૂપણીય ભાવો છે. ? ૪૮૭

અહી અક્ષર કહેવાનો અધિકાર છે, તેથી અક્ષરના પર્યાયનું પ્રમાણ કહ્યું, અને સર્વવસ્તુ પણ એજ પ્રમાણે જણાય છે.

શિષ્ય:—ભલે તે તેમ હોય, પરન્તુ અક્ષરના સ્વપર્યાય કયા ? અને પરપર્યાય કયા ? તે કહો.

ગુરૂ:—અભિલાપ્ય ( પ્રરૂપણીય ) વસ્તુ સર્વ અક્ષરવડેજ બોલી શકાય છે, તેથી અક્ષરના વિષયભૂત એ વસ્તુઓ અથવા તે વસ્તુ કથન કરવાની શક્તિરૂપ સર્વ પર્યાયો, એટલે કે જે અભિલાપ્ય ( કહી શકાય ) પર્યાયો તે અક્ષરના સ્વપર્યાયો છે, અને બાકીના અનભિલાપ્ય (ન કહી શકાય) એવા ભાવો-પર્યાયો તે પરપર્યાયો છે. આજ કારણથી એ અભિલાપ્ય-સ્વપર્યાયો, સર્વ અભિલાપ્ય અને અનભિલાલાપ્ય એવા પર્યાયોના કેટલામા ભાગે છે, એ વિચારાય છે. ૪૮૭.

पण्णवणिज्जा भावा वण्णाण सपज्जया तओ थेवा ।
सेसा परपज्जाया तोऽणंतगुणा निरभिलप्पा ॥ ४८८ ॥

પ્રરૂપણીય ભાવો અક્ષરના સ્વપર્યાય હોવાથી થોડા છે, અને બાકીના અપ્રરૂપણીય ભાવો પરપર્યાય હોવાથી તે કરતાં અનન્તગુણા છે. ૪૮૮

સામાન્યથી અભિલાપ્ય ભાવો અકારાદિ અક્ષરના સ્વપર્યાય હોવાથી થોડા છે, અને બાકીના બધા અભિલાપ્ય અનભિલાપ્ય ભાવો પરપર્યાય હોવાથી સ્વપર્યાયથી અનન્તગુણા છે.

આ પ્રમાણે સંપૂર્ણ આકાશ સિવાય સર્વપદાર્થોનાં સ્વપર્યાય થોડા છે અને પરપર્યાય તેથી અનન્તગુણા છે. પરન્તુ લોકાલોકઆકાશજ સર્વપદાર્થોના સમૂહથી અનન્તગુણા છે અને શેષ સર્વપદાર્થો તેના અનન્તમા ભાગે છે, તેથી તેઓમાં સ્વ-પરપર્યાયનો ક્રમ વિપરીત જાણવો. એટલે કે આકાશના પરપર્યાય થોડા છે અને સ્વપર્યાય તેથી અનન્તગુણા છે. આ વિષય વધારે સ્ફુટ સમજાવવાને એક કલ્પના કરીએ. જેમકે-સંપૂર્ણ આકાશપ્રદેશના સમૂહથી બાકીના બીજા ધર્માસ્તિકાય-પ્રદેશો-પરમાણુ દ્વયણુક વિગેરે પદાર્થો ખરી રીતે તો અનન્તા છે, પણ કલ્પનાથી માની લઇએ કે તે દસ છે. અને એક સંપૂર્ણ આકાશના પ્રદેશો સો છે, એ દરેક પદાર્થમાં પાંચ પાંચ સ્વપર્યાયો છે. આ પ્રમાણે વિચારતાં ધર્માસ્તિકાયાદિ સર્વ પદાર્થના સ્વપર્યાયો પચાસ થયા, અને આકાશના સ્વપર્યાયો પાંચસો થયા. તેથી આકાશના પરપર્યાયો થોડા છે અને સ્વપર્યાયો તેથી ઘણા છે.

ઉપરોક્ત કલ્પનાનુસારે બાકીના સર્વ પદાર્થો આકાશના અનન્તમા ભાગે છે, અને આકાશ એ સર્વપદાર્થોથી અનન્તગુણ અધિક છે. તેથીજ આકાશમાં સ્વ-પરપર્યાયનું અલ્પબહુત્વ વિપરીત જાણવું. આકાશના સ્વપર્યાયોથી અન્યપદાર્થોના સ્વપર્યાયની અલ્પતા અને પરપર્યાયથી પરપર્યાયની અધિકતા પણ આજ દૃષ્ટાન્તથી સમજવી, જેમકે ધર્માસ્તિકાયના એક પ્રદેશમાં પાંચ સ્વપર્યાય છે અને પાંચસો પીસ્તાલીસ પરપર્યાય છે, તેથી ધર્માસ્તિકાયાદિના સ્વપર્યાય થોડા છે અને પરપર્યાય તેથી અનન્તગુણા છે. આજ પ્રમાણે અક્ષર-પરમાણુઆદિમાં પણ સ્વ-પરપર્યાયનો વિચાર સમજી લેવો. ૪૮૮.

ઉપરોક્ત ભાષ્યકાર મહારાજનું કથન આગમથી વિરૂદ્ધ છે, એમ જણાવવાને કોઇક કહે છે કે—

> नणु सव्वागासपएसपज्जया वण्णमाणमाइट्टं ।
> इह सव्वदव्व-पज्जायमाणगहणं किमत्थंति ? ॥ ४८९ ॥

સર્વઆકાશપ્રદેશના પર્યાય જેટલા એક અક્ષરના પર્યાયનું પ્રમાણ ( આગમમાં કહ્યું ) છે, અને અહીં સર્વ દ્રવ્ય ( ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, કાળ, પુદ્ગળ ને જીવ ) અને તેના સર્વપર્યાયનુંપ્રમાણ કેમ કહ્યું છે. ૪૮૯

"સવ્વાગાસપએસગ્ગં—" તેની ટીકાનો ભાગ આમ કહે છે કે સર્વઆકાશના પ્રદેશથી અનંતવાર ગુણેલું અનંતગુણ જેટલું જણાવેલું છે. તે પણ કેટલું ?, એકેક આકાશપ્રદેશે અનંતા અગુરૂલઘુપર્યાયના માન જેટલું અક્ષરના પર્યાયનું પરિમાણ છે.

નંદી વગેરે સૂત્રમાં એક અક્ષરના પર્યાયોનું પ્રમાણ બતાવતાં સર્વ આકાશપ્રદેશથી અનન્તગુણાપણું જણાવ્યું છે ત્યારે તમો અહિંઆં એક અક્ષરના સ્વપરપર્યાયોને ધર્માસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાયના પણ પ્રદેશોને સાથે લઈ સર્વ દ્રવ્યપ્રદેશ પર્યાય જેટલા એક અક્ષરના પર્યાયો કેમ જણાવો છો ?

એ પ્રશ્નનો આચાર્યશ્રી ઉત્તર આપે છે કે.

> थोवत्ति न निद्दिट्ठा इहरा धम्मत्थिकायपज्जाया ।
> के स-परपज्जयाणं हवंतु ?, किं होतु वाऽभावो ? ॥ ४९० ॥

( ધર્માસ્તિકાયાદિના પર્યાયો આકાશપ્રદેશના પર્યાયોથી ) થોડા છે, માટે આગમમાં નથી કહ્યા. જો એમ ન હોય, તો તે ( સ્વપર્યાય પરપર્યાય ન હોવાથી ) અભાવ રૂપ થાય ? ૪૯૦

ધર્માસ્તિકાયાદિ પાંચદ્રવ્યના પર્યાયો આકાશદ્રવ્યના પર્યાયોના અનન્તમા ભાગે છે, ને તે થોડા હોવાથી નંદિસૂત્રમાં કહ્યા નથી, અને આકાશદ્રવ્યના પર્યાયો તે ધર્માસ્તિકાયાદિના પર્યાયોથી અનન્તગુણા હોવાથી આગમમાં ( નન્દીસૂત્રમાં ) આકાશદ્રવ્યના પર્યાય પ્રમાણે અક્ષરના પર્યાયનું પ્રમાણ સાક્ષાત્ કહ્યું છે, અર્થથી તો ધર્માસ્તિકાયાદિદ્રવ્યોના પર્યાયો પણ એમાં કહેલાજ છે. અન્યથા જો એમ ન માનીએ તો એ ધર્માસ્તિકાયાદિના પર્યાયો અક્ષરના સ્વપરપર્યાયોમાંથી કયા પર્યાય થાય ?, સ્વપર્યાય થાય ? પરપર્યાય થાય ? કે ગધેડાના શીગડા જેવો અભાવ થાય ? એ ત્રણ પ્રકારે ગતી આવી પડે, કારણકે જગતમાં જે પર્યાયો છે તે સર્વ અક્ષરાદિપદાર્થના સ્વપર્યાય હોવા જોઇએ અથવા પરપર્યાય હોવા જોઇએ. એ બેમાંથી એકે રૂપે ન હોય તો તેનો અભાવજ થઇ જાય. નિયમ પણ એવોજ છે કે " કયાંઈ પણ જે કોઈ પર્યાયો છે તે રૂપઆદિની પેઠે સ્વ અથવા પર પર્યાય છે, અને જે અક્ષરાદિ વસ્તુના સ્વ અથવા પરપર્યાય રૂપ નથી તે જગતમાં ગધેડાના શિંગડાની પેઠે વિદ્યમાનજ નથી." આ પ્રમાણે ધર્માસ્તિકાયાદિ પર્યાયો થોડા હોવાથી સૂત્રમાં જો કે નથી કહ્યા, પરન્તુ " जे एगं जाणइ से सव्वं जाणइ " એટલે જે એક જાણે છે તે સવ જાણે છે. એ સૂત્રાનુસારે અર્થથી ધર્માસ્તિકાયાદિપર્યાયો અક્ષરના પરપર્યાયરૂપે કહ્યા છે એમ સમજવું. ૪૯૦

પુનઃ એ સબંધમાં શંકા કરે છે કે—

किमणंतगुणा भणिया जमगुरुलहुपज्जया पएसम्मि ।
एक्केक्कम्मि अणंता पण्णत्ता वीयरागेहिं ॥ ४९१ ॥

આકાશપ્રદેશના પર્યાય અનન્તગુણા શા માટે કહ્યા છે. ? એકેક પ્રદેશમાં અગુરૂલઘુ પર્યાય વડે અનન્તા પર્યાયો વીતરાગોએ કહ્યા છે માટે. ૪૯૧.

શિષ્યઃ—સર્વ આકાશપ્રદેશના પર્યાયો અનન્તગુણા શાથી કહ્યા છે. ?

ગુરૂઃ—દરેક આકાશપ્રદેશમાં વીતરાગોએ ( તીર્થંકરગણધરોએ ) અગુરૂલઘુ પર્યાયો અનન્તા કહ્યા છે, માટે અનન્તગુણા કહ્યા છે. મતલબ કે નિશ્ચયનયના મતે સર્વ બાદર ( સ્થૂલ ) વસ્તુ ગુરૂલઘુ છે, અને સૂક્ષ્મ વસ્તુ અગુરૂલઘુ છે. તેમાં અગુરૂલઘુવસ્તુના પર્યાયો આગમમાં અગુરૂલઘુ કહ્યા છે અને ગુરૂલઘુવસ્તુના પર્યાયો ગુરૂલઘુ કહ્યા છે. આકાશ પ્રદેશો અગુરૂલઘુ છે, તેથી તેના પર્યાયો પણ અગુરૂલઘુ કહેવાય છે. અને તે પર્યાયો દરેક પ્રદેશમાં અનન્તા છે, આથીજ સર્વ આકાશપ્રદેશોથી તેના પર્યાયો અનન્તગુણા કહ્યા છે. ૪૯૧.

પુનઃ બીજી રીતે શંકા કરે છે કે—

तत्थाविसेसियं नाणमक्खरं इह सुयक्खरं पगयं ।
त किह केवलपज्जायमाणतुल्लं हविज्जाहि ? ॥ ४९२ ॥

ત્યાં સૂત્રમાં સામાન્યથી જ્ઞાનરૂપ અક્ષર કહ્યું છે, અને અહીં શ્રુતાક્ષર પ્રસ્તુત છે; તો તે શ્રુતાક્ષર કેવલજ્ઞાનના પર્યાય સમાન કેમ હોઇ શકે ? ૪૯૨

નન્દીસૂત્રમાં જ્ઞાન એટલે અક્ષર એમ સામાન્યથી કહ્યું છે. એ પ્રમાણે સામાન્ય કહેવાથી કેવળજ્ઞાન મોટું હોવાથી ત્યાં કેવળજ્ઞાનાક્ષરજ કહ્યું હોય એમ જણાય છે, અને અહીં શ્રુતજ્ઞાનનો અધિકાર હોવાથી શ્રુતાક્ષર એટલે અકારાદિ અક્ષરજ કહેવા યોગ્ય છે, તે અકારાદિ

શ્રુતાક્ષર કેવળજ્ઞાનના પર્યાય પ્રમાણ કેમ હોઈ શકે? કહેવાનું તાત્પર્ય એ છે કે-કેવળજ્ઞાન સર્વદ્રવ્ય-પર્યાયોને જણાવનાર હોવાથી તેનું પ્રમાણ ભલે સર્વદ્રવ્ય-પર્યાયના રાશિ પ્રમાણ હોય, પરન્તુ શ્રુતજ્ઞાન તો તેના કરતાં અનન્તમા ભાગનો વિષય ગ્રહણ કરાવનાર હોવાથી કેવળજ્ઞાનના પર્યાય પ્રમાણ શ્રુતાક્ષરનું પ્રમાણ કેમ હોઈ શકે ?

ગુરૂ:—જેમ અહીં શ્રુતનો અધિકાર છે, તેમ ત્યાં નંદીસૂત્રમાં પણ શ્રુતનો અધિકાર હોવાથી તે સ્થળે અકારાદિ અક્ષરજ કહેલ છે પણ કેવલજ્ઞાનાક્ષર નથી કહ્યું.

શિષ્ય:—પરન્તુ ત્યાં આગળજ પછી કહ્યું છે કે "સર્વ જીવોને પણ અક્ષરનો અનન્તમો ભાગ સદા ઉઘાડો છે" આ ઉપરથી ત્યાં કેવળાક્ષર કહ્યું હોય એમ જણાય છે, પણ શ્રુતાક્ષર કહ્યું હોય એમ જણાતું નથી; કારણકે સંપૂર્ણ દ્વાદશાંગી જાણનારાઓને સંપૂર્ણ શ્રુતાક્ષર હોય છે. તેથી "સર્વ જીવોને અક્ષરનો અનન્તમો ભાગ નિત્ય ઉઘાડો છે." એવો અર્થ ત્યાં ઘટતો નથી.

ગુરૂ:-એ પ્રમાણે તો કેવળાક્ષર પણ ત્યાં ઘટતું નથી, કારણકે કેવળી ભગવન્તોને સંપૂર્ણ કેવળાક્ષર છે. તેથી "સર્વ જીવોને અક્ષરનો અનન્તમો ભાગ નિત્ય ઉઘાડો છે" એવો અર્થ ત્યાં પણ નથી ઘટતો. જો કદિ તું એમ કહીશ કે ત્યાં સામાન્યથી સર્વ જીવો કહ્યા છે, છતાં પણ અપિશબ્દથી કેવળી સિવાયના બીજા સર્વ જીવોને અક્ષરનો અનન્તમો ભાગ નિત્ય ઉઘાડો છે" એમ લેવું ને તેથી કેવળાક્ષર માનવામાં કંઇ વિરોધ નથી. જો એ પ્રમાણે કહેતો હોય તો શ્રુતાક્ષર માનવામાં પણ એ ન્યાય સમાનજ છે; કારણકે જેમ ત્યાં સામાન્યથી સર્વ જીવો કહ્યા છે, છતાં અપિશબ્દથી કેવળી સિવાયના સર્વ જીવો કહ્યા છે, એમ કહે તેમ અહીં પણ સમસ્ત દ્વાદશાંગી જાણનાર સિવાયના બીજા સર્વજીવોને અક્ષરનો અનન્તમો ભાગ નિત્ય ઉઘાડો છે, એમ કહી શકાય, માટે ખરી રીતે તો ત્યાં અને અહીં અકારાદિ શ્રુતાક્ષરજ કહેલ છે પણ કેવળાક્ષર નથી કહ્યું. ૪૯૨

અથવા અહીં શ્રુતાક્ષર કહ્યું છે, અને ત્યાં કેવળાક્ષર કહ્યું છે, એમ માનીએ તો પણ શ્રુતાક્ષરના પર્યાય, કેવળજ્ઞાનના પર્યાયની સમાન કહેવામાં કંઈ વિરોધ નથી. કારણકે-

सयपज्जाएहिं उ केवलेण तुल्लं न होज्ज न परेहिं ।
स-परपज्जाएहिं तु तुल्लं तं केवलेणेव ॥ ४९३ ॥

શ્રુતાક્ષર સ્વપર્યાયવડે કેવળજ્ઞાનની સમાન નથી, તેમ પરપર્યાયવડે પણ નથી, પરન્તુ સ્વ અને પર ઉભય પર્યાયવડે શ્રુતાક્ષર કેવળજ્ઞાનની સમાન છે. ૪૯૩

અકાર, ઇકાર, ઉકાર વિગેરે અક્ષરોના અનુગત પર્યાયો શ્રુતજ્ઞાનના સ્વપર્યાયો છે, એ સ્વપર્યાયોવડે શ્રુતાક્ષર, કેવળાક્ષરની સમાન નથી; કારણકે સર્વ પર્યાયના અનન્તમા ભાગે શ્રુતજ્ઞાનના સ્વપર્યાયો છે, અને કેવળજ્ઞાન સર્વદ્રવ્ય-પર્યાયનો વિષય કરનાર હોવાથી સર્વદ્રવ્ય પર્યાયના રાશિ પ્રમાણ છે. જેમકે જગતમાં સમસ્તદ્રવ્યના પર્યાયનો સમૂહ અનન્તાનન્ત પ્રમાણ છે, તોપણ અસત્કલ્પનાથી એ સમૂહનું પ્રમાણ એક લાખ છે, એમ માનીએ. એ લાખમાંથી શ્રુતજ્ઞાનના સ્વપર્યાય સો છે, અને પરપર્યાય નવ્વાણુ હજાર ને નવસો છે. આ પ્રમાણે ઉપલબ્ધિવિશેષરૂપ જે એકલાખ પર્યાયો, તે કેવળજ્ઞાનના સ્વપર્યાય છે, કેમકે તે સર્વદ્રવ્ય-પર્યાયને જાણનાર છે; અને શ્રુતના સોજ પર્યાયો સ્વપર્યાય છે. તેથી શ્રુતાક્ષરને કેવળાક્ષરના સ્વપર્યાયની તુલ્યતા નથી.

પરપર્યાયવડે પણ શ્રુતાક્ષર કેવળાક્ષરના પર્યાય તુલ્ય નથી. કારણકે શ્રુતજ્ઞાનના ઘટ-પટાદિરૂપ ભિન્ન પર્યાયો અનન્તાનન્ત છે, તો પણ અસત્‌કલ્પનાએ ઉપર જણાવ્યા મુજબ નવ્વાણુહજાર ને નવસો એ પર્યાયો છે એમ માનતાં છતાં પણ સર્વદ્રવ્ય-પર્યાયનો રાશિ જે લાખ છે તેના તુલ્ય એ સો પર્યાયો નથી; કેમકે સર્વદ્રવ્ય-પર્યાયના અનન્તમા ભાગરૂપ, કલ્પનાથી માનેલા શ્રુતજ્ઞાનના સો જે સ્વપર્યાયો તે ઓછા હોવાથી પરપર્યાય જે નવ્વાણું હજાર ને નવસેં હોવાથી લાખ કરતાં ન્યૂન છે. અને કેવળજ્ઞાન તો સર્વદ્રવ્ય-પર્યાયના રાશિ તુલ્ય છે. માટે પરપર્યાયથી પણ શ્રુતજ્ઞાન કેવળજ્ઞાનની સમાન નથી. પરન્તુ સ્વ અને પર ઉભય પર્યાયથી શ્રુતજ્ઞાન કેવળજ્ઞાનની સમાન છે, કેમકે કેવળજ્ઞાનની પેઠે શ્રુતના પણ સ્વ-પરપર્યાયો સર્વદ્રવ્ય-પર્યાયના રાશિ પ્રમાણ છે. ૪૯૩

શિષ્ય:—જો એ પ્રમાણે શ્રુતજ્ઞાન કેવળજ્ઞાનની સમાન છે, તો પછી શ્રુતમાં અને કેવળજ્ઞાનમાં તફાવત શો છે. ?

ઉપરોક્ત શિષ્યના પ્રશ્નનો ઉત્તર આપતાં આચાર્યશ્રી કહે છે કે—

अविसेसकेवलं पुण सयपज्जाएहिं चेव तत्तुल्लं ।
जं नेयं पइ तं सव्वभावव्वावारविणिज्जुत्तं ॥ ४९४ ॥

અવિશેષ કેવળજ્ઞાન સ્વપર્યાયવડેજ શ્રુતની તુલ્ય છે, કેમકે તે જ્ઞેયરૂપ સર્વભાવો જાણવામાં નિયુક્ત છે. ૪૯૪

શ્રુત અને કેવળજ્ઞાનના પર્યાયોમાં સર્વદ્રવ્ય-પર્યાયરાશિ પ્રમાણતા સમાન છે, તેને લઇને ઉભયમાં સમાનતા છે, તો પણ બન્નેમાં વિશેષતા છે, જેમકે-સ્વ-પરપર્યાયરૂપ વિશેષ રહિત સામાન્યથી અનન્તપર્યાયયુક્ત કેવળજ્ઞાન તે અવિશેષ કેવળજ્ઞાન છે. એવું અવિશેષ કેવળજ્ઞાન માત્ર સ્વપર્યાયથીજ સર્વદ્રવ્ય-પર્યાયના રાશિના પ્રમાણ જેટલું છે. અને શ્રુતજ્ઞાન તો સ્વ-પરપર્યાય મળીને સર્વદ્રવ્ય-પર્યાયના રાશિ પ્રમાણ જેટલું છે. એટલો એ બેમાં તફાવત છે. કેવળજ્ઞાનના એટલા બધા પર્યાયો શાથી છે ? એવી પૃચ્છા કરતો હોય તો તેના ઉત્તરમાં કહીએ છીએ કે-કેવળજ્ઞાન સર્વ દ્રવ્ય-પર્યાયોને જાણે છે, અને તે જ્ઞાનવડે જણાતા ભાવો જ્ઞાનવાદિનયના મતે જ્ઞાનરૂપે પરિણમેલા હોવાથી જ્ઞાનમયજ છે, તેથી તે જણાતા ભાવો કેવળજ્ઞાનના સ્વપર્યાયોજ છે. અને તેથીજ કેવળજ્ઞાન સર્વદ્રવ્ય-પર્યાયના રાશિ તુલ્ય છે, બાકીના શ્રુતાદિજ્ઞાનો સર્વદ્રવ્ય-પર્યાયરાશિના અનન્તમાભાગનેજ જાણે છે, તેથી તેમના સ્વપર્યાયો સર્વદ્રવ્ય-પર્યાયરાશિના અનન્તમા ભાગેજ છે. આ કારણથી શ્રુતજ્ઞાન સ્વપર્યાયવડે સર્વદ્રવ્ય-પર્યાય રાશિ તુલ્ય નથી. એ પ્રમાણે શ્રુત અને કેવળજ્ઞાનમાં વિશેષતા છે, અહીં આ પક્ષમાં કેવળજ્ઞાનના પરપર્યાયો નથી કહ્યા, કારણ કે કેવળજ્ઞાનના સમસ્ત જ્ઞેયમાં રહેલા વિષયભૂત જે પર્યાયો ( ભાવો ) છે, તે જ્ઞાનાદ્વૈતવાદિનયના મતે જ્ઞાનરૂપ હોવાથી અર્થાપત્તિથીજ સ્વપર્યાય કહ્યા છે, પરન્તુ પરપર્યાયની અપેક્ષાએ નથી કહ્યા. આથી અવિશેષકેવળજ્ઞાનમાં વિરોધની શંકા ન કરવી. ૪૯૪

એ પ્રમાણે જ્ઞાનવાદિનયના મતે કેવળજ્ઞાનના પરપર્યાયનો અભાવ કહ્યો છે, પરન્તુ વસ્તુત: તો તે સ્વ-પરપર્યાય સહિતજ છે. તે જણાવે છે.

'वत्थुसहावं पइ तंपि स-परपज्जायमेयओ भिन्नं ।
तं जेण जीवभावो भिन्ना य तओ घडाईया ॥ ४९५ ॥

વસ્તુસ્વભાવથી તો તે કેવલજ્ઞાન સ્વ-પરપર્યાયના ભેદથી ભિન્ન છે; કેમકે તે કેવળજ્ઞાન જીવનો સ્વભાવ છે અને ઘટાદિ તેથી ભિન્ન છે. ૪૯૫.

યથાવસ્થિત વસ્તુ સ્વરૂપથી તો તે કેવળજ્ઞાન પણ અકારાદિ અક્ષરશ્રુતની પેઠે સ્વ અને પરપર્યાયના ભેદથી ભિન્ન છે, પરન્તુ ઉપર કહ્યા મુજબ માત્ર સ્વપર્યાય યુક્ત છે એમ નહિ. કારણ કે કેવળજ્ઞાન એ પ્રતિનિયત જીવપર્યાયરૂપ જીવસ્વભાવ છે, કંઈ ઘટાદિ સ્વરૂપ નથી, તેથી ઘટાદિ તે સ્વભાવરૂપ પણ નથી પરન્તુ તેથી ભિન્નજ છે. માટે કેવળજ્ઞાનથી જણાતા ઘટ-પટાદિ ભાવો કેવળજ્ઞાનના સ્વપર્યાય કેમ થઈ શકે ? એમ માનવાથી તો સર્વ સાંકર્ય-એકતા આદિ દોષોનો પ્રસંગ થાય. કેવળજ્ઞાન અમૂર્ત હોવાથી ચેતનપણું-સર્વજ્ઞપણું-અપ્રતિપાતિપણું, નિરાવરણપણું વિગેરે કેવળજ્ઞાનના સ્વપર્યાયો છે અને ઘટાદિપર્યાયો વ્યાવૃત્તિની અપેક્ષાએ પરપર્યાયો છે.

આ સંબંધમાં બીજાઓ વળી એમ કહે છે કે સર્વદ્રવ્યગત સર્વપર્યાયો કેવળજ્ઞાન જાણે છે, પણ જે સ્વભાવે તે એક પર્યાય જાણે છે, તેજ સ્વભાવે બીજા પર્યાયને નથી જાણતું, પરન્તુ ભિન્નસ્વભાવથીજ જાણે છે. જો એમ સ્વભાવ ભેદ ન હોય, તો સર્વદ્રવ્યપર્યાયમાં એકતાનો પ્રસંગ થાય. માટે સ્વભાવભેદલક્ષણ સર્વદ્રવ્ય-પર્યાયના રાશિ તુલ્ય કેવળજ્ઞાનના સ્વપર્યાયો છે, અને સર્વદ્રવ્ય-પર્યાયો ત પરપર્યાયો છે. એ પ્રમાણે કેવળજ્ઞાનના સ્વપરપર્યાય બન્ને પરસ્પર સમાન છે. ૪૯૫.

એ પ્રમાણે માનવાથી શું થયું ? તે કહે છે.

अविसेसियंपि सुत्ते अक्खरपज्जायमाणमाइट्ठं ।
सुय-केवलक्खराणं एवं दोण्हंपि न विरुद्धं ॥ ४९६ ॥

સૂત્રમાં સામાન્યથી અક્ષરપર્યાયનું પ્રમાણ કહ્યું છે. પણ એ પ્રમાણે માનવાથી બન્ને શ્રુતાક્ષર અને કેવળાક્ષરનું પ્રમાણ વિરૂદ્ધ નથી. ૪૯૬

નન્દીસૂત્રમાં સામાન્યથી સર્વઆકાશપ્રદેશથી અનન્તગુણું અક્ષરપર્યાયનું પ્રમાણ કહ્યું છે. તે પ્રમાણે શ્રુતાક્ષર અને કેવળાક્ષર એ બન્ને માનવામાં વિરોધ નથી, કેમકે શ્રુતાક્ષર અને કેવળાક્ષરના સ્વ-પર પર્યાય નિર્વિવાદ સમાન છે. જો કે ઉપરની ગાથામાં બીજાઓના મતે કેવળજ્ઞાનના સ્વપર્યાયો ઘણા કહ્યા છે, તોપણ તેથી ભિન્ન એવા શ્રુતજ્ઞાનના પણ તેટલાજ પર્યાયો વધે છે. આપ્રમાણે સામાન્યથી શ્રુત અને કેવળજ્ઞાનના પર્યાય સમાન છે, તેથી સૂત્રમાં " અક્ષરપર્યાય " ની જગોપર શ્રુતાક્ષર અને કેવળાક્ષર બન્ને ગ્રહણ કરીએ તોપણ કંઇ હાની નથી. ૪૯૬

ઉપરોક્ત સર્વપર્યાયપ્રમાણ અક્ષર ( જ્ઞાન ) બધુંએ જ્ઞાનાવરણકર્મથી આવરાય છે ? કે થોડું આવરાય છે ? એ શંકાના ઉત્તરમાં કહે છે કે—

तस्स उ अणतंभागो निच्चुग्घाडो य सव्वजीवाणं ।
भणियो सुयम्मि केवलिवज्जाणं तिविहभेओऽवि ॥ ४९७ ॥

તે સર્વપર્યાયપ્રમાણ અક્ષરનો-જ્ઞાનનો અનન્તમો ભાગ હમ્મેશાં આવરણરહિત ( ઉઘાડો ) છે. ( અને તે ભાગ ) કેવળિસિવાય સર્વજીવોને ( જઘન્ય-મધ્યમ-ને ઉત્કૃષ્ટ એમ ) ત્રણ પ્રકારે સૂત્રમાં કહ્યો છે.

તેમાં પ્રથમ સર્વથી જઘન્ય અક્ષરના અનન્તમાભાગનુ સ્વરૂપ કહે છે.

सो पुण सव्वजहन्नो चेयण्णं नावरिज्जइ कयाइ ।
उक्कोसावरणम्मिवि जलयच्छन्नक्कभासो व्व ॥ ४९८ ॥

સર્વથી જઘન્ય અક્ષરનો અનન્તમો ભાગ ચૈતન્યમાત્ર છે. તે ઉત્કૃષ્ટ આવરણ છતાં પણ મેઘથી આચ્છાદિત સૂર્યના પ્રકાશની પેઠે કદિપણ અવરાતો નથી. ૪૯૮.

સર્વથી જઘન્ય અક્ષરનો અનન્તમો ભાગ તે આત્માના આત્મત્વપણાનું કારણ ચૈતન્યમાત્ર છે. એ ચૈતન્ય ઉત્કૃષ્ટ-અતિશય ગાઢ આવરણ છતાં પણ અવરાતુ ( ઢંકાતુ ) નથી. જો તે અનન્તમો ભાગ કર્મોથી અવરાય તો જીવ એ અજીવ સ્વરૂપ થઈ જાય. જેમ સૂર્યના પ્રકાશ અત્યન્ત ગાઢમેઘથી ઢંકાઈ ગયો હોય, તોપણ રાત્રિ-દિવસનો વિભાગ જણાવનાર કિંચિત્ પ્રકાશ કદિપણ ઢંકાતો નથી. તેવી રીતે જીવનું જીવત્વ જણાવનાર ચૈતન્યમાત્ર કદિપણ અવરાતુ-ઢંકાતુ નથી.

હવે સર્વથી જઘન્ય અક્ષરનો અનન્તમો ભાગ કોને હોય ? તે કહે છે.

थीणद्धिसहियनाणावरणोदयओ स परिथवाईणं ।
वेइंदियाइयाणं परिवड्ढइ कमविसोहीए ॥ ४९९ ॥

થીણદ્ધિનામની મહાનિદ્રાસહિત જ્ઞાનાવરણના ઉદયથી તે સર્વથી જઘન્ય અક્ષરનો અનન્તમો ભાગ પૃથ્વીકાયાદિએકેન્દ્રિયોને હોય છે, તે પછી અનુક્રમે વિશુદ્ધિથી બેઈન્દ્રિયાદિને અનુક્રમે વધારે વધારે હોય છે. ૪૯૯

હવે ઉત્કૃષ્ટ અને મધ્યમ અક્ષરનો અનન્તમો ભાગ કોને હોય ? તે કહે છે.

उक्कोसो उक्कोसपसुयणाणविदो, तओऽवसेसाणं ।
होइ विमज्झो मज्झे छट्ठाणगयाण पाएण ॥ ५०० ॥

ઉત્કૃષ્ટ અક્ષરનો અનન્તમો ભાગ ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાનીને હોય છે, અને તે સિવાય બાકીના ( ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાની અને એકેન્દ્રિયાદિની મધ્યના ) છસ્થાન ગતજીવોને મધ્યમ એવો અક્ષરનો અનન્તમો ભાગ હોય છે. ૫૦૦

ઉત્કૃષ્ટ અક્ષરનો અનન્તમો ભાગ સંપૂર્ણ શ્રુતજ્ઞાનીને હોય છે. અહીં એવી શંકા ન કરવી કે સંપૂર્ણ શ્રુતજ્ઞાનીને સંપૂર્ણ શ્રુતજ્ઞાનાક્ષર હોવાથી તેમને અક્ષરનો અનન્તમો ભાગ કેમ હોય ? કારણકે " કેવળી સિવાયનાઓને ત્રિવિધ અક્ષરનો અનન્તમો ભાગ હોય છે. " એ વચનથી સામાન્ય અક્ષરની અપેક્ષાએ તેમને અક્ષરનો અનન્તમો ભાગ કહ્યો છે. જો એમ ન હોય, તો જેમ કેવળીઓ સંપૂર્ણ કેવળાક્ષરયુક્ત હોવાથી ત્રિવિધ અક્ષરનો અનન્તમો ભાગ તેમને સંભવતો નથી, તેથી " કેવળી સિવાયનાઓને ત્રિવિધ અક્ષરનો અનન્તમો ભાગ કહ્યો છે. " તેમ સંપૂર્ણ શ્રુતજ્ઞાની પણ સમસ્ત શ્રુતાક્ષરયુક્ત હોવાથી, તેમને પણ એ ત્રિવિધભાગ સંભવે નહિ, તેથી તેમનુ પણ વર્જન કરીને એમ કહેત કે " ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાની સિવાયનાઓને ત્રિવિધ અક્ષરનો અનન્તમો ભાગ હોય છે. " પરન્તુ એમ કહ્યું નથી. તેથી એમ સમજવુ કે સામાન્ય અક્ષરની અપેક્ષાએજ સંપૂર્ણ શ્રુતજ્ઞાનીને ઉત્કૃષ્ટ એવો અક્ષરનો અનન્તમો ભાગ કહ્યો છે. અને એ પ્રમાણે; સામાન્ય અક્ષર કહેવાથી કેવળાક્ષરની અપેક્ષાએ સંપૂર્ણ શ્રુતાક્ષર તેના અનન્તમા ભાગે કહ્યું છે, તે યોગ્યજ છે.

કારણકે કેવળજ્ઞાનના સ્વપર્યાયોથી શ્રુતજ્ઞાનના સ્વપર્યાયો અનન્તમા ભાગે છે. વળી તે પરોક્ષ વિષયવાળું અને અસ્પષ્ટ છે. સંમિલિત સ્વ-પરપર્યાયની અપેક્ષાએ શ્રુતાક્ષર અને કેવળાક્ષરની સમાનતા જે પૂર્વે કહી છે, તે અહીં નથી કહી.

વળી બીજા આચાર્યો " सो पुण सव्वजहन्नो " એ ૪૯૮ મી ગાથાનો અર્થ એવો કરે છે કે " તે એટલે અક્ષરના અનન્તમા ભાગને બદલે અક્ષર લાભ " એનો આવો અર્થ અનેક દોષયુક્ત છે, તેમજ શ્રીમાન્ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણની કરેલી ટીકામાં તેવો અર્થ જણાતો નથી, તેથી તે કથન અસંગત જણાય છે. કારણ કે " તેનો અનન્તમો ભાગ નિત્ય ઉઘાડો છે. " એ વાક્યથી એ ૪૯૭ મી ગાથામાં અક્ષરનો અનન્તમો ભાગ કહેવાનો પ્રસ્તાવ છે, છતાં તત્શબ્દથી " અક્ષરલાભ " એવો અર્થ ક્યાંથી આવ્યો ? શું આકાશમાંથી પડયો. ? અથવા જો તત્શબ્દથી " અક્ષરલાભ " એવો અર્થ કરીએ, તો " કેવળી સિવાયનાઓને ત્રિવિધ ભેદે અક્ષરલાભ છે " એમાં કેવળીનું વર્જન કેમ કર્યું. ? કારણકે જેમ શ્રુતાક્ષરની અપેક્ષાએ ઉત્કૃષ્ટ અક્ષરલાભ સંપૂર્ણ શ્રુતજ્ઞાનીને હોય છે, તેમ કેવળાક્ષરની અપેક્ષાએ ઉત્કૃષ્ટ અક્ષરલાભ કેવળીને પણ હોવો જોઇએ. કેવળીને વર્જવાથી શું ફળ ? વળી ક્ષમાશ્રમણપૂજ્યે પણ ૪૯૯ મી ગાથામાં " તે જઘન્ય અનન્તમો ભાગ " એવો અર્થ કર્યો છે. અહીં શ્રુતનો અધિકાર હોવાથી શ્રુતાક્ષરજ ગ્રહણ કરવું, પણ સામાન્ય અક્ષર ન ગ્રહણ કરવું, એમ કહેવું તેપણ અયુક્ત છે. કારણકે પ્રાચીન બન્ને ટીકાઓમાં સામાન્ય અક્ષરજ કહેલ છે. વળી જો અહીં શ્રુતાક્ષરજ ગ્રહણ કરીએ તો " તે શ્રુતાક્ષરનો અનન્તમો ભાગ સર્વજીવોને નિત્ય ઉઘાડો છે " એવો અર્થ માનવો પડે. તેમ માનવાથી સંપૂર્ણ શ્રુતજ્ઞાનીને તેમજ તેથી અનન્તભાગાદિહીન શ્રુતજ્ઞાનીને શ્રુતાક્ષરનો અનન્તમો ભાગ ઘટે નહિ. વળી " કેવળી સિવાયનાઓને ત્રિવિધ શ્રુતાક્ષર હોય છે " એ વાક્ય અસંબદ્ધ થાય, કારણકે કેવળીને સર્વથા શ્રુતાક્ષરનો અભાવ છે, તેથી તેમનું વર્જન કરવું નિરર્થક છે. આ સંબંધમાં સત્ય અર્થ કેવળી અથવા બહુશ્રુત જાણે.

પૂર્વોક્ત એકેન્દ્રિય અને ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાનીની મધ્યમાંના છસ્થાન પતિત જીવોને પ્રાય: મધ્યમ અક્ષરનો અનન્તમો ભાગ હોય છે. કોઇ ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાનીથી બીજો કોઇ શ્રુતની અપેક્ષાએ સમાન પણ હોય છે, તેથી પ્રાય: બાકીનાઓને મધ્યમ હોય છે એમ કહ્યું છે. અર્થાત્ ઉત્કૃષ્ટશ્રુતજ્ઞાની સિવાયના કોઈ બીજાઓને ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાનીના સમાન અક્ષરનો અનન્તમો ભાગ હોય છે, તેથી પ્રાય: કહ્યું છે. ૫૦૦

---

અક્ષરશ્રુતનો વિચાર પૂર્ણ થયો, હવે અનક્ષર શ્રુતનો કહે છે.

**ऊससियं नीससियं निच्छूढं खासिअं च छीयं च ।**
**निस्सिंघियमणुसारं अणक्खरं छेलियाईयं ॥५०१॥२९२०॥**

ઉચ્છ્વાસ, નિ:શ્વાસ, થુંકવું, ખાંસી, છીંક, સુંઘવું, અનુસ્વાર અને ચપટી વગાડવી વિગેરે ( ફુંકમારવી-સીત્કાર કરવો ઇત્યાદિ ) અનક્ષર શ્રુત છે.

ऊससियाइ दव्वसुयमेत्तमहवा सुओवउत्तस्स ।
सव्वो चिय वावारो सुयमिह तो किं न चेट्ठावि ? ॥ ५०२ ॥

रूढीएँ तं सुयं सुव्वइत्ति चेट्ठा न सुव्वइ कयाइ ।
अहिगमया वण्णा इव जमणुस्सारादओ तेणं ॥ ५०३ ॥

ઉચ્છ્વાસાદિ દ્રવ્યશ્રુત માત્ર છે, અથવા શ્રુતોપયુક્તનો સર્વ વ્યાપાર (ચેષ્ટા) અહીં શ્રુત માન્યો છે. તો (ગમનાદિ) ચેષ્ટા પણ શ્રુત કેમ નહિ?, સંભળાય તે શ્રુત એ ન્યાયે ઉચ્છ્વાસાદિજ શ્રુતપણે પ્રસિદ્ધ છે, ( ગમનાદિ ) ચેષ્ટા કદિ પણ સંભાળાતી નથી તેથી તે શ્રુત નથી. વળી અક્ષરોની પેઠે અનુસ્વારાદિ અર્થ જણાવનારા છે, તેથી તે શ્રુત છે. ૫૦૨-૫૦૩

ઉપરોક્ત ઉચ્છ્વાસાદિ અનક્ષરશ્રુત, શબ્દમાત્ર હોવાથી દ્રવ્યશ્રુત છે, કેમકે શબ્દ તે ભાવશ્રુતનું કારણ છે, અને કારણ તે દ્રવ્યજ છે. તથાવિધ ઉચ્છ્વાસ-નિઃશ્વાસ સાંભળવાથી "આ વ્યક્તિ શોકયુક્ત છે" એવું જ્ઞાન થાય છે. એજ પ્રમાણે વિશિષ્ટ સંકેતપૂર્વક થુંકવું, બગાસું ખાવું, ખુંખારો કરવો વિગેરે સાંભળવાથી પોતાનું અથવા પરનું જ્ઞાન વ્યક્તિને થાય છે. માટે એ ઉચ્છ્વાસાદિ ભાવશ્રુતનું કારણ હોવાથી દ્રવ્યશ્રુત છે. અથવા શ્રુતજ્ઞાનના ઉપયોગવાલી વ્યક્તિનો ઉચ્છ્વાસાદિ સર્વ વ્યાપાર શ્રુતજ છે.

શિષ્યઃ—જો એ પ્રમાણે શ્રુતોપયોગવાળાનો સર્વવ્યાપાર શ્રુતજ કહેવાય, તો પછી તેમનો ગમન-આગમન-ચલનઆદિ ચેષ્ટારૂપ વ્યાપાર પણ શ્રુત કેમ ન કહેવાય ?

ગુરુઃ—ઉપરોક્તન્યાયે એ બન્નેમાં શ્રુતપણાની પ્રાપ્તિ સમાન છતાં પણ ઉચ્છ્વાસાદિનેજ શ્રુત કહેવાય છે, મસ્તક ધુણાવવું-હાથ ચલાવવો વિગેરે ચેષ્ટાને શ્રુત નથી કહેવાતું. કેમ કે શાસ્ત્રજ્ઞ લોકમાં એજ પ્રસિદ્ધ છે, વળી "સંભળાય તે શ્રુત" એ ન્યાયથી ઉચ્છ્વાસાદિ સંભળાય છે માટે તે શ્રુત છે. પણ હસ્તાદિની ચેષ્ટા દૃશ્યહોવાથી કદિએ સંભળાતી નથી. તેથી તે શ્રુત નથી. અને અનુસ્વારાદિ તો અકારાદિ અક્ષરોની પેઠે અર્થ જણાવનારા છે. તેથી તે તો નિર્વિવાદ શ્રુત છેજ. ૫૦૨-૫૦૩

---

અનક્ષરશ્રુત પૂર્ણ થયું; હવે સંજ્ઞિશ્રુતનુ સ્વરૂપ કહે છે.

सण्णिस्स सुयं जं तं सण्णिसुयं सो य जस्स सा सण्णा ।
होइ तिहा कालिय-हेउ-दिट्ठिवाओवएसेणं ॥ ५०४ ॥

સંજ્ઞિનું જે શ્રુત તે સંજ્ઞિશ્રુત, જેને સંજ્ઞા હોય તે સંજ્ઞી કહેવાય, સંજ્ઞા દીર્ઘકાલિકી-હેતુવાદોપદેશિકી-અને દૃષ્ટિવાદોપદેશિકી. એમ ત્રણ પ્રકારે છે. ૫૦૪

અહીં શિષ્ય પૂછે છે કે—

जइ सण्णासंबंधेण सण्णिणो, तेण सण्णिणो सव्वे ।
एगिंदियाइयाणऽवि जं सण्णा दसविहा भणिया ॥ ५०५ ॥

જો સંજ્ઞાના સંબંધથી સંજ્ઞી હોય, તો તે વડે સર્વજીવો સંજ્ઞી કહેવાય, કેમકે એકેંદ્રિયાદિને પણ દશ પ્રકારની સંજ્ઞા કહી છે. ૫૦૫

જેને સંજ્ઞા હોય તે સંજ્ઞી. એ પ્રમાણે સંજ્ઞાના સંબંધથી જો સંજ્ઞી કહેવાય તો તે તે સંજ્ઞાના સંબંધથી સર્વ એકેન્દ્રયાદિ જીવો પણ સંજ્ઞી કહેવાય. કોઈપણ છદ્મસ્થ અસંજ્ઞી ન કહેવાય; એ પ્રમાણે અતિવ્યાપ્તિનો પ્રસંગ આવે, કારણકે સર્વ એકેંદ્રિય જીવોને

પ્રજ્ઞાપનાદિસૂત્રમાં દસપ્રકારની સંજ્ઞાઓ કહી છે. જેમકે-આહારસંજ્ઞા-ભયસંજ્ઞા-મૈથુન-સંજ્ઞા-પરિગ્રહસંજ્ઞા-ક્રોધસંજ્ઞા-માનસંજ્ઞા-માયાસંજ્ઞા-લોભસંજ્ઞા-ઓઘસંજ્ઞા અને લોકસંજ્ઞા. આજ પ્રમાણે બેઇન્દ્રિયાદિને પણ કહી છે. તો પછી એમાં અસંજ્ઞી કયા ? આગમમાં જુદે જુદે સ્થળે અનેકવાર અસંજ્ઞી તો કહ્યા છે. એમાં સમજવું શું ? ૫૦૫

ઉપરોક્ત શિષ્યની શંકાનું સમાધાન કરતા શ્રીગુરૂ કહે છે કે—

थोवा न सोहणाвि य जं सा तो नाहिकीरए इहइं ।
करिसावणेण धणवं ण रूववं मुत्तिमेत्तेण ॥ ५०६ ॥

जह बहुदव्वो धणवं पसत्थरूवो अ रूववं होइ ।
महईए सोहणाए य तह सण्णी नाणसण्णाए ॥ ५०७ ॥

( એ સંજ્ઞાઓ ) સ્વલ્પ અને સારી નહિ હોવાથી તેનો અહીં અધિકાર નથી, કારણ કે કાર્પાપણ હોય તેટલા (એક રૂપૈયા) માત્રથીજ ધનવાન અને સામાન્યરૂપ સહિતપણાથીજ રૂપવાન ન હોય. પણ જેમ ઘણા દ્રવ્યથી ધનવાન અને સુન્દરરૂપથીજ રૂપવાન કહેવાય છે, તેમ મોટી અને સારી જ્ઞાનસંજ્ઞાથીજ સંજ્ઞી કહેવાય છે. ૫૦૬-૫૦૭

જેમ અલ્પદ્રવ્યવાન વ્યક્તિ લોકમાં ધનવાન ન કહેવાય, તેમ એ દસવિધ સંજ્ઞાઓ-માંની કેટલીક ઓઘસંજ્ઞાત્મક સ્વલ્પ હોવાથી, તે વડે સંજ્ઞી ન કહેવાય. વળી આહાર, ભય, પરિગ્રહ, મૈથુનાદિ સંજ્ઞાઓ મોટી છે, તો પણ તે સંજ્ઞાઓથી એ સંજ્ઞી ન કહે-વાય. કારણકે તે મોહાદિજન્ય હોવાથી સારી નથી-વિશિષ્ટ નથી. લોકમાં પણ અવિશિષ્ટ મૂર્તિમાત્રથીજ રૂપવાન્ નથી કહેવાતો. ત્યારે કઇ સંજ્ઞાવડે સંજ્ઞી કહેવો તે કહે છે. જેમ કોઈ વ્યક્તિ ઘણાદ્રવ્યવડે ધનવાન કહેવાય છે અને સુન્દરરૂપવડેજ રૂપવાન કહેવાય છે, તેમ અહીં પણ મોટી અને સારી જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી થએલ મનોજ્ઞાન-સંજ્ઞાવડેજ સંજ્ઞી કહેવાય છે. સંજ્ઞા એટલે મનોવિજ્ઞાન, એ મનોવિજ્ઞાન રૂપ મોટી અને સારીસંજ્ઞાવડેજ સંજ્ઞી કહેવાય છે, બીજી સંજ્ઞાઓથી નહિ. માટે મનોવિજ્ઞાનરૂપ સંજ્ઞા જેમને હોય, તે સંજ્ઞી કહેવાય, તે સિવાયના સંજ્ઞી કહેવાય નહિ. ૫૦૬-૫૦૭

પૂર્વોક્ત ત્રણ પ્રકારની સંજ્ઞાઓમાંની પહેલી દીર્ઘકાલિકી સંજ્ઞાનું સ્વરૂપ કહે છે.

इह दीहकालिकी कालिकित्ति सण्णा जया सुदीहंपि ।
संभरइ भूयमिस्सं चिंतेइ य किह णु कायव्वं ? ॥ ५०८ ॥

कालियसण्णित्ति तओ जस्स तई सो य जो मणोजोग्गे ।
खंधेऽणंते घेत्तुं मन्नइ तल्लद्धिसंपण्णो ॥ ५०९ ॥

" શું થઈ ગયું અને શું થશે શું કરવું " એ પ્રમાણે અતિલાંબા ભૂત અને ભવિષ્યકાળ સંબંધી જે વડે ચિન્તવન થાય, તેને અહીં દીર્ઘકાલિકી અથવા કાલિકી સંજ્ઞા કહી છે. એ કાલિકીસંજ્ઞા જેને હોય, તે કાલિકીસંજ્ઞા કહેવાય. મનજ્ઞાનાવરણ કર્મના ક્ષયો-પશમ થકી મનોલબ્ધિયુક્ત, તે કાલિકીસંજ્ઞાવાલો જીવ છે ને તે મનોયોગ્ય અનન્તા સ્કંધો ગ્રહણ કરીને (તેમને મનપણે પરિણમાવીને ચિન્તનીય વસ્તુનું) ચિન્તવન કરે છે. ને તેનેજ સંજ્ઞી કહે-વાય છે, (આ કાલિકીસંજ્ઞાવાળા ગર્ભજતિર્યંચ-મનુષ્ય-દેવ-અને નારકી હોય છે.)૫૦૮-૫૦૯

रूवे जहोवलद्धी चक्खुमओ दंसिए पयासेणं ।
तह छव्विहोवओगो मणदव्वपयासिए अत्थे ॥ ५१० ॥

જેમ દીપકાદિના પ્રકાશવડે જણાએલા ઘટાદિ સંબંધી રૂપમાં ચક્ષુવાળા જીવને ચક્ષુજ્ઞાન થાય છે, તેમ મનોજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમવાળા જીવને ચિંતામાં પ્રવર્ત્તેલા મનવડે પરિણમેલા મનોદ્રવ્યવડે પ્રકાશિત અર્થમાં પાંચ ઇન્દ્રિય અને સ્વતંત્ર મનના ભેદથી ત્રિકાળ વિષયિ છ પ્રકારનો ઉપયોગ થાય છે. ૫૧૦

અહીં આ સંબંધમાં શિષ્ય પૂછે છે કે-શું અસંજ્ઞીને મનોદ્રવ્યોપલબ્ધિ ( જ્ઞાન ) સર્વથા નથીજ થતી. ? તેના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

अविसुद्धचक्खुणो जह नाइपयासम्मि रूवविण्णाणं ।
असण्णिणो तहत्थे थोवमणोदव्वलद्धिमओ ॥ ५११ ॥

જેમ અવિશુદ્ધચક્ષુવાળા જન્તુને મન્દપ્રકાશમાં અસ્પષ્ટ રૂપવિજ્ઞાન થાય છે, તેમ અસંજ્ઞીને સ્વલ્પમનોવિજ્ઞાન ક્ષયોપશમવશાત્ અલ્પ મનોદ્રવ્ય ગ્રહણશક્તિ હોવાથી શબ્દાદિ અર્થમાં અસ્પષ્ટ ઉપલબ્ધિ થાય છે. ૫૧૧

એ પ્રમાણે અસંજ્ઞી-સંમૂર્છન પંચેન્દ્રિયને અસ્પષ્ટ જ્ઞાન થાય છે. તે પછી એકેંદ્રિયાદિને તે કેવું થાય છે ? એ પ્રશ્નના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

जह मुच्छियाइयाणं अव्वत्तं सव्वविसयविण्णाणं ।
एगिंदियाण एवं, सुद्धयरं बेंदियाईणं ॥ ५१२ ॥

જેમ મૂર્છા પામેલાઓને સર્વવિષયનું અવ્યક્ત જ્ઞાન હોય છે, તેમ એકેંદ્રયાદિને પણ અતિઉત્કૃષ્ટ આવરણના ઉદયથી અવ્યક્ત જ્ઞાન હોય છે. અને બેઇન્દ્રિયાદિને વધારે વધારે શુદ્ધ-સ્પષ્ટ જ્ઞાન હોય છે. અને અસંજ્ઞી પચેંદ્રિયો થકી અત્યન્ત સ્પષ્ટજ્ઞાન સંજ્ઞીજીવોને થાય છે.

શિષ્યઃ-સર્વ જીવોને ચૈતન્ય સમાન છતાં પણ વિવિધ પ્રકારની ઉપલબ્ધિ થવાનું શું કારણ છે ? તેના ઉત્તરમાં કહે છે કે સામર્થ્ય થકી જ્ઞાનાવરણના ક્ષયોપશમના વિચિત્રપણા થકી વિવિધ પ્રકારની ઉપલબ્ધિ થાય છે. ૫૧૨

વલી ઉપરની શંકાનું સમાધાન ઉદાહરણ પૂર્વક કરે છે.

तुल्ले छेदकभावे जं सामत्थं तु चक्करयणस्स ।
तं तु जहक्कमहीणं न होइ सरपत्तमाईणं ॥ ५१३ ॥
ईय मणोविसईणं जा पडुया होइ उग्गहाईसु ।
तुल्ले चेयणभावे असण्णीणं न सा होइ ॥ ५१३ ॥ दारं

છેદકભાવ સમાન છતાં પણ, ચક્રરત્નનું જેવું છેદવાનું સામર્થ્ય છે, તેવું સામર્થ્ય—તરવાર દાતરડું-બાણ આદિ છેદક વસ્તુનું નથી; કેમકે ( તેઓમાં તેથી ) અનુક્રમે હીન હીન સામર્થ્ય છે. તેવીજ રીતે સર્વ જીવોને ચૈતન્ય ભાવ સમાન છતાં પણ મનોવિષયિ ( સંજ્ઞી ) જીવોની જેવી જ્ઞાનપટુતા હોય છે, તેવી જ્ઞાનપટુતા અસંજ્ઞીઆદિને ( સંમૂર્છમપંચેન્દ્રિય-વિકલેન્દ્રિય-એકેન્દ્રિયને નથી હોતી. તેઓમાં તેનાથી ક્રમશઃ હીન હીન જ્ઞાનપટુતા હોય છે. ૫૧૩-૫૧૪

એ પ્રમાણે કાલકીસંજ્ઞા કહેવાવડે સંજ્ઞી અને અસંજ્ઞા કહ્યા; હવે હેતુવાદોપદેશિકી સંજ્ઞા કહેવાવડે સંજ્ઞી અને અસંજ્ઞી કહે છે.

जे पुण संचिंतेउं इट्ठा-णिट्ठेसु विसयवत्थूसु ।
वत्तंति य निवट्टंति सदेहपरिवालणाहेउं ॥ ५१५ ॥
पाएण संपए चिय कालम्मि न याइदीहकालण्णा ।
ते हेउवायसण्णी निचेट्ठा होंति अस्सण्णी ॥ ५१६ ॥ दारं

પોતાના શરીરના પાલન માટે વિચારીને ઇષ્ટાનિષ્ટ વિષયમાં પ્રાય: સાંપ્રત કાળેજ ( અતીત અનાગતાવલક્ષિત્ર હોય, પણ અતિદીર્ઘકાળજ્ઞ નહિ ) પ્રવર્તે અને નિવર્તે, તે ( બેઇન્દ્રિયાદિ ) જીવો હેતુવાદોપદેશક સંજ્ઞાથી સંજ્ઞી છે, અને ( પૃથ્વી આદિ ) નિચેષ્ટ તે હેતુવાદસંજ્ઞાની અપેક્ષાએ અસંજ્ઞી છે. ૫૧૫-૫૧૬.

હવે દૃષ્ટિવાદોપદેશસંજ્ઞાવડે સંજ્ઞી અને અસંજ્ઞી કહે છે.

सम्मद्दिट्ठी सन्णी संते नाणे खओवसमियम्मि ।
असण्णी मिच्छत्तम्मि दिट्ठिवाओवएसेणं ॥ ५१७ ॥

દૃષ્ટિવાદોપદેશ સંજ્ઞાવડે ક્ષાયોપશમિકજ્ઞાનમાં વર્તનાર સમ્યગ્દૃષ્ટિ, તે ( વિશિષ્ટ-સંજ્ઞાયુક્ત હોવાથી ) સંજ્ઞી છે, અને મિથ્યાદૃષ્ટિ તે ( વિપરીતપણાથી ) અસંજ્ઞી છે. ૫૧૭

खयनाणी किं सण्णी न होइ होइ व खओवसमनाणी ? ।
सण्णा सरणमणागयचिंता य न सा जिणे जम्हा ॥ ५१८ ॥

ક્ષાયિકજ્ઞાનવાન્ સંજ્ઞી કેમ ન હોય? અને ક્ષાયોપશમિક જ્ઞાનવાન્ કેમ હોય ? (અતીત અર્થનું ) સ્મરણ અને ( અનાગત અર્થનું ) ચિન્તવન તે સંજ્ઞા કહેવાય, એવી સંજ્ઞા ક્ષાયિક જ્ઞાનીને ( જિનેશ્વરને ) નથી.

શિષ્ય:—જ્ઞાનના આવરણનો સર્વથા નાશ થવાથી થએલું જ્ઞાન, તે ક્ષાયિકજ્ઞાન કહેવાય છે, એવા ક્ષાયિક જ્ઞાનવાળા-કેવળજ્ઞાની સંજ્ઞી કેમ ન કહેવાય ? અને ક્ષાયોપશમિકજ્ઞાનવાળાજ સંજ્ઞી કહેવાય એનું શું કારણ ? જો વિશિષ્ટસંજ્ઞાયુક્ત સમ્યગ્દૃષ્ટિને તમે સંજ્ઞી કહેતા હો, તો ક્ષાયિકજ્ઞાનવાળાને ક્ષાયોપશમિકજ્ઞાનવાળા કરતાં વધારે વિશિષ્ટ સંજ્ઞા હોય છે. તો શા માટે ક્ષાયિકજ્ઞાનવાળાને-કેવળીને સંજ્ઞી ન કહેવાય. ?

ગુરુ:—અતીત અર્થનું સ્મરણ અને અનાગત અર્થનું ચિન્તવન, તે સંજ્ઞા કહેવાય છે. એવી સંજ્ઞા ક્ષાયિકજ્ઞાની-કેવળીને નથી. કેમકે તેમને સર્વદા સર્વ અર્થ ( પદાર્થ ) જણાએલા છે, તેથી તેમને સ્મરણ-ચિન્તવન નથી. સ્મરણ-ચિન્તવન ન હોવાથી તે ક્ષાયિકજ્ઞાની સંજ્ઞી નથી, પણ ક્ષાયોપશમિકજ્ઞાનવાનજ સંજ્ઞી છે. ૫૧૮

ફરી શિષ્ય શંકા કરીને પૂછે છે કે—

मिच्छो हिया-हियविभागनाणसण्णासमण्णिओ कोइ ।
दीसइ, सो किमसण्णी, सण्णा जमसोहणा तस्स ॥ ५१९ ॥
जह दुव्वयणमवयणं कुच्छियसीलं असीलमसईए ।
भण्णइ तह नाणपि हु मिच्छादिट्ठिस्स अण्णाणं ॥ ५२० ॥

મિથ્યાદૃષ્ટિ પણ હિતાહિતના વિભાગરૂપ જ્ઞાનાત્મક સંજ્ઞાયુક્ત જણાય છે, તો તે ( દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાવડે ) અસંજ્ઞી કેમ કહેવાય છે.? જેમ ( લોકોમાં ) દુર્વચન તે અવચન, અને અસતીનું ખરાબ વર્ત્તન તે અશીલ ( શીલરહિત કહેવાય છે; ) તેમ મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન પણ અવશ્ય અજ્ઞાન કહેવાય છે. ૫૧૯-૫૨૦

કારણ કે

सयसयविसेसणाओ भवहेऊ जदिच्छिओवलंभाओ ।
नाणफलाभावाओ मिच्छादिट्ठिस्स अण्णाणं ॥ ५२१ ॥

સતના અને અસત્ ભેદરહિત-ભવહેતુક-યદૃચ્છાથી ઉપલબ્ધિવાળું હોવાથી તેમજ જ્ઞાનાજ્ઞાન ફળનો ( ચારિત્રનો ) અભાવ હોવાથી મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન તે અજ્ઞાન છે. ૫૨૧

શિષ્ય:—દેવાદિચારે ગતિના મિથ્યાદૃષ્ટિ, દીર્ઘકાલિકીસંજ્ઞાની અપેક્ષાએ સંજ્ઞી છે તો તેઓને દૃષ્ટિવાદોપદેશસંજ્ઞા કેમ ન કહેવાય ?

આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે કે—

ऊहो न हेउए, हेउई न कालम्मि भण्णए सण्णा ।
जह कुच्छियत्तणाओ, तह कालो दिट्ठिवायम्मि ॥ ५२२ ॥

જેમ પૃથ્વી આદીક જીવ સંબંધીની જે ઓઘસંજ્ઞા તે હેતુવાદોપદેશસંજ્ઞાની અપેક્ષાએ ( અશુભ હોવાથી ) હેતુવાદોપદેશ સંજ્ઞાનો વિચાર કરતાં સંજ્ઞા નથી કહેવાતી, અથવા કાલિકસંજ્ઞાનો વિચાર કરતા હેતુવાદોપદેશસંજ્ઞા કાલિકસંજ્ઞાની અપેક્ષાએ અશુભ હોવાથી, સંજ્ઞા નથી કહેવાતી; તેમ દૃષ્ટિવાદોપદેશસંજ્ઞાનો વિચાર કરતાં કાલિક સંજ્ઞા પણ ( તેની અપેક્ષાએ અશુભ હોવાથી ), સંજ્ઞા ન કહેવાય. ( તેથી મિથ્યાદૃષ્ટિ દેવો પણ આની અપેક્ષાએ સંજ્ઞી ન કહેવાય. ) ૫૨૨

આ પ્રમાણે ત્રિવિધ સંજ્ઞાનું સ્વરૂપ કહીને હવે કઇ સંજ્ઞા કયા જીવને હોય, તે કહે છે.

पंचण्हमोहसण्णा हेउअसण्णा य बेंदियाईणं ।
सुर-नारय-गब्भुब्भवजीवाणं कालिगी सण्णा ॥ ५२३ ॥
छउमत्थाणं सण्णा सम्मद्दिट्ठीण होइ सुयनाणं ।
मइवावारविमुक्का सण्णातीता उ केवलिणो ॥ ५२४ ॥

પૃથ્વીઆદિ પાંચસ્થાવરને ઓઘસંજ્ઞા, બેઇન્દ્રિયાદિને હેતુવાદોપદેશ સંજ્ઞા, દેવ-નારકી અને ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચ તથા મનુષ્યને દીર્ઘકાલિકીસંજ્ઞા, છદ્મસ્થ સમ્યગ્દૃષ્ટિને દૃષ્ટિવાદોપદેશ સંજ્ઞા છે; અને મતિના વ્યાપારે રહિત હોવાથી કેવળી ભગવન્તો સંજ્ઞારહિત છે. ૫૨૩-૫૨૪

પૃથ્વી-અપ્-તેજ-વાયુ-અને વનસ્પતિકાયને વાડઉપર ચડવાના અભિપ્રાય આદિરૂપ ઓઘસંજ્ઞા છે. પૂર્વે ત્રિવિધ સંજ્ઞામાં આ ઓઘસંજ્ઞા નથી કહી, તેથી એકેંદ્રિયને સર્વથા અસંજ્ઞી કહ્યા છે, ત્યારે અહીં સ્વામિત્વની પ્રરૂપણામાં તેઓને ઓઘસંજ્ઞા કહી છે, તેનું શું કારણ? આવી શંકા ન કરવી, કેમકે એકેંદ્રિયને ઓઘ સંજ્ઞાજ છે, તે સિવાયની હેતુવાદાદિ સંજ્ઞા નથી, એ ઉપરથી સંજ્ઞા ત્રણજ છે એમ નહિ, પરન્તુ તેથી અધિક પણ છે. એમ જણાવવાને માટે તેઓને ઓઘસંજ્ઞા કહી છે. વળી એ ઓઘસંજ્ઞાનું જેવું સંજ્ઞાપણું છે, તેવું પૂર્વે કહેલું છે. તેથી એમાં શંકાનું સ્થાન નથી

શિષ્યઃ-ભલે એ એમહોય, પરન્તુ એકેંદ્રિયને આહાર-ભય ક્રોધ વિગેરે દશ પ્રકારની સંજ્ઞાઓ આગમમાં કહી છે, અને તમે અહીં આ એક ઓઘસંજ્ઞાજ કેમ કહી ?

ગુરૂઃ-લતાઆદિમાં એ સંજ્ઞા સ્પષ્ટ જણાય છે, તેથી એ સાક્ષાત્ કહી છે, બાકીની બીજી ઉપલક્ષણથી જાણીલેવી. ને એ કહેવાથી શેષસંજ્ઞાઓનો નિષેધ નથી કર્યો.

બેઇન્દ્રિય-તેઇન્દ્રિય-ચૌરિન્દ્રિય-અને-સમ્મૂર્ચ્છન પંચેન્દ્રિયને હેતુવાદ સંજ્ઞા હોય છે. દેવ-નારકી-ગર્ભજતિર્યંચ ને મનુષ્યોને દીર્ઘકાલિકી સંજ્ઞા હોય છે. અને છદ્મસ્થસમ્યગ્દૃષ્ટિને દૃષ્ટિવાદસંજ્ઞા હોય છે. તેઓનું જે શ્રુત તે સંજ્ઞી શ્રુત કહેવાય છે. ઉપરોક્ત સંજ્ઞા વડે સંજ્ઞી કહેવાતા જીવો સિવાયના સ્મરણ-ચિન્તાઆદિમતિ-શ્રુતના વ્યાપાર રહિત ભવસ્થ કેવળી અને સિધ્ધના જીવો સંજ્ઞા રહિત છે. ૫૨૩-૫૨૪

પુનઃ શિષ્ય પ્રશ્ન કરે છે કે—

मोत्तूण हेउ-कालिय-सम्मत्तकमं जहुत्तरविसुद्धं ।
किं कालिओवएसो कीरइ आईए सुत्तम्मि ? ॥ ५२५ ॥

અવિશુદ્ધ એવી હેતુવાદોપદેશસંજ્ઞા તે થકી વિશુધપણા થકી કાલિક અને તેથી વિશુદ્ધતરપણા થકી દૃષ્ટિવાદસંજ્ઞા છે. છતાં એ અનુક્રમ મૂકીદઇને નન્દીસૂત્રમાં ( તેમજ તમે ) પણ પ્રથમ કાલિકી સંજ્ઞા કેમ કહી. ?

આચાર્યશ્રી એ પ્રશ્નનો ઉત્તર આપે છે કે—

सण्णित्ति असण्णित्ति य सव्वसुए कालिओवएसेणं ।
पायं संववहारो कीरइ तेणाइओ स कओ ॥ ५२६ ॥ दारं

સંજ્ઞી અને અસંજ્ઞી એવો સર્વ વ્યવહાર આગમમાં ઘણું કરીને કાલિકી સંજ્ઞાવડેજ કરાય છે, તેથી પ્રથમ તે કહેલ છે. ૫૨૬

સ્મરણ-ચિન્તવનાદિરૂપ દીર્ઘકાલિકી સંજ્ઞાના જ્ઞાનયુક્ત સમનસ્ક પંચેન્દ્રિયનેજ આગમમાં સંજ્ઞી કહેલા છે, અને મનરહિત સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિયને અસંજ્ઞી કહેલા છે. આ પ્રમાણે દીર્ઘકાલિકસંજ્ઞાવડેજ સંજ્ઞી અને અસંજ્ઞીનો વ્યવહાર થાય છે. તેથી યથોત્તર વિશુદ્ધિનો ક્રમ મૂકીને નન્દીસૂત્રમાં અને અહીં પ્રથમ કાલિકીસંજ્ઞા, તે પછી હેતુવાદિકી અને તે પછી દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા કહેલ છે.

એ પ્રમાણે સંજ્ઞી શ્રુત અને અસંજ્ઞી શ્રુત કહીને હવે સમ્યક્શ્રુત તથા મિથ્યાશ્રુતનું સ્વરૂપ કહે છે—

अंगा-णंगपविट्ठं सम्मसुयं लोइयं तु मिच्छसुयं ।
आसज्ज उ सामित्तं लोइय-लोउत्तरे भयणा ॥ ५२७ ॥

અંગપ્રવિષ્ટ અને અનંગપ્રવિષ્ટ શ્રુત સમ્યક્શ્રુત છે. તથા લૌકિક શ્રુત તે મિથ્યા શ્રુત છે; સ્વામિ ( ગ્રાહક ) ને અનુસરીને એ લૌકિક અને લોકોત્તર શ્રુતમાં ભજના છે.

આચારાંગ આદિ અંગપ્રવિષ્ટ શ્રુત અને આવશ્યક આદિ અનંગ પ્રવિષ્ટ (અંગબાહ્ય) શ્રુત છે. એ બન્ને સ્વામીની અપેક્ષા વગર સ્વાભાવિક સમ્યક્ શ્રુત છે. તથા લૌકિક ભારતાદિ સ્વાભાવિક મિથ્યાશ્રુત છે. પરન્તુ તેના ગ્રાહકની અપેક્ષાએ લૌકિક અને લોકોત્તર બન્નેમાં ભજના છે. એટલે કે સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કરેલ ભારતાદિ સમ્યક્ શ્રુત કહેવાય

છે, કેમકે તે તેના યથાવસ્થિત વસ્તુતત્ત્વના બોધથી વિષયવિભાગે તેની યોજના કરે છે, અને મિથ્યાદૃષ્ટિએ ગ્રહણ કરેલ આચારાંગાદિ શ્રુત પણ મિથ્યાશ્રુત થાય છે, કેમકે તે મિથ્યાદૃષ્ટિ તે આચારાંગાદિને યથાવસ્થિત તત્ત્વબોધના અભાવે વિપરીતપણે યોજે છે. ૫૨૭

सम्मत्तपरिग्गहियं सम्मसुयं, तं च पंचहा सम्मं ।
उवसामियं सासाणं खयसमजं वेययं खइयं ॥ ५२८ ॥

સમ્યક્ત્વપૂર્વક ગ્રહણ કરેલ શ્રુત તે સમ્યક્શ્રુત છે. તે સમ્યક્ત્વ ઔપશમિક-સાસ્વાદન-ક્ષાયોપશમિક-વેદક અને ક્ષાયિક એમ પાંચ પ્રકારે છે. ૫૨૮

ઉદય પામેલા મિથ્યાત્વ મોહનીયકર્મનો ક્ષય અને બાકીનાને અનુદય અવસ્થાનું પમાડવું તે ઉપશમ ને તેથી થએલ તત્ત્વશ્રદ્ધાન તે ઔપશમિક સમ્યક્ત્વ કહેવાય. મિથ્યાત્વનો ઉદય નહિ થયાછતાં (જોકે તેના ઉદયની તૈયારી હોય. )માત્ર અનન્તાનુબંધી કષાયના ઉદયથી કલુષિત થએલ આત્મપરિણામ-તત્ત્વશ્રદ્ધાનરૂપ રસના આસ્વાદયુક્ત પરિણામે વર્તે, તે સાસ્વાદનસમ્યક્ત્વ છે; અથવા સમસ્ત પ્રકારે મુક્તિમાર્ગરૂપી સમ્યક્ત્વથી ભ્રષ્ટ કરે તે આશાતન એટલે અનંતાનુબંધીકષાયનું વેદવું. તે આશાતને કરીને સહિત વર્તે તે સાશાતન સમ્યક્ત્વ કહેવાય. ઉદય પામેલા મિથ્યાત્વનો ક્ષય અને નહિ ઉદય પામેલનો ઉપશમ, એમ મિથ્યાત્વના ક્ષય અને ઉશપમ ઉભયથી થએલ તત્ત્વશ્રદ્ધાન તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ છે. અનન્તાનુબંધી ચતુષ્ટય અને મિથ્યાત્વ-મિશ્ર અને સમકિતમોહનીય એ દર્શનસપ્તકનો ઘણાભાગે ક્ષય કર્યો હોય એવા જીવવડે એ દર્શન મોહનીયનો છેલ્લો અંશ અનુભવાય તે વેદક સમ્યક્ત્વ છે, અને એ દર્શનમોહનીયની સાતે પ્રકૃતિનો સર્વથા નાશ થવાથી થએલું તત્વશ્રદ્ધાન તે ક્ષાયિક સમ્યક્ત્વ છે.

એ સમ્યક્ત્વનો વિસ્તાર અર્થ હવે ભાષ્યકાર કહે છે.

उवसामगसेढिगयस्स होइ उवसामियं तु सम्मत्तं ।
जो वा अकयतिपुंजो अखवियमिच्छो लहइ सम्मं ॥ ५२९ ॥

ઉપશમશ્રેણિ પામેલાને ઉપશમસમ્યક્ત્વ હોય છે. અથવા જેણે ત્રણ પુંજ ન કર્યા હોય, અને મિથ્યાત્વનો ક્ષય પણ ન કર્યો હોય, તે ઉપશમ સમ્યક્ત્વ પામે છે. ૫૨૯

દર્શનસપ્તક ઉપશમાવીને ઉપશમશ્રેણિ પામેલાને ઉપશમસમ્યક્ત્વ હોય છે. અથવા જે અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ હોય, તેણે શુદ્ધ-અશુદ્ધ અને મિશ્ર એવા વિભાગે મિથ્યાત્વ મોહનીયના ત્રણ પુંજ ન કર્યા હોય, તેમજ મિથ્યાત્વનો ક્ષય પણ ન કર્યો હોય, તેને અન્તરકરણમાં પ્રવેશ કરતાં ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. પણ જો મિથ્યાત્વનો ક્ષય ન કર્યો હોય, ( ત્રણ પુંજ ન કર્યા હોય અને મિથ્યાત્વનો ક્ષય પણ ન કર્યો હોય ) તેનેજ ઔપશમિક સમ્યક્ત્વ થાય છે.

શિષ્ય ત્રણ પુંજ કેવી રીતે થાય ?

ગુરુઃ—કોઈ અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ તથાવિધગુરૂ આદિ સામગ્રી પામીને અપૂર્વકરણવડે મિથ્યાત્વમોહનીયના પુંજમાંથી પુદ્ગળોને શુદ્ધ કરતાં અર્દ્ધશુદ્ધ કરવારૂપ મિશ્રપુંજ કરે, અને સર્વથા શુદ્ધ કરવારૂપ સમ્યક્ત્વ પુંજ કરે, તથા જે પુદ્ગળો અશુદ્ધજ રહે તે મિથ્યાત્વ પુંજ કહેવાય. આ ત્રણ પુંજનું સ્વરૂપ સર્વથા શુદ્ધ અર્દ્ધશુદ્ધ અને અશુદ્ધ તે મણીયા (મદન) કોદરાના ઉદાહરણથી વધારે સ્પષ્ટ સમજાય છે, આ ઉદાહરણ પ્રસિદ્ધ

હોવાથી અહીં નથી લખતા. એ ત્રણપુંજ કરીને તેમાંથી સમ્યક્ત્વપુંજના પુદ્ગળો વિપાકથી અનુભવતાં ક્ષાયોપશમિકસમ્યગ્દૃષ્ટિ કહેવાય છે. આ ત્રણ પુંજ કરેલા હોય, તે સમ્યગ્ દર્શની છે, કેમકે તે સમ્યક્ત્વ પુદ્ગલ વેદે છે. એ ત્રણમાંથી સમ્યક્ત્વપુંજ ઉવેળ્યો હોય, ને મિશ્રપુંજને વેદતાં મિશ્રદૃષ્ટિ થાય છે અને એ મિશ્રપુંજ પણ ઉવેળીને કેવળ એક મિથ્યાત્વપુંજનોજ અનુભવ કરનાર મિથ્યાદૃષ્ટિ થાય છે. ૫૨૯

खीणम्मि उइण्णम्मि य अणुदिज्जंते य सेसमिच्छत्ते ।
अंतोमुहुत्तमेत्तं उवसमसम्मं लहइ जीवो ॥ ५३० ॥ दारं

ઉદય પામેલ મિથ્યાત્વનો ક્ષય થયો હોય અને શેષ મિથ્યાત્વ અનુદિત છતે અન્તર્મુહૂર્ત માત્ર સુધી જીવ ઉપશમ સમકિત પામે છે.

કોઇ અનાદિ મિથ્યાદૃષ્ટિજીવ યથાપ્રવૃત્તિકરણવડે આયુ સિવાય સાતે કર્મોની દીર્ઘસ્થિતિ ખપાવીને દરેકની અન્તઃ કોટાકોટી પ્રમાણ સ્થિતિ અવશેષ રાખે છે. પછી અપૂર્વકરણવડે ગ્રંથીભેદ કરીને અનિવૃત્તિ કરણમાં પેસે છે. કલ્પ ભાષ્યમાં કહ્યું છે કે-" જે ગ્રન્થી ત્યાંસુધી પહેલું યથા પ્રવૃત્તિ કરણ, ગ્રન્થીનું ઉલ્લંઘન કરતાં બીજું અપૂર્વકરણ અને સમ્યક્ત્વ સન્મુખ જીવ થાય, તે ત્રીજું અનિવૃત્તિ કરણ." એ અનિવૃત્તિ કરણમાં ઉદય આવેલું મિથ્યાત્વ અનુભવવડે ત્યાંજ ક્ષીણ કરે, અને શેપસત્તામાં રહેલું અનુદિત મિથ્યાત્વ તેને પરિણામની વિશુદ્ધિવશાત્ અન્તર્મુહૂર્ત સુધી ઉદયમાં આવવા ન દે. તે અન્તર્મુહૂર્તમાત્ર કાળમાં જીવ ઉપશમ સમ્યક્ત્વ પામે છે. એટલો કાળ પૂર્ણ થતાં ત્રણ પુંજ નહિ કરેલ હોવાથી પુનઃ તે જીવ મિથ્યાત્વના ઉદયથી ઉપશમસમ્યક્ત્વથી ભ્રષ્ટ થઇને મિથ્યાત્વ પામે છે. સિદ્ધાન્તવાદીનો મત એવો છે કે-કોઇપણ અનાદિ મિથ્યાદૃષ્ટિજીવ તથાવિધ સામગ્રી મળવાથી અપૂર્વકરણવડે ત્રણ પુંજ કરીને સમકિતમોહનીરૂપ શુદ્ધપુદ્ગળોને વેદતા ઉપશમ સમકિત પામ્યા સિવાય પ્રથમજ ક્ષયોપશમ સમ્યગ્દૃષ્ટિથાય છે. વળી બીજાઓ એમ કહેછે કે-યથાપ્રવૃત્તિકરણાદિ ત્રણ કરણવડે અન્તર કરણમાં જીવ ઉપશમ સમકિત પામે છે, તે ત્રણ પુંજ કરતોજ નથી. તેથી કરીને ઉપશમ સમક્તિથી ભ્રષ્ટ થએલ અવશ્ય મિથ્યાત્વેજ જાય છે. કલ્પભાષ્યમાં પણ એમજ કહ્યું છે, કે-" જેમ બીજું આલંબન નહિ પામેલ ઇલિકા પોતાનું ( મૂળ સ્થાન નથી મૂકતી. એટલેકે-ચેળ પોતાના શરીરને આગલ-ચલવતી આધાર રૂપસ્થાનને નહીં પામતી પૂર્વના સ્થાનને છોડતી નથી તેમ ઉપશમસમ્યગ્દૃષ્ટિ જીવ ઉપશમસમ્યક્ત્વથી ભ્રષ્ટ થઈ ત્રણપુંજ નહીં કરેલા હોવાથી મિશ્ર-અને શુદ્ધપુંજરૂપ સ્થાનના આધારવગરનો પાછો ઉપશમસમ્યક્ત્વી મિથ્યાત્વેજ જાય છે." કર્મગ્રન્થવાળાઓ વળી એમ માને છે કે-સર્વ અનાદિ મિથ્યાદૃષ્ટિ પ્રથમ સમ્યક્ત્વ પામતી વખતે યથાપ્રવૃત્તિકરણાદિ ત્રણ કરણ પૂર્વક અન્તર કરણ કરે છે, અને ત્યાં ઉપશમ સમકિત પામે છે. આ જીવ ત્રણ પુંજ કરેછેજ. અને તેથી કરીને ઉપશમ સમકિતથી ભ્રષ્ટ થએલ જીવ ક્ષાયોપશમ સમ્યગ્દૃષ્ટિ-મિશ્રદૃષ્ટિ-અથવા મિથ્યાદૃષ્ટિ થાય છે. ૫૩૦

હવે સાસ્વાદન સમ્યક્ત્વનું સ્વરૂપ કહે છે.

उवसमसम्मत्ताओ चयओ मिच्छं अपावमाणस्स ।
सासायणसम्मत्तं तयंतरालम्मि छावलियं ॥ ५३१ ॥

આ અંતર કરણમાં ઉપશમ સમકિતના કાળમાંથી ઓછામાં ઓછો એકસમય અને વધારેમાં વધારે ૭ આવળી પ્રમાણ કાળ બાકી રહે ત્યારે કોઇક જીવને અનન્તાનુબન્ધી કપાયના

ઉદયથી ઉપશમસમકિતથી પડતાં અને મિથ્યાત્વ પામ્યા પહેલાં તે બેની અન્તરાલે જઘન્યથી એકસમય અને ઉત્કૃષ્ટથી છ આવળી પર્યન્ત પૂર્વોક્ત શબ્દાર્થવાળું સાસ્વાદન સમકિત હોય છે. ૫૩૧.

હવે ક્ષયોપશમ સમકિતનું સ્વરૂપ કહે છે.

मिच्छत्तं जमुइण्णं तं खीणं अणुइयं च उवसंतं ।
मीसीभावपरिणयं वेइज्जंतं खओवसमं ॥ ५३२ ॥

જે ઉદય પામેલું મિથ્યાત્વ હોય તેને ક્ષય કર્યું હોય અને નહિ ઉદય પામેલું (સત્તામાં) હોય તેને ઉપશમાવ્યું હોય: એવા મિશ્રભાવે પરિણામ પામીને જે અનુભવાતું હોય તે ક્ષયોપશમ સમકિત કહેવાય છે. ૫૩૨

જે ઉદયમાં આવેલું મિથ્યાત્વ હોય તેને વિપાકાદિવડે ભોગવીને ક્ષીણ કર્યું હોય, અને શેષસત્તામાં રહેલું અનુદિત હોય તેને ઉપશમાવ્યું હોય એટલે તેનો ઉદય અટકાવ્યો હોય, અને મિથ્યાત્વસ્વભાવ દૂર કર્યો હોય. તેમાં મિથ્યાત્વ અને મિશ્રપુંજની અપેક્ષાએ તેનો ઉદય અટકાવ્યો હોય તથા શુદ્ધપુંજની અપેક્ષાએ મિથ્યાત્વ સ્વભાવ દૂર કર્યો હોય તે ક્ષયોપશમ સમકિત કહેવાય છે.

શિષ્યઃ—જો એમ હોય, તો અટકાવેલ ઉદયવાળા મિથ્યાત્વરૂપ અશુદ્ધપુંજ અને મિશ્રપુંજ રૂપ એ બેની અટકાવેલા ઉદયરૂપ ઉપશાન્તનીજ અનુદીર્ણતા થવી ઘટે છે, પણ મિથ્યાત્વસ્વભાવ રહિત સમ્યક્ત્વમોહનીયરૂપ શુદ્ધપુંજની નથી ઘટતી; કેમકે તે શુદ્ધપુંજ તો વિપાકોદયવડે સાક્ષાત્ અનુભવાય છે. અને તમે તો "ઉપશાન્ત અને અનુદીર્ણ" એમ બે સ્વભાવવાળું ક્ષયોપશમથી સહિત કહોછો તેનું શું કારણ ?

ગુરુઃ—ત્હારું કહેવું સત્ય છે, પરન્તુ મિથ્યાત્વ સ્વભાવ રહિત શુદ્ધપુંજનો સ્વરૂપે (મિથ્યાત્વરૂપે) ઉદય નહિ થતો હોવાથી તેને વિષે અનુદીર્ણતાનો ઉપચાર કર્યો છે. અથવા અશુદ્ધ અને મિશ્રપુંજરૂપ એબે મિથ્યાત્વનુંજ અનુદીર્ણપણું સમજવું, પણ શુદ્ધપુંજરૂપ સમ્યક્ત્વ મોહનીયનું નહિં, કેમકે તે તો મિથ્યાત્વસ્વભાવ રહિત હોવાથી ઉપશાન્તજ છે. ઉદય આવેલા મિથ્યાત્વનો ક્ષય અને શેષ રહેલ જે અશુદ્ધ તથા મિશ્રપુંજ લક્ષણવાળું મિથ્યાત્વ તેનો અનુદય અને દૂર કરેલા સ્વભાવવાળું ઉપશાંત પામેલું શુદ્ધપુંજવાળું મિથ્યાત્વ એ સર્વ સારીરીતે રહેલ છે તેજ સ્પષ્ટપણે કહે છે. એ રીતેઉદય પામેલ મિથ્યાત્વનોક્ષય, અને નહિ ઉદય પામેલ મિથ્યાત્વનો ઉપશમ. એ ઉભય સ્વભાવનો મિથ્યાત્વ પુદ્ગલરૂપ ધર્મિમાં જે મિશ્રભાવપણે પરિણામ પામેલ ત્રુટિતરસવાળો અનુભવાતો જે શુદ્ધપુંજ-મૂળ મિથ્યાત્વનાં દળ છતાં પણ ક્ષયોપશમવડે શુદ્ધ થએલ હોવાથી તેને ક્ષાયોપશમિક:સમ્યક્ત્વ કહેવાય છે. જે કારણથી શોધેલા મિથ્યાત્વના પુદ્ગલો અત્યન્ત સ્વચ્છ વસ્ત્ર જેમ તેમ યથાવસ્થિતતત્વરૂચી અધ્યવસાયરૂપ સમ્યક્ત્વને આવરણ કરનાર થતા નથી એટલા માટે ઉપચારથી સમ્યક્ત્વ કહેવાય છે.

શિષ્યઃ—ઉદય પામેલ મિથ્યાત્વનો ક્ષય અને નહિ:ઉદય પામેલનો ઉપશમ, તેને તમે અહીં ક્ષયોપશમ સમકિત કહ્યું છે. અને પૂર્વે ઉપશમ સમકિત પણ એજ પ્રમાણે કહ્યું છે, તો પછી એ બેમાં તફાવત શો?

ગુરુઃ—ક્ષયોપશમ સમકિતમાં સમ્યક્ત્વમોહનીયરૂપ શુદ્ધપુંજના પુદ્ગળો વેદાય છે-અનુભવાય છે, અને ઉપશમ સમકિતમાં તેમ નથી. વળી ઉપશમસમકિતમાં પ્રદેશોદયથી

પણ મિથ્યાત્વ નથી અનુભવાતું, અને ક્ષયોપશમસમકિતમાં તો મિથ્યાત્વ પ્રદેશોદયથી અનુભવાય છે. એટલો બધો એ બેમાં તફાવત છે. ૫૩૨

હવે વેદક અને ક્ષાયિકસમકિતનું સ્વરૂપ કહે છે.

वेययसम्मत्तं पुण सव्वोइयचरमपोग्गलावत्थं ।
खीणे दंसणमोहे तिविहम्मिवि खाइयं होइ ॥ ५३३ ॥

સમ્યક્ત્વપુંજના છેલ્લા અંશનો જે અનુભવ તેને વેદક સમ્યક્ત્વ કહે છે; અને ( અનન્તાનુબન્ધીચતુષ્કસહિત ) ત્રણે દર્શનમોહનીયનો ક્ષય થએ ક્ષાયિક સમ્યક્ત્વ થાય છે ૫૩૩

અનન્તાનુબન્ધીચતુષ્ક મિથ્યાત્વ-મિશ્ર-તેમજ સમ્યક્ત્વ પુંજ એ દર્શનસપ્તકનો ઘણા ભાગે ક્ષય થયો હોય, તેમાંના શુદ્ધ પુંજના પુદ્ગળોનો છેલ્લા અંશને અનુભવતાં વેદક સમ્યક્ત્વ થાય છે.

શિષ્યઃ—જો એમ હોય તો, ક્ષાયોપશમિક અને વેદક સમકિતમાં શો તફાવત ? કારણકે ઉભયમાં સમ્યક્ત્વ પુંજના પુદ્ગળો અનુભવાય છે.

ગુરુઃ- ક્ષાયોપશમિક સમકિતમાં સમસ્ત શુદ્ધપુંજનો અનુભવ થાય છે, અને વેદકમાં તો તેનો છેલ્લો અંશ અનુભવાય છે. માત્ર એટલોજ આ બેમાં તફાવત છે. પરમાર્થથી તો વેદક પણ ક્ષાયોપશમિક સમકિતજ છે. કેમકે અનુભવાતા છેલ્લા અંશ સિવાયના સર્વ પુદ્ગળોનો ક્ષય, અને છેલ્લા અંશમાં રહેલા પુદ્ગળોનો મિથ્યાત્વભાવ દૂર થવારૂપ ઉપશમ. એમ ક્ષય અને ઉપશમ ઉભય સ્વભાવથી થતું હોવાથી તે ક્ષાયોપશમિકજ છે. વળી બીજે ઘણે સ્થળે ક્ષાયિક-ઔપશમિક-અને ક્ષાયોપશમિક એમ સમ્યક્ત્વના ત્રણ પ્રકારજ કહ્યા છે, ત્યાં વેદક સમકિતનો સમાવેશ ક્ષયોપશમ સમકિતમાં કર્યો છે, કેમકે અલ્પ ભેદથી ભેદ માનવામાં આવે, તો ઔદયિક સમકિત પણ માનવું પડે. અને તેમ માનવાથી અતિવ્યાપ્તિ દોષ આવે. માટે એ ત્રણ ભેદજ માનવા યોગ્ય છે.

અનન્તાનુબન્ધી ચાર કષાયનો ક્ષય થયા બાદ, મિથ્યાત્વ-મિશ્ર અને સમ્યક્ત્વરૂપ શુદ્ધ પુંજ એ ત્રિવિધ દર્શનમોહનીયનો સર્વથા નાશ થવાથી, ક્ષાયિક સમકિત થાય છે. આ પાંચે પ્રકારના સમ્યક્ત્વમાંથી કોઇ પણ સમ્યક્ત્વવાલાએ ગ્રહણ કરાએલું શ્રુત હોય, તે સમ્યક્ શ્રુત કહેવાય, અને મિથ્યાત્વથી ગ્રહણ કરાએલું હોય તે મિથ્યાશ્રુત કહેવાય છે. ૫૩૩

શિષ્યઃ— સર્વ સામાન્યશ્રુતમાંથી કેટલું સમ્યક્શ્રુતજ હોય ? અને કેટલું મિથ્યાશ્રુતજ હોય ? તેમજ શ્રુત સિવાયના શેષ ચાર જ્ઞાનોમાંથી કયા જ્ઞાનનો મિથ્યાત્વના ઉદયથી વિપર્યાસ થાય ? અને કોનો નથી થતો ?

એ પ્રશ્નના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

चोद्दस दस य अभिन्ने नियमा सम्मत्त सेसए भयणा ।
मइ-ओहिविवज्जासेऽवि होइ मिच्छं न पुण सेसे ॥ ५३४ ॥

ચૌદથી સંપૂર્ણ દશ પુર્વ સુધીનું શ્રુત અવશ્ય સમ્યક્ શ્રુતજ છે, તે સિવાય બાકીનું શ્રુત સમ્યક્શ્રુત અથવા મિથ્યાશ્રુત હોય છે. મતિ અને અવધિજ્ઞાનનો વિપર્યાસ થતાં તેમાં મિથ્યાત્વ હોય છે, પણ શેષ જ્ઞાનમાં નથી હોતું ૫૩૪.

ચૌદપૂર્વથી સંપૂર્ણ દશપૂર્વ સુધીનું શ્રુત અવશ્ય સમ્યક્ શ્રુતજ છે, તેથી જેને એટલુ શ્રુત હોય, તે અવશ્ય સમ્યગ્દૃષ્ટિજ હોય, પરન્તુ મિથ્યાદૃષ્ટિ કદિપણ ન હોય. એ સિવાય શ્રુત એટલે સંપૂર્ણ દશપૂર્વમાંથી ઓછું ઓછું કરતાં છેક સામાયિક પર્યન્તનું શ્રુત જેને હોય તે સમ્યગ્દૃષ્ટિ હોય, અથવા મિથ્યાત્વના ઉદયે વિપરીતપણાવડે મિથ્યાદૃષ્ટિ પણ હોય છે તેથી તે શ્રુત પણ સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કર્યું હોય તો સમ્યક્શ્રુત થાય છે, અને મિથ્યાદૃષ્ટિ એ ગ્રહણ કર્યું હોય તો મિથ્યાશ્રુત થાય છે. એ શ્રુત સિવાયના ચાર જ્ઞાનોમાંથી મતિ અને અવધિ જ્ઞાન મિથ્યાત્વના ઉદયથી વિપરીતપણાએ મતિઅજ્ઞાન અને વિભંગજ્ઞાન રૂપે થાય છે, પણ મનઃપર્યાય અને કેવળજ્ઞાન કદિપણ વિપર્યાસ નથી પામતાં; કેમકે મનઃ પર્યાય અને કેવળજ્ઞાન હોય, ત્યારે મિથ્યાત્વનો ઉદયજ ન હોય, એટલે વિપર્યાસ કયાંથી થાય ? મનઃપર્યાયજ્ઞાન અપ્રમત્તચારિત્રિને જ હોય છે, અને કેવળજ્ઞાન ચાર ઘાતિકર્મનો જેને ક્ષય થયો હોય તેનેજ હોય છે, એટલે તે જ્ઞાનવાલામાં મિથ્યાત્વનો ઉદય પણ કયાંથી હોય ? ૫૩૪

અહીં શિષ્ય પૂછે છે કે-

तत्तावगमसहावे सइ सम्म-सुयाण को पइविसेसो ? ।
जह नाग-दंसणाणं भेओ तुल्लेऽवबोहम्मि ॥ ५३५ ॥

नाणमवाय- धिईओ दंसणमिट्ठं जहोग्गहे-हाओ ।
तह तत्तरुई सम्मं रोइज्जइ जेण तं नाणं ॥ ५३६ ॥

તત્ત્વાવબોધ રૂપ સ્વભાવ બન્નેમાં તુલ્ય છતાં, સમ્યક્ત્વ અને શ્રુતમાં શો તફાવત છે ? જેમ સમાન બોધપણું છતાં જ્ઞાન અને દર્શનમાં ભેદ છે તેમ અહીં પણ સમજવું. જેમકે અપાય-ધારણા એ જ્ઞાન, અને અવગ્રહ-ઇહા એ દર્શનરૂપ છે; તેમ તત્ત્વની રૂચિ તે સમ્યક્ત્વ, અને જે વડે રૂચિ થાય તે શ્રુતજ્ઞાન. ૫૩૫-૫૩૬

શિષ્ય: -રાગાદિ દોષરહિત હોય તેજ દેવ, તે દેવની આજ્ઞાનુસાર વર્તનારા હોય તેજ ગુરૂ, અને જીવ અજીવ આદિ તત્ત્વોનો વાસ્તવિકબોધ-તેમાં જીવ નિત્ય અનિત્ય આદિ અનેક સ્વભાવ યુક્ત છે, કર્તા છે, ભોક્તા છે, મિથ્યાત્વાદિ હેતુ વડે કર્મ બાંધનાર છે, તપ-સંયમાદિવડે કર્મથી મુક્ત થાય છે, ઈત્યાદિ બોધ સ્વરૂપ સમકિત કહેવાય છે, અને શ્રુતજ્ઞાન પણ એવાજ બોધ રૂપ છે, તો સમ્યક્ત્વ-અને શ્રુતજ્ઞાનમાં શો તફાવત છે, કે જેથી એમ કહો છો ? કે " સમ્યક્ત્વથી ગ્રહણ કરાએલ હોય તે સમ્યક્ શ્રુત છે"

ગુરૂ:-જેમ જ્ઞાન અને દર્શન ઉભયમાં બોધ સ્વરૂપ સમાન છતાં પણ એ બેમાં કિંચિત્ ભેદ છે, તેમ તત્ત્વબોધરૂપ સ્વભાવ સમાન છતાં પણ સમ્યક્ત્વ અને શ્રુતમાં કિંચિત્ ભેદ છે. જેમ અપાય અને ધૃતિ ( ધારણા ) વચનપર્યાય ગ્રાહકપણે વિશેષબોધાત્મક હોવાથી જ્ઞાન માનેલ છે, અને અવગ્રહ તથા ઇહા અર્થપર્યાય વિષયપણે સામાન્ય બોધાત્મક હોવાથી દર્શન માનેલ છે; તેમ અહીં પણ જીવાદિતત્ત્વ સંબંધી રૂચિ તે સમ્યક્ત્વ કહેવાય છે અને જેવડે એ જીવાદિ તત્ત્વની રૂચિ-શ્રદ્ધા થાય તે જ્ઞાન કહેવાય છે. મતલબકે દર્શનમોહનીય કર્મના ક્ષયોપશમાદિ વડે તત્ત્વશ્રદ્ધાનાત્મક રૂચિ ઉત્પન્ન થાય છે, અને તે રૂચિવડે જીવાદિતત્ત્વશ્રદ્ધાનાત્મક વિશિષ્ટ શ્રુત થાય છે. તેથી તે શ્રુતઅજ્ઞાન મટીને શ્રુતજ્ઞાન થાય છે.

શિષ્યઃ—જો એમ હોય તોપણ વિશિષ્ટ તત્ત્વાવબોધરૂપ શ્રુતજ સમ્યક્ત્વ થયું, પણ એથી ભિન્ન બીજું કંઇ શ્રુત જણાતું નથી. તો પછી " સમ્યક્ત્વથી ગ્રહણ કરાએલું હોય તે સમ્યક્ શ્રુત " એમ કેમ કહી શકાય ?

ગુરૂ:-જેમ જ્ઞાન અને દર્શનમાં વસ્તુઅવબોધરૂપ જાણવાપણું સમાન છતાં પણ વિશેષ ગ્રાહક અને સામાન્ય ગ્રાહક પણે ભેદ છે, તેમ અહીં પણ શુદ્ધતત્ત્વાવબોધરૂપ શ્રુતમાં તત્ત્વશ્રદ્ધાન અંશ તે સમ્યક્ત્વ કહેવાય છે, અને એ સમ્યક્ત્વયુક્ત તત્ત્વાવબોધ તે શ્રુત-જ્ઞાન કહેવાય છે. એટલો એ બેમાં તફાવત છે. સમ્યક્ત્વ અને શ્રુતજ્ઞાનનો એકી સાથે લાભ થાય છે, તો પણ કાર્ય અને કારણના ભાવથી ભેદ છે. એ માટે કહ્યું છે કે " જેમ દીપક અને પ્રકાશ એકીસાથે ઉત્પન્ન થવા છતાં પણ કારણ-કાર્યનો ભેદ છે, તેમ એકીસાથે ઉત્પન્ન થયેલ સમ્યક્ત્વ પણ જ્ઞાનનું કારણ છે. ( કેમકે ) જ્ઞાન સમ્યક્ત્વની સાથેજ ઉત્પન્ન થયું હોય છતાં પણ, કતક (કાચકાં) ચૂર્ણાદિ જેમ જળને શુદ્ધ કરે છે, તેમ સમ્યક્ત્વ જ્ઞાનને શુદ્ધ કરે છે. " આથી યોગ્યજ કહ્યું છે કે " સમ્યક્ત્વથી ગ્રહણ કરાએલું હોય તે સમ્યક્શ્રુત, અને મિથ્યાત્વથી ગ્રહણ કરાએલું હોય તે મિથ્યાશ્રુત." ૫૩૫-૫૩૬

એ પ્રમાણે સમ્યક્શ્રુત અને મિથ્યાશ્રુત કહીને, હવે સાદિસપર્યવસિત અને અનાદિ-અપર્યવસિત શ્રુતનું સ્વરૂપ કહે છે-

अत्थित्तिनयस्सेयं अणाइपज्जंतमत्थिकाय व्व ।
इयरस्स साइसंतं गइपज्जाएहिं जीवो व्व ॥ ५३७ ॥

નિત્યવાદિ ( દ્રવ્યાસ્તિક ) નયના અભિપ્રાયે, પંચાસ્તિકાયની પેઠે શ્રુત અનાદિ અનન્ત છે; અને પર્યાયાસ્તિકનયના અભિપ્રાયે ગતિઆદિપર્યાયો વડે જીવની પેઠે શ્રુત સાદિ-સાન્ત છે. ૫૩૭

નિત્યવાદિ-દ્રવ્યાસ્તિક નયના અભિપ્રાયે આ દ્વાદશાંગીશ્રુત નિત્ય હોવાથી પંચા-સ્તિકાયની પેઠે અનાદિ-અનન્ત છે. કારણ કે જે જીવદ્રવ્યોએ આ શ્રુત ભણ્યું છે, ભણે છે, ને ભણશે તે જીવદ્રવ્યો કદિ પણ નાશ પામવાના નથી, માટે તેથી અભિન્ન તેના પર્યાયભૂત શ્રુત પણ અનાદિ-અનન્ત છે. કેમકે સર્વથા અવિદ્યમાન વસ્તુ ક્યાંઈ પણ ઉત્પન્ન નથી થતી, જો એવી અવિદ્યમાન વસ્તુ ઉત્પન્ન થતી હોય, તો રેતીમાંથી પણ તેલ ઉત્પન્ન થવું જોઇએ. વળી વિદ્યમાન વસ્તુનો અત્યન્ત નાશ પણ નથી થતો; અને જો અત્યન્ત નાશ થતો હોય, તો સર્વશૂન્યતાનો પ્રસંગ આવે. જેમકે-જે જે નારકી ઘટ-પટ આદિ નાશ પામે છે, તે તે વસ્તુ જો સર્વથા અન્વયરહિત નાશ પામતી હોય, તો કાળ અનન્ત હોવાથી અનુક્રમે સર્વ જીવ અને પુદ્ગળાદિ સમૂહનો ઉચ્છેદ ( નાશ ) થાય અને તેથી આખું વિશ્વ શૂન્ય બની જાય. તેથી શ્રુતના આધારભૂત દ્રવ્યો સર્વ વિદ્યમાન હોવાથી, તેમનાથી અભિન્ન તેના પર્યાયરૂપ શ્રુત પણ તદ્રૂપજ છે, એટલે અનાદિ અનન્ત છે.

અનિત્યવાદિ-પર્યાયાસ્તિક નયના અભિપ્રાયે તો આ શ્રુત જીવના નારકાદિપર્યાયની પેઠ અનિત્ય હોવાથી સાદિ-સાન્ત છે. જેમકે શ્રુતજ્ઞાનવાળાને નિરન્તર જુદા જુદા દ્રવ્યાદિ સંબંધી ઉપયોગો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. વળી શ્રુત તેમનાથી કંઈ જુદું નથી કેમકે તેના કાર્યભૂત જીવાદિ તત્ત્વનો બોધ અન્ય સ્થળે જણાતો નથી. અન્ય સ્થળે એ

બોધ નહિ જણાયા છતાં પણ જો ત્યાં તેની કલ્પના કરીએ તો અતિપ્રસંગ થાય. માટે દ્રવ્યાદિમાં શ્રુતનો ઉપયોગ સાદિ-સાન્ત છે. ૫૩૭

હવે નયની અપેક્ષા સિવાય દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-અને ભાવની અપેક્ષાએ શ્રુતનું સાદિ અનાદિ વિગેરે સ્વરૂપ કહે છે.

दव्वाइणा व साइयमणाइयं संतमंतरहियं वा ।
दव्वम्मि एक्कपुरिसं पडुच सादि सनिहणं च ॥ ५३८ ॥

દ્રવ્યાદિની ( દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ને ભાવની ) અપેક્ષાએ શ્રુત, સાદિ-અનાદિ-સાન્ત ને અનન્ત છે. દ્રવ્યમાં એક પુરૂષની અપેક્ષાએ શ્રુત સાદિ અને સાન્ત છે.

કારણ કે—

चोद्दसपुव्वी मणुओ देवत्ते तं न संमरइ सव्वं ।
देसम्मि होइ भयणा सट्ठाणभवेऽवि भयणा उ ॥ ५३९ ॥

કોઈ ચૌદ પૂર્વધર મનુષ્યને ( મરણ પામ્યા પછી ) દેવપણામાં તે સર્વશ્રુત નથી સાંભરતું, કેટલુંક સાંભરે અને કેટલુંક ન સાંભરે. મનુષ્યભવમાં પણ એ મુજબ ભજના જાણવી. ૫૩૯

કોઇ ચૌદ પૂર્વધર મુનિ મરણ પામીને દેવલોકમાં ગયેલ હોય, તેને ત્યાં પૂર્વે ભણેલું બધું સર્વશ્રુત નથી સાંભરતું, પણ કલ્પચૂર્ણિના અનુસારે અગીયાર અંગરૂપ અથવા કોટ્યાચાર્યના મતે અર્ધસૂત્રમાત્ર સાંભરે છે. મનુષ્યજન્મમાં પણ ભજના છે, મિથ્યાત્વાદિ કારણોથી કોઇનું શ્રુતજ્ઞાન પડી જાય છે, અને કોઇને એ કારણોના અભાવે નથી પણ પડતું, કેમકે એ મિથ્યાત્વાદિજ શ્રુતને પાડવામાં કારણભૂત છે. ૫૩૯

તેજ કહે છે—

मिच्छ-भवंतर-केवल-गेलन्न-पमायमाइणा नासो ।
आह किमत्थं नासइ किं जीवाओ तयं भिण्णं ? ॥ ५४० ॥

કોઇ આ ભવમાં રહેનારને મિથ્યાત્વની પ્રાપ્તિ-ભવાન્તર ગમન-કેવળ જ્ઞાનની ઉત્પત્તિ-ગ્લાન અવસ્થા-અને પ્રમાદાદિવડે શ્રુતનો નાશ થાય છે. (આ પ્રમાણે એકજીવ દ્રવ્યની અપેક્ષાએ જ્યારે શ્રુતનો લાભથાય ત્યારે આદિ, અને નાશ ત્યારે અન્ત તેથી શ્રુત સાદિ-સાન્ત) અહીં શિષ્ય પૂછે છે કે-શ્રુતનો નાશ કેમ થાય છે, શું તે શ્રુત જીવથી ભિન્ન છે? ભિન્ન હોય તોજ જીવ નિત્ય છતાં તે શ્રુતનો નાશ થવો સંભવે. ? ૫૪૦

जइ भिन्नं तब्भावेऽवि तो तओ तस्सभावरहिउ त्ति ।
अण्णाणि च्चय निच्चं अंध व्व समं पईवेण ॥ ५४१ ॥

જો શ્રુત જીવથી ભિન્ન હોય તો શ્રુતજ્ઞાન છતાં પણ આંધળો મનુષ્ય જેમ દીપકવડે અર્થ ન જોઈશકે, તેમ જીવ શ્રુતસ્વભાવ રહિત હોવાથી નિત્ય અજ્ઞાનીજ થાય. (શ્રુતવડે અર્થ જાણી ન શકે. ) ૫૪૧

આચાર્યશ્રી આનો ઉત્તર આપે છે કે—

तं ता नियमा जीवो जीवो न तदेव केवलं जम्हा ।
तं च तदण्णाणं वा केवलनाण व सो हुज्जा ॥ ५४२ ॥

શ્રુતજ્ઞાન અજીવ સ્વભાવ નથી, પણ જીવસ્વભાવ હોવાથી અવશ્ય જીવજ છે, પણ જીવ કેવળ શ્રુતજ છે એમ નહિ, કારણકે જીવ શ્રુતજ્ઞાન થાય, શ્રુત અજ્ઞાન થાય, કેવળજ્ઞાન થાય, મતિ-અવધિ-મનઃપર્યાય-અથવા વિભંગ જ્ઞાન પણ થાય. ૫૪૨.

શિષ્ય પૂછે છે કે-

तं जइ जीवो नासे तण्णासो होज सव्वसो नत्थि ।
जं सो उप्पाय-व्वय-धुवधम्माणंतपज्जाओ ॥ ५४३ ॥

જો તે શ્રુત (જીવ સ્વભાવ હોવાથી) જીવ છે, તો શ્રુતનો નાશ થએ જીવનો પણ નાશ થાય, પરન્તુ સર્વથા નાશ ન થાય. કેમકે જીવ ઉત્પાદ-વ્યય અને ધ્રુવ રૂપ ધર્મવાળો અને અનન્ત પર્યાયવાલો છે. ૫૪૩

જો શ્રુતજ્ઞાન જીવના સ્વભાવભૂત છે, તો જીવથી શ્રુત જુદું નથી એમ થયું, અને તે સાથે શ્રુતજ્ઞાનકૃત વસ્તુનો બોધ જીવને થાય છે, તેથીજ જીવનું જ્ઞાનીપણું છે, એ પણ એથી સમજાય છે; જ્યારે એમ છે, ત્યારે શ્રુતનો પ્રતિપાત-નાશ થએ જીવનો પણ નાશ થવો જોઇએ; કેમકે "જે જેનાથી અભિન્ન હોય, તે તેનો નાશ થયે નાશ પામે" જેમકે ઘટસ્વરૂપનો નાશ થએ, ઘટવસ્તુનો પણ નાશ થાય, તેમ અહીંપણ શ્રુતનો નાશ થએ જીવનો પણ નાશ થવો જોઇએ.

ગુરુ:—હા, શ્રુતનો નાશ થએ, જીવનો પણ નાશ થાય, પરન્તુ તે પર્યાય વિશિષ્ટ માત્ર અન્વયવાળા જીવનો નાશ થાય, નહિ કે સર્વથા પર્યાયાન્તર વિશિષ્ટ જીવનો નાશ થાય. કારણ કે જીવ ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ સ્વભાવયુક્ત અનન્ત પર્યાયવાળો છે, તેથી કરીને જે જીવ શ્રુતપર્યાય વડે નાશ પામે છે, તે જીવજ શ્રુતઅજ્ઞાનાદિ પર્યાયપણે ઉત્પન્ન થાય છે, અને સચેતન-અમૂર્ત-સત્ત્વ-પ્રમેયત્વ આદિ અન્યથી ભિન્ન પાડનાર અનન્તા અનુગત પર્યાયો વડે યુક્ત સર્વ અવસ્થામાં ધ્રુવ પણે રહેલ છે. તેથી શ્રુતપર્યાયમાત્રનો નાશ થએ જીવનો સર્વથા નાશ કેવી રીતે થાય? નજ થાય. હા, જો કદિ જીવનો આ એકજ શ્રુત પર્યાય હોય, અને તેનો નાશ થાય, તો જીવનો સર્વથા નાશ થાય, પરન્તુ તેમ તો નથી. શ્રુતપર્યાયમાત્રથી નાશ પામ્યા છતાં પણ શ્રુતઅજ્ઞાનાદિપર્યાયપણે ઉત્પન્ન થાય છે અને ઉપરોક્ત અનન્તપર્યાયયુક્તપણું હોવાથી નિરન્તર ધ્રુવપણે રહે છે. ૫૪૩.

માત્ર આત્માજ ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ સ્વભાવવાળો છે એમ નહિ, પરન્તુ સર્વ વસ્તુમાત્ર એવા સ્વભાવવાળી છે તે જણાવે છે.

सव्वं चिय पइसमयं उप्पज्जइ नासए य निच्चं च ।
एवं चेव य सुह-दुक्ख-बंध-मोक्खाइसब्भावो ॥ ५४४ ॥

સર્વ વસ્તુ દરેક સમયે ઉત્પન્ન થાય છે-નાશ પામે છે-અને ધ્રુવપણે ( નિત્ય ) રહે છે. અને એ પ્રમાણે હોવાથીજ સુખ-દુઃખ-બંધ અને મોક્ષ આદિ સદ્ભાવ ઘટે છે ૫૪૪

આ વિશ્વમાંની ઘટ-પટ, સ્તમ્ભ, કુમ્ભ, ગૃહ આદિ સર્વ વસ્તુઓ પુરાણાદિ પર્યાયે નાશ પામે છે, નવીનાદિપર્યાયે ઉત્પન્ન થાય છે, અને દ્રવ્યપણે નિરન્તર ધ્રુવ-અવસ્થિત રહે છે. એજ પ્રમાણે વસ્તુસ્વભાવ હોવાથીજ સુખ-દુઃખ, બંધ, મોક્ષ આદિનો સદ્ભાવ ઘટે છે, તે સિવાય નથી ઘટતો. તેમાં પણ પુષ્પમાળા-ચન્દન-અંગના-સર્પ-વિષ આદિ સહકારી

કારણો હોય તોજ સુખ-દુ:ખાદિ થવા ઘટે છે, અન્યથા એ કારણો સિવાય, હમ્મેશાં તે સુખ-દુ:ખાદિનો સદ્‌ભાવ અથવા અસદ્‌ભાવ થાય. હવે જો વસ્તુને ઉત્પાદ-વ્યય અને ધ્રુવાત્મક ન માનવામાં આવે, અને એકાન્તે વસ્તુને નિત્ય સ્વરૂપ માનવામાં આવે, તો તે નિત્ય સ્વરૂપ વસ્તુને એ સહકારી કારણની અપેક્ષા ઘટે નહિ. જેમકે-જેની અપેક્ષા રખાય છે, તેવા સહકારી કારણ વડે નિત્ય વસ્તુમાં કંઇ વિશેષતા કરાય છે, કે નથી કરાતી ? જો વિશેષતા કરાય છે, તો તે વિશેષતા તેનાથી ભિન્નરૂપે કરાય છે કે અભિન્નરૂપે કરાય છે. ? ભિન્ન રૂપે કરાતી હોય, તો તેથી તે નિત્ય વસ્તુને શું લાભ થયો ? કંઈજ નહિ. જો અહીં એમ કહેવામાં આવે, કે ભિન્નરૂપે કરાએલ વિશેષતા નિત્યવસ્તુમાં વિશેષતા કરનાર છે. તો એમ ન કહેવું. કેમકે એમકહીએ તો તો અનવસ્થા દોષ આવશે, જેમકે-એ વિશેષ કરનાર પણ, તે વિશેષતાથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો ભિન્ન છે, તો તેને શો લાભ થયો ? ઈત્યાદિ ઉપરોક્ત આવર્તતાં અનવસ્થા દોષ થશે. જો બીજો પક્ષ અંગીકાર કરીને કહેવામાં આવે, કે સહકારી કારણોવડે નિત્ય વસ્તુમાં જે વિશેષતા કરાય છે, તે તેનાથી અભિન્નરૂપે કરાય છે; તો ત્યાં અમે પૃછીએ છીએ કે-એ વિશેષતા વિદ્યમાન કરાય છે, કે અવિદ્યમાન કરાય છે.? જો વિદ્યમાન કરાય છે, એટલે તેમાં વિશેષતા છે, છતાં પણ કરાય છે, તો તેમાં શું કરાયું. ? છતાંએ કરાયું એમ માનવામાં આવે, તો અનવસ્થા દોષ આવશે. હવે જો અવિદ્યમાન કરાય છે, એટલે નિત્ય વસ્તુથી અભિન્ન અને અવિદ્યમાન એવી વિશેષતા કરાય છે, એમ કહેવામાં આવે, તો એ કથન અત્યન્ત વિરૂદ્ધ છે, કેમકે અવિદ્યમાન એવા ગધેડાના શીંગડાંની પેઠે તેને કરવાથી પણ તેની ઉત્પત્તિ કેવી રીતે થાય,? અથવા અવિદ્યમાન કરાય છે, એમ માનતા હો, તો વસ્તુની અનિત્યતા થશે, કેમકે વસ્તુથી અભિન્ન વિશેષતા કરવામાં વસ્તુ પણ કરાય છે, એમ થશે. આ ઉપરોક્ત દોષથી બચવા માટે એમ કહેવામાં આવે, કે એ સહકારી વડે એમાં કંઈ વિશેષ નથી કરાતું. તો તે તેના સહકારી કારણો ન કહેવાય, કેમકે તેઓ કંઈ પણ તેમાં વિશેષ કરતા નથી. તેમ છતાં પણ જો તેમને સહકારીપણે માનવામાં આવે તો અતિપ્રસક્તિદોષ આવશે. જેમકે-કંઈ પણ વિશેષ કર્યા વિના પણ સહકારીની અપેક્ષા રાખવામાં આવે, તો વિશ્વના સર્વે ભાવોનું સહકારીપણું તે એકમાંજ આવે, કારણ કે જેમ એક વસ્તુ તે કાર્યમાં કંઈ વિશેષ નથી કરતું, છતાં સહકારી મનાય છે તેમ સર્વ વસ્તુ પણ તે કાર્યમાં વિશેષ નથી કરતી તેથી સર્વને સહકારી માનવા પડશે અને એમ વિશેષ નહિ કરવાપણું સમાન હોવાથી જુદા જુદા કોઈ પણ કાર્યનું પ્રતિનિયત સહકારી કારણ છે. એમ માનવું મિથ્યા થશે. વસ્તુ માત્રનો સ્વભાવજ એવો છે, કે જેથી કંઈ પણ વિશેષ ન કરે, તો પણ પ્રતિનિયત સહકારીની અપેક્ષા રાખીનેજ કાર્ય ઉત્પન્ન થાય છે, આમ કહેવું, એ તો કેવળ મનોરથમાત્ર છે. કેમકે જે વખતે વસ્તુ ઇષ્ટ સહકારીની અપેક્ષાએ કાર્ય ઉત્પન્ન કરે છે, તે વખતે તે વસ્તુમાં તેની અપેક્ષા રાખવા રૂપ સ્વભાવ રહે છે કે નથી રહેતો ? જો સ્વભાવ નથી રહેતો, તો વસ્તુ અનિત્ય થાય છે, કેમકે સ્વભાવના નાશ થતાં સ્વભાવવાન્ પણ તેથી અભિન્ન હોવાથી નાશ પામે છે; અને એ સ્વભાવ તે વખતે ( કાર્યોત્પત્તિ વખતે ) રહે છે, એમ કહેવામાં આવે, તો કાર્યની ઉત્પત્તિ ન થાય, કેમકે જેમ કાર્યોત્પત્તિ પહેલાં અપેક્ષા રાખવારૂપ સ્વભાવ હોવાથી કાર્યોત્પત્તિ ન થઇ, તેમ તે વખતે (કાર્યોત્પત્તિ વખતે ) પણ તે સ્વભાવ હોવાથી કાર્યોત્પત્તિ ન થાય. અથવા એ સ્વભાવ છતાં પણ કાર્યોત્પત્તિ થાય, તો નિરન્તર એ પ્રમાણે કાર્યોત્પત્તિ થવીજ જોઇએ; કેમકે એ સ્વભાવ હમ્મેશાં

અવસ્થિત છે. વળી સહકારી કારણો પણ નિત્ય હોવાથી હમ્મેશાં બધાં મળીને કાર્યોત્પત્તિ રૂપ ઉપકાર કરે, અથવા એવો ઉપકાર નજ કરે, કારણકે નિત્યવસ્તુ હમ્મેશાં એકજ સ્વભાવ વાળી હોય છે, તેથી કાર્યનો હમ્મેશાં સદ્ભાવ હોય અથવા તો બીલકુલ અભાવજ હોય.

હવે જો એકાન્ત અનિત્ય-ક્ષણસ્થિતિ ધર્મવાળી સર્વ વસ્તુ માનવામાં આવે, તો તે પણ અયોગ્ય છે; કેમકે ક્ષણસ્થિતિ ધર્મવાળી વસ્તુને ક્ષણભાવ સ્વભાવવાળી કહેવાય છે, તેથી બીજા આદિ ક્ષણોમાં તેનો અભાવ અનિચ્છાએ પણ માનવો જોઇએ. હવે એ ભાવ અને અભાવમાં પરસ્પર અન્યપણું છે, કે અનન્યપણું છે. ? જો અન્યપણું-જુદાપણું છે, તો તે સર્વથા છે, કે કથંચિત્-કોઈક અપેક્ષાએ છે ? જો સર્વથા જુદાપણું છે, તો બીજા આદિ ક્ષણોમાં પણ તે વસ્તુનો સદ્ભાવ થશે. કેમકે તે સિવાય પ્રથમ ક્ષણના ભાવનું બીજા આદિ ક્ષણોના અભાવથી ભિન્નપણું ઘટે નહિ. કારણ કે એકાન્ત ભિન્ન અભાવથી ભાવની નિવૃત્તિ-નાશ ઘટે નહિ. જો ઘટે, તો પટના અભાવથી ઘટભાવનો પણ નાશ થવો જોઇએ, ભાવ અને અભાવમાં કથંચિત્ જુદાપણું છે, એમ કહેવામાં આવે, તો તે પણ અયુક્ત છે, કેમકે એમ માનવાથી ક્ષણિકવાદનો ત્યાગ કરીને અનેકાન્તવાદ ( સ્યાદ્વાદ ) માનવો પડશે. હવે જો ભાવ અને અભાવમાં અનન્યપણું ( અભિન્નપણું ) માનવામાં આવે, તો તે અનન્યપણું સર્વથા પ્રકારે છે, કે કથંચિત્ છે ? જો સર્વથા અભિન્નપણું છે, તો પ્રથમ ક્ષણનો સદ્ભાવ, તેજ બીજા આદિ ક્ષણોમાં અભાવ છે અને તેથી બીજા આદિ ક્ષણોમાં પણ ભાવજ ( સદ્ભાવજ ) થશે. અથવા બીજા આદિ ક્ષણોનો અભાવ નિરૂપાખ્ય ( તુચ્છ ) હોવાથી અને તેજ પ્રથમ ક્ષણના ભાવરૂપ હોવાથી પ્રથમ ક્ષણનો ભાવ એજ અભાવ થશે; અને જો કથંચિત્ ભાવાભાવનું અભિન્ન પણું માનતા હો તો, ઉપર કહ્યા મુજબ અનેકાન્ત મત અંગીકાર કરવો પડશે.

બૌધ:—બીજા આદિક્ષણોનો અભાવ, અભાવરૂપજ હોવાથી, પ્રથમ ક્ષણના ભાવની સાથે તે તેનાથી અન્ય છે કે અનન્ય છે ? એવી કલ્પના કરવી યોગ્ય નથી. કારણ કે જો ભાવ અભાવથી ભેદાભેદ સિવાય કોઇ ત્રીજા રૂપે વર્તતો હોય, તો એ કલ્પના યોગ્ય ગણાય, પરન્તુ તેમ તો નથી. વળી બીજા ક્ષણનો અભાવ કલ્પિતજ હોવાથી ઉપરોક્ત વિકલ્પનો વિષય પણ નથી.

આચાર્ય:—જો એ પ્રમાણે બીજા ક્ષણનો અભાવ કલ્પિત છે, તો તે અસત્ હોવાથી બીજા આદિક્ષણોમાં પણ ભાવનો પ્રસંગ થશે, તો પછી ક્ષણસ્થિતિધર્મવાળી વસ્તુ છે, એમ કયાંથી રહ્યું ? પ્રથમ ક્ષણથી વ્યતિરિક્ત બીજા આદિક્ષણોનો અભાવ પરિકલ્પિત છે, પરન્તુ તેથી અવ્યતિરિક્ત તો તે છેજ, એમ કહેતા હો, તો પ્રથમ ક્ષણનો ભાવ એજ બીજા આદિક્ષણનો અભાવ થયો, અને ત્યાં પૂર્વે કહેલ દોષ આવશેજ. વળી એમ કહેવામાં આવે કે અમુક વસ્તુનો ઉત્તર કાળમાં થનાર પદાર્થાન્તર ભાવ, તેજ બીજા આદિક્ષણોનો અભાવ છે, તો ત્યાં પૂર્વે કહેલ અન્ય-અનન્યપણાની કલ્પના થશે, અને ત્યાં કહેલ દોષ પણ આ-વશે. ક્ષણસ્થિતિ ધર્મવાળી વસ્તુજ બીજા આદિક્ષણોનો અભાવ છે, એમ કહેવામાં આવે, તો તે પણ અયુક્ત છે. કારણ કે ક્ષણસ્થિતિ ધર્મવાળી વસ્તુ, ક્ષણ ભાવ સ્વભાવ વાળી કહેવાય છે, તેથી તે ભાવ અને અભાવ પરસ્પર અન્યપણે છે કે અનન્યપણે છે ? ઇત્યાદિ વિકલ્પો કરતાં જે દોષ આવે છે, તે દોષ અહીં પણ આવશે.

બૌધ:—બીજા આદિક્ષણોના અભાવમાં પ્રથમ ક્ષણનો ભાવ નથી, જો ત્યાં ભાવ છે

એમ માનીએ તો બીજા આદિક્ષણોના અભાવ ઘટે નહિ. માટે પ્રતિયોગીના ત્યાં અભાવ હોવાથી, “ ભાવ, અભાવથી અન્ય છે કે અનન્ય છે ?” એવી કલ્પના કરી શકાય નહિ, કારણ કે જ્યારે ભાવ છે, ત્યારે અભાવ નથી, અને અભાવ છે ત્યારે ભાવ નથી.

આચાર્ય:—જો એમ હોય, તો તે ભાવજ અભાવભૂત હોવાથી, ભાવની પેઠે અભાવ પણ ભાવનો ધર્મ થયો, જ્યારે અભાવ એ ભાવનો ધર્મ થયો, ત્યારે સર્વદા વસ્તુનો સદ્ભાવજ થયો, અને તેથી વસ્તુ સ્વહેતુથીજ ભાવાભાવ ધર્મવાળી ઉત્પન્ન થાય છે, એમ માનવું જોઇએ. કેમકે ક્રમરહિત કારણથી ક્રમવાન્ ધર્મ યુક્ત કાર્યની ઉત્પત્તિ ઘટે નહિ. તેથી જ્યારે ભાવ હોય ત્યારે અભાવે હોય, એટલે વસ્તુ ક્ષણસ્થિતિ ધર્મવાળી કયાંથી રહી ? અથવા પ્રથમ ક્ષણની પેઠે પછીના ક્ષણોમાં પણ ભાવ અને અભાવની સાથે અવસ્થિતિમાં વિરોધ ન હોવાથી નિરન્તર વસ્તુનો સદ્ભાવ થશે. એ પ્રમાણે સ્વભાવાન્તર કલ્પના પણ કરી શકાય. અહીં એમ ન કહેવું, કે અક્ષણિક પદાર્થમાં અર્થક્રિયા ન થાય, માટે સ્વભાવાન્તર કલ્પના ન કરી શકાય. કેમકે એ કહેવુંજ અયોગ્ય છે, ક્ષણિક પદાર્થમાંજ અર્થક્રિયા ન થાય; જેમકે નહિ ઉત્પન્ન થએલ ક્ષણિક પદાથ અર્થક્રિયા કરે છે ? ૧ ઉત્પન્ન થતો ક્ષણિક પદાર્થ અર્થક્રિયા કરે છે ? ૨ ઉત્પન્ન થએલો ક્ષણિક પદાર્થ અર્થક્રિયા કરે છે ? ૩ નાશ પામતો ક્ષણિકપદાર્થ અર્થક્રિયા કરે છે ? ૪ કે નાશ પામેલ ક્ષણિક પદાર્થ અર્થક્રિયા કરે છે ? ૫ આ પાંચ વિકલ્પોમાંથી કયા વિકલ્પે અર્થક્રિયા કરે છે ? (૧) નહિ ઉત્પન્ન થએલ ક્ષણિક પદાથ તો અર્થક્રિયા કરી શકતો નથી, કેમકે તે અવિદ્યમાન છે. (૨) ઉત્પન્ન થતો ક્ષણિક પદાર્થ પણ નથી કરતો, કેમકે ઉત્પન્ન થવાની અવસ્થામાં તમે ક્ષણિકવાદીઓ અર્થક્રિયા નથી માનતા. જો માનતા હો, તો તે વખતે પદાર્થનો કેટલોક અંશ ઉત્પન્ન થયો હોય, અને કેટલોક અંશ ન થયો હોય, તેથી સાંશવસ્તુ માની ગણાશે, અને તેમ થવાથી અમારા મન્તવ્યાનુસાર દ્રવ્યપર્યાય ઉભયરૂપ વસ્તુની સિદ્ધિ થવાથી અમારા પક્ષની સિદ્ધ થશે. કારણકે અંશ માનવાથી અંશવાન્ અવયવીની સિદ્ધિ થાય છે, અને તે અવયવી અહીં દ્રવ્ય છે, તથા અંશો તે પર્યાયો છે. એમ દ્રવ્ય-પર્યાય ઉભયરૂપ વસ્તુની સિદ્ધિ થાય છે. (૩) ઉત્પન્ન થએલ ક્ષણિકપદાર્થ પણ અર્થક્રિયા કરતો નથી, કેમકે તે સંપૂર્ણ ઉત્પન્ન થએલ હોવાથી સહકારી કારણોથી કંઈ વિશેષતા તેમાં નથી થઈ, જો વિશેષતા થઈ હોય, તો ભિન્ન કારણથી થએલ વિશેષતાનો તેથી ભેદ થાય. સહકારી કારણ તેનું અવિશેષપણું છે તે સહકારી કારણોની સાથે મળીને આ ઉત્પન્ન થએલો ક્ષણિક પદાર્થ વિશિષ્ટ અર્થક્રિયા કરે છે, એમ કહેવું એ કેવળ પોતાના ચિત્તનુંજ સમાધાન કરવા જેવું છે. કેમકે જો એપ્રમાણે વસ્તુ વિશિષ્ટ અર્થક્રિયા કરે, તો તે માત્ર સહકારી કારણોના સંયોગનીજ અપેક્ષા રાખે, તે સિવાય કંઈ વિશેષ નહીં કરે, તો પછી બીજા અનેક અસહકારીની સાથે પણ એનો સંયોગ છે, શા માટે અમુક સહકારીની અપેક્ષાથીજ અર્થક્રિયા કરે છે. ? માટે એ સહકારીઓથી તેમાં વિશેષતા શું થાય છે ? કંઈજ નહિ, કેમકે ક્ષણિક પદાર્થમાં એવી વિશેષતા ઘટે નહિ. (૪) હવે ચોથા પક્ષથી નિવર્તમાન એવો ક્ષણિક પદાર્થ અર્થક્રિયા કરે છે, એમ કહેવામાં આવે, તો તે પણ અયુક્ત છે; કારણ કે નિવર્તમાન અવસ્થા તમે ક્ષણિકવાદી માનતા નથી, જો માનતાહો, તો વસ્તુને સાંશ માનવી પડશે. અને તેથી સ્યાદ્વાદ મત માનવો પડશે. (૫) છેલ્લા પાંચમા વિકલ્પથી નિવૃત્ત એવો ક્ષણિક પદાર્થ અર્થક્રિયા કરે છે, એમ કહેતા હો, તો તે પ્રલાપ માત્ર છે, કેમકે નિવૃત્ત પદાર્થ અવિદ્યમાન હોવાથી અર્થ-

ક્રિયા કેવી રીતે કરે ? આ પ્રમાણે કોઇ પણ પ્રકારે ક્ષણસ્થિતિ ધર્મવાળી વસ્તુ ઘટતી નથી, માટે દ્રવ્યપર્યાયાત્મક નિત્ય અનિત્ય રૂપેજ વસ્તુ માનવી જોઈએ, કેમકે તેવા પ્રકારેજ વસ્તુ સ્વરૂપ પ્રત્યક્ષાદિ પ્રમાણથી સિદ્ધછે, જેમકે માટીનો પિંડ-સિવક-સ્થાસ-ઘટ-અને કપાલ આદિ સર્વમાં માટીનો અન્વય સામાન્યપણે જણાય છે, અને એ દરેકમાં માંહોમાંહે ભિન્નના પણ અનુભવાય છે, એટલે જેવો આકાર મૃત્પિંડનો છે, તેવો આકાર સ્થાસ-શિવકાદિમાં નથી જણાતો, પરન્તુ દરેકમાં ભિન્નભિન્ન આકારજ અનુભવાય છે. વળી જેવો આકારભેદ અને તેનું જ્ઞાન વિજાતીય પાણી-અગ્નિ-પવન આદિમાં થાય છે, તેવો આકારભેદ શિવકાદિમાં નથી થતો, કેમકે એ સર્વમાં માટીનો અન્વય સામાન્યપણે અનુભવાય છે. આવો સર્વજન પ્રસિદ્ધ અનુભવ છતાં પણ તે અનુભવ અયોગ્ય છે. એમ તો ન કહી શકાય, કેમકે એમ કહેવામાં આવે તો તેથી અતિપ્રસંગ થાય. વળી આ સંવેદન-અનુભવ તે ભ્રાન્તિ છે, એમ પણ ન કહી શકાય, કારણ કે દેશ કાળ અને મનુષ્યની ભિન્ન ભિન્ન અવસ્થામાં પણ એવુંજ સંવેદન થાય છે. તેમજ અર્થ પદાર્થથી થએલ યથાથ-જ્ઞાન સિવાય જાતિના વિકલ્પોથી પદાર્થની વ્યવસ્થા માનવી તે પણ ઉચિત નથી, કેમકે જાતિવિકલ્પો પ્રતીત થવામાં બાધક રૂપ હોવાથી અનાદેય છે.

એકાન્ત નિત્યવસ્તુઓમાં પણ યથોક્ત સંવેદન થવું ઘટતું નથી, કેમકે તેઓમાં ભિન્નભિન્ન આકારના કારણભૂત એવા ધર્મભેદનો અભાવ છે. આ માટે અન્યત્ર કહ્યું છે કે "ધર્મભેદનો અભાવ હોવાથી એકાન્ત નિત્યપદાર્થમાં અન્વય-વ્યતિરેકની પેઠે સ્ફુટ સંવેદન ન થાય." જો ધર્મ ભેદ માનવામાં આવે તો નિત્યપણાની હાની થાય. માટે એકાન્ત નિત્ય વસ્તુમાં યથોક્ત સંવેદન ન થાય. તેમજ એકાન્ત અનિત્યપદાર્થમાં પણ યથોક્ત સંવેદન થાય નહિ, કારણકે તેઓમાં અનુવૃત્તિ આકારના કારણભૂત દ્રવ્યનો અન્વય નથી એ માટે કહ્યુંછે કે-" એકાન્ત અનિત્ય પદાર્થોમાં દ્રવ્યનો અન્વય ન હોવાથી અન્વય-વ્યતિરેકની પેઠે સત્ય સંવેદન ન થાય." આ સવેદનમાં કોઇ બાધક હેતુ નથી, કેમકે કોઈ પણ વખત એવો હેતુ જણાયો નથી. માટે અન્વય વિના વ્યતિરેક નથી અને વ્યતિરેક વિના અન્વય નથી. કહ્યું છે કે " नाऽन्वयः स हि भेदत्वाद् न भेदोऽन्वयवृत्तितः । मृद्द्रव्यभेदसंसर्गवृत्तिर्जात्यन्तरं घटः ॥१॥ " આ સંબંધમાં ઘણું કહેવા યોગ્ય છે, પણ વિસ્તારના ભયથી તેમજ અન્યત્ર કહેલું હોવાથી અહીં નથી કહેતા. આ ગ્રન્થમાં અને બીજા ગ્રંથોમાં આ વાદ ઘણે સ્થળે કહેવાશે, પરન્તુ અહીં એક સ્થળે લખેલ હોવાથી બીજે ઠેકાણે તે સુખે જાણી શકાય, એમ માનીને કંઇક વિસ્તારથી આ વાદ સ્થાનક લખ્યું છે. માટે આથી કંટાળો કે અરૂચિ ન કરવી, કેમકે એ બહુ ઉપયોગી છે. ૫૪૪

સાદિ સપર્યવસિત-સાદિ અપર્યવસિત-અનાદિસપર્યવસિત અને અનાદિઅપર્યવસિત શ્રુતના આ ચાર ભાંગાઓમાંનો પહેલો ભાંગો દ્રવ્યથી એક પુરૂષની અપેક્ષાએ કહ્યો; બીજો ભાંગો તો કેવળ કહેવામાત્રનોજ છે, કેમકે એ કયાંઈ પણ સંભવતો નથી. માટે હવે ત્રીજો અને ચોથો ભાંગો ભવ્ય અને અભવ્યની અપેક્ષાએ કહે છે—

अहवा सुयं नेव्वाणभाविणोऽणाइयं सपज्जंतं ।
जीवत्तं पिव निययं सेसाणमणाइ-पज्जंतं ॥ ५४५ ॥

અથવા ભવ્યને શ્રુત અનાદિ સાન્ત હોય છે, અને બાકીના અભવ્યને જીવત્વની પેઠે શ્રુત પણ અવશ્ય અનાદિ અનન્ત છે. ૫૪૫

જે મોક્ષ જવાને લાયક હોય તે ભવ્ય જીવ કહેવાય, એવા ભવ્ય જીવને ભવ્યત્વની પેઠે શ્રુત પણ અનાદિ કાળથી છે તેથી અનાદિ શ્રુત છે, અને જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય, ત્યારે તે શ્રુતનો અન્ત થાય તેથી સાન્ત શ્રુત. એમ એક ભવ્યજીવની અપેક્ષાએ અનાદિ સાન્ત શ્રુત કહેવાય. તથા જે કદિપણ મોક્ષને લાયક ન થાય તે અભવ્ય કહેવાય. એવા અભવ્ય જીવને જીવત્વ અથવા અભવ્યત્વની પેઠે શ્રુત અનાદિ કાળથી છે અને ભવિષ્યમાં અનન્ત કાળ પર્યન્ત રહેશે, કેમકે અભવ્યને સંસારમાં કદિપણ શ્રુતનો નાશ ન થાય. માટે એક અથવા સર્વ અભવ્યની અપેક્ષાએ અનાદિ અનન્ત શ્રુત કહેવાય, અહીં જે શ્રુત કહ્યું છે, તે સમ્યક્ શ્રુત કે મિથ્યાશ્રુત એવા ભેદ સિવાય ભવ્ય અને અભવ્યને સામાન્ય રૂપે શ્રુત સમજવું. ૫૪૫

દ્રવ્યથી એક જીવની અપેક્ષાએ શ્રુતનો સાદિ-સપર્યવસિત એવો પહેલો ભાંગો પૂર્વે કહ્યો છે, અને સર્વજીવોની અપેક્ષાએ શ્રુતનો ચોથો ભાંગો આગળ ૫૪૮ મી ગાથામાં કહેવાશે. હવે ક્ષેત્ર અને કાળને ભાવથી એક જીવની અપેક્ષાએ શ્રુતનો પ્રથમ સાદિ-સપર્યવસિત ભાંગો કહે છે—

खेत्ते भरहे-रवया काले उ समाओ दोण्णि तत्थेव ।
भावे पुण पण्णवगं पण्णवणिज्जे व आसज्ज ॥ ५४६ ॥

ક્ષેત્રથી ભરત-ઐરવત ક્ષેત્રમાં અને કાળથી ઉત્સર્પિણી-અવસર્પિણીમાં શ્રુત સાદિ-સપર્યવસિત છે. તથા ભાવથી ગુરૂ પ્રજ્ઞાપનીય ભાવો જાણીને કહે તેથી સાદિ-સપર્યવસિત છે. ૫૪૬

ક્ષેત્રથી વિચારતાં ભરત-ઐરવતક્ષેત્રની અપેક્ષાએ સમ્યક્ શ્રુત સાદિ-સપર્યવસિત છે, કેમકે એ ક્ષેત્રોમાં પ્રથમતીર્થંકરના વખતમાં દ્વાદશાંગી રૂપ શ્રુત થાય છે તેથી સાદિશ્રુત, અને છેલ્લા તીર્થંકરના તીર્થનો અન્ત થતાં તેનો પણ અન્ત થાય છે તેથી સાન્તશ્રુત. એ પ્રમાણે ક્ષેત્રથી સાદિ-સાન્તશ્રુત સમજવું. તથા કાળથી વિચારતાં ઉત્સર્પિણી અને અવસર્પિણીની અપેક્ષાએ ભરત-ઐરવતક્ષેત્રમાં સાદિ-સપર્યવસિત શ્રુત છે. કારણકે બન્ને કાળના ત્રીજા આરામાં દ્વાદશાંગશ્રુતની ઉત્પત્તિ થાય છે તેથી સાદિશ્રુત, અને ઉત્સર્પિણીના ચોથા આરાની આદિમાં તથા અવસર્પિણીના પાંચમા આરાના અન્તે તે શ્રુતનો અન્ત થાય છે, તેથી સપર્યવસિતશ્રુત કહેવાય. એમ કાળથી સાદિ-સપર્યવસિતશ્રુત સમજવું. અને ભાવથી વિચારતાં પ્રરૂપણીય અર્થો જાણીને ગુરૂ તે કહે, તેથી સાદિ સપર્યવસિત થાય. ૫૪૬.

કારણ કે-

उवओग-सर-पयत्ता थाणविसेसा य होंति पण्णवए ।
गइ-ठाण-भेय-संघाय-वण्ण-सद्दाइभावेसु ॥ ५४७ ॥ दारं

ઉપયોગ-અવાજ-પ્રયત્ન અને સ્થાન વિશેષ ધર્મો પ્રરૂપક ગુરૂમાં હોય છે; તથા ગતિ-સ્થિતિ-ભેદ-સંઘાત-વર્ણ અને શબ્દાદિ ધર્મો પ્રરૂપણીય પદાર્થોમાં હોય છે. (એ ઉભય ધર્મો અનિત્ય હોવાથી શ્રુત પણ સાદિ-સપર્યવસિત છે.) ૫૪૭

આન્તરિક શ્રુતપરિણામ તે ઉપયોગ, ધ્વનિ (અવાજ) તાલુ-ઓષ્ઠાદિ સંબંધી વ્યાપાર તે પ્રયત્ન, પર્યંકાદિ આસન વિશેષ તે સ્થાન, એ ધર્મો યા ભાવો જ્યારે પ્રરૂપક ગુરૂ

વ્યાખ્યાનાદિ કરતા હોય ત્યારે હોય છે. વળી એ ધર્મો અનિત્ય હોવાથી સાદિ-સપર્યવસિત છે, તેથી એ ભાવોની અપેક્ષાએ શ્રુત પણ વક્તાથી અનન્ય હોવાથી સાદિ-સપર્યવસિત છે. તેમજ પરમાણુ આદિનો ગતિપરિણામ સ્થિતિપરિણામ અન્યથી જોડાએલ હોય તો તેથી જુદા પડવારૂપ ભેદ-અન્યની સાથે સંયોગ-કૃષ્ણ નીલાદિવર્ણ-મન્દ મધુરાદિ શબ્દ આદિ શબ્દથી રસ-ગન્ધ-સ્પર્શ-આકૃતિ વિગેરે પર્યાય ધર્મો પરમાણુ આદિ પ્રરૂપણીય ભાવોમાં ( પદાર્થોમાં ) હોય છે. એ ભાવો અનિત્ય હોવાથી સાદિ-સપર્યવસિત છે, અને તેથી શ્રુત પણ સાદિ-સપર્યવસિત છે, કેમકે એ ભાવો શ્રુતને ગ્રાહ્ય છે, અને ગ્રાહક તે ગ્રાહ્યનું કારણ હોય છે, માટે કાર્ય-કારણના અભેદોપચારથી શ્રુત પણ સાદિ-સપર્યવસિત છે. ૫૪૭

એ પ્રમાણે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવની અપેક્ષાએ શ્રુતનો સાદિ-સપર્યવસિત પ્રથમ ભાંગો કહ્યો; હવે અનાદિ અપર્યવસિત ચોથો ભાંગો કહે છે.

दव्वे नाणापुरिसे खेत्ति विदेहाइं कालु जो तेसुं ।
खय-उवसमभावम्मि य सुयनाणं वट्टए सययं ॥ ५४८ ॥ दारं

દ્રવ્યથી વિવિધ જીવોની અપેક્ષાએ, ક્ષેત્રથી મહાવિદેહની અપેક્ષાએ, કાળથી અનુત્સર્પિણી, અવસર્પિણીની અપેક્ષાએ અને ભાવથી ક્ષયોપશમભાવની અપેક્ષાએ, શ્રુતજ્ઞાન નિરન્તર હોય છે. ( અનાદિ-અપર્યવસિત છે. ) ૫૪૮

દ્રવ્યથી નારક-તિર્યંચ-દેવ-મનુષ્યગત વિવિધ સમ્યગ્દૃષ્ટિજીવોને સમ્યક્શ્રુત ત્રણે કાળમાં હોય છે, કદિ પણ વિચ્છેદ પામતું નથી. તેથી તેઓની અપેક્ષાએ શ્રુતજ્ઞાન અનાદિ-અપર્યવસિત છે. ક્ષેત્રથી મહાવિદેહક્ષેત્રમાં શ્રુતજ્ઞાન અનાદિ અપર્યવસિત છે, કેમકે ત્યાં સર્વદા તીર્થ પ્રવર્તે છે, તેથી ત્યાં કદિપણ શ્રુતનો વિચ્છેદ નથી થતો, કાળથી મહાવિદેહને વિષે અનુત્સર્પિણીઅવસર્પિણી કાળમાં શ્રુત અનાદિ-અપર્યવસિત છે, કેમકે ત્યાં ઉત્સર્પિણી-અવસર્પિણીરૂપ કાળચક્ર નહિ હોવાથી શ્રુત કદિપણ વિચ્છેદ પામતું નથી. અને ભાવથી ક્ષયોપશમ ભાવમાં શ્રુત અનાદિ-અપર્યવસિત છે. કેમકે વિવિધ જીવોની અપેક્ષાએ કોઇ નહિ ને કોઇ જીવને શ્રુતજ્ઞાન હોય છેજ. સામાન્ય મહાવિદેહને વિષે અનુત્સર્પિણીઅવસર્પિણી કાલને વિષે દ્વાદશાંગી શ્રુત કદાપી નાશ પામતુ નથી, કેમકે તીર્થંકર ગણધરોનો નિરંતર તેમાં સદ્ભાવ છે. ૫૪૮

એ પ્રમાણે એક અનેક જીવાદિની અપેક્ષાએ સાદિ-સપર્યવસિત અને અનાદિ અપર્યવસિત શ્રુત કહ્યું; હવે ગમિક અને અગમિક શ્રુત કહે છે.

भंगगणियाइ गमियं जं सरिसगमं च कारणवसेणं ।
गाहाइ अगमियं खलु कालियसुय दिट्ठिवाए यं ॥ ५४९ ॥

ભાંગા અને ગણિતાદિ જેમાં બહુ હોય તે, અથવા કારણવશાત્ સમાન પાઠ જેમાં ઘણા હોય તે ગમિકશ્રુત પ્રાય: દૃષ્ટિવાદ આદિમાં હોય છે; અને ગાથા શ્લોકાદિરૂપ અસદૃશ પાઠાત્મક હોય, તે અગમિકશ્રુત પ્રાય: કાલિકશ્રુત હોય છે. ૫૪૯

એ પ્રમાણે ગમિક-અગમિકશ્રુત કહીને હવે અંગપ્રવિષ્ટ તથા અંગબાહ્ય શ્રુત કહે છે.

गणहर-थेरकयं वा आएसा मुक्कवागरणओ वा ।
धुव-चलविसेसओ वा अंगा-णंगेसु नाणत्तं ॥ ५५० ॥

ગણધરકૃત અને સ્થવિરકૃત, અથવા ત્રિપદીજન્ય અને છુટા અર્થ પ્રતિપાદનથી થતું, તેમજ ધ્રુવ અને અનિયતશ્રુત એવા જે વિશેષો તે અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યમાં ભેદનું કારણ છે. ૫૫૦

ગૌતમસ્વામિ આદિ ગણધરોએ કરેલું દ્વાદશાંગરૂપ શ્રુત અંગપ્રવિષ્ટ શ્રુત કહેવાય છે, અને ભદ્રબાહુસ્વામિ આદિ વૃદ્ધ આચાર્યોએ કરેલું આવશ્યકનિર્યુક્તિ આદિ શ્રુત અંગબાહ્ય શ્રુત કહેવાય છે. અથવા ત્રણવાર ગણધર મહારાજે પૂછવાથી તીર્થંકર મહારાજે કહેલ ઉત્પાદ-વ્યય-ને ધ્રૂવ રૂપ ત્રિપદીથી થએલું દ્વાદશાંગ શ્રુત તે અંગપ્રવિષ્ટશ્રુત, અને પ્રશ્ન પૂછયા સિવાય અર્થ પ્રતિપાદન કરવાથી થએલું આવશ્યકાદિ શ્રુત અંગબાહ્યશ્રુત કહેવાય છે. અથવા નિયતશ્રુત એટલે સર્વ તીર્થંકરોના તીર્થમાં અવશ્ય થનારૂં દ્વાદશાંગ શ્રુત તે અંગપ્રવિષ્ટ શ્રુત કહેવાય, અને અનિયત એટલે સર્વ તીર્થંકરોના તીર્થમાં અવશ્ય થાયજ એમ નહિ, એવું તન્દુલવૈચારિકાદિ પ્રકરણરૂપ શ્રુત અંગબાહ્ય શ્રુત કહેવાય છે. અર્થાત્ ગણધરકૃત ત્રિપદી જન્ય-અને ધ્રૂવ શ્રુત જે દ્વાદશાંગ રૂપ છે, તે અંગપ્રવિષ્ટ શ્રુત; અને સ્થવિરકૃત -અર્થ પ્રતિપાદનરૂપ- તેમજ અનિયત આવશ્યક પ્રકરણાદિ શ્રુત અંગબાહ્ય શ્રુત છે. ૫૫૦.

---

નંદી સૂત્રની ટીકામાં અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટ શ્રુતની વ્યાખ્યા કરતાં મલયગિરિજી મહારાજ આ પ્રમાણે કહે છે. કે સર્વોત્કૃષ્ટ શ્રુતલબ્ધિસંપન્ન ગણધર મહારાજે રચેલું મૂળ ભૂત સૂત્ર, અથવા જે સર્વદા નિયત હોય એવુ આચારાંગાદિ તે અંગપ્રવિષ્ટ શ્રુત; અને તે સિવાય બીજા શ્રુતસ્થવિરોએ રચેલું હોય તે અંગબાહ્ય શ્રુત તેમાં અંગબાહ્ય શ્રુત બે પ્રકારે છે. સામાયિકાદિ છ પ્રકારનું આવશ્યક અને તેથી વ્યતિરિક્ત. આવશ્યક વ્યતિરિક્ત શ્રુત બે પ્રકારનું છે એક કાલિકશ્રુત અને બીજું ઉત્કાલિકશ્રુત. તેમાં જે શ્રુત રાત્રિ અને દિવસની પ્રથમ અને ચરમ પોરિષીમાંજ ભણાય, તે કાલિકશ્રુત અને જે કાળવેળા વર્જીને સર્વ કાળે ભણાય તે ઉત્કાલિકશ્રુતને તે દશવૈકાલિક વિગેરે અનેક પ્રકારે છે, તેમાંના કેટલાક અપ્રસિદ્ધ ગ્રન્થોના નામ આ પ્રમાણે છે. ૧ સ્થવિરાદિ કલ્પનું પ્રતિપાદન કરનાર કલ્પશ્રુત. તે બે પ્રકારનું છે, એક ચુલ્લકલ્પ તે અલ્પગ્રન્થ અને અલ્પ અર્થવાળું છે, બીજું મહાકલ્પ શ્રુત તે મહાગ્રંથ અને મહાઅર્થવાળું છે. ૨ જીવાદિપદાર્થની પ્રરૂપણા કરનાર પ્રજ્ઞાપના ૩ પ્રમાદ-અપ્રમાદના સ્વરૂપનો ભેદ અને વિપાક જણાવનાર પ્રમાદાપ્રમાદ અધ્યયન. ૪ નંદી ૫ અનુયોગદ્વાર. ૬ દેવેન્દ્ર સ્તવ. ૭ તંદુલ વૈચારિક. ૮ ચન્દ્રાવેધ્યક. ૯ સૂર્યપ્રજ્ઞપ્તિ. ૧૦ પોરિષીમંડળ. ૧૧ મંડળપ્રવેશ. ૧૨ વિદ્યાચારણવિનિશ્ચય. ૧૩ ગણિ વિદ્યા. ૧૪ ધ્યાનવિભક્તિ. ૧૫ મરણવિભક્તિ. ૧૬ આત્મવિશુદ્ધિ. ૧૭ વીતરાગશ્રુત. ૧૮ સંલેખનાશ્રુત. ૧૯ વિહારકલ્પ ૨૦ ચરણવિધિ. ૨૧ આઉરપચ્ચખ્ખાણ. ૨૨ મહાપચ્ચખ્ખાણ. એ વિગેરે ઉત્કાલિકશ્રુત છે.

કાલકશ્રુત પણ અનેક પ્રકારે છે. ૧ ઉત્તરાધ્યયન. ૨ દશાકલ્પ. ૩ વ્યવહાર ૪ બૃહત્કલ્પ, ૫ નિશીથ, ૬ મહાનિશીથ, ૭ ઋષિભાષિત ગ્રન્થો, ૮ જંબૂદ્વીપ પન્નત્તિ. ૯ દ્વીપ-સાગર પન્નત્તિ. ૧૦ ચંદપન્નત્તિ ૧૧ ક્ષુલ્લકવિમાન પ્રવિભક્તિ ૧૨ મહા વિમાન પ્રવિભક્તિ. ૧૩ અંગચૂલિકા. ૧૪ વર્ગચૂલિકા ૧૫ વિવાહચૂલિકા. ૧૬ અરૂણોપપાત. ૧૭ વરૂણોપપાત. ૧૮ ગરૂડોપપાત. ૧૯ ધરણોપપાત. ૨૦ વૈશ્રમણોપપાત. ૨૧ વેલંધરોપપાત ૨૨ દેવેન્દ્રોપપાત ૨૩ ઉત્થાનશ્રુત. ૨૪ સમુત્થાન શ્રુત. ૨૫ નાગપરિજ્ઞા. ૨૬ નિરયાવલિકા. ૨૭ કપ્પિકા. ૨૮ કપ્પાવતંસિકા. ૨૯ પુપ્ફિતા ૩૦ પુપ્ફચૂલા. ૩૧ વહ્નિદશા એ વિગેરે ચોરાશી હજાર પ્રકીર્ણક ગ્રન્થો ભગવન્ત પ્રથમ જિનેશ્વર ઋષભ દેવના સમયમાં હોય, અને સંખ્યાતા હજાર પ્રકીર્ણક ગ્રન્થો મધ્યના બાવીસ જિનેશ્વરના સમયમાં હોય, તથા ચૌદહજાર પ્રકીર્ણકગ્રન્થો ભગવન્ત

મહાવીર દેવના સમયમાં હોય છે. અથવા જે જિનેશ્વરને જેટલા શિષ્યો ઉત્પાતિકી વિગેરે ચાર પ્રકારની બુદ્ધિવાળા હોય. તેમના તેટલા હજારગ્રન્થો હોય, અને પ્રત્યેકબુદ્ધ પણ તેટલાજ હોય. એ સર્વે ગ્રન્થો આવશ્યક વ્યતિરિક્ત જે ઉત્કાલિકશ્રુતને કાલિકશ્રુત, તે બધું અંગબાહ્ય કહેવાય. ઉપર જણાવેલા ગ્રન્થોમાં શું શું હકીકત આવે છે. તે જાણવાની ઇચ્છાવાળાએ નન્દીસૂત્રની ટીકા જોઈ લેવી. અહીં વિસ્તાર થવાના ભયથી તે સર્વ નથી લખ્યું.

અંગપ્રવિષ્ટશ્રુત બાર પ્રકારે છે. ૧ આચારાંગ, ૨ સૂત્રકૃતાંગ ૩ સ્થાનાંગ ૪ સમવાયાંગ, ૫ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ ૬ જ્ઞાતાધર્મકથા ૭ ઉપાસકદશા ૮ અંતકૃતદશા ૯ અનુત્તરોપપાતિકદશા ૧૦ પ્રશ્નવ્યાકરણ ૧૧ વિપાકસૂત્ર ૧૨ અને દૃષ્ટિવાદ, તેમાં પ્રથમ આચારાંગ સૂત્રમાં શ્રમણ નિર્ગ્રન્થોના આચાર, ગોચર વિધિ, વિનય, વિનયની શિક્ષા, ભાષા, અભાષા ચરણ સિત્તરી કરણસિત્તરી, સંયમ માત્રા અને આહારાદિની માત્રાનો વીચાર પ્રરૂપ્યો છે, તેમાં જ્ઞાનાચાર દર્શનાચાર ચારિત્રાચાર તપાચાર વીર્યાચાર એ પાંચ આચાર છે. તથા આચારાંગમાં પરિમિત વાચના સંખ્યાતા અનુયોગદ્વાર સંખ્યાતા છંદ, સંખ્યાતા શ્લોક, સંખ્યાતી નિર્યુક્તિઓ, સખ્યાતી પ્રતિપત્તિઓ છે વળી એમાં બે શ્રુત સ્કંધ, પચીસ અધ્યયન, પંચાશી ઉદ્દેશણકાળ, પંચાશી સમુદ્દેશણકાળ, અઢાર હજાર પદ, સંખ્યાત અક્ષર, અનન્તા પર્યાય, પરિમિત ત્રસજીવો, અનન્તા સ્થાવરજીવો, શાશ્વત પદાર્થો, અશાશ્વત પદાર્થો, વિગેરે જિનપ્રરૂપિતભાવો આચારાંગમાં કહ્યા છે.

૨ સૂત્રકૃતાંગમાં એકસો એંસી ભેદ ક્રિયાવાદિના, ચોરાશી અક્રિયાવાદિના, સડસઠ અજ્ઞાનવાદિના, અને બત્રીસ વિનયવાદિના, સર્વે મળી ત્રણસો ત્રેસઠ ભેદ પાખંડીઓના તેમાં સવિસ્તર વર્ણવ્યા છે. વળી એની પરિમિત વાચના, સંખ્યાતા અનુયોગદ્વાર, સંખ્યાતા છંદ, સંખ્યાતા શ્લોક, સંખ્યાતી નિર્યુક્તિઓ, સંખ્યાતી પ્રતિપત્તિઓ છે. તેમજ એમાં બે શ્રુત સ્કધ, ત્રેવીસ અધ્યયન, તેત્રીસ ઉદ્દેશણકાળ, તેત્રીસ સમુદ્દેશણકાળ, છત્રીસ હજાર પદ, સંખ્યાતા અક્ષર, અનન્તાગમ, અનન્તા પર્યાય, પરિમિત ત્રસજીવો અનન્તા સ્થાવરજીવો, તથા શાશ્વત અશાશ્વત જિન પ્રરૂપિતભાવો, બીજા અંગ સૂત્રકૃતાંગમાં કહ્યા છે.

૩ સ્થાનાંગ સૂત્રમાં ટંક-કૂટ-પર્વત, શિખરી, પ્રાગ્ભાર, કુંડો, ગુફાઓ, ખાણો, દ્રહો, નદીઓ વિગેરેનું સ્વરૂપ કહ્યું છે. આ સૂત્રની પરિમિત વાચના, સંખ્યાતા અનુયોગદ્વાર, સંખ્યાતા છંદ, સંખ્યાતા શ્લોક, સંખ્યાતી નિર્યુક્તિઓ, સંખ્યાતી સંગ્રહણીઓ, સંખ્યાતી પ્રતિપત્તીઓ છે. તથા આ સૂત્રમાં એક શ્રુતસ્કંધ, દશ અધ્યયન, એકવીસ ઉદ્દેશણકાળ, એકવીસ સમુદ્દેશણકાળ, બહોતેર હજાર પદ, સંખ્યાતાઅક્ષર, વિગેરે પૂર્વવત્ છે.

૪ સમવાયાંગમાં એકથી સો પર્યંતની સંખ્યાવાળા પદાર્થોનો જેમાં અન્તરભાવ થાય છે, તેની પ્રરૂપણા કરી છે. આના અનુયોગદ્વાર, છંદ વિગેરે પૂર્વવત્ સંખ્યાતા છે, શ્રુતસ્કંધ એક છે, અધ્યયન એક છે, ઉદ્દેશણકાળ એક છે, સમુદ્દેશણકાળ એક છે, એક લાખને ચુમ્માળીસ હજાર પદ છે, તે સિવાય અક્ષર-ગમ પર્યાય વિગેરે પૂર્વવત્ છે.

૫ વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ સૂત્રમાં જીવ-અજીવ આદિની પ્રરૂપણા કરી છે. એના છંદ-શ્લોક વિગેરે પૂર્વવત્ સંખ્યાતા છે, તેનો એક શ્રુતસ્કંધ છે, અધિક એકસો અધ્યયન છે, દશ હજાર ઉદ્દેશા છે, દશ હજાર સમુદ્દેશા છે, છત્રીસ હજાર પ્રશ્ન છે, બે લાખ ને અઠ્ઠાવીસ હજાર પદ છે, અક્ષર-પર્યાય વિગેરે પૂર્વવત્ સંખ્યાતા છે.

૬ જ્ઞાતાધર્મકથાંગમાં ધર્મકથામાં ઉદાહરણભૂત નગરો ઉદ્યાનો ચૈત્યો, વનખંડો, સમવસરણો વિગેરેનું વર્ણન છે, આ ગ્રંથમાં સર્વ મળીને સાડાત્રણ ક્રોડ કથાનકો છે, આના અનુયોગ-છંદ-શ્લોક વિગેરે પૂર્વવત્ છે. વળી આ અંગમાં બે શ્રુત સ્કંધ છે, ઓગણીસ અધ્યયન છે, ઓગણીસ ઉદ્દેશણકાળ છે, ઓગણીસ સમુદ્દેશણકાળ છે, પાંચ લાખને છોંતેર હજાર પદ છે, અક્ષર-પર્યાય વિગેરે પૂર્વવત્ છે.

૭ ઉપાસક દશાંગમાં શ્રાવકોના નગરો, ઉદ્યાનો, ચૈત્યો, વનખંડ, સમવસરણો, તેમના રાજાઓ, તેમના માતા-પિતા, ધર્માચાર્ય, ઇહલોક-પરલોક સંબંધી તેમની ૠદ્ધિ વિગેરેનું વર્ણન છે એમાં અનુયોગદ્વાર-છંદ વિગેરે પૂર્વવત્ છે. શ્રુતસ્કંધ એક છે, દશ અધ્યયન છે, દસ ઉદ્દેશનકાળ છે, દસ સમુદ્દેશનકાળ છે, અગીઆર લાખ ને બાવન હજાર પદો છે, અક્ષર-પર્યાય વિગેરે પૂર્વવત્ જાણી લેવા.

૮ અન્તકૃતદશાંગમાં તીર્થંકર વિગેરે ચરમશરીરી જીવોના નગરો ઉદ્યાનો ચૈત્યો વિગેરેનું વર્ણન છે, તેના છંદ-શ્લોક વિગેરે પૂર્વવત્ છે, એક શ્રુતસ્કંધ છે, આઠ વર્ગ છે, આઠ ઉદ્દેશનકાળ છે, આઠ સમુદ્દેશનકાળ, ત્રેવીસલાખને ચાર હજાર પદ છે, અક્ષર-પર્યાય-ગમ વિગેરે પૂર્વવત્ છે.

૯ અનુત્તરોપપાતિક દશાંગમાં અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થનારાના નગર-ઉદ્યાન-ચૈત્ય વિગેરેનું વર્ણન છે. અનુયોગ-છંદ-શ્લોક વિગેરે પૂર્વવત છે. શ્રુતસ્કંધ એક છે, ત્રણ વર્ગ છે, ત્રણ ઉદ્દેશનકાળ છે, ત્રણ સમુદ્દેશનકાળ છે. છેતાળીસ લાખ અને આઠ હજાર પદ છે. અને અક્ષર-પર્યાય વિગેરે પૂર્વની પેઠે છે.

૧૦ પ્રશ્નવ્યાકરણમાં પૂછેલા, નહી પૂછેલા અને પૂછેલા, તથા નહી પૂછેલા વિવિધ પ્રકારે એકસો આઠ આઠ પ્રશ્નોના ઉત્તર છે, તેમજ તે સિવાય નાગકુમાર વિગેરે દેવોની સાથે સાધુઓના દિવ્ય સંવાદ થયેલા તેનું વર્ણન છે. અનુયોગદ્વાર-છંદ વિગેરે પૂર્વવત્ છે, તેનો શ્રુતસ્કંધ એક છે. પીસ્તાલીસ અધ્યયન છે, પીસ્તાલીસ ઉદ્દેશનકાળ છે. પીસ્તાલીસ સમુદ્દેશનકાળ છે, બાણું લાખ ને સોળ હજાર પદ છે, અને અક્ષર-પર્યાય વિગેરે પૂર્વની પેઠે છે

૧૧ વિપાકસૂત્રાંગમાં શુભાશુભકર્મના ફળ—વિપાકનું સ્વરૂપ કહ્યું છે. તેના અનુયોગદ્વાર-છંદ વિગેરે પૂર્વવત્ સંખ્યાતા છે એ શ્રુતસ્કંધ છે, વીસ અધ્યયન, વીસ ઉદ્દેશનકાળ, વીસ સમુદ્દેશનકાળ છે, અને એક ક્રોડ ચોરાશીલાખ અને બત્રીશ હજાર પદ છે, પર્યાય-અક્ષર વિગેરે પૂર્વવત્ છે.

૧૨ દૃષ્ટિવાદ. તેના પાંચ ભેદ છે, પરિકર્મ, સૂત્ર પૂર્વગત, અનુયોગ, અને ચૂલિકા. તેમાં પરિકર્મ સાત પ્રકારે છે, સૂત્ર બાવીશ પ્રકારે છે, પૂર્વગત ચૌદ પ્રકારેછે, અનુયોગ બે પ્રકારે છે, અને ચૂલિકા પ્રથમના ચાર પૂર્વની છે, બાકીના પૂર્વ ચૂલિકા વિનાના છે. આ દૃષ્ટિવાદના અનુયોગ છંદ વિગેરે પૂર્વવત્ સંખ્યાતા છે. એક શ્રુતસ્કંધ છે. અને સંખ્યાત હજાર પદો છે.

ઉપરોક્ત દ્વાદશાંગ બાર અંગમાં શું શું વિષય ચર્ચ્યો છે, તે સંબંધી નન્દીસૂત્રમાં બહુ સારી રીતે વર્ણવ્યુ છે, તે જાણવાની ઇચ્છાવાળાએ ત્યાંથી જોઇ લેવુ. અહીં ગ્રન્થવિસ્તારના ભયથી માત્ર સંક્ષિપ્ત સાર લીધો છે.

શિષ્યઃ પ્રભો આગમથી સંભળાય છે કે " ગણધર મહારાજ પ્રથમ પૂર્વોની રચના કરે છે. " એ પૂર્વોમાં સંપૂર્ણ વાઙ્‌મય અન્તર્ભૂત થાય છે, તેથી ચૌદ પૂર્વાત્મક બારઅંગજ હોવા જોઇએ, શેષ અંગ અથવા અંગબાહ્ય શ્રુત રચવાથી શો લાભ ? શિષ્યની એ શંકાનું સમાધાન કરવાને શ્રીગુરુ કહે છે કે—

जइवि य भूयावाए सव्वस्स वओगयस्स ओयारो ।
निज्जूहणा तहावि हु दुम्मेहे पप्प इत्थी य ॥ ५५२ ॥

જોકે ભૂતવાદમાં-દૃષ્ટિવાદમાં સર્વ વાઙ્‌મયનો અન્તર્ભાવ થાય છે; તો પણ મન્દમતીવાળા તથા સ્ત્રીઓના ઉપકાર માટે શેષ શ્રુતની રચના કરી છે. ૫૫૨

સંપૂર્ણ વિશેષ યુક્ત સર્વ વસ્તુ સમૂહનું પ્રતિપાદન જેમાં કરેલું હોય, તે ભૂતવાદ. અથવા સામાન્ય-વિશેષાદિ સર્વ ધર્મ યુક્ત જીવોના ભેદ-પ્રભેદ જેમાં કહેલ હોય તે ભૂતવાદ અથવા દૃષ્ટિવાદ કહેવાય. એવા દૃષ્ટિવાદમાં સમગ્ર વાઙ્‌મયનો અન્તર્ભાવ થાય છે; તો પણ તે ભૂતવાદને ગ્રહણ-ધારણ કરવાને અયોગ્ય એવા મંદ બુદ્ધિવાળા જીવો અને સ્ત્રીઓના ઉપકારે માટે શેષ અંગબાહ્યાદિશ્રુતની રચના કરી છે. ૫૫૨

સ્ત્રીઓને દૃષ્ટિવાદ યા ભૂતવાદ શ્રુત શા માટે ન અપાય ? તે માટે કહે છે.

तुच्छा गारववहुला चलिंदिया दुब्बला धिईए य ।
इति अइसेसज्झयणा भूयावाओ य नो त्थीणं ॥ ५५२ ॥

તુચ્છ સ્વભાવવાળી-બહુ અભિમાનવાળી-ચપલેન્દ્રિય અને બુદ્ધિએ દુર્બળ-મન્દ હોવાથી સ્ત્રીઓને અતિશયવાળા અધ્યયનો અને દૃષ્ટિવાદ આપવાની આજ્ઞા નથી. ૫૫૨

સ્ત્રીને જો કોઈ પણ રીતે દૃષ્ટિવાદ શ્રુત આપ્યું હોય, તો તે તુચ્છાદિ સ્વભાવથી "હું પણ દૃષ્ટિવાદ ભણું છું" એવા અભિમાન યુક્ત મનથી પુરૂષના પરિભવાદિ કાર્યમાં પ્રવર્તે અને તેથી દુર્ગતિ પામે. એમ જાણીને અતિશય કૃપાસિન્ધુ-પરોપકાર કરવામાંજ પ્રવૃત્તિવાળા ભગવાન્ તીર્થંકરોએ ઉત્થાન-સમુત્થાન શ્રુત વિગેરે અતિશયવાળા-ચમત્કારવાળા અધ્યયનો અને દૃષ્ટિવાદ શ્રુત સ્ત્રીઓને આપવાની ના કહી છે. પરન્તુ તેઓના પર અનુગ્રહ કરવાને માટે તેમને પણ શ્રુત આપવું જોઇએ, એમ જાણીને શેષ અગીઆર અંગાદિની રચના કરી છે. ૫૫૨.

એ પ્રમાણે અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુત કહીને શ્રુતજ્ઞાનના ચૌદ ભેદો કહ્યા; હવે શ્રુતનો વિષય કેટલો છે તે કહે છે.

उवउत्तो सुयनाणी सव्वं दव्वाइं जाणइ जहत्थं ।
पासइ य केइ सो पुण तमचक्खुद्दंसणेणं ति ॥ ५५३ ॥

ઉપયોગવાન્ શ્રુતજ્ઞાની સર્વ દ્રવ્યાદિ યથાર્થ જાણે છે. અને વળી કેટલાએક કહે છે કે તે અચક્ષુદર્શન વડે જુએ છે. ૫૫૩

જો શ્રુતજ્ઞાની ઉપયોગવાન્ હોય, તો તે પંચાસ્તિકાયરૂપ સર્વ દ્રવ્ય લોકાલોકરૂપ સર્વ ક્ષેત્ર અતીતાદિરૂપ સર્વકાળ અને ઔદયિકાદિ સર્વભાવો સ્પષ્ટાવભાસિ શ્રુતજ્ઞાનવડે યથાર્થ જાણે છે; પરન્તુ સામાન્યગ્રાહિ દર્શનવડે જુએ નહિ. કેમકે તેમને તે ન હોય, જેમ મન:પર્યવજ્ઞાન સ્પષ્ટાર્થ ગ્રાહક છે, તેથી ત્યાં દર્શન નથી, તેમ શ્રુતજ્ઞાન પણ સ્પષ્ટાર્થ-ગ્રાહી હોવાથી અર્થ વિકલ્પન અવસ્થામાં, અન્તર્જલ્પાકાર રૂપ હોવાથી, અર્થને વિશેષ પ્રકારેજ ગ્રહણ કરે છે, પણ સામાન્ય પ્રકારે ગ્રહણ નથી કરતું. નન્દીસૂત્રમાં પણ કહ્યું છે કે " તે શ્રુતજ્ઞાન સંક્ષેપથી ચાર પ્રકારે કહ્યું છે; દ્રવ્યથી-ક્ષેત્રથી, કાળથી, ને ભાવથી. દ્રવ્યથી ઉપયોગવાન શ્રુતજ્ઞાની સર્વ દ્રવ્યો જાણે, પણ જુએ નહિ. ક્ષેત્રથી સર્વક્ષેત્ર જાણે પણ જુએ નહિ. કાળથી સર્વ કાળ જાણે, પણ જુએ નહિ. ભાવથી સર્વ ભાવ જાણે, પણ જુએ નહિ. " આ સ્થળે બીજાઓ " શ્રુતજ્ઞાની જ્ઞાનથી જાણે છે અને અચક્ષુ દર્શનથી જુએ છે," એમ માને છે, કારણ કે જેને શ્રુતજ્ઞાન હોય, તેને મતિજ્ઞાન અવશ્ય હોય છેજ. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનને ચક્ષુ તથા અચક્ષુ એ બે દર્શન કહ્યાં છે, તેમાં ચક્ષુદર્શનવડે મતિજ્ઞાન જુએ છે અને અચક્ષુદર્શનવડે શ્રુતજ્ઞાની જુએ છે. ૫૫૩

આ ઉપરોક્ત બીજાઓના અભિપ્રાય અયોગ્ય છે, કેમકે—

तेसिमचक्खुद्दंसणसामण्णाओ कहं न मइनाणी ।
पासइ, पासइ व कहं सुयनाणी किंकओ भेओ ? ॥ ५५४ ॥

તેમને અચક્ષુદર્શન સમાન છતાં પણ મતિજ્ઞાની તે વડે કેમ ન જુએ, અને શ્રુતજ્ઞાની કેમ જુએ ? એ ભેદ શાથી છે. ? ૫૫૪

મતિ અને શ્રુતજ્ઞાનમાં ઇન્દ્રિય-મનોનિમિત્તપણું સમાન હોવાથી અચક્ષુદર્શન પણ ઉભયમાં સમાન છે, તો પછી અચક્ષુદર્શનવડે મતિજ્ઞાની ન જુએ અને શ્રુતજ્ઞાની જુએ, એનું શું કારણ ? જો શ્રુતજ્ઞાની અચક્ષુદર્શનથી જુએ, તો મતિજ્ઞાની પણ તે વડે જુએ. અને જો તે ન જુએ તો તે પણ ન જુએ. કારણ કે ન્યાય ઉભયત્ર સમાન છે. માટે સ્વેચ્છાભાષિપણા સિવાય એમ કહેવાતું બીજું કંઈ કારણ જણાતું નથી. ખરી રીતે તો " શ્રુતજ્ઞાની જાણે, પણ જુએ નહિ." એમજ કહેવું યોગ્ય છે. ૫૫૪

અથવા પ્રજ્ઞાપનાસૂત્રમાં કહેલ પશ્યત્તાની અપેક્ષાએ શ્રુતજ્ઞાનમાં પણ પશ્યત્તા કહેલી છે, અને તેથી તે અપેક્ષાએ " શ્રુતજ્ઞાની જાણે અને જુએ " એમ કહેવું યોગ્ય છે. તે માટે આચાર્યશ્રી કહે છે કે—

मइभेयमचक्खुदंसणं च वज्जित्तु पासणा भणिया ।
पण्णवणाए उ फुडा तेण सुए पासणा जुत्ता ॥ ५५५ ॥

મતિજ્ઞાન-મતિઅજ્ઞાન-ને અચક્ષુદર્શન સિવાયની " પશ્યત્તા " પ્રજ્ઞાપનામાં સ્ફુટપણે કહેલ છે, તેથી શ્રુતજ્ઞાનમાં પણ પશ્યત્તા યુક્ત છે. ૫૫૫

પશ્યત્તા સાકાર અને અનાકાર એમ બે પ્રકારે છે. શ્રુતજ્ઞાન સાકાર પશ્યતા, અવધિજ્ઞાન સાકાર પશ્યત્તા, મનઃપર્યવજ્ઞાન સાકાર પશ્યત્તા, કેવળજ્ઞાન સાકાર પશ્યત્તા, શ્રુતઅજ્ઞાન સાકાર પશ્યત્તા વિભંગજ્ઞાન સાકારની પશ્યતા એમ છ પ્રકારે સાકાર પશ્યત્તા છે. ચક્ષુદર્શન અનાકાર પશ્યત્તા અવધિદર્શન અનાકાર પશ્યત્તા, અને કેવળદર્શન અનાકાર પશ્યત્તા, એમ ત્રણ પ્રકારે અનાકાર પશ્યત્તા છે. આ પ્રમાણે મતિજ્ઞાન-મતિઅજ્ઞાન-અચક્ષુદર્શન સિવાયની નવ પ્રકારે " પશ્યત્તા " પ્રજ્ઞાપના સૂત્રના ત્રીશમા પદની અંદર સ્ફુટ રીતે કહી છે.તેથી શ્રુતજ્ઞાનમાં પણ પશ્યત્તા કહી છે, તે યોગ્ય છે અને તેની અપેક્ષાએ " શ્રુતજ્ઞાનિ જાણે છે, અને જુએ છે, " એમ કહેવું પણ યુક્ત છે.

જેમ ઉપયોગ શબ્દથી સાકાર ઉપયોગ અને અનાકાર ઉપયોગ એમ બન્ને ભેદ કહેવાય છે, તેમ પશ્યત્તા શબ્દથી પણ સાકાર પશ્યત્તા અને અનાકાર પશ્યત્તા એમ બે ભેદ કહેવાય છે.

શિષ્યઃ—જો એમ હોય, તો સાકાર અને અનાકાર પશ્યત્તા એ બન્ને સાકાર ઉપયોગ અને અનાકાર ઉપયોગના માત્ર પર્યાય શબ્દો થયા, તો પછી ઉપયોગથી પશ્યત્તા જુદી શા માટે કહી ?

ગુરૂઃ—સાકાર ઉપયોગ આઠ પ્રકારે છે અને સાકાર પશ્યત્તા તો છ પ્રકારે છે, કેમકે મતિજ્ઞાન અને મતિઅજ્ઞાનમાં પશ્યત્તા નથી કહી; વળી અનાકાર ઉપયોગ ચાર પ્રકારે છે, અને અનાકાર પશ્યતા ત્રણ પ્રકારે છે, કેમકે અચક્ષુદર્શનમાં પશ્યત્તા નથી કહી. પશ્યત્તા એટલે ઉત્કૃષ્ટ રીતે જોવું. એવું ઉત્કૃષ્ટ જોવાપણું, શીઘ્ર ત્રણે ત્રિકાળ વિષય અર્થ જાણવામાં પટુતર બોધ હોય ત્યારે થાય; મતિજ્ઞાન અને મતિઅજ્ઞાન પ્રાયઃ સાંપ્રતકાળ વિષયિ હોવાથી, તેમાં શીઘ્ર પટુતર બોધ નથી થતો, માટે તેમાં પશ્યત્તા નથી કહી. તેવીજ રીતે જેમ ચક્ષુ ઇન્દ્રિયને શીઘ્ર અવબોધ થાય છે, તેમ બાકીની શ્રોત્રાદિ ઇન્દ્રિયોને નથી થતો, કેમકે ચક્ષુ ઇન્દ્રિયના ઉપયોગની અપેક્ષાએ તે ઇન્દ્રિયોનો ઉપયોગ દીર્ઘ દીર્ઘકાળે કહેલ છે, અને મન શીઘ્ર અર્થ પરીચ્છેદક છતાં પણ તેમાં પશ્યતા નથી કહી, કેવળ

ઉપયોગજ કહેલ છે, આ કારણથી અચક્ષુદર્શનમાં પશ્યત્તા નથી કહી. આ પ્રમાણે સાકાર-ઉપયોગ આઠ પ્રકારે અને સાકારપશ્યત્તા ૭ પ્રકારે છે, તથા અનાકારઉપયોગ ચાર પ્રકારે અને અનાકારપશ્યત્તા ત્રણ પ્રકારે છે. એ રીતે ઉપયોગ અને પશ્યત્તામાં તફાવત હોવાથી ઉપયોગથી પશ્યત્તા ભિન્ન કહી છે. તેથી મતિજ્ઞાન-મતિઅજ્ઞાન અને અચક્ષુદર્શન સિવાય બાકીનાં શ્રુતજ્ઞાનાદિમાં પશ્યત્તા કહી છે, એ પશ્યત્તાની અપેક્ષાએ "શ્રુત જ્ઞાની જાણે છે ને જુએ છે." એમ કહેવું તે યોગ્ય છે.

કેટલાક પુસ્તકોમાં " તેથી શ્રુતજ્ઞાનમાં પશ્યત્તા યુક્ત છે " તેને બદલે તેથી શ્રુતજ્ઞાનમાં પશ્યત્તા અયુક્ત છે " એમ જણાય છે, ત્યાં એવો અર્થ સમજવો કે પૂર્વની ૫૫૩ મી ગાથામાં " पासइ य केइ सो पुणतमचक्खुद्दंसणेण " એ પાઠથી અચક્ષુદર્શનની અપેક્ષાએ શ્રુતજ્ઞાનમાં પશ્યત્તા કહી છે, તે અયોગ્ય છે, કેમકે પ્રજ્ઞાપનામાં મતિજ્ઞાન-મતિઅજ્ઞાન અને અચક્ષુદર્શન સિવાયની ૭ પ્રકારની પશ્યત્તા કહી છે. તેથી "શ્રુતજ્ઞાની જાણે, પણ જુએ નહિ " એમ અર્થ સમજવો ( આ ગાથા પૂર્વ ટીકાકારોએ ગ્રહણ કરિ છે, પણ અર્થ સહેલો છે એમ કહી તેઓએ આ ગાથાની વ્યાખ્યા નથી કહી, તેથી વૃત્તિકારે સ્વબોધાનુસાર વ્યાખ્યા કરી છે, અને તેથી બીજા બુદ્ધિમાનોએ પણ શાસ્ત્રવિરોધ ન આવે તેમ વ્યાખ્યા કરવી. ) ૫૫૫

એ પ્રમાણે ભેદથી અને વિષયથી શ્રુતજ્ઞાનનું સ્વરૂપ કહ્યું- હવે સત્પદપ્રરૂપણાદિ નવ અનુયોગદ્વારોવડે ગત્યાદિ માર્ગણા સ્થાનમાં તે શ્રુતની પ્રરૂપણા કરીશું.

जह नवहा मइनाणं संतपयपरूवणाइणा गमियं ।
तह नेयं सुयनाणं जं तेण समाणसामित्तं ॥ ५५६ ॥

જેમ સત્પદપ્રરૂપણાદિ વડે મતિજ્ઞાન નવ પ્રકારે જણાવ્યું, તેમ શ્રુતજ્ઞાન પણ ( એ નવ દ્વારો વડે) જાણવું. કેમકે જે મતિજ્ઞાનના સ્વામી છે, તે શ્રુતજ્ઞાનના પણ સ્વામી છે. ૫૫૬.

सव्वाइसयनिहाणं तं पाएणं जओ पराहीणं ।
तेण विणेयहियत्थं गहणोपाओ इमो तस्स ॥ ५५७ ॥

સર્વઅતિશયનું નિધાન તે શ્રુતજ્ઞાન પ્રાયઃ પરાધીન ( ગુરૂ આધીન ) હોવાથી, તીર્થંકર-ગણધરોએ શિષ્યજનના હિતને માટે તેને ગ્રહણ કરવાનો ઉપાય ( વિધિ ) આ પ્રમાણે કહ્યો છે. ૫૫૭.

आगमसत्थग्गहणं जं बुद्धिगुणेहिं अट्ठहिं दिट्ठं ।
बेंति सुयनाणलंभं तं पुव्वविसारया धीरा ॥ ५५८ ॥ २०२१ ॥

જે બુદ્ધિના આઠગુણોવડે આગમશાસ્ત્રનું ગ્રહણ કર્યું છે, તેનેજ શ્રુતજ્ઞાનનો લાભ છે એમ ધીર એવા પૂર્વજ્ઞો કહે છે. ૫૫૮.

એવા શાસ્ત્રને વીશે આગળ કહેવાશે તે બુદ્ધિના આઠગુણોવડે ગુરૂ પાસેથી શાસ્ત્રનું ( શ્રુતજ્ઞાનનું ) ગ્રહણ તેજ શ્રુતલાભ પૂર્વના જાણકાર પંડિત પુરૂષો કહે છે. ૫૫૮.

सासिज्जइ जेण तयं सत्थं तं चाऽविसेसियं नाणं ।
आगम एव य सत्थं आगमसत्थं तु सुयनाणं ॥ ५५९ ॥

तस्सायाण गहणं दिट्ठं ज मइगुणेहिं सत्यम्मि ।
बेंति तयं सुयलंभं गुणा य सुस्सूसणाईया ॥ ५६० ॥

જે વડે બોધ કરાય, તે શાસ્ત્ર, તે સામાન્યથી જ્ઞાન કહેવાય છે. અને આગમ એજ શાસ્ત્ર તે આગમશાસ્ત્ર, તેને શ્રુતજ્ઞાન કહેવાય. તે શ્રુતનું આદાન એટલે ગ્રહણ કરવાનું શાસ્ત્રમાં જે બુદ્ધિના ગુણવડે કહ્યું છે તેને શ્રુતલાભ કહે છે, તે ગુણો શૂશ્રૂષાદિક જાણવા. ૫૫૯–૫૬૦.

તે આઠ ગુણો કહે છે.

सुस्सूसइ पडिपुच्छइ सुणेइ गिण्हइ य ईहए यावि ।
तत्तो अपोहती य धारेइ करेइ वा सम्मं ॥ ५६१ ॥ २१ । २२ ॥

સાંભળવાની ઇચ્છા કરે, પૂછે, શ્રવણ કરે, ગ્રહણ કરે, વિચારે, અને તે પછી નિશ્ચય કરે, ધારી રાખે, અને સમ્યગ્ અનુષ્ઠાન કરે. ૫૬૧.

૧ પ્રથમ વિનય સહિત ગુરૂ મુખથી શ્રુત સાંભળવાની ઇચ્છા કરે. ૨ તે પછી પૂછે, એટલે ભણેલું શ્રુત શંકા રહિત કરે, ૩ પછી એ ભણેલું શ્રુત અર્થથી સાંભળે, ૪ તે સાંભળીને અવગ્રહ વડે ગ્રહણ કરે, ૫ ગ્રહણ કરીને ઈહાથી વિચાર કરે કે "શું તે આજ પ્રમાણે છે કે અન્યથા છે?" એમ વિચાર કરતાં સ્વબુદ્ધિથી પણ કંઈક ઉત્પ્રેક્ષા કરે. ૬ તે પછી નિશ્ચય કરે, કે જે પ્રમાણે ગુરૂએ કહ્યું છે તે તેમજ છે. ૭ જ્યારે એ પ્રમાણે નિશ્ચય થાય એટલે હમ્મેસાં પોતાના ચિત્તમાં તે ધારી રાખે. ૮ તે પછી શાસ્ત્રમાં કહેલ સમ્યક્ અનુષ્ઠાન કરે, કારણકે શાસ્ત્રમાં કહેલું અનુષ્ઠાન પણ શ્રુતજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમમાં, અને ગુરૂનું ચિત્ત મેળવી લેવામાં હેતુભૂત હોવાથી શ્રુતજ્ઞાનની પ્રાપ્તિનો ઉપાય છે.

૧ અથવા ગુરૂ મહારાજ જે જે કાર્ય માટે આજ્ઞા કરે, તે સર્વ અનુગ્રહ માનીને સાંભળવાની ઇચ્છા કરે. ૨ તે તે કાર્ય કરતી વખત પુનઃ પૂછે. ૩ એ પ્રમાણે આરાધન કરેલ ગુરૂની પાસે સૂત્ર અને તેનો અર્થ સારી રીતે સાંભળે. ૪ સાંભળીને અવગ્રહવડે ગ્રહણ કરે. તે પછીનો વિચારાદિનો અર્થ ઉપર કહ્યા મુજબ સમજવો. બીજા વળી એમ કહે છે કે ૧ પુછાવેલા ગુરૂએ આદેશ કરેલા વચનને રૂડી રીતે સાંભળે છે ૨ અને સાંભળેલાને તેવી રીતે અવગ્રહવાવડે ગ્રહણ કરે, ગુરૂએ સમ્યક્ રીતે કરે ત્યાં સુધી સમજવું. આ પ્રમાણે એ આઠે પ્રકારે ગુરૂની આરાધના શ્રુતની પ્રાપ્તિમાં મૂલ ઉપાય ભૂત હોવાથી ગુરૂ આરાધનાના વિષયમાં તે આ ગુણો યોજે છે. ૫૬૧

सुस्सू. ं य सोउं सुयमियन्छइ सविणओ गुरुमुहाओ ।
पडिपुच्छइ तं गहियं पुणोऽवि निस्संकियं कुणइ ॥ ५६२ ॥

सुणइ तदत्यमधीउं गहणे-हा-ऽवाय-धारणा तस्स ।
सम्मं कुणइ सुयाणं अत्तंपि तओ सुय लहइ ॥ ५६३ ॥

सुस्सूसइ वा जं गुरवो जंपंति पुव्वभणिओ य ।
कुणइ पडिपुच्छिऊणं सुणेइ सुत्ते तदत्थं वा ॥ ५६४ ॥

શુશ્રૂષા એટલે વિનય સહિત ગુરૂ મુખથી સાંભળવાની ઈચ્છા કરે, પુન: પૂછે એટલે તે ગ્રહણ કરેલું પુન: શંકારહિત કરે, શ્રવણ કરે એટલે તેનો અર્થ ભણીને સાંભળે, તે પછી ગ્રહણ કરી, વિચારી, નિશ્ચય કરી, ધારી રાખીને તેનું શાસ્ત્રાજ્ઞાનુસાર અનુષ્ઠાન કરે. કેમકે તેથી બીજું પણ શ્રુત પ્રાપ્ત થાય. અથવા ગુરૂ જે જે કહે તે સાંભળવાની ઇચ્છા કરે, અને પૂર્વે કહ્યું હોય તે પ્રમાણ કરે, પુન: પૂછીને સૂત્ર અથવા તેનો અર્થ સાંભળે. ૫૬૨-૫૬૩-૫૬૪.

હવે શ્રવણ કરવાનો વિધિ કહે છે.

मूयं हुंकारं वा वाढक्कार-पडिपुच्छ-वीमंसा ।
तत्तो पसंगपारायणं च परिणिट्ठ समत्तए ॥ ५६५ ॥ २२ । २३ ॥

મૂક રહેવું. હુંકારો આપવો, બાઢંકાર કરવો, પ્રતિપૃચ્છા કરવી, મીમાંસા કરવી, પછી પ્રસંગ પારંગત થવું તેમ કરવાથી છેલ્લે સાતમ પરિનિષ્ઠા થાય. ૫૬૫.

પહેલી વાર સાંભળતાં ગાત્ર સ્થિર કરીને મૌનપણે સર્વ એક ચિત્તે ધારી રાખવું, ૧ તે પછી બીજીવારે હુંકારો દેવો. વંદન કરવું. ૨ પછી ત્રીજીવખતે બાઢંકાર કરવો એટલે આપે કહ્યું તે તેમજ છે, અન્યથા નથી, એમ કહેવું. ૩ ચોથી વખત પછી પૂર્વાપરસૂત્રનો અભિપ્રાય સાંભળીને કંઇક પૃચ્છા કરવી, એટલે એ બાબત એમ કેમ ? એવી રીતે પૂછવું. ૪ પછી પાંચમી વખત મીમાંસા કરવી, એટલે પ્રમાણની જીજ્ઞાસા કરવી. ૫. છઠ્ઠી વખત ઉત્તરોત્તર ગુણપ્રાપ્તિ અને ચાલતા વિષયની સંપૂર્ણ માહીતી થાય. ૬. સાતમી વખતે છેવટે પરિનિષ્ઠા થાય એટલે ગુરૂની પેઠે સારી રીતે બીજાને કહી શકે એવું જ્ઞાન થાય. ૭. આ પ્રમાણે શિષ્યે શ્રવણ કરવાનો વિધિ છે. ૫૬૫

હવે ગુરૂએ કેવી રીતે વ્યાખ્યાન કરવું તે કહે છે.

सुत्तत्थो खलु पढमो बितिओ निज्जुत्तिमीसिओ भणिओ ।
तइओ य निरवसेसो एस विही होइ अणुओगो ॥ ५६६ ॥ २३।२४ ॥

પ્રથમ અનુયોગમાં ( પહેલીવાર સૂત્રાર્થ પ્રતિપાદન કરતાં ) માત્ર સૂત્રનોજ અર્થ કહે, બીજી વખત સૂત્રસ્પર્શકનિર્યુક્તિ મિશ્ર કહે, અને ત્રીજીવાર પ્રસક્તાનુપ્રસક્ત સંપૂર્ણ અનુયોગ કહે. આ પ્રમાણે સૂત્રના અર્થ કહેવાનો વિધિ છે. ૫૬૬

શ્રુતજ્ઞાનનો અધિકાર સમાપ્ત થયો.

# હવે અવધિજ્ઞાનનો અધિકાર.

હવે પૂર્વોક્ત સંબંધથી આવેલું અવધિજ્ઞાન કહેવાની ઇચ્છાએ આચાર્યશ્રી પ્રસ્તાવના કરતા કહે છે કે–

भणियं परोक्खमहुणा पचक्खं तं च तिविहमोहाई ।
पुव्वोदितसंबंधं तत्थावहिमाइओ वोच्छं ॥ ५६७ ॥

પરોક્ષજ્ઞાન ( મતિ-શ્રુત ) કહ્યું; હવે પ્રત્યક્ષજ્ઞાન કહીશું, તે પ્રત્યક્ષઅવધિઆદિ ત્રણ પ્રકારે છે. ( અવધિ-મનઃપર્યાય-ને કેવળ. ) તેમાં પ્રથમ પૂર્વોક્ત સંબંધવાળું અવધિજ્ઞાન કહીશું. ૫૬૭

અવધિજ્ઞાનના અસંખ્યાતા ભેદો છે, તે જણાવવાને કહે છે કે—

संखाईयाओ खलु ओहिन्नाणस्स सव्वपयडीओ ।
काई भवपच्चइया खओवसमियाउ काओऽवि ॥ ५६८ ॥ २४२५॥

અવધિજ્ઞાનના સર્વ ભેદો સંખ્યાતીત છે. તેમાંના કેટલાક ભવપ્રત્યયિક છે અને કેટલાક ક્ષયોપશમપ્રત્યયિક છે. ૫૬૮.

વિષયભૂત ક્ષેત્ર અને કાળની અપેક્ષાએ અવધિજ્ઞાનના સંખ્યાતીત એટલે અસંખ્ય ભેદો છે. જેમકે અવધિજ્ઞાનનો ક્ષેત્રથી વિષય જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગે છે ને તેથી માંડીને એકેક પ્રદેશની વૃદ્ધિએ ઉત્કૃષ્ટથી અલોકમાં પણ લોકપ્રમાણ અસંખ્યાતા ખંડોમાં તેને દેખવા જાણવા લાયક પદાર્થો હોય તો તેને જોઈ દેખી શકે. કાળથી પણ અવધિજ્ઞાનીનો વિષય જઘન્યથી આવલીના અસંખ્યાતમા ભાગનો છે ને તેથી માંડીને એકેક સમયની વૃદ્ધિએ ઉત્કૃષ્ટથી અસંખ્યાત ઉત્સર્પિણીઅવસર્પિણી કાળ સુધીનો વિષય છે. એ પણ આગળ કહેવાશે. કારણકે વિષયના ભેદથી વિષયિનો પણ ભેદ હોય છે, એ ન્યાયથી ક્ષેત્ર અને કાળરૂપ વિષયના અસંખ્યાતા ભેદ હોવાથી અવધિજ્ઞાનરૂપ વિષયિના પણ અસંખ્યાતા ભેદ છે. મૂળમાં खलु શબ્દ છે તે વિશેષાર્થ છે, એથી કરીને એમ સમજવાનું છે કે ક્ષેત્ર અને કાળની અપેક્ષાએજ અવધિજ્ઞાનના અસંખ્યાતા ભેદ છે. દ્રવ્ય-ભાવની અપેક્ષાએ નહિ; કારણકે દ્રવ્ય-ભાવની અપેક્ષાએ તો અવધિજ્ઞાનના અનન્તા પણ ભેદ છે. આ માટે આગળ ૬૨૬ મી ગાથામાં કહેવાશે કે-તૈજસ અને ભાષાદ્રવ્યની મધ્યમાં રહેલા અનન્ત પ્રદેશી દ્રવ્યોથી આરંભીને વિચિત્ર વૃદ્ધિએ સર્વરૂપીદ્રવ્યોનો ઉત્કૃષ્ટ વિષય પરિમાણનો અવધિ કહેશે, અને ભાવથી દરેક વસ્તુનો અસંખ્યેય પર્યાયરૂપ વિષય કહેશે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે સર્વ પુદ્ગલાસ્તિકાય અને અવધિગ્રાહ્ય તેના પર્યાયો, એ ઉભયની અપેક્ષાએ અવધિજ્ઞાનનો અનન્તો વિષય છે. “ જ્ઞેયના ભેદથી જ્ઞાનનો પણ ભેદ છે ” એ ન્યાયે દ્રવ્ય અને ભાવ લક્ષણ વિષયની અપેક્ષાએ અવધિજ્ઞાનના અનન્તા ભેદ છે.

શિષ્ય:—જો અવધિના અનન્તા ભેદ છે, તોપછી મૂળમાં “અવધિના સંખ્યાતીત ભેદ છે ” એમ જે કહ્યું છે, તેમાં વિરૂદ્ધતા જણાશે.

ગુરૂ:—એમ નહિ. અનન્તુ પણ સંખ્યાતીતજ કહેવાય છે, તેથી એમાં કંઇ વિરૂદ્ધતા નથી. માટે “ સંખ્યાતીત ” શબ્દથી અસંખ્યાતા અને અનન્તા ભેદો અવધિજ્ઞાનના છે.

એમ કહેવામાં કંઈ પણ વિરુદ્ધતા નથી. એ સર્વ ભેદોમાંના કેટલાએક ભેદ ભવપ્રત્યયિક છે અને કેટલાએક ક્ષયોપશમપ્રત્યયિક છે. એટલે કે જેમ આકાશે ઉડવામાં પક્ષીઓનો ભવ-જન્મ એજ હેતુ છે, તેમ નારકાદિ જન્મ એજ અવધિજ્ઞાનમાં હેતુ છે અને તેથા તેઓને તે ભવપ્રત્યયિજ્ઞાન કહેવાય. એવું જ્ઞાન દેવ-નારકીઓનેજ હોય છે. તથા તપ વિગેરે ગુણોના પરિણામથી પ્રગટ થએલું જ્ઞાન તે ક્ષયોપશમપ્રત્યયિક (હેતુવાળું) કહેવાય છે. એ જ્ઞાન તિર્યંચ અને મનુષ્યોને હોય છે.

શિષ્યઃ-અવધિજ્ઞાન ક્ષયોપશમિક ભાવમાં છે. અને નારકાદિ જન્મ તો ઔદયિક ભાવમાં છે. આપ્રમાણે પરસ્પર વિરૂદ્ધ હોવાથી, નારકાદિ જન્મ, તે અવધિજ્ઞાનનો હેતુ કેમ થઇ શકે?

ગુરૂઃ—ખરી રીતે તો નારકી-દેવોનું જ્ઞાન પણ ક્ષયોપશમ નિમિત્તવાળુંજ છે, પરન્તુ એ ક્ષયોપશમ પણ નારકી-દેવનો ભવ થયો હોય તો અવશ્યજ થાય છે. એ કારણથી નારકી-દેવનું જ્ઞાન ભવપ્રત્યયિક કહેવાય છે ૫૬૮.

હવે સામાન્યપણે કહેલા અવધિજ્ઞાનના ભેદો સંખ્યાતીન છે, અને વાણી તો ક્રમવર્તિ છે, તથા આયુષ અલ્પ છે. આમ હોવાથી તેના જેટલા ભેદો છે તેટલા ભેદો કહી શકવાનું પોતાનું સામર્થ્ય નથી, એમ જણાવવાને નિર્યુક્તિકાર મહારાજ કહે છે કે—

**कत्तो मे वण्णेउं सत्ती ओहिस्स सव्वपयडीओ ? ।**
**चोद्दसविहनिक्खेवं इड्ढीपत्तेय वोच्छामि ॥ ५६९ ॥ २५।२६ ॥**

અવધિજ્ઞાનના સર્વ ભેદો કહેવાને મારી શક્તિ ક્યાંથી હોય ? (પરન્તુ) ચૌદ પ્રકારના નિક્ષેપ અને ઋદ્ધિ પામેલાઓનું વર્ણન કરીશ. ૫૬૯.

આયુષ પરિમિત અને વાણી ક્રમવર્તિ હોવાથી અવધિજ્ઞાનના સર્વ ભેદો કહેવાને મારી શક્તિ ક્યાંથી હોય ? નજ હોય. તો પણ શિષ્યસમૂહના ઉપકારાર્થે અવધિઆદિ પ્રકારના નિક્ષેપ અને આમર્ષ ઔષધિ વિગેરે ઋદ્ધિઓનું વર્ણન કરીશ. ૫૬૯.

હવે આ ૫૬૯ મી નિર્યુક્તિ ગાથાના પૂર્વાર્ધનું વ્યાખ્યાન કરવાને માટે ભાષ્યકાર મહારાજ કહે છે—

तस्स जमुक्कोसयखेत्त-कालसमयप्पएसपरिमाण ।
तण्णेयपरिच्छिन्नं तं चिय से पयडिपरिमाणं ॥ ५७० ॥
संखाईयमणंत च तेण तमणंतपयडिपरिमाणं ।
पेच्छइ पोग्गलकायं जमणंतपएस-पज्जायं ॥ ५७१ ॥

તે અવધિના જ્ઞેયપણાના નિયમથી જેટલું અવધિના વિષયભૂત ઉત્કૃષ્ટ ક્ષેત્રના પ્રદેશ અને ઉત્કૃષ્ટ કાળના સમયનું પરિમાણ છે, તેટલુંજ તે અવધિના ભેદોનું પરિમાણ છે, વળી સંખ્યાતીત એટલે અનન્ત, તેથી કરીને તેના અનન્તા ભેદ ( પણ ) છે, કેમકે અનન્ત પ્રદેશી અને અનન્ત પર્યાયવાળા પુદ્ગળાસ્તિકાયને તે ( અવધિજ્ઞાની ) જુએ છે. ૫૭૦-૫૭૧

જે ઉત્કૃષ્ટક્ષેત્રના પ્રદેશનું પ્રમાણ અને જે ઉત્કૃષ્ટકાળના સમયનું પ્રમાણ અવધિના જ્ઞેયપણે વ્યવસ્થિત છે, તેટલું અવધિજ્ઞાનના ભેદોનું પ્રમાણ છે, એટલે કે અવધિજ્ઞાનના એ અપેક્ષાએ અસંખ્યાતા ભેદ છે. કેમકે અંગુળના અસંખ્યાતમા ભાગથી માંડીને છેક અ-

સંખ્યેય લોકાકાશના પ્રદેશો, તથા આવળીના અસંખ્યાતમા ભાગથી માંડીને છેક અસંખ્યેય ઉત્સર્પિણી ને અવસર્પિણીના સમયો, એ ઉભય ભિન્ન ભિન્ન અસંખ્યાતા પ્રમાણવાળાં છે. આ કારણથી ક્ષેત્ર અને કાળની અપેક્ષાએ અવધિના અસંખ્યાતા ભેદો છે. તથા ખલુ શબ્દવડે સૂચવેલા અવધિના અનન્તા ભેદો પણ છે, જેમકે સંખ્યાતીત એટલે કેવળ અસંખ્યેય એમ નહિ, પણ સંખ્યાતીત એટલે અનન્ત પણ સમજવું. કારણ કે અનન્ત એ પણ સંખ્યાથી અતીતજ છે. તેથી અવધિજ્ઞાનના અનન્તા ભેદ પણ કહી શકાય, કેમકે અવધિજ્ઞાની અનન્ત પ્રદેશી અને અનન્ત પર્યાયી સમસ્ત પુદ્ગળાસ્તિકાયને જુએ છે. આમ હોવાથી અનન્ત દ્રવ્ય અને પર્યાયની અપેક્ષાએ અવધિજ્ઞાનના અનન્તા ભેદો પણ છે. ૫૭૦-૫૭૧.

હવે પૂર્વે કહેલ નિર્યુક્તિની ગાથાના ઉત્તરાર્ધનું વ્યાખ્યાન કહે છે.

भवपच्चइया नारय-सुराण पक्खीण वा नभोगमणं ।
गुणपरिणामनिमित्ता सेसाण खओवसमियाओ ॥ ५७२ ॥

જેમ પક્ષીઓને આકાશ ગમન ભવહેતુક છે, તેમ દેવ અને નારકીને ( અવધિ ) ભવહેતુક છે; અને બાકીનાઓને ક્ષયોપશમથી થાય છે, માટે ગુણ પરિણામના નિમિત્તવાળું છે. ૫૭૨.

હવે આ સંબંધમાં શંકા અને સમાધાન કહે છે.

ओही खओवसमिए भावे भणिओ भवो तहोदइए ।
तो किह भवपच्चइओ वोत्तुं जुत्तोऽवही दोण्हं ? ॥ ५७३ ॥
सोऽवि　　　　किंतु स एव उ खओवसमलाभो ।
तम्मि सइ होयवस्सं भण्णइ भवपच्चओ तो सो ॥ ५७४ ॥

અવધિજ્ઞાન ક્ષયોપશમભાવમાં કહેલ છે, અને ભવ ઔદયિકભાવમાં કહેલ છે, તો દેવ-નારકીનુ અવધિજ્ઞાન ભવપ્રત્યયિક કહેવું કેમ યોગ્ય કહેવાય ? ઉત્તર-તે (દેવનારકીનું) અવધિ પણ ક્ષયોપશમથીજ થાય છે, પરન્તુ તેવા ક્ષયોપશમનો લાભ તે દેવ-નારકીના ભવ હોય, તો અવશ્યજ થાય છે, તે કારણથી તે અવધિ ભવપ્રત્યાયક કહેવાય છે. ૫૭૩-૫૭૪

શિષ્યઃ—કર્મના ક્ષયોપશમ વિગેરે શું ભવ આદિના નિમિત્તવાળા છે. ? ગુરૂશ્રી તેના ઉત્તર માટે કહે છે કે—

उदय-क्खय-क्खओवसमो-वसमा जं च कम्मणो भणिया ।
दव्वं खित्तं कालं भवं च भावं च संपप्प ॥ ५७५ ॥

કર્મનો જે ઉદય-ક્ષય-ક્ષયોપશમ-ને ઉપશમ કહેલો છે, તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવ એ પાંચને પામીને થાય છે. ૫૭૫

શિષ્યની શંકાના સમાધાન માટે ગુરૂશ્રી કહે છે કે કર્મના ક્ષયોપશમ વિગેરે દ્રવ્ય ક્ષેત્રાદિ પામીને થાય છે; કારણ કે પુષ્પમાળા, ચન્દન,સર્પ, વિષ વિગેરે દ્રવ્યો પામીને પ્રાણીઓને સુખ-દુઃખ આદિના ઉદય વિગેરે તીર્થંકર-ગણધરોએ સિદ્ધાન્તમાં કહેલ છે, અને એ પ્રમાણે પ્રત્યક્ષથી પણ જણાય છે, આ કારણથી દેવ-નારકીઓને તે ભવની અપેક્ષાએજ ક્ષયોપશમ નિમિત્તવાળું અવધિજ્ઞાન અવશ્ય હોય છે. ૫૭૫

હવે પૂર્વે કહેલ ૫૬૯મી જે નિર્યુક્તિ ગાથા છે, તેનું વ્યાખ્યાન કરવાને ભાષ્ય કહે છે.

इय सव्वपयडिमाणं कह कमवसवण्णवत्तिणी वाया ।
कोच्छिति सव्वं सव्वाउणाऽवि संखेज्जकालेणं ? ॥ ५७६ ॥

એ પ્રમાણે સર્વ ભેદોનું પ્રમાણ, ક્રમશ: વર્ણ (અક્ષર) ને અનુસરનારી એવી વાણી-થી સર્વ આયુષ અને સંખ્યાતાકાળ વડે કેમ કહી શકાય? ૫૭૬.

હવે ચૌદ પ્રકારના નિક્ષેપ કહે છે.

ओही खेत्तपरिमाणे संठाणे आणुगामिए ।
अवट्ठिए चले तिव्व-मंदपडिवाउप्पयाइ य ॥ ५७७ ॥ २६।२७ ॥
नाणं-दंसणविभंगे देसे खित्ते गई इय ।
इड्ढीपत्ताणुओगे य एनेया पडिवत्तिओ ॥ ५७८ ॥ २७।२८ ॥

૧ અવધિ, ૨ ક્ષેત્ર પરિમાણ, ૩ સંસ્થાન, ૪ અનુગામિ, ૫ અવસ્થિત, ૬ ચળ, ૭ તીવ્ર મન્દ. ૮ પ્રતિપાત અને ઉત્પાતાદિ, તથા ૯ જ્ઞાન, ૧૦ દર્શન, ૧૧ વિભંગ, ૧૨ દેશ, ૧૩ ક્ષેત્ર , ૧૪ ગતિ, ને ઋદ્ધિપ્રાપ્ત એ પ્રતિપત્તિઓ છે. ૫૭૭-૫૭૮.

અહીં અવધિ આદિથી ગતિ પર્યન્તના ચૌદ દ્વારો અને તે પછી ઋદ્ધિઓ કહેવાશે. તેમાં પ્રથમ નામ- સ્થાપનાદિ વડે ભિન્ન એવો અવધિ કહેવાશે. ૧ તે પછી જઘન્ય-મધ્યમ-ને ઉત્કૃષ્ટ ભેદે અવધિનું ક્ષેત્રપરિમાણ કહેવાશે. ૨ તેમજ તેનું સંસ્થાન કહેવાશે. ૩ આનુગામી અને અનાનુગામિ અવધિજ્ઞાન કહેવાશે. ૪ તથા દ્રવ્યાદિમાં અવધિજ્ઞાન કેટલા કાળ પર્યન્ત પડયા સિવાય ઉપયોગથી અને લબ્ધિથી રહે છે, એ પ્રમાણે અવધિજ્ઞાનની સ્થિતિ કહેવાશે. ૫ વળી વધવાથી અને ઘટવાથી અનવસ્થિત અવધિનુંમાન કહેવાશે. ૬ તેમજ તીવ્ર-મન્દ-ને મધ્યમ અવધિજ્ઞાન કહેવાશે. તેમાં તીવ્ર અવધિ એટલે વિશુદ્ધ અવધિ, મન્દ એટલે અશુદ્ધ, અને મધ્યમ એટલે શુદ્ધાશુદ્ધ અવધિ૭ દ્રવ્યાદિની અપેક્ષાએ એક કાળે પ્રતિપાત અને ઉત્પાદ કહેવાશે. ૮ જ્ઞાન-દર્શન-ને વિભંગ કહેવાશે. એટલે એમાં જ્ઞાન કયુ? દર્શન કયું ? અને વિભંગ કયું ? એ ત્રણેનું પરસ્પર અલ્પબહુત્વ કહેવાશે. ૯, ૧૦, ૧૧ અવધિજ્ઞાન કોને દેશથી દેખવાના વિષયવાળું અને, કોને સર્વથી દેખવાના વિષયવાળું હોય તે કહેવાશે. ૧૨ સંબદ્ધ-અસંબદ્ધ, સંખ્યેય અને અસંખ્યેય અપાન્તરાળ ક્ષેત્રદ્વારાએ અવધિજ્ઞાનના ક્ષેત્રનો વિષય કહેવાશે. ૧૩ તથા ૪૦૬મી ગાથા-માં કહેલા ગતિ આદિદ્વારે કહેવાશે. ૧૪ તેમજ ઋદ્ધિ પ્રાપ્તના વ્યાખ્યાનરૂપ અનુયોગ કહેવાશે. ૧૫ આ ઉપરોક્ત પ્રતિપત્તિઓ અનુક્રમે કહેવાશે. અવધિના ભેદોજ આ પ્રતિપત્તિના હેતુ છે, તેથી તેમનેજ પ્રતિપત્તિઓ કહેવાય છે. ૫૭૭-૫૭૮.

આ અવધિના ચાદ નિક્ષેપ શાથી છ ? તે માટે ભાષ્યકાર કહે છે કે—

गइपज्जंता चोद्दस रिद्धी चसमुच्चियत्ति पंचदसी ।
ओहिपयपि व मोत्तुं सेयरमणुगामियं काउं ॥ ५७९ ॥
केई चोद्दसभेयं भणंति ओहित्ति न पयडी जम्हा ।
पयडीण य निक्खेवो जं भणिओ चोद्दसविहो त्ति ॥ ५८० ॥

ગતિ પર્યન્ત ચૌદ અને ચશબ્દથી પંદરમી ઋદ્ધિ; અથવા ' અવધિ ' પદ મૂકી દઇને અનુગામિ તથા અનનુગામિ એમજ ( ભેદ ) કરાને કેટલાએક ચૌદ ભેદ કહે છે, કેમકે અવધિ એ ભેદ નથી અને અહીં ભેદોનો નિક્ષેપ કહયો છે, તેથી તેના ચૌદ ભેદ છે. ૫૭૯-૫૮૦.

અવધિ આદિથી ગતિ પર્યન્ત ચૌદ નિક્ષેપા અને ૫૬૯મી ગાથામાં ચ શબ્દથી જણાવેલ-કહેલી ઋદ્ધિઓ એ પંદર દ્વારો કહેવાશે. અથવા ૫૭૭ મી ગાથામાં કહેલ ' અવધિ ' એ પદ મૂકી દઇને અનુગામી તથા અનનુગામી એવા ભેદ કરીને ચૌદ પ્રકારનો નિક્ષેપ કેટલાએક આચાર્યો કહે છે. કેમકે અવધિ એ ભેદ નથી પણ મુખ્ય ઉદ્દેશ્ય છે, અને અહીં તો ભેદના વિચારનો આરંભ છે. તેથી ભેદોનોજ નિક્ષેપ અહીં કહેવો જોઇએ- આ વ્યાખ્યાન પણ યોગ્ય છે. માત્ર આ પક્ષમાં અવધિ શબ્દ દરેક સ્થળે વિશેષણરૂપે જોડવો. જેમકે અવધિનું ક્ષેત્ર પરિમાણ, અવધિનું સંસ્થાન વિગેરે. ૫૭૯-૫૮૦

પ્રથમ પક્ષને સમ્મત પ્રથમદ્વાર કહે છે.

**नामं ठवणा दविए खेत्ते काले भवे य भावे य ।**
**एसो खलु ओहिस्सा निक्खेवो होइ सत्तविहो ॥ ५८१ ॥ २८२९ ॥**

નામ-સ્થાપના-દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભવ અને ભાવ, એ સાત પ્રકારે અવધિજ્ઞાનનો નિક્ષેપ છે. ૫૮૧.

આ ઉપરોક્ત નિર્યુક્તિની ગાથાનો વિસ્તાર ભાષ્યકાર કહે છે.

अवहित्त जस्स नामं जह मज्जायाऽवहित्ति लोयम्मि ।
ठवणावहिनिक्खेवो होइ जहऽक्खाइविन्नासो ॥ ५८२ ॥

જેમ લોકમાં મર્યાદાને અવધિ કહે છે, તેમ જેનું અવધિ એવું નામ કરાય તે નામ-અવધિ. જે અક્ષાદિનો વિન્યાસ થાય છે તે સ્થાપનાં અવધિનો સ્થાપના નિક્ષેપ છે. ૫૮૨.

જેમ દુનિયામાં મર્યાદાને અવધિ કહેવાય છે, તેમ જે કોઇ જીવાદિ પદાર્થનું 'અવધિ' એવું નામ કરાય, તે નામ માત્રથી કેવળ નામ અવધિ કહેવાય છે. તથા અક્ષાદિમાં જેમ નિક્ષેપ કરાય છે, તેમ કોઇ વસ્તુમાં અવધિનો વિન્યાસ કરવો તે સ્થાપનામાત્રથી અવધિ કહેવાય છે. ૫૮૨.

અથવા બીજી રીતે નામ અને સ્થાપના અવધિનું સ્વરૂપ કહે છે.

अहवा नामं तस्सेव जमभिहाणं सपज्जओ तस्स ।
ठवणाकारविसेसो तद्दव्व-क्खेत्त-सामीणं ॥ ५८३ ॥

અથવા તેનુંજ ' અવધિ ' એવું નામ એ નામ અવધિ છે. કેમકે ( અવધિ ) એવું નામ એ પણ અવધિ જ્ઞાનનો સ્વપર્યાય છે. તથા તે અવધિના દ્રવ્ય-ક્ષેત્રને સ્વામીનો આકાર વિશેષ તે સ્થાપના અવધિ છે. ૫૮૩

અથવા "અવધિ" એવા અક્ષરોની પંક્તિરૂપ સંજ્ઞા તે નામ અવધિ છે, અવધિ એવું નામ એ અવધિજ્ઞાનનો વચનરૂપ સ્વપર્યાય છે. તથા અવધિજ્ઞાનના વિષયભૂત પૃથ્વી-પર્વતાદિ દ્રવ્ય, ભરતાદિ ક્ષેત્ર અને સ્વામિપણાના આધારભૂત જે સાધુ વિગેરે તેઓનો આકાર વિશેષ તે પણ સ્થાપના અવધિ છે. કેમકે વિષય અને વિષયીભાવના સંબંધથી

એઓના આકારમાં અવધિ સ્થપાય છે. પૂર્વની ગાથામાં મર્યાદા અને અક્ષાદિમાં અવધિજ્ઞાન અસંબદ્ધ છતાં પણ તેમને નામઅવધિ અને સ્થાપનાઅવધિ તરીકે કહ્યા છે, અને અહીં નામ અને દ્રવ્યાદિ આકારમાં અવધિજ્ઞાન સંબદ્ધ હોવાથી તેમને નામઅવધિ ને સ્થાપના અવધિ કહેલ છે. એટલો એમાં ને આમાં તફાવત છે. ૫૮૩

હવે દ્રવ્યઅવધિ કહે છે, તે બે પ્રકારે છે, આગમથી અને નોઆગમથી, તેમાં અવધિ પદાર્થને જાણનારો છતાં તેમાં ઉપયોગરહિત હોય, તે આગમથી દ્રવ્યઅવધિ કહેવાય. કેમકે " ઉપયોગ રહિત હોય તે દ્રવ્ય " એ વચનથી તે અનુપયોગી મનુષ્ય દ્રવ્યઅવધિ કહેવાય છે. તથા નોઆગમથી જે જ્ઞશરીર દ્રવ્યઅવધિ ને ભવ્યશરીરદ્રવ્યઅવધિ છે, તેનું સ્વરૂપ તો જાણીતું છે. તેથી તેને છોડીને જ્ઞશરીર ભવ્યશરીરવ્યતિરિક્ત દ્રવ્યઅવધિ ભાષ્યકાર મહારાજ પોતે કહે છે.

दव्वोही उप्पज्जइ जत्थ तओ जं च पासए तेणं ।
जं वोवगारि दव्वं देहाई तदुब्भवे होइ ॥ ५८४ ॥

જ્યાં અવધિ ઉત્પન્ન થાય તે, તથા તે અવધિ વડે જે દ્રવ્ય જુએ તે, અથવા અવધિ ઉત્પન્ન થવામાં જે દ્રવ્ય-દેહાદિ ઉપકારી હોય તે દ્રવ્ય અવધિ છે. ૫૮૪.

મોટા પર્વતની જે શિલા આદિ ઉપર કાર્યોત્સગાદિમાં રહેલા સાધુઆદિને અવધિ ઉત્પન્ન થાય તે શિલાદિ, તથા પૃથ્વી-પર્વતાદિ રૂપી દ્રવ્ય-પદાર્થને તે અવધિવડે સાધુઆદિ જુએ છે તે, તેમજ અવધિજ્ઞાનની ઉત્પત્તિમાં શરીરાદિ દ્રવ્ય સહકારીપણે ઉપકારી હોય તે, એ સર્વ દ્રવ્યઅવધિ કહેવાય છે. કારણ કે અહીં આધારઆદિભૂત જે શિલાદિ દ્રવ્યો તે ઉત્પન્ન થતા અવધિજ્ઞાનના સહકારી કારણો છે. એ માટે કહ્યું છે કે—

भूतस्य भाविनो वा भावस्य हि कारणं तु यल्लोके ।
तद् द्रव्यं तत्त्वज्ञैः सचेतनाऽचेतनं गदितम् ॥ १ ॥

ભૂત અથવા ભાવિ પદાર્થનું જે કારણ હોય, સચેતન અથવા અચેતન તેને લોકમાં તત્ત્વજ્ઞોએ દ્રવ્ય કહ્યું છે" આ વચનથી ઉપરોક્ત શિલાદિ સર્વ વસ્તુ દ્રવ્ય-અવધિ કહેવાય છે. આ સિવાય બીજા પણ તપ-સંયમાદિ અવધિજ્ઞાનની ઉત્પત્તિના કારણો છે, તેને પણ દ્રવ્યઅવધિપણે જાણવા. પણ દ્રવ્યરૂપે તે ન હોવાથી અહિં ગણાવેલ નથી. ૫૮૪

હવે ક્ષેત્રઅવધિ અને કાળઅવધિનું સ્વરૂપ કહે છે.

खेत्ते जत्थुप्पज्जइ कहिज्जए पेच्छए व दव्वाइं ।
एवं चेव य काले न उ पेच्छइ खित्त-काले सो ॥ ५८५ ॥

જે ક્ષેત્રમાં (અવધિ) ઉત્પન્ન થાય, અથવા જે ક્ષેત્રમાં અવધિની પ્રરૂપણા થાય, અથવા જે ક્ષેત્રમાં રહેલાં દ્રવ્યો જુએ, તે સર્વ ક્ષેત્રઅવધિ છે. એજ પ્રમાણે જે કાળમાં અવધિ ઉત્પન્ન થાય, પ્રરૂપણા થાય, કે જોવાય, તે કાળઅવધિ છે, ક્ષેત્ર અને કાળને તે અવધિવાળો સાક્ષાત્ જુએ નહિ. ૫૮૫.

જે નગરના ઉદ્યાનાદિમાં રહેલા સાધુઆદિને અવધિ ઉત્પન્ન થાય તે અવધિના અધિકરણભૂત ક્ષેત્ર તે ક્ષેત્રઅવધિ કહેવાય છે. અહીં આધારભૂતક્ષેત્રની મુખ્યતાની વિવક્ષાએ વ્યપદેશ કર્યો છે. અથવા જે ક્ષેત્રમાં અવધિની પ્રરૂપણા કરાય તે, તેમજ જે ક્ષેત્રમાં રહેલાં દ્રવ્યો અવધિજ્ઞાની જુએ છે. તેને પણ તેની મુખ્યતાની વિવક્ષાએ ક્ષેત્રઅવધિ કહેવાય છે,

એજ પ્રમાણે જે પ્રથમપૌરૂષીઆદિ કાળમાં અવધિજ્ઞાન ઉત્પન્ન થાય તે, અથવા જે કાળમાં અવધિની પ્રરૂપણા કરાય તે, તેમજ જે કાળવિશિષ્ટદ્રવ્યોને અવધિજ્ઞાની જુએ છે તેને તેની મુખ્યપણાની વિવક્ષાએ કાળઅવધિ કહેવાય છે.

શિષ્ય:—અવધિજ્ઞાની ક્ષેત્ર અને કાળમાં રહેલા દ્રવ્યો જુએ છે એમ કહ્યું છે, તો શું તે અવધિજ્ઞાની ક્ષેત્ર અને કાળને સાક્ષાત્ નથી જોતા ?

ગુરૂ:—ક્ષેત્ર અને કાળ અરૂપી હોવાથી અવધિવાળો સાક્ષાત્ તેને જોઇ શકતા નથી, કેમકે અવધિજ્ઞાની રૂપીવસ્તુનેજ જોઇ શકે છે. પરન્તુ આધારભૂત ઉદ્યાનાદિ જુએ છે. તથા વર્તનારૂપ કાળને તો તે જુએ છે, કારણ કે વર્તના તો દ્રવ્યનો પર્યાય છે. ૫૮૫.

હવે ભવ અને ભાવ અવધિનું સ્વરૂપ કહે છે.

> जम्मि भवे उप्पज्जइ वट्टइ पासइ व जं भवोधी सो ।
> एमेव य भावोही वट्टइ य तओ खओवसमे ॥ ५८६ ॥

જે ભવમાં જે અવધિ ઉત્પન્ન થાય વર્તતું હોય અને જુએ તે અવધિ ભવઅવધિ છે. એજ પ્રમાણે ભાવઅવધિ છે, અને તે ક્ષયોપશમભાવમાં છે. ૫૮૬.

જે નારકાદિ ભવમાં અવધિજ્ઞાન અવશ્ય ઉત્પન્ન થાય છે તે, અથવા જે ભવમાં અવધિ ઉત્પન્ન થએલ હોય છે તે નારકાદિ ભવ અથવા પોતાના કે પરના એકથી અસંખ્યાતા ભવને જુએ તે ભવઅવધિ છે. અહીં આધારભૂત અથવા વિષયભૂત ભવને વિષે જે અવધિ હોય તેને ભવઅવધિ કહેલ છે. આજ પ્રમાણે ભાવઅવધિ પણ સમજવું. જેમકે-જે ક્ષાયોપશમિકભાવમાં અવધિ ઉત્પન્ન થાય તે, અથવા જે ક્ષાયોપશમિકભાવ થએથીજ ઉત્પન્ન થાય તે, અથવા ઔદયિકાદિ પાંચ ભાવોમાંના કોઈ પણ એકને કે સર્વને જુએ છે તે ભાવઅવધિ કહેવાય છે. આ પ્રમાણે પ્રથમ વ્યાખ્યાનમાં દ્વારપણે આવેલા અને બીજા વ્યાખ્યાનમાં વિશેષણપણે આવેલા અવધિનો નિક્ષેપ કહ્યો. ૫૮૬

હવે અવધિજ્ઞાનનું ક્ષેત્રપરિમાણ કહેવાને ભાષ્યકાર મહારાજ પ્રસ્તાવના કરતા કહે છે કે—

> ओहिस्स खेत्तमाणं जहण्णमुक्कोस्स-मज्झिमं तत्थ ।
> पाएण तदाईए जं तेण जहन्नयं वोच्छं ॥ ५८७ ॥

અવધિજ્ઞાનના ( વિષયભૂત ) ક્ષેત્રનું પ્રમાણ જઘન્ય-ઉત્કૃષ્ટ-ને મધ્યમ એમ ત્રણ પ્રકારે છે; તેમાં પ્રથમ ઘણું કરીને જઘન્યપ્રમાણવાળું અવધિ થાય છે, તેથી પ્રથમ તે ક્ષેત્રનું જઘન્ય પ્રમાણ કહીશ. ૫૮૭

તેજ વાત કહે છે.

> **जावइया तिसमयाहारगस्स सुहुमस्स पणगजीवस्स ।**
> **ओगाहणा जहण्णा ओहीखेत्तं जहण्णं तु ॥ ५८८ ॥२९।३०॥**

ત્રણ સમય પર્યન્ત આહાર કરનાર સૂક્ષ્મ પનક ( વનસ્પતિ વિશેષ ) જીવનું જેટલું જઘન્ય શરીર હોય, તેટલુંજ અવધિજ્ઞાનના (વિષયભૂત) ક્ષેત્રનું જઘન્ય પ્રમાણ છે. ૫૮૮.

એ પ્રમાણે નિર્યુક્તિની ગાથાનો સંક્ષેપાર્થ છે. હવે એ સંબધમાં સાંપ્રદાયિક અર્થનું વ્યાખ્યાન કરવાને ભાષ્યકાર મહારાજ ભાષ્ય કહે છે. ૫૮૮

जो जोयणसाहस्सो मच्छो नियए सरीरदेसम्मि ।
उववज्जंतो पढमे समए संखिवइ आयामं ॥ ५८९ ॥

पयरमसंखेज्जंगुलभागतणुं मच्छदेहविच्छिण्णं ।
बीए तइए सूई संखिविउं होइ तो पणओ ॥ ५९० ॥

उववायाओ तइए समए जं देहमाणमेयस्स ।
तण्णेयदव्वभायणमोहिक्खेत्तं जहन्नं तं ॥ ५९१ ॥

એક હજાર યોજન લંબાઇવાળો જે મત્સ્ય ( મરીને ) પોતાના શરીરના એક દેશમાં ઉત્પન્ન થતાં પહેલા સમયે લંબાણ સંક્ષેપે છે, બીજે સમયે મત્સ્યના દેહ જેટલું વિસ્તીર્ણ અને અંગુલગન અસંખ્યાતમા ભાગ જેટલું જાડું ( આત્મપ્રદેશોનું ) પ્રતર હોય તેનો સંક્ષેપ કરી સૂચી કરે છે. ત્રીજે સમયે ( આત્મપ્રદેશોની ) સુચિ સંક્ષેપીને તે પછી પનક ( વનસ્પતિ વિશેષ ) પણે ઉત્પન્ન થાય છે. એવા મત્સ્યને ત્રીજા સમયે પનકના શરીરનું જેટલું પ્રમાણ હોય છે. તેટલું તે અવધિના જ્ઞેયદ્રવ્યના ભાજન (આધાર) ભૂત ક્ષેત્રનું જઘન્ય પ્રમાણ છે. ૫૮૯-૫૯૦-૫૯૧.

એક હજાર યોજન લંબાઇવાળો કોઇ મત્સ્ય મરીને પોતાનાજ શરીરના બાહ્યદેશમાં ઉત્પન્ન થતાં પ્રથમ સમયે આત્મ પ્રદેશની લંબાઇને સંકોચે છે, તે સંકોચતાં મત્સ્યના શરીર જેટલું વિસ્તૃત ( લાંબુ પહોળું ) અને જાડાઇમાં અંગુલના અસંખ્યાતમાભાગપ્રમાણ જીવ પ્રદેશોનું પ્રતર થાય છે. આટલો વ્યાપાર પ્રથમ સમયે થાય છે.

શિષ્ય:—પ્રથમ સમયે આત્મપ્રદેશની લંબાઇને સંકોચે છે, એમજ કહ્યું છે. અને તમે પ્રતર કરવાનું કહો છો તે કયાંથી કહો છો. ?

ગુરૂ:—બીજે સમયે પ્રતરનો સંક્ષેપ કરવાનું કહ્યું છે, તેથી તે પ્રતરનો સંક્ષેપ પ્રતર કર્યા સિવાય થાય નહિ.તેથી કરીને બીજે સમયે તે પ્રતરને બન્ને બાજુથી સંકોચીને જાડાઇમાં અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અને લંબાઈમાં મત્સ્યના શરીર પ્રમાણ સુચિ કરે છે. તે પછી ત્રીજે સમયે સૂચિના સંક્ષેપથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા શરીરની અવગાહનાવાળો થઇને પૂર્વભવનું મત્સ્યાયુ ક્ષીણ થયે નવા ભવનું આયુ ઉદય થવાથી વિગ્રહગતિ સિવાય તેજ મત્સ્યના શરીરના કોઇ એક દેશમાં પનકરૂપે ( સૂક્ષ્મવનસ્પતિ જીવવિશેષપણે) ઉત્પન્ન થાય છે. આ ઉત્પત્તિ સમયથી ત્રીજે સમયે આ પનક જીવના શરીરનું જઘન્યમાં જેટલું પ્રમાણ હોય છે, તેટલું ઓછામાં ઓછું અવધિજ્ઞાનનું વિષયભૂત ક્ષેત્ર છે. તે ક્ષેત્ર અવધિજ્ઞાનને જે ગ્રાહ્ય દ્રવ્યો છે, તેમનું આધારભૂત છે, તે જ્ઞેયદ્રવ્યના આધારપણાથીજ એ ક્ષેત્રને અવધિજ્ઞાનનો વિષય કહેવાય છે, પણ સાક્ષાત્પણે ક્ષેત્ર એ અવધિનો વિષય નથી. કારણકે ક્ષેત્ર તો અમૂર્ત છે અને અવધિજ્ઞાન તો મૂર્ત પદાર્થને જાણનારૂં છે, આજ ત્રણ ગાથામાં કહેલા અર્થને કહેનારા વૃધ્ધોએ કહ્યું છે કે-" જે કોઈ હજાર યોજન પ્રમાણવાળો મત્સ્ય મરીને પોતાના શરીરના કોઈ પણ બાહ્ય ભાગમાં સૂક્ષ્મ પનકપણે ઉત્પન્ન થાય તે ગ્રહણ કરવો. તે જીવ પ્રથમ સમયે ( આત્મપ્રદેશની ) લંબાઈ સંકોચીને અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ જાડું અને લાંબુ પહોલું તો પોતાના શરીર જેટલું એવું પ્રતર જીવ સામર્થ્યથી કરે. પછી તે પ્રતરને પણ બીજા સમયે સંકોચીને જાડી-પહોળી અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણવાળી અને લંબાઈમાં પોતાના

શરીર પ્રમાણ એવી સૂચિ કરે છે. ત્રીજે સમયે એ સૂચિ સંકોચિને પોતાના શરીરના એક દેશમાં સૂક્ષ્મપનકરૂપે ઉત્પન્ન થાય છે. આ પનકને ત્રીજા સમયે પોતાની જેટલી જઘન્ય અવગાહના હોય છે, તેટલું અવધિજ્ઞાનથી ગ્રાહ્ય વસ્તુના આધારભૂત ક્ષેત્રનું જઘન્ય પ્રમાણ છે. આ પ્રમાણ મુનિવૃન્દના સુસંપ્રદાયથી જાણવું. ૫૮૯-૫૯૦-૫૯૧

અહીં કોઈ પૂછે છે કે—

किं मच्छोऽतिमहल्लो किं तिसमइओ चे कीस वा सुहुमो ।
गहिओ कीस व पणओ किंव जहण्णावगाहणओ ? ॥ ५९२ ॥

શા માટે અતિ મોટો મત્સ્ય ગ્રહણ કર્યો ? શા માટે ત્રણ સમયે પોતાના શરીરમાં ઉત્પન્ન થનાર ગ્રહણ કર્યો ? શા માટે સૂક્ષ્મ ગ્રહણ કર્યો ? શા માટે પનક જીવ કહ્યો ? ને શા માટે જઘન્ય અવગાહનાવાળો કહ્યો ? ૫૯૨

ઉપરના પ્રશ્નોનો આચાર્યશ્રી ઉત્તર આપે છે.

मच्छो महल्लकाओ संखित्तो जो य तीहिं समएहिं ।
सो किर पयत्तविसेसेण सण्हमोगाहणं कुणइ ॥ ५९३ ॥
सण्हयरा सण्हयरो सुहुमो पणओ जहण्णदेहो य ।
सुबहुविसेसविसिट्ठो सण्हयरो सव्वदेहेसु ॥ ५९४ ॥

અતિ મોટા શરીરવાળો મત્સ્ય ત્રણ સમયે આત્મપ્રદેશોને સંક્ષેપે છે, તે કેવળ યત્ન વિશેષથી સૂક્ષ્મ અવગાહના કરે છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ જઘન્ય દેહવાળો સૂક્ષ્મપનકજીવ બહુ વિશેષણ વિશિષ્ટ સર્વ શરીરોમાં સૂક્ષ્મશરીરવાળો છે. ૫૯૩-૫૯૪.

જે હજાર યોજન લંબાઇવાળો મહાકાય મત્સ્ય છે, તે ત્રણ સમયે પોતાના આત્મપ્રદેશોને સંકોચે છે, તે સમયે તે કેવળ પ્રયત્ન વિશેષથી અતિ સૂક્ષ્મ અવગાહના કરે છે, અને જો અન્યત્ર દૂર જઈને ઉત્પન્ન થાય, તેમજ વિગ્રહ ગતિએ જાય, તો તે વખતે જીવ પ્રદેશો કંઇક વિસ્તાર પામે અને તેથી અવગાહના મોટી થાય, એ કારણથી અવિગ્રહગતિએ પોતાના શરીરદેશમાંજ ઉત્પન્ન થાય એવો મત્સ્ય લેવો એમ કહ્યું. વળી સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ પનકજીવ છે, તે કારણથી સર્વ શરીરોથી જઘન્ય અવગાહનાવાળો બહુ વિશેષણયુક્ત પનકજીવ ગ્રહણ કર્યો છે. ૫૯૩-૫૯૪

શા માટે ત્રણ સમયનો આહારક ગ્રહણ કર્યો એ પ્રશ્નનો ઉત્તર આપે છે.

पढम-विइयऽतिसण्हो जमइत्थूलो चउत्थयाईसु ।
तइयसमयम्मि जोग्गा गहिओ तो तिसमयाहारो ॥ ५९५ ॥

પહેલા અને બીજાસમયમાં અતિસૂક્ષ્મ હોય છે, તથા ચોથા આદિ સમયે અતિ સ્થૂલ થાય છે, પણ ત્રીજાસમયે યોગ્ય થાય છે, તે કારણથી ત્રણ સમયનો આહારક ( પનકજીવ ) ગ્રહણ કર્યો છે. ૫૯૫

આ સંબંધમાં બીજા કેટલાએક આચાર્યોનો મત જણાવે છે.

केई दो झससमया तइओ पणयत्तणोववायम्मि ।
अह तिसमइओ आहारओ य सुहुमो य पणओ य ॥ ५९६ ॥

उववाए चेव तओ जओ जइ णो न सेससमएसु ।
तो इइ तद्देहसमाणमोहिखेत्तं जहण्णं तु ॥ ५९७ ॥

કેટલાએક આચાર્યો મત્સ્યના બે સમય અને ત્રીજો સમય પનકપણાની ઉત્પત્તિમાં; એ પ્રમાણે ત્રણ સમયનો આહારક સૂક્ષ્મપનક થાય છે. તે કારણથી ઉત્પત્તિમાંજ એ જઘન્ય ( શરીરવાળો છે ), બીજા સમયોમાં નથી. અને તેથી કેવળ તેના શરીર પ્રમાણ અવધિજ્ઞાનનું જઘન્યક્ષેત્ર છે. એમ કહે છે. ૫૯૬-૫૯૭

' ત્રણ સમયનો આહારક ' એ સંબંધમાં કેટલાએક આચાર્યો એમ કહે છે કે-પ્રથમના બે સમય તો મત્સ્ય સંબંધી ગ્રહણ કરાય છે, તેમાં પહેલા સમયે આત્મપ્રદેશોના વિસ્તારનો સંકોચ કરી પ્રતર કરે છે, બીજા સમયે સૂચિ કરે છે અને ત્રીજા સમયે એ સૂચિ સંકોચીને પનકપણે ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે વિગ્રહગતિ વિના ત્રણ સમયે ઉત્પન્ન થએલો પનકજીવ ત્રણ સમય તો આહારક કહેવાય છે, જો વિગ્રહ ગતિએ ઉત્પન્ન થતો હોય તો તે આહારક ન હોય, કેમકે જેટલા સમય વિગ્રહગતિમાં વચમાં જાય તેટલા સમય તે અનાહારક હોય છે. આમ હોવાથી ત્રણ સમયે અને વિગ્રહગતિ વિના ઉત્પન્ન થએલો પનક અતિસૂક્ષ્મ સિદ્ધ થાય છે, એમ સિદ્ધ થએથી ૫૮૮ મી ગાથામાં કહેલ નિર્યુક્તિકારનું વચન આરાધ્યું ગણાય. વળી અહીં એ પનક જેમ સૂક્ષ્મમાં સૂક્ષ્મ હોય એમ કહેવું જોઇએ તો એ બાબત આ વ્યાખ્યાનમાં ઘણી સારી રીતે સિદ્ધ થાય છે,-જેમકે ઉત્પત્તિ સમયેજ તે પનકજીવ જઘન્ય અવગાહનાવાળો છે, બીજા સમયોમાં નહિ, કેમકે બીજા આદિ સમયોમાં તો તે કંઈક મોટો થાય છે, અને નિર્યુક્તિકારે તો જઘન્ય અવગાહનાવાળો કહ્યો છે, માટે ઉપરોક્ત સ્વરૂપવાળા અતિ સૂક્ષ્મ પનક જીવના પ્રથમ સમયના શરીર જેટલું જઘન્યથી અવધિજ્ઞાનનું વિષયભૂત ક્ષેત્ર છે.

અહીં ભાષ્યકારની ગાથા વિના ટીકાકાર મહારાજ પોતે એમ કહી એ આચાર્યોના મતનું ખંડન કરે છે કે-એ પ્રમાણે તેઓનું વ્યાખ્યાન યોગ્ય નથી, કેમકે ત્રણે સમયનો આહારક એ શબ્દ પનકજીવના વિશેષણરૂપે કહેલ છે, અને તેથી મત્સ્યના આયુષ્યના જે બે સમય તે પનકના સમય છે, એમ કહેવું ઉચિત નથી. વળી એપ્રમાણે માનવાથી જઘન્ય અવગાહના થાય છે, એમ કહ્યું છે, તે પણ યોગ્ય નથી. કારણકે અહીં અતિસૂક્ષ્મ અથવા અતિ મોટી અવગાહના સાથે કંઇ પ્રયોજન નથી, પણ યોગ્ય અવગાહના સાથે પ્રયોજન છે, અને તેજ યોગ્ય અવગાહના તેના જાણનારાઓએ જોએલ છે, કે જે પ્રથમ જઘન્ય અવગાહનાવાળો છતાં તેજ ભવમાં ત્રણ સમય આહાર ગ્રહણ કરે છે ત્યારે જેવડો થાય છે તેટલું અવધિજ્ઞાનનું જઘન્ય ક્ષેત્ર છે. માટે વધારે વિસ્તારથી સર્યું. ૫૯૬-૫૯૭.

આપ્રમાણે અવધિજ્ઞાનના વિષયભૂત ક્ષેત્રનું જઘન્ય પ્રમાણ કહ્યું. હવે તેનું ઉત્કૃષ્ટ પ્રમાણ કહે છે.

सव्वबहुअगणिजीवा निरंतरं जत्तियं भरेज्जंसु ।
खेत्तं सव्वदिसागं परमोही खेत्त निद्दिट्ठो ॥ ५९८ ॥३०॥३१॥

સર્વથી ઘણા અગ્નિકાયના જીવોથી નિરન્તર ભરેલું જેટલું ક્ષેત્ર સર્વ દિશામાં હોય, તેટલું પરમાવધિજ્ઞાનનું ઉત્કૃષ્ટ ક્ષેત્ર કહેલું છે. ૫૯૮.

આ અવસર્પિણીમાં અજીતનાથ સ્વામિના વખતે સર્વથી ઘણા અગ્નિકાયના જીવો હતા, તે અગ્નિકાયના જીવોને વિશિષ્ટ સૂચિરચનાએ નિરન્તર ગોઠવીને જેટલું આકાશક્ષેત્ર એક દિશામાં રોકાય, તે સૂચિને ચારે બાજુ ભમાવતાં જેટલું ક્ષેત્ર સર્વદિશામાં સૂચિભ્રમણ કરતાં રોકાય એટલું પરમાવધિજ્ઞાનના વિષયભૂત ક્ષેત્રનું પ્રમાણ મહામુનિયોએ કહેલું છે. ૫૯૮

એપ્રમાણે નિર્યુક્તિની ગાથાનો અક્ષરાર્થ છે; અને ભાવાર્થ તો ભાષ્યકાર મહારાજ સાંપ્રદાયિક અર્થ પ્રતિપાદન કરનાર એવી ભાષ્યની ગાથાથી કહે છે.

अव्वाघाए सव्वासु कम्मभूमिसु जया तदारंभा ।
सव्वबहवो मणुस्सा हौंतऽजियजिणिंदकालम्मि ॥ ५९९ ॥

પાંચભરત-પાંચએરવત તથા પાંચ મહાવિદેહ એ સર્વે પંદર કર્મભૂમિઓમાં આ અવસર્પિણીમાં અજીતજિનેશ્વરના કાળે સવથી ઘણા ગર્ભજ મનુષ્યો હોય છે, તે વખતે ઘણો આરંભ થવાથી જો ( મહાવૃષ્ટિઆદિ ) વ્યાઘાત ન હોય, તો તે વખતે ( બાદર અગ્નિકાયજીવો પણ સર્વથી ઘણા હોય છે. )૫૯૯.

શિષ્યઃ—શું એ બાદર અગ્નિકાયજીવોથીજ એટલા અગ્નિકાયજીવોનું પ્રમાણ પૂર્ણ કરાય છે ? કે સૂક્ષ્મ અગ્નિકાયના જીવો મળીને એટલું પ્રમાણ થાય છે.? જો સૂક્ષ્મ અગ્નિકાય મળીને એટલું પ્રમાણ થતું હોય, તો તે સૂક્ષ્મ પણ વિશિષ્ટ ગ્રહણ કરાય છે કે એકલા બાદરજ વિશિષ્ટ ગ્રહણ કરાય છે. ? ૫૯૯

આચાર્યશ્રી શિષ્યના એ પ્રશ્નનું ઉત્તર આપતા કહે છે કે—

उक्कोसया य सुहुमा जया तया सव्वबहुगमगणीणं ।
परिमाणं संभवओ तं छद्धा पूरणं कुणइ ॥ ६०० ॥

ઉત્કૃષ્ટ બાદર અગ્નિકાયના ઉત્કૃષ્ટ જીવો જ્યારે હોય છે, ત્યારે સર્વથી ઘણા સૂક્ષ્મ અગ્નિકાયના જીવોનું પ્રમાણ પણ સંભવ માત્રથી હોય છે. તે બધા જીવો છ પ્રકારે ક્ષેત્રને પૂર્ણ કરે છે. ૬૦૦

અનન્તાનન્ત અવસર્પિણીઓમાં બીજા જિનેશ્વરનો તેજ કાળ ગ્રહણ કરાય છે, કે જ્યારે વધારેમાં વધારે બાદર અગ્નિકાય જીવો હોય છે, એ ઉત્કૃષ્ટ બાદર અગ્નિકાય અને ઉત્કૃષ્ટ સૂક્ષ્મ અગ્નિકાય જીવો મળીને સર્વથી ઘણા અગ્નિકાયના જીવોનું પ્રમાણ થાય છે. તે પ્રમાણ સંભવમાત્રથી અપેક્ષાએ છ પ્રકારની રચનાએ બુદ્ધિથી કરાય છે, તેમાંના પાંચપ્રકાર અનાદેશરૂપ છે અને છઠ્ઠો પ્રકાર સુતાદેશરૂપ છે. ૬૦૦.

તે જણાવવાને કહે છે કે—

एक्केकागासपएसजीवरयणाएँ सावगाहे य ।
चउरंसघणे पयरं सेढी छट्ठो सुयाएसो ॥ ६०१ ॥

એકેક આકાશ પ્રદેશમાં જીવ રચનાએ અને સ્વઅવગાહની રચનાએ, એ બેમાં પણ સમચોરસ ઘન, પ્રતર અને શ્રેણિ એ ત્રણ પ્રકારે કરવાથી છ પ્રકારે રચના થાય, તેમાં છઠ્ઠો પ્રકાર શ્રુતાદેશ છે. ૬૦૧.

એકેક આકાશ પ્રદેશે એકેક જીવની રચનાએ અને અસંખ્યેય આકાશ પ્રદેશમાં શરીર રહેવાથી એટલા પ્રદેશે એકેક જીવની રચનાએ એમ બે પ્રકારે થતી જે રચના તે સમચોરસ

ઘનપણે સર્વ અગ્નિકાય જીવોવડે કરાય છે, તેની સ્થાપના આ પ્રમાણે કરવી.-

| | | |
|---|---|---|
| o | o | o |
| o | o | o |
| o | o | o |

- આ દરેક આકાશ પ્રદેશમાં સ્થાપેલા નવ અગ્નિકાયજીવોની ઉપર અને નીચે બીજા પણ નવ નવ જીવો એજ પ્રમાણે સ્થાપવા. આ કલ્પનાથી સત્યાવીશ આકાશ પ્રદેશ અને જીવોવડે ઘન થયું સમજવું, ખરી રીતે તો તે અસંખ્યાતા છે. બીજા પ્રકારે ઘન કરવું તે પણ આજ રીતે સમજવું, માત્ર આમાં તફાવત એટલો કે તેની અવગાહના અસંખ્ય પ્રદેશની હોવાથી અસંખ્યેય આકાશ પ્રદેશે એકેક જીવની સ્થાપના કરીને ઘન કરવું. એજ પ્રમાણે એકેક આકાશ પ્રદેશે એકેક જીવની સ્થાપનાવડે અને અસંખ્યેય પ્રદેશમાં એકેક જીવની સ્થાપનાવડે પ્રતર પણ બે પ્રકારે થાય છે અને સૂચિપણ બે પ્રકારે થાય છે. ઉપરોક્ત રીતીએ બે પ્રકારે ઘન અને બે પ્રકારે પ્રતર મળીને ચાર ભેદ, તથા એકેક પ્રદેશે એકેક જીવની સ્થાપનાએ સૂચિ કરવારૂપ પાંચમો ભેદ એ પાંચે પ્રકાર ગ્રહણ કરવા યોગ્ય નથી, કેમકે એમાં બે દોષો છે. એક દોષ તો એ છે કે આ પાંચ પ્રકારની સ્થાપનાએ સ્થાપેલા અગ્નિકાયના જીવોને અસત્કલ્પનાએ અવધિજ્ઞાનીથી છએ દિશાઓમાં ભમાવીયે તો તે જીવો થોડાજ ક્ષેત્રને સ્પર્શે છે, અને બીજો દોષ એ છે કે એકેક આકાશ પ્રદેશમાં એકેક જીવની સ્થાપના કરવી એ આગમવિરૂદ્ધ છે, કેમકે અસંખ્યેય આકાશ પ્રદેશ વિના જીવનો અવગાહ થઇ શકે નહિ.

શિષ્ય:—અસત્કલ્પનાએ એક પ્રદેશમાં પણ અવગાહ માનીએ તો શું હરકત છે.?

ગુરૂ:—એમ નહિ. સંભવ હોય તો કલ્પના પણ વિરોધ વિનાજ કરવી જોઇએ, વિરોધવાળી કલ્પનાથી શું ફાયદો ? આ કારણથી ઉપરોક્ત પાંચ પ્રકાર અનાદેશરૂપ હોવાથી અગ્રાહ્ય છે, અને અસંખ્યેય આકાશ પ્રદેશાત્મક સ્વઅવગાહમાં પંક્તિએ જીવ સ્થાપનાની રચનાવડે સૂચિ કરવા રૂપ છઠ્ઠો પ્રકાર શ્રુતાદેશરૂપ છે, કેમકે આજ પ્રકાર શ્રુતમાં કહેલો છે તેથી તે ગ્રાહ્ય છે. આ યથોક્ત સૂચિ ઘણા ક્ષેત્રને સ્પર્શે છે એ પ્રથમ ગુણ છે, વળી એ પ્રમાણે અવગાહ માનવામાં કંઈ વિરોધ થતો નથી એ બીજો ગુણ છે, અને તેથી અગ્નિકાયના જીવના શરીરને સ્થાપવાની રચનાએ કરેલી સૂચિને અવધિજ્ઞાનીથી અસત્કલ્પનાએ છએ દિશાઓમાં ભમાવીયે તો આ લોકમાં પણ લોકપ્રમાણ અસંખ્યાતા ખંડો પર્યન્તના ક્ષેત્રને સ્પર્શે. આટલું ઉત્કૃષ્ટ ક્ષેત્ર અવધિજ્ઞાનનો વિષય છે. ૬૦૧

અહીં કોઇ શંકા કરીને પૂછે છે કે—

> घण-पयरसेढिगणियं नणु तुल्लं चिय, विकप्पणा कीस ।
> छद्धा कीरइ, भण्णइ पुरिसपरिक्खेवओ भेओ ॥ ६०२ ॥

ઘન-પ્રતર-અને શ્રેણિનું ગણિત સમાનજ છે. તો શામાટે ૭ પ્રકારે વિકલ્પ કરાય છે? પુરૂષના પરિક્ષેપથી એ બધામાં ભેદ હોવાથી એમ કહેવાય છે. ૬૦૨.

શિષ્ય:-એકેક આકાશપ્રદેશમાં અવગાહી રહેલા જીવોથી થએલ ઘન-પ્રતર-ને શ્રેણિવડે વ્યાપ્ત થયેલ આકાશપ્રદેશો તેના સંખ્યારૂપ ગણિતની અપેક્ષાએ સમાન છે, તથા અસંખ્યેય આકાશપ્રદેશમાં અવગાહી રહેલા જીવોથી થએલ ઘન-પ્રતર-ને શ્રેણિવડે વ્યાપ્ત આકાશપ્રદેશની સંખ્યાનું ગણિત પણ સ્વસ્થાનમાં પરસ્પર સમાન છે. જેમકે-એકેક આકાશપ્રદેશમાં અવગાહી રહેલા જીવોનું ઘન, જેટલા આકાશપ્રદેશોમાં વ્યાપ્ત છે, તેટ-

લાજ પ્રદેશોમાં પ્રતર અને શ્રેણિ પણ વ્યાપ્ત છે ઉદાહરણ તરીકે જેમ કોઇ વાળેલું અથવા પહોળું કરેલું વસ્ત્ર સમાન આકાશ પ્રદેશને સ્પર્શે છે, તેમ તે જીવની અવગાહનાના ઘન આદિ માટે પણ સમજવું. એજપ્રમાણે અસંખ્યેયઆકાશપ્રદેશમાં અવગાહી રહેલા જીવોથી થએલ ઘન-પ્રતર અને સૂચિવડે પણ સ્વસ્થાનમાં પરસ્પર સમાન આકાશપ્રદેશો સ્પર્શાય છે. આ કારણથી બે પ્રકારના અવગાહથી બે પ્રકારનું માન માનવું એજ ઠીક છે, પણ પ્રતર અને સૂચિના બબ્બે ભેદ વધારે કરીને છ વિકલ્પ શામાટે કરાય છે.?

ગુરૂ:—પુરૂપ પરિક્ષેપથી એ છ વિકલ્પનો ભેદ કરાય છે. ઘન-પ્રતરાદિવડે વ્યાપ્ત થયેલ આકાશપ્રદેશોની સંખ્યાને અહીં વિષયપણે વિચારાતી નથી; પણ ઘન-પ્રતરાદિમાંથી કોઈ રચનાવિશેષને અવધિજ્ઞાનીથી સર્વ દિશાઓમાં ભમાવે, તો તે રચના ઘણું ક્ષેત્ર સ્પર્શે છે, એજ અહીં મુખ્ય ગ્રહણ કરવા યોગ્ય વિષય છે. અને એમ હોવાથી આ છ વિકલ્પો જુદા જુદા ભેદે છે, જેમકે-એકેક પ્રદેશમાં અવગાહી રહેલા જીવવડે કરાએલું ઘન જેટલા ક્ષેત્રને સ્પર્શે છે, તે કરતાં અસંખ્યેય પ્રદેશમાં અવગાહી રહેલા જીવથી કરાએલું ઘન અસંખ્યેયગુણા ક્ષેત્રને સ્પર્શે છે, તેથી પણ એકેક પ્રદેશમાં અવગાહીજીવોનું પ્રતર અસંખ્યેયગુણું ક્ષેત્ર સ્પર્શે છે, તેના કરતાં અસંખ્યેય પ્રદેશમાં અવગાહી રહેલા જીવોનું પ્રતર અસંખ્યેયગુણું ક્ષેત્ર સ્પર્શે છે. તેથી એકેક પ્રદેશમાં અવગાહી રહેલા જીવોની સૂચિ અસંખ્યેયગુણું ક્ષેત્ર સ્પર્શે છે, અને તેથી પણ અસંખ્યેય આકાશપ્રદેશમાં અવગાહી રહેલા અગ્નિકાય જીવોની સૂચિ અવધિજ્ઞાનીથી સર્વ દિશાઓમાં ભમાવતાં અસંખ્યેયગુણા ક્ષેત્રને સ્પર્શે છે. તે ક્ષેત્ર અલોકમાં પણ લોકપ્રમાણ અસંખ્યાતા ખંડ પ્રમાણ થાય. એટલું ઉત્કૃષ્ટ ક્ષેત્ર અવધિજ્ઞાનનો વિષય છે. ૬૦૨.

એજ કહેલા અર્થને ભાષ્યકાર મહારાજ પોતેજ કહે છે.

> निययावगाहणागणिजीवसरीरावली समंतेणं ।
> भामिज्जइ ओहिन्नाणिदेहपज्जंतओ सा य ॥ ६०३ ॥
> अइगंतूणमलोगं लोगागासप्पमाणमेत्ताइं ।
> ठाइ असंखेज्जाइं इदमोहिक्खेत्तमुक्कोसं ॥ ६०४ ॥

જીવની પોતાની અવગાહના અને અગ્નિકાય જીવોના શરીરની પંક્તિ અવધિજ્ઞાનીના શરીરના પર્યન્તથી સર્વદિશામાં (બુદ્ધિએ) ભમાવાય, તો તે પંક્તિ અલોકમાં અસંખ્યાતા લોકાકાશપ્રમાણ માત્ર ખંડો અતિક્રમીને સ્થિર થાય છે, એટલું અવધિજ્ઞાનનું ઉત્કૃષ્ટ ક્ષેત્ર છે. ૬૦૩-૬૦૪.

શિષ્ય:—રૂપી દ્રવ્યનેજ અવધિજ્ઞાની જુએ છે એમ કહેવાય છે, અને ક્ષેત્ર તો અમૂર્ત-અરૂપી છે, તે અવધિજ્ઞાનનો વિષય કેમ થઇ શકે.?

ઉપરોક્ત શિષ્યની શંકાના સમાધાનાર્થે ગુરૂશ્રી કહે છે કે—

> सामत्थमेत्तमेयं जइ दट्ठव्वं हवेज्ज, पेच्छेज्ज ।
> ण तु तं तत्थत्थि जओ सो रूविनिबंधणो भणिओ ॥ ६०५ ॥

જે એટલું ક્ષેત્ર અવધિજ્ઞાનના વિષયપણે કહ્યું છે, તે કેવળ સામર્થ્યમાત્ર કહ્યું છે, એટલેકે જો એટલા ક્ષેત્રમાં કંઈ રૂપી દ્રવ્ય જોવા યોગ્ય હોય, તો તે તેને જોઈ શકે. પણ

રૂપીદ્રવ્ય અલોકમાં નથી. ( તેથી ત્યાં કંઈ જુએ નહિ. ) કેમકે અવધિજ્ઞાન રૂપીદ્રવ્ય-વિષયક કહ્યું છે. ૬૦૫.

શિષ્ય:—જો એમ છે, તો જેને લોકપ્રમાણ અવધિજ્ઞાન થઇને પછી વિશુદ્ધિવશાત્ લોકથી બહાર પણ અવધિજ્ઞાન વધે, તેને તેની વૃદ્ધિથી શું ફાયદો ? કેમકે લોકબહાર અવધિજ્ઞાનથી જોવા યોગ્ય એવી રૂપી વસ્તુનો તો અભાવ છે.

શિષ્યની એ શંકાના સમાધાન માટે શ્રીગુરૂદેવ કહે છે કે—

वड्ढंतो उण वाहिं लोयत्थं चेव पासई दव्वं ।
सुहुमयरं सुहुमयरं परमोही जाव परमाणुं ॥ ६०६ ॥ (प्र.)

લોકબહાર વૃદ્ધિ પામતું અવધિજ્ઞાન, લોકમાં રહેલા દ્રવ્યનેજ સૂક્ષ્મતર રીતે જુએ છે, અને પરમાવધિ છેક પરમાણુ પણ જુએ છે. ( આ તેનું તાત્ત્વિક ફળ છે, અને અલોકમાં તો લોકપ્રમાણ અસંખ્યેય ખંડોમાં દ્રવ્ય જોવાનું સામર્થ્ય માત્રજ કહ્યું છે. ) ૬૦૬.

આ પ્રક્ષેપગાથા અન્ય આચાર્યની કહેલી છે, પણ ઉપયોગી હોવાથી અહીં તેની વ્યાખ્યા કરી.

એપ્રમાણે અવધિજ્ઞાનના વિષયભૂત જઘન્ય અને ઉત્કૃષ્ટ ક્ષેત્રનું પ્રમાણ કહ્યું. એ સિવાયનું સર્વ વિમધ્યક્ષેત્ર જાણવું. હવે જે વિમધ્ય ક્ષેત્રમાં કાળમાન હોય છે, અને જે કાળમાં જે વિમધ્યક્ષેત્ર હોય છે, તે કહેવાને માટે ભાષ્યકાર પ્રસ્તાવના કરે છે.

भणियं जहण्णमुक्कोसयं च खेत्तं विमज्झिमं सेसं ।
एयस्स कालमाणं वोच्छं जं जम्मि खेत्तम्मि ॥ ६०७ ॥

જઘન્ય અને ઉત્કૃષ્ટ ક્ષેત્ર કહ્યું, એ સિવાયનું વિમધ્ય જાણવું. હવે એનું જે-કાળમાન જે ક્ષેત્રમાં જેટલું હોય, તે કહીશ. ૬૦૭.

अंगुलमावलियाणं भागमसंखिज्ज दोसु संखिज्जा ।
अंगुलमावलियंतो आवलिया अंगुलपुहुत्तं ॥ ६०८ ॥३१॥३२॥
हत्थम्मि मुहुत्तंतो दिवसंतो गाउयम्मि बोद्धव्वो ।
जोयण दिवसपुहुत्तं पक्खंतो पण्णवीसाओ ॥ ६०९ ॥३२॥३३॥
भरहम्मि अद्धमासो जंबुद्दीवम्मि साहिओ मासो ।
वासं च मणुयलोए वासपुहुत्तं च रुयगम्मि ॥ ६१० ॥३३॥३४॥

ક્ષેત્રથી અંગુલના અસંખ્યાતમાભાગને જોતાં કાળથી આવળીના અસંખ્યાતમા ભાગ પર્યન્ત જુએ છે, અંગુલના સંખ્યાતમા ભાગને જોતાં કાળથી આવળીના સંખ્યાતમા ભાગ પર્યન્ત જુએ, અંગુલ પ્રમાણ જોતાં આવળીકાઅન્તર્ભાગ પર્યન્ત જુએ, અંગુલ પૃથક્ત્વ જોતાં આવલિકા પર્યન્ત જુએ, હસ્ત પ્રમાણ ક્ષેત્રે અન્તર્મુહૂર્ત, ગાઉ પ્રમાણ ક્ષેત્રે દિવસાન્તર્ભાગ કાળ સુધી, યોજન પ્રમાણક્ષેત્રે દિવસ પૃથક્ત્વ સુધી, પચીસ યોજનક્ષેત્રે પક્ષાન્તર્ ભાગ સુધી, ભરતક્ષેત્રે અર્ધમાસ સુધી, જંબુદ્વીપે એક માસ અધિક, મનુષ્યલોકે એક વર્ષ પર્યન્ત અને રૂચકદ્વીપ સુધીના ક્ષેત્રે વર્ષપૃથક્ત્વપર્યન્ત જુએ છે. ૬૦૮-૬૦૯-૬૧૦.

અહીં ક્ષેત્રનો અધિકાર હોવાથી પ્રમાણ અંગુલ ગ્રહણ કરવું. અને કેટલાએક કહે છે કે અવધિજ્ઞાનનો અધિકાર હોવાથી ઉત્સેધાંગુલ ગ્રહણ કરવું. એ બેમાંનું જે બહુશ્રુત કહે તે અંગુલ ગ્રહણ કરવું. એવા અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ક્ષેત્રને અવધિજ્ઞાનથી જોતાં કાળથી અતીત અનાગત આવલીકાના અસંખ્યાતમા ભાગ માત્રનેજ જુએ છે, આવલિકા એટલે અસંખ્યાત સમયના સમુદાયરૂપ કાળ વિશેષ. અહીં ક્ષેત્ર-કાળને જોવાનું કહ્યું છે, તે ઉપચારથીજ કહ્યું છે, કેમકે ક્ષેત્રમાં વ્યવસ્થિત જોવા યોગ્ય દ્રવ્યો અને વિવક્ષિત કાળાન્તર્વર્તિ તેના પર્યાયો અવધિજ્ઞાની જુએ છે, પણ ક્ષેત્ર-કાળને જોતા નથી, કારણકે તે મૂર્તદ્રવ્યનેજ જોઇ શકે છે. આ પ્રમાણે આગળ પણ સર્વત્ર સમજી લેવું. હવે પ્રસ્તુત વાત કહે છે, અંગુલના સંખ્યાતમા ભાગ માત્ર ક્ષેત્રને જોતાં આવલિકાના સંખ્યાતમા ભાગ પર્યન્ત કાળને જુએ છે. અંગુલ પ્રમાણ ક્ષેત્ર જોતાં કાળથી આવલિકાન્તઃ સુધી જુએ છે. કાળથી આવલિકાપર્યન્ત જોનાર ક્ષેત્રથી અંગુલ પૃથક્ત્વ જુએ છે. પૃથક્ત્વ એટલે સિદ્ધાન્તકારની પરિભાષાથી બેથી નવ પર્યન્તની સંખ્યા કહેવાય છે. ક્ષેત્રથી હસ્ત પ્રમાણ જોતાં કાળથી અન્તર્મુહૂર્ત સુધી જુએ છે. કાળથી દિવસાન્તઃ જોનાર ક્ષેત્રથી ગાઉપર્યન્ત જુએ છે. યોજન પ્રમાણ ક્ષેત્ર જોનાર અવધિજ્ઞાની કાળથી બેથી નવ દિવસ સુધી જુએ છે. પક્ષાન્તઃ જોનાર ક્ષેત્રથી પચીસ યોજન સુધી જુએ છે. સંપૂર્ણ ભરતક્ષેત્ર જોનાર અવધિજ્ઞાની કાલથી સંપૂર્ણ પખવાડીઆ પર્યન્ત જુએ છે. જંબુદ્વીપ જોનાર અવધિજ્ઞાની કાળથી એક માસ કરતાં અધિક કાળ જુએ છે. અઢીદ્વીપ ને બે સમુદ્ર પ્રમાણ મનુષ્યક્ષેત્રને જોનાર અવધિજ્ઞાની એક વર્ષ પર્યન્તનો કાળ જુએ છે. ક્ષેત્રથી રૂચક દ્વીપ પર્યન્ત અવધિજ્ઞાન થયે કાળથી વર્ષ પૃથક્ત્વ પર્યન્ત જાણે છે, બીજા કહે છે કે હજાર વર્ષ પર્યન્ત જાણે છે. અહીં જયાં જયાં કાળથી પ્રમાણ કહ્યું છે, ત્યાં ત્યાં અતીત અનાગત ઉભય કાળ સમજવો. એટલે કે તેટલો તેટલો કાળ અતીત અને અનાગત જાણે. ૬૦૮-૬૦૯-૬૧૦.

એ પ્રમાણે નિર્યુક્તિની ગાથાત્રયનો અર્થ કહ્યો, હવે તે ઉપર ભાષ્યકાર મહારાજ ભાષ્ય કહે છે.

खेत्तमसंखेज्जंगुलभागं पासंतमेव कालेण ।
आवलियाए भागं भूयमणागयं च जाणाइ ॥ ६११ ॥

तत्थेव य जे दव्वा तेसिं चिय जे हवंति पज्जाया ।
इय खेत्ते कालम्मि य जोएज्जा दव्व-पज्जायं ॥ ६१२ ॥

संखेज्जंगुलभाए आवलियाएवि मुणइ तइभागं ।
अंगुलमिह पेच्छंतो आवलियंतो मुणइ कालं ॥ ६१३ ॥

आवलियं मुणमाणो संपुण्णं खेत्तमंगुलपुहुत्तं ।
एवं खेत्ते कालं काले खेत्तं च जोएज्जा ॥ ६१४ ॥

અવધિજ્ઞાની અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ક્ષેત્રને જોતાં કાળથી અતીત અનાગત આવલિકાના અસંખ્યાતમા ભાગને જાણે છે. ( એટલે કે ) તે ક્ષેત્ર-કાળમાં રહેલા ( અવધિયોગ્ય ) દ્રવ્યો અને તેના પર્યાયો જાણે છે, એ પ્રમાણે ક્ષેત્ર અને કાળમાં દ્રવ્ય

અને પર્યાયની સર્વત્ર યોજના કરવી. અંગુલના સંખ્યાતમા ભાગને જાણનાર આવલિકાના સંખ્યાતમા ભાગને જાણે છે, અંગુલ પ્રમાણ ક્ષેત્ર જાણનાર આવલિકાન્તઃ કાળ જાણે છે, આવલિકા પર્યન્ત કાળ જાણનાર સંપૂર્ણ અંગુલ પૃથક્ત્વ ક્ષેત્ર જાણે છે, એ પ્રમાણે ક્ષેત્રમાં કાળ અને કાળમાં ક્ષેત્રની યોજના કરવી. ૬૧૧-૬૧૨-૬૧૩-૬૧૪.

संखेज्जम्मि उ काले दीव-समुद्दावि होंति संखेज्जा ।
कालम्मि असंखेज्जे दीव-समुद्दा य भइअव्वा ॥ ६१५ ॥२४॥२५॥

સંખ્યાતાકાળનું જ્ઞાન થએ દ્વીપ-સમુદ્રો પણ સંખ્યાતા જણાય છે, અને અસંખ્યાતા કાળનું જ્ઞાન થએ દ્વીપ-સમુદ્રોની ભજના જાણવી. ૬૧૫.

માસ-વર્ષાદિરૂપ કાળ તે સંખ્યાતો કાળ કહેવાય છે, અહીં મૂળમાં "તુ" શબ્દ છે તે વિશેષણ માટે છે, એથી એક હજાર વર્ષ ઉપર નો કાળ તે અહીં સંખ્યાતો કાળ ગણવો, આજ કારણથી પૂર્વની ૬૧૦મી ગાથામાં "वाससहस्सं च रुयगम्मि" એટલે રૂચકદ્વીપ સુધીના ક્ષેત્રનું જ્ઞાન થએ કાળથી હજાર વર્ષ પર્યન્ત જાણે છે, એવું પાઠાન્તર છે, એવું હજાર વર્ષ ઉપરાન્ત સંખ્યાતા કાળ સંબંધી અવધિજ્ઞાન પ્રાપ્ત થએ ક્ષેત્રથી પણ સંખ્યાતા દ્વીપ-સમુદ્રને અવધિ જ્ઞાની જાણે છે. અપિ શબ્દ ગ્રહણ કર્યો છે તેથી મોટે એક દ્વીપ અગર તેનો એક દેશ પણ જાણે છે, તથા પલ્યોપમાદિરૂપ અસંખ્યાતા કાળ સંબંધી અવધિજ્ઞાન પ્રાપ્ત થએ ક્ષેત્રથી ભજના હોય છે, એટલે કે કોઇ મનુષ્યને અસંખ્યાત કાળ પર્યન્તનું જ્ઞાન પ્રાપ્ત થએ ક્ષેત્રથી પણ, અસંખ્યાતા દ્વીપ-સમુદ્ર પર્યન્તનું જ્ઞાન થાય છે, કોઇ વખત મોટા સંખ્યાતા દ્વીપ-સમુદ્ર પર્યન્તનું થાય છે, કોઇ વખત એક મોટા દ્વીપ સમુદ્રનું થાય છે અને કોઈ વખત તેના એક દેશનું જ્ઞાન થાય છે, આવું અવધિ સ્વયંભૂરમણના તિર્યંચનું જાણવું. અથવા સ્વયંભૂરમણ વિષયક મનુષ્યનું બાહ્યાવધિ અથવા તે વિષયવાળું મનુષ્યનું અસંબંદ્ધ અવધિ જાણવું, પણ યોજનની અપેક્ષાએ તો સર્વ પક્ષોમાં અસંખ્યાતું ક્ષેત્રજ સમજવું ૬૧૫.

એ પ્રમાણે નિર્યુક્તિની ગાથાનો અર્થ કહ્યો, હવે તે ઉપર ભાષ્ય કહે છે.

काले असंखए दीव-सागरा खुड्डया असंखेज्जा ।
भयणिज्जा उ महल्ला खेत्तं पुण तं असंखेज्जं ॥ ६१६ ॥

અસંખ્યાતા કાળનું જ્ઞાન થએ ક્ષુદ્ર દ્વીપ-સમુદ્રો અસંખ્યાતા જુએ છે, અને અસંખ્યાત યોજન મહાન દ્વીપ-સમુદ્રોની ભજના છે, પણ તે ક્ષેત્ર તો યોજનની અપેક્ષાએ અસંખ્યાતું જ હોય છે. ૬૧૬.

આ પ્રાણે પરિસ્થૂર ન્યાયની અપેક્ષાએ ક્ષેત્રની વૃદ્ધિ અવશ્ય થાય છે.

હવે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવની અપેક્ષાએ જેની વૃદ્ધિમાં જેની વૃદ્ધિ થાય છે, અને જેની વૃદ્ધિમાં જેની વૃદ્ધિ નથી થતી, તે જણાવવાને નિર્યુક્તિકાર કહે છે કે-

काले चउण्ह वुड्ढी कालो भइयव्वॊ खेत्तवुड्ढीए ।
वुड्ढीय दव्व-पज्जव भइयव्वा खेत्त-काला उ ॥ ६१७ ॥२५॥२६॥

કાળની વૃદ્ધિમાં ક્ષેત્રાદિ ચારેની વૃદ્ધિ થાય છે, અને ક્ષેત્રની વૃદ્ધિ થયે કાળની ભજના જાણવી. તથા દ્રવ્ય પર્યાયની વૃદ્ધિ થએ ક્ષેત્ર-કાળની વૃદ્ધિ ભજનાએ જાણવી. ૬૧૭.

અવધિગોચર એવો કાળ વૃદ્ધિ પામવાથી ક્ષેત્રાદિ ચારેની અવશ્ય વૃદ્ધિ થાય છે, કારણ કે સર્વમાં કાલ સૂક્ષ્મ છે ને કાળથી પણ ક્ષેત્ર સૂક્ષ્મ છે, ક્ષેત્રથી દ્રવ્ય અને દ્રવ્યથી પર્યાયો સૂક્ષ્મ છે. જેમકે કાળનો એકપણ સમય વધવાથી ક્ષયોપશમની વિશેષતાથી ક્ષેત્રના ઘણા પ્રદેશો વધે છે, અને ક્ષેત્રવૃદ્ધિથી દ્રવ્ય વૃદ્ધિ અવશ્ય થાય છે, કેમકે દરેક આકાશ-પ્રદેશે દ્રવ્યની પ્રચુરતા હોય છે. તેમજ દ્રવ્યની વૃદ્ધિ થવાથી પર્યાયોની વૃદ્ધિ થાય છેજ, કારણ કે દરેક દ્રવ્યમાં પર્યાયોની બહુલતા છે.

શિષ્યઃ-જો એમ હોય, તો કાળની વૃદ્ધિ થએ બાકીના ક્ષેત્રાદિ ત્રણની વૃદ્ધિ થાય છે, એમ કહેવું યોગ્ય છે, પણ ચારની વૃદ્ધિ થાય છે, એમ શાથી કહો છો ?

ગુરૂઃ-ત્હારૂં કહેવું સત્ય છે પણ આતો સામાન્ય વચન છે, જેમકે-દેવદત્તે ભોજન કરવાથી સર્વ કુટુંબે ભોજન કર્યું છે. આ પ્રમાણે કહેવું જેમ દોષ રહિત છે તેમ તે પણ સમજવું.

હવે અવધિગોચર ક્ષેત્રની વૃદ્ધિ થવાથી, કાળની વૃદ્ધિ થાય અથવા ન પણ થાય, ક્ષેત્રની ઘણી વૃદ્ધિ થાય, તો કાળની વૃદ્ધિ થાય, પણ અલ્પ ક્ષેત્રવૃદ્ધિથી કાળવૃદ્ધિ ન થાય; કારણ કે જો એમ ન હોય, તો ક્ષેત્રના પ્રદેશાદિની વૃદ્ધિ થએ કાળના સમયાદિની વૃદ્ધિ અવશ્ય થાય, એ પ્રમાણે તો અંગુલ માત્ર ક્ષેત્ર વધવાથી કાળની અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી વધી જાય, એમ થવાથી " અંગુલ પ્રમાણ શ્રેણીના પ્રદેશાપહાર કરતાં અસંખ્યાત ઉત્સર્પિણી થાય," (ગાથા ૬૨૧માં) કહેવું થશે તથા આવલિકામાત્રનું જ્ઞાન થયે અંગુલ પૃથક્ત્વ ક્ષેત્ર જાણે છે," ( ગાથા ૬૦૮ માં ) એમ કહેવું થયું એ પરસ્પર વિરૂદ્ધતાવાળું થાય. માટે ક્ષેત્રવૃદ્ધિ થએ કાળવૃદ્ધિ ભજનાએ હોય છે, અને દ્રવ્ય-પર્યાયો અવશ્ય વધે છે. તથા દ્રવ્યપર્યાયોની વૃદ્ધિમાં ક્ષેત્ર-કાળની વૃદ્ધિ ભજનાએ હોય છે, એટલે કે વધે અથવા ન વધે. જેમકે-અવસ્થિત ક્ષેત્ર કાળમાં તથાવિધ શુભ અધ્યવસાયથી ક્ષયોપશમની વૃદ્ધિ થએ દ્રવ્ય વધે છે. અને દ્રવ્યની વૃદ્ધિ થએ પર્યાય વૃદ્ધિ અવશ્ય થાય છે, કારણ કે દરેક દ્રવ્યમાં અનન્તા પર્યાયો છે, જઘન્યથી પણ એકેક દ્રવ્યના પર્યાયો ચાર ચાર અવધિજ્ઞાનીને જણાય છે તથા પર્યાયની વૃદ્ધિ થએથી દ્રવ્ય વૃદ્ધિ થાય અથવા ન પણ થાય, કારણકે અવસ્થિત દ્રવ્યમાં તથાવિધ ક્ષયોપશમની વૃદ્ધિ થવાથી પર્યાયોજ વધે છે. ૬૧૭.

એ પ્રમાણે નિર્યુક્તિની ગાથાનો અર્થ કહ્યો, હવે ભાષ્ય કહે છે.

काले पवड्ढमाणे सव्वे दव्वादओ पवड्ढंति ।
खेत्ते कालो भइओ वड्ढंति उ दव्व-पज्जाया ॥ ६१८ ॥
भयणाय खेत्त–काला परिवड्ढंतेसु दव्व-भावेसु ।
दव्वे व ढइ भावो भावे दव्वं तु भयणिज्जं ॥ ६१९ ॥

કાળની વૃદ્ધિ થતાં સર્વ દ્રવ્યાદિ વધે છે અને ક્ષેત્રવૃદ્ધિએ કાળની વૃદ્ધિ થાય અથવા ન પણ થાય પણ દ્રવ્ય- પર્યાય તો વધે છેજ. તથા દ્રવ્ય-ભાવની ( પર્યાયની ) વૃદ્ધિ થવાથી ક્ષેત્ર અને કાળની વૃદ્ધિ થાય અથવા ન થાય અને દ્રવ્યની વૃદ્ધિમાં ભાવ-નો સંબંધ જોડવાને વૃદ્ધિ થાય પણ ભાવની વૃદ્ધિમાં દ્રવ્યની વૃદ્ધિ થાય અથવા ન પણ થાય. ૬૧૮-૬૧૯.

હવે આગળની ગાથાને અંગે શિષ્ય પ્રશ્ન કરે છે.

अण्णोण्णनिबद्धाणं जहण्णयाईण खेत्त-कालाणं ।
समय-प्पएसमाणं किं तुल्लं होज्ज अहियं वा ? ॥ ६२० ॥

(અવધિજ્ઞાનના વિષયપણે કહેલા) અન્યોઅન્ય સંબંધવાળા જઘન્યાદિરૂપ ક્ષેત્ર અને કાળના પ્રદેશ અને સમયોનું પ્રમાણ શું તુલ્ય છે હીન છે કે અધિક છે? ૬૨૦

ઉપરોક્ત પ્રશ્નનો ઉત્તર આપે છે કે સર્વત્ર પ્રતિયોગી એવા આવલિકાના અસંખ્યેય ભાગાદિ રૂપ કાળથી ક્ષેત્ર અસંખ્યેય ગણુંજ છે. કારણકે—

सुहुमो य होइ कालो तत्तो सुहुमतरयं हवइ खेत्तं ।
अंगुलसेढीमेत्ते ओसप्पिणीओ असंखेज्जा ॥ ६२१ ॥२६३७।

કાળ સૂક્ષ્મ છે અને તેનાથી ક્ષેત્ર વધારે સૂક્ષ્મ છે (કારણકે) અંગુલ પ્રમાણ શ્રેણી માત્રમાં અસંખ્યાત અવસર્પિણિના સમય જેટલા પ્રદેશો છે. ૬૨૧.

કાળ સૂક્ષ્મ છે કારણકે સેંકડો કમળપત્રનો છેદ કરતાં દરેક પત્ર ભેદવામાં અસંખ્યાતા સમય લાગે છે એમ આગમમાં કહ્યું છે. કાળના અતિ સૂક્ષ્મપણાથી તે ભિન્ન ભિન્ન જણાતા નથી, તેવા કાળથી પણ ક્ષેત્ર વધારે સૂક્ષ્મ છે, કેમકે અંગુલપ્રમાણ શ્રેણિમાત્ર ક્ષેત્રમાં જે પ્રદેશો છે, તે પ્રદેશોમાંથી દરેક સમયે એકેક પ્રદેશ અપહરીએ તો અસંખ્યાત અવસર્પિણિકાળે સર્વ પ્રદેશો અપહરાય. અર્થાત્ અસંખ્યાત અવસર્પિણિકાળના જેટલા સમયો છે, તેટલા અંગુલપ્રમાણ શ્રેણિરૂપ ક્ષેત્રમાં પ્રદેશો છે. ૬૨૧

એ ઉપરોક્ત અર્થ સમજાવવાને ભાષ્યકાર મહારાજ કહે છે.

खेत्तं वहुयरमंगुलसेढीमेत्ते पएसपरिमाणं ।
जमसंखेज्जोसप्पिणिसमयसमं थोवओ कालो ॥ ६२२ ॥

ક્ષેત્ર વધારે (સૂક્ષ્મ છે) કેમકે અંગુલપ્રમાણ શ્રેણિરૂપ ક્ષેત્રમાં અસંખ્યાત ઉત્સર્પિણીના સમય જેટલા પ્રદેશનું પ્રમાણ છે, તેથી કાળ સ્થૂળ છે. ૬૨૨

શિષ્ય:—ગુરૂદેવ ! કાળથી ક્ષેત્ર સૂક્ષ્મ છે, એમ કહ્યું તે સમજાયું, પણ ક્ષેત્રથી દ્રવ્ય અને ભાવ (પર્યાય) કેવા છે ? તે કૃપા કરી સમજાવો.

શિષ્યની એ શંકાના સમાધાનમાટે કાળથી ક્ષેત્ર-દ્રવ્ય-અને ભાવોનું અનુક્રમે સૂક્ષ્મપણું જણાવવાને શ્રીગુરૂદેવ કહે છે કે—

कालो खित्तं दव्वं भावो य जहुत्तरं सुहुममेया ।
थोवा-संखा-णंता-संखा य जमोहिविसयम्मि ॥ ६२३ ॥

કાળ-ક્ષેત્ર-દ્રવ્ય-ને ભાવ અનુક્રમે સૂક્ષ્મભેદવાળા છે, કારણકે અવધિજ્ઞાનના વિષયમાં અનુક્રમે તેઓ થોડા-અસંખ્યગુણા-અનંતગુણા અને સંખ્યાત કે અસંખ્યાતગુણા છે. ૬૨૩.

એજ વાત સ્પષ્ટ કરી કહે છે.

सव्वमसंखेज्जगुणं कालाओ खेत्तमोहिविसयम्मि ।
अवरोप्परसंवद्धं समय-पएसप्पमाणेणं ॥ ६२४ ॥
खेत्तविसेसेहिंतो दव्वमणंतगुणियं पएसेहिं ।
दव्वेहिंतो भावो संखगुणोऽसंखगुणिओ वा ॥ ६२५ ॥

અવધિજ્ઞાનના વિષયમાં પરસ્પર સંબંધવાળા દ્રવ્યાદિમાં સર્વ ક્ષેત્રનું પ્રમાણ પ્રદેશપ્રમાણવડે કાળના સમયની અપેક્ષાએ અસંખ્યાતગુણું છે. ક્ષેત્ર પ્રદેશોથી પ્રદેશોવડે દ્રવ્ય અનન્તગુણું છે. તથા દ્રવ્યપ્રદેશોથી ભાવ (પર્યાય) સંખ્યાત અથવા અસંખ્યાતગુણા છે.

હવે પૂર્વોક્ત વિષયનો ઉપસંહાર કરવાને તથા હવે કહેવાના નિર્યુક્તિના વિષયની પ્રસ્તાવના કરવાને આચાર્યશ્રી ભાષ્યકાર કહે છે કે-

भणियं खेत्तपमाणं तस्माणमियं भणामि दव्वमओ ।
तं केरिसमारंभे परिणिट्ठाणे विमज्झे वा ? ६२६ ॥

( જઘન્યાદિ ત્રણ પ્રકારે ) ક્ષેત્રનું પ્રમાણ કહ્યું. હવેપછી ક્ષેત્રપ્રમાણથી પરિચ્છિન્ન દ્રવ્યનું સ્વરૂપ કહીશ. તે દ્રવ્ય ( અવધિજ્ઞાનના વિષયના ) આરંભમાં-અન્તમાં અને મધ્યમાં કેવું હોય ? તે કહીશ. ૬૨૬.

तेया-भासादव्वाण अंतरा एत्थ लभइ पट्ठवओ ।
गुरुलहु अगुरुयलहुयं तंपि य तेणेव निट्ठाइ ॥ ६२७ ॥२७२८॥

તૈજસ અને ભાષાદ્રવ્યની અન્તરાલે રહેલા ગુરૂલઘુ અને અગુરૂલઘુ દ્રવ્યને અવધિજ્ઞાનનો આરંભક જાણે છે. અને તે અવધિજ્ઞાન તેજ સ્વરૂપે પડી જાય છે. ૬૨૭.

તૈજસ અને ભાષાદ્રવ્યની મધ્યનાં દ્રવ્ય, જે દ્રવ્યો તૈજસ અને ભાષાને યોગ્ય નથી. તેવા ગુરૂલઘુ અને અગુરૂલઘુ પર્યાયયુક્ત દ્રવ્યને અવધિજ્ઞાની પ્રારંભમાં જાણે છે. તેમાં જે તૈજસદ્રવ્યની સમીપનાં દ્રવ્ય તે ગુરૂલઘુદ્રવ્ય છે, અને ભાષાદ્રવ્યની સમીપનાં દ્રવ્ય તે અગુરૂલઘુદ્રવ્ય છે, તે દ્રવ્યને જાણનાર અવધિજ્ઞાન, અવધિજ્ઞાનાવરણ કર્મના ઉદયથી પડે ત્યારે તેજ કહેલા ગુરૂલઘુઆદિ સ્વરૂપવાળા પ્રાપ્ત થયેલા દ્રવ્યોવડે નિધન પામે છે-પડી જાય છે આ ન્યાય પ્રતિપાતિ અવધિજ્ઞાનમાં છે, પણ તે અવશ્ય પડે છેજ એમ નહિ. ૬૨૭.

पट्ठवओ नामावहिनाणस्सारंभओ तयाईए ।
उभयाजोग्गं पेच्छइ तेयाभासंतरे दव्वं ॥ ६२८ ॥
गुरुलहु तेयासन्नं भासासन्नमगुरुं च पासेज्जा ।
आरंभे जं दिट्ठं दट्ठूणं पडइ तं चेव ॥ ६२९ ॥

પ્રસ્થાપક એટલે અવધિજ્ઞાનનો આરંભક, તે આદિમાં, તૈજસ અને ભાષાદ્રવ્યની વચમાંના અને એ ઉભયને અયોગ્ય એવાં દ્રવ્ય જુએ છે. તૈજસની સમીપનું દ્રવ્ય ગુરૂલઘુ અને ભાષાસમીપનું દ્રવ્ય તે અગુરૂલઘુ છે તેને જુએ તે અવધિ પડવાનું હોય તો આરંભમાં જે દ્રવ્ય જોયું હોય તે દ્રવ્ય જોઇને અંતે તે પડી જાય છે. ૬૨૮-૬૨૯.

તૈજસ અને ભાષાદ્રવ્યની મધ્યનું-અને એ ઉભયને અયોગ્યદ્રવ્ય જુએ છે, એમ કહ્યું છે, તે માટે શિષ્ય પૂછે છે કે—

तेया-भासाजोग्गं किमजोग्गं वा तयंतराले जं ।
ओरालियाइतणुवग्गणाकमेणं तयं सज्झं ॥ ६३० ॥

તૈજસ અને ભાષાદ્રવ્યની અન્તરાલે જે દ્રવ્ય છે, તે તૈજસ અને ભાષાદ્રવ્યને યોગ્ય છે કે અયોગ્ય છે. ?-( કેવું છે ? અથવા કેવા સ્વરૂપનું છે ? ) પરમાણુ બે પરમાણુના ત્રણ પરમાણુઓના સ્કંધના સમુદાયથકી ઔદારિકાદિ શરીરવર્ગણાની પ્રરૂપણા કરવાવડે તે સાધ્ય છે-કહી શકાય એમ છે. ૬૩૦.

ओराल-विउव्वा-हार-तेय-भासा-णुपाण-मण-कम्मे ।
अह दव्ववग्गणाणं कमो विवज्जासओ खेत्ते ॥ ६३१ ॥२८८२९॥

ઔદારિક-વૈક્રિય-આહારક-તૈજસ-ભાષા-શ્વાસોચ્છ્વાસ-મન અને કાર્મણ, (એઆઠ) વર્ગણામાં અનુક્રમે દ્રવ્યસમૂહ વધારે છે, અને ક્ષેત્રમાં (એથી) વિપરીતક્રમ છે. ૬૩૧.

આ નિર્યુક્તિની ગાથા કુચિકર્ણ શેઠના ગોવાળના ઉદાહરણપૂર્વક ભાષ્યકાર મહારાજ વિસ્તારથી સમજાવતા કહે છે કે.

कुतिकण्णगोविसेसोवलक्खणोवम्मओ विणेयाणं ।
दव्वाइवग्गणाहिं पोग्गलकायं पयंसेंति ॥ ६३२ ॥

કુચિકર્ણની ગાયોના તફાવતને જાણવાના દૃષ્ટાન્તથી ( તીર્થંકર-ગણધરો ) દ્રવ્યાદિ વર્ગણાદિવડે, આદિ શબ્દથકી ક્ષેત્ર-કાળ અને ભાવ વર્ગણાવડે, શિષ્યોને સમસ્ત પુદ્ગલાસ્તિકાય પ્રરૂપે છે. ૬૩૨.

આ ભરતક્ષેત્રના મગધદેશમાં ઘણીજ ગાયોના સ્વામિ કુચિકર્ણનામનો ગૃહપતિ હતો, તે ગૃહપતિ પોતાને ઘણી ગાયો હોવાથી તેનાં હજાર-દસહજાર આદિ સંખ્યાના ટોળાં કરીને તે દરેક ટોળાને ભિન્ન ભિન્નપણે પાલન કરવાને તેણે ઘણા ગોવાળો નિર્માણ કર્યા. તે ગોવાળો જ્યારે એ બધી ગાયો પરસ્પર મળી જાય ત્યારે પોતપોતાની ગાયો નહિ ઓળખવાથી માંહોમાંહે ટંટો કરવા લાગ્યા, તેઓને તેપ્રમાણે અન્યોઅન્ય કલહ કરતા જાણીને કુચિકર્ણે તેઓનો કલહ દૂર કરવાને એ ગાયોમાંથી શ્વેત કાળી-રાતી-કાબરી વિગેરે ભિન્ન ભિન્ન વર્ણની ગાયોનાં ટોળાં કરીને દરેક ગોવાળને સોંપ્યાં.

એજપ્રમાણે સજાતીય પુદ્ગળ પરમાણુના સમુદાય રૂપ વર્ગણાની વ્યવસ્થા છે. ઉપર કહેલા દૃષ્ટાન્તનો ઉપનય પણ સમજાવે છે. ગાયોના સમૂહના સ્વામિતુલ્ય તીર્થંકર, ગોવાળ સમાન પોતાના શિષ્યો, ગાયોના સમૂહ તુલ્ય પુદ્ગલાસ્તિકાય જાણવો, તે સારી રીતે સમજાય તેટલામાટે પરમાણુ આદિ વર્ગણાના વિભાગે પુદ્ગલ વર્ગણાનું સ્વરૂપ તેમણે કહ્યું છે. ૬૩૨.

હવે એજ વર્ગણાઓનું સ્વરૂપ સવિસ્તર કહે છે.

एगा परमाणूणं एगुत्तरवड्ढिया तओ कमसो ।
संखेज्जपएसाणं संखेज्जा वग्गणा होंति ॥ ६३३ ॥
तत्तो संखाईआ संखातीतप्पएसमाणाणं ।
तत्तो पुणो अणंताणंतपएसाण गंतूणं ॥ ६३४ ॥
ओरालियस्स गहणप्पाओग्गा वग्गणा अणंताओ ।
अग्गहणप्पाओग्गा तस्सेव तओ अणंताओ ॥ ६३५ ॥

એકેક પરમાણુઓની એક વર્ગણા, તે પછી અનુક્રમે એકેક પ્રદેશની વૃદ્ધિએ સંખ્યાતા પ્રદેશો સુધીની સંખ્યાતી વર્ગણા હોય છે, પછી પણ તેવી રીતિએ અસંખ્યાત પ્રદેશોની અસંખ્યાતી વર્ગણા હોય છે, પુનઃ અનન્તાનન્ત પ્રદેશોની અનંતી વર્ગણા ઉલ્લંઘીને ઔ-

દારિક શરીરને ગ્રહણ યોગ્ય અનન્તી વર્ગણાઓ છે, અને તે પછી તેનેજ અગ્રહણ યોગ્ય વર્ગણાઓ તેજ જાતની અનન્તી છે ૬૩૩-૬૩૪-૬૩૫.

સજાતીય વસ્તુઓનો સમુદાય તે વર્ગણા કહેવાય છે, સમુદાય, સમૂહ, વર્ગ, રાશિ, એ બધા એના પર્યાય જુદા જુદા નામો છે. તેથી કરીને અહીં સમસ્ત લોકાકાશના પ્રદેશમાં રહેલા એકેક છુટા પરમાણુઓનો સમુદાય, તે એક વર્ગણા છે. તે પછી સમસ્ત લોકાકાશપ્રદેશવર્તિ બે પ્રદેશવાલા સ્કન્ધોનો સમુદાય, તે બીજી વર્ગણા. એજ પ્રમાણે ત્રિપ્રદેશી સ્કંધોના સમુદાયની ત્રીજી વર્ગણા. ચાર પ્રદેશી સ્કન્ધોના સમુદાયની ચોથી વર્ગણા. પાંચ પ્રદેશી સ્કન્ધોના સમુદાયની પાંચમી વર્ગણા. છ પ્રદેશી સ્કંધોના સમુદાયની છઠ્ઠી વર્ગણા. એ રીતે એકેક પ્રદેશની વૃદ્ધિએ છેક સંખ્યાત્ પ્રદેશી સ્કંધોની સંખ્યાતી વર્ગણા હોય છે, તે પછી એકેક પ્રદેશની વૃદ્ધિએ અસંખ્યાત પ્રદેશી સ્કંધોની અસંખ્યાતી વર્ગણા અને તે પછી એકેક પ્રદેશની વૃદ્ધિએ અનન્ત પ્રદેશી સ્કંધોની અનન્તી વર્ગણાઓ તો ઔદારિક શરીરને નહિ ગ્રહણ કરવા યોગ્ય છે. એ ઔદારિક શરીરને નહિ ગ્રહણ કરવા યોગ્ય વર્ગણાઓ અતિક્રમીને, એકેક પ્રદેશની વૃદ્ધિએ તથાવિધ વિશિષ્ટપરિણામથી પરિણત એવી અનન્ત પ્રદેશી સ્કંધોની અનન્તી વર્ગણાઓ ઔદારિક શરીરને ગ્રહણ કરવા યોગ્ય છે. એટલે ઔદારિક શરીર ઉત્પન્ન કરવાને યોગ્ય છે. તે પછી એ ગ્રહણ યોગ્ય અનંતી વર્ગણા અતિક્રમીને, એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી પુનઃઔદારિક શરીરને અયોગ્ય એવી અનન્તી વર્ગણાઓ છે.

આ વર્ગણાઓ ઘણા પરમાણુ દ્રવ્યોથી બનેલી અને સૂક્ષ્મપરિણામવાળી હોવાથી ઔદારિક શરીરને અગ્રહણ યોગ્ય છે. તેમજ વૈક્રિયની અપેક્ષાએ થોડા પરમાણુ દ્રવ્યોથી બનેલી અને સ્થૂલ પરિણામવાળી હોવાથી વૈક્રિય શરીરને પણ ગ્રહણ કરવા યોગ્ય નથી. માત્ર એ વર્ગણાઓ ઔદારિક શરીર યોગ્ય વર્ગણાઓની સમીપે હોવાથી તેના જેવી જણાય છે, તે કારણથી એ ઔદારિકને અગ્રહણ યોગ્ય કહેવાય છે. ૬૩૩-૬૩૪-૬૩૫.

હવે કાર્મણ પર્યન્તની બાકીની વર્ગણાઓનું સ્વરૂપ કહે છે.

एवमजोग्गा जोग्गा पुणो अजोग्गा य वग्गणाणंता ।
वेउव्वियाइयाणं नेयं तिविगप्पमेक्केक्कं ॥ ६३६ ॥

એ પ્રમાણે અયોગ્ય-યોગ્ય અને પુનઃ અયોગ્ય અનન્તી વર્ગણાઓ છે. વૈક્રય આદિ (વૈક્રય-આહારક-તૈજસ-ભાષા-શ્વાસોચ્છ્વાસ-મન-અને કાર્મણ ) વર્ગણાઓના દરેકના ત્રણ ત્રણ ભેદો જાણવા. ૬૩૬.

પુનઃ ઔદારિક શરીરને અગ્રહણ યોગ્ય વર્ગણાઓની ઉપર એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી વૈક્રિય શરીરને અગ્રહણ યોગ્ય છે, કેમકે તે તેની અપેક્ષાએ અલ્પ દ્રવ્યથી બનેલી અને સ્થૂલ પરિણામવાળી હોવાથી તેને ગ્રહણ યોગ્ય નથી. તેમજ એ વર્ગણાઓ બહુ દ્રવ્યથી બનેલી અને સૂક્ષ્મ પરિણામવાળી હોવાથી ઔદારિક શરીરને પણ ગ્રહણ કરવા યોગ્ય નથી. કેવળ વૈક્રિય શરીરને ગ્રહણ યોગ્ય વર્ગણાની સમીપે હોવાથી તેના જેવી જણાય છે, તેથી તે વૈક્રિય શરીરને અગ્રહણ યોગ્ય વર્ગણાઓ કહેવાય છે. આજ પ્રમાણે આગળ પણ સર્વત્ર સમજી લેવું.

એ વૈક્રિયને અગ્રહણ યોગ્ય વર્ગણાઓની ઉપર એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી વૈક્રિય ને લાયક દ્રવ્યથી બનેલી ને તેને લાયક તથાવિધ સૂક્ષ્મપરિણામવાળી હોવાથી વૈ[illegible] શરીરને ગ્રહણ કરવા યોગ્ય અનન્તી વર્ગણાઓ છે. એ ગ્રહણ યોગ્ય વર્ગણાની ઉપર

કેક પ્રદેશની વૃદ્ધિએ વધતી તેનાંથી ઘણાં દ્રવ્યથી બનેલી ને સૂક્ષ્મ પરિણામવાળી હોવાથી વૈક્રિય શરીરને અગ્રહણ યોગ્ય અનન્તી વર્ગણાઓ છે. એ અગ્રહણ યોગ્ય વર્ગણાની ઉપર એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી (ઉત્તર વર્ગણાની અપેક્ષાએ ) અલ્પ દ્રવ્યથી બનેલી સ્થુલ પરિણામવાળી હોવાથી આહારક શરીરને અગ્રહણ યોગ્ય અનન્તી વર્ગણાઓ છે. એ અગ્રહણ યોગ્ય વર્ગણાઓની ઉપર એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી આહારકને લાયક ઘણાં દ્રવ્યથી બનેલી તથાવિધ વધારે સૂક્ષ્મ પરિણામવાળી હોવાથી આહારક શરીરને ગ્રહણ યોગ્ય અનન્તી વર્ગણાઓ છે. એ ગ્રહણ યોગ્ય વર્ગણાઓની ઉપર એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી અતિ ઘણાં દ્રવ્યથી બનેલી અને અતિ સૂક્ષ્મ પરિણામવાળી હોવાથી આહારક શરીરને અગ્રહણ યોગ્ય અનન્તી વર્ગણાઓ છે.

એ પ્રમાણે તૈજસ-ભાષા-શ્વાસોચ્છ્વાસ-મન અને કાર્મણ વર્ગણાઓને અનુક્રમે એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી દરેક વર્ગણાની અયોગ્ય-યોગ્ય અને પુન: અયોગ્ય એવા ત્રણ ત્રણ ભેદવાળી અનન્તી વર્ગણાઓ સમજી લેવી. ૬૩૬.

એ દરેક વર્ગણાના ત્રણ ત્રણ ભેદ શાથી જણાય છે? તે માટે કહે છે કે-

एक्केक्कस्साईए पज्जंतम्मि य हवंतऽजोग्गाइं ।
उभयाजोग्गाइं जओ तेया-भासंतरे पढइ ॥ ६३७ ॥

એકેક વર્ગણાની આદિ ને અન્તમાં અયોગ્ય દ્રવ્યો હોય છે, કેમકે તૈજસ અને ભાષાની મધ્યે અયોગ્ય દ્રવ્ય કહેવાય છે, તેથી ઉભયને અયોગ્ય દ્રવ્યો હોય છે- ૬૩૭.

ઔદારિક-વૈક્રિય વિગેરે દરેક વર્ગણાની આદિમાં અને અન્તમાં અયોગ્ય દ્રવ્ય હોય છે. કારણકે ૬૨૭મી ગાથામાં કહ્યા મુજબ તૈજસ અને ભાષા દ્રવ્યની મધ્યનાં દ્રવ્ય એ ઉભયને અયોગ્ય છે, એમ કહ્યું છે, તે ઉપરથી જેમ તૈજસના અંતે અયોગ્ય દ્રવ્યો કહે છે તેમ તે શરીરાદિને ઔદારિકાદિ સર્વ વર્ગણાના અન્તે તે અયોગ્ય દ્રવ્ય હોય છે, અને જેમ ભાષા વર્ગણાની આદિમાં તેને અયોગ્ય દ્રવ્ય કહેવાય છે, તેમ ઔદારિકાદિ વર્ગણાની આદિમાં પણ તે ઔદારિક શરીરાદિને અયોગ્ય દ્રવ્યો કહેવાય છે. તથા ઉભયની મધ્યવર્તિ દ્રવ્યો સર્વ વર્ગણાઓમાં ઉભયને અયોગ્યપણું સમાન છતાં પણ જે જેની પાસે હોય તે તેના જેવી જણાય છે, તે કારણથી તે તે વર્ગણાના અયોગ્યપણાનો વ્યવહાર કરાય છે. એમ પહેલાંજ કહ્યું છે. આ પ્રમાણે દરેકના ત્રણ ત્રણ ભેદો થાય છે. ૬૩૭.

હવે કાર્મણ વર્ગણાની ઉપર બીજી વર્ગણાઓ છે કે નહિ? તેના ઉત્તરમાં કહે છે.

कम्मोवरिं धुवेयर-सुण्णेयरवग्गणा अणंताओ ।
चउधुवणंतरतणुवग्गणा य मीसो अह अचित्तो ॥ ६३८ ॥३९४०॥

કર્મવર્ગણા ઉપર ધ્રુવ-અધ્રુવ-શૂન્ય અને અશૂન્ય વર્ગણાઓ અનન્તી છે. તે પછી ચાર ધ્રુવાનન્તર અને ચાર શરીરવર્ગણા છે, તેમજ (તે ઉપર) મિશ્રવર્ગણા અને અચિત્ત મહાસ્કંધ છે. ૬૩૮

એ નિર્યુક્તિની ગાથા છે, તેના અર્થને ભાષ્યકાર મહારાજ સવિસ્તર કહે છે.

निच्चं होंति धुवाओ इयरा लोए न होंतिवि कयाई ।
एगुत्तरवुड्ढीए कयाइ सुण्णंतराओऽवि ॥ ६३९ ॥

जाओ हवंति ताओ सुण्णंतरवग्गणत्ति भण्णंति ।
नियय निरंतराओ होंति असुण्णंतराउ त्ति ॥ ६४० ॥

ધ્રુવવર્ગણાઓ નિત્ય હોય છે અને અધ્રુવવર્ગણાઓ લોકમાં કદિ નથી પણ હોતી. તથા એકેક પ્રદેશની વૃદ્ધિએ શૂન્યાન્તર વર્ગણાઓ પણ કદાચિત્ હોય છે. એવી રીતે આંતરાની શૂન્યતાવાળી જે હોય છે તે શૂન્યાન્તર વર્ગણાઓ કહેવાય છે, અને જે અન્તર રહિત હોય છે તે અશૂન્યાન્તર વર્ગણાઓ છે. ૬૩૯-૬૪૦

કાર્મણ શરીરને અગ્રહણ યોગ્ય વર્ગણાની ઉપર એકેક પરમાણુએ વધતી અતિ સૂક્ષ્મ પરિણામવાળી અનન્ત સ્કંધાત્મક પહેલી ધ્રુવવર્ગણા છે. તે પછી એકેક પરમાણુની વૃદ્ધિએ વધતા અનન્તા સ્કંધોથી બનેલી ધ્રુવવર્ગણાઓ પણ અનન્તી છે. ધ્રુવ એટલે બધા લોકના ભાગમાં વ્યાપ્ત હોવાથી જે સર્વકાળ અવસ્થાયિ-નિત્ય છે, તેને ધ્રુવ વર્ગણા કહે છે. આ વર્ગણાઓને ધ્રુવ કહેવાથી આની પહેલાની ઔદારિકથી કાર્મણપર્યન્તની બધીએ વર્ગણાઓ ધ્રુવ સમજવી, કેમકે એ વર્ગણાઓ પણ હમ્મેશાં લોકમાં વિદ્યમાન છે. હમણાં ઉપર કહેલી ધ્રુવવર્ગણાઓ અને હવે પછી કહેવાશે તે અધ્રુવ આદિ સર્વ વર્ગણાઓ અગ્રહણ યોગ્ય છે, કેમકે એ બધી અતિ ઘણાં દ્રવ્યથી બનેલી અને અતિ સૂક્ષ્મ પરિણામવાળી હોવાથી કોઈ પણ જીવે ઔદારિકાદિભાવે કદિ પણ ગ્રહણ કરી નથી.

એ ધ્રુવ વર્ગણા ઉપર એકેક પ્રદેશે વધતી અનન્તી અ ્ુવ વર્ગણાઓ છે. એ અધ્રુવ વર્ગણાઓ તથાવિધ પુદ્ગળ પરિણામની વિચિત્રતાથી કદિ લોકમાં નથી પણ હોતી, એજ કારણથી તે અધ્રુવ કહેવાય છે. તે પછી એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી અનન્તી શૂન્યાન્તર વર્ગણાઓ હોય છે, એ વર્ગણાઓ એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી હમ્મેશાં હોય છે. પરન્તુ કોઇ વખત એ વર્ગણાઓમાં વચ્ચે વચ્ચે એકેક પ્રદેશની વૃદ્ધિ તુટી પણ જાય છે, નિરન્તર એકેક પ્રદેશની વૃદ્ધિવાળી નથી હોતી, એ કારણથી તેને શૂન્યાન્તર વર્ગણાઓ કહેવાય છે. એ પછી એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી અશૂન્યાન્તર વર્ગણાઓ છે. એ વર્ગણાઓ લોકમાં નિરન્તર એકેક પ્રદેશની વૃદ્ધિએ વધતી હોય છે, એમાં વચ્ચે કદિ પણ વૃદ્ધિ તૂટતી નથી. તેથી તેને અશૂન્યાન્તર વર્ગણા કહેવાય છે. ૬૩૯-૬૪૦

धुवणंतराइं चत्तारि जं धुवाइं अणंतराइं च ।
भेयपरिणामओ जा सरीरजोगत्तणाभिमुहा ॥ ६४१ ॥

खंधदुगदेहजोगत्तणेण वा देहवग्गणाउ त्ति ।
सुहुमो दरगयबायरपरिणामो मीसयक्खंधो ॥ ६४२ ॥

જે સર્વકાળ ભાવિની અને એકોત્તર વૃદ્ધિવાળી હોય તે ધ્રુવાનન્તર વર્ગણાઓ ચાર છે. અને જે ભેદ પરિણામથી શરીરની યોગ્યતાની સન્મુખ હોય, અથવા બે સ્કંધના શરીરની યોગ્યતાથી જે હોય તે શરીર વર્ગણા કહેવાય છે, સૂક્ષ્મ અને ઇષત્ ગત બાદર પરિણામ તે મિશ્રસ્કંધ કહેવાય છે. ૬૪૧-૬૪૨

ઉપરોક્ત અશૂન્યાન્તર વર્ગણાઓની ઉપર ધ્રુવાનન્તર વર્ગણાઓ ચાર છે, જે સર્વકાળ ભાવિની અને નિરન્તર એકોત્તર વૃદ્ધિવાળી વર્ગણા હોય તે ધ્રુવાનન્તર વર્ગણાઓ છે. પ્રથમ ધ્રુવાનન્તર વર્ગણાઓ અનન્તી છે, એજ પ્રમાણે બીજી-ત્રીજી-ને ચોથી ધ્રુવાનન્તર વર્ગણાઓ

પણ અનન્તી છે. ધ્રુવવર્ગણાઓ જોકે પહેલાં કહી છે, પરન્તુ તેનાથી આ વર્ગણાઓ ભિન્ન છે, કારણકે તે કરતાં આ અતિ સૂક્ષ્મ પરિણામવાળી અને ઘણાં દ્રવ્યોથી બનેલી છે. તથી ભિન્ન કહી છે.

શિષ્ય:—ભલે એમ હોય; પરન્તુ જો એ કેવળ એકોત્તર વૃદ્ધિવાળી છે, તો એમાં ચાર ભેદ કરવાનું શું કારણ છે ?

ગુરુ:—એ ચાર વર્ગણાઓમાંજ નિરન્તર એકોત્તર વૃદ્ધિ હોય છે, અને અન્તરાલમાં તે વૃદ્ધિ તુટી જાય છે ત્યારેજ જુદી વર્ગણાનો આરંભ થાય છે, અથવા વૃદ્ધિ ન તુટે તો પણ કંઇક વર્ણાદિ પરિણામની વિચિત્રતા તે ભેદના આરંભમાં કારણ છે, એમ અમારૂં માનવું છે, પછી તો બહુશ્રુત જાણે. એજ પ્રમાણે આગલ કહેવાસે તેવી શરીર વર્ગણામાં પણ સમજવું.

ઉપર કહેલી ચાર ધ્રુવાનન્તર વર્ગણાની ઉપર દરેકને એકેક પ્રદેશની વૃદ્ધિયુક્ત અનન્ત વર્ગણાત્મક ચાર તનુ ( શરીર ) વર્ગણા છે. આ વર્ગણાઓ ભેદ અને અભેદના પરિણામથી ઔદારિકાદિ શરીરોની યોગ્યતાની સન્મુખ હોવાથી તેને શરીર વર્ગણા કહેવાય છે. અથવા આગળ કહેવાશે તેવા મિશ્ર સ્કંધ અને અચિત્ત સ્કંધની મૂર્તિની યોગ્યતાને સન્મુખ હોવાથી તેને શરીર વર્ગણા કહેવાય છે. તથા અનન્તાનન્ત પરમાણુથી બનેલ સૂક્ષ્મ પરિણામવાળો અને કંઇક બાદર પરિણામ સન્મુખ થએલ સ્કંધ તે મિશ્ર સ્કંધ કહેવાય છે. ૬૪૧-૬૪૨.

હવે અચિત્ત મહાસ્કંધનું સ્વરૂપ કહે છે.

जइणसमुग्घायगईए चउहिं समएहिं पूरणं कुणइ ।
लोगस्स तेहिं चेव य संहरणं तस्स पडिलोमं ॥ ६४३ ॥

જૈન સમુદ્ઘાતની ગતિથી ચાર સમયે લોકને પૂર્ણ કરે છે, અને તેજ પ્રમાણે ચાર સમયે ( એ અચિત્ત મહા સ્કંધનું ) પ્રતિલોમ રીતે સંહરણ થાય છે. ૬૪૩.

જૈન કેવળી સમુદ્ઘાતની રીતિએ ( પહેલે સમયે દંડ, બીજે સમયે કપાટ, ત્રીજે સમયે મંથાન અને ચોથા સમયે તેના આન્તર પૂરીને સમગ્ર લોક પૂર્ણ કરે. ) વિસ્રસા પરિણામ વશાત્ ચાર સમયે સંપૂર્ણ લોકને પૂર્ણ કરે-વ્યાપ્ત થાય, તે અચિત્ત મહા સ્કંધ કહેવાય છે. એ અચિત્ત મહાસ્કંધનું સંહરણ પણ પ્રતીલોમપણે પછીના ચાર સમયે થાય છે. એ પ્રમાણે એ અચિત્ત મહા સ્કંધમાં આઠ સમય લાગે છે. ૬૪૩.

શિષ્ય:- અહીં પુદ્ગલાનો વિચાર ચાલે છે, તેમાં પુદ્ગળ મહા સ્કંધ એ અચેતનજ છે, તેને અચિત્તપણાનું વિશેષણ આપવાથી શું લાભ છે? કારણકે એમાં કાંઈ એથી ભિન્ન પાડવા યોગ્ય નથી.

શિષ્યની એ શંકાના સમાધાનાર્થે આચાર્યશ્રી કહે છે કે—

जइणसुग्घायसचित्तकम्मपोग्गलमयं महाखंधं ।
पइ तस्समाणुभावो होइ अचित्तो महाखंधो ॥ ६४४ ॥

જૈન સમુદ્ઘાતમાં સચિત્ત કર્મ પુદ્ગળમય મહા સ્કંધ હોય છે, તેની સમાન અનુભાવ-આદિવાળો અચિત્ત મહા સ્કંધ હોય છે, ( તેથી તેનાથી જુદો પાડવા અચિત્તપણાનું વિશેષણ આપ્યું છે. ) ૬૪૪.

અનન્તાનન્ત પરમાણુ પુદ્ગળ સમૂહથી બનેલા સ્કંધનું સ્વરૂપ કહેવાનો અહીં અવસર છે, તેમાં જો "મહા સ્કંધ" એટલુંજ માત્ર કહ્યું હોય, તો કેવળી સમુદ્ઘાતમાં જીવાધિષ્ઠિત અનન્તાનન્ત કર્મ પુદ્ગળમય સ્કંધ થાય છે, તેનું પણ ગ્રહણ થાય- કારણકે પ્રસ્તુત મહા સ્કંધના ક્ષેત્ર-કાળ-અને અનુભાવ, કેવળી સમુદ્ઘાતમાં થતા કર્મ પુદ્ગળમય મહાસ્કંધની સમાન છે. જેમકે-બન્ને મહાસ્કંધો ચોથા સમયે સંપૂર્ણ લોક પ્રમાણ ક્ષેત્રમાં વ્યાપે છે, આઠ સમય પર્યન્ત રહે છે, તથા પાંચ વર્ણ બે ગન્ધ-પાંચ રસને ચાર સ્પર્શ એ સોળ ગુણરૂપ અનુભાવ પણ બન્નેમાં સમાન છે. આ પ્રમાણે "મહાસ્કંધ" એટલુંજ કહેવાથી ક્ષેત્ર-કાળ અને અનુભાવની સમાનતાએ કેવળી સમુદ્ઘાત ગત કર્મ પુદ્ગળમય મહાસ્કંધ પણ પ્રસ્તુત મહાસ્કંધની સાથે ગ્રહણ થાય, અને અહીં એ કર્મ પુદ્ગળમય મહાસ્કંધનું પ્રયોજન નથી. આ કારણથી અચિત્તપણાના વિશેષણ વડે તેને જુદો કરાય છે, કેમકે એ સમુદ્ઘાત ગત કર્મ પુદ્ગળમય મહાસ્કંધ જીવાધિષ્ઠિત હોવાથી સચેતન છે. ૬૪૪.

આ સંબંધમાં બીજા કેટલાંક મત છે, તે મત બતાવીને તેનું નિવારણ કરતા ભાષ્યકાર મહારાજ કહે છે કે—

सव्वुक्कोसपएसो एसो केई, न चायमेगंतो ।
उक्कोसपएसो जमवगाहठिइओ चउट्ठाणो ॥ ६४५ ॥

अट्ठप्फासो य जओ भणिओ, एसो य जं चउप्फासो ।
अण्णेऽवि तओ पोग्गलभेया संतित्ति सद्धेयं ॥ ६४६ ॥

સર્વોત્કૃષ્ટ પ્રદેશી સ્કંધ તે અચિત્ત મહાસ્કંધ છે, એમ કેટલાએક કહે છે. (એઓનું એ કહેવું સત્ય નથી;) કેમકે ઉત્કૃષ્ટ પ્રદેશી સ્કંધ અવગાહના અવગાહના અને સ્થિતિવડે ચતુઃસ્થાન પતિત છે. વળી પ્રજ્ઞાપનામાં આઠ સ્પર્શવાળો ઉત્કૃષ્ટ તે મહાસ્કંધ કહ્યો છે અને આ અચિત્તમહાસ્કંધ તો ચાર સ્પર્શવાળો છે, તેથી આના શિવાય બીજા પણ પુદ્ગળ વિશેષો છે, એમ માનવું. ૬૪૫-૬૪૬

આ પ્રસ્તુત અચિત્ત મહાસ્કંધ સર્વથી ઉત્કૃષ્ટ પ્રદેશોથી બનેલો છે, કારણકે ઔદારિકાદિ સર્વ વર્ગણાઓ કહ્યા પછી છેવટે આ મહાસ્કંધ કહ્યો છે, તેથી જણાય છે કે આજ મહાસ્કંધ સર્વોત્કૃષ્ટ પ્રદેશવાળો છે, તે સિવાય બીજા કોઇ તેટલા કે વધારે પ્રદેશવાળા સ્કંધો નથી, આ ઉપરાંત બીજા પુદ્ગળ વિશેષોની કથાજ બંધ થાય છે. આ પ્રમાણે કેટલાએકનું માનવું છે.

ઉપર મુજબ તેઓનું માનવું સત્ય નથી, કેમકે ઉત્કૃષ્ટ પ્રદેશી સ્કંધની જેવા બીજા જે ઉત્કૃષ્ટપ્રદેશી સ્કંધો તે તેની અપેક્ષાએ પ્રજ્ઞાપનામાં ચતુઃસ્થાનપતિત કહેલ છે. પ્રજ્ઞાનામાં કહ્યું છે કે—"હે ભગવન્ ! ઉત્કૃષ્ટ પ્રદેશવાળા સ્કંધોના કેટલા પર્યવો કહ્યા છે. ? ગૌતમ અનન્તા કહ્યા છે, ભગવન્ શા માટે એમ કહેવાય છે. ? ગૌતમ ! ઉત્કૃષ્ટ પ્રદેશી સ્કંધ બીજા ઉત્કૃષ્ટ પ્રદેશી સ્કંધો (એકેક દ્રવ્ય હોવાથી) એની સાથે દ્રવ્યાર્થ પણે સમાન છે, પ્રદેશાર્થપણે સમાન છે, અને અવગાહનાર્થપણે ચતુઃસ્થાન પતિત છે, જેમ કે અસંખ્યેય ભાગહીન, સંખ્યેય ભાગહીન, સંખ્યેય ગુણહીન, અસંખ્યેય ગુણહીન, અસંખ્યેય ભાગઅધિક, સંખ્યેય ભાગ અધિક, સંખ્યેય ગુણ અધિક, અસંખ્યેય ગુણ અધિક. એજ પ્રમાણે સ્થિતિવડે પણ ચતુઃ સ્થાન પતિત છે" અને આ અચિત્ત મહાસ્કંધ તો બીજા

અચિત્ત મહાસ્કંધની સાથે અવગાહના અને સ્થિતિવડે સમાનજ છે' આ ઉપરથી જણાય છે કે આ સિવાય બીજા પણ કેટલાક ઉત્કૃષ્ટ પ્રદેશી સ્કંધો પ્રજ્ઞાપનામા માનેલા છે.

વળી પ્રજ્ઞાપનામાં ઉત્કૃષ્ટ પ્રદેશી સ્કંધ આઠ સ્પર્શવાળો કહ્યો છે, અને આ અચિત્ત મહાસ્કંધ ચાર સ્પર્શવાળા માન્યો છે, તેથી ઉત્કૃષ્ટ પ્રદેશી સ્કંધોના ભેદની સિદ્ધિવડે પૂર્વોક્ત વર્ગણા મિશ્રને અચિત્ત મહાસ્કંધો સિવાય બીજા પણ કેટલાક પુદ્‌ગળ વિશેષો ગ્રહણ કર્યા વિનાના છે એમ માનવું, આટલાથીજ સર્વ પુદ્‌ગલાસ્તિકાય ગ્રહણ કરેલ છે એમ ન સમજવું. ૬૪૫-૬૪૬.

એ પ્રમાણે ૬૩૧મી ગાથામાં કહ્યા મુજબ દ્રવ્ય વર્ગણાઓ કહી. હવે ક્ષેત્રાદિ વર્ગણાઓનું સ્વરૂપ કહે છે.

एगपएसोगाढाण वग्गणेगा पएसवुड्ढीए ।
संखेज्जोगाढाणं संखेज्जा वग्गणा तत्तो ॥ ६४७ ॥
तत्तो संखाईयाऽसंखाईतीतप्पएसमाणाणं ।
गंतुमसंखेज्जाओ जोग्गाओ कम्मुणो भणिया ॥ ६४८ ॥
तत्तो संखाईया तस्सेव पुणो हवंतिऽजोग्गाओ ।
माणसदव्वाईणवि एवं तिविगप्पमेक्केक्कं ॥ ६४९ ॥

એક પ્રદેશાવગાહી સ્કંધોની એક વર્ગણા, તે પછી એકેક પ્રદેશની વૃદ્ધિએ સંખ્યાતપ્રદેશાવગાહી સ્કંધોની સંખ્યેય વર્ગણા, અસંખ્યાત પ્રદેશાવગાહી સ્કંધોની અસંખ્યેય વર્ગણા ( એ વર્ગણા અતિક્રમીને ) તે પછી અસંખ્યેય પ્રદેશાવગાહી સ્કંધોની કર્મગ્રહણ યોગ્ય વર્ગણાઓ કહી છે. તે પછી તેનેજ અગ્રહણ યોગ્ય અસંખ્યાત વર્ગણાઓ છે. એજ પ્રમાણે મનોદ્રવ્યાદિ દરેકના ત્રણ ત્રણ ભેદ જાણવા. ૬૪૭-૬૪૮-૬૪૯.

ક્ષેત્રવર્ગણાનો ક્રમ દ્રવ્યવર્ગણાથી વિપરીત જાણવો, એટલે કે એકેક પરમાણું અને દ્વયણુકાદિથી માંડીને અનન્તાણુ પર્યન્તના સ્કંધો, જે એક આકાશપ્રદેશમાં અવ[illegible] હોય, તે સર્વની એક વર્ગણા. દ્વયણુકાદિથી અનન્તાણુ પર્યન્તના બે પ્રદેશમાં રહેલા સ્કંધોની બીજી વર્ગણા. ત્ર્યણુકાદિથી અનન્તાણું પર્યન્તના ત્રણ પ્રદેશમાં રહેલા સ્કંધોની ત્રીજી વર્ગણા. એ પ્રમાણે એકેક પ્રદેશની વૃદ્ધિએ સંખ્યાતા અવગાહી રહેલા સ્કંધોની સંખ્યાતી વર્ગણા. અને અસંખ્યેય પ્રદેશમાં અવગા[illegible] સ્કંધોની અસંખ્યેય વર્ગણા છે. એ વર્ગણાઓ અતિક્રમીને એકેક પ્રદેશની વધતી અસંખ્યેય પ્રદેશાવગાહી સ્કંધોની અસંખ્યેય વર્ગણાઓ કર્મને તીર્થંકર ભગવાને કહેલી છે તે પછી થોડા પરમાણુંઓથી બનેલી, સ્થૂલ[illegible] ણામ વાળી અને બહુ આકાશ પ્રદેશને અવગાહી રહેલી એકેક આકાશ પ્રદેશની વધતી કર્મને અગ્રહણ યોગ્ય અસંખ્યેય વર્ગણાઓ છે. તદનન્તર એજ પ્રમાણે એકેક આકાશ પ્રદેશાવગાહની વૃદ્ધિએ વધતી મનને અગ્રહણ યોગ્ય પણ અસંખ્યેય વર્ગણાઓ છે. એટલીજ વર્ગણાઓ પાછી તેને ગ્રહણ યોગ્ય છે અને એટલીજ પુનઃ મનને અગ્રહણ યોગ્ય છે. એજ પ્રમાણે શ્વાસોચ્છ્વાસ-ભાષા તૈજસ-આહારક-વૈક્રિય-અને ઔદારિક વર્ગણાઓના અગ્રહણ યોગ્ય-ગ્રહણ યોગ્ય, અને અગ્રહણ યોગ્ય એવા દરેકના ત્રણ ભેદ ( દ્રવ્ય વર્ગણાઓથી વિપરીત પણે ) ક્ષેત્રથી જાણવા.

ધ્રુવાદિ દરેક વર્ગણાઓના સ્કંધો પણ અંગુલના અસંખ્યેય ભાગ પ્રમાણ આકાશ પ્રદેશમાં અવગાહી રહ્યા છે એમ જાણવું. પરન્તુ તેનો વિચાર અહીં નથી કર્યો, કારણકે શરીરાદિમાં એ અનુપયોગી હોવાથી જીવોએ તે વર્ગણાઓને કદિપણ ગ્રહણ કરી નથી. અથવા કર્મને અગ્રહણ યોગ્ય વર્ગણાઓમાં તેનો અન્તર્ભાવ સમજવો. અને દ્રવ્યવર્ગણાના અધિકારમાં ધ્રુવાદિ વર્ગણાઓનો વિસ્તારથી વિચાર કર્યો છે, તે કેવળ તેનું સ્વરૂપ જાણવા માટેજ કર્યો છે. કાળ અને ભાવ વર્ગણાઓ અનુક્રમે સમયાદિ સ્થિતિ તથા વર્ણાદિ માત્ર અંગીકાર કરીને સામાન્યથી કહેવાશે. આથી તે વડે પણ સમસ્ત પુદ્ગલાસ્તિકાય ગ્રહણ કરાય છે, એમ સમજવું. એ પ્રમાણે ક્ષેત્ર વર્ગણા કહી. ૬૪૭-૬૪૮-૬૪૯.

હવે કાળવર્ગણાઓનું સ્વરૂપ કહે છે.

एगा समयठिईणं संखेज्जा संखसमयठिइयाणं ।
होंति असंखेज्जाओ तओ असंखेज्जसमयाणं ॥ ६५० ॥

એક સમયની સ્થિતિવાળા પરમાણુઆદિની એકવર્ગણા, સંખ્યાતા સમયની સ્થિતિવાળા પરમાણુ આદિની સંખ્યાતી વર્ગણા અને અસંખ્યેય સમયની સ્થિતિવાળા પરમાણુ આદિની અસંખ્યેય વર્ગણાઓ છે. ૬૫૦

અમુક વિવક્ષિત પરિણામથી સામાન્યપણે જે પરમાણુઓ અથવા સ્કંધો એક સમયની સ્થિતિવાળા હોય, તે સર્વની એક વર્ગણા જાણવી. એજ પ્રમાણે એકેક સમયની વૃદ્ધિએ સંખ્યાતા સમયની સ્થિતિવાળા પરમાણુ આદિની સંખ્યાતી વર્ગણાઓ છે, અને અસંખ્યેય સમયની સ્થિતિવાળા પરમાણુ આદિની અસંખ્યેય વર્ગણાઓ છે, આ રીતે આ વર્ગણાઓથી સમસ્ત પુદ્ગલાસ્તિકાય ગ્રહણ કરાય છે, કેમકે એક સમયની સ્થિતિથી માંડીને અસંખ્યેય સમયની સ્થિતિ ઉપરાંત પુદ્ગળોની સ્થિતિજ નથી. ૬૫૦

હવે ભાવવર્ગણાઓનું સ્વરૂપ કહે છે.

एगा एगगुणाणं एगुत्तरवुड्ढिया तओ कमसो ।
संखेज्जगुणाण तओ संखेज्जा वग्गणा होंति ॥ ६५१ ॥
संखाईयगुणाणं संखाईया य वग्गणा त्तो ।
होंति अणंतगुणाणं दव्वाणं वग्गणाऽणंता ॥ ६५२ ॥
वण्ण-रस-गंध-फासाण होंति वीसं समासमेएणं ।
गुरुलहु-अगुरुलहूणं बायर-सुहुमाण दो वग्गा ॥ ६५३ ॥

એક ગુણવાળા પરમાણુ આદિની એક વર્ગણા, તે પછી અનુક્રમે એકોત્તર ગુણ વૃદ્ધિએ સંખ્યેય ગુણવાળા પરમાણુઆદિની સંખ્યેય વર્ગણાઓ, અસંખ્યેય ગુણવાળા પરમાણુ આદિની અસંખ્યેય વર્ગણાઓ અને અનન્ત ગુણવાળા પરમાણુઆદિ દ્રવ્યોની અનન્તી વર્ગણાઓ છે. વર્ણ-ગન્ધ-રસ ને સ્પર્શના સંક્ષેપે વીસ ભેદ છે, તેના ગુરૂલઘુ અને અગુરૂલઘુ-પર્યાયનાં બાદર અને સૂક્ષ્મ એવા બે વર્ગ છે. ૬૫૧-૬૫૨-૬૫૩.

એકગુણ કૃષ્ણવર્ણવાળા પરમાણુ અને સ્કંધો જે હોય તે સર્વની એક વર્ગણા, દ્વિગુણ કૃષ્ણવર્ણવાળા પરમાણુઆદિની બીજી વર્ગણા, ત્રિગુણ કૃષ્ણવર્ણવાળા પરમાણુ આદિની ત્રીજી વર્ગણા. એ પ્રમાણે એકેક ગુણ વૃદ્ધિએ સંખ્યેયગુણા કૃષ્ણવર્ણવાળા પરમા-

ણું આદિની સંખ્યાત વર્ગણા, અસંખ્યેયગુણા કૃષ્ણવર્ણયુક્ત પરમાણુ આદિની અસંખ્યેય વર્ગણા અને અનન્તગુણા કૃષ્ણવર્ણયુક્ત-પરમાણુ આદિની અનન્તી વર્ગણા છે. આજ પ્રમાણે બાકીના લીલો-લાલ પીળો અને સફેદ એ ચાર વર્ણમાં, સુરભિ અને દુરભિ એ બે ગન્ધમાં, તીખો-કડવો-કષાયલો-ખાટો અને મીઠો એ પાંચ રસમાં, કર્કશ-કોમળ-ભારી હલકો-ઠંડો-ઉષ્ણ-ચીકણો-અને સુકો એ આઠ સ્પર્શમાં, એમ સર્વ મળી વીસ ભેદોમાં દરેક ભેદની ઉપર મુજબ એક ગુણાની એક, સંખ્યેયગુણાની સંખ્યેય , અસંખ્યેયગુણાની અસંખ્યેય અને અનન્તગુણાની અનન્તી વર્ગણા કહેવી. માત્ર એટલું વિશેષ કે જયાં વર્ણ હોય ત્યાં એકાદિગુણો વર્ણ કહેવો, ગન્ધ હોય ત્યાં એકાદિગુણો ગન્ધ કહેવો, રસ હોય ત્યાં એકાદિગુણો રસ કહેવો, અને સ્પર્શ હોય ત્યાં એકાદિ ગુણો સ્પર્શ કહેવો.

તથા ગુરૂલઘુ પર્યાયવાળી સ્થૂલ પરિણામ યુક્ત વસ્તુઓની એક વર્ગણા અને અગુરૂ લઘુ પર્યાયવાળી સૂક્ષ્મ પરિણામ યુક્ત વસ્તુઓની બીજી વર્ગણા, એમ બેજ વર્ગણા છે. આ પ્રમાણે એ ભાવ વર્ગણાઓથી સમસ્ત પુદ્‌ગલાસ્તિકાય ગ્રહણ કરાય છે, કેમકે ઉપરોક્ત વર્ણાદિ ભાવ સિવાય અન્યત્ર પુદ્‌ગળોનો સદ્‌ભાવ નથી. ૬૫૧-૬૫૨-૬૫૩.

એ પ્રમાણે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-અને ભાવ વર્ગણાઓનું સ્વરૂપ કહીને હવે પ્રસ્તુત વિષયનું સ્મરણ કરી ઉપસંહાર કરે છે.

भणियं तेया-भासाविमज्झदव्वावगाहपरिमाणं ।
ओहिन्नाणारंभो परिणिट्ठाणं च तं जेसु ॥ ६५४ ॥

તૈજસ અને ભાષાદ્રવ્યની મધ્યના દ્રવ્યોનું અવગાહ પરિમાણ, તથા જે દ્રવ્યોમાં અવધિજ્ઞાનનો આરંભ અને પતન થાય છે, તે કહ્યું. ૬૫૪.

તૈજસ અને ભાષાદ્રવ્યની મધ્યમાં જે તે ઉભયને અયોગ્ય દ્રવ્યો છે તે દ્રવ્યોનું અવગાહ પરિમાણ અને ઉપલક્ષણથી અનન્ત પરમાણુ પ્રચિત સ્કંધોનું સ્વરૂપ; તેમજ જે દ્રવ્યોમાં અવધિજ્ઞાનનો આરંભ અને પતન થાય છે તે કહ્યું. એટલેકે પૂર્વે ૬૨૭મી ગાથામાં શિષ્યે પૂછયું હતું કે તૈજસ અને ભાષાની અન્તરાલે જે અયોગ્ય દ્રવ્ય છે, તેનું કેવું સ્વરૂપ છે, અને કેટલા પ્રદેશમાં અવગાહી રહેલ છે ? શિષ્યના આ પ્રશ્નનો ઉત્તર ગુરૂએ ઔદારિકાદિ વર્ગણાઓનું સ્વરૂપ કહીને આપ્યો. ૬૫૪.

ગુરૂલઘુ અને અગુરૂલઘુ દ્રવ્ય પ્રથમ અવધિજ્ઞાની જુએ છે, એમ પહેલાં કહ્યું છે, તેમાં ગુરૂ લઘુ દ્રવ્યમાં આરંભાયેલ અને અગુરૂલઘુદ્રવ્યમાં આરંભાએલ અવધિજ્ઞાનનું જે સ્વરૂપ છે તે કહે છે.

गुरुलहुदव्वारद्धो गुरुलहुदव्वाइं पेच्छिउं पच्छा ।
इयराइं कोइ पेच्छइ विसुज्झमाणो कमेणेव ॥ ६५५ ॥
अगुरुलहुसमारद्धो उडढं वडढइ कमेण सो नाहो ।
वडढंतो चिय कोई पेच्छइ इयराइं सयराहं ॥ ६५६

ગુરૂલઘુદ્રવ્યથી આરંભાયલું (તૈજસ સમીપના દ્રવ્યથી શરૂ થએલું) અવધિ વધતું વધતું નીચેનાં ( ઔદારિકાદિ ) ગુરૂલઘુદ્રવ્યોને જોઇને, પછીથી વિશુદ્ધ થઇને કોઇક ( ભાષાદિ ) અગુરૂલઘુદ્રવ્યોને જુએ છે. અને વિશુદ્ધિ નથી પામતો તે ગુરૂલઘુદ્રવ્યોને વીશે કેટલોક કાળ રહીને પછી પડી જાય છે, તથા અગુરૂલઘુદ્રવ્યથી આરંભાયલું

(ભાષાસમીપનાં દ્રવ્યોથી શરૂ થયેલું) અવધિ અનુક્રમે ઉપર વધે છે, પણ નીચે નથી વધતું, ( કેમકે ઉપરનાંજ અગુરૂલઘુ ભાષાદ્રવ્યો તે જુએ છે. ) અને કોઈક અવધિજ્ઞાન તથાવિધવિશુદ્ધિવાળું થઈને વધતું (ઔદારિકાદિ) ગુરૂલઘુદ્રવ્યોને પણ એકીસાથે જુએછે. ૬૫૫-૬૫૬

હવે પછીની ગાથાનો સંબંધ કરવાને શિષ્ય પ્રશ્ન કરે છે.

गुरुलहुमगुरुलहुं वा तेया-भासंतरेत्ति निद्दिट्ठं
ओरालाईयाणं किं गुरुलहुमगुरुलहुयं वा ? ॥ ६५७ ॥

તૈજસ અને ભાષાની અન્તરાલમાં ગુરૂલઘુ અને અગુરૂલઘુદ્રવ્ય છે, એમ તમે કહ્યું છે. પરન્તુ ઔદારિકાદિદ્રવ્યો કયાં ગુરૂલઘુદ્રવ્ય છે અને કયાં અગુરૂલઘુદ્રવ્ય છે, ? તે કહો. ૬૫૭.

આચાર્યશ્રી એ પ્રશ્નનો ઉત્તર કહે છે.

**ओरालिय-वेउव्विय-आहारग-तेय गुरुलहू दव्वा ।**
**कम्मग-मण-भासाई एयाइं अगुरुलहुयाइं ॥ ६५८ ॥४०४१ ।**

ઔદારિક-વૈક્રય-આહારક-ને તૈજસ ( તથા તેના જેવા જણાતા બીજા સ્થૂલદ્રવ્યો ) ગુરૂલઘુદ્રવ્યો છે, અને કાર્મણ-મન-ભાષા-ને શ્વાસોશ્વાસ ( તથા બીજા પરમાણુંદ્વયણુક અને આકાશ વિગેરે ) અગુરૂલઘુદ્રવ્યો છે. ૬૫૮.

એ વાતને વિશેષ સ્પષ્ટ કરવાને વ્યવહાર અને નિશ્ચયનયની વિચારણાઓ કહે છે.

गुरुयं लहुयं उभयं नोमयमिति वावहारियनयस्स ।
दव्वं लेट्टू दीवो वाऊ वोमं जहासंखं ॥ ६५९ ॥

निच्छयओ सव्वगुरुं सव्वलहुं वा न विज्जए दव्वं ।
बायरमिह गुरुलहुयं अगुरुलहुं सेसयं सव्वं ॥ ६६० ॥

ઢેફું, દીપક, વાયુ અને આકાશાદિ અનુક્રમે ગુરૂ-લઘુ-ગુરૂલઘુ અને અગુરૂલઘુ દ્રવ્ય છે. એમ વ્યવહારનયનો મત છે; અને નિશ્ચયથી તો સર્વથા ગુરૂ અથવા સર્વથા લઘુ દ્રવ્યજ નથી. (કેવલ) સ્થૂલદ્રવ્ય ગુરૂલઘુ છે અને શેષ સર્વ અગુરૂલઘુ છે. ૬૫૯-૬૬૦.

જે દ્રવ્ય ઉંચે અથવા તિર્છું ફેંક્યું હોય, પણ સ્વભાવથીજ નીચે પડે છે, તે ઢેફું આદિ ગુરૂદ્રવ્ય છે, જે સ્વભાવથીજ ઉર્ધ્વગતિ સ્વભાવવાળું હોય, તે દીપકલિકાદિ લઘુદ્રવ્ય છે, જે ઉંચે અથવા નીચે ગતિ નહિ કરતાં કેવળ સ્વભાવથીજ તિર્છીગતિવાળું હોય તે વાયુ આદિ ગુરૂલઘુદ્રવ્ય છે; અને જે ઉર્ધ્વ-અધો કે તિર્છીગતિમાંથી કોઇ પણ ગતિ નહિ કરનાર અથવા એ સર્વ ગતિ કરનાર હોય, તે આકાશ-પરમાણુ આદિ અગુરૂલઘુદ્રવ્ય છે. આ પ્રમાણે વ્યવહારનયનું માનવું છે.

નિશ્ચયનયના મતે તો એકાન્તે ગુરૂસ્વભાવવાળુ કોઈ પણ દ્રવ્ય નથી, કારણકે ઢેફું વિગેરે ગુરૂસ્વભાવવાળું છે, તોપણ પરપ્રયોગથી તેની ઉર્ધ્વગતિ જણાય છે, તેમજ એકાન્તે લઘુદ્રવ્ય પણ નથી, કારણકે અતિલઘુસ્વભાવવાળાં બાષ્પ વિગેરે પણ હસ્તતાડનાદિવડે અધોગામી જણાય છે, માટે એકાન્તે ગુરૂ અથવા, એકાન્તે લઘુ વસ્તુજ નથી. પરન્તુ આ લોકમાં ઔદારિકવર્ગણા વિગેરે અને પૃથ્વી પર્વતાદિ જે કોઈ સ્થૂલ વસ્તુ છે, તે સર્વ

ગુરૂલઘુ દ્રવ્ય છે, અને શેષ-ભાષા-શ્વાસોચ્છ્વાસ-મનોવર્ગણા વિગેરે તથા પરમાણુ દ્વયણુક અને આકાશ વિગેરે સર્વ વસ્તુ અગુરૂલઘુ દ્રવ્ય છે. ૬૫૯-૬૬૦.

અહીં વ્યવહારવાદી પૂછે છે કે—

जइ गरुयं लहुयं वा न सव्वहा दव्वमत्थि तो कीस ।
उड्ढमहोऽवि य गमणं जीवाणं पोग्गलाणं च ? ॥ ६६१ ॥
उड्ढं लहुकम्माणं भणियं गुरुकम्मगामहोगमणं ।
जीवा य पोग्गलावि य उड्ढा-होगामिणो पायं ॥ ६६२ ॥

જો એકાન્ત લઘુ અથવા ગુરૂ દ્રવ્ય નથી, તો જીવ અને પુદ્‌ગળોનું ઉર્ધ્વગમન અને અધોગમન શાથી થાય છે? કેમકે લઘુકર્મવાળાનું ઉર્ધ્વગમન અને ગુરૂકર્મવાળાનું અધોગમન કહ્યું છે. જીવ અને પુદ્‌ગળો પણ પ્રાય: ઉર્ધ્વગામી અને અધોગામી છે ૬૬૧-૬૬૨.

વ્યવહારવાદી પૂછે છે કે જો એકાન્તગુરૂ અથવા એકાન્તલઘુ દ્રવ્ય સર્વથા નથી, તો જીવ અને પુદ્‌ગળોનું અનુક્રમે ઉર્ધ્વગમન અને અધોગમન શાથી થાય છે ? કારણકે લઘુકર્મવાળાજીવોનું સૌધર્મદેવલોકાદિમાં ઉર્ધ્વગમન, અને ગુરૂકર્મવાળાઓનું સાતમી પૃથ્વી આદિમાં અધોગમન, સિદ્ધાન્તમાં કહ્યું છે. અથવા આ પ્રમાણે કહેવાથી શું ? સર્વ સિદ્ધાન્ત જાણનારાઓને પણ આ જાણીતું છે કે જીવો અને પુદ્‌ગળો પ્રાય: ઉર્ધ્વ લોકાન્તથી અધોલોકાન્ત સુધી જાય છે અને અધોલોકાન્તથી ઉર્ધ્વલોકાન્ત સુધી જાય છે. પ્રાય: શબ્દથી શ્રેણિના અનુસારે તિર્છાગમન પણ કરે છે. આ પ્રમાણે જો તેઓમાં ગુરૂતા અને લઘુતા ન હોય, તો તેઓ અધોગમન અને ઉર્ધ્વગમન શાથી કરે ? કહેવાનું તાત્પર્ય એ છે કે લોહગોલકાદિના અધોગમનમાં ગુરૂતા કારણ છે, દીપકલિકાદિના ઉર્ધ્વગમનમાં લઘુતા કારણ છે, વાયુ આદિના તિર્છાગમનમાં ગુરૂલઘુપણું કારણ છે, અને આકાશાદિના અવસ્થાનમાં અગુરૂલઘુતા કારણ છે, કેમકે આનતાદિ દેવવિમાન વિગેરે આકાશ પ્રતિષ્ઠિત છે. આમ હોવાથી તારે પણ ગુરૂ આદિ ચાર પ્રકારે વસ્તુ અમારી પેઠે માનવી જોઇએ ૬૬૧-૬૬૨.

ઉપરોક્ત વ્યવહારવાદીને નિશ્ચયવાદી ઉત્તર આપે છે.

अन्न च्चिय गुरुलहुया अन्नो दव्वाण विरियपरिणामो ।
अन्नो गइपरिणामो नावस्सं गुरुलहुनिमित्तो ॥ ६६३ ॥

દ્રવ્યોની ગુરૂતા અને લઘુતા કંઇ અન્યજ છે, અને વીર્ય પરિણામ પણ અન્યજ છે, તેમજ તેમનો ગતિપરિણામ પણ અન્યજ છે. ગુરૂતા અને લઘુતા અવશ્ય નિમિત્ત નથી. ૬૬૩. કારણકે—

परमलहूणमणूणं जं गमगमघोऽवि तत्थ को हेऊ ? ।
उड्ढं धूमाईणं थूलयराणंपि किं कज्जं ? ॥ ६६४ ॥
किं व विमाणाईणं नाहोगमणं महागुरूणंपि ।
तणुयरदेहो देवो हव्वुवइ व किं महासेलं ? ॥ ६६५ ॥

અતિશય લઘુ પરમાણુઓનું જે અધોગમન થાય છે, તેમાં શો હેતુ છે? અને અતિશય સ્થૂલ ધૂમ્રાદિનું ઉર્ધ્વગમન થાય છે તેમાં શું પ્રયોજન છે? અથવા અતિશય

ભારી વિમાનાદિનું અધોગમન કેમ નથી ? અને અતિસૂક્ષ્મ દેહવાળો દેવ મોટા પર્વતને કેમ ઉપાડી શકે છે ? ૬૬૪-૬૬૫.

અતિલઘુ પરમાણુઓની નીચેના ભાગમાં ગતિ થાય છે, એમાં અધોગતિ પરિણામની વિશેષતા વિના બીજો કયો હેતુ છે ? કોઈજ નહિ. તથા અતિશય સ્થૂલ ધુમ્રાદિનું જે ઉર્ધ્વગમન થાય છે, તેમાં પણ ઉર્ધ્વગતિપરિણામની વિશેષતા સિવાય બીજું કયું કારણ છે ? કોઈપણ નહિ. આ પ્રમાણે પ્રબળ અધોગતિના પરિણામે પરમાણુ ગત લઘુતા અતિક્રમી અને પ્રબળ ઉર્ધ્વગતિના પરિણામે ધુમ્રાદિ ગત ગુરૂતા અતિક્રમી છે.

આ રીતે ગતિપરિણામથી ગુરૂતા અને લઘુતાનો અતિક્રમ કહ્યો, હવે પ્રબળ સ્થિતિ પરિણામવડે પણ ગુરૂતાનો અતિક્રમ બતાવે છે. જો અધોગમનમાં ગુરૂતા કારણ છે એમ માનીએ, તો આનતાદિ દેવલોકના વિમાનો, સિદ્ધશિલા વિગેરે, અતિગુરૂ પદાર્થોનું અધોગમન કેમ નથી થતું. ? તેમાં પણ પ્રબળ સ્થિતિપરિણામજ તેમની ગુરૂતા અતિક્રમીને સ્થિરતા કરે છે. વળી અતિ નાના શરીરવાળો મહાવીર્યવાન્ દેવ મોટા પર્વતને ઉપાડી ઉંચે કેમ ફેંકે છે ? જો ગુરૂતા અધોગતિઆદિનું કારણ હોય, તો તે પર્વત પોતાની ગુરૂતાથી મહાવીર્યવાળા દેવને દબાવી નીચેજ ચાલ્યો જાય. માટે ઉર્ધ્વગતિ અને અધોગતિમાં ગુરૂતા કે લઘુતા કંઈ કારણ નથી. ૬૬૪-૬૬૫.

જો એમ કહેવામાં આવે કે-

अह तस्स वीरियं तं तो नाहोगगणकारणं गुरुया ।
उड्ढगइकारणं वा लहुया एगंतओ जुत्ता ॥ ६६६ ॥

તે દેવને અતિશય વીર્ય (શક્તિ) છે, જેથી મોટા પર્વતને તે ઉપાડે છે. તો એકાન્તે અધોગતિનું કારણ ગુરૂતા અને ઉર્ધ્વગતિનું કારણ લઘુતા છે, એમ કહેવું યુક્ત નથી. ૬૬૬.

विरियं गुरु-लहुयाणं जहाधियं गइविवज्जयं कुणइ ।
तह गइ-ठिइपरिणामो गुरु-लहुयाओ विलंघेइ ॥ ६६७ ॥

જેમ અધિકવીર્ય ભારી-હળવા પદાર્થની ગતિ વિપર્યય કરે છે, તેમ અધિકગતિ અને સ્થિતિનો પરિણામ પણ ગુરૂતા અને લઘુતાને ઉલ્લંઘે છે. ૬૬૭.

ઉપરોક્ત ન્યાયે જેમ દેવ વિગેરેનું અધિકવીર્ય ગુરૂ-લઘુવસ્તુઓની ગતિ વિપરીત કરે છે, તેમ ગતિ અને સ્થિતિનો અધિકપરિણામ પણ પૂર્વોક્તન્યાયે વસ્તુની ગુરૂતા અને લઘુતા અતિક્રમે છે. ઉદાહરણ તરીકે જેમ ભારી પર્વતમાં દેવવીર્યથી ગતિનો વિપર્યય બતાવ્યો, તેમ હસ્ત તાડિત લઘુ બાષ્પાદિમાં પણ દેવદત્તાદિના વીર્યથી ગતિવિપર્યય બતાવ્યો. આ ઉપરથી અધોગતિઆદિનું ગુરૂતા વિગેરે એકાન્ત કારણ નથી, પણ દેવાદિનું વીર્ય અને પ્રબળ ગતિ-સ્થિતિનો પરિણામ પણ તેનું કારણ છે, તો પછી અધોગતિઆદિની સિદ્ધિ માટે ગુરૂતા વિગેરે ચાર વસ્તુઓ માનવાથી શું પ્રયોજન છે. ? માત્ર એમજ કહેવું યુક્તિસંગત છે કે સ્થૂલવસ્તુ ગુરૂલઘુ છે અને બાકીની સૂક્ષ્મ અને અમૂર્ત સર્વ વસ્તુઓ અગુરૂલઘુ છે. ૬૬૭.

હવે આગળની નિર્યુક્તિની ગાથાનો સંબંધ કરવાને કહે છે કે-

भणिओ खेत्त-द्धाणं सुद्धाणं चिय परोप्परनिबंधो ।
इह ताणं चिय भण्णइ दव्वेण समं निबंधोऽयं ॥ ६६८ ॥

( ૬૦૮ મી ગાથામાં ) કહ્યા મુજબ ( દ્રવ્યરહિત ) શુદ્ધ ક્ષેત્ર અને કાળનો પરસ્પર સંબંધ કહ્યો, હવે તેમનોજ દ્રવ્ય સાથે સંબંધ કહીશું. ૬૬૮.

संखेज्ज मणोदव्वे भागो लोग-पलियस्स वोद्धव्वो ।
संखेज्ज कम्मदव्वे लोए थोवूणयं पलियं ॥ ६६९ ॥४१॥४२॥

મનોવર્ગણાદ્રવ્ય જોનાર અવધિજ્ઞાની કાળથી પલ્યોપમના સંખ્યાતમા ભાગને અને ક્ષેત્રથી લોકના સંખ્યાતમા ભાગને જુએ છે. કર્મવર્ગણાદ્રવ્ય જોનાર અવધિ લોકના સંખ્યાતમા ભાગોને અને પલ્યોપમના સંખ્યાતમા ભાગોને જુએ છે, તથા સંપૂર્ણ લોક જોનાર અવધિ પલ્યોપમમાં કંઇક ન્યૂનકાળ જુએ છે. ૬૬૯.

ઉપરોક્ત ગાથાને સ્પષ્ટ કરવાને ભાષ્યકાર મહારાજ ભાષ્ય કહે છે.

लोगपलियाण भागं संखइमं मुणइ जो मणोदव्वे ।
संखेज्जे पुण भाए पासइ जो कम्मुणो जोग्गे ॥ ६७० ॥

सयलं लोयं पासं पासइ पल्लोवमं स देसूणं ।
सुद्धाण किमत्थाणे गहणमिहं खेत्त-कालाणं ? ॥ ६७१ ॥
कम्मद्दव्वमईओ पेच्छइ दुगमेत्तियंति जं भणियं ।
उवरिंपि तओ कमसो साहेज्जा तयणुमाणेणं ॥ ६७२ ॥

જે અવધિ મનોદ્રવ્ય જાણે છે, તે લોકનો અને પલ્યોપમનો સંખ્યાતમો ભાગ જાણે છે. જે કર્મયોગ્ય દ્રવ્ય જુએ છે તે લોક અને પલ્યોપમના સંખ્યાતમા ભાગોને જાણે છે. અને સંપૂર્ણ લોક જોનાર અવધિ કંઇક ન્યૂન પલ્યોપમ કાળ જુએ છે. ( અહીં દ્રવ્યસાથે ક્ષેત્ર-કાળનો સંબંધ પ્રસ્તુત છતાં ) શા માટે શુદ્ધ ક્ષેત્ર-કાળનું અહીં અસ્થાને ગ્રહણ કર્યું છે. ? ક્ષેત્ર-કાળ એ બેજ માત્ર જુએ છે એમ જે કહ્યું છે, તે કર્મદ્રવ્ય અતિક્રમીને તે પછી અનુક્રમે ધ્રુવવર્ગણાદિ દ્રવ્ય જોતાં તે અનુમાનથી છેક પરમાવધિ સાધે છે. ( એમ સામર્થ્યથી સમજવું ) ૬૭૦-૬૭૧-૬૭૨.

હવે બીજો પણ દ્રવ્ય-ક્ષેત્ર અને કાળનો સંબંધ કહે છે.

तेया-कम्मसरीरे तेयादव्वे य भासदव्वे य ।
वोद्धव्वमसंखेज्जा दीव-समुद्दा य कालो य ॥ ६७३ ॥४२॥४३॥

તૈજસશરીર અને કાર્મણશરીર જોનાર અવધિ, તથા તૈજસદ્રવ્ય અને ભાષાદ્રવ્ય જોનાર અવધિ, ક્ષેત્રથી અસંખ્યાતા દ્વીપ-સમુદ્ર અને કાળથી પલ્યોપમના અસંખ્યાતા ભાગોને જુએ છે. ૬૭૩.

તૈજસશરીર અને કાર્મણશરીર જાણનાર અવધિજ્ઞાન, તથા તૈજસવર્ગણા દ્રવ્ય અને ભાષાવર્ગણાદ્રવ્ય જાણનાર અવધિજ્ઞાન, ક્ષેત્રથી અસંખ્યાતા દ્વીપ-સમુદ્ર અને કાળથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગોને જાણે છે. અહીં તૈજસ અને કાર્મણશરીર જોનાર અવધિજ્ઞાનનો વિષય ક્ષેત્ર અને કાળથી સામાન્યપણે સમાન કહ્યો છે, તોપણ એટલું વિશેષ સમજવું કે તૈજસશરીર કરતાં કાર્મણશરીર સૂક્ષ્મ છે, તેથીકરીને કાર્મણશરીર જોનાર

અવધિજ્ઞાનનો વિષય ક્ષેત્ર અને કાળથી, તૈજસશરીર જોનાર અવધિજ્ઞાન કરતાં વિશેષ સમજવો. કાર્મણશરીર કરતાં પણ નહી બંધાયેલા તૈજસવર્ગણાદ્રવ્ય સૂક્ષ્મ હોવાથી તૈજસવર્ગણાદ્રવ્ય જોનાર અવધિજ્ઞાનનો વિષય કાર્મણશરીર જોનાર અવધિજ્ઞાનના વિષય કરતાં વધારે જાણવો. તૈજસવર્ગણાદ્રવ્ય કરતાં ભાષાવર્ગણાદ્રવ્ય સૂક્ષ્મ હોવાથી તૈજસવર્ગણાદ્રવ્ય જોનાર અવધિજ્ઞાન કરતાં ભાષાવર્ગણાદ્રવ્ય જોનાર અવધિજ્ઞાનનો વિષય વધારે જાણવો.

શિષ્ય:—પહેલાં કર્મવર્ગણાદ્રવ્ય જોનાર અવધિજ્ઞાનનો જે વિષય કહ્યો છે, (લોકના તથા પલ્યોપમના સંખ્યાતા ભાગો કહ્યા છે ) તે કરતાં કાર્મણશરીર જોનાર અવધિજ્ઞાનનો વિષય ઓછો કહ્યો છે, તેનું શું કારણ. ?

ગુરૂ:—પહેલાં જે કર્મવર્ગણાદ્રવ્ય કહ્યાં છે, તે જીવે શરીરપણે નહિં બાંધેલા ( નહિ ગ્રહણ કરેલાં) દ્રવ્યો કહ્યાં છે-અને અહિંતો શરીરપણે ગ્રહણ કરેલાં દ્રવ્યો કહ્યાં છે. શરીરપણે નહિ ગ્રહણ કરેલા દ્રવ્યો કરતાં ગ્રહણ કરેલાં દ્રવ્યો સ્થૂલ હોય છે; જેમ નહિ વણાયલા તન્તુઓ કરતાં વણાએલા તન્તુઓ સ્થૂલ હોય છે, તેમ અહીં પણ સમજવું. તેથી અહીં કાર્મણશરીર જોનાર અવધિજ્ઞાનનો વિષય ઓછો કહ્યો છે. ૬૭૩.

ઉપરોક્ત અર્થ કહેનાર ભાષ્યની ગાથા કહે છે.

एयाइं जओ कम्मयदव्वेहिंतोऽतिथूलयरयाइं ।
तेयाइयाइं तम्हा थोवयरा खेत्त काल त्थ ॥ ६७४ ॥

કાર્મણદ્રવ્યોથી એ તૈજસાદિદ્રવ્યો અતિસ્થૂલ છે, તેથી અહીં ક્ષેત્ર-કાળને થોડા વિષયપણે કહ્યા છે. ૬૭૪.

. શિષ્ય:—હે ગુરૂદેવ ! જેમ જઘન્ય અને મધ્યમ અવધિજ્ઞાન કેટલાકજ રૂપીદ્રવ્યોને જુએ છે, તેમ ઉત્કૃષ્ટ અવધિ પણ કેટલાક રૂપીદ્રવ્યોનેજ જુએ છે, કે સર્વ રૂપીદ્રવ્યને જુએ છે. ?

શિષ્યની એ શંકાના સમાધાનાર્થે ગુરૂદેવ નિર્યુક્તિની ગાથા કહે છે કે—

एगपएसोगाढं परमोही लहइ कम्मगसरीरं ।
लहई य अगुरुलहुयं तेयसरीरं भवपुहुत्तं ॥ ६७५ ॥४३॥४४॥

એકપ્રદેશાવગાઢ દ્રવ્ય, કાર્મણ શરીર અને અગુરૂલઘુદ્રવ્ય પરમાવધિ જુએ છે અને તૈજસશરીર જોનાર બેથી નવ ભવ સુધી જુએ છે. ૬૭૫.

એક પ્રદેશાવગાઢ (એક આકાશના પ્રદેશમાં રહેલ ) પરમાણું-દ્વ્યણુકાદિ અનન્તાણુંક સ્કંધ પર્યન્ત સર્વદ્રવ્ય, તથા કાર્મણશરીર પરમાવધિજ્ઞાન-ઉત્કૃષ્ટાવધિજ્ઞાન જુએ છે.

શિષ્ય:-" એકપ્રદેશાવગાઢ " એમ સામાન્યથી કહેલ છતાં પરમાણું-દ્વ્યણુકાદિ દ્રવ્ય જાણે છે, એમ શાથી કહો છો? અને મૂળમાં કહ્યા મુજબ "એકપ્રદેશાવગાઢ કાર્મણ શરીર" જાણે છે, એમ કેમ નથી કહેતા ?

ગુરૂ:-કાર્મણ શરીર અસંખ્યેય પ્રદેશાવગાહી હોવાથી એક પ્રદેશાવગાહી કહી શકાય નહિ. વળી અગુરૂલઘુ સર્વદ્રવ્ય અને ચ શબ્દથી ગુરૂલઘુસર્વદ્રવ્ય પરમાવધિ જુએ છે. જાતિની અપેક્ષાએ એક વચન છે. એમ ના કહીએ તો-એક પ્રદેશ અવગાહવાળા કાર્મણ શરીર અગુરૂ-

લઘુદ્રવ્ય તથા ગુરૂલઘુદ્રવ્ય પરમાવધી જાણે છે એમ અંગીકાર થઈ જાય, તથા જે અવધિ તૈજસશરીરને જુએ છે, તે અવધિ કાળથી ભવપૃથક્ત્વ (બેથી નવ ભવ પર્યન્ત જુએ છે.) પૂર્વે તૈજસ શરીર જોનાર અવધિજ્ઞાનનો કાળ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે કહયો છે, તે અસંખ્યાતો કાળ આ ભવપૃથક્ત્વકાળથી જુદો અને આ ભવપૃથક્ત્વકાળ, તે અસંખ્યાતાકાળથી જુદો નથી, પણ ભવપૃથક્ત્વની અંદરજ એ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ કાળ છે તેથી અધિક નથી. અને એ ભવપૃથક્ત્વકાળ પલ્યોપમના અસંખ્યાતમા ભાગની અંદરનોજ છે. તેથી બહારનો નથી.

શિષ્ય:-એક પ્રદેશાવગાહી પરમાણુ વિગેરે અતિસૂક્ષ્મ છે, તે સૂક્ષ્મ પરમાણુ આદિને જાણવાથી, સ્થૂલ કાર્મણ શરીરાદિ પણ જણાયજ, તો પછી તેમને જુદા શાથી કહ્યા છે? અથવા "એક પ્રદેશાવગાહી દ્રવ્ય જુએછે" એમ ન કહેતાં "સર્વરૂપી દ્રવ્ય જુએ છે" એમ કહો તો શું બાધા છે. ?

ગુરુ:-જે પરમાણુ આદિ સૂક્ષ્મ દ્રવ્ય જુએછે, તે કાર્મણ શરીરાદિ સ્થૂલ દ્રવ્યને અવશ્ય જુએ છેજ, પરન્તુ જે સ્થૂલ દ્રવ્ય જુએ છે, તે સૂક્ષ્મ દ્રવ્યને અવશ્ય જુએ છે એવો નિયમ નથી; કારણ કે ૬૨૭મી ગાથામાં કહ્યા મુજબ ઉત્પન્ન થતું અવધિજ્ઞાન અગુરૂ લઘુદ્રવ્ય જુએ છે અને ગુરૂલઘુદ્રવ્ય નથી જોઈ શકતું, અથવા ઘટાદિ સ્થૂલ વસ્તુને પણ નથી જોઈ શકાતું, વળી મનઃપર્યયજ્ઞાની મનોદ્રવ્ય સૂક્ષ્મ છતાં પણ પ્રત્યક્ષ જુએછે, અને ચિન્તનીય ઘટાદિવસ્તુ સ્થૂલ છતાં પણ નથી જોઈ શકતા, આમ વિજ્ઞાનવિષયની વિચિત્રતા હોવાથી થતા સંશયનો છેદ કરવા માટે એકપ્રદેશાવગાઢ એમ કહેવાથી બાકીનું બીજું વિશેષ કહ્યું છે તેમાં કંઈ દોષ નથી. અથવા એકપ્રદેશાવગાઢ એમ કહેવાથી પરમાણુ આદિ દ્રવ્ય કહ્યાં, કાર્મણ શરીર કહેવાથી બાકીના કર્મવર્ગણા પર્યન્તનાં દ્રવ્ય કહ્યાં, અગુરૂલઘુ કહેવાથી કર્મ વર્ગણા ઉપરનાં દ્રવ્ય કહ્યાં અને ચ શબ્દથી સૂચિત ઘટ-પટ-પૃથ્વી-પર્વતાદિ કહ્યા, એ પ્રમાણે સમસ્ત પુદ્‌ગલાસ્તિકાય ઉત્કૃષ્ટ અવધિજ્ઞાનનો વિષય છે. આમ હોવાથી "સર્વરૂપી દ્રવ્ય જાણેછે" એમ કહ્યું હતું તેનો પણ ઉત્તર આવી ગયો; કેમકે સમસ્ત પુદ્‌ગલાસ્તિકાય રૂપી દ્રવ્યજ છે. ૬૭૫

હવે આ નિર્યુક્તિનીગાથાનો અર્થ પ્રતિપાદન કરનારી ભાષ્યની ગાથા કહે છે.

एगपएसोगाढं पेच्छइ पेच्छइ य कम्मयतणुंपि ।
अगुरुलहुदव्वाणि य चसद्दओ गुरुलहूइंपि ॥ ६७६ ॥
तेयसरीरं पासं पासइ सो भवपुहुत्तमेगभवे ।
णेगेसुं वहुतरए सरेज्ज न उ पासती सव्वे ॥ ६७७ ॥

(પરમાવધિ) એકપ્રદેશાવગાહી (પરમાણું આદિ દ્રવ્ય) જુએ છે, કાર્મણ શરીર જુએ છે, અગુરૂલઘુદ્રવ્ય જુએ છે, અને ચ શબ્દથી ગુરૂલઘુદ્રવ્ય પણ જુએ છે તથા તૈજસ શરીર જોનાર કોઇ એક ભવમાં થએલું અવધિ (અતીત અનાગત) ભવ પૃથક્ત્વ સુધી જુએ છે, અને ઘણા ભવોમાં થએલું હોય તો ઘણા ભવો સ્મૃતિથી જાણે છે, પણ તે સર્વ પૃથક્ત્વ ભવોની પેઠે સાક્ષાત્ જુએ નહીં-૬૭૬-૬૭૭

અહીં શિષ્ય પૂછે છે કે—

एगपएसोगाढे भणिए किं कम्मयं पुणो भणियं ।
एगपएसोगाढे दिट्ठे का कम्मए चिंता ? ॥ ६७८ ॥

अगुरुलहुगहणंपि य एगपएसावगाहओ सिद्धं ।
सव्वं वा सिद्धमिओ रूवगयं लहइ सव्वंति ॥ ६७९ ॥

એક પ્રદેશાવગાઢ ( દ્રવ્ય જાણે છે ) એમ કહીને પુનઃ કાર્મણ શરીર જુએ છે એમ શા માટે કહ્યું ? વળી એકપ્રદેશાવગાઢ કહે છતે કાર્મણની શી ચિન્તા ? અગુરૂલઘુ દ્રવ્યનું ગ્રહણ પણ એક પ્રદેશાવગાહથી સિદ્ધ છે, અથવા " રૂપગત સર્વ જાણે છે " એમ કહેવાથી સર્વ સિદ્ધ થાય છે. ૬૭૮-૬૭૯.

ઉપરોક્ત શિષ્યના પ્રશ્નોનો ગુરૂશ્રી ઉપસંહારપૂર્વક ઉત્તર આપે છે.

एगोगाढे भणिएऽवि संसओ सेसए जहारंभे ।
सण्हयरं पेच्छंतो थूलयरं न मुणइ घडाइं ॥ ६८० ॥

जह वा मणोविदो नत्थि दंसणं सेसएऽतिथूलेऽवि ।
एगोगाढे गहिए तह सेसे संसओ होज्जा ॥ ६८१ ॥

इय नाणविसयवइचित्तसंभवे संसयावणोयत्थं ।
भणिए वेगोगाढे केइ विसेसे पयंसंति ॥ ६८२ ॥

"એકપ્રદેશાવગાઢ દ્રવ્ય જાણે છે," એટલુંજ કહેવાથી શેષ દ્રવ્યના વિષયમાં સંશય રહે છે, જેમ આરંભમાં અતિ સૂક્ષ્મ દ્રવ્ય જોનાર અવધિ ઘટાદિસ્થૂલ દ્રવ્ય પણ નથી જોતું. અથવા જેમ મનઃપર્યવજ્ઞાની શેષ સ્થુલ દ્રવ્યને પણ નથી જોતા, તેમ એકપ્રદેશાવગાઢ એટલુંજ કહેવાથી બાકીનાને વિષે સંશય થાય. એ પ્રમાણે જ્ઞાન વિષયની વિચિત્રતા થએથી સંશય દૂર કરવા માટે એકપ્રદેશાવગાઢ દ્રવ્ય જાણે છે એમ કહીને ( ભદ્રબાહુ સ્વામીજી ) કેટલાક વિશેષ પણ બતાવે છે. ૬૮૦-૬૮૧-૬૮૨.

હવે બીજી રીતે ઉપરના પ્રશ્નોનું સમાધાન કરે છે.

एगोगाढग्गहणेऽणुमादओ कम्मयंति जा सव्वं ।
तदुवरि अगुरुलहुं चसद्दओ गुरुलहुंपि ॥ ६८३ ॥

एवं वा सव्वाइं गहियाइं तेसिमेव नियमत्थं ।
सव्वं रूवगयं ति य एवं चिय नापरमओऽत्थि ॥ ६८४ ॥

એકપ્રદેશાવગાઢ કહેવાથી પરમાણુ આદિ દ્રવ્ય કહ્યાં, કાર્મણશરીર કહેવાથી કર્મવર્ગણા પર્યન્તનાં દ્રવ્ય કહ્યાં, અગુરૂલઘુ કહેવાથી કાર્મણ શરીર ઉપરનાં દ્રવ્ય કહ્યાં અને ચશબ્દથી ગુરૂલઘુ દ્રવ્ય કહ્યાં. એ પ્રમાણે એમના નિયમ માટે એ સર્વ ગ્રહણ કર્યા છે, કેમકે એ સર્વ રૂપગત ( રૂપી ) છે તેથી અન્ય કોઈ રૂપી દ્રવ્ય નથી. ૬૮૩-૬૮૪

એ પ્રમાણે પરમાવધિનો દ્રવ્યથી વિષય કહ્યો, હવે ક્ષેત્ર અને કાળથી તેનો વિષય કહે છે.

परमोहि असंखेज्जा लोगम्मेत्ता समा असंखिज्जा ।
रूवगयं लहइ सव्वं खेत्तोवमियं अगणिजीवा ॥ ६८५ ॥४४४५॥

ઉત્કૃષ્ટ અવધિજ્ઞાન લોકપ્રમાણ અસંખ્યાતા ખંડો, અસંખ્યાત ઉત્સર્પિણી-અવસ-

પિંણી કાળ સર્વ રૂપી દ્રવ્ય યુક્ત જુએ છે. તેમાં ક્ષેત્રનું પ્રમાણ ( પૂર્વોક્ત રીતે ) સર્વ અગ્નિકાય જીવોની અવગાહનાની સૂચિવડે વ્યાપ્ત થાય એટલું ક્ષેત્ર જુએ છે, ૬૮૫

પરમાવધિ ( ઉત્કૃષ્ટ અવધિ ) ક્ષેત્રથી લોકપ્રમાણ અલોકના અસંખ્યાતા ખંડો, કાળથી અસંખ્યેય ઉત્સર્પિણી-અવસર્પિણી, દ્રવ્યથી સર્વ રૂપી દ્રવ્ય, અને ભાવથી તે દરેકના અસંખ્યાત પર્યાયો જુએ છે. એમાં પરમાવધિના વિષયપણે જે અસંખ્યાત લોક કહ્યા છે, તે અસંખ્યાતા લોકનું પ્રમાણ, પૂર્વે કહ્યા મુજબ સ્વઅવગાહનાએ વ્યવસ્થિત ઉત્કૃષ્ટ સંખ્યાવાળા સૂક્ષ્મ-બાદર અગ્નિકાય જીવોની સૂચિ ભમાવતાં જેટલું ક્ષેત્ર વ્યાપ્ત થાય, તેટલું પ્રમાણ જાણવું.

શિષ્ય:—રૂપી દ્રવ્ય પરમાવધિ જાણે છે, એવું હમણાંજ ગાથા ૬૭૯ માં કહ્યું તો છે, ફરી અહીં શા માટે કહ્યું.

ગુરૂ:—સ્મૃતિરહિત હોય તેને સંભારી આપવાને માટે ફરી કહ્યું છે, અથવા "રૂપી દ્રવ્ય" એ પદને ક્ષેત્ર અને કાળના વિશેષણ રૂપે સમજવાને કહ્યું છે. જેમકે લોક પ્રમાણ અસંખ્યાતા ખંડો અને અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણી કાળ રૂપીદ્રવ્ય યુક્ત પરમાવધિ જાણે છે, રૂપીદ્રવ્યરહિત ક્ષેત્ર-કાળ જાણે નહિ, કારણકે ક્ષેત્રકાળ કેવળ અમૂર્ત છે, અને અવધિ તો રૂપીદ્રવ્યનેજ જાણે છે. ૬૮૫

એજ અર્થ કહેવાને ભાષ્યકાર મહારાજ ભાષ્ય કહે છે.

खेत्तमसंखेज्जाइं लोगसमाइं समा उ कालं च ।
दव्वं सव्वं रूवं पासइ तेसिं च पज्जाए ॥ ६८६ ॥

અસંખ્યાતા લોકપ્રમાણ ખંડો જેટલું ક્ષેત્ર, અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણી જેટલો કાળ, સર્વ રૂપી દ્રવ્ય અને તેના પર્યાયો આગલ કહેશે તેટલી પર્યાય સંખ્યાને અવધિ જ્ઞાન જાણે છે. ૬૮૬

શિષ્ય પૂછે છે કે—

खेत्तोवमाणमुत्तं जमगणिजीवेहिं किं पुणो भणियं ? ।
तं चिय संखाईयाइं लोगमेत्ताइं निद्दिट्ठं ॥ ६८७ ॥

પહેલાં જે અગ્નિકાયના જીવોથી ક્ષેત્રનું ઉપમાન કહ્યું છે, તે ફરીથી કેમ કહ્યું. ? લોકપ્રમાણ સંખ્યાતા ખંડો કહીને તેજ પ્રમાણ નિયતપણે કહ્યું છે. ( નવું નથી કહ્યું ) ૬૮૭

શિષ્ય:—અગ્નિકાયના જીવોવડે ક્ષેત્રનું ઉપમાન ૫૯૮ મી ગાથામાં નિર્યુક્તિકાર મહારાજે પૂર્વે કહેલું છે, તે ઉપમાન ફરી ૬૮૫ મી ગાથામાં શા માટે કહ્યું છે. ?

ગુરૂ:—પૂર્વે જે ક્ષેત્રનું ઉપમાન કહ્યું છે, તે માન અલોકમાં અસંખ્યાતા લોકપ્રમાણ ખંડો જેટલું છે, એમ એજ પ્રમાણને નિયતપણે અહીં કહ્યું છે, નવું કંઇ નથી કહ્યું. વળી ૬૮૬ મી ગાથામાં " સર્વ રૂપગત જાણે છે " એમ કહ્યું છે, તે પછી ભાષ્યકાર મહારાજે ૬૮૬ મી ગાથામાં " સર્વરૂપી દ્રવ્યને જાણે છે " એમ કહીને અવધિજ્ઞાનનો દ્રવ્યથી વિષય જણાવ્યો છે, ૬૮૭

૬૭૫ મી ગાથાથી અવધિજ્ઞાનનો દ્રવ્યથી વિષય કહ્યો છે, હવે એકપ્રદેશાવગાઢ એ પદ ક્ષેત્ર અને કાળના વિશેષણરૂપે બીજા પ્રકારે કહે છે.

अहवा दव्वं भणियं इह रूवगयंति खेत्त कालदुगं ।
रूवाणुगयं पेच्छइ न य तं चिय तं जओऽमुत्तं ॥ ६८८ ॥

અથવા (અવધિજ્ઞાનના વિષયભૂત) રૂપીદ્રવ્ય કહ્યું છે, અને અહીં રૂપાનુગત ક્ષેત્ર-કાળ જુએ છે, એમ કહ્યું છે; કેવળ રૂપીદ્રવ્યવિનાના ક્ષેત્ર-કાળને ન જુએ, કેમકે-તે અમૂર્ત છે. ૬૮૮.

હવે શિષ્ય ઉપર ઉપકાર કરવાને કંઇક પ્રાસંગિક તથા બીજું પણ કહેવાને માટે સંબંધ યોજવા માટે કહે છે.

परमोहिन्नाणविओ केवलमंतोमुहुत्तमेत्तेणं ।
मणुयक्खओवसमिओ भणिओ, तिरियाण वोच्छामि ॥ ६८९ ॥

પરમાવધિજ્ઞાન થયા પછી અન્તમુહુર્તે કેવળજ્ઞાન અવશ્ય થાય છે. ( કેમકે કેવળજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થતા પહેલાં તેની પ્રથમ પ્રભા ફુટવા સમાન પરમાવધિ છે, તેપછી કેવળજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય છે. ) એ પ્રમાણે મનુષ્ય સંબંધી ક્ષાયોપશમિક અવધિ કહ્યું, હવે તિર્યંચોનું કહીશું. ૬૮૯.

**आहार-तेयलंभो उक्कोसेणं तिरिक्खजोणीसु ।**
**गाउय जहण्णमोही नरएसु उ जोयणुक्कोसो ॥ ६९० ॥४५॥४६॥**

તિર્યંચયોનિનું અવધિ ઉત્કૃષ્ટથી આહારક અને તૈજસદ્રવ્ય સુધી જાણે છે. તથા નારકીમાં જઘન્યથી એકગાઉ અને ઉત્કૃષ્ટથી એક યોજન સુધી જુએ છે. ૬૯૦.

આહરક અને તૈજસશરીર, તથા ઉપલક્ષણથી ઔદારિક-વૈક્રિય-આહારક-ને તૈજસદ્રવ્યો, તથા તેઓની મધ્યના તેઓને અયોગ્યદ્રવ્યો, તિર્યંચયોનિમાં રહેલા અવધિજ્ઞાનવાળા જે મત્સ્યાદિ તે ઉત્કૃષ્ટથી જાણે છે. એ દ્રવ્યાનુસારે ક્ષેત્ર-કાળ-અને ભાવનો વિષયપણ તેઓનો સમજી લેવો.

આ પ્રમાણે અહીં સુધી ક્ષયોપશમપ્રત્યયિક અવધિજ્ઞાનના ભેદો કહ્યા, હવે ભવપ્રત્યયિક અવધિના ભેદો કહીએ છીએ. એ ભવપ્રત્યયિક અવધિજ્ઞાન દેવ અને નારકીઓને હોય છે. તેમાં નારકીઓમાં એ સંબંધી થોડું કહેવાનુ હોવાથી, પ્રથમ નારકીઓનુંજ અવધિજ્ઞાન કહીશું. નારકીઓનું ઉત્કૃષ્ટ અવધિ ક્ષેત્રથી યોજન પર્યન્ત, અને જઘન્ય અવધિ એક ગાઉ પર્યંત જુએ છે તેમાં યોજન પર્યન્ત જોનાર અવધિજ્ઞાન પહેલી રત્નપ્રભા પૃથ્વીમાં હોય છે, અને એક ગાઉ પર્યન્ત જોનાર અવધિ સાતમી પૃથ્વીમાં હોય છે. ૬૯૦.

ઉપરોક્ત નિર્યુક્તિની ગાથાનો અર્થ કહેવાને ભાષ્ય કહે છે.

ओरालिय-वेउव्विय-आहारग- तेयगाइं तिरिएसुं ।
उक्कोसेणं पेच्छइ जाइं च तदंतरालेसुं ॥ ६९१ ॥
भणिओ खओवसमिओ भवपच्चइओ स चरिमपुढवीए ।
गाउयमुक्कोसेणं पढमाए जोयणं होइ ॥ ६९२ ॥

ઔદારિક-વૈક્રિય-આહારક-અને તૈજસદ્રવ્યો; તથા તેમની અન્તરાલે બન્ને બાજુએ જે તેમને અયોગ્યદ્રવ્ય છે તેને તિર્યંચયોનિમાં થયેલ અવધિજ્ઞાન ઉત્કૃષ્ટથી જુએ

છે. ( અહીં સુધી ) ક્ષાયોપશમિક અવધિ કહ્યું, હવે ભવપ્રત્યયિક કહીશું. તે ભવપ્રત્યયિક અવધિ સાતમી પૃથ્વીમાં એક ગાઉ પર્યન્ત ઉત્કૃષ્ટથી જુએ છે, અને પહેલી પૃથ્વીમાં એક યોજન સુધી ઉત્કૃષ્ટ જુએ છે. ૬૯૧-૬૯૨.

એ પ્રમાણે સામાન્યથી નારકજાતિની અપેક્ષાએ અવધિનું ઉત્કૃષ્ટ ક્ષેત્રપ્રમાણ કહ્યું. હવે તે દરેક પૃથ્વીનું જુદું જુદું કહીશું.

चत्तारि गाउयाइं अद्धुट्ठाइं तिगाउयं चेय ।
अड्ढाइज्जा दोण्णि य दिवड्ढमेगं च नरएसु ॥६९३॥४६॥४७॥

ચાર ગાઉ ( એક યોજન ) સાડા ત્રણ ગાઉ, ત્રણ ગાઉ, અઢી ગાઉ, બે ગાઉ, દોઢ ગાઉ, અને એક ગાઉ, ક્ષેત્રપ્રમાણ ઉત્કૃષ્ટથી અનુક્રમે રત્નપ્રભાદિ સાત નરકોમાં (અવધિ) જાણવું. ૬૯૩

નારકીઓના અવધિજ્ઞાનના ક્ષેત્રનું પ્રમાણ ઉત્કૃષ્ટથી કહીને, હવે જઘન્યથી ક્ષેત્રપ્રમાણ કહે છે.

अद्धुट्ठाईयाइं जहण्णये अद्धगाउयंताइं ।
जं गाउयंति भणियं तं पइ उक्कोसयजहण्णं ॥ ६९४ ॥

સાડા ત્રણ ગાઉ, આદિશબ્દથી અર્ધગાઉ પર્યન્ત ( નારકીના અવધિનું ) જઘન્યથી ક્ષેત્રપ્રમાણ છે. જઘન્ય એક ગાઉ છે, એમ જે કહ્યું છે, તે ઉત્કૃષ્ટમાં જે જઘન્ય હોય છે તેને અપેક્ષીને કહ્યું છે. ૬૯૪

રત્નપ્રભા પૃથ્વીમાં અવધિજ્ઞાનવડે સાડાત્રણ ગાઉ પ્રમાણ જઘન્ય ક્ષેત્ર જાણે છે, શર્કરાપ્રભામાં ત્રણ ગાઉ, વાલુકાપ્રભામાં અઢી ગાઉ, પંકપ્રભામાં બે ગાઉ, ધૂમપ્રભામાં દોઢ ગાઉ, તમપ્રભામાં એક ગાઉ, અને સાતમી તમતમાપ્રભામાં અર્ધ ગાઉ ક્ષેત્ર જઘન્યથી અવધિ જાણે છે.

શિષ્યઃ— જો એ પ્રમાણે અવધિજ્ઞાન જઘન્યથી અર્ધ ગાઉ પ્રમાણ ક્ષેત્ર જાણે છે, તો પછી ૬૯૦ મી ગાથામાં "નરકોમાંનું અવધિજ્ઞાન જઘન્યથી એક ગાઉ જાણે છે," એમ કહ્યું છે, તે સાથે વિરોધ થશે.

ગુરુઃ—એ જઘન્ય એક ગાઉ ક્ષેત્ર જે કહ્યું છે, તે ઉત્કૃષ્ટમાં જે જઘન્ય છે તેની અપેક્ષાએ કહ્યું છે. એટલેકે સાતે પૃથ્વીમાં ચાર ગાઉ આદિનું ઉત્કૃષ્ટ ક્ષેત્ર કહ્યું છે, તેમાં સાતમી પૃથ્વીના નારકીઓનું એક ગાઉ પ્રમાણ ઉત્કૃષ્ટ ક્ષેત્ર હોય, તે સ્વસ્થાનમાં ઉત્કૃષ્ટ છતાં પણ બાકીની પૃથ્વીઓના ઉત્કૃષ્ટ ક્ષેત્રની અપેક્ષાએ સર્વથી થોડું હોવાથી જઘન્ય કહ્યું છે. તેથી કંઇ વિરોધ નથી. ૬૯૪

હવે દેવોનું ભવપ્રત્યયિક અવધિજ્ઞાન કહે છે.

सक्की-साणा पढमं दोच्चं च सणंकुमार-माहिंदा ।
तच्चं च बंभ-लंतग सुक्क-सहस्सारय चउत्थिं ॥६९५॥४७॥४८॥
आणय-पाणयकप्पे देवा पासंति पंचमिं पुढविं ।
तं चेव आरण-च्चुय ओहिण्णाणेण पासंति ॥६९६॥४८॥४९॥

छट्ठिं हेट्ठिम-मज्झिमगेविज्जा सत्तमिं च उवरिल्ला ।
संभिण्णलोगनालिं पासंति अणुत्तरा देवा ॥६९७॥४९॥५०॥

સૌધર્મ અને ઇશાન કલ્પવાસી દેવ-દેવેન્દ્રો પહેલી પૃથ્વી સુધી અવધિજ્ઞાનવડે જુએ છે, સનત્કુમાર અને માહેન્દ્ર કલ્પવાસી દેવ-દેવેન્દ્રો બીજી પૃથ્વી સુધી જુએ છે, બ્રહ્મ અને લાંતક કલ્પવાસી ત્રીજી સુધી, શુક્ર અને સહસ્રાર કલ્પવાસી ચોથી સુધી, આનત અને પ્રાણત કલ્પવાસી પાંચમી પૃથ્વી સુધી, આરણ અને અચ્યુત કલ્પવાસી દેવ-દેવેન્દ્રો તેજ પાંચમી પૃથ્વી સુધી વધારે શુદ્ધ જુએ છે. નીચેના ત્રિકના અને મધ્યના ત્રિકના એમ ( ૭ ) ગ્રૈવયક-વાસી દેવો છઠ્ઠી પૃથ્વી સુધી જુએ છે. ઉપરના ( ત્રણ ) ગ્રૈવેયકવાસી દેવો સાતમી પૃથ્વી સુધી જુએ છે, અને અનુત્તરવિમાનવાસી દેવો સંભિન્નસંપૂર્ણ લોકનાડી પોતાના અવધિજ્ઞાનવડે જુએ છે. ( આ પ્રમાણે દેવ-નારકીના અવધિજ્ઞાનનો જે વિષય ક્ષેત્રથી કહ્યો, તદનુસારે દ્રવ્ય-કાળ-અને ભાવથી પણ સમજી લેવો. ) ૬૯૫-૬૯૬-૬૯૭.

નીચેના ભાગમાં વૈમાનિક દેવોના અવધિજ્ઞાનનું ક્ષેત્રપ્રમાણ કહ્યું; હવે તિર્છું અને ઉંચે તેઓના અવધિનું ક્ષેત્રપ્રમાણ કહે છે.

एएसिमसंखेज्जा तिरियं दीवा य सागरा चेव ।
बहुययरं उवरिमगा उड्ढं च सकप्पथूभाई ॥६९८॥५०॥५१॥

એ દેવલોકવાસી દેવો તિર્છા જંબૂદ્વીપાદિ અસંખ્યાતા દ્વીપો અને લવણાદિ અસંખ્યાતા સમુદ્રો પર્યન્ત જુએ છે. તેમાં પણ ઉપર ઉપરના દેવો વધારે વધારે જુએ છે, તથા ઉંચે તો બધાએ દેવો સ્વકલ્પના સ્તૂપાદિ ( આદિ શબ્દ થકી ધ્વજાદિ ગ્રહણ કરવા ) પર્યન્ત જુએ છે. ( તેથી ઉપર નહિ. ) ૬૯૮

હવે વૈમાનિક સિવાયના દેવોના અવધિજ્ઞાનનું ક્ષેત્રપ્રમાણ સામાન્યથી કહે છે.

संखेज्जजोयणा खलु देवाणं अद्धसागरे ऊणे ।
तेण परमसंखेज्जा जहण्णयं पण्णवीसं तु ॥६९९॥५१॥५२॥

અર્ધ સાગરોપમથી ન્યૂન આયુષ્યવાળા દેવો સંખ્યાતા યોજન સુધી ( અવધિજ્ઞાનથી ) જુએ છે, અને તેથી વધારે આયુષ્યવાળા દેવો અસંખ્યાતા યોજન સુધી ઉત્કૃષ્ટ ક્ષેત્ર જુએ છે. તથા જઘન્યથી પચીસ યોજન સુધીનું ક્ષેત્ર જુએ છે. ૬૯૯.

वेमाणियवज्जाणं सामण्णमिणं तहवि उ विसेसो ।
उड्ढमहे तिरियंपि य संठाणवसेण विण्णेओ ॥ ७०० ॥

વૈમાનિક વિનાના ( ભવનપતિ આદિ ) દેવોના અવધિજ્ઞાનના ક્ષેત્રનું પ્રમાણ સામાન્યથી ( ઉપર મુજબ ) કહ્યું, તોપણ ઉંચે-નીચે-અને તિર્છું આગળ કહેવાશે, તે સંસ્થાનવશાત્ કોઈ દિશાએ ન્યૂનાધિક-વિશેષ જાણવું. ૭૦૦.

હવે જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોનું જઘન્ય અવધિ ક્ષેત્ર કહે છે.

पणुवीसजोयणाइं दसवाससहस्सिया ठिई जेसिं ।
दुविहोऽवि जोइसाणं संखेज्ज ठिईविसेसेणं ॥ ७०१ ॥

वेमाणियाणमंगुलभागमसंखं जहण्णओ होइ ।
उववाए परभविओ तब्भवजो होइ तो पच्छा ॥ ७०२ ॥

જેમની દશહજાર વર્ષની સ્થિતિ હોય, તેમના એટલે ભવનપતિ અને વ્યંતરોના અવધિનું જઘન્ય ક્ષેત્ર પચીસ યોજનનું છે. તથા જ્યોતિષિના બન્ને પ્રકારના અવધિનું ક્ષેત્ર સ્થિતિવિશેષે સંખ્યાતા યોજનનું છે પણ જઘન્યથકી ઉત્કૃષ્ટ મોટા પ્રમાણવાળું જાણવું વૈમાનિક દેવોનું જઘન્ય અવધિક્ષેત્ર અંગુલના અસંખ્યાતમા ભાગે ઉત્પત્તિ સમયે પરભવનું હોય છે. અને તે પછી તો દેવનું હોય છે. ૭૦૧-૭૦૨.

उक्कोसो मणुएसुं मणुस्स-तेरिच्छिएसुं य जहण्णो ।
उक्कोस लोगमेत्तो पडिवाइ परं अपडिवाई ॥ ७०३ ॥५२॥५३॥

( દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-અને ભાવથી ) ઉત્કૃષ્ટ અવધિજ્ઞાન મનુષ્યોમાંજ હોય છે, ( દેવાદિમાં નથી હોતું. ) અને જઘન્ય અવધિજ્ઞાન મનુષ્ય તથા તિર્યંચોમાંજ હોય છે, ( દેવનારકમાં નથી હોતું. ) ઉત્કૃષ્ટ અવધિ બે પ્રકારનું છે-લોકગત-સંપૂર્ણ લોકમાત્ર જોનાર ઉત્કૃષ્ટ અવધિ પ્રતિપાતિ હોય છે અને તે ઉપરનુ અલોકગત ( અલોકમાં પણ જોનાર ) અવધિ અપ્રતિપાતિ હોય છે. વળી લોકગત અવધિ થકી આગળ એક પ્રદેશ જુએ તે અપ્રતિપાતિજ હોય છે. ૭૦૩.

અવધિજ્ઞાનનું ક્ષેત્ર પ્રમાણદ્વાર કહ્યું. હવે બીજું સંસ્થાન દ્વાર કહે છે.

थिबुआगार जहन्नो वट्टो उक्कोसमायओ किंचि ।
अजहण्णमणुक्कोसो य खेत्तओऽणेगसंठाणो ॥ ७०४ ॥५३॥५४॥

જઘન્ય અવધિ સ્તિબુક-બિન્દુ આકારે ગોળ હોય છે. તે સૂક્ષ્મપનકની અવગાહનાના પ્રમાણવાળું હોય છે, અને ઉત્કૃષ્ટ અવધિ તે પરમાવધિ કંઈક દીર્ઘ આકારે હોય છે, તે પ્રથમ બતાવેલા અગ્નિકાયજીવોની સૂચિને ભ્રમણ કરવાના દૃષ્ટાંત મુજબ અવધિજ્ઞાન વાળાના શરીરની ચારે તરફ ભમાવવાના આકારવાળું તથા મધ્યમ અવધિ ક્ષેત્રથી અનેક આકારવાળું હોય છે. ૭૦૪.

पणओ थिबुयागारो तेण जहण्णोऽवही तयागारो ।
इयरो सेढिपरिक्खेवओ सदेहाणुवत्तीए ॥ ७०५ ॥

પનક સ્તિબુક (બિન્દુ) આકારે છે, તેથી જઘન્ય અવધિ તેવા આકારવાળું છે, અને ઉત્કૃષ્ટ અવધિ, પોતાના ( અવધિવાલાના ) શરીરના ફરતી ( અગ્નિકાયજીવોની ) શ્રેણિ ભમાવવાથી કંઈક દીર્ઘાકારે છે. ૭૦૫.

હવે મધ્યમ અવધિજ્ઞાન અનેક આકારે છે, તે વાત વિશેષથી નિર્યુક્તિકાર બતાવે છે.

तप्पागारे पल्लग-पडहग-झल्लरि-मुइंग-पुप्फ-जवे ।
तिरिय-मणुयाण ओही नाणाविहसंठओ भणिओ ॥७०६॥५४॥५५॥

नेरइय-भवण-वणयर-जोइस-कप्पालयाणमोहिस्स ।
गेवेज्जणुत्तराण य होंताकितओ जहासंखं ॥ ७०७ ॥

નારકીઓને અવધિજ્ઞાન ત્રાપાના આકારે, ભુવનપતિને પલ્યનાઆકારે, વ્યન્તરોને પડહના આકારે, જ્યોતિષીઓને ઝલ્લરીના આકારે, સાધર્માદિ અચ્યુત પર્યન્તના કલ્પવાસી દેવોને મૃદંગના આકારે, ગ્રૈવેયકવાસી દેવોને પુષ્પચંગેરીના આકારે, અને અનુત્તર વિમાનવાસીદેવોનું યવનાલક ( સરકંચુક )ના આકારે, તથા તિર્યંચ અને મનુષ્યોને વિવિધ આકારે અવધિજ્ઞાન હોય છે. ૭૦૬-૭૦૭

तप्पेण समागारो तप्पागारो स चाययत्तंसो ।
उड्ढायओ य पल्लो उवरिं च स किंचि संखित्तो ॥ ७०८ ॥
नचायओ समोऽवियं पडहो हिट्ठोवरिं पईओ सो ।
चम्मावणद्धविच्छिण्णवलयरूवा य झल्लरिया ॥ ७०९ ॥
उद्धायओ मुइंगो हेट्ठे,रुंदो तहोवरिं तणुओ ।
पुप्फसिहावलिरइया चंगेरी पुप्फचंगेरी ॥ ७१० ॥
जवनालउत्ति भणिओ उब्भो सरकंचुओ कुमारीए ।
अह सव्वकालनियओ कादाचिक्को य सेसाणं ॥ ७११ ॥

ત્રાપાના જેવો આકાર તે ત્રાપાકાર, તે દીર્ઘ ત્રિકોણ હોય છે; પલ્યનો આકાર ઉર્ધ્વ લાંબો અને ઉપર કંઇક સાંકડો હોય છે; અતિ દીર્ઘ નહિ ને ઉપર-નીચે સમાન એવો પટહાકાર છે, હેઠે ને ઉપર ચામડાથી બાંધેલ વિસ્તીર્ણ વલયરૂપ ઝલ્લરીનો આકાર છે, ઉર્ધ્વ આયત એવો મૃદંગ હોય છે, તે હેઠે પહોળો અને ઉપર સાંકડો છે; પુષ્પ શિખાવળીરચિત ચંગેરી જેવી અહિં પુષ્પચંગેરી લેવી; કુમારીકાનો ઉર્ધ્વસરકંચુક ( જે મરૂદેશમાં બહુ પ્રસિદ્ધ છે, ) તે યવનાલક કહ્યો છે. ( આ સંસ્થાનોની અપેક્ષાએ ) દેવ-નારકીઓનું અવધિ સર્વકાળ નિયત છે, (તદાકારેજ રહે છે, અન્યાકારે થતું નથી) અને બાકીના તિર્યંચ-મનુષ્યોનુ અવધિ અનિયત ( કોઇકને તેજ આકારે રહે છે, અને કોઇકને અન્ય આકારે પણ પરિણમે ) છે. ૭૦૮ થી ૭૧૧

नाणागारो तिरियं-मणुए मच्छा सयंभुरमणे व्व ।
तत्थ वलयं निसिद्धं तस्सिह पुण तंपि होज्जाहि ॥ ७१२ ॥

સ્વયંભૂરમણસમુદ્રમાં મત્સ્યોની પેઠે તિર્યંચ-મનુષ્યોમાં અવધિજ્ઞાન ( ક્ષેત્રની અપેક્ષાએ ) વિવિધ આકારે હોય છે, સ્વયંભૂરમણમાં વલયાકારે મત્સ્ય નથી હોતા, પણ તિર્યંચ-મનુષ્યોમાં અવધિજ્ઞાન તો તેવા આકારે પણ હોય છે. ૭૧૨.

હવે કઇ દિશામાં કોને ન્યૂનાધિક અવધિ હોય છે તે કહે છે.

भवणवइ-वंतराणं उड्ढं वहुगो अहो य सेसाणं ।
नारग-जोइसगाणं तिरियं ओरालिओ चित्तो ॥ ७१३ ॥ दारं

ભવનપતિ અને વ્યન્તરોને ઉર્ધ્વદિશામાં અવધિ વધારે હોય છે, અને બાકીના (વૈમાનિક ) દેવોને અધોદિશામાં બહુ હોય છે, નારકી અને જ્યોતિષિઓને તિર્છું વધારે હોય છે, અને ઔદારિકશરીરવાળાને ( તિર્યંચ-મનુષ્યોને ) વિવિધ પ્રકારે હોય છે. ( કોઇને ઉર્ધ્વદિશામાં, કોઇને અધોદિશામાં, અને કોઇને તિર્છિદિશામાં, બહુ હોય છે. ) ૭૧૩

અહીં સંસ્થાનદ્વાર પૂર્ણ થયું.

હવે અનુગામિ અને અનનુગામિક દ્વાર કહે છે.

अणुगामिओ य ओही नेरइयाणं तहेव देवाणं ।
अणुगामी अणणुगामी मीसो य मणुस्स-तेरिच्छे ॥७१४॥५५॥५६॥

अणुगामिओऽणुगच्छइ गच्छंतं, लोयणं जहा पुरिसं ।
इयरो य नाणुगच्छइ ठियप्पईवो व्व गच्छंतं ॥ ७१५ ॥
उभयसहावो मीसो देसो जस्साणुयाइ णो अन्नो ।
कासइ गयस्स गच्छइ एगं उवहम्मइ जहच्छि ॥ ७१६ ॥ दारं

(અન્ય સ્થળે) જનારા પુરૂષની સાથે લોચનની પેઠે જે અવધિજ્ઞાન સાથે જાય તે અનુગામિક અવધિજ્ઞાન કહેવાય, ને તેવુ અવધિ નારકી અને દેવોને હોય છે. સ્થિર દીપકની પેઠે જે અવધિ જનારા પુરૂષની સાથે ન જાય, તે અનનુગામિક અવધિ, તથા એ ઉભય સ્વભાવવાળું તે મિશ્ર, એક આંખવાળા પુરૂષની પેઠે જેમાં અવધિનો કોઈક ભાગ અન્યસ્થળે જતાં સાથે જાય છે અને કોઈક ભાગ સાથે નથી જતો તે મિશ્ર અવધિજ્ઞાન છે. આ ત્રણે અનુગામી, અનનુગામી અને મિશ્ર અવધિ મનુષ્ય અને તિર્યંચાને હોય છે. ૭૧૪-૭૧૫-૭૧૬.

હવે અવસ્થિતદ્વાર કહે છે. એ અવસ્થિત દ્વાર પણ અવધિજ્ઞાનના આધારભૂત ક્ષેત્રથી ઉપયોગથી અને લબ્ધિથી વિચારવા યોગ્ય છે; તેમાં પ્રથમ ક્ષેત્રથી અને ઉપયોગથી કહે છે.

खेत्तस्स अवट्ठाणं तेत्तीसं सागराइ कालेणं ।
दव्वे भिन्नमुहुत्तो पज्जवलंभे य सत्तट्ठ ॥ ७१७ ॥५६॥५७॥

કાળથી ( અવધિના ) ક્ષેત્રનું અવસ્થાન ( સ્થિતિ ) તેત્રીસ સાગરોપમનું છે; તથા દ્રવ્યમાં ( અવધિજ્ઞાનનો ઉપયોગ ) અન્તર્મુહૂર્ત સુધી છે, અને પર્યાયમાં સાત-આઠ સમય સુધી છે. ૭૧૭.

અનુત્તર વિમાનવાસી દેવા ઉત્પત્તિ સમયે જે ક્ષેત્રમાં અવગાહી રહ્યા હોય છે, તે ક્ષેત્રમાં તે દેવા પોતાના ભવના અન્ત થાય ત્યાંસુધી રહે છે, તેથી તેઓનું અવધિજ્ઞાન એકજ ક્ષેત્રમાં તેત્રીસ સાગરોપમ સુધી અવસ્થિત રહે છે. આ પ્રમાણે તેત્રીસ સાગરોપમ સુધી ઉત્કૃષ્ટ અવસ્થાન અવધિજ્ઞાનનું ક્ષેત્રથી છે. હવે ઉપયોગથી તેનું અવસ્થાન કહે છે.

પુદ્‌ગલાદિક દ્રવ્યમાં અવધિજ્ઞાનનો ઉપયોગ, તે ક્ષેત્રમાં અથવા અન્યક્ષેત્રમાં અન્તર્મુહૂર્ત સુધી હોય છે. તે ઉપરાન્ત સામર્થ્યના અભાવે એકદ્રવ્યમાં ઉપયોગ નથી હોતો. અને તેજ દ્રવ્યમાંના પર્યાયો જણાતાં એક પર્યાયમાં સંચરતાં અવધિજ્ઞાનનો ઉપયોગ સાત અથવા આઠ સમય સુધી અવસ્થિત રહે છે, તે ઉપરાંત નહિ. કેટલાએક આચાર્યો કહે છે કે પર્યાયો બે પ્રકારના છે,-ગુણો અને પર્યાયો. તેમાં જે સહવર્તિ હોય, તે શ્વેત-રક્તાદિરૂપ ગુણો જાણવા અને જે ક્રમવર્તિ હોય તે નવા-પુરાણાદિરૂપ પર્યાયો જાણવા, એમાં ગુણોમાં આઠ સમય સુધી અવધિજ્ઞાનનો ઉપયોગ રહે છે અને પર્યાયોમાં સાત સમય સુધી ઉપયોગ અવસ્થિત રહે છે;-કારણ દ્રવ્ય સ્થૂલ હોવાથી તેમાં અન્તર્મુહૂર્ત સુધી ઉપયોગ રહે છે, ગુણો તેથી સૂક્ષ્મ હોવાથી તેમાં આઠ સમય સુધી ઉપયોગ રહે છે અને પર્યાયો તેથી પણ સૂક્ષ્મ હોવાથી તેમાં સાત સમય સુધી ઉપયોગ અવસ્થિત રહે છે. ૭૧૭.

હવે લબ્ધિથી અવધિજ્ઞાનનું અવસ્થાન કહે છે.

अद्धाएँ अवट्ठाणं छावट्ठि सागरा उ कालेणं ।
उक्कोसयं तु एयं एक्को समओ जहन्नेणं ॥ ७१८ ॥५७५८॥

લબ્ધિથી કંઈક અધિક છાસઠ સાગરોપમકાળ અવધિજ્ઞાનનું ઉત્કૃષ્ટ અવસ્થાન છે. અને જઘન્ય એક સમય સુધીનું છે. ૭૧૮.

( મિથ્યાત્વીને અવધિદર્શન હોય છે તેથી એક વખત છાસઠ સાગરોપમ સાથે અવધિદર્શન રહે ને પછી અન્તર્મુહૂર્ત સુધી મિથ્યાત્વમાં પણ સાથે રહે, ને વળી સમક્ત્વની સાથે થયેલ અવધિજ્ઞાન સાથે રહે, તેથી અવધિ દર્શનને સ્થિતિ એકસો બત્રીશ સાગરોપમ અધિક થાય, નરભવની અધિકતા તો છેજ. ) પણ અહીં અદ્ધાથી અવધિજ્ઞાનાવરણકર્મના ક્ષયોપશમની પ્રાપ્તિરૂપ લબ્ધિ માનેલ છે. તે લબ્ધિ દ્રવ્યાદિ ઉપયોગવાળાને અથવા અનુપયોગીને તે ક્ષેત્ર અથવા અન્યક્ષેત્રમાં હોય છે. આથી એ ક્ષયોપશમરૂપ લબ્ધિ છાસઠ સાગરોપમ કરતાં કંઈક અધિકકાળ પર્યન્ત નિરન્તર અવસ્થિત રહે છે. આ અવધિજ્ઞાનના ઉપયોગનું અને લબ્ધિનું અન્તર્મુહૂર્તાદિરૂપ અવસ્થાન કહ્યું છે, તે ઉત્કૃષ્ટ અવસ્થાન સમજવું. અને જઘન્ય અવસ્થાન તો એક સમયનુંજ હોય છે. આ જઘન્ય અવસ્થાન, એક સમય પછી અવધિજ્ઞાન પડી જવાથી અથવા અનુપયોગથી મનુષ્ય અને તિર્યંચોને હોય છે, તથા જે દેવ-નારકીઓને ભવના છેલ્લા સમયે સમ્યક્ત્વનો લાભ થવાથી વિભંગજ્ઞાન અવધિજ્ઞાનરૂપે પરિણામે છે, અને તે પછી મરણ પામતાં તે તેમનું અવધિજ્ઞાન નાશ પામે છે ત્યારે તેમને પણ એક સમયનું અવધિ હોય છે. ૭૧૮

ઉપરોક્ત નિર્યુક્તિની ગાથાના અર્થનુંજ પ્રતિપાદન કરવાને ભાષ્યકાર મહારાજ ભાષ્ય કહે છે કે—

आहारे उवओगे लद्धीए वा हविज्जऽवत्थाणं ।
आहारो से खेत्तं तेत्तीसं सागरा तत्थ ॥ ७१९ ॥
विजयाइसूववाए जत्थोगाढो भवक्खओ जाव ।
खेत्तेऽवत्तिट्ठइ तहिं दव्वेसु य देहसयणेसु ॥ ७२० ॥

આધાર-ઉપયોગ-અને લબ્ધિમાં અવધિજ્ઞાનનું અવસ્થાન હોય છે. આધાર એટલે અવધિનું ક્ષેત્ર, તેમાં તેત્રીસ સાગરોપમ સુધી ( અવધિનું ) અવસ્થાન છે. ( તે આ પ્રમાણે ) વિજયાદિમાં ઉત્પન્ન થએલા દેવ જ્યાં અવગાહીને રહેલ હોય, ત્યાં તે ક્ષેત્રમાં ભવ ક્ષય સુધી રહે છે તેથી. તેટલો કાળ અવધિજ્ઞાન તે ક્ષેત્ર અને દેહશયનીય (શય્યા) રૂપદ્રવ્યમાં હોય છે. ૭૧૯-૭૨૦.

ક્ષેત્રથી અવસ્થાન કહીને હવે ઉપયોગથી દ્રવ્ય-ગુણ-ને પર્યાયમાં અવધિજ્ઞાનનું અવસ્થાન કહે છે.

दव्वे भिन्नमुहुत्तं तत्थऽण्णत्थ व हविज्जऽवत्तम्मि ।
उवओगो न उ परओ सामत्थाभावओ तस्स ॥ ७२१ ॥
दव्वे तत्थेव गुणे संचरओ सत्त वऽट्ठ वा समया ।
अण्णे पुण अट्ठ गुणे भणंति तप्पज्जवे सत्त ॥ ७२२ ॥

जह जह सुहुमं वत्थुं तह तह थोवोवओगया होइ ।
दव्व-गुण-पज्जवेसुं तह पत्तेयंपि नायव्वं ॥ ७२३ ॥

ત્યાં અથવા અન્યક્ષેત્રમાં દ્રવ્યની અંદર અન્તર્મુહૂર્ત સુધી ઉપયોગ હોય છે. તે ઉપરાંત તે અવધિના સામર્થ્યના અભાવે તે ઉપયોગ નથી હોતો.તેજ દ્રવ્યના ગુણોમાં (એક ગુણથી બીજા ગુણમાં ) સંચરતાં સાત અથવા આઠ સમય સુધી ઉપયોગ હોય છે. અને બીજા આચાર્યો ગુણોમાં આઠ સમય અને પર્યાયોમાં સાત સમય સુધી ઉપયોગ કહે છે; કારણકે જેમ જેમ વસ્તુ સૂક્ષ્મ હોય, તેમ તેમ ઉપયોગ થોડો (કાળ) હોય છે, તેવીજ રીતે પ્રત્યેક દ્રવ્ય-ગુણ-અને પર્યાયોમાં સમજવું. ૭૨૧-૭૨૨-૭૨૩.

હવે લબ્ધિથી અવધિનું અવસ્થાન કહે છે.

तत्थऽण्णत्थ य खेत्ते दव्वे गुण-पज्जवोवओगे य ।
चिट्ठइ लद्धी सा पुण नाणावरणक्खओवसमो ॥ ७२४ ॥
सा सागरोवमाइं छावट्ठिं होज्ज साइरेगाइं ।
विजयाइसु दो वारे गयस्स नरजम्मणा समयं ॥ ७२५ ॥

તે અથવા અન્ય ક્ષેત્રની અંદર દ્રવ્ય-ગુણ-પર્યાય અને ઉપયોગમાં લબ્ધિ રહે છે, લબ્ધિ એટલે જ્ઞાનાવરણનો ક્ષયોપશમ, તે લબ્ધિ વિજયાદિમાં બેવાર ગએલાને મનુષ્ય જન્મ સાથે (ગણતાં) છાસઠ સાગરોપમથી કંઈક અધિકકાળ પર્યન્ત હોય છે. ૭૨૪-૭૨૫.

હવે ઉપયોગ અને લબ્ધિનું જઘન્ય અવસ્થાન કહે છે.

सव्वजहण्णो समओ दव्वाइसु होइ सव्वजीवाणं ।
स पुण सुर-नारगाणं हवेज्ज किह खेत्त-कालेसुं ? ॥ ७२६ ॥

સર્વ જીવોના અવધિજ્ઞાનનું દ્રવ્યાદિકમાં જઘન્ય અવસ્થાન એક સમયનું છે. પરન્તુ તે જઘન્ય અવસ્થાન દેવ-નારકીઓને સ્વક્ષેત્ર-કાળમાં કેવી રીતે હોય? ૭૨૬.

એ પ્રશ્નના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે-

चरिमसमयम्मि सम्मं पडिवज्जंतस्स जं चिय विभंगं ।
तं होइ ओहिनाणं मयस्स वितियम्मि से पडइ ॥ ७२७ ॥ दारं

ભવના છેલ્લા સમયે સમ્યક્ત્વ પામતાં, જે વિભંગજ્ઞાન હોય, તે અવધિજ્ઞાન થાય છે, ( તે પછી ) મરણ પામતાં તેમને તે નાશ પામે છે. ( એ રીતે દેવ-નારકીના અવધિજ્ઞાનનું જઘન્ય અવસ્થાન એક સમયનું છે. ) ૭૨૭.

હવે ચલદ્વાર કહે છે.

वुड्ढी वा हाणी वा चउव्विहा हवइ खेत्त-कालाणं ।
दव्वेसु होइ दुविहा पज्जवे पुण छव्विहा होइ ॥७२८॥५८५९॥

વિષયભૂત ક્ષેત્ર અને કાળની વૃદ્ધિ અને હાની ચાર પ્રકારે હોય છે, ને દ્રવ્યમાં તે વૃદ્ધિ હાનિ બે પ્રકારે અને પર્યાયમાં તે ૭ પ્રકારે હોય છે. ૭૨૮.

દ્રવ્યાદિ વિષયની અપેક્ષાએ ચળ અવધિજ્ઞાન વધતું-ઘટતું હોય છે, તે વધ-ઘટ થવામાં વૃદ્ધિ અને હાની છ છ પ્રકારે આગમમાં કહી છે. જેમકે અનન્તભાગવૃદ્ધિ, અસંખ્યાતભાગવૃદ્ધિ, સંખ્યાતભાગવૃદ્ધિ, સંખ્યાતગુણવૃદ્ધિ, અસંખ્યાતગુણવૃદ્ધિ, અને

અનન્તગુણવૃદ્ધિ અથવા અનન્તભાગહાની, અસંખ્યાતભાગહાની, સંખ્યાતભાગહાની, સંખ્યાતગુણહાની, અસંખ્યાતગુણહાની અને અનન્તગુણહાની.

આ ૭ પ્રકારની વૃદ્ધિ-હાનીમાંથી પહેલા અને છેલ્લા ભેદ વર્જીને બાકીની ચાર ચાર પ્રકારની હાની-વૃદ્ધિ અવધિના વિષયભૂત ક્ષેત્ર-કાળની હોય છે. અનન્તભાગવૃદ્ધિ, અને અનન્તગુણ વૃદ્ધિ; તથા અનન્તભાગ હાની અને અનન્તગુણ હાની ક્ષેત્ર-કાળની હોય નહિ, કારણકે અવધિના વિષયભૂત ક્ષેત્ર-કાળ અનન્તા નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે પ્રથમ અવધિજ્ઞાનવડે જેટલું ક્ષેત્ર જોયું હોય, તે પછી દરેક સમયે વધતું વધતું કોઈ અસંખ્યાતભાગ વધારે જુએ, કોઇ સંખ્યાતભાગ વધારે જુએ, કોઈ સંખ્યાતગુણ વધારે જુએ અને કોઈ અસંખ્યાતગુણ વધારે ક્ષેત્ર જુએ છે. એજ પ્રમાણે ઘટતું ઘટતું પણ ચારપ્રકારે ક્ષેત્ર જુએ છે. તથા કાળમાં પણ એજ રીતે વૃદ્ધિ-હાની ચાર પ્રકારે જાણી લેવી.

હવે અવધિજ્ઞાનના વિષયભૂત દ્રવ્યોમાં વૃદ્ધિ-હાની બેપ્રકારે થાય છે. તે આ પ્રમાણે, જેમકે અવધિજ્ઞાનવડે પહેલાં જેટલાં દ્રવ્યો જોયાં હોય, તે કરતાં તે પછી કોઈ અનન્તભાગે વધારે જુએ, કોઈ અનન્તગુણ વધારે જુએ, પણ વસ્તુસ્વભાવથી અસંખ્યાતાદિભાગે અધિક ન જુએ, એજ પ્રમાણે પૂર્વે જાણેલા દ્રવ્યોમાંથી કોઈ અનન્તભાગે ઓછાં દ્રવ્ય જુએ અને કોઈ અનન્તગુણા ઓછાં દ્રવ્ય જુએ, પણ વસ્તુસ્વભાવે અસંખ્યાતાદિભાગે ન્યૂન ન જુએ તથા પર્યાયોમાં તો પૂર્વોક્ત છએ પ્રકારની વૃદ્ધિ-હાની થાય છે. ૭૨૮.

ઉપરોક્ત નિર્યુક્તિનો વિસ્તાર અર્થ કહેવાને ભાષ્યકાર કહે છે.

> वुड्ढी वा हाणी वाऽणंता-संखिज्ज-संखभागाणं ।
> संखेज्जा-संखेज्जा-णंतगुणा चेति छब्भेया ॥ ७२९ ॥

અનન્તભાગ, અસંખ્યાતભાગ, સંખ્યાતભાગ, સંખ્યાતગુણ, અસંખ્યાતગુણ અને અનન્તગુણ એમ ૭ પ્રકારે હાની-વૃદ્ધિ હોય છે. ૭૨૯.

> पइसमयसंखेज्जइभागहियं कोइ संखभागहियं ।
> अन्नो संखेज्जगुणं खेत्तमसंखेज्जगुणमण्णो ॥ ७३० ॥
> पेच्छइ विवड्ढमाणं हायंतं वा तहेव कालंपि ।
> नाणंतवुड्ढि-हाणी पेच्छइ जं दोऽवि नाणंते ॥ ७३१ ॥

દરેક સમયે કોઈક અસંખ્યાતભાગ અધિક, કોઇ સંખ્યાતભાગ અધિક, કોઈ સંખ્યાતગુણ અધિક અને કોઇ અસંખ્યાતગુણ અધિક એવા ક્ષેત્રને વધતું અવધિજ્ઞાન જુએ છે. અને ઘટતું અવધિજ્ઞાન અસંખ્યભાગહીનાદિ ક્ષેત્રને જુએ છે. તેવીજ રીતે કાળમાં પણ સમજવું. પણ અનન્તી વૃદ્ધિ હાની ન જુએ, કેમકે અવધિજ્ઞાની અનન્તા ક્ષેત્ર ને કાલને જોતાજ નથી. ૭૩૦-૭૩૧

હવે દ્રવ્ય તથા પર્યાયમાં હાનિ-વૃદ્ધિ કહે છે.

> दव्वमणंतसहियं अनंतगुणवड्ढियं च पेच्छेज्जा ।
> हायंतं वा, भावम्मि छव्विहा वुड्ढि हाणीओ ॥ ७३२ ॥

અનન્તભાગ અધિક અને અધિકગુણ અધિક દ્રવ્યને વધતું તથા ઘટતું અવધિ જુએ છે. વળી ભાવમાં (પર્યાયમાં) છએ પ્રકારની વૃદ્ધિ-હાની હોય છે. ૭૩૨.

હવે દ્રવ્યાદિ ચારે ને પરસ્પર સાથે વિચારતાં જે વૃદ્ધિ-હાની થાય છે, તે કહે છે.

वुड्ढीए चिय वुड्ढी हाणी हाणीय न उ विवज्जासा ।
भागे भागो गुणणे गुणो य दव्वाइसंजोए ॥ ७३३ ॥

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ને ભાવને પરસ્પર સંયોગે વિચાર કરતાં એકની વૃદ્ધિમાં અન્યની વૃદ્ધિજ થાય છે, અને એકની હાનીમાં અન્યની હાનીજ થાય છે, પરન્તુ એથી વિપરીત એટલે એકની હાની ને બીજાની વૃદ્ધિ તથા એકની વૃદ્ધિ અને અન્યની હાનો એમ નથી થતું; ઉપલી ગાથાના અર્ધભાગની વ્યાખ્યા બીજે પ્રકારે કરે છે. એક દ્રવ્યાદિની વૃદ્ધિમાં બીજાની વૃદ્ધિજ પણ હાનિરૂપ વિપર્યાસ નહી, પણ એકની વૃદ્ધિમાં બીજાનું અવસ્થાન પણહોય છે. અને એક દ્રવ્યાદિની હાનીમાં બીજાની હાનીજ હોય પણ વૃદ્ધિરૂપ વિપર્યાસ નહીં પણ અવસ્થાન તો હોય છે. અને ક્ષેત્રાદિની અસંખ્યાતમા ભાગે વૃદ્ધિ છતે બીજાની પણ ભાગે વૃદ્ધિ થાય અથવા અવસ્થાન રહે છે. ગુણાકાર વૃદ્ધિ નથી થતી, અને ગુણવૃદ્ધિ છતે બીજાની ગુણવૃદ્ધિ થાય છે અથવા અવસ્થાન રહે છે; પણ ભાગવૃદ્ધિ નથી થતી. તેમજ દ્રવ્યાદિની સંખ્યાતાદિ ભાગે વૃદ્ધિ થતાં અન્યની સંખ્યાતાદિ ભાગે વૃદ્ધિ થાય (પણ સંખ્યાતાદિ ગુણ ન થાય), અને સંખ્યાતાદિ ગુણ વૃદ્ધિ થતાં અન્યની પણ સંખ્યાતાદિ ગુણજ વૃદ્ધિ થાય (પણ ભાગે વૃદ્ધિ ન થાય). (આ પ્રમાણે વૃદ્ધિ-હાની પ્રાયઃ સમજવી, કેમકે ક્ષેત્રાદિમાં સંખ્યાતાદિ ભાગે વૃદ્ધિ થયે દ્રવ્યાદિમાં સંખ્યાતાદિ ગુણવૃદ્ધિ પણ થાય છે). ૭૩૩.

આ સંબંધમાં શિષ્ય પૂછે છે કેઃ—

कह खेत्तऽसंखभागाइसंभवे संभवो न दव्वेऽवि ? ।
किह वा दव्वेऽणंते पज्जवऽसंखिज्जभागाई ॥ ७३४ ॥

ક્ષેત્રની અસંખ્યાત ભાગાદિ વૃદ્ધિ થએ, દ્રવ્યમાં પણ તેવી વૃદ્ધિ કેમ ન થાય ? તથા દ્રવ્યની અનન્ત ભાગાદિ વૃદ્ધિ થયે, પર્યાયોની અસંખ્યાત ભાગાદિ વૃદ્ધિ કેમ થાય છે? ૭૩૩.

આધારભૂત ક્ષેત્રની અસંખ્યાત ભાગાદિ ચાર પ્રકારે વૃદ્ધિ થતાં, તે ક્ષેત્રમાં રહેલ દ્રવ્યોની પણ એ પ્રમાણે વૃદ્ધિ કેમ નથી થતી ? અને છએ પ્રકારેજ કેમ થાય છે ? તથા દ્રવ્યના અનંતપણામાં દ્રવ્યની અનન્ત ભાગાદિ બે પ્રકારે વૃદ્ધિ થતાં, પર્યાયોની અસંખ્યાત ભાગાદિ વૃદ્ધિ કેમ થાય છે ? અથવા દ્રવ્યમાં અનંતગુણવૃદ્ધિમાં પર્યાયોની અસંખ્યાત ગુણવૃદ્ધિ કેમ થાય છે?, મતલબ કે દ્રવ્યો ક્ષેત્રના આધારે છે, અને પર્યાયો દ્રવ્યના આધારે છે, તેથી જેવી હાની-વૃદ્ધિ આધારની થાય, તેવીજ હાની-વૃદ્ધિ આધેયની પણ થવી જોઈએ. તેમ છતાં ક્ષેત્રની વૃદ્ધિ-હાની ચાર પ્રકારે, દ્રવ્યની બે પ્રકારે અને પર્યાયની છ પ્રકારે કેમ થાય છે એમ વિચિત્ર કેમ થાય છે ? ૭૩૪

આચાર્યશ્રી એ પ્રશ્નોના ઉત્તર આપે છે-

खेत्ताणुवत्तिणो पोग्गला गुणा पोग्गलाणुवत्ती य ।
सामण्णा विण्णेया न उ ओहिन्नाणविसयम्मि ॥ ७३५ ॥

ક્ષેત્રાનુવર્તિ પુદ્ગળો છે અને પુદ્ગળાનુવર્તિ ગુણ પર્યાયો છે, એમ સામાન્યથી જાણવું. પણ અવધિજ્ઞાનથી જાણવાના વિષયમાં એમ નથી. ૭૩૫

પરમાણુ-સ્કંધ વિગેરે પુદ્‌ગળો ક્ષેત્રાનુવર્તિ છે, અને ગુણ-પર્યાયો પુદ્‌ગલાનુવર્તિ છે, એમ એમનું સામાન્ય સ્વરૂપ કોણ નથી માનતું ? સર્વ કે ઈ માને છે. કારણ કે સમસ્ત લોકાકાશના અસંખ્યાતમા ભાગાદિમાં સમસ્ત પુદ્‌ગલાસ્તિકાયનો અસંખ્યાતમાદિ ભાગજ સામાન્યથકી સ્વરૂપે વર્તે છે, તથા સમસ્ત પુદ્‌ગલાસ્તિકાયના અનન્તમાદિ ભાગમાં સમસ્ત પર્યાય રાશીના પણ અનન્તમાદિ ભાગો છે. આ કારણથી ક્ષેત્રની અસંખ્યેયાદિ ભાગે વૃદ્ધિ-હાની થતાં, તદનુસારે દ્રવ્યની પણ તેવીજ વૃદ્ધિ-હાની થાય, તથા દ્રવ્યની અનન્તમા ભાગાદિ વૃદ્ધિ-હાની થતાં તદનુસારે પર્યાયોની પણ તેવીજ વૃદ્ધિ-હાની થાય; પરન્તુ અહીં અવધિજ્ઞાનના વિષયભૂત ક્ષેત્રાદિની વૃદ્ધિ-હાની વિચારવાનો પ્રસ્તાવ છે, કાંઇ સામાન્યથી તેમના સ્વરૂપનો વિચાર કરવાનો અહીં પ્રસ્તાવ નથી, આ કારણથી ઉપરોક્ત પ્રકારે વૃદ્ધિ-હાની કહી છે, તે અવધિજ્ઞાનાવરણકર્મના ક્ષયોપશમને આધીન હોવાથી વિચિત્ર છે. ૭૩૫.

એજ ઉપરોક્ત અર્થ વિસ્તારથી ભાષ્યકાર કહે છે.

दव्वाइं सखेत्ताओऽणंतगुणा पज्जवा सदव्वाओ ।
निययाहाराहीणा तेसिं वुड्ढी य हाणी य ॥ ७३६ ॥

न उ निययाहारवसा अवहिनिबंधो जओ परित्तो सो ।
चित्ते तहऽण्णहाऽवि य आणागेज्झो य पाएण ॥ ७३७ ॥

દ્રવ્યો સ્વક્ષેત્રથી અનન્તગુણાં છે, અને પર્યાયો સ્વદ્રવ્યથી અનન્તગુણા છે. તેમની વૃદ્ધિ અને હાની પોતાના આધારને આધીન છે. પણ અવધિજ્ઞાનનો વિષય પોતાના આધારવશાત્ વધતો ઘટતો નથી, તેથી તે નિયતવિષયનો વિચિત્ર ક્ષયોપશમ હોવાથી તે સામાન્ય કરતાં અન્ય પ્રકારે વિચિત્રપણે છે ને તે પ્રાયઃ આજ્ઞાગ્રાહ્ય છે. ૭૩૬-૭૩૭.

સ્વરૂપથી તો સમસ્ત પુદ્‌ગલાસ્તિકાયરૂપ દ્રવ્યો, સ્વઆધારભૂત ક્ષેત્રથી અનન્તગુણાં છે, કારણ કે એકેક આકાશપ્રદેશમાં અનન્તા પરમાણુ-દ્વયણુકાદિ દ્રવ્યો અવગાહી રહ્યાં છે, અને પર્યાયો પણ સ્વાશ્રયભૂત દ્રવ્યોથી અનન્તગુણા છે, કારણ કે એકેક પરમાણુ આદિ દ્રવ્યો અનન્તા પર્યાયવાળા છે. આ પ્રમાણે દ્રવ્યનો સ્વઆધાર ક્ષેત્ર છે અને પર્યાયોનો સ્વઆધાર દ્રવ્ય છે. તેથી દ્રવ્ય-પર્યાયોની વૃદ્ધિ-હાની સામાન્યથી તેમને આધીન છે, એટલે કે ક્ષેત્રની ચાર પ્રકારની વૃદ્ધિ-હાની થતાં દ્રવ્યની પણ ચાર પ્રકારે હાની-વૃદ્ધિ થાય, અને દ્રવ્યની બે પ્રકારે વૃદ્ધિ-હાની થતાં પર્યાયોની પણ બે પ્રકારે વૃદ્ધિ-હાની થાય. એવો સામાન્ય નિયમ તો અમે પણ સ્વીકારીએ છીએ, એમાં કઇ વિરોધ નથી; પરન્તુ અવધિજ્ઞાનનો વિષય સ્વઆધારવશાત્ વધતો-ઘટતો નથી, કેમકે તે તો ઉપરોક્ત સ્વરૂપે પ્રતિનિયત છે, અને વિચિત્ર ક્ષયોપશમથી વિચિત્ર પ્રકારે છે. તેથી તે જેમ યુક્તિથી ઘટે છે, તેમ પ્રવર્તે છે, તેમજ તેને ઉલ્લંઘીને અન્યથારૂપે પણ પ્રવર્તે છે, એકાન્તે નિયત સ્વરૂપે નથી પ્રવર્તતો. આજ્ઞાગ્રાહ્ય હોવાથી આજ્ઞાજ અહીં પ્રમાણ છે, તેથી સ્વેચ્છાપૂર્વક શુષ્ક તર્ક કરવાથી શુ લાભ? વળી પ્રાયઃ શબ્દથી ઉપર મુજબ યુક્તિથી પણ જણાવેલ વિષય ઘટે છે. ૭૩૬-૭૩૭

હવે તીવ્ર-મંદ દ્વાર કહે છે.

फड्डा य असंखेज्जा संखेज्जे यावि एगजीवस्स ।
एगप्फड्डुवओगे नियमा सव्वत्थ उवउत्तो ॥ ७३८ ॥५९।६०॥

फड्डा य आणुगामी अणाणुगामी य मीसया चेव ।
पडिवाई अपडिवाई मीसो य मणुस्स-तेरिच्छे ॥ ७३९ ॥६०।६१॥

એક જીવને અસંખ્યાતા અને સંખ્યાતા ફડ્ડકો હોય છે, તેમાંના એક ફડ્ડકમાં ઉપયોગ છતે સર્વ ફડ્ડકોમાં અવશ્ય ઉપયોગ થાય છે; એ ફડ્ડકો અનુગામી, અનનુગામી અને મિશ્ર એમ ત્રણ પ્રકારે છે; પુનઃ તે દરેક પ્રતિપાતી, અપ્રતિપાતી અને મિશ્ર એમ ત્રણ ત્રણ પ્રકારે મનુષ્ય-તિર્યંચમાં હોય છે. ૭૩૮-૭૩૯.

જેમ ઓરડાદિના જાળીઆથી અન્તરિત દીપકનો પ્રકાશ નીકળે, તેમ અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી જન્ય એવા અવધિજ્ઞાનનું નીકળવું તે ફડ્ડકો કહેવાય છે; તે ફડ્ડકો એક જીવને સંખ્યાતા અથવા અસંખ્યાતા પણ હોય છે. એમાંના એકફડ્ડકે જીવ ઉપયોગવાન્ હોય તો, નિશ્ચય સર્વફડ્ડકોએ પણ ઉપયોગવાન્ હોય. કારણ કે જેમ એક ચક્ષુએ ઉપયોગ થએ, બન્ને ચક્ષુથી ઉપયોગ થાય છે. તેમ જીવ પણ એક ઉપયોગવાન્ હોવાથી એક ફડ્ડકના ઉપયોગ વખતે સર્વફડ્ડકોએ ઉપયોગવાન્ થાય છે.

એ ફડ્ડકો ત્રણ પ્રકારના હોય છે, અનુગામી-અનનુગામી અને એ ઉભયસ્વરૂપવાળા મિશ્ર, તેમાં જે દેશમાં રહેલા અવધિજ્ઞાનવાળા જીવને ફડ્ડકો ઉત્પન્ન થએલા હોય તે ફડ્ડકો તે દેશથી અન્ય સ્થળે જતાં સાથે જાય તો તે અનુગામી ફડ્ડકો કહેવાય, એથી વિપરીત-સાથે ન જાય તે અનનુગામી, અને તેમાંથી કેટલાક સાથે જાય અને કેટલાક સાથે ન જાય તે મિશ્રફડ્ડકો કહેવાય. પુનઃ એ ત્રણે પ્રકારના ફડ્ડકો પ્રતિપાતી, અપ્રતિપાતી અને ઉભય સ્વભાવવાળા મિશ્ર હોય છે. જે કેટલોક કાળ રહીને પછી નાશ પામે તે પ્રતિપાતી, તેથી વિપરીત-મરણપર્યન્ત રહે તે અપ્રતિપાતી, અને એ ઉભયસ્વભાવવાળા હોય તે મિશ્ર. આવા પ્રકારના ફડ્ડકો મનુષ્ય-તિર્યંચને જે અવધિજ્ઞાન હોય તેમાં હોય છે, દેવ-નારકીના અવધિમાં હોતા નથી.

શિષ્યઃ—અહીં તીવ્ર-મન્દ દ્વાર કહેવાનો અવસર છતાં અવધિજ્ઞાનનાં ફડ્ડકોનું સ્વરૂપ પ્રતિપાદન કરીને પ્રસ્તાવ વિરુદ્ધ વ્યાખ્યાન કેમ કરો છો?

ગુરુઃ—અનુગામી અને અપ્રતિપાતી ફડ્ડકો ઘણું કરીને અતિવિશુદ્ધિયુક્ત હોવાથી તીવ્ર કહેવાય છે; તથા અનનુગામી અને પ્રતિપાતી ફડ્ડકો અશુદ્ધ હોવાથી મન્દ કહેવાય છે; અને મિશ્ર ફડ્ડકો મધ્યમ કહેવાય છે. તેથી ફડ્ડકોનું સ્વરૂપ કહેવાથી તીવ્ર-મન્દ દ્વાર પણ અર્થથી કહ્યું સમજવું.

શિષ્યઃ—અનુગામી અને અપ્રતિપાતી ફડ્ડકોમાં તથા અનનુગામી અને પ્રતિપાતી ફડ્ડકોમાં પરસ્પર શો તફાવત છે?

ગુરુઃ—અપ્રતિપાતી ફડ્ડકો અનુગામીજ હોય છે, પણ અનનુગામી નથી હોતા. અનુગામી ફડ્ડકો તો પ્રતિપાતી અને અપ્રતિપાતી ઉભય પ્રકારના હોય છે, એટલો એમાં તફાવત છે. તથા પ્રતિપાતી ફડ્ડક અવશ્ય પડી જાય છે અને પડી ગયા પછી અન્ય સ્થળે ગએલાને પુનઃ કદાચિત્ ઉત્પન્ન થાય છે, એ પ્રમાણે અનનુગામી ફડ્ડકોમાં નથી થતું. ૭૩૮-૭૩૯.

ઉપર મુજબ નિર્યુક્તિકારે કહેલ અર્થ ભાષ્યકાર મહારાજ સવિસ્તર કહે છે.

जालंतरत्थदीवप्पहोवमो
तिव्वो विमलो मंदो मलीमसो मीसरूवो य ॥ ७४० ॥

ઓરડાના જાળીયાથી અન્તરિત રહેલ દીપકની પ્રભાના નિર્ગમની સમાન ફડ્ડકાવધિ હોય છે; તેમાં વિશુદ્ધ ક્ષયોપશમથી જન્ય ફડ્ડકથી થએલ અવધિજ્ઞાન નિર્મળ હોવાથી તીવ્ર કહેવાય છે, અને અશુદ્ધ ક્ષયોપશમથી જન્ય ફડ્ડકથી થએલ અવધિ મલીન હોવાથી મન્દ કહેવાય છે, તથા મધ્યમ ક્ષયોપશમજન્ય ફડ્ડકાવધિ મિશ્ર હોવાથી તીવ્ર મન્દ કહેવાય છે. ૭૪૦.

उवओगं एगेणऽवि दिंतो सो फड्डएहिं सव्वेहिं
उवउज्जइ जुगवं चिय जह समयं दोहिं नयणेहिं ॥ ७४१ ॥

જેમ એક ચક્ષુએ ઉપયોગ આપતાં સાથેજ બન્ને ચક્ષુએ ઉપયોગવાન થાય છે. તેમ એક ફડ્ડકે ઉપયોગ આપતાં, એકીસાથે સર્વ ફડ્ડકોએ ઉપયોગવાન થાય છે. ૭૪૧.

આ સંબંધમાં શિષ્ય પૂછે છે કે—

किह नोवओगवहुया?, भण्णइ न विसेसओ स सामण्ण
तग्गयविसेसविमुहो खंधावारोवओगो व्व ॥ ७४२ ॥

(ઘણા ફડ્ડકોએ ઉપયોગવાન્ હોવાથી) બહુ ઉપયોગનો પ્રસંગ કેમ ન થાય? ઉત્તર–બાહ્ય વસ્તુગત વિશેષ વિમુખ એવો તે લશ્કરના ઉપયોગની પેઠે સામાન્ય ઉપયોગ છે, પણ વિશેષ ઉપયોગ નથી. ૭૪૨.

શિષ્ય:—એ પ્રમાણે અનેક ફડ્ડકોએ ઉપયોગવાન્ થવાથી ઘણા ઉપયોગ તે અવધિજ્ઞાનવાળાને કેમ ન થાય?

ગુરૂ:—ચક્ષુદ્વયના ઉપયોગની પેઠે તેવા પ્રકારના સ્વભાવથી જીવને એક સમયમાં એકજ ઉપયોગ હોય છે, તેથી અનેક ફડ્ડકોએ ઉપયુક્ત છતાં પણ ઘણા ઉપયોગ નથી થતા. અથવા અનેક વસ્તુવિશેષના ઉપયોગમાં આ પ્રમાણે અનેક ઉપયોગ થાય, જેમકે–આ હસ્તિઓ છે, દક્ષિણ બાજુએ ઘોડાઓ છે બીજીબાજુએ રથો છે, અને આગળ પદાતિ છે, આ પ્રમાણે અનેક વસ્તુવિશેષના ઉપયોગમાં ઘણા ઉપયોગ થાય, પણ અહીં એવો અનેક વસ્તુવિશેષનો ઉપયોગ નથી; પરન્તુ બાહ્યવસ્તુના વિશેષોથી વિમુખ એવો સામાન્ય ઉપયોગજ છે, જેમ બન્ને ચક્ષુથી ( હાથી–ઘોડા–રથ વિગેરે સૈન્યસમૂહ જોવાથી ) આ લશ્કર છે, એવો સામાન્ય એકજ ઉપયોગ થાય છે, પણ જુદા જુદા ઉપયોગ નથી થતા. તેમ અહીં પણ ઘણા ઉપયોગ નથી થતા. ૭૪૨.

अणुगामि-नियय-सुद्धाइं सेयराइं च मीसयाइं च ।
एक्केक्कसो विभिन्नाइं फड्डयाइं विचित्ताइं ॥ ७४३ ॥

તીવ્ર અપ્રતિપાતી અનુગામી, મન્દ પ્રતિપાતી અનનુગામી અને મિશ્ર, એ દરેક જુદા, જુદા ફડ્ડકો વિચિત્ર પ્રકારનાં છે. ૭૪૩.

અનુગામી ફડ્ડકો પ્રતિપાતી અપ્રતિપાતી અને મિશ્ર એમ ત્રણ પ્રકારે છે, અનનુ-

ગામી ફડ્ડકો પણ પ્રતિપાતી-અપ્રતિપાતી અને મિશ્ર એમ ત્રણ પ્રકારે છે. તથા અનુગામી અનનુગામી (મિશ્ર) ફડ્ડકો પણ એ મુજબ ત્રણ પ્રકારે છે. પુનઃ એ અનુગામી આદિ ફડ્ડકો તીવ્ર-મન્દ અને મધ્યમ એમ ત્રણ ત્રણ પ્રકારે છે. એ રીતે એ ફડ્ડકો જઘન્ય-મધ્ય-આદિ ભેદે અનેક પ્રકારે છે. ૭૪૩

શિષ્ય પૂછે છે કે—

निययाणुगामियाणं को भेओ को व तव्विवक्खाणं ? ।
नियओऽणुजाइ नियमा नियओऽनियओ य अणुगामी ॥ ७४४ ॥

चयइ च्चिय पडिवाई अणाणुगामी चुओ पुणो होइ ।
नर-तिरिगहणं पाओ जं तेसु विसोहिसंकेसा ॥ ७४५ ॥

અપ્રતિપાતી અને અનુગામી ફડ્ડકોમાં, તથા તેથી વિપક્ષ પ્રતિપાતી અને અનનુગામી ફડ્ડકોમાં શો તફાવત છે ? ઉત્તર-અપ્રતિપાતી ફડ્ડકો (અવધિજ્ઞાનવાળાની સાથે) અવશ્ય જાય છે, અને અનુગામી ફડ્ડકો (અનુપહત લોચનની પેઠે) અપ્રતિપાતી, અથવા (ઉપહત લોચનની પેઠે) પ્રતિપાતી હોય છે. તથા પ્રતિપાતી ફડ્ડક પડી જાય છેજ ( અને પડયા પછી પણ કોઈ વખત અન્ય સ્થળે ઉત્પન્ન થાય છે અને અનનુગામી ફડ્ડક એવા નથી; કેમકે જે સ્થળે રહેલાને એ ફડ્ડકો ઉત્પન્ન થયા હોય, તેજ સ્થળમાં રહેતા તે ચ્યવે છે અથવા નથી પણ ચ્યવતા, જો ચ્યવે છે, તોપણ દેશાન્તરમાંથી પુન: ઉત્પત્તિ સ્થળે આ-વેલાને તે ઉત્પન્ન થાય છે. એટલો એમાં પરસ્પર તફાવત છે.) વિશુદ્ધિ તથા સંક્લેશથી ફડ્ડકોની તીવ્ર મંદતા હોય છે, એવા ફડ્ડકો વિશુદ્ધિ અને સંક્લેશવશાત્ પ્રાયઃ મનુષ્ય અને તિર્યંચોમાં હોય છે. ૭૪૪-૭૪૫.

गहणमणुगामियाईण किं कयं तिव्व-मंदचिन्ताए
पायमणुगामिनियया तिव्वा मंदा य जं इयरे ॥ ७४६ ॥

તીવ્ર-મન્દદ્વારનો વિચાર કરતાં અનુગામીઆદિ ફડ્ડકોનું કથન કેમ કર્યું ? ઉત્તર-અનુગામી અને અપ્રતિપાતી ફડ્ડકો ઘણું કરીને તીવ્ર હોય છે, અને અનનુગામી તથા પ્રતિપાતી ફડ્ડકો ઘણું કરીને મન્દ હોય છે. મિશ્ર ફડ્ડકો ઉભયસ્વભાવવાળા છે, આથી ફડ્ડકની પ્રરૂપણા કરતાં તીવ્ર-મન્દ દ્વાર પણ કહ્યું. ૭૪૬.

બીજો મત બતાવીને તેની અવિરૂદ્ધતા જણાવે છે:—

अण्णे पडिवायु-प्पायदार एवाणुगामियाईणि ।
नर-तिरियगहणेणं अहवा दोसुंपि न विरुद्धं ॥ ७४७ ॥

અન્ય આચાર્ય એમ કહે છે કે મનુષ્ય અને તિર્યંચનું કથન કરવાથી અનુગામીઆદિ ભેદો પ્રતિપાત અને ઉત્પાતદ્વારમાંજ અન્તર્ભૂત થાય છે, અથવા બન્ને દ્વારમાં એ ભેદો વિરૂદ્ધ નથી. ૭૪૭.

આ સંબંધમાં અન્ય આચાર્યો એમ કહે છે કે મનુષ્ય અને તિર્યંચોના અવધિજ્ઞાન-નોજ પ્રતિપાત તથા ઉત્પાત થાય છે, તેથી પ્રતિપાત-ઉત્પાદદ્વાર મનુષ્ય તિર્યંચ સંબંધીજ છે, અને તેથીજ કરીને એ અનુગામી આદિ ભેદો પ્રતિપાત-ઉત્પાદ દ્વારમાંજ અન્તર્ભૂત

થાય છે. ભાષ્યકાર મહારાજ કહે છે કે તીવ્ર-મન્દ અને પ્રતિપાત-ઉત્પાદ એ બન્ને દ્વારમાં અનુગામી આદિ ભેદો ઘટે છે, તેથી કંઈ વિરૂદ્ધ નથી. ૭૪૭.

તીવ્ર-મન્દદ્વાર પૂર્ણ થયું, હવે પ્રતિપાત-ઉત્પાતદ્વાર કહે છે.

वाहिरलंभे भज्जो दव्वे खेत्ते य काल-भावे य ।
उप्पा-पडिवाओऽवि य तदुभयं चेगसमएणं ॥ ७४८ ॥६१॥६२॥

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ને ભાવ સંબંધી બાહ્ય વિષયના અવધિજ્ઞાનની પ્રાપ્તિમાં એક સમયે ઉત્પાદ, પ્રતિપાત અને ઉત્પાદપ્રતિપાતની ભજના હોય છે. ૭૪૮.

નિર્યુક્તિકારોક્ત અર્થને વિસ્તારથી ભાષ્યકાર કહે છે:

वाहिरओ एगदिसो फड्डोही वाऽहवा असंबद्धो ।
दव्वाइसु भयणिज्जा तत्थुप्पायाइओ समयं ॥ ७४९ ॥

એક દિશામાં થએલું અવાધ અથવા ફડ્ડકાવધિ, કે અસંબદ્ધ અવધિ તે બાહ્યઅવધિ કહેવાય છે. એ બાહ્ય અવધિમાં દ્રવ્યાદિ વિષે એક સમયે ઉત્પાદાદિની ભજના હોય છે. ૭૪૯.

જે અવધિજ્ઞાનવાળાનું અવધિ એક દિશામાં હોય તે, અથવા અનેક દિશાઓમાં હોય પણ વચ્ચે વચ્ચે અન્તરવાળું ફડ્ડકાવધિ હોય તે, બાહ્યઅવધિ કહેવાય છે, અથવા જે અવધિજ્ઞાનવાળા જીવનું અવધિ, સર્વ બાજુએ ગોળાકાર છતાં પણ અંગુલાદિ ક્ષેત્રના વ્યવધાનથી સર્વ બાજુએ અસંબદ્ધ હોય, તે પણ બાહ્ય અવાધ કહેવાય. આ અભિપ્રાય ભાષ્યકાર અને પ્રાચીન ટીકાકારનો છે. આવશ્યક ચૂર્ણિકાર તો આ ત્રીજા પક્ષને ગ્રહણ કરીને એમ કહે છે કે—બાહ્યઅવધિની પ્રાપ્તિ એટલે જે ક્ષેત્રમાં રહેલાને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હોય, તે સ્થળમાં તેનુ અવધિજ્ઞાન કઇ પણ ન જુએ, પરન્તુ એ ઉત્પત્તિ સ્થાન એક અંગુલ, અંગુલ પૃથક્ત્વ, એક વેંત, વેંતપૃથક્ત્વ, સંખ્યાતા અથવા અસંખ્યાતા યોજન અતિક્રમ્યા પછી જુએ, તે બાહ્યઅવધિની પ્રાપ્તિ કહેવાય છે. આવા પ્રકારના અવધિમાં એક સમયે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ને ભાવ સંબંધી ઉત્પાદાદિની ભજના જાણવી.

કારણ કે—

उप्पाओ पडिवाओ उभयं वा होज्ज एगसमएणं ।
कहमुभयमेगसमए ? विभागओ त न सव्वस्स ॥ ७५० ॥

ઉત્પાદ-પ્રતિપાત-અને ઉત્પાદપ્રતિપાત એક એક સમયે થાય છે, એક સમયે ઉત્પાદ પ્રતિપાત કેવી રીતે થાય ? ( અવધિના ) વિભાગથી એમ થાય, સર્વ અવધિનું એમ ન થાય. ૭૫૦.

કોઇ વખત એક સમયે ઉત્પાદ થાય છે એટલે પ્રથમ અલ્પદ્રવ્યાદિ સંબંધી બાહ્ય-અવધિ ઉત્પન્ન થઇને પછી અધિકદ્રવ્યાદિ પદાર્થોને જુએ. કોઈ વખત એક સમયે પૂર્વે જોએલા દ્રવ્યાદિ કરતાં હીન હીન દ્રવ્યાદિ જુએ તે પ્રતિપાત કહેવાય છે. કોઈ વખત ઉત્પાદ અને પ્રતિપાત બન્ને એક સમયમાં થાય છે, એટલે જ્યારે એક દિશાના બાહ્ય અવધિમાં આજુબાજુ સંકોચરૂપ પ્રતિપાત થાય, ત્યારે આગળના ભાગમાં વૃદ્ધિરૂપ ઉ-

ત્પાદ થાય, અને આગળના ભાગથી સંકોચરૂપ પ્રતિપાત થાય, ત્યારે આજુબાજુ વિસ્તારરૂપ અવધિનો ઉત્પાદ થાય. એજ પ્રમાણે અન્તરવાળાં અનેક દિશાના બાહ્યઅવધિમાં જ્યારે એક દિશામાં ઉત્પાદ થાય ત્યારે બીજી દિશામાં પ્રતિપાત થાય; અને એજ પ્રમાણે વલયાકાર સર્વ દિશાના બાહ્યઅવધિમાં પણ જે સમયે એક દેશમાં વલયના વિસ્તારની અધિકતારૂપ ઉત્પાદ થાય, તે સમયે અન્ય દિશામાં વલયના સંકોચરૂપ પ્રતિપાત થાય. ઇત્યાદિ પ્રકારે એક સમયમાં ઉત્પાદાદિની ભજના જાણવી.

શિષ્યઃ—પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા ઉત્પાદ અને પ્રતિપાત એકજ સમયમાં કેવી રીતે સંભવે ?

ગુરુઃ—સર્વ અવધિજ્ઞાનના ઉત્પાદ અને પ્રતિપાત એકી સાથે માનીએ તો વિરોધ આવે, પણ તેમ નથી, અહીં તો એ ઉત્પાદ પ્રતિપાત અવધિજ્ઞાનના વિભાગની અપેક્ષાથી માનેલ છે, તેથી કંઇ વિરોધ નથી. ૭૫૦.

એ સંબંધમાં ઉદાહરણ કહે છે.

दावानलो व्व कत्थइ लग्गइ विज्झाइ समयमन्नत्तो ।
तह कोइ ओहिदेसो से जायइ नासए विइओ ॥ ७५१ ॥

જેમ અગ્નિ કોઈ એક બાજુએ ( ઘાસ આદિને બાળતો ) સળગે છે, અને તે સાથેજ બીજી બાજુએ (ઘાસ આદિ બળી ગએલા સ્થળે) ઓલવાઈ જાય છે, તેમ આ બાહ્યઅવધિ પણ કોઇ એક દેશમાં વૃદ્ધિ પામે છે અને તે સાથે કોઈ બીજા દેશમાં નાશ પામે છે. (આથી એકીસાથે ઉત્પાદ-પ્રતિપાત થવામાં કંઇ વિરૂદ્ધ નથી.) ૭૫૧.

બાહ્યઅવધિનું સ્વરૂપ કહીને હવે અભ્યંતર અવધિનું સ્વરૂપ કહે છે.

अब्भिंतरलद्धीए उ तदुभयं नत्थि एगसमएणं ।
उप्पा पडिवाओऽवि य एगयरो एगसमएणं ॥ ७५२ ॥६२।६३॥

અભ્યન્તર અવધિની પ્રાપ્તિમાં એકજ સમયે ઉત્પાદ-પ્રતિપાત નથી થતા, પણ એકસમયે ઉત્પાદ-પ્રતિપાતમાંથી એકજ થાય છે. ૭૫૨.

જે જીવને સર્વ બાજુએ અન્તરરહિત એવું અવધિજ્ઞાન હોય, તે અભ્યન્તર અવધિજ્ઞાનવાળો કહેવાય. એવા અભ્યન્તર અવધિજ્ઞાનની પ્રાપ્તિમાં પ્રતિપાત અને ઉત્પાદ એકીસાથે એકસમયે નથી થતા, કારણ કે આ અવધિ દીપકપ્રભાના પડળની પેઠે અવધિજ્ઞાનવાળા જીવની સાથે સર્વ બાજુએ અન્તરરહિત, અખંડ, સંબદ્ધ, વિભાગરહિત એક સ્વરૂપવાળું છે, અને ચૂર્ણિમાં પણ કહ્યું છે કે—"અભ્યન્તર અવધિની પ્રાપ્તિ એટલે જે ક્ષેત્રમાં રહેલાને અવધિજ્ઞાન થયું હોય, ત્યાંથી આરંભીને તે અવધિજ્ઞાની અન્તરરહિત સંબંધપૂર્વક સંખ્યાતા અથવા અસંખ્યાતા યોજનપર્યન્ત ક્ષેત્રથી અવધિજ્ઞાનવડે જાણે છે અને જુએ છે, તે અભ્યન્તર અવધિ કહેવાય છે." આવા પ્રકારના એક અખંડ અભ્યન્તર અવધિજ્ઞાનમાં એક સમયે પ્રતિપાત અથવા ઉત્પાદ એ બેમાંથી એકજ થાય છે, પણ એકીસાથે એ ઉભય નથી થતા. વળી એકને વિરૂદ્ધ ધર્મનો સંબંધ પણ ન થાય. કારણ કે જેમ આવરણરહિત સર્વ બાજુએ ફેલાએલ દીપકપ્રભાનો સંકોચ અને વિસ્તાર એ

બેમાંથી એકજ થાય છે, પણ એક દિશામાં સંકોચ અને બીજી દિશામાં વિસ્તાર, એમ
નથી બનું. તેવી રીતે અહીં પણ સમજવું. ૭૫૨.

એજ અર્થ ભાષ્યકાર કહે છે.

अब्भितरलद्धी सा जत्थ पईवप्पभव्व सव्वत्तो ।
संबद्धमोहिनाणं अब्भंतरओऽवहिन्नाणी ॥ ७५३ ॥

દીપકપ્રભાની પેઠે ત્યાંથી અવધિ થયું હોય ત્યાંથી સર્વ બાજુએ અવધિજ્ઞાની
સંબંધવાળું જે અવધિજ્ઞાન અભ્યન્તરથી હોય છે, તે અભ્યન્તરલબ્ધિ કહેવાય છે. ૭૫

હવે ઉત્પાદ-પ્રતિપાતની વિધિ કહે છે.

न भवण-नासा समयं ... दीवस्स व तस्स नोभयं समयं ।
... वुस्स जमेगधम्मेणं ॥ ७५४ ॥

દીપકની પેઠે તેના ઉત્પાદ અને નાશ એકીસાથે એક ધર્મથી નજ થા... ઉભય સાથે ન થાય, કારણ કે વસ્
ઉત્પાદ અને નાશ ... વસ્તુની ઉત્પત્તિ અને નાશ એકીસાથે એકજ ધર્મ ...ય. ૭૫૪.

વસ્તુની જે ધર્મવડે સરળ થાય છે, તેજ ધર્મવડે તે સર... કદીપણ ન થાય, જેમ અં
ગુલીરૂપ દ્રવ્ય ... કારણ કે એમ થવું વિરૂદ્ધ છે, પરન્તુ ભિન્નધર્મથી એકજ વસ્તુનો ...જુતાનો નાશ નથી થ
નાશ થાય છે, જેમ તે અંગુલીરૂપદ્રવ્ય જે સમયે સરળતાપણે ઉત્પન્ન થાય એક કાળે ઉત્પાદ
વક્રતાપણે નાશ પામે છે; પણ અંગુલીરૂપ દ્રવ્યપણે તો અવસ્થિતજ રહે છે. ૭૫૪. ... તેજ,

એજ વાત સ્પષ્ટપણે કહે છે.

उप्पाय वय-धुवया समयं धम्मंतरेण न विरुद्धा ।
जह उजु वकंगुलिया सुर-नर-जीवत्तणाई वा ॥ ७५५ ॥

उप्पज्जइ उजुयाए नासइ वक्कत्तणेण तस्समयं ।
न उ तम्मि चेव उजुयानासो वक्कत्तभवणं च ॥ ७५६ ॥

જેમ સરળપણું, વક્રપણું અને અંગુલીપણું એ ત્રણે એકે કાલે જુદા જુદા ધર્મવડે વિરૂદ્ધ નથી. જેમ કોઇ સાધુ જે સમયે મરીને દેવપણે ઉત્પન્ન થાય છે તેજ સમયે મનુષ્યપણે નાશ પામે છે એટલે દેવપણું, મનુષ્યપણું અને જીવપણું વિગેરે એકીસાથે ભિન્ન ભિન્ન ધર્મવડે વિરૂદ્ધ નથી. (એકીસાથે જુદા જુદા ધર્મવડે) સરળપણે તે અંગુલી ઉત્પન્ન થાય છે, વક્રપણે નાશ પામે છે (અને અંગુલીરૂપે સ્થિર રહે છે) પરન્તુ તેજ સમયે એકજ ધર્મવડે સરળતાનો નાશ અને વક્રતાની ઉત્પત્તિ નથી થતી. ૭૫૫-૭૫૬.

કારણ કે—

लद्धसलाभनासो जुज्जइ लाभो य तस्स समएण ।
जइ तम्मि चेव नासो निच्चविणट्ठे कुओ भवणं ? ॥ ७५७ ॥

सव्वुप्पायाभावा तदभावे य विगमो भवे कस्स ? ।
उप्पाय-वयाभावे काऽवट्ठिई सव्वहा सुण्णं ॥ ७५८ ॥

જેને સ્વસત્તા પ્રાપ્ત થઇ હોય, તેનો નાશ અને ઉત્પાદ (એક) સમયે (જુદાજુદા) ધર્મવડે થાય, જો તે સમયે તેજ ધર્મવડે નાશ ઉત્પાદ થાય, તો તેવી નિત્યવિનાશી વસ્તુની ઉત્પત્તિજ કયાંથી હોય? અને સર્વથા ઉત્પત્તિના અભાવે નાશ પણ કોનો થાય? (એમ) ઉત્પત્તિ અને નાશના અભાવે અવસ્થિતિ કોની હોય? એમ થવાથી સર્વથા શૂન્યપણું થાય. ૭૫૭-૭૫૮.

જેણે સ્વસત્તા પ્રાપ્ત કરી હોય, તેવી વસ્તુનો નાશ થવો સંભવે, પણ જેણે સ્વસત્તા પ્રાપ્ત ન કરી હોય એવા ગધેડાના શીંગડા જેવી અનુત્પન્નવસ્તુનો નાશ કહી શકાય નહી. વસ્તુનું સ્વસ્વરૂપ એક સમયે એકજ હોય છે, જો કદિ જે સમયે સરળપણાના ધર્મથી સરળપણું ઉત્પન્ન થાય છે, તે સમયે તેજ ધર્મથી તેનો વિનાશ માનીએ, તો તેવો નાશ સર્વદા હોવાથી ઉત્પત્તિના અભાવે, નિત્યવિનાશી, અને કદિપણ સ્વસ્વરૂપ નહિ પામેલ વસ્તુમાં સત્તારૂપ ઉત્પત્તિ કયાંથી થાય? નજ થાય. આ પ્રમાણે સર્વદા વિનાશયુક્ત હોવાથી, સદૈવ વસ્તુની ઉત્પત્તિનો અભાવ થાય, અને એમ થવાથી નાશ પણ કોનો થાય? કારણ કે જો કોઇ વખત કંઇપણ ઉત્પન્ન થયું હોય, તો તેનો કોઇપણ વખત વિનાશ થવો ઘટે. આ પ્રમાણે ઉત્પત્તિ અને વિનાશના અભાવે અવસ્થિતિ પણ કયાંથી હોય? કેમકે જે વસ્તુ ઉત્પાદ-વ્યયરહિત હોય, તે વસ્તુની ગધેડાના શીંગડાની પેઠે અવસ્થિતિ પણ ન હોય, એમ થવાથી સર્વથા ત્રણે જગત્ શૂન્યપણું પામે, કારણ કે ઉત્પાદ-વ્યય-અને ધ્રુવપણા-રહિત વસ્તુ સત્તાદિ ધર્મના અભાવે ખરવિષાણની પેઠે છેજ નહિ. ૭૫૭-૭૫૮.

આગળનો સંબંધ યોજવાને ભાષ્યકાર મહારાજ કહે છે.

दव्वाईणं तिण्हं पुव्वं भणिओ परोप्परनिबंधो ।
इह दव्वस्स गुणेणं भण्णइ दवासिओ जं सो ॥ ७५९ ॥

દ્રવ્યાદિ ત્રણનો ( દ્રવ્ય-ક્ષેત્ર-ને કાળનો ) પરસ્પર સંબંધ પહેલાં કહ્યો છે, અને અહીં ઉત્પાદ પ્રતિપાત દ્વારના પ્રસંગથકી દ્રવ્યનો ગુણની સાથે સંબંધ કહીએ છીએ, કેમકે ગુણ, દ્રવ્યાશ્રિત છે. ૭૫૯.

**दव्वाओ असंखेज्जे संखेज्जे यावि पज्जवे लहइ ।**
**दो पज्जवे दुगुणिए लहइ य एक्काओ दव्वाओ ॥ ७६० ॥६३॥६४॥**

દ્રવ્ય કરતાં અસંખ્યાતાગુણા પર્યાયો ઉત્કૃષ્ટથી અવધિજ્ઞાની જુએ છે, મધ્યમથી સં-ખ્યાતાગુણા પર્યાયો અને જઘન્યથી દ્વિગુણિત બે પર્યાયો જુએ છે. ૭૬૦.

एगं दव्वं पेच्छं खंधं अहवा स पज्जवे तस्स ।
उक्कोसमसंखिज्जे संखेज्जे पेच्छइ कोई ॥ ७६१ ॥

दो पज्जवे दुगुणिए सव्वजहण्णेण पेच्छए ते य ।
वण्णाईया चउरो नाणंते पेच्छइ कयाइ ॥ ७६२ ॥

એક સ્કંધ અથવા પરમાણુ આદિ દ્રવ્ય જોનાર અવધિજ્ઞાની ઉત્કૃષ્ટથી તેના અસં-ખ્યાતા પર્યાયો જુએ છે, મધ્યમથી કોઇ સંખ્યાતા પર્યાયો જુએ છે, અને જઘન્યથી

દ્વિગુણિત બે પર્યાયો વર્ણાદિચાર જરૂર જુએ છે, પરન્તુ કદિપણ એક દ્રવ્યના અનન્તા પર્યાયો ન જુએ. ( પણ અનન્તા દ્રવ્ય સમૂહને જોતાં તેના અનન્તા પર્યાયો થાય તે જુએ. ) ૭૬૧-૭૬૨.

ઉત્પાદ-પ્રતિપાતદ્વાર પૂર્ણ થયું. હવે જ્ઞાન-દર્શન-અને વિભંગરૂપ ત્રણે દ્વાર સાથે કહે છે.

सागारमणागारा ओहि-विभंगा जहण्णया तुल्ला ।
उवरिमगेवेज्जेसुं परेण ओही असंखेज्जो ॥ ७६३ ॥६४६५॥

સાકાર અનાકાર અવધિ અને વિભંગજ્ઞાન જઘન્યથી તુલ્ય છે, ઉપરના ગ્રૈવેયકોમાં તથા અનુત્તરવિમાનમાં અવધિજ્ઞાન અસંખ્યાતગુણા વિષયવાળું છે. ૭૬૩.

અહીં પ્રસ્તુત અવધિજ્ઞાનનો વિચાર કરતાં એ અવધિ, જ્ઞાન છે ? દર્શન છે ? કે વિભંગ છે? અથવા એ પરસ્પર તુલ્ય છે? કે અધિક છે? ઉત્તર-વસ્તુને વિશેષરૂપે ગ્રહણ કરે તે સાકાર બોધ તે જ્ઞાન કહેવાય છે, તેવો અવધિનો સાકાર બોધ સમ્યગ્દૃષ્ટિને અવધિજ્ઞાનરૂપે છે, અને એજ સાકારબોધ મિથ્યાદૃષ્ટિને વિભંગજ્ઞાનરૂપે છે. વસ્તુને સામાન્યરૂપે ગ્રહણ કરે તે અનાકારબોધ દર્શન કહેવાય છે, તેવો અવધિનો અનાકારબોધ તે અવધિદર્શન કહેવાય છે. તેમાં અવધિજ્ઞાન અને અવધિદર્શન તથા વિભંગજ્ઞાન અને કેટલાકના મતે વિભંગદર્શન, તે જુદાજુદા સ્વસ્થાનમાં અને એક બીજાની અપેક્ષાએ પરસ્થાનમાં ભવનપતિ દેવોથી આરંભીને છેક ઉપરના ગ્રૈવેયક વિમાનમાં રહેનારા દેવો સુધી, જે જે જઘન્ય સમાન સ્થિતિવાળા દેવો હોય તેમના અવધિજ્ઞાન-દર્શન અને વિભંગજ્ઞાન-દર્શન ક્ષેત્રાદિ વિષયની અપેક્ષાએ પરસ્પર તુલ્ય છે, મધ્યમ સમાન સ્થિતિવાળાનાં મધ્યમ જ્ઞાન-દર્શન પણ તેજ પ્રમાણે તુલ્ય છે, અને ઉત્કૃષ્ટ સમાન સ્થિતિવાળાના ઉત્કૃષ્ટ જ્ઞાન-દર્શન પણ તેજ પ્રમાણે સમાન છે.

એ ગ્રૈવેયક વિમાનોની ઉપર અનુત્તર વિમાનોમાં અવધિજ્ઞાન-દર્શનરૂપ અવધિ છે, પણ વિભંગજ્ઞાનરૂપ અવધિ નથી, કેમકે તે વિભંગ તો મિથ્યાદૃષ્ટિને હોય છે, અને અનુત્તરદેવોમાં મિથ્યાદૃષ્ટિ ન હોય, તેથી વિભંગજ્ઞાન ત્યાં ન હોય. એ અનુત્તરદેવોનું અવધિ ક્ષેત્રથી અને કાળથી અસંખ્યાત વિષયવાળું છે અને દ્રવ્ય-ભાવથી (પર્યાયથી) તો અનન્ત વિષયવાળું છે. સમાન સ્થિતિવાળા તિર્યંચ-મનુષ્યોને પણ તીવ્ર-મન્દાદિ ક્ષયોપશમરૂપ કારણની વિચિત્રતાથી ક્ષેત્ર-કાળ સંબંધી વિષયમાં પણ અવધિજ્ઞાન-દર્શનની વિચિત્રતા છે, પરન્તુ સમાનતા નથી, કેમકે એ સમાનતા તો દેવોમાંજ કહી છે. ૭૬૩.

એજ અર્થ ભાષ્યકાર કહે છે—

सविसेसं सागारं तं नाणं, निव्विसेसमणगारं ।
तं दंसणंति ताइं ओहि-विभंगाण तुल्लाइं ॥ ७६४ ॥
आरब्भ जहण्णाओ उवरिमगेवेज्जगावसाणाणं ।
परओऽवहिनाणं चिय न विभंगमसंखयं तं च ॥ ७६५ ॥

સાકાર એટલે વિશેષગ્રાહી બોધ, તે જ્ઞાન કહેવાય, અને અનાકાર એટલે સામાન્યગ્રાહી બોધ, તે દર્શન કહેવાય; એ અવધિજ્ઞાન-દર્શન તથા વિભંગજ્ઞાન-દર્શન. જઘન્ય

સ્થિતિવાળા દેવોથી આરંભીને છેક ઉપરના ગ્રૈવેયક સુધીના દેવોને તુલ્ય હોય છે, તે ઉપર (અનુત્તર દેવોને) કેવળ અવધિજ્ઞાન-દર્શનજ હોય છે ને તે અસંખ્યાત વિષયવાળું હોય છે, તેઓને વિભંગ નથી હોતું. ૭૬૪-૭૬૫.

જ્ઞાન-દર્શન-વિભંગરૂપ ત્રણ દ્વાર પૂર્ણ થયાં. હવે દેશ દ્વાર કહે છે.

नेरइय-देव-तित्थंकरा य ओहिस्सऽवाहिरा हॊंति ।
पासंति सव्वओ खलु सेसा देसेण पासंति ॥ ७६६ ॥६५॥६६॥

નારકી દેવ-અને તીર્થંકરો અવધિજ્ઞાનના ક્ષેત્રની અભ્યન્તર હોય છે, અને સર્વ દિ-શાઓમાં જુએ છે; તથા બાકીનાજ જીવો દેશથી જુએ છે. ૭૬૬.

નારકી-દેવ-અને તીર્થંકરો અવધિજ્ઞાનથી જણાતા ક્ષેત્રની અન્દરજ વર્તનારા હોય છે, જેમ દીપક પોતાના પ્રભાપડળની બહાર નથી હોતો, તેમ તેઓ પણ અવધિજ્ઞાનથી પ્રકાશિત ક્ષેત્રની બહાર નથી હોતા. તેથી તેઓ અબાહ્ય અવધિજ્ઞાનવાળા કહેવાય છે. અથવા ગાથાના પૂર્વાર્ધનો બીજી રીતે અર્થ કરતાં નારકી-દેવ-ને તીર્થંકરો અવશ્ય અ-વધિજ્ઞાનવાળા હોય છે, અને તેઓ સર્વ દિશાઓ અને વિદિશાઓમાં જુએ છે, પણ દેશથી અમુક દિશા કે વિદિશામાં જુએ છે એમ નહિ. પણ એ સિવાયના અવધિજ્ઞાનવાળા તિર્યંચ અને મનુષ્યોજ દેશથી જુએ છે અને સર્વથી પણ જુએ છે એટલે ઉભય પ્રકારે જુએ છે, માત્ર દેશથીજ જુએ છે એમ નહિ. ૭૬૬.

એજ વ્યાખ્યાન ભાષ્યકાર કહે છે.

ओहिणाणखेत्तब्भंतरगा हॊंति नारयाईया ।
सव्वदिसोऽवहिविसओ तेसिं दीवप्पभोवम्मो ॥ ७६७ ॥

(પૂર્વે જણાવેલ) નારકી આદિ જીવો અવધિજ્ઞાનના ક્ષેત્રની અન્દરજ હોય છે, અને તેમના અવધિજ્ઞાનનો વિષય દીપકપ્રભાની પેઠે સર્વ દિશામાં હોય છે. ૭૬૭.

આ સંબંધમાં શંકા કરીને સમાધાન કરે છે.

अब्भिंतरत्ति भणिए भण्णइ पासंति सव्वओ कीस ? ।
ओयइ जमसंतयदिसो अंतोऽवि ठिओ न सव्वत्तो ॥ ७६८ ॥

"અભ્યન્તર અવધિવાળા" એમ કહીને, સર્વ દિશાઓમાં જુએ છે, એવું શા માટે કહો છો ? ઉત્તર-અન્તર સહિત દિશા-વિદિશામાં જોનાર અવધિજ્ઞાનવાળો મધ્યમાં રહ્યો છતો પણ સર્વ દિશામાં જોઈ શકતો નથી. ૭૬૮.

શિષ્ય:—"નારકી વિગેરે જીવો અવધિજ્ઞાનથી જણાતા ક્ષેત્રની અભ્યન્તર હોય છે," એમ કહીને તેઓ "સર્વ દિશિ-વિદિશામાં જુએ છે" એમ ફરી શામાટે કહ્યું;? કારણ કે જે અવધિજ્ઞાનથી જણાતા ક્ષેત્રની અભ્યન્તર હોય છે, તેઓ સર્વ તરફથી જુએ છેજ. તેથી સર્વ તરફથી (દિશિ-વિદિશિથી) જુએ છે, એમ કહેવું, એ નકામુંજ છે.

ગુરુ:—પૂર્વે ૭૪૮ મી ગાથામાં ફડ્ડકાવધિ અને અસંબદ્ધ વલયાકાર ક્ષેત્ર પ્રકાશક અવધિ એમ બે પ્રકારનું બાહ્ય અવધિ કહ્યું છે, તેવા અવધિવાળા સાધુ વિગેરે અવધિ-જ્ઞાનથી જણાતા ક્ષેત્રની અંદર રહ્યા છતાં પણ વચ્ચે વચ્ચે અન્તરાલ નહિ જોવાથી સર્વ

દિશા-વિદિશામાં નિરન્તર જોઈ શકતા નથી. આ કારણથી તેવા અવધિજ્ઞાનવાળાને જુદા પાડવાને "સર્વ દિશા-વિદિશામાં જુએ છે." એમ વિશેષથી ફરીને કહ્યું છે.

શિષ્યઃ—આ અવધિ અબાહ્યઅવધિજ નથી, તો તેને જુદું પાડવાનું શું પ્રયોજન છે ?

ગુરૂઃ—તારૂં કહેવું સત્ય છે, છતાં સિદ્ધાન્તમાં કહેલ અબાહ્યઅવધિપણું એમાં નથી, પરન્તુ લોકપ્રસિદ્ધ, અવધિજ્ઞાનથી પ્રકાશિત ક્ષેત્રની મધ્યમાં રહેવાપણું તો અહીં પણ છે, તેથી તેને જુદું પાડવાને "સર્વ તરફથી જુએ છે" એમ કહેવું જોઇએ. ૭૬૮.

હવે બીજા વ્યાખ્યાનમાં શિષ્ય શંકા કરે છે કે—

निययावहिणो अब्भंतरत्ति वा संसयावणोयत्थं ।
तो सव्वओऽभिहाणं होउ किमब्भंतरग्गहणं ? ॥ ७६९ ॥

નારક વગેરે અભ્યન્તર અવધિવાળા છે કે નિયત અવધિજ્ઞાનવાળા છે, તેઓ "સર્વ તરફથી જુએ છે" એમ શા માટે કહ્યું? સંશય દૂર કરવાને જો એમ કહ્યું હોય, તો "સર્વતઃ" એમજ કહેવું યોગ્ય છે, પરન્તુ "અભ્યન્તર" એમ કહેવાનું શું પ્રયોજન છે? ૭૬૯.

ગુરુશ્રી એનો ઉત્તર કહે છે.

अब्भंतरत्ति तेणं निययावहिणोऽवसेसया भइया ।
भवपच्चयाइवयसा सिद्धे कालस्स नियमोऽयं ॥ ७७० ॥

અભ્યન્તર અવધિવાળા એ શબ્દથી નિયત અવધિવાળા કહ્યા, અને બાકીનાઓની ભજના કહી. તથા ભવપ્રત્યયાદિ વચનવડે નિયતાવધિપણું સિદ્ધ થએ ( અહીં અભ્યન્તરાવધિ શબ્દથી ) કાળનો નિયમ કહ્યો છે. ૭૭૦.

ગુરૂઃ—"સર્વ તરફથી જુએ છે" એમ કહેવાથી નારકી આદિને દેશથી જોવાનો સંશય દૂર થાય છે. "અબાહ્યઅવધિવાળા" એ શબ્દથી નારકી-દેવ-અને તીર્થંકરો નિયત અવધિવાળા કહ્યા છે, અને બાકીના મનુષ્ય-તિર્યંચો અવધિજ્ઞાનવાળા અથવા અવધિજ્ઞાન વિનાના હોય છે. તથા 'સર્વ' શબ્દથી સર્વથી અને દેશથી જોવા સંબંધી સંશય દૂર થાય છે, પણ તેઓને નિયત અવધિપણું નથી હોતું. એથી કરીને "અવધિથી અબાહ્ય છે" એમ કહ્યું તેમજ "નારકી અને દેવોને ભવપ્રત્યયિક અવધિજ્ઞાન છે" એ વચનથી અને "ત્રણ જ્ઞાનસહિત સર્વ તીર્થંકરો ગૃહવાસમાં હોય છે" એ વચનથી નારકી-દેવ-અને તીર્થંકરોને નિયત અવધિપણુ સિદ્ધ છે, તો પછી આમ કહેવાથી શું? એવી શંકા થતી હોય તો, એના ઉત્તરમાં કહેવાનું કે—"ભવપ્રત્યયાદિ" વચનથી નારકી--દેવોને નિયતઅવધિપણું સિદ્ધ થાય છે, પરન્તુ એથી એમ નથી જણાતું કે એમનું જ્ઞાન ભવના અન્ત પર્યન્ત રહે છે કે કેટલોક કાળ રહીને પાછું પડી જાય છે? આ કારણથી "અબાહ્યાવધિ" એમ કહેવાથી કાળનો નિયમ કર્યો છે, એટલે કે એમને સર્વકાળ અવધિ હોય છે, પણ વચ્ચે પડી જતું નથી.

શિષ્યઃ—જો એમ હોય તો તીર્થંકરોને અવધિજ્ઞાન સર્વકાળ નથી રહેતું, કેમકે કેવળજ્ઞાન થતાં તેનો અભાવ થાય છે, તેથી સર્વકાલ અવધિ હોય છે એ વાકયમાં વિરોધ પ્રાપ્ત થશે.

ગુરૂઃ—કેવળજ્ઞાનની ઉત્પત્તિ થતાં ખરૂ જોતાં તેનો વિષયપરિચ્છેદ નાશ નથી થતો,

માત્ર કેવળજ્ઞાન થતાં સંપૂર્ણ વસ્તુને અનન્ત ધર્મયુક્ત સારીરીતે જાણે છે. અથવા છદ્મસ્થ અવસ્થાનકાળનો આ નિયમ કહ્યો છે, તેથી કંઇ વિરોધ નથી.

" બાકીના દેશથી જુએ છે " એ પદનું વ્યાખ્યાન કરે છે.

सेसे च्चिय देसेणं न उ देसेणेव सेसया किंतु ।
देसेण सव्वओऽवि य पेच्छंति नरा तिरिक्खा य ॥ ७७१ ॥

બાકીના મનુષ્ય અને તિર્યંચોજ દેશથી જુએ છે, પણ તેઓ દેશથીજ જુએ છે એમ નહિ. તેઓ દેશથી અને સર્વથી પણ જુએ છે. ૭૭૧.

દેશદ્વાર પૂર્ણ થયું; હવે ક્ષેત્રદ્વાર કહે છે.

संखेज्जमसंखेज्जो पुरिसमबाहाए खेत्तओ ओही ।
संबद्धमसंबद्धो लोगमलोगे तु संबद्धो ॥ ७७२ ॥६६६७॥

ક્ષેત્રથી અવધિજ્ઞાન પુરૂષથી (જીવથી) સંબદ્ધ અથવા અસંબદ્ધ હોય છે, અસંબદ્ધમાં સંખ્યાતા વા અસંખ્યાતા યોજન પ્રમાણ અબાધા હોય છે, અને લોકમાં બંને પ્રકારનું હોય છે એટલે સંબદ્ધ ને અસંબદ્ધ પણ હોય છે. અલોકમાં તો સંબદ્ધજ હોય છે.૭૭૨.

જેમ દીપકમાં પ્રભાપટલ સંબદ્ધ-લાગેલું હોય છે, તેમ અવધિજ્ઞાનવાળા જીવની સાથે અવધિજ્ઞાન લાગેલું હોય છે-સંબદ્ધ હોય છે, એટલે જીવાધિષ્ઠિતક્ષેત્રથી આરંભીને જ્યાંસુધીનું અવધિજ્ઞાન હોય ત્યાંસુધીમાં જોવાયોગ્ય વસ્તુને અન્તરરહિત પ્રકાશે છે-જુએ છે; અને કોઇક અવધિજ્ઞાન, અતિ અન્ધકારથી વ્યાપ્ત પ્રદેશ ઉલ્લંઘીને દૂર રહેલ ભીંત આદિમાં જણાતી પ્રદીપપ્રભાની પેઠે પુરૂષ અબાધાએ-જીવમાં અસંબદ્ધ હોય છે. ( અબાધા એટલે અંતર )

ક્ષેત્રથી એ સંબદ્ધ અને અસંબદ્ધ એવું અવધિજ્ઞાન સંખ્યાતા અથવા અસંખ્યાતા યોજન સુધીનું પુરૂષ (જીવ) અબાધાએ હોય છે. માત્ર આ અવધિજ્ઞાનજ સંખ્યાતા અથવા અસંખ્યાતા યોજનનું હોય છે, એમ નહિ, પરન્તુ પુરૂષાદિ અન્તરાલરૂપ બાધા પણ સંખ્યાતા કે અસંખ્યાતા યોજન સુધીની હોય છે. આ અન્તર કહ્યું છે, તે અસંબદ્ધ અવધિજ્ઞાનમાંજ હોય છે, સંબદ્ધ અવધિમાં નથી હોતું, કેમકે ત્યાં અવધિ સંબદ્ધ હોવાથી અન્તર સમ્ભવે નહિ. આ અસંબદ્ધ અવધિમાં અને અન્તરમાં ચાર ભાંગા છે, જેમકે-સંખ્યાતા યોજનનું અન્તર અને સંખ્યાતા યોજનનું અવધિ, અસંખ્યાતા યોજનનું અન્તર અને અસંખ્યાતા યોજનનું અવધિ, અસંખ્યાતા યોજનનું અન્તર અને સંખ્યાતા યોજનનું અવધિ, સંખ્યાતા યોજનનું અન્તર અને અસંખ્યાતા યોજનનું અવધિ. આ ચારે ભાંગા અસંબદ્ધ અવધિમાં ઘટે છે, પણ સંબદ્ધ અવધિમાં તો એ ભાંગાજ નથી, કારણ કે એમાં અન્તર ન હોવાથી ભાંગા નથી થતા.

લોક અને અલોકમાં પણ અવધિ સંબદ્ધ હોય છે, તેમાં પણ ચાર ભાંગા છે. જેમકે-જે લોકપ્રમાણ અવધિ છે, તે પુરૂષમાં સંબદ્ધ છે અને લોકાન્તમાં પણ સંબદ્ધ છે; જે લોક દેશવર્તી અભ્યંતર અવધિ છે, તે પુરૂષમાં સંબદ્ધ છે, પણ લોકાંતે સંબદ્ધ નથી; લોકાન્તે સંબદ્ધ અને પુરૂષમાં અસંબદ્ધ; એ ભાંગો શૂન્ય છે, કારણ કે જે અવધિ લોકાન્તે સંબદ્ધ હોય, ને પુરૂષમાં અવશ્ય સંબદ્ધ હોય, પણ અસંબદ્ધ ન હોય, માટે એ

ભાંગો ન સંભવે. બાહ્યઅવધિ લોકાન્તે અને પુરૂષમાં બન્નેમાં અસંબદ્ધ છે; અને જે અવધિ અલોકમાં સંબદ્ધ છે, તે અવધિ પુરૂષમાં સંબદ્ધ હોયજ, તેથી ત્યાં બીજો ભાંગો ન ઘટે. ૭૭૨.

એજ અર્થ કહેવાને હવે ભાષ્યકાર કહે છે.

ओही पुरिसे कोई संवद्धो जह पभा पदीवम्मि ।
दूरंधयारदीवयदरिसणमिव कोइ विच्छिण्णो ॥ ७७३ ॥
संखेज्जमसंखेज्जं देहाओ खेत्तमंतरं काउं ।
संखेज्जा-ऽसंखेज्जं पेच्छइ तदंतरमवाहा ॥ ७७४ ॥
संवद्धा-संवद्धे नर-लोयंतेसु होइ चउभंगो ।
संवद्धो उ अलोए नियमा पुरिसेऽवि संवद्धो ॥ ७७५ ॥

દીપકમાં પ્રભાની પેઠે પુરૂષમાં કોઇક અવધિ સંબદ્ધ હોય છે, અને કોઇક અવધિ, દૂર અન્ધકારમાં જણાતા દીપકની પેઠે અસંબદ્ધ હોય છે; શરીરથી સંખ્યાતા અથવા અસંખ્યાતા યોજન ક્ષેત્રનું અન્તર કરીને સંખ્યાતા અથવા અસંખ્યાતા યોજનસુધી જુએ છે, શરીર અને અવધિજ્ઞાનથી જણાતા ક્ષેત્ર પચ્ચેનું જે અન્તર તે અબાધા કહેવાય છે. પુરૂષ અને લોકાન્તમાં અવધિજ્ઞાનને વિષે સંબદ્ધ અસંબદ્ધના ચાર ભાંગા છે; અને જે અવધિ અલોકમાં સંબદ્ધ છે, તે અવધિ પુરૂષમાં પણ અવશ્ય સંબદ્ધ હોય છેજ. ૭૭૩-૭૭૪-૭૭૫

ક્ષેત્રદ્વાર પૂર્ણ થયું. હવે ગતિદ્વાર કહે છે.

गइ नेरइयाईआ हेट्ठा जह वण्णिया तहेव इहं ।
इड्ढी एसा वण्णिज्जइत्ति तो सेसियाओऽवि ॥ ७७६ ॥६७१६८॥

નરકાદિ ગતિદ્વારો ( गइ-इन्दिय य-काए. गा. ४०९ ) જેમ પૂર્વે ( મતિજ્ઞાનની વ્યાખ્યાના અવસરે ) કહ્યાં છે, તેમ અહીં પણ સમજવાં ( સિદ્ધાન્તમાં ) અવધિજ્ઞાન ઋદ્ધિ કહેવાય છે, તેથી (એ સંબંધથી) બીજી પણ ઋદ્ધિઓ કહીશું. ૭૭૬.

ગતિ આદિ દ્વારોમાં મતિજ્ઞાન કરતાં અવધિજ્ઞાનમાં જે વિશેષ કહેવાનું છે તે ભાષ્યકાર મહારાજ કહે છે.

जे पडिवज्जंति मई तेऽवहिनाणंपि समहिआ अण्णे ।
वेय-कसायाईआ मणपज्जवनाणिणो चेव ॥ ७७७ ॥
सम्मा सुर-नेरइयाऽणाहारा जे य होंति पज्जत्ता ।
ते च्चिय पुव्वपवण्णा वियलाऽसण्णी य मो णं ॥ ७७८ ॥

જે મતિજ્ઞાન પામે છે, તે અવધિજ્ઞાન પણ પામે છે, અને બીજા પણ તેથી અધિક પામે છે. વેદ અને કષાયરહિત તથા મનઃપર્યવજ્ઞાની, તેમજ સમ્યગ્દૃષ્ટિ દેવ-નારકી અને અનાહારી તથા અપર્યાપ્તા અવધિજ્ઞાન પામતા હોય છે. વળી વિકલેન્દ્રિય અને અસંજ્ઞી સિવાય પૂર્વપ્રતિપન્ન અવધિજ્ઞાનવાળા પણ મતિજ્ઞાનની પેઠેજ સમજવા. ૭૭૭-૭૭૮.

પૂર્વે જે મતિજ્ઞાનને પામનારા કહ્યા છે, તેજ અહીં અવધિજ્ઞાનને પણ પામનારા જાણવા, કેવળ તેથી બીજા અધિક પણ અવધિજ્ઞાન પામતા હોય છે, કેમકે અવેદી-અકષાયી-અને મનઃપર્યવજ્ઞાની, મતિજ્ઞાનના પૂર્વપ્રતિપન્ન કહ્યા છે, એટલે મતિજ્ઞાનને પામેલાજ હોય એમ કહ્યું છે અને અહીં તો, તેઓ અવધિજ્ઞાન પામતા પણ હોય છે, કારણ કે બેમાંથી કોઇ પણ શ્રેણિમાં વર્તતા હોય તેવા અવેદી અને અકષાયી જીવોને કેટલાકને અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે, અને જેઓને અવધિજ્ઞાન ઉત્પન્ન ન થયું હોય તેવા મતિ-શ્રુત ચારિત્રવાળાને પ્રથમ મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય છે, તે મનઃપર્યવજ્ઞાનવાળાઓને પણ કેટલાકને પાછળથી અવધિજ્ઞાન થાય છે.

વળી અનાહારી અને અપર્યાપ્તા પૂર્વપ્રતિપન્ન મતિજ્ઞાનવાળાજ કહ્યા છે, પામતા નથી કહ્યા; પરન્તુ અહીં તો, જેઓ સમ્યક્ત્વથી પડયા ન હોય એવા તિર્યંચ-મનુષ્યોમાંથી જેઓ દેવ-નારકી થાય છે, તેઓ અવધિજ્ઞાન પામતા પણ હોય છે.

પૂર્વપ્રતિપન્ન પણ મતિજ્ઞાનની પેઠેજ સમજવા એટલે કે જેઓ પૂર્વપ્રતિપન્ન મતિજ્ઞાનવાળા કહ્યા છે, તે અવધિજ્ઞાનના પણ પૂર્વપ્રતિપન્ન જાણવા. તેમાં વિકલેન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિય અવધિજ્ઞાનના પૂર્વપ્રતિપન્ન નથી હોતા, કારણ કે તેઓ જો સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ હોય તો મતિજ્ઞાનના પૂર્વપ્રતિપન્ન કહ્યા છે પણ તેઓ અવધિજ્ઞાનના પ્રતિપદ્યમાન કે પૂર્વપ્રતિપન્ન એ બેમાંથી એકકે ભેદમાં નથી. ૭૭૭-૭૭૮.

ગતિ આદિ દ્વાર પૂર્ણ થયું, હવે બાકીની ઋદ્ધિઓ કહે છે.

आमोसहि विप्पोसहि खेलोसहि जल्लओसही चेव ।
संभिन्नसोय उजुमइ सव्वोसहिमेव बोद्धव्वा ॥ ७७९ ॥६८॥६९॥
चारण आसीविस केवली य मणनाणिणो य पुव्वधरा ।
अरहंत-चक्कवट्टी बलदेवा वासुदेवा य ॥ ७८० ॥६९॥७०॥

આમર્ષૌષધિ, વિપ્રુડૌષધિ, શ્લેષ્મૌષધિ, મલૌષધિ, સંભિન્નશ્રોતા, ઋજુમતિ, સર્વૌષધિ, ચારણવિદ્યા, આશીવિષ, કેવળી, મનઃપર્યવજ્ઞાની, પૂર્વધર, અર્હન્ત, ચક્રવર્તી, બળદેવ, અને વાસુદેવ; એ ઋદ્ધિઓ જાણવી. ૭૭૯-૭૮૦.

૧ હસ્તાદિના સ્પર્શમાત્રથીજ કોઈપણ રોગીના રોગને દૂર કરવાને સમર્થ જે લબ્ધિ થાય તે આમર્ષૌષધિ કહેવાય. અહીં લબ્ધિ અને લબ્ધિમાનનો અભેદ ઉપચાર કરવાથી એ લબ્ધિમાન્ સાધુજ આમર્ષૌષધિ કહ્યા છે. ૨ વિપ્રુડૌષધિ, ૩ શ્લેષ્મૌષધિ ને ૪ મલૌષધિવાળાના ઝાડો-પિશાબ, શ્લેષ્મ (કફ) અને મેલ એ બધા સુવાસિત હોય છે, તેમજ પોતાના અથવા પરના રોગોને દૂર કરવાની બુદ્ધિએ સાધુના ઝાડો-પિશાબ આદિવડે સ્પર્શ કરતાં તે રોગો દૂર થાય છે. ૫ જે લબ્ધિથી શરીરના સર્વ ભાગોએ સાંભળી શકે તે સંભિન્નશ્રોતોલબ્ધિ કહેવાય છે અથવા પાંચમાંની કોઇપણ ઇન્દ્રિયવડે બાકીની સર્વ ઇન્દ્રિયવડે જાણી શકાય એવા વિષયોને જાણે તે સંભિન્નશ્રોતા કહેવાય. અથવા શ્રોત્ર ઇન્દ્રિય ચક્ષુનું કાર્ય કરનાર થવાથી ચક્ષુરૂપપણાને પામેલ હોય, અને ચક્ષુ શ્રોત્રનું કાર્ય કરનાર થવાથી શ્રોત્રરૂપપણાને પામેલ હોય, એમ જેની સર્વ ઇન્દ્રિયો પરસ્પર એકરૂપતાને પામેલ હોય તે સંભિન્નશ્રોતા કહેવાય. તેમજ બાર યોજન પર્યન્ત વિસ્તારાએલા અને એકીસાથે બોલ-

નારા ચક્રવર્તીના લશ્કરના શબ્દોને, તથા એકીસાથે વગાડાતા તેમના વાજિંત્રોના પરસ્પર લક્ષણ અને ભેદથી જુદા જુદા એવા શબ્દો, અને ભિન્ન ભિન્ન મનુષ્યોથી થએલા શંખ-ભેરી આદિના ઘણા શબ્દો જે એકીસાથે સાંભળે તે પણ સંભિન્નશ્રોતા કહેવાય છે. આ સંભિન્નશ્રોતાલબ્ધિ પણ ઋદ્ધિજ છે.

૬ ઘટ-પટાદિના વિચારને સામાન્યમાત્ર ગ્રહણ કરનારી મતિ તે ઋજુમતિ લબ્ધિ છે, આ લબ્ધિ વિપુલમતિની અપેક્ષાએ કંઇક ન્યૂન વિશુદ્ધતાવાળી છે ને તે એક મનઃપર્યવજ્ઞાન ભેદજ છે. ૭ જેના ઝાડો-પિશાબ, કેશ, નખ વિગેરે સર્વ અવયવો સુવાસિત અને રોગ દૂર કરવાને સમર્થ હોય તે સર્વૌષધિ લબ્ધિ છે. અથવા એકજ સાધુને આમર્ષૌષધિ વિગેરે સર્વ લબ્ધિઓ હોય તે સર્વૌષધિલબ્ધિ કહેવાય છે.

૮ અતિશયસહિત ગમનાગમનરૂપ લબ્ધિયુક્ત જે હોય તે ચારણલબ્ધિમાન્ કહેવાય; તે બે પ્રકારે છે-એક વિદ્યાચારણ અને બીજા જંઘાચારણ. તેમાં કોઈ વિવક્ષિત આગમ-રૂપ વિદ્યાની મુખ્યતાએ ગમનાગમન કરે તે વિદ્યાચારણ. આ લબ્ધિ યથાવિધિ અતિ-શયપૂર્વક નિરન્તર છઠ્ઠતું તપ તપતાં ઉત્પન્ન થાય છે. આ લબ્ધિવડે લબ્ધિમાન્ થયેલ મુનિ એક પગલે માનુષોત્તર પર્વત ઉપર જઇને ત્યાંના ચૈત્યોને વંદના કરે, ત્યાંથી બીજા પગલે નંદીશ્વર નામના આઠમા દ્વીપે જઈ ત્યાંના ચૈત્યોને વંદના કરે. ત્યાંથી એકજ પગલે પાછા ફરીને જ્યાંથી ગયા હોય ત્યાં આવે ને અહિંના ચૈત્યોને વાંદે. આ પ્રમાણે તિર્છિ દિ-શામાં ગમનાગમન થાય, અને ઊર્ધ્વ દિશામાં તો અહીંથી એક પગલે નંદનવનમાં જઈ ત્યાંના ચૈત્યોને વાંદે, ત્યાંથી બીજા પગલે મેરૂપર્વત ઉપર પાંડુકવનમાં જઈ ત્યાંના ચૈત્યોને વાંદીને પછી ત્રીજા પગલે ત્યાંથી પાછા ફરીને જે સ્થળેથી ગએલ હોય તે સ્થળે પાછા આવે ને ત્યાંના ચૈત્યોને વાંદે.

લુતાતન્તુ ( કરોળીઆની જાળના તાંતણાથી બનાવેલ પુટક તન્તુઓ ) અથવા સૂર્ય કિરણોની મદદવડે બન્ને જંઘાએ આકાશમાર્ગે ચાલે તે જંઘાચારણ કહેવાય. આ લબ્ધિ યથાવિધિ અતિશયપૂર્વક નિરન્તર વિકૃષ્ટ-અઠ્ઠમની તપસ્યા-કરતાં ઉત્પન્ન થાય છે. આ લબ્ધિવડે લબ્ધિમાન્ મુનિ એક પગલે અહીંથી તેરમા રૂચકવરદ્વીપે જઇને ત્યાં ચૈત્યોને વાંદી, ત્યાંથી પાછા ફરતા બીજા પગલે નંદીશ્વરદ્વીપે આવીને ત્યાંના ચૈત્યોને વંદના કરી, ત્યાંથી ત્રીજા પગલે જ્યાંથી ગએલ હોય ત્યાં પાછા આવે. આ પ્રમાણે તિર્છિ દિશામાં ગમનાગમન કરે અને ઊર્ધ્વદિશામાં તો અહીંથી એક પગલે પાંડુકવનમાં જઈ ત્યાંના ચૈ-ત્યોને વાંદી ત્યાંથી પાછા ફરતાં બીજા પગલે નન્દનવનમાં આવી ત્યાંના ચૈત્યોને વંદના કરીને ત્રીજા પગલે જ્યાંથી ગએલ હોય ત્યાં પાછા આવે.

૯ જેની દાઢમાં વિષ હોય તે આશીવિષ કહેવાય; તે બે પ્રકારે છે. એક જાતિથી અને બીજા કર્મથી. તેમાં જાતિથી આશીવિષ વીંછી, દેડકા, સર્પ અને મનુષ્યની જાતીઓ છે ને તે અનુક્રમે વધારે વધારે વિષવાળા હોય છે, કારણ કે વીંછીનું ઝેર વધારેમાં વધારે અર્ધ ભરતક્ષેત્રપ્રમાણ શરીરમાં વ્યાપી શકે એટલું હોય છે, દેડકાનું વિષ આખા ભરત-ક્ષેત્રપ્રમાણ શરીરમાં વ્યાપી શકે એટલું હોય છે, સર્પનું વિષ જંબૂદ્વીપપ્રમાણ શરીરમાં વ્યાપી શકે એટલું હોય છે અને મનુષ્યનું વિષ અઢીદ્વીપપ્રમાણ શરીરમાં વ્યાપી શકે એટલું હોય છે. આ સર્વ ભેદો જાતિથી આશીવિષ કહેવાય છે; અને પંચેન્દ્રિય તિર્યંચ, મનુષ્ય અને સહસ્રાર સુધીના દેવો તે કર્મથી આશીવિષ છે. તેઓ તપ અનુષ્ઠાનથી અથવા કોઈ બીજા ગુણથી, વીંછી-સર્પ આદિથી જે કાર્ય સાધ્ય હોય, તે તેઓ કરે છે, એટલે કે

શાપ આપવાદિવડે બીજાને મારી નાંખી શકે છે. એમાં પણ દેવો અપર્યાપ્ત અવસ્થામાં એવી શક્તિવાળા હોય છે, કારણ કે તેઓ પૂર્વે મનુષ્યભવમાં ઉપાર્જિત આશીવિષલબ્ધિવાળા હોઇને સહસ્રાર દેવલોક પર્યન્તના દેવોમાં ઉત્પન્ન થયા હોય ત્યારે પર્યાપ્ત અવસ્થા ન થાય ત્યાંસુધી તેવી શક્તિવાળા હોય છે, તે પછી તે લબ્ધિ નથી હોતી, જો કે પર્યાપ્ત દેવો પણ શાપાદિવડે બીજાનો નાશ કરી શકે છે, તોપણ તે વખતે તેઓને લબ્ધિ છે એમ ન કહેવાય.

કેવળીની ઋદ્ધિ એ સર્વ પ્રસિદ્ધ છે, તથા વિપુલ મતિરૂપ મન:પર્યવજ્ઞાની, એટલે ઘણા વિશેષોયુક્ત વસ્તુના વિચારોને ગ્રહણ કરે તે વિપુલમતિ. અથવા સેંકડો પર્યાયો સહિત ચિન્તનીય ઘટાદિ વસ્તુવિશેષના વિચારને ગ્રહણ કરનારી મતિ તે વિપુલમતિ મન:પર્યવજ્ઞાન.

શિષ્ય:—સામાન્યથી એક મન:પર્યવજ્ઞાનજ અહીં કહ્યું હોત તો ચાલત, કારણ કે એ એકથીજ ઋજુમતિ અને વિપુલમતિનો સંગ્રહ થઇ જાત, વળી ઋજુમતિ અને વિપુલમતિ એ બે અહીં કહ્યા, તે પણ જુદા જુદા સ્થલે કેમ કહ્યા.? કારણ કે તે એકજ સ્થળે કહેવા યોગ્ય છે.

ગુરુ:—ત્હારૂં કહેવું સત્ય છે, પરન્તુ કોઈ અતિશય જ્ઞાનીએ જોએલ વિચિત્ર કારણથી સૂત્રની વિવિધ રચના હોય છે, તેથી શંકા કરવા જેવું નથી. છતાં એ બેમાં ઋજુમતિ આવેલું ચાલ્યું જાય છે, ને વિપુલમતિ તેમ નથી માટે ભેદ છે. કેવલજ્ઞાનની પછી વિપુલમતિ કહેવાનું કારણ પણ એવું સંભવે કે વિપુલમતિવાળાને જરૂર કેવલજ્ઞાન થાય છે. કેવળી-મન:પર્યવજ્ઞાની અને પૂર્વધરોની ઋદ્ધિ પ્રસિદ્ધ છે, કેમકે ઇન્દ્રોને પણ તેઓ પૂજ્ય છે. અર્હન્ત, ચક્રી, બળદેવ, અને વાસુદેવની ઋદ્ધિઓ પણ સર્વને પ્રસિદ્ધ છે. તેથી તેનું વિવેચન નથી કરતા. ૭૭૯-૭૮૦.

એજ અર્થ ભાષ્યકાર કહે છે.

संफरिसणमामोसो मुत्त-पुरीसाण विप्पुसो विप्पो ।
अन्ने विडि त्ति विट्टा भासंति य प त्ति पासवणं ॥ ७८१ ॥

एए अन्ने य बहू जेसिं सव्वे य सुरभओऽवयवा ।
रोगोवसमसमत्था ते हुंति तओसहिप्पत्ता ॥ ७८२ ॥

जो सुणइ सव्वओ सुणइ सव्वविसए व सव्वसोएहिं ।
सुणइ बहुए व सद्दे भिन्ने संभिन्नसोओ सो ॥ ७८३ ॥

रिजु सामण्णं तम्मत्तगाहिणी रिजुमई मणोनाणं ।
पायं विसेसविमुहं घडमेत्तं चिंतियं मुणइ ॥ ७८४ ॥

विउलं वत्थुविसेसणमाणं तग्गाहिणी मई विउला ।
चिंतियमणुसरइ घडं पसंगओ पज्जयसएहिं ॥ ७८५ ॥

अइसयचरणसमत्था जंघा-विज्जाहिं चारणा मुणओ ।
जंघाहिं जाइ पढमो नीसं काउं रविकरेऽवि ॥ ७८६ ॥

एगुप्पाएण गओ रुयगवरंमिओ तओ पडिनियत्तो ।
बीएणं नंदिस्सरमिहं तओ एइ तइएणं ॥ ७८७ ॥

पढमेण पंडगवणं बीओप्पाएण नंदणं एइ ।
तइओप्पाएण तओ इह जंघाचारणो एइ ॥ ७८८ ॥

पढमेण माणुसुत्तरनगं स नंदिस्सरं तु बिइएण ।
एइ तओ तइएणं कयचेइयवंदणो इहइं ॥ ७८९ ॥

पढमेण नंदणवणे बीओप्पाएण पंडगवणम्मि ।
एइ इहं तइएणं जो विज्जाचारणो होइ ॥ ७९० ॥

आसी दाढा तग्गयमहाविसासीविसा दुविहभेया ।
ते कम्म-जाइभेएणणेगहा-चउविहविगप्पा ॥ ७९१ ॥

मणनाणिग्गहणेणं विउलमई केवली चउब्भेओ ।
सम्मत्त-नाण-दंसण-चरणेहिं खयप्पसूएहिं ॥ ७९२ ॥

ओहिन्नाणावसरे मणपज्जव-केवलाण किं गहणं ? ।
लद्धिपसंगेण कयं गहणं जह सेसलद्धीणं ॥ ७९३ ॥

સ્પર્શ કરવાથી રોગ દૂર થાય તે આમર્ષૌષધિ, ઝાડા-પિશાબ સુવાસિત હોઇને રોગ દૂર કરવાને સમર્થ હોય તે વિપ્રુડૌષધિ, બીજાઓ વિડ એટલે વિષ્ઠા અને પ્ર એટલે પિશાબ એ બે ઔષધિપણાને પામેલ હોય તેને વિપ્રુડૌષધિ કહે છે, આ અને બીજા ઘણા અવયવો સુવાસિત હોઇને રોગ સમાવવાને સમર્થ હોવાથી તે તે ઔષધિપણાને પામેલા હોવાથી તે સર્વૌષધિ કહેવાય. જે સર્વ ઇન્દ્રિયોથી સાંભળે અને સર્વ વિષયો શ્રોતેન્દ્રિયથી જાણે, અથવા ભિન્ન ભિન્ન ઘણા શબ્દો સાંભળે તે સભિન્ન શ્રોતા કહેવાય. સામાન્યમાત્ર-ગ્રાહિણી મતિ તે ઋજુમતિ મનઃપર્યવજ્ઞાન છે, એ પ્રાયઃ વિશેષવિમુખ ઘટમાત્ર ચિન્તવ્યો છે એમ જાણે. અને વિપુલમતિ તે, ઋજુમતિએ જાણેલી વસ્તુને વિશેષપણે ગ્રહણ કરે એટલે સેંકડો પર્યાયે કરીને યુક્ત એ ચિંતનીય ;વસ્તુને વિશેષપણે ગ્રહણ કરનારી હોય છે. જંઘા અને વિદ્યાવડે અતિશય ગમનાગમન કરવાને સમર્થ હોય તે ચારણ મુનિયો છે. તેમાં જંઘાચારણ મુનિ સૂર્યના કિરણોની મદદવડે એક કુદકે રૂચકવર દ્વીપે જાય, ત્યાંથી પાછા ફરતાં બીજા કુદકે નંદીશ્વરદ્વીપે આવે અને ત્રીજા કુદકે અહીં પાછા આવે. (ઊર્ધ્વદિશામાં) પહેલા કુદકે પંડકવનમાં જાય બીજા કુદકે નંદનવનમાં આવે અને ત્રીજા કુદકે ત્યાંથી અહીં પાછા આવે. વિદ્યાચારણમુનિ પહેલા કુદકે માનુષોત્તર પર્વતપર જાય, બીજા કુદકે નંદીશ્વરદ્વીપે જાય અને ત્રીજા કુદકે ત્યાંથી અહિં આવી ચૈત્યવંદન કરે. ( ઉર્ધ્વદિશામાં) પહેલા કુદકે નંદનવનમાં જાય, બીજા કુદકે પંડકવનમાં જાય અને ત્રીજા કુદકે ત્યાંથી અહીં આવે. આશી એટલે દાઢા, તેમાં જેને મહાવિષ હોય તે આશીવિષ કહેવાય, તે આશીવિષ કર્મથી અને જાતિથી એમ બે પ્રકારે છે. તિર્યંચાદિ અનેક પ્રકારે કર્મથી આશીવિષો છે અને જાતિવડે આશીવિષો તિર્યંચાદિ ચાર પ્રકારે છે. અહીં મનઃપર્યવજ્ઞાન

ગ્રહણ કરવાથી વિપુલમતિ મનઃપર્યવ કહ્યું છે, અને સમ્યક્ત્વ-જ્ઞાન-દર્શન-તથા ચારિત્રવડે કેવળી ચાર પ્રકારે છે. અહીં અવધિજ્ઞાન કહેવાના અવસરે મનઃપર્યવજ્ઞાન ને કેવળજ્ઞાન શામાટે કહ્યું ? જેમ અવધિજ્ઞાનાવસરે ઋદ્ધિની સમાનતાથી બાકીની ઋદ્ધિઓ કહી છે, તેમ લબ્ધિના અવસરે તે કહ્યા છે. ૭૮૧-૭૯૩.

વાસુદેવ આદિના બળનું વર્ણન કરવાને નિર્યુક્તિકાર કહે છે.

सोलस रायसहस्सा सव्वबलेणं तु संकलनिबद्धं ।
अंछंति वासुदेवं अगडतडम्मि ठियं संतं ॥ ७९४ ॥७०।७१॥

घेत्तूण संकलं सो वामगहत्थेण अंछमाणाणं ।
भुंजिज्ज विलिंपिज्ज व महुमहणं ते न चाएंति ॥ ७९५ ॥७१।७२॥

दो सोला बत्तीसा सव्वबलेणं तु संकलनिबद्धं ।
अंछंति चक्कवट्टिं अगडतडम्मि ठियं संतं ॥ ७९६ ॥७२।७३॥

घेत्तूण संकलं सो वामगहत्थेण अंछमाणाणं ।
भुंजिज्ज विलिंपिज्ज व चक्कहरं ते न चाएंति ॥ ७९७ ॥७३।७४॥

जं केसवस्सउ बलं तं दुगुणं होइ चक्कवट्टिस्स ।
तत्तो बला बलवगा अपरिमियबला जिणवरिंदा ॥ ७९८ ॥७४।७५॥

વીર્યાંતરાયના ક્ષયોપશમથી વાસુદેવાદિકનું બલ અધિક દેખાય છે તે આ પ્રમાણે;
સોળ હજાર રાજાઓ હસ્ત-અશ્વ આદિ સર્વ બળવડે સાંકળથી બાંધેલા ને કૂપતટપર
રહેલા વાસુદેવને ખેંચે, તોપણ ન ખેંચાય અને એ વાસુદેવ ડાબા હાથે સાંકળ ગ્રહણ
કરીને તે બધાએ ખેંચાતા ( જમણા હાથે ) ભોજન ને વિલેપન કરે, તે રાજાઓ તેને
( વાસુદેવને ) જરાપણ ખેંચી શકે નહિ. બત્રીસ હજાર રાજાઓ સર્વ બળવડે સાંકળથી
બાંધેલા ને કૂપતટપર રહેલા ચક્રવતિને ખેંચે, અને તે ચક્રવર્તિ ડાબા હાથે સાંકળ ગ્રહણ
કરીને ખેંચાતા (જમણા હાથે) ભોજન અને વિલેપન કરે, પણ તે રાજાઓ ચક્રીને ખેંચી
શકે નહિ. વાસુદેવનું જેટલું બળ હોય, તેથી ચક્રવર્તિનું બળ બમણું હોય, શેષ સામાન્ય
લોકના બળથી બળદેવો વધારે બળવાન હોય, અને જિનેશ્વરો અપરિમિત બળવાળા
હોય. ૭૯૪ થી ૭૯૮. ભાવાર્થ ઉપર પ્રમાણે પણ વધારામાં "સમસ્ત વીર્યાંતરાયના
ક્ષયથી અપરિમિત બળવાળા જિનેશ્વરો હોય છે."

ઉપરોક્ત ઋદ્ધિઓ સિવાય બીજી પણ ક્ષીરાશ્રવાદિ લબ્ધિઓ છે, તે ભાષ્યકાર મહારાજ કહે છે.

खीर-महु-सप्पिसाओवमा उ वयणा तयासवा होंति ।
कोट्ठयधन्नसुनिग्गलसुत्तत्था कोट्ठबुद्धीया ॥ ७९९ ॥

जो सुत्तपएण बहुं सुयमणुधावइ पयाणुसारी सो ।
जो अत्थपएणत्थं अणुसरइ स बीयबुद्धी उ ॥ ८०० ॥

"ચક્રવર્તિની લાખ ગાયોનું દૂધ પચાસ હજાર ગાયોને પાય એમ અર્ધ અર્ધના અનુક્રમવડે કરીને છેવટે એક ગાયનું જે દૂધ નીકલે તે દૂધ-મધ-અને ઘી શર્કરાદિ અત્યંત મધુર દ્રવ્યથી પણ અતિશય મીઠાશવાળું મધ એ પ્રકારે ઘી પણ લેવું, તેના સ્વાદ જેવાં જેનાંવચનો હોય, તે (તીર્થંકર-ગણધરાદિ) ક્ષીરાશ્રવ, મધ્વાશ્રવ અને ઘૃતાશ્રવ લબ્ધિવાળા જાણવા તેઓ સમસ્તજનને સુખ કરનાર હોય છે. કોષ્ઠક (કોઠારમાં રહેલા) ધાન્યની પેઠે જેને સૂત્ર અને અર્થ નિરંતર સ્મૃતિયુક્ત હોવાથી ચિરસ્થાયી હોય, તે કોષ્ઠબુદ્ધિ લબ્ધિમાન્ કહેવાય, જે સૂત્રના એકજ પદથી સ્વબુદ્ધિવડે ઘણું શ્રુત જાણે તે પદાનુસારી લબ્ધિમાન્ કહેવાય, અને જે (ઉત્પાદ-વ્યય-ને ધ્રુવ ઇત્યાદિ) એકજ અર્થપ્રધાનપદવડે બીજા ઘણા અર્થને જાણે તે બીજબુદ્ધિ (ગણધરો) કહેવાય. ૭૯૯-૮૦૦.

उदय-क्खय-क्खओवसमो-वसमसमुत्था बहुप्पगाराओ ।
एवं परिणामवसा लद्धीओ होंति जीवाणं ॥ ८०१ ॥

એ પ્રમાણે પરિણામવશાત્ ઉદય-ક્ષય-ક્ષયોપશમ અને ઉપશમથી થએલી બહુ પ્રકારની લબ્ધિઓ જીવોને હોય છે. ૮૦૧.

ઉપર કહેલી અને એ સિવાય બાજી પણ લબ્ધિઓ જીવોને શુભ-શુભતરાદિ પરિણામવશાત્ અનેક પ્રકારની હોય છે, તેમાં વૈક્રિય અને આહારકાદિ નામકર્મના ઉદયથી વૈક્રિય અને આહારક લબ્ધિ પ્રાપ્ત થાય છે, દર્શનમોહનીયાદિકર્મના ક્ષયથી ક્ષાયિક સમકિત-ક્ષીણ મોહપણું અને મોક્ષ વિગેરે લબ્ધિઓ થાય છે, દાનાન્તરાય-લાભાન્તરાય આદિકર્મના ક્ષયોપશમથી અક્ષીણમહાનસી વિગેરે લબ્ધિ થાય છે, જે લબ્ધિવડે કરીને એકજણે લાવેલી ભિક્ષા ઘણાઓ ખાય તોપણ ખૂટે નહિ, અને જ્યારે પોતે ખાય ત્યારે નિષ્ઠાને પામે, તે અક્ષીણમહાનસી લબ્ધિ કહેવાય, અને દર્શનમોહનીય આદિ કર્મના ઉપશમથી ઉપશમસમકિત અને ઉપશાન્ત મોહપણું વિગેરે લબ્ધિઓ થાય છે. ૮૦૧

આ સંબંધમાં બીજો મત બતાવીને તેનું ખંડન કરે છે.

केई भणंति वीसं लद्धीओ तं न जुजए जम्हा ।
लद्धित्ति जो विसेसो अपरिमिया ते य जीवाणं ॥ ८०२ ॥
गणहर-तेया-हारय-पुलाय-वोमाइगमणलद्धीओ ।
एवं बहुगाओवि य सुव्वंति न संगहीयाओ ॥ ८०३ ॥

કેટલાએક વીશ લબ્ધિઓ કહે છે, તે યોગ્ય નથી; કેમકે "લબ્ધિ" એવો જે વિશેષ, તે જીવોને અસંખ્ય છે. ગણધરલબ્ધિ, તેજસલબ્ધિ, આહારકલબ્ધિ, પુલાકલબ્ધિ, આકાશગમનલબ્ધિ વગેરે ઘણી લબ્ધિઓ સંભળાય છે, પણ તે અહીં કહી નથી. ૮૦૨-૮૦૩

જેઓ વીશ લબ્ધિઓજ છે એમ કહે છે, તે વીશ લબ્ધિઓ આ પ્રમાણે માને છે, જેવી કે—૧ આમર્ષૌષધિ, ૨ શ્લેષ્મૌષધિ, ૩ મલૌષધિ, ૪ વિપ્રૌષધિ, ૫ સર્વૌષધિ, ૬ કોષ્ઠબુદ્ધિ, ૭ બીજબુદ્ધિ, ૮ પદાનુસારીબુદ્ધિ, ૯ સંભિન્નશ્રોતા, ૧૦ ઋજુમતિ, ૧૧ વિપુલમતિ, ૧૨ ક્ષીરમધુઘૃતાશ્રવલબ્ધિ, ૧૩ અક્ષીણમહાનસીલબ્ધિ, ૧૪ વૈક્રિયલબ્ધિ, ૧૫

ચારણલબ્ધિ, ૧૬ વિદ્યાધર, ૧૭ અર્હન્ત, ૧૮ ચક્રી, ૧૯ બળદેવ અને ૨૦ વાસુદેવ એ વીશ લબ્ધિઓ છે.

આ વીશ લબ્ધિઓ ભવસિદ્ધિક પુરૂષજીવોને હોય છે. એમાંથી જિનલબ્ધિ-બળદેવ-ચક્રી-વાસુદેવ-સંભિન્નશ્રોતા-જંઘાચરણ અને પૂર્વધર એ સાત લબ્ધિઓ ભવસિદ્ધિક સ્ત્રીજીવોને નથી હોતી, ૧૩ હોય છે. તેમજ એ સાત અને ઋજુમતિ તથા વિપુલમતિ મળીને નવ લબ્ધિઓ અભવ્ય પુરૂષોને પણ કદી નથી હોતી. વળી અભવ્ય સ્ત્રીઓને એ કહેલી નવ અને ક્ષીરમધ્વાશ્રવ મળીને દશ લબ્ધિઓ નથી હોતી પણ બાકીનીજ હોય છે. ૮૦૨-૮૦૩.

भव्वा-भव्वाइविसेसणत्थमहवा तयंपि सवियारं ।
भव्वाण्वि अभव्व चिय जं चक्कहराइओ भणिया ॥ ८०४ ॥

અથવા ભવ્ય-અભવ્ય આદિનો ભેદ કરવાને વીશ લબ્ધિઓ કહી છે એમ કહે છે તે પણ દોષયુક્ત છે. કેમકે ચક્રવર્તિ વિગેરે ભવ્યની લબ્ધિઓ છતાં પણ અભવ્ય ભવ્ય સાધારણ તરીકે એ લબ્ધિઓ કહી છે. ૮૦૪.

જો ઉપરોક્ત મતાવલમ્બી એમ કહે કે-એ વીશ લબ્ધિઓ ભવ્યોનેજ હોય છે, અને બાકીની ભવ્ય તથા અભવ્ય ઉભયને સાધારણ હોય છે. તેઓનું એમ કહેવું તે પણ દોષયુક્ત છે, કારણ કે એ વીશ સિવાયની બીજી ગણધર-પુલાક અને આહારકાદિલબ્ધિઓ ભવ્યોનેજ હોય છે. તેમજ ઉપરોક્ત વીશ લબ્ધિઓમાં કહેલી વૈક્રિયલબ્ધિ આમર્ષઔષધિ વિગેરે લબ્ધિઓ અભવ્યોને પણ હોય છે. આમ હોવાથી ભવ્યાભવ્યનો જે ભેદ કહ્યો, તે તો ન રહ્યો. વળી ચક્રવર્તિ વિગેરે ભવ્યપણે પ્રસિદ્ધ છતાં પણ તેમને જે વીશ લબ્ધિઓ કહી છે, તેમાંની આમર્ષઔષધિ-વૈક્રિય-વિદ્યાધરપણું વિગેરે લબ્ધિઓ અભવ્યની સમાન હોવાથી તે અભવ્યની લબ્ધિઓમાં કહેલી છે, તેથી તેમાં પણ દોષ આવે છે. કારણ કે આમર્ષઔષધિ આદિની માફક ચક્રવર્તિ આદિ લબ્ધિઓ અભવ્યને પણ થવી જોઇએ, પણ એ લબ્ધિઓ અભવ્યને કદિપણ હોતી નથી. ૮૦૪.

શિષ્ય:—શાથી જણાય, કે ચક્રવર્તિ લબ્ધિ ભવ્યોનેજ હોય?

पोग्गलपरियट्टद्धं जं नर-देवंतरं सुए भणियं ।
तो सो भव्वो, कालो जमयं नेव्वाणभावीणं ॥ ८०५ ॥

અર્ધપુદ્‌ગળપરાવર્તનું જે અંતર નરદેવ ( ચક્રિ ) નું કહ્યું છે, તેથી તે ભવ્યજ છે. કારણ કે આટલો કાળ જેનું ભવિષ્યમાં નિર્વાણ થવાનું હોય તેનેજ હોય છે. ૮૦૫.

" શ્રી ભગવતીજીમાં કહ્યું છે કે-હે ભગવન્ત! ચક્રવર્તિ થઇને બીજીવાર ચક્રવર્તિ થાય તેમાં કાળથી કેટલું અન્તર હોય છે? ગૌતમ! જઘન્યથી એક સાગરોપમ અધિક, અને ઉત્કૃષ્ટથી અર્ધપુદ્‌ગળપરાવર્તમાં કંઇક ન્યૂન-અંતર હોય છે. " આ ઉપરથી ચક્રવર્તિ ભવ્યજ હોય છે, કારણ કે અર્ધપુદ્‌ગળપરાવર્તપ્રમાણ અન્તર-કાળ જેને ભવિષ્યમાં મોક્ષ થવાનો હોય, તેનેજ ઘટે છે. અને જેમાં અભવ્યો હોય તેવા ભવનપતિ આદિ દેવોનું તો ઉત્કૃષ્ટથી અન્તર વનસ્પતિના કાળ જેટલુંજ કહ્યું છે. વળી ઇન્દ્ર-ચક્રવર્તિ આદિ પદયોગ્ય કર્મનો બંધ પણ ભવ્યને જ કહ્યો છે. તેથી ચક્રવર્તિ ભવ્ય હોય તેજ થાય છે. ૮૦૫.

આ પ્રમાણે પ્રસંગાગત ઋદ્ધિઓ અને અવધિજ્ઞાનનું સ્વરૂપ વિસ્તારથી કહીને ઉપસંહાર કરતાં ભાષ્યકાર મહારાજ કહે છે.

भणिओऽवहिणो विसओ तहावि तस्संगई पुणो भणइ ।
संखेवरुईण हियं अव्वामोहत्थमिट्ठं च ॥ ८०६ ॥

અવધિજ્ઞાનનો વિષય (વિસ્તારથી) કહ્યો, તોપણ ફરી સંક્ષેપથી કહે છે. કેમકે સંક્ષેપરુચિજીવોના હિત માટે અને મોહ ન થાય તે માટે ફરી કહે છે. ૮૦૬.

પૂર્વોક્તપ્રકારે અવધિજ્ઞાનનું સ્વરૂપ અને તેનો દ્રવ્ય-ક્ષેત્રાદિરૂપ જે વિષય તે વિસ્તારથી કહ્યો; તોપણ ફરીને અહીં તેનો વિષય સંક્ષેપથી કહે છે. ભગવાન્ દેવવાચકગણીજી જે નન્દી અધ્યયન સૂત્રકાર છે, તેઓએ પણ પ્રથમ વિસ્તારથી અવધિજ્ઞાન કહીને ફરી પણ સક્ષેપથી તેનો વિષય કહ્યો છે. જેમકે-"તે અવધિજ્ઞાન સંક્ષેપથી ચાર પ્રકારે છે; દ્રવ્યથી-ક્ષેત્રથી-કાળથી-અને ભાવથી. આ પ્રમાણે સંક્ષેપરૂચિ મન્દમતિવાળા જીવોના હિત માટે અને વ્યામોહ ન થાય તે માટે પુન: સંક્ષેપથી પણ વિષય કહ્યો છે. ૮૦૬.

ઉપર કહ્યા મુજબ અવધિજ્ઞાનનો વિષય કહે છે.

दव्वाइं अंगुला-वलिसंखेज्जाईयभागविसयाइं ।
पेच्छइ चउग्गुणाइं जहण्णओ मुत्तिमंताइं ॥ ८०७ ॥
उक्कोसं संखाईयलोगपोग्गलसमानिबद्धाइं ।
पइदव्वं संखाईयपज्जयाइं च सव्वाइं ॥ ८०८ ॥

જઘન્યથી અવધિજ્ઞાની દ્રવ્યથી અને ક્ષેત્રથી અંગુલના અસંખ્યાતમા ભાગવર્તિરૂપી દ્રવ્યોને જુએ છે. કાળથી એ દ્રવ્યના આવલીના અસંખ્યેય ભાગવર્તિ અતીત અનાગત પર્યાયોને જુએ છે, અને ભાવથી દરેક દ્રવ્યના ચાર ગુણો જુએ છે. તથા ઉત્કૃષ્ટથી અવધિજ્ઞાની દ્રવ્યથી અને ક્ષેત્રથી અસંખ્યેય લોકાકાશપ્રમાણ ખંડોમાં અવગાહી રહેલા દ્રવ્યોને જુએ છે. (જાણે છે.) (જો કે મૂર્ત દ્રવ્યો તો એકલાજ લોકાકાશમાં હોય છે, પરન્તુ કેવળ શક્તિમાત્રથી એનું એટલું પ્રમાણ કહ્યું છે.) કાળથી અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી અન્તર્ગત એ દ્રવ્યોના અતીત અનાગત પર્યાયોને જાણે છે, અને ભાવથી એકેક દ્રવ્યનાં અસંખ્યાત પર્યાયો જુએ છે-જાણે છે. ૮૦૮.

આ પ્રમાણે જઘન્યથી અને ઉત્કૃષ્ટથી પહેલાં અવધિજ્ઞાનનો વિષય વિસ્તારથી કહ્યો હતો, અને અહીં પુન: સંક્ષેપથી પણ કહ્યો.

એ કહેવાથી અવધિજ્ઞાનનો વિચાર પણ પૂર્ણ કર્યો.

# મનઃપર્યવજ્ઞાન.

હવે મનઃપર્યવજ્ઞાનનું સ્વરૂપ કહેવાને ભાષ્યકાર મહારાજ પ્રસ્તાવના કરે છે.

ओहिविभागे भणियपि लद्धिसामण्णओ मणोनाणं ।
विसयाइविभागत्थं भण्णइ नाणक्कमायातं ॥ ८०९ ॥

અવધિજ્ઞાનના અવસરે લબ્ધિ સામાન્યથી મનઃપર્યાયજ્ઞાન કહ્યું છે; તોપણ વિષયાદિના વિભાગ કરવાને પાંચ જ્ઞાનના અનુક્રમે આવેલું મનઃપર્યવજ્ઞાન કહે છે. ૮૦૯.

मणपज्जवनाणं पुण जणमणपरिचिंतियत्थपागडणं ।
माणुसखेत्तनिबद्धं गुणपच्चइयं चरित्तवओ ॥ ८१० ॥७५।७६॥

મનઃપર્યવજ્ઞાન જીવોના મનમાં ચિન્તવેલા અર્થને પ્રગટ કરનારૂં છે. તે મનુષ્ય ક્ષેત્રપ્રમાણ વિષયવાળું છે, ને ગુણ પ્રત્યયિક હોવાસાથે ચારિત્રવન્તને હોય છે.

રૂપીદ્રવ્યને જાણવું, ક્ષયોપશમ ભાવે થવું અને પ્રત્યક્ષાદિપણે મનઃપર્યવજ્ઞાનની અવધિજ્ઞાનની સાથે સમાનતા છતાં પણ સ્વામી આદિના ભેદ આમાં ભેદ છે. આ મનઃપર્યવજ્ઞાન મનુષ્યક્ષેત્રમાં (અઢી દ્વીપ અને બે સમુદ્ર) રહેલા પ્રાણીઓના મનથી ચિન્તવેલા અર્થને પ્રગટ કરે છે, પણ એ ક્ષેત્રથી બહારના પ્રાણીઓના ચિન્તિત અર્થને જાણી શકતું નથી. વળી ક્ષમા આદિ વિશિષ્ટગુણોથી અપ્રમત્ત ચારિત્રવાળાનેજ આ મનઃપર્યવજ્ઞાન થાય છે, બીજાને નહિ.

पुणसद्दो उ विसेसे रूविनिबंधाइतुल्लभावेऽवि ।
इदमोहिन्नाणाओ सामिविसेसाइणा भिन्नं ॥ ८११ ॥

(મૂળમાં) પુનઃ શબ્દ વિશેષાર્થે છે. રૂપીદ્રવ્ય જાણવાદિપણે સમાન છતાં પણ સ્વામિઆદિના વિશેષથી આ મનઃપર્યવજ્ઞાન અવધિજ્ઞાનથી ભિન્ન છે. ૮૧૧

આ જ્ઞાન, કોને ને કેટલા ક્ષેત્રનો વિષય કરનારૂં હોય છે? તે કહે છે.

तं संजयस्स सव्वप्पमायरहियस्स विविहरिद्धिमओ ।
समयक्खेत्तब्भंतरसण्णिमणोगयपरिण्णाणं ॥ ८१२ ॥

તે મનઃપર્યવજ્ઞાન વિવિધ ઋદ્ધિવાળા અપ્રમત્ત સંયતને, મનુષ્યક્ષેત્રની અન્દર રહેલા સંજ્ઞી જીવોના મનોગત ભાવને જાણનારૂં હોય છે. ૮૧૨.

એ પ્રમાણે મનઃપર્યવજ્ઞાનનો ક્ષેત્રથી વિષય કહીને હવે દ્રવ્યથી-કાળથી અને ભાવથી વિષય કહે છે.

मुणइ मणोदव्वाइं नरलोए सो मणिज्जमाणाइं ।
काले भूय-भविस्से पलियाऽसंखेज्जभागम्मि ॥ ८१३ ॥

दव्वमणोपज्जाए जाणइ पासइ य तग्गएऽणंते ।
तेणावभासिए उण जाणइ बज्झेऽणुमाणेणं ॥ ८१४ ॥

તે મનઃપર્યવજ્ઞાની મનુષ્યક્ષેત્રમાં સંજ્ઞીજીવોએ ચિન્તવેલા મનોદ્રવ્યને પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ અતીત અનાગત કાળપર્યન્ત જાણે છે; અને તે મનના અનન્તા પર્યાયો જાણે છે, તથા દ્રવ્યમનવડે જાણેલા બાહ્યઘટાદિ પદાર્થોને તો અનુમાનથી જાણે છે. ૮૧૩-૮૧૪.

મનુષ્યક્ષેત્રમાં સંજ્ઞીજીવોએ કાયયોગે ગ્રહણ કરીને મનોયોગવડે મનપણે પરિણમાવેલા મનોદ્રવ્યને મનઃપર્યવજ્ઞાની જાણે છે. આ તે જ્ઞાનનો દ્રવ્યથી વિષય કહ્યો, અને ભાવથી તો સર્વપર્યાયરાશીના અનન્તમાભાગે રૂપાદિ અનન્તાપર્યાયો દ્રવ્યમનના, જે ચિન્તાનુગત હોય તેને જાણે છે. પણ ભાવમનના પર્યાયોને જાણે નહિ. કારણ કે ભાવમન તો જ્ઞાનરૂપ છે અને જ્ઞાન અમૂર્ત છે, અમૂર્ત વિષયને તો છદ્મસ્થ ગ્રહણ કરી શકે નહિ, તેથી ચિન્તાનુગત મનોદ્રવ્યનાજ પર્યાયો જાણે, પણ ચિન્તનીય બાહ્યઘટાદિ વસ્તુના પર્યાયો ન જાણે. દ્રવ્યમનવડે વિચારેલા બાહ્યઘટાદિ પદાર્થોને તો અનુમાનથી જાણે પરન્તુ સાક્ષાત્ ન જાણે. કેમકે ચિન્તવન કરનાર તો રૂપી અને અરૂપી ઉભય પ્રકારની વસ્તુઓનું ચિન્તવન કરે, પરન્તુ છદ્મસ્થ અમૂર્ત વસ્તુને તો સાક્ષાત્ ન જુએ, તેથી સમજી શકાય છે કે ચિન્તનીય વસ્તુ અનુમાનથીજ જણાય છે. કાળથી, ઉપરોક્ત મનોદ્રવ્યના પર્યાયો ભૂત અને ભવિષ્યકાળ સંબંધી પલ્યોપમના અસંખ્યાતમા ભાગપર્યન્ત જાણે છે.

નન્દીસૂત્રમાં કહ્યું છે કે તે મનઃપર્યવજ્ઞાન સંક્ષેપથી ચાર પ્રકારે કહ્યું છે. દ્રવ્યથી-ક્ષેત્રથી-કાળથી-અને ભાવથી. દ્રવ્યથી ઋજુમતિ અનન્તપ્રદેશી અનન્તા સ્કંધો જાણે છે અને જુએ છે. મનઃપર્યવજ્ઞાન ઉત્તમ ક્ષયોપશમથી થતું હોવાથી વસ્તુને વિશેષરૂપે ગ્રહણ કરતુંજ ઉત્પન્ન થાય છે. પણ સામાન્યરૂપે ગ્રહણ કરતું નથી ને તેથી આ મનઃપર્યાય માત્ર જ્ઞાનરૂપજ છે, દર્શનરૂપ નથી.

શિષ્યઃ—જો દર્શન હોય તોજ જુએ છે, એમ કહી શકાય, અને અહીં દર્શનનો નિષેધ કેમ કરો છો?

શ્રીગુરૂ ઉપરોક્ત શિષ્યની શંકાના સમાધાનાર્થે કહે છે કે—

सो य किर अचक्खुद्दंसणेण पासइ जहा सुयन्नाणी ।
जुत्तं सुए परोक्खे न उ पच्चक्खे मणोनाणे ? ॥ ८१५ ॥

શ્રુતજ્ઞાનીની પેઠે મનઃપર્યવજ્ઞાની અચક્ષુદર્શનવડે જુએ છે. પરોક્ષ શ્રુતજ્ઞાનમાં (અચક્ષુદર્શન) યુક્ત છે, પણ પ્રત્યક્ષ મનઃપર્યવજ્ઞાનમાં ન હોય. ૮૧૫.

પૂર્વે ૫૫૩ મી ગાથામાં કહ્યું છે કે "ઉપયોગવાન શ્રુતજ્ઞાની સર્વદ્રવ્યાદિ યથાર્થ જાણે છે અને જુએ છે. તેમાં કેટલાએક કહે છે કે તે શ્રુતજ્ઞાની દ્રવ્યાદિને અચક્ષુદર્શનથી જુએ છે." તેમ મનઃપર્યવજ્ઞાની પણ અચક્ષુદર્શનથી જુએ છે. જેમકે ઘટ-પટાદિ અર્થ ચિન્તવનાર વ્યક્તિનાં મનોદ્રવ્યોને મનઃપર્યવજ્ઞાની પ્રત્યક્ષથી જાણે છે, અને તેજ દ્રવ્યોને માનસ અચક્ષુદર્શનથી વિચારે છે. આ અપેક્ષાએ "જુએ છે" એમ કહેવાય છે. કારણ કે મનઃપર્યવજ્ઞાનીને મનઃપર્યવજ્ઞાન પછી તરતજ માનસઅચક્ષુદર્શન ઉત્પન્ન થાય છે. તેથી મનઃપર્યવજ્ઞાનથી જાણે છે અને અચક્ષુદર્શનથી જુએ છે.

શિષ્યઃ—ભગવન્! મતિ-શ્રુતજ્ઞાન પરોક્ષ હોવાથી શ્રુતજ્ઞાન પરોક્ષાર્થ વિષયવાળું છે અને અચક્ષુદર્શન પણ મતિજ્ઞાનનો ભેદ હોવાથી પરોક્ષાર્થ વિષયવાળુંજ છે, તેથી શ્રુતજ્ઞાનના વિષયભૂત મેરૂ-સ્વર્ગ આદિ પરોક્ષ પદાર્થમાં અચક્ષુદર્શન ઉચિત છે, કેમકે તે

અચક્ષુદર્શનને પણ તેનું આલંબન છે તેથી તે શ્રુતના સમાન વિષયવાળું છે; પરન્તુ "અવધિ-મનઃપર્યાય-અને કેવળજ્ઞાન એ ત્રણ પ્રત્યક્ષ હોવાથી" મનઃપર્યાયજ્ઞાન પણ પ્રત્યક્ષ અર્થનો વિષય કરનાર છે. તેથી પરોક્ષ અર્થનો વિષય કરનાર અચક્ષુદર્શનની તે મનઃપર્યવજ્ઞાનમાં કેવી રીતે પ્રવૃત્તિ થાય? કારણ કે તે ભિન્ન વિષયવાળું છે. ૮૧૫.

શ્રીગુરૂ એનો ઉત્તર આપે છે—

जइ जुज्जए परोक्खे पच्चक्खे नणु विसेसओ घडइ ।
नाणं जइ पच्चक्खं न दंसणं तस्स को दोसो ? ॥ ८१६ ॥

જો પરોક્ષ અર્થમાં અચક્ષુદર્શન યુક્ત છે તો પ્રત્યક્ષ અર્થમાં વિશેષે કરીને તે ઘટે છે. જો જ્ઞાન પ્રત્યક્ષ છે અને દર્શન પ્રત્યક્ષ નથી એમ કહો તો તેમાં તે જ્ઞાનમાં શું દોષ આવે છે? ૮૧૬

જો પરોક્ષ અર્થમાં અચક્ષુદર્શનની પ્રવૃત્તિ માની શકાય છે, તો પછી પ્રત્યક્ષ અર્થમાં તો તે વિશેષે કરીને માનવી જોઇએ. કેમકે ચક્ષુપ્રત્યક્ષથી જણાએલ ઘટ આદિ જે પ્રત્યક્ષ અર્થ તે તે સંબંધી અચક્ષુદર્શનમાં વિશેષ અનુગ્રાહક છે; તેમ અહીં માત્ર મનોદ્રવ્યરૂપ અર્થને પ્રત્યક્ષપણે ગ્રહણ કરતા મનઃપર્યાયજ્ઞાનમાં પ્રત્યક્ષપણું યુક્ત છે; અને અચક્ષુદર્શન એ મતિજ્ઞાનનો ભેદ હોવાથી, તેમજ પરોક્ષ અથને ગ્રહણ કરનાર હોવાથી, તેમાં પ્રત્યક્ષપણું નથી; તોપણ તે દર્શન મનઃપર્યાયજ્ઞાનને અનુગ્રાહક તો થાય છે.

શિષ્યઃ—એમ માનવાથી તો મનઃપર્યાયજ્ઞાનના પ્રત્યક્ષપણામાં વિરોધ આવશે.

ગુરૂઃ—વિરોધ નહિ આવે. કારણ કે જેમ અવધિજ્ઞાનવાળાને ચક્ષુદર્શન અને અચક્ષુદર્શનવડે પરોક્ષ અર્થને જોતાં તેના પ્રત્યક્ષપણામાં કંઇપણ વિરોધ નથી આવતો, તેમ અહીં પણ મનઃપર્યાયજ્ઞાન અને અચક્ષુદર્શન અનુક્રમે પ્રત્યક્ષ તથા પરોક્ષ અર્થનો વિષય કરનાર હોવાથી મનઃપર્યાયજ્ઞાનના પ્રત્યક્ષપણામાં કંઇ વિરોધ નથી. મનઃપર્યાયજ્ઞાનવાળો પોતાના જ્ઞાનથી મનોદ્રવ્ય-પર્યાયોને સાક્ષાત્પણે જાણે છે અને માનસઅચક્ષુદર્શનથી પરોક્ષપણે જુએ છે. ૮૧૬.

બીજા આચાર્યો "જુએ છે" એ પદ બીજી રીતે સમજાવે છે. તે માટે તેમનો મત જણાવે છે.

अन्नेऽवहिदंसणओ वयंति न य तस्स तं सुए भणियं ।
न य मणपज्जवदंसणमन्नं च चउप्पयाराओ ॥ ८१७ ॥

બીજા આચાર્યો, અવધિદર્શનથી ( મનઃપર્યવજ્ઞાની ) જુએ છે, એમ કહે છે, ( તે યુક્ત નથી, કેમકે ) મનઃપર્યવજ્ઞાનીને તે અવધિદર્શન શ્રુતમાં કહ્યું નથી, અને દર્શનના ચાર પ્રકાર (ચક્ષુદર્શન આદિ) સિવાય બીજું મનઃપર્યવદર્શન પણ કહ્યું નથી. ૮૧૭.

બીજા કેટલાક આચાર્યો એમ કહે છે કે મનઃપર્યાયજ્ઞાની અવધિદર્શનથી જુએ છે અને મનઃપર્યાયજ્ઞાનથી જાણે છે. તેઓનું એમ કહેવું અયોગ્ય છે. કારણ કે મનઃપર્યાયજ્ઞાનવાળાને અવધિદર્શન શ્રુતમાં કહ્યું નથી. અર્થાત્ મનઃપર્યાયજ્ઞાનવાળાને અવધિજ્ઞાન અને અવધિદર્શન હોવુંજ જોઇએ એમ કંઈ નથી; અવધિ સિવાય પણ મતિ-શ્રુત-ને મનઃપર્યાય, એમ ત્રણ જ્ઞાન આગમમાં કહ્યાં છે. જેમકે-" હે ભગવન્! મનઃપર્યવજ્ઞાન લબ્ધિવાળા જીવો, જ્ઞાની હોય કે અજ્ઞાની હોય? ગૌતમ! તે જ્ઞાની હોય, અજ્ઞાની ન

હોય. (તેમાં) કેટલાએક ત્રણ જ્ઞાનવાળા હોય અને કેટલાએક ચાર જ્ઞાનવાળા હોય. જે ત્રણ જ્ઞાનવાળા હોય, તે મતિ-શ્રુત અને મનઃપર્યયજ્ઞાનવાળા હોય, અને જે ચાર જ્ઞાનવાળા હોય તે મતિ-શ્રુત-અવધિ-ને મનઃપર્યયજ્ઞાનવાળા હોય." આ પ્રમાણે મનઃપર્યયજ્ઞાનવાળાને અવધિજ્ઞાન-દર્શનનો નિયમ નથી, તેથી તે "અવધિદર્શનથી જુએ છે" એમ કેમ કહી શકાય ?

શિષ્યઃ—જો એમ માનવું અયુક્ત હોય, તો જેમ અવધિજ્ઞાનનું દર્શન છે, તેમ મનઃપર્યયનું પણ દર્શન માનીને "મનઃપર્યયદર્શનવડે મનઃપર્યયજ્ઞાની જુએ છે," એમ માનીએ તો શો દોષ છે ?

ગુરૂઃ—ચક્ષુ આદિ ચાર પ્રકારના દર્શન સિવાય પાંચમું મનઃપર્યયદર્શન સિદ્ધાન્તમાં કહ્યું નથી, કે જેવડે મનઃપર્યયજ્ઞાની જુએ છે એમ કહી શકાય. આગમમાં કહ્યું છે કે-"હે ભગવન્! કેટલા પ્રકારનાં દર્શન કહ્યાં છે. ગૌતમ! ચાર પ્રકારનાં દર્શન કહ્યાં છે. ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવળદર્શન." આ રીતે મનઃપર્યયદર્શનનો અભાવ હોવાથી મનઃપર્યયજ્ઞાની મનઃપર્યયદર્શનથી જુએ છે એમ કહી શકાય નહિ. ૮૧૭.

હવે બીજો અભિપ્રાય જણાવીને કહે છે.

अहवा मणपज्जवदंसणस्स मयमोहिदंसणं सण्णा ।
विब्भंगदंसणस्स व नणु भणियमिदं सुयाईयं ॥ ८१८ ॥

અથવા વિભંગદર્શનની પેઠે અવધિદર્શન મનઃપર્યવદર્શનની સંજ્ઞા (નામ) વાળું માન્યું હશે. ના, એમ કહેવું તે શ્રુતથી વિરૂદ્ધ છે. ૮૧૮

અથવા જો કોઇ એમ માને કે જેમ વિભંગદર્શન એ અવધિદર્શનજ કહેવાય છે, તેમ મનઃપર્યવદર્શન પણ અવધિદર્શનજ છે. અર્થાત્ અવધિદર્શન એ મનઃપર્યયદર્શનનું બીજું નામ હશે. એટલે કે જેમ ચક્ષુ આદિ ચાર દર્શન સિવાય પાંચમું વિભંગદર્શન નથી કહ્યું, પરન્તુ અવધિદર્શનમાંજ તેનો સમાવેશ કર્યો છે, તેમ મનઃપર્યવદર્શન પણ અવધિદર્શનમાં અન્તર્ભૂત થશે, અને તેથી મનપર્યવજ્ઞાની મનઃપર્યવદર્શનથી જુએ છે, એમ કહી શકાશે. આચાર્યશ્રી કહે છે કે-એમ નહિં, કારણ કે એ અભિપ્રાય આગમથી વિરૂદ્ધ છે. ૮૧૮.

जेण मणोनाणविओ दो तिण्णि व दंसणाइं भणियाइं ।
जइ ओहिदंसणं होज्ज होज्ज नियमेण तो तिण्णि ॥ ८१९ ॥

કારણ કે-મનઃપર્યવજ્ઞાનીને બે અથવા ત્રણ દર્શનો કહ્યાં છે, જો તેમને અવધિદર્શન હોય તો અવશ્ય ત્રણ દર્શનજ હોય. ૮૧૯.

શ્રીભગવતીસૂત્રમાં આશીવિષઉદ્દેશે મનઃપર્યયજ્ઞાનના સંબંધમાં ચક્ષુ-અચક્ષુદર્શન અથવા ચક્ષુ-અચક્ષુ-અને અવધિદર્શન એમ બે અથવા ત્રણ દર્શન કહ્યાં છે, તેમાં જે મતિ-શ્રુત-અને મનઃપર્યય એમ ત્રણ જ્ઞાનવાળા હોય તેને બે દર્શન અને જે મતિ-શ્રુત-અવધિ અને મનઃપર્યાય એમ ચાર જ્ઞાનવાળા હોય, તેને ત્રણ દર્શન કહ્યાં છે. માટે મનઃપર્યવજ્ઞાનવાળાને અવધિદર્શન કહેવું, એ આગમ વિરૂદ્ધ છે, અને જો મનઃપર્યવજ્ઞાનવાળાને અવધિદર્શન હોય, તો મતિ-શ્રુત-અને મનઃપર્યવ એ ત્રણ જ્ઞાનવાળાને પણ

અવશ્ય ત્રણ દર્શન હોવાંજ જોઇએ, પણ બે ન હોવાં જોઇએ, પરન્તુ તેમને તો બેજ દર્શન કહ્યાં છે, તેથી ઉપરોક્ત અભિપ્રાય સૂત્રવિરૂદ્ધ છે. ૮૧૯.

પુન: બીજા આચાર્યનો મત જણાવે છે.

अन्ने उ मणोनाणी जाणइ पासइ य जोऽवहिसमग्गो ।
इयरो य जाणइ चिय संभवमेत्तं सुएऽभिहियं ॥ ८२० ॥

બીજાઓ એમ કહે છે કે જે અવધિજ્ઞાન સહિત મન:પર્યવજ્ઞાની હોય, તે જાણે છે અને જુએ છે, તથા જે અવધિજ્ઞાનરહિત હોય તે માત્ર જાણે છેજ. છતાં સંભવમાત્રથી જુએ છે, એમ સૂત્રમાં કહ્યું છે. ૮૨૦.

જે અવધિજ્ઞાન સહિત ચાર જ્ઞાનવાળા મન:પર્યવજ્ઞાની હોય, તે મન:પર્યવજ્ઞાનથી જાણે છે અને અવધિદર્શનથી જુએ છે. અને જે અવધિજ્ઞાન રહિત ત્રણ જ્ઞાનવાળા મન:-પર્યવજ્ઞાની હોય, તે કેવળ મન:પર્યવજ્ઞાનથી જાણે ખરા પણ જુએ નહિ, કેમકે તેમને અવધિદર્શન નથી હોતું. આ ઉપરથી કેવળ મન:પર્યવજ્ઞાનની અપેક્ષાએ સંભવ માત્ર-થીજ જાણે છે અને જુએ છે એમ નન્દીસૂત્રમાં કહ્યું છે. ૮૨૦.

વળી બીજા આચાર્યો, જાણે છે અને જુએ છે, એ પદોનો અર્થ બીજી રીતે કરે છે તે જણાવવાને કહે છે કે—

अन्ने जं सागारं तो तं नाणं न दंसणं तम्मि ।
जम्हा पुण पच्चक्खं पेच्छइ तो तेण तन्नाणी ॥ ८२१ ॥

કેટલાક આચાર્યો કહે છે કે ( મન:પર્યાયજ્ઞાન ) સાકાર છે, તેથી તેમાં દર્શન નથી, પરન્તુ તે પ્રત્યક્ષ હોવાથી તેવડે તે જ્ઞાની જુએ છે. ૮૨૧.

મન:પર્યાયજ્ઞાન અતિશય શ્રેષ્ઠ ક્ષયોપશમથી થતું હોવાથી, તે સાકારજ ઉત્પન્ન થાય છે, તેથી તે જ્ઞાનરૂપજ હોવાથી માત્ર જાણે છે, પરન્તુ તેમાં અવધિ-કેવળજ્ઞાનની પેઠે દર્શન નથી, તેથી તે જુએ નહિ.

શિષ્ય:—ત્યારે મન:પર્યાયજ્ઞાની જુએ છે એમ કેમ કહી શકાય ?

ગુરુ:—મન:પર્યવજ્ઞાન પ્રત્યક્ષ હોવાથી તે જ્ઞાનવાળા મન:પર્યવજ્ઞાનથી જુએ છે. કેમકે પ્રત્યક્ષ એટલે વધારે સારી રીતે જોવું તે. આ ઉપરથી મન:પર્યવજ્ઞાની તેવડે જુએ છે અને તે સાકાર હોવાથી જાણે છે. માટે યથોક્તન્યાયથી દર્શન ન હોય તો પણ મન:-પર્યાયજ્ઞાની જુએ છે અને જાણે છે એમ કહી શકાય.

આ અભિપ્રાય પણ મૂળ ટીકાકારે દૂષિત કહ્યો છે. કારણ કે-મન:પર્યાયજ્ઞાન સાકાર હોવાથી તેમાં દર્શન નથી, અને પ્રત્યક્ષ હોવાથી "જેવડે વસ્તુ દેખાય તે દર્શન," એમ જે વચનયુક્તિ કહી છે તે વિરૂદ્ધ છે. કેમકે આ જ્ઞાન સાકાર હોવાથી એમાં દર્શનનો નિષેધ કર્યો છે, છતાં પણ " જેવડે દેખાય તે દર્શન " એ વ્યુત્પત્તિથી દર્શનની પ્રાપ્તિ કહી છે. વળી " જાણે છે " એ પદથી તેનું સાકારપણું સિદ્ધ કર્યું છે. અને "જુએ છે" એ પદથી દર્શનરૂઢ શબ્દથી તેનું અનાકારપણું સિદ્ધ કર્યું છે, આથી પરસ્પર વિરૂદ્ધ ધર્મની પ્રાપ્તિ થતી હોવાથી એ અભિપ્રાય પણ અયોગ્ય છે. ૮૨૧.

શિષ્ય:-જો ઉપરોક્ત સર્વ અભિપ્રાયો દોષવાળા હોવાથી અયોગ્ય છે, તો 'જુએ છે' એમ માનવામાં દોષરહિત સત્ય અભિપ્રાય કયો છે તે કૃપા કરી જણાવો.

भण्णइ, पन्नवणाए मणपज्जवनाणपासणा भणिया ।
ताए व पासए सो, संदेहो हेउणा केण ? ॥ ८२२ ॥

કહીએ છીએ કે, પ્રજ્ઞાપના સૂત્રમાં મનઃપર્યવજ્ઞાનને જોવાપણું કહ્યું છે, તેથીજ તે જુએ છે. એમાં કયા હેતુથી સંદેહ રહે છે ? ૮૨૨.

પ્રજ્ઞાપનાસૂત્રમાં ત્રીશમા પદે મનઃપર્યાયજ્ઞાનને સારી રીતે જોવારૂપ સાકાર ઉપયોગ-વિષયક જોવાપણારૂપ પશ્યત્તા કહી છે, ને તેવડે મનઃપર્યાયજ્ઞાની "જુએ છે" એમ કહેવાય છે, આ અભિપ્રાયજ આગમોક્ત હોવાથી નિર્દોષ છે, બાકીના અભિપ્રાયો આગમોક્ત ન હોવાથી દોષવાળા છે, તેથી તે અગ્રાહ્ય છે.

( આ ગાથા પ્રક્ષેપ હોય એમ જણાય છે, કેમકે આ ગાથા જુની બન્ને ટીકાઓમાં અને કેટલાક ભાષ્યના પુસ્તકોમાં પણ નથી, કોઇક ભાષ્યના પુસ્તકોમાં જણાય છે, વળી કંઈક સાભિપ્રાય હોવાથી અમે અહીં કહી છે.)

સત્પદ પ્રરૂપણાદિદ્વારો અવધિજ્ઞાનની પેઠે મનઃપર્યવજ્ઞાનનાં પણ કહેવા. માત્ર અપ્રમત્ત સંયત આ જ્ઞાનના ઉત્પાદક સ્વામી છે, તેના અનુસારે સર્વત્ર ભિન્ન ભિન્નપણું સ્વયં વિચારી લેવું. ૮૨૨.

મનઃપર્યવજ્ઞાનનો વિચાર પૂર્ણ થયો.

## કેવલજ્ઞાન.

હવે કેવળજ્ઞાનનો અધિકાર કહે છે.

अह सव्वदव्वपरिणामभावविन्नत्तिकारणमणंतं ।
सासयमप्पडिवाई एगविहं केवलन्नाणं ॥ ८२३ ॥७६।७७॥

સર્વ દ્રવ્યાદિના પરિણામની સત્તાને વિશેષ જાણવાનું કારણ, અનન્ત, શાશ્વત અને અપ્રતિપાતિ એવું કેવળજ્ઞાન જે છે તે એકપ્રકારે છે. ૮૨૩.

નંદી વિગેરે સૂત્રમાં કહ્યા મુજબ તથા શુદ્ધિ, લાભ અને પૂર્વે ૭૯ મી ગાથામાં કહ્યા મુજબ અનુક્રમ જણાવવાને મૂળમાં " अह " શબ્દ મૂક્યો છે. એટલે કે મનઃપર્યવજ્ઞાનનું કહ્યા પછી હવે કેવળજ્ઞાનનું સ્વરૂપ કહીશું. આ કેવળજ્ઞાન જીવાદિ સર્વદ્રવ્યના પ્રયોગ-સ્વભાવ અને તે બન્ને પ્રકારે પણ થતા પરિણામ-ઉત્પાતાદિ સર્વ પર્યાયો તેની સત્તાને વિશેષ પ્રકારે જાણનાર છે. વળી ભેદ વિનાનું છતાં પણ સર્વ દ્રવ્ય-ક્ષેત્ર કાલ અને ભાવના અસ્તિપણાને જણાવનાર છે. જાણવા યોગ્ય અનન્ત વિષય હોવાથી તેમજ અનન્ત પર્યાયવાળું હોવાથી કેવળજ્ઞાન અનન્ત છે ( અન્તરહિત છે. ) નિરન્તર ઉપયોગવાળું હોવાથી શાશ્વતું છે, નાશ નહિ પામતું હોવાથી અવ્યય છે-અપ્રતિપાતિ છે, સર્વ જ્ઞાનાવરણનો ક્ષય થએ ઉત્પન્ન થતું હોવાથી તેમજ સર્વ જાણવાયોગ્ય પદાર્થને જણાવનાર હોવાથી અને મતિ આદિ જ્ઞાનોની અપેક્ષા વિનાનું હોવાથી કેવળ એવું જે જ્ઞાન તે કેવલજ્ઞાન છે, તે એકજ પ્રકારનું છે, એટલે તેમાં બીજા ભેદો નથી. ૮૨૩.

ઉપરોક્ત અર્થ જણાવવાને હવે ભાષ્ય કહે છે.

मणपज्जवनाणाओ केवलमुद्देस-सुद्धि-लाभेहिं ।
पुव्वमणंतरमभिहियमहासद्दोऽयं तयत्थम्मि ॥ ८२४ ॥

सव्वदव्वाण पओग-वीससा-मीसया जहाजोग्गं ।
परिणामा पज्जाया जम्म-विणासादओ सव्वे ॥ ८२५ ॥

तेसिं भावो सत्ता सलक्खणं वा विसेसओ तस्स ।
नाणं विण्णत्तीए कारणं केवलंनाणं ॥ ८२६ ॥

किं बहुणा सव्वं सव्वओ सया सव्वभावओ नेयं ।
सव्वावरणाईयं केवलमेगं पयासेइ ॥ ८२७ ॥

पज्जायओ अणंतं सासयमिट्ठं सदोवओगाओ ।
अव्वयओऽपडिवाइ एगविहं सव्वसुद्धीए ॥ ८२८ ॥

મનઃપર્યવજ્ઞાન પછી પૂર્વે કહ્યા મુજબ ઉદ્દેશ-શુદ્ધિ-અને લાભવડે સર્વ આવરણનો ક્ષય થયે સર્વોત્કૃષ્ટ વિશુદ્ધિ થવાથી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, તેથી સર્વની ઉપર કેવળજ્ઞાન કહ્યું છે, તેમજ સમસ્ત જ્ઞાનોનો લાભ થયા પછીજ કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેથી સર્વની પછી કેવળજ્ઞાન કહ્યું છે. મનઃપર્યવજ્ઞાન કહ્યા પછી કેવળજ્ઞાન કહીશું એમ કહ્યું છે તે જણાવવા માટે આ અથ શબ્દ છે. સર્વ દ્રવ્યના યથાયોગ્ય પ્રયોગ-વિસ્રસા-મિશ્રથી જન્ય પરિણામો એટલે ઉત્પાદ-વ્યય આદિ સર્વ પર્યાયો, તેના ભાવ એટલે સ્વ-લક્ષણ-સત્તા, તેનું જ્ઞાન, અથવા વિશેષ જ્ઞાનનું કારણ તે કેવળજ્ઞાન. વધારે શું કહેવું, સર્વ પદાર્થને સર્વથા પ્રકારે નિરન્તર સવ પર્યાયથી જાણે, સર્વ આવરણરહિત એવું એકજ કેવળજ્ઞાન પ્રકાશે છે. તે પર્યાયથી અનન્ત છે, નિરન્તર ઉપયોગવાળું હોવાથી શાશ્વતું છે, નાશ નહિ પામતું હોવાથી અપ્રતિપાતિ છે અને સવશુદ્ધિવાળું હોવાથી એકજ પ્રકારે છે. ૮૨૪ થી ૮૨૮.

શિષ્યઃ—જેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હોય એવા જે તીર્થંકરાદિ તે શબ્દવડે દેશના આપે છે, તો તે શબ્દ દ્રવ્યશ્રુત છે, અને એ દ્રવ્યશ્રુત ભાવશ્રુત વિના પ્રાયઃ નથી હોતું. ને એમ હોવાથી કેવળીને ભાવશ્રુતની પ્રાપ્તિ કેમ ન થાય?

ઉપરોક્ત શિષ્યની શંકાનું સમાધાન કરવાને શ્રીગુરૂ કહે છે કે—

केवलनाणेणऽत्थे नाउं जे तत्थ पन्नवणजोग्गे ।
ते भासइ तित्थयरो वइजोगसुयं हवइ सेसं ॥ ८२९ ॥७७।७८॥

કેવળજ્ઞાનવડે અર્થ જાણીને તેમાં જે અર્થ કહેવા યોગ્ય હોય તેને તીર્થંકર બોલે છે, તે બોલવું (તેમને) વચનયોગ છે, પણ તે બાકીનાઓને શ્રુત છે.

જેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હોય તે તીર્થંકરાદિ ધર્માસ્તિકાયાદિ મૂર્ત કે અમૂર્ત, અભિલાપ્ય અથવા અનભિલાપ્ય પદાર્થો કેવળજ્ઞાનવડેજ જાણીને તેમાંથી કહી શકાય એવા યોગ્ય અર્થોને કહે છે; પણ શ્રુતજ્ઞાનવડે જાણીને નથી કહેતા, કેમકે શ્રુતજ્ઞાન ક્ષાયોપશ-

મિક છે અને કેવળીને કેવળજ્ઞાન તો ક્ષાયિક છે, જેમ સર્વથા શુદ્ધ પટમાં થોડી શુદ્ધિ છે એમ કહેવું અયોગ્ય છે, તેમ કેવળજ્ઞાન છતે શ્રુતજ્ઞાન છે એમ કહેવું અયોગ્ય છે, કેવળજ્ઞાની ઉપર કહ્યા મુજબ કહી શકાય એવા સર્વ અભિલાપ્ય અર્થોમાંથી ગ્રહણ કરનારની શક્તિની અપેક્ષાએ જેને જેટલા યોગ્ય હોય તેટલા અભિલાપ્ય અર્થોજ. કહે છે, જેમ ગણધર મહારાજને ઉત્પાદાદિ ત્રણ પદ કહેવાથી સર્વ અર્થોનું જ્ઞાન થાય છે તેમ સર્વ પ્રાણિને યોગ્ય અર્થો કહે છે. પણ સર્વ અભિલાપ્ય અર્થ નથી કહેતા, કેમકે સર્વ અભિલાપ્ય (કહી શકાય એવા) અર્થો અનન્તા છે અને આયુષ પરિમિત છે, તેથી સર્વ અભિલાપ્યો પણ કહી શકાય નહિ. તેમાં કેવળજ્ઞાનવડે જણાએલ અર્થ કહેનાર શબ્દોનો સમૂહ તે કેવળી ભગવન્તને નામકર્મોદય જન્ય વચનયોગજ છે, પરન્તુ શ્રુત નથી, કેમકે શ્રુત તો ક્ષાયોપશમિક છે અને કેવળીનું જ્ઞાન તો ક્ષાયિક છે, તેથી તેમને ભાવશ્રુત નથી.

શિષ્ય:—વચનયોગ એટલે વચન પરિસ્પંદ અથવા વચનવીર્ય, તે ભલે નામ કર્મોદય જન્ય હોય, પરન્તુ ઉપદેશ આપનાર કેવળીના પુદ્ગલાત્મક શબ્દો શા રૂપ છે?

ગુરૂ:—એ શબ્દો પણ સાંભળનારાઓને ભાવશ્રુતનું કારણ હોવાથી દ્રવ્યશ્રુતજ છે, પણ ભાવશ્રુત નથી. જે છદ્મસ્થ ગણધરાદિનું સુતગ્રંથાનુસારી જ્ઞાન છે, તેજ કેવળીગત જ્ઞાનની અપેક્ષાએ ભાવશ્રુત છે. પણ કેવળીનું જ્ઞાન તે ભાવશ્રુત નથી, કેમકે તેમને તે જ્ઞાન ક્ષાયિક છે, અને ભાવશ્રુત તો ક્ષાયોપશમિક છે.

અથવા કેવળીથી બોલાતા શબ્દો, તે વખતે શ્રુત નથી, પરન્તુ તે શબ્દ સાંભળનારાઓને સાંભળ્યા પછી થતા જ્ઞાનનું કારણ હોવાથી ઉપચારથી શ્રુત છે, જે વખતે બોલાય છે તે વખતે તે શબ્દો શ્રુત નથી. અથવા કેવળી સંબંધી વચનયોગ ઔપચારિક હોવાથી ગૌણભૂત શ્રુત છે. આ સંબંધમાં વળી બીજાઓ એમ કહે છે કે તે કેવળી એવા વક્તાનો વચનયોગ શ્રોતાને થતા શ્રુતનું કારણ હોવાથી તે દ્રવ્યશ્રુત છે. મતલબ કે પૂર્વોક્ત અર્થ કેવળજ્ઞાનવડે જાણીને કેવળી ઉપદેશ છે તેથી તેમને તે શબ્દો વચનયોગ છે, અને સાંભળનારાઓને ભાવશ્રુતનું કારણ હોવાથી તે દ્રવ્યશ્રુત છે. ૮૨૯.

એજ અર્થ કહેવાને હવે ભાષ્યકાર મહારાજ કહે છે.

नाऊण केवलेणं भासइ न सुएण जं सुयाईओ ।
पण्णवणिज्जे भासइ नाणभिलप्पे सुयाईए ॥ ८३० ॥

तत्थवि जोग्गे भासइ नाजोग्गे गाहयाणुवित्तीए ।
भणिए व जम्मि सेसं सयमूहइ भणइ तम्मत्तं ॥ ८३१ ॥

वइजोगो तं न सुयं खओवसमियं सुयं जओ न तओ ।
विन्नाणं से खइयं सद्दो उण दव्वसुयमेत्तं ॥ ८३२ ॥

सेसं छउमत्थाणं जं विन्नाणं सुयाणुसारेणं ।
तं भावसुयं भण्णइ खओवसमिओवओगाओ ॥ ८३३ ॥

भण्णंते वा न सुयं सेसं कालं सुयं सुणंताणं ।
तं चेव सुयं भण्णइ कारणकज्जोवयारेण ॥ ८३४ ॥

अहवा वइजोगसुयं सेसं सेसंति जं गुणब्भूयं ।
भावसुयकारणाओ जमप्पहाणं तओ सेसं ॥ ८३५ ॥
वइजोगसुयं तेसिंति केइ तेसिंति भासमाणाणं ।
अहवा सुयकारणओ वइजोगसुयं सुणंताणं ॥ ८३६ ॥

કેવળી કેવળજ્ઞાનવડેજ જાણીને ઉપદેશે છે, પણ શ્રુતવડે જાણીને નહિ, કેમકે તેમનું જ્ઞાન શ્રુતાતીત છે. ( શ્રુતરહિત છે. ) અભિલાપ્ય ભાવો બોલે છે, પણ અનભિલાપ્ય ભાવો નથી બોલતા, તેમાં પણ ગ્રાહકની અનુવૃત્તિએ યોગ્ય અર્થ બોલે છે, અયોગ્ય નથી બોલતા. જે શબ્દો બોલ્યા પછી શેષકાળે (શ્રોતા) સ્વયં વિચારે છે તે ભાવશ્રુત છે, અને કેવળી બોલે તે માત્ર વચનયોગ છે, પણ શ્રુત નથી. કેમકે શ્રુત ક્ષાયોપશમિક છે, ને તે ક્ષાયોપશમિક જ્ઞાન તો તેમને નથી, તેમને તો ક્ષાયિકજ્ઞાન છે. તેમના શબ્દો ( શ્રોતાને ) દ્રવ્યશ્રુતમાત્ર છે. શેષ છદ્મસ્થોનું જે શ્રુતાનુસારે વિજ્ઞાન છે તે ક્ષાયોપશમિક ઉપયોગથી ભાવશ્રુત કહેવાય છે. બોલાતી વખતે કેવળીના શબ્દો શ્રુત નથી, પણ સાંભળ્યા પછી શ્રોતાઓને તે શબ્દોથી ભાવશ્રુત થાય છે માટે કારણકાર્યના ઉપચારથી તે દ્રવ્ય શ્રુત કહેવાય છે. અથવા વચનયોગજ શ્રુત છે, પણ તે શેષ એટલે ગુણભૂત શ્રુત છે, કેમકે તે ભાવશ્રુતનું કારણ હોવાથી અપ્રધાન શ્રુત છે, તેમને એટલે બોલનારાઓનેજ તે વચનયોગ શ્રુત છે, એમ કેટલાક કહે છે, અથવા સાંભળનારાઓને શ્રુતનું કારણ હોવાથી વચનયોગ શ્રુત છે. ૮૩૦ થી ૮૩૬.

આ પ્રમાણે કેવળજ્ઞાનનું સ્વરૂપ કહ્યું, હવે એના ગતિ આદિ દ્વારોમાં સત્પદપ્રરૂપણાદિ કહે છે.

તેમાં પ્રથમ ગતિદ્વારમાં મનુષ્યગતિ અને સિદ્ધગતિમાં કેવળજ્ઞાન હોય છે, બીજીમાં નહિ. ઇન્દ્રિયદ્વારમાં અતીન્દ્રિયને હોય છે, કાયદ્વારમાં ત્રસકાય અને અકાયમાં હોય છે, યોગદ્વારમાં સયોગી અને અયોગીને હોય છે, વેદદ્વારમાં અવેદીને હોય છે, કષાયદ્વારમાં અકષાયીને હોય છે, લેશ્યાદ્વારમાં સલેશી અને અલેશ્યાવાળાને હોય છે, સમ્યક્ત્વદ્વારમાં સમ્યગ્દૃષ્ટિને હોય છે, જ્ઞાનદ્વારમાં કેવળીને હોય છે, દર્શનદ્વારમાં કેવળદર્શનવાળાને હોય છે, સંયતદ્વારમાં સંયતી અને નોસંયતીનોઅસંયતીને હોય છે, ઉપયોગદ્વારમાં સાકાર અને અનાકાર બન્ને ઉપયોગમાં હોય છે, આહારકદ્વારમાં આહારી અને અનાહારી બન્નેમાં હોય છે, ભાષકદ્વારમાં વક્તા અને અવક્તા ઉભયમાં હોય છે, પરીત્તદ્વારમાં પરીત્તને અને નોપરીત્તનોઅપરીત્તને હોય છે. પર્યાપ્તદ્વારમાં પર્યાપ્તાને અને નોપર્યાપ્તાનોઅપર્યાપ્તાને હોય છે. સૂક્ષ્મદ્વારમાં બાદરને અને નોબાદરનોસૂક્ષ્મને હોય છે, સંજ્ઞીદ્વારમાં નોસંજ્ઞીનોઅસંજ્ઞીને હોય છે, ભવ્યદ્વારમાં ભવ્યને અને નોભવ્યનોઅભવ્યને હોય છે. ચરમદ્વારમાં ચરમ એટલે ભવસ્થ કેવળીને અને નોચરમનોઅચરમ એટધે સિદ્ધને કેવળજ્ઞાન હોય છે.

કેવળજ્ઞાન પૂર્વે પામેલા અને અત્યારે પામતા જે જીવો તેનો વિચાર પોતાની બુદ્ધિથી કરી લેવો. દ્રવ્યપ્રમાણદ્વારમાં-કેવળજ્ઞાન પામનારા વધારેમાં વધારે એક સમયે એકસો આઠ હોય છે, અને પૂર્વે કેવળજ્ઞાન પામેલાઓ ભવસ્થકેવળી ઓછામાં ઓછા અને વધારેમાં વધારે બેથી નવક્રોડ હોય છે, અને અનન્તા સિદ્ધને કેવલજ્ઞાન હોય છે. ક્ષેત્ર અને સ્પર્શનાદ્વારમાં જઘન્યથી લોકના અસંખ્યાતમા ભાગે કેવળી હોય છે, અને ઉત્કૃષ્ટથી

(સમુદ્ઘાતાવસરે) સર્વલોકમાં હોય છે. કાળદ્વારમાં સાદિ અપર્યવસિત (અનન્ત) કાળ સુધી સર્વ કેવળી હોય છે. કેવલજ્ઞાનનું અન્તર નથી, કેમકે તે ઉત્પન્ન થયા પછી નાશ પામતું નથી. ભાગદ્વાર મતિજ્ઞાનની પેઠે સમજવું. ભાવદ્વારમાં કેવળજ્ઞાન ક્ષાયિકભાવે હોય છે, અને અલ્પ-બહુત્વદ્વાર પણ મતિજ્ઞાનની પેઠે સમજવું. ૮૩૦-૮૩૬.

કેવળજ્ઞાનનો વિચાર પૂર્ણ થયો.

તે પૂર્ણ થવાથી

પાંચે જ્ઞાનનો અધિકાર પૂર્ણ થયો.

## સમુદાયાર્થદ્વાર. (૪)

પૂર્વે બીજી ગાથામાં કહેલા ફલ યોગ મંગલાદિ દ્વારોમાંનું ત્રીજું મંગળદ્વાર પૂર્ણ કરીને હવે ચોથું સમુદાયાર્થ દ્વાર કહેવાનો ઉપક્રમ કરે છે.

केवलनाणं नन्दी मंगलमिति चेह परिसमत्ताइं ।
अहुणा स मंगलत्थो भण्णइ पगओऽणुओगो त्ति ॥ ७३७ ॥

કેવળજ્ઞાન અહીંઆં સમાપ્ત થયું, અને તે સમાપ્ત થયે છતે નામાદિ ભેદે કરીને ભેદવાળી નંદી સમાપ્ત થઈ, અને તે સમાપ્ત થયે છતે મંગલ સમાપ્ત થયું; હવે તે મંગળે કરીને સાધ્ય એવો પ્રકૃત અનુયોગ કહીએ છીએ. ૮૩૭.

શિષ્યઃ—પૂર્વોક્ત પાંચ જ્ઞાન માંહેના કયા જ્ઞાનનો આ અનુયોગ કહો છો ? એ પ્રશ્નના ઉત્તરમાં શ્રીગુરૂ કહે છે.

सो मइनाणाईणं कयरस्स ?, सुयस्स, जं न सेसाइं ।
होंति पराहीणाइं न य परबोहे समत्थाइं ॥ ८३८ ॥

पाएण पराहीणं दीवो व्व परप्पबोहयं जं च ।
सुयनाणं तेण परप्पबोहणत्थं तदणुओगो ॥ ८३९ ॥

મતિજ્ઞાનાદિ પાંચ જ્ઞાનોમાંથી કયા જ્ઞાનનો આ અનુયોગ કહો છો ?, શ્રુતજ્ઞાનનો, બીજા જ્ઞાનોનો નહિ; કેમકે બીજા જ્ઞાનો પરાધીન ( ગુરૂઆધીન ) નથી, તેમજ બીજાને બોધ કરવામાં સમર્થ નથી; અને શ્રુતજ્ઞાન પ્રાયઃ પરાધીન છે, વળી જે દીપકની પેઠે (સ્વ) પરનું પ્રબોધક છે, તેથી બીજાઓને બોધ કરવા માટે તે શ્રુતજ્ઞાનનો અનુયોગ કહીએ છીએ. ૮૩૮-૮૩૯.

શિષ્યઃ—હે ગુરૂદેવ ! પૂર્વોક્ત મતિ આદિ પાંચ જ્ઞાનોમાંથી કયા જ્ઞાનનો અહીં અનુયોગ કહો છો ?

ગુરૂઃ—શ્રુતજ્ઞાનનો અહીં અનુયોગ કહીએ છીએ, બીજા જ્ઞાનોનો નહિ; કારણ કે શ્રુત સિવાયના મતિ આદિ જ્ઞાનો પરાધીન નથી, પરન્તુ સ્વઆવરણના ક્ષય અથવા તેના ક્ષયોપશમથી પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે તેથી તેનો અનુયોગ કરાય નહિ, અને

શ્રુતજ્ઞાન પરાધીન હોવાથી તેનો વ્યાખ્યાન કરવારૂપ અનુયોગ કરવો જોઇએ. શ્રુતજ્ઞાનજ પરાધીન છે, પ્રાય: પરાધીન છે એમ કહેવાનું કારણ એટલુંજ છે કે પ્રત્યેક બુદ્ધ વિગેરેને શ્રુતજ્ઞાન કેવલ ક્ષયોપશમથી ગુર્વાદિ સામગ્રી વિના સ્વયં ઉત્પન્ન થાય છે. તેથી શ્રુતજ્ઞાન પ્રાય: (ઘણું કરીને) પરાધીન છે એમ કહીએ છીએ. એ રીતે બીજાં જ્ઞાનો પરાધીન નથી. વળી શ્રુતજ્ઞાનજ બીજાને બોધ કરવાને સમર્થ છે, કેમકે તે વાચાલ (બોલતું) છે, બીજાં જ્ઞાનો મૂક હોવાથી બીજાને બોધ કરી શકતાં નથી. અર્થાત્ ઉપદેશવડે બીજાને બોધ કરાય છે, અને ઉપદેશ શબ્દવડે થાય છે, એ શબ્દ કારણમાં કાર્યના ઉપચારથી શ્રુતજ્ઞાનમાંજ અન્તર્ભૂત થાય છે, બીજા જ્ઞાનોમાં નહિ. તેથી શબ્દાત્મક શ્રુતજ બીજાને બોધ કરનાર છે. તથા દીપકની પેઠે શ્રુતજ્ઞાનજ પોતાના અને પરના સ્વરૂપને પ્રગટ કરનાર છે, બીજાં જ્ઞાનો એ પ્રમાણે સ્વ-પર પ્રકાશક નથી. કેમકે શ્રુતજ્ઞાનજ પોતાનું અને બાકીના ચાર જ્ઞાનોનું સ્વરૂપ પ્રગટ કરી શકે છે, બીજાં નહિ. અને અનુયોગ પણ બીજાને બોધ કરવા માટેજ પ્રવર્તે છે, આવા કારણથી શ્રુતજ્ઞાન પરપ્રબોધક હોવાથી નજીકપણાથી બીજાઓને તે શ્રુતનું વ્યાખ્યાન જણાવવા માટે શ્રુતજ્ઞાનનો અનુયોગ કરીશું ૮૩૮-૮૩૯.

શિષ્ય પૂછે છે કે—

सोऽहिगओ चिय आवासयस्स कयरस्स किं त्थ चिंताए?।
तं चिय सुयंति साहइ सुयाणुओगाभिहाणेणं ॥ ८४० ॥

પહેલી ગાથામાંજ આવશ્યકનો અનુયોગ કહું છું એમ કહેવાથી આ અધિકૃત અનુયોગ આવશ્યકનોજ છે, એમ જણાવેલું છે, તો પછી પાંચ જ્ઞાનમાંના કયા જ્ઞાનનો અનુયોગ કરાય છે, એમ અહીં કહેવાનું શું પ્રયોજન છે? (ઉત્તર) શ્રુતજ્ઞાનનો અનુયોગ છે એમ કહેવાથી તે આવશ્યક પણ શ્રુતનો ભાગ છે એમ અહીં કહે છે. ૮૪૦

હવે અનુયોગ શબ્દનો અર્થ કહે છે.

अणुवयणमणुओगो सुयस्स नियएण जमभिहिएणं।
वावारो वा जोगो जोऽणुरूवोऽणुकूलो वा ॥ ८४१ ॥
अहवा जमत्थओ थोव-पच्छभावेहिं सुयमणुं तस्स।
अभिहेए वावारो जोगो तेणं व संबंधो ॥ ८४२ ॥

સૂત્રનો પોતાના અભિધેયની સાથે જે સંબંધ તે અનુયોગ અથવા સૂત્રનો પોતાના અર્થ સંબંધી જે અનુકુલ-અનુરૂપ યોગ-વ્યાપાર નિરૂપણ કરવું તે અનુયોગ અથવા એક સૂત્રનો અનંતો અર્થ હોવાથી અને જિનેશ્વરના મુખથી ઉત્પાદ વ્યય ધ્રૌવ્યરૂપી અર્થની ત્રિપદી સાંભળીને રચેલ હોવાથી અર્થથી સ્તોક (થોડું) અને પશ્ચાત્ ભાવ-પછી થનાર પણાથી સૂત્ર અણુ-લઘુ (નાનું) હોય છે ને તે સૂત્રનો પોતાના અભિધેયમાં જે વ્યાપાર (પ્રવૃત્તિ) અથવા અર્થની સાથે સંબંધ તે અનુયોગ છે. ૮૪૧-૮૪૨.

आवस्सयस्स जइ सो तत्थंगाईण अट्ठ पुच्छाओ।
तं होइ सुयक्खंधो अज्झयणाइं च, न उ सेसा ॥ ८४३ ॥

જો એ અનુયોગ આવશ્યકનો છે, તો તેમાં અંગાદિ આઠ-પ્રશ્નો સંભવે છે. (જેમકે આવશ્યક એ અંગ છે કે બહુ અંગો છે? શ્રુતસ્કંધ છે કે બહુ શ્રુત-સ્કંધો છે? અધ્યયન

છે કે બહુ અધ્યયનો છે? ઉદ્દેશ છે કે બહુ ઉદ્દેશાઓ છે? (ઉત્તરમાં આ આઠ પ્રશ્નોમાંથી બે પ્રશ્ન સંભવે છે.) તે આવશ્યક છ અધ્યયનના સમુદાયરૂપ હોવાથી શ્રુતસ્કંધ છે અને તે દરેક આવશ્યક અધ્યયનરૂપ હોવાથી અધ્યયનો પણ છે. બાકીના છ પ્રકાર સંભવતા નથી. ૮૪૩

શિષ્ય પૂછે છે કે—

नणु नंदीवक्खाणे भणियमणंगं इह कओ संका ?
भण्णइ अकए संका तस्सानियमं च दाएइ ॥ ८४४ ॥

નન્દી અધ્યયનનું વ્યાખ્યાન કરતાં (આવશ્યક) અંગ બાહ્ય કહ્યું છે, તેથી શંકા કયાંથી થાય? ઉત્તરમાં નન્દી વ્યાખ્યાન ન કર્યું હોય તો શંકા થાય તેના સમાધાન માટે (પ્રશ્નોત્તર) અને અત્રે આ. ઉત્તરથી નન્દીની વ્યાખ્યાનો અનિયમ બતાવે છે. અર્થાત્ નન્દીની વ્યાખ્યા કર્યા શિવાય પણ આવશ્યકની વ્યાખ્યા થાય એમ જણાવે છે. ૮૪૪.

નન્દી અધ્યયનનુ વ્યાખ્યાન કરતાં કહ્યું છે કે "આ પ્રસ્થાપકની અપેક્ષાએ અંગબાહ્યના ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞા અને અનુયોગ પ્રવર્તે છે" ઇત્યાદિ વચનથી આવશ્યક અંગબાહ્ય હોવાથી અંગ નથી એમ કહેલું છે. તો અહીંઆં આ શંકા શાથી થાય છે કે જેથી ઉપરોક્ત પ્રશ્નો કરાય?

ગુરુ:—અત્રે શ્રુતસ્કંધાદિ સબંધી તો શંકા થાય, કારણ કે ત્યાં નન્દી અધ્યયનમાં આવશ્યકના આ શ્રુતસ્કંધાદિ બાબતનો નિર્ણય નથી કર્યો, તેથી તે સંબંધી પ્રશ્ન થવો જોઇએ. આવશ્યક અંગ છે કે અનંગ (અંગબાહ્ય) છે? એ પ્રશ્નમાં પણ જ્યારે કોઇ શિષ્ય નન્દી અધ્યયન સાંભળ્યા સિવાય પ્રથમ આવશ્યકજ સાંભળે ત્યારે શંકા થાય તેથી અત્રે આ અંગ અનંગનો પ્રશ્ન પણ લીધો કેમકે તેને આવશ્યક અંગ છે કે અંગબાહ્ય છે! એવી શંકા થાય છે.

શિષ્ય:—"મંગલને માટે પહેલાં નન્દી અધ્યયન સાંભળીને પછી આવશ્યક સાંભળવું" આવો ક્રમ હોવા છતાં કેમ નન્દ્યધ્યયનની વ્યાખ્યા કર્યા વિના આવસ્યકનું વ્યાખ્યાન નન્દી અધ્યયનની પહેલાં શા માટે કરવું જોઇએ, કે જેથી ઉપરોક્ત શંકા થાય?

ગુરુ:—અંગ-અનંગ સંબધીના પ્રશ્નને નિર્ણયના વચનથી પ્રથમ નન્દીનું વ્યાખ્યાન કરવાનો અનિયમ બતાવે છે, એટલે કે પ્રથમ નન્દીનું વ્યાખ્યાન કરવુંજ જોઇએ એમ નહિ, પરન્તુ વિશિષ્ટ પુરૂષાદિની અપેક્ષાએ એથી ઉલટું પણ થાય. ૮૪૪

શિષ્ય:—સર્વ શાસ્ત્રોમાં મંગલને માટે આદિમાં નન્દીનું વ્યાખ્યાન કરવું જોઇએ, એમ કહ્યું છે, તો પછી તમે નન્દીના વ્યાખ્યાનનો અનિયમ શાથી કહો છો?

શિષ્યની એ શંકાના સમાધાન માટે શ્રીગુરૂ કહે છે કે—

नाणाभिहाणमेत्तं मंगलमिट्ठं न तीएँ वक्खाणं ।
इहमट्ठाणे जुज्जइ, जं सा वोच्छं सुयक्खंधो ॥ ८४५ ॥

સામાન્ય રીતે પાંચ જ્ઞાન કહેવા માત્રથીજ નન્દીરૂપ મંગળ માન્યું છે, પણ અહીં અસ્થાને તે નન્દી (પાંચ જ્ઞાન)નું વ્યાખ્યાન કરવા યોગ્ય નથી; કેમકે તે નન્દી જુદો શ્રુતસ્કંધ છે. ૮૪૫

શાસ્ત્રની આદિમાં પાંચ જ્ઞાનનું કથન કરવા માત્રથીજ મંગળ માન્યું છે, પણ શાસ્ત્ર રૂપ સર્વ નન્દીનું વ્યાખ્યાન મંગળરૂપ નથી માન્યું, કેમકે અહીં અસ્થાને તે નન્દીસૂત્રનું

વ્યાખ્યાન અયોગ્ય છે. જેમ માર્ગમાં ચાલતાં મંગળભૂત દહીં-દૂર્વા-અક્ષત વિગેરે વસ્તુઓનું નામ અથવા દર્શન પ્રમુખજ મંગળરૂપે ગ્રહણ કરાય છે, પણ તેનું ભક્ષણ કે ગુણ શ્રવણ વગેરે મંગળરૂપે ગ્રહણ કરાતાં નથી, તેમ અહીં પણ પાંચ જ્ઞાનોનું કીર્તનજ મંગળરૂપ છે પણ સમગ્ર નન્દી સૂત્રનું વ્યાખ્યાનજ કંઇ મંગળરૂપ છે એમ નહિ. કેમકે અહીંઆં તેનું અસ્થાન છે. આવશ્યકશાસ્ત્રના આરંભમાં શાસ્ત્રાન્તરભૂત નન્દીનું વ્યાખ્યાન અહીં અયોગ્ય છે. વળી એમ પણ ન કહેવું કે નન્દી સર્વ શાસ્ત્રોની અન્તર્ભૂત છે, કેમકે તે પદ અને વાક્યના સમૂહરૂપ હોવાથી સિદ્ધાન્તમાં તેને ભિન્ન શ્રુતસ્કંધપણે કહેલ છે. વળી ઘણા અધ્યયનના સમૂહરૂપ પણ નથી. કેમકે તે એકજ અધ્યયનરૂપે પ્રસિદ્ધ છે. ૮૪૫

શિષ્ય:—જો અહીં નન્દીનું વ્યાખ્યાન અસ્થાને છે, તો તમે શરૂઆતમાં પાંચે જ્ઞાન વિસ્તારથી શા માટે કહ્યાં? કેમકે જ્ઞાન એ નન્દીરૂપજ છે, તેથી તમારા કહેવામાં પૂર્વાપર વિરોધ આવે છે?

શ્રીગુરૂ એનો ઉત્તર આપતાં કહે છે કે—

इह सीसाणुग्गहत्थमुइयं न उ नियमोऽयमहवाऽपवाओऽयं ।
दाइज्जइ कहणाए कयाइ पुरिसादवेक्खाए ॥ ८४६ ॥

અહીં આવશ્યક શાસ્ત્રના આરંભમાં પ્રથમ વિસ્તારથી જે પાંચ જ્ઞાનો કહ્યાં છે તે શિષ્યના અનુગ્રહ માટે કહેલ છે. પરંતુ એવો કંઇ નિયમ નથી કે જ્ઞાનના વિસ્તારે કથનથીજ મંગલ થાય અથવા કોઇ વખત પુરૂષાદિની અપેક્ષાએ કથન કરવાની વિધિમાં આ અપવાદ પણ જણાય છે. એટલે ઉલટી રીતે શાસ્ત્રનું વ્યાખ્યાન કરાય છે. અને તેથી આવશ્યકાદિના આરંભે નન્દીરૂપ પાંચ જ્ઞાનનું પણ વ્યાખ્યાન કરાય છે. ૮૪૬

આ પ્રમાણે આવશ્યક શ્રુતસ્કંધનો અનુયોગ અહીં નક્કી થવાથી હવે શું કરવું જોઇએ? તે માટે કહે છે.

आवस्सयसुयखंधो नामं सत्थस्स तस्स जे भेया ।
ताइं अज्झयणाइं नासो आवस्सयाईणं ॥ ८४७ ॥
कज्जो पिहप्पिहाणं जहत्थमजहत्थमत्थसुण्णं ति ।
नामे चेव परिच्छा गेज्झं जइ होहिइ जहत्थं ॥ ८४८ ॥

આવશ્યક શ્રુતસ્કંધ એવું ( આ શાસ્ત્રનું ) નામ છે, તે શાસ્ત્રનાં ( સામાયિકાદિ ) જે ભેદો તે અધ્યયનો છે, તેથી ( આવશ્યક, શ્રુતસ્કંધ, અધ્યયન વિગેરે ) આવશ્યકઆદિ પદોનો ભિન્ન ભિન્ન નિક્ષેપ કરવો જોઇએ; કેમકે કેટલાક નામો ( દીવો-અગ્નિ વિગેરે ) યથાર્થ છે, કેટલાક નામો ( પલાશ-મંડપ વિગેરે ) અયથાર્થ છે, અને કેટલાક નામો ( ડિત્થ-ડવિત્થ વિગેરે) અર્થ શૂન્ય છે, ( અને શાસ્ત્રનું નામ અર્થ યુક્ત હોવું જોઇએ, કેમકે તેમાંજ સમુદાયાર્થનું જ્ઞાન થાય છે ) તેથી નામ વડેજ ( શાસ્ત્રની ) પરીક્ષા કરવી જોઇએ, જો અર્થ યુક્ત નામવાળું શાસ્ત્ર હોય તો તે ગ્રાહ્ય થાય છે. ૮૪૭-૮૪૮.

હવે તેજ આવશ્યક વિગેરે પદના નિક્ષેપા કહે છે.

नामाईओ नासो चउव्विहो मंगलस्स व स नेओ ।
विण्णेओ य विसेसो सुत्तगओ, किंचि वुच्छामि ॥ ८४९ ॥

મંગળની પેઠે ( આવશ્યક વિગેરેના ) નિક્ષેપા પણ નામાદિ ( નામ-સ્થાપના-દ્રવ્ય

અને ભાવ ) એમ ચાર પ્રકારે છે. તેની વ્યાખ્યા પૂર્વે કહેલા મંગળ પદની પેઠે જાણવી એમાં જે કંઇ વિશેષ છે તે ( અનુયોગ દ્વાર ) સૂત્રથી જાણવો અને શિષ્યના અનુગ્રહને માટે કંઈક અમે કહીશું. ૮૪૯

તેમાં નામ અને સ્થાપના નિક્ષેપ પરિચિત હોવાથી નથી કહેતા, અને દ્રવ્ય તથા ભાવ નિક્ષેપ કહેવા જોઈએ, તેમાં દ્રવ્ય આવશ્યક બે પ્રકારે છે, આગમથી અને નોઆગમથી, તેમાં પ્રથમ આગમથી દ્રવ્યઆવશ્યક કહે છે.

आगमओ दव्वावासयं तमावासयं पयं जस्स ।
सिक्खियमिचाइ तयं तयणुवउत्तो निगदमाणो ॥ ८५० ॥

શિક્ષિતાદિ વિશેષણયુક્ત આવશ્યક પદનો જાણ છતાં તેમાં અનુપયુક્ત ( ઉપયોગ રહિત ) હોય અને તે આવશ્યકને કહેતો હોય તો તે આગમથી દ્રવ્યાવશ્યક કહેવાય છે. ૮૫૦

હવે ઉપરોક્ત શિક્ષિતાદિ વિશેષણો અનુયોગદ્વાર સૂત્રાદિમાં કહ્યાં છે તેનું સ્વરૂપ કહે છે.

सिक्खियमंतं नीयं हिययम्मि ठियं जियं दुयं एइ ।
संखियवण्णाइ मियं परिजियमेत्तुक्कमेणंपि ॥ ८५१ ॥
जह सिक्खियं सनामं तह तंपि तहा ठियाइ नामसमं ।
गुरुभणियघोससरिसं गहियमुदत्तादओ ते य ॥ ८५२ ॥
न विहीणक्खरमहियक्खरं च वोच्चत्थरयणमालव्व ।
वाइद्धक्खरमेयं वच्चासियवण्णविण्णासं ॥ ८५३ ॥
न खलियमुवलहलं पिव अमिलियमसरूवधण्णमेलो व्व
वोच्चत्थगंथमहवा अमिलियपय-वक्कविच्छेयं ॥ ८५४ ॥
न य विविहसत्थपल्लवविमिस्समट्ठाणछिन्नगहियं वा ।
विच्चामेलिय कोलियपायसमिव भेरिकंथ व्व ॥ ८५५
मत्ताइनियमाणं पडिपुण्णं छंदसाऽहवऽत्थेणं ।
नाकंखाइसदोसं पुण्णमुदत्ताइघोसेहिं ॥ ८५६ ॥
कंठो-ट्ठविप्पमुक्कं नावत्तं वाल-मूयभणियं व ।
गुरुवायणोवयातं न चोरियं पोत्थयाओ वा ॥ ८५७ ॥

સર્વ આવશ્યક ભણ્યું હોય તે શિક્ષિત, હૃદયમાં સ્થિર કર્યું હોય તે સ્થિત, જલદી સ્મરણમાં આવે તે જિત, વર્ણ આદીની સંખ્યાના જ્ઞાનવાળું તે મિત, ઉલટા ક્રમથી પણ સ્મરણમાં આવે તે પરિજિત, જેમ પોતાનું નામ શિખેલું હોય અને સ્થિર કરેલું હોય, તેમ આવશ્યક પણ હોય તો તે નામ સમ ગુરૂએ કહેલ ઉદાત્ત-અનુદાત્ત અને સ્વરિત લક્ષણવાળા ઘોષોએ સમાનપણે ઉચ્ચારણ કરી ગ્રહણ કર્યું હોય તે ઘોષસમ. ન્યૂનાધિક અક્ષર રહિત તે અક્ષત, ભરવાડણે અવળી ગુંથેલ રત્નમાળાની પેઠે ઉલટ પાલટ વર્ણ (અક્ષર રચના ) જેમાં હોય તે વ્યાવિદ્ધાક્ષર, અને તેવું વિપરીત વર્ણવાળું ન હોય તે અવ્યાવિદ્ધાક્ષર, આ અક્ષરમાત્રની અપેક્ષાએ સમજવું. પદ અનેવાકયની અપેક્ષાએ નહી. પ-

સ્થરના ટુકડાથી વ્યાપ્ત એવી ભૂમીમાં હળની પેઠે જે સ્ખલના ન પામે તે અસ્ખલિત. જુદા જુદા ધાન્યના સમૂહની પેઠે જે ન મળી ગયેલું હોય તે અમિલિત. ( અથવા પદ વાક્ય ને અન્ય મળેલા ન હોય તે અમિલિત ) અથવા જ્યાં પદ-વાક્યનું જુદાપણું હોય તે અમિલિત. વિવિધ શાસ્ત્રોનાં પદ-વાક્યરૂપ ઘણા પલ્લવોથી મિશ્રિત, અથવા અસ્થાને (છદિને) રચેલું હોયતે વ્યત્યાગ્રેડિત (જેમકે-રાજ્ય પામેલા રામના રાક્ષસો નાશ પામ્યા) રાક્ષસો નાશ પામ્યા પછી રામને રાજ્ય મળ્યું છે. છતાં તેથી ઉલટો ક્રમ છે માટે વ્યત્યાગ્રેડિત ગણાય. કોલિકના દૂધની પેઠે, અથવા ભેરી કંથાની પેઠે ન હોય તે અવ્યત્યાગ્રેડિત. છંદ વડે માત્રાદિ નિયતમાન યુક્ત હોય તે સૂત્રથી પરિપૂર્ણ, અને જે આકાંક્ષાદિ દોષ રહિત હોય તે અર્થથી પરિપૂર્ણ. ( એટલે કે ક્રિયાના અધ્યાહારની અપેક્ષા ન રાખે, અવ્યાપક ન હોય અને સ્વતંત્ર હોય તે પણ અર્થથી પરિપૂર્ણ કહેવાય છે. ) ઉદાત્તાદિ ઘોષ યુક્ત ( પરાવર્તનાદિ કાળે ) હોય તે પરિપૂર્ણઘોષ ( પૂર્વે શિક્ષાકાળે અધ્યાપકે કહેલા ઘોષની સમાન શિખનાર જો ઘોષ કરે તો તે ઘોષસમ કહેવાય અને પરિપૂર્ણ ઘોષયુક્ત તો શિખ્યા પછી પુનરાવૃત્તિ કરતાં પણ તેવાજ ઘોષથી બોલેઃત્યારે કહેવાય એટલો આ બેમાં તફાવત છે. ) બાળક અથવા મુંગાની પેઠે અવ્યક્ત ન બોલે, પણ કંઠ-ઓષ્ઠ રહિત પણે સ્પષ્ટ બોલે. ગુરૂવાચનાથી પ્રાપ્ત કરેલું બોલે પણ પુસ્કાદિમાંથી ચોરેલું ન બોલે. અથવા સ્વતંત્ર શીખેલું કે છાનુંમાનું કાને સાંભળેલું પણ ન બોલે. ૮૫૧-૮૫૭.

શિષ્ય પૂછે છે કે

आगमओऽणुवउत्तो वत्ता दव्वंति सिद्धमावासं ।
किं सिक्खियाइसुयगुणविसेसणे फलमिहऽब्भहियं ॥ ८५८ ॥

અનુપયોગી વક્તા આગમથી દ્રવ્યાવશ્યક છે એમ સિદ્ધ થાય છે, તો પછી શ્રુતના શિક્ષિતાદિ ગુણરૂપ વિશેષણો વડે શું અધિક લાભ છે ? ૮૫૮

શ્રીગુરૂ એનો ઉત્તર આપે છે.

जह सव्वदोसरहियंपि निगदओ सुत्तमणुवउत्तस्स ।
दव्वसुयं दव्वावासयं च तह सव्वकिरियाओ ॥ ८५९ ॥
उवउत्तस्स उ खलियाइयंपि सुद्धस्स भावओ सुत्तं ।
साहइ तह किरियाओ सव्वाओ निज्जरफलाओ ॥ ८६० ॥

જેમ સર્વદોષ રહિત એવું પણ સૂત્ર ઉપયોગ રહિત બોલનારને દ્રવ્યશ્રુત અને વક્ષ્યમાણ દ્રવ્યાવશ્યક ગણાય છે, તેવી રીતે પડીલેહણાદી સર્વ ક્રિયાઓ પણ દ્રવ્યક્રિયા ગણાય છે; વળી જેમ શુદ્ધ ઉપયોગવાળાને સ્ખલનાદી દોષ છતાં પણ તે ભાવશ્રુત છે તેમ ઉપયોગવાળાને સ્ખલનાવાળી પણ સર્વ ક્રિયાઓ નિર્જરાનું ફળ સાધે છે. ૮૫૯-૮૬૦

શિક્ષિતાદિ વિશેષણો કહેવાનું કારણ એ છે કે શિક્ષિતાદિ ગુણ યુક્ત હોવાથી સર્વ દોષ રહિત છતાં પણ ઉપયોગ રહિત બોલનારાનું તે શાસ્ત્ર દ્રવ્યાવશ્યક તે દ્રવ્યશ્રુત છે, અને પડિલેહણ-પ્રમાર્જન આદિ બધી ક્રિયાઓ પણ ઉપયોગ રહિત કરનારને મુખ્ય ફળ રહિત દ્રવ્યક્રિયાઓજ થાય છે; પરન્તુ શુદ્ધ ઉપયોગ સહિત બોલનારાને સ્ખલિતાદિ દોષયુક્ત છતાં પણ તે સૂત્ર તેને ભાવશ્રુત થાય છે અને પડિલેહણાદિ બધી ક્રિયાઓ પણ સ્ખલનાદિ દોષોવાળી હોય તો પણ ઉપયોગ સહિત કરનારાને કર્મનિર્જરા કરનાર થાય છે, તેથી ભગવન્તે કહેલા સર્વ અનુષ્ઠાનોમાં ઉપયોગયુક્ત રહેવાનો યત્ન કરવો. ૮૫૯-૮૬૦

વળી ન્યૂનાધિક અક્ષરવાળું શ્રુત બોલવામાં દોષ થાય છે, તેજ ન્યૂનાધિકતાવાળું લૌકિક ઉદાહરણોથી કહીને લોકોત્તરની સાબીતી કરે છે.

अहिए कुणाल-कविणो हीणे विज्जाहराइदिट्ठंता ।
वाला-उराआभोयण-भेसज्जविवज्जति उभए ॥ ८६१ ॥

અધિકાક્ષર સૂત્ર પાઠમાં કુણાલ અને વાનરનું દૃષ્ટાન્ત, હીનાક્ષર પાઠમાં વિદ્યાધરાદિનાં દૃષ્ટાન્ત અને હીનાધિક ઉભય પાઠમાં બાળક અને રોગીને વિપરીતપણે ભોજન ઔષધ આપવાનું દૃષ્ટાન્ત. ૮૬૧

પાટલીપુત્ર નગરમાં મૌર્યવંશથી ઉત્પન્ન થએલો અશોકશ્રી નામનો રાજા હતો, તેને પોતાની એક રાણીથી કુણાલ નામે પુત્ર થયો, રાજાએ તે પુત્રને ઉજ્જયણી નગરી તેના ભોગવટા માટે આપી. તે પછી કુમાર તે નગરીમાં રહીને આઠ વર્ષનો થયો એટલે પત્રવાહક દૂતે ( ખેપીયાએ ) આવીને રાજાને કહ્યું કે " આપનો પુત્ર હવે આઠ વર્ષનો થયો છે. " પત્રવાહકથી એ સમાચાર જાણીને રાજાએ અન્તઃપુરમાં રહીનેજ પોતાનાં હસ્તે કુમાર માટે પત્ર લખ્યો. તેમાં લખ્યું કે " इदानीमधीयतां कुमारः એટલે કુમાર હવે ભણો. " એ પ્રમાણે લખેલો પત્ર બીડયા સિવાય ત્યાંજ મૂકીને રાજા લઘુશંકા માટે ઊઠયો, એટલે ત્યાં રહેલી બીજી કોઇ રાણીએ તે પત્ર વાંચ્યો. વાંચીને વિચાર્યું કે મારે પણ પુત્ર છે, પરન્તુ નાનો છે અને કુણાલ મોટો છે. તેથી રાજ્યને યોગ્ય કુણાલ ગણાય, પણ મારો પુત્ર ન ગણાય, માટે એવી કોઈ યુક્તિ કરૂં કે જેથી કુણાલ રાજ્યને અયોગ્ય થાય. એવું વિચારી અંજનની સળી થુંકથી ભિંજાવીને अधीयतां પદમાંના अनी ઉપર અનુસ્વાર કર્યો, એથી " इदानीमंधीयतां कुमारः એટલે હવે કુમાર અંધ થાઓ. " એમ થયું. તે પછી તે પત્ર રાણીએ એજ પ્રમાણે એ સ્થળે મૂકયો. રાજાએ આવીને વાંચ્યા સિવાય તે પત્ર કુમાર પાસે મોકલ્યો. આવેલો પત્ર કુમાર પાસેના કોઇ માણસે મનમાં વાંચીને વિરૂદ્ધ લખેલું માનીને પ્રગટ ન વાંચ્યો. કુમારના આગ્રહથી જ્યારે પ્રગટ વાંચ્યો, એટલે ભાવાર્થ જાણીને કુમારે કહ્યું કે મૌર્યવંશમાં ઉત્પન્ન થએલા અમારા વડીલોની આજ્ઞા ત્રણ ભુવનમાં પણ કોઈ ઉલ્લંઘન નથી કરતું તો પછી તેમનાજ વંશમાં જન્મેલો હું પિતાની આજ્ઞાનું કેમ ઉલ્લંઘન કરૂં ? એ ના થાય, એમ કહીને તે વખતેજ અગ્નિમાં તપાવેલી લોઢાની સળી લઇને શોક–આક્રંદ કરતા સર્વ પરિજનોએ રોકયા છતાં પણ આંખમાં આંજીને અન્ધ થયો. આ બનાવ જાણીને રાજા અતિશય ખેદ પામ્યો, પણ પછી શો ઉપાય ? તે પછી કુણાલ પાસેથી ઉજ્જયની લઇને કોઈ બીજું યોગ્ય ગામ તેને આપ્યું. તે ગામમાં રહીને કુણાલ કુમાર ઉત્કૃષ્ટ સંગીતકળા શીખ્યો. કેટલાક દિવસ વિત્યા બાદ તેને એક પુત્ર થયો, એટલે રાજ્ય પ્રાપ્તિ માટે તે કુણાલ પાટલીપુત્ર નગરે ગયો. ત્યાં જઇને પોતાની સંગીતકળાથી સમસ્ત નગરવાસી જનનાં ચિત્ત તેણે આકર્ષી લીધાં. તેની એ ખ્યાતિ રાજા પાસે જવાથી રાજાએ કુણાલને પોતાની પાસે બોલાવ્યો. કુણાલે રાજભુવનમાં જઈ પડદા પાછળ રહીને અતિ-સુન્દર સંગીત કર્યું; એથી રાજા અત્યન્ત પ્રસન્ન થઇને બોલ્યો કે " અરે ! તું માગ, તારૂં ઇચ્છિત હું તને આપીશ. " રાજાનું એ વચન સાંભળીને કુણાલે કહ્યું કે—

चंदगुत्तपपुत्तो य बिंदुसारस्स नत्तुओ ।
असोगसिरिणो पुत्तो अंधो जायइ कागणिं ॥ ८६२ ॥

ચન્દ્રગુપ્તનો પ્રપૌત્ર, બિન્દુસારનો પૌત્ર ( પુત્રનો પુત્ર ) અને અશોકશ્રીનો અન્ધ પુત્ર કાકણિ ( રાજ્ય ) માગે છે. ૮૬૨

પાટલીપુત્ર નગરમાં નન્દવંશનો નાશ કરનાર એવા ચાણક્યના બુદ્ધિ વૈભવથી મૌર્યવંશી ચંદ્રગુપ્ત પ્રથમ રાજા થયો, તે પછી અનુક્રમે બિન્દુસાર અશોકશ્રી અને કુણાલ થયા. તેથી કુણાલ ચન્દ્રગુપ્ત પ્રપૌત્ર થાય બિન્દુસારનો પૌત્ર એટલે પુત્રનો પુત્ર થાય અને અશોકશ્રાનો પુત્ર થાય. તે તમારી પાસે કાકણિ માગે છે. એટલે ક્ષત્રિય ભાષામાં રાજ માગે છે. કુણાલની યાચના સાંભળીને રાજાએ આશ્ચર્ય સહિત પડદા દૂર કરાવ્યોને કૌતુકવાલા રાજાએ પૂછયું એટલે કુમારે સર્વ હકિકત સવિસ્તર કહી સંભળાવી. પછી રાજાએ કહ્યું કે તું અન્ધ હોવાથી રાજ્યને શું કરીશ?

કુમારે કહ્યું–દેવ! મારે રાજ્યને યોગ્ય પુત્ર થયો છે,

રાજા:—કયારે ?

કુમાર:—"સંપ્રતિ" હમણાં.

રાજાએ કુણાલના પુત્રનું નામ એ ઉપરથી "સંપ્રતિ" રાખ્યું, અને તેને રાજ્ય આપ્યું.

આ પ્રમાણે જેમ અહીં અકાર ઉપર એકજ બિન્દુથી કુમારને નેત્રનું દુઃખ થયું. તેમ સૂત્રમાં પણ બિન્દુઆદિ અધિક થવાથી સર્વ અર્થનો અનર્થ થઈ જાય છે. ૮૬૨

ભાવની અધિકતામાં બાજું લૌકિક ઉદાહરણ છે; તે આ પ્રમાણે છે—

કોઈ એક જંગલમાં એક સરોવર હતું, તે લોકમાં "કામિક તીર્થ"ના નામથી પ્રસિદ્ધ હતું. તે સરોવરના કાંઠે એક વંજુલનું વૃક્ષ હતું, તે વૃક્ષની શાખા ઉપર ચડીને જો કોઈ તિર્યંચ સરોવરના પાણીમાં પડે, તો એ તીર્થના પ્રભાવથી તે તિર્યંચ મનુષ્ય થઈ જાય, અને જો મનુષ્ય પડે તો દેવ થાય, પણ જો લોભના અધિકપણાથી બીજીવાર એ શાખા પરથી પાણીમાં પડે તો પડનાર પુનઃ પોતાની મૂળ અવસ્થાને પામે. એક વખત ત્યાં વાનરમિથુનના દેખતાં મનુષ્ય યુગલ વંજુલ વૃક્ષની શાખા પરથી સરોવરના જળમાં પડયું, અને તીર્થના માહાત્મ્યથી દેદીપ્યમાન દેવયુગલ થઇ ગયું. એ જોઇને વાનરમિથુન પણ એ પ્રમાણે સરોવરમાં પડયું અને સુન્દર મનુષ્યયુગલ થયું. તેમાં મનુષ્યરૂપ થએલ વાનરે અધિક લોભથી સ્ત્રીને કહ્યું કે આપણે પુનઃ સરોવરમાં પડીએ કે જેથી દેવરૂપ બનીએ. સ્ત્રીએ ના પાડી અને કહ્યું કે ફરી પડવાથી કોણ જાણે શું એ થઇએ. આપણું આ સુન્દર મનુષ્યરૂપ છે તેજ બસ છે. શાસ્ત્રોને વિષે અત્યંત લોભ નિષેધ કરેલો છે. આ પ્રમાણે સ્ત્રીએ વાર્યા છતાં પણ તે પુરૂષ અતિલોભથી ફરી તે સરોવરમાં પડયો એટલે પુનઃ પોતાના મૂળ સ્વરૂપે વાનર થયો. તે પછી તે સ્ત્રીને ત્યાં આવેલા કોઈ રાજાએ પોતાની અતિ વહાલી પત્ની કરી. અને વાનરને કોઇ ઇન્દ્રજાલિક (મદારી) લઇ ગયો. તેણે તેને નાચતાં શીખવ્યું. એક દિવસે મદારી તેજ વાનરને લઇ રમત કરવાને તે સ્ત્રીએ સહિત બેઠેલા એવા રાજા પાસે ગયો. વાનરાએ તે રાણીને ઓળખી અને રાણીએ પણ તે વાનરને ઓળખ્યો, એથી બાંધ્યા છતાં પણ વાનર રાણીને લેવા માટે તેની સન્મુખ વારંવાર દોડવા લાગ્યો, એટલે રાણીએ કહ્યું કે—

जो जहा वट्टए कालो, तं तहा सेव वानरा ! ।
मा वंजुलपरिब्भट्ठो, वानरा ! पडणं सर ॥ ८६३ ॥

હે વાનર ! જે કાળ જેવો વર્તે છે તેવો તેનો અનુભવ કર, વંજુલના પતનના લાભથી ભ્રષ્ટ થએલા હે વાનર ! હવે તે પતન સંભાળીશ નહી. ૮૬૩

જેમ અધિક લોભનો અભિપ્રાય વાનરને દુઃખ માટે થયો, તેમ માત્રાદિએ અધિક સૂત્ર પણ અનથ માટે થાય છે.

હવે અક્ષરાદિએ હીન એવા સૂત્રપાઠમાં દુઃખ જણાવવાને ઉદાહરણ કહે છે,

विज्जाहर रायगिहे उप्पय पडणं च हीणदोसेण।
कहणोसरणागमणं पयाणुसारिस्स दाणं च ॥ ८६४ ॥

હીનાક્ષરપણાના દોષથી રાજગૃહ નગરમાં ઉત્પાત અને પતન કરતા અર્થાત્ ઇચ્છિત સ્થાને નહિ જઇ શકતા વિદ્યાધરને જોઇને ( શ્રેણિકે ) સમસરણમાં આવી ભગવન્તને પૂછ્યું. ભગવન્તે તેનો ખુલાસો કર્યો. અને તેથી પદાનુસારી અભય કુમાર તેણે તે વિદ્યા પૂર્ણ કરીને તેથી વિદ્યાધરે અભયકુમારને ) વિદ્યા આપી. ૮૬૪

રાજગૃહનગરમાં એક વખત ભગવાન્ મહાવીર સમવસર્યા, તે વખતે તેમની પાસે તેમની ધર્મદેશના સાંભળીને સર્વ સભા ઉઠી, તે સાથે શ્રેણિક પણ રાજભુવન તરફ જવા લાગ્યો, તેવામાં તેમણે દૂર કોઇ વિદ્યાધરને પાંખ વિનાના પક્ષીની પેઠે આકાશમાં ઉત્પાત અને પતન કરતો જોયો. તેથી આશ્ચર્ય પામીને શ્રેણિક રાજા પાછા ભગવન્ત પાસે આવીને તે વિદ્યાધર સંબંધી હકીકત પૂછવા લાગ્યા. ભગવન્તે કહ્યું કે એ વિદ્યાધરને આકાશગામિની વિદ્યાનો એક અક્ષર વિસ્મૃત થયો છે, તેથી તે વિદ્યા સારી રીતે સ્ફુરતી નથી માટે તે ઉડીને પાછો નીચે પડે છે. ભગવન્તનું એ કથન પિતા પાસે રહેલા અભયકુમારે સાંભળ્યું. તેથી તેણે તે વિદ્યાધર પાસે જઇને કહ્યું કે જો તું મને આ આકાશગામિની વિદ્યાથી સમાન સિદ્ધિવાળો કરે, તો તે પામીને હું તને એ વિદ્યાનો વિસ્મૃત અક્ષર સંભારી આપું. વિદ્યાધરે એ શરત કબુલ કરી, એટલે અભયકુમારે પદાનુસારીલબ્ધિથી વિસ્મૃત અક્ષર સંભારી આપ્યો. વિદ્યાધર શરત મુજબ એ વિદ્યા અભય કુમારને આપીને સુખપૂર્વક વૈતાઢ્ય પર્વતપર જઇ શ્રેષ્ટ સુન્દરીઓ સાથે સંગમસુખ અનુભવવા લાગ્યો. આ પ્રમાણે જેમ હીનાક્ષરવાળી વિદ્યા સ્મરણમાં આવતાં પણ કામ લાગતી નથી અને અનર્થ કરનારી થાય છે. તેમ સૂત્ર પણ હીનાક્ષર હોયતો અનર્થકારી થાય છે. ૮૬૪

હવે હીનાધિક અક્ષરવાળા સૂત્ર માટે ઉદાહરણ કહે છે.

तित्त-कडुभेसयाइं माणं पीलेज्ज ऊणए देइ ।
पउणइ ण तेहिं अहिएहिं मरइ बालो तहाहारे ॥ ८६५ ॥

તીખા-કડવા ઓસડો ( રોગી પીડા ન પામો એમ માનીને) રોગીને તેના માતાપિતા કે વૈદ્યાદિ જો તે ઓછા આપે, તો તેથી ગુણ ન થાય, અને વધારે આપે તો મરણ થાય. એજ પ્રમાણે હીનાધિક આહારમાં બાળક પણ મરણ પામે. ૮૬૫

એજ પ્રમાણે સૂત્રમાં પણ હીનાધિક અક્ષર હોય તો અનેકદોષો પ્રાપ્ત થાય, કારણ કે—

अत्थस्स विसंवाओ सुयभेआओ तओ चरणभेओ ।
तत्तो मोक्खाभावो मोक्खाभावेऽफला दिक्खा ॥ ८६६ ॥

(ન્યુનાધિક અક્ષરથી ) સૂત્રનો ભેદ થાય, અને સૂત્રના ભેદથી અર્થમાં વિસંવાદ થાય, ને તેથી ચારિત્રનો ભેદ થાય, ચારિત્રના ભેદથી મોક્ષનો અભાવ થાય, અને મોક્ષના અભાવે દીક્ષા નિષ્ફળ થાય. ૮૬૬

આ પ્રમાણે આગમથી દ્રવ્યાવશ્યક કહ્યું, હવે નોઆગમથી દ્રવ્યાવશ્યક કહે છે.

नोआगमओ जाणय-भव्वसरीरा-ऽइरित्तमावासं ।
लोइय लोगुत्तरियं कुप्पावयणं जहा सुत्ते ॥ ८६७ ॥

જ્ઞશરીર ભવ્યશરીર અને તે ઉભયથી વ્યતિરિક્ત, એમ નોઆગમથી દ્રવ્યઆવશ્યક ત્રણ પ્રકારે છે, તેમાં ઉભય વ્યતિરિક્ત એવું નોઆગમથી દ્રવ્ય આવશ્યક લૌકિક, લોકોત્તર અને કુપ્રાવચનિક એ ત્રણ પ્રકારે જેમ અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે તેમ જાણવું. ૮૬૭

જ્ઞશરીરદ્રવ્યઆવશ્યક, ભવ્યશરીર દ્રવ્યઆવશ્યક, અને તે ઉભયથી વ્યતિરિક્ત દ્રવ્યઆવશ્યક એમ નોઆગમથી દ્રવ્યઆવશ્યક ત્રણ પ્રકારે છે. જેણે પૂર્વે સારી રીતે આવશ્યક શીખેલું સિદ્ધશિલાને વિષે પ્રાપ્ત થયેલું જીવે છોડી દીધેલું એવું મુનિનું જીવરહિત શરીર તે જ્ઞશરીરદ્રવ્યઆવશ્યક છે, કેમકે તે શરીરથી પૂર્વે ભાવઆવશ્યક અનુભવેલ છે. જે વ્યક્તિ ભવિષ્યમાં આવશ્યક જાણશે, પણ હમણાં વર્તમાનકાળે નથી જાણતી તે વ્યક્તિનું જીવવાળું દેવદત્તાદિકનું શરીર યોગ્યપણાથી ભવ્યશરીરદ્રવ્યઆવશ્યક છે, એ ઉભયથી વ્યતિરિક્ત નોઆગમથી દ્રવ્યઆવશ્યક ત્રણ પ્રકારે છે, એક લૌકિક, બીજું લોકોત્તર અને ત્રીજું કુપ્રાવચનિક. તેમાં પ્રથમ રાજા વિગેરેનાં મુખ ધોવા આદિ જે અવશ્યનાં કાર્ય તે લૌકિક વ્યતિરિક્ત દ્રવ્ય આવશ્યક, અને જે સાધુઓના ગુણે રહિત, કેવળ વેશ માત્ર ધારણ કરી સાધુ જેવા જણાતા પગલે પગલે અનેક અસંયમ સ્થાનનું સેવન કરનારા મુનિઓ વિગેરે સવાર-સાંજ પ્રતિક્રમણાદિ અવશ્ય કાર્યો કરે તે લોકોત્તર દ્રવ્યાવશ્યક, તથા જે પાખંડીજનો ચામુંડા વિગેરે દેવનાના સ્થાનોમાં વિલેપનાદિ આવશ્યક કાર્યો કરે છે તે કુપ્રાવચનિક દ્રવ્યાવશ્યક છે. એ નોઆગમથી ઉભય વ્યતિરિક્ત દ્રવ્યઆવશ્યકના ત્રણ ભેદ જાણવા. તેમાં જે નો શબ્દ છે તે આગમના સર્વથા નિષેધ અર્થમાં સમજવો, કેમકે ઉપરોક્ત આવશ્યકમાં જરા પણ આગમ-જ્ઞાન નથી. આ નોઆગમથી દ્રવ્ય આવશ્યકનું સ્વરૂપ ભેદપૂર્વક જેમ અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે તેમ સવિસ્તર જાણી લેવું. ૮૬૭

ઉપર જે લોકોત્તર નોઆગમથી દ્રવ્ય આવશ્યક કહ્યું છે, તેમાં ઉદાહરણ કહે છે.

लोउत्तरे अभिक्खणमासेवालोयओ उदाहरणं ।

स रयणदाहगवाणियनाएण जईहुवालद्धो ॥ ८६८ ॥

લોકોત્તરમાં નોઆગમથી દ્રવ્ય આવશ્યકમાં નિરન્તર દોષ સેવનાર અને આલોચના કરનાર સાધ્વાભાસનું દૃષ્ટાન્ત છે, તે સાધ્વાભાસને ગીતાર્થમુનિએ રત્નદાહક વણિકના ઉદાહરણથી ઠપકો આપ્યો. ૮૬૮

લોકોત્તરમાં નોઆગમથી દ્રવ્ય આવશ્યકમાં નિરન્તર દોષ સેવીને આલોચના ( પ્રાયશ્ચિત ) કરનાર સાધ્વાભાસનું ઉદાહરણ છે, તે આ પ્રમાણે—

વસન્તપુર નગરમાં એક અગીતાર્થ સંવિગ્નાભાસ ગચ્છ પોતાના આચાર્ય સહિત વિચરતો હતો, એ ગચ્છમાં એક મુનિ રહેતા હતો તે હમ્મેશાં દોષયુક્ત-સાધુને ઉપયોગમાં ન આવે એવા ભાત-પાણી ગ્રહણ કરીને પ્રતિક્રમણ કરતી વખતે મહાન્ સંવેગી હોય તેમ દેખાવ કરતો ને કરેલા સર્વ દોષો ગુરૂ સમીપે પ્રગટ કરીને પ્રાયશ્ચિત્ત લેતો હતો, ગુરૂ પણ તેને તે મુજબ પ્રાયશ્ચિત્ત આપતા હતા. તે સાથે પ્રાયશ્ચિત્ત આપતાં હમ્મેશાં કહેતા કે 'અહો ! આ મુનિ કેવો ધર્મશ્રદ્ધાળુ મહાભાગ છે ! જે આ પ્રમાણે દુષ્કર એવી આલોચના કરીને સુખપૂર્વક પ્રાયશ્ચિત લે છે. ખરેખર સરળ હોવાથી એ મુનિ શુદ્ધ છે. કેમકે દોષ સેવવો સ્હેલો છે પણ આલોચના કરવી તે મુશ્કેલ છે.' આવું જોઇને બીજા ભોળા સાધુઓ વિચારવા લાગ્યા કે 'ખરેખર આલોચના કરવી એજ સાધ્ય છે. દોષો સેવવામાં

અડચણ નથી અને જો એ પ્રમાણે હમ્મેશાં આલોચના કરીએ તો પછી નહિ કરવા યોગ્ય કાર્ય કરીએ તોપણ એમાં કંઇ દોષ નથી કેમકે તેની આલોચના કરવાથી શુદ્ધિ કરી દુષ્કરકારી થઈ શકાય છે' આવા વિચારથી પ્રાય: આખા ગચ્છમાં 'આલોચવું પણ અનાચાર સેવવા' એવી મૂર્ખતા પ્રસરી ગઇ.

એ પ્રમાણે અવિધિએ વર્તતાં કેટલોક કાળ ગયો, તેવામાં તે ગચ્છમાં કોઇ બીજા વિદ્વાન્ મુનિ પ્રાહુણા તરીકે આવ્યા, તેમણે તે સર્વ અવિધિ જોઇને વિચાર્યું કે અરેરે આ મૂર્ખ ગુરૂએ આખા ગચ્છનો નાશ કર્યો, આ વિચારથી તેમણે તે ગુરૂને કહ્યું કે હે મુનિ! તમે આ નિત્ય દોષ સેવનાર સાધુનાં આ પ્રમાણે વખાણ કરો છો, તેથી ગિરિનગરવાસી લોકો અને રાજાની પેઠે દુ:ખ પામશો.

અભણ ગુરૂ:—એ કેવી રીતે ?

વિદ્વાન્ મુનિ:—ગિરિનગર નામે એક શહેર હતું, તેમાં ક્રોડાધિપતિ એક વણિક રહેતો હતો; તે વણિક અગ્નિદેવનો ભક્ત હોવાથી દરવર્ષે રત્નોથી એક ઓરડો ભરીને તે ઓરડો અગ્નિથી સળગાવી દેતો. તેને તે પ્રમાણે કરતો જોઇને તે નગરવાસી લોકો અને રાજા તેની પ્રશંસા કરતા હતા, કે અહો! આ શેઠની અગ્નિદેવ ઉપર કેવી ભક્તિ છે? કે જે દરવર્ષે અગ્નિદેવને આ પ્રમાણે રત્નોથી તૃપ્ત કરે છે. આવી રીતે પ્રશંસા થવાથી તે શેઠ વધારે આદરથી એજ પ્રમાણે અગ્નિદેવને તૃપ્ત કરવા લાગ્યો. એમ કરતાં એક વખત મહાજોરાવર પવન ઉત્પન્ન થયો, તેથી આખા નગરમાં એ સળગાવેલો અગ્નિ ફેલાયો, જેથી રાજમહેલ સહિત સર્વ નગર બળીને ભસ્મીભૂત થઇ ગયું. જ્યારે એવો મહા અનર્થ થયો ત્યારે રાજાએ અને લોકોએ વિચાર્યું કે અરેરે આપણે એ શેઠને એ પ્રમાણે કરતાં પહેલાથીજ કેમ ન રોકયો? અને તેની પ્રશંસા શા માટે કરી? જો એ પ્રમાણે કરતાં આપણે એને પ્રથમજ રોકયો હોત, તો આપણો આ વખત અત્યારે ન આવત' આ પ્રમાણે ઘણોજ પશ્ચાત્તાપ કરીને તે વણિકનો દંડ કરી તેને નગર બ્હાર કાઢી મૂકયો.

એ પ્રમાણે હે આચાર્ય! તમે પણ આ અવિધિએ વર્તતા સાધુની પ્રશંસા કરવાથી પોતાનો અને ગચ્છનો ઉભયનો નાશ કરો છો, માટે આ સાધુને તેમ કરતાં અટકાવો. જેથી મથુરાનગરીના લોક અને તેના રાજાની પેઠે સર્વ સુખી થાઓ, ને જેથી તમે અનર્થને ભજવાવાલા ન થાઓ.

આચાર્ય:—એ કેવી રીતે ?

વિદ્વાનમુનિ:—સાંભળો. મથુરાનગરીમાં પણ અગ્નિદેવનો ભક્ત કોઈ ધનવાન વણિક રહેતો હતો. તેણે પણ રત્નથી ભરેલા ઘરને સળગાવવાનો આરંભ કર્યો, એટલે તે નગરવાસી લોકોએ અને રાજાએ તેનો દંડ કરી તિરસ્કાર પૂર્વક કહ્યું કે જો તારે અગ્નિદેવને તૃપ્ત કરવા હોય તો અરણ્યમાં જઇને ઘર કરીને શા માટે એમ નથી સળગાવતો? એમ કહીને તે શેઠને નગર બહાર કાઢયો. તેથી એ નગરના અગ્નિના અનર્થથી બચીને સુખી થયા. એ પ્રમાણે હે આચાર્ય! તમે પણ આ સાધુને ગચ્છ બહાર કાઢીને પોતાને તથા ગચ્છને મહાઅનર્થથી બચાવો.

આવી ઘણી યુક્તિઓથી એ આચાર્યને શીખામણ આપી, પણ ગુરૂ અભણ (અગીતાર્થ) અને આગ્રહી હોવાથી તેમજ અધર્મી હોવાથી પોતાની અયોગ્ય પ્રવૃત્તિથી (ન નિવર્ત્યા) તે સાધુને અટકાવ્યો નહિ. એટલે એ વિદ્વાન પ્રાહુણા મુનિએ ગચ્છના બીજા

સાધુઓને કહ્યું કે હે મહાભાગ્ય મુનિઓ! આવા અગાણ ગુરુના તાબે રહેવાથી હવે સર્યું. તેમનો ત્યાગ કરીને અન્ય સ્થળે જાઓ, નહિ તો તમને સર્વને અનર્થ પ્રાપ્ત થશે. વિદ્વાન મુનિના ઉપદેશથી તે સાધુઓએ તેમનો ત્યાગ કર્યો. આવા પ્રકારના ગચ્છવાળાનું જે આવશ્યક તે નોઆગમથી લોકોત્તર દ્રવ્યઆવશ્યક કહેવાય છે. તે દ્રવ્યઆવશ્યક ઉદાહરણપૂર્વક કહ્યું. ૮૬૮

આ પ્રમાણે ઉદાહરણપૂર્વક દ્રવ્ય આવશ્યક કહ્યું; હવે ભાવઆવશ્યક કહીશું. તે ભાવ આવશ્યક આગમથી અને નોઆગમથી એમ બે પ્રકારે છે. તેજ વાત કહે છે.

आगमओ भावावासयं तदत्थोवओगपरिणामो ।

नोआगमओ भावे परिणामो नाण-किरियासु ॥ ८६९ ॥

આવશ્યકના અર્થના ઉપયોગ રૂપ પરિણામ તે આગમથી ભાવ આવશ્યક છે, અને જ્ઞાન-ક્રિયા ઉભયનો પરિણામ તે નોઆગમથી ભાવ આવશ્યક છે. (અહીં નોશબ્દ મિશ્ર-અર્થમાં સમજવો.) ૮૬૯

ઉપરોક્ત નોઆગમથી ભાવઆવશ્યક ત્રણ પ્રકારે છે તે કહે છે.

लोइय लोउत्तरियं कुप्पावयणं च तं समासेणं ।

लोकोत्तरं पसत्थं सत्थे तेणाहिगारोऽयं ॥ ८७० ॥

લૌકિક-લોકોત્તર-અને કુપ્રાવચનિક. એમ ત્રણ પ્રકારે સંક્ષેપથી નોઆગમભેદમાં ભાવ આવશ્યક છે. તેમાં લોકોત્તર ભાવાવશ્યક શ્રેષ્ઠ છે. તેનોજ આ શાસ્ત્રમાં અધિકાર છે. ૮૭૦

નોઆગમથી ભાવ આવશ્યક લૌકિક-લોકોત્તર-અને કુપ્રાવચનિક એમ ત્રણ પ્રકારે છે આવો અનુક્રમ પૂર્વે વ્યતિરિક્ત દ્રવ્ય આવશ્યકમાં પણ કહ્યો છે, અને ભાવ-આવશ્યકમાં તો અનુયોગદ્વારસૂત્રમાં બંધની અનુકૂલતાદિ કોઇ હેતુ વડે કરીને લૌકિક-કુપ્રાવચનિક-અને લોકોત્તર એવો અનુક્રમ કહ્યો છે. તેમાં દિવસના પૂર્વ ભાગમાં ભારત અને પાછલા ભાગમાં રામાયણ વાંચવું ઇત્યાદિ જે લોકમાં પ્રચલિત છે તે નોઆગમથી લૌકિક ભાવ આવશ્યક છે. અને મંત્ર પાઠાદિ પૂર્વક યજ્ઞ અંજલિ હોમાદિ કરવા તે કુપ્રાવચનિક ભાવાવશ્યક છે. તથા ઉપયોગ પૂર્વક આવશ્યક શ્રવણ કરવું પડિલેહણ આવર્તાદિ ક્રિયામિશ્ર ઉભયકાળ મુખે મુહપતિ રાખીને, આવર્ત કરવા પૂર્વક વન્દનાદિ સૂત્રરૂપ આવશ્યક સૂત્ર બોલવા તે લોકોત્તર ભાવ આવશ્યક છે. એ પ્રમાણે સઘળે ઠેકાણે જ્ઞાનક્રિયાની મિશ્રતા વિચારવી. આ ત્રિવિધ નોઆગમથી ભાવ આવશ્યકમાં લોકોત્તર ભાવાવશ્યક ખરેખર અનુપમ મોક્ષ સુખની પ્રાપ્તિમાં હેતુભૂત હોવાથી લોકોત્તર ભાવ આવશ્યકજ શ્રેષ્ઠ છે. અને તેનોજ અહીં શાસ્ત્રમાં અધિકાર કરાય છે. ૮૭૦

હવે આવશ્યકનાં પર્યાયનામો ( જુદા જુદા નામો ) કહે છે.

तस्साभिन्नत्थाइं सुपसत्थाइं जहत्थनिययाइं ।

अव्वामोहाइनिमित्तमाह पज्जायनामाइं ॥ ८७१ ॥

અન્ય અન્ય સ્થાનને વિષે આવશ્યકનાં જુદા જુદા નામો સાંભળવાથી શિષ્યને વ્યામોહ આદિ ન થાય એટલા માટે તે આવશ્યકનાં એકજ અર્થવાળાં સુપ્રશસ્ત યથાર્થ ને નિયત એવાં આવશ્યકનાં જુદા જુદા નામો કહે છે. કેમકે તેથી અનેક દેશમાંથી થયેલા શિષ્યોને સુખે સુખે અર્થની પ્રતિપત્તિ થાય છે. ૮૭૧

आवस्सयं अवस्सकरणिज्जं धुव निग्गहो विसोही य ।
अज्झयणछक्क वग्गो नाओ आराहणा मग्गो ॥ ८७२ ॥

આવશ્યક-અવશ્ય કરવા યોગ્ય-ધ્રુવ-નિગ્રહ-વિશુદ્ધિ-છઅધ્યયન-વર્ગ-ન્યાય-આરાધના અને માર્ગ (એ દશ આવશ્યકનાં જુદાં જુદાં નામો છે.) ૮૭૨

આવશ્યક એટલે શું ? તે કહે છે.

समणेण सावएण य अवस्सकायव्वयं हवइ जम्हा ।
अंतो अहो-निसिस्स उ तम्हा आवस्सयं नाम ॥ ८७३ ॥

સાધુ અને શ્રાવકને રાત્રિ અને દિવસના અંતે અવશ્ય કરવા યોગ્ય છે; તે કારણથી આ આવશ્યક કહેવાય છે. ૮૭૩

जदवस्सं करणिज्जं तेणावस्सयमिदं गुणाणं वा ।
आवस्सयमाहारो आ मज्जाया-भिविहिवाई ॥ ८७४ ॥
आ वस्सं वा जीवं करेइ जं नाण-दंसण-गुणाणं ।
संनेज्झ-भावण-च्छायणेहिं वाऽऽवासयं गुणओ ॥ ८७५ ॥

જે કારણથી અવશ્ય કરવા યોગ્ય છે, તે કારણથી તે આવશ્યક છે એ અર્થ પૂર્વની ગાથામાં કહેલ છે. અથવા આવશ્યક પદમાં આ શબ્દ મર્યાદા ને અભિવિધિ અર્થનો વાચક છે તેથી મર્યાદા અને અભિવિધિ વડે ગુણોનો આધાર તે આવશ્યક છે. અથવા જે આ એટલે સમસ્ત પ્રકારે જીવને જ્ઞાન-દર્શન ગુણોને વશ કરે તે આવશ્યક. અથવા સાંનિધ્યભાવનાચ્છાદનાવડે ગુણથી આત્માને વાસિત કરે તે આવાસક કહેવાય છે. ૮૭૪-૮૭૫

અવશ્ય કરવા યોગ્ય હોવાથી આવશ્યક કહેવાય છે. એ આવશ્યક પદમાં જે આઙ્. શબ્દ છે તે મર્યાદાને અભિવિધિવાચી છે, એટલે મર્યાદાવડે અથવા અભિવિધિવડે (જ્ઞાનાદિ) ગુણોનો આધાર તે આવશ્યક. અથવા જે ક્રિયા આત્માને જ્ઞાનાદિ ગુણોને વશ કરે તે આવશ્યક. અથવા આત્માને જે જ્ઞાનાદિ ગુણોથી સાંનિધ્ય કરે-વાસિત કરે તે આવાસક. અથવા વસ્ત્ર સુગંધ-ધૂપઆદિની પેઠે જે આત્માને ગુણો વડે આચ્છાદિત કરી શોભાવે તે આવાસક. અથવા જે આત્માનું દોષોથી સંવરણ કરે એટલે દોષો આવવા ન દે તે આવાસક છે. ૮૭૪-૮૭૫

આ પ્રમાણે આવશ્યકપદના જુદા જુદા દસ નામોમાંના પહેલા આવશ્યક અથવા આવાસક પદનો અર્થ કહ્યો.હવે બાકીનાં પદોનો અર્થ કહે છે.

एवं चिय सेसाइं विउसा सुय-लक्खणाणुसारेणं ।
कमसो वत्तव्वाइं तहा सुय-क्खंधनामाइं ॥ ८७६ ॥

એજ પ્રમાણે બાકીના પદો પણ વિદ્વાને શ્રુતમાં કહેલા લક્ષણને અનુસારે અનુક્રમે કહેવાં. તથા શ્રુત-સ્કંધનાં નામો પણ એજ પ્રમાણે કહેવાં. ૮૭૬

મોક્ષાભિલાષી જનોથી અવશ્ય કરાય છે માટે અવશ્યકરણીય કહેવાય છે. તથા અર્થથી શાશ્વતું હોવાથી ધ્રુવ. જે વડે ઇન્દ્રિય-કષાય વિગેરે ભાવ શત્રુઓનો નિગ્રહ-રોધ કરાય તે નિગ્રહ. બીજા આચાર્યો ધ્રુવ એટલે પ્રવાહથી અનાદિ કાળના કર્મ તેનો જે વડે નિગ્રહ થાય તે ધ્રુવનિગ્રહ, એમ તે બે પદનું એકજ પર્યાય નામ કહે છે. તથા કર્મથી મલીન થએલા આત્માને વિશુદ્ધિનો હેતુ હોવાથી વિશુદ્ધિ, સામાયિકઆદિ ૭ અધ્યયન રૂપ હોવાથી

પદધ્યયન. જે વડે રાગ આદિ દોષો દૂરથી મજાય તે વર્ગ. બીજાઓ એ બે પદનું એકજ નામ કહે છે. જેમકે નામ પિંકાદિ ૭ અધ્યયનનો સમૂહ હોવાથી ૭ અધ્યયનનો વર્ગ કહેવાય છે. ઇચ્છિત અર્થની સિદ્ધિનો શ્રેષ્ઠ ઉપાય હોવાથી ન્યાય, અથવા જીવ અને કર્મનો સંબંધ દૂર કરનાર હોવાથી ન્યાય. મોક્ષ આરાધનાનો હેતુ હોવાથી આરાધના, મોક્ષનગરે પહોંચાડનાર હોવાથી માર્ગ. એ પ્રમાણે આવશ્યક પદના દશ પર્યાય નામોનો અર્થ જાણવો.

તથા તેજ પ્રમાણે શ્રુત અને સ્કંધનાં પર્યાય નામો પણ શ્રુતમાં કહેલા લક્ષણથી જાણવાં, જેમકે શ્રુત-સૂત્ર-ગ્રન્થ- સિદ્ધાન્ત-પ્રવચન-આજ્ઞા-ઉપદેશ-અને આગમ એ વિગેરે શ્રુતનાં એકજ અર્થવાળા નામો છે. તથા ગણ-કાય- નિકાય-સ્કંધ-વર્ગ અને રાશી એ વિગેરે સ્કંધના એંજ અર્થવાળાં નામો છે. તેના અર્થ વિદ્વાને શ્રુતાનુસારિ લક્ષણથી કરવા. અહીં વિસ્તાર થવાના ભયથી કહ્યા નથી. ૮૭૬

એ પ્રમાણે આવશ્યક પદના નામાદિ નિક્ષેપો કહ્યા, હવે શ્રુતપદના એ નામાદિ નિક્ષેપા કહીશું.

आगमओ दव्वसुयं वत्ता सुत्तोवओगनिरवेक्खो ।
नोआगमओ जाणय-भव्वसरीरा-इइरित्तमिदं ॥ ८७७ ॥

શ્રુતોપયોગ રહિત વક્તા તે આગમથી દ્રવ્ય શ્રુત છે; અને જ્ઞશરીર-ભવ્યશરીર તથા એ ઉભય વ્યતિરિક્ત એમ નોઆગમથી દ્રવ્યશ્રુત ત્રણ પ્રકારે છે. ૮૭૭

નામ અને સ્થાપનાશ્રુત સુગમ હોવાથી તેનું કથન અહીં નથી કરતા પણ દ્રવ્ય-શ્રુત અને ભાવશ્રુતમાં જાણવા જેવું છે તેથી તેને કહીશું. તેમાં દ્રવ્ય શ્રુત બે પ્રકારે છે. આગમથી અને નોઆગમથી. શ્રુતના ઉપયોગ રહિત જે વક્તા તે આગમથી દ્રવ્યશ્રુત છે. અને નોઆગમથી દ્રવ્યશ્રુત જ્ઞશરીર ભવ્યશરીર અને એ ઉભય વ્યતિરિક્ત એમ ત્રણ પ્રકારે છે. એમાંના પહેલા બે ભેદ આવશ્યક પ્રમાણે જાણવા, અને ત્રીજો ભેદ નીચે પ્રમાણે જાણવો. ૮૭૭

पत्ताइगयं सुत्तं सुत्तं च जमंडजाइ पंचविहं ।
आगमओ भावसुयं सुओवउत्तो तओऽणण्णो ॥ ८७८ ॥

પત્રાદિમાં રહેલ શ્રુત અને જે અંડજાદિ પાંચ પ્રકારનું સૂત્ર તે બન્ને નોઆગમથી ઉભય વ્યતિરિક્ત દ્રવ્ય શ્રુત છે. તથા શ્રુતોપયોગવાન જે જીવ તે તેનાથી અનન્ય હોય તેથી તે આગમથી ભાવશ્રુત છે. ૮૭૮

પાના-પુસ્તક-વસ્ત્ર આદિમાં લખેલું શ્રુત અથવા સૂત્ર તે ઉભયવ્યતિરિક્ત દ્રવ્યશ્રુત કહેવાય છે. અહીં શ્રુત અને સૂત્ર બંને શબ્દો એકજ અર્થમાં છે, તેથી દ્રવ્ય શબ્દનો સમાન-નામવડે અપ્રધાન અર્થ રાખી અંડજ-વોંડજ-કીટજ-વાળજ અને વલ્કજ સૂત્ર એમ જે આગમમાં પાંચ પ્રકારે સૂત્ર કહ્યું છે, તે પણ સૂત્રના નામના સરખાપણાથી જુદું ઉભયવ્યતિરિક્તદ્રવ્ય શ્રુત કહેવાય છે. તેમાં ચૌરિંદ્રિય જાતિના કાડાઓએ બનાવેલ કોશેટામાંથી થએલું સૂત્ર અંડજ સૂત્ર કહેવાય છે. તેને લોકમાં ચટક સૂત્ર ( રેશમ ) કહે છે, કપાસથી થએલું સૂત્ર તે વોંડજ સૂત્ર કહેવાય છે. કીટજ સૂત્ર પાંચ પ્રકારે છે. પટ્ટ મલય-અંશુક ચીનાશુંક અને કૃમિરાગ. આ પાંચે પટસૂત્ર કહેવાય છે. વાળજ ( વાળથી થયેલું ) સૂત્ર પણ પાંચ પ્રકારે છે. ઘેટાના ઉનનું-ઊંટના ઊનનું- મૃગન. વ.ળનું-ઊંદરના વાળનું અને ઘેટાદિના ઊનથી ઉગરેલી કિટ્ટિ થકી ઉત્પન્ન થયેલું સૂત્ર કિટ્ટિશ અથવા ઘેટાદિક

ઊનનો. બે વર્ણના સંયોગથી ઉત્પન્ન થયેલું કિટ્ટિશ; અશ્વાદિના વાળનું તથા વલ્કજ સૂત્ર તે શણ વિગેરેનું સૂત્ર. એ સર્વ ઉભય વ્યતિરિક્ત દ્રવ્ય શ્રુત ( સૂત્ર ) જાણવું.

ભાવ શ્રુત બે પ્રકારે છે-આગમથી અને નોઆગમથી. તેમાં શ્રુતના ઉપયોગયુક્ત જે શ્રુતનો ભણનાર હોય તે આગમથી ભાવ શ્રુત છે અહીં ઉપયોગવાન જે જીવ, તે ઉપયોગથી અભિન્ન હોવાથી તે જીવનેજ ઉપચારવડે ભાવ શ્રુત કહેલ છે. ખરી રીતે તો શ્રુતનો ઉપયોગ એજ ભાવશ્રુત છે. ૮૭૮

હવે નોઆગમથી ભાવશ્રુત કહે છે.

नोआगमओ भावे लोइय लोउत्तरं पुराभिहियं ।
सम्मत्तपरिग्गहियं सम्मसुयं मिच्छमियरंति ॥ ८७९ ॥

નોઆગમથી ભાવશ્રુત લૌકિક ( ભારત-રામાયણાદિ ) અને લોકોત્તર ( અંગપ્રવિષ્ટાદિ) એમ બે પ્રકારે છે, તે પહેલાં ( શ્રુતજ્ઞાનાધિકારે ) કહ્યાં છે. એ સર્વ સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કરેલ હોય તો સમ્યક્ શ્રુતછે, અને મિથ્યાદૃષ્ટિએ ગ્રહણ કરેલ હોય તો મિથ્યાશ્રુત છે. ૮૭૯

અહીં શિષ્ય પૂછે છે કે—

आगमओ भावसुयं जुत्तं नोआगमे कहं होइ ? ।
जइ नागमो न सुत्तं, अह सुत्तमणागमो किह णु ? ॥ ८८० ॥

આગમથી ભાવશ્રુત તો યુક્ત છે, પણ નોઆગમમાં ભાવશ્રુત કેમ ઘટે? ( કારણ કે નોશબ્દ નિષેધાર્થે હોવાથી ) જો આગમનો અભાવ છે તો શ્રુત નહિ. અને જો શ્રુત છે તો આગમનો અભાવ કેમ? આ તો મા ની મા વાંઝણીની પેઠે વિરૂદ્ધ છે, ૮૮૦

उवओगो जम्मत्ते तं तं जइ वागमोऽन्नमेसं तु ।
नोआगमोत्ति एवं किमणुवउत्तम्मि दव्वसुयं ? ॥ ८८१ ॥

જેટલા જેટલા શ્રુતનો ઉપયોગ, તે તે આગમથી ભાવશ્રુત છે, અને બાકીનું (ઉપયોગ રહિત ) નોઆગમથી ભાવશ્રુત છે, જો એમ કહેતા હો તો અનુપયોગમાં દ્રવ્યશ્રુત કેમ કહ્યું ? ૮૮૧

જે જે શ્રુતના જાણનારાઓને વીશે જેને જેને શ્રુતનો ઉપયોગ હોય તે તે જાણનારનું આગમથી ભાવ શ્રુત છે, અને શેષ ઉપયોગ રહિત હોય તેનું શ્રુત નોઆગમથી ભાવ શ્રુત છે. એમ જો કહેતા હો તો ૮૭૭ મી ગાથામાં " શ્રુતોપયોગ રહિત વક્તા તે આગમથી દ્રવ્યશ્રુત છે" એમ જે પૂર્વે અનુપયોગી વક્તાને દ્રવ્યશ્રુત કહ્યો છે, તેનું શું થશે? કારણ કે તે વિષયને તો તમે અહીં હમણાં નોઆગમથી ભાવશ્રુત કહો છો, તેથી તે દ્રવ્યશ્રુત વિષય રહિત થશે. ૮૮૧

अविसुद्धनयमएण व जइ लद्धिसुयमणुवउत्तेऽवि ।
भावसुयं चिय पढओ किमणुवउत्तस्स दव्वसुयं ? ॥ ८८२ ॥

અથવા જો એમ કહેતા હો કે અવિશુદ્ધ નયના મતે લબ્ધિશ્રુત તે ભાવશ્રુત ( અને બીજું દ્રવ્યશ્રુત ) તો તે ભાવશ્રુત અનુપયોગીમાં પણ છે, અનુપયોગી વક્તાને દ્રવ્યશ્રુત કેમ કહો છો? ૮૮૨

અથવા વળી આચાર્ય મહારાજ! કદી એમ કહો કે અવિશુદ્ધનયના મતે શ્રુતલબ્ધિ

પણ ભાવશ્રુત કહેવાય છે, તેથી અનુપયોગી છતાં પણ તે લબ્ધિ યુક્ત જીવમાં જે લબ્ધિરૂપ શ્રુત છે, તે ભાવશ્રુત છે; અને એ લબ્ધિશન્યજીવનું શ્રુત તે દ્રવ્ય શ્રુત છે, આમ માનવાથી દ્રવ્યશ્રુત વિષય રહિત નહિ થાય. આ પ્રમાણે જો કહેતા હો, તો અનુપયોગી વક્તાને દ્રવ્યશ્રુત કેમ કહો છો ? કારણ કે તેને પણ શ્રુતલબ્ધિના સદ્ભાવથી ભાવશ્રુતનીજ પ્રાપ્તિ થશે. અને દ્રવ્યશ્રુત તો વિષય રહિતજ રહેશે. કેમકે કોઇ પણ શ્રુતલબ્ધિ વિના બોલતું નથી. તેથી એમ કહેવું એ કેવળ વાણીમાત્રજ છે બીજું કાંઈ નથી. ૮૮૨

ઉપરોક્ત બધા પક્ષોનો આચાર્યશ્રી ઉત્તર આપે છે કે--

आगमसुओवओगो सुद्धो चिय न चरणाइसंमिस्सो ।

मीसेऽवि वा विवक्खा सुयस्स चरणाइभिन्नस्स ॥ ८८३ ॥

ચારિત્રાદિથી મિશ્ર નહિ, પણ શુદ્ધ શ્રુતોપયોગ તે આગમથી ભાવશ્રુત છે. મિશ્ર ઉપયોગમાં પણ ચારિત્રાદિથી ભિન્ન શ્રુતોપયોગની વિવક્ષા કરીએ તો પણ તે આગમથી ભાવશ્રુત છે. ૮૮૩

ઉપરના જે પ્રશ્નો કર્યા છે, તે નોશબ્દને નિષેધાર્થમાં સમજીને કર્યા છે; તે અયોગ્ય છે, આચાર્યજી મહારાજ મિશ્રને કહેનાર નોશબ્દને ચિત્તમાં ધારીને કહે છે. "મિશ્ર કહેનાર નો શબ્દ વડે કરીને દ્રવ્ય શ્રુત, આગમથી ભાવ શ્રુત, અને નોઆગમથી ભાવ શ્રુત એ ત્રણ કેમ જુદા અંગીકાર કરાય છે ? ઉત્તર-ઉપયોગ રહીત શ્રુતનો અધ્યયન કરનારનું દ્રવ્યશ્રુત અને કેવળ શુદ્ધ શ્રુતનો ઉપયોગ તે આગમથી ભાવ શ્રુત, અથવા ચારિત્રાદિથી મિશ્ર શ્રુતોપયોગ પણ એકલા શ્રુતના ઉપયોગની વિવક્ષાથી આગમથી ભાવ શ્રુત કહેવાય છે. ૮૮૩

चरणाइसमेयम्मि उ उवओगो जो सुए तओ समए ।

नोआगमोत्ति भण्णइ नोसद्दो मिस्सभावम्मि ॥ ८८४ ॥

ચારિત્રાદિયુક્ત શ્રુતમાં જે ચારિત્રાદિવડે મિશ્ર શ્રુતોપયોગ, તેને સિદ્ધાન્તમાં નોઆગમથી ભાવ શ્રુત કહેવાય છે. નોશબ્દ અહીં મિશ્ર ભાવમાં છે. નિષેધને કહેનારો નોશબ્દ અહીંઆં ઇચ્છતા નથી. ૮૮૪

નોશબ્દને દેશનિષેધમાં અથવા સર્વનિષેધમાં ગ્રહણ કરીએ, તો જે દૂષણ આવે છે તે ૮૮૫-૮૮૬ એ બે ગાથાથી કહે છે.

सव्वनिसेहे दोसो सव्वसुयमणागमो पसज्जेज्ज ।

होज्जा वाऽणागमओ सुयवज्जमणागमसुयं तु ॥ ८८५ ॥

( નોશબ્દ ) સર્વ નિષેધાર્થમાં ગ્રહણ કરતાં દોષ આવે છે. ( કેમકે ) તેથી સર્વ શ્રુત અનાગમરૂપ થાય. અથવા અનાગમથી શ્રુત સિવાયના ( મતિઆદિ જ્ઞાનો ) અનાગમરૂપ થાય. ૮૮૫

જો નોશબ્દને સર્વનિષેધાર્થમાં ગ્રહણ કરીએ તો જે ભાવશ્રુત હોય, તે સર્વ અનાગમ રૂપ થાય. એમ માનવું પડે ને એ તો અયોગ્ય છે, કારણકે શ્રુત તો આગમરૂપે પ્રસિદ્ધ છે. અથવા સર્વનિષેધાર્થમાં નોશબ્દ માનવાથી શ્રુત વિનાના મતિઆદિ ચાર જ્ઞાનો જે ભાવ અનાગમરૂપ છે તે ભાવશ્રુત થાય. એટલે કે એ ચાર જ્ઞાનો શ્રુતરૂપ નહિ હોવા છતાં પણ, તેમને શ્રુતપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. ૮૮૫

નોશબ્દને દેશનિષેધાર્થમાં ગ્રહણ કરીએ તો પણ દોષ આવે છે.

देसनिसेहे सयलं नोआगमओ सुयं न पावेज्जा ।
भिन्नंपि व तं देसो चरणाईणं पसज्जेज्जा ॥ ८८६ ॥

( નોશબ્દને ) દેશ નિષેધાર્થમાં લઇએ, તો સર્વ શ્રુત નોઆગમથી ભાવશ્રુત ન થાય; અથવા વિવક્ષાથી ભિન્ન ગણેલું એવું પણ એ ભાવશ્રુત ચારિત્ર આદિનો એક દેશ થાય. ૮૮૬

અથવા જો નોશબ્દને દેશ નિષેધાર્થમાં ગ્રહણ કરીએ, તો આચારાંગ આદિ સમસ્ત શ્રુત નોઆગમથી ભાવશ્રુત ન ગણાય; પરન્તુ તેનો કેટલોક ભાગજ નોઆગમથી ભાવશ્રુત ગણાય. અને નોઆગમથી ભાવશ્રુત તો એ સર્વશ્રુતને કહ્યું છે. કેમકે સમસ્ત દ્વાદશાંગી જ્ઞાન-દર્શન ચારિત્રના પર્યાયના પિંડાત્મક છતાં સિદ્ધાન્તમાં નોઆગમથી ભાવશ્રુત પણ પ્રસિદ્ધ છે. એ મિશ્રવચન નોશબ્દને માનીયે તો ઘટે છે. અથવા નોશબ્દને દેશનિષેધાર્થમાં લઇએ, તો ભાવશ્રુત ભિન્ન છતાં પણ, ચારિત્રાદિનો એક ભાગ ગણાય, અને એ તો ચારિત્રાદિની સાથે અભિન્ન દેશવાળું કહેવાય છે. એમ ન કહીએ તો ધાત્વંજનકપિશેષર્ગક-ની પેઠે સંકર એકત્વાદિ દોષોનો પ્રસંગ થાય. માટે નોશબ્દ દેશનિષેધાર્થમાં પણ ન ગ્રહણ કરતાં મિશ્રવચનમાંજ ગ્રહણ કરવો. જેથી ઉપરોક્ત દૂષણો ન આવે. ૮૮૬

વળી નોશબ્દને દેશનિષેધાર્થમાં માનતાં બીજો પણ દોષ આવે છે, તે કહે છે.

होज्ज व नोआगमओ सुओवउत्तोऽवि जं स देसम्मि ।
उवउज्जइ न उ सव्वे तेणायं मीसभावम्मि ॥ ८८७ ॥

અથવા શ્રુતોપયોગી પણ નોઆગમથી ભાવશ્રુત થાય, કેમકે તે ઉપયોગ શ્રુતના એક દેશમાંજ ઘટે છે, સર્વશ્રુતમાં નહિ. તેથી નોશબ્દ મિશ્રભાવમાંજ ગ્રહણ કરવો. ૮૮૭

વળી નોશબ્દને એક દેશાર્થમાં ગ્રહણ કરવામાં આવે, તો પહેલાં જે શ્રુતોપયોગીને આગમથી ભાવશ્રુત કહેલ છે, તે પણ નોઆગમથી ભાવશ્રુત થાય, કારણકે એ શ્રુતોપયોગ શ્રુતના એક દેશમાંજ ઘટે, પણ સર્વ શ્રુતમાં ન ઘટે. કેમકે સર્વશ્રુત તો અનન્ત એવા અભિલાપ્ય અર્થના વિષયવાળું હોવાથી સર્વશ્રુતમાં એકી વખતે ઉપયોગ ન ઘટે. માટે નોશબ્દને એક દેશવચનમાં માનવાથી એ શ્રુતોપયોગી પુરૂષ નોઆગમથી ભાવશ્રુત થાય, અને એમ થવાથી આગમથી અને નોઆગમથી ભાવ શ્રુતનો જે તફાવત છે તે નાશ પામે. માટે નોશબ્દને એકદેશવચનમાં ન માનતાં મિશ્રભાવમાંજ ગ્રહણ કરવો યોગ્ય છે. ૮૮૭

ફરી શિષ્ય શંકા કરીને પૂછે છે કે--

आह नणु मीसभावे नाभिहिओ य नोसद्दो ।
देसे तदन्नभावे दव्वे किरियाय भावे य ॥ ८८८ ॥

નોશબ્દ મિશ્રભાવમાં નથી કહ્યો, પણ દેશ-તે થકી અન્યભાવ-દ્રવ્ય-ક્રિયા-અને ભાવઅર્થમાં નોશબ્દ કહ્યો છે. ૮૮૮

નોશબ્દ સામાન્ય રીતે નિષેધવાચક હોવાથી મિશ્રભાવમાં તો ક્યાં પણ કહ્યો નથી; દેશ-તદન્યભાવ-દ્રવ્ય-ક્રિયા-અને ભાવ એ પાંચ અર્થમાં કહેલ છે. તેમાં દેશ અર્થમાં નોશબ્દનો પ્રયોગ કરીએ તો આ પ્રમાણે અર્થ સમજાય છે. જેમકે 'નોઘટ' એટલે ઘટનો એક દેશ ( ભાગ ) કેમકે ઘટનો એક દેશ તે અઘટ પણ ન કહેવાય તેમ ઘટ પણ ન કહેવાય

પરન્તુ 'નોઘટ' કહેવાય. જેમકે–ઘટનો એક ભાગ ગ્રીવાઆદિ નહિ થએ તેના બીજા ભાગો પણ તેની પેઠે નહિ થવાથી આખાએ ઘટનો અભાવ થાય, અને એ પ્રમાણે-પટ શકટ આદિમાં પણ અભાવના પ્રસંગથી સર્વ શૂન્યતા પ્રાપ્ત થાય, વળી ઘટનો એક ભાગ તે 'ઘટ' પણ ન કહેવાય કેમકે એમ માનવાથી તો તેના દરેક અવયવો 'ઘટ' કહેવાય, અને એથી એકજ ઘટમાં અનેક ઘટની પ્રાપ્તિ થાય; એમ થવાથી ઘટ સંબંધી બધી પ્રવૃત્તિ-નિવૃત્તિ આદિના વ્યવહારનોજ નાશ થાય. માટે ઘટનો એક દેશ ( ભાગ ) તે 'નોઘટ'જ કહેવાય.

નોશબ્દ તદન્ય ભાવમાં પણ હોય છે, જેમકે-" નો ઘટ " એમ કહેવાથી ઘટથી ભિન્ન પટ આદિ સમજાય છે. ઉદાહરણ તરીકે " નો બ્રાહ્મણ " એમ કહેવાથી, બ્રાહ્મણ સિવાયના ક્ષત્રિયાદિ સમજાય છે. તેમ એ પણ જાણવું.

દ્રવ્યાર્થમાં નો શબ્દ ઘટાદિનો એક દેશવાચી છે. જેમકે "નોઘટ નોપટ નોસ્તંભ" ઈત્યાદિ પૂર્વે નો શબ્દ દેશવાચી કહેલ છે તેથી આ ભિન્ન છે. કેમકે પહેલાં જે નો શબ્દને દેશ વાચી કહ્યો છે, તે ઘટાદિ સાથે સંબંધવાળો તેનો કેટલોક ભાગ તેને નોઘટાદિ કહેલ છે. અને અહીં તો તે ઘટાદિનો એક ભાગ ગ્રીવા આદિ જે ઘટથી જુદો થઇને, શેરીમાં પડયો હોય તે ઘટાદિથી જુદો હોવાથી પૃથગ્-સ્વતંત્ર દ્રવ્ય કહેવાય છે. તેથી નોશબ્દ દ્રવ્યાર્થમાં જુદા એક દેશને કહેનાર પણ છે.

નોશબ્દ ક્રિયા નિષેધવાચી પણ છે, જેમકે-નથી પાકતું- ન પકાવવું વિગેરે. ભાવનિષેધાર્થમાં પણ નો શબ્દ છે. જેમકે- નહીં સુવાયછે. નહી ઉભા રહેવાય છે. અહીંઆં અકર્મક ધાતુને ભાવે પ્રયોગ " જોડેલો પ્રયોગ નો શબ્દ સાથે વાપરેલો છે, ભાવ અને ક્રિયાનો તફાવત કોઇપણ શબ્દશાસ્ત્ર ( વ્યાકરણ ) થી જાણી લેવો. આ પ્રમાણે ભિન્ન ભિન્ન વિવક્ષાથી દેશાદિ અર્થમાં નોશબ્દ જોયો છે, પણ મિશ્રભાવમાં તો કયાંઈ નથી જોયો. ૮૮૮

આચાર્યશ્રી ઉપરોક્ત શિષ્યના વચનનું સમાધાન કરે છે કે—

सच्चमयं देसाइसु वहवत्थवसेण सद्दविणिओगो ।
अमियत्था व निवाया जुज्जइ तो मीसभावेऽवि ॥ ८८९ ॥

સત્ય છે કે આ નોશબ્દ દેશાદિ અર્થમાં છે, તો પણ અર્થવશાત્ શબ્દનો વિનિયોગ થાય છે. ( જે અર્થ જ્યાં ઘટે તે અર્થમાં ત્યાં તેનો પ્રયોગ કરાય છે. ) અને નિપાતો ( અવ્યયો ) અનેક અર્થવાળા છે, તેથી તે મિશ્રભાવમાં પણ ઘટે છે. ૮૮૯

અથવા નોશબ્દ અહીં દેશવાચી કહીએ તોપણ કંઇ હાની નથી. કેમકે—

अविसेसियसंमिस्सोवओगदेसु व्व
नोआगमभावसुए नोसद्दो होज्ज देसेऽवि ॥ ८९० ॥

અવિશેષિત સંમિશ્ર ઉપયોગનો શ્રુત એક દેશ છે, તેથી નોઆગમથી ભાવશ્રુતમાં નોશબ્દ દેશઅર્થમાં પણ હોઇ શકે. ૮૯૦

અખંડ ઘટાદિનો ગ્રીવાદિ એક દેશ છે તેમ સામાન્ય જ્ઞાન દર્શન ચારિત્રના સંમિશ્ર ઉપયોગનો શ્રુત એક દેશ છે, તેથી નોશબ્દ દેશ વાચી પણ લેવામાં હાની નથી, અર્થાત્ સામાન્યથી જેમ પરિપૂર્ણ ઘટનો ગ્રીવાદિ એક ભાગ જેમ નોઘટ કહેવાય છે. તેમ અવિશેષિત ( સામાન્યથી ) જ્ઞાન-ક્રિયાના પરિણામરૂપ અખંડ વસ્તુનો શ્રુત પણ એક દેશ છે તેથી

જ્ઞાનક્રિયાના પરિણામ એ નોઆગમથી ભાવ શ્રુત છે, કારણ કે તેમાં એક દેશ તરીકે શ્રુત છે ૮૯૦.

હવે બીજા આચાર્યના મત જણાવીને તેમાં દૂષણ આપે છે.

नोआगमओ केई सद्दसहायमुवओगमिच्छंति ।
नणु सुतरमागमत्तं हि दव्व-भावागमे जुत्तं ॥ ८९१ ॥

શબ્દ સહિત શ્રુતોપયોગને કેટલાક આચાર્યો નોઆગમથી ભાવશ્રુત માને છે. (તે અયોગ્ય છે ) કેમકે તેવા ભાવ આગમમાં નોઆગમપણુંજ સ્ફુટ રીતે યોગ્ય છે. ૮૯૨

કેટલાક આચાર્યો શબ્દ સહિત શ્રુતોપયોગને નોઆગમથી ભાવશ્રુત માને છે. એટલે કે શ્રુતોપયોગ પૂર્વક બોલનારનો જે શ્રુતોપયોગ સહિત શબ્દ તે નોઆગમથી ભાવ શ્રુત છે, કેમકે તે ઉપયોગ અને શબ્દ એ બેના સમુદાયમાં ઉપયોગ લક્ષણ આગમનો એક દેશ તે છે અને શબ્દની અપેક્ષા વિના કેવળ ઉપયોગ માત્ર તે આગમથી ભાવ શ્રુત છે, માટે શબ્દ સહિત શ્રુતોપયોગ તે નોઆગમથી ભાવશ્રુત છે.

ઉપર પ્રમાણે તેઓનું માનવું અયુક્ત છે. કેમકે એમાં શ્રુતોપયોગ એ સ્ફુટ રીતે ભાવ-આગમ છે અને શબ્દ એ દ્રવ્ય આગમ છે તેથી તેમાં આગમપણુંજ યોગ્ય છે. એટલે કે શબ્દ સહિત શ્રુતોપયોગ તે આગમથી શ્રુત કહેવાય, પણ નોઆગમથી શ્રુત ન કહેવાય, કેમકે જો કેવળ શ્રુતોપયોગ પણ આગમ કહેવાય છે, તો પછી તેની સાથે શબ્દરૂપ દ્રવ્ય આગમ મળવાથી તો તે સારી રીતે આગમ કહેવાય, પણ નોઆગમ તો નજ કહેવાય, કારણ કે નોઆગમ તો આગમ અનાગમરૂપ સમુદાયમાંજ ઘટે છે. ૮૯૧

ઉપર જણાવેલ પક્ષ તરફથી પક્ષ કરીને ખંડન કરતા કહે છે કે—

अह नागमोत्ति सद्दो नोआगमया य तदहियत्तणओ ।
आगमओ दव्वसुयं किह सद्दो नागमो जइ सो ? ॥ ८९२ ॥

શબ્દ આગમ નથી, માટે અનાગમરૂપ શબ્દથી અધિક હોવાથી ઉપયોગમાં નોઆગમપણું છે. જો તે શબ્દ આગમ નથી, તો પછી આગમથી દ્રવ્યશ્રુત કેમ થાય? ૮૯૨

જો એમ કહેવામાં આવે કે શબ્દ એ આગમ નથી, તેથી કરીને અનાગમરૂપ શબ્દ કરતાં ઉપયોગ અધિક હોવાથી ઉપયોગમાં નોઆગમપણું છે. કેમકે આગમ-અનાગમરૂપ સમુદાયમાં ઉપયોગ એ આગમનો એક દેશ હોવાથી તેમાં નોઆગમપણું યુક્ત છે.

જો એ પ્રમાણે શબ્દ એ આગમ ન હોય, તો આગમથી દ્રવ્ય શ્રુત કેવી રીતે થાય?, નજ થાય, કેમકે શબ્દને અનાગમરૂપ માનેલ હોવાથી શબ્દ આગમના ભેદમાં સુપ્રસિદ્ધ છતાં પણ તે આગમથી દ્રવ્ય શ્રુત ન થાય. ખરી રીતે તો શબ્દ એ દ્રવ્યથી આગમજ છે. તેથી દ્રવ્ય આગમ સહિત ભાવઆગમ તે આગમથીજ ભાવ શ્રુત ગણાય છે, પણ નોઆગમથી ભાવશ્રુત ગણાતું નથી. ૮૯૨

પુનઃ મતાન્તર જણાવીને તેમાં દૂષણ આપે છે.

अन्ने नोआगमओ सामित्ताणासियं सुयं बेंति ।
जइ न सुयमणुवओगे नणु सुयरमणासियं नत्थि ॥ ८९३ ॥

બીજાઓ સ્વામીની અપેક્ષાએ શ્રુતોપયોગને આગમથી ભાવશ્રુત કહે છે અને સ્વા-

મિની અપેક્ષાવિના નોઆગમથી ભાવશ્રુત કહે છે. જો અનુપયોગીમાં શ્રુત ન કહ્યું, તો પછી સ્વામિની અપેક્ષા વિના તો ભાવશ્રુત સ્ફુટ રીતે નથીજ. ૮૯૩

બીજા કેટલાક આચાર્યો સ્વામિઆશ્રિત શ્રુતોપયોગને ભાવશ્રુત કહે છે, અને સ્વામી અનાશ્રિત શ્રુતોપયોગને નોઆગમથી ભાવશ્રુત કહે છે, આ પ્રમાણે તેઓનું માનવું બીલકુલ નકામું છે. કારણ કે અનુપયોગી વક્તામાં ભાવશ્રુત નથી કહ્યું, પરન્તુ દ્રવ્યશ્રુતજ કહ્યું છે. તો પછી તે સ્વામિમાં અનાશ્રિત એવું શ્રુત તે તો ભાવશ્રુત પ્રગટ રીતે નથીજ. કેમકે સ્વામિ સિવાય પુસ્તકાદિમાં લખેલા શ્રુતમાં ઉપયોગ નજ હોય અને ઉપયોગ સિવાય ભાવશ્રુત સર્વથા ન હોય " સ્વામિ અનાશ્રિત શ્રુત ક્યાંઈ પણ છે " એમ પ્રતિપાદન કરનારનું એ તો મહાસાહસિકપણું છે. માટે તેઓનું તે મન્તવ્ય નકામું છે ૮૯૩

એ પ્રમાણે નોઆગમથી ભાવશ્રુત કહ્યું, હવે શ્રુતના એક અર્થવાળા પર્યાય નામો કહે છે.

सुय-सुत्त-गंथ-सिद्धंत-सासणे आण-वयण उवएसे ।
पण्णवण आगमेवि य एगट्ठा पज्जया सुत्ते ॥ ८९४ ॥

શ્રુત-સૂત્ર-ગ્રંથ-સિદ્ધાન્ત-શાસન-આજ્ઞા-વચન-ઉપદેશ-પ્રરૂપણા-અને આગમ એ સૂત્રના એક અર્થવાળા પર્યાય નામો છે. એ નામોનો અર્થ પ્રથમ સંક્ષેપ વડે કરીને કહ્યો છે. એ પ્રમાણે શ્રુતનો નામાદિ ન્યાસ કર્યો ૮૯૪.

હવે સ્કંધનો કરે છે.

खंधपएऽणुवउत्तो वत्ताऽऽगमओ स दव्वखंधो उ ।
नोआममओ जाणय-भव्वसरीरा-ऽइरित्तोऽयं ॥ ८९५ ॥

સ્કંધપદમાં અનુપયોગી વક્તા તે આગમથી દ્રવ્યસ્કંધ છે. અને નોઆગમથી જ્ઞશરીરદ્રવ્યસ્કંધ-ભવ્યશરીરદ્રવ્યસ્કંધ અને તદુભયવ્યતિરિક્તદ્રવ્યસ્કંધ. ( એમ નોઆગમથી દ્રવ્યસ્કંધ ત્રણ પ્રકારે છે, ( અહીં નામસ્કંધ અને સ્થાપનાસ્કંધ સમજી શકાય એવા હોવાથી કહ્યા નથી ) ૮૯૫

હવે વ્યતિરિક્ત દ્રવ્યસ્કંધ સચિત્તાદિભેદે ત્રણ પ્રકારે છે, તે કહે છે.

सच्चित्तो अचित्तो मीसो य समासओ जहासंखं ।
दुपयाई दुपएसाइओ च सेणाइदेसाई ॥ ८९६ ॥

( વ્યતિરિક્ત દ્રવ્યસ્કંધ ) સચિત્ત-અચિત્ત-અને મિશ્ર, એમ સંક્ષેપથી ત્રણ પ્રકારે છે તે અનુક્રમે દ્વિપદાદિ-દ્વિપ્રદેશાદિ અને સૈન્યના અગ્રદેશાદિ જાણવા ૮૯૬

વ્યતિરિક્ત દ્રવ્યસ્કંધ, સચિત્ત અચિત્ત અને મિશ્ર, એમ સંક્ષેપથી ત્રણ પ્રકારે છે. તેમાં પ્રથમ મનુષ્ય-શુક (પોપટ)-મેના-(સારિકા) વિગેરે દ્વિપદ સચિત્ત દ્રવ્યસ્કંધ છે-દાડિમ આમ્ર-બીજોરા વિગેરે અપદ સચિત્ત દ્રવ્ય સ્કંધ છે, ગાય-ભેંસઆદિ-ચતુષ્પદ દ્રવ્યસ્કંધ છે. અને બે પ્રદેશથી આરંભીને અનન્તાણુક પર્યન્તના સ્કંધો તે અચિત્ત દ્રવ્યસ્કંધ છે. તથા હાથી-ઘોડા-રથ-પાયદળ-તરવાર-ભાલા-આદિના સમુદાયરૂપ સેનાનો આગલો-પાછલો કે મધ્યનો ભાગ તે મિશ્ર દ્રવ્યસ્કંધ છે. આદિ શબ્દથી ગામ નગર આદિ પણ મિશ્રસ્કંધ છે ૮૯૬

બીજી રીતે વ્યતિરિક્ત દ્રવ્યસ્કંધના ત્રણ ભેદ કહે છે.

अहवा कसिणो अकसिणो अणेगदव्वो स एव तिण्णेओ ।
देसाऽवचिओवचिओ अणेगदव्वो विसेसोऽयं ॥ ८९७ ॥

અથવા કૃત્સ્નસ્કંધ-અકૃત્સ્નસ્કંધ-અને અનેકદ્રવ્યસ્કંધ. એમ ત્રણ પ્રકારે સ્કંધો છે. દેશે અપચિત અને દેશે ઉપચિત તેજ અનેક દ્રવ્ય સ્કંધ જાણવો. (પૂર્વોક્ત મિશ્ર સ્કંધથી) આમાં એટલો ભેદ છે. ૮૯૭

અથવા વ્યતિરિક્ત દ્રવ્યસ્કંધ બીજી રીતે પણ ત્રણ પ્રકારે છે. કૃત્સ્નસ્કંધ- અકૃત્સ્નસ્કંધ-અને અનેકદ્રવ્યસ્કંધ. તેમાં જેનાથી બીજો કોઈ મ્હોટો સ્કંધ ન હોય તે કૃત્સ્ન ( પરિપૂર્ણ ) સ્કંધ જાણવો. તે અશ્વસ્કંધ-હસ્તિસ્કંધ-અને મનુષ્યસ્કંધાદિ જાણવા. શિષ્યઃ—જો એને કૃત્સ્ન સ્કંધ કહેતા હો તો તે પ્રકારાન્તર ન થયા, કેમકે પૂર્વોક્ત સચિત્ત અશ્વાદિ સ્કંધનુ જ બીજું નામ કર્યું

ગુરૂઃ—એમ નહિ. પૂર્વે સચિત્તસ્કંધનો અધિકાર હોવાથી કેવળ જીવોજ કહ્યા હતા. અને અહીં તો જીવ અને જીવથી વ્યાપ્ત શરીરના અવયવોનો સમુદાય તેને કૃત્સ્નસ્કંધપણે કહેલ છે, આથી અભિધેય ( કહેવાયોગ્ય વસ્તુ ) ના ભેદથી પ્રકારનો પણ ભેદ થયો.

શિષ્યઃ— ભલે એમ હોય, પરન્તુ કેવળ અશ્વાદિ સ્કંધને કૃત્સ્નસ્કંધપણું ઘટતું નથી, કારણકે તેની અપેક્ષાએ હસ્તિ આદિ સ્કંધ વધારે મોટા હોય છે.

ગુરૂઃ—એમ નહિ. કારણકે અસંખ્યેય પ્રદેશાત્મક જીવ, અને જીવાધિષ્ઠિત શરીરના પુદ્ગળોનો સમુદાય, તેનેજ અશ્વાદિસ્કંધપણે કહેલ છે. વળી જીવ અસંખ્યેય પ્રદેશાત્મક હોવાથી સર્વત્ર સમાન છે. તેથી હસ્તિઆદિ સ્કંધ મ્હોટો છે એમ કહી શકાય નહિ. જો જીવપ્રદેશ અને પુદ્ગળનો સમુદાય બન્ને સાથે વધે, તો ગજાદિસ્કંધ અશ્વાદિ સ્કન્ધ કરતાં મ્હોટો કહેવાય, પણ તેમ તો નથી, કારણકે સમુદાયની વૃદ્ધિનો અભાવ હો[illegible] અને માત્ર પુદ્ગળની વૃદ્ધિ- હાની અહીં નહિ કહેલ હોવાથી સર્વત્ર [illegible]દિમાં કૃત્સ્નસ્કંધપણું વિરૂદ્ધ નથી. વળી બાજા આચાર્યો પૂર્વોક્ત અ[illegible] સ્કંધના વિચારમાં જીવ અને જીવાધિષ્ઠિત શરીર પુદ્ગળોના સમુદાયને સચિત્તસ્કં[illegible] કહે છે, અને અહીંઆં બુદ્ધિવડે શરીરથી જુદો કરેલો કેવળ જીવજ કૃત્સ્ન સ્કંધ છે એમ કહે છે. આ પ્રમાણે બન્ને વ્યાખ્યાનમાં ફેરફાર કરીને કહે છે. તેથી તેમનો તો અહીં આ વ્યાખ્યાનમાં કંઇ પ્રશ્નજ નથી, કેમકે અશ્વહસ્તિઆદિના જીવપ્રદેશોમાં ન્યૂનાધિકપણું નથી તેથી સર્વત્ર કૃત્સ્નસ્કંધપણું વિરૂદ્ધ નથી.

જેનાથી બીજો અત્યંત મ્હોટો સ્કંધ હોય, તે અપૂર્ણ હોવાથી અકૃત્સ્નસ્કંધ કહેવાય. તે બેપ્રદેશાદિથી માંડીને છેક સર્વોત્કૃષ્ટ અનન્ત પરમાણુના સમુદાયથી બનેલા સ્કંધમાં એક પરમાણુએ ન્યૂન સ્કંધ પર્યન્ત જાણવું. કેમકે ઉત્કૃષ્ટઅનન્તાણુકસ્કંધની અપેક્ષાએ એક પરમાણુએ ન્યૂન એવો ઉત્કૃષ્ટ અનન્તાણુવાળો સ્કંધ અકૃત્સ્ન ( અપૂર્ણ ) સ્કંધ કહેવાય, તેની અપેક્ષાએ બે પરમાણુએ ન્યૂનસ્કંધ અકૃત્સ્નસ્કંધ કહેવાય. એ પ્રમાણે એકેક પરમાણુની હાનીએ છેક ત્રણ પ્રદેશવાળા સ્કંધની અપેક્ષાએ બે પ્રદેશવાળો સ્કંધ અકૃત્સ્નસ્કંધ જાણવો. આથીજ પૂર્વોક્ત અચિત્તસ્કંધથી આનો ભેદ છે. પૂર્વે બે પ્રદેશી સ્કંધથી આરંભીને સંપૂર્ણ ઉત્કૃષ્ટ અનન્તાણુક સ્કંધ પર્યન્તના સર્વ સ્કંધોને સામાન્યથી અચિત્ત સ્કંધરૂપે કહેલ છે, અને અહીં સંપૂર્ણ ઉત્કૃષ્ટ અનન્તાણુવાળો એક સ્કંધ ગ્રહણ નથી કર્યો, કેમકે તે પરિપૂર્ણ હોવાથી કૃત્સ્નસ્કંધ છે.

સચિત્ત-અચિત્તરૂપ અનેક દ્રવ્યોથી બનેલા સ્કંધ તે અનેકદ્રવ્યસ્કંધ છે. તે દેશાપચિતોપચિત અશ્વ-હસ્તિઆદિ સ્કંધ જાણવો. એટલેકે નખ-દન્ત કેશાદિરૂપ પ્રદેશમાં

જીવપ્રદેશથી રહિત તે દેશાપચિત, અને પીઠ-હૃદય-બાહુ ઊરૂઆદિ રૂપ પ્રદેશમાં જીવ-પ્રદેશથી વ્યાપ્ત તે દેશોપચિત. એ પ્રમાણે વિશિષ્ટ એક પરિણામથી પરિણત સચેતન-અચેતન દેશના સમુદાયાત્મક એવો જે અશ્વાદિ સ્કંધ તે અનેકદ્રવ્યસ્કંધ જાણવો.

શિષ્યઃ—જો એમ હોય તો કૃત્સ્નસ્કંધથી આમાં શો તફાવત રહ્યો ?

ગુરૂઃ— ત્યાં અશ્વગજઆદિના જેટલા અવયવો જીવપ્રદેશોવડે વ્યાપ્ત હોય, તેટલા અવયવોનેજ કૃત્સ્નસ્કંધપણે કહેલ છે, પણ જીવ પ્રદેશોથી અવ્યાપ્ત નખ આદિ અવયવોની અપેક્ષા સહિત નથી કહેલ. અને અહીં તો નખાદિ સહિત બીજા અવયવો જે જીવ-પ્રદેશથી વ્યાપ્ત હોય તે ઉભયને અનેકદ્રવ્યસ્કંધ કહેલ છે. એટલે કૃત્સ્નસ્કંધ અને અનેકદ્રવ્યસ્કંધમાં તફાવત છે.

શિષ્યઃ—તો પૂર્વોક્ત મિશ્રસ્કંધથી આનો શો તફાવત છે ?

ગુરૂઃ—અશ્વ-હસ્તિઆદિ જીવો અને ખડ્ગઆદિ અજીવો ભિન્ન ભિન્ન છતાં પણ તેમના સમૂહની કલ્પનાવડે તેમને મિશ્રસ્કંધપણું કહ્યું છે. અને અહીં તો જીવપ્રયોગથી વિશિષ્ટ એક પરિણામે પરિણત સચેતન-અચેતન દ્રવ્યોને અનેકદ્રવ્યસ્કંધપણું કહેલ છે. એટલો એ મિશ્રમાં ને આ અનેકદ્રવ્યમાં તફાવત છે. આજ કારણથી મૂળ ગાથામાં પણ " વિસેસો " એમ કહીને કૃત્સ્નસ્કંધથી અને મિશ્રસ્કંધથી આ અનેકદ્રવ્યસ્કંધનો ભેદ છે, એમ કહ્યું છે. ૮૯૭

એ પ્રમાણે દ્રવ્યસ્કંધ કહ્યો, હવે ભાવસ્કંધ કહે છે.

आगमभावक्खंधो खंधपयत्थोवओगपरिणामो ।
नोआगमओ भावम्मि नाण-किरिया-गुणसमूहो ॥ ८९८ ॥

સ્કંધ પદાર્થોપયોગ પરિણામ તે આગમથી ભાવસ્કંધ છે. અને જ્ઞાન-ક્રિયા-તથા ગુણનો સમૂહ તે નોઆગમથી ભાવસ્કંધ છે. ૮૯૮

અહીં આવશ્યકશ્રુતસ્કંધના ઉપયોગરૂપ અવબોધ તે જ્ઞાન જાણવું, અને ક્રિયા તે તેમાં કહેલી સામાચારી તથા મૂળ-ઉત્તર ગુણ ભેદથી ભિન્ન તે ગુણો જાણવા. એ ત્રણેનો સમુદાય તે જ્ઞાન-ક્રિયા અને ગુણનો સમૂહ જાણવો. ૮૯૮

એજ જ્ઞાન-ક્રિયા-અને ગુણનો સમૂહ જણાવે છે.

सामाइयाइयाणं छण्हज्झयणाण सो समावेसो ।
नोआगमोत्ति भण्णइ नोसद्दो मीसभावम्मि ॥ ८९९ ॥

સામાયિકાદિ છ અધ્યયનોનો સમાવેશ તે જ્ઞાન-ક્રિયા-અને ગુણનો સમૂહ કહેવાય છે. ( કેમકે તે જ્ઞાન-ક્રિયા-અને ગુણમય છે ) અને તે સમૂહ નોઆગમથી ભાવસ્કંધ કહેવાય છે. કારણકે નો શબ્દ ( અહીં ) મિશ્રભાવમાં છે. ( અને જ્ઞાન-ક્રિયા-તથા ગુણનો ઉપયોગ તે પણ મિશ્ર છે. ) ૮૯૯

એ પ્રમાણે ભાવસ્કંધનું સ્વરૂપ કહ્યું. હવે સ્કંધના એક અર્થવાળાં નામો કહે છે.

गण-काय-निकाए य खंधे वग्गे तहेव रासी य ।
पुंजे पिंडे नियरे संघाए आउल समूहे ॥ ९०० ॥

ગણ, કાય, નિકાય, સ્કંધ, વર્ગ, રાશી, પુંજ, પિંડ, નિકર, સંઘાત, આકુલ અને સમૂહ. ( એ સ્કંધનાં પર્યાયનામો છે. સામાયિકાદિ છ અધ્યયનના સમુહરૂપ આ શ્રુત છે તેથી આ સમુદાય તે આવશ્યકશ્રુતસ્કંધ જાણવો. ) ૯૦૦

હવે સામાયિકાદિ અધ્યયનોના અર્થના અધિકારો જણાવવાને માટે પ્રસ્તાવના કહેછે.

किं पुण छक्कज्झयणं?, जेण छलत्थाहिगारविणिउत्तं ।
सामाइयाइयाणं ते य इमे छ ज्जहासखं ॥ ९०१ ॥

શા માટે ( આવશ્યક ) ૭ અધ્યયનાત્મક છે ?, ૭ અર્થાધિકારથી જોડાયલું છે તેથી આવશ્યક ૭ અધ્યયનાત્મક છે. એ સામાયિકાદિ ૭ અધ્યયનોના ૭ અર્થાધિકાર આ પ્રમાણે અનુક્રમે જાણવા. ૯૦૧

ઉપરોક્ત ૭ અર્થાધિકાર કહે છે.

सावज्जजोगविरई उक्कित्तण गुणवओ य पडिवत्ती ।
खलियस्स निंदणा वणतिगिच्छ गुणधारणा चेव ॥ ९०२ ॥

સાવદ્યયોગ ( પાપવ્યાપાર )ની વિરતિ, જિનેશ્વરોની સ્તુતિ, ગુણવન્તની પ્રતિપત્તિ, સ્ખલના થઈ હોય તેની નિન્દા, અપરાધ રૂપ વ્રણની ચિકિત્સા, અને ગુણની પ્રતિપત્તિ. ( એ ૭ અધ્યયનના ૭ અર્થાધિકાર છે. ) ૯૦૨

સાવદ્યયોગની વિરતિ ( પાપ વ્યાપારનો ત્યાગ ) કરવા રૂપ અર્થાધિકાર સામાયિક અધ્યયનમાં છે. અર્હન્તોના ગુણનું કીર્તન કરવા રૂપ અર્થાધિકાર ચતુર્વિંશતિ સ્તવાધ્યયન ( લોગસ્સ )માં છે. ગુણવાન્ ગુરૂને વન્દન-પૂજન કરવા રૂપ જે પ્રતિપત્તિ તે અર્થાધિકાર વન્દનાધ્યયન ( વાંદણાં )માં છે. શ્રુત-શીલમાં સ્ખલના થઇ હોય તેની નિન્દા કરવા રૂપ અર્થાધિકાર પ્રતિક્રમણાધ્યયન ( વંદિત્તુ કે શ્રમણસૂત્ર )માં છે. થએલા અપરાધની માફી માટે ચારિત્રરૂપ આત્માના અપરાધરૂપી વ્રણની ચિકિત્સા કરવારૂપ અર્થાધિકાર કાર્યોત્સર્ગાધ્યયનમાં છે. વ્રતનો ભંગ અથવા અતિચાર થવાથી લાગેલા કર્મને કાઉસ્સગ્ગથી દૂર નહિં થયેલાને દૂર કરવાને અનશનાદિગુણધારણ કરવારૂપ અર્થાધિકાર પ્રત્યાખ્યાન અધ્યયનમાં છે. એ પ્રમાણે આવશ્યક-શ્રુત-સ્કંધરૂપ ત્રણ પદનો નામાદિ ન્યાસ કર્યો. તેમજ ૭ અર્થાધિકાર કહેવારૂપ સમુદાયાર્થનું નિરૂપણ પણ કર્યું. ૯૦૨

હવે પૂર્વે કહ્યા મુજબ અધ્યયનનો નામાદિ ન્યાસ કહેવો જોઇએ. પણ તે અહીં નથી કહેતા, કારણકે—

दारक्कमागयाणं वीसुं वीसुमिहमोहनिप्फन्ने ।
अज्झयणाणं नासं वक्खामो लाघवनिमित्तं ॥ ९०३ ॥

દ્વારોના અનુક્રમે આવેલા અધ્યયનોનો ન્યાસ ભિન્ન ભિન્ન, ઓઘનિષ્પન્ન નિક્ષેપમાં અહીં આગળ જતાં લાઘવાર્થે કહેવાશે. ૯૦૩

હવે ઉપસંહાર કરીને આગળના વિષયનો સંબંધ કરતાં કહે છે કે—

आवस्सयस्स एसो पिंडत्थो वण्णिओ समासेणं ।
एत्तो एक्केक्कं पुण अज्झयणं वण्णइस्सामि ॥ ९०४ ॥

એ પ્રમાણે આવશ્યકનો ( આવશ્યક શ્રુતસ્કંધ એવું જેનું અર્થ યુક્ત નામ છે તેનો ) પિંડાર્થ-સમુદાયાર્થ સંક્ષેપથી કહ્યો. હવે પછી સામાયકાદિ એકેક અધ્યયનનો અર્થ કહીશું. ૯૦૪

સમુદાયાર્થ નામનું ચોથું દ્વાર પૂર્ણ થયું.

હવે સામાયિકાદિ અધ્યયનોના અર્થના અધિકારો જણાવવાને માટે પ્રસ્તાવના કહેછે.

किं पुण छक्कज्झयणं?, जेण छलत्थाहिगारविणिउत्तं ।
सामाइयाइयाणं ते य इमे छ जहासखं ॥ ९०१ ॥

શા માટે ( આવશ્યક ) ૭ અધ્યયનાત્મક છે ?, ૭ અર્થાધિકારથી જોડાયલું છે તેથી આવશ્યક ૭ અધ્યયનાત્મક છે. એ સામાયિકાદિ ૭ અધ્યયનોના ૭ અર્થાધિકાર આ પ્રમાણે અનુક્રમે જાણવા. ૯૦૧

ઉપરોક્ત ૭ અર્થાધિકાર કહે છે.

सावज्जजोगविरई उक्कित्तण गुणवओ य पडिवत्ती ।
खलियस्स निंदणा वणतिगिच्छ गुणधारणा चेव ॥ ९०२ ॥

સાવદ્યયોગ ( પાપવ્યાપાર )ની વિરતિ, જિનેશ્વરોની સ્તુતિ, ગુણવન્તની પ્રતિપત્તિ, સ્ખલના થઈ હોય તેની નિન્દા, અપરાધ રૂપ વ્રણની ચિકિત્સા, અને ગુણની પ્રતિપત્તિ. ( એ ૭ અધ્યયનના ૭ અર્થાધિકાર છે. ) ૯૦૨

સાવદ્યયોગની વિરતિ ( પાપ વ્યાપારનો ત્યાગ ) કરવા રૂપ અર્થાધિકાર સામાયિક અધ્યયનમાં છે. અર્હન્તોના ગુણનું કીર્તન કરવા રૂપ અર્થાધિકાર ચતુર્વિંશતિ સ્તવાધ્યયન ( લોગસ્સ )માં છે. ગુણવાન્ ગુરૂને વન્દન-પૂજન કરવા રૂપ જે પ્રતિપત્તિ તે અર્થાધિકાર વન્દનાધ્યયન ( વાંદણાં )માં છે. શ્રુત-શીલમાં સ્ખલના થઇ હોય તેની નિન્દા કરવા રૂપ અર્થાધિકાર પ્રતિક્રમણાધ્યયન ( વદિત્તુ કે શ્રમણસૂત્ર )માં છે. થએલા અપરાધની માફી માટે ચારિત્રરૂપ આત્માના અપરાધરૂપી વ્રણની ચિકિત્સા કરવારૂપ અર્થાધિકાર કાર્યોત્સર્ગાધ્યયનમાં છે. વ્રતનો ભંગ અથવા અતિચાર થવાથી લાગેલા કર્મને કાઉસ્સગ્ગથી દૂર નહિં થયેલાને દૂર કરવાને અનશનાદિગુણધારણ કરવારૂપ અર્થાધિકાર પ્રત્યાખ્યાન અધ્યયનમાં છે. એ પ્રમાણે આવશ્યક-શ્રુત-સ્કંધરૂપ ત્રણ પદનો નામાદિ ન્યાસ કર્યો. તેમજ ૭ અર્થાધિકાર કહેવારૂપ સમુદાયાર્થનું નિરૂપણ પણ કર્યું. ૯૦૨

હવે પૂર્વે કહ્યા મુજબ અધ્યયનનો નામાદિ ન્યાસ કહેવો જોઇએ. પણ તે અહીં નથી કહેતા, કારણકે—

दारक्कमागयाणं वीसुं वीसुमिहमोहनिप्फन्ने ।
अज्झयणाणं नासं वक्खामो लाघवनिमित्तं ॥ ९०३ ॥

દ્વારોના અનુક્રમે આવેલા અધ્યયનોનો ન્યાસ ભિન્ન ભિન્ન, ઓઘનિષ્પન્ન નિક્ષેપમાં આગળ જતાં લાઘવાર્થે કહેવાશે. ૯૦૩

હવે ઉપસંહાર કરીને આગળના વિષયનો સબંધ કરતાં કહે છે કે—

आवस्सयस्स एसो पिंडत्थो वण्णिओ समासेणं ।
एत्तो एक्केक्कं पुण अज्झयणं वण्णइस्सामि ॥ ९०४ ॥

એ પ્રમાણે આવશ્યકનો ( આવશ્યક શ્રુતસ્કંધ એવું જેતું અર્થ યુક્ત નામ છે તેનો) પિંડાર્થ-સમુદાયાર્થ સંક્ષેપથી કહ્યો. હવે પછી સામાયકાદિ એકેક અધ્યયનનો અર્થ કહીશું. ૯૦૪

સમુદાયાર્થ નામનું ચોથું દ્વાર પૂર્ણ થયું.

હવે પાંચમું દ્વાર કહેવાની ઇચ્છાથી પ્રથમ સામાયિક અધ્યયન કહે છે.

तत्थऽज्झयणं सामाइयंति समभावलक्खणं पढमं ।
जं सव्वगुणाहारो वोमं पिव सव्वदव्वाणं ॥ ९०५ ॥

તે છ અધ્યયનોમાં સમભાવ લક્ષણ સામાયિક નામે પહેલું અધ્યયન છે. જેમ સર્વદ્રવ્યોના આધારભૂત આકાશ છે તેની પેઠે સર્વગુણોનો એ આધાર છે. ૯૦૫

એ છએ અધ્યયનોમાં સમભાવ લક્ષણ સામાયિક નામા અધ્યયન સર્વમાં પહેલું છે, કારણકે સર્વ ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોનો આધાર જેમ આકાશ છે. તેમ સામાયિક અધ્યયન પણ સર્વ મૂળોત્તરગુણોનો આધાર છે. સામાયિક હોય, તોજ તે મૂળોત્તર ગુણો હોય ને ન હોય તો તે ગુણો પણ નહોય, કેમકે સમતારહિત પ્રાણિની અંદર કદિપણ પરમાર્થિકગુણો હોતા નથી. ૯૦૫

અથવા સામાયિક અધ્યયન પ્રથમ હોવામાં બીજું પણ કારણ છે.

अहवा तब्भेय च्चिय सेसा ज दंसणाइयं तिविहं ।
न गुणो य नाण-दंसण-चरणब्भहिओ जओ अत्थि ॥ ९०६ ॥

અથવા બાકીનાં અધ્યયનો સામાયિકઅધ્યયનના ભેદો છે, કેમકે સામાયિક દર્શનાદિ ત્રણ પ્રકારે છે. અને જ્ઞાન-દર્શન-ને ચારિત્રથી અધિક બીજા ગુણો નથી. ૯૦૬

બાકીના ચતુર્વિંશતિ સ્તવાદિ અધ્યયનો સામાયિકઅધ્યયનના ભેદોજ છે. કેમકે દર્શન-સમ્યક્ત્વ-સામાયિક-શ્રુતસામાયિક અને ચારિત્રસામાયિક એમ ત્રણ પ્રકારે સામાયિક છે. આ ત્રણ ભેદમાં બધાએ ગુણની જાતિ અન્તર્ભૂત થાય છે. કેમકે જ્ઞાન-દર્શન અને ચારિત્ર સિવાય ચતુર્વિંશતિ સ્તવાદિગતગુણો ભિન્ન નથી, તેથી બાકીના અધ્યયનો સામાયિક અધ્યયનના ભેદો હોવાથી સામાયિક અધ્યયન સર્વથી પહેલું કહ્યું છે. ૯૦૬

अणुओगद्दाराइं महापुरस्सेव तस्स चत्तारि ।
अणुओगोत्ति तदत्थो दाराइं तस्स उ मुहाइं ॥ ९०७ ॥

એ સામાયિક અધ્યયનના મહાનગરની પેઠે ચાર અનુયોગદ્વારો છે. અનુયોગ એટલે તેની ( તે અધ્યયનની ) વ્યાખ્યા કરવાના દ્વારો એટલે પ્રવેશ કરવાનાં મુખો. ૯૦૭

સામાયિક અને અનુયોગને માટે એ નગર અને દ્વારની કલ્પના અર્થવાળી છે. તે બતાવે છે.

अकयद्दारमनगरं कएगदारंवि दुक्खसंचारं ।
चउमूलद्दारं पुण सपडिद्दार सुहाहिगमं ॥ ९०८ ॥

નિરંતર પ્રાકારના વલયે કરીને વીંટાયેલું દ્વાર વિનાનું નગર એ નગર નથી, કેમકે માણસોને જવા આવવાનો અભાવ હોય છે અને એક દ્વારવાળું પણ હાથી વીગેરેથી શંકાસવાળુ હોવાથી દુઃખે સંચાર થાય એવું હોય છે, પરન્તુ ચાર મૂળદ્વાર અને પ્રતિદ્વારવાળું નગર સુખે ગમનાગમનવાળું થાય છે. ૯૦૮

सामाइयमहपुरमवि अकयद्दारं तहेगदारं वा ।
दुरहिगमं, चउदारं सपडिद्दारं सुहाहिगमं ॥ ९०९ ॥

( એજ પ્રમાણે ) સામાયિકરૂપ મહાનગર પણ ( અર્થ જાણવાના ઉપાય ભૂત એવા

ઉપક્રમાદ ) દ્વારે શૂન્ય હોય, તો તેનો અર્થ જાણી શકાય નહિ. એક દ્વાર હોયતો મુશ્કેલીથી ઘણા કાળે જાણી શકાય, અને કરેલા ભેદોએ કરીને સહિત ઉપક્રમાદિ ચાર અનુયોગદ્વાર યુક્ત હોય તો સુખપૂર્વક થોડા કાળમાં તેનો અર્થ જાણી શકાય. ૯૦૯

તે દ્વારો આ પ્રમાણે છે.

ताणीमाणि उवक्कम-निक्खेवा-ऽणुगम-नयसनामाइं ।
छ-त्ति-दु-दुविकप्पाइं पभैयओऽणेगमेयाइं ॥ ९१० ॥

તે અનુયોગદ્વારો આ પ્રમાણે છે. ઉપક્રમ-નિક્ષેપ-અનુગમ અને નય, એ અનુયોગદ્વારોનાં નામો છે, ને તે અનુક્રમે છ, ત્રણ, બે, બે ભેદોવાળા છે, અને ઉત્તરભેદો અનેક પ્રકારે છે. ૯૧૦.

એ પ્રમાણે પાંચમું દ્વારોપન્યાસ અને છઠ્ઠું ભેદ દ્વાર પૂર્ણ થયું.

---

હવે સાતમું નિરૂક્તિદ્વાર કહે છે.

सत्यस्सोवक्कमणं उवक्कमो तेण तम्मि व तओ वा ।
सत्यसमीवीकरणं आणयणं नासदेसम्मि ॥ ९११ ॥

તે વડે, તે છતે અથવા તેથી શાસ્ત્રને નિક્ષેપ કરવા યોગ્ય કરાય તે ઉપક્રમ. અથવા શાસ્ત્રને સમીપ કરવું એટલે ન્યાસ દેશમાં લાવવું તે ઉપક્રમ ૯૧૧

દૂર રહેલી શાસ્ત્રઆદી વસ્તુને તે તે પ્રતિપાદન કરવાના પ્રકારોવડે નિક્ષેપ કરવા યોગ્ય કરવું તે ઉપક્રમ, ઉપક્રાન્ત વસ્તુ એટલે ઉપક્રમાન્તર્ગત ભેદોવડે વિચારેલ વસ્તુનોજ નિક્ષેપ થાય છે અન્યથા નહિ. અથવા ગુરૂવચનવડે શાસ્ત્રને નિક્ષેપ યોગ્ય કરાય છે તેથી તે ઉપક્રમ, અથવા શિષ્યને શ્રવણના ભાવ છતે જે માટે શાસ્ત્ર નિક્ષેપ યોગ્ય કરાય છે તેથી ઉપક્રમ અથવા વિનીત શિષ્યના વિનયથી શાસ્ત્રને નિક્ષેપ યોગ્ય કરાય તે શ્રવણભાવ તેથી તે વિનય ઉપક્રમ. કેમકે વિનયવડે આરાધિત ગુરૂજ શાસ્ત્રને નિક્ષેપ કરવા યોગ્ય કરે છે. અહીઆં સઘળે ઠેકાણે શાસ્ત્રનું સમીપીકરણ. શાસ્ત્રનું ન્યાસ દેશમાં લાવવું અને નિક્ષેપયોગ્ય કરવું. એ રૂપ ઉપક્રમ જાણવો. ૯૧૧

હવે નિક્ષેપની નિરૂક્તિ કહે છે.

निक्खिप्पइ तेण तहिं तओ व निक्खेवणं व निक्खेवो ।
नियओ व निच्छिओ वा खेवो नासोत्ति जं भणियं ॥ ९१२ ॥

જે વડે જે છતે અથવા જેથી શાસ્ત્રનો નામાદિવડે નિક્ષેપ ( વ્યવસ્થા ) કરાય તે નિક્ષેપ અથવા નામાદિવડે શાસ્ત્રનો ન્યાસ-વ્યવસ્થા કરવી તે નિક્ષેપ, અથવા "નિ" એટલે નિશ્ચિત, અને "ક્ષેપ" એટલે શાસ્ત્રાદિનો નામાદિવડે ન્યાસ તે નિક્ષેપ કહેલ છે. ૯૧૨

હવે અનુગમની નિરૂક્તિ કહે છે.

अणुगम्मइ तेण तहिं तओ व अणुगमणमेव चाऽणुगमो ।
अणुणोऽणुरूवओ वा जं सुत्तत्थाणमणुसरण ॥ ९१३ ॥

જે વડે-જે છતે અથવા જેથી સૂત્રનું વ્યાખ્યાન કરાય તે અનુગમ, અથવા "અણુ" એટલે સૂત્રનું "ગમ" એટલે વ્યાખ્યાન તે અનુગમ, અથવા અનુરૂપ-યોગ્ય રીતે અર્થનું કથન કરવું તે અનુગમ, અથવા સૂત્ર અને અર્થનો યોગ્ય સંબંધ કરવો તે અનુગમ.૯૧૩

હવે નયની નિરૂક્તિ કહે છે.

स नयइ तेण तहिं वा तओऽहवा वत्थुणो व जं नयणं ।
वहुहा पज्जायाणं संभवओ सो नओ नाम ॥ ९१४ ॥

તે ( વક્તા સંભવ થતા પર્યાયો વડે ) વસ્તુને જાણે તે નય. અથવા જે વડે-જે છતે કે જેથી વસ્તુ જણાય તે નય. અથવા વસ્તુનો જે બોધ તે નય. ( અનન્ત ધર્માત્મક વસ્તુમાં એક અંશગ્રાહી બોધ તે નય. ) વસ્તુના ઘણા પર્યાયોના સંભવથી અમુક પર્યાય-વડે વસ્તુને જાણવું તે નય. ૯૧૪

સાતમું નિરૂક્તિદ્વાર પૂર્ણ થયું.

---

પ્રથમ ઉપક્રમ-પછી નિક્ષેપ-પછી અનુગમ-અને તે પછી નય, આ પ્રમાણે એ અનુયોગ દ્વારોનો અનુક્રમ કહેવાનું શું કારણ છે ?એવી શંકાના સમાધાન માટે આઠમું ક્રમ-પ્રયોજન દ્વાર કહે છે.

दारकमोऽयमेव उ निक्खिप्पइ जेण नासमीवत्थं ।
अणुगम्मइ नाणत्थं नाणुगमो नयमयविहीणो ॥ ९१५ ॥
संबंधोवक्कमओ समीवमाणीय नत्थनिक्खेवं ।
सत्थं तओऽणुगम्मइ नएहिं नाणाविहाणेहिं ॥ ९१६ ॥

દ્વારોનો આજ અનુક્રમ છે. કારણકે જે સમીપ ન લવાયું હોય તેનો નિક્ષેપ નથી કરાતો. નામાદિ નિક્ષેપ વિના અર્થથી અનુગમન થતું નથી, તેમજ નયમત સિવાય અનુગમ પણ થતો નથી. પરન્તુ ક્રમથી સમીપ લાવીને નામ-સ્થાપનાદિ વડે નિક્ષિપ્ત એવું જે શાસ્ત્ર તે અર્થથી અનુસરાય છે. અને વિવિધ નયો વડે તેની વ્યાખ્યા કરાય છે. ૯૧૫-૯૧૬

અહીં હવે ઉપક્રમ કહેવાનો અધિકાર છે, તે ઉપક્રમ, ભાવ ઉપક્રમના આનુપૂર્વી-નામ-પ્રમાણ-વક્તવ્યતા-અર્થાધિકાર અને સમવતાર એ જે છ ભેદો છે તેથી આગળ વિસ્તારથી કહેવાશે. એ વિસ્તૃત અર્થનું તાત્પર્ય મન્દબુદ્ધિવાળાઓ ગ્રહણ કરી શકે નહિ; તેથી તેઓના ઉપર અનુગ્રહ કરવાને ભાવ ઉપક્રમગત આનુપૂર્વીઆદિ છ ભેદો સંક્ષેપથી કહે છે.

गुरुभावोवक्कमणं का परिवाडी कइत्थमज्झयणं ।
भावम्मि कम्मि वट्टइ किमिदं दव्वं गुणो कम्मं ? ॥ ९१७ ॥
जीवगुणोऽजीवगुणो किं नाणं दंसणं चरित्तं वा ।
पच्चक्खं अणुमाणं ओवम्ममहागमो वात्ति ? ॥ ९१८ ॥
लोइय लोउत्तरिओ किं सुयमत्थोऽहवोभयं होज्जा ।
अप्पयओऽणंतरओ परंपरं वाऽऽगओ कस्स ? ॥ ९१९ ॥
किं दिट्ठिवाइयं कालियं व किं वा सुयत्थपरिमाणं ।
ससमय-परसमओभयसिद्धंताणं व को वच्चो ? ॥ ९२० ॥
को व समएगदेसो समुदायत्थाहियार इह नियओ ।
अज्झयणोवक्कमणं कायव्वमिहेवमाईहिं ॥ ९२१ ॥

કઈ રીતે ગુરૂ પ્રસન્ન થાય? કયા અનુક્રમે આ કેટલામું અધ્યયન છે? કયા ભાવમાં આ અધ્યયન છે? શું આ દ્રવ્ય છે, ગુણ છે, કે કર્મ છે? ( ગુણ છે તો ) જીવનો ગુણ છે, કે અજીવનો ગુણ છે? ( જીવનો છે તો ) જ્ઞાન, દર્શન કે ચારિત્ર છે? ( જ્ઞાન છે તો ) પ્રત્યક્ષ જ્ઞાન છે, અનુમાન છે, ઉપમાન છે, કે આગમરૂપ છે? ( આગમરૂપ છે તો ) લૌકિક આગમ છે કે લોકોત્તર આગમ છે? ( લોકોત્તર આગમ છે તો ) સૂત્રાગમ છે, અર્થાગમ છે, કે ઉભયાગમ છે? અથવા આત્માગમ છે, અનન્તરાગમ છે, કે પરંપરાગમ છે? દૃષ્ટિવાદ છે કે કાલિક છે? આ સૂત્રાર્થનું પરિમાણ કેટલું છે? આમાં સ્વસિદ્ધાન્ત-પરસિદ્ધાન્ત-અને ઉભયસિદ્ધાન્તમાંથી કયો સિદ્ધાન્ત તથા તેનો કયો ભાગરૂપ અહીં સમુદાયાર્થ અધિકારમાં નિયત છે? ઇત્યાદિ પ્રકારે અહીં અધ્યયનનો ઉપક્રમ કરવો. ૯૧૭-૯૨૧

સામાયિકાદિ અધ્યયનના જ્ઞાન માટે તેની ઈચ્છાવાળા શિષ્યે ગુરૂના ભાવનો ઉપક્રમ કરવો, એટલે ગુરૂમહારાજ કયા પ્રકારે પ્રસન્ન થાય એમ વિચારવું. પરિપાટી એટલે અનુક્રમ. તે અનુક્રમ ત્રણ પ્રકારે છે, પૂર્વાનુપૂર્વીક્રમ, પશ્ચાનુપૂર્વીક્રમ, અને અનાનુપૂર્વીક્રમ. આ ત્રણ અનુક્રમમાંથી કયો અનુક્રમ આ અધ્યયનમાં ઉપયોગી છે? એ પ્રશ્નના ઉત્તરમાં- કહેવું કે આ ત્રણે અનુક્રમ ઉપયોગી છે. જેમકે પૂર્વાનુપૂર્વી ક્રમથી આ સામાયિકાધ્યયન પહેલું છે, પશ્ચાનુપૂર્વી ક્રમથી છઠ્ઠું છે અને અનાનુપૂર્વીક્રમથી તો સાતસો અઢાર ભાંગા થાય છે, તેથી અનિયત છે. ઔદયિકાદિ છ ભાવનો વિષય હોવાથી આ અધ્યયન કયા ભાવમાં હોય? એ પ્રશ્નના ઉત્તરમાં કહેવું કે ક્ષયોપશમ ભાવમાં હોય. આ અધ્યયન દ્રવ્ય છે ગુણ છે કે કર્મ છે? એ પ્રશ્નના ઉત્તરમાં કહેવું કે આ અધ્યયન ગુણ છે. જો ગુણ છે, તો તે જીવનો ગુણ છે કે અજીવનો ગુણ છે? જીવનો ગુણ છે. જો જીવનો ગુણ છે તો તે જ્ઞાન છે, દર્શન છે કે ચારિત્ર છે?, જ્ઞાન છે તો તે પ્રત્યક્ષ જ્ઞાન છે અનુમાનરૂપ છે ઉપમાન છે કે આગમરૂપ છે? જો આગમરૂપ છે, તો તે લૌકિક આગમ છે, કે લોકોત્તર આગમ છે? લોકોત્તર આગમ છે. લોકોત્તર આગમ છતાં પણ તે સૂત્રાગમ છે, અર્થાગમ છે, કે ઉભયાગમ છે? અથવા આત્માગમ છે, અનન્તરાગમ છે, કે પરંપરાગમ છે? એ પ્રશ્નના ઉત્તરમાં સમજવું કે તીર્થંકરોને આ અધ્યયન અર્થથી આત્માગમ છે તથા ગણધરોને અનન્તરાગમ અને બીજાઓને પરંપરાગમ છે. અને ગણધરોને સૂત્રથી આત્માગમ, જંબૂસ્વામીને અનંતરાગમ, અને બાકીનાઓને પરંપરાગમ છે. વળી લોકોત્તર આગમ છે તો આ અધ્યયન દૃષ્ટિવાદિક છે કે કાલિક છે? કાલિક છે. ( એટલે કાળ વખત વર્જીને યોગ્ય વખતે ભણાય તે કાલિક, એવો અર્થ અહીં લેવો ) કાલિક છે તો તેના સૂત્ર અને અર્થનું પરિમાણ કેટલું છે? સૂત્રાક્ષર વગેરે પરિમિત છે, અને અર્થ વગેરે અનન્તા છે; તથા આ અધ્યયનમાં સ્વસિદ્ધાન્ત-પરસિદ્ધાન્ત-અને ઉભય સિદ્ધાન્ત એમાંથી કયું કહેવાનું છે? અહીં સ્વસિદ્ધાન્ત કહેવાનો છે. સ્વસિદ્ધાન્ત છે, તો કયા શાસ્ત્રનો વિભાગ સમુદાયાર્થપણે અધિકૃત છે? સાવદ્યયોગની વિરતિનો અહીં અર્થાધિકાર છે. સમવતાર તો આનુપૂર્વીઆદિમાં કહી ગયા, તેથી જુદો નથી કહેતા. ઇત્યાદિ પ્રકારે આ અધ્યયનનો ઉપક્રમ કરવો. એટલે નિક્ષેપની યોગ્યતા કરવી. ૯૧૭-થી ૯૨૧

હવે ૭ પ્રકારે ઉપક્રમ કહે છે.

नामाई छब्भेओ उवक्कमो दव्वओ सचित्ताई ।
तिविहो दुविहो य पुणो परिकम्मे वत्थुनासे य ॥ ९२२ ॥

નામાદિ ૭ પ્રકારે ઉપક્રમ છે. તેમાં દ્રવ્ય ઉપક્રમ સચિત્તાદિ ત્રણ પ્રકારે છે, અને તે દરેક પુનઃ પરિકર્મ અને વસ્તુનાશ એમ બબ્બે પ્રકારે છે. ૯૨૨

નામ ઉપક્રમ-સ્થાપના ઉપક્રમ-દ્રવ્ય ઉપક્રમ-ક્ષેત્રઉપક્રમ-કાળ ઉપક્રમ અને ભાવ ઉપક્રમ એમ ૭ પ્રકારે ઉપક્રમ છે, એમાંના નામઉપક્રમ અને સ્થાપનાઉપક્રમ સુગમ હોવાથી તેનું સ્વરૂપ નથી કહેતા. અને દ્રવ્ય ઉપક્રમનું સ્વરૂપ કહીએ છીએ. આગમથી તથા નોઆગમથી એમ દ્રવ્ય ઉપક્રમ બે પ્રકારે છે; ઉપક્રમ પદના અર્થને જાણનાર હોય, પણ તેના ઉપયોગવાન્ ન હોય તે આગમથી દ્રવ્ય ઉપક્રમ કહેવાય, અને નોઆગમથી દ્રવ્ય ઉપક્રમ તો ત્રણ પ્રકારે છે, જ્ઞશરીર દ્રવ્ય ઉપક્રમ-ભવ્યશરીર દ્રવ્યઉપક્રમ-અને તદ્વ્યતિરિક્ત દ્રવ્ય ઉપક્રમ. એમાંના પ્રથમના બે ભેદ સુગમ છે, અને ત્રીજો ભેદ સચિત્તાદિ ત્રણ પ્રકારે છે. તેમાં સચિત્ત દ્રવ્ય ઉપક્રમ દ્વિપદ-ચતુષ્પદાદિ જીવોનો, અચિત્ત દ્રવ્ય ઉપક્રમ ગોળ-ખાંડ વિગેરેનો, અને મિશ્ર ઉપક્રમ તે આભરણાદિ યુક્ત દ્વિપદાદિ જીવોનો જાણવો, આ સચિત્તાદિ ઉપક્રમ પરિકર્મ અને વસ્તુનાશ એમ બે બે પ્રકારે થાય છે. ૯૨૨

એજ પરિકર્મ અને વસ્તુનાશનું સ્વરૂપ કહે છે.

परिकम्मं किरियाए वत्थूणं गुणविसेसपरिणामो ।
तदभावे य विणासो दव्वाईणं जहाजोगं ॥ ९२३ ॥

ક્રિયાવડે વસ્તુઓના ગુણવિશેષનો પરિણામ તે પરિકર્મ; અને વસ્તુનો અભાવ થાય તે વિનાશ કહેવાય. એ પ્રમાણે દ્રવ્યાદિનો ઉપક્રમ યથાયોગ્ય જાણવો. ૯૨૩

ક્રિયાવિશેષથી વસ્તુઓના ગુણવિશેષનો પરિણામ તે પરિકર્મ કહેવાય છે. જેમકે ઘી-રસાયણાદિના ઉપયોગથી સ્નેહ-મર્દનઆદિ ક્રિયા વડે પુરૂષાદિના ઉત્તમ વર્ણ-બળ યુવાવસ્થા થવી વિગેરે, તેમજ કર્ણ-સ્કંધઆદિની વૃદ્ધિ થાય છે. એ પ્રમાણે ક્રિયા વિશેષથી પુરૂષાદિ વસ્તુને બળ-યૌવનાદિરૂપ ગુણ પરિણામ પામે છે. કેટલાએકના મતે શાસ્ત્ર-શિલ્પ ગન્ધર્વ-નૃત્યઆદિ કળા પ્રાપ્ત કરવી તે દ્રવ્ય ઉપક્રમ છે, પણ એ શાસ્ત્રાદિ વિજ્ઞાન વિશેષને ગ્રહણ કરવા રૂપ હોવાથી ભાવ ઉપક્રમમાં તેનો સમાવેશ થાય, પરન્તુ જો આત્મદ્રવ્યના સંસ્કારની અપેક્ષાએ તેને દ્રવ્ય ઉપક્રમ કહીએ તો કંઇ વિરોધ નથી, એજ પ્રમાણે શુક-સારિકા વિગેરે દ્વિપદાદિને શિક્ષાવડે ગુણપ્રાપ્તિ કરવામાં જે દ્રવ્ય ઉપક્રમ તે સચિત્તનો પરિકર્મથી ઉપક્રમ જાણવો.

વસ્તુનો નાશ થએથી વિનાશ ઉપક્રમ કહેવાય છે, જેમકે કાળાન્તરે પુરૂષાદિનો નાશ થવાનો હોય તો પણ તે પુરૂષાદિ વસ્તુનો તરવાર આદિ વડે હમણાંજ નાશ કરવો, તે વિનાશ ઉપક્રમ કહેવાય. એજ પ્રમાણે હસ્તિ-અશ્વઆદિ ચાર પગવાળા અને દાડિમ-આમ્ર અને કોઠ વિગેરે પગવિનાના જીવોનો પરિકર્મથી અને વિનાશથી જે ઉપક્રમ તે પણ સચિત્ત દ્રવ્ય ઉપક્રમ સમજી લેવો તથા મણિ-મોતી-વસ્ત્ર વિગેરે અચિત્ત દ્રવ્યનો ખાર-માટી-પુટપાક આદિ વડે પરિકર્મરૂપી ઉપક્રમ અને ઘણ ઘાણ આદિ વડે ટીપવાથી નાશરૂપી ઉપક્રમ જાણવો. તેમજ વસ્ત્ર અલંકારાદિ યુક્ત દ્વિપદાદિ મિશ્ર દ્રવ્યનો પણ એજ પ્રમાણે પરિકર્મ અને વિનાશથી ઉપક્રમ જાણવો. જેમ આ દ્રવ્યનો ઉપક્રમ કહ્યો, તેવીજ રીતે કાળ અને ક્ષેત્રનો ઉપક્રમ પણ સમજવો. તે અનુક્રમે આગળજ કહેવાશે. ૯૨૩

અહીં શિષ્ય શંકા કરે છે અને ગુરુ તેનું સમાધાન કરે છે કે—

खेत्तमरूवं निचं न तस्स परिकम्मणा न य विणासो ।
आहेयगतवसेण उ करण-विणासोवयारोऽत्थ ॥ ९२४ ॥

ક્ષેત્ર અમૂર્ત અને નિત્ય હોવાથી તેનો પરિકર્મ અને વિનાશ થઇ શકે નહિ, (ઉત્તર) એ પરિકર્મ અને વિનાશ ( ક્ષેત્રના ) આધેયગત દ્રવ્યમાં થતા હોવાથી તે ક્ષેત્રમાં ઉપચાર કરાય છે. ૯૨૪

શિષ્યઃ—આધેય દ્વારાએ પણ તે કેવી રીતે થઇ શકે? તે માટે કહે છે કે-

नावाइ उवक्कमणं हल-कुलियाईहिं वावि खेत्तस्स ।
संमज्जभूमिकम्मे पंथतलागाइयाणं च ॥ ९२५ ॥

જળના આધારભૂત ક્ષેત્રનો વહાણ આદિ વડે ઉપક્રમ કરાય છે, અને ભૂમિના આધારભૂત ક્ષેત્રનો હળ-કુલિકા આદિ વડે પરિકર્મરૂપ ઉપક્રમ થાય છે. એજ પ્રમાણે સંમાર્જન-ભૂમિકર્મ-અને માર્ગમાં તળાવ આદિ કરવા વડે ક્ષેત્રનો પરિકર્મ ઉપક્રમ થાય છે, તેમજ હસ્તિ બાંધવા આદિ વડે ક્ષેત્રનો વિનાશ ઉપક્રમ થાય છે. ૯૨૫

હવે કાળ ઉપક્રમ કહે છે.

जं वत्तणाइरूवो कालो दव्वाण चेव पज्जाओ ।
तो तक्करणविणासे कीरइ कालोवयारो उ ॥ ९२६ ॥

જે વર્તનાદિરૂપ કાળ છે, તે દ્રવ્યોનો પર્યાય છે, તેથી તે દ્રવ્યના પરિકર્મ અને વિનાશમાં કાળના પરિકર્મ અને વિનાશનો ઉપચાર કરાય છે. ૯૨૬

કેટલાએક આચાર્યો કાળને વર્તનાદિ રૂપેજ માને છે, પણ સમયાદિરૂપ નથી માનતા. તેથી દ્રવ્યના પરિકર્મ અને વિનાશમાં કાલના પરિકર્મ અને વિનાશ થાય છે એટલે કે દ્રવ્યના પર્યાયમાં કાળ ઉપક્રમનો ઉપચાર કરાય છે, કહેવાનું તાત્પર્ય એ છે કે-દ્વયણુક-ત્ર્યણુકઆદિ રૂપે પરમાણુઆદિ દ્રવ્યનું રહેવું તે વર્તના, વસ્તુઓનું નવા-જીનાદિરૂપે થવું તે પરિણામ અને અતીત-અનાગત-વતમાનરૂપ-ક્રિયા, એ પ્રમાણે વર્તના-પરિણામ અને ક્રિયાદિરૂપ કાળ છે, તે દ્રવ્યોના પર્યાયો છે અને તેથી દ્રવ્યના પરિકર્મ અને વિનાશનો વર્તનારૂપ દ્રવ્યના પર્યાયમાં ઉપચાર કરાય છે. તેથી કાળના પણ પરિકર્મ ઉપક્રમ અને નાશોપક્રમ કહેવાય છે. ૯૨૬

હવે જેઓ સમયાદિરૂપે કાળ માને છે, તેઓના મતે સમયાદિરૂપ કાળના પરિકર્મ અને વિનાશ કેવી રીતે થાય? તે માટે કહે છે કે--

छायाए नालियाए व परिकम्मं से जहत्थविण्णाणं ।
रिक्खाईचारेहिं च तस्स विणासो विवज्जासो ॥ ९२७ ॥

શંકુઆદિના પડછાયારૂપ છાયાવડે અથવા ઘટિકાદિવડે સમયાદિરૂપકાળનું યથાર્થ જ્ઞાન થવું તે કાળનો પરિકર્મ અને નક્ષત્રગ્રહઆદિની ગતિવડે અનિષ્ટ ફળ દાયકપણે થવું તે કાળનો વિનાશ-વિપર્યાસ કહેવાય. ૯૨૭

એ પ્રમાણે કાળ ઉપક્રમ કહ્યો; ભાવ ઉપક્રમ કહે છે.

जं परहिययाकूयावधारणमुवक्कमो स भावस्स ।
तस्सासुभस्स मरुइणि-गणिया-मचाइओऽभिहिया ॥ ९२८ ॥

જે ઇંગિત આકારાદિવડે કરીને બીજાના હૃદયના ભાવને જાણવું તે ભાવ ઉપક્રમ છે

તે મોક્ષના કારણભૂત શુભ અને સંસારના કારણભૂત અશુભ એવી રીતે બે પ્રકારે છે. તે માંના અશુભ ભાવઉપક્રમમાં બ્રાહ્મણી–ગણિકા–અમાત્ય વિગેરેનાં દૃષ્ટાન્તો કહ્યા છે. ૯૨૮

કોઇ એક બ્રાહ્મણીને ત્રણ કન્યાયો હતી, તેણીએ વિચાર્યું કે આ કન્યાઓને પરણાવ્યા પછી એવી યુક્તિ કરૂં કે જેથી તેઓ સુખી થાય. એમ વિચારીને સર્વથી મોટી પુત્રીને પરણાવ્યા પછી કહ્યું કે, તારે વાસભુવનમાં પ્રથમ સમાગમ થતાં તારે તારા પતિનો કંઈક ગુન્હો પ્રગટ કરીને તેના મસ્તકે લાતનો પ્રહાર કરવો, તે પછી જે બને તે મને કહેજે.' માતાના શીખવ્યા મુજબ તે કન્યાએ તે પ્રમાણે કર્યું, એટલે તેનો પતિ અતિસ્નેહથી તરલીત મનવાળો થઇને કહેવા લાગ્યો, 'અરે! વહાલી ! આમ પ્રહાર કરવાથી તારા સુકુમાળ ચરણને પીડા થઇ હશે,' ઇત્યાદિ, એમ કહિને પ્રિયતમાના ચરણનું મર્દન કરવા લાગ્યો. બીજે દિવસે આ બનાવની હકીકત તેણીએ પોતાની માતાને કહી, એ બનાવથી તેની માતા જમાઇનો ભાવ જાણીને ખુશી થઇ ને પુત્રીને કહ્યું કે 'હે પુત્રી! તું તારા ગૃહમાં તારી ઇચ્છા મુજબ કર, તારો પતિ તારા વચનનો કદિપણ અનાદર નહિ કરે,' તે પછી બ્રાહ્મણીએ બીજી પુત્રીને ઉપર મુજબ શીખવ્યું, અને તેણીએ પણ તે પ્રમાણે પોતાના પતિના મસ્તકપર પ્રહાર કર્યો, એટલે તેનો પતિ બોલ્યો, " અરે ! કુલીન અબળાને આમ કરવું યોગ્ય નથી, " ઇત્યાદિ કહીને ક્ષણવાર રોશ કરીને શાન્ત થઈ ગયો, બીજે દિવસે બનેલો બનાવ તેણીએ પોતાની માતાને કહ્યો, એટલે કહ્યું કે બેટા તું પણ તારા ગૃહમાં ઇચ્છામુજમ વરત, માત્ર થોડીવાર ક્રોધ કરીને તારો પતિ શાન્ત થઇ જશે,' એજ પ્રમાણે ત્રીજી પુત્રીને શીખવવાથી તેણીએ એજ પ્રમાણે પતિને પ્રહાર કર્યો, એટલે તેના પતિએ અતિક્રોધપૂર્વક ગર્જના કરીને કહ્યું 'અરે! તું ખરેખર કોઈ નીચકુળની જણાય છે, એમ ન હોય તો નીચ અબળાને યોગ્ય આવું નીચ કામ તું કેમ કરે ઇત્યાદિ ઘણું ઘણું કહીને અતિશય માર મારીને ગૃહ બહાર કાઢી મૂકી, બીજે દિવસે બનેલી હકીકત તેણે માતાને જણાવી એટલે તેણે જમાઇનો સ્વભાવ જાણીને વિચાર્યું કે જમાઇને સમજાવવાનું કામ પુત્રિને દુરારાધ્ય છે, તેથી તે જમાઇ પાસે ગઇ અને બોલી કે " હે પુત્ર ! અમારા કુળનો રીવાજ છે, કે વહુએ પ્રથમ સમાગમે પતિને આ પ્રમાણે કરવું. " આમ હોવાથી તમારો રોપ ઉચિત નથી ઇત્યાદિ રીતે જમાઇને સમજાવીને ખુશી કર્યો, પછી પુત્રીને કહ્યું બેટા ! આ તારો પતિ તારે દુરારાધ્ય છે, તેથી ઇષ્ટદેવની પેઠે પ્રમાદ રહિત એની સેવા કરજે, નહિ તો તું મહાદુઃખ પામીશ.'

ગણિકાનું દૃષ્ટાન્ત:—કોઇ એક નગરમાં ચોસઠ કળા જાણનાર દેવદત્તા નામની રૂપાદિ ગુણવાળી વેશ્યા રહેતી હતી.તેણીએ પોતાને ત્યાં આવનાર કામી જનોના અભિપ્રાય જાણવાને માટે રતિભુવનમાં પોતપોતાનો વ્યાપાર કરતી રાજપુત્ર-વૈશ્યપુત્રઆદિ જાતિઓના આલેખો ચીતરાવ્યા. તેથી ત્યાં જે કોઈ રાજપુત્રાદિ આવે, તે તે આલેખોનો પોતાને અનુકુળ વ્યાપાર જોઇને તે તે ચિત્રની પ્રશંસા કરે. આ ઉપરથી તે ગણિકા પ્રશંસા કરનારની જાતિનો નિશ્ચય કરીને તે પ્રશંસક યોગ્ય ખાતર બરદાસ કરતી હતી, જેથી તેઓ પ્રસન્ન થઇને ગણિકાને પુષ્કળ દ્રવ્ય આપતા.

અમાત્યનું દૃષ્ટાન્ત:—કોઇક નગરનો રાજા પોતાના અમાત્ય (પ્રધાન) સાથે નગર બહાર અશ્વ ફેરવવા નીકળ્યો. માર્ગમાં જતાં કોઇશૂન્ય પ્રદેશમાં રાજાના અશ્વે પેશાબ કર્યો. એ જગ્યાની પૃથ્વીનો ભાગ સ્થિર હોવાથી ત્યાં ખાબોચીયું ભરાઈ રહ્યું, રાજા ફરીને પાછો આવ્યો, તો પણ તે પેસાબ સુકાયો નહિ, અને તેજ પ્રમાણે ખાબોચીયું ભરેલું

જોયું. આથી રાજાએ વિચાર્યું કે આ પ્રદેશમાં સુંદર તળાવ બંધાવ્યું હોય, તો ઘણા વખત સુધી પાણી સુકાય નહિ. એમ વિચાર કરતો ઘણા વખત સુધી રાજા તે પ્રદેશને જોઇ રહ્યો. આ ઉપરથી ઇંગિતાકારવડે રાજાનો તે અભિપ્રાય જાણીને પ્રધાને તે સ્થળે કેટલાક વખત પછી રાજાના હુકમ સિવાય મોટું સરોવર ખોદાવ્યું. અને તે સરોવરની પાળ ઉપર નાના પ્રકારના સર્વ ૠતુમાં પુષ્પ-ફળ આપનાર વૃક્ષોનો સમૂહ રોપ્યો. તે પછી કેટલાક દિવસો વીત્યાબાદ એજ માર્ગે રાજા પુનઃ ફરવા નિકળ્યો અને તે સરોવર જોયું, તેથી પ્રધાનને પૂછ્યું, અહો ! આ માનસરોવર જેવું અતિ રમણીય સરોવર અહીં કોણે કરાવ્યું. ? પ્રધાને કહ્યું-મહારાજ આપેજ કરાવ્યું છે. રાજા એ સાંભળીને વિસ્મય પૂર્વક બોલ્યો, ' પ્રધાનજી શું કહો છો ? મેં એ કરાવવાની કોને કયારે આજ્ઞા આપી છે. ?' આ ઉપરથી પ્રધાને પૂર્વોક્ત સર્વ હકીકત કહી, આથી રાજાએ વિચાર્યું કે ' અહો ! બીજાના મનનો અભિપ્રાય જાણવામાં આ પ્રધાન કેવો કુશળ છે, એમ વિચારિ પ્રસન્ન થઇને પ્રધાનના પગારમાં વધારો કરી આપીને બીજી પણ ઘણી મહેરબાની કરી આ પ્રમાણે બીજા પણ સાંસારિક ફળવાળા હોવાથી અપ્રશસ્ત ગણાતા એવા ભાવો-ભાવોપક્રમો પોતાની બુદ્ધિથી વિચારી લેવા. ૯૨૮

सीसो गुरुणो भावं जमुवक्कमए सुयं पसत्थमणो ।
सहियत्थं स पसत्थो इह भावोवक्कमोऽहिगओ ॥ ९२९ ॥

' શિષ્ય શાસ્ત્રનું ભણવું એ આદિ પોતાના હિત માટે જે ગુરૂના શુભ ભાવને જાણે, તે પ્રશસ્ત ભાવોપક્રમ છે, અને અહીં આ પ્રશસ્ત ભાવોપક્રમનોજ અધિકાર છે. ૯૨૯

અહીં શિષ્ય પૂછે છે કે—

को वक्खाणावसरे गुरुचित्तोवक्कमाहिगारोऽयं ?
भण्णइ वक्खाणंगं गुरुचित्तोवक्कमो पढमं ॥ ९३० ॥
गुरुचित्तायत्ताइं वक्खाणंगाइं जेण सव्वाइं ।
तो जेण सुप्पसन्नं होइ तयं तं तहा कज्जं ॥ ९३१ ॥

અહીં આવશ્યકાનુયોગનો ( આવશ્યકના વ્યાખ્યાનનો ) અવસર છે, તેમાં ગુરૂના ચિત્તના ઉપક્રમ ( ગુરૂના ભાવ જાણવા) નો અપ્રસ્તુત અધિકાર કેમ કહો છો. ? ઉત્તરમાં કહે છે કે જે ગુરૂચિત્તોપક્રમ છે, એ વ્યાખ્યાનનું પ્રથમ અંગ છે ( કારણ છે ) કારણ વિના કાર્ય હોતું નથી, માટે ચાલતી બાબતમાં તે બાબતના કારણના અધિકારનું કહેવું તે કાંઇ અપ્રસ્તુત નથી, માત્ર ગુરૂચિત્તોપક્રમ વ્યાખ્યાનનું પ્રથમ અંગ છે, એટલુંજ નહીં પરન્તુ શાસ્ત્રાદિનાં ઉપક્રમ-પુસ્તક-ઉપાશ્રય-આહાર-વસ્ત્ર-પાત્ર વિગેરે સહાયક કારણો પણ વ્યાખ્યાનના જે અંગો છે, તે સર્વ ગુરૂની પ્રસન્નતાને આધીન છે; તેથી જેમ ગુરૂ પ્રસન્ન થાય તેમ શિષ્યે કરવું જોઇએ. ૯૩૦-૯૩૧

ગુરૂનું ચિત્ત પ્રસન્ન કરવાનો ઉપાય કહે છે.

जो जेण पगारेणं तूसइ करण-विणया-ऽणुवत्तीहिं ।
आराहणाय मग्गो सो चिय अव्वाहओ तस्स ॥ ९३२ ॥
आगारिंगियकुसलं जइ सेयं वायसं वए पुज्जा ।
तहवि य सिं न विकूडे विरहम्मि य कारणं पुच्छे ॥ ९३३ ॥

निवपुच्छिएण भणिओ गुरुणा गंगा कओमुही वहइ ।
संपाइयवं सीसो जह तह सव्वत्थ कायव्वं ॥ ९३४ ॥

ગુરૂમહારાજ જે પ્રકારે વિનય-અનુવૃત્તિઆદિવડે પ્રસન્ન થાય, તેમ શિષ્યે કરવું જોઇએ, કારણ કે શિષ્યને તેજ ગુરૂઆરાધનાનો નિર્વિઘ્ન માર્ગ છે. આકાર ને ઇંગિતમાં કુશળ એવા શિષ્યને જો ગુરૂમહારાજ " કાગડો સફેદ છે " એમ કહે, તો પણ તેમનું તે કથન મિથ્યા ન કરે, પરન્તુ એકાન્તમાં તેનું કારણ પૂછે. રાજાના કહેવાથી ગુરૂએ શિષ્યને કહ્યું કે " ગંગા કયા મુખે વહે છે ?" શિષ્યે તે સાંભળીને ગુરૂએ કહ્યું તેજ પ્રમાણે સર્વ કાર્ય કર્યું. ૯૩૨-૯૩૩-૯૩૪

કાન્યકુબ્જ નગરમાં ( કનોજમાં ) કોઇક રાજાએ કોઈ આચાર્ય સાથે વાતચીત કરતાં કહ્યું મહારાજ અમારા રાજપુત્રો વિનીત હોય છે, આચાર્યે કહ્યું—ના, સાધુઓ વિનીત હોય છે. આમ પરસ્પર વિવાદ થતાં આચાર્યે પુનઃ કહ્યું—રાજા વિવાદ કરવાથી શું ફળ ? તમારા રાજપુત્રોમાંથી જે કોઈ ઉત્કૃષ્ટ વિનયવાન હોય તેની પરીક્ષા કરો, અને અમારા સાધુઓમાંથી જે તમને અવિનીત જણાય તેની પરીક્ષા કરો, એટલે જણાશે કે બન્નેમાં કોણ વિનીત છે અને કોણ અવિનીત છે. આચાર્ય મહારાજનું એ કથન અંગીકાર કરીને જે પોતાનો પુત્ર વિનયગુણથી ઘણોજ પ્રસિદ્ધ હતો તેને આજ્ઞા કરીને કહ્યું—રાજકુમાર ! ગંગા કયા મુખે વહે છે. તે શોધી લાવ. રાજાની આવી આજ્ઞા સાંભળીને કુમારે કહ્યું-મહારાજ ! એમાં શું શોધવાનું છે ? નાના બાળકો પણ જાણે છે કે ગંગા પૂર્વાભિમુખે વહે છે, આથી રાજાએ ગુસ્સે થઇને કહ્યું—અરે ! ખાલી અહીં રહીનેજ વિતંડાવાદ શા માટે કરે છે ? ત્યાં જઈ તપાસ કરી આવીને કહે. એ પ્રમાણે રાજાએ કહેવાથી કુમારને ઘણો ગુસ્સો ચડયો. પણ તે અન્તરમાં સમાવી મહાકષ્ટે રાજદ્વારમાંથી બહાર નીકળ્યો. મુખ્યદ્વારમાંથી નીકલતાં તેના કોઈ મિત્રે પૂછયું—'ભાઇ ! કયાં જાઓ છો ?' કુમારે અસૂયાથી કહ્યું-'અરણ્યમાં રોઝને મીઠું આપવા' આથી આશ્ચર્ય પામી મિત્રે કહ્યું' એમ કેમ કહો છો ? સત્ય વાત શું છે ? તે જો ગુપ્ત રાખવા યોગ્ય ન હોય તો જણાવો.' મિત્રના કહેવાથી રાજકુમારે રાજાની સર્વ આજ્ઞા જણાવી, આથી મિત્રે હસીને કહ્યું-'અરે કુમાર ! રાજાને એવો કદાગ્રહ થયો, તો શું તમને પણ એવો કદાગ્રહ છે, કે જેથી નકામા રખડવા જાઓ છો, થોડો કાળ અતિક્રમીને રાજા પાસે જઇને કહો કે ગંગા પૂર્વ તરફ વહે છે. રાજપુત્રે પણ તેમજ કર્યું. આ બાબતની ગુપ્તચર પુરૂષે રાજાને ખબર આપી, એટલે રાજા વિલખો થઇ બોલ્યો. 'ઠીક. હવે સાધુની પરીક્ષા કરીએ' પછી આચાર્યના શિષ્યોમાંથી જે શિષ્ય રાજાને અવિનીત જણાયો, તેને ગુરૂએ આજ્ઞા કરી કે હે ભદ્ર ! જઇને તપાસ કર કે ગંગા કઇ તરફ વહે છે. ગુરૂની આજ્ઞા સાંભળીને શિષ્યે વિચાર્યું કે ગંગા પૂર્વ તરફ વહે છે એવું ગુરૂ મહારાજ જાણે છે, છતાં શા માટે મને તપાસ કરવાનું કહેતા હશે, અવશ્ય એવી આજ્ઞા કરવાનું કંઇક કારણ હશે. કારણ સિવાય એવી આજ્ઞા કરે નહિં. માટે મારી ફરજ છે, કે મારે ગુરૂની આજ્ઞાનુસાર ગંગા કઇ તરફ વહે છે એ બરાબર તપાસીને કહેવું. એમ વિચારી ગુરૂની આજ્ઞા મસ્તક ધરીને તરતજ બહાર નીકળ્યો. બહાર જઇને ગંગા નદી પર ગયો, ત્યાં જોયું કે ગંગા પૂર્વ તરફ વહે છે. બીજાઓને પૂછતાં પણ જણાયું કે તે પૂર્વ તરફ વહે છે, પુનઃ શુષ્કતૃણઆદિને પ્રવાહમાં વહેતાં જોયાં, એમ અન્વય-વ્યતિરેકથી પ્રવાહનો નિશ્ચય કરીને ગુરૂ પાસે આવી કહ્યું, 'મહારાજ ! ગંગા પૂર્વ તરફ વહે છે, ને મેં તેની સત્યતા માટે આ પ્રમાણે કર્યું અને તત્ત્વ તો ગુરૂઓ

જાણે ઇત્યાદિ સર્વ બીના કહી. ગુપ્તચરે પણ ખાનગીમાં એજ હકીકત કહી એટલે રાજાને ગુરૂ વચનમાં પ્રતીતિ થઈ કે રાજપુત્રો વિનીત નથી પણ બ્રાહ્મણોજ વિનીત છે, -એમ રાજાએ હર્ષ પૂર્વક ગુરૂ વચન અંગીકાર કર્યું ૯૩૨-૯૩૩-૯૩૪

પુનઃ શિષ્ય પૂછે છે કે—

जुत्तं गुरुमयगहणं को सेसोवक्कमोवओगोऽत्थ ? ।
गुरुचित्तपसायत्थं तेऽवि जहाजोगमाओज्जा ॥ ९३५ ॥

ઉપરોક્ત કારણથી ગુરૂભાવોપક્રમ કહેવો યોગ્ય છે, પણ બાકીના નામ-સ્થાપનાદિ ઉપક્રમોનો અહીં શું ઉપયોગ છે ? ઉત્તરમાં કહે છે કે ગુરૂના ચિત્તને પ્રસન્ન કરવાને તે પણ યથાયોગ્ય ઉપયોગી થાય છે. ૯૩૫

જેમકે—

परिकम्म-नासणाओ देसे काले य जा जहा जोग्गा ।
ताओ दव्वाईणं कज्जाहाराइकज्जेसु ॥ ९३६ ॥
उवहियजोगदव्वो देसे काले परेण विणएण ।
चित्तण्णू अणुकूलो सीसो सम्मं सुयं लहइ ॥ ९३७ ॥

તે તે દેશ ને કાળને યોગ્ય દ્રવ્યાદિના પરિકર્મ અને નાશ એ બન્ને ઉપક્રમો ગુરૂના આહારાદિ કાર્યમાં કરવા. એ પ્રમાણે ઉત્કૃષ્ટ વિનયથી તે તે દેશ-કાળને યોગ્ય દ્રવ્યાદિ લાવનારને ગુરૂચિત્ત જાણનાર એવો અનુકૂળ શિષ્ય સારી રીતે શ્રુતને મેળવે છે. ૯૩૬-૯૩૭

મરૂદેશ આદિ દેશમાં અને ગ્રીષ્મ આદિ કાળમાં, ગુરૂના આહારાદિ કાર્યમાં જે જે દ્રવ્ય-ક્ષેત્ર-અને કાળનો પરિકર્મ-અને નાશ ઉચિત હોય, તે તે પરિકર્મ-નાશ ગુરૂના ચિત્તની પ્રસન્નતા માટે કરવા. તેમાં દહી-દુધ-ગોળ-સુંઠાદિ ગુરૂને ઉપયોગી દ્રવ્યવડે દ્રવ્યનો પરિકર્મ, ઉપાશ્રયના પ્રમાર્જન આદિવડે ક્ષેત્રનો પરિકર્મ, શિષ્યને દીક્ષા આપવામાં મુહૂર્ત ઘટિકા આદિ જોવું તે કાળનો પરિકર્મ; અને એજ પ્રમાણે એક દ્રવ્યનો બીજા દ્રવ્યની સાથે સંયોગાદિ કરી આપવા વડે શ્લેષ્માદિ દ્રવ્યનો જે નાશ તે નાશ ઉપક્રમ પણ સમજી લેવો. એ પ્રમાણે તે તે દેશ-કાળને યોગ્ય અશન-પાન-વસ્ત્ર-પાત્ર ઔષધાદિવડે ગુરૂના કાર્યમાં પરિકર્મ ને નાશનો કરનાર એવો જે ઉત્કૃષ્ટ વિનયથી વર્તનારો શિષ્ય તે ગુરૂના ચિત્તને જાણવાથી સારી રીતે શ્રુત પ્રાપ્ત કરે છે. ૯૩૬-૯૩૭.

અથવા—

अहवोवक्कमसामण्णओ मया य ते निरुवओगावि ।
अण्णत्थ सोवओगा एवं चिय सव्वनिक्खेवा ॥ ९३८ ॥

અહીં પ્રસ્તુતમાં નામસ્થાપનાદિ ઉપક્રમો નિરૂપયોગી છે, તો પણ ઉપક્રમ શબ્દે કરીને સરખા હોવાથી તે અહીં કહ્યા છે. જો કે અન્યત્ર તે ઉપયોગી છે. એજ પ્રમાણે બીજે સ્થલે પણ બાકીના સર્વ નિક્ષેપાનું સમજવું ૯૩૮

અથવા—

गुरुभावोवक्कमणं कयमज्झयणस्स छव्विहमियाणिं ।
तत्थाणुपुव्वाईसुं इणमज्झयणं समोतारे ॥ ९३९ ॥

( નામાદિ ૭ પ્રકારના ઉપક્રમનો વિચાર કરતાં ) ગુરૂના ભાવનો ઉપક્રમ કહ્યો (એ કહેવાથી એક પ્રકારે ઉપક્રમના ૭ ભેદ કહ્યા ) હવે બીજી રીતે સામાયિક અધ્યયનનો ૭ ભેદ ઉપક્રમ કહે છે. ( આનુપૂર્વી-નામ-પ્રમાણ વક્તવ્યતા-અર્થાધિકાર અને સમવતાર.) આનુપૂર્વી આદિ ઉપક્રમ દ્વારોમાં આ સામાયિક અધ્યયનનો સમવતાર કરવો. ૯૩૯

હવે આનુપૂર્વી નામનો જે પ્રથમ ઉપક્રમ છે તેમાં સામાયિક અધ્યયનનો અવતાર કરે છે.

अणुपुव्विसमोयारो कज्जो सामाइयस्स संभवओ ।
नियमावतारणं पुण क्त्तिण-गणणाणुपुव्वीसु ॥ ९४० ॥

જેમ સંભવે તેમ સામાયિક અધ્યયનનો દશ આનુપૂર્વીમાં સમવતાર કરવો, તેમાં ઉત્કીર્તનાનુપૂર્વી તથા ગણનાનુપૂર્વીમાં તો તેનું અવશ્ય અવતરણ કરવું. ૯૪૦

જે જે અનુપૂર્વીમાં આ સામાયિક અધ્યયનનો અવતાર થઈ શકે, તે તે અનુપૂર્વીમાં અવતાર કરવો. " નામ-સ્થાપના-દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ગણના-ઉત્કીર્તન સંસ્થાન-સામાચારી અને ભાવાનુપૂર્વી. આ દશ પ્રકારે આનુપૂર્વી છે તેમાંથી ઉત્કીર્તનાનુપૂર્વી અને ગણનાનુપૂર્વીમાં આ અધ્યયનનો સમવતાર :થાય છે. સામાયિક-ચતુર્વિંશતિસ્તવઈત્યાદિ માત્ર આવશ્યકાધ્યયનનાં નામજ બોલવાં તે ઉત્કીર્તન કહેવાય," આ સામાયિક અધ્યયન છે એમ કહેવાથી એ અધ્યયનનો ઉત્કીર્તનાનુપૂર્વીમાં સમવતાર થાય છે. તથા એક-બે-ત્રણ ઇત્યાદિ સંખ્યા તે ગણના કહેવાય છે, તેમાં પ્રથમ અને બીજું આદિ જે ગણતરી તેમાં આ અધ્યયનનો સમવતાર થાય છે, તેથી ગણનાનુપૂર્વીમાં પણ એનો સમવતાર થયો કહેવાય. ૯૪૦

ગણનાનુપૂર્વીથી કેટલામું આ સામાયિક અધ્યયન છે, તે કહે છે.

पुव्वाणुपुव्विओ तं पढमं, पच्छाणुपुव्विओ छट्ठं ।
जायइ गणिज्जमाणं अनियमियमणाणुपुव्वोए ॥ ९४१ ॥

પૂર્વાનુપૂર્વીથી તે સામાયિક અધ્યયન પહેલું છે, અને પશ્ચાનુપૂર્વીથી છઠ્ઠું છે. તથા અનાનુપૂર્વીથી ગણતાં અનિયત છે, ( એટલે કોઇ વખત પહેલુ-કોઈ વખત બીજું-કોઇ વખત ત્રીજું-કોઇ વખત ચોથું. ઇત્યાદિ થાય છે. આ છએ અધ્યયનના અનાનુપૂર્વીથી સાતસોને અઢાર ભાંગા થાય છે. ) ૯૪૨

એ ભાગા કરવાની રીત બતાવે છે.

एगादेगुत्तरया छगाच्छगया परोप्परब्भत्था ।
पुरिमंतिमदुगहीणा परिमाणमणाणुपुव्वीणं ॥ ९४२ ॥

એકથી એકેક વધતા અંક ૭ પર્યન્ત સ્થાપવા, પછી તેઓને પરસ્પર ગુણવાથી જે સંખ્યા થાય, તેમાંથી પહેલા અને છેલ્લા ભાંગા સિવાય સર્વ ભાંગા અનાનુપૂર્વીના થાય. ૯૪૨

એકોત્તર વધતા ૭ અંક પર્યન્ત ૭ અંક અહિં ૭ અધ્યયન સંબંધી હોવાથી તે સ્થાપવા, અને તે પછી પરસ્પર તેમનો ગુણાકાર કરતાં જે સંખ્યા આવે તેમાંથી પહેલાં અને છેલ્લા એ બે ભાંગા સિવાય બાકી સર્વ ભાંગાની સંખ્યા અનાનુપૂર્વીની જાણવી. જેમકે-૧-૨-૩-૪-૫-૬-આ અંકોનો પરસ્પર ગુણાકાર કરવો. એટલે એકને બેએ ગુણતાં બે થાય, બેને ત્રણ વડે ગુણતાં ૭ થાય. ૭ વડે ચારને ગુણતાં ચોવીસ થાય, ચોવીસથી પાંચને ગુણતાં એકસોવીસ થાય, એકસોવીસથી છને ગુણતાં સાતસોવીસ થાય. આમાંથી પહેલો ભાંગો પૂર્વાનુપૂર્વીરૂપ છે, અને છેલ્લો ભાંગો પશ્ચાનુપૂર્વીરૂપ છે તેથી તે બે ભાંગા

બાદ કરતાં શેષ સાતસો અઢાર ભાંગા જે રહ્યા તે છ અધ્યયન સંબંધી અનાનુપૂર્વીના ભાંગા થાય. આજ પ્રમાણે બીજા પણ સાતઆદિથી અનન્તા પદ સુધી અનાનુપૂર્વીના ભાંગા કરવા હોય તો જે આ સામાન્ય રીત છે, તે પ્રમાણે કરવા. ૯૪૨

હવે વિશેષથી અનાનુપૂર્વીના ભાંગા કરવાની રીતિ કહે છે.

पुव्वाणुपुव्विहेट्ठा समयाभेएण कुण जहाजे' ।
उवरिमतुल्लं पुरओ नसेज्ज पुव्वकमो सेसे ॥ ९४३ ॥

અનુક્રમે અમુક પદો સ્થાપવા ને તેની નીચે સંકેતનો ભેદ ન થાય તેમ યથાજ્યેષ્ઠ સ્થાપવા. અને તેના આગળ ઉપર સમાન પદો સ્થાપવા. ને જે શેષ પદો રહે તે પૂર્વ ભાગમાં અનુક્રમે સ્થાપવા. ૯૪૩

જે પદોની વિવક્ષા હોય તે પદોની અનુક્રમે સ્થાપના કરવી, તેવી સ્થાપના તે પૂર્વાનુપૂર્વી કહેવાય, તે પૂર્વાનુપૂર્વીની નીચે બેઆદિ ભાંગા કરવાની ઈચ્છાથી પદોની સ્થાપના જ્યેષ્ટપદને અતિક્રમ્યા સિવાય કરવી. અહિં જ્યેષ્ટ એટલો મ્હોટો ન લેવો પણ જે અંક જેની આદિમાં હોય તે તેનું જ્યેષ્ટ પદ કહેવાય. જેમકે બેનો જ્યેષ્ટ અંક એક તેજ ત્રણનો અનુજ્યેષ્ટ અને ચાર આદિ અંકનો તે જ્યેષ્ટાનુજ્યેષ્ટ કહેવાય. એજ પ્રમાણે બેનો અંક ત્રણનો જ્યેષ્ટ ચારનો અનુજ્યેષ્ટ અને પાંચ આદિનો જ્યેષ્ટાનુજ્યેષ્ટ કહેવાય. એ પ્રમાણે ઉપરના અંકની નીચે જ્યેષ્ટ અંક સ્થાપવો, જ્યેષ્ટ ન હોય, તો અનુજ્યેષ્ટ સ્થાપવો અને તે પણ ન હોય તો જ્યેષ્ટાનુજ્યેષ્ટ અંક સ્થાપવો. આમ સ્થાપના કરતાં સમય ભેદ ન કરવો. એટલે જે ભાંગા કરવાના હોય, તેમાં તેને તે આંક ફેર આવે તે સમયભેદ કહેવાય, તે સમય ભેદ કર્યા સિવાય ઉપરોક્ત સ્થાપના કરવી. વસ્તુત: સમયભેદ ક્યારે થાય કે જ્યારે કરેલા ભાંગાની અંદર બીજો આંક પહેલાની સમાન આવે ત્યારે સમયભેદ થાય. આ પ્રમાણે સમય ભેદ ( સંકેતનો ભેદ ) કર્યા સિવાય જ્યેષ્ટાદિ અંકની સ્થાપના કરવી. એ સ્થાપેલા અંકની આગળ ઉપરના ભાંગાના અંકોની સમાન અંકો સ્થાપવા. અને શેષ વધેલા અંકો તેની પૂર્વક્રમે સ્થાપવા. એટલે જે અંક સંખ્યાએ નાનો હોય તે પ્રથમ સ્થાપવો અને જે મોટો હોય તે પછી સ્થાપવો તે પૂર્વક્રમ કહેવાય.

આ રીતી વધારે સ્પષ્ટ સમજાવવાને માટે દર્શન-જ્ઞાન-અને ચારિત્ર એ ત્રણ પદના ભાંગા કરીએ, આ ત્રણ પદને પરસ્પર ગુણવાથી સામાન્ય રીતે બધા મળી છ ભાંગા થાય છે. અને વિશેષથી તો આ પ્રમાણે છે, ૧-૨-૩ આ પૂર્વાનુપૂર્વી લક્ષણ પહેલો ભાંગો છે. તેની નીચે ભાંગા કરવામાં એકનો જ્યેષ્ટ અંક નથી પણ બેનો જ્યેષ્ઠ એક છે, તેથી બેની નીચે એક મૂકવો અને તેની આગળ ઉપર કહ્યા મુજબ ઉપરના અંક સમાન અંક મૂકવો એટલે ઉપર ત્રણનો આંક હોવાથી અહિંપણ ત્રણનો અંક મૂકવો. અને શેષ રહેલો બેનો અંક પાછળથી મૂકવો. એટલે ૨-૧-૩ આ બીજો ભાંગો થાય. આની નીચે ત્રીજો ભાંગો કરવાને બેનો જ્યેષ્ઠ અંક એક છે, પણ તે ત્યાં સ્થાપવો નહિ. કેમકે આગળ ઉપરની મુજબ આંકો મેલવાથી તેની સમાન એક અંક આવવાથી સમય ભેદ થાય. વળી એકનો જ્યેષ્ઠ અંક છે નહિ પણ છેડે ત્રણ છે તેનો જ્યેષ્ઠ અંક બેનો છે તેથી ત્રણની નીચે બેનો અંક મુકવો. અહિં આગલનો ભાગ નથી. તેથી પાછલના ભાગે એક અને ત્રણનો અંકો પૂર્વક્રમે મુકવા એટલે૧-૩-૨ એ ત્રીજો ભાંગો થાય. આની નીચે એકનો જ્યેષ્ટ અંક નથી અને ત્રણને જ્યેષ્ઠ અંક બે છે. પણ તે તેની નીચે ન મૂકવો, કેમકે આગળ સમાન અંક આવવાથી સમયભેદ થાય. માટે ત્રણની ની-

ચે અનુજયેષ્ઠ અંક એક સ્થાપવો આગળના ભાગમાં ઉપર મુજબ બેનો અંક સ્થાપવો અને પાછળવધેલો ત્રણનો અંક સ્થાપવો એટલે ૩-૧-૨ આ ચોથો ભાંગો થાય. આની નીચે ત્રણનો જયેષ્ઠ બે અને અનુજયેષ્ઠ એક છે, પણ તે તેની નાચે ન સ્થાપવો કેમકે આગળ સમાન અંક આવવાથી સમયભેદ થાય, વળી એકનો જયેષ્ઠ અંક નથી, પણ બેનો જયેષ્ઠ એક છે તે તેની નીચે સ્થાપવો અને પાછળથી વધેલા બે અંક બે અને ત્રણ અનુક્રમે સ્થાપવા, એટલે ૨-૩-૧ આ પાંચમો ભાંગો થાય. આગળના ભાંગામાં જયેષ્ઠ એક છે, પણ તે તેની નીચે ન મૂકવો, કેમકે આગળ સમાન અંક આવવાથી સમયભેદ થાય, માટે ત્રણનો જયેષ્ઠ અંક બે છે, તે તેની નીચે સ્થાપવો, આગળના ભાગમાં એક મૂકવો અને પાછળના ભાગમાં વધેલો ત્રણનો અંક મૂકવો એટલે ૩-૨-૧ આ છઠ્ઠો ભાંગો થાય. આ છએ ભાંગાની સ્થાપના આ પ્રમાણે છે.—

૧-૨-૩
૨-૧-૩
૧-૩-૨
૩-૧-૨
૨-૩-૧
૩-૨-૧

આ છ ભાંગામાંનો પહેલો ભાંગો અનુપૂર્વીનો છે અને છેલ્લો ભાંગો પશ્ચાનુપૂર્વીનો છે, તેથી એ બે સિવાયના મધ્યના ચાર ભાંગા અનાનુપૂર્વીના છે. બીજા પણ ચાર-પાંચ છ-સાત આદિ પદોના ભાંગા કરવા હોય, તો આજ રીતે કરવા. આ પ્રમાણે સંક્ષેપથી ઉત્કીર્ત્તના અને ગણના આનુપૂર્વી કહી, અને વિસ્તારથી તો નામાદિ ભેદે અનુયોગદ્વારથી જાણવી. ૯૪૩

એમ અનુપૂર્વીનામનો ઉપક્રમનો પહેલો ભેદ કહ્યા, હવે બીજો ભેદ જે નામ છે, તેનું સ્વરૂપ સંક્ષેપથી કહે છે.

जं वत्थुणोऽभिहाणं पज्जयभेयाणुसारि तं नामं ।
पइभेयं जं नमए पइभेयं जाइ जं भणियं ॥ ९४४ ॥

જે વસ્તુનું નામ હોય અને પર્યાયભેદાનુસારિ દરેક ભેદમાં નમે અને દરેકભેદના વાચકપણે પરિણમે તેને નામ કહેલું છે. ૯૪૪

જે જીવાદિ વસ્તુના જ્ઞાન-દર્શન-ચારિત્ર-રૂપ-રસ-ગંધ-સ્પર્શ-નવા-પુરાણાદિ વિવિધ સ્વભાવોને વાચકપણે અનુસરે, અને દરેક પર્યાયભેદને બોલતાં તેના તેના વાચકપણે પરિણમે તે નામ કહેવાય છે. ૯૪૪ એ નામ એકનામ-બેનામ-ત્રણનામ ઇત્યાદિ દસનામ પર્યન્ત દસ ભેદે છે. વળી એ સર્વ અભિલાપ્ય વસ્તુવિષયિ હોવાથી તેને અનુયોગદ્વારમાં દશ અને પેટા ભેદથી ઘણા ભેદવાળું કહ્યું છે. તેમાં છ નામમાં ક્ષાયોપશમિક ભાવની અંદર સામાયિકઅધ્યયનનો અવતાર થાય છે. તેજ જણાવે છે.

छव्विहनामे भावे खओवसमिए सुयं समोयरइ ।
जं सुयनाणावरणक्खओवसमजं तयं सव्वं ॥ ९४५ ॥

અનુયોગદ્વારમાં છ પ્રકારના નામમાં છ ભાવો કહ્યા છે, તેમાંના ક્ષયોપશમ ભાવમાં સર્વ શ્રુતનો સમવતાર થાય છે, કેમકે શ્રુતજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી સર્વશ્રુત થાય

છે ને સામાયિક અધ્યયન પણ શ્રુતવિશેષ રૂપ હોવાથી તે સામાયિકનો પણ ક્ષયોપશમ ભાવમાં જ સમવતાર થાય છે. ૯૪૫

હવે પ્રમાણનું સ્વરૂપ કહે છે.

दव्वाइचउब्भेयं पमीयए जेण तं पमाणं ति ।
इदमज्झयणं भावोत्ति भावमाणे समोयरइ ॥ ९४६ ॥
जीवाणण्णत्तणओ जीवगुणे बोहभावओ नाणे ।
लोउत्तरसुत्तत्थोभयागमे तस्सभावाओ ॥ ९४७ ॥

દ્રવ્યાદિ ચાર પ્રકાર જે વડે જણાય તે પ્રમાણ છે. આ અધ્યયન ભાવરૂપ હોવાથી ભાવપ્રમાણમાં ઉતરે છે, જીવથી અનન્ય હોવાને લીધે જીવગુણમાં બોધસ્વરૂપ હોવાથી જ્ઞાનમાં અને લોકોત્તરહોવાથી તથા સૂત્રાર્થોભયરૂપ હોવાથી લોકોત્તર સૂત્રાર્થ ઉભયરૂપ આગમમાં ઉતરે છે. કેમકે તે તત્સ્વરૂપ છે. ૯૪૬-૯૪૭

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ને ભાવ એમ ચાર પ્રકારે પ્રમેય છે. એ પ્રમેયના ભેદથી દ્રવ્યપ્રમાણ-ક્ષેત્રપ્રમાણ-કાળપ્રમાણ-ને ભાવપ્રમાણ. એમ પ્રમાણ પણ ચાર ભેદે છે. જે વડે દ્રવ્યાદિ ચારે જણાય તે પ્રમાણ. એ ચાર પ્રકારના પ્રમાણમાંથી આ સામાયિક અધ્યયનનો અવતાર ભાવપ્રમાણમાં થાય છે, કેમકે તે શ્રુતવિશેષપણાએ જીવપર્યાય હોવાથી જીવભાવ છે. ભાવપ્રમાણ ત્રણ પ્રકારે છે. ગુણપ્રમાણ-નયપ્રમાણ-સંખ્યાપ્રમાણ, આ સામાયિક ગુણરૂપ હોવાથી એમાંના ગુણપ્રમાણમાં તેનો અવતાર થાય છે. ગુણપ્રમાણ પણ બે પ્રકારે છે. જીવગુણપ્રમાણ અને અજીવગુણપ્રમાણ. એમાંથી જીવગુણપ્રમાણમાં એનો અવતાર થાય છે, કેમકે તે જીવથી અનન્ય છે. જીવગુણ ત્રણ પ્રકારે છે. જ્ઞાનગુણ-દર્શનગુણ-ને ચારિત્રગુણ, એમાંના જ્ઞાનગુણમાં સમવતાર થાય છે. કારણકે આ અધ્યયન જ્ઞાનસ્વરૂપ છે. જ્ઞાન પણ ચાર પ્રકારે છે, પ્રત્યક્ષ-અનુમાન-ઉપમાન-અને આગમ, એમ ચાર પ્રકારે જ્ઞાનગુણ છે, તેમાંથી આગમજ્ઞાનમાં આનો સમવતાર થાય છે, આગમજ્ઞાન બે પ્રકારે છે. લૌકિક અને લોકોત્તર. તેમાં આ સામાયિક લોકોત્તર હોવાથી તથા આગમ સૂત્ર-અર્થ અને સૂત્રાર્થરૂપ ઉભય સ્વરૂપ એમ ત્રણ પ્રકારે હોવાથી ત્રિવિધ લોકોત્તર આગમમાં આનો સમવતાર થાય છે, કેમકે તે તત્સ્વરૂપ-તત્સ્વભાવરૂપ છે. ૯૪૬-૯૪૭

આત્માગમ-અનન્તરાગમ-અને પરંપરાગમ, એવા બીજી રીતે ત્રિવિધ લોકોત્તર આગમમાંથી કયા આગમમાં એનો અવતાર થાય છે. ? તેના ઉત્તરમાં કહે છે કે—

सुयओ गणहारीणं तस्सिस्साणं तहाऽवसेसाणं ।
एयं अत्ता-णंतर-परंपरागमपमाणम्मि ॥ ९४८ ॥
अत्थेण उ तित्थंकर-गणहर-सेसाणमेवमेवेदं ।

આ અધ્યયન સૂત્રથી ગણધરોને આત્માગમ છે, તેમના શિષ્યોને અનન્તરાગમ છે અને એ સિવાયના બાકીનાઓને પરંપરાગમ છે. તથા અર્થવડે આ અધ્યયન તીર્થંકરોને આત્માગમ છે, ગણધરોને અનન્તરાગમ છે અને બાકીનાઓને પરંપરાગમ છે.૯૪૮

આ અધ્યયન સૂત્રથી ગણધરોને આત્માગમ છે, કેમકે તેઓએજ સામાયિકને સ્વરૂપે રચેલ છે, માટે આ અધ્યયનનુ આગમન એમના પોતાથીજ છે તેથી આત્માગમ છે. અને તેમના જંબુસ્વામિ વિગેરે શિષ્યોને આ અધ્યયન ગણધર મહારાજાથી પ્રાપ્ત થયું છે, તેથી તે જંબુસ્વામિ આદિને તે અનન્તરાગમ છે, તથા તે સિવાયના પ્રભવસ્વામિ શય્યંભવ

સૂરિ આદિ આચાર્યોને આ અધ્યયન ગણધર મહારાજની અપેક્ષાએ પરંપરાએ પ્રાપ્ત થએલ હોવાથી પરંપરાગમ છે. આ સૂત્ર થકી અનુક્રમે આત્માગમાદિની યોજના કરી. અર્થથી આ સામાયિક અધ્યયન તીર્થંકરોને આત્માગમ છે, કેમકે તેમણેજ તેની પ્રથમ અર્થથી પ્રરૂપણા કરી છે. ગણધરોને અનન્તરાગમ છે, કેમકે તેમને તે સાક્ષાત્ તીર્થંકરોથી પ્રાપ્ત થએલ છે,અને શેષ જંબુસ્વામિ આદિને પરંપરાગમ છે, કેમકે તેમને તે પરંપરાએ પ્રાપ્ત થએલ છે. ૯૪૮

मूढनयं ति न संपइ नयप्पमाणेऽवयारो से ॥ ९४९ ॥

હમણાં તેનો નય પ્રમાણમાં અવતાર નથી થતો, કેમકે તે મૂઢ નયવાળું છે. ૯૪૯

કાલિક શ્રુત મૂઢનયવાળું કહેવાય છે તેનો નયપ્રમાણમાં અવતાર નથી થતો. પૂર્વાચાર્યોએ શિષ્યને વ્યામોહ થવાના ભયથી હમણાં એ કાલિકશ્રુતનો નયપ્રમાણમાં અવતાર નથી કહ્યો. ૯૪૯

શિષ્ય:-કેટલા વખત પછી કાલિકશ્રુતમાં નયવિચારનો નિષેધ કર્યો ? તે માટે આચાર્યશ્રી કહે છે કે-

आसि पुरा सो नियओ अणुओगाणमपुहुत्तभावम्मि ।
संपइ नत्थि पुहुत्ते होज्ज व पुरिसं समासज्ज ॥ ९५० ॥ दारं

પહેલાં અનુયોગ જુદા નહિ હતા ત્યારે તેમાં નયવિચાર અવશ્ય હતો, પણ હમણાં તે જુદા હોવાથી નથી, અથવા પુરૂષવિશેષની અપેક્ષાએ નય અવતાર હોય છે. ૯૫૦

પહેલાં જ્યારે ચરણકરણાનુયોગ-ગણિતાનુયોગ-ધર્મકથાનુયોગ-અને દ્રવ્યાનુયોગ પૃથગ્ ભાવે નહિ હતા. ત્યારે તે નયાવતાર અવશ્ય હતો, પણ હમણાં એ ચારે અનુયોગ ભિન્ન ભિન્ન હોવાથી નયાવતાર નથી થતો. શ્રીમાન્આર્યરક્ષિત સૂરિએ એકજ સૂત્રમાંથી ચારે અનુયોગનું વ્યાખ્યાન થતું હતું તે બંધ કર્યું. ને તે વખત તેમાં જે નયવિચાર પણ વિસ્તારથી હતો. તે પણ બંધ કર્યો. તેમણેજ એ સંબંધમાં બહુ વિચારથી મુઝાતા શિષ્યોને જોઇને ચારે અનુયોગ જુદા જુદા કર્યા. કાલિકશ્રુતમાં ચરણકરણાનુયોગ, ઉત્તરાધ્યયનાદિમાં ધર્મકથાનુયોગ, સૂર્યપ્રજ્ઞપ્તિઆદિમાં ગણિતાનુયોગ, અને દૃષ્ટિવાદમાં દ્રવ્યાનુયોગ એ પ્રમાણે વ્યવસ્થા કરી. તેથી હમણાં પ્રાય:નયવિચારનો નિષેધ છે. જો કે કોઇ પ્રાજ્ઞ પુરૂષની અપેક્ષાએ નયનો વિધિ છે પણ તે પ્રાય:શબ્દથી અનિયત છે. આ કારણથી સામાયિકનો પણ નયોમાં અવતાર નથી થતો. ૯૫૦

હવે સંખ્યાપ્રમાણમાં તેનો અવતાર કહે છે.

संखामाणे कालियसुयपरिमाणे परित्तपरिमाणं ।
सुयओ तदत्थओ पुण भणियं तमणंतपज्जायं ॥ ९५१ ॥

( નામ-સ્થાપના-દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ઉપમા-પરિમાણ-અને ભાવ એ આઠ પ્રકારની સંખ્યા અનુયોગમાં કહી છે ) તે સંખ્યાપ્રમાણનો વિચાર કરતાં કાલિકશ્રુતના પરિમાણ નામની સંખ્યામાં અવતાર થાય છે. તે કાલિકશ્રુત પરિમાણ બે પ્રકારે છે, સૂત્રથી અને અર્થથી, સૂત્રથી આ સામાયિક અધ્યયન સંખ્યાતા અક્ષરાદિવાળું હોવાથી નિયત પરિમાણવાળું છે અને અર્થાદિથી અનન્ત પર્યાયવાળું હોવાથી અનંત પરિમાણવાળું છે. ૯૫૧

હવે વક્તવ્યતા કહે છે.

समओ जो सिद्धंतो सो स-परो-भयगओ तिविहभेओ ।
तत्थ इमं अज्झयणं ससमयवत्तव्वयानिययं ॥ ९५२ ॥

જે સમય તે સિદ્ધાન્ત કહેવાય છે, તે સિદ્ધાન્ત સ્વસિદ્ધાન્ત-પરસિદ્ધાન્ત અને ઉભયસિદ્ધાન્ત એમ ત્રણ પ્રકારે છે. ( તેથી અનુયોગદ્વારમાં સ્વસમયવક્તવ્યતા-પરસમયવક્તવ્યતા અને સ્વ-પર (ઉભય) સમયવક્તવ્યતા એમ વક્તવ્યતા પણ ત્રણ પ્રકારે કહી છે.) તેમાંથી આ સામાયિક અધ્યયન સ્વસમયવક્તવ્યતાથી નિયત છે, કેમકે એમાં સ્વસમયનુંજ પ્રતિપાદન કરેલું છે. ૯૫૨

આ અધ્યયનજ સ્વસમયવક્તવ્યતાનિયત છે એટલુંજ નહિ, પણ સર્વઅધ્યયનો સ્વસમયવક્તવ્યતા નિયત છે, સ્વસમયનુંજ અહીઆં અંગીકાર કરવાપણું છે. કારણકે-

परसमओ उभयं वा सम्मद्दिट्ठिस्स ससमओ जेणं ।

तो सव्वज्झयणाइं ससमयवत्तव्वनिययाइं ॥ ९५३ ॥

પરસમય અથવા ઉભયસમય તે સમ્યગ્દૃષ્ટિને સ્વસમયજ છે, (કારણકે તે તેનો યથાર્થ વિષય વિભાગ કરે છે. જો કે કેટલાક અધ્યયનોમાં પરસમય અને ઉભયસમયની વક્તવ્યતા છે. તોપણ સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કરેલ છે.) તેથી સર્વે અધ્યયનો સ્વસમયવક્તવ્યતા નિયત છે. એ વાત પૂર્વે ઘણી વખત કહેલી છે. ૯૫૩

વળી-

मिच्छत्तमयसमूहं सम्मत्तं जं च तदुवगारम्मि ।

वट्टइ परसिद्धंतो तो तस्स तओ ससिद्धंतो ॥ ९५४ ॥

સ્યાત્પદયુક્તમિથ્યાત્વમતનો સમૂહ તેજ સમ્યક્ત્વ છે, કેમકે સ્વસિદ્ધાન્તમાં પરસિદ્ધાન્ત ઉપકારી છે, માટે સમ્યગ્દૃષ્ટિને તે સ્વસિદ્ધાન્ત છે. ૯૫૪

એકાન્ત ક્ષણિકપણું અથવા અક્ષણિકપણું માનનારા બૌદ્ધાદિદર્શનોના સમૂહને સ્યાત્પદયુક્ત ગ્રહણ કરવા તેજ સમકિત છે, કેમકે એ પરસિદ્ધાન્ત સ્વસિદ્ધાન્તમાં ઉપકારી છે, પરસિદ્ધાન્તની વ્યાવૃત્તિથીજ સ્વસિદ્ધાન્તની સિદ્ધિ થાય છે, કારણકે પરસિદ્ધાન્તવાળાઓનું અસમંજસપણું જોઇને સ્વસિદ્ધાન્તમાં સ્થિરતા થાય છે. તેથી સમ્યગ્દૃષ્ટિને એ પરસિદ્ધાન્ત તે પણ સ્વસિદ્ધાન્તજ છે, કેમકે તે પરસિદ્ધાંતનો તે સમ્યગ્દૃષ્ટિ સ્વસિદ્ધાન્તની રીતિએ વિષય વિભાગથી વિચાર કરે છે, માટે સર્વઅધ્યયનો સ્વસમયવક્તવ્યતા નિયત છે. ૯૫૪

હવે અર્થાધિકાર કહે છે.

सावज्जजोगविरई अज्झयणत्थाहिगार इह सो य ।

भण्णइ समुदायत्थो ससमयवत्तव्वयादेसो ॥ ९५५ ॥

સાવદ્યયોગની વિરતિ તે અહીં સામાયિકઅધ્યયનનો અર્થાધિકાર છે, અને તેજ સમુદાયાર્થ કહેવાય છે. જે માટે તે વિરતિરૂપ સમુદાયાર્થ તે સંપૂર્ણ સ્વ સમયવક્તવ્યતાનો એક વિભાગ કહેવાય છે. ૯૫૫

હવે સમવતાર કહે છે.

अहुणा य समोयारो जेण समोयारियं पइद्दारं ।

सामइयं सोऽणुगओ लाघवओ न तु पुणो वच्चो ॥ ९५६ ॥

હવે સમવતારનો અવસર છે, તે સામાયિકનો અવતાર લાઘવમાટે દરેક દ્વારે પહેલાંથીજ કહેલ છે, તેથી પુનઃ અહીં નથી કહેતા. ૯૫૬

છએ ભેદે યુક્ત એવું ઉપક્રમદ્વાર પૂર્ણ થયું.

હવે બીજું નિક્ષેપ દ્વાર કહે છે.

भण्णइ घेप्पइ अ सुहं निक्खेवपयाणुसारओ सत्थं ।
ओहो नामं सुत्तं निक्खेयव्वं तओऽवस्सं ॥ ९५७ ॥

નિક્ષેપપદને અનુસારે શાસ્ત્ર અધ્યયન ઉદ્દેશ સુખપૂર્વક ભણાય છે અને ગ્રહણ કરાય છે, માટે શાસ્ત્રનો અવશ્ય નિક્ષેપ કરવો, તે નિક્ષેપ ઓઘનિષ્પન્ન-નામનિષ્પન્ન અને સૂત્રાલાપકનિષ્પન્ન એમ ત્રણ પ્રકારે છે. ૯૫૭

ઓઘ એટલે શું ? તે કહે છે.

ओहो जं सामण्णं सुयाभिहाणं चउव्विहं तं च ।
अज्झयणं अज्झीणं आउ ज्झवणा य पत्तेयं ॥ ९५८ ॥
नामाइचउब्भेयं वण्णेऊणं सुयाणुसारेणं ।
सामाइयमाउज्जं चउसुंपि कमेण भावेसु ॥ ९५९ ॥

શ્રુતનું જે સામાન્ય નામ તે ઓઘ કહેવાય, તે ચાર પ્રકારે છે, અધ્યયન-અક્ષીણ-આય-અને ક્ષપણા, એ દરેકનું શ્રુતાનુસારે નામાદિ ચાર પ્રકારે વર્ણન કરીને અનુક્રમે ચારેના ભાવનિક્ષેપામાં સામાયિકની યોજના કરવી. ૯૫૮-૯૫૯.

જિનવચનરૂપ શ્રુતના અંગ અધ્યયન-ઉદ્દેશ આદિ જે સામાન્ય નામો કહેવા તે ઓઘ કહેવાય. અર્થાત્ શાસ્ત્રનું સામાન્ય નામ તે ઓઘ કહેવાય છે. અહીં સામાયિક અધ્યયન પ્રસ્તુત છે. તેથી તેનાં પણ અધ્યયન-અક્ષીણ-આય-અને ક્ષપણા એ સામાન્ય નામો જાણવાં, આ સામાયિકાદિરૂપ શાસ્ત્રવિશેષના અધ્યયનાદિરૂપ સામાન્યનામો છે તે દરેકના અનુયોગદ્વારમાં નામાદિ ચાર પ્રકારે નિક્ષેપા કહ્યાં છે, જેમકે-નામઅધ્યયન-સ્થાપનાઅધ્યયન-દ્રવ્યઅધ્યયન-ને ભાવઅધ્યયન. તથા નામઅક્ષીણ-સ્થાપનાઅક્ષીણ-દ્રવ્યઅક્ષીણ ને ભાવઅક્ષીણ. આજ પ્રમાણે આય અને ક્ષપણાના પણ નિક્ષેપા અનુક્રમે કહીને તે ચારેમાં ભાવનિક્ષેપામાં એટલે ભાવઅધ્યયન-ભાવઅક્ષીણ-ભાવઆય-અને ભાવ ક્ષપણામાં આ સામાયિક અધ્યયનની યોજના કરવી, કારણકે સામાયિકજ અહીં ભાવઅધ્યયનાદિપણે વાચ્ય છે. ૯૫૮-૯૫૯

હવે અધ્યયનાદિ ચારેની અનુક્રમે વ્યુત્પત્તિ કહે છે.

जेण सुहज्झप्पजणं अज्झप्पाणयणमहियमयणं वा ।
बोहस्स संजमस्स व मोक्खस्स व तो तमज्झयणं ॥ ९६० ॥

જે વડે શુભ અધ્યાત્મ થાય અથવા પ્રાપ્ત કરાવે તે અધ્યયન અથવા બોધ-સંયમ અને મોક્ષ એ ત્રણને અધિકપણે પ્રાપ્ત કરાવે તે અધ્યયન. ૯૬૦

अज्झीणं दिज्जंतं अव्वोच्छित्तिनयओ अलोओ व्व ।
आओ नाणाईणं झवणा पावाण खवणत्ति ॥ ९६१ ॥

નિરન્તર આપવા છતાં પણ ક્ષીણ ન થાય માટે અક્ષીણ, અથવા અવ્યવચ્છિત્તિનયના મતે સામાયિકનો અલોકની પેઠે કદિ પણ નાશ નથી થતો માટે અક્ષીણ, જેમાંથી જ્ઞા

નાદિની પ્રાપ્તિ લાભ થાય છે માટે તે આય, જેથી પાપકર્મની નિર્જરા થાય છે માટે ક્ષ-
પણા. ૯૬૨ સામાયિક એવું જે વિશેષ નામ છે. તેના નિક્ષેપા જણાવવા કહે છે.

सामाइयं ति नामं विसेसविहियं चउविहं तं च ।
नामाई निरुत्तीए सुत्तप्फासे य तं वोच्छं ॥ ९६२ ॥

આ પ્રસ્તુત અધ્યયનનું " સામાયિક " એવું વિશેષ નામ છે, તે નામાદિ ચાર પ્રકારે
છે. ( નામ સામાયિક- સ્થાપનાસામાયિક—દ્રવ્યસામાયિક-અને ભાવસામાયિક. ) તેનું
સ્વરૂપ આગળ સૂત્રસ્પર્શકનિર્યુક્તિમાં કહેવાશે. ૯૬૨
અહીં આ સંબંધમાં શિષ્ય પ્રશ્ન કરે છે ને તેનો શ્રીગુરૂ ઉત્તર આપે છે કે

इह जइ कीस निक्खेवमेत्तमिहइं तस्सत्ते तत्थ व भणियमिह भण्णए कीस ? ।
विसेसनाम अहीं कन्निरुत्तीए वक्खाणं ॥ ९६३ ॥

જો ચારપ્રકારનાં વિશેષનામ અહીં કહ્યાં, તો તે અહીં શા માટે કહ્યાં ? તો પછી નિરૂક્તિમાં શા માટે કહેવાશે ?
અને જો ત્યાં કહેવાશે, અને ત્યાં નિરૂક્તિમાં તો તેનો અર્થ ઉત્તરમાં જણાવ્યું કે અહીં તો નામાદિ
નિક્ષેપજ કહ્યા છે, કહેવાશે. ૯૬૩
પુનઃ શિષ્ય પૂછે છે કે—

तो कीस पुणो सुत्ते, सुत्तालावो अतो न तन्नामं ।
इह उण नामं नत्थं तं वक्खायं निरुत्तीए ॥ ९६४ ॥

( જો નિરૂક્તિમાં તે સામાયિકનો અર્થ કહેવાશે, ) તો પછી "करेमि भंते! सामाइयं"
ઇત્યાદિ પાઠ પુનઃ પણ સૂત્રાનુગમમાં કેમ કહેવાશે? ઉત્તર-ત્યાં, સામાન્ય સૂત્રની વ્યાખ્યા નહિ
કરાય, પણ સૂત્રાલાપકનું વ્યાખ્યાનજ કહેવાશે, તેના નામનું વ્યાખ્યાન નહિ કરાય. અહીં
નામાદિ વડે સામાયિકનો નિક્ષેપ કર્યો છે, અને ત્યાં નિરૂક્તિદ્વારમાં તેના અર્થનું વ્યાખ્યાન
કર્યું છે. ( એમ વિષય વિભાગથી પુનરૂક્તિ દોષ નથી આવતો. ) ૯૬૪
પુનઃ શિષ્ય શંકા કરે છે.

इह पुण कीस न भण्णइ जं निक्खेवो इमो स निज्जुत्ती ।
निज्जुत्तो वक्खाणं निक्खेवो नासमेत्तं तु ॥ ९६५ ॥

અહીં સામાયિકની વ્યાખ્યા કેમ નથી કરતા ? ઉત્તર-અહીં નિક્ષેપજ પ્રસ્તુત છે અને વ્યાખ્યાન તે નિર્યુક્તિરૂપ છે, તેથી તે વ્યાખ્યાન-નિર્યુક્તિ વ્યાખ્યાનાત્મક છે અને નિક્ષેપ તો ન્યાસ માત્ર છે. ૯૬૫

શિષ્યઃ—અહીં નિક્ષેપદ્વારમાં સામાયિકનું વ્યાખ્યાન કેમ નથી કરતા ? અને આગળ નિરૂક્તમાંજ કેમ કરશો ?

ગુરૂઃ—અહીં નિક્ષેપજ પ્રસ્તુત હોવાથી તેજ કહેવો ઉચિત છે, અહીં વ્યાખ્યાન કેમ ન કહી શકાય ? નજ કહી શકાય. એતો નિરૂક્તમાંજ કહેવાય. કારણ કે નિર્યુક્તિ તે અનુગમનો ભેદ હોવાથી વ્યાખ્યાનાત્મક હોય છે, ને તેથી આ સૂત્રનું વ્યાખ્યાન ત્યાંજ કહેવું યોગ્ય છે, અને નામાદિ નિક્ષેપ તો કેવળ ન્યાસ માત્ર છે, વ્યાખ્યાનરૂપ નથી, વ્યાખ્યારૂપ તો અનુગમજ છે. માટે અહીં સામાયિકનું વ્યાખ્યાન કરવું યોગ્ય નથી. ૯૬૫

આ નિક્ષેપનિર્યુક્તિ પણ નિર્યુક્તિ અનુગમમાં કહી છે એ સત્ય છે, પરન્તુ આ નિર્યુક્તિ નિક્ષેપ માત્રજ છે. ૯૬૫

શિષ્યઃ-જો નિર્યુક્તિમાંજ વ્યાખ્યાન કહેવું યોગ્ય છે એમ આપ કહેતા હો તો અહીં પ્રસ્તુતમાં જે નિક્ષેપ છે, તે પણ આગળ નિર્યુક્તિઅનુગમમાં નિક્ષેપ નિર્યુક્તિ પણે કહેવાશે. કેમકે અનુગમ બે પ્રકારે છે, સૂત્રાનુગમ અને નિર્યુક્તિઅનુગમ. તેમાં નિર્યુક્તિઅનુગમ ત્રણ પ્રકારે છે. નિક્ષેપનિર્યુક્તિઅનુગમ, ઉપોદ્ઘાતનિર્યુક્તિ અનુગમ, અને સૂત્રસ્પર્શિક નિર્યુક્તિ અનુગમ. વળી આજ ગ્રન્થમાં પૂર્વે આવશ્યક આદિ પદોનું નામ સ્થાપનાદિ નિક્ષેપદ્વારાએ જે વ્યાખ્યાન કર્યું છે, તે નિક્ષેપનિર્યુક્તિઅનુગમ કહ્યો છે, એમ સૂત્રાલાપકનું એ વ્યાખ્યાન કરતાં નિક્ષેપના પ્રસ્તાવમાં કહેવાશે. આ પ્રમાણે આ સામાયિકનો નિક્ષેપ પણ નિક્ષેપ નિર્યુક્તિપણે અનુગમની વખતે કહેવાશે, માટે એમ કેમ કહો છો કે અહીં વ્યાખ્યાન નહિ કરાય પણ નિર્યુક્તિમાંજ કરાશે?

ગુરૂ—સત્ય છે, કે આ નિક્ષેપ લક્ષણ નિર્યુક્તિ છે, પરન્તુ આનિર્યુક્તિ નામ સ્થાપનાદિ નિક્ષેપનું સ્વરૂપ માત્ર નિરૂપણ કરવા માટેજ છે, વિશેષાર્થ નિરૂપણ કરવા માટે નથી, અને ત્યાં નિર્યુક્તિમાં તો (ગા. ૨૮૦૪) શબ્દાર્થ આદિનો વિચાર કરાશે. ૯૬૬.

આ બાબતે બહુ કહેવાથી શું ? આ વિષય અતિગહન છે, તેથી સંક્ષેપમાં વિશેષ-વિષયવિભાગનું તાત્પર્ય કહીએ છીએ કે—

निक्खेवमित्तमिह वो अत्यवियारो य नासजुत्तीए ।
सद्दगओ य निरुत्ते सुत्तप्फासम्मि सुत्तमओ ॥ ९६७ ॥

અહીં નિક્ષેપ માત્ર કહ્યો છે, અને અર્થવિચાર તો ન્યાસનિર્યુક્તિમાં કહેવાશે, તથા શબ્દ સંબંધી વિચાર ઉપોદ્ઘાત નિર્યુક્તિમાં અને સૂત્રગત વિચાર સૂત્રસ્પર્શિક નિર્યુક્તિમાં કહેવાશે. ૯૬૭.

આ નિક્ષેપદ્વારમાં સામાયિકના કેવળ નામાદિ નિક્ષેપજ કહેલ છે, અને નિક્ષેપ નિર્યુક્તિમાં તેના અર્થનું માત્ર નિરૂપણ કરાશે, ઉપોદ્ઘાતનિર્યુક્તિમાં સામાયિકનો શબ્દાર્થ કહેવાશે અને સૂત્રસ્પર્શિકનિર્યુક્તિમાં સૂત્રાલાપદ્વારા આવેલ સામાયિકના અર્થનો વિચાર કરાશે. માત્ર સામાયિકના નામનોજ અર્થ કહેવાશે એમ નહિ. આ પ્રમાણે દરેક દ્વારમાં વિષયવિભાગથી વ્યવસ્થા કરી છે, તેથી સર્વ યુક્તિયુક્તજ છે. ૯૬૭.

આ પ્રમાણે નામ નિષ્પન્ન નિક્ષેપ કહ્યો, હવે સૂત્રાલાપક નિક્ષેપ કહે છે.

जो सुत्तपयन्नासो सो सुत्तालावयाण निक्खेवो ।
इह पत्तलक्खणो सो णिक्खिप्पइ न पुण किं कज्जं ? ॥ ९६८ ॥
सुत्तं चेव न पावइ इह सुत्तालावयाण कोऽवसरो ? ।
सुत्ताणुगमे काहिइ तण्णासं लाघवनिमित्तं ॥ ९६९ ॥

("करेमि भन्ते ! सामाइयं") એ સૂત્રના પદોનો નામાદિરૂપે જે ન્યાસ કરવો તે સૂત્રાલાપક નિક્ષેપ છે, અને અહીં તેજ કહવાનો અવસર છે, પણ તેમનો નિક્ષેપ અહીં નહિ કરાય, કારણકે અહીં સૂત્રજ નથી, તો સૂત્રાલાપકનો અવસર કયાંથી હોય? એ, સૂત્રાલાપક તો સૂત્રાનુગમમાં કહેવાશે અને લાઘવ માટે તેનો ન્યાસ પણ ત્યાં કરાશે. ૯૬૮-૯૬૯.

इह जइ पत्तोऽवि तओ न नस्सए कीस भण्णए इहइं ? ।
दाइज्जइ सो निक्खेवमेत्तसामण्णओ नवरं ॥ ९७० ॥

જો અહીં સૂત્રાલાપક નિક્ષેપનો અવસર છતાં પણ તેનો નિક્ષેપ નથી કરતા, તો તેને અહીં ત્રીજાભેદપણે શા માટે કહ્યો ? ઉત્તર-ઓઘનિષ્પન્નાદિ નિક્ષેપની સાથે નિક્ષેપપણાની સમાનતાથી માત્ર અહીં તે બતાવ્યો છે, પણ ગ્રંથ ગૌરવના ભયથી તેનો ઉપન્યાસ નથી કર્યો. ૯૭૦.

બીજું નિક્ષેપ દ્વાર પૂર્ણ થયું.

---

હવે અનુગમનામે ત્રીજું અનુયોગદ્વાર કહે છે.

संपयमोहाईणं संनिक्खित्ताणमणुगमो कज्जो ।
सोऽणुगमो दुविगप्पो नेओ निज्जुत्ति-सुत्ताणं ॥ ९७१ ॥

કહેલા ઓઘાદિ નિક્ષેપાના વ્યાખ્યાન રૂપ હવે અનુગમ કહીશું. તે અનુગમ બે પ્રકારે જાણવો. સૂત્રાનુગમ અને નિર્યુક્તિઅનુગમ. ૯૭૧.

તેમાં નિર્યુક્તિઅનુગમ ત્રણ પ્રકારે છે, તે કહે છે.

निज्जुत्ती तिविकप्पा नासो-वग्घाय-सुत्तवक्खाणं ।
निक्खेवस्साणुगया उद्देसाईहुवग्घाओ ॥ ९७२ ॥

નિર્યુક્તિ ત્રણ પ્રકારે છે, નિક્ષેપનિર્યુક્તિ-ઉપોદ્‌ઘાતનિર્યુક્તિ-અને સૂત્રસ્પર્શિકનિર્યુક્તિ. એમાંથી નિક્ષેપ નિર્યુક્તિ ( આવશ્યકાદિ પદના નિક્ષેપદ્વારાએ ) કહી છે, અને ઉપોદ્‌ઘાત નિર્યુક્તિ ઉદ્દેશ-નિર્દેશાદિ દ્વારો વડે જાણવી. ૯૭૨.

હવે તેજ ઉદ્દેશાદિ દ્વારો કહે છે.

उद्देसे निद्देसे य निग्गमे खेत्त काल पुरिसे य ।
कारण पच्चय लक्खण नए समोयारणाणुमए ॥ ९७३ ॥
किं कइविहं कस्स कहिं केसु कहं केचिरं हवइ कालं ।
कइ संतरमविरहियं भवा-गरिस-फोसण-निरुत्ती ॥ ९७४ ॥

આ બે ગાથાની વ્યાખ્યા આગળ કરીશું. કેટલાએક દ્વારમાં યથાસંભવ આક્ષેપ પરિહાર કહેવાને ઇચ્છતા સતા પ્રથમ ઉદ્દેશ નિર્દેશનું સ્વરૂપ કહે છે. ૯૭૩-૯૭૪.

હવે ઉદ્દેશ અને નિર્દેશનું સ્વરૂપ કહે છે.

अज्झयणं उद्देसोऽभिहियं सामाइयंति निद्देसो ।
सामण्ण-विसिट्ठाणं अभिहाणं सत्थ-नामाणं ॥ ९७५ ॥

સામાન્ય-વિશેષ શાસ્ત્રના નામનું જે કથન કર્યું છે, તે ઉદ્દેશ-નિર્દેશ છે. જેમકે 'અધ્યયન' એવું સામાન્યથી કહ્યું, તે ઉદ્દેશ. અને "સામાયિક" એમ વિશેષ કહ્યું, તે નિર્દેશ છે. ૯૭૫.

અહીં શિષ્ય પૂછે છે કે—

दारोवन्नासाइसु निक्खेवे वोह-नामनिप्फन्ने ।
उद्देसो निद्देसो भणिओ इह किं पुणग्गहणं ? ॥ ९७६ ॥

(આવશ્યક શાસ્ત્રનું પહેલું અધ્યયન સામાયિક છે, તેના ચાર અનુયોગ દ્વાર છે. ઇત્યાદિ) દ્વારોનો ઉપન્યાસ કરતાં તેમજ ઓઘનિષ્પન્ન અને નામ નિષ્પન્ન નિક્ષેપામાં સામાન્ય નામ રૂપ ઉદ્દેશ અને વિશેષનામરૂપ નિર્દેશ પૂર્વે અનેક વાર કહેલ છે, ફરીથી અહીં (ઉપોદ્ઘાત નિર્યુક્તિમાં) તે શા માટે કહો છો ? ૯૭૬.

એ પ્રશ્નનો આચાર્યશ્રી ઉત્તર આપે છે કે--

इह विहियाणमणागयगहणं तत्थऽन्नहा कहं कुणउ ।
तेसिं गहणमकाउं दारन्नासाइकज्जाइं ? ॥ ९७७ ॥

અહીં ઉપોદ્ઘાતમાં કહેલા ઉદ્દેશ અને નિર્દેશ એ બે દ્વારો જે છે તેજ ત્યાં દ્વારોનો ઉપન્યાસ કરતાં શાસ્ત્રકારે અનાગતકાલમાં ગ્રહણ કરેલ છે, અન્યથા સામાન્ય-વિશેષ નામરૂપ ઉદ્દેશ-નિર્દેશ કહ્યા સિવાય તે દ્વારોપન્યાસ આદિ કાર્ય આશ્રય વિના કેવી રીતે કરે ? ૯૭૭.

अहवा तत्थुद्देसो निद्देसोऽवि य कओ इहं तेसिं ।
अत्थाणुगमावसरे विहाणवक्खाणमारद्धं ॥ ९७८ ॥

અથવા ત્યાં દ્વારોપન્યાસના પ્રસ્તાવમાં માત્ર સામાન્ય-વિશેષ કથનરૂપ ઉદ્દેશ અને નિર્દેશ કહ્યા છે, અને અહીં અર્થાનુગમના અવસરે ( અર્થવ્યાખ્યાના પ્રસ્તાવમાં ) તે ઉદ્દેશ-નિર્દેશના ભેદ કહેવાનો આરંભ છે. ૯૭૮.

अन्ने उ विसेसमिहं भणंति नोद्देसवद्धमेयंति ।
जाणावियमज्झयणं समासदारावयारेणं ॥ ९७९ ॥

બીજાઓ એ સંબંધમાં અહીં વિશેષ કહે છે, કે સમાસદ્વારમાં તે સામાયિકનું અવતરણ કરવાથી આ અધ્યયન ઉદ્દેશબદ્ધ નથી, એમ જણાવ્યું છે. ૯૭૯.

ઉદ્દેશ અને નિર્દેશ આઠ આઠ પ્રકારે છે, તે આગળ કહેવાશે. તેમાંના સમાસદ્વારમાં સંક્ષેપથી કથન કરનાર રૂપ સમાસોદ્દેશ અહિં છે પણ ઉદ્દેશોદ્દેશ નથી એમ કહેવાશે. જેમકે- અંગ-શ્રુતસ્કંધ-અધ્યયન-ઉદ્દેશ-ઈત્યાદિ, તેમાં આ સામાયિક અધ્યયન કેવળ અધ્યયનરૂપ ઉદ્દેશ છે કેમકે ઉદ્દેશ રહિત છે. એવી રીતે ઉદ્દેશ-નિર્દેશના આઠ આઠ ભેદ અહિં કહેવાથી છઠ્ઠું સમાસ દ્વાર અહિં છે એમ જણાવ્યું. અને એ સમાસ દ્વારથી વિચારતાં આ અધ્યયન ઉદ્દેશ રહિત છે, એમ જણાવ્યું. ૯૭૯.

ઉપરોક્ત કથન કંઈ ઉપયોગી નથી, કારણકે—

अंगाइपण्हकाले कालियसुयमाणसमवयारे य ।
समणुद्देसयवद्धं भणियं चिय इह किमब्भहियं ? ॥ ९८० ॥

(આવશ્યક, અંગ છે, કે અંગો છે ? એ પ્રમાણે) અંગાદિના પ્રશ્ન વખતેતેમજ કાલિક શ્રુત (ઉપલક્ષણથી ઉત્કાલિક) પરિમાણ સંખ્યાવતારમાં આ અધ્યયનની સંખ્યાનો અવતાર કર્યો છે, વળી " ઉદ્દેશ નથી તેમ ઉદ્દેશા પણ નથી " એમ નિષેધ કરેલ હોવાથી સામાયિક અધ્યયન ઉદ્દેશકબદ્ધ નથી એમ જણાવ્યું છે, તો પછી અહીં નહિ જાણેલું વધારે શું જણાવ્યું? માટે ઉપરની ગાથામાં કહેલું કંઇ ઉપયોગી નથી. આ પ્રમાણે ઉદ્દેશ નિર્દેશના સંબંધમાં ચાલના પ્રત્યવસ્થાન કર્યા.

હવે સામાયિક ક્યાંથી નીકળ્યું ? એ રૂપ નિર્ગમદ્વાર કહેતાં પ્રથમ આક્ષેપ પરિહાર કહે છે.

नणु निग्गमो गओ चिय अत्ता-णंतर-परंपरागमओ ।
जिणगणह राइहिंतो आगयमेयं परंपरया ॥ ९८१ ॥

આત્માગમ-અનન્તરાગમ-અને પરંપરાગમથી આ અધ્યયન તીર્થંકરાદિ પાસેથી પરંપરાએ આવેલું છે, એમ પહેલાં આગમદ્વારે ભાવપ્રમાણના આગમરૂપ જ્ઞાનના ભેદમાં કહી ગયા છો, તેથી નિર્ગમદ્વાર તેમાંજ અંતર્ભૂત થાય છે. અહીં પુનઃ કેમ કહોછો ? ૯૮૧.

આચાર્યશ્રી એનો ઉત્તર આપે છે કે—

इह तेंसि चिय भण्णइ निद्देसो निग्गमो जहा तं च ।
उवयातं तेहिंतो खेत्ताइविसेसियं बहुहा ॥ ९८२ ॥

અહીં તેમનોજ નિર્દેશ રૂપ નિર્ગમ કહેવાશે, જેમકે આ અધ્યયન તેમનાથી જે આવેલું છે, તે ક્ષેત્રાદિ વિશેષણ યુક્ત ઘણા પ્રકારે છે.

પૂર્વે સામાન્ય ઉદ્દેશમાત્રથી જાણેલ તીર્થંકરાદિના વિશેષ કથન રૂપ નિર્દેશ અહીં કહેવાશે. જેમકે-શ્રીમાન્ મહાવીર જિનેશ્વરથી આ સામાયિક અર્થથી નીકળ્યું છે, અને સૂત્રથી તો ગૌતમગણધરાદિથી નિકળ્યું છે, એ સર્વ આગળ કહેવાશે. તે સામાયિક ક્ષેત્ર-કાળ-પુરૂષ-કારણ અને પ્રત્યયાદિ વિશેષણ યુક્ત અનેક પ્રકારે છે, તે તીર્થંકરાદિ થકી જેવી રીતે આવ્યું છે, તે પ્રમાણે કહેવાશે. ૯૮૨

હવે લક્ષણ દ્વાર સંબંધી શંકા કરે છે કે—

अज्झयणलक्खणं नणु खओवसमियं गुणप्पमाणे वा ।
नाणागमाइगहणे भणियं किमिहं पुणो गहणं ? ॥ ९८३ ॥

( સાવદ્ય યોગની વિરતિ વિગેરે સામાયિકનું લક્ષણ છે, તે આગળ કહેવાશે. ) ક્ષયોપશમ ભાવ તે આ અધ્યયનનું લક્ષણ છે, ( કેમકે ઉપક્રમના ભેદરૂપ છ નામમાં ક્ષયોપશમભાવમાં તેનો અવતાર કર્યો છે. ) અથવા ભાવ પ્રમાણના પહેલા ગુણ પ્રમાણમાં આ અધ્યયન આગમાદિ રૂપ કહ્યું છે તેથી તે જ્ઞાન રૂપ છે. એમ એનું લક્ષણ કહેલુંજ છે, ફરી અહીં અનુગમમાં શા માટે કહોછો ? ૯૮૩.

આચાર્યશ્રી એનો ઉત્તર આપે છે કે—

निद्देसमेत्तमुत्तं वक्खाणिज्जइ सवित्थरं तमिह ।
अहवा सुयस्स भणियं लक्खणमिह तं चउण्हं पि ॥ ९८४ ॥

પૂર્વે સામાયિકનું લક્ષણ નિર્દેશમાત્રથી કહ્યું છે, અને અહીં તો તેનું સવિસ્તર વ્યાખ્યાન કરાશે. અથવા ત્યાં તે ક્ષયોપશમરૂપ લક્ષણ શ્રુતસામાયિકનું કહ્યું છે, અને અહીં તો (સમ્યકત્વસામાયિક-શ્રુતસામાયિક દેશવિરતિસામાયિક-અને સર્વવિરતિસામાયિક.) એ ચારે પ્રકારના સામાયિકનું લક્ષણ કહેવાશે. ૯૮૪

હવે નયદ્વાર સંબંધી આક્ષેપ પરિહાર કહે છે—

भणिया नयप्पमाणे भण्णंतीह पुणो नया कीस ? ।
मूलद्दारे य पुणो एएसिं को णु विणिओगो ? ९८५ ॥

પુર્વે ભાવપ્રમાણના ભેદરૂપ નયપ્રમાણમાં નયો કહ્યા છે, તો પછી ફરી અહીં શા માટે કહો છો? અથવા મૂળ અનુયોગદ્વારમાં કહેવાશે, તે છતાં એમનું ફરી કથન કરવાથી શું ફળ છે? ૯૮૫

આચાર્યશ્રી એનો ઉત્તર આપે છે કે—

जे चिय नयप्पमाणे ते चिय इहइं सवित्थरा भणिया ।
जं तमुवक्कममेत्तं ववखाणमिणं अणुगमो त्ति ॥ ९८६ ॥
अहवा तत्थ पमाणं इहं सरूवस्स निच्छओ तेसिं ।
तत्थोवक्कंता वा इह तदणुमयावयारोऽयं ॥ ९८७ ॥

ત્યાં પ્રમાણદ્વારમાં જે નયો સંક્ષેપથી કહ્યા છે, તેજ નયો અહીં ઉપોદ્ઘાતમાં અને આગળ નયદ્વારમાં વિસ્તારથી કહેવાશે. કારણ કે પૂર્વે ભાવ પ્રમાણમાં જે કહ્યું તે ઉપક્રમ માત્ર છે, અને અહી અનુગમદ્વાર હોવાથી તેમનું સવિસ્તર વ્યાખ્યાન કરાશે. અથવા ત્યાં પ્રમાણદ્વારનો અધિકાર હોવાથી નયોનું માત્ર પ્રમાણપણું કહ્યું છે અને અહીં તો તેમના સ્વરૂપનો નિશ્ચય કરાશે. અથવા ત્યાં નયોનો માત્ર ઉપક્રમજ કર્યો છે, અને અહીં ઉપોદ્ઘાતમાં તો કયા નયને કયું સામાયિક આદિ ઈષ્ટ છે, એવો વિચાર કરાશે. ૯૮૬-૯૮૭

મુળદ્વારમાં કહેલા નયોની સાથે આનો ભેદ સમજાવે છે—

सामाइयसमुदायत्थमेत्तवावारतप्परा एए ।
मूलद्दारनया पुण सुत्तप्फासोवओगपरा ॥ ९८८ ॥

ઉપક્રમ વખતે નયપ્રમાણદ્વારમાં કહેલા અને ઉપોદ્ઘાતનિર્યુક્તિદ્વારમાં કહેલા નયો અધ્યયનરૂપ સામાયિકનો સમુદાયાર્થમાત્ર કહેવાને ઉપયોગી છે. પણ સૂત્રાર્થનો વિનિયોગ કરનારા નથી, અને આગળ કહેવાશે એવા મૂળ નયદ્વારમાં તો તે નયો સૂત્રસ્પર્શોપયોગી છે, એટલે અધ્યયનના દરેક પદે સૂત્રાર્થનો વિષય કરનારા છે. ૯૮૮

હવે કિંદ્વારમાં આક્ષેપ પરિહાર કહે છે—

जीवगुणो नाणं ति य भणिए इह किं ति का पुणो संका ? ।
तं चिय किं जीवाओ अण्णमणन्नंति संदेहो ॥ ९८९ ॥

સામાયિક જ્ઞાનરૂપ હોવાથી જીવનો ગુણ છે, એમ પૂર્વે પ્રમાણદ્વારમાં કહ્યા છતાં "સામાયિક શું છે?" એવી શંકા અહીં કેમ થાય છે? કે જેથી ફરી કિંદ્વાર કહો

છો ! ઉત્તર-તે સામાયિક જ્ઞાન છતાં પણ જીવથી અન્ય છે? કે અનન્ય છે? એવો સંદેહ દૂર કરવાને માટે અહીં કિંદ્વાર કહ્યું છે.

હવે કથંદ્વારમાં આક્ષેપ પરિહાર કહે છે —

भणिए खओवसमियं किं पुणो लब्भए कहं तंति ।
इह सो चिय चिंतिज्जइ किह लब्भइ सो खओवसमो ? ॥ ९९० ॥

નામદ્વારમાં સામાયિકને ક્ષાયોપશમિક કહ્યું છે, એથી તદાવરણકર્મના ક્ષયોપશમથી તે પ્રાપ્ત થાય છે, એમ સ્પષ્ટ થયેલુંજ છે, છતાં ફરીથી " તે કેવી રીતે પ્રાપ્ત થાય ? " એવો અર્થ પ્રતિપાદન કરનાર કથં દ્વાર પુન: કેમ કહોછો? ઉત્તર-અહીં કથં દ્વારમાં તે ક્ષયોપશમનોજ વિચાર કરાશે, એટલે એ ક્ષયોપશમ કેવી રીતે પ્રાપ્ત થાય, તે કહેવાશે. ૯૯૦

દ્વાર ઘણાં હોવાથી આ પ્રમાણે દરેક દ્વાર માટે કહેતાં ગ્રંથ વિસ્તૃત થઈ જવાના ભયથી સંક્ષેપ કરતા સતા કહે છે—

किं बहुणा, जमुवक्कम-निक्खेवेसु भणियं पुणो भणइ ।
अत्थाणुगमावसरे तं वक्खाणाहिगारत्थं ॥ ९९१ ॥

વધારે શું કહેવું ? ઉપક્રમ અને નિક્ષેપદ્વારમાં જે કહ્યું છે, તે અહીં ફરી કહે છે, તેનું કારણ એ છે કે-અહીં અર્થાનુગમનો અધિકાર હોવાથી તે સર્વનું અહીં વ્યાખ્યાન કહેવાશે. ૯૯૧

હવે સામાન્યે ઉપોદ્ઘાતના સંબંધમાંજ ચાલના ( શંકા ) કરે છે—

सत्थसमुत्थाणत्थो पाएणोवक्कमो तहाऽयं पि ।
सत्थस्सोवोग्घाओ को एएसिं पइविसेसो ?॥ ९९२ ॥

પ્રાય: ઉપક્રમ જે છે તે શાસ્ત્રના સમુત્થાન માટે છે, ( અનુપૂર્વી આદિ દ્વારોવડે શાસ્ત્રને નામાદિ નિક્ષેપ યોગ્ય કરે છે. ) તેવી રીતે આ ઉપોદ્ઘાત પણ ( ઉદ્દેશ-નિર્દેશાદિ દ્વારોવડે-વ્યાખ્યાન યોગ્ય કરે છે ) શાસ્ત્ર સમુત્થાન માટે છે, તો આ બેમાં તફાવત શું ? ૯૯૨

તેનો ઉત્તર કહે છે—

उद्देसमेत्तनियओ उवक्कमोऽयं तु तव्विओहत्थं ।
पाएणोवग्घाओ नणु भणिओऽयं जओऽणुगमो ॥ ९९३ ॥

નામ-સ્થાપના-દ્રવ્યાદિવડે, તથા આનુપૂર્વી આદિ ભેદોવડે ઉપક્રમ કેવળ શાસ્ત્રના ઉદ્દેશ માત્રનેજ કરે છે, અને આ ઉપોદ્ઘાત તો ઘણું કરીને શાસ્ત્રનું સવિસ્તર વ્યાખ્યાન કરે છે, કેમકે ઉપોદ્ઘાત તે અનુગમનો ભેદ છે. ૯૯૩

नासस्स व संबंधणमुवक्कमोऽयं तु सुत्तवक्खाए ।
संबंधोवोग्घाओ भण्णइ जं सा तदंतम्मि ॥ ९९४ ॥

અધ્યયનના નામાદિ નિક્ષેપનો સંબંધ કરીને તેને યોગ્ય કરવું, તે ઉપક્રમ કહેવાય છે, અને સૂત્રની વ્યાખ્યાનો સંબંધ કરીને તેને યોગ્ય કરવું તે ઉપોદ્ઘાત કહેવાય છે, કારણ તે પછી સૂત્રની વ્યાખ્યા થાય છે. એ પ્રમાણે ઉપક્રમ અને ઉપોદ્ઘાતમાં તફાવ છે. આ સંક્ષેપથી કહ્યું. વિસ્તારથી તો તે આગળ કહેવાશે.

હવે સૂત્ર સ્પાર્શક નિર્યુક્તિ કહે છે.

संपइ सुत्तप्फासियनिज्जुत्ती जं सुयस्स वक्खाणं ।
तीसेऽवसरो सा उण पत्तावि ण भण्णए इहइं ॥ ९९५ ॥

સૂત્રનું વ્યાખ્યાન કરનારી જે નિર્યુક્તિ તે સૂત્રસ્પર્શિકનિર્યુક્તિ કહેવાય, હવે તે કહેવાનો અવસર છે, પરન્તુ તે હમણાં અહીં નથી કહેતા. ૯૯૫

શિષ્ય પૂછે છે કે—

किं जेणासइ सुत्ते फस्स तई तं जया कमपत्ते ।
सुत्ताणुगमे वोच्छिइ होहिइ तीए तया भागो ॥ ९९६ ॥

તે સૂત્રસ્પર્શિકનો અવસર છતાં પણ તે કેમ નથી કહેતા ? ઉત્તર-ક્રમપ્રાપ્ત છતાં પણ અહીં સૂત્ર નહિ હોવાથી કોનો સ્પર્શ કરી તેનો ઉપયોગ થાય ? આગળ સૂત્રાનુગમ કહીશું, ત્યાં તેનો અધિકાર પ્રાપ્ત થવાથી તે પણ કહીશું. ૯૯૬.

ફરીને શિષ્ય શંકા કરે છે—

अत्याणमिदं तीसे जइ तो सा कीस भण्णए इहइं ? ।
इह सा भण्णइ निज्जुत्तिमेत्तसामन्नओ नवरं ॥ ९९७ ॥

જો તે સૂત્રસ્પર્શિકનિર્યુક્તિનું અહીં સ્થાન નથી, તો તે શામાટે અહીં કહો છો ? ઉત્તર-નિર્યુક્તિમાત્રની સમાનતાથી તે સૂત્રસ્પર્શિકનિર્યુક્તિ અહીં ઉપોદ્ઘાત ને નિક્ષેપ નિર્યુક્તિની સાથે કહીએ છીએ ( પણ સૂત્રસ્પર્શિકપણે નથી કહેતા, કેમકે અહીં સૂત્રજ નથી. ) આ પ્રમાણે ત્રણે પ્રકારની નિર્યુક્તિ કહી, અને તે કહેવાથી નિર્યુક્તિ અનુગમ પણ કહ્યો. ૯૯૭

હવે સૂત્રાનુગમ કહે છે.

तेणेदाणिं सुत्तं सुत्ताणुगमेऽभिधेयमणवज्जं ।
अक्खलियाइविसुद्धं सलक्खणं लक्खणं चेमं ॥ ९९८ ॥

( સૂત્ર હોય તો સૂત્રસ્પર્શિક નિર્યુક્તિ પ્રવર્તે ) તે માટે હવે સૂત્રાનુગમમાં ન્યૂનાધિક્યાદિ દોષરહિત, અસ્ખલિતાદિ ગુણોવડે વિશુદ્ધ, એવું સૂત્ર કહેવું જોઇએ, તે સૂત્રનું લક્ષણ આ પ્રમાણે છે. ૯૯૮

अप्पग्गंथ-महत्थं बत्तीसादोसविरहियं जं च ।
लक्खणजुत्तं सुत्तं अट्ठहि य गुणेहि उववेयं ॥ ९९९ ॥

અલ્પગ્રંથ અને મહાર્થવાળું, બત્રીસ દોષરહિત, અને આઠ ગુણ સહિત, એ લક્ષણ-યુક્ત જે હોય, તે સૂત્ર કહેવાય છે. ૯૯૯

" ઉત્પાદ-વ્યય-અને ધ્રુવ યુક્ત હોય તે સત્ કહેવાય " ઇત્યાદિ સૂત્રની પેઠે જે અલ્પગ્રંથ અને મહા અર્થવાળું હોય, તે સૂત્ર કહેવાય. એ સૂત્ર બત્રીસ દોષરહિત હોવું જોઇએ. તે બત્રીશ દોષો આ પ્રમાણે છે. " આ જગત્ ઇશ્વરકૃત છે. " એમ કહીને સત્યનું

ગોપન કરવું, તથા " આત્મા નથી " એમ કહીને અસત્યનું પ્રતિપાદન કરવું તે અલિક વચન કહેવાય ૧ " વેદમાં કહેલી હિંસા ધર્મ માટે છે " ઇત્યાદિ કહેવું તે ઉપઘાતજનક છે. ૨. અ આ-ઇ-ઈ ઇત્યાદિ અક્ષરોના ક્રમમાત્ર જણાવાય પણ તેમાં કોઈ અર્થ ન હોય, તે નિરર્થક ૨. દસદાડિમ, છપુડલા, માંસપિંડ, કીટિકા ! ઉતાવળ કર. ઉત્તરદિશા ઇત્યાદિ સંબંધ વિનાનું બોલવું તે અપાર્થક. ૩. જે વચનથી વિવક્ષિત વાક્યનો અનિષ્ટ એવો અર્થાન્તર થઇ જવાથી ઉપઘાત કરી શકાય તે છળ. જેમ નવી કાંબળવાલો ૪. જીવોને પાપ વ્યાપારના પોષક એવો અહિતોપદેશ આપવો તે દ્રુહિલ, જેમકે. " આખા જગતને મારીને પણ જેની બુદ્ધિ લેપાતી નથી, તેવો મનુષ્ય કાદવવડે આકાશની પેઠે કર્મથી લેપાતો નથી. ઇત્યાદિરૂપ પાપોપદેશ તે દ્રુહિલ ૫. વેદવચનની પેઠે તથાવિધયુક્તિરહિત નિષ્ફળ વચન તે નિ:સાર. ૬ 'અક્ષર માત્રા પદાદિવડે ઓછું-વધતું' વાક્ય હોય, તે ન્યૂનાધિક અથવા હેતુ-ઉદાહરણથી અધિક હોય તે અધિક, જેમકે કૃતક અને પ્રયત્નાનન્તરીયકપણું હોવાથી શબ્દ અનિત્ય છે. આમાં કૃતક અને પ્રયત્નાનન્તરીયકપણું એ બે હેતુ હોવાથી આ વાક્ય હેતુ અધિક કહેવાય. તથા ઘટ અને પટની પેઠે શબ્દ કૃતક હોવાથી અનિત્ય છે, આમાં ઘટ અને પટ એ બે ઉદાહરણ હોવાથી ઉદાહરણ અધિક છે. ૭ ઘટની પેઠે શબ્દ અનિત્ય છે. આમાં હેતુ નથી માટે તે હેતુન્યૂન. અને શબ્દ કૃતક હોવાથી અનિત્ય છે, આમાં ઉદાહરણ નથી માટે ઉદાહરણ ન્યૂન કહેવાય. ૮ નવમો પુનરૂક્તદોષ તે બે પ્રકારે છે એક શબ્દથી અને બીજો અર્થથી, ઘટ-ઘટ-ઘટ-ઇત્યાદિ પુન: પુન: કહેવું તે શબ્દથી પુનરૂક્ત, અને જાડો દેવદત્ત દિવસે જમતો નથી, એમ કહેવાથી અર્થાપત્તિથી જણાય છે કે તે રાત્રે જમે છે. તે છતાં એમ કહે કે " જાડો દેવદત્ત દિવસે જમતો નથી, રાત્રે જમે છે. " આ અર્થથી પુનરૂક્ત છે. ૯ " કર્મ છે, કર્મનું ફળ છે, પણ કર્મનો કર્તા નથી. " ઇત્યાદિ કથનમાં પૂર્વવચનથી પછીનું વચન હણાય, તે વ્યાહતદોષ ૧૦ તે હસ્તીઓના ગંડસ્થળથી પડેલા મદના બિંદુઓવડે હસ્તી-અશ્વ-રથ-અને સેના તણાઈ જાય એવી ભયંકર નદી વ્હેવા માંડી ઇત્યાદિ અઘટિતાર્થ કથન તે અયુક્તદોષ ૧૧ સ્પર્શન-રસન ઘ્રાણ-ચક્ષુ-અને શ્રોત્રના સ્પર્શ-રસ-ગન્ધ-રૂપ ને શબ્દ એ વિષયો છે, એમ ક્રમસર કહેવું જોઇએ, તેને બદલે સ્પર્શ-રૂપ-શબ્દ-ગન્ધ ને રસ તેમના અર્થો છે, એમ કહે તે ક્રમભિન્ન દોષ. ૧૨ જે વાક્યમાં વચનનો ફેરફાર હોય તે વચનભિન્ન જેમકે " वृक्षावेतौ पुष्पिताः " ૧૩. જે વાક્યમાં વિભક્તિનો ફેરફાર હોય તે વિભક્તિ ભિન્ન, જેમકે, " वृक्षं पश्य " એમ કહેવાનું હોય, ત્યાં " वृक्षः पश्य " એમ કહે. ૧૪ જે વાક્યમાં લિંગનો ફેરફાર હોય તે લિંગ ભિન્ન " જેમકે अयं स्त्री " ૧૫ પોતાના સિદ્ધાન્તમાં નહિ કહેલું કહેવું તે અનભિહિત દોષ, જેમકે સાત પદાર્થ વૈશેષિકના મતે પ્રકૃતિ અને પુરૂષ સહિત નવ પદાર્થ સાંખ્યના મતે દુ:ખ-સમુદય-માર્ગ અને નિરોધ એ ચાર આર્યસત્ય બોધના મતે કહ્યા છે છતાં તેથી અતિરિક્ત-ઉત્તીર્ણ કહેવું તે અનભિહિત દોષ ૧૬ જ્યાં આર્યાછંદનું પદ કહેવાનું હોય ત્યાં વૈતાલીય છંદનું પદ કહે તે અપદદોષ ૧૭ " અગ્નિ ઠંડો છે " "આકાશ મૂર્તિમાન્ છે. " ઇત્યાદિ વસ્તુ સ્વભાવને અન્યથા કહેવો તે સ્વભાવહીન દોષ ૧૮. જે વિષય ચાલતો હોય તે છોડીને ત્યાં બીજો વિષય વિસ્તારથી કહીને ફરી પાછો તેજ વિષય કહેવો તે વ્યવહિત દોષ ૧૯ "રામ વનમાં પેઠા " એમ ભૂતકાલથી કહેવાનું હોય, ત્યાં "રામ વનમાં પેસે છે" એમ વર્તમાનકાલથી કહે, તે કાળ વ્યત્યય દોષ ૨૦ જ્યાં અસ્થાને વિરામ હોય, અથવા સર્વથા વિરામ ન હોય, તે યતિદોષ ૨૧. અલંકાર રહિત હોય, તે છવિદોષ, ૧૨ સ્વસિ-

દ્ધાન્ત વિરોધિ વચન હોય, તે સમય વિરૂદ્ધ દોષ ૨૩. જે વાક્યમાં હેતુ વિનાનું કથન હોય તે વચનમાત્ર દોષ ૨૪. જે વાક્યમાં અર્થાપત્તિથી અનિષ્ટ આવે તે અર્થાપત્તિદોષ, જેમકે "ઘરના કુતરાને ન મારવો," આમ કહેવાથી બાજા કુતરાઓને મારવામાં હરકત નથી, એમ ઉપરથીજ સમજાય છે. ૨૫ જે વાક્યમાં સમાસ કરવાનો હોય ત્યાં ન કરે, અથવા વિપરીત સમાસ કરે, તે સમાસદોષ ૨૬ જે વાક્યમાં હીન ઉપમા હોય જેમકે "મેરૂ સરસવ જેવો" તથા જે વાક્યમાં અધિક ઉપમા હોય, જેમકે "મેરૂ જેવો સર્સવ" આવાં વાક્યો ઉપમાદોષવાળા છે, તેથી તે ઉપમાદોષ ૨૭ "મેરૂ સમુદ્ર જેવો" ઇત્યાદિ કથન તે અનુપમાદોષ ૨૮ સ્વરૂપભૂત અવયવોનું નિરૂપણ ન કરે, અથવા વિપરીત નિરૂપણ કરે, જેમકે પર્વતનું નિરૂપણ કરવાનું હોય, ત્યાં તેના અવયવભૂત શિખરોનું નિરૂપણ ન કરે, અને સમુદ્રાદિના અવયવોનું નિરૂપણ કરે. તે રૂપકદોષ ૨૯. દેવદત્ત હાંડલીમાં રાંધે છે, એમ કહેવું હોય ત્યાં રાંધે છે એ પદ ન કહે અને દેવદત્ત હાંડલીમાં, આટલુંજ કહે, તે નિર્દેશ દોષ ૩૦ "વિદ્યમાન ભાવ તે સત્તા" એ પ્રમાણે સત્તા તે પદાર્થનો પર્યાયજ છે, છતાં વૈશેષિકોએ તેને ૭ પદાર્થોથી જુદા પદાર્થ તરીકે માનેલ છે, એવું વાક્ય હોય, તે પદાર્થ દોષવાળું કહેવાય. એમ માનવું એ અયોગ્ય છે, કારણ કે વસ્તુ અનન્ત પર્યાયવાળી હોવાથી એ પ્રમાણે તો પદાર્થ પણ અનન્તા થાય. ૩૧ જ્યાં સન્ધિ કરવાનો હોય ત્યાં વાક્યનો સન્ધિ ન કરે, અથવા દોષયુક્ત સંધિ કરે, તે સન્ધિદોષ ૩૨. આ બત્રીસ દોષરહિત જે સૂત્ર હોય તે લક્ષણ યુક્ત સૂત્ર કહેવાય.

આ લક્ષણ યુક્ત સૂત્ર છતાં જરૂર આઠ ગુણે સહિત હોય, જેમકે-ઉક્ત અને અનુક્ત દોષ રહીત તે નિર્દોષ, ૧'ગો' શબ્દની પેઠે બહુપર્યાય યુક્ત તે સારવાળું. ૨ અન્વય-વ્યતિરેક સહિત હેતુયુક્ત. ૩. ઉપમા-ઉત્પ્રેક્ષા આદિ અલંકારથી વિભૂષિત. ૪. દૃષ્ટાન્તપૂર્વક. ૫. અગ્રામ્યભાષાવાળું સોપચાર. ૬ વર્ણાદિ ઉચિત પ્રમાણયુક્ત ૭. કર્ણને મનોહર લાગે તેવું મધુર ૮. બીજાઓ વળી ૭ ગુણ સહિત સૂત્ર કહે છે. તે આ પ્રમાણે. બહુ અર્થ સંગ્રાહી પરિમિતઅક્ષરવાળુ ૧ અસંદિગ્ધ ૨. સારવાળું ૩ ચારે પ્રકારના અનુયોગથી વ્યાખ્યા થઇ શકે એવું ૪. ચકાર હિકાર આદિ નિરર્થક અવ્યયો વિનાનું ૫. કામ વ્યાપાર આદિ પ્રરૂપક ન હોય ૬. આવા પ્રકારનું જે સૂત્ર હોય, તે સર્વજ્ઞોએ કહેલું હોય છે. આ ગુણોમાં જેઓ આઠ ગુણ કહે છે, તેઓ પાછળના ૭ ગુણોનો તેમાં અન્તર ભાવ કરે છે, અને જેઓ ૭ ગુણો યુકત એવું સૂત્ર કહે છે, તેઓ તે આઠ ગુણોને આ ૭ ગુણોમાં અન્તર્ભૂત કરે છે. ૯૯૯

આવું દોષરહિત અને ગુણયુક્ત સૂત્ર સૂત્રાનુગમમાં કહેવું જોઇએ. આવું સૂત્ર કહ્યા પછી સૂત્રસ્પર્શિક નિર્યુક્તિનો અવસર ક્યારે પ્રાપ્ત થાય છે? તે કહે છે.

सुत्तेऽणुगए सुद्धे त्ति निच्छिए तह कए पयच्छेए ।
सुत्तालावयनासे निक्खित्ते सुत्तफासो उ ॥ २००० ॥

( करेमि भंते ! सामाइयं सव्वं सावज्जजोगं ઇત્યાદિ ) સૂત્રનો ઉચ્ચાર કર્યા પછી આ સૂત્ર શુદ્ધ છે એવો નિશ્ચય થાય, એટલે ( करेमि, भदन्त; सामायिकं, सावद्यं, योगं ) પદચ્છેદ કરીને નામ-સ્થાપનાદિ ન્યાસમાં સૂત્રાલાપકનો અનુક્રમે નિક્ષેપ કરવો તથા તેના વ્યાખ્યાનને અંગે સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિ પ્રવર્તાવવી. ૧૦૦૦

ઉપર પ્રમાણે હોવાથી સૂત્રાનુગમાદિનો વખત જણાવતા કહે છે.

एवं सुत्ताणुगमो सुत्तालावगगओ य निक्खेवो ।
सुत्तप्फासियनिज्जुत्ती नया य वच्चंति समयं तु ॥ १००१ ॥

આ પ્રમાણે સૂત્રાનુગમ-સૂત્રાલાપકગત નિક્ષેપ-સૂત્રસ્પર્શિકનિર્યુક્તિ અને નયો, એ સર્વ એકી સાથે દરેક સૂત્રમાં જવા પામે છે. ૧૦૦૧

સંહિતાદિ છ પ્રકારની વ્યાખ્યાને જણાવવા કહે છે કે—

सुत्तं पयं पयत्थो संभवओ विग्गहो वियारो य ।
दूसियसिद्धी नयमयविसेसओ नेयमणुसुत्तं ॥ १००२ ॥

પ્રથમ ઉપરોક્ત લક્ષણવાળું સૂત્ર કહેવું, તે પછી પદચ્છેદ કરી બતાવવો, તે પછી પદાર્થ કહેવો, તે પછી સમાસ જો હોય તો સંભવથી વિગ્રહ-સમાસ કહેવો, તે પછી પ્રશ્ન રૂપ ચાલનાનો વિચાર કરીને દૂષણ દૂર કરવા રૂપ પ્રત્યવસ્થાન કહેવું. પછી આ પ્રમાણે નિર્ણય કરેલ અર્થનો દરેક સૂત્રમાં નયોના મત વિશેષથી વિચાર કરવો. ૧૦૦૨

સંહિતા તો સૂત્રનો ઉચ્ચાર કરવારૂપ હોવાથી પદ અને પદાર્થનો વિચાર કહે છે.

पयमत्थवायग जोयगं च तं नामियाइ पंचविहं ।
कारग-समास-तद्धिय-निरुत्तवचोऽवि य पयत्थो ॥ १००३ ॥
परबोहहिओ वत्थो किरिया-कारगविहाणओ वच्चो ।
पज्जायवयणओऽवि य तह भूयत्थाभिहाणेणं ॥ १००४ ॥
पच्चक्खओऽहवा सोऽणुमाणओ लेसओ व सुत्तस्स ।
वच्चो व जहासंभवमागमओ हेउओ चेव ॥ १००५ ॥

પદ બે પ્રકારે છે. એક અર્થનું વાચક, અને બીજું અર્થનું દ્યોતક, એમ બે પ્રકારે છે; અને તે પદ નામિકાદિ પાંચ પ્રકારે છે, કારકવાચ્ય-સમાસવાચ્ય-તદ્ધિતવાચ્ય અને નિરૂક્ત વાચ્ય એમ પદાર્થ ચાર પ્રકારે છે. અથવા ક્રિયા-કારકના ભેદથી, પર્યાયવચનથી, અને ભૂતાર્થ કહેવાથી, એમ બીજાને બોધ કરવામાં હિતકારી એવો અર્થ ત્રણ પ્રકારે છે. અથવા સૂત્રનો અર્થ પ્રત્યક્ષથી-અનુમાનથી અને લેશથી એમ પણ ત્રણ પ્રકારે છે. અથવા યથા-સંભવ આગમથી અને હેતુથી એમ બે પ્રકારે પણ કહેવાય છે. ૧૦૦૩-૧૦૦૪-૧૦૦૫.

૧ વાચક અને દ્યોતક એમ પદ બે પ્રકારે છે. તેમાં "વૃક્ષ ઉભું છે." ઇત્યાદિ વાચકપદ છે, અને પ્ર. ચ. વિગેરે દ્યોતકપદ છે. ૨ તથા સામાન્યથી નામિકાદિ પાંચ પ્રકારે પણ પદ છે. "અશ્વ-અનલ" ઇત્યાદિ નામિક પદ છે, "ખલુ" વિગેરે નિપાતિક પદ છે, "પરિ" વિગેરે ઉપસર્ગિક પદ છે, "ધાવતિ" ઇત્યાદિ આખ્યાતિક પદ છે, અને "સંયત" વિગેરે મિશ્રપદ છે. આવી રીતે પદોનો વિચ્છેદ કરવો, એ વ્યાખ્યાનનું બીજું અંગ છે. ૩ ત્રીજું અંગ પદાર્થ તે કારકવાચ્યાદિ ચાર પ્રકારે છે. જેમકે "તે રસોઇઓ રાંધે છે" ઇત્યાદિ પદો કારક વાચ્ય કહેવાય, "રાજાનો પુરૂષ તે રાજપુરૂષ." આવા પદો સમાસ વાચ્ય કહેવાય, "વસુદેવનો પુત્ર વાસુદેવ" આવા પદો તદ્ધિતવાચ્ય કહેવાય, "જે ભમે છે અને અવાજ કરે છે તે ભ્રમર" આવા પદો નિરૂક્તવાચ્ય કહેવાય. ૪ અથવા શ્રોતાઓને બોધ કરવામાં

હિતકારી પદાર્થ ત્રણ પ્રકારે છે જેમકે "ઘડાય છે તે ઘટ" આવા પદો ક્રિયાકારકના ભેદથી કહેવાય છે, "ઘટ-કુટ-કુમ્ભ-કળશ," આવા પદ પર્યાયવચન કહેવાય છે, જે ઊંચા કાંઠાવાળો લાંબી ગ્રીવાવાળો અને પહોળા પેટારાવાળો હોય તે ઘટ, આવા પદ ભૂતાર્થ વાચ્ય કહેવાય છે. પ બીજી રીતે પણ પદાર્થ-સૂત્રનો અર્થ ત્રણ પ્રકારે કહેવાય છે. પ્રત્યક્ષથી-અનુમાનથી અને લેશથી, તેમાં પ્રથમ જેવું પુસ્તકાદિમાં લખેલું જાણીએ, અથવા સાક્ષાત્ ગુરૂમુખથી જેવું સાંભળીએ તેવું સાક્ષાત્ પ્રરૂપીએ તે પ્રત્યક્ષથી પદનો અર્થ કહેવાય છે જેમકે- "સમ્યગ્દર્શન જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ", પ્રત્યક્ષથી જણાએલ એવો અર્થ જાણીને જે અર્થાપત્તિથી જણાએલા પદાર્થનું કથન કરે તે પદાર્થ અનુમાનથી વાચ્ય કહેવાય, જેમકે "મિથ્યા દર્શનાદિ મોક્ષમાર્ગ નથી." આવો અર્થ પૂર્વોક્ત કથનથી અર્થથીજ જણાય છે. માટે આવા પદો અનુમાનથી વાચ્ય છે. અહીં જે અનુમાન છે, તે અર્થાપત્તિરૂપ અનુમાન જાણવું, "સમ્યગ્ દર્શન-જ્ઞાન-અને ચારિત્ર." આ ત્રણે સમુદિત હોય તોજ મોક્ષ માર્ગ છે, અન્યથા એકેક ભિન્ન હોય તો મોક્ષ માર્ગ નથી. આ પ્રમાણે સમુદિત-સમસ્ત પદોથી જે નિર્દેશ કરાય તે લેશથી વાચ્ય પદાર્થ કહેવાય છે. ૬ તથા આગમથી અને હેતુથી એમ બે પ્રકારે પણ પદાર્થ વાચ્ય છે. જેમકે-ભવ્ય-અભવ્ય-નિગોદ આદિનું પ્રતિપાદન કરનારા પદો આગમથીજ-આજ્ઞામાત્રથીજ એ પદાર્થનું પ્રતિપાદન કરે છે. કારણ કે ભવ્યાભવ્યાદિ પદાર્થની વિદ્યમાનતામાં આગમ સિવાય અન્ય કોઇ પ્રમાણ નથી. માટે એવા પદો આગમથી વાચ્ય કહેવાય છે અને જે પદના અર્થમાં હેતુ સંભવે તે હેતુવાચ્ય પદાર્થ કહેવાય છે. જેમકે-આત્મા કાય પ્રમાણ છે, પણ સર્વગત નથી; કારણ કે તે કુંભાર આદિની પેઠે કર્તા છે. અહીં કોઇ એમ કહે કે આ હેતુથી તો આત્મા મૂર્તિમાન્ છે, એવું પણ સિદ્ધ થાય છે, કારણ કે કુંભારાદિ કર્તા હોવાથી મૂર્તિમાન્ છે, તેમ આત્મા પણ કર્તા હોવાથી મૂર્તિમાન્ હોવો જોઇએ. આ કથન પણ કંઇ અસત્ય નથી. કેમકે સંસારી આત્માને મૂર્ત માનવાથી કંઇ હાની નથી, માટે ભલે એ હેતુથી આત્માનું મૂર્તપણું સિદ્ધ થાય, એથી કંઇ હેતુ દોષવાળો નથી ઠરતો. આવા પદાર્થ તે હેતુથી વાચ્ય છે. ૧૦૦૩-૧૦૦૪-૧૦૦૫.

હવે ચોથો પદ વિગ્રહ કહે છે.

पाय पयविच्छेओ समासविसओ तयत्थनियमत्थं ।
पयविग्गहो त्ति भण्णइ सो सुद्धपए न संभवइ ॥ १००६ ॥

પ્રાયઃ સમાસવિષયિ પદોનો તેના અનેક અર્થ સંભવ છતે અર્થના નિયમ માટે પદચ્છેદ કરવો, તે પદવિગ્રહ કહેવાય છે, તે પદવિગ્રહ શુદ્ધ એક પદમાં નથી સંભવતો ૧૦૦૬

રાજાનો પુરૂષ તે રાજપુરૂષ, શ્વેત પટ જેની પાસે હોય તે શ્વેતપટવાળો, ઘણા ઉન્મત હાથીઓ જે વનમાં હોય તે મત્તબહુ માતંગવન, આ પ્રમાણે પ્રાયઃ સમાસ સંબંધી બે અથવા ઘણા પદોનાં જ્યારે અનેક અર્થ થતા હોય, ત્યારે તે પદના ઇષ્ટ અર્થના નિયમને માટે ઉપર મુજબ પદચ્છેદ કરવો તે પદવિગ્રહ કહેવાય છે. એ પદ વિગ્રહ એક (શુદ્ધ) પદમાં નથી થતો. માટે બે અથવા ઘણા પદનો પદચ્છેદ કરવો એમ કહ્યું છે. કોઇ શબ્દમાં પદચ્છેદ થાય, છતાં તે સમાસ વિષયિ નથી હોતા; જેમકે-પારાસર્ય એટલે વ્યાસ, જામદગ્ન્ય એટલે પરશુરામ, આ પદોનો પદચ્છેદ થાય છે. જેમકે પારાશરનો પુત્ર તે પારાસર્ય, જમદગ્નિનો પુત્ર તે જામદગ્ન્ય, આ પ્રમાણે એમનો પદચ્છેદ થાય છે, પણ તે સમાસ વિષયિ પદો નથી, માટે પ્રાયઃ શબ્દ મૂકયો છે.

હવે ચાલના અને પ્રત્યવસ્થાન કહે છે.

मुत्तगयमत्थविसयं व दूसणं चालणं मयं, तस्स ।
सद्द-त्थण्णायाओ परिहारो पच्चवत्थाणं ॥ १००७ ॥

સૂત્ર સંબંધી દૂષણ જણાવવું તે ચાલના કહેવાય, અને તે દૂષણનો શબ્દ યુક્તિથી તથા અર્થયુકિતથી પરિહાર કરવો તે પ્રત્યવસ્થાન કહેવાય.

સૂત્ર સંબંધમાં અથવા અર્થસંબંધમાં શિષ્ય યા કોઇ વાદી દૂષણ બતાવે તે ચાલના કહેવાય. અને તે દૂષણનો એટલે શબ્દ સંબંધી દૂષણનો શબ્દ સંભવિત યુકિતવડે પરિહાર કરવો, ત પ્રત્યવસ્થાન કહેવાય, અથવા શબ્દાર્થગત દૂષણનો નયમત વિશેષથી પરિહાર કરવો તે પ્રત્યવસ્થાન કહેવાય. આ બાબત ઉદાહરણથી વધુ સ્પષ્ટ કરીએ; જેમકે. करेमि भदन्त ! सामायिकं આ પ્રમાણે કોઇએ ગુરૂસંબોધન વાક્ય કહ્યું, તેમાં કોઇ દૂષણ બતાવે કે જ્યારે ગુરૂ ન હોય ત્યારે "भदन्त" શબ્દ ન કહેવો જોઇએ, અને જો કહેવામાં આવે તો તે નિરર્થકપણારૂપ દોષનું પાત્ર થાય. આ પ્રમાણે જે દૂષણ તેનો પરિહાર કરવાને ઉત્તરમાં કહેવું કે-ગુરૂના અભાવે સ્થાપનાચાર્યની આગળ સર્વ સામાચારી કરાય છે, એમ જણાવવાને માટે ગુરૂ ન હોય ત્યારે પણ भदन्त શબ્દનો પ્રયોગ ઉપયોગી છે, જેમ સાક્ષાત્ અર્હંતના અભાવે તેમની પ્રતિમાની પૂજા સેવા સાર્થક છે, તેમ અહીં પણ સમજવું. અથવા ગુરૂના અભાવે, સ્વતંત્રપણાનો નિષેધ જણાવવાને માટે તથા વિનયમૂળ ધર્મ છે એમ બતાવવાને ગુરૂના ગુણનો જ્ઞાનોપયોગ કરવો. એમ પણ એ પદથી જણાય છે. અથવા નામ-સ્થાપના દ્રવ્ય-અને ભાવ એમ ચાર પ્રકારે આચાર્ય છે. તેમાં ભાવ આચાર્યરૂપ આચાર્યનો ઉપયોગ જે શિષ્યના હૃદયમાં વર્તે છે, તે સંબંધી આ "ભદન્ત" શબ્દરૂપ સંબોધન છે. આથી ગુરૂનો સર્વથા અભાવ છે એમ સિદ્ધ ન થયું, કેમકે શિષ્યના હૃદયમાં તે ગુણમય આ-ચાર્ય વર્તે છે. આ પ્રમાણે સર્વત્ર ચાલના અને પ્રત્યવસ્થાનનું સ્વરૂપ સમજવું. આ રીતે સંહિતા-પદ-પદાર્થ-પદવિગ્રહ-ચાલના ને પ્રત્યવસ્થાન એમ છ પ્રકારે તંત્રની વ્યાખ્યા અન્ય લોકોએ કહી છે, તે પ્રમાણે અહીં પણ કહી. ૧૦૦૭

શિષ્ય:—આ છ પ્રકારે વ્યાખ્યાનું સ્વરૂપ કહ્યું છે, તે સર્વત્ર વ્યાપક છે, કે અમુક નિયતસૂત્ર સંબંધીજ છે? શિષ્યના એ પ્રશ્નનું ઉત્તર આપવાને આચાર્ય મહારાજ ઉપ-સંહાર પૂર્વક નૈગમાદિ નયોનો વિષય બતાવતા છતા કહે છે કે—

एवमणुसुत्तमत्थं सव्वनयमयाववारपरिसुद्धं ।
भासेज्ज निरवसेसं पुरिसं व पडुच जं जोग्गं ॥ १००८ ॥

એ પ્રમાણે છ પ્રકારના વ્યાખ્યાનથી દરેક સૂત્ર અને સર્વ નયના અભિપ્રાયથી પરિ-શુદ્ધ સર્વ અર્થ જણાવવો. તેમાં પ્રજ્ઞાદિ ગુણ યુકત પુરૂષને આશ્રિને જે વ્યાખ્યા જેને યોગ્ય હોય તે તેની આગળ કહવી ( કારણ કે જિનમતમાં સૂત્ર કે અર્થ, નયરહિત કંઈ પણ નથી, માટે નયવિશારદ વક્તાએ યોગ્ય શ્રોતા આગળ તે નયોનું વ્યાખ્યાન કરવું.) ૧૦૦૮

ઉપર જણાવેલ સંહિતાદિની વ્યાખ્યાનો સમવતાર સૂત્રાદિ અનુગમાદિમાં જણાવે છે.

होइ कयत्थो वोत्तुं सपयच्छेयं सुयाणुगमो ।
सुत्तालावन्नासो नामाइन्नासविणिओग ॥ १००९ ॥

सुत्तप्फासियनिज्जुत्तिनिओगो सेसओ पयत्थाई ।
पायं सो च्चिय नेगमनयाइमयगोयरो होइ ॥ १०१० ॥

અસ્ખલિતાદિ ગુણયુક્ત સૂત્ર અને તેનો પદચ્છેદ કરીને સૂત્રાનુગમ કૃતાર્થ થાય છે, નામ-સ્થાપનાદિ નિક્ષેપનો સંબંધ માત્ર કરાને સૂત્રાલાપક નિક્ષેપ કૃતાર્થ થાય છે. અને શેષ પદાર્થાદિ-ચારરૂપ વ્યાખ્યા સૂત્રસ્પર્શિક નિર્યુક્તિમાં ઉપયોગી થાય છે, અને તેજ પદાર્થાદિ પ્રાયઃ નૈગમાદિનયના અભિપ્રાયથી જણાય છે. પદાર્થાદિ કહે છતેજ નૈગમાદિનયની પ્રવૃત્તિ છે. ૧૦૦૯-૧૦૧૦

पाय पयविच्छेओ उ सुत्तप्फासोवसंघिओ जेण ।
कत्थइ तयत्थ कारग-कालाइगई तओ चेव ॥ १०११ ॥

પ્રાયઃ પદવિચ્છેદ પણ સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિમાં અન્તર્ભૂત છે. કેમકે વિચ્છિન્ન પદોનો અર્થ અને કારક-કાળ તથા ક્રિયાદિનો અવબોધ પદચ્છેદથીજ થાય છે. (તેથી પદવિચ્છેદને સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિ કહે છે ) આથી પદચ્છેદ પણ તદન્તરભૂતજ છે. અને તેથી પદાર્થાદિજ નૈગમાદિ નયોના વિષય છે, એમ નહિ. પરન્તુ પદચ્છેદ અને સૂત્રાલાપકન્યાસાદિ પણ પ્રાયઃ નયના વિષય છે. આ પ્રમાણે અહીં અનુગમનું સ્વરૂપ કહ્યું. તે સાથે સપ્રસંગ નયો પણ કહ્યા. આથી આ સ્થળે ચારે અનુયોગ દ્વાર પૂર્ણ થયા. ૧૦૧૧

अणुओगद्दाराणं परूवण तप्पओयणं जं च ।
इह चेव परिसमाणियमद्दामोहत्थमत्थाणे ॥ १०१२ ॥

અહીં અસ્થાનેજ શિષ્યને વ્યામોહ ન થાય તે માટે અનુયોગદ્વારોની પ્રરૂપણા અને તેનું પ્રયોજન અહીં પૂર્ણ કર્યું. ૧૦૧૨

કારણ કે—

दाइयदारविभागो संखेवेणेह वित्थरेणावि ।
दाराणं विणिओगं नाहिइ काउं जहाजोगं ॥ १०१३ ॥ पेढबंधो सम्मत्तो

અહીં અનુયોગદ્વારનો વિભાગ સંક્ષેપથી જણાવ્યો, એટલે તેથી શિષ્ય યથાયોગ્યસ્થાને વિસ્તારથી પણ વિનિયોગ કરવાનું જાણી શકશે, મુંઝાશે નહીં. ૧૦૧૩

॥ અનુયોગદ્વારો પૂર્ણ થયા. ॥

---

હવે તિત્થયરે ભગવન્તે એ ૧૦૨૫ મી નિર્યુક્તિગાથાની પ્રસ્તાવના કરતા સતા આચાર્યશ્રી કહે છે કે—

संपयमत्थाणुगमे सत्थोवोवग्घायवित्थरं वोच्छं ।
कयमंगलोवयारो सोऽतिमहत्थोत्ति काऊणं ॥ १०१४ ॥

હુવે અર્થાનુગમનમા ત્રીજા અનુયોગદ્વારમાં મંગળોપચાર કરીને હું શાસ્ત્રનો ઉપોદ્‌ઘાત વિસ્તારથી કહીશ, કેમકે તે સર્વ સિદ્ધાન્તના અનુયોગમાં સમાન હોવાથી અતિ મહાર્થવાળો છે. ૧૦૧૪

અહીં શિષ્ય પ્રશ્ન કરે છે કે—

नणु मंगलं कयं चिय किं मुज्जो, अह कयंपि कायव्वं ।
दारे दारे कीरइ तो कीस न मंगलग्गहणं ? ॥ १०१५ ॥

મંગળ પ્રથમ કર્યું છે, છતાં ફરીથી કેમ કરો છો ? અને જો મંગળ કર્યા છતાં ફરી કરવું જોઇએ, તો ઉપક્રમાદિ દરેક દ્વારે શા માટે મંગળ નથી ગ્રહણ કરતા ? ૧૦૧૫

આ પ્રશ્નનો બીજા આચાર્ય ઉત્તર આપે છે, તે અયોગ્ય છે. એમ જણાવવા સાથે ભાષ્યકાર મહારાજ તેનો યોગ્ય ઉત્તર આપે છે.

नणु मज्झम्मिवि मंगलमाइट्ठं तं च मज्झमेयं ति ।
सत्थमणारद्धं चिय एयं कत्तोचयं मज्झं ? ॥ १०१६ ॥

( શાસ્ત્રની આદિમાં-મધ્યમાં-ને અન્તમાં મંગળ કરવું જોઇએ. એમ પૂર્વાચાર્યોએ કહ્યું છે. ) તેમાં આદિમંગળ પ્રથમ કર્યું છે, અને આ મધ્યમંગળ છે. (આ ઉત્તર અયોગ્ય છે, કેમકે આદિ મંગળ માટે નન્દી કરી છે, અને તે પછી અનુયોગદ્વારો કહ્યા. ) પણ સામાયિક અધ્યયનરૂપ શાસ્ત્રનો હજી આરંભ નથી થયો, એટલે આ મધ્યમંગળ કયાંથી કહેવાય ?

વળી બીજા આચાર્ય બીજી રીતે આને મધ્યમંગળ સિદ્ધ કરે છે.

चउरणुओगद्दारं ज सत्थं तेण तस्स मज्झमिणं ।
साहइ मंगलगहणं सत्थस्सगाई दाराइं ॥ १०१७ ॥

ચાર અનુયોગ દ્વારવાળું શાસ્ત્ર છે, તેથી ( ઉપક્રમ અને નિક્ષેપ એ બે દ્વાર કહ્યા પછી અનુગમાત્મક ઉપોદ્ઘાતરૂપ ત્રીજા દ્વારની આદિમાં આ મંગળ કર્યું છે તેથી ) આ મધ્યમંગળ છે. કેમકે શાસ્ત્રનો આરંભ ન થયો હોય, તોપણ અનુયોગદ્વારો શાસ્ત્રના અંગભૂત હોવાથી તે તેનાથી ભિન્ન નથી. ૧૦૧૭

આ સમાધાન પણ બરાબર નથી, તે માટે ભાષ્યકાર પોતે કહે છે કે-

तहवि न मज्झ एयं भणियमिहावस्सयस्स जं गेज्झं ।
तं मंगलमाइट्ठं पढमज्झयणस्स होज्जाहि ॥ १०१८ ॥

તમે કહ્યું તેવી રીતે પણ આ મધ્યમંગળ નથી ઘટતું, કેમકે છ અધ્યયનાત્મક આવશ્યકનો જે મધ્યભાગ, ત્યાં મધ્યમંગળ કહેવાનું કહ્યું છે. ( અને તમે કહ્યું તે આવશ્યકનો મધ્ય ભાગ નથી થતો ) પરન્તુ આ સામાયિક અધ્યયનનો મધ્યભાગ થાય છે, તેથી આ તેનું મધ્યમંગળ ના કહી શકાય. ૧૦૧૮

વળી બીજા કોઈ આચાર્ય કહે છે કે—

भणियं च पुव्वमेय सव्वं चिय मंगलंति किमणेणं ? ।
मंगलतियबुद्धिपरिग्गहंपि काराविओ सीसो ॥ १०१९ ॥

' પૂર્વે કહ્યું છે કે આ સર્વશાસ્ત્ર મંગળરૂપજ છે, તો પછી આ મધ્યમંગળાદિ ગ્રહણ કરવાથી શું ? શિષ્યને પણ ત્રણ મંગળ કર્યા છે એવો બુદ્ધિપરિગ્રહ પણ પૂર્વે કરાવ્યો છે.૧૦૧૯

ભિન્ન ભિન્ન આચાર્યોનાં મતાન્તર બતાવીને હવે આચાર્યશ્રી પોતે યથાવસ્થિત સમાધાન કરે છે કે—

आवस्सयस्स तं कयमिण तु नावासमेत्तयं किंतु ।
सव्वाणुओगनिज्जुत्तिसत्थपारंभ एवायं ॥ १०२० ॥

પૂર્વે ( ૭૯ મી ગાથામાં ) જે મંગળ કહ્યું છે તે આવશ્યકનું પ્રથમ-આદિ મંગળ કહ્યું છે. અને અહીં આ મંગળ કેવળ આવશ્યક માત્રનુંજ નથી, પરન્તુ સર્વસૂત્રના અનુયોગમાં સંબદ્ધ એવા ઉપોદ્ઘાતનિર્યુક્તિરૂપ શાસ્ત્રની આદિમાં આ પ્રથમ મંગળ છે. ૧૦૨૦

કારણ કે—

दसगालियाइनिज्जुत्तिगहणओ भणियमुवरि वा जं च ।
सेसेसुवि अज्झयणेसु होइ एसेव निज्जुत्ती ॥ १०२१ ॥

આગળ જે દશવૈકાલિકાદિની નિર્યુક્તિ ગ્રહણ કરાશે, તેમાં અને તે ઉપરાંત ચતુર્વિંશતિસ્તવાદિ સર્વ સિદ્ધાન્તગત અધ્યયનોમાં સર્વમાં આજ ઉપોદ્ઘાત નિર્યુક્તિ છે. તેથી સર્વ અનુયોગની ઉપોદ્ઘાત નિર્યુક્તિરૂપ શાસ્ત્રનો આ પ્રારંભ છે. ૧૦૨૧

શિષ્ય પૂછે છે કે—

सामाइयवक्खाणे दसालियाईण कोऽहिगारोऽयं ।
ज पायमुवग्घाओ तेसिं सामन्न एवायं ॥ १०२२ ॥
इह तेसिं तम्मि गए वीसुं वीसुं विसेसमेवायं ।
घेच्छिइ सुहं लहुं चिय तग्गहणं लाघवत्थमओ ॥ १०२३ ॥

અહીં સામાયિકઅધ્યયનના વ્યાખ્યાનમાં દશવૈકાલિકાદિ ગ્રહણ કરવાનો શો આધકાર છે? ( ઉત્તર ) પ્રાય: તે દશવૈકાલિકાદિનો ઉપોદ્ઘાત પણ આ શાસ્ત્ર સાંથે સમાન હોવાથી તે અહીં કહેલ છે. અહીં તે દશવૈકાલિકાદિનો સામાન્ય ઉપોદ્ઘાત જાણવાથી નિર્ગમાદિ પૃથક્ પૃથક્ વિશેષતા પણ કંઇક સુખપૂર્વક સ્હેલાઇથી જાણી શકાય, આ કારણથી લાઘવ માટે દશવૈકાલિકાદિ પણ ગ્રહણ કરેલ છે. ૧૦૨૨-૧૦૨૩.

હવે ઉપસંહાર કરીને તાત્પર્ય કહે છે.

तम्हा जेण महत्थं सत्थं सव्वाणुओगविसयमिणं ।
सत्थंतरमेवऽहवा तेण पुणो मंगलग्गहणं ॥ १०२४ ॥

તે માટે આ ઉપોદ્ઘાતરૂપ શાસ્ત્ર સર્વ અનુયોગનો વિષય હોવાથી મહાર્થવાળું છે, અથવા એમાં બહુ વક્તવ્યતા હોવાથી જુદુંજ શાસ્ત્ર છે, તેથી અહીં પુન: મંગળ કહ્યું છે.

તેજ મંગળ કહે છે.

तित्थयरे भगवंते अणुत्तरपरक्कमे अमियनाणी ।
तिण्णे सुगइगइगए सिद्धिपहपएसए वंदे ॥ १०२५ ॥

સર્વોત્કૃષ્ટ પરાક્રમવાળા, અપરિમિત જ્ઞાનવાળા, સંસારથી તરેલા, અને મોક્ષ પામેલા, એવા મોક્ષમાર્ગના ઉપદેશક, તીર્થંકર ભગવાનને, હું વંદન કરું છું. ૧૦૨૫

ઉપરોક્ત નિર્યુક્તની ગાથાનો વિસ્તારાર્થ ભાષ્યકાર પોતેજ હવે કહે છે.

निज्जइ जं तेण तहिं तओ व तित्थं नयं च दव्वम्मि ।
सरियाईणं भागो निरवायो तम्मि य पसिद्धे ॥ १०२६ ॥
तरिया तरणं तरियव्वयं च सिद्धाणि, तारओ पुरिसो ।
बाहो-दुवाइ तरणं, तरणिज्जं निन्नयाईयं ॥ १०२७ ॥

દુઃખે તરી શકાય એવી વસ્તુ જેથી તરાય અથવા જે છતાં તરાય, તે તીર્થ કહેવાય. ( એ તીર્થ નામ-સ્થાપના-દ્રવ્ય-ને ભાવ એમ ચાર પ્રકારે છે. તેમાં નામ અને સ્થાપના તીર્થ સુગમ હોવાથી તેનું વિવેચન નથી કરતા, અને દ્રવ્યાદિતીર્થનું વિવેચન કરીએ છીએ ) નદી-સમુદ્ર આદિનો જે કોઇ ઉતરવા માટેનો કષ્ટ રહિત નિયત પ્રદેશ તે દ્રવ્ય તીર્થ છે. એ તીર્થ સિદ્ધ થવાથી તેમાં તરવું-તારનાર અને તરવા યોગ્ય એ ત્રણ સિદ્ધજ છે. કેમકે તરનાર પુરૂષ, તારનાર અર્થ અથવા વહાણ, અને તરવા યોગ્ય નદી વિગેરે છે. ૧૦૨૬-૧૦૨૭.

આ નદી વિગેરેને દ્રવ્યતીર્થ શાથી કહી શકાય ? તે માટે કહે છે કે—

देहाइतारयं जं बज्झमलाचणयणाइमेत्तं च ।
णेगंताणच्चंतियफलं च तो दव्वतित्थ तं ॥ १०२८ ॥

આ તીર્થ શરીર આદિનેજ તારનાર છે, અને બાહ્યમળાદિનેજ માત્ર દૂર કરનાર છે, વળી અનેકાન્તિક ફળવાળું અને અનાત્યંતિક ફળવાળું છે, માટે તે દ્રવ્યતીર્થ કહેવાય છે. ૧૦૨૮.

આ તીર્થ શરીરાદિકનેજ તારે છે એટલે નદી આદિના સામા તીરે પહોંચાડે છે, પણ જીવને સંસારસમુદ્રથી મોક્ષરૂપ સામા તીરે નથી પહોંચાડતું. વળી શરીરના બાહ્ય મેલનેજ આ તીર્થ દૂર કરે છે, પણ પ્રાણાતિપાતાદિજન્ય અન્તરંગ કર્મરૂપ મેલને દૂર નથી કરતું. તેમજ આ નદી વિગેરે તીર્થ અનેકાન્તિકફળવાળું છે, એટલે કે કોઇ વખત તરીને સામે તીર જવાય છે અને કોઈ વખત અંદર ડુબી જવાય છે પણ ખરૂં. વળી અનાત્યંતિક ફળવાળું છે, એટલે કે એક વખત આ નદી વિગેરે તર્યા હોઇએ, તો પણ ફરીથી તે તરવી પડે છે, માટે નદી વિગેરે તીર્થ અપ્રધાનતીર્થ હોવાથી દ્રવ્યતીર્થ છે. ૧૦૨૮

હવે બીજા તીર્થવાળાઓના મત બતાવીને તેમાં દૂષણ આપે છે.

इह तारणाइफलयंति ण्हाण-पाणा-ऽवगाहणाईहिं ।
भवतारयंति केई तं नो जीवोवघायाओ ॥ १०२९ ॥
सूणंगंपिव तमुदूहलं च न य पुण्णकारणं ण्हाणं ।
न य जइजोग्गं तं मंडणं व कामंगभावाओ ॥ १०३० ॥

સ્નાન-પાન-અવગાહનાદિવડે નદી આદિ તીર્થ જે માટે વિધિ પ્રમાણે સેવ્યું થકું તારકાદિ ફળવાળું છે,-માટે તે સંસાર તારક પણ છે. એમ કેટલાએક કહે છે, તે અયોગ્ય છે. કેમકે તે ખાંડણીયાદિની પેઠે વધસ્થાન જેવું છે. વળી સ્નાન પુન્યનું કારણ પણ નથી અને યતિને યોગ્ય પણ નથી, કેમકે તે આભૂષણની પેઠે કામનું અંગ છે. ૧૦૨૯-૧૦૩૦

અન્યદર્શનવાળાઓ નદી વિગેરે સ્નાન-પાન-અવગાહનાદિવડે વિધિપૂર્વક સેવવાથી સંસારથી તારનાર છે માટે તે તીર્થ છે એમ માને છે. કારણ કે શરીરને તારવું-મેલ ધોવો-તૃષાનો નાશ કરવો-દાહની શાન્તિ કરવી વિગેરે ફળવાળું તે નદી આદિ તીર્થ સ્થાન છે. આ રીતે તૃષાછેદ વિગેરે પ્રત્યક્ષ ફળવાળું તે નદી આદિ તીર્થ જણાય છે, તે ઉપરથી સંસારથી તારવા રૂપ પરોક્ષફળવાળું પણ તે છે, એમ અનુમાન કરી શકાય છે.

અન્યદર્શનીઓનું આ કથન અયોગ્ય છે. કેમકે સ્નાન વિગેરે, તરવાર ધનુષ આદિની પેઠે, જીવઘાતના હેતુ હોવાથી દુર્ગતિ આપનાર છે. તે સંસારથી તારનાર કેવી રીતે હોઈ શકે ? જીવઘાતના હેતુઓ પણ સંસારથી તારનાર છે એમ માનીએ, તો સૂના-વધભૂમિ વિગેરે પણ સંસારથી તારનાર થઇ જાય. તે માટે નદી વિગેરે તીર્થ, ખાંડણીઆ આદિની પેઠે, જીવઘાતના હેતુ હોવાથી સંસાર તારક નથી. વળી એ તીર્થમાં કરેલું સ્નાન પુન્યનું કારણ પણ નથી, અને આભૂષણની પેઠે કામનું અંગ હોવાથી યતિજનને યોગ્ય પણ નથી. કારણકે કામના અંગો પણ પુન્યના હેતુ મનાય, તો પુરૂષોને તાંબૂલ ભક્ષણ-પુષ્પ બંધન-શરીરને સુવાસિત કરવું-મર્દન કરવું વિગેરે કામના અંગો પણ પુન્યના હેતુ થવા જોઇએ, પરન્તુ તેમ નથી. માટે શરીરતારણાદિ માત્ર ફળ જોઇને સંસાર તારકાદિ વિશિષ્ટ ફળનું અનુમાન કરવું અયોગ્ય છે, ૧૦૨૯-૧૦૩૦

આ સંબંધમાં તેઓ કદી એમ કહે કે—

देहोवगारि वा तेण तित्थमिह दाहनासणाईहिं ।
महु-मज्ज-मंस-वेस्सादओऽवि तो तित्थमावन्नं ॥ १०३१ ॥

દાહની શાન્તિ-તૃષાનો નાશ ઈત્યાદિ કરવાવડે ગંગા આદિનું જળ શરીરને ઉપકારી હોવાથી તીર્થજ છે. ( જો એમ હોય. ) તો મધુ-મદિરા-માંસ-વેશ્યા વિગેરે પણ તીર્થ થવા જોઇએ. કેમકે તે પણ શરીરને ઉપકારી છે. ૧૦૩૧

દ્રવ્યતીર્થનું સ્વરૂપ કહીને હવે ભાવતીર્થનું સ્વરૂપ કહે છે.

भावे तित्थं संघो सुयविहियं तारओ तहिं साहू ।
नाणाइतियं तरणं तरियव्वं भवसमुद्दोऽयं ॥ १०३२ ॥

સંઘ તે શ્રુતવિહિત ભાવતીર્થ છે, તેમાં સાધુ તારનાર છે, જ્ઞાનાદિ ત્રણ તરવાનું સાધન છે, અને આ સંસાર સમુદ્ર તે તરવાયોગ્ય છે. ૧૦૩૨

શ્રીસંઘ ભાવતીર્થ છે. આ સંઘરૂપ તીર્થમાં સાધુ મહારાજ તારક ( તારનાર ) છે, જ્ઞાન-દર્શન-ને ચારિત્ર તરણ ( તરવાનું સાધન ) છે, અને સંસાર સમુદ્ર તરણીય છે. ( તરવા યોગ્ય છે ). આ તીર્થ અને તારકાદિ પરસ્પર વિવક્ષાવશાત્ ભિન્નાભિન્ન છે. જેમકે-સમ્યગ્દર્શનાદિપરિણામાત્મક હોવાથી સંઘ તીર્થ છે, કેમકે તેમાં ઉતરેલાઓ અવશ્ય સંસાર સમુદ્રથી તરે છે. એ સંઘની અન્તર્ગત તેના વિશેષભૂત સાધુ મહારાજ, સમ્યગ્દર્શનાદિના અનુષ્ઠાનથી તરનાર છે. જ્ઞાનાદિ ત્રણ તેના કરણભૂત હોવાથી તરણ ( તરવાનું સાધન ) છે. અને ઔદયિકાદિ ભાવ પરિણામાત્મક સંસાર સમુદ્ર તે તરણીય ( તરવા યોગ્ય ) છે. ૧૦૩૨

કારણ કે—

जं नाण-दंसण-चरित्तभावओ तव्विवक्खभावाओ ।
भवभावओ य तारेइ तेण तं भावओ तित्थं ॥ १०३३ ॥

જે માટે જ્ઞાન-દર્શન-ને ચારિત્ર ભાવવડે, તેના વિપક્ષભૂત અજ્ઞાનાદિ થકી અને સંસારભાવથી તરી જવાય છે માટે તે ભાવતીર્થ કહેવાય છે. ૧૦૩૩

જે જ્ઞાનાદિ સ્વરૂપ હોય છે, તે અજ્ઞાનાદિભાવથી અન્યને તારે છે, કેવળ અજ્ઞાનાદિ ભાવથી તારે છે એટલુંજ નહિ, પણ તે સાથે સંસારથી પણ ભવ્યાત્માને તારે છે, કારણ કે સ્વયં જ્ઞાનાદિ સ્વરૂપ હોવાથી બીજા ભવ્ય જીવોને અજ્ઞાનથી અને સંસારથી તારે છે, માટે શ્રીસંઘ પણ ભાવતીર્થ છે. ૧૦૩૩

અથવા—

तह कोह-लोह-कम्ममयदाह-तण्हा-मलावणयणाइं ।
एगंतेणच्चंतं च कुणइ य सुद्धिं भवोघाओ ॥ १०३४ ॥

ક્રોધરૂપ દાહ-લોભરૂપ તૃષ્ણા-અને કર્મમય મેલ, એ ત્રણેને જે એકાન્તથી અત્યન્ત દૂર કરે, અને સંસાર સમુદ્રથી ( કર્મ મેલ દૂર કરીને ) શુદ્ધ કરે તે શ્રીસંઘ ભાવતીર્થ કહેવાય. ૧૦૩૪

અથવા " તિત્થ " એટલે ત્રિસ્થ એવો અર્થ પણ થાય તે જણાવે છે.

दाहोवसमाइसु वा जं तिसु थियमहव दंसणाईसु ।
तो तित्थं संघो चिय उभयं व विसेसणविसेस्सं ॥ १०३५ ॥

દાહોપશમાદિ અથવા સમ્યગ્દર્શનાદિ ત્રણ અર્થમાં જે રહેલ હોય, અથવા ત્રણમાં સ્થિતિરૂપ વિશેષણના વિશેષ્ય રૂપે જે રહેલ હોય, તે શ્રી સંઘ તીર્થ કહેવાય છે.૧૦૩૫

અથવા તિત્થ એટલે ત્રણ અર્થ એવો અર્થ પણ થાય છે, જેમકે—

कोहग्गिदाहसमणादओ व ते चेव जस्स तिण्णत्था ।
होइ तियत्थं तित्थं तमत्थसद्दो फलत्थोऽयं ॥ १०३६ ॥

ક્રોધાગ્નિનો દાહ સમાવવાદિ રૂપ પૂર્વે કહેલા ત્રણ અર્થ જેના હોય, તે ત્રિ અર્થ કહેવાય છે, અથવા જ્ઞાનાદિ ત્રણ અર્થ જેનાથી અભિન્ન હોય, તે પણ ત્રિ અર્થ કહેવાય છે. ને તે શ્રી સંઘ છે. અહીં અર્થશબ્દ ફળવાચી સમજવો. આ ઉપરથી એમ કહ્યું કે શ્રી સંઘ ને તેથી અભિન્ન દર્શનાદિક ત્રણ ભવ્યોએ સેવ્યાં થકાં ઉપર કહેલા ઉપશમાદિ ત્રણ અર્થને પ્રાપ્ત કરે છે. ૧૦૩૬

અથવા અર્થ એટલે વસ્તુ પર્યાય, એવો અર્થ થાય તેને અંગે કહે છે, કે—

अहवा सम्मद्दंसण-नाण-चरित्ताइं तिन्नि जस्सत्था ।
तं तित्थं पुव्वोइयमिह अत्थो वत्थुपज्जाओ ॥ १०३७ ॥

અથવા સમ્યગ્દર્શન જ્ઞાન-અને-ચારિત્ર એ ત્રણ અર્થ જેને હોય તે પૂર્વોક્ત પ્રકારે તીર્થ કહેવાય, તેજ સંઘ, કેમકે તે તે થકી અભિન્ન છે તે હેતુ માટે, અહિં અર્થ શબ્દ તે વસ્તુપર્યાય અર્થમાં સમજવો. ૧૦૩૭

આ પ્રમાણે ભાવ થકી તીર્થ-ત્રિસ્થ-અર્થ કહીને હવે જૈન તીર્થજ ઇચ્છિત અર્થને સાધનાર છે, તે સિવાય અન્ય બીજું તીર્થ તેવું નથી, એમ પ્રમાણવડે જણાવે છે.

इह सम्मं सद्धाणो-वलद्धि-किरियासभावओ जइणं ।
तित्थमभिप्पेयफलं सम्मपरिच्छेयकिरिय व ॥ १०३८ ॥

સારી રીતે જાણેલ રોગને દૂર કરવાની ક્રિયાની પેઠે, જૈન તીર્થજ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાત્મક હોવાથી ઇષ્ટ અર્થ સાધનાર છે. ૧૦૩૮

જેમ કોઈ હુંસીઆર વૈદ્યને સારી રીતે રોગ આદિનું સ્વરૂપ જાણીને શ્રદ્ધાળુ રોગી પ્રત્યે સારી દવા અને પ્રયોગાદિ ક્રિયા કરતાં ઇચ્છિત અર્થની સિદ્ધિ થાય છે, તેમ જૈન-તીર્થથી પણ ઇચ્છિત અર્થની સિદ્ધિ થાય છે. કારણ કે તે સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રાત્મક છે. ૧૦૩૮

જૈન તીર્થ સિવાયના અન્ય તીર્થ એ પ્રમાણે ઇચ્છિત અર્થ સાધક નથી તે માટે કહે છે.

नाभिप्पेयफलाइं तयंगवियलत्तओ कुतित्थाइं ।
वियलंनयत्तणओऽविय विफलाइं वियलकिरिय व ॥ १०३९ ॥

ઇચ્છિત અર્થને સાધક એવા કારણોથી રહિત હોવાથી અન્ય તીર્થો ઇષ્ટાર્થસાધક નથી. વળી સર્વનયરહિત હોવાથી અધુરી ક્રિયાની પેઠે એ તીર્થો ફળ રહિત પણ છે. ૧૦૩૯

બૌદ્ધાદિ પ્રણીત અન્યતીર્થો ઇચ્છિત ફળ વાળાં નથી, કેમકે તે સમ્યગ્ જ્ઞાનાદિ કારણ રહિત છે. અને વળી તે સંપૂર્ણ નય રહિત છે, તેથી પણ ફળ રહિત છે. કારણ કે એકાંશગ્રાહી સર્વ નયો મળવાથીજ તે વડે સંપૂર્ણ અનન્ત ધર્માત્મક વસ્તુનો નિશ્ચય થાય છે, અને એ બૌદ્ધાદિ પ્રણીત તીર્થો તો એક યા બે નયાવલંબી હોવાથી સમગ્ર નયાભિપ્રાય રહિત છે, તેથી તે સંપૂર્ણ ઇષ્ટ ફળ સાધનારા નથી, જેમ કોઈ વૈદ્યને રોગીનો રોગ દૂર કરવાને માટે જે યથાર્થ ક્રિયા કરવાની હોય, તે ક્રિયા અધુરી હોય તો સંપૂર્ણ ઇચ્છિત ફળ સાધક નથી થતી, તેમ આ અન્ય તીર્થો પણ ઇષ્ટાર્થસાધક થતા નથી, એવી રીતે દ્રવ્યભાવ તીર્થ કહ્યાં. ૧૦૩૯

હવે બીજી રીતે દ્રવ્ય-અને ભાવતીર્થનું સ્વરૂપ કહે છે.

अहव सुहोत्तारुत्तारणाइ दवे चउविहं तित्थं ।
एवं चिय भावम्मिवि तत्थाइमयं सरक्खाण ॥ १०४० ॥
तच्चण्णियाण बितिय विसयसुहकुसत्थभावणाघणियं ।
तइयं च बोडियाणं चरिम जइणं सिवफलं तु ॥ १०४१ ॥

અથવા સુખાવતાર અને સુખોત્તાર આદિ ચાર પ્રકારે દ્રવ્યતીર્થ છે. એજ પ્રમાણે ભાવતીર્થ પણ ચાર પ્રકારે છે. તેમાં પ્રથમ પ્રકારનું તીર્થ શૈવમતવાળાનું, વિષયસુખ યુક્ત તે કુશાસ્ત્રની ભાવનાવાળું હોવાથી, બીજા પ્રકારનું તીર્થ બૌદ્ધમતવાળાનું, ત્રીજા પ્રકારનું તીર્થ દિગમ્બરોનું, અને ચોથા પ્રકારનું તીર્થ મોક્ષ ફળ આપનાર ( શ્વેતામ્બર ) જૈનોનું છે. ૧૦૪૦-૧૦૪૧

દ્રવ્ય તીર્થ ચાર પ્રકારે છે, પ્રથમ જે તીર્થમાં સુખે ઉતરી શકાય અને સુખે પાર તરી શકાય, તે પહેલો પ્રકાર. જે તીર્થમાં સુખે ઉતરી શકાય અને દુઃખે તરી શકાય, તે બીજો પ્રકાર. જે તીર્થમાં દુઃખે ઉતરી શકાય અને સુખે તરી શકાય, તે ત્રીજો પ્રકાર. અને જે તીર્થમાં દુઃખે ઉતરી શકાય અને દુઃખે તરી શકાય, તે ચોથો પ્રકાર. આજ પ્રમાણે ભાવતીર્થમાં પણ ચાર પ્રકાર છે, જેમકે જે તીર્થમાં-દર્શનમાં જીવો સુખે પ્રવેશ કરે અને સુખે નીકળી શકે-મૂકી શકે, તે પહેલો પ્રકાર. આજ પ્રમાણે બાકીના ત્રણ પ્રકારમાં પણ યથાયોગ્ય સમજી લેવું.

૧. ઉપરોક્ત ભાવતીર્થના ચાર પ્રકારમાંનો પહેલો પ્રકાર શૈવદર્શન વાળાનો જાણવો. કેમકે રાગ-દ્વેષ-કષાય-ઇન્દ્રિય-પરિસહ-ઉપસર્ગ-મન-વચન-અને કાયા વિગેરેનો જય કરવા રૂપ દુષ્કર અનુષ્ઠાન કરવાનું તેઓના દર્શનમાં નથી જણાતું, ગમે તે પ્રકારે વ્રત પાળવાનું કહ્યું છે, તેથી પ્રાણીઓ તેમની દીક્ષા સ્હેલાઇથી અંગીકાર કરે છે, અને વળી તેમના શાસ્ત્રોમાં એવી કોઈ નિપુણ યુક્તિ નથી, કે જેથી વાસિત અંતરાત્માવાળો પુરૂષ તેમની દીક્ષાનો ત્યાગ ન કરે. ઉલટું તે સંબંધમાં તો કહ્યું છે કે-" બાર વર્ષ પર્યન્ત શૈવી દીક્ષા પાળીને તે પછી જો અશક્ત હોય, તો યજ્ઞ કરીને તેનો ત્યાગ કરે, તો પણ કંઈ દોષ નથી. " આ પ્રમાણે તેઓએ કહેલું હોવાથી તેમની દીક્ષાનો ત્યાગ કરવામાં કંઈ દોષ નથી. તેથી જીવો તેમની દીક્ષાનો ત્યાગ પણ કરી શકે છે; માટે શૈવ તીર્થ પહેલા પ્રકારનું છે.

૨ બૌદ્ધોનું તીર્થ બીજા પ્રકારનું છે. તેઓ કહે છે કે-" કોમળ શય્યા, સવારમાં ઊઠીને પેયા, મધ્યાન્હે ભોજન, અપરાન્હે પાન, સાંઝે દ્રાક્ષા ખંડ, અને અર્ધરાત્રિએ સાકર, એ સર્વને અન્તે શાક્યપુત્રે મોક્ષ જોએલ છે. વળી " મનોજ્ઞ ભોજન ખાઇને, મનોજ્ઞ શયન આસન ભોગવીને, મનોજ્ઞ આવાસમાં રહીને, મુનિ મનોજ્ઞ ધ્યાન કરે. " ઇત્યાદિ તેઓના કહેવાથી-વિષય સુખની સિદ્ધિ થાય છે, માટે તેમના તીર્થમાં સુખે પ્રવેશ થઈ શકે છે, તથા તેમના શાસ્ત્રમાં કહેલી કુયુક્તિઓવડે તીવ્ર વાસના ઉત્પન્ન થતી હોવાથી તેના સંસ્કારનો ત્યાગ થતો નથી. વ્રતનો ત્યાગ કરવામાં પણ મહાસંસારાદિ દંડ કહેલ હોવાથી તેઓની પાસેથી ગ્રહણ કરેલ વ્રત દુઃપરિત્યાજ્ય હોવાથી તેમના તીર્થનો ત્યાગ સુખે કરી શકાતો નથી. એટલે એ બીજા પ્રકારનું તીર્થ છે.

૩ ત્રીજા પ્રકારનું તીર્થ દિગમ્બરોનું છે, તેમના તીર્થમાં-દર્શનમાં નગ્નપણું વિગેરે લજ્જાદિના હેતુ હોવાથી, તે તીર્થમાં પ્રવેશ કરી શકાતો નથી, અને અનેષણીય વસ્તુનો ઉપભોગ-કષાયની બહુલતા વિગેરે તેમનું અસમંજસપણું જણાવાથી, તેમજ નગ્નપણાદિની લજ્જાથી ઉદ્વિગ્ન થએલાઓ તે તીર્થનો સુખે ત્યાગ કરે છે.

૪ ચોથા પ્રકારનું મોક્ષફળ આપનાર તીર્થ જૈનોનું છે. જૈન સાધુઓને રાગ-દ્વેષ-કષાય ઇન્દ્રિય-પરિસહ-ઉપસર્ગાદિનો જય, તથા અપ્રમત્તપણે સમિતિ-ગુપ્તિ-લોચ વિગેરે કષ્ટ સહન કરવાનું હોય છે, તેથી તેઓના તીર્થમાં દુઃખે પ્રવેશ થાય છે, અને તેમના શાસ્ત્રમાં

કહેલ નિપુણ યુક્તિઓવડે અતિતીવ્ર અને ઘણી સારી વાસના ઉત્પન્ન થતી હોવાથી અને વ્રતનો ત્યાગ કરવામાં અતિ મહાન સંસારાદિ દંડ કહેલ હોવાથી તેઓના તીર્થનો ત્યાગ પણ થઈ શકતો નથી.

બાજાઓ સુખે પ્રવેશ થાય અને દુઃખે સંસારનો ત્યાગ કરાય વગેરે ભેદો મોક્ષ પ્રાપ્તિમાં માને છે. જેમકે શૈવદર્શનવાળાઓના મતે ઈશ્વરોક્ત અલ્પ અનુષ્ઠાનવડેજ મુક્તિ પ્રાપ્ત થાય છે એમ માન્યું છે. બૌદ્ધોએ દુઃખે પામી શકાય એવા વિશિષ્ટ ધ્યાન માર્ગથી યોગી જ્ઞાનની ઉત્પત્તિ આદિના ક્રમવડે મુક્તિની પ્રાપ્તિ માનેલ છે, તેઓ કહે છે કે "દુઃખે આ સંસાર ઉતરી શકાય છે." દિગમ્બરોએ ભિક્ષાશુદ્ધિ વિગેરે ગૌણપણે માનેલ હોવાથી અને નગ્નતાદિ રૂપ નિર્ગ્રન્થપણાની મુખ્યતાથીજ મુક્તિ માનેલ છે. અને શ્વેતામ્બર સાધુઓએ પૂર્વોક્ત મહાકષ્ટવાળા અનુષ્ઠાનથી મોક્ષ માનેલ છે, તેથી તેઓનું તીર્થ દુઃખે તરી શકાય એવું છે. ૧૦૪૦-૧૦૪૧

અહીં શિષ્ય પૂછે છે કે—

णणु जं दुहावयारं दुक्खुत्तारं च तं दुरहिगम्मं ।
लोयम्मि पूइयं जं सुहावयारं सुहुत्तारं ॥ १०४२ ॥

જે તીર્થમાં દુઃખે પેશી શકાય અને દુઃખે તરી શકાય એવું હોય, તે તીર્થ દુરધિગમ્ય છે. લોકમાં પણ જે તીર્થ સુખે પેશી શકાય અને સુખે તરી શકાય એવું હોય, તે તીર્થ પૂજ્ય થાય છે-ગ્રાહ્ય થાય છે. ૧૦૪૨

જે તીર્થમાં દુઃખે પ્રવેશ થાય અને દુઃખે તરી શકાય એવું હોય, તે તીર્થ અનાદરણીય છે, અને તમે જૈન તીર્થ એવાજ પ્રકારનું કહ્યું છે, તેથી તે અયુક્ત છે. કારણ કે એવું તીર્થ તો ઉલટું અનિષ્ટ અર્થને સાધક અને બાધક થાય છે, લોકમાં પણ જે તીર્થ સુખે પ્રવેશ કરી શકાય એવું અને સુખે તરી શકાય એવું હોય, તેજ તીર્થ ઉપાદેય થાય છે અને તેજ ઇષ્ટ અર્થ સાધક ગણાય છે. માટે આ ઉપરથી તો પ્રથમ પ્રકારનું તીર્થજ શ્રેયસ્કર છે. એમ જણાય છે ૧૦૪૨

આચાર્યશ્રી એ પ્રશ્નનો ઉત્તર આપે છે કે—

एवं तु दव्वतित्थं भावे दुक्खं हियं लहइ जीवो ।
मिच्छत्त-ऽन्नाणा-ऽविरइ-विसयसुहभावणाणुगओ ॥ १०४३ ॥

पडिवण्णो उण कम्माणुभावओ भावओ परमसुद्धं ।
किह मोच्छिइ जाणंतो परमहियं दुलहं च पुणो ॥ १०४४ ॥

એ પ્રમાણે તો દ્રવ્યતીર્થ માટે હોય છે, પરન્તુ અત્યન્ત હિતકારી ભાવતીર્થને તો મિથ્યાત્વ-અજ્ઞાન-અવિરતિ-અને વિષય સુખની ભાવનાવાળો જીવ, દુઃખે પ્રાપ્ત કરે છે. પુનઃ શુભકર્મના અનુભાવથી પરમાર્થથી પરમ શુદ્ધ એવા એ તીર્થને પામીને "એ પરમ હિતકારી અને દુર્લભ છે." એમ જાણીને તેને કેમ મૂકી દે ? નજ મૂકી દે ૧૦૪૩-૧૦૪૪

અથવા જેમ—

अइक्खडं व किरियं रोगी दुक्खं पवज्जए पढमं ।
पडिवन्नो रोगक्खयमिच्छंतो मुंचए दुक्खं ॥ १०४५ ॥
इय कम्मवाहिगहिओ संजमकिरियं पवज्जए दुक्खं ।
पडिवन्नो कम्मक्खयमिच्छंतो मुंचए दुक्खं ॥ १०४६ ॥

અથવા જેમ રોગનો ક્ષય કરવા ઇચ્છતો રોગી અતિકર્કશ ક્રિયા પ્રથમ દુઃખે પ્રાપ્ત કરે છે, પરંતુ તે પામીને રોગનો-દુઃખનો ક્ષય કરવા ઇચ્છતો તે ક્રિયાને દુઃખે મુકે છે. એ પ્રમાણે કર્મરૂપ વ્યાધિથી ગ્રહાએલો જીવ સંયમક્રિયા દુઃખે પ્રાપ્ત કરે છે, પરંતુ તેને પામીને કર્મ ક્ષય ઇચ્છતો છતો તેને દુઃખે મૂકે છે અથવા દુઃખથી મુકાય છે. ૧૦૪૫-૧૦૪૬

હવે તીર્થંકર શબ્દનો અર્થ કહે છે.

अणुलोम-हेउ-तस्सीलया य जे भावतित्थमेयं तु ।
कुव्वंति पगासंति य ते तित्थयरा हियत्थकरा ॥ १०४७ ॥

જે હેતુથી-તત્સ્વભાવથી-અને અનુલોમ્યથી આ ભાવતીર્થ કરે છે અને પ્રકાશે છે, તે હિતાર્થકારી તીર્થંકરો છે. ૧૦૪૭

સદ્ધર્મરૂપ તીર્થ કરવામાં તેઓજ હેતુભૂત હોવાથી તે તીર્થંકર કહેવાય છે. વળી સ્વયં કૃતાર્થ છતાં પણ તીર્થંકર નામકર્મના ઉદયથી સમગ્ર પ્રાણિવર્ગ ઉપરની દયાને લીધે સદ્ધર્મરૂપ તીર્થનો ઉપદેશ કરવાનો તેમનો સ્વભાવ હોવાથી તે તીર્થંકર કહેવાય છે. તેમજ સ્ત્રી-પુરૂપ-બાળ-વૃદ્ધ-સ્થવિરકલ્પ-જિનકલ્પ આદિને અનુરૂપ ઉત્સર્ગ-અપવાદની દેશનાવડે અનુલોમથી સદ્ધર્મરૂપ તીર્થ કરનારા હોવાથી તે તીર્થંકર કહેવાય છે. એવા એ તીર્થંકર સર્વ પ્રાણિઓને મોક્ષરૂપ હિતકરનાર હોવાથી હિતાર્થકારી છે. ૧૦૪૭

હવે ભગવન્ત શબ્દનો અર્થ કહે છે.

ईसरिय-रूव-सिरि-जस-धम्म-पयत्ता मया भगाभिक्खा ।
ते तेसिमसामण्णा संति जओ तेण भगवंते ॥ १०४८ ॥

ઐશ્વર્ય-રૂપ-લક્ષ્મી-યશ-ધર્મ-અને પ્રયત્ન એ છ ભગ શબ્દના અર્થો કહેવાય છે, તે તેમને ( તીર્થંકરોને ) અસામાન્ય છે, તેથી તેઓ ભગવન્ત છે. ૧૦૪૮

ભગ સંજ્ઞાથી કહેવાતા ઐશ્વર્ય આદિ છ અર્થો તીર્થંકરોમાં અસાધારણ હોવાથી તેઓ ભગવાન્ કહેવાય છે. પ્રથમ સ્વાભાવિક, કર્મક્ષયથી થએલ અને દેવોએ કરેલ ચોત્રીસ અતિશય રૂપ પરમ ઐશ્વર્ય તેમને હોય છે. અને રૂપ તો સર્વ દેવો એકત્ર થઇને એક અંગુઠા પ્રમાણ રૂપ વિકુર્વે, ને તે રૂપને ભગવાનના અંગુઠા આગલ રાખે તો તે રૂપ અંગારાની પેઠે જિનેશ્વરના ચરણના અંગુઠાની પાસે શોભા ન પામે એવું છે. ગણધર-આહારક લબ્ધિવાળા મુનિ અનુત્તરવિમાનવાસી દેવો ચક્રિ-વાસુદેવ-બળદેવ-ને મંડળીક રાજાઓ અનુક્રમે હીન હીન રૂપવાળા હોય છે, અને તે સિવાય બાકીનાઓ છ સ્થાન પતિત છે, એ પ્રમાણે તેમનું રૂપ અનુપમ હોય છે, વળી તપ-તેજ-ને વિભૂતિરૂપ લક્ષ્મી પણ અસાધારણ હોય છે. તથા અનુપમ ગુણ સમૂહથી પ્રગટ થએલ શરદ ઋતુના ચંદ્ર સમાન નિર્મળ ત્રણ ભુવનમાં વ્યાપ્ત એવો તેમનો યશ હોય છે, તેમજ સમસ્ત ચારિત્ર-

મોહનીય કર્મના ક્ષયથી થએલ ઉત્તમ ક્ષમા-માર્દવ આદિ સર્વોત્કૃષ્ટ ધર્મ તેમને હોય છે, તથા સર્વ હિતકારી અનુષ્ઠાનોમાં પ્રમાદ રહિત તેમનો જે યત્ન તે પણ ચારિત્રાવરણનો ક્ષય થવાથી અનુપમ હોય છે. ૧૦૪૮

હવે "અણુત્તરપરક્કમે" એ શબ્દની વ્યાખ્યા કરે છે.

विरियं परिक्कमो इह परेऽरयो वा जओ तदक्कमणं ।
सोऽणुत्तरो वरो सिं अणुत्तरपरक्कमा तो ते ॥ १०४९ ॥

પરાક્રમ એટલે વીર્ય, તે પરાક્રમ ભગવંતોને સમસ્ત વીર્યાન્તરાયના ક્ષયથી સર્વ નરેન્દ્ર-દેવેન્દ્રથી પણ અનન્તગુણું હોવાથી અનુત્તર છે, અથવા પર એટલે કષાયાદિ ભાવ શત્રુઓ, તેમનું આક્રમણ એટલે પરાભવ કરવાથી તે પરાક્રમ પણ તેઓને અનુત્તર-સર્વોત્કૃષ્ટ છે. ૧૦૪૯

હવે "અમિયનાણી" એ શબ્દની વ્યાખ્યા કરે છે.

अमियमणंतं नाणं तं तेसिं अमियणाणिणो तो ते ।
तं जेण नेयमाणं तं चाणंतं जओ नेयं ॥ १०५० ॥

માપી ન શકાય તે અનન્ત, એવું જ્ઞાન (કેવળ જ્ઞાન) તેમને હોવાથી તે અમિત જ્ઞાનવાળા છે, કેમકે જ્ઞેયનું પ્રમાણ અનન્તુ છે તેથી જ્ઞાન પણ અનન્તું છે. ૧૦૫૦

હવે "તિણ્ણે સુગઈગઈગએ" એ શબ્દની વ્યાખ્યા કરે છે.

तिण्णा समइक्कंता भवण्णवं, कं गई गया तरिउं ? ।
सुगईण गई पत्ता सुगइगइगया तओ होंति ॥ १०५१ ॥

સંસાર સમુદ્રને અતિક્રમ્યા છે તેથી તરેલા. તરીને કઈ ગતિ પામેલા? ઉત્તર-સિદ્ધોની ગતિ પામેલા, અને તેથી તેઓ સુગતિગતિગત છે. (અર્થાત્ સંસાર સમુદ્ર તરીને સિદ્ધગતિ પામેલ હોવાથી તેઓ તરેલા-મોક્ષ પામેલા છે.) ૧૦૫૧.

હવે "સિદ્ધિપહપએસએ" એ પદની વ્યાખ્યા કરે છે.

स च्चिय सुगईण गई सिद्धी सिद्धाण जो पहो तीसे ।
तद्देसया पहाणा सिद्धिपहपएसया तो ते ॥ १०५२ ॥

તેજ (ઉપરોક્ત) સિદ્ધોની ગતિ તે સિદ્ધગતિ-મોક્ષ. તે સિદ્ધિનો જે જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ માર્ગ, તેના ઉપદેશક હોવાથી તે સિદ્ધિ માર્ગના ઉપદેશક છે. ૧૦૫૨.

હવે તે સિદ્ધિ-મોક્ષનો માર્ગ બતાવે છે.

सिद्धिपहो पुण सम्मत्त-नाण-चरणाइं वक्खमाणाइं ।
भवहेउविवक्खाओ नियाणपडिकूलकिरिय व ॥ १०५३ ॥

રોગના નિદાનથી પ્રતિકૂળ ક્રિયાની પેઠે, જે હવે કહેવાશે, તે સમ્યગ્ દર્શન-જ્ઞાન-અને ચારિત્ર એ ત્રણ સંસાર હેતુના વિઘાતક હોવાથી મોક્ષ માર્ગ છે. ૧૦૫૨.

સમ્યગ્ દર્શન-જ્ઞાન-ને ચારિત્ર એ મે ક્ષમાર્ગ છે, કારણ કે મિથ્યાત્વ-અજ્ઞાન-અને અવિરતિ આદિ જે સંસાર હેતુ છે તેના તેઓજ વિઘાતક છે, તેથી કરીને જે હેતુ જેના વિપક્ષ સ્વભાવવાળો હોય છે, તે હેતુ તેના વિપક્ષનો સાધક થાય છે, જેમ અજીર્ણઆદિ રોગના નિદાનના પ્રતિપક્ષભૂત લંઘનાદિ ક્રિયા નિરોગતા સાધે છે, તેમ અહીં પણ મિથ્યાત્વાદિ સંસાર હેતુના વિપક્ષભૂત સમકિતાદિ છે, તેથી તેઓ સંસારના વિપક્ષભૂત મોક્ષના સાધક છે. અથવા ઇષ્ટ અર્થનો વિઘાત કરનાર હેતુના પ્રતિપક્ષભૂત હોવાથી સમ્યક્ત્વાદિ ત્રણે ઇષ્ટ અર્થને સાધનારા છે. તેથી કરીને જેના વિઘાતકહેતુનો જે પ્રતિપક્ષભૂત સ્વભાવ તે તેનો સાધક થાય છે, જેમ નિરોગતાના વિઘાતક અજીર્ણઆદિના પ્રતિપક્ષભૂત લંઘન આદિ ક્રિયા નિરોગતા સાધે છે; તેમ અહીં પણ મોક્ષરૂપ ઇષ્ટ અર્થના વિઘાતક મિથ્યાત્વાદિ છે, અને તેના પ્રતિપક્ષભૂત સમ્યક્ત્વાદિ છે, તેથી તેઓ મોક્ષરૂપ ઇષ્ટ અર્થના સાધક છે. ૧૦૫૩.

હવે વંદે શબ્દનો અર્થ કહીને મહાવીરદેવને નમસ્કાર કરવાને પ્રસ્તાવના કરે છે.

वंदेऽभिवादये अभिथुगामि वा ते तिलोगमंगल्ले ।
सामण्णवंदणमिणं तित्थयरत्ताविसिट्ठाणं ॥ १०५४ ॥
पत्तेयवंदणमितो संपइ तित्थाहिवस्स वीरस्स ।
सुयनाणत्थप्पभवो स विसेसेणोवगारित्ति ॥ १०५५ ॥
तुल्लगुणाणं परिसं नमिऊण जह य ससामियं नमइ ।
तह तुल्लगुणेऽवि जिणे नमिउं तित्थाहिवं नमइ ॥ १०५६ ॥

તે ત્રણ લોકમાં માંગલિક એવા તીર્થંકરોને વન્દન કરૂંછું એટલે પ્રણામ કરૂંછું અથવા સ્તુતિ કરૂંછું. અહીં સર્વ જિનોમાં તીર્થંકરપણું સમાન હોવાથી ઋષભાદિ સર્વ તીર્થંકરોને આ સામાન્ય વન્દન કર્યું છે. હવે પછી વર્તમાન તીર્થના અધિપતિ શ્રીવીરને જુદું વંદન કરીશ, કેમકે શ્રુતજ્ઞાનના તેઓજ હેતુ હોવાથી વિશેષ ઉપકારી છે. અથવા રાજા વિગેરે સમાન ગુણવાળાના સમૂહને જોઈ જેમ કોઇ સર્વને સમાન પ્રણામ કરે છે, અને પછી પોતાના સ્વામિને નમસ્કાર કરે છે, તેમ અહીં પણ સમાન ગુણવાળા સર્વ તીર્થંકરોને સામાન્યથી નમીને પછી તીર્થના અધિપતિ શ્રીવીરને નમસ્કાર કર્યો છે. ૧૦૫૪-૫૫-૫૬.

वंदामि महाभागं महामुणिं महायसं महावीरं ।
अमर-नररायमहियं तित्थयरमिमस्स तित्थस्स ॥१०५७॥७९॥८१॥

મહાપ્રભાવવાળા-મહામુનિ-મહાયશવાળા, ઇન્દ્ર અને ચક્રવર્તિથી પૂજીત અને આ તીર્થને પ્રવર્તાવનાર એવા શ્રીમહાવીર જિનેશ્વરને હું વન્દન કરૂંછું ૧૦૫૭.

શ્રી મહાવીર ભગવાન્ અચિન્ત્ય શક્તિવાળા એટલે મહાપ્રભાવવાળા હોવાથી મહાભાગ છે, તથા જગતની ત્રિકાળસ્થિતિ જાણતા હોવાથી મહામુનિ, અથવા સર્વ શ્રુતિ-

ઓમાં પ્રધાન હોવાથી મહામુનિ. સર્વત્ર ત્રિભુવનમાં તેમનો યશ વ્યાપેલો હોવાથી મહાયશવાળા. કષાયાદિ મહાશત્રુ સૈન્યનો જય કરવાથી મહાવીર, અથવા થોડા કર્મ ખપાવેલા સાધુઓની અપેક્ષાએ જે વિશેષથી કર્મ ખપાવે છે તે વીર, અથવા ભવ્યજીવોને જે મોક્ષપ્રત્યે પહોંચાડે છે તે વીર. અથવા જે સ્વયં મોક્ષે જાય છે તે વીર, અથવા કર્મરૂપ શત્રુનો નાશ કરવાથી વીર. અથવા બીજાએ નહિ અનુભવેલ મહાતપરૂપ લક્ષ્મીવડે જે શોભે છે તે વીર. અથવા અંતરંગ મોહના મહાસૈન્યનો નાશ કરવાને જે અનન્ત તપોવીર્યને યોજે છે તે વીર. કહ્યું છે કે "જે કર્મનો નાશ કરે છે અને તપવડે શોભે છે. તેમજ તપોવીર્યે કરીને યુક્ત છે, તેથી તે વીર કહેવાય છે." વળી તે ઇન્દ્રો અને ચક્રવર્તિઓથી પૂજીત તેમજ આ વર્તમાનતીર્થના પ્રવર્તક હોવાથી મહા ઉપકારી છે, માટે ઉપરોક્ત વિશેષણોથી વિશેષિત એવા શ્રીમહાવીરદેવને હું નમસ્કાર કરૂં છું. ૧૦૫૭

ઉપરોક્ત નિર્યુક્તિની ગાથા ઉપર હવે ભાષ્ય કહે છે.

भागोऽचिंता सत्ती स महाभागो महप्पभावोत्ति ।
स महामुणी महंतं जं मुणइ मुणिप्पहाणो वा ॥ १०५८ ॥
तिहुयणविक्खायजसो महाजसो नामओ महावीरो ।
विक्कंतो व कसायाइस सेनप्पराजयओ ॥ १०५९ ॥
ईरेइ विसेसेण व खवेइ कम्माइं गमयइ सिवं वा ।
गच्छइ य तेण वीरो स महं वीरो महावीरो ॥ १०६० ॥
अमर-नररायमहियंनि पूइयं तेहिं, किमुय सेसेहिं ? ।
संपइतित्थस्स पहुं मंगल्ल महोवगारिं च ॥ १०६१ ॥

ભાગ એટલે અચિન્ત્યશક્તિ તેથી તે મહાભાગ અથવા મહાપ્રભાવવાળા, અનન્ત અર્થ જાણે તે મહામુનિ અથવા મુનીઓમાં પ્રધાન તે મહામુનિ, ત્રિભુવનમાં વિખ્યાત યશવાળા હોવાથી મહાયશ એવા મહાવીરજિન, અથવા કષાયાદિ શત્રુ સૈન્યનો પરાજય કરવાથી વીર. અથવા જે વિશેષે કરીને કર્મ ખપાવે, અથવા મોક્ષ પમાડે અને પોતે મોક્ષે જાય, તેથી તે વીર. એવા મહાન વીર તે મહાવીર, બીજાઓથી તો શું? પણ અમર-નરરાજ પૂજીત એટલે ઇન્દ્ર અને ચક્રવર્તિઓથી પણ પૂજીત. તથા વર્તમાન તીર્થના સ્વામિ માંગલ્યકારી અને મહોપકારી એવા શ્રીમહાવીરદેવને વંદન કરૂં છું. ૧૦૫૮ થી ૧૦૬૧.

એ પ્રમાણે અર્થ પ્રણેતાને મંગળ માટે વન્દન કર્યું. હવે સૂત્રકારને વન્દન કરે છે.

एक्कारसऽवि गणहरे पवायए पवयणस्स वंदामि ।
सव्वं गणहरवंसं वायगवंसं पवयणं च ॥ १०६२ ॥ ८० । ८२ ॥

(ઉત્તમ જ્ઞાન-દર્શનાદિ ગુણોના સમૂહને ધારે તે ગણધર.) એવા ગૌતમાદિ અગીઆરે ગણધરો, જે આગમના પ્રથમ ઉપદેશક છે તેમને, તથા સર્વ ગણધરો-આચાર્ય પરંપરારૂપ વંશને, અને ઉપાધ્યાયના વંશને, તેમજ આગમને, હું વન્દન કરૂં છું.

એ નિર્યુક્તિની ગાથા ઉપર ભાષ્યકાર મહારાજ કહે છે.

पुज्जो जहऽत्थवत्ता सुयवत्तारो तहा गणहराऽवि ।
पुज्जा पवायगा पवयणस्स ते बारसंगस्स ॥ १०६३ ॥

जह वा रायाणत्तं रायनिउत्तपणओ सुहं लहइ ।
तह जिणवरिंदविहियं गणहरपणओ सुहं लहइ ॥ १०६४ ॥

जह मूलसुयप्पभवा पुज्जा जिण-गणहरा तहा जेहिं ।
तदुभयमाणीयमिदं समप्पियं तेसिं किह न पुज्जो ? ॥ २०६५ ॥

जिणगणहरुग्गयस्सऽवि सुयस्स को गहण-धरण-दाणाई ।
कुणमाणो जइ गणहरवायगवंसो न होज्जाहि ? ॥ १०६६ ॥

सीसहिया वत्तारो गणाहिवा गणहरा तयत्थस्स ।
सुत्तस्सोवज्झाया वंसो तेसिं परंपरओ ॥ १०६७ ॥

पगयं पहाणवयणं पवयणं बारसंगमिह तस्स ।
जइ वत्तारो पुज्जा तंपि विसेसेण तो पुज्जं ॥ १०६८ ॥

જેમ અર્થના વકતા તીર્થંકર પૂજ્ય છે, તેમ સૂત્રના વકતા ગણધરો પણ પૂજ્ય છે, કેમકે તેઓ દ્વાદશાંગ પ્રવચનના વાચક છે; અથવા જેમ રાજાએ કહેલ દ્રવ્યાદિ વસ્તુ રાજનિયુક્ત એવા પ્રધાન આદિને નમસ્કાર કરવાથી સુખે પ્રાપ્ત થાય છે, તેમ જિનેશ્વરે કરેલ મંગળ આદિ પણ ગણધરોને પ્રણામ કરવાથી સુખે પ્રાપ્ત થાય છે; વળી જેમ મૂળ શ્રુતના હેતુભૂત જિનેશ્વર અને ગણધરો પૂજ્ય છે, તેમ જેઓ એ સૂત્રાર્થમય શ્રુત આટલા કાળ સુધી અહીં લાવ્યા તેઓનો વંશ કેમ પૂજવા યોગ્ય ન હોય? હોયજ. કેમકે જિનેશ્વર અને ગણધરોથી શ્રુત ઉત્પન્ન થયું છે, પણ જો આચાર્ય અને ઉપાધ્યાયનો વંશ ન હોત તો તેનું ગ્રહણ-ધારણ-ને દાન આદિ કોણ કરત? તથા જેમ ( ગૌતમ સ્વામિ આદિ ) ગણાધિપો અને ( જમ્બુસ્વામિ વિગેરે ) શેષ આચાર્ય ગણધરો, દ્વાદશાંગ અર્થના વ્યાખ્યાતા હોવાથી શિષ્યવર્ગને હિતકારી છે, તેમ તે દ્વાદશાંગ સૂત્રને ભણાવનાર ઉપાધ્યાયો-પણ શિષ્યવર્ગને હિતકારી છે, અને તે ઉપાધ્યાયની પરંપરારૂપ વંશ તે પણ હિતકારી છે, માટે પૂજ્ય છે, અહીં પ્રકૃત અને પ્રધાન એવું વચન જે દ્વાદશાંગી તે પ્રવચન, તેના વક્તાઓ જો પૂજ્ય છે, તો તે દ્વાદશાંગરૂપ પ્રવચન વિશેષ પૂજવા યોગ્ય છે. ૧૦૬૩ થી ૧૦૬૮.

આ પ્રમાણે તીર્થંકર અને ગણધરોને નમસ્કાર કર્યા પછી શું કરવું છે? તે કહે છે.

ते वंदिऊण सिरसा अत्थपुहुत्तस्स तेहिं कहियस्स ।
सुयनाणस्स भगवओ निज्जुत्तिं कित्तइस्सामि ॥ १०६९ ॥८१।८२

તે તીર્થંકર-ગણધરોને મન-વચન-કાયાએ વન્દન કરીને તેઓએ કહેલા સૂત્રાર્થરૂપ ભગવાન શ્રુતજ્ઞાનની નિર્યુક્તિ કહીશ. ૧૦૬૯.

એ નિર્યુક્તિની ગાથાનો વિસ્તારાર્થ ભાષ્યકાર હવે કહે છે.

ते तित्थयराइएऽभिवन्दिउं सुकयमङ्गलायारो ।
निविग्घमओ वोच्छं पगयमुवग्घायनिज्जुत्तिं ॥ १०७० ॥

તે તીર્થંકરાદિને નમસ્કાર કરવા પૂર્વક સારી રીતે મંગળોપચાર કરીને હવે પછી નિર્વિઘ્નપણે પ્રકૃત ઉપોદ્ઘાત નિર્યુક્તિ કરીશ. ૧૦૭૦.

अत्थो सुयस्स विसओ तत्तो भिन्नं सुयं पुहुत्तंति ।
उभयमिदं सुयनाणं नियोजणं तेसि निज्जुत्ती ॥ १०७१ ॥

અર્થ એટલે શ્રુતનો વિષય-અભિધેય, તેથી સૂત્ર કથંચિત્ ભિન્ન હોવાથી તે પૃથક્ કહેવાય. એ સૂત્ર-અર્થરૂપ ઉભય તે શ્રુતજ્ઞાન, ને બેનો પરસ્પર સંબંધ કરવો ( આ સૂત્રનો આ અર્થ.) તેરૂપ નિર્યુક્તિ. (તે કહીશું). ૧૦૭૧.

હવે "અત્થ પુહુત્ત" શબ્દનો બીજી રીતે અર્થ કરે છે.

अत्थस्स व पिहुभावो पुहुत्तमत्थस्स वित्थरत्तंति ।
इह सुयविसेसणं चिय अत्थपुहुत्तं व से सण्णा ॥ १०७२ ॥

અથવા અર્થનો પૃથુભાવ એટલે જીવાદિ અર્થનો વિસ્તાર તે અર્થ પૃથુત્વ તે અહીં શ્રુતજ્ઞાનનું વિશેષણજ સમજવું. અથવા અર્થપૃથુત્વ એ શ્રુતજ્ઞાનનું નામ સમજવું. (એવા તે શ્રુતજ્ઞાનની નિયુક્તિ હું કહીશ.) ૧૦૭૨.

અથવા—

अत्थाओ य पुहुत्तं जस्स तओ वा पुहुत्तओ जस्स ।
जं वा अत्थेण पिहुं अत्थपुहुत्तंति तब्भावो ॥ १०७३ ॥

અથવા અર્થથી જેનો કથંચિત્ ભેદ હોય, તે અર્થપૃથક્ત્વ, અથવા જેનાથી ભિન્નપણે અર્થ હોય તે અર્થપૃથક્ત્વ, અથવા અર્થથી પૃથુત્વ એટલે વિસ્તીર્ણ હોય તે અર્થપૃથુત્વ. ૧૦૭૩.

કોની કોની નિર્યુક્તિ કહેવાશે ? તે કહે છે.

आवस्सयस्स दसकालियस्स तह उत्तरज्झमायारे ।
सुयगडे निज्जुत्तिं वोच्छामि तहा दसाणं च ॥ १०७४ ॥ ८२८४
कप्पस्स य निज्जुत्तिं ववहारस्स व परमनिउणस्स ।
सूरियपण्णत्तीए वोच्छं इसिभासियाणं च ॥ १०७५ ॥ ८३८५
एएसिं निज्जुत्तिं वोच्छामि अहं जिणोवएसेण ।
आहरण-हेऊ-कारणपयनिवहमिणं समासेणं ॥ १०७६ ॥ ८४८६

આવશ્યક-દશવૈકાલિક-ઉત્તરાધ્યયન-આચારાંગ-સૂત્રકૃતાંગની-તથા દશાશ્રુતસ્કંધની નિર્યુક્તિ કહીશ. તેમજ કલ્પ-પરમનિપુણ એવો વ્યવહાર-સૂર્યપ્રજ્ઞપ્તિ-અને દેવેન્દ્રસ્તવાદિ ઋષિભાષિત ગ્રન્થોની નિર્યુક્તિ કહીશ એ શ્રુતવિશેષોની નિર્યુક્તિ, જિનોપદેશથી હેતુ-ઉદાહરણ-અને કારણ સહિતપણે સંક્ષેપથી કહીશ. ૧૦૭૪-૧૦૭૫-૧૦૭૬.

હવે ભાષ્યકાર મહારાજ હેતુ-ઉદાહરણ-અને કારણનું સ્વરૂપ કહે છે.

हेऊ अणुगम-वइरेगलक्खणो सज्झवत्थुपज्जाओ ।
आहरणं दिट्ठंतो कारणमुववत्तिमेत्तं तु ॥ १०७७ ॥
एवं पयाण निवहो हेऊ-दाहरण-कारणत्याणं ।
अहवा पयनिवहो चिय कारणमाहरण-हेऊणं ॥ १०७८ ॥

અન્વય-વ્યતિરેક લક્ષણ સાધ્ય વસ્તુનો પર્યાય તે હેતુ, અને ઉદાહરણ એટલે દૃષ્ટાન્ત તથા ઉપપત્તિમાત્ર હોય તે કારણ. એ પ્રમાણે હેતુ-ઉદાહરણ-અને કારણરૂપ અર્થોવાળાં પદોનો સમૂહ, અથવા કારણ-ઉદાહરણ-અને હેતુના પદનો સમૂહ ( જેમાં હોય એવી નિર્યુક્તિ કહીશ, ) ૧૦૭૭-૧૦૭૮.

'જ્યાં સાધન હોય ત્યાં સાધ્ય હોયજ, એ પ્રમાણે સાધનનો સાધ્યની સાથે અન્વય તે અનુગમ. અને સાધ્યના અભાવે સાધનનો અભાવ તે વ્યતિરેક. આ પ્રમાણે અન્વય-વ્યતિરેક સ્વરૂપ જે હોય તે હેતુ કહેવાય. જેમકે-" શબ્દ કૃતક હોવાથી અનિત્ય છે." અહીં અનિત્યપણું સાધ્ય છે અને કૃતકપણું હેતુ છે, તેમાં કૃતકપણું એ વસ્તુનો પર્યાય છે, જો તે અન્યનો પર્યાય હોય, તો વૈયધિકરણાદિ દોષયુક્ત થવાથી સાધ્યને સાધી શકે નહિ. તથા જે સાધર્મ્યથી અથવા વૈધર્મ્યથી સાધ્ય સાધવાને કહેવાય તે ઉદાહરણ અથવા દૃષ્ટાન્ત કહેવાય. જેમકે-જે ભોક્તા છે તે દેવદત્તની પેઠે કર્તા પણ છે, આ સાધર્મ્ય ઉદાહરણ કહેવાય, અને જે કર્તા નથી તે આકાશની પેઠે ભોક્તાપણ નથી, આ વૈધર્મ્ય દૃષ્ટાન્ત કહેવાય.

હવે કારણનું સ્વરૂપ કહે છે. જો કે અન્યત્ર કારણને હેતુજ કહેલ છે, પરન્તુ અહીં હેતુથી તેને સાક્ષાત્ પૃથક્ કર્યું છે. કારણ એટલે ઉપપત્તિમાત્ર. જેમકે-"જ્ઞાન અને અનાબાધાની ઉત્કર્ષતાથી સિદ્ધો અનુપમ સુખી છે." અહીં ઉપપત્તિમાત્ર છે. કેમકે સર્વજન પ્રતીત એવુ સાધ્ય-સાધન ધર્માનુગત કોઇપણ દૃષ્ટાન્ત અહી જણાવી શકાય તેમ નથી. પ્રકૃષ્ટજ્ઞાનવાળા અને રાગ-દ્વેષ-ક્ષુધા-પિપાસા-પરપરાભવાદિવડે અનાબાધારહિત સાધુઓ પરમસુખી જણાય છે. આમાં અતિપ્રકર્ષ પામેલ કેવલજ્ઞાનરૂપ જ્ઞાનની સાથે અને સર્વથા નિરાબાધપણાની સાથે અનુપમ સુખનો અન્વય જો કે નથી જણાતો, તોપણ ગીતાર્થ-પ્રશાન્ત સાધુને સુખી જોવાથી સિદ્ધોની નિરૂપમ સુખ સમૃદ્ધિની સંભાવના કરાય છે. તેથી અહીં ઉપપત્તિમાત્રજ છે.

અહીં ભાષ્યકારે પ્રથમ હેતુ કહ્યો છે અને પછી ઉદાહરણ કહ્યું છે, તે એમ જણાવવાને કે પ્રાય: એજ પ્રમાણે પ્રયોગનો ઉપન્યાસ થાય છે. પણ નિર્યુક્તિકારે જે પ્રથમ દૃષ્ટાન્ત અને તે પછી હેતુ કહ્યો છે, તે એમ જણાવવાને કે એ પ્રમાણે હેતુ કહ્યા સિવાય પ્રથમ દૃષ્ટાન્તજ બતાવાય એવો પણ ન્યાય છે. જેમકે મત્સ્યાદિને પાણીની પેઠે ગતિપરિણામ પામેલ જીવ-પુદ્ગળોને ધર્માસ્તિકાય ગતિઉપષ્ટંભક છે. વળી કોઇ સ્થળે દૃષ્ટાન્ત સિવાય કેવળ હેતુજ કહેવાય છે, જેમકે-પૂર્વે મેં જોએલ ચિન્હવાળો હોવાથી આ મારો અશ્વ છે. અહી દૃષ્ટાન્ત નથી. નિર્યુક્તિકારે કહ્યું છે કે-"જિનવચન સિદ્ધજ છે, પણ કોઇ વખત ઉદાહરણ કહેવાય છે, અને કોઇ વખત તેવા પ્રકારનો શ્રોતા પામીને હેતુ પણ કહેવાય છે.

આ પ્રમાણે હેતુ-ઉદાહરણ-અને કારણને કહેનારા પદોનો સમૂહ જેમાં હોય, એવી

નિર્યુક્તિ કહીશ. અથવા હેતુ અને ઉદાહરણના કારણભૂત પદોનો સમૂહ જેમાં હોય એવી નિર્યુક્તિ હું કહીશ. ૧૦૭૭-૧૦૭૮.

હવે આગળની નિર્યુક્તિની ગાથાનો સંબંધ જોડવાને કહે છે કે.

इय सव्वसंगहाईएँ जेणमावासयं अहिकयं च ।
सामाइयं च तस्सवि तो पढमं तस्स वोच्छामि ॥ १०७९ ॥

( પૂર્વે ૧૦૭૪ મી ગાથાના ) સંગ્રહમાં પ્રથમ આવશ્યકની નિર્યુક્તિ કહેવાનું કહ્યું છે, અને અહીં અધિકાર પણ તેનોજ છે. તેમાં પણ સામાયિક પહેલું છે, તેથી પ્રથમ સામાયિકની નિર્યુક્તિ કહીશ. ૧૦૭૯.

એજ વાત નિર્યુક્તિકાર કહે છે.

सामाइयनिज्जुत्तिं वोच्छं उवएसियं गुरुजणेणं ।
आयरियपरंपरएण आगयं आणुपुव्वीए ॥ १०८० ॥ ८५।८७

ગુરૂજનોએ ઉપદેશેલ અને આચાર્યોની પરંપરાએ અનુક્રમે આવેલ સામાયિકની નિર્યુક્તિ કહીશ. ૧૦૮૦.

ગુરૂજન એ શબ્દનો અર્થ ભાષ્યકાર કહે છે.

जिण-गणहरगुरुदेसियगायरियपरंपरागयं तत्तो ।
आयं व परंपरया पच्छा सयगुरुजणोद्दिट्ठं ॥ १०८१ ॥

જિનેશ્વર-ગણધર આદિ ગુરૂજનોએ ઉપદેશેલ એવી તથા તેમના પછી થયેલ જંબુસ્વામિ વિગેરે આચાર્યની પરંપરાએ આવેલ અને તે પછી વર્તમાન પોતાના ગુરૂએ કહેલ સામાયિકની ઉપોદ્ઘાત નિર્યુક્તિ કહીશ. ૧૦૮૧.

પરંપરા શબ્દનો ભાવાર્થ કહે છે.

उज्जेणीओ नीया जहेट्टगाओ पुरा परंपरया ।
पुरिसेहिं कोसंबिं तहागएयं परंपरया ॥ १०८२ ॥

જેમ પૂર્વે ઉજ્જયિણીથી રાજપુરૂષોએ પરંપરાએ ઇંટો કૌશાંબીમાં આણી, તેમ આચાર્યની પરંપરાએ આ નિર્યુક્તિ પણ આવી છે. ૧૦૮૨.

આનો ભાવાર્થ કથાનકથી જાણી શકાય એમ છે, તેથી સંક્ષેપથી તે સંબંધી કથા કહીએ છીએ.

આ ભરતક્ષેત્રમાં યમુના નદીના તીરે પૂર્વદિશારૂપ વધૂના કંઠમાં મુક્તાહાર સમાન કૌશાંબી નામે મહાનગરી હતી. ત્યાં સહસાનીકરાજાનો પુત્ર પોતાના કુલરૂપી સરોવરને વીશે કમલ સમાન શતાનીક નામે રાજા રાજ્ય કરતો હતો, તેને અતિશય રૂપવતી ચેટકરાજાની પુત્રી અને શ્રી મહાવીરસ્વામીના ચરણકમલને વિશે ભમરીસમાન મૃગાવતીનામે પટ્ટરાણી હતી. કોઇએક દિવસ શતાનીક રાજાએ પોતાના નગરમાં રહેનાર અને આરાધન કરેલા એવા શાકેતપુર નગરના પ્રતિષ્ઠિત સુર પ્રિય યક્ષ પાસેથી વરદાન પામેલા નિરપરાધ કોઇ ચિત્રકારના અંગુઠાનો અને તેની જોડેની ( તર્જની) આંગળીનો અગ્રભાગ જે ચિત્રકળામાં અતિ ઉપયોગી હતો, તેને મનઃસંકલ્પિત મિથ્યા અપરાધથી છેદી નાંખ્યો. આથી

અપમાન પામેલા ચિત્રકારે અત્યંત ક્રોધિત થઇ તેનું વેર લેવાનો ઉપાય ચિન્તવીને મૃગાવતીનું યથાવસ્થિતરૂપ પુનઃવરદાન મેળવીને ચિત્રપટ્ટમાં આલેખ્યું. પછી એ ચિત્રપટ્ટ સ્ત્રીલુબ્ધ અને અતિબળવાન એવા ઉજ્જયિનીના ચંડપ્રદ્યોત રાજાને બતાવ્યું. તે જોઇનેજ અતિશય કામથી પરાધીન થએલા રાજાએ મૃગાવતીની યાચના માટે પોતાના દૂતને શતાનીક રાજા પાસે મોકલ્યો. શતાનીક રાજાએ આથી અતિક્રોધિત થઇ તે દૂતને અપમાન પૂર્વક તિરસ્કાર કરીને પાછો કાઢયો. તેથી ચંડપ્રદ્યોતે અતિક્રોધાયમાન થઇ મહાબલવાન અને અનેક સુભટોની કોડીઓવાલા મુકુટબદ્ધ ચૌદ રાજાઓની સાથે મોટા લશ્કર સહિત શતાનીક રાજા ઉપર ચઢાઇ કરી. ચંડપ્રદ્યોતને મોટા લશ્કર યુક્ત આવતો સાંભળીને તથા પોતે તેનાથી અલ્પ લશ્કરવાળો છે એમ જાણીને ભયથી શતાનીક રાજાને અતિસાર રોગ થયો અને તેથી તે મરણ પામ્યો.

આથી મૃગાવતીએ વિચાર્યું, કે અરે ! ધિક્કાર છે મારા આ રૂપને કે જેને લીધે મારા સ્વામી મરણ પામ્યા, પરન્તુ આ વ્યતિકર આટલાથીજ અટકે એમ જણાતું નથી. ક્રોડોભવમાં પણ અતિ દુષ્પ્રાપ્ય અને શ્રીમાન્ મહાવીર પ્રભુના ઉપદેશથી ચિરકાળ પર્યન્ત પાળેલું મારું શીળરત્ન લુંટાય એવો પ્રસંગ આવ્યો છે, તો તે માટે કંઇક ઉપાય ચિન્તવું. એમ વિચારતી મૃગાવતીએ સ્વબુદ્ધિથી ઉપાય ચિન્તવીને ચઢી આવતા ચંડપ્રદ્યોતની સન્મુખ દૂત મોકલ્યો. તે દૂતે ત્યાં જઇને મૃગાવતીના વચનથી કહ્યું, કે મહારાજ ! દેવી મૃગાવતી આપ શ્રીમાન્ દેવને વિનંતિ કરે છે કે મારા સ્વામી દેવગત થયા હોવાથી હવે હું તમારે સ્વાધીનજ છું, પરન્તુ મારો પુત્ર ઉદયન જે રાજનો વારસ છે, તે હજી બાળક છે, તેને સ્વસ્થ-નિર્ભય કર્યા સિવાય જો હું તમારી પાસે આવું, તો સીમાડાના રાજાઓ તેનો પરાભવ કરીને રાજ લઇ લેશે, માટે આપ ત્યાં દૂર રહીનેજ મારા પુત્રને નિર્ભય કરો. એમ કર્યા સિવાય જો આપ મારા દેશની સીમામાં આવશો તો હું વિષ આદિ પ્રયોગથી મરણ પામીશ.

દૂતનાં વચનો સાંભળીને ચંડપ્રદ્યોતે કહ્યું, અરે ? મારા વિદ્યમાન છતાં તે કુમાર સન્મુખ ઉંચી દૃષ્ટિ પણ કોણ કરી શકે એમ છે ?

દૂતઃ—દેવ ! એ સત્ય છે, પરન્તુ ઉંચી ફણા કરીને ઓશીકે રહેલા વિષધરને સેંકડો યોજન દૂર રહેલો વૈદ્ય શું કરી શકે ? માટે આપ જેમ ઉદયન કુમાર નિર્ભય થાય તેમ કરો.

ચંડપ્રઃ—જો એમ છે, તો શું કરૂં કે જેથી તે નિર્ભય થાય ?

દૂતઃ—દેવ ! આપની નગરીની ઇંટો ઘણી મજબુત કહેવાય છે, તો તે ઇંટોથી કોશાંબીનગરીને મજબુત કોટ કરાવી આપો. દૂતના વચનથી રાજાએ તેમ કરવાને કબુલ્યું, પણ ઉજ્જયિનીથી કોશાંબીનગરી અતિ દૂર હોવાથી ગાડા-ગાડી વિગેરે વાહનોથી ઇંટો જલદી લાવીશકાય એમ ન હોવાથી પોતાના અસંખ્ય પદાતિ પુરૂષોની પરંપરાએ ઉજ્જયિનીથી ઇંટો લાવીને કોશાંબીને ફરતો મહાન્ કિલ્લો કરાવ્યો, તે પછી મૃગાવતીના કહેવાથી ધન ધાન્ય-જળ-ઘાસ આદિવડે તે નગરીને પૂર્ણ કરી. જ્યારે એ પ્રમાણે સર્વ સામગ્રીથી નગરી પૂર્ણ થઈ અને નગરીને લાંબા કાળ સુધી ઘેરો નાખવામાં આવે તોપણ અંદરના લોકોને કંઇપણ હરકત ન થાય એ પ્રમાણે થયું એટલે મૃગાવતીએ નગરીના દ્વારો બંધ કરીને ચંડપ્રદ્યોતને કહ્યો. ચંડપ્રદ્યોત પણ ત્યાં આવીને નગરીના દ્વારો બંધ જોઇને વિલખો

થઈ રહ્યો. તે અવસરે મૃગાવતીએ વિચાર્યું કે-હવે પુત્રના રાજ્યોપદ્રવથી તો હું નિશ્ચિંત થઈ પણ આ દુરન્ત સંસારનું સ્વરૂપ એવું અગમ્ય છે કે ક્યારે કઇ આપત્તિ આવશે તે જાણી શકાતું નથી. ધન્ય છે તે ગ્રામ-નગરઆદિ દેશો કે જ્યાં ભગવન્ મહાવીરદેવ વિચરે છે, અને તે લોકો તે ધન્ય છે કે જેઓ ભગવાનના ચરણકમલની રજવડે કરીને રંગેલા કપાલવાલા નીરંતર તેમની સેવા કરવાવાલા છે અને તેમના વચનરૂપી અમૃતવૃષ્ટિવડે કરીને કાલને નિર્ગમન કરે છે. હમણાં તે પ્રભુ અહીં આવે તો હું તેમની પાસે દીક્ષા ગ્રહણ કરૂં. તેનો આવો અભિપ્રાય જાણીને જગતબન્ધુ સર્વજ્ઞ મહાવીરદેવ ત્યાં પધાર્યા. એટલે મૃગાવતી તથા ચંડપ્રદ્યોત રાજા ભગવન્તને વન્દન કરવા આવ્યા, તે અવસરે ધર્મોપદેશ થઈ રહ્યા બાદ મૃગાવતીએ ચંડપ્રદ્યોત પાસેથી દીક્ષા લેવાની આજ્ઞા માગી, રાજાએ ભગવન્તની લજ્જાથી અને દેવ-મનુષ્યને અસુરોની પરપદાથી લજ્જા પામેલાએ તેને આજ્ઞા આપી એટલે તેણીએ વ્રતગ્રહણ કર્યું.

આ કથાનો ઉપનય એ છે, કે જેમ પુરૂષની પરંપરાએ ઉજ્જયિનીથી કોશાંબીમાં ઇંટો આવી, તેમ આ નિર્યુક્તિ પણ આચાર્યની પરંપરાથી મારા સુધી આવી છે. ૧૦૮૨

અહીં શિષ્ય પૂછે છે કે—

दव्वस्स परंपरओ जुत्तो भावसुयसंकमो कत्तो ?।
सद्दोऽवि नागओऽयं स एव जिण-गणहरुच्चरिओ ॥ १०८३ ॥

દ્રવ્યનું પરંપરાએ આગમન યુક્ત છે, પણ ભાવરૂપ શ્રુતનો એ પ્રમાણે સંક્રમ કેવી રીતે થાય? વળી જિનેશ્વર-ગણધર મહારાજે કહેલ શબ્દ પણ આવેલ નથી. ૧૦૮૩.

ઇષ્ટિકાદિ ( ઇંટો વીગેરે ) દ્રવ્યનું આગમન પુરૂષપરંપરાએ યુક્ત છે, પણ નિર્યુક્તિ તો ભાવશ્રુતરૂપ હોવાથી તેનો એ પ્રમાણે સંક્રમ કેવી રીતે થઈ શકે? કેમકે ભાવશ્રુત તે જીવનો ગુણ છે. કદાચ એમ કહો કે કારણભૂત શબ્દાત્મક દ્રવ્યશ્રુત એ પ્રમાણે પરંપરાએ આવે છે, તેથી ભાવ શ્રુતમાં પણ ઉપચારથી આગમન કહ્યું છે. તો આ કથન પણ અયોગ્ય છે. કેમકે જિનેશ્વર-ગણધરોએ જે શબ્દો પ્રથમ કહેલ છે, તેજ શબ્દો અહીં આવેલ નથી, કારણ કે તે શબ્દો તો ઉચ્ચાર કર્યા પછી તરતજ ઉપરમ પામેલ છે, એટલે તેની અપેક્ષાએ પણ આગમન કેમ સંભવે? નજ સંભવે. ૧૦૮૩.

શિષ્યની એ પૃચ્છાનો આચાર્યશ્રી ઉત્તર આપે છે કે—

आगयमिवागयं तं तत्तो जत्तो समुब्भवो जस्स ।
स परंपरओ य जओ तमागयमिओ तदुवयारो ॥ १०८४ ॥

જેનો જેનાથી ઉદ્દભવ હોય, તે તેનાથી આવેલું કહેવાય છે, અને તે પરંપરા જેનાથી ઉદ્દભવે છે તે આચાર્યોથી તે આવેલ છે. એમ તેનો ઉપચાર કરાય છે. ૧૦૮૪.

જેમ રૂપીઆ વિગેરેથી અથવા ઘટ વિગેરેથી ભોજન આદિની કે ઘટરૂપાદિની ઉત્પત્તિ થાય છે, તે ભોજનાદિ અથવા રૂપાદિ વસ્તુ, રૂપીઆથી અથવા ઘટાદિથી આવેલ છે, એમ કહેવાય છે. જેમ ગંગાનો પ્રવાહ હિમવાન્ પર્વતથી આવેલો છે, તેમાં હિમવાન્ તેનો હેતુ છે. તેવી રીતે આ નિર્યુક્તિનો ઉદ્દભવ પણ આચાર્યોની પરંપરાથી છે, અને તેથી જે જમ્બુસ્વામિ વિગેરે આચાર્યોની પરંપરાએ આ સામાયિક આવેલ છે, તેમનાથીજ આ નિર્યુક્તિનો ઉદ્દભવ પણ છે, આ કારણથી સામાયિક નિર્યુક્તિ તેમનાથી આવેલ છે, એવો ઉપચાર કરાય છે, અહીં તે તેમનાથી ઉત્પન્ન થએલ છે, અથવા તેમના પાસેથી જાણેલ છે, એવો અર્થ સમજવો. ૧૦૮૪.

હવે નિર્યુક્તિ શબ્દનો અર્થ કહે છે.

निज्जुत्ता ते अत्था जं वद्धा तेण होइ निज्जुत्ती ।
तहवि य इच्छावेइ विभासिउं सुत्तपरिवाडी ॥ १०८५ ॥ ८६।८८

જે કારણથી નિશ્ચયવડે કરીને અથવા અધિકપણાવડે કરીને અથવા પ્રથમ રૂડી રીતે સિદ્ધ છે તથા કહેલા તેજ અર્થો અહિં ગુંથ્યા છે એટલે કે જીવાદિ અર્થો સૂત્રમાં નિર્યુક્ત છે એટલે સંબદ્ધ છે તે કારણથી તે નિર્યુક્તિ કહેવાય છે, ( જો કે પ્રથમજ સૂત્રમાં અર્થ સંબદ્ધ છે. ) તો પણ ( શ્રોતા ઉપર અનુગ્રહ કરવાને ગુરૂને ) સૂત્રપરિપાટી તે અર્થો કહેવાવાને ઇચ્છે છે. ૧૦૮૫.

એ ગાથાનો વિસ્તારાર્થ ભાષ્યકાર કહે છે.

जं निच्छयाइजुत्ता सुत्ते अत्था इमीएँ वक्खाया ।
तेणेयं निज्जुत्ती निज्जुत्तत्थाभिहाणाओ ॥ १०८६ ॥

જે કારણથી સૂત્રમાં નિશ્ચયથી-અધિકતાથી-આદિમાં-અથવા સારી રીતે જીવાદિ વિદ્યમાન અર્થો નિર્યુક્ત-સંબદ્ધ છે, તે અર્થો આ નિર્યુક્તિવડે કહેવાય છે, તે કારણથી આને નિર્યુક્તિ કહેવાય છે. ૧૦૮૬.

શિષ્ય પૂછે છે કે—

सुत्ते निज्जुत्ताणं निज्जुत्तीए पुणो किमत्थाणं ? ।
निज्जुत्ते वि न सव्वे कोइ मवक्खाणिए मुणइ ॥ १०८७ ॥

સૂત્રમાં નિર્યુક્ત એવા જીવાદિ અર્થોનું વ્યાખ્યાન કરવાને માટે નિર્યુક્તિ કરવાથી શું લાભ છે? (સૂત્રમાં જે વિદ્યમાન અર્થો કહ્યા છે, તે અર્થો શિષ્ય વર્ગ સ્વયં જાણી લેશે, તે માટે નિર્યુક્તિ કહેવી નિરર્થક છે. ) ના એમ નહિ. સૂત્રમાં કહ્યા છતાં પણ (તથા પ્રકારની બુદ્ધિરહિત શિષ્યો) નિર્યુક્તિથી કહ્યા સિવાય સર્વને છતા અર્થને જાણી શકતા નથી ૧૦૮૭.

એ કારણથી.

तो सुयपरिवाडि च्चिय इच्छावेइ तमणिच्छमाणंपि ।
निज्जुत्ते वि तदत्थे वोत्तुं तदणुग्गहट्ठाए ॥ १०८८ ॥

તે કારણથી કહેવાને નહિ ઇચ્છતાં છતાં પણ તે સૂત્ર પદ્ધતિજ નિર્યુક્તિકાર આચાર્યને, સૂત્ર નિર્યુક્ત જીવાદિ અર્થોને કહેવાને અજાણ્યા શ્રોતાપર અનુગ્રહ કરવાને પ્રેરે છે.૧૦૮૮.

એ સંબંધમાં દૃષ્ટાન્ત કહે છે.

फलयलिहियंपि मंखो पढइ पभासइ तहा कराईहिं ।
दाएइ य पइवत्थुं सुहबोहत्थं तह इहंपि ॥ १०८९ ॥

જેમ કોઈ મંખ ( ચિત્રામણ બતાવનાર ગૌરીપુત્ર ) પાટીઆમાં અનેક પ્રકારની આલેખિત વસ્તુ વાંચે છે, તેની વ્યાખ્યા કરે છે અને મુગ્ધજનોને સ્હેલાઇથી બોધ કરવાને હસ્તાદિથી દરેક વસ્તુ બતાવે છે. ( જેમકે આ સ્ત્રીએ અન્યજન્મમાં પોતાના સ્વામિને સાડીવડે કરીને ઠગ્યો હતો, તેથી તેને આ જન્મમાં આવી માતંગમ કુળમાં જન્મ થવારૂપ

વિપાક થયો. વળી આ સ્ત્રી પોતાના સ્વામિના મિત્રો અથવા પ્રાહુણા આવતા ત્યારે મોઢું ચડાવતી હતી. અને આ સ્ત્રી પોતાની પાસે વૈભવ છતાં પણ આવેલા યાચકોને નિરંતર "નથી નથી" એમ કહેતી હતી. ( નિરાશ કરતી હતી ) તેથી તેને આવા આવા પ્રકારના દુઃખ વિપાક અનુભવવા પડયા. ઇત્યાદિ પ્રકારે )તેમ અહીં પણ વિવિધ શ્રોતાઓના વિચિત્રપણાને જોઇને આચાર્યશ્રી સર્વની ઉપર અનુગ્રહ કરવાની બુદ્ધિથી સૂત્રમાં સંબદ્ધ એવા અર્થોને નિર્યુક્તિથી સવિસ્તર કહે છે. ૧૦૮૯.

अहवा सुयपरिवाडी सुओवएसोऽयमेव जदवस्सं ।
सोयव्वं निस्संकियसुयविणयत्थं सुबोहंपि ॥ १०९० ॥

અથવા શ્રુતપરિપાટી એટલે શાસ્રનો રીવાજ તે આવો છે કે શંકારહિત થવાને તથા શ્રુતના વિનયોપચારને માટે શ્રુત સુબોધ હોય છતાં પણ શાસ્ર મોક્ષની ઇચ્છા વાલાએ સાંભળવું એટલા માટે એ પ્રકારની સૂત્રની પરિપાટી સૂત્રમાં સંબદ્ધ અર્થો છે તેને પણ કહેવાને પ્રેરે છે એટલે આચાર શ્રુતમાં રહેલા જીવાદિકોને કહેવડાવવા પ્રેરે છે, ને અવશ્ય સાંભળવું જોઇએ ૧૦૯૦

શ્રુતપરિપાટીની જગોપર કેટલીએક પ્રતોમાં સૂત્ર પરિપાટી પાઠ છે. તે માટે કહે છે.

इच्छइ विभासिउं मे सुयपरिवाडिं न सुट्ठु बुज्झामि ।
नातिमई वा सीसो गुरुमिच्छावेइ वोत्तुं जे ॥ १०९१ ॥

હે ભગવન્ત ! હું મન્દમતિ સૂત્ર પરિપાટી સમ્યક્ જાણતો નથી, માટે આપ તે મને કહો, એ પ્રમાણે શિષ્ય ગુરૂને નિયુક્તિ કહેવાને પ્રેરે છે. અથવા આ શિષ્ય મંદબુદ્ધિવાળો છે માટે નિર્યુક્તિજ પ્રેરણા કરે છે કે તમે આ શિષ્યને મ્હારા અર્થો સમજાવો ૧૦૯૧.

હવે આગળની ગાથાનો સંબંધ જોડવાને શંકા કરે છે કે—

कत्तो पसूयमागयमायरियपरंपराए सुयनाणं ।
सामाइयाइयमिदं सव्वं चिय सुत्तमत्थो वा ? ॥ १०९२ ॥

પ્રથમ આપે કહ્યું છે કે આચાર્યની પરંપરાએ આવેલી સામાયિકનિર્યુક્તિ કહીશ, પણ આ સામાયિક નિર્યુક્તિ પ્રથમ ક્યાંથી ઉત્પન્ન થઇને આચાર્યની પરંપરાએ આવેલ છે ? તથા સામાયિકથી લઇને બિન્દુસાર પર્યન્તનું સૂત્રાર્થરૂપ સર્વ શ્રુત પણ કોનાથી ઉત્પન્ન થઇને આચાર્યપરંપરાએ આવેલું છે ? ૧૦૯૨.

આ સ્થલે વચમાં પ્રશ્ન કરાવી સમાધાન આપતા કહે છે કે—

एयं नणु भणियं चिय अत्थपुहुत्तस्स तेहिं कहियस्स ।
इह तेसिं चिय सीलाइकहण-गहणप्फलविसेसो ॥ १०९३ ॥

એ વાત પૂર્વે કહેલ છે કે તે તીર્થંકર-ગણધરોએ કહેલ અર્થપૃથક્ત્વરૂપ શ્રુતજ્ઞાનની નિર્યુક્તિ કહીશ એટલે અહિં કહેવાની જરૂર નથી. ઉત્તરમાં જણાવે છે કે હા ત્યાં કહેલ છે કે તીર્થંકરોથી સૂત્રાર્થની ઉત્પત્તિ થઈ છે પણ અહીં તો હવે તેમનાં શીલાદિનું કથન ગ્રંથન અને ફળવિશેષ એ ત્રણ વસ્તુ વિશેષથી કહેવાશે ૧૦૯૩.

૧૦૯૨ ગાથામાં કહેલ પ્રશ્નોના ઉત્તર માટે કહે છે,

**तव-नियम-नाणरुक्खं आरूढो केवली अमियनाणी ।**
**तो मुयइ नाणवुट्टिं भवियजणविबोहणट्ठाए ॥ १०९४ ॥ ८७।८९**
**तं बुद्धिमएण पडेण गणहरा गिण्हिउं निरवसेसं ।**
**तित्थयरभासियाइं गंथंति तओ पवयणट्ठा ॥ १०९५ ॥ ८८।९०**

તપ-નિયમ-અને જ્ઞાનરૂપ વૃક્ષપર આરૂઢ અનન્તજ્ઞાનવાળા કેવળી મહારાજ ભવ્ય-જનોને બોધ કરવા માટે તે વૃક્ષથી જ્ઞાનરૂપ પુષ્પનીવૃષ્ટિ કરે છે. તે જ્ઞાનરૂપ પુષ્પને બુદ્ધિમય પટમાં ગણધરો ગ્રહણ કરીને તીર્થંકરોએ કહેલ વચનો પ્રવચન માટે ગુથે છે. ૧૦૯૪-૧૦૯૫

વૃક્ષ બે પ્રકારનાં છે દ્રવ્ય વૃક્ષ તથા ભાવવૃક્ષ જેમ કોઇક મનુષ્ય કલ્પવૃક્ષપર ચઢીને તેના સુવાસિત પુષ્પો એકઠા કરીને નીચે રહેલા બીજા ચડવાને અસમર્થ મનુષ્યને અનુકંપાથી આપે છે, અને તે મનુષ્ય તે પુષ્પો જમીન પર પડી ધુળવાળા ન થાય તે માટે સ્વચ્છ અને વિસ્તૃત વસ્ત્રમાં લઇ લેછે, તે પછી તેનો યથાયોગ્ય પોતે ઉપભોગ કરે છે અને બીજાઓની પાસે પણ તેનો ઉપભોગ કરાવીને ઉપકાર કરી સુખ પામે છે. તેવીજ રીતે ' તપ-નિયમ-અને જ્ઞાનરૂપ વૃક્ષપર આરુઢ થએલ અનન્તજ્ઞાનવાળા કેવળી ભગવન્ત ભવ્યજનોને બોધ કરવાને જ્ઞાનરૂપ પુષ્પની વૃષ્ટિ કરે છે, ગણધરો બુદ્ધિરૂપી પટમાં તે લે છે ને પોતે ધારણ કરવા પૂર્વક બીજાને પણ ગુંથીને આપી પરોપકાર કરે છે એમ ઉપનય જોડવો. તેમાં તપ તે બાહ્ય છ ભેદ અને અભ્યન્તર છ ભેદ એમ બાર પ્રકારે છે. ઇન્દ્રિય અને નોઇન્દ્રિયનો નિગ્રહરૂપ સંયમ તે નિયમ, એમાં શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો નિગ્રહ તે ઇન્દ્રિયસંયમ અને કષાય આદિનો નિગ્રહ તે નોઇન્દ્રિયસંયમ, જ્ઞાન તે સંપૂર્ણ કેવળજ્ઞાન, એ પ્રકારના તપ-નિયમ અને કેવળજ્ઞાનરૂપ વૃક્ષપર આરુઢ થએલા સર્વજ્ઞ ભગવન્ત તે વૃક્ષથી ભવ્યજનોને બોધ કરવા માટે જ્ઞાનના કારણભૂત શબ્દરૂપ પુષ્પની વૃષ્ટિ કરે છે, તે પુષ્પવૃષ્ટિ પોતાની નિર્મળ-બુદ્ધિરૂપ પટમાં ગૌતમાદિ ગણધરો સંપૂર્ણ ગ્રહણ કરે છે, અને તે પછી પ્રવચન માટે વિવિધ પુષ્પમાળાની પેઠે તે વચનોની સૂત્ર તરીકે રચના કરે છે. ૧૦૯૪-૧૦૯૫.

હવે એજ અર્થ ભાષ્યકાર કહે છે.

रुक्खाइरूवयनिरुवणत्थमिह दव्वरुक्खदिट्ठंतो ।
जह कोइ विउलवणसंडमज्झयारट्ठियं रम्मं ॥ १०९६ ॥
तुंगं विउलक्खंधं साइसओ कप्परुक्खमारूढो ।
पज्जत्तगहियबहुविहसुरभिकुसुमोऽणुकंपाए ॥ १०९७ ॥
कुसुमत्थिभूमिचिट्ठियपुरिसपसारिय पडेसु पक्खिवइ ।
गंथंति तेऽवि घेत्तुं सेमजणाणुग्गहट्ठाए ॥ १०९८ ॥
लोगवणसंडमज्झे चोत्तीसाइसयसंपदोवेओ ।
तव-निमम-नाणमइयं स कप्परुक्खं समारूढो ॥ १०९९ ॥
मा होज्ज नाणगहणम्मि संसओ तेण केवलिग्गहणं ।
सोऽवि चउहा तओऽयं सव्वण्णू अमियनाणित्ति ॥ ११०० ॥

पज्जत्तनाणकुसुमो ताइं छउमत्थभूमिसंथेसु ।
नाणकुसुमत्थिगणहरसियबुद्धिपडेसु पक्खिवइ ॥ ११०१ ॥

પૂર્વોક્ત વૃક્ષાદિનું રૂપક નિરૂપણ કરવા માટે અહિં દ્રવ્યવૃક્ષનું દૃષ્ટાન્ત છે. જેમ કોઇ અતિશય શક્તિમાન પુરૂષ, વિસ્તીર્ણ વનખંડની મધ્યમાં રહેલ મનોહર, ઉંચા અને વિસ્તીર્ણ સ્કંધવાળા કલ્પવૃક્ષપર ચઢીને, સંપૂર્ણ બહુ પ્રકારના સુવાસિત પુષ્પો ગ્રહણ કરીને અનુકંપાથી, બીજા પુષ્પના અર્થી એવા ભૂમિપર પટ પ્રસારીને રહેલા પુરૂષોને આપે છે. તે પુરૂષો પણ બીજા જનોના અનુગ્રહ માટે તેને ગુંથે છે. તેવીજ રીતે વિશ્વરૂપ વનખંડની મધ્યમાં રહેલા, તપ-નિયમ-અને જ્ઞાનરૂપ કલ્પવૃક્ષપર ચઢેલા ચોત્રીસ અતિશયરૂપ સંપત્તિયુક્ત ભગવન્ત, સંપૂર્ણજ્ઞાનરૂપ પુષ્પો છદ્મસ્થરૂપ ભૂમિપર રહેલા-અને જ્ઞાનરૂપ પુષ્પના અર્થી ગણધર મહારાજાઓની નિર્મળ બુદ્ધિરૂપ પટમાં નાંખે છે. અહીં જ્ઞાનશબ્દ ગ્રહણ કરવાથી કયા જ્ઞાનવાળા એમ સંશય ન થાય તે માટે મૂળમાં કેવળી શબ્દ ગ્રહણ કરેલ છે, તે કેવળી પણ શ્રુતઅવધિઆદિથી ચાર પ્રકારે છે, તેથી અમિતજ્ઞાની એટલે સર્વજ્ઞ એમ કહ્યું છે. ૧૦૯૬-થી-૧૧૦૧.

અહીં શિષ્ય પૂછે છે કે—

कीस कहेइ कयत्थो किं वा भविआण चेव बोहत्थं ।
सवोपायविहिण्णे किं वाऽभवे न बोहेइ ? ॥ ११०२ ॥

ભગવન્ત કૃતાર્થ છતાં શા માટે ધર્મોપદેશ કહે છે? તેમાં પણ સર્વ ઉપાય-અને વિધિ જાણવા છતાં ભવ્ય જીવોને બોધ કરવાનેજ શામાટે ધર્મ કહે છે? અભવ્યને પણ કેમ બોધ નથી કરતા? ૧૧૦૨.

આચાર્યશ્રી એનો ઉત્તર આપે છે કે-

नेगंतेण कयत्थो जेणोदिन्नं जिणिन्दनामं से ।
तदवंझफलं तस्स य खवणोवाओऽयमेव जओ ॥ ११०३ ॥
जं व कयत्थस्सवि से अणुवक्कयपरोवगारिसाभवं ।
परमहियदेसयत्तं भासयसाभवमिव रविणो ॥ ११०४ ॥
किं च कमलेसु राओ रविणो बोहेइ जेण सो ताइं ।
कुमुएसु व से दोसो जं न विबुज्झंति से ताइं ? ॥ ११०५ ॥
जं बोह-मउलणाइं सूरकरामरिसओ समाणाओ ।
कमल-कुमुयाण तो तं साभवं तस्स तेसिं च ॥ ११०६ ॥
जह बोल्लगाईणं पगासधम्माचि सो सदोसेणं ।
उइओऽवि तमोरूवो एवमभवाण जिणसूरो ॥ ११०७ ॥
सज्झं तिगिच्छमाणो रोगं रागी न भण्णए वेज्जो ।
मुणमाणो य असज्झं निसेहयंतो जह अदोसो ॥ ११०८ ॥
तह भवकम्मरोगं नासंतो रागवं न जिणवेज्जो ।
न य दोसि अभवासज्झकम्मरोगं निसेहंतो ॥ ११०९ ॥

मोत्तु अजोग्गं जोग्गे दलिए रूवं करेइ रूवारो ।
न य रागद्दोसिल्लो तहेव जोग्गे विबोहेंतो ॥ १११० ॥

તીર્થંકર એકાન્તે કૃતાથ નથી. કેમકે તેમને જિન નામ કર્મનો ઉદય છે, ને તે કર્મ નિષ્ફળ નથી થતું, તેથી તેનો ક્ષય કરવાને ધર્મોપદેશ આપવો એજ ઉપાય છે. અથવા તે કૃતાર્થ છતાં પણ સૂર્યના પ્રકાશ સ્વભાવની પેઠે તે ભગવાનનો અનુપકૃત છતાં પરોપકારીપણાથી પરમહિત કરવાનો સ્વભાવ છે. જેમ કમળો સૂર્યથી બોધ પામે છે, તેથી શું કમળોપર તે રાગી છે? અને કુમુદ પુષ્પો તેથી વિકસ્વર નથી થતા એટલે શું કુમુદ પુષ્પોપર તે દ્વેષી છે? (ના.) જેમ સૂર્ય કિરણોનો પરામર્શ સમાન છે, તોપણ કમળોને વિકસ્વર કરે છે અને કુમુદને વિકસ્વર નથી કરતો. તેથી તે કમલ વગેરેનો અને તે સૂર્યનો તેવોજ સ્વભાવ છે. અથવા જેમ ઉદય પામેલ સૂર્ય, ઘૂવડાદિને પોતાના દોષથી અંધકારરૂપ છે, તેમ અભવ્યોને જિનેશ્વર મહારાજરૂપ સૂર્ય પણ બોધ કરી શકતા નથી. અથવા જેમ સાધ્ય-રોગની ચિકિત્સા કરનાર વૈદ્ય તે રોગીપર રાગી નથી કહેવાતો, અને અસાધ્ય રોગ જાણીને ચિકિત્સા નહિ કરવાથી દ્વેષી નથી કહેવાતો; તેમ ભવ્યના કર્મરૂપ રોગનો નાશ કરનાર જિનેશ્વરરૂપ વૈદ્ય તે ભવ્યો ઉપર રાગી નથી અને અભવ્યના અસાધ્ય એવા કર્મરૂપ રોગ હોવાથી તેનો નાશ ન કરવાથી દ્વેષી પણ નથી. અથવા જેમ અયોગ્ય કાષ્ઠાદિ મૂકીને યોગ્ય કાષ્ઠાદિમાં સુથાર રૂપ કરે છે, તેથી તે સુથારાદિ તે કાષ્ઠાદિ ઉપર રાગી-દ્વેષી નથી. તેમ જિનેશ્વર પણ યોગ્યને બોધ કરવાથી રાગી નથી અને અયોગ્યને બોધ નહિ કરવાથી દ્વેષી પણ નથી. ૧૧૦૩-થી-૧૧૧૦.

હવે નિર્યુક્તિની બીજી ગાથાની વ્યાખ્યા ભાષ્યકાર કહે છે.

तं नाणकुसुमवुट्ठिं घेत्तुं बीयाइबुद्धओ सव्वं ।
गंथंति पवयणट्ठा माला इव चित्तकुसुमाणं ॥ ११११ ॥

पगयं वयणं पवयणमिह सुयनाणं कहं तयं होज्जा ? ।
पवयणमहवा संघो गहेंति तयणुग्गहाए ॥ १११२ ॥

તીર્થંકરે મૂકેલ જ્ઞાનરૂપ પુષ્પની વૃષ્ટિને બીજાદિબુદ્ધિવાળા (જે એક પદથી અનેક પદો ગ્રહણ કરે તે બુદ્ધિને બીજબુદ્ધિ કહેવાય તેવા અને આદિશબ્દથી કોઠારમાં ધાન્યની માફક અખંડ સૂત્રાર્થ ધારણ કરે એવી જે કોષ્ઠબુદ્ધિ તેવાળા) ગણધર મહારાજો સમગ્રપણે ગ્રહણ કરીને, વિચિત્ર પુષ્પમાળાની પેઠે તે જ્ઞાનરૂપ પુષ્પની પ્રવચન માટે (સૂત્ર) રચના કરેછે. પ્રવચન એટલે પ્રધાનવચન અથવા-(પ્રશસ્ત વચન, અથવા આદિવચન, અથવા સંઘ) પ્રવચન જે દ્વાદશાંગ શ્રુત તે કેવી રીતે થાય? તેથી દ્વાદશાંગરૂપ પ્રવચન માટે અથવા સંઘના અનુગ્રહ માટે સૂત્ર રચના કરે છે. ૧૧૧૧-૧૧૧૨.

અથવા બીજા કારણથી પણ તેની રચના કરે છે તે કારણ જણાવે છે.

घेत्तुं व सुहं सुहगुणण-धारणा दाउं पुच्छिउं चेव ।
एएहिं कारणेहिं जीयं ति कयं गणहरेहिं ॥ १११३ ॥ ८९१९

સુખપૂર્વક ગ્રહણ કરી શકાય, ગણી શકાય, ધારી શકાય, બીજાને આપી શકાય અને પૂછી શકાય, એ કારણોથી પણ ગણધરોએ શ્રુત રચના કરી છે. ૧૧૧૩.

છુટા વેરાએલા પુષ્પ સમૂહની પેઠે ભગવન્તે કહેલા વચનવૃન્દને સૂત્રરૂપે ગુંથેલ હોય, એટલે પદ-વાકય-પ્રકરણ-અધ્યાય-પ્રાભૃતાદિના નિયતક્રમ પ્રમાણે વ્યવસ્થાપિત કરેલ હોય, તો તે સુખે ગ્રહણ કરી શકાય; જેમકે "આ શાસ્ત્રનો આટલો ભાગ ગ્રહણ કર્યો અને હવે આગળ આટલો ગ્રહણ કરવાનો બાકી રહ્યો" વળી એ પ્રમાણે વ્યવસ્થિત હોય, તો તેનું પરાવર્તન સારી રીતે કરી શકાય અને તેની સ્મૃતિ પણ રાખી શકાય, શિષ્યને શિખવવું હોય તોપણ સુગમ થાય, શંકા પડવાથી તેનો નિશ્ચય કરવાને ગુરૂને સુખપૂર્વક પ્રશ્ન પણ કરી શકાય. આવા કારણોથી ગણધર મહારાજોએ જીવિતની સુજબ અવ્યવચ્છિન્ન એવા દ્વાદશાંગશ્રુતની ગણધરનો કલ્પ હોવાથી રચના કરી છે.

એજ અર્થ હવે ભાષ્યકાર કહે છે.

मुक्ककुसुमाण गहणाइयाइं जह दुक्करं करेउं जे ।
गुच्छाणं च सुहयरं तहेव जिणवयणकुसुमाणं ॥ १११४ ॥
पय-वक्क-पगरण-ज्झाय-पाहुडाइनियतक्कमपमाणं ।
तदणुसरना सुहं चिय घेप्पइ गहियं इदं गेज्झं ॥ १११५ ॥
एवं गुणणं धरणं दाणं पुच्छा य तदणुसारेण ।
होइ सुहं जीयंति य कायव्वमियं जओऽवस्सं ॥ १११६ ॥
सव्वेहिं गणहरेहिं जीयंति सुयं जओ न वोच्छिन्नं ।
गणहरमज्जाया वा जीयं सव्वाणुचिन्नं वा ॥ १११७ ॥

જેમ છુટા પુષ્પોનું ગ્રહણ આદિ દુષ્કર છે, અને (પુષ્પના) ગુચ્છાઓનું ગ્રહણાદિ સુકર છે, તેમ જિનવિચનરૂપ પુષ્પો પણ, પદ-વાકય-પ્રકરણ-અધ્યાય-પ્રાભૃતાદિ નિયત-ક્રમાનુસારે વ્યવસ્થિત હોય, તો તેને અનુસારે સૂત્રને સુખપૂર્વક ગ્રહણ કરી શકાય (જેમકે) "આટલું ગ્રહણ કર્યું, અને આટલું ગ્રહણ કરવાનું રહ્યું." વળી એ પ્રમાણે નિયમિત હોય તો, પરાવર્તન-સ્મરણ-દાન-અને પૃચ્છા પણ તદનુસારે સુખે થાય, આ કારણોથી ગણધરોએ શ્રુત રચ્યું છે, કેમકે તેઓએ તે અવશ્ય કરવું જોઇએ. અથવા સર્વ ગણધરોએ જીવના જીવિતની પેઠે અવ્યવચ્છિન્ન એવું શ્રુત રચ્યું છે, કેમકે શ્રુતનો કદીપણ વિચ્છેદનથી થતો. અથવા ગણધરોની એજ મર્યાદા છે, કે તેઓએ ગણધરનામકર્મના ઉદયથી શ્રુત રચના કરવીજ જોઇએ, કેમકે સર્વ ગણધરોએ તે પ્રમાણે કરેલ છે. ૧૧૧૪-થી-૧૧૧૭.

હવે આગળની નિર્યુક્તિની ગાથાનો સંબંધ જોડવાને ભાષ્યકાર કહે છે કે—

जिणभणिइ चिय सुत्तं गणहरकरणम्मि को विसेसो त्थ ? ।
सो तदविक्खो भासइ न उ वित्थरओ सुयं किंतु ॥ १११८ ॥

( તીર્થંકર ભાષિત વચનોને ગણધરો સ્વરૂપે રચે છે. ) એ વચનથી તીર્થંકરે કહેલ વચનોનેજ સૂત્ર કરે છે, એમાં શું વિશેષ છે? તીર્થંકર જે શ્રુત કહે છે તે ગણધરોની બુદ્ધિની અપેક્ષાએજ અલ્પ માત્ર કહે છે, પણ સર્વને સાધારણ એવા વિસ્તારથી નથી કહેતા. પરન્તુ શ્રી જિનેશ્વર મહારાજા શું કહે છે ને ગણધરો શા માટે સૂત્ર રચે છે તે દેખાડે છે.

अत्थं भासइ अरहा सुत्तं गंथंति गणहरा निउणं ।
सासणस्स हियट्ठाए तओ सुत्तं पवत्तेई ॥ १११९ ॥ ९०९२

અરિહંત અર્થ કહે છે, અને ગણધરો તેનું સૂક્ષ્માર્થ ને ઘણાએ અર્થવાળું સૂત્ર ગુંથે છે.-રચે છે. તેથી શાસનના હિત માટે સૂત્ર પ્રવર્તે છે. ૧૧૧૯.

આગળ એજ અધિકાર વિસ્તારથી કહેતાં ભાષ્યકાર શંકા સમાધાન કહે છે.

नणु अत्थोऽणभिलप्पो स कहं भासइ न सद्दरूवो सो ? ।
सद्दम्मि तदुवयारो अत्थप्पच्चायणफलम्मि ॥ ११२० ॥

અર્થ અનભિલાપ્ય હોવાથી તીર્થંકર તે અર્થને કેવી રીતે બોલી શકે? કેમકે અર્થ શબ્દરૂપ નથી? ઉત્તર-અર્થની પ્રતીતિ કરાવવામાં કારણભૂત એવા શબ્દની અંદર અર્થનો ઉપચાર કર્યો છે. ("તેથી અર્થ કહે છે એમ કહ્યું.") ૧૧૨૦

પુન: શંકા કરે છે કે—

तो सुत्तमेव भासइ अत्थप्पच्चायगं, न नामत्थं ।
गणहारिणोऽवि तं चिय करिंति को पइविसेसो त्थ ? ॥ ११२१ ॥

( જો એમ હોય ) તો અર્થની પ્રતીતિ કરાવનાર સૂત્ર તેજ તીર્થંકરો પણ કહે છે, પણ અર્થ નથી કહેતા એમ થયું. અને ગણધરો પણ તેનેજ સૂત્ર કરે છે, તો એ બેમાં તફાવત શું છે? ૧૧૨૧.

એ શંકાનું આચાર્યશ્રી સમાધાન કરે છે—

सो पुरिसावेक्खाए थोवं भणइ न उ वारसंगाइं ।
अत्थो तदवेक्खाए सुत्तं चिय गणहराणं त ॥ ११२२ ॥

તીર્થંકર મહારાજ ગણધરરૂપ પુરૂષની અપેક્ષાએ થોડુંજ કહે છે, પણ દ્વાદશાંગ નથી કહેતા, દ્વાદશાંગની અપેક્ષાએ તે અર્થ છે, અને તેજ અર્થ ગણધરોની અપેક્ષાએ સંક્ષેપ સૂચક હોવાથી સૂત્ર છે.

ભગવાન્ તીર્થંકર ગણધર જેવા પુરૂષની અપેક્ષાએ "उप्पज्जेइ वा, विगमेइ वा, धुवेइ वा" એટલે ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, અને સ્થિર રહે છે. એ પ્રમાણે કેવળ ત્રણ માતૃકાપદ રૂપ અલ્પ અર્થ કહે છે, પણ બારે અંગો નથી કહેતા. એ ત્રણ જે માતૃકા પદો તે શબ્દરૂપ છતાં પણ દ્વાદશાંગની અપેક્ષાએ સંક્ષિપ્ત હોવાથી અર્થ કહેવાય છે, અને ગણધરોની અપેક્ષાએ એજ માતૃકાપદ શબ્દરૂપ હોવાથી સૂત્ર કહેવાય છે. એ પ્રમાણે ઉભયમાં-જિનોક્ત અર્થ અને ગણધરોક્ત સૂત્રમાં તફાવત છે. ૧૧૨૨.

શિષ્ય:—માતૃકાપદ શબ્દરૂપ હોવાથી તે સૂત્રરૂપ છે, એ સમજી શકાય છે, પણ તેજ માતૃકાપદ અર્થરૂપ પણ છે, એ કેવી રીતે? તેનો આચાર્યશ્રી ઉત્તર આપે છે.

अंगाइसुत्तरयणानिरवेक्खो जेण तेण सो अत्थो ।
अहवा न सेसपययणहियउत्ति जह वारसंगमिणं ॥ ११२३ ॥
पवयणहियं पुण तयं जं सुहगहणाइ गणहरेहिंतो ।
वारसविहं पवत्तइ निउणं सुहुमं महत्थं च ॥ ११२४ ॥

અંગાદિ સૂત્ર રચનાથી નિરપેક્ષ હોવાથી તે ત્રણ માતૃકાપદ અર્થ કહેવાય છે. અથવા જેમ આ દ્વાદશાંગ શેષ પ્રવચનને હિતકારી છે, તેમ તે હિતકારી નથી. પ્રવચન ( સંઘ ) ને હિતકારી તો તેજ છે, કે જેનું સુખે ગ્રહણ-ધારણ થઇ શકે. અને એવું તો ગણધરોએ રચેલું આચારાંગાદિ બાર પ્રકારનું સૂત્રજ છે. તેથી દ્વાદશાંગીસૂત્ર છે ને તે નિપુણ એટલે સૂક્ષ્મ અર્થ પ્રતિપાદક અને મહા અર્થવાળું છે ૧૧૨૩-૧૧૨૪.

નિપુણ એવો અર્થ કર્યો તેની અપેક્ષાએ અર્થાન્તર કહે છે.

निययगुणं वा निउणं निद्दोसं गणहराऽहवा निउणा ।
तं पुण किमाइ-पज्जंतमाणमिह को व से सारो ? ॥ ११२५ ॥

અથવા તે શ્રુત નિયતગુણવાળું એટલે સર્વ સંનિહિત સૂત્રના ગુણવાળું હોવાથી નિર્દોષ છે કેટલીક જગોપર निउणा એવો પાઠ છે તેની અપેક્ષાએ સૂક્ષ્મ અર્થને દેખનાર એવા હોવાથી ગણધરોજ નિપુણ કહેવાય. તે શ્રુતની આદિમાં શું? અન્તમાં શું ? અને તેનો સાર શું છે ? ૧૧૨૫.

એ પ્રશ્નોના ઉત્તરો આપવાને નિર્યુક્તિકાર કહે છે કે—

सामाइयमाईयं सुयनाणं जाव बिंदुसाराओ ।
तस्सवि सारो चरणं सारो चरणस्स निव्वाणं ॥ ११२६ ॥ ९१।९३

સામાયિકથી યાવત્ બિન્દુસાર પર્યન્ત શ્રુતજ્ઞાન છે, તેમાં સામાયિક આદિ શ્રુત છે અને બિન્દુસાર અન્તિમ છે. એ શ્રુતજ્ઞાનનો સાર ચારિત્ર છે અને ચારિત્રનો સાર મોક્ષછે. ૧૧૨૬

સમગ્ર શ્રુતમાં સામાયિક આદિશ્રુત છે, કેમકે ચારિત્રગ્રહણ કરતાં શરૂઆતમાં સામાયિકનુંજ દાન કરાય છે. અને તે પછી છેક અન્તે બિન્દુસાર નામનું ચૌદમું પૂર્વ શ્રુત છે. એ શ્રુતના બે-અનેક-અને બાર ભેદ છે. અને તે શ્રુતનો સાર ચારિત્ર છે. અહીં સાર શબ્દનો અર્થ પ્રધાન અથવા ફળ સમજવો. એટલે શ્રુતજ્ઞાનથી ચારિત્ર પ્રધાન છે, અને તેજ તેનું ફળ છે. અથવા સમ્યક્ત્વનો સાર પણ ચારિત્ર છે, અથવા શ્રુતજ્ઞાનનો સાર ચારિત્ર પણ અને અપિશબ્દ કહ્યો છે તેથી મોક્ષ પણ સાર છે. જો એમ માનવામાં ન આવે તો જ્ઞાન મોક્ષનો હેતુ ન થાય, પરન્તુ જ્ઞાનરહિત એકલું ચારિત્રજ મોક્ષનો હેતુ થાય. ને એમ માનવું એ અનુચિત છે કેમકે " सम्यग् दर्शनज्ञान-चारित्राणि मोक्षमार्गः ( तत्त्वार्थ. १-१ ) તથા " नाण-किरियाहि मोक्खो" એટલે સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન-અને સમ્યક્ચારિત્ર મોક્ષમાર્ગ છે, અથવા જ્ઞાન અને ક્રિયાવડે મોક્ષ થાય છે. આ સૂત્રનાં પદો અયોગ્ય ઠરે. અહીં જ્ઞાન અને ચારિત્ર બન્ને મોક્ષના સમાન હેતુ છે. પરન્તુ એક ગૌણહેતુ છે અને બીજો મુખ્ય હેતુ છે, તેથી " જ્ઞાનનો સાર ચારિત્ર છે. અને ચારિત્રનો સાર મોક્ષ છે. " એમ કહ્યું છે. અહી સારશબ્દ ફળવાચી સમજવો. એટલે તપ-સંયમરૂપ ચારિત્રનું ફળ મોક્ષ છે. શૈલેશી અવસ્થામાં થનારા સર્વ સંવરરૂપ ચારિત્ર વિના મોક્ષ ન થાય, સર્વસંવરરૂપ ચારિત્ર હોય, તો મોક્ષ થાયજ. તેથી ચારિત્રનું ફલ-સાર મોક્ષ કહ્યું, અન્યથા તો સમ્યગ્દર્શનાદિ ત્રણ સમુદિતજ મોક્ષના હેતુ છે, કેમકે શૈલેશી-અવસ્થામાં પણ ક્ષાયિકદર્શન અને ક્ષાયિકજ્ઞાન અવશ્ય હોય છે ૧૧૨૬.

તેનું સાર ચારિત્ર છે એ પદની વ્યાખ્યા બીજી રીતે કરે છે.

सोउं सुयण्णवं वा दुग्गेज्झं सारमेत्तमेतस्स ।
घेच्छं तयंति पुच्छइ सीसो चरणं गुरू भणइ ॥ ११२७ ॥

અથવા સામાયિકાદિ બિન્દુસાર પર્યંત શ્રુતાર્ણવ દુર્ગાહ્ય છે, એમ શ્રવણ કરીને તેનો સાર માત્ર ગ્રહણ કરીશ, તેથી શિષ્ય પૂછે છે કે આ દ્વાદશાંગશ્રુતનો સાર શું છે ? ગુરૂ કહે છે કે તેનો સાર ચારિત્ર છે, (ચારિત્રનો સાર મોક્ષ છે એ વાત તો વગર પૂછેજ ગાથાને અંતે જણાવી છે) ૧૧૨૭.

શિષ્ય પૂછે છે કે—

अन्नाणओ हयत्ति य किरिया नाण किरियाहिं नेव्वाणं ।
भणियं तो किह चरणं सारो नाणस्स तमसारो ? ॥ ११२८ ॥

અજ્ઞાનથી ક્રિયા હણાએલી છે, એવા આગળના વચનથી જ્ઞાન અને ક્રિયા સમુદિત હોય તોજ તેનાથી મોક્ષ થાય એમ આગમમાં કહ્યું છે તો જ્ઞાનનો સાર ચારિત્ર છે એમ કેમ કહેવાય ? કેમકે ક્રિયા વિનાનું જ્ઞાન તો અસાર છે ? ૧૧૨૮.

આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે કે—

चरणोवलद्धिहेऊ जं नाणं चरणओ य नेव्वाणं ।
सारोत्ति तेण चरणं पहाण-गुणभावओ भणियं ॥ ११२९ ॥
नाणं पयासयं चिय गुत्ति-विसुद्धिप्फलं च जं चरणं ।
मोक्खो य दुगाहीणो चरणं नाणस्स तो सारो ॥ ११३० ॥

જે માટે ચારિત્રની પ્રાપ્તિમાં મતિશ્રુતાદિ જ્ઞાન એ મુખ્ય હેતુ છે, કેમકે જ્ઞાન વિના છાંડવા લાયકતથા ગ્રહણ કરવા લાયક પદાર્થનો બોધ થતો નથી અને ચારિત્રથી મોક્ષ થાય છે. તેથી ચારિત્ર એ જ્ઞાનનો સાર છે. વળી સર્વસંવરરૂપ ચારિત્ર મોક્ષનું પ્રધાન કારણ છે અને જ્ઞાન ગૌણભાવે કારણ છે. જ્ઞાન કરવા લાયક નહી કરવા લાયક વીગેરે વસ્તુનું પ્રકાશક છે અને ચારિત્ર ગુપ્તિ તથા વિશુદ્ધિના ફળવાળું છે. અને મોક્ષ તો એ બન્નેને આધીન છે તેથી જ્ઞાનનો સાર ચારિત્ર છે. ૧૧૨૯-૧૧૩૦

મતિ-શ્રુતાદિ જ્ઞાન ચારિત્ર પ્રાપ્તિનું મુખ્ય કારણ છે કેમકે જ્ઞાન વિના ચારિત્રના વિષયભૂત જીવ-અજીવ આદિનું અને હેય-ઉપાદેય આદિનું જ્ઞાન નથી થતું. અને જ્ઞાન ન હોવાથી યથાર્થ ક્રિયા કરી શકાય નહિ. વળી તપ-સંયમરૂપ ચારિત્રથી મોક્ષ થાય છે. આ કારણથી સર્વ સંવરરૂપ ચારિત્ર મોક્ષનું મુખ્ય કારણ છે. અને જ્ઞાન તો મોક્ષના કારણનું કારણ હોવાથી ગૌણભાવે કારણ છે. કારણ કે અકૃત્યાદિ વસ્તુનું પ્રકાશક હોવાથી જ્ઞાન તો માત્ર વસ્તુનું જ્ઞાન કરવામાંજ વ્યાપારાય છે, અને ચારિત્ર તો સંવર અને કર્મ-નિર્જરારૂપ ગુપ્તિ અને વિશુદ્ધિ આત્મક ફળવાળું છે. તેથી મોક્ષ, જ્ઞાન અને ચારિત્ર ઉભયને આધિન છે. માત્ર મુખ્યતાએ મોક્ષ ચારિત્રને આધીન છે, અને ગૌણપણે જ્ઞાનને આધિન છે. આ કારણથી ચારિત્રને જ્ઞાનનો સાર કહ્યો છે. ૧૧૨૯-૧૧૩૦

બીજી રીતે પણ જ્ઞાનથી ચારિત્ર મુખ્ય છે, તે જણાવે છે.

जं सव्वनाणलाभाणंतरमहवा न मुच्चए सव्वो ।
मुच्चइ य सव्वसंवरलाभे तो सो पहाणयरो ॥ ११३१ ॥

અથવા કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી તરતજ સર્વ જીવો મોક્ષ નથી પામતા, પરન્તુ શૈલેશી અવસ્થામાં સર્વસંવરરૂપ ચારિત્રની પ્રાપ્તિ થએ સર્વ જીવો મોક્ષ પામે છે. તે કારણથી તે સર્વસંવરરૂપ ચારિત્રજ અન્વયપણા તરીકે કરીને મોક્ષનું પ્રધાનતર કારણ છે. ને તે સંવરક્રિયારૂપ હોવા થકી ચારિત્ર છે. ૧૧૩૧.

આ કહેલી વાતજ સ્પષ્ટ સમજાવે છે.

लामेऽवि जस्स मोक्खो न होइ जस्स य स होइ स पहाणो ।
एवं चिय सुद्धनया नेव्वाणं संजमं वेंति ॥ ११३२ ॥

જે માટે મત્યાદિ પાંચ જ્ઞાનનો લાભ થયા છતાં પણ તરતજ મોક્ષ નથી મળતું, તેથી તે તેનું ગૌણ કારણ છે, અને જેનો લાભ થવાથી તરતજ અવશ્ય મોક્ષ થાય છે એવો સંવર તે જ્ઞાનથી મોક્ષનું પ્રધાન કારણ છે. આ પ્રમાણે ઋજુસૂત્રાદિ શુદ્ધનયો સંયમનેજ મોક્ષ કહે છે.કારણ કે અત્યંતનજીક કારણ એના સર્વ સંવરરૂપ સંયમનેજ નિર્વાણરૂપ કાર્યના ઉપચાર થકી મોક્ષ કહે છે, પણ જ્ઞાનને મોક્ષ નથી કહેતા. કેમકે વ્યવહારનય, તપ-સંયમ-નિર્ગ્રન્થ-પણું-અને પ્રવચન તેને મોક્ષ કહે છે, તથા શબ્દ અને ઋજુસૂત્રનયો ચારિત્રનેજ મોક્ષ કહે છે. ૧૧૩૨.

આ સ્થળે કોઇ જ્ઞાનવાદી કહે છે કે—

आह पहाणं नाणं न चरित्तं, नाणमेव वा सुद्धं ।
कारणमिह न उ किरिया सावि हु नाणप्फलं जम्हा ॥ ११३३ ॥

જ્ઞાનજ પ્રધાન છે, પણ ચારિત્ર પ્રધાન નથી, અથવા અહીં જ્ઞાનજ મોક્ષનું કારણ છે, પરન્તુ ક્રિયા નથી; કેમકે તે ક્રિયા તો જ્ઞાનનું ફળ છે. ૧૧૩૩

મોક્ષના કારણોમાં જ્ઞાનજ મુખ્ય છે, ચારિત્ર મુખ્ય નથી; અથવા જ્ઞાનજ એકલું મોક્ષનું કારણ છે પણ ક્રિયા મોક્ષનું કારણ નથી. કેમકે એ ક્રિયા પણ જ્ઞાનનું ફળ-કાર્ય છે. જેમ મૃત્તિકા ઘટનું કારણ છે, છતાં ઘટની અપાન્તરાલવર્તિ પિંડ-શિવક-કુશુલઆદિનું પણ કારણ થાય છે. એવીજ રીતે જ્ઞાન પણ મોક્ષનું કારણ છે, અને મોક્ષ થવા પહેલાં થતી જે સર્વ સંયમાદિ ક્રિયા તેનું પણ કારણ છે. વળી જેમ ક્રિયા જ્ઞાનનું કાર્ય છે, તેમ તે ક્રિયા પછી થનાર મોક્ષ આદિ પણ જ્ઞાનનું કાર્ય છે. તેમજ ક્રિયાની પૂર્વે સમ્યક્ત્વ પ્રાપ્તિકાળે તત્ત્વપરિજ્ઞાનાદિ અને રાગ દ્વેષનો નિગ્રહ વિગેરે થાય છે, તે સર્વ જ્ઞાનનુંજ કાર્ય છે. અને આ દુનિઆમાં પણ સર્વજનને પ્રત્યક્ષ છે કે મનચિન્તિત અહિમંત્રથી પવિત્ર થયેલ મનુષ્ય, વિષભક્ષણ વિષાપહાર-ભૂત-શાકિનીઆદિનો નિગ્રહ કરે છે, તે સર્વ ક્રિયા રહિત જ્ઞાનનુંજ ફળ-કાર્ય છે. આથી એમ સિદ્ધ થાય છે કે મોક્ષ જ્ઞાનનુંજ કાર્ય છે ૧૧૩૩.

સ્પષ્ટપણા માટે એજ વાત બતાવે છે—

जह सा नाणस्स फलं तह सेसंपि तह बोहकालेवि ।
नेयपरिच्छेयमयं रागादिविणिग्गहो जो य ॥ ११३४ ॥
जं च मणोचिंतियमंतपूयविसभक्खणाइबहुभेयं ।
फलमिह तं पच्चक्खं किरियारहियस्स नाणस्स ॥ ११३५ ॥

જેમ તે ક્રિયા જ્ઞાનનું ફળ છે, તેમ બીજું મોક્ષાદિ પણ જ્ઞાનનું ફળ છે, તથા સમ્યક્ત્વ પ્રાપ્તિકાળે તત્ત્વપરિજ્ઞાન અને રાગાદિનો નિગ્રહ જે થાય છે, તે સર્વ જ્ઞાનનું ફળ છે. અને મનોચિન્તિત મંત્રથી પવિત્ર વિષભક્ષણાદિ બહુ પ્રકારનું જે ફળ અહીં પ્રત્યક્ષ જણાય છે, તે ક્રિયારહિત કેવલ જ્ઞાનનુંજ ફલ છે. ૧૧૩૪-૧૧૩૫.

આચાર્યશ્રી જ્ઞાનવાદીને ઉત્તર આપે છે કે—

जेणं चिय नाणाओ किरिया तत्तो फलं च तो दोवि ।
कारणमिट्टा किरियारहियं चिय तं पसाहेज्जा ॥ ११३६ ॥

જે માટે જ્ઞાનથી ક્રિયા થાય છે, અને તે ક્રિયાથી મોક્ષરૂપ ઇષ્ટફળ પ્રાપ્ત થાય છે, તેથીજ જ્ઞાન ને ક્રિયા એ બન્ને મોક્ષનું કારણ છે. અન્યથા મોક્ષ થવામાં પરિકલ્પનાની નિરર્થકતાને લીધે ક્રિયા રહિત જ્ઞાનજ ઇષ્ટફળ સાધક થાય ૧૧૩૬.

અને વળી—

नाणं परंपरमणंतरा उ किरिया तयं पहाणयरं ।
जुत्तं कारणमहवा समयं तो दोन्नि जुत्ताइं ॥ ११३७ ॥

જ્ઞાન પરંપરાએ કાર્યને ઉપકાર કરે છે, અને ક્રિયા અનન્તર ઉપકાર કરે છે, તેથી તે ક્રિયાજ પ્રધાન કારણપણે યુક્ત છે, અને જો બન્ને એકી સાથે ઉપકાર કરતા હોય તો બન્ને પ્રધાન કારણ કહેવાં યોગ્ય છે. ૧૧૩૭

જ્ઞાનથી ક્રિયા થાય છે, પણ તે ક્રિયાને તમે જ્ઞાનવાદી મોક્ષનું કારણ માનો છો કે નહિ? જો ન માનતા હો, તો તેની અપેક્ષા વિના માત્ર જ્ઞાનથીજ મોક્ષ થવો જોઇએ, કેમકે જે કારણ નથી તેની અપેક્ષાની શું જરૂર છે? અને ક્રિયા પણ કાર્યનું કારણ છે, એમ જો માનતા હો, તો—

कारणमंतं मोत्तुं किरियमणंतं कह मयं नाणं ? ।
सहचारित्ते व कहं कारणमेक्कं न पुणरेक्कं ? ॥ ११३८ ॥

એમ છે તો આંતરા રહીતપણે ઉપકાર કરનાર ક્રિયારૂપ અન્ત્ય કારણ મૂકીને જ્ઞાનરૂપ પરંપરાએ કાર્ય કરનારને કારણ કેમ માનો છો ? એ જણાવો, બન્ને સાથે કાર્યને ઉપકાર કરે છે. ( એમ કહેતા હો તો ) એક જ્ઞાનનેજ કારણ શા માટે કહો છો? અને ક્રિયાને કારણ કેમ નથી કહેતા? ૧૧૩૮ વળી—

रागाइसमो संजमकिरिय चिय नाणकारणा होज्ज ।
तीसे फले विवाओ तं वत्तो नाणसहियाओ ॥ ११३९ ॥

રાગાદિનો ઉપશમ તે સંયમ ક્રિયાજ છે, અને તે ક્રિયા જ્ઞાનરૂપ કારણવાળી છે. ( જ્ઞાનથી થાય છે ) તે ક્રિયાના ફળમાં વિવાદ છે, જ્ઞાનથીજ મોક્ષ થાય છે? ક્રિયાથીજ મોક્ષ થાય છે? કે જ્ઞાન સહિત ક્રિયાથી થાય છે? આમાં જ્ઞાનસહિત ક્રિયાથીજ થાય. ૧૧૩૯

રાગઆદિનો નિગ્રહ તે સંયમ ક્રિયાજ છે બીજું કંઇ નથી. અને તે સંયમ ક્રિયા જ્ઞાનનું ફળ છે, એમ માનવામાં અમારે કોઇ વિરૂદ્ધ નથી; પરન્તુ તે ક્રિયાના ફળ સંબંધમાં વિવાદ છે કે તેથી જે મોક્ષરૂપ ફળ થાય છે, તે માત્ર એકલા જ્ઞાનથીજ થાય છે?

અથવા એકલી ક્રિયાથીજ થાય છે? એકલા જ્ઞાનથી મોક્ષ થાય છે, એમ તો નહિ કહી શકાય? કેમકે જ્ઞાન પછી મોક્ષ પ્રાપ્ત પહેલાં ક્રિયાની ઉત્પત્તિ તમે પણ માનો છો. વળી એકલી ક્રિયાથી પણ મોક્ષ નહિ કહી શકાય, કેમકે જ્ઞાનશૂન્ય ક્રિયા ઉન્મત્ત મનુષ્યની ક્રિયા જેવી છે, અને તેવી ક્રિયાથી પણ મોક્ષ પ્રાપ્તિ થવી જોઇએ. માટે જ્ઞાનરહિત ક્રિયાથી મોક્ષ થાય એમ કહેવું તે પણ અયોગ્ય છે. અને તેથી ત્રીજો પક્ષ જ્ઞાનસહિત જે ક્રિયા, તેનાથી મોક્ષ પ્રાપ્ત થાય છે, એમ કહેવું તેજ યોગ્ય છે. ૧૧૩૯

અને વળી—

परिजवणाई किरिया मंतेसुऽवि साहणं न तम्मत्तं ।
तण्णाणओ य न फलं तं नाणं जेणमकिरियं ॥ ११४० ॥

મંત્રોમાં પણ જપ કરવાદિરૂપ ક્રિયા છે, એકલું મંત્ર જ્ઞાનજ કાર્ય સાધક નથી. જ્ઞાનથીજ તે ફળ થાય છે, ( એમ કહેતા હો તો ) ના, જ્ઞાનનું તે ફળ નથી, કેમકે તે ક્રિયા રહિત છે. ૧૧૪૦

વિષવિઘાત-આકાશગમનાદિના હેતુભૂત મંત્રોમાં પણ જાપ કરવો-સાધના કરવી વિગેરે મંત્રસહાયવાળી ક્રિયા કાર્યસાધક છે, કેવળ મંત્રજ કાર્યસાધક છે એમ નહિ. અહીં કોઈ એમ કહે કે આ કથન તો પ્રત્યક્ષ વિરૂદ્ધ છે, કેમકે કોઈ વખત મંત્ર સ્મરણરૂપ જ્ઞાન માત્રથીજ ઇષ્ટફળની સિદ્ધિ થાય છે. એના ઉત્તરમાં કહેવાનું કે મંત્રસ્મરણરૂપ જ્ઞાનનુંજ એ ફળ નથી, કેમકે ક્રિયારહિત એકલું જ્ઞાન અમૂર્ત છે. અને જે ક્રિયારહિત અમૂર્ત હોય છે, તે આકાશની પેઠે કાર્ય કરતું નથી. અહીં જ્ઞાનને ક્રિયારહિત માન્યું છે, એટલે તે કેવી રીતે કાર્ય સાધક થાય? જે કાર્યસાધક હોય છે, તે કુંભારની પેઠે ક્રિયા સહિતજ હોય છે. તમારૂં માનેલું જ્ઞાન એવું નથી, એટલે તે એકલું કંઈપણ ન કરી શકે, આ કથન પ્રત્યક્ષ વિરૂદ્ધ પણ નથી. કારણ કે ક્રિયાની મદદ વિના એકલું જ્ઞાન કદિપણ ફળવાળું જણાતું નથી. ૧૧૪૦

तो तं कत्तो, भन्नइ तं समयनिबद्धदेवओवहियं ।
किरियाफलं चिय जओ न मंतनाणोवओगस्स ॥ ११४१ ॥

તો તે કાર્ય કોનાથી થાય છે? કહીએ છીએ કે તે કાર્ય સંકેતનિબદ્ધ દેવતાઓ કરે છે, તેથી તે ક્રિયાનુંજ ફળ છે, મંત્રના જ્ઞાનોપયોગનું નથી. ૧૧૪૧.

અહીં કોઈ એમ પૂછે કે વિષવિઘાત-આકાશગમનાદિ કાર્ય મંત્રજ્ઞાનથી નથી થતું, તો કોનાથી થાય છે? તેના ઉત્તરમાં કહીએ છીએ કે તે કાર્ય મંત્રાધીન દેવોથી કરાએલું છે, કેવળ મંત્રજ્ઞાનનાઉપયોગનુંજ એ ફળ નથી. તાત્પર્ય એ છે કે સંકેત પૂર્વક-જ્યાં જ્યાં દેવોના મંત્રો સંકેતમાં જોડાએલા હોય છે, ત્યાં ત્યાં તે તે દેવોથી કરાએલું કાર્ય, તેનું ફળ છે, અને દેવતાઓ સક્રિય હોવાથી એ કાર્ય ક્રિયાનુંજ ફળ છે. એટલે ફક્ત જ્ઞાનોપયોગ માત્રનુંજ ફળ છે એમ નહિ.

જ્ઞાનવાદીઃ—દેવતાને આમંત્રણ કરવું કેવળ મંત્રાનુ સ્મરણ જ્ઞાનોપયોગથી થાય છે કે નહિ? જો થાય છે, તો શેષ બીજા કાર્યો પણ મંત્રજ્ઞાનોપયોગથી કેમ ન થાય? અને જો એ પ્રમાણે દેવનાનું આમંત્રણ ન થતું હોય, તો તેઓ અહીં આવીને આકાશગમન-વિષવીર્યાપહાર આદિ કાર્યો કેવી રીતે કરે છે?

આચાર્યઃ—મંત્રોના સ્મરણથી દેવતાનું આમંત્રણ થાય છે, પરન્તુ એકલા મંત્રસ્મરણના જ્ઞાનોપયોગથી નથી થતું, પણ વારંવાર મંત્રનો જાપ પૂજન વિગેરે ક્રિયાની સહાયવાળા મંત્રસ્મરણથીજ તે આમંત્રણ થાય છે. ૧૧૪૧

શિષ્યઃ—પ્રભો ! શું જ્ઞાન સર્વથા નિષ્ક્રિય છે? અથવા કોઈ વિશિષ્ટ ક્રિયાની અપેક્ષાએ નિષ્ક્રિય છે? એ પ્રશ્નના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

वत्थुपरिच्छेयफलं हवेज्ज किरियाफलं च तो नाणं ।
न उ निव्वत्तयमिट्ठं सुद्धं चिय तं जओऽभिहियं ॥ ११४२ ॥

જ્ઞાન, વસ્તુનો બોધ થવારૂપ અને ચારિત્રક્રિયામાં સહકારિ થવારૂપ ફળવાળું છે, પરન્તુ મોક્ષ રૂપ ઈષ્ટફળ ઉત્પન્ન કરવામાં તે અનંતર શુદ્ધ કારણ નથી. તે માટે કહ્યું છે કે—૧૧૪૨.

सुयनाणम्मिवि जीवो वट्टंतो सो न पाउणइ मोक्खं ।
जो तव-संजममइए जोगे न चएइ वोढुं जे ॥ ११४३ ॥ ९३१९४

કેવલ શ્રુતાદિજ્ઞાનમાં જીવ વર્તતો હોય, તે મોક્ષ પામતો નથી, કેમકે તે તપ-સંયમાત્મક યોગો વહન કરી શકતો નથી. ૧૧૪૩

ઉપરોક્ત અર્થ ભાષ્યકાર મહારાજ યુક્તિપૂર્વક સિદ્ધ કરે છે.

सक्किरियाविरहाओ न इच्छियसंपावयंति नाणंति ।
मग्गण्णू वाऽचेट्ठो वायविहीणोऽहवा पोओ ॥ ११४४ ॥

જેમ માર્ગને જાણનાર મનુષ્ય ગમનાદિ ચેષ્ટારહિત હોવાથી ઈષ્ટસ્થળે પહોંચાડતો નથી, અથવા ઈષ્ટદિશામાં લઈ જનાર વાયુની ક્રિયા વિનાનું વહાણ, ઇચ્છિત બંદરની દિશામાં પહોંચાડતું નથી; તેમ ચારિત્રરુપ સત્ક્રિયા રહિત જ્ઞાન પણ મોક્ષરુપ ઇચ્છિત અર્થ પ્રાપ્ત કરાવતુ નથી. ૧૧૪૪

જેમકે—

जह छेयलद्धनिज्जामओऽवि वाणियगइच्छियं भूमिं ।
वाएण विणा पोओ न चएइ महण्णवं तरिउं ॥ ११४५ ॥ ९३१९५
तह नाणलद्धनिज्जामओऽवि सिद्धिवसहिं न पाउणइ ।
निउणोऽवि जीवपोओ तव-संजममारुयविहूणो ॥ ११४६ ॥ ९४१९६
संसारसागराओ उच्छुड्डो मा पुणो निवुड्डेज्जा ।
चरणगुणविप्पहूणो वुड्डइ सुबहुं पि जाणंतो ॥ ११४७ ॥ ९५१९७

જેમ હુંશીઆર ખલાસીવાળું વહાણ, અનુકૂળ પવન વિના વણિકની ઇષ્ટ ભૂમિએ મહાસમુદ્ર તરીને પહોંચતુ નથી, તેમ જ્ઞાનરુપ ખલાસીયુક્ત, જીવરૂપ વહાણ તપ-સંયમાદિરુપ વાયુ રહિત મોક્ષરૂપ ભૂમિએ પહોંચતું નથી. માટે હે દેવાનુપ્રિય! મોહોચ્ચ

કષ્ટવડે કરીને શ્રીજીનેશ્વરના ધર્મે કરીને યુક્ત એવો માનવજન્મ પામીને સંસાર સાગરની ઉપર આવેલો છે, તો હવે ચરણ-કરણાદિ ગુણ રહિત થઇને ફરી તેમાં બુડ નહિ. તું એમ નહી બોલ કે હું વિશેષ શ્રુતજ્ઞાને કરીને યુક્ત છું તેથી તેના બલે કરીને મુક્તિને પામીશ, કેમકે ઘણું સારું જાણનારા શ્રુતજ્ઞાની પણ સંસારમાં ડુબ્યા છે. (તેથી જ્ઞાનનો અભિમાન દૂર કરીને ચરણકરણાદિ અનુષ્ઠાનમાં પ્રમાદ રહિત થઇ ઉદ્યમ કરવો.) ૧૧૪૫-૧૧૪૬-૧૧૪૭.

ઉપરની ત્રીજી ગાથાનો ભાવાર્થ ભાષ્યકાર દૃષ્ટાન્તપૂર્વક સમજાવે છે.

संसारसागराओ कुम्मो इव कम्मचम्मविवरेण ।
उम्मज्जिउमिह जइणं नाणाइपगासमासज्ज ॥ ११४८ ॥
दुलहं पि जाणमाणो सयणसिणेहाइणा तयं तत्तो ।
संजमकिरियारहिओ तत्थेव पुणो निबुड्डेज्जा ॥ ११४९ ॥

કૂર્મની પેઠે આ જીવ સંસાર સાગરમાંથી કર્મરૂપ સેવાળના છિદ્રવડે બહાર નીકળીને જૈનદર્શન સંબંધી જ્ઞાનાદિરૂપ પ્રકાશ પામીને પુનઃ તે પ્રાપ્ત થવું દુર્લભ છે, એમ જાણતાં છતાં પણ સ્વજનના સ્નેહાદિવડે તે જીવ સંયમક્રિયારહિત ફરી આજ સંસારમાં ડૂબે છે. ૧૧૪૮-૧૧૪૯.

જેમ કોઇ કૂર્મ (કાચબો) અતિશય તૃણ-પત્રાદિ યુક્ત ને ગાઢ સેવાળથી આચ્છાદિત મહાઅંધકારવાળા મોટા દ્રહમાં રહેલા અનેક જળચર પ્રાણિઓથી વ્યથિત ચિત્તવાળો થઈ ચારે બાજુ ભ્રમણ કરતો મહામુશીબતે સેવાલનું છિદ્ર પામીને, તેવડે દ્રહ ઉપર આવીને, શરદપૂર્ણિમાના ચન્દ્રની ચંદ્રિકાના સ્પર્શના સુખનો અનુભવ કરી, પોતાના બન્ધુ એવા જળચરજીવોના સ્નેહથી આકૃષ્ટ ચિત્તવાળો થઇને વિચારવા લાગ્યો, કે મારા સ્નેહીઓ બિચારા આ અપૂર્વ સુરલોકસમાન સુખ કયારે અનુભવશે? તેઓને પણ આ સુખનું દર્શન કરાવું, એમ વિચારીને કૂર્મ પુનઃ દ્રહમાં પેશી ગયો, તે પછી સર્વ સ્નેહી જળચરોને લઈ પૂર્વનું છિદ્ર સોધવા લાગ્યો, પરન્તુ એ છિદ્ર તો કૂર્મ ગયા પછી તુરતજ પૂરાઈ ગયું. એટલે ગમે તેટલી શોધ કરવા છતાં એ છિદ્ર ન મળ્યું, તેથી તે મહાદુઃખ અનુભવવા લાગ્યો. એજ પ્રમાણે આ જીવરૂપ કૂર્મ અનાદિકર્મસંતાનથી અવરાએલ, મિથ્યાજ્ઞાનરૂપ અંધકાર યુક્ત જુદી જુદી જાતની માથાની નેત્રની જવર કોઢ-ભગન્દર આદિની શારીરિક વેદના અને ઇષ્ટવિયોગ-અનિષ્ટસંયોગાદિ માનસિક વેદનારૂપ જળચરના સમૂહવાળા સંસાર-સમુદ્રથી મહા મુશીબતે મનુષ્યભવની પ્રાપ્તિને યોગ્ય કર્મોદયરૂપ છિદ્ર પામીને, મનુષ્યપણું પામવારૂપ ઉપરના ભાગે આવીને જિનેશ્વરરૂપ ચંદ્રના વચનરૂપ ચન્દ્રિકાના સંગમ સુખને અનુભવીને "આ જિનવચનરૂપબોધિનો લાભ દુર્લભ છે" એમ જાણવા છતાં સ્વજન-સ્નેહ અને વિષયાસક્ત ચિત્તથી આ જીવ પુનઃ સંસારસાગરમાં ડૂબે છે. આજ કારણથી નિર્યુક્તિકારે કહ્યું છે કે આ પ્રમાણે સંસારસમુદ્રમાં હે ભવ્ય! તું ડૂબ નહિ. પરન્તુ સદનુષ્ઠાન કરવામાં અપ્રમાદી થા આનો વિશેષ ખુલાસો કરે છે "મનુષ્યભવ પ્રાપ્તિને રોકનાર કર્મ તે સેવાલ જાણવી અને તેની અનુદય અવસ્થા તે કર્મ વીવર જાણવું અને જ્ઞાન-દર્શન-ચારિત્રના સ્વરૂપનો જે બોધ તે રૂપ જીનેશ્વર રૂપ ચંદ્ર સંબંધી જ્ઞાનપ્રકાશ તેને ગુરૂદ્વારાએ પામીને જ્ઞાનાદિકને દુર્લભ જાણતો છતો સ્વજનના સ્નેહાદિકથી વિશેષે જોડાયેલો સંયમક્રિયાએ રહિત થઈ સંસાર સમુદ્રમાં સંસારીજીવ ફરીને બુડે છે. ૧૧૪૮-૧૧૪૯.

પુનઃ જ્ઞાનવાદી શંકા કરીને પૂછે છે કે—

अह अण्णाणी कुम्मो पुणो निमज्जेज्ज न उण तन्नाणी ।
सकिरियापरिहीणो बुड्डइ नाणी जहऽन्नाणी ॥ ११५० ॥
नेच्छइयनयमएण व अन्नाणी चेव सो गुणेन्तोऽवि ।
नाणफलाभावाओ कुम्मो व निबुड्डए जीवो ॥ ११५१ ॥

હિતા-હિત નહિ જાણનાર-અજ્ઞાની એવો કૂર્મ પુનઃ જળમાં ડુબે એમાં આશ્ચર્ય નથી, ( પરન્તુ હિતા-હિતનો જાણનાર જ્ઞાની સંસારસાગરમાં કેમ ડુબે ? ) ઉત્તરમાં કહે છે કે જ્ઞાની છતાં અજ્ઞાનીની પેઠે સત્ક્રિયા રહિત હોવાથી ( સંસારમાં ) ડુબે છે. અથવા નિશ્ચયનયના મતે તે જ્ઞાની છતાં પણ અજ્ઞાનીજ છે, કેમકે તેને જ્ઞાનના ફળરૂપ વિરતિનો અભાવ છે. એટલે તે કૂર્મની પેઠે પુનઃ જનમ જરા રોગ મરણરૂપ પ્રવાહવાલા સંસારમાં ડૂબે છે. ૧૧૫૦-૧૧૫૧

એજ કારણથી નિર્યુક્તિકાર કહે છે કે—

सुबहुंपि सुयमहीयं किं काहिती चरणविप्पहूणस्स ।
अंधस्स जह पलित्ता दीवसयसहस्सकोडीऽवि ? ॥ ११५२ ॥ ९६।९८

ઘણું શ્રુત ભણ્યો હોય તો પણ ચારિત્ર રહિતને અજ્ઞાનજ જાણવું, કેમકે તે જ્ઞાન શૂન્ય ફળવાળું થાય; જેમ અન્ધ મનુષ્યને લાખો ક્રોડ પ્રદીપ્ત દીવાઓ નકામા છે, તેમ ચારિત્ર વિનાનો મનુષ્ય અતિઘણું શ્રુત ભણેલો હોય, તોપણ તે શું કરી શકે ? કંઈજ નહી. ૧૧૫૨

એજ અર્થ ભાષ્યકાર કહે છે.

संतंपि तमण्णाणं नाणफलाभावओ सुबहुयंपि ।
सकिरियापरिहीणं अंधस्स पईवकोडि व्व ॥ ११५३ ॥

અન્ધમનુષ્યને ક્રોડો દીપકની પેઠે સત્ક્રિયા રહિત ઘણું જ્ઞાન હોય તોપણ, જ્ઞાનના ફળરૂપ વિરતિનો અભાવ હોવાથી તે અજ્ઞાન છે. ૧૧૫૩.

એ વાદી પૂર્વે કહેલ દૃષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તિકની વિષમતા જણાવે છે.

अंधोऽणवबोहो च्चिय बोहफलं पुण सुयं किमण्णाणं ? ।
बोहोऽवि तओ विफलो तस्स जमंधस्स वऽवबोहो ॥ ११५४ ॥

અહીંયાં દૃષ્ટાંતનું વૈધર્મ્યપણું છે, અન્ધ મનુષ્યને આંધળાપણાને લીધે ઘણા દીવાઓ હોય તોપણ ઘટાદિ અર્થનો બોધ થતો નથી. પરન્તુ શ્રુત તો ચક્ષુવાળાને દીપકની પેઠે બોધક હોવાથી અજ્ઞાન કેમ કહેવાય ? ઉત્તર કહે છે કે તે બોધ છે, પણ ચારિત્ર રહીત તે બોધ અન્ધના બોધની પેઠે તેને તે નિષ્ફળ છે. ૧૧૫૪

પરન્તુ જે—

अप्पंपि सुयमहीयं पगासयं होइ चरणजुत्तस्स ।
एक्कोऽवि जह पईवो सचक्खुअस्स पयासेइ ॥ ११५५ ॥९७।९९

જેમ ચક્ષુવાળાને એક દીપક પણ ત્યાગ અને ગ્રહણ ક્રિયાના હેતુપણા થકી પ્રકાશક થાય છે, તેમ ચારિત્રવાળાને થોડું ભણાએલું શ્રુત પણ પ્રકાશક થાય છે. ૧૧૫૫.

એજ અર્થ ભાષ્યકાર કહે છે.

किरियाफलसंभवओ अप्पंपि सुयं पगासयं होइ ।
एक्कोऽवि हु चक्खुमओ किरियाफलदो जह पईवो ॥ ११५६ ॥

જેમ ચક્ષુવાળાને એક દીપક પણ ક્રિયારૂપ ફળ આપનાર છે, તેમ ચારિત્રવાળાને થોડું પણ શ્રુત, ક્રિયારૂપ ફળના સંભવથી પ્રકાશક થાય છે. ૧૧૫૬.

હવે આગળની ગાથાનો સંબંધ જોડવાને ભાષ્યકાર કહે છે —

न हि नाणं विहलं चिय किलेसफलयंपि चरणरहियस्स ।
निप्फलपरिवहणाओ चंदणभारो खरस्सेव ॥ ११५७ ॥

ચારિત્ર રહિતનું જ્ઞાન સર્વથા નિષ્ફળજ છે એમ નથી, પણ પઠન-ગુણન-ચિંતનાદિ ક્લેશરૂપ ફલવાળું છે. જેમ ગધેડાને ચંદનભાર નિષ્ફળ વહન કરવાથી ક્લેશ થાય છે, તેમ આ સમજવું ૧૧૫૭

નિર્યુક્તિકાર પણ એમજ કહે છે કે—

जहा खरो चंदणभारवाही, भारस्स भागी न हु चंदणस्स ।
एवं खु नाणी चरणेण हीणो, नाणस्स भागी न हु सोग्गईए ॥११५८॥९९।१००

જેમ ચંદનનો ભાર વહન કરનાર ગધેડો, તેના ભારનોજ ભાગી છે, પણ ચન્દનની સુગન્ધનો ભાગી નથી, તેમ ચારિત્ર રહિત એવો જ્ઞાની માત્ર જ્ઞાનનોજ ભાગી છે, તે જ્ઞાનનું પઠન-ગુણન-પરાવર્તન-ચિંતનાદિકથી થયેલા કષ્ટનું ભાજન છે. પરંતુ દેવપણું મનુષ્યપણું તથા સિદ્ધિ લક્ષણરૂપ સદ્ગતિનો ભાગી નથી. ૧૧૫૮.

*એ ઉપરોક્ત કથનથી કોઇને એકાન્તે જ્ઞાનમાં અનાદર અને જ્ઞાનશૂન્ય ક્રિયામાં આદર ન થાય તે માટે પુનઃ નિર્યુક્તિકાર કહે છે કે—*

हयं नाणं कियाहीणं, हया अन्नाणओ किया ।
पासंतो पंगुलो दड्ढो, धावमाणो य अंधओ ॥ ११५९ ॥ ९९।१००

શહેરમાં થયેલ દાહ સમયે દેખતા એવા પંગુ અને દોડતા એવા આંધળા બળી ગયા તેની પેઠે, ક્રિયા વિનાનું જે જ્ઞાન તે નિષ્ફળ છે અને જ્ઞાન વિનાની ક્રિયા તે પણ નિષ્ફળ છે. ૧૧૫૯

*એજ અર્થ ભાષ્યકાર સ્પષ્ટપણે કહે છે.*

हयमिह नाणं किरियाहीणंति जओ हयंति जं विफलं ।
लोयणविन्नाणं पिव पंगुस्स महानगरदाहे ॥ ११६० ॥
काहिइ नाणचायं किरियाए चेव मोक्खमिच्छंतो ।
मा सीसो, तो भन्नइ हया य अन्नाणओ किरिया ॥ ११६१ ॥

अइसंकडपुरदाहम्मि अंधपरिधावणाइकिरियव्व ।
तेणं अन्नोन्नवेक्खा साहणमिह नाण-किरियाओ ॥ ११६२ ॥

મ્હોટા નગરનો દાહ થયો હોય, ત્યારે ચક્ષુવાળા પંગુના જ્ઞાનની પેઠે ક્રિયા વિનાનું જ્ઞાન નિષ્ફળ છે. ( આ ઉપરથી ) ક્રિયાવડેજ મોક્ષ ઇચ્છનાર શિષ્ય જ્ઞાનનો ત્યાગ ન કરે, તે માટે કહે છે કે જ્ઞાનવિનાની ક્રિયા પણ અતિ સાંકડ નગર બળે છતે તેમાંથી નીકળવાને દોડતા અન્ધની ક્રિયાની પેઠે નિષ્ફળ છે. માટે અન્યોઅન્યની અપેક્ષાએ જ્ઞાન-ક્રિયા એ બન્ને મોક્ષનાં સાધન છે. ૧૧૬૦-૧૧૬૧-૧૧૬૨.

જેમ કોઈ મોટું નગર સળગ્યું હોય, ત્યારે તેમાંથી ભાગવાને માટે ચક્ષુવાળો પંગુ જેમ અશક્ત છે, તેમ સત્ક્રિયા રહિત એવું એકલું જ્ઞાન પણ મોક્ષ પ્રાપ્તિ કરાવનાર ન હોવાથી નિષ્ફળ છે. આ ઉપરથી કોઈ માત્ર ક્રિયાવડેજ મોક્ષની ઇચ્છા રાખનાર જ્ઞાનનો સર્વથા અનાદર કરે તો તેને માટે પણ આચાર્યશ્રી કહે છે કે સમ્યગ્જ્ઞાન વિનાની ક્રિયા પણ સળગતા એવા સાંકડાનગરમાંથી નીકળવા ઇચ્છનાર અન્ધમનુષ્યની પેઠે નિષ્ફળ છે. પરન્તુ અન્ધપુરૂષ જો પંગુપુરૂષને ખાંધપર લઈ લે ને તેણે બતાવેલા માર્ગે જાય તો તે બન્ને જણા બચીને ઉપદ્રવ રહિત સ્થળે સુખ પામે છે, તેમ મોક્ષ સુખ ઇચ્છનારાએ પણ જ્ઞાન અને ક્રિયા બન્નેને સમુદિત સેવવાંજ જોઇએ. ૧૧૬૦-૧૧૬૧-૧૧૬૨.

અહીં કોઈ શંકા કરે છે કે—

पत्तेयमभावाओ निव्वाणं समुदियासुऽवि न जुत्तं ।
नाण-किरियासु वोत्तुं सिकतासमुदायतेल्लं व ॥ ११६३ ॥

જ્ઞાન અને ક્રિયાની પ્રત્યેક અવસ્થામાં નિર્વાણનો અભાવ હોવાથી સમુદિત જ્ઞાન-ક્રિયામાં પણ સમુદિત રેતીના કણીઆમાં તેલની પેઠે, નિર્વાણ કહેવું યુક્ત નથી.

જુદી જુદી જ્ઞાનાવસ્થા અને ક્રિયાવસ્થામાં મોક્ષ સાધવાનું સામર્થ્ય નથી, તો પછી એ બન્ને જ્ઞાન-ક્રિયાવડે મોક્ષ થાય છે એમ કહેવું પણ યોગ્ય નથી. કારણ કે-જે પ્રત્યેક અવસ્થામાં નથી હોતું તે તેના સમુદાયમાં પણ નથી હોતું. જેમ રેતીના જુદા જુદા કણીઆમાં તેલ નથી, તેથી તેના સમુદાયમાં પણ નથી. એવીજ રીતે ભિન્ન ભિન્ન જ્ઞાન-ક્રિયા વડે મોક્ષ નથી થતું, તેથી તે બન્ને સમુદિત હોય, તોપણ તેઓથી મોક્ષ થવું નથી ઘટતું.

એ કથન એકાન્ત સત્ય નથી, કેમકે માટી-તન્તુ-ચક્ર-ચીવરાદિ પ્રત્યેકથી ઘટાદિ ઉત્પન્ન નથી થતા, પણ તેના સમુદાયથી ઉત્પન્ન થતા જણાય છે. તેવીજ રીતે પ્રત્યેક જ્ઞાન ક્રિયાથી મોક્ષ નથી થતો પણ તેના સમુદાયથી થાય છે.

અને વળી—

वीसुं न सव्वह च्चिय सिकतातेल्लं व साहणाभावो ।
देसोवगारिया जा सा समवायम्मि संपुण्णा ॥ ११६४ ॥

જુદા જુદા રેતીના કણીયામાં તેલની પેઠે, જ્ઞાન-ક્રિયામાં સર્વથા મોક્ષના સાધનપણાનો અભાવ નથી. પરન્તુ એ પ્રત્યેક અવસ્થામાં મોક્ષ પ્રત્યે જે થોડું ઉપકારીપણું છે, તે ઉપકારીપણું સમુદિત અવસ્થામાં પૂર્ણ થાય છે. ( આથી જ્ઞાન-ક્રિયાનો સંયોગ તેજ મોક્ષ સાધક છે. એમ સિદ્ધ થયું. ) ૧૧૬૪.

નિર્યુક્તિકાર પણ એમજ કહે છે.

**संजोगसिद्धीय फलं वयंति, न हु एगचक्केण रहो पयाइ ।**
**अंधो य पंगू य वणे समेच्चा, ते संपउत्ता नगरं पविट्ठा ॥११६५॥ १००।१०२**

જ્ઞાન-ક્રિયાનો સંયોગ હોય, તોજ મોક્ષફળ કહ્યું છે, લોકમાં પણ એક ચક્રથી રથ નથી ચાલતો, અંધ અને પંગુ વનમાં ભેગા થયા, તે બન્ને જોડાઇને નગરમાં પેઠા (તેમ અહીં પણ જાણવું. ) ૧૧૬૫.

જ્ઞાન-ક્રિયાનો સંયોગ હોય, તોજ તીર્થંકરોએ મોક્ષરૂપ ફળ કહ્યું છે, જેમ લોકમાં પણ એક ચક્રથી રથ ચાલતો નથી, તેમ એકજ જ્ઞાન અથવા ક્રિયાથી મોક્ષ થતો નથી. આજ પ્રમાણે બીજા પણ સર્વ કાર્યો સામગ્રીજન્યજ છે. અહીં અન્ધ અને પંગુનું ઉદાહરણ સમજવા જેવું છે. કોઈ નગરના લોક રાજાના કંઇક ભયથી અરણ્યમાં ગયા, ત્યાંથી પણ ચોરના ભયથી વાહનાદિનો ત્યાગ કરીને ભાગ્યા. તેવામાં ત્યાં અનાથ એવા એક અન્ધ અને બીજો પંગુ એ બે બિચારા ભાગવાની શક્તિ વિનાના હોવાથી ત્યાંજ ઉભા રહ્યા, એવામાં એ જંગલમાં દાવાનળ લાગ્યો, એટલે એ બન્ને અથડાતા કુટાતા ભેગા થયા. તે વારે એ ભયમાંથી બચવાને અન્ધપુરૂષે પંગુને પોતાની ખાંધ ઉપર ઉપાડયો. પંગુ પુરૂષ આંધળાને સમવિષમ ઠુંઠું-કંટકાદિએ રહિત યોગ્ય માર્ગ કહેતો અને તેના અનુસારે તે આંધલો ચાલતો, તેથી પંગુના ચક્ષુજ્ઞાનવડે અને અન્ધની ગતિક્રિયાવડે સારા માર્ગે જવાથી બન્ને સુખપૂર્વક નગરમાં પહોંચ્યા. આજ પ્રમાણે સર્વ કાર્યસિદ્ધિમાં સંયોગજ હેતુ છે, એમ જાણવું. ૧૧૬૫.

એજ અર્થ ભાષ્યકાર કહે છે.

दुगसंजोगम्मि फलं सम्मंकिरिओ-वलद्धिभावाओ ।
इट्ठपुरागमणं पिव संजोए अन्ध-पंगूणं ॥ ११६६ ॥
पइरेगो जं विफलं न तत्थ सम्मकिरिओ-वलद्धीओ ।
दीसंति गमणविफले जहेगचक्के भुवि रहम्मि ॥ ११६७ ॥

ઇષ્ટનગરમાં આવવા માટે અન્ધ અને પંગુના સંયોગની પેઠે જ્ઞાન ક્રિયારૂપ ઉભયનો સંયોગ હોય, તો મોક્ષરૂપ ફળ થાય છે, કેમકે તેમાં સમ્યક્ ક્રિયા અને જ્ઞાનનો સદ્ભાવ છે. એથી ઉલટું જેમ એક ચક્રવાળો રથ પૃથ્વીપર ગમન કરવાને નિષ્ફળ જણાય છે, તેમ જેમાં મોક્ષરૂપ ફલ ન થાય, તે સમ્યક્ ક્રિયા અને જ્ઞાન રહિત છે. એમ જાણવું. માટે જ્ઞાન ક્રિયા એ બન્નેના સંયોગે મોક્ષ થાય છે. એમ નક્કી સમજવું.

હવે આગળની નિર્યુક્તિની ગાથાનો સંબંધ જોડવાને કહે છે.

सहकारित्ते तेसिं किं कंणोवकुरुते सहावेण ।
नाण-चरणाणमहवा सहावनिद्धारणमियाणिं ॥ ११६८ ॥

જ્ઞાન અને ક્રિયા તેમના સહકારીપણામાં તે જ્ઞાન અને ક્રિયા કયા કયા સ્વભાવે ઉપકાર કરે છે? ઉત્તરમાં કહે છે કે ભિન્નસ્વભાવે, અથવા બીજી રીતે સંબંધ કહે છે કે જ્ઞાન-ચારિત્રના સ્વભાવનું અહીં હવે નિર્ધારણ કરાય છે. ૧૧૬૮

શિષ્યઃ—હે પ્રભો ! જ્ઞાન-ક્રિયાના સહકારીપણામાં તેઓ કયા સ્વભાવે ઉપકાર કરે છે? શું શિબિકા વહન કરનારા પુરુષોના સમૂહની પેઠે સામાન્યથી સરખી રીતે ઉપકાર કરે છે? કે ગતિક્રિયામાં ચક્ષુ અને પગ આદિની પેઠે ભિન્ન સ્વભાવપણે ઉપકાર કરે છે?

ગુરૂઃ—ભિન્ન સ્વભાવપણે તેઓ મોક્ષગમનમાં ઉપકાર કરે છે, તે સમજવા માટેઅથવા સ્વતંત્ર રીતે જ્ઞાન-ક્રિયાના સ્વભાવનું નિરૂપણ કરવા માટે આ પ્રમાણે કહે છે. ૧૧૬૮.

नाणं पयासयं सोहओ तवो संजमो य गुत्तिकरो ।
तिण्हं पि समाओगे मोक्खो जिणसासणे भणिओ ॥११६९॥ १०१-१०२

જ્ઞાન પ્રકાશક છે, તપ શોધક છે, અને સંયમ ગુપ્તિ કરનાર છે. એ ત્રણેનો યોગ હોય તોજ જિનશાસનમાં મોક્ષ કહેલ છે. ૧૧૬૯

જેમ કોઈ ઉઘાડા દ્વારવાળું અને ઘણી બારીઓ તથા જાળીઓથી છિદ્રવાળું શૂન્ય ઘર, વાયુઆદિથી આવી પડેલ રજ અને કચરાથી પૂર્ણ ભરેલું હોય, તેમાં વસવાની ઇચ્છાથી કોઈ તે શૂન્ય ઘર સાફ કરવાને માટે તે ઘરના સર્વ બારી-બારણાં બહારનો કચરો ન આવે તે માટે બંધ કરે, અને ગૃહમધ્યમાં દીવો સળગાવીને મૂકે, તે પછી કોઈ પુરૂષને અંદરનો સર્વ કચરો દૂર કરવાને યોજે, એ પ્રમાણે કરવાથી ગૃહ સ્વચ્છ થાય એટલે પછી એમાં નિવાસ કરે. એ ગૃહ સ્વચ્છ કરવામાં દીપક કચરાને પ્રગટ કરવારૂપ વ્યાપારવડે ઉપકારી છે, બારણાં બંધ કરવાં, તે બહારનો કચરો અંદર ન આવે, તેમાં ઉપકારી છે, અને પુરુષ અંદરનો કચરો કાઢી નાખીને સ્વચ્છ કરવા વડે ઉપકારી છે, જેમ એ ત્રણે ભિન્ન સ્વભાવે ઉપકારી છે; તેમ અહીં પણ આશ્રવરૂપ ઉઘાડા દ્વારવાળો જીવરૂપ ઓરડો સદ્દગુણમયમોક્ષના વાસે કરીને શૂન્ય છે, અને મિથ્યાત્વાદિ હેતુરૂપ પવનવડે આકર્ષાએલા કર્મરૂપ કચરાથી ભરેલો છે, તેને મોક્ષ સુખના નિવાસ માટે શુદ્ધ કરવાનો છે. તેમાં જીવાદિ પદાર્થ પ્રગટ કરનાર જ્ઞાન દીપકને સ્થાને છે, કર્મરૂપ કચરો દૂર કરનાર એવું તપ પુરૂષના સ્થાને છે, અને નવિન કર્મરૂપ કચરાનો પ્રવેશ ન થવા દેનાર સંયમ બારણા બંધ કરવાને સ્થાને છે. એ રીતે જ્ઞાનાદિત્રણનો સંયોગ થયો હોય, તોજ જિનશાસનમાં જીવને મોક્ષ કહેલ છે-એવા શુદ્ધ સ્વરૂપવાળા જીવમંદિરમાં નિરન્તર મોક્ષ સુખ સ્થિતિ કરે છે. ૧૧૬૯

આત્મા શુદ્ધ કરવાને જ્ઞાનાદિ ત્રણેની શી જરૂર છે? એમાંના એકથી પણ આત્મશુદ્ધિ કેમ ન થાય? એ પ્રશ્નના સમાધાનાર્થે ભાષ્યકાર કહે છે કે—

असहायमसोहिकरं नाणमिह पगासमेत्तभावाओ ।
सोहेइ घरकयारं जह सुपगासोऽवि न पईवो ॥ ११७० ॥
न य सव्वविसोहिकरी किरिया वि जमपगासधम्मा सा ।
जह न तमोगेहमलं नरकिरिया सव्वहा हरइ ॥ ११७१ ॥
दीवाइपयास पुण सकिरियाए विसोहियकयारं ।
सवरियकवारागमदारं सुद्ध घरं होइ ॥ ११७२ ॥
तह नाणदीवविमलं तवकिरियासुद्धकम्मयकयारं ।
संजमसंवरियपहं जीवघरं होइ सुविसुद्धं ॥ ११७३ ॥

જેમ સારા પ્રકાશવાળો દીપક પણ ગૃહનો કચરો શુદ્ધ કરતો નથી, તેમ જ્ઞાન પણ પ્રકાશ માત્ર સ્વભાવવાળું હોવાથી સંયમાદિની સહાય વિના જીવગૃહને શુદ્ધ કરી શકતું નથી. તથા અંધકારવાળા ગૃહનો કચરો જેમ મનુષ્યની ક્રિયા દૂર કરી શકતી નથી, તેમ એકલી ચારિત્રરૂપ ક્રિયા પણ અપ્રકાશ ધર્મવાળી હોવાથી સર્વથા વિશુદ્ધિ કરી શકતી નથી. પરન્તુ દીપાદિનો પ્રકાશ અને સત્ક્રિયાવડે કચરો આવવાના દ્વારો બંધ કરવાથી ગૃહ જેમ શુદ્ધ થાય છે, તેમ જ્ઞાનરૂપ પ્રકાશવડે અને તપરૂપ ક્રિયાવડે કર્મરૂપ કચરો શુદ્ધ કરવાથી તથા સંયમવડે આશ્રવદ્વારો બંધ કરવાથી જીવરૂપ ગૃહ સુવિશુદ્ધ થાય છે. ૧૧૭૦-થી-૧૧૭૩

શિષ્ય:—પહેલાં જ્ઞાન-ક્રિયા બેથી મોક્ષ કહ્યો, અને હવે જ્ઞાન-તપ-તથા સંયમ એ ત્રણથી મોક્ષ કહો છો. આમ કહેવાથી તો પૂર્વાપર વિરોધ જણાય છે. તેના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

संजम-तवोमई जं संवरनिज्जरफला मया किरिया।
तो तिगसंजोगोऽवि हु ताउ चिय नाण-किरियाओ ॥ ११७४ ॥

સંયમ અને તપોમય જે ક્રિયા તે સંવર અને નિર્જરારૂપ ફળવાળી છે. તેથી એ ત્રણનો સંયોગ પણ તે જ્ઞાન-ક્રિયારુપજ છે. ૧૧૭૪

જ્ઞાન-તપ-ને સંયમ, એ ત્રણ છે તે પણ પૂર્વોક્ત જ્ઞાન-ક્રિયારૂપજ છે. કેમકે ચારિત્રરૂપ ક્રિયાનાજ તપ અને સંયમ એ બે ભેદ છે. તથા સંવર અને નિર્જરા તેનું ફળ છે. કેમકે સંયમ, આશ્રવદ્વાર રોકવામાં હેતુ છે, અને તપ કર્મ નિર્જરાનું કારણ છે. એટલા માટે જો કે જ્ઞાનાદિ ત્રણથી મોક્ષ કહ્યું છે, પરન્તુ તપ અને સંયમનો એક ક્રિયામાંજ અન્તર્ભાવ કરવાથી જ્ઞાન-ક્રિયારૂપ બેથીજ મોક્ષ છે.

શિષ્ય:—" सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः " એટલે સમ્યગ્ દર્શન-જ્ઞાન અને ચારિત્ર એ ત્રણ, મોક્ષમાર્ગ છે. એમ પ્રસિદ્ધ છે, અને તમે તો અહીં જ્ઞાન-ક્રિયાવડે મોક્ષ કહો છો. માટે એમ કહેવાથી પણ વિરોધ જણાય છે.

આચાર્ય:—હે ભદ્ર! ત્હારી આ શંકા અભિપ્રાય જાણ્યા સિવાયની છે. કેમકે જ્ઞાન કહેવાથી સમ્યક્ત્વ એમાં આવીજ ગયું. સમ્યક્ત્વ સિવાય જ્ઞાન હોઇ શકેજ નહિ. કેમકે મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન તે અજ્ઞાનપણેજ પૂર્વે અનેકવાર કહ્યું છે, અથવા સમ્યક્ત્વ એ જ્ઞાન વિશેષજ છે. તે સંબંધમાં પૂર્વે ૫૩૬ મી ગાથામાં કહ્યું છે. માટે સમ્યક્ત્વ તે જ્ઞાનની અન્તર્ગતજ છે. અને તેથી જ્ઞાન કહેવાથી સમ્યક્ત્વ પણ તેની સાથે કહેલુંજ છે. ૧૧૭૪

હવે આગળની ગાથાનો સંબંધ જોડવાને ભાષ્યકાર કહે છે કે—

न लहइ सिवं सुयम्मिवि वट्टंतो अचरणो त्ति जं तस्स।
हेऊ खओवसमओ जह वट्टंतोऽवहिण्णाणे ॥ ११७५ ॥
सकिरियम्मित्ति नाणे मोक्खो खइयम्मि न उ खओवसमे।
सुत्तं च खओवसमे न तम्मि तो चरणजुत्तेवि ॥ ११७६ ॥

જેમ અવધિજ્ઞાનમાં વર્તમાન જીવ મોક્ષ પામતો નથી, તેમ ચારિત્ર વિનાનો જીવ શ્રુતજ્ઞાનમાં વર્તમાન છતાં પણ મોક્ષ પામતો નથી; કેમકે તેને તે જ્ઞાન ક્ષાયોપશમિક છે.

શિષ્યઃ—હે પ્રભો ! જ્ઞાન-ક્રિયાના સહકારીપણામાં તેઓ કયા સ્વભાવે ઉપકાર કરે છે? શું શિબિકા વહન કરનારા પુરુષોના સમૂહની પેઠે સામાન્યથી સરખી રીતે ઉપકાર કરે છે? કે ગતિક્રિયામાં ચક્ષુ અને પગ આદિની પેઠે ભિન્ન સ્વભાવપણે ઉપકાર કરે છે?

ગુરુઃ—ભિન્ન સ્વભાવપણે તેઓ મોક્ષગમનમાં ઉપકાર કરે છે, તે સમજવા માટેઅથવા સ્વતંત્ર રીતે જ્ઞાન-ક્રિયાના સ્વભાવનું નિરૂપણ કરવા માટે આ પ્રમાણે કહે છે. ૧૧૬૮.

नाणं पयासयं सोहओ तवो संजमो य गुत्तिकरो ।
तिण्हं पि समाओगे मोक्खो जिणसासणे भणिओ ॥११६९॥ १०१-१०२

જ્ઞાન પ્રકાશક છે. તપ શોધક છે, અને સંયમ ગુપ્તિ કરનાર છે. એ ત્રણેનો યોગ હોય તોજ જિનશાસનમાં મોક્ષ કહેલ છે. ૧૧૬૯

જેમ કોઈ ઉઘાડા દ્વારવાળું અને ઘણી બારીઓ તથા જાળીઓથી છિદ્રવાળું શૂન્ય ઘર, વાયુઆદિથી આવી પડેલ રજ અને કચરાથી પૂર્ણ ભરેલું હોય, તેમાં વસવાની ઇચ્છાથી કોઈ તે શૂન્ય ઘર સાફ કરવાને માટે તે ઘરના સર્વ બારી-બારણાં બહારનો કચરો ન આવે તે માટે બંધ કરે, અને ગૃહમધ્યમાં દીવો સળગાવીને મૂકે, તે પછી કોઈ પુરૂષને અંદરનો સર્વ કચરો દૂર કરવાને યોજે, એ પ્રમાણે કરવાથી ગૃહ સ્વચ્છ થાય એટલે પછી એમાં નિવાસ કરે. એ ગૃહ સ્વચ્છ કરવામાં દીપક કચરાને પ્રગટ કરવારૂપ વ્યાપારવડે ઉપકારી છે, બારણાં બંધ કરવાં, તે બહારનો કચરો અંદર ન આવે, તેમાં ઉપકારી છે, અને પુરુષ અંદરનો કચરો કાઢી નાખીને સ્વચ્છ કરવા વડે ઉપકારી છે, જેમ એ ત્રણે ભિન્ન સ્વભાવે ઉપકારી છે; તેમ અહીં પણ આશ્રવરૂપ ઉઘાડા દ્વારવાળો જીવરૂપ ઓરડો સદ્‌ગુણમયમોક્ષના વાસે કરીને શૂન્ય છે, અને મિથ્યાત્વાદિ હેતુરૂપ પવનવડે આકર્ષાએલા કર્મરૂપ કચરાથી ભરેલો છે, તેને મોક્ષ સુખના નિવાસ માટે શુદ્ધ કરવાનો છે. તેમાં જીવાદિ પદાર્થ પ્રગટ કરનાર જ્ઞાન દીપકને સ્થાને છે, કર્મરૂપ કચરો દૂર કરનાર એવું તપ પુરુષના સ્થાને છે, અને નવિન કર્મરૂપ કચરાનો પ્રવેશ ન થવા દેનાર સંયમ બારણા બંધ કરવાને સ્થાને છે. એ રીતે જ્ઞાનાદિત્રણેનો સંયોગ થયો હોય, તોજ જિનશાસનમાં જીવને મોક્ષ કહેલ છે-એવા શુદ્ધ સ્વરૂપવાળા જીવમંદિરમાં નિરન્તર મોક્ષ સુખ સ્થિતિ કરે છે. ૧૧૬૯

આત્મા શુદ્ધ કરવાને જ્ઞાનાદિ ત્રણેની શી જરૂર છે? એમાંના એકથી પણ આત્મશુદ્ધિ કેમ ન થાય? એ પ્રશ્નના સમાધાનાર્થે ભાષ્યકાર કહે છે કે—

असहायमसोहिकरं नाणमिह पगासमेत्तभावाओ ।
सोहेइ घरकयारं जह सुपगासोऽवि न पईवो ॥ ११७० ॥
न य सव्वविसोहिकरी किरिया वि जमपगासधम्मा सा ।
जह न तमोगेहमलं नरकिरिया सव्वहा हरइ ॥ ११७१ ॥
दीवाइपयास पुण सकिरियाए विसोहियकयारं ।
सवरियकयारागमदारं सुद्ध घरं होइ ॥ ११७२ ॥
तह नाणदीवविमलं तवकिरियासुद्धकम्मयकयारं ।
संजमसंवरियपहं जीवघरं होइ सुविसुद्धं ॥ ११७३ ॥

જેમ સારા પ્રકાશવાળો દીપક પણ ગૃહનો કચરો શુદ્ધ કરતો નથી, તેમ જ્ઞાન પણ પ્રકાશ માત્ર સ્વભાવવાળું હોવાથી સંયમાદિની સહાય વિના જીવગૃહને શુદ્ધ કરી શકતું નથી. તથા અંધકારવાળા ગૃહનો કચરો જેમ મનુષ્યની ક્રિયા દૂર કરી શક્તી નથી, તેમ એકલી ચારિત્રરૂપ ક્રિયા પણ અપ્રકાશ ધર્મવાળી હોવાથી સર્વથા વિશુદ્ધિ કરી શક્તી નથી, પરન્તુ દીપાદિનો પ્રકાશ અને સત્ક્રિયાવડે કચરો આવવાના દ્વારો બંધ કરવાથી ગૃહ જેમ શુદ્ધ થાય છે, તેમ જ્ઞાનરૂપ પ્રકાશવડે અને તપરૂપ ક્રિયાવડે કર્મરૂપ કચરો શુદ્ધ કરવાથી તથા સંયમવડે આશ્રવદ્વારો બંધ કરવાથી જીવરૂપ ગૃહ સુવિશુદ્ધ થાય છે.૧૧૭૦-થી-૧૧૭૩

શિષ્ય:—પહેલાં જ્ઞાન-ક્રિયા બેથી મોક્ષ કહ્યો, અને હવે જ્ઞાન-તપ-તથા સંયમ એ ત્રણથી મોક્ષ કહો છો. આમ કહેવાથી તો પૂર્વાપર વિરોધ જણાય છે. તેના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે—

संजम-तवोमई जं संवरनिज्जरफला मया किरिया।
तो तिगसंजोगोऽवि हु ताउ च्चिय नाण-किरियाओ ॥ ११७४ ॥

સંયમ અને તપોમય જે ક્રિયા તે સંવર અને નિર્જરારૂપ ફળવાળી છે. તેથી એ ત્રણનો સંયોગ પણ તે જ્ઞાન-ક્રિયારુપજ છે. ૧૧૭૪

જ્ઞાન-તપ-ને સંયમ, એ ત્રણ છે તે પણ પૂર્વોક્ત જ્ઞાન-ક્રિયારૂપજ છે. કેમકે ચારિત્રરૂપ ક્રિયાંનાજ તપ અને સંયમ એ બે ભેદ છે. તથા સંવર અને નિર્જરા તેનું ફળ છે. કેમકે સંયમ, આશ્રવદ્વાર રોકવામાં હેતુ છે, અને તપ કર્મ નિર્જરાનું કારણ છે. એટલા માટે જો કે જ્ઞાનાદિ ત્રણથી મોક્ષ કહ્યું છે, પરન્તુ તપ અને સંયમનો એક ક્રિયામાંજ અન્તર્ભાવ કરવાથી જ્ઞાન-ક્રિયારૂપ બેથીજ મોક્ષ છે.

શિષ્ય:—" सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः " એટલે સમ્યગ્ દર્શન-જ્ઞાન અને ચારિત્ર એ ત્રણ, મોક્ષમાર્ગ છે. એમ પ્રસિદ્ધ છે, અને તમે તો અહીં જ્ઞાન-ક્રિયાવડે મોક્ષ કહો છો. માટે એમ કહેવાથી પણ વિરોધ જણાય છે.

આચાર્ય:—હે ભદ્ર! ત્હારી આ શંકા અભિપ્રાય જાણ્યા સિવાયની છે. કેમકે જ્ઞાન કહેવાથી સમ્યક્ત્વ એમાં આવીજ ગયું. સમ્યક્ત્વ સિવાય જ્ઞાન હોઇ શકેજ નહિ. કેમકે મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન તે અજ્ઞાનપણેજ પૂર્વે અનેકવાર કહ્યું છે, અથવા સમ્યક્ત્વ એ જ્ઞાન વિશેષજ છે. તે સંબંધમાં પૂર્વે ૫૩૬ મી ગાથામાં કહ્યું છે. માટે સમ્યક્ત્વ તે જ્ઞાનની અન્તર્ગતજ છે. અને તેથી જ્ઞાન કહેવાથી સમ્યક્ત્વ પણ તેની સાથે કહેલુંજ છે. ૧૧૭૪

હવે આગળની ગાથાનો સંબંધ જોડવાને ભાષ્યકાર કહે છે કે—

न लहइ सिद्धं सुयम्मिवि वट्टंतो अचरणो त्ति जं तस्स।
हेऊ खओवसमओ जह वट्टंतोऽवहिण्णाणे ॥ ११७५ ॥
सक्किरियम्मिवि नाणे मोक्खो खइयम्मि न उ खओवसमे।
सुत्तं च खओवसमे न तम्मि तो चरणजुत्तेवि ॥ ११७६ ॥

જેમ અવધિજ્ઞાનમાં વર્તમાન જીવ મોક્ષ પામતો નથી, તેમ ચારિત્ર શ્રુતજ્ઞાનમાં વર્તમાન છતાં પણ મોક્ષ પામતો નથી; કેમકે તેને તે જ્ઞાન

સત્ક્રિયા યુક્ત ક્ષાયિકજ્ઞાનમાં વર્તનારાનેજ મોક્ષ થાય છે, પણ ક્ષયોપશમિક જ્ઞાને વર્તનારાને મોક્ષ થતો નથી. શ્રુત ક્ષાયોપશમિક ભાવમાં છે, તેથી તેમાં ચારિત્ર યુક્ત હોય તો પણ મોક્ષ થતો નથી. ૧૧૭૬

શિષ્ય:—જો એમ છે, તો ક્ષાયોપશમિક ભાવવૃત્તિ શ્રુતજ્ઞાનથી મોક્ષનો નિષેધ થયો, અને તેથી પૂર્વે ચારિત્ર સહિત શ્રુતજ્ઞાનથી મોક્ષ થાય છે, એમ જે કહ્યું તે શૂન્યચિત્તથી કહ્યું.

ગુરૂ:—ના, એ કથન અસત્ય નથી, કેમકે અહીં શ્રુતજ્ઞાનથી સાક્ષાત્-અનંતરપણે મોક્ષનો નિષેધ કર્યો છે, પણ પરંપરાએ નિષેધ નથી કર્યો, પરંપરાએ તો તેથી પણ મોક્ષ થાય છેજ. કારણ કે—

जं सुय-चरणेहिंतो खाइयनाण-चरणाणि लब्भंति ।
तत्तो सिवं सुयं तो सचरणमिह मोक्खहेउत्ति ॥ ११७७ ॥

શ્રુતજ્ઞાન અને ચારિત્રવડે ક્ષાયિકજ્ઞાન અને ક્ષાયિકચારિત્રનો લાભ થાય છે, અને તેનાથી મોક્ષ થાય છે, માટે ચારિત્ર સહિત શ્રુતજ્ઞાન પરંપરાએ મોક્ષ હેતુ છે. ૧૧૭૭ ક્ષાયોપશમિક ભાવમાં શ્રુત જ્ઞાન વર્તે છે એમ શાથી કહો છો. તેનો ઉત્તર આગલી ૧૧૮૦ મી ગાથાથી જાણવો. ૧૧૭૭

પૂર્વે કહેલ રીતિ કરતાં બીજી રીતે આગલી ગાથાનો સંબંધ શંકા કરી જોડે છે કે-

आह य निज्जिण्णे चिय कम्मे नाणं ति किंत्य चरणेणं ? ।
न सुयं खयओ केवलनाण-चरित्ताइं खइयाइं ॥ ११७८ ॥
तेसु य ठियस्स मोक्खो तो सुयमिह सचरणं तदट्ठाए ।
तं किह मीसं खइयं च केवलं जं सुएऽभिहियं ॥ ११७९ ॥

કોઇ કહે છે કે-સર્વથા સ્વાવારક કર્મનો ક્ષય થવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, ને તેથી ઉદયમાં થતું નથી ( અને તેથી મોક્ષ થશે ) તો જ્ઞાનને રોકનાર કર્મના ક્ષયની માફક મોક્ષને રોકનાર કર્મનો નાશ થવાથી મોક્ષ થશે તો પછી ચારિત્રવડે શું લાભ છે? (ઉત્તર) શ્રુતજ્ઞાન તેમજ મતિ-અવધિ અને મનઃપર્યાય આ ચાર જ્ઞાન કર્મના ક્ષયથી નથી થતાં પણ સ્વાવારક કર્મના ક્ષયથી કેવળજ્ઞાન અને ક્ષાયિક ચારિત્ર થાય છે, ને તે ક્ષાયિક જ્ઞાન ને ચારિત્રમાં રહેલાને અનંતરપણે મોક્ષ મળે છે. અહીં કહેલ ચારિત્ર સહિત શ્રુત તે મોક્ષ મેળવનાર ક્ષાયિક જ્ઞાન અને ચારિત્રના લાભને માટે થાય છે. શ્રુતજ્ઞાન ક્ષાયોપશમિક શાથી કહો છો? અને કેવળજ્ઞાન ક્ષાયિક ભાવે છે એમ શાથી કહો છો? ઉત્તરમાં આગમમાં તે જ્ઞાનાદિને તેવાં કહ્યાં છે. ૧૧૭૮-૧૧૭૯

અહીં કોઇ પુછે છે કે-જેમ સર્વથા સ્વઆવરણીય કર્મનો ક્ષય થએ સર્વ જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તેથી કરીને જેમ ચારિત્ર વિના પણ એ જ્ઞાનાવરણ કર્મનો ક્ષય થાય છે, તેમ મોક્ષપ્રાપ્તિને આવરનાર કર્મ પણ કોઇક પ્રકારે ક્ષય થશે, અને તેથી મોક્ષ થશે. એટલે પછી એમાં ચારિત્રનું શું પ્રયોજન છે? આ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે સર્વજ્ઞાન સ્વઆવરણીય કર્મના ક્ષય થવાથી નથી થતાં, પણ મતિ-શ્રુત-અવધિ અને મનઃ પર્યવ એ ચાર જ્ઞાનો સ્વઆવરણીય કર્મના ક્ષયોપશમથી થાય છે, ક્ષયથી તો માત્ર એક કેવળજ્ઞાનજ થાય છે. એટલે આ કેવલરૂપ ક્ષાયિકજ્ઞાન અને મોહનીયનો ક્ષય થવાથી થએલ ક્ષાયિક

ચારિત્ર આ બન્નેમાં વર્તનારાને અનન્તર-તરતજ મોક્ષ થાય છે. તથા ચારિત્ર સહિત શ્રુતજ્ઞાન, તો તે ક્ષાયિક જ્ઞાન અને ક્ષાયિકચારિત્રનું કારણ થાય છે, તેથી તે પરંપરાએ મોક્ષનું કારણ છે, એમ જે પૂર્વે કહ્યું છે, તે કંઇ વિરૂદ્ધ નથી.

શિષ્ય:—ગુરુદેવ ! એ તો સમજાયું, પરન્તુ શ્રુતજ્ઞાન ક્ષાયોપશમિક છે અને કેવળજ્ઞાન ક્ષાયિક છે. એમ શાથી જણાય ? આચાર્યશ્રીએ ઉત્તરમાં જણાવ્યું કે શાસ્ત્રમાં તેવું કથન છે.

આગમમાં જે પ્રમાણે કહ્યું છે તે જણાવે છે કે—

**भावे खओवसमिए दुवालसंगंपि होइ सुयनाणं ।**

**केवलियनाणलंभो नण्णत्थ खए कसायाणं ॥११८०॥ १०२-१०४**

ક્ષયોપશમ ભાવમાંજ સર્વ દ્વાદશાંગ શ્રુતજ્ઞાન થાય છે, અને કેવળજ્ઞાનની પ્રાપ્તિ, સર્વ કષાયોનો ક્ષય થવાથી થાય છે, તે સિવાય નહિ. ૧૧૮૦

સર્વ દ્વાદશાંગ શ્રુત, તેમજ તે સિવાયનું પ્રકીર્ણ અંગબાહ્ય શ્રુત, મતિ-અવધિ-ને મન: પર્યવ જ્ઞાન, તથા ક્ષાયિક-ઔપશમિક ભાવવૃત્તિ સિવાયનાં ચાર સામાયિક, એ સર્વ ક્ષયોપશમ ભાવમાંજ થાય છે, પણ ઔદયિકાદિ ભાવમાં નથી થતા, અને કેવળજ્ઞાનની પ્રાપ્તિ તો ક્રોધાદિ સર્વ કષાયનો સર્વથા ક્ષય થવાથીજ થાય છે. જો કે ચારે ઘાતિકર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાન થાય છે, એકલા કષાયના ક્ષયથીજ નથી થતું, પરન્તુ તે કેવલજ્ઞાનની પ્રાપ્તિમાં તે કષાયનો ક્ષય એજ મુખ્ય હેતુ છે, કષાયોનો ક્ષય થવાથી શેષઘાતિ કર્મનો પણ અવશ્ય ક્ષય થાય છે. ૧૧૮૦

એજ અર્થ ભાષ્યકાર કહે છે.

सव्वंपि किमुय देसो केवलवज्जाणि वाविसद्देणं ।
चत्तारि खओवसमे सामइयाइं च पाएणं ॥ ११८१ ॥
सव्वकसायावगमे केवलमिह नाण—दंसण—चरित्तं ।
देसक्खएऽवि सम्मं धुवं सिवं सव्वखइएसुं ॥ ११८२ ॥

સર્વશ્રુત, અને અપિશબ્દથી કેવળજ્ઞાન સિવાયના બીજાં જ્ઞાનો, તથા પ્રાય: ચાર સામાયિક ( સમ્યક્ત્વ-શ્રુત-દેશવિરતિ-અને સર્વવિરતિ સામાયિક ) ક્ષયોપશમ ભાવમાં હોય છે. કેવળજ્ઞાન-કેવળદર્શન-અને ક્ષાયિક ચારિત્ર એ ત્રણ સર્વ કષાયનો ક્ષય થવાથી થાય છે. અને અનંતાનુબંધિ કષાયની ચોકડીરૂપ દેશનો ક્ષય થવાથી પણ ક્ષાયિક સમ્યક્ત્વ હોય છે, પણ ક્ષાયિકજ્ઞાન-દર્શન-સમ્યક્ત્વ-અને ચારિત્ર થાય ત્યારેજ અવશ્યજીવને મોક્ષ થાય છે. ૧૧૮૧-૧૧૮૨

હવે આગલની નિર્યુક્તિની ગાથાનો સંબંધ જોડવાને કહે છે કે—

कहमेयाणमलाभो लाभो व कमो तदावरणया वा ।
आवरणखओवसमो समो व खओ व कहं कस्स ? ११८३ ॥
अहवा तवाइमइयं कहमारूढो तरुं जिणो कह वा ।
तत्तो पवक्खमाणा जाया जिणपवयणुप्पत्ती ? ॥ ११८४ ॥

એ સમ્યક્ત્વાદિની પ્રાપ્તિ શાથી થાય ? કોને કોનું આવરણ છે ? કોના આવરણનો કેવી રીતે ક્ષયોપશમ-ઉપશમ-અથવા ક્ષય થાય છે ? અથવા તપનિયમાદિ વૃક્ષપર જિનેશ્વર કેવી રીતે કેવા હેતુએ કેવા ક્રમવડે ચડયા ? અથવા હમણાં કહેવાશે તે જિનપ્રવચનની ઉત્પત્તિ એ જિનેશ્વરથી કેવી રીતે થઈ? ૧૧૮૪.

निज्जुत्तिसमुत्थाणप्पसंगओ नाणतरुसमारोहो ।
वच्चइ य वक्खमाणा समयं जिणपवयणुप्पत्ती ॥ ११८५ ॥

( કયા પુરૂષથી આ સામાયિક નિર્યુક્તિ નીકળી એમ નિર્યુક્તિના સમુત્થાન પ્રસંગ, થકી જે તપ-નિયમ જ્ઞાનરૂપ વૃક્ષારોહ પૂર્વે કહ્યો હતો તે, અને હમણાં કહેવાશે તે જિન-પ્રવચનની ઉત્પત્તિ આ બન્ને સાથેજ કહેવાશે.

સમ્યક્ત્વાદિ નહિ પ્રાપ્ત થવાનું કારણ છે.

अट्ठण्हं पयडीणं उक्कोसठिईएँ पवट्टमाणो उ ।
जीवो न लहइ सामाइयं चउण्हंपि एगयरं ॥११८६॥ १०३-१०५

આઠ કર્મ પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિએ વર્તમાન જીવ, ચાર પ્રકારના સામાયિકમાંનું એક પણ સામાયિક ન પામે. ૧૧૮૬

જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિએ વર્તમાન જીવ, સમ્યક્ત્વ સામાયિક-શ્રુતસામાયિક-દેશવિરતિ સામાયિક-અને સર્વ વિરતિ સામાયિક, એ ચારેમાંથી એક પણ સામાયિક ન પામે. તેમજ મતિ આદિ જ્ઞાન પણ ન પામે. અને આયુ સિવાયની ઉત્કૃષ્ટ સ્થિતિમાં તો પૂર્વે પામેલ વર્તતો પણ ન હોય. કારણ કે સમ્યક્ત્વ પામ્યા પછી તેનો ત્યાગ થાય, ત્યારે કર્મપ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય છે. એમ કર્મગ્રન્થનો અભિપ્રાય છે, અને સિદ્ધાન્તના અભિપ્રાયથી તો ગ્રન્થિનો ભેદ કર્યા પછી ફરી ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ થતોજ નથી; અને આયુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિમાં વર્તમાન જીવ સમ્યક્ત્વ સામાયિક અને શ્રુતસામાયિક એ બે સામાયિક અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થતી વખતે પૂર્વે પામેલ હોય છે, પણ ત્યાં પામતા નથી. તેમજ આયુ સિવાય બાકીના સાત કર્મની જઘન્ય સ્થિતિમાં વર્તમાન સૂક્ષ્મ સંપરાય ગુણ ઠાણાવાળા વિગેરે, સમ્યક્ત્વસામાયિક શ્રુતસામાયિક-અને સર્વવિરતિ સામાયિક એ ત્રણ પૂર્વે પામેલ હોવાથી ત્યાં કંઇપણ નવું નથી પામતા. વળી આયુની જઘન્ય સ્થિતિમાં વર્તનાર જીવ, પૂર્વે પામેલ નથી હોતા તેમ પામતા પણ નથી, કેમકે આયુની જઘન્ય સ્થિતિ ક્ષુલ્લકભવપ્રમાણ છે, અને એ ક્ષુલ્લકભવવાળા જીવોને સમ્યક્ત્વાદિ નથી હોતા, તેમજ તેમનામાં સાસ્વાદનપણાનો પણ અભાવ હોય છે. ૧૧૮૬

આઠે કર્મની ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ ભાષ્યકાર કહે છે.

वीसमरोवमाणं कोडाकोडीउ नाम-गोयाणं ।
सयरी मोहस्स ठिई सेसाणं तीसमुक्कोसा ॥ ११८७ ॥
आउस्स सागराइं तेत्तीसं, अवरओ मुहुत्तंतो ।
अट्ठ य नामा-गोए वेअणिए बारस मुहुत्ता ॥ ११८८ ॥

નામ અને ગોત્રકર્મની વીસ કોડા કોડી સાગરોપમ, મોહનીયની સિત્તેર કોડા કોડી સાગરોપમ અને બાકીના ( જ્ઞાનાવરણ-દર્શનાવરણ-વેદની અને અન્તરાય ) કર્મની ત્રીસ કોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે, તથા આયુષ્યની તેત્રીસસાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે તથા જ્ઞાનાવરણ-દર્શનાવરણ આયુ-મોહનીય-અને અન્તરાય કર્મની અન્તર્મુહૂર્તની છે. નામ-ગોત્રની આઠ મુહૂર્તની, અને વેદનીયની બાર મુહૂર્તની જઘન્ય સ્થિતિ છે. ૧૧૮૭-૧૧૮૮

અનિવૃત્તિ બાદર ગુણસ્થાનકે વર્તનાર મહાત્મા મોહનીયનો જઘન્ય સ્થિતિ બંધ કરે છે તથા મિથ્યાદૃષ્ટિ તિર્યંચ-મનુષ્યો આયુનો જઘન્ય સ્થિતિ બંધ કરે, જ્ઞાનાવરણ-દર્શનાવરણ વેદનીય, નામ-ગોત્ર-અને અન્તરાય કર્મની જઘન્ય સ્થિતિ સૂક્ષ્મ સંપરાયે બંધાય છે. અહીં જઘન્ય સ્થિતિ કહી છે, તે કષાય પ્રત્યયિક કહી છે, અને યોગ પ્રત્યયિક વેદનીયની જઘન્ય સ્થિતિ ઉપશાંતમોહ આદિ ગુણસ્થાનકે એક સમયની પણ હોય છે. ૧૧૮૭-૧૧૮૮

શિષ્ય:—આ બધી કર્મપ્રકૃતિયો ઉત્કૃષ્ટ સ્થિતિવાળી સાથેજ બંધાય છે કે એકનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થતાં, પછી બીજીનો પણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે કે તેમાં કોઇ બીજી રીતે ઉત્કૃષ્ટ બંધ થાય છે!

આચાર્યશ્રી:—એમાં આ પ્રમાણે વિચારતા છે.

मोहस्सुक्कोसाए ठिईएँ सेसाण छण्हमुक्कोसा ।
आउस्सुक्कोसा वा मज्झिमिया वा न उ जहण्णा ॥ ११८९ ॥
मोहविवज्जुक्कोसयठिईएँ मोहस्स सेसियाणं च ।
उक्कोस मज्झिमा वा कासइ व जहण्णिया होज्जा ॥ ११९० ॥

મોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય ત્યારે શેષ ૭ કર્મની તો ઉત્કૃષ્ટ સ્થિતિજ બંધાય છે, અને આયુષ્યની ઉત્કૃષ્ટ અથવા મધ્યમ સ્થિતિ બંધાય છે, પણ જઘન્ય નથી બંધાતી, તથા મોહનીય સિવાયના કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિમાં, મોહનીયની અને બીજા કર્મોની ઉત્કૃષ્ટ અથવા મધ્યમ સ્થિતિ બંધાય, અને કોઇકની જઘન્ય સ્થિતિ પણ બંધાય.

જ્યારે મોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય, ત્યારે શેષજ્ઞાનાવરણ દર્શનાવરણ-વેદનીય નામ-ગોત્ર અને અન્તરાય, એ ૭ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિજ હોય છે. કારણ કે ઉત્કૃષ્ટ સંક્લેશમાં મોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય છે. તેમાં વર્તનારો જીવ જ્ઞાનાવરણ આદિકર્મની પણ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે. તથા જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિવાળા મોહનીયની સાથે ઉત્કૃષ્ટ નરકાયુ બાંધીને સાતમી પૃથ્વીમાં જીવ ઉત્પન્ન થાય, ત્યારે તે નરકાયુની અપેક્ષાએ આયુ-કર્મની પણ તેત્રીસ સાગરોમ ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે, અને જ્યારે છઠ્ઠી આદિ પૃથ્વીમાં ઉત્પન્ન થાય, ત્યારે આયુની મધ્યમ સ્થિતિ હોય છે, પણ જઘન્ય નથી હોતી, કેમકે એવા સંક્લેશે વર્તનારો જીવ નરકમાંજ ઉત્પન્ન થાય છે, અને તેવા સંક્લેશમાં વર્તનારને ક્ષુલ્લક ભવ પ્રમાણ એવી આયુની જઘન્ય સ્થિતિ નથી હોતી. વળી ઉત્કૃષ્ટ સંક્લેશમાં દેવ-નારકી ઉત્કૃષ્ટ સ્થિતિવાળું મોહનીય કર્મ બાંધીને તિર્યંચમાં ઉત્પન્ન થાય ત્યારે પણ આયુષ્યની જઘન્ય સ્થિતિ નથી હોતી, કેમકે ક્ષુલ્લક ભવ પ્રમાણ જઘન્ય સ્થિતિ આયુવાળા જીવોમાં દેવ-નારકી ઉત્પન્ન નથી થતા.

મોહનીય સિવાય જ્ઞાનાવરણ આદિ કોઇપણ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય, ત્યારે મોહનીયની અને અમુક ઉત્કૃષ્ટ સ્થિતિવાળા કર્મથી બીજા કર્મની ઉત્કૃષ્ટ અથવા મધ્યમ

સ્થિતિ હોય છે. પણ જઘન્ય નથી હોતી. કેમકે જ્યારે સર્વોત્કૃષ્ટ સંક્લેશે વર્તનાર જીવ ઉત્કૃષ્ટ સ્થિતિવાળું જ્ઞાનાવરણીય આદિ કર્મ બાંધે ત્યારે શેષ મોહનીય આદિકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે, અને જ્યારે સ્વપ્રાયોગ્ય ઉત્કૃષ્ટ સંકલેશમાં (ઉત્કૃષ્ટ સ્થિતિવાળા જ્ઞાનાવરણ આદિ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ યોગ્ય સંકલેશમાં મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિના કારણભૂત સંકલેશની અપેક્ષાએ મધ્યમ હોય છે, ત્યારે ત્યાં વર્તનાર જીવ મોહનીય કર્મ મધ્યમ સ્થિતિવાળું પણ બાંધે છે. અને દર્શનાવરણ તથા વેદનીય આદિ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિના કારણભૂત સંકલેશની અપેક્ષાએ તો, તે ઉત્કૃષ્ટ અથવા મધ્યમ સ્થિતિવાળું બંધાય છે. ત્યાં ઉત્કૃષ્ટ સંકલેશમાં દર્શનાવરણ આદિકર્મો તીવ્રરસયુક્ત ઉત્કૃષ્ટ સ્થિતિવાળા બંધાય છે, અને મધ્યમ સંકલેશમાં મધ્યમ સ્થિતિવાળા બંધાય છે, પણ જઘન્ય સ્થિતિ તેમની ત્યાં નથી સંભવતી, કારણ કે મોહનીય અને દર્શનાવરણીય વિગેરે કર્મની જઘન્ય સ્થિતિ અન્તર્મુહુર્તાદિ પ્રમાણ કહી છે ને તે સ્થિતિ તો અનિવૃત્તિ બાદર અને સૂક્ષ્મ સંપરાય ગુણઠાણેજ બંધાય છે, અને તે બે ગુણઠાણામાં રહેનાર જીવ જ્ઞાનાવરણ આદિકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ કદિપણ ન કરે, પરન્તુ મિથ્યાદૃષ્ટિજ કરે, માટે જ્ઞાનાવરણ આદિની ઉત્કૃષ્ટ સ્થિતિમાં મોહનીય અને દર્શનાવરણીય આદિની જઘન્ય સ્થિતિ નથી હોતી. કોઇક આયુકર્મની જઘન્ય સ્થિતિ હોય છે, પણ તે જ્યારે મનુષ્ય અથવા તિર્યંચ ઉત્કૃષ્ટ સ્થિતિવાળું જ્ઞાનાવરણ આદિકર્મ બાંધે ત્યારે તેમને જઘન્ય ક્ષુલ્લક ભવનું આયુ બાંધતાં જઘન્ય સ્થિતિ હોય છે. આ પ્રમાણે આ બે ગાથાની વ્યાખ્યા વૃત્તિકારે પોતાના જ્ઞાનના અનુસારે ઉત્કૃષ્ટ મધ્યમાદિ બંધને અંગે કહી. એમાં જે પરમાર્થ–સત્ય હોય તે કેવળી અથવા બહુશ્રુત જાણે. ૧૧૮૯–૧૧૯૦

આ ઉપરોક્ત બંધની સ્થિતિના કારણથી;

सम्म–सुय–देस–सव्वव्वयाण सामाइयाणमेक्कंपि ।
उक्कोसठिईं न लहइ महाउए पुव्वलद्धाईं ॥ ११९१ ॥
सव्वजहण्णठिईओ वि न लभए जेण पुव्वपडिवन्नो ।
आउयजहण्णठिइओ न पवज्जंतो न पडिवन्नो ॥ ११९२ ॥

સમ્યક્ત્વ સામાયિક-શ્રુત સામાયિક-દેશવિરતિ સામાયિક-અને સર્વ વિરતિ સામાયિક એ ચારેમાંનું એક પણ સામાયિક ઉત્કૃષ્ટસ્થિતિવાળો જીવ ન પામે, પણ ઉત્કૃષ્ટ સ્થિતિવાળા આયુષ્યની અંદર વર્તતા અનુત્તરદેવાદિ કોઇકને પહેલાનું કોઇક સામાયિક હોય, અને બીજાઓને ન હોય. જ્ઞાનાવરણાદિ જઘન્ય સ્થિતિવાળા પણ એ ન પામે, કેમકે તે પૂર્વે પામેલ હોય છે, અને જઘન્ય સ્થિતિવાળા આયુષ્યમાં પૂર્વે પામેલ પણ ન હોય, તેમ પામતા પણ ન હોય.

હવે સમ્યક્ત્વાદિની પ્રાપ્તિનું કારણ કહે છે.

सत्तण्हं पयडीणं अब्भिंतरओ उ कोडिकोडीए ।
काऊण सागराणं जइ लहइ चउण्हमेगयरं ॥११९४॥ १०४-१०६

આયુસિવાયના સાતે કર્મની અન્તઃકોડાકોડી સાગરોપમ ( દરેક કર્મ પ્રકૃતિની એક કોડાકોડી સાગરોપમમાં કંઇક ન્યૂન ) પ્રમાણ જો સ્થિતિ કરે, તોજ એ ચારમાંથી કોઇ એક પણ સામાયિક પામે. ૧૧૯૩

એજ અર્થ ભાષ્યકાર કહે છે.

अंतिमकोडाकोडीए सव्वकम्माणमाउवज्जाणं ।
पलियासंखिज्जइमे भागे खीणे हवइ गंठी ॥ ११९४ ॥

આયુ સિવાયના સર્વ કર્મોની અંતિમ કોડાકોડી સાગરોપમપ્રમાણ સ્થિતિમાંથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ ક્ષય પામે એટલે ગ્રન્થિ દેશ પ્રાપ્ત થાય છે. ૧૧૯૪

ગ્રન્થિ એટલે શું ? તે કહે છે.

गंठि त्ति सुदुब्भेओ कक्खडघणरूढगूढगंठि व्व ।
जीवस्स कम्मजणिओ घणराग-द्दोसपरिणामो ॥ ११९५ ॥

કઠોર-નિબિડ-શુષ્ક-અને અત્યન્ત પ્રચય પામેલ વાંસાની ગાંઠ જેવી દુર્ભેદ્ય હોય છે તેવી કર્મજનિત એવા જીવના ગાઢરાગદ્વેષના પરિણામ છે તે રૂપ ગ્રન્થિ તે પણ ઘણીજ દુર્ભેદ્ય છે.

भिन्नम्मि तम्मि लाभो सम्मत्ताईण मोक्खहेऊणं ।
सो य दुलहो परिस्सम-चित्तविघायाइविग्घेहिं ॥ ११९६ ॥
सो तत्थ परिस्सम्मइ घोरमहासमरनिग्गयाइ व्व ।
विज्जा य सिद्धिकाले जह बहुविग्घा तहा सोऽवि ॥ ११९७ ॥

એ ગ્રન્થિનો ભેદ થાય છે ત્યારેજ મોક્ષના હેતુભૂત સમ્યક્ત્વાદિનો લાભ થાય છે. અને એ ગ્રન્થિભેદ મનોવિઘાત તથા પરિશ્રમાદિવડે અતિદુર્લભ છે. કેમકે ત્યાં ગ્રન્થિભેદ કરવામાં પ્રવર્તેલ જીવ, મહાઘોર સંગ્રામમાંથી જય પામીને નીકળેલા સુભટની પેઠે પરિશ્રમ પામે છે, અથવા વિદ્યાસિદ્ધિ વખતે જેમ તે વિદ્યા ઘણા વિઘ્ને સિદ્ધ થાય છે, તેમ તે ગ્રંથિભેદ પણ મહામુશીબતે થાય છે. ૧૧૯૬-૧૧૯૭.

અહીં શિષ્ય પૂછે છે કે—

कम्मट्ठिइं सुदीहा खविया जइ निग्गुणेण, सेसंपि ।
स खवेउ निग्गुणो चिय किंय पुणो दंसणाईहिं ? ११९८

જો સમ્યક્ત્વાદિ ગુણ વિના પણ જીવે કર્મની ઘણી લાંબી-ઇગણોતેર કોડાકોડ સાગરોપમની સ્થિતિ ખપાવી, તો પછી શેષ-બાકીની અંતઃકોડાકોડીની સ્થિતિ પણ તે મુજબજ ગુણ સિવાય ખપાવે, ( અને મોક્ષ પણ એજ પ્રમાણે પામે. ) એમાં સમ્યગ્દર્શનાદિ ગુણોનું શું પ્રયોજન છે ? ૧૧૯૮

આચાર્યશ્રી એનો ઉત્તર આપે છે કે—

पाएण पुव्वसेवा परिमउई साहणम्मि गुरुतरिया ।
होइ महाविज्जाए किरिया पायं सविग्घा य ॥ ११९९ ॥
तह कम्मट्ठिइखवणे परिमउई मोक्खसाहणे गुरुई ।
इह दंसणाइकिरिया दुलहा पायं सविग्घा य ॥ १२०० ॥
अहव जओ चिय सुबहुं खवियं तो निग्गुणो न सेसंपि ।
स खवेइ लहइ य जओ सम्मत्त-सुयाइगुणलाभं ॥ १२०१ ॥

જેમ મહાવિદ્યાને સાધવામાં પહેલાંની તેની સેવા સહેલી હોય છે, અને એ મહાવિદ્યા સાધતી વખતે જે ક્રિયા હોય છે, તે મહા મોટી અને પ્રાયઃ વિઘ્નવાળી હોય છે, તેમ કર્મ-સ્થતિ ખપાવવામાં જે યથાપ્રવૃત્તિ કરણ ક્રયા હોય છે, તે સહેલી હોય છે, અને ગ્રન્થિ-ભેદથી આરંભીને મોક્ષસાધનમાં જે સમ્યગ્દર્શન તથા જ્ઞાનસહિત જે ચારિત્ર ક્રિયા છે, તે મહામોટી દુર્લભ અને વિઘ્નવાળી હોય છે. અને સમ્યગ્દર્શન જ્ઞાનસહિત ચારિત્રની ક્રિયા વિના અથવા ગુણરહિત અવસ્થામાં કોઇને કોઈ દીવસ મોક્ષ થતો નથી, ઘણાં કર્મ ખપાવ્યાં, તેથી તે ગુણરહિત શેષ કર્મ ન ખપાવે, કેમકે ( બહુ કર્મનો ક્ષય થઓ તેથી ગ્રન્થિભેદ થવા પછી ) સમ્યક્ત્વ-શ્રુત આદિ ગુણનો લાભ થાય છે. ( આ કારણથી શેષ કર્મ-સ્થિતિ ગુણરહિતપણે ક્ષય નથી પામતી. ) ૧૧૯૯-૧૨૦૦-૧૨૦૧

યથાપ્રવૃત્તિ કરણાદિના અનુક્રમે જીવ ગ્રંથી ભેદ કરે છે, તેમાં કોને કેટલાં કરણ હોય? તે શંકાનો ઉત્તર કહે છે.

करणं अहापवत्तं अपुव्वमनियट्टिमेव भव्वाणं ।
इयरेसिं पढमं चिय भन्नइ करणंति परिणामो ॥ १२०२ ॥

યથાપ્રવૃત્તિકરણ-અપૂર્વકરણ-અને અનિવૃત્તિકરણ એ ત્રણ કરણ ભવ્યોને હોય છે, તથા અભવ્યોને પહેલું માત્ર યથાપ્રવૃત્તિ કરણજ હોય છે. અહિં કરણ એટલે જીવના પરિણામવિશેષ જાણવા. ૧૨૦૨

અનાદિકાળથી કર્મ ખપાવવામાં પ્રવર્તેલ આત્માના અધ્યવસાય-પરિણામ વિશેષ તે પહેલું યથાપ્રવૃત્તિકરણ, પૂર્વે કદિપણ પ્રાપ્ત નહિ થએલ એવા અપૂર્વ સ્થિતિ ઘાત-રસઘાત આદિ કરનાર અધ્યવસાય વિશેષ તે બીજું અપૂર્વકરણ, સમ્યગ્દર્શનનો લાભ થતા સુધીમાં જે પરિણામ પાછા ન પડે તે અનિવર્તિ કરણ, આ ત્રણે અધ્યવસાયરુપ કરણો અનુક્રમે વધારે વધારે વિશુદ્ધ છે. અને તે ભવ્યોને હોય છે. તથા અભવ્યોને તો તે પહેલું યથાપ્રવૃત્તિકરણજ હોય છે, બીજાં બે કરણો નથી હોતાં. ૧૨૦૨

એ કરણોમાંનું કયું કરણ કઈ અવસ્થામાં હોય છે? તે કહે છે.

जा गंठी ता पढमं गंठिं समइच्छओ अपुव्वं तु ।
अनियट्टीकरणं पुण सम्मत्तपुरक्खडे जीवे ॥ १२०३ ॥

ગ્રન્થિસ્થાન પર્યન્ત પહેલું યથાપ્રવૃત્તિકરણ, ગ્રન્થિનો ભેદ કરતાં બીજું અપૂર્વકરણ અને જીવ સમ્યક્ત્વ સન્મુખ થાય, ત્યારે તે ત્રીજું અનિવર્તિકરણ. ૧૨૦૩

અનાદિકાળથી આરંભીને જ્યાં સુધી તીવ્ર રાગ દ્વેષના પરિણામરુપ ગ્રન્થિ સ્થાન પ્રાપ્ત થાય, ત્યાં સુધી યથાપ્રવૃત્તિકરણ છે. કારણ કે તે અવસ્થામાં કર્મ ખપવાના કારણભૂત અધ્યવસાય માત્ર હોય છે, પણ કર્મ ખપાવવાની બુદ્ધિ હોતી નથી, ને તેથીજ તે યથાપ્રવૃત્તિકરણ કહેવાય છે, તથા તેમાં ગિરિનદીના પાષાણની ઘોલનાનો ન્યાય કહેવાય છે અને માત્ર ઉદય પ્રાપ્ત આઠે કર્મ પ્રકૃતિનો સર્વદા ક્ષય ત્યાં કરાય છે. ગ્રન્થિ ભેદ કરતાં બીજું અપૂર્વકરણ હોય છે, કેમકે પૂર્વના અધ્યવસાય કરતાં વધારે શુદ્ધ અધ્યવસાયથી ગ્રન્થિનો ભેદ થાય છે. અને તે પછી જીવ સમ્યક્ત્વની સન્મુખ થાય છે અથવા જેને હમણાંજ સમ્યક્ત્વ પ્રાપ્ત થવાનું છે, તેને ત્રીજું અનિવર્તિકરણ, કેમકે તેવા અતિ વિશુદ્ધ અધ્યવસાય થવા પછી તરતજ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. ૧૨૦૩

આ ત્રણ કરણથી થતી જે સામાયિક પ્રાપ્તિ તેનાં દૃષ્ટાન્તો કહે છે.

पल्लग-गिरिसरिउवल-पिवीलिया-पुरिस-पह-जरग्गहिया ।
कोद्दव-जल-वत्थाणि य सामाइयलाभदिट्ठंता॥१२०४॥१०५-१०७

પલ્ય-પર્વત નદી પાષાણ-કીડિઓ-પુરૂષો-માર્ગ-તાવવાળા-કોદરા-જળ-અને વસ્ત્રો આ નવ દૃષ્ટાન્ત સામાયિકપ્રાપ્તિનાં યોજવા. ૧૨૦૪

પલ્ય-( પાલા ) નું દૃષ્ટાન્ત કહે છે.

जो पल्लेऽतिमहल्ले धण्णं पक्खिवइ थोवथोवयरं ।
सोहेइ बहुबहुयतरं क्खिज्जइ तं थोवकालेण ॥ १२०५ ॥
तह कम्मधन्नपल्ले जीवोऽणाभोगओ बहुतरागं ।
सोहंतो थोवतरं गिण्हंतो पावए गंठिं ॥ १२०६ ॥

જેમ કોઇ કણબી મ્હોટાપલ્યમાં થોડું થોડું ધાન્ય નાંખે, અને વધારે વધારે કાઢે, તે ધાન્ય થોડાજ કાળમાં ક્ષય પામે છે; તેમ કર્મરૂપ ધાન્યના પલ્યમાંથી જીવ અનાભોગપણે ઘણાં કર્મ ક્ષય કરતો, નવાં કર્મ થોડાં ગ્રહણ કરીને ગ્રન્થિસ્થલને પામે છે. ૧૨૦૬

જેમ કોઇ કુટુમ્બિક ઘણી મોટી ધાન્યથી ભરેલી કોઠીમાં કોઇ વખત થોડું થોડું ધાન્ય નાંખે છે, અને તેમાંથી ગૃહવ્યવહાર માટે વધારે વધારે કાઢે છે. એમ કરવાથી કેટલાક કાળે તે ધાન્ય પૂરૂં થઇ જાય છે. તેવીજ રીતે ચિર સંચિત કર્મરુપ ધાન્યના પલ્યમાંથી આત્મા કોઇક પ્રકારે અનાભોગથી ઘણાં કર્મ ખપાવતો, અને નવાં થોડાંજ ગ્રહણ કરતો ગ્રન્થિદેશને પામે છે. ને તે વખતે આયુ સિવાયનાં સાતે કર્મ એક કોડાકોડ સાગરોપમમાં કંઇ ન્યૂન અવશેષ રાખીને બાકીનાં સર્વ કર્મ ખપાવે છે. આ પ્રમાણે યથાપ્રવૃત્તિ કરણથી થાય છે.

શિષ્ય:—ભગવન્! ગ્રન્થિ ભેદ થયા પૂર્વે જીવ અસંયત-અવિરત ને અનાદિ મિથ્યાદૃષ્ટિ હોય છે, એવા જીવને ઘણાં કર્મના ક્ષય અને થોડા કર્મના બંધનો આગમમાં નિષેધ કર્યો છે. તે સબંધમાં અન્યત્ર કહ્યું છે કે-” જેમ અતિ મોટા પલ્યમાં કોઈક મનુષ્ય કુંભ પ્રમાણ ધાન્ય નાંખે, અને નાલિકા પ્રમાણ કાઢે; તેમ અસંયત-અવિરતજીવ ઘણાં કર્મ બાંધે અને થોડાં કર્મની નિર્જરા કરે, તથા મોટા પલ્યમાંથી જેમ કોઈ કુંભ પ્રમાણ કાઢે અને નાલિકા પ્રમાણ નાંખે; તેમ જે પ્રમત્ત સંયત હોય છે, તે ઘણાં કર્મ નિર્જરે છે, અને થોડાં બાંધે છે, અને કોઈ મોટા પલ્યમાંથી કુંભ પ્રમાણ કાઢે છે, અને થોડું પણ નાંખતા નથી, તેમ જે અપ્રમત્ત સંયત હોયછે, તે ઘણાં કર્મની નિર્જરા કરે છે અને થોડાં પણ બાંધતા નથી. આ રીતે ઉપર મુજબ અવિરતિ મિથ્યાદૃષ્ટિને દરેક સમયે બંધ ઘણો અને નિર્જરા થોડી કહી છે. પણ તમે તો એથી વિપરીત કહો છો, તેનું કેમ?

ગુરુ:—ભાઇ! એકાન્ત એવો નિયમ નથી, કે અવિરત અસંયત મિથ્યાદૃષ્ટિને ઘણાં કર્મનો બંધ અને અલ્પ કર્મનીજ નિર્જરા થાય. જો એકાન્ત એવોજ નિયમ હોય, તો બહુકર્મી જીવોને કદિપણ સમ્યક્ત્વનો લાભ ન થાય, પણ એમ નથી. કારણ કે સમ્યગ્દૃષ્ટિ જીવોને સમકિત પામ્યા પહેલાં ઘણાં કર્મનો ક્ષય થવાથી સમકિત પ્રાપ્ત થએલું પ્રત્યક્ષ જણાય છે. વળી જો સર્વદા ઘણા કર્મનો બંધ થાય એમજ માનીએ, તો કાળક્રમે સર્વ પુદ્ગળરાશિને પણ કર્મપણે ગ્રહણ કરવાનો પ્રસંગ આવે. અને કોઇપણ પુદ્ગલ ગ્રહણ કરવાનું રહે નહિ,

પરન્તુ એમ થતું નથી, કેમકે સ્તંભ-કુંભ-અભ્ર-પૃથ્વી-ગૃહ-શરીર-વૃક્ષ-પર્વત-નદી-સમુદ્ર આદિ ભાવે પરિણામ પામેલા પુદ્ગળો હમ્મેશાં જણાય છે. અને કર્મબંધ પણ વર્તમાન-આદિમાં જણાય છે. માટે આ બન્ધ અને નિર્જરાના સંબંધમાં ત્રણ ભાંગા સમજવા. પ્રથમ કોઇકને ઉત્કૃષ્ટ બંધ હેતુથી, અને પૂર્વ બદ્ધ કર્મક્ષયના હેતુની ન્યૂનતાથી કર્મ બંધ વધારે થાય છે, કોઇકને કર્મ બંધના હેતુની અને કર્મક્ષયના હેતુની સમાનતાથી કર્મના બંધ અને નિર્જરા સમાન થાય છે. તથા કોઇને બંધ હેતુની ન્યૂનતાથી અને ક્ષયના હેતુની ઉત્કૃષ્ટતાથી કર્મબંધ થોડો થાય છે અને નિર્જરા વધારે થાય છે. આ ત્રણ ભાંગામાંથી ત્રીજા ભાંગામાં જ્યારે કોઈ મિથ્યાદૃષ્ટિ વર્તતો હોય, ત્યારે તેને ગ્રન્થિદેશ પ્રાપ્ત થાય છે. ૧૨૦૫-૧૨૦૬

અનાભોગપણે એટલા બધા કર્મનો ક્ષય કેવી રીતે થાય ? એ શંકાના ઉત્તરમાં આચાર્યશ્રી પર્વતની નદીના પાષાણનું બીજું દૃષ્ટાન્ત કહે છે.

गिरिनइ-वत्तणिपत्थरघडणोवम्मेण पढमकरणेणं ।
जा गंठी कम्मट्ठिइं खवणमणाभोगओ तस्स ॥ १२०७ ॥

પર્વતની નદીના માર્ગમાં પડેલા પત્થરોના ઘાટના જેવી ઉપમાવાળા એવા પ્રથમ-કરણવડે જીવને અનાભોગથી કર્મ સ્થિતિનો ક્ષય થવાથી ગ્રન્થિપ્રદેશ થાય છે.

જેમ પર્વતની નદીના માર્ગમાંનો પથરો અનાભોગથી એટલે "અમે આવી આકૃતિ-વાળા થઇએ" એવી ઇચ્છા વિના તે પાણીના પ્રવાહથી ઘસાવાથી અથવા પરસ્પર અથડાવાથી, એમ કોઇ પણ રીતે એ પથરો ગોળ-ત્રિકોણ-ચતુષ્કોણ-લાંબા-ટુંકા વિગેરે અનેક આકારવાલા થઈ જાય છે, તેમ અહીં પણ કોઇક રીતે અનાભોગપણે યથાપ્રવૃત્તિ કરણથી કર્મ ખપાવીને ગ્રન્થિદેશ પ્રાપ્ત કરે છે. ૧૨૦૭

કીડિઓનું દૃષ્ટાન્ત કહે છે.

खितिसाभावियगमणं थाणूसरणं तओ समुप्पयणं ।
थाणं थाणुसिरे वा ओरुहणं वा मुइंगाणं ॥ १२०८ ॥
खिइगमणं पिव पढमं थाणूसरणं व करणमप्पुव्वं ।
उप्पयणं पिव तत्तो जीवाणं करणमनियट्टिं ॥ १२०९ ॥
थाणु व्व गंठिदेसे गंठियसत्तस्स तत्थवत्थाणं ।
ओयरणं पिव तत्तो पुणोऽवि कम्मट्ठिइविवुड्ढी ॥ १२१० ॥

જેમ કેટલીક કીડિઓ હમ્મેશાં-સ્વાભાવિક પૃથ્વીપર આમ તેમ ગમન કરે છે, કેટલી સ્થાણુ-ઠુંઠાપર ચડે છે; કેટલીક તે ખીલાપરથી ઊડી જાય છે, કેટલીક ખીલા આગળજ રહી જાય છે અને કેટલીક ચઢીને ખીલા પરથી ઊતરી જાય છે; તેમાં કીડીઓના સ્વાભાવિક ગમનની પેઠે હમ્મેશાં પ્રવર્તતું પહેલું યથાપ્રવૃત્તિકરણ છે, ખીલાપર ચડવા સમાન અપૂર્વકરણ છે, ખીલાપરથી ઊડવા સમાન જીવોને અનિવર્તિકરણ છે. ( આ કરણના બળે જીવ મિથ્યાત્વથી સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાને જાય છે. ) ગ્રન્થિકસત્ત્વ ( ગ્રન્થિભેદ નહિ કરેલ જીવ ) ને સ્થાણુની પેઠે ગ્રન્થિ દેશ આગળ અવસ્થાન હોય છે, અને ત્યાંથી પુનઃ પાછા ફરવારૂપ કર્મસ્થિતિની વૃદ્ધિ થાય છે. ૧૨૦૮-૧૨૦૯-૧૨૧૦.

પરન્તુ એમ થતું નથી, કેમકે સ્તંભ-કુંભ-અભ્ર-પૃથ્વી-ગૃહ-શરીર-વૃક્ષ-પર્વત-નદી-સમુદ્ર આદિ ભાવે પરિણામ પામેલા પુદ્ગળો હમ્મેશાં જણાય છે, અને કર્મબંધ પણ વર્ત્તમાન-આદિમાં જણાય છે. માટે આ બન્ધ અને નિર્જરાના સંબંધમાં ત્રણ ભાંગા સમજવા. પ્રથમ કોઇકને ઉત્કૃષ્ટ બંધ હેતુથી, અને પૂર્વ બદ્ધ કર્મક્ષયના હેતુની ન્યૂનતાથી કર્મ બંધ વધારે થાય છે, કોઇકને કર્મ બંધના હેતુની અને કર્મક્ષયના હેતુની સમાનતાથી કર્મનો બંધ અને નિર્જરા સમાન થાય છે. તથા કોઇને બંધ હેતુની ન્યૂનતાથી અને ક્ષયના હેતુની ઉત્કૃષ્ટતાથી કર્મબંધ થોડો થાય છે અને નિર્જરા વધારે થાય છે. આ ત્રણ ભાંગામાંથી ત્રીજા ભાંગામાં જ્યારે કોઈ મિથ્યાદૃષ્ટિ વર્તતો હોય, ત્યારે તેને ગ્રન્થિદેશ પ્રાપ્ત થાય છે. ૧૨૦૫-૧૨૦૬

અનાભોગપણે એટલા બધા કર્મનો ક્ષય કેવી રીતે થાય? એ શંકાના ઉત્તરમાં આ-ચાર્યશ્રી પર્વતની નદીના પાષાણનું બીજું દૃષ્ટાન્ત કહે છે.

गिरिनइ-वत्तणिपत्थरघडणोवम्मेण पढमकरणेणं ।
जा गंठी कम्मट्ठिई खवणमणाभोगओ तस्स ॥ १२०७ ॥

પર્વતની નદીના માર્ગમાં પડેલા પત્થરોના ઘાટના જેવી ઉપમાવાળા એવા પ્રથમ-કરણવડે જીવને અનાભોગથી કર્મ સ્થિતિનો ક્ષય થવાથી ગ્રન્થિપ્રદેશ થાય છે.

જેમ પર્વતની નદીના માર્ગમાંના પથરો અનાભોગથી એટલે "અમે આવી આકૃતિ-વાળા થઇએ" એવી ઇચ્છા વિના તે પાણીના પ્રવાહથી ઘસાવાથી અથવા પરસ્પર અથ-ડાવાથી, એમ કોઇ પણ રીતે એ પથરો ગોળ-ત્રિકોણ-ચતુષ્કોણ-લાંબા-ટુંકા વિગેરે અનેક આકારવાલા થઈ જાય છે, તેમ અહીં પણ કોઇક રીતે અનાભોગપણે યથાપ્રવૃત્તિ કરણથી કર્મ ખપાવીને ગ્રન્થિદેશ પ્રાપ્ત કરે છે. ૧૨૦૭

કીડિઓનું દૃષ્ટાન્ત કહે છે.

खितिसाभावियगमणं थाणूसरणं तओ समुप्पयणं ।
थाणं थाणुसिरे वा ओरुहणं वा मुइंगाणं ॥ १२०८ ॥
खिइगमणं पिव पढमं थाणूसरणं व करणमप्पुव्वं ।
उप्पयणं पिव तत्तो जीवाणं करणमनियट्टिं ॥ १२०९ ॥
थाणु व्व गंठिदेसे गंठियसत्तस्स तत्थवत्थाणं ।
ओयरणं पिव तत्तो पुणोऽवि कम्मट्ठिइविवुड्ढी ॥ १२१० ॥

જેમ કેટલીક કીડિઓ હમ્મેશાં-સ્વાભાવિક પૃથ્વીપર આમ તેમ ગમન કરે છે, કેટલી સ્થાણુ-ઠુંઠાપર ચડે છે; કેટલીક તે ખીલાપરથી ઊડી જાય છે, કેટલીક ખીલા આગ-ળજ રહી જાય છે અને કેટલીક ચઢીને ખીલા પરથી ઊતરી જાય છે; તેમાં કીડીઓના સ્વાભાવિક ગમનની પેઠે હમ્મેશાં પ્રવર્તતું પહેલું યથાપ્રવૃત્તિકરણ છે, ખીલાપર ચડવા સમાન અપૂર્વકરણ છે, ખીલાપરથી ઊડવા સમાન જીવોને અનિવર્તિકરણ છે. ( આ કર-ણના બળે જીવ મિથ્યાત્વથી સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાને જાય છે. ) ગ્રન્થિકસત્ત્વ ( ગ્રન્થિભેદ નહિ કરેલ જીવ ) ને સ્થાણુની પેઠે ગ્રન્થિ દેશ આગળ અવસ્થાન હોય છે, અને ત્યાંથી પુનઃ પાછા ફરવારૂપ કર્મસ્થિતિની વૃદ્ધિ થાય છે. ૧૨૦૮-૧૨૦૯-૧૨૧૦.

હવે મુસાફર પુરુષોનું દૃષ્ટાંત કહે છે.

जह वा तिन्नि मणूसा जतडविपहं सहावगमणेण ।
वेलाइक्कमभीया तुरंति पत्ता यदो चोरा ॥ १२११ ॥
दट्ठुं मग्गतडत्थे ते एगो मग्गओ पडिनियत्तो ।
बितिओ गहिओ तइओ समइक्कंतो पुरं पत्तो ॥ १२१२ ॥
अडवी भवो मणूसा जीवो कम्मट्ठिई पहो दोहो ।
गंठी य भयत्थाणं राग-द्दोसा य दो चोरा ॥ १२१३ ॥
भग्गो ठिइपरिवड्ढी गहिओ पुण गंठिओ गओ तइओ ।
सम्मत्तपुरं एवं जोएज्जा तिण्णि करणाइं ॥ १२१४ ॥

અથવા જેમ કોઈ ત્રણ મનુષ્યો સ્વભાવિકગતિએ અટવીમાં જતાં ઘણો માર્ગ ચાલી ગયા. તેવામાં વેળાનો અતિક્રમ થવાથી તેઓ ભય પામ્યા, એટલામાં ત્યાં ભયસ્થાનકે બે ચોર તેમને મળ્યા. માર્ગમાં બે ચોરોને જોઇને ( ત્રણમાંનો ) એક મનુષ્ય માર્ગમાંથી પાછો ફર્યો, બીજાને ચોરોએ પકડ્યો, અને ત્રીજો ચોરોનો તિરસ્કાર કરીને ઇષ્ટનગરે પહોંચી ગયો. અહીં અટવી તે સંસાર, મનુષ્યો તે ગ્રંથિદેશથી પાછો ફરેલો ગ્રંથીદેશમાં રહેલો અને ગ્રંથિનો ભેદ કરેલો એવા તે ત્રણે જીવો, કર્મની સ્થિતિ તે દીર્ઘપંથ, ગ્રંથિ તે ભયસ્થાન, બે ચોરો તે રાગ-દ્વેષ, જે ભાગી ગયો તેની સમાન અભિન્નગ્રન્થિ પુનઃ સ્થિતિ વધારનાર જીવ, જે પકડાયો તેની જેવો ગ્રન્થિદેશ આગળ રહેલો જીવ અને જે ચાલ્યો ગયો તેની માફક સમ્યક્ત્વરૂપ નગરે પહોંચેલો જીવ જાણવો, આ પ્રમાણે ત્રણ કરણમાં પણ યોજના કરવી. ( ત્રણ પુરુષનું સ્વભાવિક ગમન તે ગ્રન્થિદેશ આગળ લાવનાર યથાપ્રવૃત્તિકરણ, શીઘ્રગતિથી ચોરોનો તિરસ્કાર કરવો તે અપૂર્વકરણ અને સમ્યક્ત્વાદિરૂપ ઇષ્ટનગરે પહોંચાડનાર તે અનિવર્તિકરણ જાણવું. ૧૨૧૧-થી-૧૨૧૪.

શિષ્ય:—પ્રભો! ગ્રન્થિભેદ કરીને જીવો સમ્યક્ત્વાદિરૂપ મોક્ષમાર્ગ પામે છે, તે પરોપદેશથી પામે છે? કે પોતાની મેળે સ્વાભાવિકપણે પામે છે? અથવા એ બેનો પણ યોગ છતાં એકે પ્રકારે નથી પામતા?, આચાર્યશ્રી આ પ્રશ્નનો ઉત્તર આપવાને માર્ગનું દૃષ્ટાન્ત આપે છે કે—

उवएसओ सयं वा लभइ पहं कोइ न लभइ कोई ।
गंठित्थाणं पत्तो सम्मत्तपहं तहा भव्वो ॥ १२१५ ॥

જેમ કોઈ મનુષ્ય અટવીમાં આમ તેમ રખડતાં સ્વયં યોગ્ય માર્ગ પામે છે, કોઇક બીજાના કહેવાથી માર્ગ પામે છે અને કોઇક નથી પણ પામતો; તેવી રીતે કોઈક ભવ્યાત્મા સંસાર અટવીમાં ભમતાં ગ્રન્થિદેશ પામીને સ્વયં સમ્યક્ત્વાદિ સન્માર્ગ પામે છે, કોઈક પરોપદેશથી પામે છે, અને કોઈક દુર્ભવ્ય અભવ્ય નથી પણ પામતા, અને ગ્રંથિદેશ પામેલો પાછો વળે છે. ૧૨૧૫

જ્વરવાળાનું દૃષ્ટાન્ત કહે છે.

भेसज्जेण सयं वा नस्सइ जरओ न नस्सए कोइ ।
भवस्स गंठिदेसे मिच्छत्तमहाजरो-वेवं ॥ १२१६ ॥

જેમ કોઈ તાવવાળા મનુષ્યને સ્વભાવિક રીતે એટલે ઔષધ વિના તાવ દૂર થાયછે, કોઈકને ઔષધોપચારથી દૂર થાય છે અને કોઇકને ઔષધોપચાર કરવાથી પણ દૂર નથી થતો; તેમ મિથ્યાત્વરૂપ મહાજ્વર પણ કોઇક ભવ્યાત્માને સ્વાભાવિક રીતે સ્હેજે નાશ પામે છે, કોઈકને ગુરૂવચનરૂપ ઔષધોપચારથી નાશ પામે છે અને કોઇને નાશ નથી પણ પામતો. (ભવ્યાત્માને આ ત્રણે પ્રકાર હોય છે અને અભવ્યને તો એક ત્રીજો પ્રકારજ હોય છે). ૧૨૧૬.

કોદરાનું ઉદાહરણ કહે છે.

नासइ सयं व परिक्कमओ व जह कोद्दवाण मयभावो ।
नासइ तह मिच्छमओ सयं व परिक्कम्मणाए वा ॥ १२१७ ॥

જેમ કોઇક કોદરાનો માદકસ્વભાવ સ્વાભાવિક રીતે નાશ પામે છે, કોઇકનો છાણ આદિના પ્રયોગથી નાશ પામે છે, અને કોઇકનો તે સ્વભાવ નથી નાશ પામતો, તેમ કોઇક જીવનો મિથ્યાત્વભાવ સ્વાભાવિક રીતે દૂર થાય છે, કોઈકને ગુરૂમહારાજના ઉપદેશથી નાશ થાય છે, અને કોઇકને સર્વથા નથી પામતો. ૧૨૧૭

શાવડે મિથ્યાત્વ શુદ્ધ થાય છે? તે માટે કહે છે—

अप्पुव्वेणं तिपुंजं मिच्छत्तं कुणइ कोद्दवोवमया ।
अनियट्टीकरणेण उ सो सम्मद्दंसणं लहइ ॥ १२१८ ॥

જીવો એણા કોદરા સમાન મિથ્યાત્વના અપૂર્વકરણવડે ત્રણપુંજ કરે છે, પણ સમ્યગ્-દર્શન તો અનિવર્તિ કરણવડેજ પામે છે. ૧૨૧૮.

જેમ કોઈક મનુષ્ય છાણ વિગેરેના પ્રયોગથી કોદરાને શુદ્ધ કરે છે, તેમાં તેના ત્રણ પ્રકાર થાય છે. કોઈ કોદરા સર્વથા શુદ્ધ થાય છે, કોઈ અર્ધા શુદ્ધ થાય છે, અને કોઈ બિલકુલ શુદ્ધ નથી થતા. તેવીજ રીતે જીવો અપૂર્વકરણવડે મિથ્યાત્વ શોધીને તેના શુદ્ધ-અર્ધશુદ્ધ-અને અશુદ્ધ એવા ત્રણ પુંજ કરે છે. તેમાં સમ્યક્ત્વને આવરનાર એવા રસને ખપાવીને શુદ્ધ કરેલા જે મિથ્યાત્વના પુદ્ગળોનો પુંજ તે જિનોક્ત તત્ત્વરૂચિને આવરનાર નથી, માટે તેને ઉપચારથી સમ્યક્ત્વ કહેવાય છે. અર્ધશુદ્ધ મિથ્યાત્વ પુદ્ગળોનો પુંજ તે સમ્યગ્મિથ્યાત્વ-મિશ્ર કહેવાય છે. અને સર્વથા, અશુદ્ધ પુદ્ગળપુંજ તે મિથ્યાત્વ કહેવાય છે. આ પ્રમાણે અપૂર્વકરણથી ત્રણ પુંજ થાય છે, પરન્તુ અનિવર્તિકરણ વિશેષથી જીવ સમ્યક્ત્વ પુંજે જાય છે, બીજા બે પુંજે નથી જતો. જ્યારે સમ્યક્ત્વથી પતિત થઇને પુનઃ સમ્યક્ત્વ પામે છે, ત્યારે પણ અપૂર્વકરણવડે ત્રણ પુંજ કરીને અનિવર્તિકરણથી સમકિત પામે છે.

શિષ્યઃ—બીજીવાર સમકિત પામતાં અપૂર્વકરણની અપૂર્વકરણતા કેમ કહી શકાય? કેમકે પૂર્વે તેની પ્રાપ્તિ થએલ છે.

આચાર્યઃ—થોડીજવાર સુધી તેનો લાભ થાય છે, એટલે અપૂર્વ જેવું હોવાથી તેને અપૂર્વકરણ કહેવાય છે. એમ વૃદ્ધોનું કથન છે. સિદ્ધાન્તવાદીઓ પણ એમજ કહે છે. પણ કર્મગ્રન્થવાળાઓ તો "મિથ્યાત્વનું અન્તરકરણ કરે છે." તે અન્તરકરણમાં પેઠેલો જીવ ઉપશમ સમકિત પામે છે, અને તેવડે મિથ્યાત્વના ત્રણ પુંજ કરે છે, તે પછી ક્ષાયોપશ-

મિક પુંજના ઉદયથી ક્ષાયોપશમિક સમકિત પામે છે. એમ માને છે. અર્થાત્ અપૂર્વકરણથી ત્રણપુંજ નથી કરતા ને ઉપશમમાં કરેલ શુદ્ધ પુંજના ઉદયથી ફેર સમ્યક્ત્વ પામે છે.

આ પ્રમાણે ભવ્યાત્માને સર્વત્ર સમ્યક્ત્વ લાભ કહ્યો, હવે ગ્રંથિપ્રદેશે આવેલ અભવ્યને શું થાય? તે કહે છે.

तित्थंकराइपूयं दट्ठुणण्णेण वावि कज्जेण ।
सुयसामाइयलाहो होज्ज अभवस्स गंठिम्मि ॥ १२१९ ॥

તીર્થંકરાદિની પૂજા જોઈને અથવા બીજા કોઈ પણ પ્રયોજનથી ગ્રન્થિસ્થાન પામેલા અભવ્યને માત્ર શ્રુતસામાયિકનો લાભ થાય છે. ૧૨૧૯

તીર્થંકરની વિભૂતિ વિગેરે જોઈને "આધર્મથી આવો સત્કાર થાયછે, દેવપણું-રાજ્ય વિગેરે પ્રાપ્ત થાય છે." ઇત્યાદિ બુદ્ધિથી ગ્રન્થિસ્થાન પામેલા અભવ્યને તે વિભૂતિ માટે અથવા દેવપણું-રાજાપણું-સૌભાગ્ય-રૂપ-બળ વિગેરે બીજા પ્રયોજનથી, સર્વથા મોક્ષની શ્રદ્ધા વિના પણ કિંચિત્ કષ્ટકારી અનુષ્ઠાન કરવાથી અજ્ઞાનરૂપ શ્રુતસામાયિકનો માત્ર લાભ થાય છે. કેમકે અભવ્યને પણ અગીઆર અંગનું અધ્યયન કહ્યું છે. પરન્તુ સમ્યક્ત્વાદિનો લાભ તો તેમને નથીજ થતો.

હવે "અપ્પુવ્વેણ તિપુંજ" એ ૧૨૧૮ મી ગાથાનું વિવરણ કરે છે.

मयणा दरनिव्वलिया निव्वलिया य जह कोद्दवा तिविहा ।
तह मिच्छत्तं तिविहं परिणामवसेण सो कुणइ ॥ १२२० ॥

જેમ પ્રયોગથી શુદ્ધ-અર્ધશુદ્ધ-અને અશુદ્ધ એમ ત્રણ પ્રકારે કોદરા થાય છે. તેમ અપૂર્વકરણરૂપ પરિણામના વશથી શુદ્ધ-અર્ધશુદ્ધ-અને અશુદ્ધ એમ ત્રણ પ્રકારે મિથ્યાત્વ થાય છે. ૧૨૨૦

હવે જળ અને વસ્રનાં દષ્ટાન્તો કહે છે.

जह वेह किंचि मलिणं दरसुद्धं सुद्धमंबु वत्थं च ।
एवं परिणामवसा करेइ सो दंसणं तिविहं ॥ १२२१ ॥

અથવા જેમ પાણી તથા વસ્ર મેલું હોય, તે શુદ્ધ કરવા છતાં પણ કોઈક શુદ્ધ ન થાય, કોઈક અર્ધું શુદ્ધ થાય, અને કોઈક સર્વથા શુદ્ધ ન થાય, અને કોઈક સર્વથા શુદ્ધ થાય છે. તેમ જીવ પણ અપૂર્વકરણરૂપ પરિણામના વશથી દર્શનમોહનીય કર્મને શોધતાં અશુદ્ધ અર્ધશુદ્ધ અને શુદ્ધ એવા મિથ્યાત્વ-મિશ્ર-અને સમ્યક્ત્વ, એમ ત્રણ પ્રકાર કરે છે. ૧૨૨૧

હવે સમ્યક્ત્વ પામ્યા પછી દેશવિરતિ આદિનો લાભ કેવી રીતે થાય? તે કહેછે.

सम्मत्तम्मि उ लद्धे पलियपुहुत्तेण सावओ होइ
चरणो-वसम-खयाणं सागर संखंतरा होंति ॥ १२२२ ॥
एवं अप्परिवडिए सम्मत्ते देव-मणुयजम्मेसु ।
अण्णयरसेढिवज्जं एगभवेणं व सव्वाइं ॥ १२२३ ॥

સમ્યક્ત્વ પામ્યા પછી બાકી રહેલી સ્થિતિમાંથી પલ્યોપમ પૃથક્ત્વ (બેથી નવ પલ્યો-

પમ ) જેટલો કાળ વીત્યા બાદ દેશવિરતિ થાય છે, તે પછી સંખ્યાતા સાગરોપમ વીત્યા બાદ ચારિત્ર પામે છે, તે પછી સંખ્યાતા સાગરોપમ વીત્યાબાદ ઉપશમશ્રેણિ પામે છે અને તે કરતાં સંખ્યાતા સાગરોપમ જેટલી સ્થિતિ ઓછી થયા પછી ક્ષપકશ્રેણિ પામેછે. આ પ્રમાણે દેવમનુષ્યભવમાં ગમનાગમન કરતાં સમ્યકૃત્વથી પડયા સિવાય મનુષ્યભવમાં દેશવિરતિ આદિનો લાભ થાય છે. અથવા અતિશુભ પરિણામથી ઘણા કર્મની ખપી ગયેલી સ્થિતિવાલો જીવ એક ભવમાં પણ ઉપશમ અને ક્ષપક એમાંથી એક શ્રેણિને દેશવિરતિ આદિ સર્વ પ્રાપ્ત થાય છે. ( સિદ્ધાન્તના અભિપ્રાયે એક ભવમાં બે શ્રેણિ ન ન થાય, પણ એકજ થાય. ) ૧૨૨૨-૧૨૨૩.

હવે જેના ઉદયથી સમ્યકૃત્વાદિની પ્રાપ્તિ ન થાય અથવા થઈ તોપણ નાશ પામે તેવાં સમ્યકૃત્વાદિનાં આવરણો કહે છે.

अहुणा जस्सोदयओ न लभइ दंसणाइसामइयं ।
लद्धं व पुणो भस्सइ तदिहावरणं कसायाई ॥ १२२४ ॥
अहवा खयाइओ केवलाइं तं जेसिं ते कइ कसाया ।
को वा कस्सावरणं को व खयाइकमो कस्स ? ॥ १२२५ ॥

હવે જેના ઉદયથી ( જીવને ) દર્શનાદિ સામાયિક પ્રાપ્ત ન થાય, અને પ્રાપ્ત થયા હોય, તોપણ નાશ પામે, તે અહીં કષાય વિગેરે (સમ્યકૃત્વાદિના) આવરણ છે. અથવા જે કષાયના ક્ષયાદિથી જે કેવળજ્ઞાનાદિ ( કેવળદર્શન-ચારિત્રાદિ ) થાય છે, તે કેટલા કષાય છે ? કયો કષાય કયા સામાયિકનું આવરણ છે ? અથવા કયા કષાયના કયા ક્રમે ક્ષય આદિ થાય છે ? ૧૨૨૪-૧૨૨૫

આચાર્યશ્રી એ પ્રશ્નોના અનુક્રમે ઉત્તર આપે છે.

**पढमिल्लुआण उदए नियमा संजोयणाकसायाणं ।**
**सम्मद्दंसणलंभं भवसिद्धीयाऽवि न लहंति ॥ १२२६ ॥ १०६-१०८**

પહેલાં સંયોજના નામના અનન્તાનુબન્ધિ કષાયના ઉદયે, સમ્યગ્દર્શનનો લાભ ભવસિદ્ધિક ( તદ્‌ભવમોક્ષગામી ) જીવો પણ અવશ્ય ન પામે.

પહેલા જે અનન્તાનુબન્ધી અથવા સંયોજના એવા જે ક્રોધ-માન-માયા ને લોભ કષાયો તેના ઉદયથી ભવસિદ્ધિક એટલે તદ્‌ભવ મોક્ષગામી જીવોને પણ સમ્યગ્દર્શન પ્રાપ્ત ન થાય, તો પછી અભવ્યોને તો કયાંથીજ થાય ?

અનન્તાનુબંધી કષાયને પહેલા કષાય શાથી કહ્યા ?

खवणं पडुच्च पढमा पढमगुणविघाइणो त्ति वा जम्हा ।
संजोयणाक्साया भवादिसंजोयणाओ (दो) त्ति ॥ १२२७ ॥

સમ્યગ્દર્શન પ્રાપ્ત થતાં અને ક્ષપકશ્રેણિમાં પ્રથમ તેનોજ ક્ષય થાય છે, અથવા સમ્યગ્દર્શનરૂપ પ્રથમ ગુણનો ઘાત કરનાર હોવાથી તે પ્રથમ કષાય છે. અને સંસારમાં યોજનાર હોવાથી તેને સંયોજના કષાય કહેવાય છે. ૧૨૨૭

કપાય એટલે શું ? એના સમાધાન માટે કપાયની શબ્દ વ્યુત્પત્તિ કહે છે.

कम्मं कसं भवो वा कसमाओ सिं जओ कसाया ते ।
कसमाययंति व जओ गमयंति कसं कसाय त्ति ॥ १२२८ ॥
आओ व उवादाणं तेण कसाया जओ कसस्साया ।
चत्तारि बहुवयणओ एवं बिइयादओऽवि गया ॥ १२२९ ॥

કપ એટલે કર્મ અથવા ભવ, તેમનો આય, એટલે લાભ જેથી થાય, તે કપાય, અથવા કર્મ યા સંસાર જેથી આવે તે કપાય. અથવા કર્મ કે સંસારને જીવ જે છતાં પામે તે કપાય. અથવા આય એટલે ઉપાદાન-હેતુ, સંસાર યા કર્મના હેતુ હોવાથી તે કપાય છે. બહુવચનના પ્રયોગથી એ કપાયો ચાર છે, અને દેશવિરતિ આદિગુણોનો અનુક્રમે ઘાત કરનારા હોવાથી તે બીજો-ત્રીજો-ચોથો કહેવાય છે. ૧૨૨૮-૧૨૨૯

भवसिद्धियावि भणिए नियमा न लहंति तयमभव्वावि ।
अविसद्देण व गहिया परित्तसंसारियाईया ॥ १२३० ॥

ભવસિદ્ધિક જીવો પણ ( પહેલા કપાયના ઉદયે સમ્યક્ત્વને પામતા નથી એમ કહેવાથી અભવ્ય તો અવશ્ય તેને નજ પામે, અને અપિ શબ્દથી પરિત્ત સંસારી જીવો પણ ન પામે એમ સમજવું. ૧૨૩૦

દેશવિરતિનાં આવરણ કહે છે.

बितियकसायाणुदए अप्पच्चक्खाणनामधेयाणं ।
सम्मद्दंसणलंभं विरयाविरइं न उ लहंति ॥ १२३१ ॥१०७-१०९॥

અપ્રત્યાખ્યાન નામના બીજા કપાયના ઉદયથી ( ભવ્યાત્મા ) સમ્યગ્દર્શન પામે, પરન્તુ દેશવિરતિ ન પામે. ૧૨૩૧

सव्वं देसो व जओ पचक्खाणं न जेसि उदयम्मि ।
ते अप्पचक्खाणा सव्वनिसेहे मओऽकारो ॥ १२३२ ॥
सम्मद्दंसणलंभं लहेइ भविय त्ति वक्कसेसोऽयं ।
विरयाविरइविसेसणतुसद्दसंलक्खिओऽयं च ॥ १२३३ ॥

જે માટે આ બીજા કપાયના ઉદયથી જીવ, સર્વથી કે દેશથી પ્રત્યાખ્યાન ન પામે, તેથી તે કપાયો અપ્રત્યાખ્યાની કહેવાય છે. આમાં અકાર સર્વ નિષેધાર્થક છે. ભવ્યાત્માને સમ્યગ્ દર્શનનો લાભ થાય છે. એ વાક્ય શેષ છે, અને વિરતાવિરતિ શબ્દથી શ્રાવકપણાનો લાભ ન થાય એ વાત સંલક્ષિત છે. ૧૨૩૨-૧૧૩૩.

હવે સર્વવિરતિગુણનું આવરણ કહે છે.

तइयकसायाणुदए पच्चक्खाणावरणनामधेज्जाणं ।
देसेक्कदेसविरइं चरित्तलंभं न उ लहंति ॥ १२३४ ॥ १०८-११०॥

પ્રત્યાખ્યાનાવરણ નામના ત્રીજા કષાયના ઉદયે દેશ વિરતિનો લાભ થાય છે, પરન્તુ સર્વ વિરતિરૂપ ચારિત્રનો લાભ નથી થતો. ૧૨૩૪

ભાષ્યકાર પ્રત્યાખ્યાનાવરણ શબ્દનો અર્થ કરે છે.

सव्वं पच्चक्खाणं वरेंति ते जं न देसमेएणं ।
पच्चक्खाणावरणा आमज्जादी-सदत्थेसु ॥ १२३५ ॥

જે માટે ત્રીજા કષાયો સર્વ વિરતિરૂપ પ્રત્યાખ્યાનનું આવરણ કરે, પણ દેશ વિરતિનું ન કરે, માટે તેને પ્રત્યાખ્યાનાવરણ કહે છે. અહીં આઙ્‌શબ્દ મર્યાદા અથવા ઇષદ્ અર્થમાં છે. ૧૨૩૫

આ ત્રીજા પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી સર્વ વિરતિરૂપ પ્રત્યાખ્યાનનું આવરણ થાય છે, પણ દેશ વિરતિરૂપ પ્રત્યાખ્યાનનું આવરણ નથી થતું, કારણ કે પ્રત્યાખ્યાખ્યાનોનું આવરણ કરે, તે પ્રત્યાખ્યાનાવરણ એવી વ્યુત્પત્તિ અહીં ન કરવી, પણ આવરણ શબ્દના "આઙ્‌" ઉપરથી મર્યાદાએ પ્રત્યાખ્યાનનું આવરણ કરે, અથવા સાવદ્યયોગની અનુમતિમાત્ર વિરતિરૂપ પ્રત્યાખ્યાનનું આવરણ કરે તે પ્રત્યાખ્યાનાવરણ. અનન્ત સાવદ્યયોગનું પ્રત્યાખ્યાન કરીને દેશવિરતિવાળો શ્રાવક અગીઆરમી પ્રતિમા જ્યારે પામ્યો હોય, ત્યારે પણ સાવદ્યયોગની પરિમિત અનુમતિ માત્રનું પ્રત્યાખ્યાન નથી કરતો, તેનું કારણ આ ત્રીજા કષાયરૂપ આવરણજ છે. આથી આ કષાયને ઇષત્‌પ્રત્યાખ્યાનાવરણ પણ કહેવાય છે. ૧૨૩૫

શિષ્ય:—ભગવન્! આ આવરણ તે વિદ્યમાન પ્રત્યાખ્યાનનું હોય કે અવિદ્યમાન પ્રત્યાખ્યાનનું હોય? આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે કે—

नासंतस्सावरणं न सतोऽभव्वाइविरमणपसंगा ।
पच्चक्खाणावरणा तम्हा तस्संभवावरणा ॥ १२३६ ॥

એકાન્તે અવિદ્યમાન પ્રત્યાખ્યાનનું આવરણ હોતું નથી, (કેમકે અવિદ્યમાનનું આવરણ માનીએ, તો અવિદ્યમાન એવા ખરવિષાણનું પણ આવરણ માનવું જોઇએ.) તેમ વિદ્યમાન પ્રત્યાખ્યાનનું આવરણ પણ નથી હોતુ, કેમકે અભવ્યોને પણ (પ્રત્યાખ્યાનાવરણ કષાયો હોવાથી) વિરતિનો પ્રસંગ થાય. તે માટે પ્રત્યાખ્યાનની પરિણતિને આવરણ કરે તે પ્રત્યાખ્યાનાવરણ કહેવાય છે. ૧૨૩૬.

એજ વાત દૃષ્ટાન્તપૂર્વક વધારે સ્પષ્ટ કહે છે.

उदए विरइपरिणई न होइ जेसिं खयाइओ होइ ।
पच्चक्खाणावरणा त इह जहा केवलावरणं ॥ १२३७ ॥

કેવળજ્ઞાનાવરણના ક્ષયથી જેમ કેવળજ્ઞાન, તેમ જે કષાયના ઉદયથી વિરતિ પરિણામ ન થાય, પણ જેના ક્ષયાદિથી થાય, તે અહીં પ્રત્યાખ્યાનાવરણ કહેવાય છે. ૧૨૩૭

જેમ કેવળજ્ઞાનાવરણથી વિદ્યમાન કેવળજ્ઞાન નથી અવરાતું, તેમ અવિદ્યમાન કેવળજ્ઞાન પણ નથી અવરાતું; કારણ કે જો વિદ્યમાન કેવળજ્ઞાન અવરાતું હોય, તો અભવ્યોને પણ કેવળીપણાનો પ્રસંગ થાય, કેમકે તેમને તે જ્ઞાન પ્રગટ થયું હોય તો તે સમ્યગ્‌જ્ઞાનાવરણથી અવરાએલું માનવું પડે. અભવ્યોને પણ કેવળજ્ઞાન પ્રગટ હતું, પરન્તુ આવરણથી તે અવરાયેલું છે એમ કહેવામાં આવે, તો તે અયોગ્ય છે, કેમકે એ ચપણી-

ણીયાથી ઢંકાએલા દીપકની પેઠે, તે વડે તે પોતાને તો જરૂર પ્રગટ કરી શકે, પણ અભવ્યોને તેમ તો નથી થતું. વળી અવિદ્યમાન કેવળજ્ઞાન પણ તદાવરણથી અવરાતું નથી, કેમકે જો અવિદ્યમાન અવરાતું હોય, તો અવિદ્યમાન એવા ગધેડાનાં સીંગડાં પણ અવરાવવાં જોઇએ. માટે એ ઉભય રીતે ન માનતાં સદસદ્ ( વિદ્યમાન-અવિદ્યમાન ) રૂપ કેવળજ્ઞાન તેના આવરણથી અવરાય છે, એટલે કે જીવદ્રવ્યરૂપે વિદ્યમાન કેવળજ્ઞાન અવરાય છે, અને આવિર્ભૂત પરિણતિએ અવિદ્યમાન અવરાય છે. એ સદસદ્રૂપ (વિદ્યમાન અવિદ્યમાનરૂપ ) કોઇક અપેક્ષાએ એકજ છે. આ પ્રમાણે જેમ સદસદ્રૂપ કેવળ જ્ઞાન તદાવરણથી અવરાય છે, એટલે કે આવરણના સામર્થ્યથી જીવ કેવળજ્ઞાન પરિણતિએ પરિણામ નથી પામતો, તેમ આ પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી વિરતિપરિણામ પણ સદસદ્રૂપે અવરાય છે, અર્થાત્ વિરતિપરિણામે જીવ પરિણામ પામી શકતો નથી. અહીં ઘણું કહેવા જેવું છે, પણ ગ્રન્થ વધી જવાના ભયથી કહેતા નથી. ૧૨૩૭.

યથાખ્યાતચારિત્ર આવરનાર ચોથા કષાયનું સ્વરૂપ કહે છે.

मूलगुणाणं लंभं न लहइ मूलगुणघाइणो उदए ।
संजलणाणं उदए न लहइ चरणं अहक्खायं ॥१२३८॥१०९-१११॥

મૂળગુણનો ઘાત કરનાર કષાયોના ઉદયથી મૂળગુણોની પ્રાપ્ત ન થાય, અને સંજવલન કષાયના ઉદયથી યથાખ્યાત ચારિત્રનો લાભ ન થાય. ૧૨૩૮

સમ્યક્ત્વ-મહાવ્રત-ને અણુવ્રત, એ ત્રણે ઉત્તર ગુણોના આધારભૂત હોવાથી મૂળ ગુણ કહેવાય છે. તે મૂળ ગુણોનો ઘાત કરનાર અનન્તાનુબંધી-અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાનાવરણ કષાયોના ઉદયથી ઉપરોક્ત મૂળગુણો પ્રાપ્ત થતા નથી. તથા પરિસહાદિના સંયોગે ચારિત્રવાળાને થોડા જાજવલ્યમાન કરે તે સંજ્વલન કષાય. આ કષાયના ઉદયથી યથાખ્યાત ચારિત્ર-કષાયરહિત એવું વીતરાગ ચારિત્ર પ્રાપ્ત ન થાય, અને પ્રાપ્ત થયું હોય, તો નાશ પામે. માત્ર આ વીતરાગ ચારિત્રનેજ આ કષાયો ઘાત કરે છે એટલુંજ નહિ પરન્તુ શેષચારિત્રવાળાને પણ તેમના ચારિત્રમાં આ કષાયો દેશોપઘાતરૂપ અતિચાર લગાડે છે.

મૂળગુણો કયા ? તે ભાષ્યકાર કહે છે.

सम्मत्तसमेयाइं महव्वया-णुव्वयाइं मूलगुणा ।
मूलं सेसाहारो बारस तग्घाइणो एए ॥ १२३९ ॥

સમ્યક્ત્વ સહિત મહાવ્રતો અને અણુવ્રતો તે મૂળગુણો છે, કેમકે તે શેષ ઉત્તરગુણોના આધારભૂત હોવાથી મૂળ રૂપ છે. તથા એ મૂળગુણોનો ઘાત કરનારા એ પ્રથમના બાર કષાયો છે. ૧૨૩૯.

રાત્રિભોજનને મૂળગુણ કેમ ન કહેવાય ?

निसिभत्तविरमणंपि हु नणु मूलगुणो कहं न गहियं तं ?।
वयधारिणो चिय तयं मूलगुणो सेसयस्सियरो ॥ १२४० ॥
आहारविरमणाओ तवो व्व तव एव वा जओऽणसणं ।
अहव महव्वयसंरक्खणत्तणाओ समिईउ व्व ॥ १२४१ ॥

રાત્રિભોજન વિરમણને પણ મૂળગુણરૂપે કેમ ન કહ્યું ? ઉત્તર-વ્રતધારી સંયમીને તે મૂળગુણ છે, અને શેષ દેશવિરતિને ઉત્તરગુણરૂપ છે. અથવા તપની પેઠે આહાર વિરમણરૂપ હોવાથી એ ઉત્તર ગુણ છે. અથવા અશન ત્યાગરૂપ હોવાથી તે તપજ છે. ( અને તપ તો ઉત્તર ગુણજ છે. ) અથવા તે સમિતિની પેઠે મહાવ્રતનું રક્ષણ કરનાર હોવાથી ઉત્તર ગુણ છે. ૧૨૪૦-૧૨૪૧.

શિષ્ય:—એ યુક્તિથી તો વ્રતધારીને રાત્રિભોજન મૂળગુણ ન થાય ? તેના ઉત્તરમાં આચાર્યશ્રી કહે છે કે-

तहवि तयं मूलगुणो भण्णइ मूलगुणपालयं जम्हा ।
मूलगुणगहणम्मि य तं गहियं उत्तरगुण व्व ॥ १२४२ ॥
जम्हा मूलगुण च्चिय न होंति तव्विरहियस्स पडिपुन्ना ।
तो मूलगुणग्गहणे तग्गहणमिहऽत्थओ नेयं ॥ १२४३ ॥

તોપણ તે રાત્રિભોજન વિરમણ નામનું છઠ્ઠું વ્રત મૂળગુણને પાળનાર હોવાથી મૂળ ગુણ કહેવાય છે. અને તેથી મૂળગુણને ગ્રહણ કરવાથી ઉત્તરગુણની પેઠે તેનું પણ ગ્રહણ કર્યું સમજવું. કારણ કે રાત્રિ ભોજન વિરમણ વિના મહાવ્રતાદિ મૂળગુણો પરિપૂર્ણ નથી થતા, માટે મૂળગુણ કહેવાથી તે પણ કહ્યુ છે, એમ અર્થથી જાણી લેવુ. ૧૨૪૨-૧૨૪૩

રાત્રિભોજન વિરમણ સિવાય મહાવ્રતાદિ મૂળગુણો, પરિપૂર્ણ થતા નથી, કેમકે રાત્રિભોજન વિરમણ ન હોય, તો રાત્રિએ ભોજન માટે ભિક્ષાર્થે પર્યટન કરવું પડે, અને તેથી અગ્નિ-પ્રદીપ વિગેરેનો સ્પર્શ થાય, અને તેથી પશ્ચાત્કર્માદિ અનેપણા દોષયુક્ત આહાર ગ્રહણ કરવાથી પ્રાણાતિપાત વિરમણ વ્રતનો ભંગ થાય, વળી અંધકારના બળે પડેલું સુવર્ણ આદિ દ્રવ્ય લેવાની ઈચ્છા થાય, સ્ત્રી સંભોગની પણ સંભાવના થાય, ઈત્યાદિ કારણોથી બીજા વ્રતોનો પણ લોપ થાય. માટે રાત્રિભોજન વિરમણ સિવાય પ્રાણાતિપાત વિરતિ આદિ મૂળગુણો સંભવેજ નહિ. આ પ્રમાણે રાત્રિભોજન વિરમણ નામનું વ્રત મહાવ્રતોને અત્યન્ત ઉપકારી હોવાથી મહાવ્રતો કહેવાથી, તે પણ કહ્યુ છે, એમ સમજી લેવું. ૧૨૪૨-૧૨૪૩

અહીં શિષ્ય પુન: પુછેછેકે-

जइ मूलगुणो मूलव्वओवगारि त्ति तं तवाईया ।
तो सव्वे मूलगुणा जइ व न तो, तंपि मा होज्जा ॥ १२४४ ॥
सव्ववओवकारी जह तं न तहा तवादओ वीसुं ।
जं ते तेणुत्तरिया होंति गुणा तं च मूलगुणो ॥ १२४५ ॥

જો રાત્રિભોજન વિરમણ, મૂળવ્રતને ઉપકારી હોવાથી મૂળગુણરૂપ છે. તો તપ આદિ પણ ઉપકારી હોવાથી તે બધા પણ સર્વે મૂળ ગુણ થયા, અને જો તપાદિને મૂળગુણ નહિ માનો તો તે રાત્રિભોજન વિરમણ પણ મૂળગુણ કદી નહિ થાય. ( ઉત્તર ) જેમ રાત્રિભોજન વિરમણ સર્વ વ્રતને ઉપકારી છે, તેમ તપ આદિ પૃથક્ પૃથક્ ઉપકાર કરે છે સર્વને ઉપકારી નથી, માટે તે ઉત્તરગુણો છે, અને રાત્રિભોજન વિરમણ મૂળગુણ છે. ૧૨૪૪-૧૨૪૫

શિષ્યઃ—રાત્રિભોજન વિરમણ મૂળગુણને ઉપકારી હોવાથી તેને મૂળગુણ તરીકે કહોછો, તો તપ-સમિતિ વિગેરે પણ મૂળગુણને ઉપકારી છે માટે તે પણ મૂળગુણ તરીકે કહેવા જોઇએ, અને ઉત્તરગુણનું નામજ બંધ કરવું. અને જો તપ વિગેરે મૂળ ગુણ નથી, તો તે રાત્રિભોજન વિરમણ પણ મૂળગુણ નથી, કેમકે તપવિગેરે ઉપકારી છતાં મૂળગુણરૂપ નથી, તો રાત્રિભોજન વિરમણ પણ ઉપકારી છતાં મૂળગુણ ન કહેવાય. વળી આપના કહેવામાં પૂર્વાપર વિરોધ જણાય છે. કેમકે આપ સાહેબે પહેલાં કહ્યું છે, કે "સમિતિની પેઠે આ મહાવ્રતનું રક્ષણ કરનાર હોવાથી ઉત્તર ગુણ છે." અને હવે આમ કહો છો, કે "મહાવ્રતનું રક્ષણ કરનાર હોવાથી આ મૂળગુણ છે."

આચાર્યઃ—અમે કહ્યું છે, તેમાં વિરૂદ્ધ કંઈ નથી; રાત્રિભોજન વિરમણ ઉભય ધર્મવાળું છે. ગૃહસ્થોને આરંભજન્ય પ્રાણાતિપાતથી નિવૃત્તિ નથી. એટલે તેમને તે ઉત્તર-ગુણરૂપ છે; કેમકે તેમને રાત્રિભોજન અત્યન્ત ઉપકારી ન હોવાથી રાત્રિ ભોજનની વિરતિ શિવાય પણ મૂળગુણ અખંડ રહેછે. પણ મહા વ્રતધારી મુનિઓને આરંભજન્ય એવા પણ પ્રાણાતિપાતથી નિવૃત્તિ છે, અને રાત્રિભોજનમાં એ પ્રાણાતિપાત વિગેરે થાય છે, માટે જો તે રાત્રિભોજન કરે, તો તેમના મૂળ ગુણોનો ભંગ થાય, અને રાત્રિભોજનનું વિરમણ કરે તો મૂળગુણોનું રક્ષણ થાય, અને તેથી તે મહાવ્રતોને તે અત્યન્ત ઉપકારી હોવાથી, મુનિઓને મૂળગુણ રૂપ છે, અને તપ વિગેરે આ પ્રમાણે અત્યન્ત ઉપકારી ન હોવાથી ઉત્તરગુણરૂપ છે. વળી રાત્રિભોજન વિરમણ જેમ સર્વ વ્રતને ઉપકારક છે, તેમ તપ-સમિતિ વિગેરે જુદા જુદા ઉપકારક નથી, માટે તે ઉત્તર ગુણો છે. અને રાત્રિભોજન વિરમણ વ્રત મૂળગુણોને અત્યન્ત ઉપકારી હોવાથી મૂળગુણ છે. તેમજ જેમ પ્રાણાતિપાતાદિ પાંચ વ્રતોમાંના એકનો પણ અભાવ થતાં શેષવ્રતોનો અભાવ થાય છે, તેથી તે મૂળગુણ છે; તેવીજ રીતે રાત્રિભોજન વ્રતના અભાવે પણ સર્વ વ્રતનો અભાવ થાય છે, તેથી રાત્રિભોજન વિરમણ વ્રત પણ અત્યન્ત ઉપકારી હોવાથી મૂળ ગુણ છે. ૧૨૪૪-૧૨૪૫.

હવે "સંજલણાણં" એ ૧૨૩૮ મી ગાથાના ઉત્તરાર્ધનું વ્યાખ્યાન કરે છે.

ईसिं सयराहं वा संपाए वा परीसहाईणं ।
जलणाओ संजलणा नाइक्खायं तदुदयम्मि ॥ १२४६ ॥
अकसायमहक्खायं जं संजलणोदए न तं तेणं ।
लब्भइ लद्धं च पुणो भस्सइ सव्वं तदुदयम्मि ॥ १२४७ ॥
न हु नवरिमहक्खाओवघाइणो सेसचरणदेसंपि ।
घाएंति, ताणमुदए होइ जओ साइयारं तं ॥ १२४८ ॥

કંઇક જાજવલ્યમાન થવાથી, અથવા એકદમ જાજવલ્યમાન થવાથી, અથવા પરિસહાદિ આવવાને લીધે જવલાયમાન થવાથી સંજ્વલન્ કષાય કહેવાય છે. આ કષાયના ઉદયથી યથાખ્યાતચારિત્ર ન હોય, કેમકે યથાખ્યાત ચારિત્ર કષાય રહિત છે, અને સંજ્વલનનો ઉદય હોય ત્યાં સુધી કષાય રહિતપણું ન હોય, ને તેથીજ યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત ન થાય, અને થયું હોય તોપણ આ કષાયના ઉદયથી પુનઃ ભ્રષ્ટ થાય. (આ પ્રમાણે) આ કષાયો માત્ર યથાખ્યાત ચારિત્રનોજ ઘાત કરે છે એમ નહિ, પણ તે સિવાયના શેષ બીજા ચારિત્રનો પણ દેશથી ઘાત કરે છે, કેમકે તેના ઉદયથી બાકીના ચારિત્ર પણ અતિચાર-દોષયુક્ત થાય છે. ૧૨૪૬-૧૨૪૭-૧૨૪૮

એજ વાત નિર્યુક્તિકાર કહે છે.

सव्वेऽवि य अइयारा संजलणाणं तु उदयओ होंति ।
मूलच्छेज्जं पुण होइ वारसण्हं कसायाणं ॥ १२४९ ॥ ११०-११२ ॥

સર્વે અતિચારો સંજ્વલન કષાયના ઉદયથી થાય છે, અને પહેલા બાર કષાયના ઉદયથી મૂળગુણનો છેદ-નાશ થાય છે. ૧૨૪૯

આલોચના-પ્રતિક્રમણ વિગેરે પ્રાયશ્ચિતથી શુદ્ધ કરવા યોગ્ય સર્વ અતિચારો (ચારિત્ર-વિરાધના વિશેષો) સંજ્વલન કષાયના ઉદયથી થાય છે, અને પહેલાના બાર કષાયના ઉદયથી મૂળછેદ્ય થાય છે, એટલે આઠમા મૂળ પ્રાયશ્ચિત્તથી જે દોષનો સમૂહ દૂર કરી શકાય તે મૂળછેદ્ય કહેવાય, અથવા મૂલથી સર્વ ચારિત્રનો ઉચ્છેદ થાય, તે ઉચ્છેદ આ પ્રમાણે અનન્તાનુબન્ધી કષાયના ઉદયથી સમ્યક્ત્વનો નાશ થાય, અપ્રત્યાખ્યાનાવરણના ઉદયથી દેશ વિરતિનો નાશ થાય, અને પ્રત્યાખ્યાનાવરણના ઉદયથી સર્વ વિરતિરૂપ ચારિત્રનો નાશ થાય. ૧૨૪૯

એજ અર્થ ભાષ્યકાર કહે છે.

अइयारा छेदंता सव्वे संजलणहेयवो होंति ।
सेसकसाओदयओ मूलच्छेज्जं वयारुहणं ॥ १२५० ॥
अहवा संजममूलच्छेज्जं तइयकलुसोदए निययं ।
सम्मत्ताई मूलच्छेज्जं पुण वारसण्हंपि ॥ १२५१ ॥

છેદ પર્યન્ત સાત પ્રકારના પ્રાયશ્ચિત્તથી જેનો અન્ત થાય, તે અતિચાર કહેવાય, તે સર્વ અતિચાર સંજ્વલન કષાયથીજ જન્ય છે, અને શેષ બાર કષાયના ઉદયે સમસ્ત ચારિત્રનો છેદ કરનાર દોષ સમૂહ થાય છે. (તેની શુદ્ધિ માટે) પુનઃ વ્રતારોપણ કરાય છે. અથવા ત્રીજા પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયે સર્વ વિરતિરૂપ સંયમનો અવશ્ય મૂળથી છેદ થાય છે, અને શેષ આઠ કષાયના ઉદયથી સમ્યક્ત્વ ને દેશવિરતિગુણનો મૂળચ્છેદ થાય છે. ૧૨૫૦-૧૨૫૧

मूलच्छेज्जे सिद्धे पुव्वद्धे मूलगुणघाइगहणेणं ।
इय कीस पुणो गहणं, अइयारविसेसणत्थंति ॥ १२५२ ॥
पगयमहक्खायंति य अइयारे तम्मि चेव मा जोए ।
तो मूलच्छेज्जमिणं सेसचरित्ते निओएइ ॥ १२५३ ॥

(૧૨૩૮ મી ગાથાના) પૂર્વાર્ધમાં મૂળગુણઘાતિ કહેવાથી બાર કષાયો મૂળચ્છેદક છે, એમ સિદ્ધ થવા છતાં, ફરી તે વાતને અહીં શામાટે કહી? (ઉત્તર) અતિચારોની વિશેષ વ્યવસ્થા કરવા માટે ફરી કહ્યું છે, કેમકે અહીં પ્રસ્તુતમાં યથાખ્યાત ચારિત્ર છે, તેથી તેમાં શિષ્ય મૂળચ્છેદ્યની યોજના ન કરે અને આ મૂળચ્છેદ્યની યોજના શેષ સામાયિકાદિ ચારિત્રમાં કરે, તેથી અહિં પુનઃ એ વાત કહી છે. (મતલબ કે મૂળચ્છેદ્ય અને પુનઃશબ્દથી આ ગાથાર્થમાં એમ સમજવું, કે સંજ્વલનના ઉદયથી શેષ ચારિત્રના સર્વે અતિચારો થાય છે, અને બાર કષાયના ઉદયથી સર્વવિરતિ આદિ મૂળચ્છેદ્ય થાય છે.)૧૨૫૨—૧૨૫૩.

એ પ્રમાણે આવરણદ્વાર કહીને, હવે જે આવરણના ક્ષયોપશમાદિથી ચારિત્ર પ્રાપ્ત થાય છે, તે કહે છે.

वारसविहे कसाए खइए उवसामिए व जोगेहिं ।
लब्भइ चरित्तलंभो तस्स विसेसा इमे पंच ॥ १२५४ ॥१११-११३॥

પ્રશસ્ત મન-વચન-કાયાના યોગવડે બાર પ્રકારના કષાયના ક્ષય-ઉપશમ-અથવા ક્ષયોપશમ થયાથી ચારિત્રનો લાભ થાય છે, તે ચારિત્રના ૧૨૬૦મી ગાથામાં કહેવાશે એવા પાંચ ભેદ છે. ૧૨૫૪

એજ અર્થ ભાષ્યકાર કહે છે.

खविए उवसमिए वा वासद्देणं खओवसमिए वा ।
वारसविहे कसाए पसत्थझाणाइजोगेहिं ॥ १२५५ ॥
खीणा निव्वायहुयासणो व छारपिहिव्व उवसंता ।
दरविज्झायविहाडियजलणोवम्मा खओवसमा ॥ १२५६ ॥

પ્રશસ્ત મનાદિયોગવડે બાર પ્રકારના કષાયનો ક્ષય-ઉપશમ અને વાશબ્દથી ક્ષયોપશમ થએથી, ચારિત્રનો લાભ થાય છે. બુઝાઈ ગએલા અગ્નિની પેઠે ક્ષીણ કષાયો હોય, રાખથી ઢાંકેલા અગ્નિ પેઠે ઉપશાન્ત કષાય હોય, અને કંઇક ઓલવાઇ ગયેલ ને કંઇકઢાંકી રાખેલ અગ્નિ જેવો કષાયનો ક્ષયોપશમ હોય છે. ( આ કષાયમાં, કષાયકર્મના દલિકનો અનુભવ થાય છે. ) ૧૨૫૫-૧૨૫૬

કયા ચારિત્રનો કેવી રીતે લાભ થાય છે ? તે કહે છે.

खयओ वा समओ वा खओवसमओ व तिण्णि लब्भन्ति ।
सुहुमा-हक्खायाइं खयओ समओ य नण्णत्तो ॥ १२५७ ॥

કષાયના ક્ષયથી-ઉપશમથી-અથવા ક્ષયોપશમથી પ્રથમના ત્રણ ( સામાયિક-છેદોપસ્થાપનીય-ને પરિહારવિશુદ્ધિ) નામનાં ચારિત્રો પ્રાપ્ત થાય છે, અને સૂક્ષ્મસંપરાય તથા યથાખ્યાતચારિત્ર ( ઉપશમ શ્રેણિમાં ) કષાયના ઉપશમથી, અને ( ક્ષપક શ્રેણિમાં ) કષાયના ક્ષયથી પ્રાપ્ત થાય છે. ( અર્થાત્ આ બે છેલ્લાં ચારિત્રો ક્ષયોપશમથી થાય નહિ. ) ૧૨૫૭

શિષ્યઃ—પ્રભો ! આપે પૂર્વે ૧૨૫૪ મી ગાથામાં કહ્યું છે, કે તેના આ પાંચ પ્રકાર છે, તેમાં માત્ર શું સામાન્ય ચારિત્ર વાચક તત્ શબ્દ છે, કે બાર કષાયના ક્ષય આદિથી, હમણાં જે ચારિત્ર કહ્યું તેને કહેનાર છે ? આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે કે—

लब्भइ चरित्तलाभो खयाइओ वारसण्ह नियमोऽयं ।
न उ पंचविहनियमणं पंच विसेसत्ति सामण्ण ॥ १२५८ ॥
ज तिण्णि वारसण्हं लब्भंति खयाइओ कसायाणं ।
सुहुमं पण्णरसण्हं चरिमं पुण सोलसण्हंपि ॥ १२५९ ॥

બાર કષાયોના ક્ષયાદિથી ચારિત્રનો લાભ થાય છે, એવો નિયમ છે, પણ બાર કષાયના ક્ષયથી પાંચ પ્રકારના ચારિત્રનો લાભ થાય છે, એવો નિયમ નથી. કારણ કે બાર કષાયના ક્ષયાદિથી પ્રથમનાં ત્રણ ( સામાયિક-છેદોપસ્થાપનીય-પરિહાર વિશુદ્ધિ ) ચારિત્રની પ્રાપ્તિ થાય છે, પંદર કષાયના ક્ષયાદિથી સૂક્ષ્મસંપરાય ચારિત્ર પ્રાપ્ત થાય છે. અને સોળે કષાયના ક્ષયાદિથી છેલ્લું ( યથાખ્યાત ) ચારિત્ર પ્રાપ્ત થાય છે. માટે એ પાંચ ભેદ સામાન્ય ચારિત્રનાં છે. ૧૨૫૮૧૨૫૯

એ પાંચ ચારિત્રોનું સ્વરૂપ કહે છે.

सामाइय त्थ पढमं छेओवट्ठावणं भवे वीयं ।
परिहारविसुद्धीयं सुहुमं तह संपरायं च ॥ १२६० ॥ ११२-११४ ॥
तत्तो य अहक्खायं खायं सव्वंमि जीवलोयम्मि ।
जं चरिऊण सुविहिया वच्चंतऽयरा-मरं ठाणं ॥ १२६१॥११३-११५॥

પહેલું અહીં સામાયિક ચારિત્ર છે, બીજું છેદોપસ્થાપનીય, ત્રીજું પરિહારવિશુદ્ધિક, ચોથું સૂક્ષ્મસંપરાય અને તે પછી પાંચમું સર્વ જીવલોકમાં પ્રસિદ્ધ એવું યથાખ્યાત નામનું ચારિત્ર છે. જે પાંચમા ચારિત્રને આચરીને સુવિહિત સાધુઓ અજરામર-મોક્ષ સ્થાન પામે છે. ૧૨૬૦-૧૨૬૧

રાગ-દ્વેષરહિતપણું તે સમ અથવા વિશુદ્ધિ દરેક સમયે અપૂર્વ અપૂર્વ નિર્જરાના હેતુભૂત તે સમ વિશુદ્ધિનો, આય એટલે લાભ, તે સામાયિક (સર્વ સાવદ્યયોગની વિરતિ.) આ ઉપરથી સર્વ પણ ચારિત્રો સામાયિકજ છે, પરન્તુ છેદ આદિ વિશેષણોવડે અર્થથી અને નામથી ભિન્ન ભિન્નપણું પામે છે. આમાંનું પહેલું ચારિત્ર છેદાદિ વિશેષણ રહિત હોવાથી સામાન્યપણે સામાયિક ચારિત્ર કહેવાય છે, તેના બે ભેદ છે, એક ઇત્વરકાલિક અને બીજું યાવત્કથિક, ભરત-ઐરાવત ક્ષેત્રોમાં પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થની અંદર પંચમહાવ્રતનું આરોપણ ન કર્યું હોય એવા શિષ્યને ઇત્વરકાલિક સામાયિક ચારિત્ર હોય છે; અને એજ ભરત-ઐરાવત ક્ષેત્રમાં મધ્યના બાવીસ તીર્થંકરોના સાધુઓને તથા મહાવિદેહ ક્ષેત્રના સર્વ સાધુઓને ઉપસ્થાપનાનો અભાવ હોવાથી યાવજ્જીવ પર્યન્તનું ચારિત્ર હોય છે, તે યાવત્કથિક સામાયિક ચારિત્ર છે.

પૂર્વપર્યાયનો છેદ અને મહાવ્રતોમાં આત્માને સ્થાપન કરવો, એમ જે ચારિત્રમાં હોય, તે બીજું છેદોપસ્થાપનીય ચારિત્ર છે. તેના પણ બે ભેદ છે, એક સાતિચાર અને બીજું નિરતિચાર. ઇત્વરકાલિક સામાયિક ચારિત્રવાળા શિષ્યને ઉપસ્થાપનામાં જે ચારિત્રનું આરોપણ કરાય, અથવા એક તીર્થમાંથી બીજા તીર્થમાં આવતા એટલે કે પાર્શ્વનાથના તીર્થમાંથી મહાવીરસ્વામિના તીર્થે આવતાં પંચમહાવ્રત અંગીકાર કરવાં, તે નિરતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર છે; અને પંચમહાવ્રતરૂપિ મૂળગુણનો જેને ઘાત થયો હોય, એવાને પુનઃ મહાવ્રતનું આરોપણ કરવું તે સાતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર છે.

પરિહાર એટલે તપવિશેષ, એ તપવડે કર્મનિર્જરારૂપ વિશુદ્ધિ જે ચારિત્રમાં હોય, ત્રીજું પરિહાર વિશુદ્ધિચારિત્ર કહેવાય, તેના પણ બે ભેદ છે. એક નિર્વિશમાનક અને નિર્વિષ્ટકાયિક, તેમાં જે સાધુઓ આ ચારિત્રનું સેવન કરનારા હોય, તે નિર્વિશમાનક

કહેવાય. આ ચારિત્ર પણ તેમનાથી અભિન્ન હોવાને લીધે નિર્વિશમાનક કહેવાય, તથા જેઓએ આ ચારિત્રનું સેવન કર્યું હોય તે મુનિયો નિર્વિષ્ટકાયિક કહેવાય. તે ચારિત્ર પણ તેમનાથી અભિન્ન છે. માટે નિર્વિષ્ટકાયિક કહેવાય.

જેથી આત્મા સંસારને પામે, તે સંપરાય-કષાય, એ કષાયના સૂક્ષ્મલોભાંશો જે ચારિત્રમાં હોય, તે સૂક્ષ્મસંપરાય ચારિત્ર, તેના બે ભેદ; એક વિશુધ્યમાનક, અને બીજું સંક્લિશ્યમાનક, તેમાં ક્ષપકશ્રેણિ અથવા ઉપશમશ્રેણિ ચડતાં આ વિશુધ્યમાનક ચારિત્ર હોય છે, અને ઉપશમ શ્રેણિથી પડતાં સંક્લિશ્યમાનક હોય છે,

સર્વ લોકમાં પ્રસિદ્ધ અને સર્વથી વિશુદ્ધ એવું પાંચમું યથાખ્યાત ચારિત્ર છે. આ ચારિત્રનું સેવન કરીને સુવિહિતો-સુસાધુઓ અજરામરસ્થાન ( મોક્ષ )ને પામે છે. આ ચારિત્ર સર્વથા કષાયોદય રહિત હોવાથી, ઉપશાન્તમોહ તથા ક્ષીણમોહ છદ્મસ્થ વીતરાગને, તેમજ સયોગી અને અયોગી કેવળીને હોય છે. ૧૨૬૦-૧૨૬૧

હવે એ પાંચ ચારિત્રનો વિસ્તારાર્થ ભાષ્યકાર મહારાજ કહે છે.

सवमिणं सामाइय छेयाइविसेसओ पुणो भिन्नं ।
अविसेसियमाइमयं ठियमिह सामन्नसन्नाए ॥ १२६२ ॥
सावज्जजोगविरइत्ति तत्थ सामाइयं दुहा तं च ।
इत्तरमावकहं चिय पढमं पढमंतिमजिणाणं ॥ १२६३ ॥
तित्थेसुमणारोवियवयस्स सेहस्स थोवकालीयं ।
सेसाणमावकहियं तित्थेसु, विदेहयाणं च ॥ १२६४ ॥

સર્વે ચારિત્રો સામાયિક છે, માત્ર છેદાદિવિશેષણથી ભિન્ન ભિન્ન છે, પહેલું ચારિત્ર વિશેષણ રહિત હોવાથી સામાન્ય સંજ્ઞામાં છે, એટલે સાવદ્ય યોગની વિરતિ તે સામાયિક ચારિત્ર છે તેના બે ભેદ છે, ૧ ઇત્વરકાલિક અને ૨ યાવત્કથિક; પહેલા અને છેલ્લા જિનેશ્વરના તીર્થમાં અનારોપિત મહાવ્રતવાળા શિષ્યને થોડા કાળનું જે ચારિત્ર હોય છે, તે પહેલું ઇત્વરકાલિક સામાયિક; અને શેષ તીર્થંકરોના તીર્થમાં તથા મહાવિદેહ ક્ષેત્રમાં સર્વ સાધુઓને યાવત્કથિક સામાયિક હોય છે. ૧૨૬૨-૧૨૬૩-૧૨૬૪

શિષ્ય પૂછે છે કે—

नणु जावज्जीवाए इत्तिरियपि गहियं मुयंतस्स ।
होइ पइण्णालोवो जहावकहियं मुयंतस्स ॥ १२६५ ॥

"હે ભગવન્ત ! હું યાવત્ જીવ-જીવન પર્યન્ત સામાયિક કરું છું" આ પ્રમાણે વ્રત ગ્રહણ કરતી વખતે લીધેલું સામાયિક ઉપસ્થાપનામાં મૂકી દેવાથી, યાવત્કથિક ચારિત્રનો ત્યાગ કરવાની પેઠે, પ્રતિજ્ઞાનો ભંગ કેમ ન થાય? ૧૨૬૫

આચાર્યશ્રી એનો ઉત્તર આપે છે.

नणु भणियं सव्वं चिय सामाइयमिणं विसुद्धिओ भिन्नं ।
सावज्जविरइमइयं को वयलोवो विसुद्धीए ? ॥ १२६६ ॥

उन्निक्खमओ भंगो जो पुण तं चिय करेइ सुद्धयरं ।
सन्नामेत्तविसिट्टं सुहुमं पिव तस्स को भंगो ? ॥ १२६७ ॥

પહેલાંજ કહ્યું છે કે સર્વચારિત્ર સાવદ્યયોગની વિરતિમય હોવાથી સામાયિક છે, અને છેદાદિ વિશુદ્ધિયોથી ભિન્ન ભિન્ન છે, તો પછી વિશિષ્ટ શુદ્ધિમાં વ્રતનો ભંગ ક્યાંથી થાય ? ( નજ થાય. ) કેમકે પ્રવ્રજ્યાનો ત્યાગ કરનારાને વ્રતનો ભંગ થાય, પણ જે પૂર્વે ગ્રહણ કરેલ ચારિત્રને વધારે શુદ્ધ કરે, સંજ્ઞા-નામમાત્રથી વિશિષ્ટતા-ભિન્નતાને પામે, તેને ( સામાયક ચારિત્રવાળા જે છેદોપસ્થાનીય-પરિહાર વિશુદ્ધિ-કે સૂક્ષ્મ સંપરાય ચારિત્ર અંગીકાર કરનારને ) વ્રતનો ભંગ ક્યાંથી થાય ? નજ થાય ( ઉલટી વધારે વ્રત શુદ્ધિ થાય. ) ૧૨૬૬-૧૨૬૭.

છેદોપસ્થાપનીય ચારિત્રનું સ્વરૂપ કહે છે.

परियायस्सुच्छेओ जत्थोवट्ठावणं वएसुं च ।
छेओवट्ठावणमिह तमणइयारे-यरं दुविहं ॥ १२६८ ॥
सेहस्स निरइयारं तित्थंतरसंकमे च तं होज्जा ।
मूलगुणघाइणो साइयारमुभय च ठियकप्पे ॥ १२६९ ॥

જે ચારિત્રમાં પૂર્વપર્યાયનો છેદ, અને વ્રતોમાં ઉપસ્થાપન કરાય, તે અહીં છેદોપસ્થાપનીય કહેવાય છે. તે સાતિચાર અને નિરતિચાર એમ બે ભેદે છે. નવદીક્ષિત શિષ્યને અથવા તીર્થાન્તર સંક્રમણ કરતાં સાધુઓને આ નિરતિચાર છેદોપસ્થાપ્ય ચારિત્ર હોય છે, અને મૂળગુણઘાતિને પુનર્વ્રતારોપ કરતાં સાતિચાર છેદોપસ્થાપનીય હોય છે. આ બન્ને સ્થિત કલ્પમાં હોય છે. સ્થિતાસ્થિત કલ્પમાં નથી હોતા. ૧૨૬૮-૧૨૬૯.

ભરત-એરાવત ક્ષેત્રમાં પહેલા અને છેલ્લા જિનેશ્વરના સાધુઓનો સ્થિત કલ્પ આ પ્રમાણે છે.—आचेलक्कु-द्देसिय-सेज्जायर-रायपिंड-किइकम्मे । वय-जिट्ठ-पडिक्कमणे-मासं-पज्जोसणाकप्पे ॥ १ ॥ આ દશવિધ કલ્પમાં તેઓ અવસ્થિત હોય છે, તથા ભરત-ઐરાવત ક્ષેત્રમાંના પહેલા છેલ્લા તીર્થંકર સિવાયના બાવીસ જિનેશ્વરના અને મહાવિદેહ ક્ષેત્રના સાધુઓને સ્થિતાસ્થિત કલ્પ હોય છે, તે આ પ્રમાણે-सिज्जायरपिंडम्मि-चाउज्जामे य पुरिसजेट्ठे य । किइकम्मस्स य करणे चत्तारि अवट्ठिया कप्पा ॥ १ ॥ આ ચાર કલ્પમાં એ સાધુઓ સ્થિત હોય છે, અને બાકીના ૭ કલ્પમાં અસ્થિત હોય છે, તેથી તેમનો સ્થિતાસ્થિત કલ્પ કહેવાય છે.

હવે પરિહારવિશુદ્ધિ ચારિત્રનું સ્વરૂપ કહે છે.

परिहारेण विसुद्धं सुद्धो व तवो जहिं विसेसेण ।
तं परिहारविसुद्धं परिहारविसुद्धियं नाम ॥ १२७० ॥
तं दुविगप्पं निव्विस्समाण-निविट्ठकाइयवसेण ।
परिहारिया-णुपरिहारियाण कप्पट्ठियस्सवि य ॥ १२७१ ॥

પરિહાર એટલે તપ. તેવડે જે માટે ચારિત્રમાં વિશેષે શુદ્ધિ થાય, તેથી તે પરિહારવિશુદ્ધિ કહેવાય છે, અને તેજ પરિહારવિશુદ્ધિક ચારિત્ર છે, તેના બે ભેદ, એક નિર્વિશ-

માનક અને બીજું નિર્વિષ્ટકાયિક, પરિહારકને નિર્વિશમાનક હોય છે, અને અનુપરિહારકને તથા કલ્પસ્થિતને નિર્વિષ્ટકાયિક હોય છે. ૧૨૭૦-૧૨૭૧

હવે પરિહાર તપનું સ્વરૂપ કહે છે.

परिहारो पुण परिहारियाण सो गिम्ह–सिसिर–वासासु ।
पत्तेयं तिविगप्पो चउत्थयाई तवो नेओ ॥ १२७२ ॥
गिम्ह–सिसिर–वासासुं चउत्थयाईणि बारसंताई ।
अद्धोपक्कंतिए जहण्ण–मज्झिमु–क्कोसयतवाणं ॥ १२७३ ॥

પરિહારિકોના પરિહાર (તપવિશેષ આ પ્રમાણે છે) ગ્રીષ્મ-શિશિર-અને વર્ષાઋતુમાં જઘન્યાદિ ત્રણ પ્રકારે ચતુર્થાદિ તપ દરેકમાં જાણવો. એટલે ગ્રીષ્મ-શિશિર-અને વર્ષાઋતુમાં એક ઉપવાસથી પાંચ ઉપવાસ પર્યન્ત જઘન્ય-મધ્યમ-ને ઉત્કૃષ્ટ તપવાળાઓ તે અર્ધઅપક્રાન્તિએ હોય છે. ૧૨૭૨-૧૨૭૩

પરિહાર વિશુદ્ધિક ચારિત્રવાળાઓને ગ્રીષ્મ-શિશિર-અને વર્ષાઋતુમાં જઘન્ય-મધ્યમ અને ઉત્કૃષ્ટ તપ એક ઉપવાસથી પાંચ ઉપવાસ પર્યન્ત અર્ધઅપક્રાન્તિએ હોય છે. અસમવિભાગરૂપ એક દેશનો અથવા એકાદિ પદાત્મક સંખ્યા દૂર કરીને શેષ બે આદિ પદ સમૂહરૂપ એક દેશનું ઉપર જવું, તે સિદ્ધાન્ત પરિભાષાએ અર્ધાપક્રાન્તિ કહેવાય છે. જેમકે ગ્રીષ્મઋતુમાં જઘન્યથી એક ઉપવાસ-મધ્યમથી બે અને ઉત્કૃષ્ટથી ત્રણ ઉપવાસ કહ્યા છે; એમાંથી એક દેશ ચતુર્થ (એક ઉપવાસ) બાદ કરીને શેષ છઠ્ઠ (બે ઉપવાસ) ને અટ્ઠમ (ત્રણ ઉપવાસ) એ બે પદની સાથે ત્રીજું દસમ (ચાર ઉપવાસ) પદ જોડી દેવું, એટલે શિશિર ઋતુમાં જઘન્યથી બે, મધ્યમથી ત્રણ, અને ઉત્કૃષ્ટથી ચાર ઉપવાસનું તપ કરે. એજ પ્રમાણે અર્ધ અપક્રાન્તિએ વર્ષાઋતુમાં જઘન્યથી ત્રણ, મધ્યમથી ચાર અને ઉત્કૃષ્ટથી પાંચ ઉપવાસનું તપ કરે.

શિષ્યઃ—આ પ્રમાણે આપે પરિહારકો (આ ચારિત્ર સેવનારાઓ) ના તપનું સ્વરૂપ કહ્યું; પણ અનુપરિહારક અને કલ્પ સ્થિત સાધુઓના તપનું શું સ્વરૂપ છે તે જણાવો.

આચાર્યશ્રી ઉત્તરમાં કહે છે કે—

सेसा उ निययभत्ता पायं भत्तं च ताणमायामं ।
होइ नवण्हवि नियमा न कप्पए सेसयं सव्वं ॥ १२७४ ॥

શેષ અનુપરિહારિક અને કલ્પસ્થિત સાધુઓ ઘણું કરીને નિત્યભોજી હોય છે. (કોઈ વખત ઉપવાસ પણ કરે છે.) પણ તેઓને નિત્ય ભોજનમાં તેમજ પારણામાં આંબિલ હોય છે, પણ શેષ સર્વ વિગઇ આદિ તો તેમાંથી કોઇને પણ કલ્પે નહિં ૧૨૭૪.

નવ સાધુઓનો સમુદાય આ ચારિત્ર અંગિકાર કરે છે, તેમાંથી ચાર જણા પૂર્વોક્ત રીતે તપ કરે ને તે પરિહારિક કહેવાય, અને બાકીના પાંચમાંથી ચારજણ તેમનું વૈયાવૃત્ય કરે તે અનુપરિહારિક કહેવાય, અને એકજણ કલ્પ સ્થિત થઇને વાચનાચાર્ય થાય. એમાંથી પરિહારિક મુનિઓ ઉપર કહ્યા મુજબ તપ કરે, અને બાકીના પાંચ અનુપરિહારક અને કલ્પસ્થિત મુનિઓ ઘણું કરીને નિત્ય ભોજી હોય, (કોઇ વખત પોતાની ઇચ્છાથી ઉપ-

વાસ કરે.) પરિહારિક-અનુપરિહારિક-અને કલ્પ સ્થિત, એ સર્વને પારણે તો આંબિલજ હોય, વિકૃતિ અથવા લેપકૃત આહાર કદિપણ ન ખપે. આ પ્રમાણેનું તપ તેઓ ક્યાં સુધી કરે ( તે આગળની ગાથાથી કહે છે. ૧૨૭૪

परिहारिया-ऽणुपरिहारियाण कप्पट्ठियस्स वि य भत्त ।
छ छम्मासा उ तवो अट्ठारसमासिओ कप्पो ॥ १२७५ ॥

પરિહારિક-અનુપરિહારિક-અને કલ્પ સ્થિત મુનિઓને આહારમાં આંબિલજ હોય છે. અનુક્રમે એ ત્રણે છ છ માસ પૂર્વે કહ્યા મુજબ તપ કરીને અઢાર મહીને આ કલ્પ પૂરો કરે છે ૧૨૭૫.

એ પ્રમાણે પરિહારિક-અનુપરિહારિક અને કલ્પસ્થિત મુનિઓને ભોજનમાં હમ્મેશાં આંબીલજ હોય છે. તેઓ અનુક્રમે છ છ મહિના એ પ્રમાણે તપ કરીને અઢાર માસે આ કલ્પ પૂરો કરે. પ્રથમ પૂર્વોક્ત રીતે ગ્રીષ્માદિ ઋતુમાં ચતુર્થાદિ તપ કરનારા પરિહારક મુનિઓ, છ માસ પર્યન્ત ઉપર મુજબ એક ઉપવાસથી પાંચ ઉપવાસ સુધીનો તપ કરે, તે પછી તેમનું વૈયાવૃત્ય કરનારા અનુપરિહારિક ચાર મુનિઓ છ માસ પર્યન્ત એજ પ્રમાણે તપ કરે, અને જે પરિહારિક હતા તે તેમના અનુપરિહારિક-વૈયાવૃત્ય કરનારા થાય. તે પછી જે કલ્પસ્થિત હોય તે એકજ પરિહારિકપણું અંગીકાર કરે, અને બાકીના આઠમાંથી એકજણ વાચનાચાર્ય થાય, અને બીજા સાત તેમનું અનુપરિહારિકપણું-વૈયાવૃત્ય કરે. આ પ્રમાણે અઢાર માસે આ પરિહારવિશુદ્ધિ કલ્પ પૂર્ણ થાય. ૧૨૭૫

કલ્પ પૂરો થયા પછી શું કરે ? તે કહે છે.

कप्पसमत्तीएँ तयं जिणकप्पं वा उविंति गच्छं वा ।
ठियकप्पेच्चिय नियमा दो पुरिसजुगाई ते होज्जा ॥ १२७६ ॥

કલ્પ સમાપ્ત થાય, એટલે પુન: કાંતો તેજ કલ્પ અંગીકાર કરે, અથવા જિનકલ્પ અંગીકાર કરે, અથવા ફરી ગચ્છમાં આવે. આ પરિહારવિશુદ્ધિક, પહેલા અને છેલ્લા જિનેશ્વરના કાળે સ્થિતકલ્પમાંજ હોય છે. ૧૨૭૬

પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થમાંજ ભરત-ઐરાવત ક્ષેત્રની અંદર પરિહાર વિશુદ્ધિક ચારિત્રવાળા હોય છે, અન્યકાળમાં નથી હોતા. વળી તેઓ આ કલ્પ તીર્થંકર પાસે અથવા જેણે તીર્થંકર પાસે એ કલ્પ અંગીકાર કર્યો હોય, તેમની પાસેજ અંગીકાર કરે, બીજા પાસે નહીં. કલ્પ પૂરો થયા પછી તેઓ ફરી પાછો તેજ કલ્પ અંગીકાર કરે, કાંતો જિનકલ્પ અંગીકાર કરે, અથવા પુન: પાછા ગચ્છમાં આવે. આ પ્રમાણે પરિહાર વિશુદ્ધિક ચારિત્રનું સ્વરૂપ છે. ૧૨૭૬

હવે સૂક્ષ્મસંપરાય ચારિત્રનું સ્વરૂપ કહે છે.

कोहाइ संपराओ तेण जओ संपरीइ संसारे ।
तं सुहुमसंपरायं सुहुमो जत्थावसेसो सो ॥ १२७७ ॥
सेढिं विलग्गओ तं विसुज्झमाणं तओ चयंतस्स ।
तह संकिलिस्समाणं परिणामवसेण विन्नेयं ॥ १२७८ ॥

ક્રોધ આદિ સંપરાય કહેવાય છે, કેમકે તેથી આત્મા સંસારમાં ભમે છે, ને તે કષાય જ્યાં સૂક્ષ્મ અવશેષ હોય, તે સૂક્ષ્મ સંપરાય કહેવાય. આ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર શ્રેણિચડતાને વિશુધ્યમાનક હોય, અને ત્યાંથી પડતાને પરિણામવશાત્ સંક્લિશ્યમાનક હોય છે. ૧૨૭૭-૧૨૭૮.

યથાખ્યાત ચારિત્રનું સ્વરૂપ કહે છે.

अहसद्दो जाहत्थे आदोऽभिविहीए कहियमक्खायं ।
चरणमकसायमुदितं तहमक्खायं जहक्खायं ॥ १२७९ ॥
तं दुविकप्पं छउमत्थ-केवलिविहाणओ पुणेक्केक्कं ।
खय-समज-सजोगा-जोगकेवलिविहाणओ दुविहं ॥१२८०॥

( અથાખ્યાત એ પદમાં ) અથશબ્દ સત્યઅર્થમાં, આઙ્શબ્દ અભિવિધમાં, અને ખ્યાતશબ્દ કથિત અર્થમાં છે; એટલે યથાર્થપણે અભિવિધિએ કહેલું કષાય રહિત જે ચારિત્ર તે અથાખ્યાત અથવા યથાખ્યાત ચારિત્ર છે. તેના બે ભેદ છે-એક છદ્મસ્થ સંબંધી અને બીજું કેવળી સંબંધી. પુનઃ તે દરેક બે બે પ્રકારે છે, છદ્મસ્થને ( અગીઆરમા ગુણઠાણે મોહના ) ઉપશમથી થએલું, અને ( બારમા ગુણઠાણે મોહના ) ક્ષયથી થએલું. સયોગી કેવળીને ( તેરમા ગુણઠાણે ) અને અયોગીકેવળીને ( ચૌદમા ગુણઠાણે ) એમ કેવળીને પણ બે પ્રકારે છે. ૧૨૭૯-૧૨૮૦

હવે આગળની નિર્યુક્તિની ગાથાનો સંબંધ યોજવાને કહે છે.

भणियं खओवसमओ अहुणोवसमेणं लहइ जह जीवो ।
सामइयं तं भण्णइ सो जं च खओवसमपुव्वो ॥ १२८१ ॥
अहवा खओवसमओ चरणतियं उवसमेण खयओ वा ।
सुहुमा-हक्खायाइं तेणोवसम-क्खया कमसो ॥ १२८२ ॥
सेढिगयस्स व सुहुमं सेढीओ निग्गयस्सऽहक्खायं ।
सा उवसम-क्खयइया पढमं तत्थोवसमसेढी ॥ १२८३ ॥

એ પ્રમાણે મોહના ક્ષયોપશમથી સામાયિકનો લાભ કહ્યો, હવે મોહના ઉપશમથી જેવી રીતે સમ્યક્ત્વાદિ સામાયિકનો લાભ થાય છે, તે કહે છે. તે ઉપશમ ક્ષયોપશમ પૂર્વક હોય છે, માટે પહેલાં ક્ષયોપશમથી સામાયિકનો લાભ કહ્યો. અથવા ક્ષયોપશમથી પ્રથમના ત્રણ ચારિત્રનો લાભ થાય છે, અને સૂક્ષ્મસંપરાય તથા યથાખ્યાત એ બે ચારિત્રો મોહના ઉપશમ અથવા ક્ષયથી પ્રાપ્ત થાય છે. માટે ક્ષયોપશમ કહીને પછી ઉપશમ અને ક્ષય અનુક્રમે કહ્યા છે. (જે બે શ્રેણિ પામે છે, તે પ્રથમ ઉપશમશ્રેણિ અને પછી ક્ષપકશ્રેણિ પામે છે, એ ક્રમની અપેક્ષાએ પ્રથમ ઉપશમશ્રેણિ અને પછી ક્ષપકશ્રેણિ કહેવાશે.) અથવા સૂક્ષ્મસંપરાય શ્રેણિ અન્તગત કહ્યું છે અને શ્રેણિથી નીકળેલાને યથાખ્યાત કહ્યું છે. તે શ્રેણિ ઉપશમથી અને ક્ષયથી થાય છે, તેમાં પ્રથમ ઉપશમ શ્રેણિ થાય છે, માટે પહેલાં તેજ કહે છે. ૧૨૮૧-૧૨૮૨-૧૨૮૩

ઉપશમશ્રેણિનું સ્વરૂપ.

अण-दंस-नपुंसि-त्थीवेय-च्छक्कं च पुरिसवेयं च ।
दो दो एगंतरिए सरिसे सरिसं उवसमेइ ॥ १२८४ ॥ ११४-११६ ॥

( ઉપશમશ્રેણિમાં ) અનંતાનુબંધી-દર્શનમોહનીય-નપુંસકવેદ-સ્રીવેદ-હાસ્યષટ્ક-પુરૂષવેદ-અને તે પછી એકાન્તરિત સમાનજાતીય કષાય અનુક્રમે ઉપશમાવે. ૧૨૮૪

ઉપશમશ્રેણિ આરંભનાર અપ્રમત્તસંયત હોય છે, બીજાઓ વળી એમ કહે છે કે અવિરતિ-દેશવિરતિ-પ્રમત્ત ને અપ્રમત્ત, એ ચારમાંથી કોઇપણ આરંભક હોય છે. શ્રેણુથી પાછો ફરે ત્યારે અપ્રમત્ત અથવા પ્રમત્ત ગુણસ્થાને તે અવસ્થાન કરે છે, અને જો મૃત્યુ પામે તો દેવગતિમાં અવિરતિ થાય છે. કર્મગ્રન્થવાળાઓના અભિપ્રાયે શ્રેણિથી પડેલો જીવ મિથ્યાત્વ ગુણસ્થાન સુધી પણ જાય. ઉપશમશ્રેણિનો આરંભ આ પ્રમાણે થાય છે. પ્રશસ્ત અધ્યવસાયસ્થાનોમાં વર્તનાર આત્મા પ્રથમ એકીસાથે અન્તર્મુહૂર્ત માત્ર કાળમાં અનન્તાનુબંધી કષાય ઉપશમાવે છે, તે પછી મિથ્યાત્વ-મિશ્ર-અને સમ્યક્ત્વ મોહનીય એ ત્રણદર્શનમોહનીયને એકી સાથે અન્તર્મુહૂર્તમાં ઉપશમાવે છે. ત્યારપછી ઉપશમશ્રેણિનો આરંભક જો પુરૂષ હોય, તો તે નપુંસકવેદ અનુદીર્ણ હોય તો પણ પહેલા અન્તર્મુહૂર્તમાં ઉપશમાવે છે, તે પછી અન્તર્મુહૂર્તમાં સ્રીવેદ ઉપશમાવે છે, તે પછી હાસ્ય-રતિ-અરતિ-શોક-ભય-ને જુગુપ્સા, એ હાસ્યષટ્ક એકી સાથે અન્તર્મુહૂર્તમાં ઉપશમાવે છે, અને તે પછી અન્તર્મુહૂર્તમાં પુરૂષવેદ ઉપશમાવે. પણ જો ઉપશમશ્રેણિ આરંભક સ્રીનો જીવ હોય, તો તે પ્રથમ નપુંસકવેદ ઉપશમાવે, પછી પુરૂષવેદ ઉપશમાવે, ને તે પછી હાસ્યષટ્ક ઉપશમાવે, અને પછી છેવટે સ્રીવેદ ઉપશમાવે. અને જો નપુંસક શ્રેણિઆરંભનાર હોય, તો તે પ્રથમ અનુદિત સ્રીવેદ ઉપશમાવે, પછી પુરૂષવેદ ઉપશમાવે પછી હાસ્યષટ્ક ઉપશમાવે અને તે પછી નપુંસકવેદ ઉપશમાવે. આ ક્રમે ઉપશમ થયા પછી એકાન્તરિત સમાનજાતીય ક્રોધાદિનો એકી સાથે અન્તમુહૂર્તમાં ઉપશમ કરે. એટલે કે અપ્રત્યાખ્યાન અને પ્રત્યાખ્યાનના ક્રોધો એકી સાથે અન્તર્મુહૂર્તમાં ઉપશમાવે. તે પછી સંજ્વલન ક્રોધ અન્તર્મુહૂર્તમાં ઉપશમાવે. તે પછી અપ્રત્યાખ્યાન અને પ્રત્યાખ્યાનાવરણનાં માનો એકી સાથે અન્તર્મુહૂર્તમાં ઉપશમાવે. તે પછી એકજ સંજ્વલન માનને ઉપશમાવે. ત્યારપછી અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણની માયાને એકી સાથે અન્તર્મુહૂર્તમાં ઉપશમાવે, તે પછી સંજ્વલન માયાને ઉપશમાવે, તે પછી અપ્રત્યાખ્યાન અને પ્રત્યાખ્યાનાવરણના લોભોને અન્તર્મુહૂર્તમાં ઉશપમાવે, અને તે પછી સંજ્વલન લોભને ઉપશમાવે, આ લોભના ત્રણ ભાગ કરે, તેમાંથી બે ભાગ એકી સાથે ઉપશમાવે અને ત્રીજા ભાગના સંખ્યાતા ખંડ કરે, એ ખંડોને પણ જુદા જુદા કાળભેદે ઉપશમાવીને જ્યારે એ ખંડોમાંનો છેલ્લો સંખ્યાતમો ખંડ અવશેષ રહે, ત્યારે ફરી તેના અસંખ્યાતા ખંડ કરે, તે ખંડોને પણ સમયે સમયે એકેક ખંડ-અંશ ઉપશમાવી એ બધાને ઉપશમાવે. અહીં દર્શન સપ્તક (અનંતાનુબંધી ચતુષ્ક અને ત્રણ દર્શન મોહનીય ) ઉપશાન્ત થાય, ત્યારે અપૂર્વકરણ અથવા નિવૃત્તિ બાદર કહેવાય છે. તે પછી સંખ્યાતા લોભાંશનો છેલ્લો સંખ્યાતમો અંશ બાકી રહે ત્યાં સુધી અનિવૃત્તિ બાદર કહેવાય છે, અને એ છેલ્લા અંશથી થએલા અસંખ્યાતા ખંડોનો ઉપશમ કરતાં સૂક્ષ્મ સંપરાય કહેવાય છે. આ રીતે સંજ્વલનનો સર્વ લોભ અન્તર્મુહૂર્તમાં ઉપશમાવે, ઘણા અન્તર્મુહૂર્તો થાય તોપણ તે બધા મળીને પણ એકજ મ્હોટું અન્તર્મુહૂર્ત થાય છે, બીજી પ્રકૃતિનો ઉપશમકાળ પણ અન્તર્મુહૂર્તનો છે, અને આ શ્રેણિ પણ સર્વ અન્તર્મુહૂર્તમાં પૂર્ણ કરાય છે.

આ શ્રેણિનું સ્વરૂપ અનન્તાનુબંધી ચતુષ્ક આદિની પ્રત્યેકે શૂન્ય સ્થાપનાવડે આ પ્રમાણે જાણવું. પ્રથમ અનન્તાનુબંધીનો ઉપશમ થાય છે, માટે તેને સ્થાને ચાર શૂન્યની સ્થાપના કરવી. ૦૦૦૦ આના ઉપશમનો આરંભ અને સમાપ્તિ સાથેજ થાય છે, તેથી તિર્છી સ્થાપના કરી છે. તે પછી દર્શનત્રિકની તિર્છી ત્રણ શૂન્ય સ્થાપના કરવી ૦૦૦ તે પછી એક વેદની અને તેના ઉપર બીજા વેદની એમ ઉપર નીચે બે શૂન્યની સ્થાપના કરવી 8 તે પછી હાસ્યાદિ છની છ શૂન્યો સ્થાપવી ૦૦૦૦૦૦ તે પછી ત્રીજાવેદની શૂન્ય મૂકવી ૦, અને તે પછી બે ક્રોધની બે શૂન્ય મૂકવી ૦૦, એના ઉપર સંજ્વલન ક્રોધની એક શૂન્ય મૂકવી ૦, તેના ઉપર બે માનની બે શૂન્યો ને પછી સંજ્વલન માનની એક શૂન્ય, પછી બે માયાની બે શૂન્ય ને તેના ઉપર સંજ્વલન માયાની એક શૂન્ય સ્થાપવી ૦ તે ઉપર બે લોભની બે શૂન્યો સ્થાપવી ૦૦ તેના ઉપર સંજ્વલન લોભની એક શૂન્ય સ્થાપવી ૦ આ પ્રમાણે આગળ પણ સ્થાપના કરીને સર્વ સમજી લેવું.

હવે એનું સ્વરૂપ વિસ્તારથી ભાષ્યકાર કહે છે.

उवसामगसेढीए पट्ठवओ अप्पमत्तविरओ उ ।
पज्जवसाणे सो वा होइ पमत्तो अविरओ वा ॥ १२८५ ॥
अन्ने भणंति अविरय-देस-पमत्ता-पमत्तविरयाणं ।
अन्नयरो पडिवज्जइ दंसणसमणम्मि उ नियट्टी ॥ १२८६ ॥

ઉપશમશ્રેણિને આરંભનાર અપ્રમત્ત સંયત હોય છે, અને શ્રેણિ પૂર્ણ થયા પછી તે પ્રમત્ત અથવા અવિરતિ થાય છે. બીજાઓ કહે છે કે અવિરતિ-દેશવિરતિ-પ્રમત્ત અને અપ્રમત્ત એમાંનો કોઇપણ શ્રેણિ આરંભે છે, શ્રેણિવાળો દર્શનસપ્તકને ઉપશમાવ્યાથી નિવૃત્તિબાદર થાય છે. ૧૨૮૫-૧૨૮૬

भवमणुबंधंति जओऽणंतमणंताणुबंधिणोऽणत्ति ।
ते चत्तारिवि समयं समेइ अंतोमुहुत्तेणं ॥ १२८७ ॥

જેથી અનન્ત સંસાર બંધાય તે અનન્તાનુબન્ધી કહેવાય ને તે ચાર છે, તે ચારેને એકી સાથે અન્તર્મુહૂર્તમાં ઉપશમાવે. ( ઉદય-ઉદ્વર્તનાદિ કરણને અયોગ્ય કરે. ) ૧૨૮૭

तत्तो य दंसणतिगं तओऽणुइण्णं जहन्नयरवेयं ।
तत्तो वितियं छक्कं तओ य वेयं सयमुदिन्नं ॥ १२८८ ॥

તે પછી દર્શનત્રિકને ઉપશમાવે, તે પછી અનુદીર્ણ જઘન્યતર વેદ, તે પછી બીજો વેદ, હાસ્યાદિ છ, અને તે પછી સ્વયંઉદિત એવા વેદને ઉપશમાવે. ૧૨૮૮

અનન્તાનુબંધી કષાયનો ઉપશમ કર્યા પછી, મિથ્યાત્વાદિ દર્શનત્રિક ઉપશમાવે, તે પછી અનુદિત બે વેદમાંથી જે જઘન્ય વેદ હોય તે ઉપશમાવીને પછી બીજો અનુદિત વેદ ઉપશમાવે, તે પછી હાસ્યાદિ ૭ ઉપશમાવીને જે વેદ ઉદયમાં હોય તે વેદ ઉપશમાવે, તાત્પર્ય એ છે કે જો શ્રેણિ આરંભક પુરુષ હોય, તો તેને પુરુષવેદ ઉદયમાં છે, અને બાકીના સ્ત્રીવેદ ને નપુંસકવેદ એ બે અનુદિત છે, એ બેમાં નપુંસકવેદ જઘન્યતર છે, તેથી દર્શનત્રિક ઉપશમાવ્યા પછી પ્રથમ નપુંસકવેદ ઉપશમાવીને પછી સ્ત્રીવેદ ઉપશમાવે, અને સ્વઉદિત પુરૂષવેદ હાસ્યાદિ છ ને ઉપશમાવ્યા પછી ઉપશમાવે. જો સ્ત્રી

શ્રેણિ આરંભ કરનારી હોય તો તેને સ્ત્રીવેદ ઉદયમાં હોય છે, અને પુરૂષવેદ તથા નપું-સકવેદ અનુદિત હોય છે, આ બેમાં નપુંસકવેદ જઘન્યતર છે, માટે દર્શનત્રિક ઉપશમાવ્યા પછી પહેલા નપુંસકવેદ ઉપશમાવે, પછી પુરૂષવેદ ઉપશમાવે, અને સ્વઉદિતં સ્ત્રીવેદ હાસ્યાદિ છને ઉપશમાવ્યા પછી ઉપશમાવે. અને શ્રેણિ આરંભક જો નપુંસક હોય, તો તેને નપુંસકવેદ ઉદયમાં છે, અને સ્ત્રીવેદ તથા પુરૂષવેદ અનુદિત છે, તેમાં સ્ત્રીવેદ જઘન્યતર છે, માટે દર્શનત્રિક પછી પુરૂષવેદ ઉપશમાવે અને નપુંસકવેદને હાસ્યાદિ છ પછી ઉપશમાવે १२८९.

તે પછી—

मज्झिल्लकसायाणं कोहाइसमाणजाइए दो दो ।
एक्केक्केणंतरिए संजलणेणं उवसमेइ ॥ १२८९ ॥

મધ્યમ કષાયના ( અપ્રત્યાખ્યાન તથા પ્રત્યાખ્યાન કષાયના) સમાન જાતીવાળા બે બે ક્રોધાદિ, સંજ્વલનના કષાયના એકેક ક્રોધાદિવડે અન્તરિત ઉપશમાવે १२८९.

શિષ્ય પૂછે છે કે—

संजलणाईण समो जुत्तो, संजोयणादओ जे उ ।
ते पुव्वं चिय समिया नणु सम्मत्ताइलाभम्मि ॥ १२९० ॥

( અહીં ) સંજ્વલનાદિ ( હાસ્યાદિ છ અને વેદ ) નો ઉપશમ કહેવો યોગ્ય છે, પણ જે સંયોજનાદિ કષાયો છે. (અનંતાનુબંધી તથા દર્શનત્રિક) તે તો પૂર્વે સમ્યક્ત્વાદિની પ્રાપ્તિ વખતે ઉપશમાવ્યા છે, ( કેમકે તે સિવાય સમકિત થાય નહિ. તેથી ફરી તેનો અહીં ઉપશમ કહેવો અયોગ્ય છે. ) १२९०.

આચાર્યશ્રી એનો ઉત્તર આપે છે કે—

आसि खओवसमो सिं समोऽहुणा, भणइ को विसेसो सिं ? ।
नणु खीणम्मि उइण्णे सेसोवसमे खओवसमो ॥१२९१ ॥

( સમ્યક્ત્વાદિની પ્રાપ્તિ વખતે ) તે અનન્તાનુબન્ધીઆદિનો ક્ષયોપશમ હતો, અને હમણાં તો તેમનો ઉપશમ કહીએ છીએ. કહે છે કે (ઉપશમ અને ક્ષયોપશમમાં) તફાવત શો છે? ઉત્તર-ઉદય પ્રાપ્ત કર્મ ક્ષય થયા હોય, અને શેષ અનુદિત કર્મનો ઉપશમ હોય, તે ક્ષયોપશમ કહેવાય છે. १२९१.

પુનઃશિષ્ય પૂછે છે અને આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે.

सो चेव नणूवसमो उइए खीणम्मि सेसए समिए ।
सुहुमोदयया मीसे न तूवसमिए विसेसोऽयं ॥ १२९२ ॥
वेएइ संतकम्मं खओवसमिएसु नाणुभावं सो ।
उवसंतकसाओ पुण वेएइ न संतकम्मंपि ॥ १२९३ ॥

ઉદયપ્રાપ્ત કર્મનો ક્ષય અને શેષનો ઉપશમ તે પણ ઉપશમજ છે, ક્ષયોપશમ અને ઉપશમમાં તફાવત શો? ( ઉત્તર ) ક્ષયોપશમમાં સૂક્ષ્મઉદય-પ્રદેશોદય હોય છે, પરન્તુ ઉપશમમાં તો તે પણ નથી. એટલો આ બેમાં તફાવત છે. કારણ કે ક્ષયોપશ કષાયવાન્

જીવ તો તે સંબંધી સત્તાગત કર્મનો અનુભવ કરે છે (પ્રદેશોદય વેદે છે) પણ વિપાકથી તેને અનુભવતો નથી, અને ઉપશાંત કષાયી જીવ તો તેનો પ્રદેશોદય પણ વેદતો નથી. ૧૨૯૨-૧૨૯૩.

ફરી શિષ્યની બીજી શંકાનું આચાર્યશ્રી સમાધાન કરે છે.

संजोयणाइयाणं नणूदओ संजयस्स पडिसिद्धो ।
सच्चमिह सोऽणुभावं पडुच्च न पएसकम्मं तु ॥ १२९४ ॥
भणियं च सुए जीवो वेएइ न वाणुभावकम्मंति ।
जं पुण पएसकम्मं नियमा वेएइ तं सव्वं ॥ १२९५ ॥
नाणुदियं निज्जीरइ नासंतमुदेइ जं तओऽवस्सं ।
सव्वं पएसकम्मं वेएउं मुच्चए सव्वो ॥ १२९६ ॥

સંયોજનાદિ ( અનન્તાનુબંધી વિગેરે ) કષાયનો ઉદય, સંયતને નિષિદ્ધ છે, ( કેમકે તેના ઉદયે સંયતપણાનોજ અભાવ થાય. ) ( ઉત્તર ) સત્ય છે, એ નિષેધ અનુભાવ (રસ) વિપાકને આશ્રિને કહ્યો છે, પ્રદેશકર્મની અપેક્ષાએ નથી કહ્યો. સૂત્રમાં ( ભગવતીમાં ) પણ કહ્યું છે કે અનુભાવ કર્મને જીવ વેદે અથવા ન પણ વેદે, પરન્તુ પ્રદેશકર્મ તો સર્વ અવશ્ય વેદે; કેમકે અનુદિત કર્મની નિર્જરા નથી થતી અને અસત્ કર્મ ઉદય પામતું નથી, તેથી અવશ્ય બધા પ્રદેશકર્મને તો વેદીનેજ સર્વ જીવ કર્મથી મૂકાય છે. ૧૨૯૪-૧૨૯૬.

પુનઃ શિષ્ય પૂછે છે અને ગુરૂશ્રી તેનો ઉત્તર આપે છે.

किह दंसणाइघाओ न होइ संजोयणाइ वेदयओ ? ।
मंदाणुभावयाए जहाणुभावम्मिवि कहिंचि ॥ १२९७ ॥
निच्चोदिन्नंपि जहा सयलचउण्णाणिणो तदावरणं ।
न विघाइ मंदयाए पएसकम्मं तहा नेयं ॥ १२९८ ॥
किरियाए कुणइ रोगो मंदं पीलं जहाऽवणिज्जंतो ।
किरियामेत्तकयं चिय पएसकम्मं तहा तवसा ॥ १२९९ ॥

( શંકા ) સંયોજનાદિ કષાયને પ્રદેશથી પણ વેદતાં, સમ્યક્ત્વાદિનો ઘાત કેમ ન થાય ? ( ઉત્તર ) અનુભાવ-રસ છતાં પણ જેમ કોઇ વખત તે પ્રદેશો મંદરસવાળા હોવાથી ગુણનો વિઘાત નથી કરતા; જેમ નિત્ય ઉદિત છતાં પણ મતિ-શ્રુતાદિ ચાર જ્ઞાનવાળાઓને તે જ્ઞાનોનું આવરણ વિઘાતક નથી, તેમ મન્દરસપણાથી પ્રદેશ કર્મ પણ દર્શનાદિનું વિઘાતક નથી. વળી જેમ ઔષધાદિ ક્રિયાવડે દૂર કરાતો રોગ, રોગીને તે ક્રિયાજન્ય મંદ પીડા કરે છે, તેમ પ્રદેશકર્મ પણ તપરૂપ ક્રિયાવડે દૂર કરાતું માત્ર તપરૂપ પીડાજ કરે છે. ૧૨૯૭-૧૨૯૮-૧૨૯૯.

તદ્ભવ મોક્ષગામી આત્માઓને નરકગતિ આદિકર્મ પ્રકૃતિઓ સત્તામાં હોય છે, તે પ્રકૃતિઓ અનુભવ્યા સિવાય કદિ પણ ક્ષય પામતી નથી, પરન્તુ તે તેમને નરકાદિ જન્મ રૂપ વિપાકે અનુભવાતી નથી, પણ તપવડે પ્રદેશરૂપે ઉદય પામીને ક્ષય થાય છે; એવો ઉદય થતાં, તે પ્રકૃતિના વેદનારને કંઇ બાધા નથી થતી, પ્રદેશોદય કર્મ આત્માના ગુણનો ઘાત કરતું નથી, તેમ પીડા પણ કરતું નથી.

ક્યાં કર્મ ઉપશમાવ્યાથી જીવ કેવો કહેવાય? તે કહે છે.

दंसणमोहाईओ भण्णइ अनियट्टिवायरो परओ।
जाव ऊ सेसो संजलणलोभसंखेज्जभागो त्ति ॥ १३०० ॥
तदसंखेज्जइभागं समए समए समेइ एक्केक्कं।
अंतोमुहुत्तमेत्तं तस्सासंखिज्जभागंपि ॥ १३०१ ॥

દર્શન સપ્તકાદિ ઉપશમાવ્યા પછી, નપુંસક વેદાદિ કર્મ ઉપશમાવતાં યાવત્ સંજ્વલન લોભનો સંખ્યાતમો ભાગ અવશેષ રહે ત્યાં સુધી (જીવ) અનિવૃત્તિ બાદર કહેવાય છે. (નિવૃત્તિ બાદર કોઈ કર્મનો ઉપશમ નથી કરતો, તેથી તે અહીં નથી કહેતા). તે પછી એ લોભના સંખ્યાતમા ભાગના અસંખ્યાત ભાગ કરીને, તે દરેક ભાગને સમયે સમયે ઉપશમાવતો અન્તર્મુહૂર્ત કાળ પર્યન્ત સૂક્ષ્મસંપરાય કહેવાય છે. ૧૩૦૦-૧૩૦૧

એજ સૂક્ષ્મ સંપરાયનું કંઇક વિશેષ સ્વરૂપ નિર્યુક્તકાર કહે છે.

**लोभाणू वेयेंतो जो खलु उवसामओ व खवओ वा।**
**सो सुहुमसंपराओ अहखाया ऊणओ किंची ॥ १३०२ ॥ ११५-११७ ॥**

જે સૂક્ષ્મ લોભાંશને વેદનાર ઉપશમક અથવા ક્ષપક હોય છે, તે સૂક્ષ્મસંપરાય કહેવાય છે, કેમકે તે યથાખ્યાતચારિત્રથી કિંચિત્ માત્ર ન્યૂન છે. ૧૩૦૨

ઉપશામકના અધિકારમાં ક્ષપકનો નિર્દેશ શામાટે કર્યો? તથા શ્રેણિ પૂર્ણ થયા પછી શી સ્થિતિ થાય છે તે કહે છે—

उवसामगाहिगारे तस्समभागोत्ति खवगनिद्देसो।
सुहुमसरागातीतो अहक्खाओ होइ निग्गंथो ॥ १३०३ ॥
बद्धाऊ पडिवन्नो सेढिगओ वा पसंतमोहो वा।
जइ कुणइ कोइ कालं वच्चइ तोऽणुत्तरसुरेसु ॥ १३०४ ॥
अनिबद्धाऊ होउं पसंतमोहो मुहुत्तमेत्तद्धं।
उदयकसाओ नियमा नियत्तए सेढिपडिलोमं ॥ १३०५ ॥

(ઉપશમશ્રેણિમાં નવમા ગુણસ્થાનક પછી સૂક્ષ્મસંપરાય થાય છે, તેમ ક્ષપકશ્રેણિમાં પણ થાય છે.) એમ સમાન ભાગ હોવાથી ઉપશમના અધિકારમાં ક્ષપકનો નિર્દેશ કર્યો છે. લાઘવાર્થ ક્ષપક પણ દેખાડયો છે. એ સૂક્ષ્મસંપરાય અતીત થયા પછી ઉપશાન્તમોહનિર્ગ્રન્થ યથાખ્યાત થાય છે. તે પછી જો બદ્ધાયુ શ્રેણિ પામેલ હોય અથવા શ્રેણિ મધ્યગત ગુણસ્થાન વર્તી હોય, ને ઉપશાન્તમોહી થઇને જો કોઈ કાળ કરે (મૃત્યુ પામે) તો અવશ્ય અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય (પણ જો શ્રેણિથી પતિત થઇને કાળ કરે તો તે ગમે તે ગતિમાં જાય, તે માટે કોઈ નિયમ નથી.) અને અબદ્ધાયુ શ્રેણિ પામીને અન્તર્મુહુર્ત ઉપશાન્ત મોહી થઇને કોઈ નિમિત્તથી ઉદિત કષાયી થાય, તે તો અવશ્ય શ્રેણિથી પાછો ફરે. (કેમકે ઉપશાન્ત મોહનો તેટલોજ કાળ છે.) ૧૩૦૩-૧૩૦૪-૧૩૦૫.

આજ કારણથી કષાયો દુરન્ત છે એમ કહિ તેનું સામર્થ્ય જણાવે છે.

उवसामं उवणीया गुणमहया जिणचरित्तसरिसं पि ।
पडिवायंति कसाया किं पुण सेसे सरागत्थे ? ॥ १३०६ ॥११६-११८॥

મહા ગુણવાળા ઉપશમકે, કષાયોનો ઉપશમ કર્યા છતાં, તે કષાયો જિન સમાન ચારિત્રવાળા ઉપશામકને પણ સંયમથી સંસારમાં પાડે છે, તો પછી શેષ સરાગી ચારિત્રવાળાને પાડે એમાં શું આશ્ચર્ય ? ૧૩૦૬

એજ અર્થ ભાષ્યકાર સ્પષ્ટપણે ઉદાહરણથી કહે છે.

दवदूमियंजणदुमो छारच्छन्नोऽगणी सपच्चयओ ।
दाएंति जह सरूवं तह स कसाओदए भुज्जो ॥ १३०७ ॥
तम्मि भवे नेव्वाणं न लभइ उक्कोसओ व संसारं ।
पोग्गलपरियट्टद्धं देसूणं कोइ हिण्डेज्जा ॥ १३०८ ॥

અગ્નિથી બળેલું અંજન વૃક્ષ, અને ભસ્મથી ઢાંકેલો અગ્નિ, જેમ સ્વનિમિત્તથી પુનઃ પણ સ્વસ્વરૂપ બતાવે છે, તેમ કષાયોદય પણ ફરીથી સ્વસ્વરૂપ બતાવે છે. તે કષાયોથી ખુદ તે જીવ ઉપશમ શ્રેણિવાળા ભવમાં મોક્ષ ન પામે, અથવા ઉત્કૃષ્ટથી કોઈ જીવ અર્ધપુદ્ગળ પરાવર્તમાં કંઇક ન્યૂન કાળ પર્યન્ત પણ સંસારમાં ભમે છે.

જેમ અગ્નિથી બળેલું અંજનવૃક્ષ, પુનઃજળસિંચનાદિ કારણોવડે પત્ર-પુષ્પાદિરૂપ પોતાનું સ્વરૂપ બતાવે છે, અથવા ભસ્મથી ઢાંકેલો અગ્નિ, પુનઃ ઘાસ-કાષ્ઠ આદિના સંસર્ગથી બાળવું-પકાવવું વિગેરે સ્વસ્વરૂપ બતાવે છે, અથવા મિથ્યા પ્રકારે દૂર કરેલો રોગ, અપથ્ય સેવનથી પુનઃ સ્વસ્વરૂપ બતાવે છે, તેમ ઉપશાન્ત એવો કષાય શરીર-ઉપધિ વિગેરે ઉપર મૂર્છા આદિના સંયોગથી પુનઃ ઉદયવાલો થવાથી તે પોતાનું પૂર્વ સ્વરૂપ બતાવે છે. કેમકે સિદ્ધાન્તના મતે એક જીવ બેમાંથી એકજ શ્રેણિ એક ભવમાં કરે, તેથી તે ઉપશાન્ત મોહી આત્મા તે ભવમાં ક્ષપક શ્રેણિ ન કરે, અને તે સિવાય મોક્ષ પણ ન થાય, તેથી ઉપશમ શ્રેણિથી પડેલો જીવ જઘન્યથી એક ભવ અને વધારેમાં વધારે અર્ધપુદ્ગલ પરાવર્તમાં કંઇક ન્યૂન કાળ પર્યન્ત સંસારમાં ભ્રમણ કરે. ૧૩૦૭-૧૩૦૮.

આ પ્રમાણે મોક્ષરૂપ મહેલના પગથીઆ સમાન અગીઆરમા ગુણસ્થાનક સુધી પહોંચેલો જીવ, ત્યાંથી ભ્રષ્ટ થઇને પુનઃ આટલું બધું દુઃખ અનુભવે છે, આથી વિસ્મય પામેલા નિર્યુક્તિકાર મહારાજ કહે છે કે—

जइ उवसंतकसाओ लहइ अणंतं पुणोऽवि पडिवायं ।
न हु भे वीससियव्वं थेवेऽवि कसायसेसम्मि ॥ १३०९ ॥ ११७-११९ ॥
अण थोवं वण थोवं अग्गी थोवं कसाय थोवं च ।
न हु भे वीससियव्वं थोवंपि हु तं बहु होइ ॥ १३१० ॥ ११८-१२० ॥

ઉપશાન્ત કષાયી આત્મા પુનઃ પણ અનન્ત પ્રતિપાત પામે છે, તો (હે ભવ્યો!) તમારે થોડો કષાય હોય, તો પણ તેનો વિશ્વાસ ન કરવો. કેમકે થોડું ઋણ, થોડો વ્રણ (ઘા), થોડો અગ્નિ, અને થોડો કષાય, એ સર્વ પાછળથી બહુ થાય છે, માટે તમારે તેનો વિશ્વાસ ન કરવો. ૧૩૦૯-૧૩૧૦

એ અર્થનેજ ભાષ્યકાર દેવા આદિ વિકારને જણાવતાં તે દેવા આદિનું દુષ્ટપણું જણાવે છે—

दासत्तं देइ अणं अइरा मरणं वणो विसप्पंतो ।
सव्वस्स दाहमग्गी दिंति कसाया भवमणंतं ॥ १३११ ॥

થોડું પણ ઋણ દાસત્વ આપે છે, થોડો પણ વ્રણ (ઘા) ફેલાવાથી થોડા વખતમાં મરણ આપે છે, અને થોડો પણ અગ્નિ સર્વ બાળી નાખે છે, તેમ થોડા પણ કષાય અનન્ત સંસાર આપે છે. ૧૩૧૧

દીક્ષા ગ્રહણ કરીને વિહાર કરતાં કરતાં આવેલા પોતાના ભાઇના ઉપચાર માટે કોઇની દુકાનેથી દરરોજ એક કર્ષની વૃદ્ધિએ એક કર્ષ તેલ લાવી આપ્યું, તે અરસામાં સાધુની સેવામાં કેટલાક દિવસો વિતી ગયા, અને લાવેલું તેલ વણિકને ન આપી શકવાથી કરાર મુજબ વૃદ્ધિ પામવાથી ઘણું વધી ગયું, ઘડાદિની સંખ્યાને પામ્યું. એટલે જીવનપર્યન્ત સુતર કાંતવાથી પણ તે તેલ દુકાનદારને આપી શકે નહિ તેટલું બહુ વધી ગયું, તેથી તે બાઈ તે દુકાનદારને ત્યાં તે દેવું પુરૂં કરવાને જીવન પર્યન્તની દાસી થઈ રહી. એ પ્રમાણે કેટલાક દિવસો વિત્યા બાદ તેજ સાધુ, જે પોતાના ભાઈ હતા તે આવ્યા, તેમણે તે સઘળો બનાવ જાણ્યો; પછી તે વેપારીને ઉપદેશ આપી, તેના પાસેથી તે બ્હેનને છોડાવીને દીક્ષા આપી. આ પ્રમાણે થોડું દેવું પણ કાળક્રમે વધી જવાથી દાસત્વ આપે છે. એજ પ્રમાણે થોડો વ્રણ ( ઘા ) પણ અપથ્ય આદિનું સેવન કરવાથી કાળક્રમે ફેલાઇને થોડાજ વખતમાં મૃત્યુ પમાડે છે. અને એજ રીતે થોડો પણ અગ્નિ માર્ગ આદિમાં પડયો હોય, તો તે ઘાસ આદિને લાગવાથી અનુક્રમે ફેલાતો ફેલાતો આજુબાજુના સર્વ ગામ-નગર આદિનો નાશ કરે છે. તેમ અલ્પાવશેષ કષાયો પણ કોઇક નિમિત્તથી વૃદ્ધિ પામીને અનન્ત સંસાર પમાડે છે. ૧૩૧૧

હવે આગળની નિર્યુક્તિ ગાથાનો સંબંધ જોડવાને માટે કહે છે—

ओवसमं सामाइयमुइयं खाइयमओ पवक्खामि ।
सुहुमसहक्खायंपि य खयसेढिसमुब्भवं तं च ॥ १३१२ ॥

એ પ્રમાણે ઉપશમ સામાયિક ચારિત્ર કહ્યું, હવે ક્ષાયિક સામાયિક ચારિત્ર કહીશું. અથવા સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત ચારિત્ર ઉપશમ શ્રેણિની અપેક્ષાએ કહ્યાં, હવે તે ક્ષપક શ્રેણિની અપેક્ષાએ કહીશું. ૧૩૧૨

**अण-मिच्छ-मीस-सम्मं अट्ठ नपुंसि-त्थिवेय-छक्कं च ।**
**पुमवेयं च खवेइ कोहाईए य संजलणे ॥ १३१३ ॥ ११९-१२१ ॥**

અનન્તાનુબન્ધી ક્રોધાદિ કષાય-મિથ્યાત્વમોહનીય-મિશ્રમોહનીય, સમ્યક્ત્વમોહનીય-( બીજા-ત્રીજા અળી ) આઠ કષાય-નપુંસકવેદ-સ્ત્રીવેદ-હાસ્યાદિ છ-પુરૂષવેદ અને સંજવલન ક્રોધાદિ અનુક્રમે અન્તર્મુહૂર્તે-અન્તર્મુહૂર્તે ક્ષય કરે. ૧૩૧૩

ક્ષપકશ્રેણિ માંડનાર ઉત્તમ સંઘયણવાળો, અવિરતિ-દેશવિરત-પ્રમત્ત-અને અપ્રમત્ત ગુણસ્થાનમાંથી કોઈ પણ ગુણસ્થાનકે વર્તનારો, અને વિશુદ્ધપરિણામવાળો હોય, તેમાં જો અપ્રમત્ત એવો સાધુ જો પૂર્વધર હોય, તો તે શુક્લધ્યાને પણ આ ક્ષપકશ્રેણિને શરૂ કરે, અને એ સિવાયના અવિરત આદિ કોઈ હોય તો ધર્મધ્યાને આ શ્રેણિ શરૂ કરે. ક્ષપક

ક્ષેણિનો ક્રમ આ પ્રમાણે છે, પ્રથમ અન્તર્મુહૂર્તે અનન્તાનુબંધી ક્રોધાદિ ચારેનો એકી સાથે ક્ષય કરે, અને તેનો અનન્તમો ભાગ મિથ્યાત્વમાં નાંખીને તે પછી મિથ્યાત્વની સાથે એ અંશ ખપાવે. જેમ અતિશય સળગેલો દાવાગ્નિ અર્ધ બળેલાં કાષ્ઠની સાથે બીજા કાષ્ઠને પામીને બન્નેને ભસ્મ કરી નાંખે છે, તેમ ક્ષપક પણ તીવ્ર શુભપરિણામથી નહિં ખપાવેલ અન્ય અંશ અન્યમાં નાંખીને તે સાથે તેને પણ ખપાવે છે. તે પછી સમ્યગ્-મિથ્યાત્વ ( મિશ્ર ) ખમાવીને સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય કરે છે. અહીં જો બદ્ધાયુ કોઈ હોય તે શ્રેણિ અંગીકાર કરે, તો તે અનન્તાનુબન્ધીનો ક્ષય કરીને વિરામ પામે છે, તે પછી કદાચિત્ મિથ્યાત્વના ઉદયથી પુન: અનન્તાનુબન્ધી ચતુષ્ક બાંધે છે પણ જેણે મિથ્યાત્વનો ક્ષય કર્યો હોય, તે તો તે અનન્તાનુબંધિનો બંધ નથી કરતો, કેમકે તેનો બંધ થવામાં મિથ્યાત્વજ હેતુભૂત છે, એ અનન્તાનુબંધી કષાયનો ક્ષય કરીને અપતિત શુભપરિણામે જો મરણ પામે, તો તે દેવલોકમાંજ ઉત્પન્ન થાય, દર્શન સપ્તકનો ક્ષય કરીને મરણ પામે, તો પણ એમજ સમજવું, પણ જો પતિત પરિણામી થઇને પછી મરણ પામે, તો ગમે તે ગતિમાં જાય, એ માટે નિયમ નથી. જો બદ્ધાયુ આ શ્રેણિ પામે તો તે સમસ્ત દર્શન સપ્તક ક્ષય કરીને અવશ્ય વિરામ પામે, અને તેથી જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય, ત્યાં ઉત્પન્ન થાય. પરન્તુ જે આયુષ્ય બાંધ્યા સિવાય આ શ્રેણિ આરંભે તે અવશ્ય સંપૂર્ણ કરે. તેને માટે ક્ષય કરવાનો આ પ્રમાણે ક્રમ છે. સમ્યક્ત્વ મોહની ખપાવતાં તેનો અલ્પ અંશ બાકી હોય, તેટલામાં તો અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણરૂપે આઠ કષાયને સાથેજ ખપાવવાનો આરંભ કરે, એ પ્રકૃતિઓ અર્ધી ક્ષય થઈ હોય એટલે બીજી નરકાનુપૂર્વી-તિર્યંચાનુપૂર્વી-નરકગતિ-તિર્યંચગતિ-એકેન્દ્રિયજાતિ-બેઇન્દ્રિયજાતિ--તેઇન્દ્રિયજાતિ-ચૌરિન્દ્રિયજાતિઆતપનામ-ઉદ્યોતનામ-સ્થાવરનામ-સાધારણનામ-સૂક્ષ્મનામ-નિદ્રાનિદ્રા-પ્રચલાપ્રચલા-અને થીણદ્ધિ. આ સોળ પ્રકૃતિનો ક્ષય થાય ( હરિભદ્રસૂરિની ટીકામાં ૧૬ ને બદલે ૧૭ પ્રકૃતિનો ક્ષય કહ્યો છે. અપર્યાપ્ત વધારો છે.) તે પછી એ આઠ કષાયનાજે અવશેષ અંશ રહ્યા હોય તે ક્ષય પામે. તે પછી અનુક્રમે નપુંસકવેદ-સ્ત્રીવેદ-અને પુરૂષવેદનો ક્ષય કરે, તેમાં પુરૂષવેદના ત્રણ ભાગ કરીને બે ભાગ એકી સાથે ખપાવે, અને ત્રીજો ભાગ સંજ્વલન ક્રોધમાં નાખે. આ ક્રમ જો પુરૂષવેદી શ્રેણિ આરંભક હોય તો તેને માટે છે, પણ નપુંસક અથવા સ્ત્રી આ શ્રેણિ આરંભક હોય, તો તેમને જે વેદ ઉદયમાં હોય, તે વેદનો ક્ષય પછીથી થાય અને અનુદિત બે વેદમાંથી જે અધમ હોય, તેનો પહેલાં અને બીજાનો પછીથી ક્ષય થાય, એટલે જેમ ઉપશમશ્રેણિમાં કહ્યું છે તેમ અહીં પણ સમજવું. તે પછી સંજ્વલન ક્રોધાદિ ચાર દરેકને અન્તર્મુહૂર્તમાં ખપાવે, આ ચારેનો ક્ષય કરતાં પુરૂષવેદની પેઠે દરેકના ત્રણ ત્રણ વિભાગ કરીને બે ભાગ ક્ષય કરી ત્રીજો ભાગ આગળની પ્રકૃતિમાં નાંખીને ખપાવે, એટલે કે ક્રોધનો ત્રીજો અંશ માનમાં નાંખીને, માનનો માયામાં, અને માયાનો લોભમાં નાંખીને ખપાવે. આ દરેકને ખપાવવાનો કાળ અન્તર્મુહૂર્ત જાણવો. અને આ આખી શ્રેણિ પણ અન્તર્મુહૂર્ત કાળ પ્રમાણજ જાણવી. પરન્તુ આ અન્તર્મુહૂર્ત મોટું જાણવું. તેમાં લઘુ અંતરમુહૂર્ત અસંખ્યાતા થવા પામે છે, તે પછી લોભના ત્રીજા અંશના સંખ્યાતા અંશો કરીને તે દરેકને જુદા જુદા કાળે ખપાવે. આમાંના છેલ્લા અંશના અસંખ્યાતા અંશ કરે, તે પણ જુદા જુદા સમયે ખમાવે. અહીં ક્ષીણ દર્શન સપ્તક નિવૃત્તિ બાદર કહેવાય. લોભનો સંખ્યાતમો અંશ બાકી રહે ત્યાં સુધી અનિવૃત્તિબાદર કહેવાય, અને તે પછી તેના અસંખ્યાતા અંશ ખપાવતાં છેલ્લો અસંખ્યાતમો લોભાંશ બાકી રહે, ત્યાં સૂક્ષ્મ સંપરાય કહેવાય. તે પછી ક્ષીણમોહ યથાખ્યાત ચારિત્રી થાય છે. ૧૩૧૩

એજ અર્થ હવે ભાષ્યકાર કહે છે.

पडिवत्तीए अविरय-देस-पमत्ता-पमत्त-विरयाणं ।
अन्नयरो पडिवज्जइ सुद्धज्झाणोवगयचित्तो ॥ १३१४ ॥
पढमकसाए समयं खवेइ अंतोमुहुत्तमेत्तेणं ।
तत्तो च्चिय मिच्छत्तं तओ य मीसं तओ सम्मं ॥ १३१५ ॥
वद्धाऊ पडिवन्नो पढमकसायक्खए जइ मरेज्जा ।
तो मिच्छत्तोदयओ चिणेज्ज भुज्जो न खीणम्मि ॥ १३१६ ॥
तम्मि मओ जाइ दिवं तप्परिणामो य सत्तए खीणे ।
उवरयपरिणामो पुण पच्छा नाणामइगईओ ॥ १३१७ ॥

આ શ્રેણિ પ્રાપ્ત કરનાર અવિરતિ-દેશવિરતિ-પ્રમત્ત-અને અપ્રમત્તમાંનો કોઈ પણ શુદ્ધ ધ્યાનોપયુક્ત ચિત્તવાળો હોય છે; તે પ્રથમ કષાયનો એકી સાથે અન્તર્મુહૂર્તમાં ક્ષય કરે છે, તે પછી મિથ્યાત્વ, તે પછી મિશ્ર અને તે પછી સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય કરે છે. બદ્ધાયુ શ્રેણિ પામેલ હોય, તે પ્રથમ કષાયનો ક્ષય કરીને જો મરણ પામે, તો મિથ્યાત્વના ઉદયથી પુનઃ તેનો બંધ થાય, કેમકે તેનું અસલ કારણ જે મિથ્યાત્વ તેનો ક્ષય થએલ નથી. તે જીવ અનન્તાનુબંધી ચતુષ્કનો ક્ષય કરીને શુભ પરિણામે, અથવા દર્શન સપ્તક ક્ષય કરીને અપતિત પરિણામે મૃત્યુ પામે, તો દેવલોકમાં જાય, પણ પતિત પરિણામી હોય, તો પછી ચારમાંથી ગમે તે ગતિમાં જાય ૧૩૧૪-થી-૧૩૧૭.

શિષ્ય પૂછે છે કે ભગવન્!

खीणम्मि दंसणतिए किं होइ तओ तिदंसणाईओ ? ।
भण्णइ सम्मद्दिट्ठी, सम्मत्तखए कओ सम्मं ? ॥ १३१८ ॥

દર્શનત્રિક ક્ષય થવાથી તેને ત્રિદર્શનાતીત શું થાય છે? ઉત્તર-સમ્યગ્દૃષ્ટિ થાય છે.

પ્રશ્ન—સમ્યક્ત્વનો ક્ષય થવાથી સમ્યકત્વ ક્યાંથી હોય?

શિષ્યઃ—મિથ્યાત્વાદિ દર્શનત્રિકનો ક્ષય થવાથી, તે આત્મા દર્શનત્રિક રહિત ન થાય? કેમકે મિથ્યાત્વનો ક્ષય થવાથી મિથ્યાદૃષ્ટિ નથી, મિશ્રનો ક્ષય થવાથી મિશ્રદૃષ્ટિ નથી અને સમ્યક્ત્વના અભાવે સમ્યગ્દૃષ્ટિ પણ નથી.

આચાર્યઃ—દર્શનત્રિકનો ક્ષય થવાથી તે આત્મા વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ થાય છે.

શિષ્યઃ—પણ સમ્યક્ત્વનો ક્ષય થવાથી સમ્યગ્દૃષ્ટિપણું ક્યાં રહ્યું? કે જેથી તે સમ્યગ્દૃષ્ટિ કહેવાય. ૧૩૧૮

આચાર્યશ્રી એનો દૃષ્ટાન્તપૂર્વક ઉત્તર આપે છે કે—

निव्वलियमयणकोद्दवरूवं मिच्छत्तमेव सम्मत्तं ।
खीणं, न उ जो भावो सद्दहणालक्खणो तस्स ॥ १३१९ ॥
सो तस्स विसुद्धयरो जायइ सम्मत्तपोग्गलक्खयओ ।
दिट्ठि व्व सण्हसुद्धब्भपडलविगमे मणुसस्स ॥ १३२० ॥

जइ सुद्धजलाणुगयं वत्थं सुद्धं जलक्खए सुतरं ।
सम्मत्तसुद्धपोग्गलपरिक्खए दंसणंऽपेवं ॥ १३२१ ॥
सेसन्नाणावगमे सुद्धयरं केवलं जहा नाणं ।
तह खाइयसम्मत्तं खओवसमसम्मविगमम्मि ॥ १३२२ ॥

જે શુદ્ધ કરેલ મદનકોદરા સમાન મિથ્યાત્વનેજ ઉપચારથી સમ્યક્ત્વ કહેવાય છે, તેનો ક્ષપકને ક્ષય થાય છે, પણ જીવનો શ્રદ્ધાનલક્ષણ જે ભાવ છે તે તો ક્ષીણ થતો નથી, કિંતુ તે તો અભ્રપટલ દૂર થવાથી મનુષ્યની દૃષ્ટિની પેઠે સમ્યક્ત્વ મોહનીયના પુદ્ગળોનો ક્ષય થવાથી વધારે શુદ્ધ થાય છે. અથવા શુદ્ધ જળથી ધોએલું ભીનું વસ્ત્ર સૂકાઈ જવાથી જેમ વધારે શુદ્ધ થાય છે, તેમ સમ્યક્ત્વમોહનીયરૂપ શુદ્ધ પુદ્ગળોનો ક્ષય થવાથી સમ્યગ્દર્શન વધારે શુદ્ધ થાય છે. અથવા જેમ મતિઆદિ ચાર ક્ષાયોપશમિક જ્ઞાનોનો અભાવ થવાથી ક્ષાયિક એવું કેવળજ્ઞાન થાય છે ( પણ જીવ અજ્ઞાની નથી થતો ) તેમ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ દૂર થવાથી બીજું વિશુદ્ધ ક્ષાયિક સમ્યગ્દર્શન થાય છે. ( પણ જીવ દર્શનરહિત નથી થતો. ) ૧૩૧૯-થી ૧૩૨૨.

ક્ષાયિક સમ્યક્ત્વ, ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કરતાં વધારે શુદ્ધ શાથી કહેવાય ?

निव्वलियमयणकोद्दवभत्तं तेल्लाइमीसियं मदए ।
न तु सोऽवाओ निव्वलिय-मीसमयकोद्दवच्चाए ॥ १३२३ ॥
तह सुद्धमिच्छसम्मत्तपोग्गला मिच्छमीसिया मिच्छं ।
होज्ज परिणामओ वा सोऽवाओ खाइए नत्थि ॥ १३२४ ॥

શુદ્ધ કરેલા મદન કોદ્રવાનું ભોજન તેલ આદિથી મિશ્ર કરીને ખાધું હોય, તો તે ખાનારને મદ કરે છે, પણ એ શુદ્ધ અને મિશ્ર મદન કોદ્રવાનો ત્યાગ કર્યો હોય, તો તે મદરૂપ અપાય નથી થતો. તેવી રીતે શુદ્ધ મિથ્યાત્વરૂપ સમ્યક્ત્વ પુદ્ગળો મિથ્યાત્વવડે મિશ્રિત થાય ત્યારે, અથવા કુતીર્થિકના સંસર્ગાદિ જન્ય પરિણામ થાય ત્યારે પણ મિથ્યાત્વ થાય છે. એવો અપાય ક્ષાયિક સમ્યકત્વ થએથી નથી થતો. ૧૩૨૩-૧૩૨૪.

શોધિત અથવા અર્ધ શોધિત મદન કોદ્રવા તેજે તૈલાદિથી મિશ્ર કરીને ખાય છે, તેને મદ થાય છે; તેવી રીતે અપૂર્વકરણના અધ્યવસાએ મિથ્યાત્વ ભાવ દૂર કરીને શુદ્ધ કરેલા જે મિથ્યાત્વ પુદ્ગળો, તેજ ઉપચારથી સમ્યક્ત્વ કહેવાય છે. એ શોધિત મિથ્યાત્વરૂપ સમ્યક્ત્વ પુદ્ગળો, અન્યતીર્થિઓના સંસર્ગાદિ તથા તેમના વચન શ્રવણાદિ જન્ય પરિણામથી પુનઃ મિથ્યાત્વ ભાવ પામે છે, તેથી જીવ મિથ્યાદૃષ્ટિ થઇને ફરી સંસાર સમુદ્રમાં ભમે છે. આવો અપાય ( કષ્ટ ) ક્ષાયિક સમ્યક્ત્વમાં નથી, કેમકે સર્વ અનર્થના મૂળ, શુદ્ધ અથવા અશુદ્ધ મિથ્યાત્વના પુદ્ગળો ક્ષય થવાથી વિશુદ્ધ ક્ષાયિક સમ્યક્ત્વ થાય છે. માટે ક્ષાયિક સમ્યક્ત્વ શુદ્ધ છે, અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ મલિન છે. તેથી એ સમ્યક્ત્વનો નાશ થવાથી ક્ષાયિક સમ્યક્ત્વ થાય છે, એટલે જીવ અદર્શની નથી થતો, પણ વિશુદ્ધ સમ્યગ્દર્શની થાય છે. ૧૩૨૩-૧૩૨૪.

बद्धाऊ पडिवन्नो नियमा खीणम्मि सत्तए ठाइ ।
इयरो अणुवरओ चिय सयलं सेढिं समाणेइ ॥ १३२५ ॥

જે જીવ બદ્ધાયુ હોય તે શ્રેણિ પામે, તે દર્શન સપ્તકનો ક્ષય કરીને અવશ્ય ત્યાં અ-ટકાય છે. અને અબદ્ધાયુ અટક્યા સિવાય સર્વ શ્રેણિ પૂર્ણ કરે છે. ૧૩૨૫

અબદ્ધાયુ એવો નર શ્રેણિ પ્રાપ્ત કરતાં દર્શન સપ્તકનો ક્ષય કર્યા પછી શું કરે છે, તે કહે છે.

बिइय-तइए कसाए अट्ठारंभेइ समयमेसिं च ।
खवयं विमज्झभागं पयडीओ सोलस खवेइ ॥ १३२६ ॥
नरय-तिरियाणुपुव्वी गईओ चत्तारि चादिजाईओ ।
आयावं उज्जोयं थावरसाहारणं सुहुमं ॥ १३२७ ॥
तिन्नि महानिद्दाओ अट्ठा सेसं तओऽणुदिण्णाणं ।
वेयाण जहन्नयरं तत्तो बीयं तओ छक्कं ॥ १३२८ ॥
तत्तो य नइयवेयं एक्केक्कं तो कमेण संजलणं ।
सवत्थ सावसेसे मग्गिल्ले लग्गइ पुरिल्ले ॥ १३२९ ॥

( દર્શનસપ્તકનો ક્ષય કરીને ) બીજા-ત્રીજા આઠ કષાય સાથેજ ખપાવવાનો આરંભ કરે, તે ખપાવતાં વચમાંજ નરકગતિ-નરકાનુપૂર્વી-તિર્યંચગતિ-તિર્યંચાનુપૂર્વી-પ્રથમની ચાર જાતિઓ-આતપનામ-ઉદ્યોતનામ-સ્થાવર નામ-સાધારણ નામ-સૂક્ષ્મનામ-ત્રણ મહાનિદ્રા ( નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા, ને થીણદ્ધી ) આ સોળ પ્રકૃતિ ખપાવે, તે પછી બાકી રહેલ પૂર્વની આઠ પ્રકૃતિના અંશ ખપાવે. પછી અનુદિત વેદોમાંથી જે જઘન્યતર વેદ હોય તે પહેલાં ખપાવે અને પછી બીજો વેદ ખપાવે, ત્યારપછી હાસ્યાદિ છ ખપાવીને, ત્રીજો ઉદિતવેદ ક્ષય કરે, ને તે પછી અનુક્રમે એકેક સંજ્વલન કષાય ખપાવે. આ પ્રકૃતિઓ ખપાવતાં સર્વત્ર અવશેષ અંશ આગળની પ્રકૃતિઓમાં મેળવીને ખપાવે. ( છેલ્લે માયાનો અંશ અને લોભ સાથેજ ક્ષય કરે. ) ૧૩૨૬ થી ૧૩૨૯.

હવે કયા કર્મ ક્ષય થવાથી જીવ કેવો કહેવાય, તે કહે છે.

दंसणमोहक्खवणे नियट्टि अनियट्टिबायरो परओ ।
जाव उ सेसो संजलणलोभसंखेज्जभागोत्ति ॥ १३३० ॥
तदसंखिज्जइभागं समए समए खवेइ एक्केक्कं ।
तत्थ य सुहुमसरागो लोभाणू जाव एक्कोऽवि ॥ १३३१ ॥
खीणे खवगनिगंठो वीसमए मोहसागरं तरिउं ।
अंतोमुहुत्तमुदहिं तरिउं थाहे जहा पुरिसो ॥ १३३२ ॥

દર્શનમોહનીયના ક્ષય થએ નિવૃત્તિબાદર કહેવાય, અને તે પછી યાવત્ સંજ્વલન-લોભનો સંખ્યાતમો ભાગ અવશેષ રહે ત્યારે અનિવૃત્તિ બાદર કહેવાય, એ લોભાંશના અસંખ્યાત ભાગ કરીને એકેક ભાગ સમયે સમયે ખપાવતાં યાવત્ છેલ્લો અસંખ્યાતમો ભાગ ( લોભાંશ ) બાકી રહે ત્યાં સૂક્ષ્મસંપરાય કહેવાય. તે અંશને પણ સર્વથા ક્ષય કરીને ક્ષપકનિર્ગ્રન્થ થાય, તે પછી સમુદ્ર તરીને જેમ કોઇ પુરૂષ વિસામો લે, તેમ મોહ-સાગર તરીને તે ક્ષપક નિર્ગ્રન્થ અન્તર્મુહૂર્ત સુધી વીસામો લે છે. ૧૩૩૦-૧૩૩૨

તે પછી—

छउमत्थकालदुचरिमसमए निद्दं खवेइ पयलं च ।
चरिमे केवललाभो खीणावरणंतरायस्स ॥ १३३३ ॥

ક્ષીણમોહ છદ્મસ્થ ગુણસ્થાનકના દ્વિચરમ સમયે એટલે તે ગુણઠાણાના અસંખ્યાત સમયમાંના ઉપાંત્ય સમયે નિદ્રા તથા પ્રચલાનો ક્ષય કરે. અને છેલ્લા સમયે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ ચાર અને અન્તરાય પાંચ (એ ચૌદનો) ક્ષય કરીને કેવળ પામે. ૧૩૩૩

આ સંબંધમાં નિશ્ચય અને વ્યવહાર નયનો મત બતાવે છે.

आवरणक्खयसमए नेच्छइअनयस्स केवलुप्पत्ती ।
तत्तोऽणंतरसमए ववहारो केवलं भणइ ॥ १३३४ ॥

આવરણનો ક્ષય થવાના સમયેજ કેવળજ્ઞાનની ઉત્પત્તિ છે એમ નિશ્ચયનય કહે છે; અને વ્યવહારનય આવરણ ક્ષય થવાના પછીના સમયે કેવળજ્ઞાનોત્પત્તિ કહે છે. ૧૩૩૪

જે સમયે આવરણનો ક્ષય થાય તેજ સમયે કેવળજ્ઞાન થાય છે, એમ નિશ્ચય નયનું માનવું છે. કેમકે જે ક્ષય થતું હોય, તે ક્ષય થએલુંજ છે, તેથી ક્રિયાકાળ અને નિષ્ઠાકાળ (સમાપ્તિકાળ) એકજ છે. જો એ કાળ ભિન્ન માનવામાં આવે તો અન્યકાળમાં ક્રિયા અને અન્યકાળમાં કાર્યોત્પત્તિનો પ્રસંગ થાય, અને એમ થવું તે અયોગ્ય છે, કારણ કે ક્રિયા વિના પણ કાર્યોત્પત્તિ માનવી પડે. વળી એ પ્રમાણે માનવાથી ક્રિયાના આરંભ-કાળની પૂર્વે પણ કાર્યોત્પત્તિ પ્રાપ્ત થાય, અને એથી અતિપ્રસંગ થાય.

વ્યવહારનય આથી ઉલટો છે. તે એમ કહે છે, કે આવરણનો ક્ષય થયા પછીના સમયે કેવળજ્ઞાનની ઉત્પત્તિ થાય છે, કારણ કે જે સમયે આવરણ ક્ષય થાય, તેજ સમયે તેનો ક્ષય થયો કહેવાય, ક્ષય થતું આવરણ સર્વથા ક્ષીણ નથી થયું, એટલે આવરણનો ક્ષય નથીજ થયો. માટે ક્રિયાકાળ અને નિષ્ઠાકાળ જુદો છે, અને જો તે કાળ એકજ માનવામાં આવે, તો ક્રિયાકાળમાં પણ કાર્યોત્પત્તિ પ્રાપ્ત થાય, અને ક્રિયા નિષ્ફળ થાય, કેમકે સમાન કાળે-એકજકાળે થનારા ક્રિયા અને કાર્યનો, ડાબા-જમણા ગાયના શીંગડાની પેઠે કાર્ય કારણ ભાવ ઘટે નહિ. ૧૩૩૪

नाणं न खिज्जमाणे, खीणे जुत्तं जओ तदावरणे ।
न य किरियानिट्ठाणं कालेगत्तं जओ जुत्तं ॥ १३३५ ॥

તદાવરણ ક્ષય થતું હોય, ત્યારે જ્ઞાન ઉત્પન્ન થાય છે, એમ કહેવું અયોગ્ય છે, (કેમકે તે ક્રિયા કાળ છે.) પણ તદાવરણ ક્ષય થયું હોય ત્યારેજ જ્ઞાન થાય છે. એમ કહેવું યોગ્ય છે. (કેમકે એ નિષ્ઠાકાળ છે) ક્રિયાકાળ અને નિષ્ઠાકાળ એક કહેવા તે યોગ્ય નથી. ૧૩૩૫.

એના પ્રત્યુત્તરમાં પુન: નિશ્ચયનય કહે છે કે—

जइ किरियाए न खओ को हेऊ तप्परिक्खए अन्नो ? ।
अह ताए, किह काले अन्नत्थ तई खओऽणत्थ ? ॥ १३३६ ॥
किरियाकालम्मि खओ जइ नत्थि तओ न होज्ज पच्छावि ।
जइ वऽकिरियस्स खओ पढमम्मिवि किय किरियाए ? ॥ १३३७ ॥

હે વ્યવહારવાદિ જો ક્રિયાવડે આવરણનો ક્ષય નથી, તો તેનો ક્ષય થવામાં અન્ય કયો હેતુ છે? અને તે ક્રિયાવડે ક્ષય થાય છે, તો અન્યકાળમાં ક્રિયા અને અન્ય કાળમાં તેનો ક્ષય એમ કેમ કહેવાય? વળી જો ક્રિયાકાળે આવરણનો ક્ષય નથી, તો તે ક્રિયા પછી પણ આવરણનો ક્ષય નહિ થાય. અથવા જો બીજા સમયે ક્રિયા વિના ક્ષય થાય છે, તો પછી પહેલા સમયમાં પણ ક્રિયાવડે શું? ૧૩૩૬-૧૩૩૭

વ્યવહારવાદી, આવરણનો ક્ષય થયા પછી કેવળજ્ઞાનની ઉત્પત્તિ માને છે, પણ આવરણનો ક્ષય થતી વખતે નથી માનતો. તો તેને અમે પૂછીએ છીએ કે-આવરણનો ક્ષય થવાના કાળે ક્રિયા છે કે નહિ? જો તે વખતે ક્રિયા નથી, તો ક્રિયા વિના આવરણનો ક્ષય થવામાં ત્યાં બીજો કયો હેતુ છે? કોઈપણ નથી. જો આવરણનો ક્ષય થતી વખતે તેના હેતુભૂત ક્રિયા છે, અને તે ક્રિયાવડે આવરણનો ક્ષય થાય છે, એમ કહેતા હો, તો ક્રિયાકાળ અને નિષ્ઠાકાળ એકજ થયો, પછી એમ કેમ કહી શકાય કે અન્યસમયે ક્રિયા અને અન્યસમયે આવરણનો ક્ષય થાય છે.

અથવા જો ક્રિયાકાળે આવરણનો ક્ષય નથી, તો ક્રિયાના પૂર્વ કાળની પેઠે ક્રિયાના ઉત્તર કાળે પણ ક્ષય નહિ થાય, અથવા ક્રિયા પૂર્ણ થયા પછી બીજા સમયે અક્રિય છતાં આવરણનો ક્ષય માનોછો, તો ક્રિયાયુક્ત પ્રથમ સમયમાં ક્રિયાવડે શું લાભ છે? તેના વિના પણ જેમ બીજા સમયે આવરણનો ક્ષય થાય છે, તેમ તે સમયે પણ ક્ષય થઈ જશે?

વળી ક્રિયાકાળ અને નિષ્ઠાકાળ, આગમમાં પણ એકજ કહેલ છે.

जं निज्जरिज्जमाणं निज्जिण्णंति भणियं सुए जं च ।
नोकम्मं निज्जीरइ नावरणं तेण तस्समए ॥ १३३८ ॥

જે નિર્જરાતું હોય, તે નિર્જર્યું એમ સૂત્રમાં કહ્યું છે, અને નોકર્મ નિર્જરે છે, તેથી તે સમયે આવરણ નથી. ૧૩૩૮

સૂત્રમાં કહ્યું છે કે " चलमाणे चलिए जाव निज्जरिज्जमाणे निज्जिण " એ વચનથી ક્ષીણ થતું કર્મ ક્ષીણ થયુંજ, એટલે એ બેમાં કાળભેદ નથી. વળી આગમમાં આ પણ કહ્યું છે, કે " कम्मं वेइज्जइ नोकम्मं निज्जरिज्जइ " એટલે વેદ્યમાન અવસ્થામાં કર્મ વેદાય છે, અને નિર્જરાવસ્થામાં નોકર્મ-અકર્મ થાય છે. વેદના સમય જુદો છે અને નિર્જરા સમય જુદો છે. માટે આવરણ ક્ષય થતી વખતે આવરણ-કર્મ પ્રતિબંધક નથી, કેમકે જે ક્ષય થતું હોય તે ક્ષય થએલુંજ છે. આ રીતે પ્રતિબંધકના અભાવે આવરણ ક્ષય થતી વખતે કેવળજ્ઞાનની ઉત્પત્તિ કોણ રોકી શકે એમ છે? ૧૩૩૮

जइ नाणमनावरणेऽवि नत्थि तो तं न नाम पच्छा वि ।
जायं व अकारणओ तप्पकारणओ च्चिय पडेज्जा ॥ १३३९ ॥
नाणस्सावरणस्स य समयं तम्हा पगास-तमसो वा ।
उप्पाय-व्वयधम्मा तह नेया सव्वभावाणं ॥ १३४० ॥

જો આવરણના અભાવે જ્ઞાન નથી, તો તે પછી પણ જ્ઞાન નહિ થાય, કારણ કે તે વિના જ્ઞાન પછીથી થાય છે, તો કારણ વિનાજ તે જ્ઞાનની પ્રાપ્તિ થશે. અને તે માટે તેજ મુજબ પ્રકાશ અને અંધકારની પેઠે જ્ઞાનનો અને આવરણનો સાથેજ ઉત્પાદ-તથા વ્યય થાય છે, તેજ મુજબ સર્વ ભાવોનું જાણવું. ૧૩૩૯-૧૩૪૦

ઉપર કહ્યા મુજબ આવરણનો ક્ષય થતી વખતે આવરણના અભાવે પણ કેવળજ્ઞાનની ઉત્પત્તિ ન થાય, તો આવરણનો ક્ષય થયા પછી પણ જ્ઞાનોત્પત્તિ નહિ થાય. કદિ એમ કહેવામાં આવે કે આવરણનો ક્ષય થતી વખતે અને ક્ષય થયા પછી આવરણનો અભાવ ઉભય સ્થળે સમાન છે, તોપણ આવરણ ક્ષય થતી વખતે તો જ્ઞાન ઉત્પન્ન નથી થતું, અને આવરણનો ક્ષય થઈ ગયા પછી તો જ્ઞાન ઉત્પન્ન થાય છે. તો કારણ વિના યદૃચ્છાથીજ જ્ઞાનોત્પત્તિ થશે. કેમકે એમાં બીજું કંઈ કારણ નથી.

પરમાર્થથી તો પ્રકાશ અને અન્ધકારની પેઠે એકી સાથેજ આવરણનો નાશ અને જ્ઞાનનો ઉત્પાદ થાય છે, જેમ પ્રકાશ થતાં અંધકાર નાશ પામે છે, એમાં જે સમયે અંધકારનો નાશ થાય છે તેજ સમયે પ્રકાશનો ઉત્પાદ થાય છે. એજ રીતે જે સમયે આવરણનો નાશ, તે સમયે કેવળજ્ઞાનનો ઉત્પાદ થાય છે કેમકે એ સમયમાં ક્ષય થતું આવરણ ક્ષય પામ્યું છે, ઉત્પન્ન થતું કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે, અને આત્મદ્રવ્ય અવસ્થિત છે. આજ પ્રમાણે સર્વ પદાર્થોનાં નવીન પર્યાયોનો ઉત્પાદ, પૂર્વ પર્યાયોનો નાશ અને મૂળદ્રવ્યનું અવસ્થાન હોય છે. જેમકે માટી અથવા અંગુલી આદિ પદાર્થો ઘટ-સરળતા આદિ નવીન પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે, અને પિંડ-સ્થાસ-શિવકાદિ તથા વક્રતાદિ પૂર્વ પર્યાયરૂપે નાશ પામે છે, અને માટી અથવા અંગુલી આદિ મૂળ દ્રવ્યરૂપે અવસ્થિત રહે છે. આ સઘળું એકીસાથેજ થાય છે. ૧૩૩૯-૧૩૪૦

છેલ્લે સમયે કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય તે પછી—

उभयावरणाईओ केवलवरणाण-दंसणसहावो ।
जाणइ पासइ य जिणो नेयं सव्वं सयाकालं ॥ १३४१ ॥

ઉભય આવરણરહિત, કેવળજ્ઞાન અને કેવળદર્શન સ્વભાવવાળા જિનેશ્વરમહારાજ સર્વ જ્ઞેય વસ્તુને સદાકાળ કેવળજ્ઞાનથી જાણે છે, અને કેવળદર્શનથી દેખે છે. ૧૩૪૧

તેજ કારણથી નિર્યુક્તિકાર કહે છે કે—

**संभिन्नं पासंतो लोगमलोगं च सव्वओ सव्वं ।**
**तं नत्थि जं न पासइ भूयं भव्वं भविस्सं च ॥१३४२॥१२०-१२२॥**

સર્વ પ્રકારે સર્વ દિશાઓમાં, સંભિન્ન લોકાલોક જોનાર કેવળીને, એવી કોઈ ત્રિકાળમાં વસ્તુ નથી, કે જેને તે જોઈ ન શકે. ૧૩૪૨

આ ગાથાનો વિસ્તારાર્થ ભાષ્યકાર કહે છે. તેમાં પ્રથમ "સંભિન્ન" શબ્દનો અર્થ કહે છે.

बाहिं जहा तहंतो संभिन्नं सव्वपज्जवेहिं वा ।
अत्तपरनिविसेसं स-परप्पज्जायओ वावि ॥ १३४३ ॥
संभिन्नग्गहणेण व दव्वमिह सकाल-पज्जवं गहियं ।
लोगालोगं सव्वंति सव्वओ खित्तपरिमाणं ॥ १३४४ ॥
तं पासंतो भूयाई जं न पासइ तओ तयं नत्थि ।
पंचत्थिकायपज्जयमाणं नेयं जओऽभिहियं ॥ १३४५ ॥

સંભિન્ન એટલે જેમ બહાર તેમ અંદર, અથવા સંભિન્ન એટલે સર્વ પર્યાયોથી વ્યાપ્ત, અથવા સ્વ-પર નિર્વિશેષ ( એટલે જેમ પોતાને તેમ પરને તથા જેમ પરને તેમ પોતાને જાણે ) તે સંભિન્ન અથવા સ્વ-પર પર્યાયયુક્ત તે સંભિન્ન. અથવા (મૂળગાથામાં) સંભિન્ન શબ્દ ગ્રહણ કરવાથી, કાળ અને પર્યાય સહિત દ્રવ્ય કહ્યું; "સર્વ દિશામાં સર્વ પ્રકારે લોકાલોક જુએ છે" એમ કહેવાથી ક્ષેત્ર પ્રમાણ કહ્યું. એ દ્રવ્યાદિ ચાર પ્રકારનું જ્ઞેય જોનાર કેવળીને ત્રિકાળમાં એવી કોઈ વસ્તુ નથી, કે જેને તે ન જોઈ શકે, કારણ કે પંચાસ્તિકાય પર્યાયરાશિ પ્રમાણજ જાણવાયોગ્ય વસ્તુ છે, એમ આગમમાં કહ્યું છે. ૧૩૪૩-૧૩૪૪-૧૩૪૫

અહીં સુધી-આટલા ગ્રન્થવડે શું કહ્યું ? તે કહે છે.

तव-नियम-नाणरुक्खं आरूढो यं जिणो अमियनाणी ।
एत्तो स परंपरओ एत्तो जिणपवयणुप्पत्ती ॥ १३४६ ॥

તપ-નિયમ-અને જ્ઞાનરૂપ વૃક્ષપર આરૂઢ તેમજ અમિત જ્ઞાનવાળા જે જિનેશ્વર ભગવાન જ્ઞાનવૃષ્ટિ જે કરે છે તેમનાથી આ જિન પ્રવચનની ઉત્પત્તિ છે, અને આચાર્યોની પરંપરાએ તે રૂપજ સામાયિકાદિ શ્રુત આવેલું છે. ૧૩૪૬

હવે આ વિષયના ઉપસંહાર પૂર્વક પ્રસ્તુત વિષયનું સ્મરણ કરતા આચાર્યશ્રી કહે છે કે—

निज्जुत्तिसमुत्थाणप्पसंगओ जाव पवयणुप्पत्ती ।
पासंगियं गयमियं वोच्छामि इओ उवग्घायं ॥ १३४७ ॥
अच्छउ ताबुग्घाओ का पुण जिणप्पवयणप्पसूइत्ति ।
तं कित्तियाभिहाणं पवयणमिह को विभागो से ? ॥ १३४८ ॥
एयं पसंगसेसं वोत्तुमुवग्घायवित्थरं वोच्छं ।
तो सेसद्दाराइं कमेण तस्संगहो चेमो ॥ १३४९ ॥

નિર્યુક્તિના સમુત્થાન પ્રસંગથી તપ નિયમ ૧૦૯૪મી ગાથાથી આરંભીને અહીં સુધી જિનેશ્વર મહારાજના જ્ઞાનની ઉત્પત્તિ કહી અને બીજું પ્રાસંગિક કહ્યું. હવે પછી ઉપોદ્ઘાત કહીશું. એ ઉપોદ્ઘાત પહેલાં આ જીનવચનની ઉત્પત્તિ કહી. પ્રવચનનાં કેટલા નામ છે ? અને તે પ્રવચન કેટલાં વિભાગવાળું છે ? આ ત્રણ પ્રાસંગિક કહીને પછી વિસ્તારથી ઉપોદ્ઘાત કહીશું. તે પછી બાકીનાં દ્વારો કહીશું, તેનો સંગ્રહ આ પ્રમાણે છે.

जिणपवयणउप्पत्ती पवयणएगट्ठिया विभागो य ।
दारविही य नयविही वक्खाणविही य अणुओगो ॥ १३५० ॥१२१-१२३॥

જિન પ્રવચનની ઉત્પત્તિ, પ્રવચનનાં એકાર્થિકનામો, અને એકાર્થિકવિભાગ. ( આ ત્રણ દ્વારો પ્રાસંગિક છે. ) દ્વારવિધિ, નયવિધિ, વ્યાખ્યાનવિધિ અને અનુયોગ એ દ્વારો કહેવાશે. ૧૩૫૦

पासंगियमाइतियं दारविहित्ति विहिउ उवग्घाओ ।
अणुओगद्दारं पुण चउत्थमिट्ठं नयविहित्ति ॥ १३५१ ॥

सीसा-यरियपरिक्खा वक्खाणविहित्ति कहणमज्जाया।
सुत्तप्फासियनिज्जुत्ती सुत्ताणुगमो य अणुओगो ॥ १३५२ ॥

પ્રથમનાં ત્રણ દ્વાર પ્રાસંગિક છે, દ્વારવિધ એટલે ઉદ્દેશ-નિર્દેશાદિ દ્વારોની પ્રરૂપણા અથવા ઉપોદ્‌ઘાત, નયવિધિ એટલે ઉપક્રમાદિ મૂળ દ્વારોમાંનું ચોથું અનુયોગદ્વાર, શિષ્ય અને આચાર્યની પરીક્ષાનું કથન અથવા કહેવાની મર્યાદા તે વ્યાખ્યાનવિધિ, અને સૂત્ર-સ્પર્શિકનિર્યુક્તિ તથા સૂત્રાનુગમ એ અનુયોગ છે. ૬૩૫૧-૧૩૫૨

શિષ્ય પૂછે છે કે—

किं पुण चउत्थदारं नयविहिमभिधाय तोऽणुओगो त्ति।
चउदारासंगहिया वक्खाणविहित्ति किं गहिया? ॥ १३५३ ॥

ચોથું દ્વાર નયવિધિ કહીને પછી ત્રીજું અનુયોગદ્વાર કેમ કહ્યું ? વળી ચાર દ્વારોએ નહિં સંગૃહિત એવો અહીં વ્યાખ્યાન વિધિ અકસ્માત્ કેમ કહ્યો ? ૧૩૫૩

ઉપક્રમ-નિક્ષેપ-અનુગમ અને નય આ પ્રમાણે અનુયોગદ્વારોનો ક્રમ હોવો જોઇએ, તેને બદલે પ્રથમ નયો કહીને પછી વ્યાખ્યાનરૂપ અનુગમ કહેવાનું કહો છો, તેનું શું કારણ ? વળી ચાર અનુયોગદ્વારાત્મક શાસ્ત્ર હોય છે, અને આ વ્યાખ્યાનવિધિ ચાર અનુયોગદ્વારમાંથી એકેમાં અન્તર્ભૂત નથી થતી, કેમકે ઉપક્રમ-નિક્ષેપ અને નય તેમાં પણ આનો સમાવેશ નથી થતો, કારણ કે એમનું લક્ષણ આમાં ઘટતું નથી. તેમજ અનુગમમાં પણ આનો અન્તર્ભાવ થતો નથી, વ્યાખ્યાનવિધ સૂત્રાનુગમરૂપ નથી, અને સૂત્રસ્પર્શિક નિર્યુક્તિરૂપ પણ નથી, આ પ્રમાણે અપ્રસ્તુત એવો વ્યાખ્યાનવિધિ ચાર અનુયોગદ્વારમાં અન્તર્ભૂત ન હોવાથી અકસ્માત્ અહીં શાથી કહો છો ? ૧૩૫૩.

શિષ્યની એ શંકાનું સમાધાન બીજા આચાર્યના અભિપ્રાયે બનાવીને, તે અભિપ્રાય અયોગ્ય છે, એમ જણાવીને આચાર્યશ્રી પોતે તેનું યોગ્ય સમાધાન કરે છે.

बंधाणुलोमयाए केइ न जओ तई कमेणंपि।
तीरइ निबंधिउं जे तेणेयं बुद्धिपुव्वत्ति ॥ १३५४ ॥
अंतम्मि उवण्णसिउं पुव्वमणुगमस्स जं नए भणइ।
तं जाणावेइ समं वच्चंति नयाणुओगो य ॥ १३५५ ॥

ગાથાની વિપરીત રચના ન થાય તેથી અનુયોગ અને નયવિધિનો ક્રમ વિપરીત છે, એમ બીજા આચાર્યો કહે છે, પણ તે યોગ્ય નથી, કેમકે (दारविही वक्खाणविही अणुओगो नयविही य ") એમ અનુક્રમે પણ ગાથા રચી શકાય તેમ છે. માટે એ ક્રમનો વિપર્યય બુદ્ધિપૂર્વક છે. ( ચાર અનુયોગમાં નયો ) અન્તે કહ્યા છે ને અહીં તેઓને અનુયોગની પહેલાં કહે છે, તેથી એમ જણાવે છે કે નય અને અનુગમ દરેક સૂત્રમાં સાથેજ હોય છે. ૧૩૫૪-૧૩૫૫.

અનુયોગ પછી નયો કહેવા જોઇએ તેને બદલે પહેલા નયો કહીને પછી અનુયોગ કહે છે તેનું કારણ ગાથાની રચનાની અનુકૂલતા એવી છે, તેથી અનુયોગ અને નયવિધિનો વિપર્યય છે, આ પ્રમાણે બીજા આચાર્યો કહે છે, પણ તે અયોગ્ય છે, કેમકે ગાથાની રચના ' दारविही वक्खाणविही अणुओगो नयविही य " એમ અનુક્રમે પણ થઇ શકે એમ

છે, માટે અનુયોગ અને નયવિધિને વિપર્યય કહ્યો છે, તે બુદ્ધિપૂર્વક છે. ઉપક્રમ-નિક્ષેપ-અનુગમ અને નય, આ પ્રમાણે ક્રમ છે, તેમાં નયો છેલ્લા કહ્યા છે, અને અહીં અનુગમની પહેલા કહે છે, તેથી નિર્યુક્તિકાર શ્રીમાન્ ભદ્રબાહુસ્વામી એમ જણાવે છે કે નય અને અનુગમ દરેક સૂત્રે સાથેજ હોય છે. કેમકે કોઇપણ અનુયોગ નય શૂન્ય નથી. અહીં કોઈ એમ કહે કે નય અનુગમ સાથેજ હોય છે, તો એમને ઉપન્યાસ પણ એકી સાથેજ થવો જોઇએ. આમ કહેવું અયોગ્ય છે, કારણ કે એમ બન્નેને સાથે તો નિર્દેશ થઈ શકે નહિ. માટે અનુયોગદ્વારોમાં નયો અન્તે કહ્યા છે, તો પણ અહીં અનુગમની પહેલાં નયો કહ્યા છે, તેથી અનુગમ અને નયની સાથેજ ગતિ છે એમ જણાવવાને ક્રમને વિપર્યય કર્યો છે. ૧૩૫૪-૧૩૫૫

શિષ્યની બીજી શંકાનું આચાર્ય સમાધાન કરે છે.

सुत्ताणुगमावसरे गुरु-सीसाणुग्गहोवएसत्थं ।
वक्खाणविहिं जंपइ मूलद्दाराणहिगयंपि ॥ १३५६ ॥
अहवा साहिकयच्चिय वक्खाणंगंति जं तओऽणुगमे ।
जं जं वक्खाणग तं तं सव्वं जओऽणुगमो ॥ १३५७ ॥
सुत्ताणुगमाईए वक्खाणविही जओ तदंगं सा ।
जं च सुयावसरे च्चिय सफलाइं गवाइनायाइं ॥ १३५८ ॥

મૂળદ્વારોમાં નહિ કહ્યા છતાં પણ અહીં સૂત્રાનુગમના અવસરે આચાર્યથી વ્યાખ્યાન વિધિ કહે છે, તે ગુરૂ અને શિષ્યના અનુગ્રહ માટે કહે છે. અથવા અનુગમમાં તે વ્યાખ્યાન-વિધિ પણ વ્યાખ્યાનનું અંગ હોવાથી અધિકૃત છે, જે જે વ્યાખ્યાનનું અંગ છે, તે તે સર્વ અનુગમમાં અન્તર્ભૂત છે. કારણ કે સૂત્રાનુગમની આદિમાં સંહિતા પદ પદાર્થાદિથી પ્રથમ વ્યાખ્યાનવિધિ કહી છે, તેથી તે તેનું અંગ છે. અને જે વ્યાખ્યાનવિધિ આગળ સૂત્રાનુ-ગમના અવસરે કહેવાશે, તે ગાય આદિના દૃષ્ટાન્તે સફળ થાય છે. ૧૩૫૬-૧૩૫૭-૧૩૫૮.

શિષ્ય:—ભગવન્ત! ચાર મૂળ અનુયોગદ્વારોમાં વ્યાખ્યાનવિધિ નથી કહી, છતાં અહીં અનુયોગની આદિમાં તે કહેવામાં આવે છે, તેનું શું કારણ?

આચાર્ય:—ગુણવન્ત આચાર્ય મહારાજે ગુણવાન્ શિષ્યને સર્વ ગુણ યુક્ત એવી સૂત્રની વ્યાખ્યા આપવી જોઇએ. આ રીતે ગુરૂ અને શિષ્યના અનુગ્રહ માટે વ્યાખ્યાનવિધિ કહી હોય, તો શાસ્ત્ર સારી રીતે કહી શકાય અને સાંભળી શકાય. આ કારણથી અનુયોગદ્વારમાં વ્યાખ્યાન વિધિ નથી કહી, તોપણ અહીં કહી છે. અથવા વ્યાખ્યાનવિધિ, વ્યાખ્યાનનું અંગ હોવાથી અનુગમમાં અધિકૃત છે. જે જે વ્યાખ્યાનનું અંગ હોય, તે તે અનુગમનું કારણ હોવાથી અનુગમજ છે. અને આ વ્યાખ્યાનવિધિ વ્યાખ્યાનનું અંગ છે, માટે તે અનુગમમાં અન્તર્ભૂત થાય છે. કારણ કે તીર્થંકર-ગણધરોએ સૂત્રાનુગમની આદિમાં પ્રથમ વ્યાખ્યાનવિધિ કહી છે, તેથી અહીં પણ વ્યાખ્યાનવિધિ કહેવાનું પહેલાં કહ્યું છે. વળી વ્યાખ્યા અને સૂત્રાનુગમને નિત્ય સંબંધ છે; તેથી તે તેનું અંગ છે. વળી આગળ ૧૪૩૫ મી ગાથામાં સૂત્રાનુગમના અવસરે વ્યાખ્યાનવિધિ સંબંધિ ગાય આદિનાં ઉદાહરણો કહે-વાશે, તે બધું ત્યારેજ સફળ કહેવાય, કે જ્યારે વ્યાખ્યાનવિધિ અનુગમનું અંગ હોય, જો વ્યાખ્યાનવિધિ અનુગમનું અંગ ન હોય, તો તે ઉદાહરણો નિરાલંબન થઇ નિરર્થક થાય. ૧૩૫૬-૧૩૫૭-૧૩૫૮.

ફરી શિષ્ય પૂછે છે કે—

जइ साऽणुगमंगं चिय दारविहीए तओ किमाईए ।
ओयारेउं भन्नइ उक्कमकरणे गुणो को णु ? ॥ १३५९ ॥

જો તે વ્યાખ્યાનવિધિ અનુગમનું અંગજ છે, તો ( ૯૭૩ મી ગાથામાંથી વ્યાખ્યાન વિધિ લાવીને ૧૪૩૫ મી ગાથામાં ) દ્વારવિધિની આદિમાં કહેવાનું કેમ કહો છો ? ( જ્યારે સૂત્રની વ્યાખ્યા કરાશે ત્યારે વ્યાખ્યાનવિધિ પણ કરાશે. એમ કહેવુંજ ઉચિત છે. ) છતાં આમ અવળો ક્રમ કરવાથી શો લાભ છે ? ( કંઇજ નહી. ) ૧૩૫૯

આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે કે—

दारविहीवि महत्था तत्थवि वक्खाणविहिविवज्जासो ।
मा होज्ज तदाईए वक्खाणविहिं निरूवेइ ॥ १३६० ॥
एत्थेव गुरू सीसं सीसो य गुरुं परिच्छिउं पच्छा ।
वोच्छिइ सोच्छिइ व सुहं मोच्छिइ व सुदिट्ठपेयालो ॥ १३६१ ॥

દ્વારવિધિ પણ સૂત્રની પેઠે મહાઅર્થવાળી હોવાથી કલ્યાણનો હેતુ છે. તેથી તેમાં પણ વ્યાખ્યાનવિધિનો વિપર્યય ન થાઓ, એમ માનીને ( दारविही य नयविही वक्खाण- विही य अणुओगो १३५०) એ સંગ્રહ ગાથામાં અનુયોગની આદિમાં વ્યાખ્યાનવિધિ કહી છે, તોપણ ત્યાંથી ઉતારીને દ્વારવિધિની આદિમાં વ્યાખ્યાનવિધિ કહે છે. વળી એ પ્રમાણે દ્વારવિધિની આદિમાં કહેલી વ્યાખ્યાનવિધિ સાંભળીને સુદૃઢ વ્યાખ્યાનવિધિના વિચાર- વાળા ગુરૂ શિષ્યની, અથવા શિષ્ય ગુરૂની પરીક્ષા કરીને પછી ગુરૂમહારાજ ગુણવાન શિષ્યને દ્વારવિધિનો અર્થ સુખે કહેશે, અથવા શિષ્ય તેવા ગુરૂ પાસે સાંભળશે. અથવા દોષવાળા ગુરૂનો શિષ્ય ત્યાગ કરશે અને દોષવાળા શિષ્યનો ગુરૂ ત્યાગ કરશે. આ કારણથી દ્વાર- વિધિની આદિમાં વ્યાખ્યાનવિધ કહેલ છે. ૧૩૬૦-૧૩૬૧.

પુનઃ શિષ્ય પૂછે છે કે—

साणुगमंगंपि इहं जइ भन्नइ किं न कीरइ इहेव ? ।
दाएइ पयत्तयरं वक्खाणविही य सुत्तम्मि ॥ १३६२ ॥

તે વ્યાખ્યાનવિધિ અનુગમનું અંગ છે, તેથી દ્વારવિધિની આદિમાં કહી છે પણ સૂત્રાનુગમની આદિમાં નથી કહી, પરન્તુ ૧૩૫૦ મી દ્વારસંગ્રહની ગાથામાં પણ આ વ્યાખ્યાનવિધિ દ્વારવિધિની આદિમાં કેમ ન કહી ? ( ઉત્તર ) સૂત્રાનુગમમાં વ્યાખ્યાનવિધિ માટે વધારે પ્રયત્ન કરવો એમ બતાવવા માટે અનુગમની આદિમાં વ્યાખ્યાનવિધિ કહી છે. કદાચ દ્વારવિધિમાં વ્યાખ્યાનવિધિ બરોબર ન થયો હોય તો સૂત્રાનુગમ વખતે તો જરૂર થવો જોઇએ એ બતાવવા અનુગમની આદિમાં વ્યાખ્યાનવિધિ બતાવ્યો છે. ૧૩૬૨

પ્રથમ જણાવેલ શંકાના ઉત્તરમાં બીજા આચાર્યો એમ કહે છે કે—

अणुओगाइविभागे वक्खाणविहीवि तप्पसंगेणं ।
जंपंति केइ तेसिं वोत्तुं सोउं व को जोगो ? ॥ १३६३ ॥

संगहगाहाए पुण अणुओगाईए विंति दाएंता ।
जो वन्निओऽणुओगो सोऽय स विही जदत्थंति ॥ १३६४ ॥

બીજા આચાર્ય એમ કહે છે કે આગળ અનુયોગ વિભાગ કરાશે, તે પ્રસંગને લીધે વ્યાખ્યાનવિધિ પ્રથમ કહેલ છે, કારણ કે તે અનુયોગ કહેવાને તથા સાંભળવાને કોણ યોગ્ય છે? વળી ૧૩૫૦ મી સંગ્રહ ગાથામાં, અનુયોગની આદિમાં વ્યાખ્યાનવિધિ બતાવતા એમ કહે છે કે જે અનુયોગ પહેલાં કહેલ છે. તેજ આ અનુયોગ ગાથાના અન્તે કહેલ છે કે તેને માટેજ તે વ્યાખ્યાનવિધિ પૂર્વે કહી છે, ૧૩૬૩-૧૩૬૪

આ સંબંધમાં બીજા આચાર્યો એમ કહે છે કે આગળ ૧૩૮૫ મી ગાથામાં અનુયોગ નિયોગ-ભાષા વિગેરે પ્રકારથી અનુયોગનો વિભાગ કહેવાશે, તે પ્રસંગે એ અનુયોગ વિગેરે કહેવાને તથા સાંભળવાને કોણ યોગ્ય છે? તે જાણવા માટે સંગ્રહ ગાથામાં દ્વાર વિધિની આગળ પહેલાંજ વ્યાખ્યાન વિધિ કહેલ છે. વળી जिणपवयण ઇત્યાદિ ૧૩૫૦ મી સંગ્રહ-ગાથામાં અનુયોગની આદિમાં અને દ્વારવિધિની પછી વ્યાખ્યાનવિધિ બતાવવાથી એમ જણાવે છે કે અનુયોગઆદિનો વિભાગ કરવાના અવસરે દ્વારવિધિની પહેલાં જે અનુયોગ કહેલ છે તે અનુયોગ આ સંગ્રહગાથાના અન્તે કહેલ છે તેજ જાણવો, મતલબ કે ૧૩૫૦ મી સંગ્રહગાથામાં પ્રથમ દ્વારવિધિ તે પછી પ્રવચનના એકાર્થિક દ્વારની વ્યાખ્યા કરતાં " अणुओगो य निओगो " ઇત્યાદિ ૧૩૮૫ મી ગાથાથી અનુયોગ કહ્યો, તે પછી " गोणी चंदण " ઇત્યાદિ ૧૪૩૫ મી ગાથાવડે વ્યાખ્યાન વિધિ કહ્યો, તે પછી " उद्देसे निद्देसे " ઇત્યાદિ ગાથાથી દ્વારવિધિ કહ્યો અને તે પછી સૂત્રાનુયોગ કહ્યો આ પ્રમાણે ક્રમ છે. અહીં જેમ દ્વારવિધિ પૂર્વે સ્વરૂપથી વ્યાખ્યાનવિધિ કહેલ છે, તેમ સંગ્રહ ગાથામાં પણ જો દ્વારવિધિની પૂર્વે નામથી પણ વ્યાખ્યાનવિધિ કહેલ હોત તો, કોઇને એમ સંશય થાત કે સંગ્રહગાથાના અન્તે કહેલ અનુયોગદ્વારવિધિ અને તે પછી કહેલ સૂત્રાનુયોગ, એ બેનું એકપણું સમજી શકાય એમ છે, કેમકે સંગ્રહગાથાના અન્તે કહેલ અનુયોગ, સૂત્રાનુયોગના વ્યાખ્યાનરૂપ છે; પરન્તુ પ્રવચનના સમાનાર્થ નામોની વ્યાખ્યા કરવાના અવસરે જે અનુયોગનિયોગ વગેરે શબ્દોથી અનુયોગ કહ્યો છે, તે અનુયોગ, સંગ્રહ ગાથાના અન્તે કહેલ અનુયોગથી ભિન્ન છે કે અભિન્ન છે? આ પ્રમાણે સંશય થાય; પણ જ્યારે સંગ્રહગાથામાં અનુયોગની જોડેજ વિધિ કહેવાય, ત્યારે એવો નિશ્ચય થાય છે કે ૧૩૮૫ મી ગાથાના અન્તે કહેલ જે અનુયોગના નિમિત્તે દ્વારવિધિ કહેલ છે તે, અને સંગ્રહ-ગાથાના અન્તે કહેલ અનુયોગ, તે બંને એકજ છે. કારણ કે એ વ્યાખ્યાનવિધિ, દ્વારવિધિની પૂર્વે સ્વરૂપથી કહેલ છે, અને અહીં સંગ્રહગાથામાં અનુયોગની આદિમાં નામમાત્રથીજ કહેલ છે. ૧૩૬૪

હવે " जिणपवयण " એ ગાથાની વ્યાખ્યા કરતાં જે અવશેષ કહેવાનું છે તે અને આગળની ગાથાની પ્રસ્તાવના બન્ને વાત ભાષ્યકાર મહારાજ કહે છે.

सुयमिह जिणपवयणं तस्सुप्पत्ती पसंगओऽभिहिया ।
जिण-गणहरवयणाओ इमाई तस्साभिहाणाइं ॥ १३६५ ॥

જિનપ્રવચન એટલે શ્રુત, તેની ઉત્પત્તિ જિનેશ્વર અને ગણધરોના વચનથી છે, એમ ૧૧૧૯ મી ગાથામાં પ્રસંગથી કહ્યું છે. હવે એ જિન પ્રવચનના નામો આ પ્રમાણે છે. ૧૩૬૫

જિનપ્રવચનનાં નામો કહે છે.

**एगट्ठियाइं तिन्नि उ पवयण सुत्तं तहेव अत्थो य ।**
**एक्केक्कस्स य एत्तो नामा एगट्ठिया पंच ॥ १३६६ ॥ १२२-१२९॥**

પ્રવચન-સૂત્ર-તથા અર્થ એ ત્રણ એક અર્થવાળાં નામો છે, અને એ એકેકના પાંચ પાંચ એક અર્થવાળાં નામો છે. ૧૩૬૬

ભાષ્યકાર પ્રવચનશબ્દનો અર્થ કહે છે.

जमिह पगयं पसत्थं पहाणवयणं च पवयणं च ।
सामन्नं सुयनाणं विसेसओ सुत्तमत्थो य ॥ १३६७ ॥

જે પ્રકૃત-પ્રશસ્ત-અને પ્રધાન એવું વચન તેને અહીં પ્રવચન કહ્યું છે. એ પ્રવચન સામાન્યથી શ્રુતજ્ઞાન છે, અને વિશેષથી સૂત્ર તથા અર્થરૂપ છે. ૧૩૬૭

સૂત્ર તથા અર્થ શબ્દનો અર્થ કહે છે.

सिंचइ खरइ जमत्थं तम्हा सुत्तं निरुत्तविहिणा वा ।
सूएइ सवइ सुव्वइ सिव्वइ य सरए व जेणत्थं ॥ १३६८ ॥
अविवरियं सुत्तं पिव सुट्ठिय-वावित्तओ सुवुत्तंति । दारं ।
जो सुत्ताभिप्पाओ सो अत्थो अज्जए जम्हा ॥ १३६९ ॥

જેથી અર્થ સિંચે એટલે ખરે તેથી તે વ્યુત્પત્તિવડે સૂત્ર કહેવાય, અથવા નિરૂક્તિની વ્યુત્પત્તિથી અર્થોને જણાવે સ્રવે તે સૂત્ર, અથવા સંભળાય તે સૂત્ર, વિશિષ્ટ ઘટના પમાડાય તે સૂત્ર, અથવા અર્થને અનુસરે તે સૂત્ર, તથા સુસની પેઠે જ્યાં સુધી અર્થથી વિવરણ ન કર્યું હોય ત્યાં સુધી તે સૂત્ર કહેવાય, અથવા સુસ્થિત ( પ્રમાણથી અબાધિત ) હોવાથી અને વ્યાસ હોવાથી સૂત્ર કહેવાય. અને જે તે સૂત્રનો અભિપ્રાય તે અર્થ કહેવાય. કેમકે જે જણાય તે અર્થ. ૧૩૬૮-૧૩૬૯

અહીં શિષ્ય પૂછે છે કે—

सह पवयणेण जुत्ता न सुयत्थेगत्थया परोप्परओ ।
जं सुत्तं वक्खेयं अत्थो जं तस्स वक्खाणं ॥ १३७० ॥
जुज्जइ च विभागाओ तिण्हवि भिन्नत्थया न चेयरहा ।
एगत्थाणं पि पुणो किमिहेगत्थाभिहाणेहिं ? ॥ १३७१ ॥

પ્રવચન સાથે સૂત્ર અને અર્થનું એકાર્થપણું યોગ્ય છે, પરન્તુ સૂત્ર અને અર્થનું પરસ્પર એકાર્થપણું યોગ્ય નથી. કારણ કે સૂત્ર વ્યાખ્યેય છે અને તે અર્થ તેનું વ્યાખ્યાન છે ( આવો અત્યન્તભેદ છે. ) અથવા પ્રવચન-સૂત્ર-અને અર્થ એ ત્રણેનું ભિન્ન વિષયથી ભિન્નપણુંજ યોગ્ય છે. પણ અભિન્નપણું-એકાર્થપણું યોગ્ય નથી. ( કેમકે પ્રવચન સામાન્ય વિષયવાળું છે, અને સૂત્ર-અર્થ વિશેષ વિષયવાળાં છે. ) છતાં જો એ ત્રણે એક અર્થવાળાં હોય, તોપણ તે દરેકમાં એકાર્થિક પાંચ પાંચ નામો કહેવાથી શું ? ૧૩૭૦-૧૩૭૧

પ્રવચન સાથે સૂત્ર-અર્થનું એકાર્થપણું યોગ્ય છે, પણ સૂત્ર અને અર્થનું પરસ્પર

એકાર્થપણું યોગ્ય નથી; કેમકે સૂત્ર વ્યાખ્યેય છે અને અર્થ તેનું વ્યાખ્યાન છે, આવો તેમાં અત્યન્ત ભેદ છે. અથવા પ્રવચન-સૂત્ર અને અર્થ એ ત્રણે ભિન્ન અર્થવાળાંજ છે, કારણ કે તે ભિન્ન ભિન્ન વિષયવાળાં છે. પ્રવચન સામાન્ય વિષયવાળું છે અને સૂત્ર-અર્થ વિશેષ વિષયવાળાં છે. જેમ માટી-ઘટ આદિ ભિન્ન ભિન્ન વિષયવાળા હોવાથી તેમનું એકાર્થપણું યોગ્ય નથી, તેમ આ ત્રણે ભિન્ન ભિન્ન વિષયવાળા હોવાથી તેઓનું એકાર્થપણું યોગ્ય નથી. અને જો એ ત્રણે એકાર્થિક છે. તો એ દરેકના જુદા જુદા પાંચ પાંચ એકાર્થિક નામો થશે નહિ. અને જો થશે એમ કહેશો તો ઇન્દ્ર-શક્ર-પુરન્દર આદિ એક અર્થવાળા શબ્દોમાં પણ દરેકના પાછા બીજા એક અર્થવાળા નામો થશે. માટે એ ત્રણે ભિન્ન અર્થવાળાજ છે, પણ સમાનાર્થ નથી. ૧૩૭૦-૧૩૭૧

આચાર્યશ્રી એનો ઉત્તર આપે છે કે—

मउलं फुल्लं ति जहा संकोय-विबोहमेत्तभिन्नाइं ।
अत्थेणाभिन्नाइं कमलं सामण्णओ चेगं ॥ १३७२ ॥
अविवरियं तह सुत्तं विवरीयमत्थो त्ति बोहकालम्मि ।
किंचिम्मत्तविहिन्ना सामन्नं पवयणं नेयं ॥ १३७३ ॥

જેમ મુકુલ અને ફુલ્લ કમળમાં સંકોચ અને વિકાસરૂપે માત્ર ભેદ છે, ને અર્થથી અભિન્ન છે, કેમકે એ બન્નેમાં કમળ અર્થ સામાન્યથી એક છે. તેમ વિવરણ ન કર્યું હોય ત્યાં સુધી સૂત્ર, અને બોધકાળે-ઉપદેશ વખતે વિવરણ થાય તે અર્થ, એમ કિંચિત્ માત્ર ભેદ છે. પણ સામાન્યથી તે પ્રવચનજ જાણવું. ૧૩૭૨-૧૩૭૩.

જેમ મુકુલ ( નહિ ખીલેલું ) અને ફુલ્લ ( ખીલેલું ) કમળ હોય તેમાં માત્ર સંકોચ અને વિકાસરૂપે ભેદ છે, પણ સામાન્ય અર્થપણે કમળ તેથી અભિન્ન-એકજ છે. આ ત્રણેના સમાનાર્થનામો ન ઘટે એમ નહિ, પરન્તુ ઘટે, જેમકે નહિ ખીલેલા કમળનાં મુકુલ-કુડ્મલ-કોરક-નીલક-કલિકા-વૃન્ત વિગેરે સમાનાર્થવાળાં નામો છે; અને ખીલેલાનાં ફુલ્લ-વિકોચ-વિકાશ-વિકસિત-ઉન્મીલિત-ઉન્મિષિત-સ્મિત-ઉભિન્ન-વિજૃંભિત-હસિત-ઉદ્બુદ્ધ—વ્યાકોશ વિગેરે સમાનાર્થવાળાં નામો છે. તેમજ કમળ-પદ્મ-અરવિન્દ-પંકજ-સરોજ વિગેરે કમળનાં સમાનાર્થવાળાં નામો છે. એજ પ્રમાણે અહીં પણ જ્યાં સુધી અર્થરૂપે વ્યાખ્યાન ન કર્યું હોય, ત્યાં સુધી તે અવિકસિત કમળ જેવું સૂત્ર સમજવું, અને વ્યાખ્યાન વખતે તેનું વિવરણ કર્યું હોય ત્યારે વિકસિત કમળ સમાન અર્થ કહેવાય, આ રીતે વિશેષરૂપે આ બેમાં કિંચિત્ માત્ર ભેદ છે, અને સામાન્યરૂપે તો તે એક પ્રવચન-શ્રુતજ્ઞાન છે તેમ જાણવું. આ પ્રમાણે પ્રવચન-સૂત્ર અને અર્થનાં સમાનાર્થ નામો કહેવામાં કંઈ બાધા નથી. ૧૩૭૨-૧૩૭૩.

હવે પ્રવચનાદિ ત્રણેનું એકાર્થપણું બીજા દૃષ્ટાન્તદ્વારાએ પણ સિદ્ધ કરે છે.

सामन्न-विसेसाणं जह चेगा-णेगया ववत्थाए ।
तदुभयमत्थो य जहा वीसुं बहुपज्जया ते य ॥ १३७४ ॥
एवं सुत्त-त्थाणं एगा-णेगत्थया ववत्थाए ।
पवयणमुभयं च तयं तियं च बहुपज्जयं वीसुं ॥ १३७५ ॥

જેમ સામાન્ય-વિશેષની એકાર્થતા અને અનેકાર્થતા વ્યવસ્થાથી જણાય છે. અને જેમ એ ઉભયને અર્થ પણ કહેવાય છે, ને તે સામાન્ય વિશેષ અને અર્થ એ ત્રણે પૃથક્

પૃથક્ બહુ પર્યાયવાળા છે; તેમ સૂત્ર અને અર્થની પણ વ્યવસ્થાવડે એકાર્થતા અને અનેકાર્થતા છે, ને એ ઉભયને પ્રવચન કહેવાય છે, અને એ સૂત્ર અર્થ ને પ્રવચન ત્રણે પૃથક્ પૃથક્ બહુ પર્યાયવાળા છે. ૧૩૭૪-૧૩૭૫.

માત્ર વિજાતીયથી વ્યાવૃત્તિ-ભિન્ન આકાર પ્રત્યયના હેતુભૂત હોય તે સામાન્ય, અને સજાતીય તથા વિજાતીયના ભિન્નપણાને જણાવનાર તે વિશેષ; એવા સામાન્ય-વિશેષ પદાર્થોની એકતા અને અનેકતા છે, એટલે કે એકજ અર્થમાં સામાન્ય-વિશેષ ઉભયની સત્તા છે તેથી એકતા છે, અને એ બન્નેની ભિન્ન ભિન્ન સ્થિતિ હોવાથી અનેકતા છે. તેમજ એ સામાન્ય-વિશેષ બન્નેને અર્થ કહેવાય છે. આ ત્રણે સામાન્ય-વિશેષ અને અર્થ પૃથક્ પૃથક્ બહુ પર્યાયવાળા પણ છે. જેમકે-સામાન્ય-સત્તા-ભાવ વિગેરે સામાન્યના પર્યાય છે, વિશેષ-ભેદ-પર્યાય વિગેરે વિશેષના પર્યાય છે, અને અર્થ-દ્રવ્ય-વસ્તુ વિગેરે અર્થના પર્યાય છે. આ પ્રમાણે જેમ આ ત્રણે બહુ પર્યાયવાળા છે, તેમ પ્રસ્તુત સૂત્ર અને અર્થની પણ એકતા અને અનેકતા છે. જેમકે પ્રવચનરૂપ એકજ અર્થમાં સૂત્ર અને અર્થ બન્ને વિદ્યમાન છે તેથી એકતા છે, અને સૂત્ર વાચક છે તથા અર્થ વાચ્ય છે તેથી અનેકતા છે, તેમજ એ સૂત્ર અને અર્થ ઉભયને પ્રવચન કહેવાય છે, એ ત્રણે સૂત્ર-અર્થ-ને પ્રવચન પૃથક્ પૃથક્ બહુ પર્યાયવાળા છે. તે હમણાંજ આગળ ૧૩૭૮ મી ગાથામાં કહેવાશે. ૧૩૭૪-૧૩૭૫

અથવા એ ત્રણેની નયોની અપેક્ષાએ એક્તા અને અનેક્તા વિરૂદ્ધ નથી એમ જણાવવાને કહે છે કે—

अहवा सव्वं नामं वंजणसुद्धियनयस्स भिन्नत्थं ।
इयरस्साभिन्नत्थं संववहारो य तदवेक्खो ॥ १३७६ ॥
संववहारत्थाए जम्हा एगट्ठया, न निच्छयओ ।
तो जुत्ताइं तेसिं वीसुं पज्जायनामाइं ॥ १३७७ ॥

અથવા વ્યંજન શુદ્ધિક નય ( સમભિરૂઢનય ) ના અભિપ્રાયે શબ્દભેદ થકી ઘટપટાદિકની પેઠે સર્વ નામો ભિન્ન અર્થવાળાં છે, અને બીજા નૈગમાદિનયના અભિપ્રાયે અભિન્ન અર્થવાળાં છે, તથા જે સંવ્યવહાર ( લોક વ્યવહાર ) તે પણ તે નૈગમાદિની અપેક્ષાએજ પ્રાય: વર્તે છે. માટે વ્યવહારનયની અપેક્ષાએ નામોની એકાર્થતા પણ છે, પરન્તુ નિશ્ચય નયની અપેક્ષાએ નથી, ( કેમકે નિશ્ચયનયના મતે તો સર્વનામો ભિન્ન અર્થવાળા છે. ) તેથી તે પ્રવચનાદિના પૃથક્ પૃથક્ પર્યાયનામો કહેવાં તે પણ યોગ્યજ છે. ૧૩૭૬-૧૩૭૭.

વ્યંજન શુદ્ધિકનય ( શુદ્ધ સમભિરૂઢનય ) ના અભિપ્રાયે સર્વ નામો શબ્દના ભેદથી ઘટ-પટાદિ નામોની પેઠે ભિન્ન અર્થવાળા છે. અને બીજા નૈગમાદિ જે અર્થનયો તેના અભિપ્રાયે વસ્તુ અનેક પર્યાયવાળી હોવાથી સર્વ નામો, ઇન્દ્ર-શક્ર-પુરંદર આદિ નામોની પેઠે અભિન્ન પર્યાયવાળા છે. વળી સંવ્યવહાર-લોક વ્યવહાર પણ ઘણુંકરીને એકાર્થિક નામની અપેક્ષાએજ પ્રવર્તે છે. જેમકે સ્વર્-સ્વર્ગ-સુરસદ્મ-ત્રિદશાવાસ-ત્રિવિષ્ટપ-ત્રિદિવ વિગેરે. આ એકાર્થિક નામમાળાદિ શાસ્ત્રોની પ્રવૃત્તિ આ સંવ્યવહાર નયની અપેક્ષાએજ છે. માટે વ્યવહારનયની અપેક્ષાએ નામોની એકતા પણ છે, પરન્તુ નિશ્ચય નયની અપેક્ષાએ એકતા નથી; કેમકે એ અતિ શુદ્ધ શબ્દમય નિશ્ચયનયના અભિપ્રાયે સર્વ નામો

ભિન્ન અર્થવાળાં હોવાથી કોઇપણ નામ એકાર્થિક નથી. તેથી તે પ્રવચન-સૂત્ર-અને અર્થનાં ભિન્ન ભિન્ન એકાર્થિક પર્યાયનામો વ્યવહારનયના મતે યોગ્ય છે. ૧૩૭૬-૧૩૭૭

હવે પ્રવચન અને સૂત્રનાં પાંચ પાંચ સમાનાર્થક નામો કહે છે.

**सुयधम्म तित्थ मग्गो पावयणं पवयणं च एगट्ठा ।**
**सुत्तं तंतं गंथो पाढो सत्थं च एगट्ठा ॥ १३७८ ॥ १२३-१३०॥**

શ્રુતધર્મ-તીર્થ-માર્ગ-પ્રાવચન-અને પ્રવચન એ પાંચ પ્રવચનના એકાર્થિક નામો છે. સૂત્ર-તંત્ર-ગ્રંથ-પાઠ-અને શાસ્ત્ર એ પાંચ સૂત્રના એકાર્થિક નામો છે. ૧૩૭૮

શ્રુતધર્મ એટલે શું?

बोहो सुयस्स धम्मो सुयं व धम्मो स जीवपज्जाओ ।
सुगईए संजमम्मि य धरणाओ वा सुयं धम्मो ॥ १३७९ ॥

શ્રુતનો ધર્મ એટલે સ્વભાવ તે બોધ એટલે શ્રુતને બોધસ્વભાવપણું છે તેથી શ્રુત ધર્મરૂપ, અથવા શ્રુત ધર્મ તે શ્રુતધર્મ એ જીવનો પર્યાય અથવા સદ્ગતિમાં કે સંયમમાં ધારી રાખનાર શ્રુત હોવાથી તે ધર્મ, તેથી શ્રુતધર્મ કહેવાય છે. ૧૩૭૯

તીર્થ એટલે શું?

तित्थंति पुव्वभणियं संघो जो नाण-चरण-संघाओ ।
इह पवयणंपि तित्थं तत्तोऽणत्थंतरं जेण ॥ १३८० ॥

જ્ઞાન-દર્શન-ચારિત્રના સમુદાયરૂપ જે સંઘ, તે તીર્થ, અથવા અહીં પ્રવચન પણ તીર્થ કહેવાય છે, કેમકે પ્રવચન એ સંઘથી અભિન્ન છે. આ સર્વ પહેલાં કહેલુંજ છે. ૧૩૮૦

માર્ગ એટલે શું?

मज्जिज्जइ सोहिज्जइ जेणाया पवयणं तओ मग्गो ।
अहवा सिवस्स मग्गो मग्गणमन्नेसणं पंथो ॥ १३८१ ॥

જેવડે, કર્મથી મલિન આત્મા શુદ્ધ કરાય, તેથી પ્રવચન તે માર્ગ કહેવાય, મોક્ષનો પંથ જેથી શોધાય વિચારાય, તેથી પ્રવચન માર્ગ કહેવાય. માર્ગણ કે અન્વેષણ એકજ છે. ૧૩૮૧.

પ્રાવચન એટલે શું?

पगयाइअभिविहीए पवयणं पावयणमाइवयणं वा ।
सिवपावयवयणं वा पावयणं, पवयणं भणियं ॥ १३८२ ॥

પ્ર ગતાદિ અર્થવાળો પ્ર, અને આઙ્શબ્દ મર્યાદા અને અભિવિધિમાં ગ્રહણ થાય છે. એટલે પ્રગતવચન-પ્રશસ્તવચન-પ્રધાનવચન આદિવચન અથવા જીવાદિને વિશે અભિવિધિ અને મર્યાદાવડે કરીને મોક્ષ પમાડનાર વચન તે પ્રાવચન કહેવાય. અને પ્રવચન શબ્દનો અર્થ પહેલાં કહ્યો છે. ૧૩૮૨.

હવે સૂત્ર-તંત્ર-અને ગ્રંથ શબ્દના અર્થ કહે છે.

सुत्तं भणियं तंतं तणिज्जए तेण तम्मि व जमत्थो ।
गंथिज्जइ तेण तओ तम्मि व तो तं मयं गंथो ॥ १३८३ ॥

સૂત્રશબ્દનો અર્થ પહેલાં કહ્યો છે. જેવડે-જેથી અથવા જેની અંદર અર્થનો વિસ્તાર કરાય તે તંત્ર, જેવડે-જેથી અથવા જેમાં અર્થ ગુંથાય-રચાય તે ગ્રંથ કહેવાય છે. ૧૩૮૩

પાઠ અને શાસ્ત્ર શબ્દનો અર્થ કહે છે.

पढणं पाढो तं तेण तम्मि व पढिज्जएऽभिधेयं ति ।
सासिज्जइ तेण तहिं व नेयमाया व तो सत्थं ॥ १३८४ ॥

જેથી અથવા જેમાં અભિધેય ભણાય એટલે પ્રગટ કરાય તે પાઠ કહેવાય છે, અને જેવડે અથવા જેમાં આત્મા શિક્ષા પામે તે શાસ્ત્ર, અથવા જેમાં જ્ઞેય કહેવાય તે શાસ્ત્ર. ૧૩૮૪

અર્થ-વ્યાખ્યાન અને અનુયોગ એ અર્થ શબ્દના સમાનાર્થ નામો છે. તેમાંથી હવે અનુયોગ શબ્દના સમાનાર્થ નામો કહે છે.

अणुओगो य निओगो भास–विभासा य वत्तियं चेव ।
एए अणुओगस्स उ नामा एगट्ठिया पंच॥ १३८५ ॥१२४-१३१॥

અનુયોગ-નિયોગ-ભાષા-વિભાષા અને વાર્તિક એ પાંચ અનુયોગનાં એકાર્થિક નામો છે. ૧૩૮૫

अणुजोजणमणुओगो सुयस्स नियएण जमभिधेएण।
वावारो वा जोगो जो अणुरूवोऽणुकूलो वा ॥ १३८६ ॥
अहवा जमत्थओ थोव–पच्छभावेहिं सुयमणुं तस्स ।
अभिधेए वावारो जोगो तेणं व संबन्धो ॥ १३८७ ॥

અનુયોગશબ્દનો અર્થ પહેલાં કહ્યો છે, છતાં વિસ્મરણશીલ શિષ્યના અનુગ્રહ માટે પુનઃ કહે છે. સૂત્રનો પોતાના અભિધેય સાથે સંબંધ કરવો તે અનુયોગ, અથવા સૂત્રનો પોતાના અભિધેયમાં અનુરૂપ યા અનુકૂળ યોગ એટલે વ્યાપાર તે અનુયોગ(જેમકે-ઘટ શબ્દવડે ઘટ કહેવાય છે એ અનુયોગ ) અથવા સૂત્ર અણુ કહેવાય છે. (કેમકે અર્થ અનન્ત હોવાથી તેની અપેક્ષાએ સૂત્ર અણુ છે-અલ્પ છે ) ( અથવા उप्पन्नेइवा ઇત્યાદિ તીર્થંકર મહારાજે કહેલા અર્થ પછી ગણધરો સૂત્ર કરે છે. ) વળી કવિઓ પણ હૃદયમાં અર્થને સ્થાપન કરીને પછી કાવ્ય કહે છે, તેથી એમ અર્થ પછી થએલ હોવાથી પણ સૂત્ર અણુ કહેવાય છે. તે સૂત્રનો અભિધેયમાં યોગ-વ્યાપાર તે અણુયોગ, અથવા સૂત્ર સાથે અભિધેયનો સંબંધ તે અણુયોગ. ૧૩૮૬-૧૩૮૭.

હવે અનુયોગના નામાદિ નિક્ષેપ કહે છે.

नामं ठवणा दविए खेत्ते काले य वयण–भावे य
एसो अणुओगस्स उ निक्खेवो होइ सत्तविहो॥१३८८॥१२५-१३२॥

નામ અનુયોગ-સ્થાપના અનુયોગ-દ્રવ્યાનુયોગ-ક્ષેત્રાનુયોગ-કાળાનુયોગ-વચનાનુયોગ અને ભાવાનુયોગ આ સાત પ્રકારે અનુયોગના નિક્ષેપા છે.

એ ગાથાનો વિસ્તારથી અર્થ કહેવાને ભાષ્યકાર મહારાજ પ્રથમ નામ અને સ્થાપના અનુયોગનું સ્વરૂપ કહે છે.

नामस्स जोऽणुओगो अहवा जस्साभिहाणमणुओगो ।
नामेण व जो जोगो जोग्गो नामाणुओगो सो ॥ १३८९ ॥

ठवणाए जोऽणुओगोऽणुओग इति वा ठविज्जए जं तु ।
जा वेह जस्स ठवणा जोग्गा ठवणाणुओगो सो ॥ १३९० ॥

ઇન્દ્રાદિ નામનું જે વ્યાખ્યાન તે નામાનુયોગ, અથવા જે વસ્તુનું "અનુયોગ" એવું નામ તે નામાનુયોગ, અથવા નામની સાથે જે કંઈ યોગ્ય સંબંધ તે નામાનુયોગ, અથવા નામ સાથે અનુકૂળ યોગ તે નામાનુયોગ (જેમકે-દીપક વસ્તુને દીપક નામ સાથે, સૂર્યને સૂર્યનામ સાથે, અગ્નિને અગ્નિનામ સાથે ઇત્યાદિ). એજ પ્રમાણે સ્થાપનાની વ્યાખ્યા તે સ્થાપનાનુયોગ, અથવા કાષ્ટાદિમાં અનુયોગ કરતા એવા આચાર્યાદિની જે સ્થાપના કરાય તે સ્થાપનાનુયોગ અથવા સ્થાપનાને અનુરૂપ-અનુકૂળ જે યોગ-સંબંધ તે સ્થાપનાનુયોગ.

હવે દ્રવ્યાનુયોગનું સ્વરૂપ કહીને ક્ષેત્રાદ્યનુયોગની ભલામણ કહે છે.

दव्वस्स जोऽणुओगो दव्वे दव्वेण दव्वहेउं वा ।
दव्वस्स पज्जवेण व जोगो दव्वेण वा जोग्गो ॥ १३९१ ॥
बहुवयणओऽवि एवं नेओ जो वा कहेतऽणुवउत्तो ।
दव्वाणुओग एसो एवं खेत्ताइयाणंपि ॥ १३९२ ॥

દ્રવ્યનું જે વ્યાખ્યાન તે દ્રવ્યાનુયોગ, દ્રવ્યની અંદર દ્રવ્યવડે અથવા દ્રવ્ય માટે અનુકૂળ સંબંધ તે દ્રવ્યાનુયોગ, અથવા દ્રવ્યને પર્યાય સાથે યોગ્ય સંબંધ અથવા દ્રવ્યવડે પર્યાયને સંબંધ તે દ્રવ્યાનુયોગ, એ પ્રમાણે બહુવચનથી પણ દ્રવ્યાનુયોગ જાણવો. અથવા જે ઉપયોગ રહિતપણે કહે તે દ્રવ્યાનુયોગ, એજ રીતે ક્ષેત્રાદિ અનુયોગ પણ જાણવા.

દ્રવ્યને અનુયોગ એટલે વ્યાખ્યાન તે દ્રવ્યાનુયોગ, અથવા ભૂમિ આદિ અધિકરણભૂત દ્રવ્યપર રહેલા પદાર્થને અનુકૂળ સંબંધ તે દ્રવ્યાનુયોગ, અથવા પાષાણના ટુકડા આદિ કરણભૂત દ્રવ્યવડે અનુકૂળ સંબંધ તે દ્રવ્યાનુયોગ, અથવા આંબલી આદિ ખાટા દ્રવ્યવડે વસ્ત્રાદિને રક્ત-પીત રંગાદિ પર્યાયની સાથે યોગ્ય સંબંધ તે દ્રવ્યાનુયોગ, અથવા શિષ્યરૂપ દ્રવ્યને પ્રતિબોધ કરવાને માટે અનુરૂપ યોગ તે દ્રવ્યાનુયોગ. આજ પ્રમાણે બહુવચનથી પણ દ્રવ્યાનુયોગ સમજવો. જેમકે દ્રવ્યોનું વ્યાખ્યાન તે દ્રવ્યાનુયોગ, દ્રવ્યોમાં સંબંધ તે દ્રવ્યાનુયોગ. દ્રવ્યોવડે સંબંધ તે દ્રવ્યાનુયોગ, તથા દ્રવ્યોના માટે અનુકૂળ સંબંધ તે દ્રવ્યાનુયોગ, અથવા દ્રવ્યોને પર્યાયો સાથે સંબંધ તે દ્રવ્યાનુયોગ, કરણભૂત દ્રવ્યોવડે અનુરૂપ સંબંધ તે દ્રવ્યાનુયોગ, તેમજ જે ઉપયોગ રહિત અનુયોગ કહે અથવા કરે તે દ્રવ્યાનુયોગ.

આ દ્રવ્યાનુયોગ પ્રમાણે ક્ષેત્ર-કાળ-વચન-અને ભાવ અનુયોગમાં પણ સમજી લેવું. જેમકે-ક્ષેત્રનું અથવા ક્ષેત્રોનું વ્યાખ્યાન તે ક્ષેત્રાનુયોગ, ક્ષેત્રવડે અથવા ક્ષેત્રોવડે અનુકૂળ સંબંધ તે ક્ષેત્રાનુયોગ, ક્ષેત્રમાં અથવા ક્ષેત્રોમાં અનુકૂળ સંબંધ તે ક્ષેત્રાનુયોગ, ક્ષેત્ર માટે અથવા ક્ષેત્રો માટે અનુકૂલ સંબંધ તે ક્ષેત્રાનુયોગ. આવીજ રીતે કાળ-વચન-અને ભાવ સંબંધી અનુયોગ પણ એક વચન અને બહુવચનવડે બુદ્ધિમાને કહેવા. ૧૩૯૧-૧૩૯૨.

હવે દ્રવ્ય કેટલા પ્રકારે છે? અને તેને અનુયોગ કેવા સ્વરૂપે છે? તે કહે છે.

दव्वस्स उ अणुओगो जीवदव्वस्सऽजीवदव्वस्स ।
एक्केक्कम्मि य भेया हवंति दवाइया चउरो ॥ १३९३ ॥

જે દ્રવ્યાનુયોગ કહ્યો છે, તે જીવદ્રવ્યનો અને અજીવદ્રવ્યનો, એમ બે પ્રકારે છે. એ જીવદ્રવ્ય અને અજીવદ્રવ્ય પ્રત્યેકમાં દ્રવ્યથી-ક્ષેત્રથી-કાળથી અને ભાવથી એમ ચાર પ્રકારે અનુયોગ પ્રવર્તે છે. ૧૩૯૩.

એજ અર્થ ભાષ્યકાર વિસ્તારથી કહે છે. - તેમાં પ્રથમ એકવચનવાળા દ્રવ્યાનુયોગ પદની વ્યાખ્યા કરે છે.

दवेणेगं दवं संखाईयप्पएसमोगाढं ।
कालेऽणाइअनिहणो भावे नाणाइयाणंता ॥ १३९४ ॥
एमेव अजीवस्सऽवि परमाणू दव्व एगदवं तु ।
खेत्ते एगप्पएसे ओगाढो सो भवे नियमा ॥ १३९५ ॥
समयाइठिइ असंखा उसप्पिणीओ हवंति कालम्मि ।
वण्णाइ भावणंता एवं दुपएसमाईवि ॥ १३९६ ॥

દ્રવ્યથી જીવ એક દ્રવ્ય છે, ક્ષેત્રથી તે જીવદ્રવ્ય અસંખ્યાત પ્રદેશમાં અવગાહી રહેલ છે, કાળથી તે અનાદિ અનન્ત છે, અને ભાવથી જ્ઞાનાદિ અગુરુલઘુ અનન્તા પર્યાયોવાળો છે. એજ પ્રમાણે અજીવદ્રવ્યનો પણ ચાર પ્રકારે અનુયોગ છે. તેમાં દ્રવ્યથી પરમાણુ એક દ્રવ્ય છે, તે ક્ષેત્રથી એક પ્રદેશમાં અવગાહી રહેલ છે, કાળથી એક સમયથી આરંભીને અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણી સુધી, અને ભાવથી વર્ણ-ગંધ આદિ અનંતા પર્યાયો છે. ( આ પ્રમાણે દ્વીઅણુકસ્કંધોનો પણ દ્રવ્યાદિ ચાર પ્રકારે અનુયોગ સમજવો. )

હવે " દ્રવ્યોનો અનુયોગ " એ પદની વ્યાખ્યા કરે છે.

दवाणं अणुओगो जीवा-जीवाण पज्जवा नेया ।
तत्थवि य मग्गणाओऽणेगा सट्ठाण-परठाणे ॥ १३९७ ॥

દ્રવ્યોનો અનુયોગ વિચારતાં જીવ અને અજીવ દ્રવ્યોના પર્યાયોની વ્યાખ્યા જાણવી, અને તેમાં પણ સ્વસ્થાન તથા પરસ્થાનતમાં અનેક માર્ગણાઓ છે. ૧૩૯૭

જ્યારે દ્રવ્યોનો અનુયોગ વિચારીએ ત્યારે જીવ અને અજીવ દ્રવ્યોના પર્યાયો જાણવા જોઇએ. તેમાં પણ સ્વસ્થાન અને પરસ્થાનમાં અનેક માર્ગણા-વિચારણાઓ છે. જેમકે દ્રવ્યથી વિચારતાં જીવદ્રવ્ય અનન્તાં છે, અને અજીવ દ્રવ્ય પણ અનન્તાં છે. આ સ્વસ્થાને માર્ગણા-વિચારણા સમજવી. તથા ક્ષેત્રથી-કાળથી અને ભાવથી વિચારણા તે પરસ્થાને માર્ગણા સમજવી. તેમાં ક્ષેત્રથી સર્વજીવ અને અજીવ દ્રવ્યો સમસ્ત લોકાવગાહી છે, કાળથી અનાદિ અનંત છે અને ભાવથી અનન્ત પર્યાયવાળાં છે. ૧૩૯૭

હવે દ્રવ્યવડે અથવા દ્રવ્યોવડે, દ્રવ્યમાં અથવા દ્રવ્યોમાં અનુયોગ જે કહ્યો છે, તેનું સ્વરૂપ કહે છે.

वत्तीए अक्खेण य फरंगुलाईण वावि दवेणं ।
अक्खेहिं य दव्वेहिं दा० अहिगरणे कप्प-कप्पेहिं ॥ १३९८ ॥

વર્તી-અક્ષ-અથવા હાથની અંગુલી આદિ દ્રવ્યવડે જે વ્યાપાર કરાય તે દ્રવ્યાનુયોગ, તથા અક્ષોવડે અને કલ્પનીય અધિકરણ અથવા અધિકરણોરૂપ દ્રવ્યોવડે જે વ્યાખ્યા કરાય તે દ્રવ્યાનુયોગ. ૧૩૯૮.

ખડી અથવા ચાકના ભૂકાથી બનાવેલ સળીવડે અક્ષર અથવા પદ વિગેરે લખીને વ્યાખ્યા કરાય તે દ્રવ્યવડે અનુયોગ, ભાંગાઓના વિચારમાં અક્ષોવડે પાસાઓવડે જે વ્યાખ્યા કરાય તે પણ દ્રવ્યવડે અનુયોગ કહેવાય. તથા હાથની અંગુલીઆદિવડે કંઇક બતાવતાં જે વ્યાખ્યા કરાય તેપણ દ્રવ્યવડે અનુયોગ કહેવાય છે. તથા ઘણા અક્ષ-પાસાઓવડે જે વ્યાખ્યા કરાય તે દ્રવ્યોવડે અનુયોગ, અને એક કાંબળીથી બનાવેલ કલ્પનીય સંથારારુપ અધિકરણપર બેસીને જ્યારે વ્યાખ્યા કરે ત્યારે તે દ્રવ્યમાં અનુયોગ કહેવાય, તેમજ બહુ કામળીઓથી બનાવેલ કલ્પનીય સંથારારૂપ દ્રવ્યોપર રહીને જ્યારે વ્યાખ્યા કરાય ત્યારે તે દ્રવ્યોમાં અનુયોગ કહેવાય. ૧૩૯૮

એ ૭ પ્રકારે દ્રવ્યાનુયોગ કહ્યો, હવે ૭ પ્રકારે ક્ષેત્રાનુયોગ કહે છે.

पन्नत्ति जंबुदीवे खेत्तस्सेमाइ होइ अणुओगो ।
खेत्ताणं अणुओगो दीव-समुद्दाण पन्नत्ती ॥ १३९९ ॥

ક્ષેત્રનો અનુયોગ આ પ્રમાણે છે. જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર તે ક્ષેત્રાનુયોગ છે, કેમકે તેમાં એક જંબૂદ્વીપ ક્ષેત્રનું વ્યાખ્યાન છે, અને દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ સૂત્રમાં દ્વીપ-સમુદ્રોની જે પ્રજ્ઞપ્તિ, તે ક્ષેત્રોનો અનુયોગ છે, કેમકે તેમાં ઘણા દ્વીપ-સમુદ્રોનું વ્યાખ્યાન છે. ૧૩૯૯

जंबूद्दीवपमाणं पुढविजियाणं तु पत्थयं काउं ।
एवं मविज्जमाणा हवंति लोगा असंखेज्जा ॥ १४०० ॥

જંબુદ્વીપ જેવડો પ્રસ્થક ( પાલો ) કરીને તેને ભરવા અને ખાલી કરવાના ક્રમવડે જ્યારે સર્વ સૂક્ષ્મ અને બાદર પૃથ્વીકાય જીવો તેથી મપાય, ત્યારે અસંખ્યેય લોકાકાશ પ્રદેશ જેટલા જંબુદ્વીપ જેવડા પ્રસ્થ થાય; એવી પ્રરૂપણામાં ક્ષેત્રવડે અનુયોગ કહેવાય છે. અને બહુ દ્વીપ જેવડો પ્રસ્થક કરીને નિરન્તર ભરવા અને ખાલી કરવાના ક્રમવડે તેમાં સર્વ પૃથ્વીકાયના જીવો મપાય, ત્યારે અસંખ્ય લોકાકાશ પ્રદેશના સમૂહ જેટલા બહુ દ્વીપ જેવડા પ્રસ્થ થાય છે. આ પ્રરૂપણામાં ક્ષેત્રોવડે અનુયોગ જાણવો. અહીં જે અસંખ્યાતું છે, ને પૂર્વના જંબુદ્વીપના અસંખ્યાતા કરતા નાનું છે, કેમકે અહીં પ્રસ્થ બહુ મોટા માનેલ છે. ૧૪૦૦-૧૪૦૧.

खेत्तम्मि उ अणिओगो तिरियं लोगम्मि जम्मि वा खेत्ते ।
अड्ढाइयदीवेसुं छलद्धवीसाएँ खेत्तेसु ॥ १४०१ ॥

તિર્યગ્લોક ક્ષેત્રમાં, અથવા જે ગામ-નગરાદિમાં વ્યાખ્યાન સભા વિગેરે ક્ષેત્રમાં રહીને અનુયોગ કરનાર અનુયોગ કરે, તે ક્ષેત્રમાં અનુયોગ કહેવાય; અને અઢીદ્વીપ-સમુદ્રમાં અથવા સાડી પચીસ આર્ય ક્ષેત્રોમાં રહીને જે અનુયોગ પ્રવર્તે, તે ક્ષેત્રોમાં અનુયોગ કહેવાય. ૧૪૦૨

હવે ૭ પ્રકારે કાળાનુયોગ કહે છે.

कालस्स समयरूवण कालाण तदाइ जाव सव्वद्धा ।
कालेणऽनिलऽवहारो (। दारं ।) कालेहि ऊ सेसकायाणं ॥ १४०२ ॥

સમયની પ્રરૂપણા કરવી તે કાળનો અનુયોગ, સમયથી માંડીને સર્વ કાળની પ્રરૂપણા કરવી તે કાળોનો અનુયોગ, વાયુકાયના અપહારથી કાળવડે અનુયોગ, અને શેષકાયના અપહારથી કાળોવડે અનુયોગ કહેવાય છે. ૧૪૦૨.

કમળપત્રને ભેદવાના અથવા જીર્ણવસ્ત્ર ફાડવાના દૃષ્ટાન્તથી સમયની પ્રરૂપણા-વ્યાખ્યા કરવી તે કાળનો અનુયોગ કહેવાય. અને સમયથી આરંભીને સર્વકાળની પ્રરૂપણા-વ્યાખ્યા કરવી તે કાળોનો અનુયોગ કહેવાય. વૈક્રિયશરીરવાળા બાદર પર્યાપ્તા વાયુકાયજીવો અર્ધા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળે અપહરી શકાય, આ પ્રમાણે પ્રરૂપણા કરવી તે કાળવડે અનુયોગ કહેવાય. કોટ્યાચાર્યનું કહેવું એ પ્રમાણે છે, અને તે સિવાય બીજે અનુયોગદ્વારાદિમાં તો એમ કહ્યું છે કે વૈક્રિયશરીરવાળા વાયુકાય જીવો ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગના પ્રદેશ જેટલા છે. આ બે અભિપ્રાયમાં સત્ય શું છે, તે કેવળી જાણે. તથા શેષ પૃથ્વીકાયાદિના અપહારથી કાળોવડે અનુયોગ થાય છે. જેમકે એક આવલિકામાં જેટલા સમયો છે, તેનો વર્ગ કરીએ, અને તેવા અસંખ્યાતા વર્ગમાં જેટલા સમયો હોય, તેટલા બાદર પર્યાપ્તા તેઉકાય જીવો છે તે, તથા ઉત્પન્ન થતા ત્રસકાય જીવો એ સર્વ અસંખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળે અપહરી શકાય. એજ પ્રમાણે પૃથ્વીકાયાદિમાં પણ યથાસંભવ કહેવું. ૧૪૦૨

હવે શેષ કાળાનુયોગના બે પ્રકાર તથા વચનાનુયોગના પહેલા બે પ્રકાર આચાર્યશ્રી કહે છે.

कालम्मि वितियपोरिसि समासु तिसु दोसु वात्ति कालेसु ।
वयणस्सेगवयाइ वयणाणं सोलसण्हं तु ॥ १४०३ ॥

બીજી પોરિસિના કાળમાં સૂત્રનું વ્યાખ્યાન કરાય, તે કાળમાં અનુયોગ કહેવાય. ઉત્સર્પિણી-અવસર્પિણી કાળના ત્રણ આરામાં અનુયોગ-વ્યાખ્યાન પ્રવર્તે છે, તે કાળોમાં અનુયોગ, એકવચન-દ્વિવચનાદિમાંથી કોઇપણ વચનની વ્યાખ્યા કરવી, તે વચનનો અનુયોગ અને બહુવચનોનો અનુયોગ તે પણ વચનાનુયોગ ને તે સોળ પ્રકારે છે. ૧૪૦૩.

પહેલી પોરિસિમાં સૂત્ર ભણાય છે, અને બીજી પોરિસિમાં તેનો અનુયોગ એટલે વ્યાખ્યાન કરાય છે. તેથી તે બીજી પોરિસી તે કાળનો અનુયોગ કહેવાય, કેમકે એમાં બીજી પોરિસીરૂપ કાળની મુખ્યતા છે. તથા અવસર્પિણીકાળના સુષમદુઃષમા દુઃષમસુષમા-અને દુઃષમારૂપ ત્રણ આરામાં તેમજ ઉત્સર્પિણીકાળના દુઃષમા સુષમ દુઃષમા રૂપ બે આરાઓમાં ( સૂત્રવ્યાખ્યાનરૂપ ) અનુયોગ પ્રવર્તે છે, તે સિવાયના આરાઓમાં નથી પ્રવર્તતો,. તેથી તે કાળોમાં અનુયોગ કહેવાય. આ પ્રમાણે બે પ્રકારે કાલાનુયોગ છે. હવે બે પ્રકારે વચનનો અનુયોગ કહે છે.

આ પ્રમાણે એકવચન હોય, આ રીતે દ્વિવચન હોય, અને આવા પ્રકારે બહુવચન હોય, એ પ્રમાણે એકવચનાદિમાંથી કોઇપણ એકવચનની વ્યાખ્યા કરવી તે વચનનો અનુયોગ કહેવાય છે. અને ઘણાં વચનોનો અનુયોગ તે પણ વચનાનુયોગ કહેવાય

છે, ને તે વચનાનુયોગ તે સોળ પ્રકારે થાય છે, તે આ પ્રમાણે " આ સ્ત્રી, આ પુરૂષ, આ નપુંસક" એમ લિંગપ્રધાન વચનો તે લિંગત્રિક કહેવાય. એક-બે અને બહુ વ્યક્તિનું કથન કરનાર શબ્દો તે વચનત્રય કહેવાય. કર્યું છે કરે છે અને કરશે એમ ભૂતાદિ કાળનું પ્રતિપાદન કરનાર શબ્દો તે કાળત્રિક કહેવાય. 'તે' એમ પરોક્ષ અર્થ પ્રતિપાદન કરનાર વચન તે પરોક્ષવચન, "આ" એમ પ્રત્યક્ષ અર્થનો નિર્દેશ કરવો તે પ્રત્યક્ષવચન, ઉપનય એટલે સ્તુતિવચન અને અપનય એટલે નિન્દાવચન, તે બેના ચાર પ્રકાર છે. જેમકે—" આ સુન્દર સ્ત્રી છે." આ ઉપનય વચન કહેવાય. "આ કુરૂપા સ્ત્રી છે" આ અપનયવચન કહેવાય. "આ સ્ત્રી સુન્દર છે, પરન્તુ દુઃશીલા છે," એ ઉપનયાપનય-વચન કહેવાય. "આ સ્ત્રી કુરૂપા છે, પરન્તુ સુશીલા છે." એ અપનયોપનયવચન કહેવાય. મનમાં કંઈ બીજું ધારીને વિપ્રતારક બુદ્ધિએ ( ઠગવાની બુદ્ધિએ ) કંઈક બીજું જ કહેવાની ઇચ્છા હોય, પણ સહસા જે મનમાં હોય, તેજ બોલી જવાય, તે અધ્યાત્મ-વચન કહેવાય. આ પ્રમાણે ત્રણ લિંગ-ત્રણવચન-ત્રણકાળ-પરોક્ષ-પ્રત્યક્ષ-ચાર પ્રકારે ઉપ-નયાપનય અને અધ્યાત્મવચન એ સોળ પ્રકારના વચનોની વ્યાખ્યા કરવી તે વચનોનો અનુયોગ કહેવાય. તેમજ સાતવિભક્તિઓનાં ત્રણ ત્રણ વચન હોવાથી એકવીસ વચનોની વ્યાખ્યા, તે પણ વચનોનો અનુયોગ જાણવો. ૧૪૦૩

હવે વચનવડે-વચનોવડે અને વચનમાં અનુયોગ, એ ત્રણ ભેદોનું સ્વરૂપ કહે છે.

वयणेणायरियाई एक्केणुत्तो बहूहिं वयणेहिं ।
वयणे खओवसमिए वयणेसु उ नत्थि अणुओगो ॥ १४०४ ॥

એકવાર કહેવાવડે આચાર્ય આદિ વ્યાખ્યા કરે તે વચનવડે અનુયોગ કહેવાય, અને બહુવચનો કહેવાથી વ્યાખ્યા કરે તે વચનોવડે અનુયોગ કહેવાય. તથા ક્ષાયોપશમિક વચનમાં વ્યાખ્યા કરે તે વચનમાં અનુયોગ કહેવાય, અને વચનોમાં અનુયોગ તો હોતોજ નથી. ૧૪૦૪.

કોઈ આચાર્ય મહારાજ સાધુએ એકવાર એકજ વચન કહેવાથી વ્યાખ્યા કરે તો તે વચનવડે અનુયોગ કહેવાય, અને ઘણીવાર ઘણા વચનોથી પ્રાર્થના કર્યાથી વ્યાખ્યાન કરે તે વચનોવડે અનુયોગ કહેવાય. તથા ક્ષાયોપશમિક વચનમાં રહેલા આચાર્યનું વ્યાખ્યાન તે વચનમાં અનુયોગ કહેવાય. અને વચનોમાં અનુયોગ સંભવતો નથી. કારણ કે વચનનું ક્ષાયોપશમિકપણું અનેક પ્રકારે હોતું નથી. આ સંબંધમાં બીજાઓ વ્યક્તિઓની વિવક્ષાએ બહુ ક્ષાયોપશમિક વચનોમાં પણ અનુયોગ માને છે, તે પણ અવિરૂદ્ધ છે. આ રીતે પાંચ અથવા ૭ પ્રકારે વચનાનુયોગ કહ્યો. ૧૪૦૪

હવે ૭ પ્રકારે ભાવાનુયોગ કહે છે—

भावस्सेगयरस्स उ अणुओगो जो जहट्ठिओ भावो ।
दोमाइसंनिगासे अणुओगो होइ भावाणं ॥ १४०५ ॥

ઔદયિકાદિ ભાવોમાંના કોઇપણ એક ભાવનું યથાવસ્થિત વ્યાખ્યાન કરવું તે ભાવનો અનુયોગ, અને બે-ત્રણ આદિના સંયોગે એ ભાવોનું વ્યાખ્યાન કરવું તે ભાવોનો અનુ-યોગ કહેવાય. ૧૪૦૫

भावेण संगहाईणऽण्णयरेणं दुगाइभावेहिं ।
भावे खओवसमिए भावेसु य नत्थि अणुओगो ॥ १४०६ ॥
अहवा आयाराइसु भावेसु उ एस होइ अणुओगो ।
सामित्तं आसज्ज व परिणामेसुं बहुविहेसुं ॥ १४०७ ॥

સંગ્રહાદિમાંના કોઇપણ ભાવે વ્યાખ્યા કરાય, તે ભાવવડે અનુયોગ, ક્ષયોપશમ ભાવમાં રહીને વ્યાખ્યા કરવી, તે ભાવમાં અનુયોગ, અને ભાવોમાં અનુયોગ નથી. અથવા આચારાદિ વિષયભેદથી ભિન્ન એવા ક્ષાયોપશમિકભાવોમાં વ્યાખ્યા કરવી તે ભાવોમાં અનુયોગ અથવા સ્વામિપણુ પામીને બહુ પ્રકારના પરિણામોમાં વ્યાખ્યા કરવી, તે ભાવોમાં અનુયોગ. ૧૪૦૬-૧૪૦૭

સંગ્રહાદિ પાંચ પ્રકારના અધ્યવસાય-મનના ભાવ છે, તેમાંના કોઈપણ એક ભાવથી વ્યાખ્યાન કરાય, તે ભાવવડે અનુયોગ કહેવાય. તથા એ પાંચ ભાવોમાંના બે-ત્રણ આદિ ભાવોથી વ્યાખ્યાન કરાય, તે ભાવોવડે અનુયોગ કહેવાય. એ પાંચ ભાવો આ પ્રમાણે છે. જેમકે આ શિષ્યો કેવી રીતે સૂત્રાર્થ ગ્રહણ કરાનારા થશે ? ૧ આ લોકો ગીતાર્થ થઇને વસ્ત્રાદિવડે ગચ્છને કેવી રીતે ઉપકાર કરશે ? ૨ મને પણ આ વ્યાખ્યા કરતાં કર્મ નિર્જરા થશે. ૩ તથા એથી મારૂં શ્રુતજ્ઞાન પણ વૃદ્ધિ પામશે. ૪ અને વળી એમ કરવાથી શ્રુતનો અવ્યય ભાવ પણ થશે. ૫ આ પાંચ પ્રકારના અભિપ્રાયથી શ્રુતની સૂત્રાર્થથી વ્યાખ્યા કરે-વાંચે.

તથા ક્ષાયોપશમ ભાવમાં વર્તનારાને વ્યાખ્યા કરતાં ભાવમાં અનુયોગ થાય છે, અને ભાવોમાં અનુયોગ નથી હોતો, કેમકે ક્ષયોપશમપણે તે એકજ છે. અથવા એકજ ક્ષયોપશમભાવ આચારાંગાદિ શાસ્ત્રના વિષયભેદથી ભેદ પામે છે. તેથી આચારાંગાદિ શાસ્ત્રોના વિષયભેદવાળા ક્ષાયોપશમિકની અપેક્ષાએ ભાવોમાં પણ અનુયોગ છે, એમ કહેવામાં કંઈ વિરોધ નથી. અથવા સ્વામીપણું પામીને ઘણા વ્યાખ્યાન કરનારાઓની અપેક્ષાએ, ઘણા ક્ષાયોપશમિક પરિણામોમાં-ભાવોમાં અનુયોગની પ્રવૃત્તિ થાય છે, તેથી પણ ભાવોમાં અનુયોગ કહેવામાં કંઈ હરકત નથી. ૧૪૦૬-૧૪૦૭

હવે આ અનુયોગના વિષયભૂત દ્રવ્યાદિનો, જેનો જ્યાં સમાવેશ અથવા ભજના છે, તે કહે છે.

दव्वे नियमा भावो न विणा ते यावि खेत्त-कालेहिं ।
खेत्ते तिण्हवि भयणा कालो भयणा य तीसुंपि ॥ १४०८ ॥

દ્રવ્યમાં ભાવ-પર્યાય અવશ્ય હોય છે, કેમકે તે વિના દ્રવ્ય નથી હોતું, અને તે દ્રવ્ય તથા ભાવ ક્ષેત્ર વિના નથી હોતા. વળી ક્ષેત્રમાં એ ત્રણેની ભજના છે અને દ્રવ્યાદિ ત્રણમાં કાળની પણ ભજના છે. ૧૪૦૮

દ્રવ્યમાં ભાવ-પર્યાય અવશ્ય હોય છેજ, પર્યાય વિનાનું દ્રવ્ય કદિ પણ ક્યાંઈ નથી હોતું. અને એ દ્રવ્યને ભાવ એ બે ક્ષેત્ર તથા કાળ વિના નથી હોતા, કેમકે કોઈ પણ ક્ષેત્રમાં દ્રવ્ય અવગાહેલું ને સ્થિતિવાળું હોય છેજ. એટલે દ્રવ્ય-ભાવ પણ ક્ષેત્ર અને કાળ વિના કદિ પણ નથી હોતા. તથા ક્ષેત્રમાં દ્રવ્ય-કાળ-અને ભાવની ભજના હોય છે, કેમકે લોકક્ષેત્રમાં તે હોય છે અને અલોક ક્ષેત્રમાં તે નથી હોતા.

શિષ્ય:—ભગવન્! એ ત્રણેની ક્ષેત્રમાં ભજના કેમ કહો છે? કારણ કે અલોકમાં પણ આકાશ દ્રવ્ય છે, વર્તનાદિરૂપ કાળ છે, અને અગુરૂલઘુઆદિ અનન્તા પર્યાયો રૂપ ભાવ પણ છે, તો ત્યાં એ ત્રણેની ભજના કેમ કહેવાય?

ગુરૂ:—ભાઈ! ત્હારૂં કહેવું સત્ય છે, પરન્તુ ત્યાં અલોકમાં જે આકાશ દ્રવ્ય કહેવાય છે, તે અયોગ્ય છે, કેમકે તે તો ક્ષેત્રનું ગ્રહણ કરવાથી તેમાંજ આવી ગયું, વળી અહીં કાળ પણ સમયાદિરૂપ વિચારવાનો છે, વર્તનાદિરૂપ કાળ નથી કહ્યો, તેથી તે સમયાદિ રૂપકાળ મનુષ્યક્ષેત્ર સિવાય અન્યત્ર નથી અને વર્તનાદિરૂપકાળ તો ક્ષેત્રનું ગ્રહણ કરવાથી તેમાંજ આવી ગયો. અને પર્યાયો જે ભાવો, તે પણ ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય દ્રવ્યસંબંધીજ કહેલા છે, અને તે ભાવો-પર્યાયો તો અલોકમાં નથી. આકાશના અગુરૂલઘુ પર્યાયો ક્ષેત્રગ્રહણ કરવાની સાથેજ ગ્રહણ થયા એટલે અહીં જુદા નથી કહ્યા. માટે અલોકમાં દ્રવ્ય-કાળ-અને ભાવનો અભાવ છે. વળી દ્રવ્ય-ક્ષેત્ર-અને ભાવ એ ત્રણમાં કાળ ભજનાએ છે. કારણ કે સમયક્ષેત્ર ( મનુષ્યક્ષેત્ર ) ની અંદર રહેલા એ ત્રણેમાં સમયાદિરૂપ કાળ છે, અને સમયક્ષેત્રની બહારના એ ત્રણેમાં સમયાદિરૂપ કાળ નથી. આ પ્રમાણે રહેલા આ દ્રવ્યાદિનો અનુયોગ-વ્યાખ્યાન પ્રવર્તે છે-થાય છે ૧૪૦૮

હવે પ્રસંગથી દ્રવ્યાદિ સંબંધી બીજું પણ કંઇક સ્વરૂપ કહે છે.

आहारो आहेयं च होइ दवं तहेव भावो य।
खेत्तं पुण आहारो कालो नियमाउ आहेओ ॥ १४०९ ॥

દ્રવ્ય પર્યાયોનો આધાર છે અને ક્ષેત્રમાં આધેય છે, તેવીજ રીતે ભાવ-પર્યાય પણ કાળનો આધાર છે અને દ્રવ્યમાં આધેય છે. ક્ષેત્ર સર્વનો આધાર છે, અને કાળ સર્વથા આધેય છે. ૧૪૦૯

દ્રવ્ય, પર્યાયનો આધાર છે અને ક્ષેત્રમાં આધેય છે, તથા ભાવ-શ્યામવર્ણાદિ સમયાદિ સ્થિતિવાળા હોવાથી કાળનો આધાર છે, અને દ્રવ્યમાં એ આધેય છે. વળી આકાશરૂપ ક્ષેત્ર સર્વ ધર્મ-અધર્મ-પુદ્ગળ-કાળ અને જીવ દ્રવ્યોનો, તથા અગુરૂલઘુ પર્યાયોનો આધારજ છે. પણ આધેય નથી, કેમકે સર્વ વસ્તુઓ તેમાંજ અવગાહીને રહી છે. અને તે પોતે કોઇમાં રહ્યું નથી પણ સ્વપ્રતિષ્ઠિત છે, તેથી તે કોઇનું આધેય નથી. કાળ અવશ્ય આધેયજ છે, પણ કોઇનો આધાર નથી, કેમકે તે દ્રવ્ય-પર્યાયોમાં રહે છે, અને કાળમાં અન્યની સ્થિતિ નથી. ૧૪૧૦ આ પ્રમાણે નામાદિ ભેદે સાત પ્રકારનો અનુયોગ કહ્યો. હવે તેથી વિપરીત અનનુયોગ અને તે અનુયોગ અને અનનુયોગનાં ઉદાહરણો કહે છે. ૧૪૦૯

एसोऽणुरूवजोगो गओऽणुओगो अओ विवज्जत्थं ।
जो सो तु अणणुओगो तत्थेमे होंति दिट्ठंता ॥ १४१० ॥
वच्छगगोणी खुज्जा सज्झाए चेव वहिरउल्लावे ।
गामेल्लए य वयणे सत्तेव य होंति भावम्मि ॥१४११॥१२६ १३३॥
सावगभज्जा सत्तवइए य कोंकणगदारए नउले ।
कमलामेला संवस्स साहसं सेणिए कोवो ॥१४१२॥१२७-१३४॥

એ પ્રમાણે અનુકૂળ સંબંધવાળો સાત પ્રકારનો અનુયોગ કહ્યો; હવે એથી વિપરીત એવો સાત પ્રકારે જે અનનુયોગ છે તે કહીશું, તેનાં આ દૃષ્ટાન્તો છે. દ્રવ્યાનુયોગમાં વત્સ અને ગાયનું, ક્ષેત્રાનનુયોગમાં કુબ્જાનું, કાલાનનુયોગમાં અકાલસ્વાધ્યાયનું, વચનાનનુયોગમાં બધિરના આલાપનું અને ગામડીયાનું ઉદાહરણ છે. તથા ભાવાનુયોગમાં તો જુદાં સાત ઉદાહરણ છે. તે આ પ્રમાણે-શ્રાવકની ભાર્યાનું, સાસપદિક પુરૂષનું, કોંકણક પુત્રનું, નોળીઆનું, કમળામેળાનું, શાંબના સાહસનું, અને શ્રેણિકના કોપનું ઉદાહરણ. ૧૪૧૦-૧૪૧૧-૧૪૧૨.

આ ઉદાહરણોમાંનું પહેલું વત્સ અને ગાયનું ઉદાહરણ ભાષ્યકાર ઉપનયપૂર્વક સમજાવે છે.

खीरं न देइ सम्मं परवच्छनिओगओ जहा गावी ।
छड्डेज्ज व परदुद्धं करेज्ज देहोवरोहं वा ॥ १४१३ ॥
तह न चरणं पसूते परपज्जायविणिओगओ दवं ।
पुवचरणोवघायं करेइ देहोवरोहं वा ॥ १४१४ ॥
जिणवयणासायणओ उम्माया-ऽऽतंक-मरणहसणाइं ।
पावेज्ज सवलोयं स बोहिलाहोवघायं च ॥ १४१५ ॥
दवविवज्जासाउ साहणमेओ तओ चरणमेओ ।
तत्तो मोक्खाभावो मोक्खाभावेऽफला दिक्खा ॥ १४१६ ॥

જેમ ગાયને અન્ય ગાયનો વત્સ લગાડવાથી ગોવાળને સારી રીતે દૂધ દોહવા નથી દેતી, અને બીજું દોહેલું દૂધ હોય તે પણ લાત મારી ઢોળી નાંખીને લાતપ્રહારાદિથી શરીરને પીડા કરે છે; તેવી રીતે પરપર્યાયના વિનિયોગને પમાડેલું દ્રવ્ય, ચારિત્રને ઉત્પન્ન નથી કરતું, અને પૂર્વના ચારિત્રનો ઘાત કરીને રોગાદિવડે શરીરને પીડા કરે છે. વળી એજ પ્રમાણે જિનવચનની આશાતના થવાથી તે આશાતના કરનારને ઉન્માદ-રોગ મરણાદિ કષ્ટ થાય છે સર્વ વ્રતનો લોપ અને બોધિ-સમકિતનો નાશ કરે છે. કારણ કે દ્રવ્યની વિપરીત પ્રરૂપણાથી જ્ઞાનાદિ સાધનનો ભેદ થાય છે, એ સાધનના ભેદથી મોક્ષનો અભાવ થાય છે અને મોક્ષના અભાવે દીક્ષા નિષ્ફળ થાય છે. ૧૪૧૩-૧૪૧૪-૧૪૧૫-૧૪૧૬

સાત પ્રકારના અનનુયોગોને દૃષ્ટાન્ત પૂર્વક ભાષ્યકાર કહે છે. તેમાંના પહેલા બે નામ અને સ્થાપના અનનુયોગ સુગમ હોવાથી તેનો વિસ્તાર નથી કરતા, અને દ્રવ્યાનનુયોગ ઉદાહરણ પૂર્વક સમજાવે છે. જેમ કોઈએક કાબરચિત્રી આદિ ગાયને બીજી ગાય જે કાલીઆદિ તેનો વત્સ લગાડે, તો તે ગાય દોહનારને સારી રીતે દૂધ દોહવા દેતી નથી, કેમકે તેને પોતાના વત્સ સિવાય બીજો વત્સ ધાવવા જોડેલ હોવાથી અનનુયોગ છે, એમ અનનુયોગથી તે ગાય દોહવા નથી દેતી એટલુંજ નહિ પણ બીજી ગાયનું દોહેલું દૂધ હોય તે પણ ઢોળી નાંખે છે અને લાતપ્રહારાદિવડે દોહનારના હાથ-પગ આદિ અવયવોને પીડા કરવાથી શરીરને બાધા ઉત્પન્ન કરે છે. તેવી રીતે અહીં પણ વક્તા પુરૂષ જ્યારે જીવાદિદ્રવ્યને અજીવાદિદ્રવ્યોના ધર્મવડે પ્રરૂપે, અથવા અજીવાદિ દ્રવ્યને જીવાદિ દ્રવ્યના ધર્મવડે પ્રરૂપે છે, ત્યારે એ પ્રમાણે પરપર્યાયના વિરૂદ્ધ નિયોગથી વિપરીત રીતે પ્રરૂપાતું તે દ્રવ્ય ચારિત્ર ઉત્પન્ન કરતું નથી-ચારિત્રનો હેતુ થતું નથી, એટલુંજ નહિ.

પરન્તુ એ પ્રમાણે અનનુયોગ કરતાં-વિપરીત વ્યાખ્યા કરતાં તે વક્તાના પૂર્વપ્રાપ્ત ચારિત્રનો ઘાત થાય છે, તેમજ એ રીતે અવિધિએ પ્રરૂપણા કરતાં રોગાદિની ઉત્પત્તિ થવાથી તેના શરીરને પણ બાધા પીડા થાય છે. વળી એ પ્રમાણે વિપરીત પ્રરૂપણા કરતાં જિનવચનની આશાતના થવાથી ઉન્માદ-રોગ-મરણ આદિ દુ:ખો પ્રાપ્ત થાય છે, સર્વ વ્રતનો લોપ થાય છે, અને સમકિતનો પણ નાશ થાય છે. કારણ કે વિપરીત પ્રરૂપણાથી દ્રવ્યનો વિપર્યાસ થાય છે, અને તેમ થવાથી સમ્યગ્ જ્ઞાનાદિ સાધનનો ભેદ થાય છે, સાધનનો (સમ્યગ્જ્ઞાનાદિકનો) ભેદ થવાથી ચારિત્રનો ભેદ થાય છે અને ચારિત્રના ભેદથી મોક્ષરૂપ સાધ્યનો ભેદ થાય છે. એટલે કે સાધનના અભાવે સાધ્યનો પણ અભાવ થાય છે, અને છેવટે મોક્ષ માટે ગ્રહણ કરેલી દીક્ષા નિષ્ફળ થાય છે, કેમકે તે દીક્ષાનું ફળ મોક્ષ એમ કરવાથી પ્રાપ્ત નથી થતું. એ પ્રમાણે દ્રવ્યનો અનુયોગ કરવાને બદલે અનનુયોગ કરવામાં આવે એટલે વિપરીત વ્યાખ્યા કરવામાં આવે તો ઉપરોક્ત દોષો પ્રાપ્ત થાય છે. ૧૪૧૩-૧૪૧૪-૧૪૧૫-૧૪૧૬

હવે દ્રવ્યનો સમ્યગ્ અનુયોગ કરવામાં જે ગુણો થાય છે, તે કહે છે.

सम्मं पयं पयच्छइ स वच्छविणिओगओ जहा धेणू।
तह सपज्जवजोए दव्वं चरणं तओ मोक्खो ॥ १४१७ ॥

જેમ ગાય પોતાના વત્સના વિનિયોગથી સારી રીતે દૂધ આપે છે, તેમ સ્વપર્યાયના વિનિયોગથી દ્રવ્ય પણ ચારિત્ર ઉત્પન્ન કરે છે, અને તે ચારિત્રથી મોક્ષ પ્રાપ્ત થાય છે. એ દૂધના અનુયોગ ને અનનુયોગના દૃષ્ટાંત કહ્યાં. ૧૪૧૭

હવે ક્ષેત્રાદિના અનુયોગ અને અનનુયોગમાં અનુક્રમે ઉદાહરણ પૂર્વક ગુણ અને દોષો કહે છે.

एवं खेत्ताईसुवि सधम्मविणिओगओऽणुओगो त्ति ।
विवरीए विवरीओ सोदाहरणोऽणुगंतव्वो ॥ १४१८ ॥

એજ પ્રમાણે ક્ષેત્રાદિમાં સ્વધર્મના વિનિયોગથી અનુયોગ થાય છે, અને એથી વિપરીત પરધર્મના વિનિયોગથી અનનુયોગ થાય છે, તે ઉદાહરણ પૂર્વક જાણવું. ૧૪૧૮

ઉપર કહ્યા મુજબ ક્ષેત્ર-કાળ-વચન-અને ભાવમાં પણ સ્વધર્મના સંયોગથી વ્યાખ્યા કરતાં અનુયોગ થાય છે, અને પરધર્મના સંયોગથી વ્યાખ્યા કરતાં અનનુયોગ થાય છે, તેનાં દૃષ્ટાંતો પોતાની બુદ્ધીએ કરીને બીજા ગ્રંથોથી જાણવાં. આ પ્રમાણે સંક્ષેપ કરે છે તો પણ શિષ્યના અનુગ્રહને માટે તેનાં દૃષ્ટાન્ત અનુક્રમે આ પ્રમાણે કહે છે.

'પ્રતિષ્ઠાન નગરનો શાતવાહન રાજા, નભોવાહન રાજાની રાજધાની ભરૂચ નગરીનો દર વર્ષે આવીને ઘેરો નાંખી રોધ કરતો હતો અને વર્ષાઋતુમાં પાછો પોતાના નગરે જતો હતો. અને તે સીવાયના કાલમાં ત્યાં રહેતો. એમ કરતાં એક વખત રોધ કરવા આવે છતે પોતાના નગર તરફ જવાની ઇચ્છાવાળા તે રાજાએ તંબુના સભામંડપમાંજ ભૂમિ ઉપર પાત્ર વિના થુંક નાંખ્યું, તે ઉપરથી રાજાને થુંકવાનું પાત્ર ધારણ કરનાર કુબ્જા, જે ત્યાં ઉભી હતી, તેણે વિચાર્યું કે—'રાજા આ સ્થાનનો ત્યાગ કરીને અવશ્ય પ્રભાતે પોતાના નગર તરફ જશે, કેમકે જો જલદી જવાનો ન હોય, તો આ સ્થાનકે આમ પાત્ર વિના થુંકે નહી.

આ પ્રમાણે વિચારીને તે કુબ્જાએ પોતાના પરિચિત કોઈ વાહનવાળાને પોતાનો નિશ્ચય કહ્યો, તેથી તેણે વાહનો તૈયાર કરીને રાજાના જવા પહેલાંજ તે રવાના કરી દીધાં, તેની પાછળ સર્વ લશ્કર પણ જવાને તૈયાર થઈ ગયું. અને જવા માંડ્યું. લશ્કર ચાલવાથી ઉડલી ધૂળથી આકાશ ભરાઈ ગયું, આથી વિસ્મિત મનવાળા રાજાએ વિચાર્યું કે મેં કોઇને પણ પ્રયાણ માટે કહ્યું નથી. ધૂળ ઉડવાના ભયથી અલ્પ પરિવાર સાથે માત્ર મારે એકલાએજ આગળ જવું અને પાછળથી સર્વ સૈન્યને આવવાને કહેવું, આવો મારો વિચાર હતો, તેના બદલે આતો એથી વિપરીત થયું. પણ આ સર્વ સૈન્યના લોકોએ પ્રયાણ જાણ્યું કેવી રીતે? પછી એ સંબંધી તપાસ કરતાં પરંપરાએ એનું કારણ કુબ્જા છે એમ જાણ્યું, તેને પુછતાં તેણે એ પૂર્વ હકીકતથી પોતાનો સર્વ નિશ્ચય જણાવ્યો. આ સ્થળે સંભામંડપના ભૂમિમાં થુંકવું તે ક્ષેત્રવડે અનનુયોગ છે અને તે થુંકને પાત્રમાં લેવું, વાળી નાંખવું વિગેરે અનુયોગ છે. એ પ્રમાણે અહીં પ્રસ્તુતમાં પણ આકાશને એકાન્ત નિત્ય-એક-અપ્રદેશી છે, એમ કહેવાથી ક્ષેત્રનો અનનુયોગ થાય છે, અને સ્યાદ્વાદશૈલી વડે કથંચિત્ નિત્ય વગેરે કહેવાથી ક્ષેત્રનો અનુયોગ થાય છે.

આ પ્રમાણે ક્ષેત્રના અનુયોગ અને અનનુયોગમાં કુબ્જાનું ઉદાહરણ કહ્યું, હવે કાળના અનુયોગ અનનુયોગમાં અકાલે સ્વાધ્યાય કરનાર સાધુનું દૃષ્ટાન્ત કહે છે.—કોઈ એક સાધુ કાલિકશ્રુત ગણવાનો વખત વીતી ગયા છતાં, તે નહિ ધ્યાનમાં રહેવાથી અકાળે તે શ્રુતનું પુનરાવર્તન કરવા લાગ્યા, તેથી કોઇ સમ્યગ્દૃષ્ટિ દેવતાએ વિચાર્યું કે 'આ મુનિ અકાળે શ્રુત ગણે છે, તેથી કોઈ મિથ્યાદૃષ્ટિ દેવ તેમને છળશે, માટે હું તેમને તેમ કરતાં નિવારૂં.' એમ વિચારીને તે દેવતા ગોવાળણીનું રૂપ ધારણ કરી, માથે છાશથી ભરેલો ઘડો મૂકીને તે મુનિની નજીકમાં "કોઇને છાશ લેવી છે! છાશ." એમ વારંવાર મોટા અવાજથી બોલીને ગમનાગમન કરવા લાગી, તેના તે અવાજથી ઉદ્વેગ પામેલા મુનિએ કહ્યું-'અરે બાઇ! શું અત્યારે છાશ વેચવાનો તારે વખત છે?' આથી તે ગોવાળણીએ કહ્યું કે 'મહારાજ! ત્યારે શું તમારે પણ અત્યારે આ કાલિકસૂત્રના સ્વાધ્યાયનો વખત છે?' તેના તે વચનથી વિસ્મય પામેલા સાધુએ ઉપયોગ દઇને પોતે અકાળે પુનરાવર્તન કર્યું જાણી તે માટે મિથ્યાદુષ્કૃત આપ્યું. પછી તે દેવતાએ પ્રગટ થઇને કહ્યું કે 'મહારાજ! અકાળે સ્વાધ્યાય કરવાથી મિથ્યાદૃષ્ટિ દેવો છળ કરે છે, માટે હવે ફરી આમ અકાળે સ્વાધ્યાય ન કરશો.' એમ સાધુને શિખામણ આપીને દેવ અન્તર્ધાન થઈ ગયો. અહીં અકાળે સ્વાધ્યાય કરવાથી કાળનો અનનુયોગ થાય, અને યોગ્યકાળે સ્વાધ્યાય કરવાથી કાળનો અનુયોગ થાય. પ્રસ્તુતમાં પણ કાળના ધર્મોની વિપરીત વ્યાખ્યા કરવાથી અનનુયોગ થાય અને અવિપરીત વ્યાખ્યા કરવાથી અનુયોગ થાય છે.

હવે વચન સંબંધી અનુયોગ અને અનનુયોગનાં બે દૃષ્ટાન્તો છે, તેમાં પ્રથમ બ્હેરાના કુટુંબનું દૃષ્ટાન્ત કહે છે—કોઇએક ગામમાં એક ડોસો-ડોસી, તેનો પુત્ર અને પુત્રની વહુ આ ચાર માણસનું કુટુંબ રહેતું હતું. તે આખું કુટુંબ બહેરૂં હતું, એક દિવસે એ વૃદ્ધનો પુત્ર ક્ષેત્રમાં હળ ચલાવતો હતો, તેવામાં કોઈ મુસાફરોએ તેને માર્ગ બાબત પૂછ્યું, એટલે તેણે કહ્યું કે "આ મારા પોતાના બળદ છે, બીજા કોઈના નથી." જે પૂછ્યું હતું, તેનો ઉત્તર ન આપતાં આમ ભળતોજ ઉત્તર મળવાથી, મુસાફરોએ જાણ્યું કે આ બ્હેરો છે, તેથી તેઓ બીજું કંઈ ન પૂછતાં પોતાના માર્ગે ચાલ્યા ગયા. તે પછી તેની વહુ ઘેરથી ખાવાનું ભાથું લઇને આવી, એટલે ખાતાં ખાતાં તેણે પોતાની સ્રીને કહ્યું કે

હમણાં અહીંથી જતા મુસાફરોએ કહ્યું કે 'આ બળદો બહુ સારા શીંગડાવાળા છે.' અર્થાત્ મુસાફરોની ધારણા બલદોને ઉપાડી જવાની હતી, આના ઉત્તરમાં તેની ભાર્યાએ કહ્યું કે 'શાક ખારૂં હોય, કે મોળું હોય, હું કંઇ જાણતી નથી, કેમકે એ તમારી માતાએ કર્યું છે.' ત્યાર પછી ત્યાંથી તેની સ્ત્રી ઘેર ગઇ અને પોતાની વૃદ્ધ સાસુ સુતર કાંતતી હતી. તેને કહ્યું કે 'આજે તો શાક ખારૂં થયું છે, એમ તમારા પુત્ર કહેતા હતા.' આના ઉત્તરમાં સુતર કાંતતી ડોસીએ ક્રોધથી કહ્યું કે–'સુતર ઝીણું થાઓ કે જાડું થાઓ, ગમે તેવું થાઓ, પણ ડોસાને તો તેનું વસ્ત્ર થશે.' થોડીવાર પછી ડોસો જે બહાર તલની રક્ષા કરતો હતો તે ઘેર આવ્યો, એટલે ક્રોધાયમાન થએલ વૃદ્ધાએ ડોસાને કહ્યું કે 'આજ કાલની આવેલી વહુ અને કહે છે કે સુતર જાડું કંતાય છે, એ મને કહેનાર કોણ?' આના જવાબમાં ડોસાએ કહ્યું કે 'મેં તલનો એક દાણો પણ નથી ખાધો, ત્હારા સોગન, હું સત્ય કહું છું કે મેં તલનો એક દાણો પણ નથી ખાધો.' આ રીતે એક પ્રકારે કહ્યું હોય, તે બીજા પ્રકારે સાંભળે, અને તેવીજ રીતે બીજાને પ્રરૂપે, તે વચનનો અનનુયોગ કહેવાય, અને જેવું સાંભળ્યું હોય, તેવુંજ પ્રરૂપે તો તે વચનનો અનુયોગ કહેવાય. વચનાનુયોગને પ્રધાન જણાવવાને અર્થે આ સંબંધમાં બીજું એક ગામડીઆનું દૃષ્ટાન્ત છે. તે આ પ્રમાણે—

કોઇ એક ગામમાં કોઇ સ્ત્રીનો પતિ મરણ પામ્યો, તેથી તે સ્ત્રી ત્યાં ઇન્ધન-જળાદિના કષ્ટથી પીડા પામતી મહામુશીબતે પણ નિર્વાહ ન થવાથી પોતાના નાના પુત્રને લઇને બીજે ગામ ગઈ, ત્યાં તે પુત્ર અનુક્રમે મોટો થયો એટલે તેણે તેની માતાને પૂછ્યું કે 'મારા પિતા આપણો નિર્વાહ કેવી રીતે કરતા હતા?' માતાએ કહ્યું, 'બેટા! તેતો રાજસેવા કરીને આપણો નિર્વાહ કરતા હતા. પુત્રે કહ્યું, 'તો હું પણ રાજસેવા કરીને આપણો નિર્વાહ ચલાવીશ.' માતાએ કહ્યું 'બેટા! રાજસેવા બહુ દુષ્કર છે, ઘણા વિનયથી તે કરવી પડે છે.' પુત્રે કહ્યું 'કેવી રીતે એ વિનય કરવો, તે તું જાણે છે?' માતાએ કહ્યું—'! જો સાંભળ! જે કોઈ મળે, તે સર્વને જોઇને પ્રણામ કરવા, સર્વની સાથે નમ્રતાથી વર્તવું, સર્વની ઇચ્છાને અનુસરીને વર્તવું. ઇત્યાદિ ઘણા પ્રકારે એમાં સાવધાન રહેવું જોઇએ.' એ સાંભળીને પુત્રે કહ્યું, 'માતા! હું એ પ્રમાણે વર્તીશ, અને જવાની રજા આપ.' પછી માતાની આજ્ઞા લઇને તે રાજધાની તરફ આવ્યો. માર્ગમાં જતાં જંગલની અંદર વૃક્ષના મૂળમાં બેઠેલા ને હરિણો પર ધનુષ્યબાણ તાકીને છુપાઈ રહેલા શિકારી લોકોને જોયા, એટલે તેણે તે શિકારીઓને મોટા અવાજથી પ્રણામ કર્યો. તેથી ત્યાં ઉભેલા હરિણો ભય પામીને એકદમ ભાગી ગયા. આથી ક્રોધાયમાન થએલા તે શિકારીઓએ તેને બાંધીને ખુબ માર્યો. આથી તેણે કહ્યું, 'અરે ભાઈ સાહેબ! મેં તમારૂં શું બગાડ્યું છે? મારી માતાએ મને શીખવ્યું છે કે જે કોઈ મળે તેને પ્રણામ કરવા, તેથી મેં તમને સર્વને પ્રણામ કર્યા, એમાં મેં તમારો શો ગુન્હો કર્યો?' આમ કહેવાથી શીકારીઓએ જાણ્યું કે ''બિચારો ભોળો છે.' તેથી તેને છોડી મૂકયો, અને કહ્યું કે 'જ્યારે અમારી પેઠે કોઈ ગુપચુપ છુપાઈ બેઠા હોય, ત્યારે કંઈ પણ બોલ્યા વિના છાનામાના આવવું.' એ ગામડીઓ તેઓની તે શીખામણ અંગીકાર કરીને આગળ ચાલ્યો. આગળ જતાં કોઈ ગામની નજીકમાં ધોબીલોકોને લુગડાં ધોતાં તેણે જોયા. તે ધોબીના લુગડાં દરરોજ ચોર લોકો લઈ જતા હતા તેથી તે લોકો ત્યાં આગળ હાથમાં લાકડીઓ લઇને ચોરની રાહ જોતા છુપાઇને બેઠા હતા, તેમને તે પ્રમાણે છુપાઇને બેઠેલા જાણીને તે ગામડીઓ છાનોમાનો કંઈ બોલ્યા વિના શરીર નમાવીને ધીમે ધીમે ત્યાં આવ્યો, એટલે, ધોબી લોકોએ તેનેજ

ચોર જાણીને ખુબ મારીને બાંધ્યો. જ્યારે ગામડીઆએ સત્ય હકીકત કહી ત્યારે તેઓએ તેને છોડયો અને કહ્યું કે. "જ્યારે અમારી માફક કોઇ લોકો એકઠા થયા હોય, ત્યારે" ઉસ-ખારો અહીં ઘણો પડો, અને શુદ્ધ થાઓ એમ કહેવું." તેઓની આ શિક્ષા અંગીકાર કરીને તે ગામડીઓ આગળ ચાલ્યો, ત્યાં તે ગામમાંથી ઘણા મંગળો પૂર્વક શુભમુહૂર્તમાં પ્રથમ હળ જોડવાની ક્રિયા કરવા નીકલતા લોકોને જોયા, એટલે ધોબીઓના કહેવા મુજબ તેણે કહ્યું કે 'અહીં ઉસ-ખારો ઘણો પડો અને બધું સાફ થાઓ.' તેનું આવું અપશુકન ભરેલું બોલવું સાંભળીને ખેડુતોએ તેને પકડીને ઘણોજ માર માર્યો, જ્યારે તેણે ખરી હકીકત કહી ત્યારે તેને છોડયો અને કહ્યું કે—જ્યાં આવું તું દેખે, ત્યાં એમ કહેવું કે "આવી ગાડીઓ ભરાઓ, ઘણુંજ આવું થાઓ. નિરન્તર આવુંજ થાઓ." ખેડુતોની શિખામણ ધ્યાનમાં રાખીને તે આગળ ચાલ્યો, એટલામાં ત્યાં કોઈ મરી ગએલાના શબને લોકો સ્મશાનમાં લઇ જતા હતા, તે લોકોને તેણે જોયા, તેથી ખેડુતોના કહેવા મુજબ તે મૂર્ખાએ કહ્યું કે ગાડીઓ ભરાઓ ને આવું ઘણુંજ થાઓ એટલે તે લોકોએ પણ તેને માર મારીને બાંધ્યો. પૂછતાં જ્યારે સત્ય બીના કહી ત્યારે છોડયો, અને કહ્યું કે જ્યારે આવું જોવામાં આવે ત્યારે "તમોને-આવું કદી પણ ન થાઓ, આવા બનાવનો હમ્મેશાં વિયોગ થાઓ." એમ કહેવું, તેઓની તે શિક્ષા માન્ય કરીને તે આગળ વધ્યો, એટલે એક જગ્યાએ વિવાહનો સમારંભ જોયો, તે જોઇને તેણે પૂર્વે કહ્યા મુજબ આવું કદિ પણ ન થાઓ વિગેરે કહ્યું, એટલે ત્યાં પણ તેને ઘણોજ માર પડયો, અને સત્ય વાત કહી ત્યારે મુક્ત કર્યો, અને કહ્યું કે જ્યાં આવું જુએ ત્યાં એમ કહેવું કે-'તમે હમ્મેશાં આવું જુઓ આ સંબંધ શાશ્વતો થાઓ. કદિપણ વિયોગ ન થાઓ. આ પ્રમાણે કહેવું.' તેમની તે શીખામણ અંગીકાર કરીને તે આગળ ચાલ્યો, એટલે કોઈ અધિકારિને સાંકળોથી બાંધેલો જોઇને પૂર્વે કહ્યા મુજબ બોલ્યો. એટલે ત્યાં પણ લોકોએ તેને ખુબ માર માર્યો, પછી સત્ય બીના જાણી ત્યારે છુટો કર્યો, અને શીખવ્યું કે જ્યાં આવું જોવામાં આવે ત્યાં આથી શીઘ્રવિયોગ થાઓ, કદિપણ આવું ન થાઓ, એમ કહેવું.' તેમની તે શીખામણ અંગીકાર કરીને આગળ ચાલ્યો, એટલે ત્યાં આગળ કોઈ રાજાઓની સંધી સંબંધી વાતચીત થતી હતી, તે સાંભળીને તેણે કહ્યું કે-'આવું કદી પણ ન થાઓ, શીઘ્રતાથી વિયોગ થાઓ.' આ સાંભળીને લોકોએ તેને ત્યાં પકડીને ખૂબ માર માર્યો, સત્ય વાત જાણ્યા પછી છોડયો. આ પ્રમાણે એ મૂર્ખ ગામડીઓ દરેક સ્થળે માર ખાતો ખાતો કોઇ વૈભવ વિનાના નિર્ધન ઠાકોરને ઘેર નોકર રહ્યો. ત્યાં ઠાકોર નિર્ધન હોવાથી ને દુષ્કાલનો પ્રસંગ હોવાથી ઠાકોરની સ્ત્રીએ ઘેર ઘેંશ તૈયાર કરી અને પેલા મૂર્ખ નોકરને કહ્યું કે 'જા ગામની સભામાં બેઠેલા ઠાકોરને કહે કે-ઘેંશ તૈયાર થઈ ગઈ છે, માટે હમણાં ચાલો, નહિ તો પછી ઠરી જશે' મૂર્ખ નોકરે સભામાં જઇને બધા લોક સાંભળે તેમ મોટેથી કહ્યું કે, 'ઠાકોર સાહેબ! જલ્દી ઘેર ચાલો અને ઘેંશ જમી લ્યો, નહી તો પછી ઠરી જશે.' તેનુ તેવું કથન સાંભળીને ઠાકોર બિચારો લજ્જા પામીને ઘેર આવ્યો, અને ખૂબ ઠપકો આપી કહ્યું કે 'અરે મૂર્ખ! ઘણા માણસોની વચ્ચે એમ બોલાતું હશે? ત્યાંતો જ્યારે આવું ઘરનું કાર્ય હોય, ત્યારે પાસે આવીને મુખે વસ્ત્ર રાખીને ધીમે ધીમે કાન પાસે કહેવું જોઇએ.' ઠાકોરની શીખામણ તેણે માન્ય કરી. એમ કરતાં કેટલાક દિવસો વિત્યા પછી ઠાકોરને ઘેર લ્હાય લાગી, એટલે ઠાકોરને બોલાવવા માટે સભામાં ગયો. ત્યાં જઇને ધીમે ધીમે આગળ આવી, મુખે વસ્ત્ર રાખીને ઠાકોરના કાનમાં કહ્યું કે 'ઘેર આગ લાગી છે.' આ સાંભળી ઠાકોર એકદમ બે બાકળા ઉઠયા અને ઘર તરફ દોડયા, પણ

એટલામાં તો દ્રવ્યે કરીને સહીત સર્વ ઘર બળીને ભસ્મ થઈ ગયું. આથી ખૂબ ગુસ્સે થએલા ઠાકોરે તે મૂર્ખ નોકરને ખૂબ માર મારીને કહ્યું, 'અરે મૂર્ખ ! જ્યારે આ પ્રમાણે હતું, ત્યારે પ્રથમ ધુમાડો નીકળતાંજ તેં પાણી ધુળ-ભસ્મ વિગેરે કેમ કંઈ ના નાખ્યું, અને મોટા અવાજ કરીને બીજા લોકોને પણ ખબર કેમ ન કહી ?' મૂર્ખ ગામડીઆએ કહ્યું 'સાહેબ ! જો હવે ફરી એમ થશે તો એ પ્રમાણે કરીશ, મારો ગુનો માફ કરો.' ઠાકોરે તે દિવસે તેને જતો કર્યો. કેટલાક દિવસો ગયા પછી એક દિવસ ઠાકોર સ્નાન કરીને સુગંધી ધુપ લેવા બેઠા. તે વખતે ઢાંકેલા પાટલા ઉપરથી અગરચંદનના ધુમની શીખા નીકળી, તે જોઇને પેલા મૂર્ખ ગામડીઆએ, ઓસામણથી ભરેલું તપેલું ત્યાં પડયું હતું તે ઉપાડીને ઠાકોર ઉપર રેડયું, તે સિવાય પાણી ધુળ-ભસ્મ વિગેરે નાંખીને ઠાકોરને તરબોલ કરી નાંખ્યા અને પછી મોટી બુમો પાડીને લોકોને એકઠા કર્યા. આથી ઠાકોરે કંટાળીને તેને રજા આપી.

આ પ્રમાણે શિષ્ય પણ ગુરૂ મહારાજ જે વચન કહે તે વચન દ્રવ્ય ક્ષેત્ર-કાળ અને પરનો અભિપ્રાય જાણ્યા વિના સ્વયં બોલે તે વચનનો અનનુયોગ કહેવાય, અને જે દ્રવ્ય ક્ષેત્રાદિની ઉચિતતાથી બોલે તે વચનનો અનુયોગ કહેવાય.

ભાવ અનુયોગ અને અનનુયોગના સાત ઉદાહરણ છે, તેમાં પ્રથમ શ્રાવકની ભાર્યાનું ઉદાહરણ કહે છે-કોઈ યુવાન શ્રાવકે પાંચ અણુવ્રત ગ્રહણ કર્યા હતાં. તેણે એક વખત ઉદ્ભટ વેષ અને શૃંગારયુક્ત રૂપવતી પોતાની સ્ત્રીની સખીને જોઈ, તે સ્ત્રીને જોઇને તે યુવાન શ્રાવકને તેનાપર ગાઢ કામાભિલાષ થયો. પરન્તુ લજ્જાદિના કારણથી કોઇને પણ તે સંબંધી કહી શકયો નહિ, અને તેને મેળવવાની ચિન્તાથી દરરોજ દુર્બળ થવા લાગ્યો. આથી તેની સ્ત્રીએ તેને ઘણા આગ્રહથી દુર્બળ થવાનું કારણ પૂછયું, એટલે તેણે તેને મહામુશીબતે પોતાનો અભિપ્રાય જણાવ્યો, સ્ત્રી ચતુર હતી, તેથી તેણે ડહાપણ પૂર્વક પતિને કહ્યું, 'વ્હાલા ! આટલાજ માટે ખેદ પામો છો ? એમાં શું મુશ્કેલ છે ? પહેલાથીજ આપે મને કેમ ન કહ્યું ? મ્હારી સખી મારે આધીન છે, એટલે જેમ હું કહીશ તેમ કરશે. માટે તે સંબંધી જરાપણ ચિન્તા કરશો નહિ, થોડા વખતમાંજ હું આપને તેનો સમાગમ કરાવીશ.' ઇત્યાદિ અનુકૂળ વચનોથી પતિને સંતોષ પમાડીને બાજે દિવસે પતિને કહ્યું, 'વ્હાલા ! મ્હારી સખીએ આપનું ઈચ્છિત પૂર્ણ કરવા કબુલ્યું છે, પરન્તુ તે રાત્રિની શરૂઆતમાં આપની પાસે આવશે, અને લજ્જાળુપણાથી વાસભુવનમાં પેસતાંજ દીપક બુઝાવી નાંખશે.' યુવાન શ્રાવકે કહ્યું, 'ભલે, તેને તેમ ઇષ્ટ હોય, તો મને એમ કરવામાં કંઈ હાની નથી.' ત્યાર પછી તે ચતુર શ્રાવિકાએ પોતાની સખી પાસેથી તેણે તે દિવસે જે વસ્ત્ર અને આભૂષણો પહેર્યા હતાં, તે કોઈ બહાને માગી પછી રાત્રિના જે સમયે મળવાનો સંકેત કર્યો હતો, તે વખતે તેણે તે વસ્ત્ર અને આભૂષણો, પોતાની સખીના જેવી ઢબથી પહેર્યા, અને ગોળીના પ્રયોગથી અવાજ પણ તેના જેવોજ કર્યો. પછી તેના જેવાજ મનોહર વિલાસ અને અભિનય યુક્ત ધારણ કરેલા શ્રેષ્ઠ ફુલ તાંબુલ સુખડ અગરૂ બરાશ કસ્તુરિ વીગેરે સમસ્ત ભોગના અંગવાલી તે શ્રાવકની પત્ની નિર્મલ પ્રકાશવાલા સુંદર સંકેતવાળા વાસભુવનમાં દાખલ થઈ, પેછી ઉત્કંઠાપૂર્વક વિકસિત નેત્રવાલા, ગંગાનદીના કિનારા સરખા પલ્યંક ઉપર બેઠેલા, એવા તે જુવાન પુરૂષે અમૃતની વૃષ્ટિ ધારણ કરતી હોયની શું એમ આંખો તથા મનને આનંદ ઉપજાવતી તેણે જોઈ તેણીને જોવા

માત્રમાં ચતુર ચતુરાએ દીપક બુઝાવી નાખ્યો, અને પછી વિવિધ વિલાસ યુક્ત કથા ગોષ્ટીપૂર્વક તેની સાથે સંપૂર્ણ ક્રીડા કરી. તે પછી ઘણો વખત એમ વિલાસમાં ગાળીને તે વેશધારી સ્ત્રી ચાલી ગઈ, તે ગયે છતે સવારમાં ઊઠીને પોતે કરેલા અકાર્યનો પસ્તાવો કરતો શ્રાવક ચિન્તવવા લાગ્યો કે " સર્વ સુર અને અસુર દેવોએ જેઓશ્રીના ચરણકમળને પ્રણામ કરેલા છે, એવા જિનેશ્વરોએ પરભવના શંબલ સમાન અને હિતકારી જે શીલવ્રત કહ્યું છે, તે શીલ અરેરે ! મેં મૂર્ખાએ ગુમાવ્યું.' ઇત્યાદિ સંવેગવશે કરીને પશ્ચાતાપ કરવાથી નિરન્તર અન્તઃકરણમાં ખેદ ધારણ કરવા લાગ્યો અને પ્રતિદિન વધારે વધારે દુર્બળ થવા લાગ્યો. આથી પુનઃ તેની સ્ત્રીએ કારણ પૂછ્યું, એટલે શ્રાવકે નિઃશ્વાસપૂર્વક કહ્યું કે 'પ્રિયતમે ! ચિરકાળ પર્યન્ત પાળેલું, સ્વર્ગ અને મોક્ષનું કારણ એવું જે શીલવ્રત, તેનું મેં ખંડન કર્યું, અરેરે ! મેં મૂર્ખ અને કામાન્ધે એવું અકાર્ય કર્યું છે, કે જે અકાર્ય બીજા અજ્ઞાનીજનો પણ ન કરે, હવે આ વ્રત ખંડિત થયું, તેથી મારૂં શું થશે. આવા પ્રકારની ચિન્તાથી વ્હાલિ ! હું દરરોજ કૃશ થતો જાઉં છું.' આ પ્રમાણે પતિનું સંવેગ યુક્ત પશ્ચાતાપ કરતું ચિત્ત જાણીને સ્ત્રીએ સર્વ યથાર્થ હકીકત કહી અને સુરતક્રીડા સમયે થએલ વાતચિત વિગેરે નિશાનીઓ આપીને પ્રતીતિ કરાવી, આથી તે સ્વસ્થ થયો. આ પ્રમાણે પોતાની સ્ત્રીને પણ પરસ્ત્રીના અભિપ્રાયે ભોગવવાથી તેને ભાવનો અનનુયોગ થયો, અને જ્યારે તે સત્ય હકીકત જાણી ત્યારે તેને ભાવનો અનુયોગ થયો. એજ પ્રમાણે ઔદયિકાદિ ભાવોની વિપરીત પ્રરૂપણા કરતાં ભાવનો અનનુયોગ થાય, અને યથાવસ્થિત તેનું સ્વરૂપ કથન કરવાથી ભાવનો અનુયોગ થાય.

આ સંબંધમાં બીજું સાસપદિકનું ઉદાહરણ છે. તે આ પ્રમાણે-કોઈ નજીકના ગામમાં કોઇએક સેવક પુરૂષ રહેતો હતો, તે પુરૂષ સાધુઆદિ દર્શનીઓ સંબંધીનો ધર્મ કદિપણ સાંભળતો નહીં-સાંભળવાની ઇચ્છા પણ કરતો નહિ, અને તે સાધુઓની પાસે જતો પણ નહિ. અને કોઇને વસ્તિ પણ આપતો નહીં, કારણ કે તે એમ માનતો હતો, કે 'જો હું એવા મુનિઓ પાસે જાઉં તો, તેઓ અહિંસા-અસત્ય-ચોરીનો ત્યાગ-પરસ્ત્રી ત્યાગ વિગેરે નિયમો આપે, હું તે નિયમો પાળવાને સમર્થ નથી, માટે બ્હેતર છે કે તેઓની પાસે જવુંજ નહિ અને ધર્મ પણ સાંભળવો નહિ.' એવામાં એક વખતે વર્ષાઋતુ આવવાની પહેલાં થોડાજ કાળમાં તેજ ગામમાં કેટલાક સાધુઓ આવ્યા, તેઓ આવીને ગામમાં રહેવાનું સ્થાન શોધવા લાગ્યા, તેમને સ્થાન શોધતા જોઇને પેલા સેવકપુરૂષના બીજા મિત્રોએ કૌતુક જોવાના મીષે તે સાધુઓને કહ્યું કે 'મહારાજ ! આ ગામમાં આપની ભક્તિ કરે એવો માત્ર એકજ શ્રાવક છે, તે જુઓ પેલા ગૃહમાં રહે છે, આપ ત્યાં જાઓ, તે આપને માટે યોગ્ય વ્યવસ્થા કરશે.' સાધુઓ તેમના કહેવા મુજબ ત્યાં ગયા, પણ પેલો પુરૂષ તો તેમના સામું પણ જોયા વિના નીચું મુખ કરીને પોતાનું કાર્ય કરવા લાગ્યો. તેથી એ સાધુઓમાંના એક સાધુએ બીજા સાધુઓને કહ્યું કે 'આ શ્રાવક તે નહિ હોય, અથવા તે લોકોએ આપને ઠગ્યા. સાધુનું એ વચન સાંભળીને તે સેવક પુરૂષે સંભ્રમથી પૂછ્યું. 'મહારાજ ! શું કહ્યું ? કોણે તમને ઠગ્યા ?' એના ઉત્તરમાં સાધુઓએ સર્વ હકીકત કહી. એટલે આણે વિચાર્યું કે—'અહો ? શું મારાથી પણ એ લોકો આટલા બધા નીચ છે કે તેઓએ આ સાધુઓની પણ મશ્કરી કરીને ઠગ્યા ? હશે, તેઓએ ગમે તે અભિપ્રાયથી એમ કહ્યું હોય, પણ હવે હું અને આ મુનિઓ તેમની હાંસીના પાત્ર ન થઇએ, એમ કરૂં.જો કે આ મુનિઓ અહીં રહે એ મને ઇષ્ટ નથી, તો પણ મારી ઇચ્છા વિરૂદ્ધ હું આચરણ કરીને તેઓની હાંસી, સત્યરૂપે કરી બતાવું.' એમ

વિચારીને કહ્યું, 'મહારાજ! બહુ સારૂં! આપ ભલે અહીં આવ્યા, આ ગૃહમાં સુખે રહો, પરન્તુ જ્યાં સુધી મ્હારી સીમામાં રહો, ત્યાં સુધી અને ધર્મનો એક અક્ષર પણ સંભળાવવો નહિ, જો આ શરત કબુલ હોય, તો સુખેથી આ ગૃહમાં વર્ષાઋતુ આપ પૂર્ણ કરો.' સાધુઓએ તે પ્રમાણે કબુલ કર્યું, અને ચાતુર્માસી સંપૂર્ણ કરી ત્યાંથી અન્યત્ર વિહાર કરવા તૈયાર થયા, તેમને થાડે સુધી માર્ગ બતાવવા તે પુરૂષ મુનિઓની સાથે ગયો, અને પોતાની સીમા પૂરી થયે કહ્યું કે હવે આપને ધર્મોપદેશ કરવો હોય તે કરો, એટલે મુનિઓએ કહ્યું, હે સજ્જન! આતારો સારો વિચાર છે એમ શિક્ષા આપી અને કહ્યું કે 'મહાનુભાવ! જો તમારાથી મદ્ય-માંસ-જીવહિંસા આદિના નિયમો ન લઈ શકાય એમ હોય, તો માત્ર એક સ્હેલો અને તમારાથી પાળી શકાય એવો નિયમ લ્યો, તે આ પ્રમાણે કે જ્યારે તમે કોઈ પંચેન્દ્રિય પ્રાણીનો ઘાત કરો, ત્યારે સાત પગલાં ભરીને ઉભા રહેતાં જેટલો કાળ લાગે તેટલો કાળ થાભીને પછી તેનો ઘાત કરવો.' સેવક પુરૂષે તે નિયમ કબુલ કર્યો. મુનિએ પોતાના જ્ઞાનથી ભવિષ્યમાં એનું એ નિયમથીજ કલ્યાણ જોઇને તે નિયમ આપ્યો. અને તેઓ અન્યત્ર વિહાર કરી ગયા. પેલો પુરૂષ પોતાને ઘેર આવ્યો. તે પછી કેટલાએક દિવસ વિત્યાબાદ તે પુરૂષ કોઇક દિવસ રાત્રિએ કોઇક સ્થળે ચોરી કરવાને સાથીઓ લઇને કોઈ ગામ તરફ ગયો, પણ માર્ગમાં અપશુકન થવાથી રાત્રિએજ પાછો ઘર તરફ આવ્યો, માર્ગમાં આવતાં વિચાર થયો, કે મારી ગેરહાજરીમાં ઘેર શું થાય છે, તે મારે આજે જાણવું, એમ વિચારીને રાત્રિએ ગુપ્તપણે ગૃહમાં દાખલ થયો, અને સીધો શયનભુવનમાં ગયો. ત્યાં આગળ તેજ રાત્રિએ તેની બ્હેન ગામથી આવેલી, તેણે કોઈ કારણથી પુરૂષનો પોષાક પહેરીને નટ લોકોનું નૃત્ય જોયું હતું અને જોઇને આવ્યા પછી અતિપ્રબળ નિદ્રાના વશથી પુરૂષ વેશ ઉતાર્યા સિવાય, પોતાની ભાભી સાથે પલંગમાં સૂઈ ગઈ હતી. તેને તે પ્રમાણે દીપકના પ્રકાશમાં સૂતેલ જોઇને ગૃહમાં ગુપ્તપણે આવેલા તે સેવક પુરૂષે જાણ્યું કે 'અરે! આ કોઇ નીચ-લંપટ પુરૂષ મારી સ્ત્રી સાથે સૂતો છે.' આ દેખાવથી તેનું મસ્તક ક્રોધથી ભમવા લાગ્યું, અને તરવાર ખેંચીને મારવા તૈયાર થયો. એવામાં તેને પેલો નિયમ યાદ આવ્યો કે સાત પગલાં ખસવા જેટલો કાળ વિલંબ કરીને પછી મારૂં, એમ વિચારીને જરાવાર ઉભો રહ્યો, તે વખતે પુરૂષ વેષ ધારી તેની બ્હેનનો હાથ, પોતાની સ્ત્રીના મસ્તક નીચે આવેલો, તેની પીડાથી તે જાગીને બોલી 'સખી! મારો હાથ મૂક! હું પીડા પામું છું.' આ અવાજથી તેણે જાણ્યું કે 'અરે! આતો મ્હારી બ્હેન છે, જો મેં જરા વિલંબ ન કર્યો હોત, તો કેવો અનર્થ થઈ જાત?' એના અવાજથી તેની સ્ત્રી અને બ્હેન બન્ને એકદમ જાગી ઉઠયા, અને સર્વેએ પરસ્પર સર્વ બનાવ યથાર્થ કહ્યો. તે પછી તે પુરૂષે આટલા અભિગ્રહમાત્રનું પણ આવું ફળ જોઇને સંવેગ પામી દીક્ષા અંગીકાર કરી. અહીં પોતાની ભગિનીને પરપુરૂષના અભિપ્રાયે મારવાની ઇચ્છા થઈ, તે ભાવનો અનનુયોગ કહેવાય અને સત્ય હકીકત જાણ્યા પછી તેને બ્હેનરૂપે જાણી તે ભાવનો અનુયોગ કહેવાય. પ્રસ્તુત દૃષ્ટાંતથી ભાવને પ્રરૂપણાની તો યોજના પૂર્વે કહ્યા મુજબ જાણવી.

આજ સંબંધમાં કોંકણક પુત્રનું ત્રીજું ઉદાહરણ છે-કોંકણક દેશના એક પુરૂષને એક નાનો પુત્ર હતો, તેની સ્ત્રી મરણ પામી હતી, ફરી બીજી સ્ત્રી પરણવાની ઇચ્છા હતી, પણ તેને શોકયનો પુત્ર છે, એમ જાણીને કોઈ કન્યા આપતું નહિ. એક દિવસે પુત્રને સાથે લઇને તે પુરૂષ અરણ્યમાં કાષ્ઠ લેવા ગયો. ત્યાં પિતાએ કોઇનાપર તીર ફેંકયું, તે તીર લેવાને તેણે પુત્રને મોકલ્યો, પુત્ર તે લેવા ગયો એવામાં દુષ્ટ પિતાની બુદ્ધિ ભ્રષ્ટ થઈ અને

બાળક પુત્રને મારવાની ઇચ્છા થઈ. તેણે વિચાર્યું કે 'આ બાળકના કારણથીજ કોઈ મને કન્યા આપતું નથી, માટે આને મારી નાંખું.' એવી બુદ્ધિથી તેણે તીર લેવા ગએલા પુત્રપર પુનઃ બીજું તીર ફેંકીને વીંધી નાંખ્યો, તેથી બિચારા બાળપુત્રે મોટી ચીસ પાડીને કહ્યું, કે 'અરે! પિતાજી! શું આ તીર તમે ફેંક્યું? હું તેથી વિંધાઈ ગયો છું.' નિર્દય પિતાએ ફરી તેનાપર તીર મૂક્યું, આથી બાળકે જાણ્યું કે 'અરેરે? મારો નિર્દય પિતાજ મને જાણીને મારે છે.' એમ જાણીને મોટા સ્વરે રૂદન કરતો તે બાળક મરણ પામ્યો. આમાં પિતાએ બીજા ઉપર તીર ફેંક્યું છે, પણ હું અજાણતાં તેથી વિંધાયો છું, એમ જાણવાથી પહેલાં તે બાળકને ભાવનો અનનુયોગ અને પછી યથાર્થ જાણવાથી તેને ભાવનો અનુયોગ થયો કહેવાય. અથવા પોતાના સંરક્ષણ માટે તે બાળકને મારૂં એવા અધ્યવસાયથી પિતાને ભાવનો અનનુયોગ થયો અને તેના રક્ષણના અધ્યવસાય થાય તો તેને ભાવનો અનુયોગ થયો કહેવાય. આ પ્રમાણે વિપરીતભાવની પ્રરૂપણામાં ભાવનો અનનુયોગ થાય, અને અવિપરીત પ્રરૂપણામાં ભાવનો અનુયોગ થાય.

ચોથું નોળીઆનું ઉદાહરણ-કોઈ સૈનિકની ભાર્યા ગર્ભવતી થઈ, તેના ગૃહમાં રહેલી નોળણ પણ ગર્ભવતી થઇ, તે બન્નેએ એકી સાથે એકજ રાત્રિમાં બાળકને જન્મ આપ્યો, સ્રીને પુત્ર થયો, અને નકુલિકાને નોળીઓ પ્રસવ્યો. અનુક્રમે તે બન્ને વૃદ્ધિ પામવા લાગ્યા, નોળીઓ હમ્મેશાં તે બાળકની પાસેજ રહેતો. એક દિવસે તે બાળકની માતા બારણામાં ખાંડતી હતી, અને બાળકપુત્ર માંચીમાં સુતો હતો, તે બાળકને સર્પે દંશ દીધો ને તેથી તે મરણ પામ્યો, માંચી એથી દંશ દઇને ઉતરતા સર્પને પેલા નોળીઆએ જોયો, તેથી તેણે એકદમ કુદીને તે સર્પના ટુકડે ટુકડા કરી નાંખ્યા, પછી તે ખબર તેની માતાને આપવા માટે તે દ્વારમાં રહેલી બાળકની માતા પાસે લોહીથી ખરડાએલા મુખઆદિ અવયવો સહીત આવ્યો અને વિવિધ પ્રકારે ગેલ કરવા લાગ્યો. આથી બાળકની માતાએ એમ જાણ્યું કે અરેરે! આણે મારા પુત્રને મારી નાંખ્યો જણાય છે, તેથી ક્રોધાવેશવડે હાથઆંના સાંબેલાવતી તે નોળીઆને મારી નાંખ્યો, અને પછી બાળક પાસે ગઈ, ત્યાં જઇને જુએ છે, તો બાળક અને સર્પ બન્નેને મરેલા દીઠા. આથી તેણે સત્ય હકીકત જાણી કે સર્પે મારા પુત્રને માર્યો છે, અને નોળીઆએ આ સર્પને માર્યો છે. જ્યારે આ પ્રમાણે સત્ય બીના તેના જાણવામાં આવી, ત્યારે તેના પશ્ચાતાપનો પાર રહ્યો નહિ. તેણે આક્રંદ કરતાં કહ્યું કે 'અરેરે! નિરપરાધી અને ઉપકારી નોળીઆને મેં અભાગણીએ કંઇ પણ વિચાર કર્યા વિના મારી નાંખ્યો. મારા જેવી નીચ બીજી કઇ સ્રી હશે.' ઇત્યાદિ ચિન્તવન કરતાં તે બમણો શોક પામવા લાગી. આ ઉદાહરણમાં પ્રથમ નોળીઆને અપરાધી માનીને મારતાં તે સ્રીને ભાવનો અનનુયોગ, અને પછી સત્ય હકીકત જાણીને પશ્ચાતાપ થયો, તે તેને ભાવનો અનુયોગ થયો જાણવો.

પાંચમું કમળામેળાનું ઉદાહરણ-દ્વારિકા નગરીમાં બળદેવના પુત્ર નિષધનો સાગરચન્દ્ર નામે અતિરૂપવાન્ પુત્ર હતો, તે સાગરચંદ્ર બીજા શાંબ વિગેરે રાજકુમારોને અતિ વલ્લભ હતો. તેજ નગરીમાં કમળામેલા નામે એક રાજાની કન્યા રહેતી હતી, તે કન્યા ઉગ્રસેન રાજાના પુત્ર નભઃસેનને આપેલી હતી, પણ પરણાવી નહોતી, તે અરસામાં એક વખત નારદમુનિ સાગરચંદ્ર પાસે આવ્યા. સાગરચંદ્રે તેમનો બહુમાનપૂર્વક આદર સત્કાર કર્યો, અને વિનયથી પૂછ્યું-'ભગવાન્! આપે કંઇ આશ્ચર્ય જોયું હોય તો કહો.' કૌતુક જોવાની ઇચ્છાવાળા નારદે કહ્યું, 'બીજું કંઇ આશ્ચર્યકારી નથી જોયું, પણ માત્ર

અને તો શું પરન્તુ ત્રિભુવનને આશ્ચર્ય કરે એવું કમળામેળા નામે રાજકન્યાનું અદ્ભૂતરૂપ જોયું છે.' સાગરચંદ્રે કહ્યું, 'ભગવન્! શું તે કન્યા કોઇને આપેલી છે?' નારદે કહ્યું, 'આપેલી છે, પરન્તુ પરણાવી નથી.' સાગરચન્દ્રે કહ્યું, 'પ્રભો! ત્યારે મને તે સુન્દરી કઈ રીતે પ્રાપ્ત થાય?' નારદે કહ્યું, ભાઇ! તે હું શું જાણું? મને તો તેં જે પુછ્યું તેનો યોગ્ય ઉત્તર મેં આપ્યો.' તે કેમ પ્રાપ્ત કરવી, તે તારૂં કામ છે.' એમ કહીને નારદ અન્યત્ર ચાલ્યા ગયા. નારદમુનિના ગયા પછી સાગરચન્દ્રને કમળામેળાના અનુરાગને લીધે સૂતાં-બેસતાં-કે ઉઠતાં કોઇપણ સ્થળે પ્રીતિ પ્રાપ્ત થઈ નહીં. કેવળ પાટીઆ ઉપર કમળામેળાના રૂપનુંજ ચિત્ર કહાડી તેનું ધ્યાન કરતો અને નિરન્તર તેનાજ નામનો જાપ કરતો તેનામાંજ તલ્લીન ગઇ ગયો. આ બાજુ નારદમુનિ સાગરચન્દ્રની પાસેથી નીકળીને કમળામેળા પાસે ગયા, ત્યાં તે રાજકન્યાએ પણ બહુમાન પૂર્વક આદર સત્કાર કરીને આશ્ચર્ય પૂછ્યું, એટલે કલહપ્રિય નારદે કહ્યું કે 'આશ્ચર્યકારી બે વસ્તુઓ મેં જોઈ છે, એક તો સાગરચન્દ્રનું અદ્ભૂતરૂપ અને બીજું નભઃસેનનું અત્યન્તકુરૂપ આ બન્નેનું સામ્ય ત્રિભુવનમાં નથી.' નારદના વચનથી તે રાજકન્યા નભઃસેનપર વિરક્ત થઈ અને સાગરચન્દ્ર ઉપર અનુરાગવતી થઇ. સાગરચંદ્રની પ્રાપ્તિ માટે ચિંતાતુર થઈ પૂછતાં નારદે આશ્વાસન આપીને કહ્યું કે 'પુત્રિ! ધીરજધર, થોડાજ વખતમાં તે તને પ્રાપ્ત થશે.' આ પ્રમાણે કરીને નારદમુનિ સાગરચન્દ્ર પાસે ગયા અને કહ્યું કે 'ભદ્ર! તે સુન્દરી તને ઇચ્છે છે, માટે તેને મેળવવા યત્ન કર.' એટલું કહીને તે પોતાને સ્થાનકે ગયા. તે પછી વિરહવ્યથાથી પીડા પામતો સાગરચન્દ્ર ગમે તેમ પ્રલાપ કરવા લાગ્યો, એની એ પ્રમાણેની સ્થિતિ જોઇને સર્વ સ્વજન વર્ગ અતિ દુઃખી થવા લાગ્યો. અને જાદવો ખેદ કરવા લાગ્યા, એ દરમિઆન કોઇ કારણથી સાગરચન્દ્રને મળવાની ઇચ્છાથી શાંબકુમાર ત્યાં આવ્યો, તેણે તેને તેવી અવસ્થામાં જોઇને, પાછળ રહીને સાગરચન્દ્રની આંખો પોતાના બે હાથથી ઢાંકી દીધી, તેથી સાગરચન્દ્રે કહ્યું, 'કોણ? કમળામેળા છે?' તેના ઉત્તરમાં શાંબકુમારે કહ્યું, 'ભાઈ! હું કમળામેળા નથી પણ કમળામેળક છું.' આથી સાગરચંદ્રે જાણ્યું કે 'આતો શંબ છે.' તેથી તેણે અતિ સ્નેહને લીધે કહ્યું કે-'ખરેખર ભાઈ! તું સત્ય કહે છે, તુંજ મને તે કમળ સમાન દીર્ઘ-લોચનવાળી કમળામેળાને મેળવી આપનાર છે, તારા સિવાય, બીજો મને તે મેળવી આપવાને સમર્થ નથી.' બીજા યાદવકુમારોએ શાંબકુમારને મદીરા પાઇને તે નીશામાં તેણે સાગરચન્દ્રને તે કન્યા મેળવી આપવાની પ્રતિજ્ઞા કરવી, પછી જ્યારે નશો ઉતરી ગયો, એટલે વિચાર્યું કે 'અરે! મેં આ કેવું મોટું કષ્ટ વ્હોર્યું? કેમકે તે કન્યા મેળવવી બહુ અશકય છે. હવે કરેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કેવી રીતે થશે?' ઇત્યાદિ વિચાર કરીને તેણે પ્રદ્યુમ્નકુમાર પાસેથી પ્રજ્ઞપ્તિનામની વિદ્યા માગી, પછી જે દિવસે કમળામેળાના લગ્ન થવાના હતા, તે દિવસે બીજા યાદવકુમારો સાથે મળીને તેણે નગર બહારના ઉદ્યાનથી માંડીને કમળામેળાના પિતાના ગ્રહ પર્યન્ત લાંબી સુરંગ કરાવી અને તે વાટે કન્યાને લઇને બહારના ઉદ્યાનમાં આવ્યો, ત્યાં નારદમુનિને સાક્ષી કરીને સાગરચન્દ્ર સાથે કમળામેળાનું પાણી ગ્રહણ કરાવ્યું. તે પછી પ્રજ્ઞપ્તિવિદ્યાના પ્રભાવથી તે સર્વ વિદ્યાધરોઠરૂપ કરીને ઉદ્યાનમાં ક્રીડા કરવા લાગ્યા. શંબકુમારે જે વખતે કમલામેલાનું મ્હેલમાંથી હરણ કર્યું ત્યારે ત્યાં વિદ્યાના જોરથી બનાવટી કમલામેલાને રાખી હતી તે તેની સાથે વિવાહની વિધિ હતી તેવા વખતમાં તે વિદ્યારૂપ એકદમ હાંસી કરીને લોપ થઈ ગયું, પછી તપાસ કરતાં સાચી કમલામેલાને અને બધાને ક્રીડા કરતા જોયા, ને તે વાતની તે કન્યાના સંબંધિઓને ખબર આપી, તેમણે પણ તે વાત વાસુદેવને કહી..કે 'વિદ્યાધરોએ કમળામેળાનું હરણ.

કરીને પાણીગ્રહણ કર્યું છે.' કન્યાના સાસરીઆ પક્ષના લોકોએ પણ શોધતાં વિદ્યાધરના રૂપવાલી અને ના પરણવાના વીચાર કરનારી તે કન્યાને જાણી, આ વાત સાંભળી કૃષ્ણવાસુદેવ વિદ્યાધરોપર ક્રોધાયમાન થઇને સૈન્ય સહિત તેઓને શિક્ષા કરવા નગરની બહાર આવ્યા. બન્ને પક્ષ વચ્ચે ઘોર સંગ્રામ શરૂ થયો. તે વખતે શાંબકુમાર વૈક્રિયરૂપ તજીને પિતા પાસે આવી તેમના ચરણમાં પડયો, અને કહ્યું કે કન્યા આપઘાત કરતી હતી તેને અમોએ બચાવીને આ લગ્ન કર્યું એમ જણાવ્યું એટલે સંગ્રામ બંધ રહ્યો, પછી કમળામેળાના પ્હેલાના સંબંધી નભસેન ને તેના પિતા વગેરેને સમજાવી તે કન્યા સાગરચન્દ્રનેજ આપી, કેમકે તેનું તેની સાથે પાણી ગ્રહણ થઇ ગયું હતું, એટલે બીજો કોઈ ઉપાય નહતો. પછી સર્વ પોતપોતાને સ્થાને ગયા. આ ઉદાહરણમાં શાંબકુમારને જે કમળામેળા માની, તે સાગરચંદ્રને ભાવનો અનનુયોગ થયો, અને પછી યથાર્થપણે શાંબકુમાર જાણ્યો, ત્યારે તેને ભાવનો અનુયોગ થયો.

છઠ્ઠું શાંબકુમારનું ઉદાહરણ આ પ્રમાણે—જાંબુવતી, કૃષ્ણવાસુદેવ પાસેથી તેમજ બીજાજનો પાસેથી ઘણીવાર એવું સાંભળતી કે 'દેવી! તમારો પુત્ર શંબકુમાર દુર્ગુણોનું મંદીર છે.' પણ માતાને પુત્રના દોષ જણાતા નથી. એથી જંબુવતી પોતાના કુમારનો વાંક માન નહોતી, છતાં ઘણીવાર કુમાર તરફની ફરીઆદો જ્યારે આવી, ત્યારે તેણીએ કૃષ્ણમહારાજને કહ્યું કે 'મહારાજ! સર્વ લોકો અને આપ પણ મારા પુત્રના દોષો કહો છો, પરન્તુ મારી દૃષ્ટિમાં તેનો એક પણ દોષ હજી સુધી જણાતો નથી.' તેના ઉત્તરમાં કૃષ્ણમહારાજે કહ્યું, 'દેવી! તમે તેના દોષ નથી જોયા, તો આજે મારી સાથે ચાલો, હું તમને તેના દોષો જણાવું.' એમ કહીને જાંબુવતીને ઉત્કૃષ્ટ સૌન્દર્ય અને લાવણ્યવતી ભરવાડણનુંરૂપ ધારણ કરાવ્યું, અને પોતે ભરવાડનું રૂપ લીધું. આ પ્રમાણે વેશ ધારણ કરીને નગર બહારથી બન્ને જણા નગરમાં દાખલ થયા. દહીંનું ગોરસ માથે ધરીને આગળ વેશધારી આભીરણ ચાલવા લાગી, પાછળ હાથમાં લાંબી લાકડી લઇને વેશધારી આભિર ચાલવા લાગ્યો. અતિલાવણ્યવતી આભિરણને દહીં વેચવા આવેલી જોઇને શાંબે કહ્યું. 'અરે બાઈ! મારે તારૂં સઘળું દહીં લેવું છે, તું જે મૂલ્ય માગીશ તે આપીશ, માટે મારે ઘેર ચાલ.' તેના કહેવાથી તે બંને વેશધારી ગોપ અને ગોપાંગના શાંબની પાછળ ચાલ્યા, જતાં જતાં એક શૂન્ય દેવાલયની ભૂમિ આગળ આવીને શાંબે ગોપાંગનાને કહ્યું કે 'આમાં પ્રવેશ કર, અને દહીં નીચુ મૂક.' વેશધારી ગોપાંગનાએ તેનો દુષ્ટ અભિપ્રાય જાણીને કહ્યું કે, 'હું અંદર નહીં આવું, અહીં રહીનેજ દહીં આપીશ, તે તું લે અને મૂલ્ય આપ.' શાંબે કહ્યું, 'જો અંદર નહિ આવે, તો બળાત્કારથી અંદર ખેંચી જઇશ.' એમ કહીને ગોપાંગનાનો હાથ ઝાલીને ખેંચવા લાગ્યો, તેને તેમ કરતો જોઇને વેશ ધારી ગોવાળે આવીને એકદમ ગોપાંગનાનો બીજો હાથ ઝાલ્યો. બંનેની ખેંચાતાણીમાં ગોપાંગનાના મસ્તકપરથી દહીંની મટુકી પડીને ભાંગી ગઈ, એટલે તે બન્ને જણાએ પોતાનું ખરૂં રૂપ પ્રગટ કર્યું. તે જોઇને શાંબકુમાર અતિલજ્જા પામીને ત્યાંથી ભાગી ગયો, તે પછી તેને એટલી બધી લજ્જા થઈ કે રાજદ્વારમાં કોઈ ઉત્સવ હોય તો પણ તે ત્યાં આવતો નહિ. કેટલાક દિવસો વિત્યા પછી કૃષ્ણમહારાજે મોટા પુરૂષોને મોકલીને મહામુશીબતે રાજદ્વારમાં બોલાવ્યો. તે વખતે તે છરીવડે વાંસની ખીલી છોલતો છોલતો ત્યાં આવ્યો, અને વાસુદેવને પ્રણામ કરીને બેઠો. એટલે કૃષ્ણવાસુદેવે પૂછ્યું 'કુમાર! છરીવડે આ શું ઘડે છે?' કુમારે કહ્યું. 'જે મારી પડેલ્યાની વા... ... ને ... કોઈ કહે તો તેના મ... ... દો'

વાને આ ખીલી તૈયાર કરું છું.' આ ઉદાહરણમાં માતાને ગોપાંગના માનતાં શાંબકુમારને ભાવનો અનનુયોગ થયો અને પછી યથાર્થ માતારૂપે જાણતાં ભાવનો અનુયોગ થયો જાણવો. પ્રસ્તુત અનુયોગમાં પણ યોજના પૂર્વની પેઠેજ જાણવી.

સાતમું શ્રેણિકના ક્રોધનું ઉદાહરણ આ પ્રમાણે—એક વખત માહ મહિનામાં રાજગૃહી નગરીએ શ્રીમાન્ ભગવંત મહાવીર દેવ સમવસર્યો, તે વખતે તેમને હિમના કણીઆને વરસનારી મોટી ઠંડી પડતી હતી શ્રીમહાવીર મહારાજને વંદન કરવા માટે શ્રેણિક મહારાજ ચેલ્લણા રાણી રાણી સહિત ગયા; વન્દન કરીને પાછા ફરતાં માર્ગમાં, તપથી કૃશ થએલા, અતિશય હિમકણને વર્ષતી એવી શીતઋતુ છતાં સર્વથા આવરણ (વસ્ત્ર) રહિત, મેરૂના શિખરની જેવા નિષ્કંપ, અને કાર્યોત્સર્ગ ધ્યાનમાં રહેલા કોઇ તપસ્વી મુનિને સંધ્યા સમયે ચેલણા રાણીએ જોયા, આવા ધૈર્યવાન મુનિને જોઇ તેમના ગુણોનું મનમાં ધ્યાન કરતી ચેલ્લણા રાજાની સાથે રાજમહેલમાં ગઈ. રાત્રિએ શયન સમયે શીત હરણ કરનાર વસ્ત્રો ઓઢીને મૂલ્યવાન પલંગમાં સુતી, કેટલીકવાર પછી ઓઢેલા વસ્ત્રોમાંથી રાણીનો હાથ બહાર નીકળી ગયો, ને તે અતિશય ઠંડીને લીધે અકડાઇ ગયો, તે હાથની શીતે કરીને આખું શરીર ઠંડીથી વ્યાપ્ત થઈ ગયું, આથી ગાઢ નિદ્રામાં સુતેલી રાણી જાગી ઉઠી અને હાથ પ્રાવરણમાં લઈ લીધો. તે વખતે તેણીએ પેલા મહાગુણી અને ધૈર્યવાન કાર્યોત્સર્ગમાં રહેલા મુનિયાદ આવ્યા. તેથી તેમના ગુણોના બહુ માનવડે આશ્ચર્ય પામેલી તેણીએ કહ્યું, "અહો! તે આવા સમયે શું કરતા હશે?" અહીં રાણીનો કહેવાનો ભાવ એવો છે કે 'વસ્ત્ર બહાર નીકળી ગયેલા એક હાથને ઠંડી લાગવાથી હું આખા શરીરે આટલી પીડા પામું છું, તો અરણ્યમાં કંઇપણ વસ્ત્ર રહિત તપથી કૃશ થએલા તે મુનિ આવી ઠંડીમાં કેમ રહી શકતા હશે?' રાણીનો આ અભિપ્રાય તો રાણીના મનમાંજ રહ્યો, પણ તે પ્રગટ શબ્દો પાસે સુતેલા રાજાએ સાંભળ્યા, અને ઇર્ષાળુપણાથી તે શબ્દોનો અર્થ તેને વિપરીત ભાસ્યો; તેને એમ જણાયું કે 'જરૂર આણે કોઇ જારને સંકેત આપેલો, પણ હું તેની પાસે હોવાથી તે ત્યાં જઈ શકી નહી.' આવા વિચારથી રાજાનું ચિત્ત શંકાશાળું થયું, તેથી અતિખેદ પૂર્વક રાત્રિ વિતાવી. પ્રભાતમાં ઊઠીને રાજા ભગવન્ત પાસે જવા નીકળ્યો, જતાં જતાં અતિ ક્રોધાવેશથી અભયકુમારને બોલાવીને આજ્ઞા કરી કે 'રાણી સહિત આખું અન્તઃપુર સળગાવી દેજે.' રાજાની આવી ભયંકર આજ્ઞા સાંભળીને અભયકુમારે વિચાર્યું કે 'કોઈ કારણથી ઉત્પન્ન થયેલા ક્રોધવડે રાજાએ આવી અયોગ્ય આજ્ઞા કરી છે, પણ એવી રીતે ક્રોધમાં કરાયેલી આજ્ઞા મુજબ જો કરવામાં આવે, તો તેનું પરિણામ સુખકારી આવે નહીં. અને પતાની આજ્ઞા પણ કરવી; આવો વિચાર કરીને બુદ્ધિમાન અભયકુમારે અન્તઃપુર પાસેની એક શૂન્ય જુની હસ્તિશાળાને સળગાવી, અને પછી પોતે પણ ભગવન્તને વન્દન કરવા ચાલ્યો. અન્તઃપુરને સળગાવવાની આજ્ઞા આપીને શ્રેણિકરાજા ભગવન્ત પાસે આવ્યા, ત્યાં આવીને ભગવન્તને વંદન કરી પૂછ્યું,–'ભગવન્! ચેલ્લણા એક પતિવાળી છે, કે અનેક પતિવાળી છે?' ભગવન્તે કહ્યું, 'રાજા! ચેલ્લણા એક પતિવાળી છે.' ભગવન્તના વચનથી રાજાનો સંદેહ દૂર થયો, અને ક્રોધ શમી ગયો, તેથી સત્વર ત્યાંથી પાછા ફરીને અભયકુમારને કરેલી આજ્ઞાનો નિષેધ કરવા રાજમહેલ તરફ આવવા લાગ્યા. માર્ગમાંજ અભયકુમાર સામા મળ્યા, એટલે રાજાએ પૂછ્યું, 'કેમ અભય! અન્તઃપુર સળગાવ્યું?' કુમારે કહ્યું 'હા, સળગાવ્યું.' આથી ક્રોધાયમાન થએલા રાજાએ કહ્યું, 'અરે મૂર્ખ! વિચાર કર્યા વિના તેં એમ કર્યું, તો તું પણ તેમાં પેશીને કેમ સળગી મૂઓ નહિ?'

કુમારે કહ્યું 'મહારાજ ! હું અગ્નિમાં શા માટે પ્રવેશ કરૂં? આપની આજ્ઞા મુજબ કર્યું. એમાં મારો શો દોષ છે? છતાં આપને મારાથી ખેદ થાય છે, તો હવે હું આપને મુખ નહિ બતાવું, ભગવન્ત પાસે જઇ વ્રત ગ્રહણ કરીશ.' એમ કહીને અભયકુમારે ભગવન્ત પાસે જઇ દીક્ષા ગ્રહણ કરી. આ ઉદાહરણમાં સુશીલ ચેલ્લણાને દુઃશીલ માનનાર રાજાને પ્રથમ ભાવનો અનનુયોગ થયો, અને પછી યથાર્થ જાણવાથી ભાવનો અનુયોગ થયો. આ પ્રમાણે નિક્ષેપ અને ઉદાહરણ સહિત અનુયોગ અને અનનુયોગ કહ્યો. ૧૪૧૮.

હવે ભાષ્યકાર મહારાજ નિયોગનું સ્વરૂપ કહે છે.

नियओ व निच्छिओ वा हिओ व जोगो मओ निओगोत्ति ।
नेओ समेअ-लक्खण-सोदाहरणोऽणुओगो व ॥ १४१९ ॥

સૂત્રનો અભિધેયની સાથે, જે નિયત-નિશ્ચિત-હિતકારી અનુકૂળ યોગ એટલે સંબંધ, તે નિયોગ કહેવાય છે. તે નિયોગના ભેદ-લક્ષણ અને ઉદાહરણ અનુયોગની પેઠે જાણવાં. ૧૪૧૯. ભાષાનું સ્વરૂપ કહે છે.

भासा वत्ता वाया सुयवत्तीभावमेत्तयं सा य ।
सुयभावमित्तयं जह सामइयमिहेवमाईयं ॥ १४२० ॥

ભાષા એટલે વ્યક્ત વાણી, તે અહીં શ્રુતના વ્યક્તિભાવ માત્રને વાણી માની છે. એટલે, જેમકે સમનો આય એટલે લાભ તે સામાયિક, એ તે શ્રુતની ભાવ માત્ર વાણી કહેવાય. ૧૪૨૦.

બોલવું તે ભાષા-ભાષા અને વ્યક્તવાણી, એ સર્વ એકાર્થિક શબ્દો છે. તેમાં અહીં જે ભાષા કહી છે, તે શ્રુતના વ્યક્તિભાવ માત્ર રૂપે કહી છે. પણ સર્વ વિશેષરૂપ વિભાષા નથી કહી, કેમકે વિભાષા તો પર્યાય વિષયી છે. અહીંઆં ઉદાહરણ કહે છે-જેમ અવ્યક્ત અને નહિ જાણેલાં વિશેષ સ્વરૂપવાળાં શ્રુત-ભાવ માત્રને નહિં જાણનારા શિષ્યને ભાષક વ્યાખ્યાન કરનારાએ સ્પષ્ટ કરાય છે તેવી રીતે તે કહે છે. જેમકે આ શાસ્ત્ર પરિજ્ઞા અથવા સામાયિક અધ્યયન છે, તે સામાયિકનો આ શબ્દાર્થ છે. તાત્પર્ય એ છે કે ભાષક-વિભાષક-અને વાર્તિકકાર એમ ત્રણ પ્રકારના શ્રુતની વ્યાખ્યા કરનારા છે. તેમાં જે ભાષક છે, તે સામાન્ય શ્રુતને વ્યુત્પત્તિ સહિત વિશેષ નામરૂપે કથન કરીને ચરિતાર્થ થાય છે. જેમકે સમનો આય એટલે લાભ-પ્રાપ્તિ, તે સામાયિક; આ પ્રમાણે ભાષક સંબંધી ભાષાનું સ્વરૂપ છે. ૧૪૨૦. હવે વિભાષક સંબંધી વિભાષાનું સ્વરૂપ કહે છે.

विविहा विसेसओ वा होइ विभासा दुगाइपज्जाया ।
जह सामइयं समओ सामाओ वा समाओ वा ॥ १४२१ ॥

વિવિધ પ્રકારની અથવા વિશેષથી ભાષા, તે વિભાષા એ વિભાષા, બે આદિ પર્યાય-વાળી છે, જેમકે જેથી મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ થાય તે સામાયિક, અથવા સર્વ જીવોને પ્રિય એવી વસ્તુની પ્રાપ્તિ જેમાં થાય તે સામાયિક, અથવા રાગદ્વેષ રહિત સમભાવની પ્રાપ્તિ જેમાં થાય તે સામાયિક. ૧૪૨૧

વિવિધ પ્રકારે અનેક પર્યાયથી શ્રુતને પ્રગટ કરવું તે વિભાષા, અથવા પૂર્વે કહેલ ભાષાની અપેક્ષાએ વિશેષપણે શ્રુતને પ્રગટ કરવું તે વિભાષા, તે વિભાષા બે આદિ પર્યાયોવાળી છે; જેમકે "करेमि भंते । सामाइयं" ઇત્યાદિ સૂત્ર તે સામાયિક કહેવાય છે, અથવા સામયિક એટલે સર્વે મુમુક્ષોના સંકેત સમયમાં થયું હોય તે સામયિક, કારણ કે સર્વ મુમુક્ષો-મોક્ષની ઇચ્છાવાળાઓ સર્વ સાવદ્યનો ત્યાગ કરવારૂપ આ સામાયિકમાંજ પ્રથમ આવે છે, અને તે પછી ઉત્તરોત્તર ગુણ પ્રાપ્તિવડે સર્વ કલેશોથી મુકાય છે અથવા સમ્યગ્ અયન એટલે જેથી મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ થાય તે સમય અને તેજ સામાયિક, અથવા સર્વ જીવોને પ્રિય એવી શાંતિની પ્રાપ્તિ જેથી થાય તે સામાય અને તેજ સામાયિક અથવા રાગ-દ્વેષરહિત સમભાવની પ્રાપ્તિ થાય, એટલે દરેક સમયે અપૂર્વ અપૂર્વ કર્મ નિર્જરાની પ્રાપ્તિ થાય તે સામાયિક, ઇત્યાદિ ભિન્ન ભિન્ન પર્યાયથી સામાયિક શબ્દનો અર્થ કરવો તે વિભાષા કહેવાય છે. ૧૪૨૧. હવે વાર્તિકનું સ્વરૂપ કહે છે.

वित्तीए वक्खाणं वत्तियमिह सव्वपज्जवेहिं वा ।
वित्तीओ वा जायं जम्मि च जह वत्तए सुत्ते ॥ १४२२ ॥
उक्कोसयसुयनाणी निच्छयओ वत्तियं वियाणाइ ।
जो वा जुगप्पहाणो तओ य जो गेण्हए सव्वं ॥ १४२३ ॥

( જેમ સામાયિક અધ્યયનની નિર્યુક્તિપર આ વિશેષાવશ્યક ભાષ્ય છે તેમ ) વૃત્તિનું એટલે સૂત્રના વિવરણનું વ્યાખ્યાનરૂપ ભાષ્ય તે વાર્તિક કહેવાય, અથવા સર્વ પર્યાયોથી જે વ્યાખ્યાન તે, તથા સૂત્ર વિવરણથી આવેલું સૂત્રાર્થકથનરૂપ વ્યાખ્યાન તે, તેમજ જે સૂત્રમાં જે પ્રકારે હોય તે પ્રકારે સૂત્રની ઉપર ગુરૂપરંપરાએ આવેલું જે વ્યાખ્યાન તે, વાર્તિક કહેવાય. નિશ્ચયથી તો એવું વાર્તિક ઉત્કૃષ્ટશ્રુતજ્ઞાની કરી જાણે છે, અથવા ( ભદ્રબાહુસ્વામિ આદિની પેઠે ) જે યુગમાં જે પ્રધાન આચાર્ય હોય તે, અથવા એવા યુગપ્રધાન આચાર્ય પાસેથી ( સ્થૂલભદ્ર સ્વામિઆદિની પેઠે ) જેણે સર્વ શ્રુત ગ્રહણ કર્યું હોય તે વાર્તિક કરી જાણે છે. ભાષકાદિ ત્રણેનું સ્વરૂપ બીજી રીતે કહે છે—

ऊणं सममहियं वा भणियं भासंति भासगाईया ।
अहवा तिण्णिवि साहेज्ज कट्ठकम्माइणाएहिं ॥ १४२४ ॥

અનુયોગાચાર્યે કહેલા વ્યાખ્યાનથી ઓછું વ્યાખ્યાન જે બીજાને કહે, તે ભાષક કહેવાય, અનુયોગાચાર્યે કહેલા વ્યાખ્યાન જેટલુંજ વ્યાખ્યાન બીજાને જે કહે તે વિભાષક કહેવાય, અને અતિશય બુદ્ધિમાન્ તેથી અધિક વ્યાખ્યાન કહે તે વાર્તિકકાર કહેવાય. અથવા આ ત્રણેનું સ્વરૂપ કાષ્ઠકર્માદિના ઉદાહરણથી કહેવું. ૧૪૨૪.

ઉપરોક્ત કાષ્ઠકર્માદિ સંબંધી ઉદાહરણો કહે છે.

कट्ठे पोत्थे चित्ते सिरिघरिए वोंड-देसिए चेव ।
भासग-विभासएऽविय वित्तीकरए य आहरणा ॥ १४२५ ॥१२७॥३५॥

કાષ્ઠ-પુસ્ત ( લેપ્ય ) ચિત્ર-ભંડારી-કમળ અને માર્ગ દેશકના ઉદાહરણો, ભાષક-વિભાપક અને-વાર્તિકકાર સંબંધી જાણવાં. ૧૪૨૫.

જેમ કોઈ કળાવાન્ કારીગર કાષ્ઠની અંદર અમુક પ્રકારનો આકાર માત્ર કોતરી શકે છે, બીજો કોઈ તેવાં સ્થૂલ અવયવોવાળું કંઈક રૂપ કોતરી શકે છે, અને વળી ત્રીજો કોઈ વિશેષ કળાવાન્ કારીગર સર્વ અવયવો યુક્ત સંપૂર્ણરૂપ ઉત્પન્ન કરી શકે છે; તેવીજ રીતે ભાષક કાષ્ઠસમાન સામાયિકાદિ સૂત્રનો કંઇક અર્થ માત્ર કહે છે, વિભાષક તેનો તેજ અર્થ અનેક પ્રકારે વિસ્તારીને કહે છે, અને વાર્તિકકાર તેજ અર્થ સર્વ વ્યાખ્યાના પ્રકારથી અતિ વિસ્તારથી કહે છે ૧ પુસ્ત એટલે લેપ્ય વસ્તુ, તેનું ઉદાહરણ પણ કાષ્ઠની પેઠે સમજવું, ૨ ચિત્રનું દૃષ્ટાન્ત આ પ્રમાણે છે, જેમ કોઈ ચિત્રકાર ભીંત આદિ ઉપર સામાન્યથી કોઇ રૂપનો આકાર માત્ર આલેખે છે, બીજો કોઈ વિશેષ કળાવાન્ તેની અંદર હડતાળ આદિના રંગથી ગૌરવર્ણાદિ ભાવો બતાવે છે, અને ત્રીજો કોઈ વધારે કળાવાન્ તેની અંદર સર્વ હાવભાવો બતાવી ચિત્રિતરૂપવાળાની આબેહુબ અવસ્થા બતાવે છે, આ દૃષ્ટાંતમાં દાર્ષ્ટાન્તિકની યોજના પૂર્વવત્ સમજવી૩ ચોથું ભંડારીનું ઉદાહરણ, જેમ કોઇ ભંડારી "આ ભાજનમાં આટલાં રત્નો છે." એટલુંજ માત્ર જાણે, બીજો ભંડારી તે રત્નોની જાતિ-પ્રમાણ વિગેરે પણ જાણે. અને ત્રીજો ભંડારી તે રત્નોના સર્વ ગુણ-દોષ પણ જાણે. આ દૃષ્ટાન્તમાંના પહેલા-બીજા-ને ત્રીજા ભંડારી સમાન અનુક્રમે ભાષક-વિભાષક અને વાર્તિકકાર જાણવા. ૪ આ સંબંધમાં પાંચમું ઉદાહરણ કમળનું છે. જેમ કોઇ કમળ અવિકસિત હોય છે, કોઇ અર્ધ વિકસિત હોય છે, અને કોઈ સર્વથા વિકસિત હોય છે; તેમ ભાષકાદિનાં વ્યાખ્યાનો પણ એકેકથી વધારે વિસ્તૃત હોય છે. ૫ છઠ્ઠું ઉદાહરણ માર્ગોપદેશકનું છે. જેમ કોઇ માર્ગોપદેશક એવા પુરૂષને માર્ગ પૂછતાં, તે સામાન્યથી માર્ગની દિશા માત્ર બતાવે છે, બીજો કોઇ વળી એ માર્ગમાં આવતા ગામ નગરાદિની નિશાનીઓથી વધારે સ્પષ્ટ માર્ગ બતાવે છે, અને ત્રીજો કોઇ એથી પણ વધારે સ્પષ્ટ જણાવે છે કે એ માર્ગે જવાથી આવો લાભ છે અથવા આવું નુકશાન છે. એ પ્રમાણે ભાષકાદિ પણ અનુક્રમે એકેકથી વધારે સ્પષ્ટ વ્યાખ્યાન કરે છે. ૧૪૨૫.

એજ અર્થ હવે ભાષ્યકાર કહે છે.

पढमो रूवागारं थूलावयवोवदंसणं बीओ ।
तइओ सव्वावयवे निद्दोसे सव्वहा कुणइ ॥ १४२६ ॥
कट्ठसमाणं सुत्तं तदत्थरूवेगभासणं भासा ।
थूलत्थाण विभासा सव्वेसिं वत्तियं नेयं ॥ १४२७ ॥

કાષ્ઠની અંદર કોઈ પુરૂષ રૂપનો આકાર માત્ર કરે છે, બીજો તેમાં સ્થૂલ અવયવો બનાવે છે, અને ત્રીજો સર્વથા પ્રકારે સર્વ નિર્દોષ અવયવો કરે છે. અહીં કાષ્ઠ સમાન સૂત્ર છે, તેના એક અર્થ માત્રને કહેનાર ભાષક છે, ઘણા અર્થો કહેનાર વિભાષક છે, અને સર્વથા પ્રકારે સર્વ અર્થ કહેનાર વાર્તિકકાર છે. ૧૪૨૬-૧૪૨૭.

પુસ્ત ( લેપ્ય વસ્તુ ) નું દૃષ્ટાન્ત સ્પષ્ટ કરે છે.

पोत्थं इट्टागारं इट्टावयवं समत्तपज्जायं ।
जह तह सुत्तं भासा विभासणं वत्तियं चेव ॥ १४२८ ॥

જેમ કોઈ લેપ્ય વસ્તુમાં પ્રથમ ઇન્દ્રાદિ સંબંધી રૂપનો આકાર માત્ર થાય છે, પછી તેમાં તેના આકાર જણાવાય છે, અને પછી તે રૂપાકાર સર્વ પર્યાયવાળું થાય છે; તેમ સૂત્ર

પણ ભાષકની ભાષા, વિભાષકની વિભાષા અને વાર્તિકકારના વાર્તિકથી જઘન્ય-મધ્યમ અને ઉત્કૃષ્ટ વ્યાખ્યાવાળું થાય છે. ૧૪૨૮ ચિત્રનું દૃષ્ટાન્ત સ્પષ્ટ કરે છે.

कुड्डे वत्तीलिहियं वण्णुम्मिन्नं समत्तपज्जयं ।
जह तह सुत्तं भासा विभासणं वत्तियं चरिमं ॥ १४२९ ॥

જેમ કોઈ લીસી ભીંત ઉપર પીંછીવડે પ્રથમ સામાન્ય આકાર માત્ર થાય છે, પછી હડતાલ આદિના રંગથી ગાત્રવર્ણાદિ ભાવવાળું થાય છે, અને પછી સંપૂર્ણ પર્યાયવાળું સર્વ ભાવ યુક્ત તે ચિત્ર થાય છે; તેમ સૂત્ર ભાષક-વિભાષક અને વાર્તિકનું વ્યાખ્યાન અનુક્રમે વિસ્તીર્ણ થાય છે. ૧૪૨૯. ભંડારીનું ઉદાહરણ આ પ્રમાણે છે.

भाणे जाई-माणं गुणे य रयणाण मुणइ सिरिघरिओ ।
जह तह सुयभाणे भासगादओ अत्थरयणाणं ॥ १४३० ॥

જેમ કોઈ ભંડારી ભાજનમાંના રત્નોની મરકતાદિ જાતિ માત્રને જાણે છે, કોઇક તે રત્નોનું માપ-વાલ-ગદિઆણાદિ પ્રમાણ જાણે છે, અને કોઈ તે રત્નોનાં રોગાપહાર-ક્ષુધા-તૃષા-અને શ્રમનો અપહારઆદિ ગુણોને પણ જાણે છે; તેવી રીતે શ્રુતરૂપ ભાજનમાંના અર્થને ભાષકાદિ એકેકથી વધારે વધારે વિસ્તૃત જાણે છે. ૧૪૩૦ કમળનું ઉદહરણ જણાવે છે.

पोंडं विभिन्नमीसिं दरफुल्लं वियसियं विसेसेण ।
जह कमलं चउरूवं सुत्ताइचउक्कमप्पेवं ॥ १४३१ ॥

જેમ અવિકસિત-અલ્પવિકસિત-અર્ધ વિકસિત અને સર્વથા વિકસિત એમ ચાર રૂપવાળું કમળ હોય છે; તેમ સૂત્રાદિ પણ ચાર રૂપવાળું હોય છે. ( એટલે અવિકસિત કમળ જેવું વિવરણ રહિત સૂત્ર, પછી અલ્પ વિવરણ-તેથી અધિક વિવરણ અને તેથી પણ અધિકતર વિવરણ ભાષકાદિની ભાષાઆદિથી હોય છે. ) ૧૪૩૧

માર્ગ બતાવનારનું ઉદાહરણ જણાવે છે.

पंथो दिसाविभागो गाम-पुराइ गुण-दोसपेयालं ।
जह पहदेसणमेवं सुत्तं भासापतियं च ॥ १४३२ ॥

જેમ કોઇ ગામનો માર્ગ પૂછવાથી કોઇક માર્ગદેશક દિશામાત્રથીજ માર્ગ બતાવે છે, બીજો વળી તે માર્ગમાં આવતા ગામ-નગરાદિ સહિત માર્ગ બતાવે છે, અને ત્રીજો તે માર્ગના ગુણદોષ પણ જણાવે છે; એ પ્રમાણે સૂત્ર પણ ભાષાદિ ત્રણ પ્રકારે છે. ૧૪૩૨.

આ કાષ્ઠાદિ સર્વ દૃષ્ટાન્તોમાં પરમાર્થ આ છે કે ભાષક-વિભાષક અને વાર્તિકકાર અનુક્રમે જઘન્ય-મધ્યમ-ઉત્કૃષ્ટ વક્તા છે. આ પ્રમાણે અહીં સુધી જિન પ્રવચનની ઉત્પત્તિ, પ્રવચનના એકાર્થિક નામો, અને તેના વિભાગ કહ્યા. હવે અનુક્રમે આવેલ દ્વારવિધિ કહેવી જોઇએ, પણ પૂર્વે ૧૩૬૦ મી ગાથામાં કહેલ દ્વારવિધિમાં પણ વિપર્યાસ ન થવો જોઇએ એ કારણથી દ્વારવિધિ કહેવાનું બાકી રાખીને પ્રથમ વ્યાખ્યાન વિધિ કહે છે.

पयस्स को णु जोगो वत्तुं ? सोउं च ? केण विहिणा वा ? ।
पुव्वोइयसंवद्धा वक्खाणविही विभागाओ ॥ १४३३ ॥

આ હવે કહેવાશે તે દ્વારવિધિ ( અથવા સર્વ અનુયોગ ) કહેવાને યોગ્ય ગુરૂ કેવા હોય ? તે સાંભળવાને યોગ્ય શિષ્યરૂપ શ્રોતા કેવા હોય ? અને કઈ વિધિથી એ સર્વ કહેવાય ? આ ત્રણ વાત કહેવાની છે. પૂર્વે ૧૩૬૦ મી ગાથામાં જણાવેલ સંબંધથી વ્યાખ્યાન વિધિ કહેવો જરૂરી છે એમ જણાવેલ છે, અથવા 'विभासाओ.' એવા પાઠની અપેક્ષાએ વ્યાખ્યાનવિધિ સામાન્યથી કહી છે, હવે તે વિશેષથી કહે છે. ૧૪૩૩

હવે તે વ્યાખ્યાનવિધિ નિર્યુક્તિકાર કહે છે.

**गोणी चंदणकंथा चेडीओ सावए वहिर गोहे ।**
**टंकणओ ववहारो पडिवक्खे आयरिय-सीसे ॥ १४३४ ॥ १२९॥१३६॥**

આચાર્ય તથા શિષ્યની યોગ્યતા અયોગ્યતાના વિચારમાં ગાય, ચન્દન કંથા–બે સખી ( જીર્ણ શેઠ તથા નવા શેઠની પુત્રીઓ )–શ્રાવક–બહેરો ગાય દોહનાર–અને ટંકણક વ્યવહાર એ ૭ ઉદાહરણો છે. ઉપનયમાં યોગ્યાયોગ્ય આચાર્ય અને શિષ્યો જાણવા. ૧૪૩૪.

ભાષ્યકાર એ દૃષ્ટાન્તો હવે વિસ્તારથી કહે છે, તેમાં પ્રથમ ગાયનું ઉદાહરણ બતાવેછે.

भग्गनिविट्ठं गोणिं केउं दंतो व न सुयमायरिओ ।
एवंमए वि गहियं गेण्ह तुमंपित्ति जंपंतो ॥ १४३५ ॥
अविगलगोविक्केया व जोऽविमद्दक्खमो सुगंभीरो ।
अक्खेवनिण्णयपसंगपारओ सो गुरू जोग्गो ॥ १४३६ ॥
सीसोऽवि पहाणयरो णेगंतेणावियारियग्गाही ।
सुपरिच्छियकेया इव त्थाणवियारक्खमो इट्ठो ॥ १४३७ ॥

ભાંગેલા પગવાળી બેઠેલી ગાય ખરીદીને બીજાને વેચવા ઇચ્છનારની પેઠે, જે આચાર્ય એમ કહે કે 'મેં પણ એમજ વગર વિચાર્યું શ્રુત ગ્રહણ કર્યું છે, અને તું પણ તેમજ ગ્રહણ કર.' એમ શ્રુતને આપનારો અયોગ્ય છે. અવિકલ સમજવાળા ગાય વેચનારની પેઠે જે સૂત્રઉપર થતા આક્ષેપ મર્દન કરવામાં સમર્થ, અતિ ગંભીર, આક્ષેપ અને નિર્ણયના પ્રસંગના પારંગત હોય, તે ગુરૂ યોગ્ય છે. શિષ્ય પણ તેજ વધારે શ્રેષ્ઠ છે, કે જે એકાન્તે વિચાર વિના ગ્રહણ ન કરે, પણ સારી રીતે પરીક્ષા કરીને ગાય ખરીદનારની પેઠે સ્થાન અને વિચારમાં સમર્થ હોય, તે તેજ ઇષ્ટ છે. ૧૪૩૫–૧૪૩૭

કોઈ ધૂર્ત મનુષ્યની સર્વાંગ સુન્દર ગાય, કોઈ એવા પ્રદેશમાં ચડી ગઈ કે જેથી તેનાં પગ ભાગી ગયા, ને તેથી તે ત્યાંથી ઉભી થઇ શકતી નહોતી, તે ધૂર્ત મનુષ્યે એ પ્રમાણે બેઠેલીજ ગાય કોઇને વેચવાનો ઇરાદો કર્યો, તેને તેવો એક ભોળો મનુષ્ય મળી ગયો, તેણે તેની પાસેથી સુન્દર જણાતી ગાય બેઠેલીજ ખરીદી લીધી, મૂલ્ય લઇને ધૂર્ત ત્યાંથી ચાલ્યો ગયો. પછી ખરીદનાર તે ગાય ઉભી કરીને ઘેર લઈ જવા તૈયાર થયો, પણ તે ગાય ભાંગેલા પગવાળી હોવાથી ઊઠી શકી નહિ. એટલે તેણે પણ એ પ્રમાણે બેઠેલીજ ગાય વેચવાનો આરંભ કર્યો, ગાયને સર્વાંગ સુંદર જોઇને બીજાઓને તે લેવાની ઇચ્છા થઈ, પણ તે લેનાર તેના જેવા મૂર્ખ નહતા, તેઓ તે ગાયના આંચળ વિગેરે અવયવો જોવાને

માટે ગાયને ઊભી કરવા લાગ્યા, પણ પેલો વેચનાર તેમને તેમ કરવા દેતો નથી, અને કહે છે કે મેં આ પ્રમાણે બેઠેલીજ ખરીદી છે, માટે તમે પણ તે પ્રમાણે બેઠેલીજ ખરીદો. તેના આવા કથનથી કોઇપણ તેની તે ગાય લેતુ નહોતું, પણ સામી તેની હાંસી કરીને ચાલ્યા જતા હતા.

આ ઉદાહરણની યોજના પ્રસ્તુતમાં આ પ્રમાણે કરવી, જેમ ભાંગી ગયેલા પગવાળી બેઠેલી ગાય બીજાને વેચવા ઇચ્છિનાર મુગ્ધ મનુષ્ય ખરીદનારની હાંસીને પાત્ર થાય છે, તેમ જે આચાર્ય એ પ્રમાણે કહે કે—'મેં આ પ્રમાણે વિચાર્યા વિનાજ શ્રુત ગ્રહણ કર્યું છે, માટે તમે પણ વિચાર્યા વિનાજ ગ્રહણ કરો.' આ રીતે શિષ્યને કહે તે આચાર્ય અયોગ્ય છે, એવા આચાર્યની પાસેથી શ્રુત ગ્રહણ કરવું નહી. કેમકે તેવા આચાર્ય સંશયાદિનું નિશ્ચય પૂર્વક સમાધાન કરી શક્તા નથી, તેથી મિથ્યાત્વ પામવાનો પ્રસંગ આવે છે. એવા આચાર્ય વ્યાખ્યાન આપવાને અયોગ્ય છે, અને પૂર્વે કહેલા મુગ્ધ મનુષ્યની પેઠે વગર વિચારેલું શ્રુત ગ્રહણ કરનાર શિષ્ય પણ અયોગ્યછે. પરન્તુ જે આચાર્ય અતિગંભીર હોય, અને આક્ષેપ-પરિહારના પ્રસંગમાં પારંગત હોય ( શંકાનું યથાર્થ સમાધાન કરવામાં નિપુણ હોય. ) તે આચાર્ય વ્યાખ્યાન આપવાને તથા શ્રુત સંભળાવવાને યોગ્ય છે, અને શિષ્ય પણ તેજ શ્રુત ગ્રહણ કરવા ને સાંભળવાને યોગ્ય છે કે જે વિચાર કરવા યોગ્ય વસ્તુમાં વિચાર કરનાર હોય, તેમજ કદાગ્રહરહિત હોય. ૧૪૩૫-૧૪૩૬-૧૪૩૭.

બીજું ચન્દનકંથાનું ઉદાહરણ કહે છે.

जो सीसो सुत्तत्थं चंदणकंथं च परपयाईहिं ।
मीसेइ गलियमहवा सिक्खियमाणेण स न जोग्गो ॥ १४३८ ॥
कंथीकयसुत्तत्थो गुरुवि जोग्गो न भासियव्वस्स ।
अविणासियसुत्तत्था सीसा-यरिया विणिद्दिट्ठा ॥ १४३९ ॥

જે શિષ્ય સૂત્ર અને અર્થને ભૂલી જવાથી અથવા પોતાના શિક્ષિતપણાના અભિમાનથી કોઇને ન પૂછતાં તે સૂત્ર કે અર્થને ચંદનકંથાની પેઠે પરમતાદિ અથવા અન્યગ્રંથાદિવડે મિશ્ર કરે, તે શિષ્ય અનુયોગ સાંભળવાને લાયક નથી; એ પ્રમાણે ગુરૂ પણ સૂત્રાર્થને મિશ્ર કરનાર હોય, તો તે પણ અનુયોગ કહેવાને લાયક નથી, પરન્તુ જે સૂત્રાર્થને મિશ્રત કરીને નાશ ન કરે, તે શિષ્ય અને આચાર્ય અનુયોગ સાંભળવાને તથા કહેવાને યોગ્ય છે. ૧૪૩૮-૧૪૩૯.

દ્વારિકાધિપતિ કૃષ્ણ વાસુદેવ પાસે દેવતાથી પ્રાપ્ત થએલી ગોશીર્ષ ચંદનની ચાર ભેરીઓ હતી. તેમાંની એક ભેરી, જ્યારે કોઈ યુદ્ધ પ્રસંગ આવે ત્યારે વગાડાતી તેથી તે સાંગ્રામિકી ભેરી કહેવાતી, બીજી ભેરી જ્યારે કોઇ પ્રયોજન આવે ત્યારે સામંત-અમાત્ય વિગેરે લોકોને જણાવવાને માટે વગાડાતી તે ઔદ્ભૂતિકી ભેરી, ત્રીજી ભેરી કૌમુદી મહોત્સવ જેવા ઉત્સવ વખતે લોકોને ઉત્સવ જણાવવાને વગાડાતી તે કૌમુદીકા ભેરી કહેવાતી, ચોથી ભેરી છ છ મહીનાના અન્તરે વગાડાતી, તે ચોથી ભેરીનો પ્રભાવ એવો હતો, કે જે કોઇ મનુષ્ય તે ભેરીનો શબ્દ સાંભળે, તેના અતીત કાલના છ માસ સંબંધી ઉપદ્રવ શાન્ત થઈ જતા. અને અનાગતકાલમાં છ મહિના સુધી નવા થતા નહિં. અહીં પ્રસ્તુતમાં આ ચોથી ભેરીની વાતજ ઉપયોગી છે, તેથી તેની ઉત્પત્તિ પ્રથમ જણાવવી જોઇએ.

એક વખત સૌધર્મ દેવલોકમાં સવ દેવોની સભામાં ઇન્દ્રમહારાજે કૃષ્ણ વાસુદેવની પ્રશંસા કરતાં કહ્યું કે " અહો! હે દેવો તમે જુઓ, કૃષ્ણવાસુદેવ જેવા સત્પુરૂષો લાખો દોષ: છતાં પણ તેમાંથી જે ગુણ હોય તેને ગ્રહણ કરે છે, અને નીચયુદ્ધથી કોઇ સાથે યુદ્ધ કરતા નથી. " ઇન્દ્ર મહારાજે કરેલી આ પ્રશંસાને એક દેવ નહિ માનતો વિચારવા લાગ્યો, કે ' શું બીજાના દોષ ગ્રહણ કર્યા સિવાય કોઇ રહી શકે? એ શું સંભવિત છે? એમ હોઇ શકેજ નહિ. ' આવો વિચાર કરીને તે દેવ ત્યાંથી નીકળીને એક બીભત્સ, કૃષ્ણવર્ણિ. અતિ દુર્ગંધવાળું શ્વાનનું શબ વિકુર્વ્યું, અને તેના મુખમાં મચકુન્દના પુષ્પ જેવા અતિ ઉજ્વળ દાન્તની પંક્તિ બનાવી. આવા પ્રકારનું શ્વાનનું શબ દ્વારાવતીની બ્હાર જાહેર રાજમાર્ગમાં મૂક્યું. તે વખતે ભગવન્ત નેમિનાથને વન્દન કરવાને તેજ માર્ગે થઇને સૈન્ય સહિત કૃષ્ણ મહારાજ ચાલ્યા. એવામાં પેલું દુર્ગંધ પૂર્ણ બીભત્સ શ્વાનનું શબ જોઇને તેના દુર્ગંધથી વાસુદેવનું બધું સૈન્ય એ માર્ગ તજીને બીજે માર્ગે ચાલ્યું. પણ વાસુદેવ તો પુદ્ગળોના સ્વરૂપનું વિવિધ પ્રકારે ચિન્તવન કરતા તેજ માર્ગે ચાલ્યા, અને તે શબ જોઇને મોટપણવડે બોલ્યા કે ' અહો ? જુઓ તો ખરા! અતિકોમળ કૃષ્ણ વસ્ત્રાંચળમાં મુક્તાવળીની પેઠે નિર્મળ કાન્તિ યુક્ત દાંતની પંક્તિ આ શ્વાનના મુખમાં કેવી શોભે છે? ' વાસુદેવના આ વચનથી પરીક્ષા કરવા આવેલ પૂર્વોક્ત દેવને પ્રતીતિ થઈ કે ' જે દેવેન્દ્રે કહ્યું હતું કે દોષ ગ્રહણ ન કરે તે સત્ય છે, ખરેખર મહાપુરૂષો બીજાના ગુણોનેજ જુએ છે, પણ દોષ તરફ તો દૃષ્ટિ સરખી નાંખતા નથી. ' આ બનાવ બન્યા પછી પરીક્ષા કરવાને એજ દેવે વાસુદેવનો અતિવલ્લભ અશ્વરત્ન હતું તેનું હરણ કર્યું. અશ્વરત્ન છોડાવવાને તેની સામે જે સૈન્ય ગયું, તે સર્વને તેણે જીતી લીધું, એટલે છેવટ વાસુદેવ પોતે તે લેવાને તેની પાછળ ગયા. દેવે કહ્યું, ' મારી સાથે યુદ્ધ કરીને મને જીતો તો તમારા અશ્વને લઈ જાઓ; તે સિવાય લઈ શકશો નહિ. ' કૃષ્ણ મહારાજે કહ્યું ' ઘણી ખુશીથી આપણે યુદ્ધ કરીએ, પરન્તુ હું રથમાં આરૂઢ છું, અને તું રથ વિનાનો છે, માટે તું પણ રથ લઇ રથમાં આરૂઢ થા, એટલે આપણે સમાનપણે યુદ્ધ કરીએ. જો રથ તને અનુકૂળ ન હોય, તો અશ્વ અથવા હસ્તિપર આરૂઢ થા. ' દેવે આમાંનું એક પણ વાહન ઇચ્છ્યું નહી, ત્યારે હરીએ કહ્યું કે તમે કહો તેમ, ત્યારે દેવે કહ્યું કે આપણે પરાઙ્મુખવાળા થઇને પૂતવાત ( પાછલા પગે પાઠું મારી ઝુડનો ઘા કરવો તે ) વડે યુદ્ધ કરીએ. આથી વાસુદેવે તેને કહ્યું કે ' જો એમજ તારો અભિપ્રાય હોય, તો હું તારાથી જીતાયો છું, કેમકે એવા નીચયુદ્ધથી હું કદી પણ યુદ્ધ કરતો નથી, ખુશીથી અશ્વ લઈ જા. ' વાસુદેવના આવા વચનથી તેને બરાબર પ્રતીતિ થઈ, તેથી દેવ પ્રત્યક્ષ થઇને બોલ્યો—' વાસુદેવ ! તમારા ધૈર્યથી હું પ્રસન્ન થયો છું, માટે કંઇ વરદાન માગો, દેવનું દર્શન નિષ્ફળ નથી હોતું. ' વાસુદેવે કહ્યું કે ' જો તમારી એવી ઇચ્છા હોય, તો ઉપદ્રવ શાન્ત કરનાર મહાભેરી આપો. ' દેવે તેમને તે આપી. પછી પોતાનું આગમન કારણ જણાવીને તે દેવ દેવલોકમાં ચાલ્યો ગયો. તે ભેરી ૭ ૭ મહીનાના અન્તે વગાડાતી. તે ભેરીનો શબ્દ જે કોઈ સાંભળતું તેના અતીત ને અનાગત સંબંધી ૭ મહીનાના વ્યાધિ વિગેરે ઉપદ્રવ શાન્ત થઈ જતા. ( ૭ મહિનાના મટી જતા ને ૭ મહિના સુધી નવા થતા નહીં ) એક વખત દૂર દેશાવરથી ભેરીનો પ્રભાવ સાંભળીને એક વણીક્ જે દાહજ્વરથી અતિશય પીડાતો હતો તે ત્યાં આવ્યો. રસ્તામાં વિલંબ થવાથી ભેરી વાગવાને દિવસે આવી શક્યો નહિં, તેથી તે ભેરીના રક્ષણ કરનારને કહેવા લાગ્યો કે—' ભાઈ ! જો તું મને આ ભેરીમાંથી ચંદનનો

એક ટુકડો આપે તો હું તને દસલાખ સોનામહોરો આપું.' દ્રવ્યના લોભથી ભેરીરક્ષકે તેમાંથી એક ટુકડો તેને આપ્યો, અને બીજા ચંદનના ટુકડાથી તે છિદ્ર પૂરી નાખ્યું. આ પ્રમાણે બીજાઓને પણ ભેરીમાંથી ટુકડા આપીને બીજા ટુકડાથી સાંધીને આખી ભેરી સાંધાવાળી કરી મૂકી. જ્યારે કોઇક કાલાંતરે કોઇક વ્યાધિનો ઉપદ્રવ થયો, ત્યારે વાસુદેવે તે ભેરી વગાડાવી, પણ આખી ભેરી સાંધેલી હોવાથી તેનો અવાજ આખી રાજસભામાં પણ સંભળાયો નહી. તપાસ કરતાં જણાયું કે 'ભેરીરક્ષકે આખી ભેરી સાંધીને નકામી કરી નાંખી છે.' આથી તે રક્ષકને મારી નાંખ્યો અને વાસુદેવે અઠ્ઠમનો તપ કરી ફરીને તે દેવને આરાધ્યો, દેવે આવીને પુનઃ બીજી તેવીજ ભેરી આપી. પછી તે ભેરીનું રક્ષણ કરવાને બીજો સારો પ્રામાણિક માણસ રાખ્યો, ને તે તેનું યત્નથી રક્ષણ કરવા લાગ્યો, તેથી વાસુદેવને પણ તે ભેરીનો યોગ્ય લાભ મળ્યો.

આ ઉદાહરણની યોજના અહીં પ્રસ્તુતમાં આ પ્રમાણે ઘટાવવી. જેમ દેવે આપેલી ચંદનની ભેરી, બીજા ચંદનના ટુકડાઓથી સાંધાવાળી કરી, તેથી તે ભેરી રોગોપશાંતિ કરવાના સામર્થ્યથી હીન થઇ ગઈ, તેમ જે કોઇ શિષ્ય અથવા આચાર્ય ભણી ગએલસૂત્રાર્થ ભૂલી જવાથી અથવા પોતાના શિક્ષિતપણાના અભિમાનથી અન્યમતાદિના સૂત્રાદિવડે અથવા અન્યગ્રન્થોવડે તે સૂત્રાર્થ મિશ્ર કરે. તો એ પ્રમાણે કરનાર શિષ્ય અથવા આચાર્ય અનુયોગ સાંભળવાને તથા કહેવાને લાયક નથી, પણ જે સૂત્રાર્થનો નાશ ન કરે અર્થાત્ અન્યદર્શનીના તે સ્થાનનું અભિધેય અભિપ્રાયથી મિશ્ર ન કરતાં જે સ્વમતાભિમત હોય તે પ્રમાણેજ અન્યને ઉપદેશ કરે. તે શિષ્ય અને ગુરૂ અનુયોગ સાંભળવાને તેમજ કહેવાને લાયક છે. ૧૪૩૮-૧૪૩૯. ત્રીજું બે શેઠીપુત્રીઓનું ઉદાહરણ.

> अत्थाणत्थनिउत्ताभरणाणं जिण्णसेट्ठिधूय व्व ।
> न गुरू विहिभणिए वा विवरीयनिओयओ सीसो ॥ १४४० ॥
> सत्थाणत्थनिउत्ता ईसरधूया सभूसणाणं व ।
> होइ गुरू सीसो-विय विणिओएंतो जहाभणियं ॥ १४४१ ॥

અસ્થાને આભરણ યોજનાર જીર્ણ ( જુના ) શેઠની પુત્રીની પેઠે, જે શિષ્ય ગુરૂએ વિધિપૂર્વક કહેલ અર્થને વિપરીતપણે યોજે તે અયોગ્ય છે; અને સ્વસ્થાને આભરણ યોજનાર નવીન શેઠની પુત્રીની પેઠે યથાર્થ સ્થાને અર્થને યોજનાર શિષ્ય ગુરૂ યોગ્ય છે. ૧૪૪૦-૧૪૪૧.

વસન્તપુર નગરમાં ત્યાંના રાજાએ જુના શેઠને તેના પદથી ભ્રષ્ટ કરીને તેને સ્થાને બીજા નવા શેઠને સ્થાપ્યો. તોપણ જીર્ણ શેઠની પુત્રીને નવા શેઠની પુત્રી સાથે પ્રિતિ ઘણી થઈ, પરન્તુ જુના શેઠની પુત્રી તે ઉપરનો દ્વેષ હૃદયમાંથી છોડતી નહિ; ચિત્તમાં હમ્મેશાં એમજ વિચારતી કે 'અમે આ લોકોના લીધે પદથી ભ્રષ્ટ થયા છીયે. એક વખતે એ બન્ને સખીઓ કોઇ જળાશયમાં સ્નાન કરવા ગઇ. ત્યાં જળાશયના તીર ઉપર આભરણો મૂકીને નવા શેઠની પુત્રી જુના શેઠની પુત્રી સાથે સ્નાન કરવા પેઠી. સ્નાન કરીને જુના શેઠની પુત્રી એકદમ પહેલી બહાર નીકળી અને નવા શેઠની પુત્રીના આભરણો પહેરીને ચાલવા લાગી, આથી જળાશયમાં રહેલી નવા શેઠની પુત્રીએ મોટા અવાજવડે તેને તેમ કરતાં અટકવા કહ્યું, પણ તેણે તે માન્યું નહી, અને ઉલટી કહેવા લાગી કે 'આ તો મારા પોતાના

આભરણો છે. ત્હારાં નથી.' ઇત્યાદિ આક્રોશ કરતી તે પોતાને ઘેર ગઈ, અને સર્વ હકીકત પોતાના માતા-પિતાને જણાવી. તેઓએ તેની વાતને આદર આપ્યો, અને કહ્યું કે, 'બેટા! તું તારે કંઈ પણ બોલ્યા વિના જોયા કર, શું થાય છે તે અમે પણ જોઇએ છીએ.' નવા શેઠની પુત્રી પણ જળાશયમાંથી નીકળીને ઘેર ગઈ, તેણે પણ સર્વ હકીકત પોતાના માતાપિતાને કહી. તેના માતા-પિતાએ તે આભરણો જુના શેઠ પાસે માગ્યાં, પણ તેણે આપ્યાં નહિ. આથી બન્નેની તકરાર રાજદ્વારમાં ગઈ. ત્યાં ન્યાયાધિકારીએ 'આ સંબંધમાં કોઈ સાક્ષી છે કે નહિ?' એમ પૂછતાં બન્ને તરફથી કહેવામાં આવ્યું કે 'ના, આમાં કોઈ સાક્ષી નથી.' તેથી બુદ્ધિમાન્ ન્યાયાધિકારીએ બન્ને છોડીઓને બોલાવીને પહેલું જુના શેઠની પુત્રીને કહ્યું કે 'જો આ આભરણો ત્હારાં પોતાનાં હોય, તો તે તું અમારી દેખતાંજ એકદમ પહેરી બતાવ.' ન્યાયાધિકારીના કહેવાથી તેણે તે આભરણો સત્વર પહેરવા માંડયાં, પરન્તુ અનભ્યાસથી અન્યસ્થાનનું આભરણ અન્યસ્થાને પહેરવા લાગી, કેટલેક સ્થાને તેણે પહેર્યાં પણ તેને બરાબર બંધ બેસતાં આવ્યાં નહીં. તે તેણે ગભરામણથી જાણ્યું નહિ. પછી ન્યાયાધિકારીએ નવિન શેઠની પુત્રીને તે આભરણો તેજ પ્રમાણે જલ્દીથી પહેરવાનું કહ્યું, એટલે તેણે નિરંતરના અભ્યાસથી સર્વ આભરણો યોગ્ય સ્થાને સત્વર ધારણ કરી લીધાં, તે તેને બરાબર બંધ બેસતાં પણ આવ્યાં. તેથી તેને ઘણાં શોભવા લાગ્યાં. ફરી તેને ન્યાયાધિકારીએ કહ્યું કે 'એકદમ આ આભરણો ઉતારી નાંખ.' તેણે તરતજ સત્વર સત્વર ઉતારી નાંખ્યાં; જુના શેઠની પુત્રીને તેમ ઉતારવાનું કહ્યું હતું ત્યારે તે સત્વર તે પ્રમાણે કરી શકી નહોતી. આથી ન્યાયાધિકારીએ નિશ્ચય કર્યો કે 'આ આભરણો નવિન શેઠની પુત્રીનાં છે, પણ જુના શેઠની પુત્રીનાં નથી, તે તો કેવળ આને ગળેજ પડે છે.' આ અભિપ્રાય તેઓએ રાજાને કહ્યો, એટલે રાજાએ તે આભરણો નવાશેઠની પુત્રીને અપાવ્યાં, અને જુના શેઠનો દંડ કરીને દુરંગમાં મોકલ્યો, કેમકે તેણે પુત્રીનો ખોટો પક્ષ અંગીકાર કરીને તેના અન્યાયને ઉત્તેજન આપ્યું હતું. આથી તેની પુત્રી પણ ઘણી દુઃખી થઈ.

આ પ્રમાણે જેમ જુના શેઠની પુત્રી આભરણોને અયોગ્યસ્થાને યોજવાથી અનર્થનું ભાજન થઇ, તેમ જે ગુરૂ પણ અર્થને અયોગ્યસ્થાને જોડે, તે ગુરૂપદને લાયક નથી, કેમકે તેવા ગુરૂ આ લોક અને પરલોક સંબંધી અનેક અનર્થના ભાજન થાય છે. વળી શિષ્ય પણ ગુરૂએ યથાર્થ પ્રરુપેલા અર્થને અજ્ઞાનથી વિપરીતપણે યોજે તો તે શિષ્ય પણ અયોગ્ય છે; પરન્તુ સ્વસ્થાને આભૂષણો ધારણ કરનાર નવા શેઠની પુત્રીની પેઠે, અર્થને યોગ્ય સ્થાને યોજનાર ગુરૂ, ગુરૂપદને યોગ્ય છે, અને શિષ્ય પણ ગુરૂએ કહેલા અર્થને યથાર્થ યોજે, તો તે વ્યાખ્યાન સાંભળવાને યોગ્ય છે, અને તેવોજ શિષ્ય કલ્યાણનું ભાજન થાય છે. ૧૪૪૦-૧૪૪૧. ચોથું શ્રાવકનું ઉદાહરણ.

चिरपरिचियंपि न सरइ सुत्तत्थं सावओ सभज्जं व्व ।
जो न स जोगो सीसो गुरुत्तणं तस्स दूरेणं ॥ १४४२ ॥

ચિરકાળથી પરિચિત પોતાની ભાર્યાને પરસ્ત્રીની બુદ્ધિથી ભોગવતાં જેમ શ્રાવક તેને ઓળખી શકયો નહિ, તેમ ચિરકાળથી પરિચિત સૂત્રાર્થને શૂન્ય હૃદયથી જે સંભારી ન શકે, તે શિષ્ય શિષ્યપણાને યોગ્ય નથી, તો પછી તેવાનું ગુરૂપણું તો દૂરજ રહ્યું.

( આ કથા પાછળ ૧૪૧૨ મી ગાથાના વિવરણમાં આવી ગઈ છે તેથી ફરી અહીં લખી નથી ) ૧૪૪૨.

પાંચમું બહેરા ગામડીઆનું ઉદાહરણ.

अन्नं पुट्ठो अन्नं जो साहइ सो गुरू न बहिरो व्व ।
न य सीसो जो अन्नं सुणेइ परिभासए अन्नं ॥ १४४३ ॥

બહેરા મનુષ્યની પેઠે જે ગુરૂ અન્ય વાત પૂછવામાં આવી હોય અને અન્ય જવાબ આપે, તે ગુરૂ અયોગ્ય છે; અને જે અન્યથા સાંભળીને બીજાને અન્યથા કહે તે શિષ્ય પણ અયોગ્ય છે. ( આ ઉદાહરણ પૂર્વે આવી ગયું છે, એટલે ફરી નથી લખતા. આ ઉદાહરણનો ઉપનય એ છે કે જે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ આદિની યોગ્યતા વિના સ્વયં ગમે તેમ બોલે તે શિષ્યપણાને યોગ્ય નથી, તો પછી ગુરૂપણાને તો યોગ્ય ક્યાંથીજ હોય? ) ૧૪૪૩

છઠું ટંકણક સાથેના વ્યવહારનું ઉદાહરણ.

अक्खेव-निण्णय पसंगदाणगहणाणुवत्तिणो दोऽवि ।
जोग्गा सीसायरिया टंकण-वणिओवमा समए ॥ १४४४ ॥

अहवा गुरुविणय-सुयप्पयाणभण्डविणिओगओ दोऽवि ।
निज्जरलाभयसहिया टंकण-वणिओवमा जोग्गा ॥ १४४५ ॥

સિદ્ધાન્તમાં કહેલ ટંકણક અને વણિકની પેઠે, આક્ષેપ અને નિર્ણય, પ્રાસંગીક ઉપદેશ અને તેનું ગ્રહણ, તેને અનુસરનારા શિષ્ય તથા આચાર્ય બન્ને અનુયોગને લાયક છે. અથવા ગુરૂવિનય અને શ્રુતપ્રદાન રૂપ ભાંડના વિનિયોગથી શિષ્ય તથા આચાર્ય બંનેને નિર્જરાનો લાભ થાય છે, તેથી ટંકણક અને વણિકના જેવા તે બંને ગુરૂ અને શિષ્ય અનુયોગને લાયક છે. ૧૪૪૪-૧૪૪૫.

ઉત્તરદિશામાં આવેલા મ્લેચ્છ દેશમાં ટંકણ નામના મ્લેચ્છો રહેતા હતા, તેઓ દાક્ષિણદેશમાંથી આવેલા વેપારીઓ પાસેથી સુવર્ણના બદલામાં કરિઆણું ખરીદતા, પરન્તુ એ વેપારીઓ મ્લેચ્છની ભાષા જાણતા નહિ, અને મ્લેચ્છો તેમની ભાષા જાણતા નહિ, આથી બંને જણાઓ વ્યવહાર ચલાવવાને સુવર્ણનો અને કરિઆણાનો ઢગલો કરતા, અને જ્યાં સુધી એક બીજાની ઇચ્છા મુજબ તે ઢગલા થતા નહિ, ત્યાં સુધી તેઓ તેપરથી હાથ ઉઠાવતા નહિ, જ્યારે બંનેને સંમત થાય, ત્યારે તેઓ તેપરથી હાથ ઉઠાવી લેતા, એ પ્રમાણે અન્યોન્ય વ્યવહાર કરતા.

આ ઉદાહરણનો ઉપનય આ પ્રમાણે છે, જેમ ટંકણકો અને વેપારીઓ એક બીજાની ઇચ્છા પૂર્ણ થતા સુધી સુવર્ણનો અને કરીઆણાનો ઢગલો કરે છે. તેમ શિષ્ય પણ પૂર્વપક્ષ કરીને ત્યાં સુધી પૂછે કે જ્યાં સુધી સૂત્રાર્થ બરાબર સમજી શકાય; પરન્તુ ભય-લજ્જા અહંકાર આદિવડે સૂત્રાર્થ બરાબર સમજ્યા વિના ગમે તેમ આગળ ચાલ્યો ન જાય, ગુરૂ પણ શિષ્યને ત્યાં સુધી નિર્ણય કરી આપે, કે જ્યાં સુધી તેને બરાબર સૂત્રાર્થ સમજી શકાય. અને પ્રાસંગીક પણ એટલુંજ કહે કે જેટલું શિષ્ય ગ્રહણ કરી શકે, એથી વધારે ન કહે. શિષ્ય પણ પોતાની શક્તિ મુજબજ ગ્રહણ કરે, વધારે ગ્રહણ ન કરે. એ પ્રમાણે યોગ્યતાનુસાર શ્રુતોપદેશ દેનાર અને ગ્રહણ કરનાર આચાર્ય અને શિષ્ય બંને અનુયોગને લાયક છે.

અથવા ટંકણ અને વાણિયાનું ઉપમાન બીજી રીતે જણાવે છે. શિષ્યે ઉચિતતાનું ઉલ્લંઘન કર્યા સિવાય ગુરૂનો સર્વ વિનય કરવો. અને ગુરૂએ પણ શિષ્યની યોગ્યતા પ્રમાણે સર્વશ્રુત આપવું. આ પ્રમાણે અન્યોન્યના વિનિયોગથી શિષ્યને તથા આચાર્યને કર્મનિર્જરા થાય છે. તેથી તેઓ અનુયોગને લાયક છે. આથી વિપરીતપણે વર્તવામાં આવે તો તે અનુયોગને લાયક નથી. ૧૪૪૪-૧૪૪૫.

એ પ્રમાણે ૧૪૩૪ ની ગાથામાં કહ્યા મુજબ ગુરૂ અને શિષ્ય બન્નેની યોગ્યતા તથા અયોગ્યતા જણાવવા દૃષ્ટાન્તો કહી હવે એકલા શિષ્યનીજ વિશેષે યોગ્યતા અને અયોગ્યતા કહે છે.

अत्थी स एव य गुरु होइ जओ तो विसेसओ सीसो ।
जोग्गाऽजोग्गो भन्नइ तत्थाजोग्गो इमो होइ ॥ १४४६ ॥

અર્થી એટલે શ્રુતાર્થ સાંભળનાર શિષ્યજ કાળાન્તરે સૂત્રાર્થ જાણીને ગુરૂ થાય છે, તેથી વિશેષ કરીને શિષ્યનીજ યોગ્યતા અને અયોગ્યતા કહીએ છીએ. તેમાં આ પ્રમાણે હોય તે અયોગ્ય થાય છે. ૧૪૪૬,

कस्स न होही देसो अणब्भुवगओ य निरुवगारी य ।
अप्पच्छंदमईओ पट्ठियओ गंतुकामो य ॥ १४४७ ॥ १३०।१३१॥

અનભ્યુપગત-નિરૂપકાર-સ્વેચ્છાચાર મતિવાળો-પ્રસ્થિત અને જવાની ઇચ્છાવાળો, એવો અયોગ્ય શિષ્ય, ક્યા ગુરૂને અપ્રિય ન થાય? સર્વને થાયજ. ૧૪૪૭.

એ ઉપરોક્ત અનભ્યુપગતાદિનું સ્વરૂપ ભાષ્યકાર કહે છે.

भन्नइ अणब्भुवगओऽणुवसंपन्नो सुओवसंपयया ।
गुरुणो करणिज्जाइं अकुव्वमाणो निरुवगारी ॥ १४४८ ॥

अप्पच्छंदमईओ सच्छंदं कुणइ सव्वकज्जाइं ।
पत्थियओ संपत्थियविइज्जओ निच्चगमिउ व्व ॥ १४४९ ॥

गंतुमणो जो जंपइ नवरि समप्पउ इमो सुयक्खंधो ।
पढिउ सोउं च तओ गच्छं को अच्छती एत्थं ? ॥ १४५० ॥

શ્રુતોપસંપદાએ જે રહિત તે અનભ્યુપગત કહેવાય, ગુરૂના કાર્યને નહિ કરનાર નિરૂપકારી, સર્વ કાર્યો પોતાની મરજી મુજબ કરનાર તે આત્મચ્છંદક બુદ્ધિવાળો, નિત્યગામીની માફક જે કોઈ જનારો હોય તેની સાથે જવાને તૈયાર થનાર તે પ્રસ્થિતક, અને જવાની ઇચ્છાવાળો તે એમ કહે કે આ શ્રુતસ્કંધ સમાપ્ત થાઓ. તે ભણીને તથા શ્રવણ કરીને પછી જઇશ, અહીં રહેવાથી શું ફળ છે? આ પ્રમાણે વર્તનાર શિષ્ય સર્વથા અયોગ્ય છે. ૧૪૪૮-૧૪૪૯-૧૪૫૦. હવે યોગ્ય શિષ્યના ગુણો બતાવે છે.

विणओणएहिं पंजलियडेहिं छंदमणुयत्तमाणेहिं ।
आराहिओ गुरुजणो सुयं वहुविहं लहुं देइ ॥ १४५१ ॥ १३१।१३०॥

વિનયથી નમ્ર, બે હાથ જોડીને પૃચ્છા કરનાર, ગુરૂના અભિપ્રાયને અનુસારે વર્તનાર, ઇત્યાદિ શિષ્યના ગુણોવડે આરાધિત ગુરૂમહારાજ બહુ પ્રકારનું શ્રુત શિષ્યને શીઘ્ર આપે છે-શીખવે છે. ૧૪૫૧.

એજ અર્થ ભાષ્યકાર સ્પષ્ટ કરે છે.

विणओणओऽभिवंदइ पढए पुच्छइ पडिच्छए वा णं ।
पंजलियडोऽभिमुहो कयंजली पुच्छणाईसु ॥ १४५२ ॥
सद्दहइ समत्थेइ य कुणइ करावेइ गुरुजणाभिमयं ।
छंदमणुयत्तमाणो स गुरुजणाराहणं कुणइ ॥ १४५३ ॥

વિનયાવનત એટલે ગુરૂને વંદન કરે, તેમની પાસે ભણે, અને પૂછે. અને ગ્રહણ કરે, કૃત-પ્રાંજલી એટલે કંઈ પૃચ્છા વિગેરે કરતાં ગુરૂ સન્મુખ બે હાથ જોડીને ઉભો રહે; છંદાનુવર્તિ એટલે ગુરૂને સમ્મત હોય તે પોતે માન્ય કરે, તેનું સમર્થન કરે, તે કાર્ય પોતે કરે, અને બીજા પાસે કરાવે. એ પ્રમાણે વર્તનાર શિષ્ય ગુરૂજનની આરાધના કરે છે. ૧૪૫૨-૧૪૫૩.

બીજી રીતે યોગ્યાયોગ્ય શિષ્યનું સ્વરૂપ કહે છે.

सेलघण-कुडग-चालणि-परिपूणग-हंस-महिस-मेसे य ।
मसग-जलूग-विराली-जाहग-गो-भेरि-आभीरी ॥ १४५४ ॥१३१॥१३९॥

પાષાણ અને મેઘનું-ઘડાનું-ચાલણીનું-સુઘરી ( પક્ષી વિશેષ )ના માળાનું-હંસનું-મહિષનું-બકરાનું-મશકનું-જળોનું-બિલાડીનું-જાહકનું-ગાયનું-ભેરીનું-અને આભીરીનું એ ચૌદ ઉદાહરણો શિષ્યની યોગ્યતા અને અયોગ્યતાના વિષયમાં છે. ૧૪૫૪.

એ ઉદાહરણોમાંનું પહેલું પાષાણ અને મેઘનું ઉદાહરણ ભાષ્યકાર કહે છે.

उल्लेऊण न सक्को गज्जइ इय मुग्गसेलओऽरन्ने ।
तं संवट्टयमेहो सोउं तस्सुप्परिं पडइ ॥ १४५५ ॥
रविउ त्ति ठिओ मेहो, उल्लोऽमि नव त्ति गज्जइ य सेलो ।
सेलसमं गाहेस्स निव्विज्जइ गाहगो एवं ॥ १४५६ ॥
आयरिए सुत्तम्मि य परिवाओ सुत्त-अत्यपलिमंथो ।
अन्नेसिंपिय हाणी, पुट्ठावि न दुद्धया वंझा ॥ १४५७ ॥
वुट्ठेवि दोणमेहे न कण्हभोमाओ लोट्टए उदयं ।
गहण-धरणासमत्थे इय देयमछित्तिकारिम्मि ॥ १४५८ ॥

અરણ્યમાં ( પર્વત નજીક પ્રદેશમાં ) એક મુદ્‌ગશૈલ ( મગ જેવડો કાળો પત્થર ) અભિમાનથી ગર્જના કરવા લાગ્યો, કે મને કોઇપણ ભિંજાવી શકે તેમ નથી. તે સાંભળીને સંવર્તક મેઘ તેનાપર સાત રાત્રિ-દિવસ વર્ષ્યો. પછી હવે તે ભીંજાયો હશે એમ માનીને મેઘ વર્ષતો બંધ રહ્યો. એટલે પત્થર બોલ્યો કે 'તો હું ભીંજાયો નથી.' એ પ્રમાણે પત્થર જેવા શિષ્યને શ્રુત ગ્રહણ કરાવીશ એમ માનીને ગુરૂ પ્રયાસ કરે પણ

પછી નિર્વેદ પામે. કારણ કે એવાને શ્રુતાર્થ આપતાં તે ન પામે તેથી નિન્દા થાય અને પોતાને તથા બીજા સુજ્ઞશિષ્યોને સૂત્રાર્થનો નાશ થાય. એ શિવાય બીજી પણ સૂત્રાર્થાદિ નિન્દાથી હાનિ થાય છે, કેમકે હાથથી બહુવાર આંચળને સ્પર્શ કર્યા છતાં પણ વંધ્યા ગાય દૂધ આપતી નથી. અને દ્રોણપ્રમાણ મેઘ વર્ષે તો પણ કૃષ્ણભૂમિ ઉપરથી જરા પણ પાણી ચાલ્યું જતું નથી, તેમ ગ્રહણ અને ધારણ કરવામાં સમર્થ એવા શિષ્યને આપતાં સૂત્રાર્થ નાશ ન પામે, તે માટે તેને આપવું. ૧૪૫૫-૧૪૫૮.

મુદ્ગરશૈલનુંજ દૃષ્ટાંત વિશેષે કહે છે:—

કોઈ અરણ્યમાં પર્વતની આજુબાજુની ભૂમિમાં ગોળ સુંવાળો કાંઇક ભૂમિમાં દબાયેલો અને ચકચકિત મગઆદિના જેવડો નાનો શ્યામ પત્થર હતો. તે એક વખત ગર્વ પૂર્વક બોલવા લાગ્યો, કે ગમે તેવા જળપ્રવાહથી મને ભીંજાવી શકે અથવા ભેદી શકે એવો કોઇ મેઘ આ વિશ્વમાં નથી. તેનું આ અભિમાન યુક્ત ભાષણ સંવર્તક નામના મહામેઘે સાંભળ્યું. ( આ મેઘ ઉત્સર્પિણી કાળના બીજા આરાના પ્રારંભમાં પૂર્વદગ્ધ ભૂમિને શાન્ત કરવાને વર્ષે છે, તેનું જળ ભૂમિને અતિશય રસાળ અને વાસિત બનાવે છે. ) આથી તેણે વિચાર્યું કે 'આ પાષાણનો ગર્વ હું દૂર કરૂં.' એમ નિશ્ચય કરીને તે પત્થર ઉપર સાત અહોરાત્ર પર્યન્ત મુશળધાર પ્રમાણે તે વર્ષ્યો, એ પ્રમાણે મહાવૃષ્ટિ કરવાથી તેણે માન્યું કે 'હવે તો એ પત્થરના ટુકડેટુકડા થઇ ગયા હશે.' તેથી વૃષ્ટિ બંધ કરીને તે શાન્ત થયો. વૃષ્ટિ બંધ થઈ અને સર્વ પાણી દૂર થયું, એટલે તે પત્થર તો વધારે ઉજ્વળ થઈ પ્રકાશમાન થયો થકો પુન: ગર્જના કરીને કહેવા લાગ્યો કે 'અરે પુષ્કરાવર્તક! ( સંવર્તક મેઘનું બીજું નામ છે. ) હું ભીંજાયો છું અથવા ભેદાયો છું કે નહિ? તે તું બરાબર જો, આટલીજ વૃષ્ટિ કરીને શાન્ત કેમ થઈ ગયો? એટલી વૃષ્ટિથી તો તલના ફોતરાના ત્રિજા ભાગ જેટલો અંશ પણ મારો ભેદાયો નથી, તેમ અંદર આર્દ્ર પણ થયો નથી.' એ પત્થરની એવી ઉક્તિ સાંભળીને વિલખો થએલો મેઘ લજ્જા પામીને પોતાને સ્થાને ગયો. આ રીતે જેમ અતિવૃષ્ટિથી પણ શ્યામ પત્થર ભિંજાયો નહિ કે ભેદાયો નહિ, તેમ અનેક વચનયુક્તિની પરંપરાથી પણ જેનું ચિત્ત આર્દ્ર થાય નહિ અથવા ભિંજાય નહિ. અર્થાત્ ગુરૂએ કહેલા સૂત્રાર્થ રૂપ ઉપદેશમાંથી એક અક્ષર પણ જેના અન્ત:કરણમાં પરિણામ ન પામે. તેવા શ્યામ પત્થર સમાન શિષ્યને આગ્રહથી કોઇ એમ કહે કે 'હું આને સૂત્રાર્થ ગ્રહણ કરાવીશ.' એવી પ્રતિજ્ઞાથી મોટા આડંબરથી તેને શીખવવાનો આરંભ કરે, પરન્તુ પત્થર જેવો એ શિષ્ય એક અક્ષર પણ ગ્રહણ ન કરે, અને પોતાના આગ્રહથી જરાપણ બોધ ન પામે. આથી પુષ્કરાવર્ત મેઘની પેઠે ઘણો કાળ કલેશ અનુભવીને અધ્યાપક ગુરૂ ખેદ પામે છે. ઉપરોક્ત પ્રકારના અયોગ્ય શિષ્યને સૂત્રાર્થ આપનાર ગુરૂ માટે આગમમાં પ્રાયશ્ચિત્ત કહ્યું છે. કારણ કે એવા અયોગ્ય શિષ્યને સૂત્રાર્થ આપનાર આચાર્યની લોકમાં નિન્દા થાય છે. લોકો એમ કહે છે કે 'આ આચાર્યમાં પ્રતિપાદન શક્તિ નથી, અથવા તેવા પ્રકારનું ઉત્તમ જ્ઞાન પણ નથી. કારણ કે તે આવા એક શિષ્યને પણ બોધ આપી શક્તા નથી, વળી એમનું આગમ સૂત્ર પણ અત્યન્ત યુક્તિ રહિત હોય એમ લાગે છે, એમ ન હોય તો આ એક શિષ્ય પણ કેમ બોધ ન પામે.' ઇત્યાદિ પ્રકારે આગમની અને આચાર્યની નિંદા થાય છે. વળી એવા શિષ્યને ભણાવતાં આચાર્યને પોતાને સૂત્ર પરાવર્તન વ્યાખ્યાન વિગેરે રૂપ સ્વાધ્યાયમાં વિઘ્ન થવાથી સૂત્રાર્થનો નાશ થાય છે. તેમજ એથી બીજા યોગ્ય શિષ્યોને પણ સૂત્રાર્થની હાનિ થાય છે.

ઇત્યાદિ કારણોથી એવા અયોગ્ય શિષ્યને ભણાવવામાં વખતનો દુરૂપયોગજ થાય છે, વંધ્યા ગાયના ઘણીવાર આંચલ સ્પર્શીને ઘણીવાર પર્યન્ત દોહ્યા છતાં પણ જેમ દૂધ નથી મળતું તેમ તેવા શિષ્યને ભણાવવાથી કંઇ પણ ફળ નથી થતું. છતાં જો આગ્રહથી તેવા શિષ્યને ભણાવે તો તે ગુરૂએ આગમમાં કહ્યા મુજબ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.

આથી ઉલટું યોગ્ય શિષ્ય માટે દ્રોણમેઘનું ઉદાહરણ આપે છે. આકાશમાંથી થતી વૃષ્ટિના જળ બિંદુઓવડે ઘડો ભરાય, તેટલા જળ પ્રમાણ વર્ષનાર મેઘને દ્રોણમેઘ કહે છે, એવો દ્રોણમેઘ વર્ષ્યા છતાં તેનું એટલું બધું વર્ષેલું પણ પાણી કાળીભૂમિમાંથી અન્યત્ર ચાલ્યું જતું નથી, પરન્તુ તે ભૂમિમાંજ સમાઈ જાય છે. એ પ્રમાણે કોઇ શિષ્ય એવો પણ હોય કે જે ગુરૂમહારાજે કહેલું સર્વ ગ્રહણ કરી લે, તેમાંથી એક અક્ષર પણ લક્ષ બહાર ન જવા દે. એવા સૂત્રાર્થને ગ્રહણ તથા ધારણ કરવામાં સમર્થ અને શિષ્ય-પ્રશિષ્યની પરંપરાએ આપવાથી સૂત્રાર્થનો વિચ્છેદ નહિ થવા દેનાર એવા યોગ્ય શિષ્યને સર્વ સૂત્રાર્થરૂપ શ્રુત આપવું, પરન્તુ પૂર્વોક્ત અયોગ્ય શિષ્યને ન આપવું, કેમકે તેથી પૂર્વે કહેલા દોષો પ્રાપ્ત થાય છે. ૧૪૫૫-૧૪૫૮.

બીજું ઘડાનું ઉદાહરણ કહે છેઃ—

भाविय इयरे य कुडा अपसत्थ–पसत्थभाविया दुविहा ।
पुप्फाईहिं पसत्था सुर–तेल्लाईहिं अपसत्था ॥ १४५९ ॥

वम्मा य अवम्मावि य पसत्थवम्मा उ होंति अग्गेज्झा ।
अपमत्थअवम्मावि य, तप्पडिवक्खा भवे गेज्झा ॥ १४६० ॥

कुप्पवयणओसन्नेहिं भाविया एवमेव भावकुडा ।
संविग्गेहिं पसत्था वम्माऽवम्मा य तह चेव ॥ १४६१ ॥

जे उण अभाविया ते चउव्विहा, अहविमो गमो अन्नो ।
छिड्डकुड–भिन्न–खंडे सगले य परूवणा तेसिं ॥ १४६२ ॥

( ભાવિત અને અભાવિત એમ બે પ્રકારના ઘડા હોય છે. ) તેમાં ભાવિતઘડાઓ પણ કેટલાક પ્રશસ્તભાવિત અને કેટલાક અપ્રશસ્ત ભાવિત એમ બે પ્રકારના હોય છે. પુષ્પાદિવડે ભાવિત તે પ્રશસ્તભાવિત અને મદિરા તેલ આદિવડે ભાવિત તે અપ્રશસ્ત ભાવિત, વળી તે દરેક વામ્ય અને અવામ્ય એમ બે પ્રકારના હોય છે. તેમાંના પ્રશસ્ત ભાવિત હોય છતાં વામ્ય હોય અને અપ્રશસ્ત ભાવિત જો અવામ્ય હોય તો તે ઘડા અગ્રાહ્ય છે, પણ તેથી વિપરીત ઘડા ગ્રાહ્ય છે. ભાવઘડા તરીકે જીવો પણ એજ પ્રમાણે છે. એમાં કુપ્રાવચનિકાદિના સમીપપણાથી ભાવિત તે અપ્રશસ્ત ભાવિત અને સાધુઆદિના સંગથી ભાવિત તે પ્રશસ્ત ભાવિત ગણાય છે, પુનઃ તે વામ્ય અને અવામ્ય એમ બે બે પ્રકારે છે. વલી જે અભાવિત ઘડા છે તે પણ ચાર પ્રકારે છે આ ઘડાઓનો બીજો પ્રકાર જાણવો. ૧ છિદ્ર-૨ ફૂટેલો ૩ ભાગેલો ૪ પૂર્ણ. ૧૪૫૯-૧૪૬૨.

એજ દૃષ્ટાંતને વિશેષ કહે છેઃ—ઘડા બે પ્રકારના હોય છે, જે નવા પાકીને તૈયાર થએલા પુષ્પ-જળ-તેલ આદિ વસ્તુને અંગે ન વપરાએલા હોય, તે અભાવિત ઘડા કહેવાય છે, અને જે તે વસ્તુને અંગે વપરાએલા હોય, તે ભાવિત ઘડા કહેવાય છે, તેમાં જે સારી

વાસનાવાળા પુષ્પાદિ રાખવામાં વપરાએલા હોય તે પ્રશસ્ત ભાવિત કહેવાય અને મદિરા તેલ આદિ અશુભ વસ્તુ રાખવામાં વપરાએલા હોય તે અપ્રશસ્ત ભાવિત કહેવાય. વલી પ્રશસ્ત ભાવિત વામ્ય અને અવામ્ય એમ બે પ્રકારના છે. વામ્ય એટલે એ પ્રશસ્ત અથવા અપ્રશસ્ત જે ભાવ લાગ્યો હોય તે તજી દે તે વામ્ય, અને એ ભાવ ન તજી દે તે અવામ્ય. એ પ્રકારે અપ્રશસ્ત ભાવિત પણ વામ્ય અને અવામ્ય એમ બે પ્રકારે છે એમાં જે પ્રશસ્ત ભાવ તજી દેનાર ઘડા તે અગ્રાહ્ય છે, તથા જે અપ્રશસ્તભાવ નહિ તજનાર ઘડાઓ તે અપ્રશસ્ત અવામ્ય તે પણ અગ્રાહ્ય છે; પરન્તુ એથી વિપરીત જે પ્રશસ્તભાવ નહિ તજનારા અને અપ્રશસ્તભાવ તજનારા ઘડા હોય, તે ગ્રાહ્ય-સુંદર છે. આ પ્રમાણે જેમ દ્રવ્ય ઘડા છે, તેમ ભાવ ઘડા તરીકે જીવો પણ પ્રશસ્ત-અપ્રશસ્ત ગુણરૂપ જળ ધારણ કરનાર શિષ્ય-જીવો ભાવિત ને અભાવિતાદિ ભેદવાળા છે. એમાં કુપ્રવચન આદિના સંસર્ગથી ભાવિત તે અપ્રશસ્તભાવિત કહેવાય છે અને સંવિગ્ન સાધુઓના સંસર્ગથી ભાવિત તે પ્રશસ્તભાવિત કહેવાય છે. એની વામ્ય અને અવામ્ય ભાવના પણ પૂર્વની રીતેજ સમજવી, એટલે કે પ્રશસ્તભાવ વમનાર અને અપ્રશસ્તભાવ નહિ વમનાર અગ્રાહ્ય-અયોગ્ય છે, અને એથી વિપરીત એટલે પ્રશસ્તભાવ નહિ વમનાર તથા અપ્રશસ્તભાવ વમનાર શિષ્ય ગ્રાહ્ય-યોગ્ય છે.

એ પ્રમાણે ભાવિત ઘડાઓનું સ્વરૂપ કહ્યું; હવે અભાવિત ઘડાઓનું સ્વરૂપ કહે છે. જે અભાવિત ઘડા છે, તે છિન્ન-ભિન્ન-ખંડિત-અને પૂર્ણ એમ ચાર પ્રકારના હોય છે. અથવા ભાવિત-અભાવિત પક્ષ સિવાય આ ચાર કોઈ અન્ય પ્રકાર છે એમ સમજવું. એટલે કે કોઈ ઘડો છિદ્રવાળો હોય, કોઈ ઘડો ફુટેલો હોય, કોઈ કાંઠાથી ભાંગેલો હોય, અને કોઈ સંપૂર્ણ આખો હોય છે. જેમ એ ઘડાઓમાં ભરેલ પાણી ન્યૂનાધિક ચાલ્યું જાય છે, તેમ કોઇ શિષ્ય છિદ્રવાળા ઘડા જેવો હોય, તેને શ્રુત આપતાં તેની પાસે જરા પણ શ્રુત રહેતું નથી, શ્રવણ કરતાની સાથેજ તેમાંથી શ્રુત નાશ પામે છે, અધવચમાં ફુટેલા ઘડા જેવા શિષ્યને આપેલું શ્રુત થોડા વખત સુધી રહે છે પણ પરિણામે નાશજ પામે છે, કાંઠા ભાંગેલા ઘડા જેવા શિષ્યને આપેલું શ્રુત સંપૂર્ણ નથી રહેતું ઘણું રહે છે, માત્ર એમાંથી કેટલુંક વિસ્મરણ થાય છે, અને આખા ઘડા જેવા શિષ્ય હોય તેને આપેલું શ્રુત દીર્ઘકાળ પર્યન્ત અવિનષ્ટ રહે છે. ૧૪૫૯-૧૪૬૨

હવે ચાલણીનું ઉદાહરણ જણાવતા મગશીલીયો છિદ્રઘટ અને ચાલણીનો વાર્તાલાપરૂપે સંવાદ જણાવતા કહે છે.

सेलेयछिड्ड–चालणि मिहो कहा सोउमुट्ठियाण तु ।
छिड्डाऽऽह तत्थ विट्ठो सुमरिंसु सरामि नेदार्णि ॥ १४६३ ॥
एगेण विसइ विंतिएण नीइ कन्नेण चालणी आह ।
धन्न त्थ आह सेलो जं पविसइ णेतिनिय तुज्झं ॥ १४६४ ॥

પત્થર જેવા, સછિદ્ર ઘડા જેવા, અને ચાલણી જેવા શિષ્યો, પરસ્પર એક બીજાની કથા સાંભળીને ઉઠયા પછી બોલ્યા. તેમાં પ્રથમ સછિદ્ર ઘટસમાન શિષ્ય બોલ્યો કે-' ગુરૂ પાસે હતો તે વખતે તેમણે કહેલ અર્થ સાંભરતો હતો, હવે અત્યારે કંઇપણ સાંભરતું નથી.' એ સાંભળીને ચાલણી જેવો શિષ્ય બોલ્યો કે ' મારે તો એક કાને અર્થ પ્રવેશ

કરતો હતો અને બીજા કાને નીકળી જતો હતો.' આ પ્રમાણે સાંભળીને પત્થર જેવો શિષ્ય બોલ્યો કે 'તમે બન્ને ધન્ય છો, કેમકે તમારે તો અર્થ પ્રવેશ કરે છે અને નિકળી જાય છે, પરન્તુ મારે તો તેમ પણ થતું નથી.' ૧૪૬૩-૧૪૬૪

પૂર્વોક્ત ઉદાહરણોના અનુસારે શિષ્યોની પણ યોગ્યાયોગ્યતા જાણવી; જેમકે ઉપર કહેલા ત્રણ પ્રકારના શિષ્યો ગુરૂની પાસે વ્યાખ્યાન સાંભલી ઉઠીને બીજે ઠેકાણે જતા માંહોમાંહે કહેતા હવા-તેમાં પ્રથમ સછિદ્ર ઘટ સમાન શિષ્ય બીજાઓને કહેવા લાગ્યો કે 'ગુરૂસમીપે હું હતો ત્યારે જે સૂત્રાર્થ તેમણે કહ્યો હતો તે મને સાંભરતો હતો, હવે અત્યારે એમાંનો એક અક્ષર પણ યાદ નથી.' જેમ નીચે છિદ્રવાળા ઘડામાં નાખેલી કંઈ પણ ધાન્યાદિ વસ્તુ, ઘડો એક સ્થાને પડયો હોય, ત્યાં સુધી તેમાં રહે છે, પરન્તુ ઘડાને તે સ્થળેથી ઉપાડીએ કે તરતજ તેમાંની સઘળી વસ્તુ છિદ્રદ્વારા નીકળી જાય છે, તેવીજ રીતે એવા શિષ્યો પણ જ્યાં સુધી ગુરૂ પાસે બેસીને સૂત્રાર્થ શ્રવણ કરે, ત્યાં સુધી તેનું તેમને સ્મરણ રહે, પણ ત્યાંથી ઊઠયા પછી એક અક્ષર પણ યાદ ન રહે. સછિદ્ર ઘટ જેવા શિષ્યની વાતો સાંભળીને ચાલણી સમાન શિષ્ય બોલ્યો, 'ભાઈ! તું તો મારાથી ઘણા દરજ્જે સારો છે, કેમકે જ્યાં સુધી તું ગુરૂ પાસે રહ્યો, ત્યાં સુધી તો તેં એ સર્વ સ્મરણમાં રાખ્યું, અને પછી વિસ્મરણ થયું; પરન્તુ મારે તો ગુરૂએ કહેલ સૂત્રાર્થ એક કાનથી પેશીને બીજા કાનમાંથી નીકળી ગયો, જેમ ચાલણીમાં આટો આદિ ઉપરથી નાંખીએ અને નીચેથી જતો રહે તેમ ક્ષણવાર પણ હૃદયમાં એની સ્મૃતિ નથી રહી.' આ બન્નેની હકીકત સાંભળીને મુદ્ગશૈલ જેવો શિષ્ય બોલ્યો, 'અરે ભાઇઓ! તમે બન્ને મારાથી શ્રેષ્ઠ છો. કારણ કે તમારે ગુરૂએ કહેલ સૂત્રાર્થ એક કાનમાં પેશીને બીજા કાનેથી નીકળી ગયો, એટલુંએ થયું, મારે તો એટલું પણ ન થયું, પત્થરપર પડેલું પાણી જેમ તેના અંદરના ભાગમાં જરા પણ જતું નથી, તેમ મારે ગુરૂએ કહેલ સૂત્રાર્થનો અક્ષર પણ અન્તઃકરણમાં પ્રવેશ પામ્યો નથી.' આ પ્રમાણે આ ત્રણે પ્રકારનાં શિષ્યોમાં વિશેષતા સમજવી. ૧૪૬૩-૧૪૬૪

હવે એ ચાલણી ઉદાહરણના પ્રતિપક્ષમાં ખઉર કમઠકનું ઉદાહરણ કહે છે. અને સાથે બીજું સુઘરીના માળાનું ઉદાહરણ કહે છે.

तावसखउरकिढिणयं चालणिपडिवक्खु न सवइ दवंपि ।
परिपूणगम्मि उ गुणा गलंति दोसा य चिट्ठंति ॥ १४६५ ॥

ચાલણીના પ્રતિપક્ષમાં ખઊર કઠિનનું ઉદાહરણ છે, તેમાં નાખેલ ગમે તેવી દ્રવ-પ્રવાહી વસ્તુ હોય પણ તે નીકળતી નથી; સુઘરીના માળા જેવા શિષ્યમાંથી તો ગુણો નીકળી જાય છે અને દોષો રહે છે. ૧૪૬૫.

તાપસોના ભોજનાદિ માટેનું ઉપકરણ વિશેષ, તેને ખઊર કમઠક કહેવાય છે. એનું ઉદાહરણ ચાલણીના પ્રતિપક્ષમાં છે. આ ઉપકરણ વાંસ શુંબ આદિને અતિ સૂક્ષ્મપણે કુટીને કમઠકના આકારે બનાવેલું હોય છે. એ ઘણું નિબિડ હોય છે, તેથી તેમાં ગમે તેવો પ્રવાહી પદાર્થ નાખેલ હોય, તોપણ તેમાંથી તે નીકળતો નથી. એવીજ રીતે તેના સમાન જે શિષ્ય હોય, તે ગુરૂએ કહેલું સર્વ યાદ રાખે છે, જરાપણ ભૂલી જતો નથી, આવો શિષ્ય હોય તે ગ્રાહ્ય છે, તેજ અનુયોગને લાયક છે. પણ પૂર્વોક્ત ચાલણી આદિ જેવા શિષ્યો યોગ્ય નથી.

પરિપૂણક એટલે સુઘરીનો માળો, તેનું ઉદાહરણ કહે છે. સુઘરી (ચકલી વિશેષ)ના માળાથી ઘીઆદિ ગળ્યું હોય, તો તેમાંથી ઘી ગળાઇને નીચે પડે છે, અને તેમાંનો કચરોજ માત્ર માળામાં ભરાઈ રહે છે. તેવી રીતે તેના જેવા શિષ્યોમાં પણ સમજવું. એટલે કે એવા શિષ્યોમાંથી શ્રુત સંબંધી જે જે સર્વ ગુણો હોય તે સર્વ ઘીની પેઠે નીકળી જાય છે, અને ઘીના મેલની પેઠે શ્રુતના દોષોનેજ તે ગ્રહણ કરે છે. ગુણો તો સર્વથા તજી દેછે, આથી આવો શિષ્ય સર્વથા અયોગ્ય છે. ૧૪૬૫.

આ સંબંધમાં શિષ્ય શંકા કરે છે, ને તેનો શ્રીગુરૂમહારાજ ઉત્તર આપે છે—

सव्वण्णुप्पामण्णा दोसा हु न संति जिणमए केई ।
जं अणुवउत्तकहणं अपत्तमासज्ज व हवेज्जा ॥ १४६६ ॥

સર્વજ્ઞના પ્રામાણ્યથી જિનમતમાં દોષો હોતાજ નથી; (તો પછી દોષ કયાંથી ગ્રહણ કરે?) પરન્તુ ઉપયોગ રહિત ગુરૂના કથનથી અથવા અયોગ્ય શિષ્યથી તેમાં દોષો ઉત્પન્ન થાય છે. નિર્દોષ એવા પણ જીનમતે અયોગ્ય શિષ્યો અછતા દોષોને ઉત્પન્ન કરે છે.

શિષ્ય:—આ શાસનના પ્રવર્તક સર્વજ્ઞ હોવાથી-જિનમતમાં કોઈ પણ દોષો ન હોવાથી પરિપૂણક (સુઘરીના માળા જેવા) જેવા શિષ્યો તેમાંથી દોષો કેવી રીતે ગ્રહણ કરી શકે?

આચાર્ય:—એ સત્ય છે કે જિનમતમાં દોષો જરાપણ નથી; પરન્તુ ઉપયોગ રહિત ગુરૂના વ્યાખ્યાનથી અથવા અયોગ્ય શિષ્યથી તેઓએ કલ્પેલા દોષો થાય છે, અર્થાત્ અયોગ્ય શિષ્યો જિનમતમાં અવિદ્યમાન દોષો ઉત્પન્ન કરે છે, તેઓમાંના કેટલાએક એમ કહે છે કે આ બધાં સૂત્રો પ્રાકૃતભાષામાં રચેલાં છે માટે કોણ જાણે કોણે આ બધાં સૂત્રો રચેલાં હશે? કહેવાનું તત્ત્વ એ છે કે પ્રાકૃતભાષા હોવાથી વિશ્વાસ રાખવા લાયક નથી.

વળી બીજાઓ જણાવે છે કે સાધુઓ આરંભ પરિગ્રહ છોડી સાધુપણું આદરી નિર્ગ્રંથ બને છે ને ચારિત્ર પાલે છે, પણ તે અવસ્થામાં દાન નહિ દઈ શક્તા હોવાથી કેવલ ચારિત્રથી શું કલ્યાણ થવાનું? અર્થાત્ ચારિત્ર નિષ્ફલ છે. વળી કોઇક તો એમ કહે છે કે આ બધા શાસ્ત્રોમાં વારંવાર તેને તે છકાય જે પૃથ્વીકાયાદિક છે તેઓનું તથા પ્રાણાતિપાતવિરમણાદિ મહાવ્રતોનું નિદ્રાદિપ્રમાદોનું અને તેના પરિહારનુંજ વર્ણન છે, તે યોગ્ય નથી, કારણ કે સમજાવવા માટે ઉપદેશ કરવાનો છે, ને તે તો એક વખત કહેવાથી સમજાવી શકાય છે, માટે વારંવાર એ છકાયાદિનું કથન કરવું તે યોગ્ય નથી. તેમજ કેટલાક વસ્તુતત્ત્વને નહિં સમજનારા જણાવે છે કે મોક્ષ પ્રાપ્તિ માટે રચવામાં આવેલા શાસ્ત્રોમાં જ્યોતિષ્ચક્રની ગણતરી વગેરેનું અને યોનિપ્રાભૃતાદિથી સુવર્ણસિદ્ધિ આદિ પ્રતિપાદનની શી જરૂર હતી?, કેટલાક સામાન્ય સમજવાળા કહે છે કે જો જ્ઞાન મોક્ષ પ્રાપ્તિ માટે છે તો પછી તે જ્ઞાન અભ્યાસમાં કાલ અને અકાલ શો? શું માંદા મનુષ્યને દવા આપવામાં તથા મેલાં કપડાં ધોવામાં કાલઅકાલ દેખાય છે?. અર્થાત્ પ્રાકૃતભાષા હોવાથી, દાન વિનાનું ચારિત્ર આદરવાનું કહેલ હોવાથી, વારંવાર તેને તે અધિકારો હોવાથી, મોક્ષ પ્રાપ્તિ માટે ઉપયોગી નહિ એવા જ્યોતિષાદિક વિષયો કહેલ હોવાથી, તેમજ તેના અભ્યાસ માટે કાલ અકાલનો વિચાર કહેલ હોવાથી, સૂત્રો માનવા લાયક નથી, એમ કહી સર્વજ્ઞના શાસ્ત્રમાં પણ દોષો કહેવા તૈયાર થાય છે.

તે શંકાઓના સમાધાનોમાં ચારિત્રની નિર્મલતાની મ્હાના રાખનાર બાલ સ્ત્રી મૂઢ અને મૂર્ખ મનુષ્યોને પણ ઉપકાર થાય એટલા માટે તત્ત્વના જાણકારોએ સૂત્રો પ્રાકૃતભાષામાં રચેલા છે, પ્હેલાં કહેલ વસ્તુ બીજી વખત કહેવામાં આવે છે તેમાં કારણ છે. પ્હેલાં કહેલનો કોઈ કારણથી નિષેધ કરવો હોય અથવા નિષેધ કર્યો હોય છતાં કારણોને લીધે આજ્ઞા દેવી હોય અથવા તે વસ્તુમાં કંઇક વિશેષતા જણાવવી હોય. બીજી વખત કહેવામાં આવતું એક વાક્ય પણ નિષ્પ્રયોજન નથી. ને કાલ અકાલ તો કૃષિ-આદિમાં પ્રત્યક્ષ છે માટે તે શંકા નકામી છે. ૧૪૬૬

હવે હંસનું ઉદાહરણ કહે છે.

अंबत्तणेण जीहाएँ कूचिया होइ खीरमुदगम्मि ।
हंसो मोत्तूण जलं आइयइ पयं तह सुसीसो ॥ १४६७ ॥

હંસની જીભ ખાટી હોવાથી પાણીમાંના દૂધના ફોદા થઈ જાય છે, ને તેથી પાણી મૂકીને હંસ દૂધ પી જાય છે; તેવી રીતે સુશિષ્ય પણ દોષો તજીને ગુણો ગ્રહણ કરે છે. ૧૪૬૭

કોઇ ભાજનમાં દૂધ અને પાણી મેળવીને તે હંસને પીવા માટે મૂક્યું હોય, તો હંસની જીભ સ્વાભાવિક આમ્લ ( ખાટી ) હોવાથી, જળ મિશ્રિત દૂધમાં તે ચંચુ નાખે એટલે જીભની ખટાશથી પાણીમાંનું દૂધ મળીને પરપોટા જેવા તેના ફોદા થઈ જાય છે, તેથી હંસ એ પાણી મૂકીને પરપોટા જેવું થએલું દૂધ પી જાય છે; તેવીજ રીતે જે યોગ્ય-સુશિષ્ય હોય છે, તે ગુરૂના દોષો તજી દઇને માત્ર તેમના ગુણોજ ગ્રહણ કરે છે. ૧૪૬૭

હવે પાડાનું ઉદાહરણ કહે છે.

सयमवि न पियइ महिसो न य जूहं पियइ लोडियं उदगं ।
विग्गह—विकहाहिं तहा अयक्कपुच्छाहि य कुसीसो ॥ १४६८ ॥

જળાશયમાં પેઠેલો જંગલી પાડો, જેમ પોતે ડોળેલું પાણી પોતે પીતો નથીઅને બીજા ટોળાને પીવા દેતો નથી; તેમ કુશિષ્ય પણ કલહ તથા વિકથાદિવડે તથા વખતવગરની અયોગ્ય પૃચ્છાથી વ્યાખ્યાન ડોળી નાખે છે, ને તેથી તેમાંનું પોતે કંઈ ગ્રહણ કરતો નથી અને બીજાઓને પણ ગ્રહણ કરવા દેતો નથી. ૧૪૬૮.

જેમ કોઈ જંગલી પાડો પોતાના ટોળા સાથે કોઈ જળાશયમાં પેશીને તેમાંનું પાણી આમ તેમ ઉછાળીને ડોળું કરી નાખે છે, તેથી એ મલિન થએલું પાણી એ પાડો પોતે પીતો નથી અને બીજા ટોળાંને પણ પીવા દેતો નથી; તેવીજ રીતે કુપાત્ર શિષ્ય પણ વ્યાખ્યાન મંડળીમાં આવીને ગુરૂ સાથે અથવા બીજા કોઈ શિષ્ય સાથે કલહ કરે-વિકથા કરે, અસંબદ્ધ અયોગ્ય વગર વખતની પૃચ્છા આદિથી વ્યાખ્યાન ડોળી નાંખે, એટલે એ વ્યાખ્યાનમાંથી પોતે કંઈ ગ્રહણ કરે નહિ અને બીજા શિષ્યોને પણ ગ્રહણ કરવા દે નહિ. ૧૪૬૮. હવે તે પાડાથી ઉલટું મેઢાનું ઉદાહરણ કહે છે.

अवि गोपयम्मिवि पिबे सुढिओ तणुयत्तणेण तुंडस्स ।
न करेइ कलुसतोयं मेसो एवं सुसीसोऽवि ॥ १४६९ ॥

અંગ સંકોચીને આગલા બંને પગે નમીને તેનું નાનું મુખમાત્ર આગલ રાખી જળથી ભરેલા ગોપદમાંથી ( ગાયના પગથી પડેલા ખાડામાંનું પાણી ) પણ મેઢું પાણી પીએ છે, પરન્તુ તે તેને ડોળી નાંખતું નથી, તેવી રીતે સુશિષ્ય પણ ગુરૂ પાસેથી શાન્ત

ચિત્તે શ્રુત એવી રીતે ગ્રહણ કરે છે કે જેથી તેને પોતાને અથવા બીજી પર્ષદાને કંઈ પણ મનો બાધા ન થાય, ૧૪૬૯ હવે મચ્છર અને જળોનું ઉદાહરણ કહે છે.

मसउ व्व तुदं जच्चाइएहिं निच्छुब्भए कुसीसो उ ।
जलुगा व अदूमेंतो पिवइ सुसीसोऽवि सुयनाणं ॥ १४७० ॥

જેમ જીવોને ડંશ દઇને મચ્છર પીડા કરે છે, પછીથી લુગડાના છેડાવડે તિરસ્કારથી દૂર કરાય છે, તેમ કુશિષ્ય પણ જાતિઆદિ દોષો ઉઘાડા કરવાથી ગુરૂને વ્યથા (પીડા) કરતો કાઢી મુકાય છે. તથા જળો જેમ રૂધિર પીએ છે, પણ તે રૂધિરવાળાને કંઈ પીડા નથી કરતી, તેમ સુશિષ્ય ગુરૂ પાસેથી શ્રુત ગ્રહણ કરે છે, પરન્તુ ગુરૂને જાતિ આદિ દોષો ઉઘાડા કરીને પીડા કરતો નથી. ૧૪૭૦ હવે બિલાડીનું ઉદાહરણ કહે છે.

छड्डेउं भूमीए खीरं जह पिवइ दुट्ठमज्जारी ।
परिसदुट्ठियाण पासे सिक्खइ एवं विणयभंसी ॥ १४७१ ॥

જેમ દુષ્ટ બિલાડી હાંલ્લીમાંનું દુધ ભોંય ઢોળીને પછી પીએ છે, પણ તેમાંથી નથી પીતી, આથી તેને દૂધનો તેવો યથાર્થ સ્વાદ નથી આવતો, તેવીજ રીતે ગોષ્ઠામાહિલ જેવા વિનયભ્રંશી કુશિષ્યો પણ પર્ષદામાંથી ઊઠેલા વિંધ્યાદિના જેવા બીજાઓની પાસેથી શ્રુત ગ્રહણ કરે છે. પણ ગુરૂ પાસે નથી ગ્રહણ કરતો, કેમકે ગુરૂ પાસે ગ્રહણ કરે તો ગુરૂના વિનયાદિ કરવા પડે. અહીં દુષ્ટ બિલાડી જેવા વિનયભ્રંશી કુશિષ્ય સમજવા, ભૂમિસમાન પર્ષદામાંથી ઊઠેલા બીજા શિષ્યો, અને ઢોળેલા દૂધ સમાન તેનું શ્રુત સમજવું. ૧૪૭૧. જાહકનું ઉદાહરણ કહે છે.

पाउं थोवं थोवं खीरं पासाइं जाहगो लिहइ ।
एमेव जियं काउं पुच्छइ मइमं न खेएइ ॥ १४७२ ॥

જેમ જાહક ( એક જાતિનું પક્ષી ) થોડું થોડું દૂધ પીને આજુબાજુ ચાટે છે. એજ પ્રમાણે સુશિષ્ય પણ ગ્રહણ કરેલું શ્રુત પરિચિત કરીને પછી ગુરૂને પૂછે છે, પણ ખેદ કરાવતો નથી. ૧૪૭૨

જેમ જાહક નામનો જીવ ભાજનમાં રહેલું દૂધ થોડું થોડું પીને ભાજનની આજુબાજુ ચાટે છે, પુનઃ થોડું દૂધ પીને વળી ભાજનની બાજુને ચાટે છે, એમ વારંવાર કરીને સર્વ દૂધ પી જાય છે, પણ તેમાંથી જરાએ નકામું જવા દેતો નથી; તેમ લાયક બુદ્ધિમાન્ સુશિષ્ય પણ પ્રથમ ગ્રહણ કરેલું શ્રુત બરાબર પરિચિત કરીને પછી બીજું ગ્રહણ કરે છે. એવી રીતે વારંવાર કરીને ગુરૂ પાસેથી સર્વ શ્રુત ગ્રહણ કરે છે, પણ ગુરૂને જરાએ ખેદ પમાડતો નથી. ૧૪૭૨. ગાયનું ઉદાહરણ કહે છે.

अन्नो दोज्झिइ कल्ले निरत्थयं किं वहामि से चारिं? ।
चउचरणगवी उ मया अवन्न-हाणी य बडुयाणं ॥ १४७३ ॥
मा मे होज्ज अवण्णो गोवज्झा वा पुणो व न दलेज्जा ।
वयमवि दोज्झामो पुण अणुग्गहो अन्नदूढेऽवि ॥ १४७४ ॥

सीसा पडिच्छगाणं भरोत्ति तेऽविय हु सीसगभरोत्ति ।
न करेंति सुत्तहाणी अन्नत्थवि दुल्लहं तेसिं ॥ १४७५ ॥

કાલે આ ગાયને બીજો દોહશે, તો આને નિરર્થક ચાર ( ઘાસ ) શા માટે આપું ? એ પ્રમાણેના વિચાર અને વર્તન ચારે જણાએ કરવાથી ગાય મરી ગઇ, તેથી તેમની નિન્દા ને હાની થઈ, અને ગૌહત્યા લાગી. મ્હારી નિન્દા ન થાઓ, અને વળી ગૌહત્યા કરનાર, પણ ન ગણાઇએ કેમકે જો એમ થશે તો ફરીથી કોઇ બીજી ગાય આપશે નહિ ( એમ માનીને ચાર નીરી ) વળી ફરીથી એને હમેજ દોહીશું. અને બીજા દોહશે તો પણ અનુગ્રહ થશે. એ પ્રમાણે આગન્તુક શિષ્યો વિચારે કે ગુરૂનો વિનય કરવો, તે તેમના શિષ્યોનો આચાર છે. અમારે શું ? તે શિષ્યો વિચારે કે આ નવીન શિષ્યો ગુરૂનો વિનય કરશે. કેમકે હમણાં તેમને તે વધારે વ્હાલા છે, એ રીતે એક બીજાની ઇર્ષાથી ગુરૂનો વિનય ન કરે, તો તેમને સૂત્રની હાની થાય અને અન્યત્ર બીજે સ્થળે પણ તેમને તે દુર્લભ થાય. ૧૪૭૩ થી ૧૪૭૫.

કોઈ યજમાને વેદના અંદર રહેલા અધ્યયનના નિમિતભૂત ચરણ શબ્દે બોલવા લાયક ચતુઃચરણદ્વિજ ( કોઇ ચાર બ્રાહ્મણ ) ને એક ગાય દક્ષિણામાં આપી, અને કહ્યું કે તમે ચારેજણા આ ગાયને વારાફરતી દોહજો. અને બીજા ચાર બ્રાહ્મણોને પણ તેણે એક ગાય આપીને તેમને પણ એજ પ્રમાણે વારાફરતી દોહવાનું કહ્યું. હવે પહેલાં જે ચાર બ્રાહ્મણોને ગાય આપી, તેમાંનો એક મોટો બ્રાહ્મણ પ્રથમ તે ગાયને પોતાને ઘેર લઈ ગયો અને દોહી, પછી ચારો આપતી વખતે તેણે વિચાર્યું કે આ ગાયને વારાફરતી દોહવાની છે, તો હું આજે એને નકામો શામાટે ચારો નાંખું ? કાલે જે બીજો લઇ જશે તે દોહશે ને ચારો નાખશે. એમ વિચારીને તેણે ચારો નાખ્યો નહિ. બીજે દિવસે બીજો બ્રાહ્મણ ગાય લઈ ગયો, તેણે પણ એજ પ્રમાણે કર્યું, એ રીતે ત્રીજાદિવસે ત્રીજાએ અને ચોથા દિવસે ચોથા બ્રાહ્મણે પણ કર્યું, એટલે ચારા વિના દોહવાતી એ ગાય બિચારી થોડાજ દિવસમાં મરણ પામી. આથી એ સઘળાને ગૌહત્યા લાગી, લોકોમાં નિન્દા થઈ અને ફરી બીજા યજમાન પાસેથી ગાય નહિ મળવાથી હાની પણ થઈ. ૧૪૭૬.

હવે પેલા બીજા જે ચાર બ્રાહ્મણો ગાય લઈ ગયા હતા, તેમાંના પહેલા બ્રાહ્મણે પ્રથમ દિવસે ગાય દોહીને વિચાર્યું કે જો હું ગાયને ચારો નહિ આપું તો લોકોમાં નિન્દા થશે, અને ચારો નહિ મળવાથી ગાય મરી જશે એથી ગૌહત્યા લાગશે, ને લોકો ફરીથી દાન આપશે નહિ, તેથી એમ ન થાય તેટલા માટે હું તેને ચારો આપું, જો નહિ આપું તો ગોહત્યાના કલંકથી અમને બીજા કોઇ ફરી ગાય આપશે નહિ. વળી ગાયને ચારો આપવાથી ઘણો લાભ થશે, કેમકે ચારો ખાવાથી પુષ્ટ થએલી ગાયને ફરીથી બીજા વારે હુંજ દોહીશ અને બીજા દોહશે તો એમાં પણ મ્હને ઉપકારજ થશે. એમ માનીને તેણે ચારો આપ્યો. એ પ્રમાણે બીજાઓએ પણ ચારો આપ્યો. એટલે ગાય બચી, સૌને દુધ મળ્યું, અને તેમની પ્રશંસા થઈ.

એ ઉદાહરણનો ઉપનય આ પ્રમાણે છે. ગુરૂનો વિનય કરવામાં પોતાના ગચ્છના શિષ્યો એમ વિચારે કે 'અહીં ભણવા આવેલા બીજા શિષ્યો ગુરૂનો વિનય કરશે, અમે શા માટે કરીએ ? કેમકે તે શિષ્યોનેજ હમણાં ગુરૂ મહારાજ વલ્લભ છે, માટે વિનય કરવાની ફરજ તેમની છે, અને એ આવેલા શિષ્યો વળી એવું વિચારે કે ગુરૂનો વિનય કર-

વાનો આચાર એમના શિષ્યોનો છે, અમારે શું ? અમે તો થોડા દિવસ પછી ચાલ્યા જઇશું ? ' આ પ્રમાણે બન્ને જણા વિચારીને કોઈ પણ ગુરૂનો કંઈ પણ વિનય-વૈયાવચ્ચ ન કરે, તેથી ગુરૂ પીડા પામવાથી, તે શિષ્યોને સૂત્રાર્થની હાની થાય, વળી બીજે જાય તો પણ તેમને એવી પ્રવૃત્તિથી સૂત્રાર્થ દુર્લભ થાય અને અવર્ણવાદ આદિ બીજા અનેક દોષો લાગે. આ પ્રમાણે દુર્વિનીત શિષ્ય માટે સમજવું, અને સુવિનીત શિષ્ય માટે એથી વિપરીત સમજવું. એટલે કે બીજેથી ભણવા આવેલા સાધુઓ વિચારે કે જગતમાં પરમ દુર્લભ વીતરાગ પ્રણીત સૂત્રાર્થ આપે છે તેથી એમનો ઉપકાર કોઈ પ્રકારે વળે તેમ નથી, વળી હમારા વૈયાવચ્ચથી જો શિષ્યો ભણશે તો તેથી પણ હમને નિર્જરા થશે, અને શિષ્યો વિચારે કે હમને સંસારથી તાર્યા અને વળી પરમદુર્લભ સૂત્રાર્થ આપે છે માટે ગુરૂ મહારાજ હમારા ઉપકારી છે. માટે તેઓની વૈયાવચ્ચ કરવી એ હમારી ફરજ છે. ૧૪૭૩-૧૪૭૫. હવે ભેરીનું ઉદાહરણ કહે છે.

कोमुइया तह संगामिया य उब्भूइगाउ भेरीओ ।
कण्हस्सासि ण्हुतया असिवोवसमी चउत्थी उ ॥ १४७६ ॥
सक्कपसंसा गुणगाहि केसवो नेमिवंदणुणदंता ।
आसरयणस्स हरणं कुमारभंगे य पुयजुद्धं ॥ १४७७ ॥
नेहि जिओऽम्हि त्ति अहं असिवोवसमीए संपयाणं च ।
छम्मासियघोसणया पसमइ न य जायए अन्नो ॥ १४७८ ॥
आगंतुवाहिखोभो महिड्ढिमोल्लेण कंथदंडणया ।
अट्ठमआराहण अन्न भेरि अन्नस्स ठवणं च ॥ १४७९ ॥

કૌમુદિકી-સાંગ્રામિકી-ઔદ્ભૂતિકી-તથા ચોથી અશિવોપશામિની-એ ચાર ભેરીઓ કૃષ્ણ પાસે હતી. એકદા ઇંદ્રે પ્રશંસા કરી કે કૃષ્ણ વાસુદેવ ગુણગ્રાહી છે અને નીચયુદ્ધ કદી કરતા નથી, ( આ સાંભળી એક દેવે પરીક્ષા કરવાને ) નેમિનાથને વન્દન કરવા જતા એવા કૃષ્ણના માર્ગમાં વચ્ચે દુર્ગન્ધ યુક્ત સુંદર દાન્તવાળા શ્વાનનું શબ વિકુર્વ્યું, કૃષ્ણ તે દન્ત પંક્તિની પ્રશંસા કરી, પછી દેવે અશ્વરત્નનું હરણ કર્યું, તે લેવા જતાં નીચયુદ્ધ કરવાનું કહેતાં ન કર્યું અને કહ્યું કે- ' હું તારાથી જીતાયો, અશ્વ લઈ જા. ' આથી પ્રસન્ન થએલા દેવે અશિવોપશમિની ભેરી આપી, તે ભેરીને ૭ ૭ મહીને વગાડવાથી ૭ માસના રોગો શાન્ત થઈ જાય અને ૭ માસ સુધી બીજા રોગનો ઉપદ્રવ ન થાય. એ ભેરીમાંથી પરદેશથી આવેલા એક ધનવાન ગૃહસ્થે તેના રક્ષકને પુષ્કળ દ્રવ્ય આપીને એક ટુકડો લીધો, બીજાએ બીજો લીધો, એમ કરતાં આખી ભેરી થીગડાંવાળી થઈ ગઈ, તે વાતની ખબર પડતાં કૃષ્ણે તે રક્ષકને શિક્ષા કરી અને અષ્ટમ ત : રી બીજી ભેરી મેળવીને બીજા રક્ષકને સોંપી, તે ભેરાને તેણે બરોબર સાચવી.

આ કથા પૂર્વે ૧૪૩૪ ની ગાથાના પ્રસંગમાં સવિસ્તર આવી ગઈ છે, તેથી ત્યાંથી જોઈ લેવી, એનો ઉપનય આ પ્રમાણે છે. જિનેશ્વર અથવા ગણધર મહારાજે આપેલ શ્રુત રૂપ ભેરાને, અશિવોપશમીનીભેરીનું રક્ષણ કરનાર પ્રથમપુરૂષની પેઠે, અન્યદર્શનીના અભિપ્રાયોથી મિશ્રિત કરીને થીગડાંવાળી કરે, તે શિષ્ય લાયક નથી, પણ ભેરીનું રક્ષણ

કરનાર એવા બીજા રક્ષક પુરૂષની જેમ, જે શિષ્ય એ પ્રમાણે અન્યદર્શનીના અભિપ્રાયથી મિશ્ર ન કરે-અખંડ રાખે તેજ લાયક શિષ્ય છે. ૧૪૭૬ થી-૧૪૭૯.

હવે આભીરીનું ઉદાહરણ કહે છે.

मुक्कं तया अगहिए दुपरिग्गहियं कयं तया, कलहो ।
पिट्टण–अइचिरविक्कय गएसु चोरा य ऊणग्घे ॥ १४८० ॥

( આભીરી ) 'ગ્રહણ કર્યા સિવાય તેં ઘડો મૂકી દીધો તેથી 'તે ભાંગી ગયો.' ( આભીરઃ- ) 'તેં બરાબર ગ્રહણ ન કર્યો, તેથી ભાંગી ગયો.' આમ કહેવાથી બન્નેને કજીઓ થયો. આભીરે આભીરીને મારી, મોડું થવાથી બીજા વેચનારા ચાલ્યા ગયા, તેથી ઘીનું મૂલ્ય ઓછું આવ્યું અને માર્ગમાં ચોરોએ સર્વ લુંટી લીધું. ૧૪૮૦.

કોઇ ગામ અથવા ગોકુળમાંથી એક આભીર ( ભરવાડ ) પોતાની સ્ત્રી સહિત ઘીના ઘડા ભરીને ગાડી લઇને શહેરમાં તે વેચવા ગયો. શહેરમાં વેચવાના સ્થળે સાદું કરીને ગાડી છોડી, ત્યાંની ભૂમિ ઉપર આભીરી ઉભી રહી, અને આભીર ગાડી ઉપરથી ઘીના ઘડા લઇને તેને આપવા લાગ્યો. એવામાં ઉપયોગ રહિત ઘડો આપતાં અથવા લેતાં એક ઘડો નીચે પડી ગયો અને ફુટયો, આથી આભીરી ગુસ્સે થઇને બોલી કે—'અરે ! અભાગીઆ શહેરની સ્ત્રીઓના મુખ જોવામાં તલ્લીન થએલા તેં આ ઘડાને મેં ગ્રહણ કર્યા સિવાય મૂકી દીધો તેથી ભાંગી ગયો.' સ્ત્રીના આવા વચનથી આભીર પણ ગુસ્સે થઇને બોલ્યો કે-'હે રાંડ ! તુંજ શહેરના યુવાનોના મુખ જોવામાં તલ્લીન થઇ ગઇ છે, તેથી ઘડો બરાબર ગ્રહણ કર્યો નહિ, એટલે ભાંગી ગયો.' આ પ્રમાણે પરસ્પર બોલવાથી બન્નેને કજીઓ થયો, આભીરે સ્ત્રીને મારી, બંનેના કજીયાથી બીજું ઘી પણ ઢોળાયું, જે વધ્યું તે અસૂરે વેચવાથી મૂલ્ય પણ ઓછું આવ્યું, ઘી વેચવા આવેલા બીજા લોકો મોડું થવાથી ચાલ્યા ગયા, અને આ બે જણા એકલાજ રહ્યા, બન્ને જણા બીજા સાથ વિના જવા લાગ્યા, માર્ગમાં ચોરો મળ્યા, તેમણે ગાડી-બળદ-અને દ્રવ્ય સર્વ લઇ લીધું. ૧૪૮૦. એ ઉદાહરણનો ઉપનય આ પ્રમાણે છે.

मा निण्हवइ य दाउं उवउज्जिय देहि किं विचिंतेसि ? ।
विचामेलियदाणे किलिस्ससी तं चउहं चेव ॥ १४८१ ॥

હે આચાર્ય ! એ પ્રમાણે આપીને હવે અસત્ય ન બોલો, ઉપયોગ રાખીને સૂત્રાર્થ આપો, શું વિચારો છો? એમ અયોગ્ય સૂત્રાર્થ આપવાથી આપણે બન્ને કલેશ પામીએ છીએ. ૧૪૮૧.

સૂત્રાર્થની પુનરાવૃત્તિ કરતાં કંઇક વિપરીત બોલતા શિષ્યને જાણીને આચાર્ય તેની ભૂલ સુધારવાને શિખામણ આપે, ત્યારે મૂર્ખ શિષ્ય કહે કે 'મહારાજ! તમેજ અને એ પ્રમાણે શીખવ્યું છે, અને હવે શીખામણ શાની આપો છો? એમાં તમારોજ દોષ છે. અને શાની શીખામણ આપો છો? આથી આચાર્ય કહે કે 'ભાઇ ! મેં તને એ પ્રમાણે નથી શીખવ્યું.' ત્યારે નાલાયક શિષ્ય કહે 'અરે મહારાજ ! તમે સાક્ષાત્ એ પ્રમાણે અને સૂત્રાર્થ આપેલ છે, ને હવે અસત્ય કેમ બોલો છો ?' શિષ્યના એમ કહેવાથી આચાર્ય મહારાજ કંઇક મનમાં વિચાર કરે, એટલે પુનઃ તે નાલાયક શિષ્ય કહે કે 'મહારાજ ! શું વિચારો છો ? સારી રીતે ઉપયોગ રાખીને સૂત્રાર્થ આપો. અસત્ય રીતે સૂત્રાર્થ

આપવાથી તમે અને હું બન્ને કલેશ પામીએ છીએ. આ પ્રમાણે પોતાનો દોષ ન અંગીકાર કરતાં ગુરૂના દોષોજ કહે, તેથી આભીરયુગલની પેઠે ગુરૂ-શિષ્યને પરસ્પર કજીઓ થાય, અને કજીઓ થવાથી વ્યાખ્યાનમાં અન્તરાય પડે, તથા સૂત્રાર્થની હાની વિગેરે દોષો પ્રાપ્ત થાય.

આના પ્રતિપક્ષમાં બીજું ઉદાહરણ છે, કોઈ બીજો આભીર પોતાની સ્ત્રી સહિત ઘી વેચવાને નગરમાં ગયો. ત્યાં જઇને ઘડો સ્ત્રીને આપતાં પડીને ભાંગી ગયો, આથી તેણે કહ્યું કે 'અરે! મેં ઉપયોગ વિના તમને ઘડો આપ્યો, તેથી તે ફુટી ગયો' એમ કહીને એકદમ ગાડાંપરથી ઉતરીને વેરાએલું ઘી ઘડાની ઠીબમાં એકઠું કરવા લાગ્યો, તેની સ્ત્રીએ પણ એમ કહ્યું કે 'મેં ઉપયોગ વિના બરાબર ઘડો ગ્રહણ ન કર્યો, તેથી તે ભાંગી ગયો.' એમ કહીને તે પણ તેની સાથે ઢોળાએલું ઘી એકઠું કરવા લાગી, એમ અન્યોઅન્ય પોતાના દોષ ગ્રહણ કરવાથી કલેશ ન થયો, અને બંને જણ ઘી એકઠું કરીને વેળાસર વેચીને બીજા સાથની સાથે જલ્દીથી ઘેર ગયાં. આ પ્રમાણે ગુરૂ-શિષ્ય પણ જો પોતાના દોષ અંગીકાર કરીને પરના દોષ છુપાવે અને પરસ્પર વિવાદ ન કરે, તો તેજ સૂત્રાર્થ આપવા અને લેવાને યોગ્ય છે, તેમજ તે નિર્જરાદિ લાભના ભાગી થાય છે.

એ પ્રમાણે યોગ્યાયોગ્ય ગુરૂ-શિષ્યનું સ્વરૂપ બતાવીને હવે ઉપસંહાર પૂર્વક તેનું ફળ કહે છે.

भणिया जोग्गा जोग्गा सीसा गुरवो य तत्थ दोण्हंऽपि ।
पेयालियगुण-दोसो जोग्गो जोगस्स भासेज्जा ॥ १४८२ ॥

યોગ્યાયોગ્ય શિષ્ય અને ગુરૂનું સ્વરૂપ કહ્યું; એ બન્નેના ગુણ-દોષનો વિચાર કરીને યોગ્ય ગુરૂએ યોગ્ય શિષ્યને સૂત્રાર્થ કહેવા.

હવે ઉપોદ્‌ઘાતદ્વાર કહેવાને પ્રસ્તાવના કહે છે.

कयमंगलोवयारो संपइ वण्णियपसंगवक्खाणो ।
दाइयवक्खाणविही वोच्छमुवग्घायदारविहिं ॥ १४८३ ॥

( पूर्वं तित्थयरे भगवन्ते ઇત્યાદિ ગાથાવડે ) મંગળોપચાર કરીને પ્રસંગાગત જિન પ્રવચનની ઉત્પત્તિ આદિ વ્યાખ્યાન કહ્યું, અને વ્યાખ્યાનવિધિ પણ બતાવી; હવે ઉપોદ્‌ઘાત અને તે સંબંધી દ્વારવિધિ કહીશું. ૧૪૮૩ હવે એ દ્વાર વિધિ કહે છે.

उद्देसे निद्देसे य निग्गमे खेत्त-काल-पुरिसे य ।
कारण-पच्चय-लक्खण-नए समोयारणा-णुमए ॥ १४८४ ॥ १३३॥१४०॥
किं कइविहं कस्स कहिं केसु कहं केच्चिरं हवइ कालं ।
कइ संतरमविरहियं भवा-गरिस-फोसण-निरुत्ती ॥१४८५॥१३४॥१४१॥

( સામાયિકનો ) ઉદ્દેશ-નિર્દેશ-નિર્ગમ-ક્ષેત્ર-કાળ-પુરૂષ-કારણ-પ્રત્યય-લક્ષણ-નય સમવતાર-કયા નયને કયું સામાયિક સંમત છે તે રૂપ અનુમતિ. સામાયિક શું છે? કેટલા પ્રકારે સામાયિક છે? કોને સામાયિક હોય? કયાં હોય? કોને વિષે હોય? કેવી રીતે પ્રાપ્ત થાય?

કેટલો કાળ સુધી હોય? સામાયિક પ્રાપ્ત કરનાર કેટલા હોય? કેટલું અન્તર હોય? અન્તર રહિત કેટલો કાળ સુધી તેના પ્રાપ્ત કરનાર હોય? કેટલા ભવ સુધી સામાયિક પ્રાપ્ત થાય? એક ભવમાં કેટલા આકર્ષ થાય? સામાયિકવાળા કેટલા ક્ષેત્રને સ્પર્શે? અને સામાયિકની નિરૂક્તિ ઇત્યાદિ દ્વારો કહેવાશે. ૧૪૮૩-૧૪૮૫.

ઉપોદ્ઘાત નિર્યુક્તિના દ્વારો અનુક્રમે આ પ્રમાણે કહેવાશે.

પ્રથમ ઉદ્દેશ એટલે વસ્તુનું સામાન્ય નામ કહેવું તે, જેમકે અધ્યયન, તથા નિર્દેશ એટલે વસ્તુનું વિશેષ નામ કહેવું, જેમકે સામાયિક, નિર્ગમ એટલે સામાયિક કયાંથી નીકળ્યું તે કહેવાશે, કયા ક્ષેત્ર અને કાળમાં સામાયિક ઉત્પન્ન થયું . તે કહેવાશે, કયા પુરૂષથી એ સામાયિક નીકળ્યું ?, કયા કારણથી ગૌતમાદિ ગણધરો ભગવન્ત પાસે સામાયિક સાંભળે છે તે કારણ કહેવાશે. કયા પ્રત્યયથી ભગવન્તે સામાયિક ઉપદેશ્યું છે? અથવા કયા પ્રત્યયથી ગણધરો તેને સાંભળે છે તે રૂપ પ્રત્યય કહેવાશે. તથા તત્ત્વશ્રદ્ધાન એ સમ્યક્ત્વ સામાયિકનું, જીવાદિ પદાર્થનો બોધ તે શ્રુત સામાયિકનું, અને સર્વ વિરતિ-દેશવિરતિ એ ચારિત્ર સામાયિકનું એમ ત્રિવિધ સામાયિકનું લક્ષણ કહેવાશે. નૈગમ-આદિનયોનું સ્વરૂપ અને એ નયો કયાં કયાં ઘટે છે તે, તથા કયા નયને કયું સામાયિક માન્ય છે તે કહેવાશે. વળી સામાયિક એ શું છે? કેટલા પ્રકારનું છે? કોને હોય છે? કયાં હોય છે? શામાં હોય છે? કેવી રાતે તે પ્રાપ્ત થાય છે? કેટલા કાળ પર્યન્ત રહે છે? એક સમયે સામાયિક પામેલા અને પામતા કેટલા હોય? પુન: સામાયિક પ્રાપ્ત થવાનું અન્તર કેટલું હોય? અન્તર રહિત સામાયિક પ્રાપ્ત કરનારા કેટલા કાળ સુધી હોય? ઉત્કૃષ્ટથી કેટલા ભવ સુધી હોય? ઉત્કૃષ્ટથી કેટલા ભવ સુધી સામાયિક પ્રાપ્ત થાય? એક ભવમાં અથવા જુદા જુદા ભવમાં પુન: પુન: સામાયિકના આકર્ષ કેટલા હોય? સામાયિકવાળા આત્મા કેટલા ક્ષેત્રને સ્પર્શે? તે, તથા સામાયિકની નિરૂક્તિ (તેનો અર્થ) એટલાં દ્વારો હવે અનુક્રમે કહેવાશે. ૧૪૮૪-૧૪૮૫.

ઉપરોક્ત બન્ને ગાથાઓનો વિસ્તારાર્થ કહેવાને માટે ભાષ્યકાર મહારાજ પ્રથમ ઉદ્દેશ અને નિર્દેશ સંબંધી શંકા-સમાધાન કહે છે.

उद्देट्ठुं निद्दिस्सइ पायं सामन्नओ विसेसोत्ति ।
उद्देसो तो पढमं निद्देसोऽणंतरं तस्स ॥ १४८६ ॥

(પહેલાં ઉદ્દેશ કહીને પછી નિર્દેશ શામાટે કહેવાય છે?) ઉ૦ઘણું કરીને પહેલાં સામાન્યથી વસ્તુનો ઉદ્દેશ કહીને પછી વિશેષપણે વસ્તુ નિર્દેશાય છે, (એમ શાસ્ત્ર અને લોકનો વ્યવહાર છે, વળી બોધમાં પણ પહેલાં સામાન્યકારનું ગ્રહણ થાય છે, અને પછીજ વિશેષાકારનું ગ્રહણ થાય છે.) માટે વસ્તુના સામાન્ય કથનરૂપ પહેલાં ઉદ્દેશ અને પછી તેના વિશેષ કથનરૂપ નિર્દેશ કરાય છે. ૧૪૮૬.

હવે ઉદ્દેશના આઠ ભેદ કહે છે.

नामं ठवणा दविए खेत्ते काले समासउद्देसे ।
उद्देसुद्देसम्मि य भावम्मि य होइ अट्ठमओ ॥ १४८७ ॥१३५॥१४१॥

નામ ઉદ્દેશ-સ્થાપનાઉદ્દેશ-દ્રવ્યઉદ્દેશ-ક્ષેત્રઉદ્દેશ-કાલઉદ્દેશ-સમાસઉદ્દેશ-ઉદ્દેશોદ્દેશ અને આઠમો ભાવ ઉદ્દેશ એમ આઠ પ્રકારે ઉદ્દેશ છે. ૧૪૮૭

નામઉદ્દેશનું સ્વરૂપ કહે છે.

नामं जस्सुद्देसो नामेणुद्दिस्सए व जो जेण ।

उद्देस्सो नामस्स व नामुद्देसोऽभिहाणंति ॥ १४८८ ॥

જેનું "ઉદ્દેશ" એવું નામ તે નામોદ્દેશ, જેમ ગોવાળના છોકરાનું ઊદ્દેશ નામ; અથવા જે વસ્તુ જે નામવડે બોલાય તે વસ્તુ પણ નામોદ્દેશ, જેમ ઘટ-પટ વીગેરે; અથવા નામનું એટલે વાચકશબ્દનું સામાન્યપણે કથન કરવું તે નામોદ્દેશ. ૧૪૮૮.

આ સંબંધમાં શિષ્ય શંકા કરીને દોષ બતાવે છે કે—

एवं नणु सव्वो चिय नामुद्देसो जओऽभिहाणंति ।

दव्वाईण तेहिं व तेसु व जं कीरए जस्स ॥ १४८९ ॥

એ પ્રમાણે તો સર્વ દ્રવ્યાદિ ઉદ્દેશો પણ નામ ઉદ્દેશ થાય, કેમકે દ્રવ્યાદિનાં પણ સુવર્ણાદિ સામાન્ય નામો છે, વળી કસુંબો હળદરાદિ દ્રવ્યવડે વસ્ત્રાદિનું લાલ પીતાદિ રૂપ સામાન્યથી કહેવાય છે, તેમજ દંડાદિ દ્રવ્ય છતે દંડીઆદિ સામાન્ય નામ પ્રવર્તે છે. એ પ્રમાણે સ્થાપના ક્ષેત્રાદિમાં પણ કહેવું. ૧૪૮૯.

ઉપરની ગાથામાં કહેલું નામ ઉદ્દેશનું સ્વરૂપ સાંભળીને શિષ્ય આચાર્ય મહારાજને કહે છે કે-જો ઉપર કહ્યા મુજબ વસ્તુનું સામાન્ય કથન માત્ર નામ ઉદ્દેશ કહેવાય, તો સ્થાપના-દ્રવ્ય-ક્ષેત્ર અને કાળાદિ ઉદ્દેશો પણ નામ ઉદ્દેશજ થશે, કેમકે સોનું-રૂપું આદિ દ્રવ્યનું સોનુ-રૂપું આદિ સામાન્ય નામ છે; વળી કસુંબો-હળદર આદિ દ્રવ્યવડે રંગેલા વસ્ત્રને રાતું-પીળું આદિ સામાન્ય નામે કહેવાય છે, તેમજ દંડ-કુંડળ-કિરીટ આદિ દ્રવ્યના સંબંધથી દંડી કુંડળી-કીરીટી આદિ સામાન્ય નામ પ્રવર્તે છે. આજ પ્રમાણે સ્થાપના અને ક્ષેત્રાદિ ઉદ્દેશમાં પણ બને છે, માટે જે દ્રવ્યાદિ ઉદ્દેશ માનેલ છે તે સર્વ નામોદ્દેશ થઈ જશે, અને તેથી કરીને ઉદ્દેશના આઠ ભેદ કહ્યા છે તે નહી બને. ૧૪૮૯

શિષ્યની ઉપરોક્ત શંકાનુ સમાધાન કરવાને આચાર્ય કહે છે કે—

सच्चं सव्वाणुगओ नामुद्देसोऽभिहाणमेत्तं जं ।

नाणत्तं तहवि मयं मइ–किरिया–वत्थुभेएहिं ॥ १४९० ॥

સત્ય છે, નામ ઉદ્દેશ સર્વાનુગત છે, કેમકે તે સામાન્ય કથનરૂપ છે; તોપણ મતિ-ક્રિયા અને વસ્તુના ભેદથી તેમાં તફાવત છે. ૧૪૯૦

સામાન્ય કથનમાત્ર નામ ઉદ્દેશ, તે સર્વ દ્રવ્યાદિ ઉદ્દેશભેદોમાં અનુગત છે, એ વાત સત્ય છે. પરન્તુ મતિ-ક્રિયા-અને વસ્તુનો ભેદ હોવાથી નામ સ્થાપના-દ્રવ્યાદિ ઉદ્દેશોમાં પરમાર્થ જાણનારાઓએ ભેદ માનેલ છે. જેમકે નામ ઇન્દ્રમાં જેવી મતિ-બુદ્ધિ થાય છે, તેવી મતિ સ્થાપના ઇન્દ્રાદિમાં નથી થતી, પરન્તુ એથી કંઈ વિલક્ષણ-જુદી બુદ્ધિજ થાય છે; વળી જે કાર્ય નામ ઇન્દ્ર કરે છે, તે કાર્ય સ્થાપના ઇન્દ્રાદિ નથી કરતા, પણ એથી જુદુંજ કરે છે; આજ કારણથી ઘટ-પટાદિ વસ્તુની પેઠે ભિન્ન મતિ આદિને કરતા હોવાથી નામ ઇન્દ્રાદિ વસ્તુઓનો પરસ્પર ભેદ માનેલ છે. એજ પ્રમાણે અહીં પણ નામ સ્થાપના-દ્રવ્ય આદિ ઉદ્દેશોમાં ભેદ સમજવો. ૧૪૯૦

હવે બીજા સ્થાપના આદિ ઉદ્દેશોનું સ્વરૂપ કહે છે.

ठवणाए उद्देसो ठवणुद्देसोत्ति तस्स वा ठवणा ।

तं तेण तओ तम्मि व दव्वाईयाणमुद्देसो ॥ १४९१ ॥

दव्वुद्देसो दव्वं दव्वपई दव्वं सदव्वोत्ति । दारं ।
एवं खेत्तं खेत्ती खेत्तपई खेत्तजायंति ॥ १४९२ ॥

સ્થાપનાનું સામાન્યથી કથન કરવું તે, અથવા તેની અક્ષ-અક્ષરાદિમાં ઉદ્દેશની સ્થાપના કરવી તે સ્થાપના ઉદ્દેશ; દ્રવ્યાદિનો ઉદ્દેશ તે દ્રવ્યોદ્દેશ ( આદિ શબ્દથી આ પ્રમાણે સમજવું જેમકે ) "દ્રવ્ય" એમ સામાન્યથી કહેવું તે દ્રવ્યોદ્દેશ, "દ્રવ્યપતિ" એમ દ્રવ્યવડે કહેવાય તે દ્રવ્યોદ્દેશ, "દ્રવ્યવાન્" એમ કહેવાય તે દ્રવ્યોદ્દેશ, "દ્રવ્ય-સિંહાસન ઉપર રાજા-આમ્રપર કોકિલા-વનમાં મયૂર" ઇત્યાદિ કહેવાય તે પણ દ્રવ્યોદ્દેશ, આજ પ્રમાણે ક્ષેત્ર-ક્ષેત્રી-ક્ષેત્રપતિ-ક્ષેત્રમાં થએલ-ક્ષેત્રજન્ય ઇત્યાદિ સર્વ ક્ષેત્ર ઉદ્દેશ સમજવા. ૧૪૯૧-૧૪૯૨. હવે કાળ અને સમાસ ઉદ્દેશનું સ્વરૂપ કહે છે. ૧૪૯૧-૧૪૯૨.

कालो कालाईयं कालोवेयंति कालजायंति । दारं ।
संखेवोत्ति समासो अंगाईणं तओ तिण्हं ॥ १४९३ ॥
अंग-सुयखंध-ज्झयणाणं नियमितप्पभेयसंगहओ ।
होइ समासुद्देसो जहंगमंगी वदज्झेया ॥ १४९४ ॥
एमेव य सुयखंधो तस्सज्झेया तयत्थविण्णाया ।
अज्झयणं अज्झयणी तस्सज्झेया तयत्थण्णू ॥ १४९५ ॥

કાળ-કાળાતીત વસ્તુ-કાલોપેત વસ્તુ અને તે કાળે થએલ વસ્તુ ઇત્યાદિ કહેવું તે કાળોદ્દેશ છે. વિસ્તૃતનો સંકોચ કરવો તે સમાસ કહેવાય, તે સમાસ અંગાદિ ત્રણનો થાય છે. અંગ-શ્રુતસ્કંધ-ને અધ્યયન, એના પોતપોતાના ભેદના સંગ્રહથી સમાસોદ્દેશ થાય છે; જેમકે અંગ-અંગી-ને અંગનો અધ્યેતા, એજ પ્રમાણે શ્રુતસ્કંધ-શ્રુતસ્કંધનો અધ્યેતા અને શ્રુતસ્કંધના અર્થનો જાણનાર, તથા અધ્યયન-અધ્યયની-અધ્યયન ભણનાર અને અધ્યયનના અર્થને જાણનાર ઇત્યાદિ કહેવું તે સમાસોદ્દેશ કહેવાય. ૧૪૯૩-૧૪૯૫.

હવે ઉદ્દેશોદ્દેશ અને ભાવોદ્દેશ કહે છે.

उद्देसो उद्देसी उद्देसण्णू तयत्थवेत्ता वा ।
उद्देसुद्देसोऽयं भावो , भाविच्चि भावम्मि ॥ १४९६ ॥

ઉદ્દેશ-ઉદ્દેશી-ઉદ્દેશ જાણનાર અને ઉદ્દેશના અર્થને જાણનાર, ઇત્યાદિ કહેવું તે ઉદ્દેશોદ્દેશ કહેવાય. ઔદયકાદિ ભાવ-ને તે ભાવથી ભાવી તથા તે ભાવને વિષે જે કહેવાય તે ભાવોદ્દેશ છે. ૧૪૯૬

એ પ્રમાણે ઉદ્દેશનું સ્વરૂપ કહીને હવે નિર્દેશનું સ્વરૂપ કહે છે.

एमेव य निद्देसो अट्ठविहो सोऽवि होइ नायव्वो ।
अविसेसियमुद्देसो विसेसिओ होइ निद्देसो ॥१४९७॥१३६-१४३॥

એજ પ્રમાણે નિર્દેશ પણ આઠ પ્રકારે છે. વિશેષરહિત કેવલ નામ સ્થાપનાદિરૂપ કહેવું, તે ઉદ્દેશ; અને વિશેષનામાદિરૂપે કહેવું તે નિર્દેશ છે. ૧૪૯૭.

એનો વિશેષાર્થ ભાષ્યકાર કહે છે.

नामं जिणदत्ताई ठवणा य विसिट्ठवत्थुनिक्खेवो ।
दव्वे गोमं दंडी रहिच्चि विविहो सचित्ताई ॥ १४९८ ॥

જિનદત્તાદિ વિશેષ નામ કહેવું તે નામનિર્દેશ; વિશિષ્ટ વસ્તુનો નિક્ષેપ તે સ્થાપના નિર્દેશ; અને ગાયવાળો-દંડી-રથી ઇત્યાદિ કહેવું તે સચિત્તાદિ ત્રિવિધ દ્રવ્ય-નિર્દેશ જાણવો. ૧૪૯૮

પૂર્વે જે વસ્તુનું સામાન્ય કથન તેને ઉદ્દેશ કહ્યો છે, તેજ વસ્તુનું જિનદત્ત આદિ વિશેષ નામ કહેવું, તે નામનિર્દેશ કહેવાય. કોઇ પણ વસ્તુની સ્થાપનાનું સામાન્યથી કથન કરવું તે સ્થાપનાઉદ્દેશ, અને સૌધર્માધિપતિ આદિ વિશિષ્ટવસ્તુની સ્થાપનાનું કથન કરવું તે સ્થાપનાનિર્દેશ જાણવો. એજ પ્રમાણે વિશિષ્ટ સચિત્ત દ્રવ્યાદિનું કથન કરવું તે દ્રવ્યનિર્દેશ ને તે ત્રણ પ્રકારે છે. જેમકે "ગાય" ઇત્યાદિ સજીવદ્રવ્યનું વિશિષ્ટ નામથી કથન કરવું તે સચિત્ત દ્રવ્યનિર્દેશ. "દંડ" ઇત્યાદિ અજીવદ્રવ્યનું વિશિષ્ટ-નામથી કથન કરવું તે અચિત્ત દ્રવ્ય નિર્દેશ "રથ" ઇત્યાદિ કહેવું તે મિશ્ર દ્રવ્ય નિર્દેશ, અહીં રથની સાથે અશ્વો હોય છે, તેથી તે સજીવ અને નિર્જીવ ઉભયાત્મક હોવાથી મિશ્ર દ્રવ્યનિર્દેશ જાણવો. અથવા એ સચિત્તાદિ દ્રવ્યવિશેષવડે ગાયવાળો-દંડી-રથી ઇત્યાદિ કહેવું, તે પણ દ્રવ્યનિર્દેશ કહેવાય. ૧૪૯૮.

હવે ક્ષેત્ર અને કાલ નિર્દેશ કહે છે.

खेत्ते भरहं तत्थ व भवोत्ति मगहोत्ति मागहो वत्ति । दारं ।
सरउत्ति य सारउत्ति य संवच्छरिउत्ति कालम्मि ॥ १४९९ ॥

ભરતક્ષેત્ર અથવા ભારતીય, મગધ દેશ અથવા માગધીય, ઇત્યાદિ કહેવું તે ક્ષેત્રનિર્દેશ, શરદ્ અથવા શારદીય, વર્ષ અથવા વાર્ષિક ઇત્યાદિ કહેવું તે કાળનિર્દેશ જાણવો. ૧૪૯૯.

પૂર્વે ક્ષેત્ર-ક્ષેત્રી ઇત્યાદિ કથનને ક્ષેત્રોદ્દેશ કહ્યો છે, અને અહીં એજ ક્ષેત્રને વિશિષ્ટ-નામથી કહેવું તે ક્ષેત્ર નિર્દેશ છે. જેમકે "ભરતક્ષેત્ર," અથવા એ ક્ષેત્રમાં થએલ હોય, તે ભારતીય, અથવા 'મગધદેશ' અને એ દેશમાં જન્મેલ "માગધ" ઇત્યાદિ વિશિષ્ટ-પણે કહેવું, તે ક્ષેત્રોદ્દેશ છે. પૂર્વે કાળ અને કાળાતીત ઇત્યાદિ કથનને કાળોદ્દેશ કહ્યો છે, અને અહીં એજ કાળને શરદ અથવા શરદ ઋતુમાં થએલ વસ્તુ શારદીય, તથા વર્ષ અને વર્ષમાં થએલ વસ્તુ વાર્ષિક ઇત્યાદિ વિશિષ્ટપણે કાળનું કથન કરવું તે કાળ નિર્દેશ છે. ૧૪૯૯

હવે સમાસ નિર્દેશ અને ઉદ્દેશ નિર્દેશ કહે છે.

आयारो आयारवमायारधरोत्ति वा समासम्मि ।
आवासयमावासइ सुत्तत्थधरोऽहवाऽयंति ॥ १५०० ॥
सत्थपरिण्णाई व अज्झेआऽयं समासनिद्देसो ।
उद्देसयनिद्देसो सपएसो पुग्गलुद्देसो ॥ १५०१ ॥

આચાર-આચારવાન્-અને આચારધારી, એ આચારસમાસનિર્દેશ આવશ્યક-આ-વશ્યકવાન્-અને આવશ્યક સૂત્રાર્થ જાણનાર, એ આવશ્યકસમાસનિર્દેશ, શસ્ત્રપરિજ્ઞાદિ અધ્યયન અથવા એ અધ્યયનનો આ ભણનાર છે, એમ કહેવું તે અધ્યયનસમાસનિર્દેશ અને પુદ્ગલોદ્દેશકરૂપ જે અધ્યયનનો અંશ તે ઉદ્દેશ નિર્દેશ જાણવો. ૧૫૦૦-૧૫૦૧

વિસ્તૃત વસ્તુનો સંક્ષેપ કરીને તેનું સામાન્યથી કથન કરવું, તેને પૂર્વે સમાસ ઉદ્દેશ કહેલ છે, અને અહીં એ સમાસનું વિશેષ નામપૂર્વક કથન કરવું તે સમાસ નિર્દેશ કહે-

વાય છે. અંગ-શ્રુતસ્કંધ-અને અધ્યયન એમ ત્રણ પ્રકારે સમાસોદ્દેશ પૂર્વે કહેલ છે, અહીં પણ એ ત્રણેના વિશેષનામપૂર્વક કથન કરવાનું હોવાથી એ નિર્દેશ પણ ત્રણ પ્રકારે છે. જેમકે "આચારાંગ" અથવા એ આચારસૂત્રવડે આચારવાન્ અથવા આચારધારી, એમ વિશેષનામપૂર્વક કહેવું તે અંગસમાસનિર્દેશ છે. તથા "આવશ્યક" અથવા આવશ્યકવડે "આવશ્યકી" અથવા આવશ્યકના સૂત્રાર્થને ધારણ કરનાર એમ કહેવું તે શ્રુતસ્કંધસમાસનિર્દેશ, એવી રીતે આચારાંગમાં પહેલું અધ્યયન શસ્ત્રપરિજ્ઞા છે. તે "શસ્ત્રપરિજ્ઞા અધ્યયન" અથવા એ શસ્ત્રપરિજ્ઞા અધ્યયનનો આ ભણનાર છે, એમ કહેવું તે અધ્યયનસમાસનિર્દેશ છે. ઉદ્દેશ એટલે અધ્યયનનો અંશ તેનું વિશેષ કથન, જેમ કે ભગવતીમાં પુદ્ગળોદ્દેશક છે, તેનું કથન કરવું તે ઉદ્દેશનિર્દેશ કહેવાય. ૧૫૦૧

હવે ભાવનિર્દેશ, તથા એ બધા જણાવેલ ઉદ્દેશ નિર્દેશોમાં, જે ઉદ્દેશ-નિર્દેશથી અહીં અધિકાર છે, તે કહે છે.

ओदइओ खइउत्ति व नाणं चरणंति भावनिद्देसो ।
एत्थ विसेसाहिगओ समासउद्देसनिद्देसो ॥ १५०२ ॥
अज्झयणं उद्देसो तं चिय सामाइयंति निद्देसो ।
बुद्धीए जहसंभवमाओज्जं सेसएसुंपि ॥ १५०३ ॥

ઔદયિક ભાવ-ક્ષાયિકભાવ એમ કહેવું તે, અથવા જ્ઞાન-દર્શન-ચારિત્ર એ ક્ષાયિકાદિ ભાવમાં વર્તતા હોવાથી તેનું કથન કરવું તે ભાવનિર્દેશ કહેવાય. (આ આઠ પ્રકારના ઉદ્દેશ-નિર્દેશમાંથી ) સમાસોદ્દેશ અને સમાસનિર્દેશ એ બે અહીં વિશેષે અધિકૃત છે. જેમકે "અધ્યયન" એ સમાસોદ્દેશ, અને "સામાયિક અધ્યયન" એ સમાસ નિર્દેશ છે, આજ પ્રમાણે બીજા શ્રુતસ્કંધ-ચતુર્વિંશતિ સ્તવાદિ અધ્યયનોમાં પણ યોજી લેવું. જેમકે શ્રુતસ્કંધ એ સમાસોદ્દેશ, અને આવશ્યક એ સમાસનિર્દેશ. ૧૫૦૨-૧૫૦૩.

હવે આગળની ગાથાનો સંબંધ યોજવાને કહે છે કે—

सामाइयंति नपुंसयमस्स पुमं थी नपुंसगं वावि ।
निद्दिट्ठा तत्थिच्छइ कं निद्देसं नओ को णु ? ॥ १५०४ ॥

"સામાયિક" એ શબ્દ નપુંસકરૂપે રૂઢ છે, તેનો ઉચ્ચાર કરનાર પુરૂષ સ્ત્રી-અને નપુંસક એમ ત્રણ ભેદ છે, તેમાં કયો નય કયા નિર્દેશને ઇચ્છે છે ? વળી તે નિર્દેશને નિર્દેશ્ય વશાત્ ઇચ્છે છે કે નિર્દેશક વશાત્ ઇચ્છે છે? ૧૫૦૪

એ પ્રશ્નનો આચાર્ય આ ઉત્તર આપે છે કે—

दुविहंपि नेगमनओ निद्दिट्ठं संगहो य ववहारो ।
निद्देसयमुज्जुसुओ उभयसरिच्छं च सद्दस्स ॥१५०५॥१३७-१४४॥

નિર્દેશક તથા નિર્દેશ્યના વશથી એમ નૈગમનય બન્ને પ્રકારે નિર્દેશને ઇચ્છે છે, સંગ્રહ તથા વ્યવહારનય નિર્દેશ કરાતી વસ્તુ અંગીકાર કરીને નિર્દેશ ઇચ્છે છે, ઋજુસૂત્ર-નય નિર્દેશકને અંગીકાર કરીને નિર્દેશ ઇચ્છે છે, અને શબ્દનય ઉભયના સાદ્દશ્ય પણે નિર્દેશને ઇચ્છે છે. ૧૫૦૫

અનેક પ્રકારે વસ્તુ અંગીકાર કરવામાં તત્પર હોય, તે નૈગમનય કહેવાય. એ નય નિર્દેશ્ય તથા નિર્દેશકના વશથી નિર્દેશને ઇચ્છે છે. કારણ કે આ નય લોક વ્યવહા-

શમાં તત્પર છે, અને અનેક પ્રકારે વસ્તુ અંગીકાર કરે છે. વળી લોકમાં પણ નિર્દેશ્ય અને નિર્દેશકના વશથી નિર્દેશની પ્રવૃત્તિ જણાય છે. નિર્દેશ્યના વશ થકી આ પ્રમાણે, જેમકે વાસવદત્તા-તરંગવતી-પ્રિયદર્શના કથા ઇત્યાદિ લૌકિક ગ્રંથોમાં નિર્દેશ્યવશાત્ વ્યવહાર થાય છે. તથા નિર્દેશકના વશ થકી નિર્દેશ માને છે, જેમકે મનુએ રચેલો ગ્રંથ તે મનુ, અક્ષપાદ મુનિએ રચેલો ગ્રન્થ અક્ષપાદ, ઇત્યાદિ લૌકીકમાં નિર્દેશક વશાત્ પણ વ્યવહાર થાય છે. લોકોત્તર માર્ગમાં પણ છજીવનિકાયનું પ્રતિપાદન કરનાર અધ્યયન તે ષડ્જીવનીકા, સાધુનો આચાર પ્રતિપાદન કરનાર ગ્રંથ તે આચાર ઇત્યાદિ નિર્દેશ્યને લીધે વ્યવહાર થાય છે. અને કપિલઋષિએ કહેલું જે અધ્યયન તે કાપિલીય અધ્યયન, હરિકેશીમુનિએ કહેલ વાક્યવાળું અધ્યયન તે હરિકેશીય અધ્યયન, કેશી અને ગૌતમ ગણધરે કહેલ વાક્યોથી રચેલું તે કેશીગૌતમીય અધ્યયન, નન્દસંહિતા, જિનપ્રવચન ઇત્યાદિ સર્વ લોકોત્તર ગ્રંથોનો નિર્દેશ નિર્દેશકવશાત્ થાય છે. આ પ્રમાણે સાવદ્ય વિરમણરૂપ સામાયિક રૂઢિથી નપુંસક છે, તેથી નિર્દેશ્યવશાત્ નૈગમનય સામાયિકનો નપુંસક નિર્દેશ માને છે, એટલે કે "સામાયિક નપુંસક છે" એમ માને છે. તેમજ સ્ત્રી-પુરૂષ-અને નપુંસક નિર્દેશકવશાત્ આ નય ત્રણે લિંગે સામાયિક માને છે, એટલે કે સામાયિકનો નિર્દેશ કરનાર સ્ત્રી હોય, તો સામાયિકસ્ત્રી લિંગે પુરુષ નિર્દેશ કરનાર હોય તો સામાયિક પુરુષ લિંગે અને નિર્દેશ કરનાર નપુંસક હોય તો સામાયિક નપુંસકલિંગે છે, ઉદાહરણ તરીકે જેમ કોઈ દેવદત્તાદિ મનુષ્યે ઘટાદિ શબ્દ ઉચ્ચાર્યો હોય, તો તે ઘટાદિરૂપ શબ્દ તેને ઉચ્ચારણ કરનાર દેવદત્તાદિનો પરિણામ હોવાથી, તે દેવદત્તાદિનો શબ્દ કહેવાય છે, તથા એ શબ્દથી વાચ્ય પહોળા પેટાદિ આકારવાળો ઘટાદિ પદાર્થ પણ તેવા પરિણામપણા થકી લોકમાં ઘટ શબ્દથી કહેવાય છે, એજ પ્રમાણે સામાયિકનું સ્વઅભિધેય જે સાવદ્ય વિરમણ તે પર્યાયરૂપ હોવાથી સામાયિકનો નૈગમનય નપુંસક નિર્દેશ માને છે, અને એ સામાયિક શબ્દ કહેનાર સ્ત્રી-પુરૂષાદિના પરિણામથી ત્રણે લિંગે પણ આ નય નિર્દેશ માને છે. જેમ સામાયિક સ્ત્રી ઈત્યાદી, બન્ને પ્રકારના નિર્દેશને નૈગમનય માને છે આટલું માત્ર કહેવાથી નિર્દેશ્ય અને નિર્દેશકવશથકી નૈગમનય બે પ્રકારે નિર્દેશને ઇચ્છે છે તે કેવી રીતે કહેવાય, તેનો ઉત્તર આપે છે. સંગ્રહાદિમાં નિર્દેશ્ય અને ઋજુસૂત્રમાં નિર્દેશક લીધો છે તેથી અત્રે નિર્દેશ્ય અને નિર્દેશક બન્ને લીધા છે.

નિર્દિષ્ટ એટલે અભિધેય વસ્તુ તેને અંગીકાર કરીને સંગ્રહ તથા વ્યવહારનય નિર્દેશ માને છે, કેમકે વચન તે નિર્દેશ્યનો પર્યાય છે. આનું સ્પષ્ટીકરણ આગળ હમણાંજ કરાશે. ઋજુસૂત્રનય નિર્દેશક એટલે વક્તાની અપેક્ષાએ નિર્દેશ માને છે, જેમકે સ્રી નિર્દેશક-વક્તા હોય, તો નિર્દેશ પણ સ્રીજ કહેવાય, કેમકે વચન એ વક્તાનો પર્યાય છે. આ સંબંધી યુક્તિ પણ આગળ કહેવાશે. શબ્દનય નિર્દેશ્ય અને નિર્દેશક ઉભયના સમાનલિંગની અપેક્ષાએ નિર્દેશ માને છે, એટલે કે નિર્દેશ્ય વસ્તુ નપુંસક હોય, તો તેનો નિર્દેશક-વક્તા સ્રી-પુરૂષ કે નપુંસક ગમે તે હોય, તોપણ નપુંસક કહેવાય, કેમકે વક્તા વાચ્યના ઉપયોગથી ભિન્ન નથી, પણ તદ્રૂપજ છે, અને આ શબ્દ નય ઉપયોગ પ્રધાન છે, તેથી જે જ્યાં ઉપયોગવાન્ હોય, તે તદ્રૂપજ કહેવાય; જેમ અગ્નિમાં ઉપયોગવાળો, અગ્નિ કહેવાય છે તેમ, આથી એ સિદ્ધ થયું કે સ્ત્રી અથવા પુરૂષ જ્યારે રૂઢિથી નપુંસક એવા સામાયિકમાં ઉપયોગવાળા હોય, ત્યારે તે નપુંસક નિર્દેશ્યમાં ઉપયોગવાળા હોવાથી તે નપુંસકજ કહેવાય. કેમકે તે ઉપયોગ તેમનાથી અભિન્ન હોવાથી તે તદ્રૂપજ છે. સ્રી-પુરૂષ કે નપુંસક આ અર્થને બોલે છે એ શબ્દ નયનામતે અસંભવિત છે. ૧૫૦૫

એ ગાથાનો વિસ્તારથી અર્થ હવે ભાષ્યકાર કહે છે.

जं संववहारपरो णेगगमो णेगमो तओ दुविहं ।
इच्छइ, संववहारो दुविहो जं दीसए पायं ॥ १५०६ ॥
छज्जीवणियाऽऽयारो निद्दिट्ठवसेण तह सुयं चऽण्णं ।
तं चेव य जिणवयणं सव्वं निद्देसयवसेणं ॥ १५०७ ॥
जहवा निद्दिट्ठवसा वासवदत्ता–तरंगवइयाइं ।
तह निद्देसगवसओ लोए मणुरक्खवाउत्ति ॥ १५०८ ॥
तह निद्दिट्ठवसाओ नपुंसगं नेगमस्स सामइयं ।
थी पुं नपुंसगं वा तं चिय निद्देसयवसाओ ॥ १५०९ ॥
जह वा घडाभिहाणं घडसद्दो देवदत्तसद्दोत्ति ।
उभयमविरुद्धमेवं सामाइयं नेगमनयस्स ॥ १५१० ॥

નગમનય લોકવ્યવહારમાં તત્પર અને અનેક રીતે વસ્તુને માનનાર હોવાથી નિર્દેશ્ય અને નિર્દેશકવશાત્-બન્ને પ્રકારે નિર્દેશ માને છે, કેમકે લોકવ્યવહાર ઘણું કરીને એ બન્ને પ્રકારે જણાય છે. લોક બે પ્રકારે છે-એકતો જીનેશ્વર ભગવાનના દર્શનને અનુગત અને બીજો તેથી જુદો. તેમાં લોકોત્તર માર્ગમાં છ જીવનિકા અધ્યયન-આચાર-આવશ્યક આદિ નિર્દેશો નિર્દેશ્ય વશાત્ છે; તથા તે સિવાયનું અન્ય પણ શ્રુત તે સર્વ જિનવચન કહેવાય છે, તેમજ ભદ્રબાહુ સંહિતા-નન્દસંહિતા-કાપિલીય અધ્યયન ઇત્યાદિ લોકોત્તર માર્ગમાં નિર્દેશકવશાત્–નિર્દેશ છે, અને વાસવદત્તા-તરંગવતી વિગેરે લૌકિકમાં નિર્દેશ્યવશાત્ નિર્દેશ છે, અને મનુ અક્ષપાદ વિગેરે નિર્દેશકવશાત નિર્દેશ છે. જેમ એ બધામાં કેટલાકનો નિર્દેશ્યથી અને કેટલાકનો નિર્દેશકથી નિર્દેશ છે; તેમ અહીં પ્રસ્તુતમાં પણ સાવદ્ય વિરમણ લક્ષણ નિર્દિષ્ટ વસ્તુ નપુંસકલિંગે હોવાથી "સામાયિક" પણ નપુંસક લિંગે છે, એમ નિર્દેશ થાય છે, તથા તેનો નિર્દેશ કરનાર-વક્તા સ્ત્રી પુરૂષ અથવા નપુંસક હોય, તો તે નિર્દેશકની અપેક્ષાએ સામાયિકરૂપ નિર્દેશ પણ નન્દસંહિતા-મનુ-કાપિલીય અધ્યયન આદિની પેઠે ત્રણે લિંગે થાય છે. જેમ દેવદત્તાદિ વ્યક્તિએ "ઘટ" એવો ઉચ્ચાર કર્યેથી, એ "ઘટ" શબ્દ દેવદત્તાદિનો શબ્દ કહેવાય છે, એ બન્ને સાચા છે તેમ અહીં પણ નૈગમનયના મતે નિર્દેશ્ય તથા નિર્દેશકની અપેક્ષાએ બન્ને પ્રકારે નિર્દેશ થાય છે. ૧૫૦૬-થી-૧૫૧૦

સંગ્રહ તથા વ્યવહાર નયની અપેક્ષાએ નિર્દેશની માન્યતા જણાવે છે.

अत्थाउ चिय वयणं लहइ सरूवं जओ पईवो व्व ।
तो संगह–ववहारा भणंति निद्दिट्ठवसगं तं ॥ १५११ ॥
अहवा निद्दिट्ठत्थस्स पज्जओ चेव तं सधम्म व्व ।
तप्पच्चयकारणओ घडस्स रूवाइधम्म व्व ॥ १५१२ ॥

પ્રદીપની પેઠે અર્થથીજ વચન સ્વરૂપને પામે છે, તેથી સંગ્રહ અને વ્યવહારનય નિર્દેશ્યની અપેક્ષાએજ વચન કહે છે. અથવા જેમ રૂપાદિ ધર્મો ઘટપ્રત્યયના કારણભૂતછે, તેમ સ્વ-ધર્મની પેઠે વચન પણ અર્થના પ્રત્યયનું કારણ હોવાથી તે અર્થનો પર્યાય છે. ૧૫૧૧-૧૫૧૨

ઘટાદિ વાચ્ય વસ્તુથીજ વાચક એવું વચન પોતાના સ્વરૂપને પામે છે, નહીં તો નથી પામતું, જેમ પ્રગટ કરવા યોગ્ય અર્થને પ્રગટ કરતો હોવાથીજ પ્રદીપ કહેવાય છે,

પરન્તુ જો પ્રગટ કરવા યોગ્ય વસ્તુજ ન હોય, તો તે કોની અપેક્ષાએ પ્રદીપ કહેવાય? નજ કહેવાય; તેથી કરીને જેમ પ્રગટ કરવા યોગ્ય અર્થની અપેક્ષાથીજ પ્રદીપ આત્મસ્વરૂપને પામે છે, તેમ ઘટાદિ વાચ્ય અર્થની અપેક્ષાએજ ઘટાદિ વચન-શબ્દ આત્મસ્વરૂપને પામે છે. આ કારણથી સંગ્રહ અને વ્યવહાર નય, નિદેશ્ય -વાચ્ય વસ્તુને આધીન વચન છે, એમ-કહે છે. અહીં સાવદ્યવિરતિ રૂપ અર્થ, સામાયિક શબ્દનો વાચ્ય અર્થ છે, અને તે રૂઢિથી નપુંસકપણે પ્રસિદ્ધ છે, તેથી સંગ્રહ અને વ્યવહાર નય સામાયિકને નપુંસક લિંગેજ માને છે; અથવા સામાયિક યુક્ત સ્ત્રી-પુરૂષ કે નપુંસક હોય તો તે સામાયિકના પરિણામથી અભિન્ન હોવાને લીધે સામાયિકરૂપ અર્થ સ્ત્રી આદિ રૂપ હોવાથી વાચ્યવશાત્ સામાયિકને ત્રણે લિંગે સંગ્રહ અને વ્યવહાર માને છે.

અથવા વચન-શબ્દ એ વસ્તુની પ્રતીતિનું કારણ હોવાથી તે વાચ્ય-વસ્તુનો પર્યાયજ છે. જેમ ઘટાદિના આકાર વિગેરે ધર્મો, ઘટની પ્રતીતિનાં કારણો છે, અથવા ઘટના રૂપ વિગેરે ઘટની પ્રતીતિનાં કારણો છે, તેથી તે તેના પર્યાય છે, તેમ તે પણ તેના પર્યાય છે. "જે જેની પ્રતીતિનું કારણ હોય, તે તેના સ્વપર્યાય છે." આથી વચન અથવા શબ્દ એ વાચ્ય વસ્તુનો પર્યાય છે, અને પર્યાય તે પર્યાયવાળાને આધીનજ હોય છે, તેથી ઉપર કહ્યા મુજબ નિર્દેશ્યની અપેક્ષાએજ નિર્દેશ કરવો યોગ્ય છે. ૧૫૧૧-૧૫૧૨.

આ સંબંધમાં શિષ્ય શંકા કરે છે, અને આચાર્યશ્રી તેનો ઉત્તર આપે છે.

वयणं विण्णाणफलं जइ तं भणिएऽवि नत्थि किं तेण ?।
अण्णत्थ पच्चए वा सव्वत्थवि पच्चओ पत्तो ॥ १५१३
अभिधेयसंकरो वा वत्तरि चे पच्चओऽणभिघएऽवि ।
तम्हा निद्दिट्ठवसा नपुंसगं बेंति सामइयं ॥ १५१४ ॥

વચન અર્થવિજ્ઞાન ફળવાળું હોય છે, તે વચન કહ્યા છતાં પણ જો અર્થજ્ઞાન ન થાય, તો તે કહેવાથી શું? વાચ્ય અર્થ સિવાય અન્યત્ર પ્રત્યય થશે એમ કહેવામાં આવે તો સર્વ અર્થમાં પ્રત્યય થવો જોઇએ; અથવા વક્તાએ વચન નહિ કહ્યા છતાં પણ વક્તામાં અર્થ પ્રત્યય માનવામાં આવે, તો અભિધેય સાંકર્ય થાય; માટે આ બન્ને નય નિર્દેશ્ય વશાત્ સામાયિકને નપુંસકલિંગે અથવા ત્રણે લિંગે માને છે. ૧૫૧૩-૧૫૧૪.

શિષ્ય:—વચન, અર્થના પર્યાય એ કેવી રીતે ?

ગુરૂ:—વચન અથવા શબ્દ તે અર્થનું વિજ્ઞાન કરે છે, જો વચન ઉચ્ચાર્યા છતાં પણ અર્થજ્ઞાન ન થાય, તો કંઠ અને હોઠ સુકવનારા એવા નિષ્ફળ વચનોચ્ચાર કરવાથી શું લાભ?

શિષ્ય:—જે શબ્દ ઉચ્ચાર્યો હોય તેના વાચ્યાર્થ સિવાય બીજા અર્થમાં શ્રોતા રૂપ અર્થમાં જ્ઞાન ઉત્પન્ન કરે, તેથી વચન શ્રોતાના વિજ્ઞાનને ઉત્પન્ન કરનાર કહી શકાશે, પણ તે વચન વાચ્ય અર્થનો પર્યાય નહિ કહેવાય ?

ગુરૂ:—જો એ પ્રમાણે વાચ્ય અર્થ મૂકીને વક્તૃલક્ષણ અર્થમાં વચન જે તે પ્રત્યયને ઉત્પન્ન કરે છે, એમ માનવામાં આવે, તો સામાન્યપણે સર્વ અર્થોમાં પ્રત્યય થવો જોઇએ, અથવા કોઇપણ અર્થમાં પ્રત્યય ન થવો જોઇએ; કેમકે વચન એ અર્થનો પર્યાય ન માન્યો અને સર્વ અર્થમાં પ્રત્યયનો હેતુ છે, અથવા પ્રત્યયનો હેતુજ નથી એમ માન્યું છે.

શિષ્ય:—વચનથી વક્તાની અંદર પ્રત્યય થાય છેજ, કેમકે આણે આ વચન કહ્યું, એમ કહેવાય છે. તો પછી તે કહેલું વચન વિજ્ઞાનફળ રહિત કેમ થાય ?

ગુરૂ:—ભાઈ! ત્હારા કહેવા મુજબ વાચ્ય અર્થથી અન્યત્ર પ્રત્યય માનવામાં આવે, તો ગર્વ અર્થમાં પ્રત્યય થાય, એ એક દોષ પ્રાપ્ત થાય તે ઉપર કહ્યો છે, અને બીજો અભિધેય સાંકર્ય થાય. કારણ કે વક્તા પોતાને જણાવવા બોલ્યો ન હોય છતાં પણ તેવા વચનથી તે વક્તામાં પ્રત્યય માનવામાં આવે, તો વક્તાની પેઠે નહિ બોલેલ ખર-ઊંટ-ઢેલ-બગલા વિગેરે ઘણી વસ્તુઓ છે, તો તે બધામાં પણ જેમ વક્તામાં થાય છે તેમ શ્રોતાને પ્રત્યય થાય, અને તેથી સર્વ અભિધેયનો, ઘટાદિ એક અભિધેયની સાથે અથવા વક્તા વિગેરેની સાથે સાંકર્ય થાય, એટલે કે શ્રોતાની એકજ પ્રતીતિમાં એકી સાથે તદાકાર સંક્રમણ થાય, પણ એમ થતું નથી. એકવચનથી એકજ પ્રતિનિયત ઘટાદિ આકારની પ્રતીતિ થાય છે. માટે વચન અર્થ-વસ્તુની પ્રતીતિનું કારણ હોવાથી વસ્તુનો પર્યાય છે; અહીં નિદિષ્ટ-કહેલ સામાયિક શબ્દના અર્થરૂપ સામાયિકને રૂઢિથી નપુંસકલિંગ કહેવાય છે, માટે તદ્ર-શાત્ સંગ્રહ તથા વ્યવહાર સામાયિક શબ્દને નપુંસકલિંગે કહે છે. અથવા સામાયિકવન્ત જીવ સ્ત્રી-પુરૂષ કે નપુંસક હોય, તો તેમના પરિણામ તે સામાયિકથી અભિન્ન હોવાને લીધે સામાયિકને ત્રણે લિંગે પણ આ બે નય માને છે. યથા સામાયિક સ્ત્રી ઇત્યાદિ, એ પોતાની મેળે જાણી લેવું.૧૫૧૩-૧૫૧૪ હવે ઋજુસૂત્રનયના મતે નિર્દેશ કહે છે.

उज्जुसुओ निद्देसगवसेण सामाइयं विणिद्दिसइ ।
वयण वत्तुरहीणं तप्पज्जाओ य तं जम्हा ॥ १५१५ ॥
करणत्तणओ मण इव सपज्जयाओ घडाइरूवमिव ।
साहीणत्तणओ विय सघणं व वओ वयंतस्स ॥ १५१६ ॥
तह सुत्त–दुरुत्ताओ तस्सेवाणुग्गहो-वघायाओ ।
तस्स तयमिंदियं पिव इहरा अकयागमो होज्जा ॥ १५१७ ॥

ઋજુસૂત્રનય નિર્દેશક-વક્તાના વશથી સામાયિકનો નિર્દેશ કરે છે. (જે લિંગે વક્તા હોય તે લિંગે આ નય સામાયિક માને છે.) કારણ કે વચન વક્તાને આધીન છે અને તે વચન વક્તાનો પર્યાય છે. વળી વચન એ મનની પેઠે કરણ છે, તેમજ ઘટાદિના રૂપની પેઠે સ્વપર્યાય છે, અને સ્વધનની પેઠે સ્વાધીન છે, વળી સારા અને ખરાબ વચ-નથી વક્તાને તેની ઇન્દ્રિયોની પેઠે અનુગ્રહ—ઉપઘાત થાય છે, (જેને જેના નિમિત્તે અનુગ્રહ—ઉપઘાત થાય, તે તેનું પોતાનું કહેવાય તેથી વચન વક્તાસંબંધી કહેવાય;) જો વચન વક્તાનું ન હોય, તો તેના અનુગ્રહ—ઉપઘાતનો અકૃત અભ્યાગમ થાય. ૧૫૧૫-૧૫૧૬-૧૫૧૭. આ સંબંધમાં શિષ્ય શંકા કરે છે, તેનો આચાર્યશ્રી ઉત્તર આપે છે.

निद्दिट्ठस्सवि कस्सति नणूवघायाइओ तयं जुत्तं ।
ते तस्स सकारणओ इहरा याणुस्सवि हवेज्जा ॥ १५१८ ॥
सरनामोदयजणियं वयणं देहो व्व वत्तुपज्जाओ ।
तं नाभिधेयधम्मो जुत्तमभावाभिहाणाओ ॥ १५१९ ॥
भावम्मिवि सवद्ध तमसवद्ध व तं पगासेज्जा ।
जइ संवद्धं तिहुयणवावि त्ति तय पगासेज ॥ १५२० ॥
निव्विण्णाणत्तणओ नासवद्ध तय पईवो व्व ।
भासइ य असंबद्धं अह तो सव्वं पगासेज ॥ १५२१ ॥

जइवि वयणिज्ज वत्ता वज्झ-ब्भंतरनिमित्तसामण्णं ।
वत्ता तहवि पहाणो निमित्तमब्भंतरं जं सो ॥ १५२२ ॥

કોઇક નિર્દેશ્યને પણ ઉપઘાતાદિ જણાય છે, તો તે સંબંધી વચન છે, એમ કહેવું યોગ્ય છે.? (ના) તે ઉપઘાતાદિ તેને સ્વકારણથી થાય છે, અન્યથા સ્થાણું-ઠુંઠાને પણ તેમ થવું જોઇએ. વળી શરીરની પેઠે વચન સ્વરનામકર્મોદયથી થાય છે માટે તે વચન વક્તાનો પર્યાય છે, અભાવ પણ કહેવાય છે તેથી વચન તે અભિધેય-નિર્દેશ્યનો ધર્મ નથી. કહેવાતી વસ્તુમાં વચન માનવામાં આવે, તો તે વચન તે વસ્તુની સાથે સંબંધ રહીને વસ્તુ પ્રગટ કરે છે કે અસંબદ્ધ રહીને વસ્તુ પ્રગટ કરે છે? જો સંબંદ્ધ રહીને વસ્તુ પ્રગટ કરે, તો તે ત્રિભુવન ગત સર્વ વસ્તુ પ્રગટ કરે, અને અસંબદ્ધ રહીને પ્રગટ કરે, તો વિજ્ઞાન રહિત હોવાથી દીપકની પેઠે અસંબદ્ધ એવા અર્થને પ્રગટ ન કરે. અને અસંબદ્ધ પણ અર્થ પ્રગટ કરે, તો સર્વ વસ્તુ પ્રગટ કરે. જો કે કહેવા યોગ્ય અને કહેનાર બંને વચનનાં બાહ્ય તથા અભ્યન્તર કારણ સમાન છે, તો પણ વક્તા તેમાં મુખ્ય કારણ છે, કેમકે તે અભ્યન્તર કારણ છે. ૧૫૧૮ થી ૧૫૨૨.

શિષ્ય:-વચન એકલા નિર્દેશક વક્તાનુંજ કહેવાય એમ નહિ. પરન્તુ નિર્દેશ્ય વસ્તુનું પણ કહેવાય, કારણ કે કોઇક વખત વચનથી તસ્કરાદિને પણ ઉપઘાતાદિ થતા જણાય છે. જેમકે "આ ચોરને બાંધો અને મારો, અથવા છોડી મૂકો." ઇત્યાદિ વચનથી તેને વિષાદાદિ ઉત્પન્ન થવાથી ઉપઘાતાદિ પ્રત્યક્ષ જણાય છે. આથી નિર્દેશ્ય-વસ્તુ સંબંધી પણ વચન કહી શકાય.

આચાર્ય:—ના, ન કહી શકાય, કારણ કે જે ઇષ્ટાનિષ્ટ વચન સાંભળવાથી તસ્કર-આદિ નિર્દેશ્ય-વસ્તુને અનુગ્રહાદિ જણાય છે, તે તેને પોતાના શ્રવણેન્દ્રિય-મન-પુણ્ય અને પાપાદિ કારણથી છે, કેવળ ઇષ્ટાનિષ્ટ વચન સાંભળવા માત્રથી નથી, જો એમ ન હોય તો શ્રોત્રાદિ ઇન્દ્રિય વિનાના સ્થાણુ આદિને પણ એવા વચનથી ઉપઘાતાદિ થવા જોઇએ, પણ તેમ થતું નથી. વળી વચન સ્વરનામકર્મોદયથી જન્ય હોવાથી તે વક્તાનો પર્યાય છે, જે જેના નામકર્મોદયથી જન્ય હોય તે તેનો પર્યાય હોય છે, જેમકે શરીર-નામકર્મોદય જન્ય શરીર વક્તાનો પર્યાય છે, તેમ વચન પણ વક્તાના સ્વરનામકર્મોદ-યથી જન્ય છે માટે તેનો પર્યાય છે. માટે વચન અભિધેય-નિર્દેશ્યનો ધર્મ નથી, પરન્તુ નિર્દેશક એટલે વક્તાનો ધર્મ છે. વળી અભાવ પણ વચનગ્રીજ કહેવાય છે, તો વચન કંઈ અભાવનો ધર્મ ન કહેવાય, કેમકે અભાવ એ અસત્ છે, અને જો વચન તે અભા-વનો ધર્મ છે, એમ માનવામાં આવે, તો તે અભાવ પણ ભાવરૂપ થાય, કારણ કે તે દેવદત્તાદિની પેઠે વચનનો આશ્રય છે. વળી જો ઘટાદિ ભાવ-સત્ અર્થ પ્રતિપાદન કરનાર ઘટાદિ શબ્દ તે વિદ્યમાન અર્થની પ્રતીતિનું કારણ હોવાથી શબ્દને-વચનને તેનો ધર્મ માનવામાં આવે, તો તે સંબંધમાં અમે પૂછીએ છીએ કે જે વચનથી ઘટાદિભાવ કહેવાય છે, તે વચન તે ભાવમાં સંબદ્ધ રહીને તે ભાવને પ્રગટ કરે છે? કે અસંબદ્ધ રહીને પ્રગટ કરે છે? જો સંબદ્ધ રહીને વચન વસ્તુને પ્રગટ કરતું હોય, તો ચાર સમયે ભાવાથી સર્વ લોક પૂર્ણ થઈ જાય છે તો તેથી વચન ત્રિભુવનવ્યાપિ હોવાથી તદ્ગત સર્વવસ્તુને તે પ્રગટ કરી શકે, કારણ કે તેનો સંબંધ સર્વ સ્થળે સમાન છે. અને જો ભાવમાં અસં-બદ્ધ રહીને વચન વસ્તુને જણાવે છે, એમ કહેવામાં આવે તો તે અયોગ્ય છે, કેમકે વચ-નના વિજ્ઞાને કરીને રહિત અને ભાવમાં અસંબદ્ધ હોવાથી વસ્તુને જણાવી શકે નહિ, જેમ પ્રદીપ વિજ્ઞાન રહિત છે તેથી અસંબદ્ધ રહીને તે વસ્તુને જણાવતો નથી, જો વિજ્ઞાન સ્વરૂપ હોય, તે અસંબદ્ધ રહીને વસ્તુ જણાવી શકે, પરન્તુ વચન કંઈ વિજ્ઞાન સ્વરૂપ નથી,

માટે ભાવમાં અસંબદ્ધ રહીને વચન વસ્તુને જણાવી શકે નહિ, અને એમ છતાં આગ્રહથી અસંબદ્ધ છતાં પણ વસ્તુને જણાવે છે, એમ માનવામાં આવે, તો સર્વવસ્તુને તે જણાવી શકે, કારણ કે સર્વ વસ્તુમાં તેના સંબંધનો અભાવ સમાન છે. આ ઉપરથી એ સિદ્ધ થયું કે વચન વાચ્ય વસ્તુની પ્રતીતિનું કારણ હોવાથી તેનો ધર્મ છે.

શિષ્યઃ—પ્રગટ કરવા યોગ્ય વસ્તુને પ્રદીપ પ્રગટ કરે છે, તેથી તે પ્રદીપ કહેવાય છે. તેવી રીતે વચન પણ અર્થથીજ સ્વસ્વરૂપ પામે છે, એમ પૂર્વે કહ્યું છે, તો પછી વચન કેવળ વક્તા સંબંધીજ છે, એમ કેમ કહેવાય?

આચાર્યઃ—કહેવા યોગ્ય વસ્તુ અને કહેનાર-વક્તા, આ બન્ને અનુક્રમે વચનનાં બાહ્ય અને અભ્યન્તર કારણ છે, પણ તેમાં વક્તા મુખ્ય કારણ છે, કારણ કે તે અભ્યન્તર અને નજીકનું કારણ છે. માટે વચન વક્તાને આધીન હોવાથી જે લિંગ વક્તાનું છે તે લિંગ વાચ્યનું-સામાયિકનું છે, એમ ઋજુસૂત્રનયનું મન્તવ્ય છે. ૧૫૧૮ થી ૧૫૨૨

હવે શબ્દનયના મતે નિર્દેશનું સ્વરૂપ કહે છે.

सद्दो समाणलिंगं निद्देसं भणइ विसरिसमवत्थुं ।
उवउत्तो निद्देट्ठा निद्देस्साओ जओऽणण्णो ॥ १५२३ ॥
थीं निद्दिसइ जइ पुमं थी चेव तओ जओ तदुवउत्तो ।
थीविन्नाणाणन्नो निद्दिट्ठसमाणलिंगोत्ति ॥ १५२४ ॥
जइ स पुमं तो नत्थी अह थी न पुमं नवा तदुवउत्तो ।
जो थीविण्णाणमओ नो थी सो सव्वहा नत्थि ॥ १५२५ ॥
भासइ वाणुवउत्तो जइ अन्नाणी तओ न तव्वयणं ।
निद्देसो जेण मयं निच्छियदेसोत्ति निद्देसो ॥ १५२६ ॥
सो जइ नाणुवउत्तोऽणुवउत्तो वा न नाम निद्देसो ।
निद्देसोऽणुवउत्तो य बेइ सद्दो न तं वत्थुं ॥ १५२७ ॥
तम्हा जं जं निद्दिसइ तदुवउत्तो स तम्मओ होइ ।
वत्ता वयणिज्जाओऽनन्नोत्ति समाणलिंगो सो ॥ १५२८ ॥

શબ્દનય નિર્દેશ્ય અને નિર્દેશકનું સમાન-એકજ લિંગ માને છે, અને અસમાન લિંગવાળી વસ્તુજ નથી. એમ કહે છે. કારણ ઉપયોગવન્ત નિર્દેશક નિર્દેશ્યથી અભિન્ન છે. જો પુરૂષ સ્ત્રીનો નિર્દેશ કરે, તો તે સ્ત્રીજ છે, કેમકે તે તદુપયોગવાન્ હોવાથી સ્ત્રીવિજ્ઞાનથી ભિન્ન નથી, તેથી નિર્દેશ્યના સમાન લિંગવાળોજ નિર્દેશક છે. અને જો તે નિર્દેશ કરનાર પુરૂષ સ્ત્રી રૂપ ન કહેવાય તો તે સ્ત્રી ઉપયોગવાન્ નથી, અને સ્ત્રી ઉપયોગવાન્ હોય તો તે પુરૂષ ન કહેવાય, અથવા તે ઉપયોગવાન્ ન કહેવાય, કેમકે સ્ત્રીના વિજ્ઞાનમય છે અને સ્ત્રીરૂપ નથી. એવી કોઈ વસ્તુજ નથી. વળી જો ઉપયોગ રહિત બોલે-નિર્દેશ કરે, તો તે અજ્ઞાની કહેવાય, અને તેથી તે વચન તેનું ન કહેવાય, કેમકે નિશ્ચયથી ઉપયોગપૂર્વક બોલવું તેને નિર્દેશ કહેલ છે. એ પ્રમાણે જો નિર્દેશ માનીએ, તો તે કદાપિ પણ ઉપયોગ રહિતનો ન હોય, અને ઉપયોગ રહિતનો માનીએ તો તે વચન-નિર્દેશ પણ ન કહેવાય. કારણ કે "નિર્દેશ કરે અને ઉપયોગ રહિત હોય" એમ જે કહે છે, તે વાતને શબ્દનય માનતોજ નથી, કેમકે વક્તા જે જે વસ્તુનો નિર્દેશ કરે છે, તે તદુપયોગવાન્ થઇને તન્મય થાય છે, તેથી વક્તા અને વાચ્ય પદાર્થ અનન્ય હોવાથી નિર્દેશકના

સમાન લિંગવાળોજ નિર્દેશ હોય છે. એવી શબ્દનયની માન્યતા છે ૧૫૨૩ થી ૧૫૨૮.

શબ્દનય નિર્દેશ્ય ( કહેવા યોગ્ય વસ્તુ ) અને નિર્દેશક ( વક્તા ) એ બન્નેને સમાન એકજ લિંગવાળા માને છે, વિસદૃશ લિંગવાળો નિર્દેશ સંભવતો નથી ને તેથી તે વસ્તુજ નથી; કારણ નિર્દેશ્ય અર્થમાં ઉપયોગવાન્ એવો વક્તા નિર્દેશ્યથી અનન્ય છે, એટલે કે સ્ત્રી લિંગવાન્ વક્તા પુરૂષનો નિર્દેશ કરે, તો તે નિર્દેશ પુંલિંગ કહેવાય, સ્ત્રીનો નિર્દેશ કરે તો તે નિર્દેશ સ્ત્રીલિંગ કહેવાય, અને નપુંસકનો નિર્દેશ કરે, તો તે નપુંસક નિર્દેશ કહેવાય. " અરે ! વાસવદત્તા ! આ વસ્તુ તું આ પ્રમાણે કર. " આ રીતે પુરૂષ સ્ત્રીનો નિર્દેશ કરે, તો તે નિર્દેશ કરનાર પુરૂષ સ્ત્રીરૂપજ છે, કારણ કે સ્ત્રીઉપયોગવાન્ પુરૂષ સ્ત્રીરૂપ વિજ્ઞાનથી અનન્ય હોવાને લીધે નિર્દિષ્ટ એવી સ્ત્રીના સમાનલિંગવાળોજ તે પુરૂષ થાય છે. એજ પ્રમાણે જ્યારે પુરૂષ, નપુંસક અથવા સ્ત્રીનો નિર્દેશ કરે છે, ત્યારે પણ તે તદુપયોગવાન્ હોવાથી તેના સમાનલિંગવાળો થાય છે.'

સ્ત્રીવિજ્ઞાનથી અનન્ય એવો પુરૂષ, સ્ત્રીરૂપ થાય છે, તો તે પુરૂષરૂપ પણ કેમ ન થાય? એવી શંકા ન કરવી. કારણ કે એ પ્રમાણે સ્ત્રીનો નિર્દેશ કરનાર જો પુરૂષ કહેવાય, તો તે સ્ત્રી ઉપયોગવાન્ ન કહેવાય, અને સ્ત્રી ઉપયોગવાન્ હોવાથી સ્ત્રી માનીએ, તો તે પુરૂષ ન કહેવાય, પરન્તુ સ્ત્રીજ કહેવાય. જો તેમ માનવામાં ન આવે, તો તે સ્ત્રી ઉપયોગવાન્ ન કહેવાય, સ્ત્રી ઉપયોગવાન્ હોય, ત્યાં પુરૂષત્વનો સર્વથા વિરોધ હોય છે, મતલબ કે જો સ્ત્રીવિજ્ઞાનમય-સ્ત્રીઉપયોગવાન્ છતાં પણ સ્ત્રી ન કહેવાય, અને પુરૂષ અથવા નપુંસક કહેવાય, તો એવો કોઈ ભિન્નલિંગના ઉપયોગવાળો પદાર્થજ ગધેડાના શીંગડાની પેઠે ત્રણ લોકમાં નથી.

અર્થમાં અનુપયોગી રહીને સ્ત્રીનો નિર્દેશ કરનાર પુરૂષ પુરૂષ કહી શકાશે, એમ કોઈ કહે, તો તે પણ અયોગ્ય છે, કારણ કે એ પ્રમાણે નિર્દેશ કરનાર-વક્તા ઘટાદિની જેમ ઉપયોગ રહિત હોવાથી અજ્ઞાની કહેવાય, અને તેથી ઉન્મત્ત મનુષ્યના વચનની જેમ તેનું વચન ઉપયોગ રહિત હોવાથી નિર્દેશ ન કહેવાય, કારણ કે ઉપયોગ પૂર્વક નિશ્ચય કરીને બોલવું, તેનેજ પંડિતો નિર્દેશ કહે છે. અથવા જ્યાં નિશ્ચિત ભાષણ હોય ત્યાંજ નિર્દેશ કહેવાય. એવો નિર્દેશ ઉપયોગ રહિત વક્તાને હોઈ શકે નહિ. છતાં એ પ્રમાણે ઉપયોગ વાળાં વાક્યને નિર્દેશ માનવામાં આવે, તો તે નિર્દેશ કરનાર-દેવદત્તાદિ વક્તા ઉપયોગ રહિત ન કહી શકાય, અને જો તે ઉપયોગ રહિત કહેવામાં આવે, તો તે નિર્દેશ તેનો ન કહેવાય. તાત્પર્ય એ છે કે– "ઉપયોગ રહિત હોય ને નિર્દેશ કરનાર હોય" એ પ્રમાણેની માન્યતા શબ્દનયના મતે અવસ્તુજ છે, અર્થાત્ અચેતન આત્મા, અશ્રાવ્ય શબ્દ, ઇત્યાદિની પેઠે ઉપરોક્ત માન્યતા અત્યન્ત વિરૂદ્ધ હોવાથી શબ્દનય તેને વસ્તુજ નથી કહેતો. આ ઉપરથી શબ્દનયનો મત એવો છે કે જે પુરૂષાદિ વક્તા, જે જે સ્ત્રીઆદિ અર્થનો તદુપયોગવાન્ થઇને નિર્દેશ કરે છે, તે તે વક્તા તે તે વાચ્ય-અર્થમય થાય છે, કારણ કે તે વક્તા વાચ્યમાં ઉપયોગવાન્ હોવાથી તેનાથી અભિન્ન બને છે, માટે વક્તા અને વાચ્ય અર્થનો નિર્દેશ આ શબ્દનયના અભિપ્રાયે એકજ લિંગે થાય છે. ૧૫૨૩ થી ૧૫૨૮.

હવે એ પ્રમાણે ભિન્ન ભિન્ન નયોના અભિપ્રાય બતાવીને સત્યાસત્યનો વિભાગ બતાવે છે.

सामाइओवउत्तो जीवो सामाइयं सयं चेव ।
निद्दिसइ जओ सत्तो समाणलिंगो स तेणेव ॥ १५२९ ॥
इय सव्वनयमयाइं परित्तविसयाइं, समुदियाइं तु ।
जइणं घज्झ-ब्भंतरनिद्देसनिमित्तसंगाहि ॥ १५३० ॥

સામાયિકમાં ઉપયોગવાળો જીવ સામાયિકજ છે, અને તેથી તે સામાયિકનો નિર્દેશ કરતાં પોતાનોજ નિર્દેશ કરે છે. કેમકે સર્વ નિર્દેશકનો નિર્દેશ સામાયિકના સમાનલિંગે થાય છે. એ પ્રમાણે સર્વ નયના અભિપ્રાયો એકેક અંશગ્રાહી છે, અને એ સર્વ સમુદિત હોય, તો બાહ્ય અને અભ્યન્તર નિમિત્તનો સંગ્રહ કરનાર સંપૂર્ણ વસ્તુગ્રાહી જૈનમત થાય છે. ૧૫૨૯ થી ૧૫૩૦.

અહીં પ્રસ્તુતમાં નિર્દેશ કરવા યોગ્ય સામાયિકમાં ઉપયોગવાન્ આત્મા સામાયિકજ થાય છે, અને તેથી તે સામાયિકનો નિર્દેશ કરતાં પોતાનોજ નિર્દેશ કરે છે. કારણ કે સ્ત્રી-પુરૂષ અથવા નપુંસક નિર્દેશ કરનાર આત્મા, સામાયિકમાં ઉપયોગવાન્ હોવાથી સામાયિક સમાન લિંગવાળો થાય છે. સામાયિકરૂપ અર્થ રૂઢિથી નપુંસક લિંગે છે, અને તેથી સ્ત્રી-પુરૂષ અથવા નપુંસક આત્મા સામાયિકનો નિર્દેશ કરતાં, તેનો નપુંસક લિંગેજ નિર્દેશ થાયછે.

શિષ્ય:—ભાવ બે પ્રકારના હોવાથી નિર્દેશ્ય અને નિર્દેશક ઉભયની અપેક્ષાએ નિર્દેશ કરવામાં આવે, તો શું હરકત છે? જેમકે-વિજ્ઞાન અને પરિણતિ એમ બે પ્રકારે અર્થનો ભાવ છે, અને શબ્દનયો ભાવનેજ કહેનારા છે; તેમાં જ્યારે ઉપયોગવાન્ પુરૂષ સામાયિકને નપુંસક કહે, ત્યારે તે વક્તા નપુંસક વિજ્ઞાનથી અભિન્ન હોવાને લીધે નપુંસક નિર્દેશ થાય, અને નિર્દેશ કરનાર પુરૂષ પરિણતિરૂપ હોવાથી તેની અપેક્ષાએ પુલ્લિંગ નિર્દેશ થાય.

આચાર્ય:—ભાવ બે પ્રકારના હોવા છતાં પણ અહીં તો વસ્તુનું વિજ્ઞાનજ ઉપયોગરૂપ મનાય છે, પણ તેની પરિણતિ નથી માની, તેથી અહીં વિજ્ઞાનરૂપજ નિર્દેશ માનેલ છે.

શિષ્ય:—જે નિર્દેશાય-કહેવાય તે નિર્દેશ, આ ઉપરથી પુદ્‌ગલ દ્રવ્યરૂપ શબ્દજ નિર્દેશ કહેવાય છે, તો પછી તદુપયોગરૂપજ નિર્દેશ કેમ મનાય?

આચાર્ય:—એમ નહિ, શબ્દ કેવળ દ્રવ્ય માત્ર છે, અને શબ્દનય જ્ઞાનરૂપ ભાવગ્રાહી છે, આથી પુરૂષ પરિણતિરૂપ ભાવ છતાં પણ તે પરિણતિનો નિર્દેશ અહીં નથી માનેલ, પરન્તુ વિજ્ઞાનરૂપજ નિર્દેશ અહીં માનેલ છે.

શિષ્ય:—પણ શબ્દનય મુખ્યત્વે શબ્દને માનનાર છે, તો પછી શબ્દરૂપ નિર્દેશ અહીં કેમ ન મનાય?

આચાર્ય:—શબ્દનય, શબ્દથીજ અર્થજ્ઞાન માને છે, એથી કરીને શબ્દ તે જ્ઞાનનું કારણ છે, કારણ તે દ્રવ્ય છે, દ્રવ્ય તે ભાવ શૂન્ય છે, અને શબ્દનય ભાવગ્રાહી છે, આથી શબ્દનય કેવળ શબ્દનેજ મુખ્યત્વે માનનાર છે, એમ કહેવું અયોગ્ય છે. એટલે શબ્દરૂપ નિર્દેશ કેમ મનાય?

શિષ્ય:—ઉપયોગવાન્ વક્તા જે અર્થ કહે છે, તદ્વશાત્ નિર્દેશ મનાય છે, અને તેથી નિર્દેશ્યની અપેક્ષાએ નિર્દેશ થયો. એમ થવાથી સંગ્રહ-વ્યવહાર અને શબ્દનયમાં શો તફાવત રહ્યો?

આચાર્ય:—સંગ્રહ-વ્યવહારનય, ઉપયોગવન્ત અથવા ઉપયોગરહિત વક્તાની અપેક્ષા વિના કેવળ અભિધેયવશાત્ શબ્દ માત્રનેજ નિર્દેશ માને છે, અને આ નય, બાહ્યવસ્તુની પ્રતીતિ અંગીકાર કરીને જે ઉપયોગ થાય, તે ઉપયોગથી અભિન્ન અભિધાયક જીવના ઉપયોગરૂપ સ્વરૂપને નિર્દેશ કહે છે.

શિષ્ય:—જો એમ હોય તો ઋજુસૂત્ર નયથી આનો શો તફાવત છે? ઋજુસૂત્રનય પણ નિર્દેશકની અપેક્ષાએ નિર્દેશ કહે છે, અને એવોજ નિર્દેશ આ નયમાં કહો છો?

આચાર્ય:—ઋજુસૂત્રનયના અભિપ્રાયે ઉપયોગ રહિત વક્તાનો કેવળ શબ્દ માત્ર નિર્દેશ કહેવાય છે, અને આ નયમાં તો વાચ્ય-વસ્તુના જ્ઞાનનો ઉપયોગ તે નિર્દેશ કહેવાય છે. એટલો એ નય ને આ નયમાં તફાવત છે.

એ પ્રમાણે ઉપરોક્ત નૈગમાદિ સર્વ નયો પરસ્પર અપેક્ષા વિના એકેક અંશગ્રાહી છે, તેથી તેઓ મિથ્યારૂપ હોવાથી અપ્રમાણ છે. પણ જો તે સર્વ મળીને પરસ્પર એક બીજાની અપેક્ષાએ જો વસ્તુ ગ્રહણ કરે તો તે સંપૂર્ણ વસ્તુગ્રાહી થવાથી જૈનમત રૂપ થઈ સત્ય સ્વરૂપ થાય છે. કારણ કે જૈનમત નિર્દેશના બાહ્ય અને અભ્યન્તર નિમિત્તને ગ્રહણ કરનાર છે, તેમાં બાહ્ય નિમિત્ત ઘટ-પટ શકટ ( ગાડું ) વિગેરે અભિધેય વસ્તુ છે, અને અભ્યન્તર નિમિત્ત સ્વરનામકર્મનો ઉદય-તાળુ-ઇન્દ્રિયપ્રયત્ન વિગેરે નિમિત્તો છે. એ ઉભય પ્રકારના નિમિત્તરૂપ સામગ્રી જન્ય નિર્દેશ માનનાર હોવાથી જૈનમત સમ્યક્-પ્રમાણરૂપ છે.

અહીં એવી શંકા ન કરવી કે 'બાહ્ય ઘટાદિ અર્થ સંબંધ રહિત હોવાથી શબ્દનું નિમિત્ત કેવી રીતે થાય ?' કારણ કે શબ્દ અને અર્થનો પરસ્પર વાચ્ય-વાચક સંબંધ છે, તેથી તે તેનું કારણ થઈ શકે છે. 'જો શબ્દ અર્થનો વાચક હોય, તો જેણે સંકેતગ્રહણ નથી કર્યો, એવા મ્લેચ્છાદિને પણ તે શબ્દ અર્થનું પ્રતિપાદન કરી શકે-જણાવી શકે.' આવી શંકા પણ ન કરવી, કેમકે કર્મના ક્ષયોપશમની અપેક્ષા યુક્ત તે શબ્દ અર્થનું પ્રતિપાદન કરે છે, અને તે ક્ષયોપશમ, સંકેતાદિની અપેક્ષાયુક્ત હોય છે, જેમ દીપક પ્રકાશક છે, છતાં પણ અન્ધ વિગેરેને અર્થ જણાવી શકતો નથી, કારણ કે તે સાથે જોનારને ચક્ષુ નથી એટલે તે અર્થ જણાવી શકતો નથી, તેવીજ રીતે શબ્દ વાચક છે, છતાં પણ ક્ષયોપશમની અપેક્ષા વિના તે અર્થ જણાવી શકતો નથી.

શિષ્ય:—જો ક્ષયોપશમની અપેક્ષાયુક્ત શબ્દ અર્થને જણાવે છે, એમ કહેતા હો, તો સંકેત કર્યા છતાં પણ અર્થ પ્રગટ થવો ન જોઇએ; પણ એમ તો થતું નથી, જેઓએ સંકેતગ્રહણ કર્યો હોય, તેઓને અર્થ પ્રતીતિ થતી જણાય છે. તો પછી વચ્ચે નકામો ક્ષયોપશમ માનવાનું શું પ્રયોજન છે?

આચાર્ય:—એમ કહેવું અયોગ્ય છે, કારણ કે કેટલાક જડબુદ્ધિવાળાઓ વિશિષ્ટ ક્ષયોપશમના અભાવે, શાસ્ત્રના વ્યાખ્યાનાદિમાં વિષમપદવાળા વાક્યોમાં સંકેત પણ કરી શકતા નથી, અને કેટલાએક સંકેત કર્યા છતાં પણ અર્થ સમજી શકતા નથી. વળી કેટલાએકને પૂર્વે નહિ સાંભળેલી મ્લેચ્છની ભાષા સાંભળીને સંકેત ગ્રહણ નહિ કર્યા છતાં પણ કોઈક રીતે એકદમ શીઘ્ર અર્થની પ્રતીતિ જણાય છે, આ સર્વમાં ક્ષયોપશમની મંદતા કે પટુતાજ હેતુ છે. માટે કર્મક્ષયોપશમાદિ સામગ્રી યુક્તજ શબ્દ વાચક છે અને અર્થ વાચ્ય છે, એ રીતે શબ્દ અને અર્થનો પરસ્પર વાચ્ય-વાચક સંબંધ છે. ૧૫૨૯-૧૫૩૦

એ પ્રમાણે ઉદ્દેશ તથા નિર્દેશ, એ બે દ્વાર ઉપોદ્ઘાત નિર્યુક્તિનાં કહ્યાં, હવે ત્રીજું નિર્ગમનામનું દ્વાર કહેવાને માટે તેની પ્રસ્તાવના કરે છે.

निद्दिट्ठस्स पसूई सा दव्व-कुखेत्त-काल-भावेहिं ।
किं तं ? जीवद्दव्वे पसूयमेयं जओ जह वा ॥ १५३१ ॥
खेत्ते कम्मि व काले पुरिसविसेसो व भावओ को सो ? ।
खेत्ताइनिग्गं निग्गममेउ चिय छव्विहो जं सो ॥ १५३२ ॥

નિર્દિષ્ટ એવા સામાયિક અધ્યયનની ઉત્પત્તિ હવે કહેવાશે, તે દ્રવ્ય ક્ષેત્ર-કાળ અને ભાવવડે છે. જેમકે-કયું તે જીવ દ્રવ્ય છે કે જેનાથી આ અધ્યયન ઉત્પન્ન થયું ? અથવા કોણે કહ્યું ? કયા ક્ષેત્રમાં ? કયા કાળે ? ભાવથી કયા પુરૂષ વિશેષે તે પ્રરૂપ્યું છે ? આ ક્ષેત્રાદિ ત્રણ નિર્ગમનાજ ભેદ છે, કેમકે તે છ પ્રકારે છે. ૧૫૩૧-૧૫૩૨.

પૂર્વે ઉદ્દેશ અને નિર્દેશથી કહેલ સામાયિક અધ્યયનની ઉત્પત્તિ હવે કહેવાશે, તે ઉત્પત્તિ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ને ભાવથી છે. જેમકે કયું તે જીવ દ્રવ્ય છે કે જેથી આ સામાયિક અધ્યયન ઉત્પન્ન થયું ? અથવા ક્ષાયિક ભાવે વર્તતા કયા જીવદ્રવ્યે આ સામાયિક

પ્રરૂપ્યું ? તથા કયા ક્ષેત્રમાં અને કયા કાળમાં ભગવન્તે પહેલીજ વખત સામાયિકની પ્રરૂપણા કરી ! અને ભાવથી કયા પુરૂષ વિશેષ-જીવે આ સામાયિક કહ્યું છે? આ પ્રમાણે દ્રવ્ય-ક્ષેત્ર કાળ-અને ભાવવડે ઉત્પત્તિ કહેવાશે. આ સર્વ નિર્ગમનાજ ભેદો છે, કેમકે નિગમ ૭ પ્રકારે છે, તે હવે પછીની નિર્યુક્તિની ગાથામાં કહેવાશે. ૧૫૩૧-૧૫૩૨.

नामं ठवणा दविए खेत्ते काले तहेव भावे य ।
एसो उ निग्गमस्सा निक्खेवो छव्विहो होइ ॥ १५३३ ॥१३८१४५॥

નામનિર્ગમ-સ્થાપનાનિર્ગમ-દ્રવ્યનિર્ગમ-ક્ષેત્રનિર્ગમ-કાળનિર્ગમ, અને ભાવનિર્ગમ એ ૭ પ્રકારે નિર્ગમનો નિક્ષેપ છે. ૧૫૩૩.

એ ૭ પ્રકારના નિર્ગમમાંના નામ અને સ્થાપના નિર્ગમ પૂર્વે કહેલ નામઆવશ્યક અને સ્થાપનાઆવશ્યકની પેઠે સમજવા, તેથી તેની વ્યાખ્યા અહીં નથી કરતા, અને ત્રીજા દ્રવ્ય નિર્ગમની વ્યાખ્યા ભાષ્યકાર કહે છે. ૧૫૩૩

दव्वाओ दव्वस्स व विणिग्गमो दव्वनिग्गमो सो य ।
तिविहो सच्चित्ताई तिविहाओ संभवो नेओ ॥ १५३४ ॥

पभवो सचित्ताओ भूमेरंकुर-पयंग-वप्फाई ।
किमि-गब्भ-सोणियाई मीसाओ थीसरीराओ ॥ १५३५ ॥

किमि-घुण-घुणचुण्णाई दारुओ जं व निग्गयं जत्तो ।
दव्वं विगप्पवसओ जहसब्भावो-वयारेहिं ॥ १५३६ ॥

દ્રવ્યથી અથવા દ્રવ્યનો નિર્ગમ ( ઉત્પત્તિ ) તે દ્રવ્યનિર્ગમ, તે દ્રવ્યનિર્ગમ સચિત્તાદિ ત્રણથી સચિત્તાદિ ત્રણ પ્રકારના પદાર્થનો છે પૃથ્વીમાંથી અંકુર-પતંગ-ને બાષ્પાદિ ત્રણની જે ઉત્પત્તિ તે સચિત્તદ્રવ્યથી સચિત્તાદિ ત્રિવિધ દ્રવ્ય નિર્ગમ, સ્રીના શરીરમાંથી કૃમિ-ગર્ભ ને રૂધિર વિગેરેની ઉત્પત્તિ તે મિશ્ર દ્રવ્યથી સચિત્તાદિ ત્રિવિધ દ્રવ્ય નિર્ગમ, અને કાષ્ટમાંથી કૃમિ-ઘુણ-ને ઘુણોએ કરેલું કાષ્ટનું ચૂર્ણ તે અચિત્ત દ્રવ્યથી સચિત્તાદિ ત્રિવિધ દ્રવ્યનિર્ગમ જાણવો. તેમજ વિકલ્પવશાત્ યથાર્થપણે અને ઉપચારથી જે દ્રવ્ય જે દ્રવ્યથી નિકળે તે પણ દ્રવ્યનિર્ગમ કહેવાય. ૧૫૩૪-૧૫૩૫-૧૫૩૬.

ભૂમિરૂપ સચિત્ત દ્રવ્યથી અંકુરની ઉત્પત્તિ તે સચિત્ત દ્રવ્યનિર્ગમ, પતંગની ઉત્પત્તિ તે મિશ્ર દ્રવ્યનિર્ગમ; કેમકે પતંગની પાંખો વિગેરે અવયવો અચિત્ત હોય છે અને એ સિવાયના અવયવો સચિત્ત હોય છે, તેથી તે મિશ્રદ્રવ્ય કહેવાય છે, અને બાષ્પની ઉત્પત્તિ તે અચિત્તદ્રવ્યનિર્ગમજાણવો. એ પ્રમાણે સચિત્તદ્રવ્યથી સચિત્ત-અચિત્ત ને મિશ્ર દ્રવ્યનો નિર્ગમ થાય છે. એજ પ્રમાણે મિશ્રદ્રવ્યથી પણ સચિત્તાદિ ત્રિવિધ દ્રવ્યનો નિર્ગમ છે. જેમકે-સ્રીના શરીરમાંથી કૃમિની ઉત્પત્તિ તે સચિત્તદ્રવ્યનિર્ગમ, બાળકરૂપ ગર્ભની ઉત્પત્તિ તે મિશ્રદ્રવ્યનિર્ગમ, કેમકે બાળકના કેશ નખ વિગેરે અચિત્ત હોય છે અને શેષ અવયવો સચિત્ત હોય છે, તેથી તે મિશ્રદ્રવ્ય કહેવાય. અને સ્રીના શરીરથી રૂધિરની ઉત્પત્તિ તે અચિત્ત દ્રવ્ય નિર્ગમ જાણવો. એમ મિશ્રદ્રવ્યથી સચિત્તાદિ ત્રિવિધ દ્રવ્યનિર્ગમ છે, તથા કાષ્ટથી કૃમિની ઉત્પત્તિ તે અચિત્ત દ્રવ્યથી સચિત્ત દ્રવ્ય નિર્ગમ, ઘુણાની ઉત્પત્તિ તે મિશ્ર દ્રવ્ય નિર્ગમ, અને ઘુણાએ ખોતરીને કાષ્ટનું ઝીણું ચૂર્ણ કર્યું હોય તે અચિત્ત દ્રવ્ય નિર્ગમ, એ પ્રમાણે અચિત્તદ્રવ્યથી સચિત્તાદિ ત્રિવિધ દ્રવ્ય નિર્ગમ જાણવો. વળી વિકલ્પના વશથી સદ્‌ભૂતપ્રકારે અથવા ઉપચારથી જે દ્રવ્યનો જે દ્રવ્યથી નિર્ગમ થાય, તે પણ ત્યાં દ્રવ્યનિર્ગમ કહેવાય. જેમકે-દૂધમાંથી ઘી વિગેરેની ઉત્પત્તિ તે વિકલ્પ-

વશાત્ સદ્‌ભાવપણે દ્રવ્યનિર્ગમ કહેવાય, અહીં ભૂમિમાંથી સંમૂર્છિમ તીડની ઉત્પત્તિની પેઠે દૂધમાંથી ઘી નીકળતું જણાતું નથી, પણ ઘી આદિના પરિણામ કારણપણે દૂધ જણાય છે, તેથી વિકલ્પવશાત્ સદ્‌ભાવથી દ્રવ્ય નિર્ગમ કહેવાય છે, તથા રૂપીઆથી ભોજન વિગેરેની ઉત્પત્તિ તે ઉપચારવડે દ્રવ્યથી દ્રવ્યનો નિર્ગમ કહેવાય છે. એ પ્રમાણે બીજું પણ સર્વ યથાસંભવ પોતાની બુદ્ધિથી વિચારીને કહેવું. ૧૫૩૪-૧૫૩૫-૧૫૩૬.

હવે ક્ષેત્ર નિર્ગમ કહે છે.

खेत्तस्स विनिग्गमणं सरूवओ नत्थि तं जमक्किरियं ।
खेत्ताओ खेत्तम्मि व हवेज्ज दव्वाइनिग्गमणं ॥ १५३७ ॥

उवयारओ व खेत्तस्स निग्गमो लोगनिक्खुडाणं च ।
लद्धं विनिग्गयंति य जह खेत्तं राउलाउत्ति ॥ १५३८ ॥

સ્વરૂપથી ક્ષેત્રનો નિર્ગમ નથી, કેમકે તે ક્રિયા રહિત છે, પણ ક્ષેત્રથી અથવા ક્ષેત્રમાં દ્રવ્યાદિનો નિર્ગમ થાય. અને ઉપચારથી તો ક્ષેત્રનો નિર્ગમ થાય છે, જેમકે લોક ક્ષેત્રથી નિષ્કુટ નીકળ્યા, અથવા રાજમહેલથી ક્ષેત્ર પ્રાપ્ત થયું, અથવા નીકળ્યું. ૧૫૩૭-૧૫૩૮.

જેમ ઉપર દુધથી ઘી નીકલવાને અંગે દ્રવ્યનો નિર્ગમ કલ્પનાથી કહેવાય છે, પણ સ્વરૂપથી નથી કહેવાતો; તેમ ક્ષેત્રનો નિર્ગમ પણ સ્વરૂપથી નથી, કારણ કે તે અક્રિય છે. પરન્તુ ક્ષેત્રથી દ્રવ્ય નિર્ગમન થાય છે, જેમકે આયુક્ષયાદિ સમયે ઉર્ધ્વ યા અધોલોકાદિ ક્ષેત્રમાંથી દેવ-નારકાદિ દ્રવ્યનો નિર્ગમ થાય છે. વળી ક્ષેત્રમાં ધાન્યાદિ દ્રવ્યનો પણ નિર્ગમ થાય છે. આ રીતે ક્ષેત્રથી દ્રવ્યનો નિર્ગમ થાય છે, પરન્તુ ક્ષેત્રથી કે ક્ષેત્રનો નિર્ગમ સ્વરૂપથી નથી થતો, ઉપચારથી-કલ્પના માત્રથી થાય છે, લોકક્ષેત્રથી નિષ્કુટ નીકળ્યા, એ નિષ્કુટો સ્વરૂપથી અવસ્થિત છે, તેમનો નિર્ગમ ક્રિયા નહિ હોવા છતાં પણ નીકળ્યા હોય એમ જણાય છે, તેથી તેમાં નિર્ગમનો ઉપચાર કરાય છે. તથા રાજમહેલથી ક્ષેત્ર પ્રાપ્ત થયું, અથવા નીકળ્યું, દુઃષમાદિ કાળથી, દુકાળના ઉપદ્રવથી ભરતાદિ ક્ષેત્ર નીકળ્યું. ૧૫૩૭-૧૫૩૮.

હવે કાળનિર્ગમનું સ્વરૂપ કહે છે.

कालोऽवि दव्वधम्मो निक्किरिओ तस्स निग्गमो पभवो ।
तत्तो च्चिय दव्वाओ पभवइ काले व जं जम्मि ॥ १५३९ ॥

उवयारओ व सरओ विणिग्गओ निग्गओ य तत्तोऽहं ।
अहवा दुक्कालाओ नरो व बालाइकालाओ ॥ १५४० ॥

કાળ પણ વર્તનારૂપ દ્રવ્યનો ધર્મ હોવાથી સ્વરૂપ નિષ્ક્રિય છે, તેથી દ્રવ્યદ્વારાએજ તેનો નિર્ગમ કહેવાય છે, જેમકે જે વર્ષાદિકાળમાં. જે વનસ્પતિઆદિની ઉત્પત્તિ, તે કાળનિર્ગમ, અથવા ઉપચારથી કાળનિર્ગમ શરદઋતુ પ્રગટ થઈ, શરદઋતુ અથવા દુકાળથી હું ઉતર્યો, બાળ-આદિ અવસ્થાથી આ મનુષ્ય ઉત્તીર્ણ ગયો. ઇત્યાદિ ઉપચારથી કાળનિર્ગમ છે. ૧૫૩૯-૧૫૪૦

હવે ભાવનિર્ગમ કહે છે.

भावो वि दव्वधम्मो तत्तो च्चिय तस्स निग्गमो पभवो ।
दव्वस्स व भावाओ विणिग्गमो भावओऽवगमो ॥ १५४१ ॥

रूवाइ पोग्गलाओ कसाय-नाणादओ य जीवाओ ।
निंति पभवंति ते वा तेहिंतो तव्विओगम्मि ॥ १५४२ ॥

ભાવ પણ ( કાળની પેઠે ) દ્રવ્યનો ધર્મ છે, અને તેથી ભાવનો દ્રવ્યથી જે નિર્ગમ ( ઉત્પાદ ) તે ભાવનિર્ગમ. અથવા ભાવની અપેક્ષાએ દ્રવ્યનો જે અપગમ-વિનાશ તે

ભાવનિર્ગમ ( જેમકે જ્યારે પૂર્વપર્યાયથી દ્રવ્ય નાશ પામે છે, અને નવીન પર્યાયે ઉત્પન્ન થાય છે, ત્યારે પૂર્વ પર્યાયથી-પૂર્વ ભાવથી દ્રવ્યનો અપગમ થયો હોવાથી ભાવથી નિર્ગમ કહેવાય છે. ) તથા રૂપાદિ ભાવો ( પુદ્ગળ દ્રવ્યથી ) અને કષાય-જ્ઞાન વિગેરે જીવથી નીકળે છે, એ ભાવોનો નિર્ગમ તે ભાવનિર્ગમ કહેવાય છે. અથવા તે પુદ્ગલ-જીવાદિ પદાર્થો, તે રૂપાદિ અને કષાયાદિ ભાવોથી વિયોગ પામે છે-પૂર્વ ભાવનો વિનાશ થયે નીકળે છે, માટે તેમનો તે ભાવોથી નિર્ગમ થાય છે, તેથી તે ભાવનિર્ગમ કહેવાય છે. ૧૫૪૧-૧૫૪૨.

એ રીતે છ પ્રકારનો નિર્ગમ કહીને, હવે અહીં પ્રસ્તુતમાં જે નિર્ગમનું પ્રયોજન છે, તે પ્રશસ્તભાવ નિર્ગમનું સ્વરૂપ કહે છે.

तत्थ पसत्थं मिच्छत्तण्णाणाविरइभावनिग्गमणं ।
जीवस्स संभवंति य जं सम्मत्तादओ तत्तो ॥ १५४३ ॥

एत्थ उ पसत्थभावप्पसूइमेत्तं विसेसओऽहिगयं ।
अपसत्थावगमोऽविय सेसाऽवि तदंगभावाओ ॥ १५४४ ॥

वीरो दव्वं खेत्तं महसेणवणं पमाणकालो य ।
भावो उ भावपुरिसो समासओ निग्गमंगाइं ॥ १५४५ ॥

सामइयं वीराओ महसेणवणे पमाणकाले य ।
भावपुरिसा हि भावो त्तिणिग्गओ वक्खमाणोऽयं ॥ १५४६ ॥

इच्चेवमाइ सव्वं दव्वाहीणं जओ जिणस्सेव ।
तो निग्गमणं वोत्तुं वोच्छं सामाइयस्स तओ ॥ १५४७ ॥

मिच्छत्ताइतमाओ स निग्गओ जह य केवलं पत्तो ।
तत्तो य जह पसूयं सामइयं तं पवक्खामि ॥ १५४८ ॥

મિથ્યાત્વ-અજ્ઞાન-અવિરતિરૂપ અપ્રશસ્તભાવથી જીવનું નીકળવું-છુટા પડવું, તે પ્રશસ્તભાવનિર્ગમ કહેવાય છે, કારણ કે તેથી મોક્ષપ્રાપ્તિના હેતુભૂત સમ્યક્ત્વાદિ ગુણો જીવને પ્રાપ્ત થાય છે. ( અહીં સામાયિક અધ્યયન પ્રસ્તુત છે, તે ક્ષાયોપશમિક ભાવમાં હોય છે તેથી ) અહીં પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવની શ્રીમાન્ મહાવીર દેવથી ઉત્પત્તિ પ્રસ્તુત છે, તેનો તથા અપ્રશસ્ત મિથ્યાત્વાદિ ઔદયિક ભાવનો વિનાશ, તેનો વિશેષે કરીને અધિકાર છે. આ સિવાયના બીજા નિર્ગમના દ્રવ્યાદિ ભેદો પ્રસ્તુત પ્રશસ્તભાવ નિર્ગમના ( અનન્તર અથવા પરંપરાએ ) કારણરૂપ છે. જેમકે મહાવીર દેવદ્રવ્ય, મહસેન વન ક્ષેત્ર, પહેલી પૌરૂષીરૂપ પ્રમાણકાળ, અને ભાવપુરૂષ તે ભાવ, એ સંક્ષેપથી સામાયિક નિર્ગમના અંગો છે. શ્રીમાન્ મહાવીર દેવના જીવથી મહસેન વનમાં પ્રથમ પૌરૂષીએ સામાયિક નીકળ્યું, કારણ કે હમણાં મહાવીર દેવરૂપ ભાવપુરૂષથીજ સર્વ નીકળ્યું છે. ( સામાયિક ક્ષાયોપશમિક ભાવમાં હોય છે, તેથી તેને ભાવ કહેવાય છે. ) એ સર્વ ( ક્ષેત્ર નિર્ગમ કાળ નિર્ગમ-સામાયિક અધ્યયન-આવશ્યક શ્રુત સ્કંધ-આચારાંગ વિગેરે ) મહાવીરના જીવરૂપ દ્રવ્યને આધીન છે, તેથી પહેલાં તે જિનેશ્વર મહારાજનો નિર્ગમ કહીને પછી સામાયિકનો નિર્ગમ કહીશું. મિથ્યાત્વાદિ અંધકારથી તે નીકળ્યા, અને અનુક્રમે કેવળજ્ઞાન પામ્યા, તે પછી તેમનાથી સામાયિક નીકળ્યું, તે સામાયિક હવે કહીશું. ૧૫૪૩ થી ૧૫૪૮.

આ પછી पंथं किर देसित्ता ઇત્યાદિ નિર્યુક્તિમાં નિર્ગમ સંબંધી ગાથાઓ સહેલી છે, તેથી ભાષ્યકારે તેની વ્યાખ્યા નથી કરી. એમાં જે કંઈ અધરૂં ન સમજાય તેવું હોય તે મૂળ આવશ્યકના વિવરણથી જાણી લેવું.

## પરિશિષ્ટ.

જે નિર્યુક્તિની ગાથાઓ મલ્લધારી હેમચંદ્રાચાર્યે ટીકામાં લીધી નથી તે સામાન્ય અર્થ સહિત નીચે આપીયે છીયે.

आभिणिबोधियनाणे, अट्ठावीसइ हवन्ति पयडीओ
सुयणाणे पयडीओ, वित्थरओ आवि वोच्छामि ॥ १६ ॥

( એ પ્રમાણે ) આભિનિબોધિક જ્ઞાનના અઠ્ઠાવીસ ભેદ છે. હવે શ્રુતજ્ઞાનના ભેદ વિસ્તારથી અને સંક્ષેપથી કહીશું અને અવધિજ્ઞાનના ભેદો કહીશું. ૧૬.

एत्थं पुण अहिगारो सुयनाणेणं जओ सुएणं
सेसाणमप्पण ऽवि अ अणुओगु पईवदिट्ठंतो ॥ ७९ ॥

અહીં પ્રસ્તુતમાં શ્રુતજ્ઞાનથી અધિકાર છે, કેમકે શ્રુતજ્ઞાન વડેજ દીપકની પેઠે શેષજ્ઞાનોનું અને પોતાનું ( શ્રુતજ્ઞાનનું ) વ્યાખ્યાન કરાય છે, કેમકે શ્રુતજ્ઞાન, સ્વ અને પરને પ્રકાશ કરનારૂં છે. ૭૯.

गइ आणुपुवी दो दो जाइनामं च जाव चउरिंदी ।
आयावं उज्जोयं थावरनामं च सुहुमं च ॥ १२२ ॥
साहारणमपज्जत्तं निद्दानिद्दं च पयलपयलं च ।
थीणं खवेइ ताहे अवसेसं जं च अट्ठण्हं ॥ १२३ ॥
वीसमिऊण नियंठो दोहि उ समएहि केवले सेसे ।
पढमे निद्दं पयलं नामस्स इमाओ पयडीओ ॥ १२४ ॥
देवगइ आणुपुव्वी विउव्वि संघयण पढमवज्जाइं ।
अन्नयरं संठाणं तित्थयराहारनामं च ॥ १२५
चरमे नाणावरणं पंचविहं दंसणं चउवियप्पं
पंचविहमंतरायं खवइत्ता केवली होइ ॥ १२६ ॥

બે ગતિ, નરક-તિર્યક્ અને તેજ બે આનુપૂર્વી, એકેન્દ્રિયાદિ ચાર જાતિ, આતપનામ, ઉદ્યોતનામ સ્થાવરનામ, સૂક્ષ્મનામ, સાધારણનામ, અપર્યાપ્તનામ, નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા, અને થીણદ્ધી નિદ્રા ખપાવીને પછી આઠ કષાયમાંથી બાકીનો ભાગ ખપાવે. તે વાર પછી નપુંસકવેદ-સ્ત્રીવેદ તથા હાસ્યાદિ ષટ્ક તથા પુરૂષવેદ, સંજ્વલનનો ક્રોધ-માન માયા-ને બાદર લોભ ખપાવીને દશમે ગુણઠાણે સૂક્ષ્મલોભનો નાશ કરીને યથાખ્યાત ચારિત્રિયો થઈને બારમે ગુણઠાણે તે નિર્ગ્રન્થ વિસામો લઈને બેસમય માત્ર બાકી રહે ત્યારે પહેલાસમયે નિદ્રા, પ્રચલા, અને નામ કર્મની આ પ્રકૃતિઓ, દેવગતિ, દેવાનુપૂર્વી, વૈક્રિયનામ, પહેલા સિવાયનાં પાંચ સંઘયણ, કોઈપણ એક સંસ્થાન મુકીને બાકીનાં પાંચ સંસ્થાન, તીર્થંકર નામકર્મ ઉદયમાં આવવાનું ન હોય તો તે અને ઉદયમાં આવવાનું હોય તો તેના વિના આહારકનામનો ક્ષય કરે. છેલ્લા સમયે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ ચાર અને અન્તરાયની પાંચ પ્રકૃતિ ખપાવીને કેવળી થાય. ૧૨૨ થી ૧૨૬.

पंथं किर देसित्ता साहूणं अडविविप्पणट्ठाणं ।
सम्मत्तपढमलंभो वोद्धवो वद्धमाणस्स ॥ १४६ ॥

અટવીમાં ભુલા પડેલા સાધુઓને માર્ગ બતાવીને ( તેઓ પાસેથી દેશના સાંભળીને સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું ) એ વર્ધમાન સ્વામિને પ્રથમ સમ્યક્ત્વ લાભ જાણવો. ૧૪૬.

अवरविदेहे गामस्स चिंतओ राय दारु वणगमणं ।
साहू भिक्खनिमित्तं सत्थाहीणे तहिं पासे ॥ मूल भाष्यम् ॥ १ ॥
दाणन्नपंथ नयणं अणुकंप गुरुकहणसम्मत्तं ।
सोहम्मे उववन्नो पलियाउ सुरो महिड्ढीओ ॥ मूल भाष्यम् ॥ २ ॥

અપર એટલે પશ્ચિમ મહાવિદેહમાં ગામની ચિન્તા કરનાર રાજાને માટે કાષ્ઠ લાવવા કાષ્ટના વનમાં ગયો, ત્યાં સાર્થથી હીન અને ભિક્ષા માટે ભ્રમણ કરતા એવા સાધુઓને જોયા. તેઓને અન્નપાનનું દાન આપી, માર્ગ બતાવીને તેમના ઉપદેશથી સમ્યક્ત્વ પામ્યો. ત્યાંથી મૃત્યુ પામી સૌધર્મદેવલોકમાં પલ્યોપમના આયુવાળો મહર્ધિક દેવ થયો. ૧-૨. આ બે મૂળ ભાષ્યની ગાથાઓ છે.

लद्धण य सम्मत्तं अणुकंपाए उ सो सुविहियाणं ।
भासुरवरबोंदिधरो देवो वेमाणिओ जाओ ॥ १४७ ॥
चइऊण देवलोगा इह चेव य भारहंमि वासंमि ।
इक्खागकुले जाओ उसभसुअसुओ मरीइत्ति ॥ १४८ ॥
इक्खागकुले जाओ इक्खागकुलस्स होइ उप्पत्ती ।
कुलगरवंसेऽईए भरहस्स सुओ मरीइत्ति ॥ १४९ ॥
ओसप्पिणी इमीसे तइयाएँ समाए पच्छिमे भागे ।
पलिओवमट्ठभाए सेसंमि उ कुलगरुप्पत्ती ॥ १५० ॥
अद्धभरह मज्झिल्लतिभागे गंगसिंधुमज्झंमि ।
इत्थ बहुमज्झदेसे उप्पण्णा कुलगरा सत्त ॥ १५१ ॥
पुव्वभवजम्मनामं पमाण संघयणमेव संठाणं ।
वण्णित्थियाउभागा भवणोवाओ अनीई य ॥ १५२ ॥
पुव्वभव कुलगराणं उसभजिणिंदस्स भरहरन्नो य
इक्खाग कुलुप्पत्ती णेयव्वा आणुपुव्वीए॥ (આ ગાથા પુસ્તકમાં વ્યાખ્યાત નથી.

અનુકમ્પા વડે સાધુઓ પાસેથી સમ્યક્ત્વ પામીને દેદીપ્યમાન સુંદર દેહધારી વૈમાનિક દેવ થયો. દેવલોકથી ચ્યવીને આ ભરતક્ષેત્રમાં ઇક્ષ્વાકુકુળની અંદર ભરતચક્રિના પુત્ર મરીચિ નામે થયો. કુલકર વંશ વીત્યાપછી ઇક્ષ્વાકુકુળની ઉત્પત્તિ થઈ. તે ઇક્ષ્વાકુ કુળમાં ભરતના પુત્ર મરીચીપણે તે ઉત્પન્નથયો. આ અવસર્પિણિ કાળના સુષમ દુષમા નામે ત્રીજા આરાના પાછલા ભાગમાં પલ્યોપમનો આઠમો ભાગ બાકી રહ્યો, ત્યારે કુલકરની ઉત્પત્તિ થઈ. અર્ધભરત ( અર્ધભરત તે વિદ્યાધરનું સ્થાન જે વૈતાઢ્ય તે થકી દક્ષિ-

જુનો ભાગ )ના મધ્યમ ત્રિજા ભાગની અંદર ગંગા અને સિન્ધુની મધ્યમાં, અહીં અત્યન્ત મધ્ય પ્રદેશમાં સાત કુલકરો ઉત્પન્ન થયા. કુલકરોના પૂર્વભવ, જન્મ, પ્રમાણ, સંઘયણ, સંસ્થાન, વર્ણ, સ્ત્રીઓ, આયુ, ભાગ, ભવનોપપાત ( ભવનપતિની કાયમાં ઉપજવું ) અને નીતિ એ અનુક્રમે કહેવાશે. ( કુલકરોના પૂર્વભવ, ઋષભજિનેશ્વરની, ભરતરાજાની અને ઇક્ષ્વાકુ કુળની ઉત્પત્તિ અનુક્રમે જાણવી. ) ૧૪૭ થી ૧૫૨.

હવે કુલકરોના પૂર્વભવાદિ જણાવવાને નિર્યુક્તિકાર કહે છે.

अवरविदेहे दो वणिय वयंसा माइ उज्जुए चेव
कालगया इह भरहे हत्थी मणुओ अ आयाया ॥ १५३ ॥
दट्ठुं सिणेहकरणं गयमारुहणं च नामणिप्फत्ती ।
परिहाणि गेहिकलहो सामत्यण विन्नवणत्ति ॥ १५४ ॥
पढमित्य विमलवाहण चक्खुम जसमं चउत्यमभिचंदे ।
तत्तो अ पसेणइए मरुदेवे चेव नाभी य ॥ १५५ ॥
नव धणुसया य पढमो अट्ठ य सत्तद्धसत्तमाइं च ।
छच्चेव अद्धछट्ठा पंच सया पण्णवीसं तु ॥ १५६ ॥
वज्जरिसहसंघयणा समचउरंसा य हुंति संठाणे ।
वण्णंपिय वुच्छामि पत्तेयं जस्स जो आसो ॥ १५७॥
चक्खुम जसमं च पसेणइयं एए पिअंगुवण्ण ।
अभिचंदो ससिगोरो निम्मलकणगप्पभा सेसा ॥ १५८ ॥
चंदजस चंदकंता सरूव पडिरूव चक्खुकंता य ।
सिरिकंता मरुदेवी कुलगरपत्तीण नामाइं ॥ १५९ ॥
संघयणं संठाणं उच्चत्तं चेव कुलगरेहिं समं ।
वण्णेण एगवण्णा सव्वाओ पियंगुवण्णाओ ॥ १६० ॥
पलिओवमदसभाए पढमस्साउं तओ असंखिज्जा ।
ते आणुपुव्विहीणा पुव्वा नाभिस्स संखेज्जा ॥ १६१ ॥
जं चेव आउयं कुलगराण तं चेव होइ तासिंपि ।
जं पढमगस्स आउं तावइयं चेव हत्थिस्स ॥ १६२ ॥
जं जस्स आउयं खलु तं दस भागे समं विभइऊणं ।
मज्झिल्लट्ठतिभागे कुलगरकालं वियाणाहि ॥ १६३ ॥
पढमो य कुमारत्ते भागो चरमो य वुभाइवंमि ।
ते पयणुपिज्जदोसा सव्वे देवेसु उववण्णा ॥ १६४ ॥
दो चेव सुवण्णेसु उदहिकुमारेसु हुंति दो चेव ।
दो दीवकुमारेसुं एगो नागेसु उववण्णा ॥ १६५ ॥

तेसिं हत्थी छच्चिरिथयाओ नागेसु चेव उववन्ना ।
एगा सिद्धिं पत्ता मरुदेवी नाभिणो पत्ती ॥ १६६ ॥
हक्कारे मक्कारे धिक्कारे चेव दंडनीईओ ।
वुच्छं तासि विसेसं जहक्कमं आणुपुव्वीए ॥ १६७ ॥
पढमबीयाण पढमा तइयचउत्थाण अभिनवा बीया ।
पंचम छट्ठस्स य सत्तमस्स तइया अभिनवा उ ॥ १६८ ॥
सेसा उ दंडनीई माणवगनिहीओ होंति भरहस्स ।
उसभस्स गिहावासे असक्कओ आसी आहारो ॥ १६९ ॥
परिभासणा उ पढमा मंडलिबंधम्मि होइ बीया उ
चारगछविछेआई भरहस्स चउव्विहा नोई ॥ ३ ॥ ॥युग्मम् ॥

અપર મહાવિદેહમાં બે વણિક મિત્ર હતા, એક કપટી અને બીજો સરળ હતો. કેટલોક કાળ ગયા પછી તેમાં ભરતક્ષેત્રમાં કપટી હસ્તિ થયો અને સરળ મનુષ્ય થયો. તેઓને પરસ્પર જોવાથી સ્નેહ થયો, પછી હસ્તિ પર આરૂઢ થયો, નામની ઉત્પત્તિ થઈ, કલ્પવૃક્ષની હાની થઈ, લોભ થયો, કલહ થયો, પર્યાલોચન (વિચારણા) થઈ, વિજ્ઞાપના થઇ અને હાકાર નીતિ થઇ. અહીં પ્રથમ કુલકર વિમળવાહન, બીજા ચક્ષુષ્માન્, ત્રીજા યશસ્વી, ચોથા અભિચંદ્ર, પાંચમા પ્રસેનજિત, છઠ્ઠા મરૂદેવ અને સાતમા નાભી થયા. પહેલાનું નવસો ધનુષ પ્રમાણ શરીર, બીજાનું આઠસો ધનુષ પ્રમાણ, ત્રીજાનું સાતસો ધનુષનું, ચોથાનું સાડાછસોનું, પાંચમાનું છસોનું, છઠ્ઠાનું સાડાપાંચસોનું અને સાતમાનું પાંચસો પચીસ ધનુષ પ્રમાણનું શરીર જાણવું. બધાએ કુલકરો વજૂૠષભનારાચસંઘયણ-વાળા અને સમચતુરસ્ર સંસ્થાનવાળા હોય છે. હવે જેનો જેવો વર્ણ છે, તે પણ કહીશું. ચક્ષુષ્માન્-યશસ્વી અને પ્રસેનજિત એ ત્રણે પ્રિયંગુવૃક્ષના જેવા વર્ણવાળા, અભિચંદ્ર ચંદ્ર જેવા ગૌરવર્ણવાળા અને બાકીના નિર્મળ કનકની પ્રભા જેવા વર્ણવાળા હોય છે. ચંદ્રયશા, ચંદ્રકાન્તા, સુરૂપા, પ્રતિરૂપા, ચક્ષુકાન્તા, શ્રીકાન્તા, અને મરૂદેવી, એ કુલકરની પત્નીઓનાં નામો જાણવા. સંઘયણ, સંસ્થાન, અને ઉંચાઇ કુલકરના જેટલીજ (કંઇક ન્યૂન) જાણવી, તથા વર્ણવડે બધીએ એકજ વર્ણની પ્રિયંગુવૃક્ષના જેવી જાણવી. પહેલા કુલકરનું આયુ પલ્યોપમના દસમા ભાગનું, તે પછી બીજાઓનું અસંખ્યાતાપૂર્વનું પછી અનુક્રમે હીન થતું થતું નાભીકુલકરનું સંખ્યાતાપૂર્વનું આયુ જાણવું. જેટલું આયુષ કુલકરનું, તેટલુંજ આયુ તેમની સ્ત્રીઓનું હોય છે. પહેલા કુલકરનું જેટલું આયુ તેટલુંજ તેમના હસ્તિનું હોય છે. જેનું જેટલું આયુષ હોય, તેના સરખા દસ ભાગ કરીને (પહેલા અને છેલ્લા ભાગ સિવાયના) મધ્યના આઠ ભાગ તે કુલકરપદવીનો કાળ જાણવો. તેઓ અલ્પ રાગ-દ્વેષવાળા હોય છે, અને તે સર્વે વિમલવાહનાદિ મૃત્યુ પામીને દેવલોકમાં ઉત્પન્ન થયા છે. બે કુલકર સુવર્ણકુમાર નિકાયમાં, બે ઉદધિકુમાર નિકાયમાં, બે દ્વીપકુમાર નિકાયમાં, એક નાગકુમાર નિકાયમાં ઉત્પન્ન થએલ છે. તેઓના હસ્તિઓ અને ૭ કુલકરની સ્ત્રીઓ નાગકુમાર નિકાયમાં ઉત્પન્ન થઇ, તથા એક નાભીકુલકરની પત્ની મરૂદેવી મોક્ષ પામ્યાં. હક્કાર-મક્કાર અને ધિક્કાર એ દંડનીતિઓ છે. તેઓમાં જેમને જે નીતિ છે, તે હવે અનુક્રમે કહીશું. પહેલા અને બીજા કુલકરની પહેલી હક્કાર નીતિ, ત્રીજા ચોથાની અભિનવ-બીજી મક્કાર નીતિ, તથા પાંચમા-છઠ્ઠા અને સાતમાની ત્રીજી

અભિનવ ધિક્કાર નીતિ જાણવી. બાકીની દંડનીતિઓ ભરતના માણવકનિધિમાંથી થઇ છે. ઋષભદેવનો ગૃહવાસમાં અસંસ્કૃત આહાર હતો. પહેલી પરિભાષણા, ( નં જઇશ, એમ ક્રોધ કરીને અપરાધીને કહેવું તે, ) બીજી મંડલી બંધ. ( આ સ્થળેથી તારે ન જવું, એમ અપરાધીને કહેવું તે, ) ત્રીજી ચારક ( જેલ-બંધીખાનું ) અને ચોથી છવિચ્છેદ ( અપરાધીના હાથ-પગાદિ કાપી નાંખવા તે, ) આ ચાર પ્રકારની ભરતની દંડનીતિ છે. ૧૫૩ થી ૧૬૯.

હવે ઇક્ષ્વાકુ વંશોત્પત્તિ જણાવવાને કહે છે.

नाभी विणीयभूमी मरुदेवी उत्तरा य साढा य ।
राया य वइरणाहो विमाणं सव्वट्टसिद्धाओ ॥ १७० ॥
धणसत्थवाह घोसण जइ गमण अडवि वासठाणं च ।
बहु वोलीणे वासे चिंता घयदाणमासी तया ॥ १७१ ॥
उत्तरकुरु सोहम्मे महाविदेहे महब्बल राया ।
ईसाणे ललियंगो महाविदेहे वइरजंघो ॥ ( प्रक्षिप्ता )
उत्तरकुरु सोहम्मे विदेहि तेगिच्छियस्स तत्थ सुओ ।
रायसुय सेट्ठिमच्चासत्थाहसुया वयसा से ॥ १७२ ॥
विज्जसुअस्स य गेहे किमिकुट्ठोवद्दुअं जई दट्ठुं ।
बिंति य ते विज्जसुयं करेहि एअस्स तेगच्छिं ॥ १७३ ॥
तिल्लं तेगिच्छसुओ कंबलगं चंदणं च वाणियओ ।
दाउं अभिणिक्खंतो तेणेव भवेण अंतगडो ॥ १७४ ॥
साहुं तिगिच्छिऊणं सामन्नं देवलोग गमणं च ।
पुंडरिगिणिए उ चुया तओ सुया वइरसेणस्स ॥ १७५ ॥
पढमित्थ वइरणाभो बाहु सुबाहु य पीठ महपीठे ।
तेसि पिआ तित्थयरो णिक्खंता तेऽवि तत्थेव ॥ १७६ ॥
पढमो चउदसपुव्वी सेसा इक्कारसंगविउ चउरो ।
बीओ वेयावच्चं किइकम्मं तइओ कासी ॥ १७७ ॥
भोगफलं बाहुबलं पसंसणा जिट्ठ इयर अचियत्तं ।
पढमो तित्थयरत्तं वीसहि ठाणेहि कासी य ॥ १७८ ॥

વિનીતાભૂમિમાં નાભીકુલકર થયા, મરુદેવી તેમનાં સ્ત્રી હતાં, પૂર્વ ભવે વજ્ર ( વૈર ) નાભ રાજા હતા તે તીર્થંકર નામકર્મ બાંધીને સર્વાર્થસિદ્ધ વિમાનથી ઉત્તરાષાઢા નક્ષત્રમાં મરુદેવીને વિષે ઋષભદેવપણે ઉત્પન્ન થયા. પ્રથમ ભવે તે ધનસાર્થવાહ હતા, દેશાન્તર જવાને તેમણે ઘોષણા કરાવી, તેમની સાથે સાધુઓ ગયા, માર્ગમાં અટવીની અંદર વર્ષાઋતુ આવી, તેનો ઘણો ભાગ વિત્યા પછી સાર્થવાહને સાધુઓની ચિન્તા થઈ, અને તેમને ઘીનું દાન આપ્યું. સાર્થવાહનો ભવ પૂર્ણ થએ ઉત્તરકુરુમાં યુગલિક થયા,

ત્યાંથી મૃત્યુ પામી સૌધર્મ દેવલોકે દેવ થયા, ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં મહાબળરાજા, ત્યાંથી મરણ પામી ઇશાન દેવલોકે લલિતાંગ દેવ થયા, તે પછી મહાવિદેહમાં વજ્રજંઘ રાજા થયા, ત્યાંથી ઉત્તરકુરૂમાં યુગલિક થયા, આયુક્ષયે સૌધર્મ દેવલોકે દેવ થયા, પછી મહાવિદેહમાં વૈદ્યના પુત્ર થયા, ત્યાં રાજાપુત્ર, શ્રેષ્ઠિપુત્ર, પ્રધાનપુત્ર અને સાર્થવાહનો પુત્ર એ ચાર તેના મિત્ર થયા. તે મિત્રોએ વૈદ્યપુત્રના ઘેર કૃમિવાળા કોઢથી ઉપદ્રવ પામેલા યતિને જોઇને વૈદ્યપુત્રને કહ્યું કે આમની ચિકિત્સા કરો, તેથી વૈદ્યપુત્રે તૈલ આપ્યું, વણિકપુત્રે ચંદન અને કામળ આપ્યાં, પછી દીક્ષા લઇને તેજ ભવે અન્તકૃત થયા. સાધુની ચિકિત્સા કરીને શ્રમણપણું પાળીને પાંચે દેવલોકમાં ગયા, ત્યાંથી ચ્યવીને પુંડરિકીણી નગરીમાં વજ્રસેન રાજાના પુત્ર થયા. પ્રથમ વૈદ્યનો જીવ વજ્રનાભ થયા, બાકીના મિત્રો અનુક્રમે બાહુ, સુબાહુ, પીઠ, અને મહાપીઠ થયા. તેમના પિતા વજ્રસેન તીર્થંકર થયા, તેમની પાસે તેઓએ દીક્ષા લીધી. વજ્રનાભ ચૌદપૂર્વી થયા, અને બાકીના ચાર અગીઆર અંગ જાણનારા થયા. એમાંના બીજા બાહુએ વૈયાવૃત્યથી ભોગનું ફળ પ્રાપ્ત કર્યું, ત્રીજા સુબાહુએ કૃતિકર્મથી બાહુનું બળ પ્રાપ્ત કર્યું તેમનાથી મોટા વજ્રનાભે તેમની પ્રશંસા કરી, અને સર્વથી નાના પીઠ-મહાપીઠે તેમનું માત્સર્ય કર્યું, તેમાં પહેલા વજ્રનાભે વીસસ્થાન આરાધન કરીને તીર્થંકર નામકર્મ બાંધ્યું. ૧૭૦ થી ૧૭૮

હવે તીર્થંકર નામકર્મના હેતુભૂત વીસસ્થાનકાદિ કહે છે.

अरिहंत सिद्ध पवयण गुरुथेरबहुस्सुए तवस्सीसुं ।
वच्छलया एएसिं अभिक्खनाणोवओगे य ॥ १७९ ॥

दंसण विणए आवस्सए य सीलव्वए निरइआरो ।
खणलवतवच्चियाए वेयावच्चे समाही य ॥ १८० ॥

अप्पुव्वनाणगहणे सुयभत्ती पवयणे पभावणया ।
एएहिं कारणेहिं तित्थयरत्तं लहइ जीवो ॥ १८१ ॥

पुरिमे पच्छिमेण य एए सव्वेऽवि फासिया ठाणा ।
मज्झिमएहिं जिणेहिं एकं दो तिण्णि स० ॥ १८२ ॥
तं च कहं वेइज्जइ ? अगिलाए धम्मदेसणाईहिं ।
बज्झइ तं तु भगवओ तइयभवोसक्कइत्ताणं ॥ १८३ ॥

नियमा मणुयगईए इत्थी पुरिसेयरो य सुहलेसो ।
आसेवियबहुलेहिं वीसाए अण्णयरएहिं ॥ १८४ ॥
उववाओ सव्वट्ठे सव्वेसिं पढमओ चुओ उसभो ।
रिक्खेण असाढाहिं असाढबहुले चउत्थीए ॥ १८५ ॥

અરિહંત, સિદ્ધ, પ્રવચન, ગુરૂ, સ્થવિર, બહુશ્રુત, અને તપસ્વી, એઓને વિષે વત્સલતા; નિરન્તર જ્ઞાનોપયોગ; દર્શન-વિનય-આવશ્યક-અને શીલવ્રતમાં નિરતિચારપણું; નિરન્તર તપસ્વીને દાન-વૈયાવૃત્ય, અને સમાધિ, નવીન જ્ઞાનનું ગ્રહણ, શ્રુતની ભક્તિ, અને પ્રવચનની પ્રભાવના એ કારણોવડે જીવ તીર્થંકરપણું પામે છે. પહેલા અને

છેલ્લા જિનેશ્વરે એ બધાએ સ્થાનકો સ્પર્શ્યા છે. તથા મધ્યના જિનેશ્વરોએ એક-બે-ત્રણ અથવા સર્વ સ્થાનક સ્પર્શ્યા છે. તે તીર્થંકર નામકર્મ કેવી રીતે વેદાય ? એના ઉત્તરમાં ગ્લાનીરહિત ધર્મદેશનાવડે તે તીર્થંકર નામ ભોગવાય છે ને તે ભગવાનના પાછળના ત્રીજા ભવે બંધાય છે. જેણે મનુષ્યગતિમાં વીસસ્થાનકમાંથી કોઈપણ સ્થાનક અનેક પ્રકારે સેવેલ હોય, તે શુભલેશ્યાવાન્ સ્ત્રી-પુરુષ-અથવા નપુંસક અવશ્ય જિનનામ બાંધે છે. તે પાંચેનો સર્વાર્થસિદ્ધમાં ઉપપાત થયો. તેમાંથી પ્રથમ અષાઢ વદ ચતુર્થીએ ઉત્તરાષાઢા નક્ષત્રમાં ઋષભદેવ ચ્યવ્યા. ૧૭૯-થી-૧૮૫.

હવે જન્મવિધિ આદિ કહે છે.

जम्मणे नामवुड्ढी अ, जाईए सरणे इअ ।
वीवाहे अ अवच्चे अभिसेए रज्जसंगहे ॥ १८६ ॥
चित्तबहुलट्ठमीए जाओ उसभो असाढणक्खत्ते
जम्मणमहो अ सव्वो णेयव्वो जाव घोसणयं ॥ १८७ ॥
संवट्टमेह आयंसगा य भिंगार तालियंटा
चामर जोई रक्खं करेंति एए कुमारीओ ॥ १८८
देसूणगं च वरिसं सक्कागमणं च वंसठवणा य ।
आहारमंगुलीए ठवंति देवा मणुण्णं तु ॥ १८९ ॥
सक्को वंसट्ठवणे इक्खु अगू तेण हुंति इक्खागा ।
जं च जहा जंमि वए जोगं कासी य तं सव्वं ॥ १९० ॥
अह वड्ढइ सो भयवं दियलोयचुओ अणोवमसिरीओ ।
देवगणसंपरिवुडो नंदाइसुमंगलासहिओ ॥ १९१ ॥
असिअसिरओ सुनयणो बिंबुट्ठो धवलदंतपंतीओ ।
वरपउमगब्भगोरो फुल्लुप्पलगंधनीसासो ॥ १९२ ॥
जाइस्सरो अ भयवं अप्परिवडिएहि तिहि उ नाणेहिं ।
कंतीहि य बुद्धीहि य अब्भहिओ तेहि मणुएहिं ॥ १९३ ॥
पढमो अकालमच्चू तहिं तालफलेण दारओ पहओ ।
कण्णा य कुलगरेणं सिट्ठे गहिआ उसहपत्ती ॥ १९
भोगसमत्थं नाउं वरकम्मं तस्स कासि देवाउ ।
दुण्हं वरमहिलाणं वहुकम्मं कासि देवीउ ॥ १९५ ॥

ભગવન્તની જન્મવિધિ, નામવિધિ, વૃદ્ધિ, નીતિ, સ્મરણ, વિવાહવિધિ, અપત્યક્રમ, અભિષેકવિધિ અને રાજ્યસંગ્રહવિધિ કહેવાશે. ચૈત્રવદી આઠમે ઉત્તરાષાઢા નક્ષત્રમાં ઋષભદેવનો જન્મ થયો. જન્મમહોત્સવ સર્વ જાણી લેવો-દેવોએ ઘોષણા કરી ત્યાંસુધીનો, તે વખતે સંવર્તક મેઘની વૃષ્ટિ, આદર્શ, ભૃંગાર (કળશ) વિંજણા, ચામર, જ્યોતિ અને રક્ષા એ સર્વ દિક્કુમારીઓ કરે છે. ભગવન્તના જન્મ પછી એક વરસમાં કંઈ ન્યૂનકાળ વિત્યાબાદ દેવેન્દ્રે

આવીને વંશસ્થાપના કરી, તથા દેવોએ ભગવન્તની અંગુલીમાં મનોજ્ઞ આહાર સ્થાપન કર્યો, ભગવન્! ઇક્ષુ જમશો? આથી ભગવન્તે તે લીધી, તેથી તે ઇક્ષ્વાકુ થયા, એ પ્રમાણે ઇન્દ્રે વંશસ્થાપન કર્યો. પછી જે વયમાં જે યોગ્ય હોય, તે સર્વ ભગવન્તનું ઇંદ્ર મહારાજે કર્યું, તે પછી અનુક્રમે અનુપમશોભાવાળા દેવલોકથી ચ્યવેલા તે ભગવાન્ દેવગણથી સેવાતા નંદા અને સુમંગળા સહિત વૃદ્ધી પામવા લાગ્યા. શ્યામકેશ, સુંદર નયન, ગોલાના ફળ જેવા હોઠ, શ્રેષ્ટ પદ્મના ગર્ભ સમાન ગૌર ધવળ દન્તપંક્તિ અને પુષ્પકમળના ગંધ જેવો ઉશ્વાસ હતો, વળી ભગવન્ત જાતિસ્મરણ જ્ઞાનવાળા, અપ્રતિપતિત ત્રણ જ્ઞાને સહિત, કાન્તિ અને બુદ્ધિમાં તે વખતના મનુષ્યોથી અધિક ચઢીઆતા હતા. ( તે દરમિઆન કોઈ મિથુનક પોતાના અપત્યયુગલને તાલવૃક્ષની નીચે મૂકીને ક્રીડા કરવા ગયું ) તે વખતે તાલફળ પડવાથી બાળકપુત્ર મરી ગયો. આ પ્રથમ અકાળ મૃત્યુ થયું. તે શ્રેષ્ટકન્યાને કુલકરે ગ્રહણ કરી અને ઋષભદેવની પત્ની કરી. આ વખતે ભગવાનને ભોગસમર્થ જાણીને ઇંદ્રે તેમનું વરકર્મ કર્યું, અને દેવીઓએ બન્ને ઉત્તમ સ્ત્રીઓનું વધુકર્મ કર્યું. ૧૮૯ થી ૧૯૫

હવે ભગવન્તના અપત્યાદિ દ્વારા કહે છે.

छपुव्वसयसहस्सा पुव्विं जायस्स जिणवरिंदस्स ।
तो भरहबंभिसुंदरिबाहुबली चेव जायाइं ॥ १९६ ॥

देवी सुमंगलाए भरहो बंभी य मिहुणयंजायं ।
देवीइ सुनंदाए बाहुबली सुंदरी चेव ॥ ४ ॥ (मू० भाष्यम )
अउणापन्नं जुअले पुत्ताण सुमंगला पुणो पसवे ।
नीईणमइक्कमणे निवेअणं उसभसामिस्स ॥ १९७
राया करेइ दंडं सिट्ठे ते विंति अम्हवि स होउ ।
मग्गइ य कुलगरं सो अ बेइ उसभो य मे राया ॥ १९८ ॥
आभोएउं सक्को उवागओ तस्स कुणइ अभिसेअं ।
मउडाइ अलंकारं नरिंदजोग्गं च से कुणइ ॥ १९९ ॥
भिसिणीपत्तेहिअरे उदयं घित्तुं छुहंति पाएसु ।
साहु विणीआ पुरिसा विणीयनयरी अह निविट्ठा ॥ २०० ।
आसा हत्थी गावो गहिआईं रज्जसंगहनिमित्तं ।
घित्तूण एवमाई चउव्विहं संगहं कुणइ ॥ २०१ ॥
उग्गा १ भोगा २ रायण्ण ३ खत्तिआ ४ संगहो भवे चउहा ।
आरक्खि १ गुरु २ वयंसा ३ सेसा जे खत्तिआ ४ ते उ ॥ २०२ ॥
आहारे १ सिप्प २ कम्मे ३ अ, मामणा ४ अ विभूसणा ।
लेहे ६ गणिए ७ अ रूवे अ, लक्खणे ९ माण १० पोअए ॥ २०३ ॥
ववहारे १२ नीइ १३ जुद्धे १४ अ, ईसत्थे १५ अ उवासणा १६ ।
तिगिच्छा १७ अत्थसत्थे १८ अ, बंधे १९ घाए २० अ मारणा २१ ॥२०४॥

मन्नू २२ सव २३ समवाए २४, मंगले २५ कोउगे २६ इअ ।
वत्थे २७ गंधे २८ अ मल्ले २९ अ, अलंकारे ३० तहेव य ॥ २०५॥
चोलो ३१ वण ३२ विवाहे ३३ अ, दत्तिआ ३४ मडयपूअणा ३५।
झावणा ३६ थूभ ३७ सद्दे ३८ अ, छेलावणय ३९ पुच्छणा ४० ॥२०६॥

ભગવન્તના જન્મ પછી છ લાખ પૂર્વ વિત્યાબાદ ભરત અને બ્રાહ્મી, તથા બાહુબલી અને સુંદરી એ ચાર બાળકો થયાં. સુમંગળાદેવીથી ભરત અને બ્રાહ્મીનું યુગલિક થયું, તથા સુનંદા દેવીથી બાહુબલી અને સુંદરી મિથુનક થયું. તે પછી પુનઃ સુમંગળાએ ઓગણપચાસ પુત્રના યુગલોને જન્મ આપ્યો. આ વખતે પૂર્વનિરૂપિત દંડનીતિનું લોકો ઉલ્લંઘન કરવા લાગ્યા, તેથી તેઓએ ઋષભદેવ સ્વામીને તે બાબત નિવેદન કર્યું. આથી ભગવન્તે કહ્યું કે એ પ્રમાણે વર્તનારાને રાજા દંડ કરે છે. તેમનું તે ઇષ્ટ કથન સાંભળીને યુગલિયાઓ બોલ્યા કે અમારે પણ તેવો રાજા હો. તેથી ભગવન્તે કહ્યું કે કુલકર પાસે યાચના કરો. ( તેઓએ તેમ કર્યું એટલે કુલકરે કહ્યું ) ઋષભદેવ તમારો રાજા હો. આ વખતે ઉપયોગવડે અવધિજ્ઞાનથી જાણીને ઇન્દ્ર ત્યાં આવ્યા અને ભગવન્તનો રાજ્યાભિષેક કર્યો. પછી રાજાને યોગ્ય મુકુટ અલંકાર વિગેરે તેમને માટે કર્યા. તે વખતે પદ્મિનીના પત્રોવડે પાણી લાવીને યુગલીયાઓએ ભગવન્તના ચરણમાં સીંચ્યું, તેથી ઇન્દ્રે 'આ સારા વિનીત પુરૂષો છે' એમ કહ્યું પછી ઇન્દ્રની આજ્ઞાથી વૈશ્રમણે ત્યાં વિનીતા નગરી બનાવી. પછી ભગવન્તે અશ્વ હસ્તી-બળદ વિગેરે રાજ્યસંગ્રહ માટે ગ્રહણ કર્યા. એ વિગેરે ગ્રહણ કરીને પછી આ આગળ કહીએ છીયે તે ચાર પ્રકારનો સંગ્રહ કર્યો. ઉગ્ર, ભોગ, રાજન્ય અને ક્ષત્રિયો એ ચાર પ્રકારનો સંગ્રહ છે. તેમાં ઉગ્ર દંડ કરનારા તે ઉગ્ર, ગુરૂજનના સ્થાનકે ગણાવા યોગ્ય તે ભોગ, મિત્ર જેવા હોય તે રાજન્ય, અને એ સિવાયના બાકીના જે રહ્યા તે સામાન્ય ક્ષત્રિયો જાણવા. હવે પછી આહારવિધિ, શિલ્પકળા, કૃષિઆદિ કર્મ, મમત્વ, આભૂષણવિધિ, લેખનકળા, ગણિત, કાષ્ઠકર્માદિરૂપ, પુરૂષાદિનાં લક્ષણ, માન, પ્રોતોવાથ, વ્યવહારવિધિ, નીતિ, યુદ્ધવિધિ, ધનુર્વેદ, ગુરૂજનની ઉપાસના, ચિકિત્સાશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, બંધન, ઘાત, મારણ, યજ્ઞ, ઉત્સવ, મેળા, મંગળ, કૌતુક, વસ્ત્ર, ગંધ, માલ્ય, તેમજ અલંકાર, ચૂલાકર્મ, ઉપનયન, વિવાહવિધિ, આપેલી કન્યા પરણવી, મરેલાની પૂજા, અગ્નિસંસ્કાર, સ્તૂપ, રૂદનશબ્દ, બાળક્રીડાના પ્રકાર, અને પૃચ્છા સંબંધી વિધિ કહેવાશે. ૨૦૬.

आसी अ कंदाहारा मूलाहारा य पत्तहारा य ।
पुप्फफलभोइणोऽवि अ जइआ किर कुलगरो उसभो॥५॥ मू. भाष्यम्.
आसी अ इक्खुभोई इक्खागा तेण खत्तिआ हुंति ।
सणसत्तरसं धन्नं आमं ओमं च भुंजीआ ॥ ६ ॥ मू. भाष्यम्.
ओमंपाहारंता अजीरमाणंमि ते जिणमुर्विति ।
हत्थेहिं घंसिऊणं आहारेहत्ति ते भणिआ ॥ ७ ॥ मू. भाष्यम्
आसो अ पाणिघंसि तिम्मिअ तंदुलपवालपुडभोई ।
हत्थतलपुडाहारा जइआ किर कुलकरो उसहो ॥ ८ ॥ मू. भाष्यम्
घंसेऊणं तिम्मण घंसण तिम्मण पवालपुडभोई ।

घंसण तिम्मपवाले हत्थउडे कवल सेए य ॥ ९ ॥ मू. भाष्यम्
अगणिस्स य उट्ठाणं दुमघंसा दट्ठु भीअपरिकहणं ।
पासेसुं परिछिंदह गिण्हह पागं च तो कुणह ॥ १० ॥ मू. भाष्यम्
पक्खेव डहणमोसहि कहणं निग्गमण हत्थिसीसंमि ।
पयणारंभपवित्ती ताहे कासी अ ते मणुआ ॥ ११ ॥ मू. भाष्यम्
मिठेण हत्थिपिंडे मट्टियपिंडं गहाय कुडगं च ।
निव्वत्तेसि अ तइआ जिणोवइट्ठेण मग्गेण ॥ ( प्रक्षिप्ता )
निव्वत्तिए समाणे भण्णइ राया तओ बहुजणस्स ।
एवइआ मे कुव्वह पयट्टियं पढमसिप्पं तु ॥ ( प्रक्षिप्ता )
पञ्चेव य सिप्पाइं घड १ लोहे २ चित्त ३ णंत ४ कासवए ५ ।
इक्किक्कस्स य इत्तो वीसं वीसं भवे भेया ॥ २०७ ॥

જ્યારે ભગવાન્ ઋષભદેવ કુલકર હતા, ત્યારે યુગલિયાઓ કંદાહારી, મૂળાહારી, પત્રાહારી, અને પુષ્પફળ ભોજી પણ હતા. ક્ષત્રિયો શેરડી ખાતા, તેથી તેઓ ઇક્ષ્વાકુ થયા. બીજાઓ શણ વિગેરે સત્તર પ્રકારનું ધાન્ય કાચું અને થોડું ખાતા. કાચું ધાન્ય ખાતાં અજીર્ણ થવાથી યુગલિયાઓએ ભગવન્તને પૂછ્યું, તેમણે 'હાથવડે ઘસીને ખાઓ' એમ તેમને કહ્યું. એટલે તેઓ તે ઔષધીઓ હાથે ઘસીને ખાનારા થયા. (પછી અનુક્રમે કાળ-દોષથી તે પણ નહિ પચવાથી) પત્રપુટમાં તંદુલ ભીંજાવીને ખાનારા થયા, પછી હસ્તપુટમાં તે ગરમ કરી ખાનારા થયા. ( આ પ્રમાણે ) જ્યારે ઋષભદેવ કુલકર હતા ત્યારે હતું. તે પછી ઘસીને, હાથની ગરમીવાળા કરીને, ઘસી-હાથમાં રાખીને, પ્રવાળપુટમાં ભીંજાવીને ખાનારાઓ, ઘસી રાખી પ્રવાલપત્ર હસ્તપુટ અને કક્ષાને વિષે મૂકીને ખાવા લાગ્યા. આ વખતે વૃક્ષો ઘસાવાથી અગ્નિ ઉત્પન્ન થયો, તેથી ભય પામેલા તેઓએ ભગવન્તને કહ્યું. ભગવન્તે કહ્યું. બાજુમાંથી ઘાસ દૂર કરીને તેથી પાકેલ પાક ગ્રહણ કરો. નાખેલ ઔષધી બળી ગઈ, તેઓએ ભગવન્તને તે કહ્યું, તે વખતે ભગવન્ત હસ્તિપર ચઢીને નીકળ્યા હતા, ( પછી હસ્તિના મસ્તકપર મૃત્પિંડનો આકાર બતાવી તેવામાં પકાવીને ખાવાનું કહ્યું. ) ત્યારથી રાંધવાની પ્રવૃત્તિ તે મનુષ્યોએ કરી. કુંભકારનું કાર્ય, લુહારનું કાર્ય, ચિતારાનું કાર્ય, વણકરનું કાર્ય, અને હજામનું કાર્ય એ પાંચ મૂળ શિલ્પો હતા. તે પછી એ દરેકના વીસ વીસ ભેદ થયા. ૨૦૭

હવે કૃષિકર્માદિનો ભાષ્યકાર અર્થ કહે છે.

कम्मं किसिवाणिज्जाइ ३ मामणा जा परिग्गहे ममया ४ ।
पुव्विं देवेहिं कया विभूसणा मंडणा गुरुणो ५ ॥ १२ ॥ मू. भाष्यम्
लेहं लिवीविहाणं जिणेण बंभीइ दाहिणकरेणं ६ ।
गणियं संखाणं सुंदरीइ वामेण उवइट्ठं ७ ॥ ॥ १३ ॥
भरहस्स रूवकम्मं ८ नराइलक्खणमहोइयं बलिणो ९ । (२०४)
माणुम्माणवमाणप्पमाण गणिमाइवत्थूणं १० ॥ १४ ॥

मणिआई दोराइसु पोआ तह सागरंमि वहणाइं ११ ।
ववहारो लेहवणं कज्जपरिच्छेदणत्थं वा १२ ॥ १५ ॥
णीई हक्काराई सत्तविहा अहव सामभेआई १३ ।
जुद्धाइ बाहुजुद्धाइआइ वट्टाइआणं वा १४ ॥ १६ ॥
ईसत्थं धणुवेओ १५ उवासणा मंसुकम्ममाईआ १६ ।
गुरुरायाईणं वा उवासणा पज्जुवासणया ॥ १७ ॥
रोगहरणं तिगिच्छा १७ अत्थागमसत्थमत्थसत्थंति १८ ।
निअलाइजमो बंधो १९ घाओ दंडाइताडणया २० ॥ १८ ॥
मारणया जीववहो २१ जण्णा नागाइआण पूआओ २२ ।
इंदाइमहा पायं पइनिअया ऊसवा हुंति २३ ॥ १९ ॥
समवाओ गोट्ठीणं गामाईणं च संपसारो वा २४ ।
तह मंगलाइं सत्थिअसुवण्णसिद्धत्थयाईणि २५ ॥ २० ॥
पुव्विं कयाइ पहुणो सुरेहिं रक्खाइ कोउगाइं च २६ ।
तह वत्थगंधमल्लालंकारा केसभूसाई २७-२८-२९-३० ॥२१॥
तं दट्ठूण पवत्तोऽलंकारउं जणोऽवि सेसोवि ।
विहिणा चूलाकम्मं बालाणं चोलया नाम ३१ ॥ २२ ॥
उवणयणं तु कलाणं गुरुमूले साहुणो तओ धम्मं ।
घित्तुं हवंति सड्ढा केई दिक्खं पवज्जंति ३२ ॥ २३ ॥
दट्ठुं कयं विवाहं जिणस्स लोगोऽवि काउमारद्धो ३३ ।
गुरुदत्तिआ य कन्ना परिणिज्जंते तओ पायं ॥ २४ ॥
दत्तिव्व दाणमुसभं दिंतं दट्ठुं जणंमिवि पवत्तं ।
जिणभिक्खादाणं पिहु दट्ठुं भिक्खा पवत्ताओ ३४ ॥ २५ ॥
मडयं मयस्स देहो तं मरुदेवीइ पढमसिद्धुत्ति ।
देवेहिं पुरा महिअं ३५ झावणया अग्गिसक्कारो ॥ २६ ॥
सो जिणदेहाईणं देवेहिं कओ ३६ चिआसु थूभाइ ३७ ।
सद्दो अ रुण्णसद्दो लोगोऽवि तओ तहा पगओ ३८ ॥ २७ ॥
छेलावणमुक्किट्ठाइ बालकीलावणं व सेंटाई ३९ ।
इंखिणिआइ रुअं वा पुच्छा पुण किं कहं कज्जं ॥ २८ ॥
अहव निमित्ताईणं सुहसइआइ सुहदुक्खपुच्छा वा ४० ।
इच्चेवमाइ पाएणुप्पन्नं उसभकालंमि ॥ २९ ॥
किंचिच्च(त्थ)भरहकाले कुलगरकालेवि किंचि उप्पन्नं ।
पहुणा य देसिआइं सव्वकलासिप्पकम्माइं ॥ ३० ॥ मू० भाष्यम्

કર્મ એટલે કૃષ-વાણિજ્યાદિ, મામણા એટલે પરિગ્રહમાં જે મમતા, વિભૂષણા એટલે શોભા, તે પ્રથમ , ઇન્દ્રે ભગવન્ ને કરી, ( પછીથી લોકમાં પણ પ્રવર્ત્તી. ) લેખન એટલે લખવાની કળા, તે પ્રથમ જિનેશ્વરે જમણા હાથે બ્રાહ્મીને શીખવી. ગણિત એટલે સંખ્યા ગણવાની રીતિ, તે જિનેશ્વરે ડાબા હાથે સુંદરીને ઉપદેશી. રૂપકર્મ ભરતને શીખવ્યું અને મનુષ્યાદિનાં લક્ષણ બાહુબલિને શીખવ્યાં. તથા વસ્તુઓનું માન-ઉન્માન અવમાન-પ્રમાણ એ ગણિમાદિ વસ્તુઓનું તેમજ દોરાઆદિમાં મણકા વિગેરે પરોવવા, સમુદ્રમાં વહાણ ચલાવવા રાજદ્વારે સ્વકાર્ય જણાવવાને દસ્તાવેજ વિગેરે હક્કારાદિ સાત પ્રકારની નીતિ, અથવા સામ ભેદ વિગેરે ચાર પ્રકારના ઉપાય. બાહુયુદ્ધ વિગેરે યુદ્ધો અને જે હમણાં પણ વર્તે છે તે સર્વ ત્યારથી પ્રવર્ત્યા. ઇષુ શાસ્ત્ર એટલે ધનુર્વેદ, ઉપાસના એટલે હજામતું કાર્ય, અથવા ઉપાસના એટલે વડિલ-રાજા વિગેરેની સેવા, ચિકિત્સા એટલે રોગ દૂર કરવાની રીતિ, દ્રવ્ય મેળવવાની કળા તે અર્થશાસ્ત્ર, નિગડાદિવડે જે બાંધી રાખવું તે બંધ, દંડાદિ વડે મારવું તે ઘાત, જીવનો વધ તે મારણા, નાગ વિગેરેની પૂજા તે યજ્ઞ, ઇન્દ્રમહોત્સવાદિ ઉત્સવો, જે દર વર્ષે પ્રતિનિયત દિવસે થાય. ગોષ્ટિનો મેળો તે સમવાય, અથવા ગામ વિગેરેના કોઈ કાર્યને ઉદ્દેશીને એકઠા થવું તે સમવાય. તથા મંગળ એટલે સ્વસ્તિક સુવર્ણ સિદ્ધાર્થક વિગેરે. દેવોએ પ્રથમ પ્રભુને રક્ષાદિકૌતુકો કરેલા તદનુસાર લોકમાં પણ તે થયા. વસ્ત્ર-ગંધ-પુષ્પમાળા અલંકાર એટલે કેશની શોભા વિગેરે, તે ભગવંતની દેવોએ કરેલી જોઇને બાકીના લોક પણ પોતાને શોભાવવા પ્રવર્ત્યા. વિધિપૂર્વક બાળકના વાળ ઉતારવા તે ચોલયા કહેવાય. કળા શીખવવાને બાળકને ગુરૂ પાસેલઇ જવો અથવા ધર્મ માટે સાધુ પાસે લઇ જવો તે ઉપનયન કહેવાય. તેમાંથી ધર્મ ગ્રહણ કરીને કેટલાક શ્રાવક થાય અને કેટલાક દીક્ષા અંગીકાર કરે. દેવોએ જિનેશ્વરનો વિવાહ કરેલો જોઇને લોકો પણ વિવાહ કરવા લાગ્યા અને તે પછી પ્રાયઃવડાલોએ આપેલી કન્યા પરણવાનો રીવાજ થયો. અથવા દત્તિ એટલે દાન, તે ભગવતને ભિક્ષાદાન આપેલું જોઇને લોકો પણ દાન આપવા લાગ્યા. અથવા જિનેશ્વરને ભિક્ષા આપવા લાગ્યા. મૃતક એટલે મરેલાનો દેહ, મરૂદેવી પ્રથમ સિદ્ધ થયા, તેને દેવોએ પ્રથમ પૂજ્યું, ( ત્યારથી લોકમાં મૃતક પૂજા થઇ. ) ધ્યાપના એટલે મરેલાને અગ્નિસંસ્કાર કરવો, તે દેવોએ પ્રથમ જિનેશ્વરના દેહ માટે કર્યો, ત્યારથી લોકમાં ચૈત્ય-સ્તૂભાદિ થયા. ભગવન્ત મોક્ષે જવાથી ભરત અને ઇન્દ્રે રૂદન શબ્દ કર્યો, ત્યારથી લોકમાં રૂદન પ્રવર્ત્યું. છેલાપન એટલે ગર્જનાદિ કરવું તે, અથવા બાળકને રમાડવાને તેના કર્ણ આગળ ઘડીઆદિ વગાડવી તે. અથવા શું કરવું ? કેમ કરવું ? ઇત્યાદિરૂપ પૂછવું તે પૃચ્છા. અથવા સુખશયિતાદિ સુખ-દુઃખનું પુછવું તે પૃચ્છા. ઈત્યાદિ સર્વ પ્રાયઃ ઋષભદેવસ્વામિના વખતે ઉત્પન્ન થયું. એમાંનું કેટલુંક ભરત મહારાજાના વખતે થયું. કેટલુંક કુલકરના વખતમાં થયું, અને સર્વ કળા તથા શિલ્પકર્માદિ વિગેરે ભગવન્તે ઉપદેશ્યા. ૧૨ થી ૩૦.

ઋષભાદિ જિનેશ્વરના સંબોધનાદિ દ્વારે કહે છે.

उसभचरिआहिगारे सव्वेसिं जिणवराण सामन्नं ।
संबोहणाइ वुत्तु वुच्छं पत्तेअमुसभस्स ॥ २०८ ॥
संबोहण १ परिचाए २, पत्तेअं ३ उवहिंमि अ ।
अन्नलिंगे कुलिंगे अ ५, गामायार ६ परिसहे ॥ २०९

जीवोवलंभ ८ सुयलंभे ९, पच्चक्खाणे १० अ संजमे ११ ।
छउमत्थ १२ तवोकम्मे १३, उप्पाया नाण १४ संगहे १५ ॥ २१० ॥

तित्थं १६ गणो १७ गणहरो १८ धम्मोवायस्स देसगा १९ ।
परिआअ २० अंतकिरिआ, कस्स केण तवेण वा २१ ? ॥ २११ ॥

ऋषभદેવના ચરિત્રના અધિકારમાં સર્વ જિનેશ્વરનાં સામાન્યથી સંબોધનાદિ દ્વારો કહેવાને પ્રથમ ઋષભદેવનાં એ પ્રત્યેક દ્વારો કહેવાશે. સંબોધન વિધિ, ૧ પરિત્યાગવિધિ. ૨, દરેક જિનેશ્વર કેટલા પરિવાર સાથે નીકળ્યા તે, ૩ ઉપધિનો વિધિ. ૪ કયા લિંગે નીકળ્યા તે, ૫ આમ્યાચાર (વિષયો), ૬ ક્ષુધાદિ પરિસહ, ૭ જીવોપલંભ. ૮ શ્રુતલાભ, ૯ પ્રત્યાખ્યાન, ૧૦ સંયમ, ૧૧ છદ્મસ્થકાળ, ૧૨ તપકર્મ, ૧૩ જ્ઞાનોત્પત્તિ, ૧૪ શિષ્યાદિનો સંગ્રહ, ૧૫ કોનું તીર્થ ક્યારે ઉત્પન્ન થયું ? તે. ૧૬ ગણ, ૧૭ ગણધરો, ૧૮ ધર્મોપાયના ઉપદેશક, ૧૯ દીક્ષાપર્યાય, ૨૦ મોક્ષરૂપ અન્તક્રિયા કોને કયા તપ વડે થઇ તે ૨૧ એટલાં દ્વારો કહેવાશે. ૨૦૮ થી ૨૧૧.

હવે સંબોધન અને પરિત્યાગદ્વાર કહે છે.

सव्वेवि सयंबुद्धा लोगन्तिअबोहिआ य जीएण ।
सव्वेसिं परिच्चाओ संवच्छरिअं महादाणं ॥ २१२ ॥

रज्जाइच्चाओऽवि य पत्तेअं को व कत्थिअसमग्गो ।
को कस्सुवही १ को वाऽणुण्णाओ केण सीसाणं ? ॥ २१३ ॥

सारस्सय १ माइच्चा २ वण्ही ३ वरुणा ४ य गद्दतोया ५ य ।
तुसिआ ६ अव्वाबाहा ७ अग्गिच्चा ८ चेव रिट्ठा ९ य ॥ २१४ ॥

एए देवनिकाया भयवं बोहिंति जिणवरिंदं तु ।
सव्वजगज्जीवहिअं भयवं ! तित्थं पवत्तेहि ॥ २१५ ॥

संवच्छरेण होही अभिणिक्खमणं तु जिणवरिंदाण ।
तो अत्थसंपयाणं पवत्तए पुव्वसूरंमि ॥ २१६ ॥

एगा हिरण्णकोडी अट्ठेव अणूणगा सयसहस्सा ।
सूरोदयमाईअं दिज्जइ जा पायरासाओ ॥ २१७ ॥

सिंघाडगतिगचउक्कचच्चरचउमुहमहापहपहेसुं ।
दारेसु पुरवराणं रत्थामुहमज्झयारेसुं ॥ २१८ ॥

वरवरिआ घोसिज्जइ किमिच्छिअं दिज्जए बहुविहीअं ।
सुरअसुरदेवदाणवनरिंदमहिआण निक्खमणे ॥ २१९ ॥

तिण्णेव य कोडिसया अट्ठासीइं च हुंति कोडीओ ।
असिइं च सयसहस्सा एअं संवच्छरे दिण्णं ॥ २२० ॥

બધાએ તીર્થંકરો સ્વયંબુદ્ધ છે, ( પણ ) લોકાન્તિક દેવોથી બોધિત છે; ( કેમકે તેવો તેમનો આચાર છે. ) વળી સર્વે તીર્થંકરો સાંવત્સરીક મહાદાનરૂપ પરિત્યાગ કરે છે. રાજ્યાદિનો પરિત્યાગ પણ કોણે કેટલો અથવા સમગ્ર કર્યો? કોને કઈ ઉપધી છે? અથવા શિષ્યોને કોણે કઈ ઉપધિની અનુજ્ઞા આપેલ છે? ( તે કહેવાશે.) સારસ્વત ૧, આદિત્ય ૨, વન્હી ૩, વરૂણ ૪, ગર્દતોય ૫, તુષિત ૬, અવ્યાબાધ ૭, અગ્નિ બીજું નામ મરૂત ૮, અને રિષ્ઠ ૯ ( આ નવ લોકાન્તિક છે ) આ દેવાનકાયો ભગવાન્ જિનેશ્વરને જણાવે છે કે હે ભગવન્ત! સર્વ જગતના જીવોને હિતકારી એવું તીર્થ પ્રવર્તાવો. તે પછી એક વર્ષે જિનેશ્વરોનું નિષ્ક્રમણ થાય છે, અને ત્યારથી દિવસના પૂર્વાર્દ્ધમાં અર્થપ્રદાન પ્રવર્તે છે. (દાન આપે છે) એક ક્રોડ અને સંપૂર્ણ આઠ લાખ સુવર્ણનું દાન સૂર્યોદયથી આરંભીને પ્રાતઃકાળના ભોજનના વખત સુધીમાં અપાય છે. શૃંગાટક, ત્રિક, ચતુષ્ક, ચત્વર, ચતુર્મુખ, અને રાજમાર્ગ ને સામાન્યમાર્ગની અંદર, તેમજ મોટા નગરોના દરવાજામાં, બજારોનાં મુખમાં અને મધ્યમાં 'વરદાન માગો, વરદાન માગો' એવી આઘોષણા કરાવાય છે. જેને જે જોઇએ તે તેને બહુ પ્રકારનું અપાય છે. આ પ્રમાણે સુર-અસુર-દેવ દાનવ અને નરેન્દ્રોથી પૂજીત એવા તીર્થંકરોનાં નિષ્ક્રમણ વખતે થાય છે. ત્રણસો અઠયાસી ક્રોડ અને એંસી લાખ ( સોનૈયાનું ) દાન એક સંવત્સરમાં અપાય છે. ૨૧૨ થી ૨૨૦.

હવે પરિત્યાગાદિ દ્વારો કહે છે.

वीरं अरिट्ठनेमिं पासं मल्लिं च वासुपुज्जं च ।
एए मुत्तूण जिणे अवसेसा आसि रायाणो ॥ २२१ ॥
रायकुलेसुऽवि जाया विसुद्धवंसेसु खत्तिअकुलेसुं ।
नय इच्छियाभिसेआ कुमारवासंमि पव्वइआ ॥ २२२ ॥
संती कुंथू अ अरो अरिहंता चेव चक्कवट्टी अ ।
अवसेसा तित्थयरा मंडलिआ आसि रायाणो ॥ २२३ ॥
एगो भयवं वीरो पासो मल्ली अ तिहि तिहि सएहिं ।
भयवं च वासुपुज्जो छहि पुरिससएहि निक्खंतो ॥ २२४ ॥
उग्गाणं भोगाणं रायन्नाणं च खत्तिआणं च ।
चउहि सहस्सेहुसभो सेसा उ सहस्सपरिवारा ॥ २२५ ॥
वीरो अरिट्ठनेमी पासो मल्ली अ वासुपुज्जो अ ।
पढमवए पव्वइआ सेसा पुण पच्छिमवयंमि ॥ २२६ ॥
सव्वेऽवि एगदूसेण निग्गया जिणवरा चउव्वीसं ।
न य नाम अण्णलिंगे नो गिहिलिंगे कुलिंगे वा ॥ २२७ ॥
सुमइ त्थ निच्चभत्तेण निग्गओ वासुपुज्ज जिणो चउत्थेणं ।
पासो मल्लीवि अ अट्ठमेण सेसा उ छट्ठेणं ॥ २२८ ॥
उसभो अ विणीआए बारवईए अरिट्ठवरनेमी ।
अवसेसा तित्थयरा निक्खंता जम्मभूमीसुं ॥ २२९ ॥

उसभो सिद्धत्थवणंमि वासुपुज्जो विहारगेहंमि ।
धम्मो अ वप्पगाए नीलगुहाए अ मुणीनामा ॥ २३० ॥
आसमपयंमि पासो वीरजिणिंदो अ नायसंडंमि ।
अवसेसा निक्खंता सहसंबवणंमि उज्जाणे ॥ २३१ ॥

મહાવીરસ્વામી, અરિષ્ટનેમિ, પાર્શ્વનાથ, મલ્લિનાથ અને વાસુપૂજ્યસ્વામિ; એ સિવાયના અવશેષ તીર્થંકરો રાજાઓ હતા. વિશુદ્ધ વંશવાળા ક્ષત્રિય જાતિના રાજકુળમાં જન્મ્યા છતાં પણ રાજ્યાભિષેકની ઈચ્છા વગર કૌમાર અવસ્થામાંજ દીક્ષા લીધી હતી. શાન્તિનાથ, કુંથુનાથ અને અરનાથ તીર્થંકર રાજા તથા ચક્રવર્તિની બન્ને પદવી પામ્યા હતા. બાકીના તીર્થંકરો માંડલિક રાજાઓ હતા. ભગવન્ત મહાવીરે એકલાજ દીક્ષા લીધી હતી, પાર્શ્વનાથ અને મલ્લીનાથે ત્રણસો પુરૂષોની સાથે દીક્ષા લીધી, વાસુપૂજ્ય સ્વામીએ છસો પુરૂષોની સાથે દીક્ષા લીધી, ઋષભદેવ સ્વામીએ ઉગ્ર-ભોગ-રાજન્ય અને ક્ષત્રિય જાતિના ચાર હજાર પુરૂષો સાથે દીક્ષા લીધી અને બાકીના જિનેશ્વરોએ એક હજારના પરિવારે દીક્ષા લીધી. મહાવીરસ્વામી, અરિષ્ટનેમિ, પાર્શ્વનાથ, મલ્લીનાથ અને વાસુપૂજ્ય સ્વામીએ પ્રથમ વયમાં દીક્ષા લીધી, બાકીના તીર્થંકરોએ પાછલી વયમાં દીક્ષા લીધી હતી. સર્વે-ચોવીસે જિનવરો એક વસ્રથી નીકળ્યા હતા (બધા તીર્થંકરો તીર્થંકરલિંગેજ દીક્ષા પામ્યા હતા) અન્યલિંગે, ગૃહસ્થલિંગે, કે કુલિંગે નહોતા પામ્યા. સુમતિનાથ નિત્ય ભક્તે દીક્ષા પામ્યા હતા. વાસુપૂજ્યજિન ચોથ ભક્તે, પાર્શ્વનાથ તથા મલ્લીનાથ અઠ્ઠમના તપે, અને બાકીના તીર્થંકરો છઠ્ઠ ભક્તે દીક્ષા પામ્યા હતા. ઋષભદેવે વિનીતા નગરીમાં, અરિષ્ટનેમીએ દ્વારિકામાં અને બાકીનાઓએ જન્મભૂમિને વિષે દીક્ષા લીધી હતી. ઋષભદેવે સિદ્ધાર્થવનમાં, વાસુપૂજ્યે વિહારગૃહમાં, ધર્મનાથે વપ્રકામાં મુનિસુવ્રતસ્વામીએ નીલગુહામાં, પાર્શ્વનાથે આશ્રમપદમાં, વીરજિનેશ્વરે જ્ઞાતખંડમાં અને બાકીના તીર્થંકરોએ સહસામ્રવન ઉદ્યાનમાં દીક્ષા લીધી.

હવે નિર્ગમન કાળાદિ દ્વારો કહે છે.

पासो अरिट्ठनेमी सिज्जंसो सुमइ मल्लिनामो अ ।
पुव्वण्हे निक्खंता सेसा पुण पच्छिमण्हंमि ॥ २३२ ॥
गामायारा विसया निसेविआ ते कुमारवज्जेहिं ।
गामागराइएसु व केसु विहारो भवे कस्स ? ॥ २३३ ॥
मगहारायगिहाइसु मुणओ खित्तारिएसु विहरिंसु ।
उसभो नेमी पासो वीरो अ अणारिएसुंमि ॥ २३४ ॥
उदिआ परिसहा सिं पराइआ ते अ जिणवरिंदेहिं ।
नव जीवाइपयत्थे उवलभिऊणं च निक्खंता ॥ २३५ ॥
पढमस्स बारसंगं सेसाणिक्कारसंग सुयलंभो ।
पंच जमा पढमंतिमजिणाण सेसाण चत्तारि ॥ २३६ ॥
पच्चक्खाणमिणं संजमो अ पढमंतिमाण दुविगप्पो ।

सेसाणं सामइओ सत्तरसंगो अ सव्वेसिं ॥ २३७ ॥
वाससहस्सा बारस चउदस अट्ठार वीसवरिसाइं ।
मासा छ च्चेव तिण्णि अ चउक्कतिगमिक्कगदुगं च ॥ २३८ ॥
तिगदुगमिक्कग सोलस वासा तिण्णि अ तहेवऽहोरत्तं ।
मासिक्कारस नवगं चउपन्नदिणाइ चुलसीई ॥ २३९ ॥
तह बारस वासाइं जिणाण छउमत्थकालपरिमाणं ।
उग्गं च तवोकम्मं विसेसओ वद्धमाणस्स ॥ २४० ॥

આમ્યાચાર-વિષયો તે કુમારવાર્જત તીર્થંકરોએ સેવ્યા છે. હવે કયા ગામ અથવા આકરાદિકને વિષે કોનો વિહાર થયો, ? તે કહેવાશે. મગધ અને રાજગૃહાદિ આર્ય ક્ષેત્રોમાં મુનિયો વિચર્યા હતા, ઋષભદેવ, નેમનાથ, અને મહાવીર સ્વામી અનાર્યદેશોમાં પણ વિચર્યા હતા. તેમને ઉદય થએલા પરિસહો, તે જિનેશ્વરોએ પરાજીત કર્યા હતા, અને જીવાદિ નવે પદાર્થો જાણીને બધાએ દીક્ષા લીધી હતી. પ્રથમજિનને ( છદ્મસ્થકાળે ) દ્વાદશાંગ શ્રુતનો લાભ હતો, અને બાકીનાઓને અગીઆર અંગનો લાભ હતો. પહેલા અને છેલ્લા જિનને પાંચ મહાવ્રત હતાં, બાકીનાઓને ચાર હતા. પ્રત્યાખ્યાન તથા સંયમ પહેલા અને છેલ્લા જિનને સામાયિકને છેદોપસ્થાપનીય એમ બે પ્રકારે હતું, અને બાકીનાઓને સામાયિકજ હતું, સત્તર પ્રકારનો સંયમ સવને હતો. પહેલા જિનનો છદ્મસ્થકાળ ( દિક્ષા લીધા પછી) એક હજાર વર્ષનો ૧, બાર વર્ષ ૨, ચૌદ વર્ષ ૩, અઢાર વર્ષ ૪, વીસ વર્ષ ૫, છ માસ ૬, ત્રણ માસ ૮, ચાર માસ ૯, ત્રણ માસ ૧૦, બે માસ ૧૧, એક માસ ૧૨, બે માસ ૧૩ ત્રણ વર્ષ ૧૪, બે વર્ષ ૧૫, એક વર્ષ ૧૬, સોળ વર્ષ ૧૭ ત્રણ વર્ષ ૧૮, તેમજ અહોરાત્ર ૧૯, અગીઆર માસ ૨૦, નવ માસ ૨૧, ચોપન દિવસ ૨૨, ચોરાશી દીવસ ૨૩, તથા બાર વર્ષ ૨૪ એ પ્રમાણે જિનેશ્વરોનાં છદ્મસ્થકાળનું પરિમાણ છે. તેમાં વિશેષે કરીને વર્ધમાનસ્વામીનું તપઃકર્મ ઉગ્ર છે. ૨૩૨ થી ૨૪૦.

હવે જ્ઞાનોત્પાદ દ્વાર કહે છે.

फग्गुणबहुलिक्कारसि उत्तरसाढाहि नाणमुसभस्स १ ।
पोसिक्कारसि सुद्धे रोहिणिजोएण अजिअस्स २ ॥ २४१ ॥
कत्तिअबहुले पंचमि मिगसिरजोगेण संभवजिणस्स ३ ।
पोसे सुद्ध चउद्दसि अभीइ अभिणंदणजिणस्स ४ ॥ २४२ ॥
चित्ते सुद्धिक्कारसि महाहि सुमइस्स नाणमुप्पन्नं ५ ।
चित्तस्स पुण्णिमाए पउमाभजिणस्स चित्ताहिं ६ ॥ २४३ ॥
फग्गुणबहुले छट्ठी विसाहजोगे सुपासनामस्स ७ ।
फग्गुणबहुले सत्तमि अणुराह ससिप्पहजिणस्स ८ ॥ २४४ ॥
कत्तिअसुद्धे तइआ मूले सुविहिस्स पुप्फदंतस्स ९ ।
पोसे बहुलचउद्दसि पुव्वासाढाहि सीअलजिणस्स १० ॥ २४५ ॥

पण्णरसि माहबहुले सिज्जंसजिणस्स सवणजोएणं ११ ।
सयभिसय वासुपुज्जे बीयाए माहसुद्धस्स १२ ॥ २४६ ॥
पोसस्स सुद्धछट्ठी उत्तरभद्दवय विमलनामस्स १३ ।
वइसाह बहुल चउदसि रेवइजोएणऽणंतस्स १४ ॥ २४७ ॥
पोसस्स पुण्णिमाए नाणं धम्मस्स पुस्सजोएणं १५ ।
पोसस्स सुद्दनवमी भरणीजोगेण संतिस्स १६ ॥ २४८ ॥
चित्तस्स सुद्धतइआ कित्तिअ जोगेण नाण कुंथुस्स १७ ।
कत्तिअसुद्धे बारसि अरस्स नाणं तु रेवइहिं १८ ॥ २४९ ॥
मग्गसिरसुद्धइकारसीइ मल्लिस्स अस्सिणीजोगे १९ ।
फग्गुणबहुले बारसि सवणेणं सुव्वयजिणस्स २० ॥ २५० ॥
मगसिरसुद्धिकारसि अस्सिणिजोगेण नमिजिणिंदस्स २१ ।
आसोअमावासाए नेमिजिणिंदस्स चित्ताहिं २२ ॥ २५१ ॥
चित्ते बहुलचउत्थी विसाहजोएण पासनामस्स २३ ।
वइसाहसुद्धदसमी हत्थुत्तरजोगि वीरस्स २४ ॥ २५२ ॥
तेवीसाए नाणं उप्पन्नं जिणवराण पुव्वण्हे ।
वीरस्स पच्छिमण्हे पमाणपत्ताएँ चरिमाए ॥ २५३ ॥
उसभस्स पुरिमताले वीरस्सुजुवालिआनईतीरे ।
सेसाण केवलाइं जेसुज्जाणेसु पव्वइआ ॥ २५४ ॥
अट्ठमभत्तंतमी पासोसहमल्लिरिट्ठनेमीणं ।
वसुपुज्जस्स चउत्थेण छट्ठभत्तेण सेसाणं ॥ २५५

ફાલ્ગુન વદી અગીઆરસે ઉત્તરાષાઢાનક્ષત્રમાં ઋષભદેવને જ્ઞાન થયું, પોસ શુદી અગીઆરશે રોહિણીનક્ષત્રનો યોગ થતાં અજીતનાથને, કાર્તિકવદી પાંચમે મૃગશિરના યોગે સંભવનાથને, પોસ શુદી ચૌદશે અભિજિતનક્ષત્રમાં અભિનંદન જિનેશ્વરને, ચૈત્ર શુદી અગીઆરશે મઘાનક્ષત્રના યોગે સુમતિનાથને જ્ઞાન થયું. ચૈત્રમાસની પૂર્ણિમાએ ચિત્રાનક્ષત્રના યોગે પદ્મપ્રભજિનને જ્ઞાન થયું, ફાગણ વદી છઠ્ઠે વિશાખાના યોગે સુપાર્શ્વનાથને જ્ઞાન થયું, ફાગણ વદી સાતમે અનુરાધા નક્ષત્રમાં ચંદ્રપ્રભજિનને જ્ઞાન થયું, કાર્તિક શુદી ત્રીજના દિવસે મૂળ નક્ષત્રમાં સુવિધિનાથ અથવા પુષ્પદંતને જ્ઞાન થયું, પોસ વદી ચૌદશે પૂર્વાષાઢા નક્ષત્રમાં શીતળનાથને, મહા વદી પન્નરમીતિથિ ( અમાવાસ્યા)-એ શ્રવણ નક્ષત્રમાં શ્રેયાંસજિનને, મહા શુદી બીજના દિવસે શતભિષગ નક્ષત્રમાં વાસુપૂજ્ય જિનને, પોસ સુદી છઠના દિવસે ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રમાં વિમળનાથને, વૈશાખ વદી ચૌદશે રેવતી નક્ષત્રના યોગે અનંતજિનને, પોસ શુદી પૂર્ણિમાએ પુષ્પ નક્ષત્રમાં ધર્મનાથને જ્ઞાન થયું, પોસ શુદી નવમીએ ભરણીનક્ષત્રમાં શાન્તિનાથને થયું. ચૈત્ર શુદી ત્રીજે કૃત્તિકાના યોગે કુંથુનાથને, કાર્તિક શુદી બારશે રેવતી નક્ષત્રના યોગે અરનાથને, માગશીર શુદી અગીઆરશે અશ્વિની નક્ષત્રના યોગે મલ્લીનાથને, ફાગણ વદી બારશે શ્રવણ

નક્ષત્રમાં મુનિસુવ્રત સ્વામીને, માગશર શુદી અગીઆરશે અશ્વિની નક્ષત્રના યોગે નમિજિનને, આસો વદી અમાવાસ્યાએ ચિત્રાનક્ષત્રમાં અરિષ્ટનેમિને, ચૈત્રવદી ચોથના દિવસે વિશાખાનક્ષત્રના યોગે પાર્શ્વનાથને, અને વૈશાખ શુદી દશમે હસ્તોત્તરા નક્ષત્રમાં મહાવીરદેવને જ્ઞાન ઉત્પન્ન થયું, ત્રેવીસ તીર્થંકરોને પૂર્વાન્હે જ્ઞાન ઉત્પન્ન થયું. અને મહાવીરદેવને દિવસના પશ્ચાન્હે-છેલ્લી પોરિશીમાં જ્ઞાન ઉત્પન્ન થયું. ઋષભદેવને પુરિમતાલ નગરના શકટમુખ ઉદ્યાનમાં મહાવીર સ્વામીને ઋજુવાલુકા નદીના કાંઠે, અને બાકીના જિનેશ્વરોને જે ઉદ્યાનોમાં તેમણે દીક્ષા લીધી તે ઉદ્યાનોમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પાર્શ્વનાથ, ઋષભદેવ, મંલ્લીનાથ અને અરિષ્ટનેમિને અષ્ટમભક્તના અન્તે, વાસુપૂજ્યને ચોથભક્તના અન્તે, અને બાકીનાઓને છઠ્ઠભક્તના અન્તે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ૨૪૩ થી ૨૫૫.

હવે સંગ્રહદ્વાર અને તીર્થદ્વાર કહે છે.

चुलसीइं च सहस्सा एगं च दुवे अ तिण्णि लक्खाइं ।
तिण्णि अ वीसहिआइं तीसहिआइं च तिण्णेव ॥ २५६ ॥
तिण्णि अ अड्डाइज्जा दुवे अ एगं च सयसहस्साइं ।
चुलसीइं च सहस्सा बिसत्तरी अट्ठसट्ठिं च ॥ २५७ ॥
छावट्ठिं चउसट्ठिं बासट्ठिं सट्ठिमेव पन्नासं ।
चत्ता तीसा वीसा अट्ठारस सोलस सहस्सा ॥ २५८ ॥
चउदस य सहस्साइं जिणाण जइसीससंगहपमाणं ।
अज्जासंगहमाणं उसभाईणं अओ वुच्छं ॥ २५९ ॥
तिण्णेव य लक्खाइं तिण्णि अ तीसा य तिण्णि छत्तीसा ।
तीसा य छच्च पंच य तीसा चउरो अ वीसा अ ॥ २६० ॥
चत्तारि अ तीसाइं तिण्णि अ असिआइ तिण्हमेत्तो अ ।
वीसुत्तरं छलहिअं तिसहस्सहिअं च लक्खं च ॥ २६१ ॥
लक्खं अट्ठ सयाणि अ बावट्ठिसहस्स चउसयसमग्गा ।
एगट्ठी छच्च सया सट्ठि सहस्सा सया छच्च ॥ २६२ ॥
सट्ठि पणपन्न वन्नेगचत्त चत्ता तहऽट्ठतीसं च ।
छत्तीसं च सहस्सा अज्जाणं संगहो एसो ॥ २६३ ॥
पढमाणुओगसिद्धो पत्तेअं सावयाइअणंपि ।
नेओ सव्वजिणाणं सीसाण परिग्गहो ( संगहो ) कमसो ॥ २६४ ॥
तित्थं चाउवन्नो संघो सो पढमए समोसरणे ।
उप्पन्नो अ जिणाणं वीरजिणिंदस्स बीअंमि ॥ २६५ ॥

પહેલાજિનના ચોરાશી હજાર, બીજાના એક લાખ, ત્રીજાના બે લાખ, ચોથાના ત્રણ લાખ, પાંચમાના ત્રણ લાખ ને વીસહજાર, છઠ્ઠાના ત્રણ લાખને ત્રીસ હજાર, સાતમાના ત્રણ લાખ, આઠમાના અઢી લાખ, નવમાના બે લાખ, દસમાના એક લાખ, અ-

ગીઆરમાના ચોરાશી હજાર, બારમાના બહોંતેર હજાર, તેરમાના અડસઠ હજાર, ચૌદમાના છાસઠહજાર, પંદરમાના ચોસઠહજાર, સોળમાના બાસઠ હજાર, સત્તરમાના સાઠહજાર, અઢારમાના પચાસહજાર, ઓગણીસમાના ચાળીસ હજાર, વીસમાના ત્રીસ હજાર, એકવીસમાના વીસ હજાર, બાવીસમાના અઢારહજાર, તેવીસમાના સોળહજાર, અને ચોવીસમાનાં ચૌદ હજાર, એ પ્રમાણે તીર્થંકરોના યતિશિષ્યોના સંગ્રહનું પ્રમાણ છે. હુવે ઋષભાદિજિનની આર્યાઓના સંગ્રહનું પ્રમાણ કહેવાશે. પહેલાની ત્રણ લાખ, બીજાની ત્રણ લાખ ને ત્રીસ હજાર, ત્રીજાની ત્રણ લાખ ને છત્રીસ હજાર, ચોથાની ૭ લાખ ને ત્રીસ હજાર, પાંચમાની પાંચ લાખ ને ત્રીસ હજાર, છઠ્ઠાની ચાર લાખ ને વીસ હજાર, સાતમાની ચાર લાખ ને ત્રીસ હજાર, આઠમાની ત્રણ લાખ ને એંસી હજાર, નવમાની એક લાખ ને વીશ હજાર, દસમાની એક લાખ ને ૭, અગીઆરમાની એક લાખ ને ત્રણ હજાર, બારમાની એક લાખ, તેરમાની એક લાખને આઠસો, ચાદમાની બાસઠ હજાર, પંદરમાની બાસઠ હજાર ને ચારસો, સોળમાની એકસઠ હજાર ને છસેં, સત્તરમાની સાઠ હજારને છસો, અઢારમાની સાઠ હજાર, ઓગણીસમાની પંચાવન હજાર, વીસમાની પચાસ હજાર, એકવીસમાની એકતાલીશ હજાર, બાવીસમાની ચાળીસ હજાર, ત્રેવીસમાની અડત્રીસ હજાર, અને ચોવીસમાની છત્રીસ હજાર, આ પ્રમાણે આર્યાઓના સંગ્રહનું પ્રમાણ છે. તીર્થ એટલે ચતુર્વિધ સંઘ, તે સર્વજિનોનો પ્રથમ સમવસરણમાં ઉત્પન્ન થયો હતો, અને વીરજિનનો બીજા સમવસરણમાં થયો હતો. ૨૫૬ થી ૨૬૫

હવે ગણદ્વાર-ગણધરદ્વાર-અને ધર્મોપાયના દેશકનું દ્વાર કહે છે.

पुलसीइ १ पंचनउई २ विउत्तरं ३ सोलमुत्तर सयं च ।
सत्तहिअं ६ पणनउई ७ तेणउई ८ अट्ठसीई अ ९ ॥ २६६ ॥
इक्कासीई १० बावत्तरी अ ११ छावट्ठि १२ सत्तवण्णा य १३ ।
पण्णा १४ तेयालीसा १५ छत्तीसा १६ चेव पणतीसा ॥ १६७ ॥
तित्तीस १८ अट्ठवीसा १९ अट्ठारस २० चेव तहय सत्तरस २१ ।
इक्कारस २२ दस २३ नवगं २४ गणाण माणं जिणिंदाणं ॥ २६८ ॥
एक्कारस उ गणहरा जिणस्स वीरस्स सेसयाणं तु ।
जावइआ जस्स गणा तावइआ गणहरा तस्स ॥ २६९ ॥
धम्मोवाओ पवयणमहवा पुव्वाइँ देसगा तस्स ।
सव्वजिणाण गणहरा चउदसपुव्वी व जे जस्स ॥ २७० ॥
सामाइयाइया वा वय जीवणिकाय भावणा पढमं ।
एसो धम्मोवाओ जिणेहि सव्वेहि उवइट्ठो ॥ २७१ ॥

પહેલા જિનના ચોરાશી ગણ, બીજાના પંચાણું, ત્રીજાના એકસો ને બે, ચોથાના એકસો ને સોળ, પાંચમાના એકસો, છઠાના એકસો સાત, સાતમાના પંચાણુ, આઠમાના ત્રાણું, નવમાના અઠયાસી, દસમાના એકાશી, અગીઆરમાના બહોંતેર, બારમાના છાસઠ, તેરમાના સત્તાવન, ચૌદમાના પચાસ, પદરમાના તેંતાલીસ, સોળમાના છત્રીસ, સત્તરમાના પાંત્રીસ, અઢારમાના તેત્રીસ, ઓગણીસમાના અઠયાવીસ, વીસમાના અઢાર, એક-

વીસમાના સત્તર, બાવીસમાના અગીઆર, ત્રેવીસમાના દસ, અને ચોવીસમાના નવ એ પ્રમાણે જિનેશ્વરના ગણોનું પ્રમાણ છે. વીરજિનેંદ્રના અગીઆર ગણધર, અને બાકીનાઓના તો જેમના જેટલા ગણ તેમના તેટલા ગણધરો જાણવા. પ્રવચન અથવા પૂર્વો તે ધર્મનો ઉપાય છે, તેના ઉપદેશક સર્વજિનોના ગણધરો, અથવા જેટલા જેના ચૌદ પૂર્વધર હોય તે છે. પ્રથમ સામાયિકાદિ વ્રત જીવનિકાય અને ભાવના, આ પ્રમાણે ધર્મનો ઉપાય સર્વ જિનેશ્વરોએ ઉપદેશ્યો છે. ૨૬૬ થી ૨૭૧.

હવે પર્યાયદ્વાર કહે છે.

उसभस्स पुव्वलक्खं पुव्वंगूगमजिअस्स तं चेव ।
चउरंगूणं लक्खं पुणो पुणो जाव सुविहित्ति ॥ २७२ ॥
पणवीसं तु सहस्सा पुव्वाणं सीअलस्स परिआओ ।
लक्खाइं इक्कवीसं सिज्जंसजिणस्स वासाणं ॥ २७३ ॥
चउपण्णं पण्णारस तत्तो अद्धट्ठमाइ लक्खाइं ।
अड्ढाइज्जाइं तओ वाससहस्साइं पणवीसं ॥ २७४ ॥
तेवीसं च सहस्सा सयाणि अद्धट्ठमाणि अ हवंति ।
इगवीसं च सहस्सा वाससऊणा य पणपण्णा ॥ २७५ ॥
अद्धट्ठमा सहस्सा अड्ढाइज्जा य सत्त य सयाइं ।
सयरी बिचत्तवासा दिक्खाकालो जिणिंदाणं ॥ २७६ ॥

ઋષભદેવનો દીક્ષાપર્યાય એક લાખ પૂર્વનો, એક લાખ પૂર્વમાં એક પૂર્વાંગે ન્યૂન દીક્ષા પર્યાય અજીતનાથનો, સંભવનાથથી સુવિધનાથ પર્યન્તના જિનનો એક બીજાના દીક્ષાપર્યાયથી ચાર ચાર વધતા પૂર્વાંગે ન્યૂન એક લાખ પૂર્વ જાણવો એટલે કે ત્રીજાનો ચાર પૂર્વાંગોન એક લાખ પૂર્વ, ચોથાનો આઠ પૂર્વાંગોન એક લાખ પૂર્વ, પાંચમાનો બાર પૂર્વાંગોન એક લાખ પૂર્વ, છઠ્ઠાનો સોળ પૂર્વાંગોન એક લાખ પૂર્વ, સાતમાનો વીસ પૂર્વાંગોન એક લાખ પૂર્વ, આઠમાનો ચોવીસ પૂર્વાંગોન એક લાખ પૂર્વ અને નવમાનો અઠાવીસ પૂર્વાંગોન એક લાખ પૂર્વ, પચીસ હજાર પૂર્વ દીક્ષા પર્યાય શીતળનાથનો, એકવીસ લાખ વર્ષ શ્રેયાંસનાથનો, વાસુપૂજ્ય સ્વામીનો ચોપનલાખ વર્ષનો, વિમળનાથનો પંદર લાખનો, અનંતનાથનો સાડા સાતલાખ વર્ષનો, ધર્મનાથનો અઢીલાખ વર્ષનો, પચીસહજાર વર્ષ શાન્તિનાથનો, કુંથુનાથનો તેવીસહજાર ને સાડાસાતસો વર્ષનો, અરનાથનો એકવીસ હજાર વર્ષનો, મલ્લીનાથનો ચોપનહજાર નવસેં મુનિસુવ્રતસ્વામિનો સાડાસાત હજાર વર્ષનો નમિનાથનો અઢીહજાર વર્ષનો, નેમનાથનો સાતસો વર્ષ, પાર્શ્વનાથનો સીતેર વર્ષ, અને મહાવીર સ્વામીનો બેંતાળીસ વર્ષ, એ પ્રમાણે જિનેશ્વરોનો દીક્ષાપર્યાય જાણવો. ૨૭૬

હવે કૌમારાદિ પર્યાય કહે છે.

उसभस्स कुमारत्तं पुव्वाणं वीसई सयसहस्सा ।
तेवट्ठी रज्जंमी अणुपालेउण णिक्खंतो ॥ २७७ ॥

अजिअस्स कुमारत्तं अट्ठारस पुव्वसयसहस्साइं ।
तेवण्णं रज्जंमी पुव्वंगं चेव बोद्धव्वं ॥ २७८ ॥
पण्णरस सयसहस्सा कुमारवासो अ संभवजिणस्स ।
चोआलीसं रज्जे चउरंगं चेव बोद्धव्वं ॥ २७९ ॥
अद्धत्तेरस लक्खा पुव्वाणऽभिणंदणे कुमारत्तं ।
छत्तीसा अद्धं चिय अट्ठंगा चेव रज्जंमि ॥ २८० ॥
सुमइस्स कुमारत्तं हवंति दस पुव्वसयसहस्साइं ।
अउणातोसं रज्जे वारस अंगा य बोद्धव्वा ॥ २८१ ॥
पउमस्स कुमारत्तं हवंति दस पुव्वसयसहस्साइं ।
अद्धं च एगवीसा सोलस अंगा य रज्जंमि ॥ २८२ ॥
पुव्वसयसहस्साइं पंच सुपासे कुमारवासो उ ।
चउदस पुण रज्जंमी वीसं अंगा य बोद्धव्वा ॥ २८३ ॥
अड्ढ–इज्जा ( अड्ढुट्ठा उ ) लक्खा कुमारवासो ससिप्पहे होइ ।
अद्धं छच्चिय रज्जे चउवीसंगा य बोद्धव्वा ॥ २८४ ॥
पण्णं पुव्वसहस्सा कुमारवासो उ पुप्फदंतस्स ।
तावइअं रज्जंमी अट्ठावीसं च पुव्वंगा ॥ २८५ ॥
पणवीस सहस्साइं पुव्वाणं सीअले कुमारत्तं ।
तावइअं परिआओ पन्नासं चेव रज्जंमि ॥ २८६ ॥

ઋષભદેવનું કુમારપણું વીસલાખ પૂર્વનું અને રાજ્યને વિષે ત્રેસઠલાખ પૂર્વ પાળીને પછી દીક્ષા લીધી. અજીતનાથનું કુમારપણું અઢારલાખ પૂર્વનું અને રાજ્યને વિષે ત્રેપનલાખ પૂર્વ એક પૂર્વાંગે અધિક પ્રમાણ જાણવું. સંભવનાથની કુમાર અવસ્થા પંદર લાખ પૂર્વની અને રાજ્યાવસ્થા ચુંવાલીશ લાખ પૂર્વ અધિક ચાર પૂર્વાંગ જાણવી. અભિનંદન સ્વામીનું કુમારપણું સાડાબાર લાખ પૂર્વનું અને રાજ્યાવસ્થા સાડીછત્રીસ લાખ પૂર્વ અધિક આઠ પૂર્વાંગ, સુમતિનાથનું કુમારપણું દસ લાખ પૂર્વનું અને રાજાવસ્થા ઓગણત્રીસ લાખ પૂર્વ અધિકબાર પૂર્વાંગ જાણવી. પદ્મપ્રભુનું કુમારપણું સાડાસાત લાખ પૂર્વનું અને રાજ્ય વિષે સાડી એકવીસ લાખ પૂર્વ અધિક સોળપૂર્વાંગ, સુપાર્શ્વનાથની કોમારાવસ્થા પાંચ લાખ પૂર્વની અને રાજ્યને વિષે ચોદલાખ પૂર્વ અધિક વીસ પૂર્વાંગ જાણવા. અઢીલાખ પૂર્વ પ્રમાણ ચંદ્રપ્રભુની કુમારાવસ્થા અને સાડા છ લાખ પૂર્વ અધિક ચોવીસ પૂર્વાંગ રાજ્યાવસ્થા જાણવી. પુષ્પદંત ( સુવિધિનાથ ) ની કુમારાવસ્થા પચાસ હજાર પૂર્વ અધિક અઠયાવીસ પૂર્વાંગ તે આધિકકાલ રાજ્યને વિષે; અને શીતળનાથનું કુમારપણું પચીસહજાર પૂર્વનું અને તેટલો દીક્ષા પર્યાય અને પચાસહજાર પૂર્વ રાજ્યને વિષે. ૨૭૭ થી ૨૮૬.

वासाण कुमारत्तं इगवीसं लक्ख हुंति सिज्जंसे ।
तावइअं परिआओ बायालीसं च रज्जंमि ॥ २८७ ॥

गिहवासे अट्ठारस वासाणं सयसहस्स निअमेणं ।
चउपण्ण सयसहस्सा परिआओ होइ वसुपुज्जे ॥ २८८ ॥
पण्णरस सयसहस्सा कुमारवासो अ तीसई रज्जे ।
पणरस सयसहस्सा परिआओ होइ विमलस्स ॥ २८९ ॥
अद्धट्ठमलक्खाइं वासाणमणंतई कुमारत्ते ।
तावइअं परिआओ रज्जंमी हुंति पण्णरस ॥ २९० ॥
धम्मस्स कुमारत्तं वासाणड्ढाइआइं लक्खाइं ।
तावइअं परिआओ रज्जे पुण हुंति पंचेव ॥ २९१ ॥
संतिस्स कुमारत्तं मंडलिय चक्कि परिआअ चउसुंपि ।
पत्तेयं पत्तेयं वाससहस्साइं पणवीसं ॥ २९२ ॥
एमेव य कुंथुस्सवि चउसुवि ठाणेसु हुंति पत्तेअं ।
तेवीस सहस्साइं वरिसाणद्धट्ठमसया य ॥ २९३ ॥
एमेव अरजिणिंदस्स चउसुवि ठाणेसु हुंति पत्तेयं ।
इगवीस सहस्साइं वासाणं हुंति णायवा ॥ २९४ ॥
मल्लिस्सवि वाससयं गिहवासे सेसअं तु परिआओ ।
चउपण्ण सहस्साइं नव चेव सयाइ पुण्णाणं ॥ २९५ ॥
अद्धट्ठमा सहस्सा कुमारवासो उ सुवयजिणस्स ।
तावइअं परिआओ पण्णरस सहस्स रज्जंमि ॥ २९६ ॥
नमिणो कुमारवासो वाससहस्साइं दुण्णि अद्धं च ।
तावइअं परिआओ पंच सहस्साइ रज्जंमि ॥ २९७ ॥
तिण्णेव य वाससया कुमारवासो अरिट्ठनेमिस्स ।
सत्त य वाससयाइ सामण्णे होइ परिआओ ॥ २९८ ॥
पासस्स कुमारत्तं तीस परिआओ सत्तरी होइ ।
तीसा य वद्धमाणे बायालीसा उ परिआओ ॥ २९९ ॥

શ્રેયાંસનાથનું એકવીસ લાખ વર્ષનું કુમારપણું, તેટલાજ પ્રમાણનો દીક્ષાપર્યાય, અને બેંતાળીસ લાખ વર્ષ રાજ્યને વિષે, વાસુપૂજ્યસ્વામી અઢાર લાખ વર્ષ ગૃહવાસમાં અને ચોપન લાખ વર્ષનો દીક્ષાપર્યાય, વિમળનાથનો પંદરલાખ વર્ષ કુમારવાસ, ત્રીસ લાખ વર્ષ રાજ્યમાં અને પંદર લાખ વર્ષનો દીક્ષા પર્યાય, અનન્તનાથનું કુમારપણું સાડાસાત લાખ વર્ષનું, તેટલાજ પ્રમાણનો દીક્ષાપર્યાય, અને પંદરલાખ વર્ષ રાજ્યને વિષે, ધર્મનાથનું કુમારપણું અઢીલાખ વર્ષનું તેટલાજ પ્રમાણનો દીક્ષાપર્યાય, અને પાંચ લાખ વર્ષ રાજ્યને વિષે, શાન્તિનાથનું કુમારપણું માંડળીકપણુ, ચક્રિપણું, અને દીક્ષાપર્યાય, એ દરેક પચીસ પચીસ હજાર વર્ષ પ્રમાણ જાણવાં. એજ પ્રમાણે કુંથુનાથની ચારે અવસ્થામાં દરેકની અંદર તેવીસહજાર અને સાડા સાતસો વર્ષ જાણવાં. એજ પ્રમાણે અરનાથની ચારે

અવસ્થામાં દરેકની અંદર એકવીસ-એકવીસ હજાર વર્ષ જાણવા. મલ્લિનાથ એકસો વર્ષ ગૃહવાસમાં અને શેષ ચોપનહજાર ને નવસો વર્ષ દીક્ષાપર્યાયમાં, મુનિસુવ્રત સ્વામિ સાડા સાત હજાર વર્ષ કુમારવાસમાં, તેટલાજ પ્રમાણનો દીક્ષા પર્યાય, અને પંદર હજાર વર્ષ રાજ્યને વિષે, નમિનાથનો કુમારવાસ અઢીહજાર વર્ષનો, તેટલાજ પ્રમાણનો દીક્ષા પર્યાય અને પાંચ હજાર વર્ષ રાજ્યને વિષે, અરિષ્ટનેમિનો કુમારવાસ ત્રણસો વર્ષનો અને દીક્ષા પર્યાય સાતસો વર્ષનો પાર્શ્વનાથનું કુમારપણું ત્રીસ વર્ષનું અને દીક્ષા પર્યાય સીતેર વર્ષનો, વર્ધમાન સ્વામીનો કુમારવાસ ત્રીસ વર્ષનો અને દીક્ષાપર્યાય બેંતાળીસ વર્ષનો ૨૮૭ થી ૨૯૯

હવે શેષ તીર્થંકરોનો દીક્ષાપર્યાય જિનકાલ અને સર્વ તીર્થંકરોનું આયુઃપ્રમાણ કહે છે.

उसभस्स पुव्वलक्खं पुव्वंगूणमजिअस्स तं चेव ।
चउरंगूणं लक्खं पुणो पुणो जाव सुविहित्ति ॥ ३०० ॥
सेसाणं परिआओ कुमारवासेण सहिअओ भणिओ ।
पत्तेअं पिय पुव्वं सीसाणमणुग्गहट्ठाए ॥ ३०१ ॥
छउमत्थकालमित्तो सोहेउं सेसओ उ जिणकालो ।
सव्वाउयंपि इत्तो उसभाईणं निसामेह ॥ ३०२ ॥
चउरासीइ १ विसत्तरि २ सट्ठी ३ पन्नास ४ चेव लक्खाइं ।
चत्ता ५ तीसा ६ वीसा ७ दस ८ दो ९ एगं १० च पुव्वाणं ॥ ३०३ ॥
चउरासीई ११ बावत्तरी १२ अ सट्ठी १३ अ होइ वासाणं ।
तीसा १४ य दस १५ य एगं १६ च एवमेए सयसहस्सा ॥ ३०४ ॥
पंचाणउइ सहस्सा १७ चउरासीई अ १८ पंचवण्णा १९ य ।
तीसा २० य दस २१ य एगं २२ सयं २३ च बावत्तरी २४ चेव ॥३०५॥

ઋષભદેવનો દીક્ષાપર્યાય એક લાખ પૂર્વનો, અજીતનાથનો લાખ પૂર્વમાં એક પૂર્વાંગન્યૂન તે પછી સંભવનાથથી સુવિધિનાથ પર્યન્ત લાખ પૂર્વમાં ચાર ચાર વધતા પૂર્વાંગે ન્યૂન દીક્ષા પર્યાય ( પ્રથમ બતાવ્યા પ્રમાણે ) બાકીનાઓનો દરેકનો દીક્ષાપર્યાય શિષ્યોના અનુગ્રહ માટે કુમારવાસ સહિત પૂર્વે કહેલ છે. તેમાંથી છદ્મસ્થકાળ માત્ર બાદ કરીને શેષ જે રહે તે જિનકાળ જાણવો. હવે પછી ઋષભાદિકનું સર્વ આયુ કહેવાશે તે સાંભળો. ૧ ચોરાશી લાખ પૂર્વનું, ૨ બહોતેરલાખ પૂર્વનું, ૩ સાઠ લાખ પૂર્વનું, ૪ પચાસ લાખ પૂર્વનું, ૫ ચાળીસ લાખ પૂર્વનું, ૬ ત્રીસ લાખ પૂર્વનું, ૭ વીસ લાખ પૂર્વનું, ૮ દસ લાખ પૂર્વનું, ૯ બે લાખ પૂર્વનું, ૧૦ લાખ પૂર્વનું, ૧૧ ચોરાશી લાખ વર્ષનું, ૧૨ બોંતેર લાખ વર્ષનું, ૧૩ સાઠ લાખ વર્ષનું ૧૪ ત્રીસ લાખ વર્ષનું, ૧૫ દસ લાખ વર્ષનું, ૧૬ એક લાખ વર્ષનું, ૧૭ પંચાણુ હજાર વર્ષનું ૧૮ ચોરાશીહજાર વર્ષનું, ૧૯ પંચાવન હજાર વર્ષનું, ૨૦ ત્રીસ હજાર વર્ષનું ૨૧ દસ હજાર વર્ષનું, ૨૨ એક હજાર વર્ષનું, ૨૩ સો વર્ષનું, અને ૨૪ માનું બહોંતેર વર્ષનું. ૩૦૫.

હવે કોને કયા તપવડે કયાં મોક્ષરૂપ અન્તક્રિયા થઈ ? તે કહે છે.

निव्वाणमंतकिरिआ सा चउदसमेण पढमनाहस्स ।

सेसाण मासिएणं वीरजिणिंदस्स छट्ठेणं ॥ ३०६ ॥
अट्ठावयचंपुज्जितपावासम्मेअसेलसिहरेसुं ।
उसभवसुपुज्जनेमीवीरो सेसा य ।सद्धिगया ॥ ३०७ ॥
एगो भयवं वीरो तित्तीसाइ सह निव्वुओ पासो ।
छत्तीसएहिं पंचहिं सएहिं नेमी उ सिद्धिगओ ॥ ३०८ ॥
पंचहि समणसएहिं मल्ली संती उ नवसएहिं तु ।
अट्ठसएणं धम्मो सएहि छहि वासुपुज्जजिणो ॥ ३०९ ॥
सत्तसहस्साणंतइजिणस्स विमलस्स छस्सहस्साइं ।
पंच सयाइ सुपासे पउमाभे तिण्णि अट्ठ सया ॥ ३१० ॥
दसहि सहस्सेहि उसभो सेसा उ सहस्सपरिवुडा सिद्धा ।
कालाइ जं न भणिअं पढमणुओगाउ तं णेअं ॥ ३११ ॥
इच्चेवमाइ सव्वं जिणाण पढमाणुओगओ णेअं ।
ठाणासुण्णत्थं पुण भणिअं पगअं अओ वुच्छं ॥ ३१२ ॥
उसभजिणसमुट्ठाणं उट्ठाणं जं तओ मरीइस्स ।
सामाइअस्स एसो जं पुव्व निगमोऽहिगओ ॥ ३१३ ॥

પહેલા તીર્થંકરની નિર્વાણરૂપ અન્તક્રિયા તે ૭ ઉપવાસે થઈ, બાકીનાઓની એક માસના ઉપવાસે, અને વીરજીનની બે ઉપવાસે અન્તક્રિયા થઇ. અષ્ટાપદ ચંપાપુરી-ગીરનાર-પાવાપુરી અને સમ્મેતશિખર ઉપર અનુક્રમે ઋષભદેવ, વાસુપૂજ્ય, નેમીનાથ, મહાવીરસ્વામી, અને બાકીના તીર્થંકરો મોક્ષે ગયા. ભગવાન મહાવીર દેવ એકલાજ મોક્ષે ગયા, પાર્શ્વનાથ તેત્રીસની સાથે, પાંચસો છત્રીસની સાથે નેમિનાથ, પાંચસો શ્રમણો સહિત મલ્લીનાથ, નવસો સાધુ સાથે શાન્તિનાથ, આઠસો સાથે ધર્મનાથ, છસો સાથે વાસુપૂજ્ય, સાત હજાર સાધુ સહિત અનંતનાથ, છ હજાર સાથે વિમળનાથ, પાંચસો સાધુ સાથે સુપાર્શ્વનાથ, આઠસો ને ત્રણ સાધુ સાથે પદ્મપ્રભુ સ્વામી, દસહજાર સાધુ સહિત ઋષભદેવ અને બાકીના જિનેશ્વર એક હજારના પરિવારે સિદ્ધ પામ્યા. અહીં નિર્વાણના કાળ વિગેરે જે નથી કહ્યા તે પ્રથમ અનુયોગથી જાણવા. એ વિગેરે સર્વ જિનેશ્વર સંબંધી પ્રથમ અનુયોગથી જાણી લેવું. પરન્તુ સ્થાન શૂન્ય ન રહે એટલા માટે અહીં તે કહ્યું છે. હવે પ્રસ્તુત કહીશું. ઋષભજિનનું સમુત્થાન, અને તે પછી મરીચિનું ઉત્થાન એ પ્રમાણે જે પૂર્વે સામાયિકનો નિર્ગમ આધકૃત છે, તે કહેવાશે. ૩૦૫ થી ૩૧૩

चित्तबहुलट्ठमीए चउहि सहस्सेहि सो उ अवरण्हे ।
सीआ सुदंसणाए सिद्धत्थवणंमि छट्ठेणं ॥ ३१४ ॥
चउरो साहस्सीओ लोअं काऊण अप्पणा चेव ।
जं एस जहा काही तं तह अम्हेऽवि काहामो ॥ ३१५ ॥
उसभो वरवसभगई घित्तूणमभिग्गहं परमघोरं ।
वोसट्ठचत्तदेहो विहरइ गामाणुगामं तु ॥ ३१६ ॥

णवि ताव जणो जाणइ का भिक्खा ? केरिसा व भिक्खयरा ? ।
ते भिक्खमलभमाणा वणमज्झे तावसा जाया ॥ ३१ ॥ ( मू० भा० )
नमिविनमीणं जायण नागिंदो विज्जदाण वेअड्ढे ।
उत्तर दाहिण सेढी सट्ठी पन्नास नगराइं ॥ ३१७ ॥
भगवं अदीणमणसो संवच्छरमणसिओ विहरमाणो ।
कण्णाहि निमंतिज्जइ वत्थाभरणासणेहिं च ॥ ३१८ ॥
संवच्छरेण भिक्खा लद्धा उसभेण लोगनाहेण ।
सेसेहि बीयदिवसे लद्धाओ पढमभिक्खाओ ॥ ३१९ ॥
उसभस्स उ पारणए इक्खुरसो आसि लोगनाहस्स ।
सेसाणं परमन्नं अमयरसरसोवमं आसी ॥ ३२० ॥
घुट्ठं च अहोदाणं दिव्वाणि अ आहयाणि तूराणि ।
देवा य संनिवइया वसुहारा चेव वुट्ठा य ॥ ३२१ ॥
गयउरसिज्जंसिक्खुरसदाणवसुहार पीढ गुरुपूआ ।
तक्खसिलायलगमणं बाहुबलिनिवेअणं चेव ॥ ३२२ ॥

ચૈતરવદી આઠમના દિવસે તે ચાર હજાર પુરૂષોની સાથે અપરાન્હ વખતે સુદર્શના નામે શિબીકામાં આરૂઢ થઇને સિદ્ધાર્થ વનમાં છઠ્ઠ ભક્ત કરીને દીક્ષા લીધી. તેમની સાથે જે ચાર હજાર પુરૂષો હતા તેમણે પોતાના હાથેજ પંચમુષ્ઠિક લોચ કરીને એવી પ્રતીજ્ઞા કરી કે " જે પ્રમાણે આ ભગવાન ક્રિયાનુષ્ઠાન કરશે, તે પ્રમાણે અમે પણ કરીશું." ઉત્તમવૃષભસમાન ગતિવાળા ભગવાન ઋષભદેવ પરમઘોર અભિગ્રહ ગ્રહણ કરીને શરીર સંબંધી પ્રીતિકર્મ-શુશ્રૂષા રહિત ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા. તે વખતે મનુષ્યો જાણતા નહિ કે ભિક્ષા કેવી હોય? અને ભિક્ષુક પણ કેવા હોય? આથી તે હજાર સાધુઓ ભિક્ષા ન પામવાથી વનની અંદર તાપસો થયા. નમિવિનમી ભગવન્ત પાસે રાજ્યની યાચના કરવા લાગ્યા, પ્રસન્ન થએલા નાગેન્દ્રે તેમને વિદ્યાઓ આપી, અને વૈતાઢ્ય પર્વત ઉપર ઉત્તર-દક્ષિણ શ્રેણિમાં અનુક્રમે સાઠ અને પચાસ નગરો વસાવી રહેવા કહ્યું. ભગવાન ઋષભદેવ એક વર્ષ પર્યન્ત આહાર ન મળવા છતાં અદીનમનથી વિહાર કરતા હતા, (અને લોકો તેમને ) કન્યાઓ વસ્ત્ર-આભરણ તથા આસનો વડે નિમંત્રણા કરતા હતા. એ પ્રમાણે વિહરતા લોકના નાથ ભગવાન ઋષભદેવે એક વર્ષે ભિક્ષા પ્રાપ્ત કરી, અને બાકીના તીર્થંકરોએ બીજેજ દિવસે પ્રથમ ભિક્ષાઓ પ્રાપ્ત કરી. લોકના નાથ ઋષભદેવના પ્રથમપારણે ઇક્ષુ (શેરડી)નો રસ હતો, અને બાકીનાઓના પ્રથમપારણે અમૃતરસ જેવા રસાસ્વાદવાળું પરમાન્ન (ખીર) હતું. તે વખતે દેવોએ અહોદાન! અહોદાન! એવી ઘોષણા કરી, દિવ્ય વાજિંત્રો વગાડયાં, અને તેજ વખતે દ્રવ્યની વૃષ્ટિ કરી, ગજપુર નગરમાં ( હસ્તિનાપુરમાં ) શ્રેયાંસકુમારે ઇક્ષુરસનું દાન આપ્યું, દ્રવ્યની વૃષ્ટિ થઇ, ત્યાં પીઠ રચના કરી, ગુરૂપૂજા પ્રવર્તિ, પછી ભગવન્ત તક્ષશિલાએ ગયા, અને બાહુબલીને નિવેદન થયું. ૩૧૪ થી ૩૨૨.

હવે બાકીના અજીતાદિ તીર્થંકરોને જે જે સ્થાનકે જેઓએ પ્રથમ ભિક્ષા આપી તેમનાં નામો અને સ્થાનો કહે છે.

हत्थिणउरं १ अओज्झा २ सावत्थी ३ तहय चेव साकेअं ४ ।
विजयपुर ५ बंभथलयं ६ पाडलिसंडं ७ पउमसंडं ८ ॥ ३२३ ॥
सेयपुरं ९ रिट्ठपुरं १० सिद्धत्थपुरं ११ महापुरं चेव १२ ।
धन्नकड १३ वद्धमाणं १४ सोमणसं १५ मंदिरं १६ चेव ॥ ३२४ ॥
चक्कपुरं १७ रायपुरं १८ मिहिला १९ रायगिहमेव २० बोद्धव्वं ।
वीरपुरं २१ बारवई २२ कोअगडं २३ कोल्लयग्गामो २४ ॥ ३२५ ॥
एएसु पढमभिक्खा लद्धाओ जिणवरेहि सव्वेहिं ।
दिन्ना उ जेहि पढमं तेसिं नामाणि वोच्छामि ॥ ३२६ ॥
सिज्जंस १ बंभदत्ते २ सुरेंददत्ते ३ य इंददत्ते य ४ ।
पउमे ५ अ सोमदेवे ६ महिंद ७ तह सोमदत्ते ८ अ ॥ ३२७ ॥
पुस्से ९ पुणवसू १० पुणनंद ११ सुनंदे १२ जए १३ अ विजए १४ य ।
तत्तो अ धम्मसीहे १५ सुमित्त १३ तह वग्घसीहे १७ अ ॥ ३२८ ॥
अपराजिअ १८ विस्ससेणे १९ वीसइमे होइ बंभदत्ते अ २० ॥
दिन्ने २१ वरदन्ने २२ पुण धन्ने २३ बहुले ३४ अ बोद्धवे ॥ ३२९ ॥
एए कयंजलिउडा भत्तीबहुमाणसुक्कलेसागा ।
तक्काल पहट्ठमणा पडिलाभेसुं जिणवरिंदे ॥ ३३० ॥
सव्वेहिंपि जिणेहिं जहिअं लद्धाओ पढमभिक्खाओ ।
तहिअं वसुहाराओ वुट्ठाओ पुप्फवुट्ठीओ ॥ ३३१ ॥
अद्धत्तेरस कोडी उक्कोसा तत्थ होइ वसुहारा ।
अद्धत्तेरस लक्खा जहन्निआ होइ वसुहारा ॥ ३३२ ॥
सव्वेसिंपि जिणाणं जेहिं दिण्णा उ पढमभिक्खाओ ।
ते पयणुपिज्जदोसा दिव्ववरपरक्कमा जाया ॥ ३३३ ॥
केई तेणेव भवेण निव्वुआ सव्वकम्मउम्मुक्का ।
अन्ने तइयभवेणं सिज्झिस्संती जिणसगासे ॥ ३३४ ॥

હસ્તિનાપુર, અયોધ્યા, શ્રાવસ્તી, સાકેતપુર, વિજયપુર, બ્રહ્મસ્થળ, પાટલીખંડ, પદ્મખંડ, શ્વેતપુર, રિષ્ટપુર, સિદ્ધાર્થપુર, મહાપુર, ધાન્યકર, વર્ધમાનપુર, સૌમનસપુર, મન્દર, ચક્રપુર, મિથિલાનગરી, રાજગૃહ, વીરપુર, દ્વારિકા, કોપકટ અને કોલ્લકગ્રામ એ ગામોમાં અનુક્રમે બધા જિનેશ્વરોએ પ્રથમ ભિક્ષા મેળવી છે. જેણે એ પ્રથમ ભિક્ષા આપી તેમનાં નામો હવે કહેવાશે. શ્રેયાંસકુમાર, બ્રહ્મદત્ત, સુરેન્દ્રદત્ત, ઇન્દ્રદત્ત, પદ્મ, સોમદેવ, મહેન્દ્ર, સોમદત્ત, પુષ્પ, પુનર્વસુ, પૂર્ણનન્દ, સુનન્દ, જય, વિજય, ધર્મસિંહ, સુમિત્ર, વ્યાઘ્રસિંહ, અપરાજિત, વિશ્વસેન, બ્રહ્મદત્ત, દત્ત, વરદત્ત, ધન્ય, અને બહુલ. એઓએ બે હાથ જોડી ભક્તિ અને બહુમાનપૂર્વક શુક્લલેશ્યાવાળા થયા થકા, તત્કાળ પ્રસન્ન ચિત્તવંત થઈ જિનેશ્વરોને પ્રતિલાભ્યા હતા. જે જે સ્થળે જિનેશ્વરોએ પ્રથમ ભિક્ષા

લીધી ત્યાં ત્યાં વસુધારા અને પુષ્પની વૃષ્ટિઓ થઈ. તેમાં ઉત્કૃષ્ટથી સાડાબાર ક્રોડ અને જઘન્યથી સાડાબાર લાખ વસુધારાની વૃષ્ટિ થાય છે. સર્વ જિનેશ્વરોને જેઓએ પ્રથમ ભિક્ષા આપી છે, તેઓ અતિઅલ્પ રાગદ્વેષવાળા, અને દિવ્ય તથા શ્રેષ્ઠ પરાક્રમવાળા થયા. એમાંના કેટલાક તેજ ભવે સર્વકર્મથી મુકાઇને મોક્ષે ગયા, કેટલાક ત્રીજે ભવે, અને કેટલાક જિનેશ્વરની સાથે મોક્ષે ગયા. ૩૨૩ થી ૩૩૪.

कल्लं सविड्ढीए पूएमहऽदट्ठु धम्मचक्कं तु ।
विहरइ सहस्समेग छउमत्थो भारहे वासे ॥ ३३५ ॥
बहली अडंबइल्ला जोणगविसओ सुवन्नभूमी अ ।
आहिंडिआ भगवआ उसमेण तवं चरंतेणं ॥ ३३६ ॥
बहली अ जोणगा पल्हगा य जे भगवया समणुसिट्ठा ।
अन्ने अ मिच्छजाई ते तइआ भद्दया जाया ॥ ३३७ ॥
तित्थयराणं पढमो उसभरिसी विहरिओ निरुवसग्गो ।
अट्ठावओ णगवरो अग्गयभूमी जिणवरस्स ॥ ३३८ ॥
छउमत्थप्परिआओ वाससहस्सं तओ पुरिमताले ।
णग्गोहस्स य हेट्ठा उप्पण्णं केवलं नाणं ॥ ३३९ ॥
फग्गुणबहुले एक्कारसीइ अह अट्ठमेण भत्तेणं ।
उप्पण्णंमि अणंते महव्वया पंच पण्णवए ॥ ३४० ॥
उप्पन्नंमि अणंते नाणे जरमरणविप्पमुक्कस्स ।
तो देवदाणविंदा करिंति महिमं जिणिंदस्स ॥ ३४१ ॥
उज्जाण पुरिमताले पुरी (इ) विणीआइ तत्थ नाणवरं ।
चक्कुप्पाया य भरह निवेअणं चेव दोण्हंपि ॥ ३४२ ॥
आउह वरसालाए उप्पन्नं चक्करयणभरहस्स ।
जक्खसहस्सपरिवुडं सव्वरयणामयं चक्कं ॥
तायंमि पूइए चक्क पूइअं पूअणारिहो ताओ ।
इहलोइअं च चक्कं परलोअसुहावहो ताओ ॥ ३४३ ॥

પ્રાતઃકાળે સર્વ ઋદ્ધિ સહિત હું ભગવંતને પૂજીશ એમ બાહુબલીએ વિચાર્યું પણ પ્રાતઃકાળે ભગવંતને ન જોવાથી ત્યાં ધર્મચક્ર કર્યું. છદ્મસ્થપણે ભગવન્ત એક હજાર વર્ષ સુધી ભારત વર્ષમાં વિચરવા લાગ્યા. બહલીદેશ, અંડબઇલ્લ, યોનકવિષય, સુવર્ણભૂમિમાં ભગવાન ઋષભદેવ તપ આચરતા ફરતા હતા. જે બહલી-યોનક-અને પલ્હક દેશવાસી લોકો ને બીજા પણ જે મ્લેચ્છો મિથ્યાદૃષ્ટિ હતા તેમને ભગવન્તે શિક્ષા આપી તેઓ તે વખતે ભદ્રકભાવને પામ્યા. તીર્થંકરોમાં પ્રથમ શ્રી ઋષભદેવ ઉપસર્ગ રહિત વિહાર કરીને અષ્ટાપદ પર્વત ઉપર મોક્ષે ગયા. જિનેશ્વરનો છદ્મસ્થપર્યાય એક હજાર વર્ષનો રહ્યો પછી પુરિમતાલ ઉદ્યાનમાં ન્યગ્રોધ વૃક્ષની નીચે તેમને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું. ફાગણવદી અગીઆરશને દિવસે અટ્ઠમતપ યુક્ત હતા ત્યારે અનંત જ્ઞાન ઉત્પન્ન થયું, પછી પાંચ મહાવ્રતોની દેશના આપી. જરા અને મરણ રહિત એવા જિનેશ્વરને અનન્ત જ્ઞાન

ઉત્પન્ન થયા પછી દેવ અને દાનવેંદ્રો ભગવન્તનો મહિમા કરે છે. વિનીતા નગરીમાં પુરિમતાલ ઉદ્યાનની અંદર ભગવન્તને જ્ઞાન થયું, (અને આયુધશાળામાં) ચક્ર ઉત્પન્ન થયું, એ બન્નેનું એકી સાથે ભરતને નિવેદન થયું. ભરતની આયુધશાળામાં જે ચક્રરત્ન ઉત્પન્ન થયું, તે હજાર યક્ષોથી અધિષ્ઠિત અને સર્વ રત્નમય હતું. (આ બન્નેમાંથી પ્રથમ કોની પૂજા કરવી? એવો વિચાર કરતાં નિર્ણય કર્યો કે) તાતને પૂજ્યાથી ચક્રરત્ન પૂજેલું છે, કેમકે પિતાશ્રીજ પૂજાને લાયક છે. ચક્રરત્ન આ લોકમાં સુખકારી છે અને પિતાજી પરલોકમાં સુખકારી છે. ૩૩૫ થી ૩૪૩

सह मरुदेवाइ निग्गओ कहणं पव्वज्ज उसभसेणस्स ।
बंभी मरीइ दिक्खा सुंदरी ओरोह सुअदिक्खा ॥ ३४४ ॥
पंच य पुत्तसयाइं भरहस्स य सत्त नत्तुअसयाइं ।
सयराहं पव्वइआ तंमि कुमारा समोसरणे ॥ ३४५ ॥
भवणवइ वाणमंतर जोइसवासी विमाणवासी अ ।
सव्विड्ढीइ सपरिसा कासी नाणुप्पयामहिमं ॥ ३४६ ॥
दट्ठूण कीरमाणिं महिमं देवेहि खत्तिओ मरिई ।
सम्मत्तलद्धबुद्धी धम्मं सोऊण पव्वइओ ॥ ३४७ ॥

(ભરતરાજા) મરૂદેવીની સાથે (ભગવન્તને વંદન કરવા) નીકળ્યો, ધર્મકથા (સાંભળીને) ઋષભસેનની પ્રવ્રજ્યા અને ત્યાં બ્રાહ્મી અને મરીચિએ દીક્ષા લીધી, સુંદરીને અટકાવી. તેથી દીક્ષા લીધી નહી. ભરતના પાંચસો પુત્રોએ અને સાતસો પૌત્રોએ તે સમવસરણમાં શીઘ્ર દીક્ષા લીધી. પર્ષદા યુક્ત ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષી, અને વિમાનવાસી દેવોએ સર્વ ઋદ્ધિસહિતપણે ભગવન્તને જ્ઞાન ઉત્પન્ન થયાનો મહિમા કર્યો. દેવોવડે મહિમા કરાતો જોઇને ક્ષત્રિય મરિચી સમ્યક્ત્વબુદ્ધિ પામ્યો અને ધર્મ સાંભળીને દીક્ષા લીધી. ૩૪૪ થી ૩૪૭.

मागहवरदामपभास सिंधुखंडप्पवाय तमिसगुहा ।
सट्ठि वाससहस्से ओअविउं आगओ भरहो ॥ (प्रक्षिप्ता)
मागहमाई विजयो सुंदरिपव्वज्ज वारसभिसेअ
आणवण भाउगाणं समुसरणे पुच्छ दिट्ठंतो ॥ ३४८ ॥
वाहुवलिकोवकरणं निवेअणं चक्किदेवयाकहणं ।
नाहम्मेणं जुज्झे दिक्खा पडिमा पइण्णा य ॥ ३४९ ॥
पढमं दिट्ठीजुद्धं वायाजुद्धं तहेव बाहाहिं ।
मुट्ठीहि अ दंडेहि अ सव्वत्थवि जिप्पए भरहो ॥ ३२ ॥ (मू. भा.)
ताहे चक्कं मणसी करेइ पत्ते अ चक्करयणंमि ।
बाहुवलिणा य भणियं धिरत्थु रज्जस्स तो तुज्झ ॥
चिंतेइ य सो मज्झं सहोअरा पुव्वदिक्खिया नाणी ।
अहयं केवलिहोउं वच्चेहामि ठिओ पडिमं ॥ (प्रक्षिप्ते)
सो एव जिप्पमाणो विहुरो अह नरवई विचिंतेइ ।

किं मन्नि एस चक्की ? जइ दाणिं दुब्बलो अहयं ॥ ३३ ॥
संवच्छरेण धूअं अमूढलक्खो उ पेसए अरिहा ।
हत्थिओ ओयरत्ति अ वुत्ते चिन्ता पए नाणं ॥ ३४ ॥ (मू. भा.)
उप्पण्णनाणरयणो तिण्णपइण्णो जिणस्स पामूले ।
गंतुं तित्थं नमिउं केवलिपरिसाइ आसीणो ॥ ३५ ॥ ( मू. भा. )
काऊण एगछत्तं भरहोऽवि अ भुंजए विउलभोए ।
मरिईवि सामिपासे विहरइ तवसंजमसमग्गो ॥ ३६ ॥ ( मू. भा.)
सामाइअमाईअं इक्कारसमाउ जाव अंगाउ ।
उज्जुत्तो भत्तिगत्तो अहिज्जिओ सो गुरुसगासे ॥ ३७ ॥ (मू. भा.)

માગધ, વરદામ, પ્રભાસ, સિન્ધુ, ખંડપ્રપાત, અને તમિસ્રાગુહા પર્યન્ત જઇ સર્વ દેશોનો સાઠ હજાર વર્ષે વિજય કરીને ભરત પાછા આવ્યા. માગધાદિ તીર્થ વિગેરેનો વિજયકરી આવ્યા પછી સુન્દરીને દીક્ષા અપાવી, બાર વર્ષ પર્યન્ત અભિષેક થયો, ભાઇઓને આજ્ઞા માનવા કહ્યું તેઓએ ભગવન્તે પ્રશ્ન કર્યો, દૃષ્ટાન્ત આપ્યું. બાહુબલિ એ કોપ કર્યો, ચક્રિને નિવેદન કરવું. દેવતાનું આવવું, હું અધર્મથી યુદ્ધ નહિ કરૂં, એમ વિચારીને રાજ્ય ત્યાગ, દીક્ષા લઇને પ્રતિમા ધારણ કરી, નાના ભાઇઓને નહિ વાંદવા પડે માટે કેવલજ્ઞાનની પ્રતિજ્ઞા કરી, પ્રથમ દૃષ્ટિયુદ્ધ, તે પછી વચનયુદ્ધ, બાહુયુદ્ધ. મુષ્ટિયુદ્ધ અને દંડયુદ્ધ એ સર્વ પ્રકારના યુદ્ધમાં ભરતચક્રિ જિતાયા. ( ત્યારે તેણે ચક્રનું સ્મરણ કર્યું, ચક્ર પ્રાપ્ત થયું, એટલે બાહુબલિએ કહ્યું, ધિક્કાર છે આ રાજ્યને અને તને, પછી રાજ્યનો ત્યાગ કરી સ્વયં પંચમુષ્ટિ લોચ કરીને ધ્યાનમાં ઉભા રહી ચિન્તવવા લાગ્યા કે ) મારા નાના ભાઇઓ પૂર્વે દીક્ષા પામ્યા છે તેઓ જ્ઞાની થયા છે, તેથી હું પણ કેવળી થઇને ત્યાં જઇશ, એમ વિચારીને પ્રતિમા અંગીકાર કરી ઉભા જિતાવાથી વિધુર થએલ તે ભરતરાજાએ વિચાર્યું કે ) શું આ ચક્રિ છે? હું હવે નિબળ છું ?, એક વર્ષ પછી ભગવાન્ અમૂઢલક્ષ્યવાલા ઋષભદેવે બાહુબલિને પુત્રીને ( બે પુત્રીઓને ) મોકલી અને કહાવ્યું કે “ હસ્તીપરથી ઉતરો ” એમ કહે છતે તેનો વિચાર કરીને પગ ઉપાડતાંજ જ્ઞાન ઉત્પન્ન થયું. જ્ઞાનરત્ન ઉત્પન્ન થએ પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી જિનેશ્વરના ચરણ મૂળે જઇને તીર્થને નમસ્કાર કરીને કેવળીની પર્ષદામાં બાહુબલિ બેઠા. પછી એકછત્ર રાજ્ય કરીને ભરત ચક્રી વિપુલ ભોગો ભોગવવા લાગ્યા, અને મરીચિ પણ તપ-સંયમયુક્ત સ્વામિની પાસે વિચરવા લાગ્યા, ઉદ્યમવાન્ થઇને ભક્તિયુક્ત થઈ ગુરૂ પાસે તે સામાયિકાદિથી આરંભીને અગીઆર અંગ પર્યન્ત ભણ્યા. ૩૨ થી ૩૭ મૂળ ભાષ્ય.

अह अण्णया कयाई गिम्हे उण्हेण परिगयसरीरो ।
अण्हाणएण चइओ इमं कुलिंगं विचिंतेइ ॥ ३५०
मेरुगिरीसमभारे न हुमि समत्थो मुहुत्तमवि वोढुं ।
सामण्णए गुणे गुणरहिओ संसारमणुकंखी ॥ ३५१ ॥
एवमणुचिंतंतस्स तस्स निअगा मई समुप्पण्णा ।
लद्धो मए उवाओ जाया मे सासया बुद्धी ३५२ ॥

समणा तिदंडविरया भगवंतो निहुअसंकुइअअंगा ।
अजिइंदिअदंडस्स उ होउ तिदंडं मई चिंधं ॥ ३५३ ॥
लोइंदिअमुंडा संजया उ अहयं खुरेण ससिहो अ ।
थूलगपाणिवहाओ वेरमणं मे सया होउ ॥ ३५४ ॥
निक्किंचणा य समणा अकिंचणा मज्झ किंचणं होउ ।
सीलसुगंधा समणा अहयं सीलेण दुग्गंधो ॥ ३५५ ॥
ववगयमोहा समणा मोहच्छण्णस्स छत्तयं होउ ।
अणुवाहणा य समणा मज्झं तु उवाहणा होउ ॥ ॥ ३५६ ॥
सुक्कंवरा य समणा निरंवरा मज्झ धाउरत्ताइं ।
हुंतु इमे वत्थाइं अरिहोमि कसायकलुसमई ॥ ३५७ ॥
वज्जंतऽवज्जभीरू वहुजीवसमाउलं जलारंभं ।
होउ मम परिमिएणं जलेण ण्हाणं च पिअणं च ॥ ३५८ ॥
एवं सो रुइअमई निअगमइविगप्पिअं इमं लिंगं ।
तद्धितहेउसुजुत्तं पारिवज्जं पवत्तेइ ॥ ३५९ ॥
अह तं पागडरूवं दट्ठुं पुच्छेइ बहुजणो धम्मं ।
कहइ जईण तो सो विआलणे तस्स परिकहणा ॥ ३६० ॥
धम्मकहाअक्खित्ते उवट्टिए देइ भगवओ सीसे ।
गामनगराइआइं विहरइ सो सामिणा सद्धिं ॥ ३६१ ॥
समुसरण भत्त उग्गह अंगुलि झय सक्क सावया अहिआ ।
जेआ वड्ढइ कागिणि लंछण अणुसज्जणा अट्ठ ॥ ३६२ ॥
राया आइच्चजसो महाजसे अइवले अबलभद्दे ।
वलविरिए कत्तावरिए जलविरिए दंडविरिए अ ॥ ३६३ ॥
एएहिं अद्धभरहं सयलं भुत्तं सिरेण धरिओ अ ।
पवरो जिणिंदमउडो सेसेहिं न चाइओ वोढुं ॥ ३६४ ॥
अस्सायगपडिसेहो छट्ठे छट्ठे अ मासि अणुओगो ।
कालेण य मिच्छत्तं जिणंतरे साहुवोच्छेओ ॥ ३६५ ॥

તે પછી અન્યદા કોઈ વખત ગ્રીષ્મઋતુમાં ગરમીથી વ્યાપ્ત શરીરવાળો તે અસ્નાન ( નહીં નાહાવું તે ) પરિસહવડે ( સંયમથી ) ત્યજાએલો આ પ્રમાણે કુત્સિતલિંગનું ચિન્તવન કરવા લાગ્યો. ગુણરહિત અને સંસારની આકાંક્ષાવાળો હું મેરૂપર્વત સમાન-ભાર વાળા સાધુના ગુણો ધારણ કરવાને મુહૂર્ત માત્ર પણ સમર્થ નથી. એ પ્રમાણે વિચા-રતાં તેને સ્વમતિ ઉત્પન્ન થઈ કે મેં ઉચિત ઉપાય પ્રાપ્ત કર્યો, અને શાશ્વત બુદ્ધી થઈ. નિભૃત ( મનના અશુભવ્યાપાર ચિંતનના ત્યાગવાળા ) સંકુચિત અંગવાળા ભગવાન શ્રમણો ત્રણ દંડથી વિરામ પામેલા છે, અને હું તો અજીતેંદ્રિય તથા દંડથી વિરામ નહિ

પામેલો હોવાથી મારૂં ચિન્હ ( લિંગ ) ત્રિદંડ હો. શ્રમણો લોચવડે અને ઇન્દ્રિયવડે મુંડ અને હું અસંયત છું તેથી અસ્ત્રવડે મુંડન અને શિખાવાળો થઈ તેમજ સ્થૂલ પ્રાણિ-વધથી મારે હમ્મેશાં વિરમણ હો. સાધુઓ અકિંચન હોવાથી નિષ્કંચન છે, ( હું તેવો નથી તેથી ) મારે કિંચન (સુવર્ણાદિ) હો. વળી શ્રમણો શીલવડે સુવાસીત છે, અને હું તો શીલવડે દુર્ગંધ છું. સાધુઓ મોહરહિત છે અને હું મોહથી આચ્છાદિત છું તેથી મારે છત્ર હો. સાધુઓ ઉપાનહ ( જોડા ) રહિત છે, મારે ઉપાનહ ( જોડા ) હો. સાધુઓ શ્વેત વસ્ત્રવાળા અને વસ્ત્ર વિનાના[1] છે, મારે ધાતુથી રંગેલા વસ્ત્ર હો. કેમકે કષાયથી કલુષિતમતિવાળો હું છું, તેથી તે વસ્ત્રો મને યોગ્ય છે. પાપભીરૂ હોવાથી સાધુઓ બહુ જીવોથી સમાકુલ જળના આરંભનો ત્યાગ કરે છે, મારે પરિમિત જલવડે સ્નાન અને પાન હો. એ પ્રમાણે રૂચિત મતિવાળા તેણે સ્વમતિથી વિકલ્પિત તેના હિતકારી એવા હેતુથી યુક્ત એવું પરિવ્રાજક લિંગ પ્રવર્તાવ્યું. પછી તેવા પ્રકારનું પ્રગટરૂપ જોઇને ઘણા માણસો તેને ધર્મ પૂછતા, તેથી તે તેઓને ઉત્તરમાં સાધુઓનો ક્ષાન્ત્યાદિ ધર્મ સારી રીતે કહેતો. ધર્મકથાથી બોધ પામી આવેલા શિષ્યો ભગવન્તને આપતો, અને ગામ-નગરાદિને વિષે સ્વામિની સાથે તે વિચરતો. તે પછી અષ્ટાપદ પર્વતપર ભગવન્તનું સમવસરણ થયું. ભરત-મહારાજ આહાર લાવ્યા, ભગવન્તે તે ગ્રહણ ન કર્યો, ઇન્દ્રે અવગ્રહ પૂછયો, ભગવન્તે તે કહ્યો, ઇંદ્રનું રૂપ જોવાની ભરત રાજાની ઇચ્છા થવાથી ઇન્દ્રે અંગુલી બતાવી, તે બાબતનો ઓચ્છવ કર્યો ત્યારથી ઇન્દ્રધ્વજોત્સવ પ્રવર્ત્યો, લાવેલા આહારને શું કરૂં ? એમ ભરતે પૂછવાથી ઇન્દ્રે કહ્યું કે તારાથી જે અધિક હોય તેઓને આપ, વિચાર કરતાં "શ્રાવકો મારાથી અધિક છે" એમને તે આપ્યો, જમ્યા પછી ભરતરાજાના કહેવાથી તેઓ કહેતા કે "તું જિતાયો છે, ભય વધે છે" કાકિણીરત્નથી શ્રાવકનાં ચિન્હ કર્યાં, આ પ્રમાણે આઠ પાટ લગી ચાલ્યું અને ધર્મનું પ્રવર્ત પણ આઠ તીર્થંકર સુધી ચાલ્યું. ભરતપછી આદિત્યયશા, મહાયશા, અતિબળ, બળભદ્ર, બળવીર્ય, કાર્તવીર્ય, જળવીર્ય, અને દંડવીર્ય રાજાઓ થયા, તેમણે સકળ અર્ધભરત ભોગવ્યું, અને જિનેશ્વરનો શ્રેષ્ઠમુકુટ મસ્તકે ધારણ કર્યો, બીજાઓવડે તે ધારણ કરી શકાયો નહી. પછી જે શ્રાવક નહતા તેમનો વિષેધ કર્યો, છ છ મહિને અનુયોગ ( પરીક્ષા ) થતી, કેટલાક કાળ ગયા પછી નવમા જિનના આંતરે સાધુઓનો વિયોગ થવાથી તેઓ મિથ્યાત્વ પામ્યા. ૩૬૫

હવે ઉક્તાનુક્તાર્થદ્વારસંગ્રહની ગાથા અને દ્વારો કહે છે.

दाणं च माहणाणं १ वेए कासी अ २ पुच्छ ३ निवाणं ४ ।
कुंडा ५ थूभ ६ जिणहरे ७ कविलो ८ भर- प दिक्खा अ ९ ॥ ३६६ ॥
( मूलदारगाहा )

पुणरवि अ समोसरणे पुच्छीअ जिणं तु चक्किणा भरहे ।
अप्पुट्ठो अ दसारे तित्थय·ो को इहं भरहे ? ॥ ३६७ ॥
जिणचक्किदसाराणं वण्ण पमाणाइं २ नाम ३ गोत्ताइं ४ ।
आऊ ५ पुर ६ माइ ७ पियरो ८ परियाय ९ गई च १० साहीअ ॥३६८॥
जारिसया लोअगुरू भरहे वासंमि केवली तुब्भे ।
एरिसया कइ अन्ने ताया ! होहिंति तित्थयरा ? ॥ ३८ ॥ ( मू. भा. )

अह भणइ जिणवरिंदो भरहे वासंमि जारिसो अहयं ।
एरिसया तेवीसं अण्णे होहिंति तित्थयरा ॥ ३६९ ॥
होही अजिओ संभव अभिणंदण सुमइ सुप्पभ सुपासो ।
ससि पुप्फदंत सीअल सिज्जंसो वासुपुज्जा अ ॥ ३७० ॥
विमलमणंतइ धम्मो संती कुंथू अरो अ मल्ली अ ।
मुणिसुव्वय नमि नेमो पासो तह वद्धमाणो अ ॥ ३७१ ॥

ભરતરાજાએ માહણોને--શ્રાવકોને દાન ૧ તીર્થંકરની સ્તુતિનું સ્વરૂપ છે જેમાં એવા અને શ્રાવક ધર્મનું પ્રતિપાદન કરનારા, તેઓને સ્વાધ્યાય માટે ભરતે આર્યવેદો કર્યા. ૨ ( અનાર્યવેદો હમણાં ચાલે છે, તે પાછળથી સુલસા યાજ્ઞવલ્ક્યઆદિકે રચ્યા, ) ભગવન્તને પ્રશ્ન ૩, ભગવન્તનું અષ્ટાપદ નિર્વાણ ૪, દેવોએ અગ્નિકુંડ કર્યા ૫, સ્તૂપ બનાવ્યા ૬, ભરતે જિનગૃહ રચાવ્યાં ૭, કપિલની દીક્ષા ૮, ભરતની દીક્ષા ૯. ( આ નવ દ્વારો કહેવાશે. એમાંનાં પહેલાં બે દ્વાર પ્રથમ કહેવાઈ ગયાં છે. ) પુન: પણ ભરતે સમવસરણમાં જિનેશ્વરને પૂછ્યુ કે ભગવન્ ! આ ભરતક્ષેત્રમાં અહીં કોણ ચક્રવર્તિ અને તીર્થંકર છે,-અને વાસુદેવ છે ? ( આથી ) જિન-ચક્રિ અને વાસુદેવના વર્ણ પ્રમાણ નામ ગોત્ર આયુ-નગર-માતા-પિતા-પર્યાય-અને ગતિ કહી, હે તાત ! જેવા લોકગુરૂ કેવળી ભગવન્ત આપ છો, તેવા બીજા તીર્થંકરો હે પીતાજી ! કેટલા થશે ? જિનેશ્વરે કહ્યું-ભરત ! જેવા અમે છીએ, તેવા બીજા ત્રેવીસ તીર્થંકરો આ ભરતને વિષે થશે. અમારા પછી અનુક્રમે અજીતનાથ, સંભવનાથ, અભિનંદન, સુમતિનાથ, પદ્મપ્રભુ સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભ, પુષ્પદંત, શીતળનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્ય, વિમળનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાન્તિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રત, નમિનાથ, નેમીનાથ, પાર્શ્વનાથ અને વર્ધમાન સ્વામિ થશે. ૩૬૯-થી-૩૭૧.

अह भणइ नरवरिंदो भरहे वासंमि जारिसो उ अहं ।
तारिसया कइ अन्ने ताया होहिंति रायाणो ? ॥ ३७२ ॥
अह भणइ जिणवरिंदो जारिसओ तं नरिंदसद्दूलो ।
एरिसया एक्कारस अण्णे होहिंति रायाणो ॥ ३७३ ॥
होही सगरो मघवं सणंकुमारो य रायसद्दूलो ।
संती कुंथू अ अरो होइ सुभूमो य कोरवो ॥ ३७४ ॥
णवमो अ महापउमी हरिसेणे चेव रायसद्दूलो ।
जयनामो अ नरवई बारसमो बंभदत्तो अ ॥ ३७५ ॥
होहिंति वासुदेवा नव अण्णे नीलपीअकोसिज्जा ।
हलमुसलचक्कजोही सतालगरुडज्झया दो दो ॥ ३९ ॥ ( मू० भाष्यम् )
तिविट्ठू अ १ दिविट्ठू २ सयंभू ३ पुरिसुत्तमे ४ पुरिससीहे ५ ।
तह पुरिसपुंडरीए ६ दत्ते नारायणे ८ कण्हे ९ ॥ ४० ॥ ( मू० भाष्यम् )
अयले १ विजए २ भद्दे ३, सुप्पमे अ ४ सुदंसणे ५ ।

आणंदे ६ णंदणे ७ पउमे ८, रामे ९ आवि अपच्छिमे ॥४१॥ ( भाष्यम् )
आसग्गीवे १ तारय २ मेरय ३ महुकेढवे ४ निसुंभे ५ अ ।
बलि ६ पहराए ७ तह रावणे ८ अ नवमे जरासिंधू ॥ ४२ ॥ (भाष्यम्)
एए खलु पडिसत्तू कित्तीपुरिसाण वासुदेवाणं ।
सव्वे अ चक्कजोही सव्वे अ हया सचक्केहिं ॥ ४३ ॥ ( भाष्यम् )

ચક્રવર્તિ ભરતે કહ્યું, હે તાત ! ભારતવર્ષમાં જેવો હું ચક્રવર્તિ રાજા છું. તેવા બીજા કેટલા રાજાઓ થશે ? પછી જિનેશ્વરે કહ્યું, જેવો તું નરેંદ્રશાર્દૂલ છે, તેવા બીજા અગીઆર રાજાઓ થશે. સગર, મઘવા, સનત્કુમાર, શાન્તિનાથ, કુંથુનાથ, અરનાથ, સુભૂમ ( કૌરવ્યગોત્રી ) નવમા મહાપદ્મ, હરિષેણ, જયસેનરાજા અને બારમો બ્રહ્મદત્ત ચક્રિ થશે. બીજા નવ વાસુદેવ અને બલદેવ થશે, તેઓ લીલા-પીળા વસ્ત્ર પહેરનારા, હળ-મુશળ અને ચક્રથી યુદ્ધ કરનારા તેમજ તાલ ગરૂડના ચિન્હની ધજાવાળા એ બન્ને હોય છે. ત્રિપૃષ્ઠ, દ્વિપૃષ્ઠ, સ્વયંભૂ, પુરૂષોત્તમ, પુરૂષસિંહ, પુરૂષપુંડરીક, દત્ત, નારાયણ અને કૃષ્ણ ( એ નવ વાસુદેવ ) અચળ, વિજય, ભદ્ર, સુપ્રભ, સુદર્શન, આનંદ, નંદન, પદ્મ અને રામ ( એ નવ બળદેવ ) અશ્વગ્રીવ, તારક, મેરક, મધુકૈટભ, નિશુંભ, બલિ, પ્રહ્લાદ, રાવણ, અને નવમો જરાસિન્ધુ, એ નવ પ્રતિવાસુદેવ કીર્તિપુરૂષ વાસુદેવના શત્રુઓ છે. તે બધા ચક્રથી યુદ્ધ કરનારા અને પોતાનાજ ચક્રથી મૃત્યુ પામેલા હોય છે. ૩૭૨ થી ૩૭૫ ભા. ૩૯ થી ૪૩.

હવે તીર્થંકરોના વર્ણ તથા શરીરનું પ્રમાણ કહે છે.

पउमाभ वासुपुज्जा रत्ता ससिपुप्फदंत ससिगोरा ।
सुव्वय नेमी काला पासो मल्ली पियंगाभा ॥ ३७६ ॥
वरकणगतविअगोरा सोलस तित्थंकरा मुणेयव्वा ।
एसो वण्णविभागो चउवीसाए जिणवराणं ॥ ३७७ ॥
उसभो पंचधणुसय पासो नव सत्तरयणियो वीरो ।
सेसट्ठ पंच अट्ठय पण्णा दस पंच परिहीणा ॥ ( प्रक्षिप्ता )
पंचेव १ अद्धपंचम २ चत्तार ३ द्धुट्ठ ४ तह तिगं ५ चेव ।
अड्ढाइज्जा ६ दुण्णि ७ अ दिवड्ढ ८ मेगं धणुसयं ९ च ॥ ३७८ ॥
नउई१० असीई११ सत्तरि१२ सट्ठी१३ पण्णा स१४ होइ नायव्वा ।
पणयाल१५ चत्त१६ पणतीस१७ तीसा१८ पणवीस १९ वीसा२० य ॥३७९॥
पण्णरस२१ दस धणूणि य२२ नव पासो२३ सत्तरयणिओ वीरो२४ ।
नामा पुव्वुत्ता खलु तित्थयराणं मुणेयव्वा ॥ ३८० ॥

પદ્મપ્રભ અને વાસુપૂજ્ય રક્તવર્ણના, ચંદ્રપ્રભ અને પુષ્પદંત ચંદ્રસમાન ગૌરવર્ણવાળા, મુનિસુવ્રત અને નેમીનાથ શ્યામવર્ણવાળા, પાર્શ્વનાથ અને મલ્લીનાથ રાયણ વૃક્ષના જેવા વર્ણવાળા, બાકીના સોળ તીર્થંકર તપાવેલા ઉત્તમ સુવર્ણના જેવા વર્ણવાળા

જાણવા. એ પ્રમાણે ચોવીસે જિનવરોનો વર્ણ વિભાગ છે. પેહેલા ઋષભદેવ તીર્થંકરનું પાંચશો ધનુષ્ય અને તેવીસમા પાર્શ્વનાથનું નવ ધનુષ્ય અને મહાવીર સ્વામિનું સાત હાથનું અને બીજાથી નવ સુધીના તીર્થંકરોનું શરીર એક બીજાથી પચાશ પચાશ ધનુષ્ય ઓછાં કરવાં અને દશમાથી ચૌદ સુધીના તીર્થંકરોનું શરીર એક બીજાથી દશ દશ ધનુષ્ય ઓછું કરવું અને બાકીના આઠનું શરીર એક બીજાથી પાંચ પાંચ ધનુષ્ય ઓછું કરવું. ૫૦૦ ધનુષ્ય (૧) સાડા ચારસો ધનુષ્ય (૨) ચારસો ધનુષ્ય, (૩) સાડા ત્રણસો ધનુષ્ય (૪) ત્રણસો ધનુપ (૫) અઢીસો ધનુપ (૬) બસો ધનુપ (૭) દોઢસો ધનુપ (૮) સો ધનુપ (૯) નેવું ધનુપ (૧૦) એંશી ધનુપ (૧૧) સીતેર ધનુપ (૧૨) સાઠ ધનુપ (૧૩) પચાસ ધનુપ (૧૪) પીસ્તાલીસ ધનુપ (૧૫) ચાલીસ ધનુપ (૧૬) પાંત્રીસ ધનુપ (૧૭) ત્રીસ ધનુપ (૧૮) પચીસ ધનુપ (૧૯) વીસ ધનુપ (૨૦) પંદર ધનુપ (૨૧) દસ ધનુપ (૨૨) નવ ધનુપ (૨૩) અને સાત હાથનું પ્રમાણ ૨૪( એ પ્રમાણે વર્ધમાન પર્યન્તના જિનોનું અનુક્રમે જાણવું. ) તીર્થંકરના નામો પૂર્વે કહ્યા છે તેજ જાણવાં. ૩૭૬ થી ૩૮૦.

હવે તીર્થંકરના ગોત્ર, નગર અને માતા-પિતાનાં નામો કહે છે.

मुणिसुव्वओ अ अरिद्दा अरिद्वनेमी अ गोअमसगुत्ता ।
सेसा तित्थयरा खलु कासवगुत्ता मुणेयव्वा ॥ ३८१ ॥

इक्खागभूमि १ उज्झा २ सावत्थि३ विणीअ ४ कोसलपुरं च ५ ॥
कोसंवी ६ वाणारसी ७ चंदाण ण ८ तहय काकंडी ९ ॥ ३८२ ॥

भद्दीलपुर १० सीहपुरं ११ चंपा १२ कंपिल्लि १३ उज्झ १४ रयणपुरं १५ ।
तिण्णेव गयपुरंमी १८ मिहिला १९ तह चेव रायगिहं २० ॥ ३८३ ॥

मिहिला२१ सोरिअनयरं २२ वाणारसि २३ तहय होइ कुंडपुरं ।२४।
उसभाईण जिणाणं जम्मणभूमी जहासंखं ॥ ३८४ ॥

मरुदेवि १ विजय २ सेणा ३ सिद्धत्था ४ मंगला ५ सुसीमा य ६ ।
पुहवी ७ लक्खण ८ सामा ९ नंदा १० विण्हू ११ जया १२ रामा १३ ॥३८५॥

सुजसा १४ सुव्वय १५ अइरा १६ सिरि १७ देवी १८ पभावई १९ ।
पउमावई अ २० वप्पा २१ अ, सिव २२ वम्मा २३ तिसला २४ इअ ॥३८६॥

नाभी १ अ जिअसत्तू २ आ, जियारि ३ संवरे इअ ४ ।
मेहे घरे ६ पइट्टे ७ अ, महसेणे ८ अ खत्तिए ॥ ३८७ ॥

सुग्गीवे ९ दढरहे १० विण्हू ११ वसुपुज्जे १२ अ खत्तिए ।
कयवम्मा १३ सीहसेणे १४ अ, भाणू १५ विससेणे १६ इअ ॥ ३८८ ॥

सूरे १७ सुदंसणे १८ कुंभे १९ सुमित्तु २० विजए २१ समुद्दविजए २२ अ ।
राया अ अससेणे २३ सिद्धत्थे वि य २४ खत्तिए ॥ ३८९ ॥

सव्वेऽवि गया मुक्खं जाइजरामरणबंधणविमुक्का।
तित्थयरा भगवंतो सासयसुक्खं निराबाहं ॥ ३९० ॥

મુનિસુવ્રતજિન અને અરિષ્ટનેમી ગૌતમગોત્રીય, તથા બાકીના તીર્થંકરો કાશ્યપ-ગોત્રીય જાણવા. ઇક્ષ્વાકુ ભૂમિ ૧ અયોધ્યા ૨, શ્રાવસ્તી ૩, વિનીતા ૪, કોશલપુર ૫, કૌશાંબી ૬ વાણારસી ૭, ચંદ્રાનન ૮, કાકંદી ૯, ભદ્દિલપુર ૧૦, સિંહપુર ૧૧ ચંપાપુરી ૧૨, કંપીલ ૧૩, અયોધ્યા ૧૪, રત્નપૂર, ૧૫, પછી ૧૬, ૧૭, ૧૮, ગજપુર, .મિથિલા ૧૯, રાજગૃહ ૨૦, મિથિલા, ૨૧, શૌયનગર ૨૨, વાણારસી ૨૩, અને કુંડપુર ૨૪, એ પ્રમાણે ઋષભાદિ ચોવીસ જિનોની અનુક્રમે જન્મભૂમિઓ છે. મરૂદેવી ૧, વિજયા ૨ સેના ૩, સિદ્ધાર્થા ૪, મંગળા ૫, સુસીમા ૬, પૃથ્વી ૭, લક્ષ્મણા ૮, શ્યામા ૯, નંદા ૧૦, વિષ્ણુ ૧૧ જયા ૧૨ રામા ૧૩ સુયશા ૧૪, સુવ્રતા ૧૫; અચિરા ૧૬, શ્રી ૧૭, દેવી ૧૮, પ્રભાવતી ૧૯, પદ્માવતી ૨૦, વપ્રા ૨૧, શિવા ૨૨, વામા ૨૩ અને ત્રિશલા ૨૪, ( એ ચોવીસ જિનની માતાઓનાં નામ જાણવાં) નાભી ૧, જિતશત્રૂ ૨, જિતારિ ૩, સંવર ૪, મેઘ ૫ ધર ૬ પ્રતિષ્ઠ ૭, મહાસેન ૮, સુગ્રીવ ૯, દઢરથ ૧૦, વિષ્ણુ ૧૧, વસુપૂજ્ય ૧૨, કૃતવર્મા ૧૩, સિંહસેન ૧૪, ભાનૂ ૧૫, વિશ્વસેન ૧૬, સૂર ૧૭, સુદર્શન ૧૮, કુંભ ૧૯, સુમિત્ર ૨૦, વિજય ૨૧, સમુદ્રવિજય ૨૨, અશ્વસેન રાજા ૨૩ અને સિદ્ધાર્થ રાજા ( એ ચોવીસ જિનના પિતાઓનાં નામો જાણવાં.) બધાએ તીર્થંકર ભગવન્તો જન્મ જરા મરણ અને બંધનથી મુક્ત થઇને નિરાબાધ શાશ્વત સુખવાળા મોક્ષમાં ગયા છે ૩૮૧ થી ૩૯૦.

હવે ચક્રવર્તિના વર્ણ-શરી પ્રમાણ-ગોત્ર-આયુષ-નગર-માતપિતાનાં નામો અને ગતિ કહે છે.

सव्वेऽवि एगवण्णा निम्मलकणगप्पभा मुणेयव्वा।
छक्खंडभरहसामी तेसिं पमाणं अओ वुच्छं ॥ ३९१ ॥
पंचसय १ अद्धपंचम २ बायालीसा य अद्धधणुअं च ३।
इगयाल धणूसद्धं ४ च चउत्थे पंचमे चत्ता ५॥ ३९२ ॥

पणतीसा ६ तीसा ६ पुण अट्ठावीसा ८ य वीसइ धणूणि ९।
पण्णरस १० बारसेव ११ य अपच्छिमो सत्त य धणूणि १२ ॥ ३९३ ॥
कासवगुत्ता सव्वे चउदसरयणाहिवा समक्खाया।
देविंदवंदिएहिं जिणेहिं जिअरागदोसेहिं ॥ ३९४ ॥

चउरासीइं १ बावत्तरी अ पुव्वाण सहसहस्साइं २।
पंच३ य तिण्णि ४ य एगं च ५ सयसहस्सा उ वासाणं ॥ ३९५ ॥

पंचाणउइ सहस्सा ६ चउरासीई अ ७ अट्ठमे सट्ठी ८।
तीसा ९ य दस १०य तिण्णि ११ य अपच्छिमे सत्त वाससया १२ ॥३९६॥
जम्मण विणीय १ उज्झा २ सावत्थी ३ पंच हत्थिणपुरंमि ८।
वाणारसि ९ कंपिल्ले १० रायगिहे चेव ११ कंपिल्ले १२॥ ३९७ ॥

सुमंगला १ जसवई २ भद्दा ३ सहदेवि ४ अइर ५ सिरि ६ देवी ७ ।
तारा ८ जाला ९ मेरा १० य वप्पगा ११ नहय चूलणी अ ॥ ३९८ ॥
उसभे १ सुमित्तविजये २ समुद्दविजए ३ अ अस्ससेणे अ ४ ।
तह वीससेण ५ सूरे ६ सुदंसणे ७ कत्तविरिए अ ८ ॥ ३९९ ॥
पउमुत्तरे ९ महहरी १० विजए राया ११ तहेव बंमे अ १२ ।
ओसप्पिणी इमीसे पिउनामा चक्कवट्टीणं ॥ ४०० ॥
अट्टेव गया मोक्खं सुभुमो बंभो अ सत्तमिं पुढविं ।
मघवं सणंकुमारो सणंकुमारं गया कप्पं ॥ ४०१ ॥

૭ ખંડ ભરતના સ્વામી બધાએ ચક્રિઓ નિર્મળ સુવર્ણના જેવા એકજ વર્ણવાળા જાણવા. હવે પછી તેઓના શરીરનું પ્રમાણ કહેવાશે. પહેલા ચક્રિનું પાંચસો ધનુષ બીજાનું સાડાચારસો ધનુષ, ત્રીજાનું સાડીબેંતાળીસ ધનુષ, ચોથાનું સાડીએકતાલીસ ધનુષ, પાંચમાનુ ચાળીસ ધનુષ, છઠ્ઠાનું પાંત્રીસ: સાતમાનું ત્રીસ, આઠમાનું અઠ્ઠાવીસ નવમાનું વીસ, દસમાનું પંદર, અગીઆરમાનુ બાર અને છેલ્લા બારમાનું સાત ધનુષ પ્રમાણ શરીર જાણવું. દેવેંદ્રોથી વંદિત અને જેમણે રાગદ્વેષ જીત્યા છે એવા જિનેશ્વરોએ બધાએ ચક્રિઓને કાશ્યપગોત્રવાળા અને ચૌદ રત્નોના સ્વામિ કહ્યા છે. પહેલા ચક્રિનું ચોરાશી લાખ પૂર્વનું, બીજાનું બહોંતેર લાખ પૂર્વનું ત્રીજાનુ પાંચલાખ વર્ષનું ચોથાનું ત્રણ લાખનું પાંચમાનું એક લાખ વર્ષનું, છઠ્ઠાનું પંચાણું હજાર, સાતમાનું ચોરાશી હજાર, આઠમાનું સાઠ હજાર, નવમાનું ત્રીસ હજાર, દસમાનું દસ હજાર, અગીયારમાનું ત્રણ હજાર અને છેલ્લા બારમાનું સાતસો વર્ષનું આયુ જાણવું. પહેલાની જન્મ ભૂમિ વિનીતા; બીજાની અયોધ્યા, ત્રીજાની શ્રાવસ્તી, પછી પાંચ ( ૪ થા-૫ મા-છઠ્ઠા-સાતમા ને આઠમા ) ની હસ્તિનાપુર, નવમાની વાણારશી, દસમાની કાંપીલ્યપુર, અગીયારમાની રાજગૃહિ, અને બારમાની કાંપીલ્યપુર છે. હવે માતાનાં નામ કહે છે સુમંગળા, યશસ્વતી, ભદ્રા, સહદેવી, અચિરા, શ્રી, દેવી, તારા, જ્વાળા, મેરા, વપ્રકા, અને ચુલની (એ બાર ચક્રીની માતાઓ જાણવી. ) હવે પીતાનાં નામ કહે છે. ઋષભદેવ, સુમિત્રવિજય, સમુદ્રવિજય, અશ્વસેન વિશ્વસેન, સૂર, સુદર્શન, કાર્તવીર્ય, પદ્મોત્તર, મહાહરિ, વિજયસેન, અને બ્રહ્મસેન ( એ આ અવસર્પિણીના બાર ચક્રવર્તિના પિતા જાણવા ) બારમાંથી આઠ ચક્રિ મોક્ષે ગયા, સુભૂમ અને બ્રહ્મદત્ત સાતમીનરકે ગયા, મઘવા અને સનત્કુમાર ચક્રિ સનત્કુમાર દેવલોકમાં ગયા ૩૯૧ થી ૪૦૧.

હવે વાસુદેવ-બળદેવનાં વર્ણ-પ્રમાણાદિ કહે છે.

वण्णेण वासुदेवा सव्वे नीला बला य सुक्किलया ।
एएसि देहमाणं वुच्छामि अहाणुपुव्वीए ॥ ४०२ ॥
पढमो धणूणऽसीई १ सत्तरि २ सट्ठी ३ अ पण्ण ४ पणयाला ५ ।
अउणत्तीसं च धणू ६ छव्वीसा ७ सोलस ८ दसेव ९ ॥ ४०३ ॥
बलदेववासुदेवा अट्टेव हवंति गोयमसगु त्ता ।

नारायणपउमा पुण कासवगुत्ता मुणेअव्वा ॥ ४०४ ॥
चउरासीई १ बिसत्तरि २ सट्ठी ३ चत्ता य ४ दस ५ य लक्खाइं ।
पण्णट्ठि सहस्साइं ६ छप्पन्ना ७ बारसेगं च ८ ॥ ४०५ ॥
पंचासीई १ पण्णत्तरि २ अ पण्णट्ठी ३ पंचवण्णा य ४ ।
सत्तरस य सहस्सा ५ पंचमए आउअं होइ ॥ ४०६ ॥
पंचासीइ सहस्सा ६ पण्णट्ठी ७ तहय चेव पण्णरस ८ ।
बारस सयाइं ९ आउं बलदेवाणं जहासंखं ॥ ४०७ ॥
पोअण १ बारवइतिगं ४ अस्सपुरं ५ तहय होइ चक्कपुरं ६ ।
वाणारसी रायगिहं ८ अपच्छिमो जाओ महुराए ॥ ४०८ ॥
मिगावई १ उमा चेव २, पुहवी-३ सीआ य ४ अम्मया ५ ।
लच्छीमई ६ सेसमई ७, केगमई ८ देवई ९ इअ ॥ ४०९ ॥
भद्द १ सुभद्दा २ सुप्पभ ३ सुदंसण ४ विजय ५ वेजयंती ६ अ ।
तहय जयंती ७ अपराजिआ ८ य तह रोहिणी ९ चेव ॥ ४१० ॥
हवइ पयावइ १ बंभो २ रुद्दो ३ सोमो ४ सिवो ५ महसिवो ६ अ ।
अग्गिसिहे ७ अ दसरहे ८ नवमे भणिए अ वसुदेवे ९ ॥ ४११ ॥
परिआओ पव्वज्जाऽभावाओ नत्थि वासुदेवाणं ।
होइ बलाणं सो पुण पढमऽणुओगाओ णायव्वो ॥ ४१२ ॥
एगो अ सत्तमाए पंच य छट्ठीऍ पंचमी एगो ।
एगो अ चउत्थीए कण्हो पुण तच्चपुढवीए ॥ ४१३ ॥
अट्ठंतगडा रामा एगो पुण बंभलोगकप्पंमि ।
उववण्णु तओ चइउं सिज्झिस्सइ भारहे वासे ॥ ४१४ ॥
अणिआणकडा रामा सव्वेऽवि अ केसवा निआणकडा ।
उड्ढंगामी रामा केसव सव्वे अहोगामी ॥ ४१५ ॥

બધા વાસુદેવો નીલવર્ણવાળા, અને બળદેવો શુક્લવર્ણવાળા હોય છે. હવે પછી અનુક્રમે તેઓના દેહનું પ્રમાણ કહીશું. પહેલા વાસુદેવનું શરીર એંશી ધનુષ પ્રમાણ, બીજાનું સીત્તેર, ત્રીજાનું સાઠ ધનુષ, ચોથાનું પચાસ ધનુષ, પાંચમાનું પીસ્તાલીશ ધનુષ, છઠ્ઠાનું ઓગણત્રીસ ધનુષ, સાતમાનું છવીસ ધનુષ, આઠમાનું સોળ ધનુષ, અને નવમાનું દસ ધનુષનુંજ શરીર હોય છે. આઠ બળદેવ-વાસુદેવ ગૌતમગોત્રીય હોય છે, અને નારાયણ તથા પદ્મ એ બે કાશ્યપગોત્રીય જાણવા. હવે તેમનું આયુષ્ય કહે છે. પહેલાનું ચોરાશી લાખ વર્ષનું, બીજાનું બહોતેર લાખ વર્ષનું, ત્રીજાનું સાઠ લાખ વર્ષનું, ચોથાનું ત્રીસલાખ વર્ષનું, પાંચમાનું દસલાખ વર્ષનું છઠ્ઠાનું પાંસઠ હજાર વર્ષનું, સાતમાનું છપ્પનહજાર વર્ષનું, આઠમાનું બારહજાર વર્ષનું, અને નવમા વાસુદેવનું એકહજાર વર્ષનું આયુષ જાણવું. પહેલા બળદેવનું પંચાશીલાખ વર્ષનું, બીજાનું પંચોતેર લાખ વર્ષનું

ત્રીજાનું પાંસઠ લાખનું ચોથાનું પંચાવન લાખ વર્ષનું, પાંચમાનું સત્તરલાખ વર્ષનું, છઠ્ઠાનું પંચાશીહજાર વર્ષનું, સાતમાનું પાંસઠ હજાર વર્ષનું, આઠમાનું પંદર હજાર વર્ષનું અને નવમાનું બારસો વર્ષનું, એ પ્રમાણે અનુક્રમે બળદેવોનું આયુષ્ય જાણવું. હવે નગરીઓ કહે છે પહેલો વાસુદેવ પોતનપુરમાં પછીના ૨-૩-૪ દ્વારીકામાં, પાંચમો અશ્વપુરમાં છઠ્ઠો ચક્રપુરમાં, સાતમો વાણારશીમાં, આઠમો રાજગૃહીમાં અને છેલ્લો નવમો વાસુદેવ મથુરા નગરીમાં થયો. હવે માતાના નામ કહે છે. મૃગાવતી, ઊમા, પૃથ્વી, સીતા, અમૃતા, લક્ષ્મીવતી, શેષવતી, કૈકેયી, અને દેવકી. ( એ નવ વાસુદેવની માતાઓ ) ભદ્રા, સુભદ્રા, સુપ્રભા, સુદર્શના, વિજયા, વૈજયંતી, જયંતી, અપરાજિતા, અને રોહીણી. ( એ નવ બળદેવની માતાઓ ) પ્રજાપતિ, બ્રહ્મ, રૂદ્ર, સોમ, શિવ, મહાશિવ, અગ્નિસિંહ, દશરથ, અને નવમા વસુદેવ ( એ નવ બળદેવ-વાસુદેવના પિતા જાણવા. ) વાસુદેવોને દીક્ષાના અભાવથી પર્યાય નથી, બળદેવોને છે, પણ તે પહેલા અનુયોગથી જાણવો. એક સાતમી નરકે, પાંચ છઠ્ઠી નરકે, એક પાંચમી નરકે, એક ચોથી નરકે, અને કૃષ્ણ ત્રીજી નરકે જશે. આઠ બળદેવ અન્તકૃત થશે, એટલે કર્મનો અંત કરીને મોક્ષ ગયા અને એક બળદેવ બ્રહ્મદેવલોકમાં ઉત્પન્ન થશે. ત્યાંથી ચ્યવીને ભરતક્ષેત્રમાં મોક્ષે જશે. બળદેવોએ નિઆણું નથી કર્યું, વાસુદેવોઓ નિઆણું કરવા વાલા હોય છે; બધા બળદેવો ઉર્ધ્વગામી હોય છે, અને વાસુદેવો અધોગામી હોય છે. ૪૦૨-થી ૪૧૫.

હવે જિનનાં આંતરાઓ કહે છે.

उसभो वरवसभगई ततिअसमापच्छिमंमि कालंमि ।
उप्पन्नो पढमजिणो भरहपिआ भारहे वासे ॥ १ ॥
पण्णासा लक्खेहिं कोडीणं सागराण उसभाओ ।
उप्पण्णो अजिअजिणो ततिओ तीसाए लक्खेहिं ॥ २ ॥
जिणवसहसंभवाओ दसहि उ लक्खेहि अयरकोडीणं ।
अभिनंदणो उ भगवं एवइकालेण उप्पण्णो ॥ ३ ॥
अभिणंदणाउ सुमती नवहि उ लक्खेहि अयरकोडीणं ।
उप्पण्णो सुहपुण्णो सुप्पभनामस्स वोच्छामि ॥ ४ ॥
णउईय सहस्सेहि कोडीणं सागराण पुण्णाणं ।
सुमइजिणाउ पउमो एवतिकालेण उप्पन्नो ॥ ५ ॥
पउमप्पहनामाओ नवहि सहस्सेहि अयरकोडीणं ।
कालेणेवइएणं सुपासनामो समुप्पन्नो ॥ ६ ॥
कोडीसएहिं नवहि उ सुपासनामा जिणो समुप्पन्नो ।
चंदप्पभो पभाए पभासयंतो उ तेलोकं ॥ ७ ॥
णउईए कोडीहिं ससीउ सुविहो जिणो समुप्पन्नो ।
सुविहिजिणाओ नवहि उ कोडीहिं सीअलो जाओ ॥ ८ ॥

सीअलजिणाउ भयवं सिज्जंसो सागराण कोडीए ।
सागरसयऊणाए वरिसेहिं तहा इमेहिं तु ॥ ९ ॥
छवीसाए सहस्सेहिं चेव छावट्ठि सयसहस्सेहिं ।
एतेहिं ऊणिआ खलु कोडी मग्गिल्लिआ होइ ॥ १० ॥

चउपन्ना अयराणं सिज्जंसाओ जिणो उ वसुपुज्जो ।
वसुपुज्जाओ विमलो तीसहिं अयरेहि उप्पण्णो ॥ ११ ॥
विमलजिणा उप्पन्नो नवहिं अयरेहि णंतई जिणोऽवि ।
चउ सागरनामेहिं अणंतइतो जिणो धम्मो ॥ १२ ॥

धम्मजिणाओ संती तिहि उ तिचउभागपलिअऊणेहिं ।
अयरेहि समुप्पण्णो पलिअद्धेणं तु कुंथुजिणो ॥ १३ ॥
पलिअचउब्भागूणं कोडीसहस्सूणएण वासाणं ।
कुंथूओ अरनाथो कोडीसहस्सेण मल्लिजिणो ॥ १४ ॥

मल्लिजिणाओ मुणिसुवओ य चउपन्न वासलक्खेहिं ।
सुव्वयनामाओ नमी लक्खेहिं छहीं उ उप्पण्णो ॥ १५ ॥
पंचहिं लक्खेहिं तओ अरिट्ठनेमी जिणो समुप्पण्णो ।
तेसीइ सहस्सेहिं सएहि अद्धट्ठमेहिं च ॥ १६ ॥
नेमीओ पासजिणो पासजिणाओ य होइ वीरजिणो ।
अड्ढाइज्जसएहिं गएहिं वासेहि उप्पण्णो ॥ १७॥

ઉત્તમ વૃષભના જેવી ગતિવાળા ભરતના પિતા પ્રથમ જિનેશ્વર ઋષભદેવ ભારત વર્ષની અંદર ત્રીજા આરાના પાછલા ભાગમાં ઉત્પન્ન થયા. ઋષભદેવ પછી પચાસલાખ કોટી સાગરોપમ પછી અજીતનાથ થયા, તે પછી ત્રીસલાખ કોટી સાગરોપમે સંભવનાથ થયા. સંભવનાથથી દસલાખ કોટી સાગરોપમ વીત્યા પછી અભિનંદન જિન થયા. અભિનંદન પછી નવલાખ કોટી સાગરોપમે સુમતિનાથ ઉત્પન્ન થયા. તે પછી નેવુહજાર કોટી સાગરોપમે પદ્મપ્રભુ થયા. પદ્મપ્રભ પછી નવહજાર કોટી સાગરોપમે સુપાર્શ્વનાથ થયા. તે પછી નવસોકોટી સાગરોપમે ચંદ્રપ્રભ થયા, ચંદ્રપ્રભુ પછી નેવુ કોટી સાગરોપમે પુષ્પદંત થયા, તે પછી નવકોટી સાગરોપમે શીતળનાથ થયા. શીતળનાથ પછી એક કોટી સાગરોપમમાં સો સાગરોપમ છાસઠ લાખ છવીસહજાર ન્યૂન વર્ષે શ્રેયાંસનાથ થયા. શ્રેયાંસનાથ પછી ચોપન સાગરોપમે વાસુપૂજ્ય થયા, વાસુપૂજ્ય પછી ત્રીસ સાગરોપમે વિમળનાથ ઉત્પન્ન થયા, વિમળનાથ ઉત્પન્ન થયા પછી નવ સાગરોપમે અનંતનાથ થયા, અનંતનાથ પછી ચાર સાગરોપમે ધર્મનાથ થયા, ધર્મનાથ પછી એક પલ્યોપમના ચારીઆ ત્રણ ભાગ ન્યૂન ત્રણ સાગરોપમમાં શાન્તીનાથ થયા, શાંતીનાથ પછી અર્દ્ધ પલ્યોપમે

કુંથુનાથ થયા, કુંથુનાથ પછી પલ્યોપમના ચોથા ભાગમાં એક હજાર કોટી વર્ષ ન્યૂનકાળે અરનાથ થયા, અરનાથ પછી એકહજાર કોટી વર્ષે મલ્લિનાથ થયા, મલ્લીનાથ પછી ચોપનલાખ વર્ષે મુનિસુવ્રત થયા, તે પછી છ લાખ વર્ષે નમીનાથ, પછી પાંચલાખ વર્ષે નેમીનાથ, તે પછી ત્યાસીહજાર સાતસો પચાસ વર્ષે પાર્શ્વનાથ, તે પછી અઢીસો વર્ષે વર્ધમાન સ્વામી ઉત્પન્ન થયા. ૧ થી ૧૭.

હવે ચક્રવર્તિની અપેક્ષાએ જિનેશ્વરના આંતરા કહે છે.

उसमे भरहो अजिए सगरो मघवं सणंकुमारो अ ।
धम्मस्स य संतिस्स य जिणंतरे चक्कवट्टिदुगं ॥ ४१६ ॥

संती कुंथू अ अरो अरहंता चेव चक्कवट्टी अ ।
अरमल्लीअंतरे उ हवइ सुभूमो अ कोरव्वो ॥ ४१७ ॥

मुणिसुव्वए नमिमि अ हुंति दुवे पउनाभहरिसेणा ।
नमिनेमिसु जयनामो अरिट्ठपासंतरे बंभो ॥ ४१८ ॥

ઋષભદેવના સમયે ભરતચક્રિ, અજીતનાથના સમયે સગરચક્રિ, ધર્મનાથ અને શાન્તીનાથની વચ્ચે મઘવા અને સનત્કુમાર એ બે ચક્રિ થયા. શાંતીનાથ કુંથુનાથ અને અરનાથ એ ત્રણ જિનેશ્વર તથા ચક્રવર્તિ હતા, અરનાથ અને મલ્લીનાથની અન્તરે સુભૂમચક્રિ થયા, મુનિસુવ્રત અને નામનાથના વખતે પદ્મનાભ અને હરિષેણ એ બે ચક્રિ થયા, નમિનાથ અને નેમનાથના અંતરે જયનામે ચક્રિ થયા, નેમનાથ અને પાર્શ્વનાથના અન્તરે બ્રહ્મચક્રિ થયા. ૪૧૬ થી ૪૧૮.

पंचऽरहंते वंदंति केसवा पंच आणुपुव्वीए।
सिज्जंसतिविट्ठाई धम्मपुरिससीहपेरंता ॥ ४१९ ॥

अरमल्लिअंतरे दुण्णि केसवा पुरिसपुंडरिअदत्ता ।
मुणिसुव्वयनमि अंतरि नारायण कण्हु नेमिमि ॥ ४१० ॥

चक्किदुगं हरिपणगं पणगं चक्कीण केसवो चक्की ।
केसव चक्की केसव दु चक्की केसो अ चक्की अ ॥ ४२१ ॥

ત્રિપૃષ્ઠાદિથી પુરૂષસિંહ પર્યન્તના પાંચ વાસુદેવો અનુક્રમે શ્રેયાંસાદિથી ધર્મનાથ પર્યન્તના પાંચ જિનેશ્વરોને વંદન કરે છે. અરનાથ અને મલ્લીનાથના અંતરે પુરૂષપુંડરીક તથા દત્ત એ બે વાસુદેવ થશે, મુનિસુવ્રત અને નમિનાથના અંતરે નારાયણ વાસુદેવ, નેમનાથની સાથે કૃષ્ણ વાસુદેવ થશે. પ્રથમ બે ચક્રવર્તિ થશે, પછી પાંચ વાસુદેવ થશે, તે પછી પાંચ ચક્રવર્તિ, એક વાસુદેવ, એક ચક્રિ, એક વાસુદેવ, એક ચક્રિ, બે વાસુદેવ, એક ચક્રિ, એક વાસુદેવ અને એક ચક્રવર્તિ એમ અનુક્રમે થશે. ૪૧૯ થી ૪૨૧.

## જિન—ચક્રવર્તિ—અને વાસુદેવના આંતરાની સ્થાપના.

| | | | | |
|---|---|---|---|---|
| ઋષભદેવ: | ભરત: | ૦ | ધનૂંપિ ૫૦૦ | પૂર્વલક્ષા: ૮૪૦૦૦૦૦ |
| અજિત: | સગર: | ૦ | ૪૫૦ | ૭૨ |
| સંભવ: | ૦ | ૦ | ૪૦૦ | ૬૦ |
| અભિનંદન: | ૦ | ૦ | ૩૫૦ | ૫૦ |
| સુમતિ: | ૦ | ૦ | ૩૦૦ | ૪૦ |
| પદ્મપ્રભ: | ૦ | ૦ | ૨૫૦ | ૩૦ |
| સુપાર્શ્વ: | ૦ | ૦ | ૨૦૦ | ૨૦ |
| ચંદ્રપ્રભ: | ૦ | ૦ | ૧૫૦ | ૧૦ |
| સુવિધિ: | ૦ | ૦ | ૧૦૦ | ૨ |
| શીતલ: | ૦ | ૦ | ૯૦ | ૧ |
| શ્રેયાંસ: | ૦ | ત્રિપૃષ્ઠ: | ૮૦ | વર્ષલક્ષ: ૮૪૦૦૦૦૦ |
| વાસુપૂજ્ય: | ૦ | દ્વિપૃષ્ઠ: | ૭૦ | ૭૨ |
| વિમલ: | ૦ | સ્વયંભૂ: | ૬૦ | ૬૦ |
| અનન્ત: | ૦ | પુરુષોત્તમ: | ૫૦ | ૩૦ |
| ધર્મ: | ૦ | પુરુષસિંહ: | ૪૫ | ૧૦ |
| ૦ | મઘવાન્ | ૦ | ૪૨॥ | ૫ |
| ૦ | સનત્કુમાર: | ૦ | ૪૧॥ | ૩ |
| શાન્તિ: | શાન્તિ: | ૦ | ૪૦ | ૧ |
| કુંથુ: | કુંથું: | ૦ | ૩૫ | ૯૫૦૦૦ |
| અર: | અર: | ૦ | ૩૦ | ૮૪૦૦૦ |
| ૦ | ૦ | પુરુષપુંડરીક: | ૨૯ | ૬૫૦૦૦ |
| ૦ | સુભૂમ: | ૦ | ૨૮ | ૬૦૦૦૦ |
| ૦ | ૦ | દત્ત: | ૨૬ | ૫૬૦૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| મલ્લિઃ | ૦ | ૦ | ૨૫ | ૫૫૦૦૦ |
| સુવ્રતઃ | પદ્મઃ | ૦ | ૨૦ | ૩૦૦૦૦ |
| ૦ | ૦ | નારાયણઃ | ૧૬ | ૧૨૦૦૦ |
| નમિઃ | હરિષેણઃ | ૦ | ૧૫ | ૧૦૦૦૦ |
| ૦ | જયઃ | ૦ | ૧૨ | ૩૦૦૦ |
| નેમિઃ | ૦ | કૃષ્ણઃ | ૧૦ | ૧૦૦૦ |
| ૦ | બ્રહ્મદત્તઃ | ૦ | ૭ | ૭૦૦ |
| પાર્શ્વઃ | ૦ | ૦ | ૯ હસ્તાઃ | ૧૦૦ |
| વીરઃ | ૦ | ૦ | ૭ હસ્તાઃ | ૭૨ |

अह भणइ नरवरिंदो ताय ! इमीसित्तिआइ परिसाए ।
अण्णोऽवि कोऽवि होही भरहे वासंमि तित्थयरो ? ॥ ४४ ॥ ( मू० भा० )
तत्थ मरीई नामा आइपरिव्वायगो उसभनत्ता ।
सज्झायझाणजुत्तो एगंते झायइ महप्पा ॥ ४२२ ॥
तं दाएइ जिणिंदो एव नरिंदेण पुच्छिओ संतो ।
धम्मवरचक्कवट्टी अपच्छिमो वीरनामुत्ति ॥ ४२३ ॥
आइगरु दसाराणं तिवट्ठनामेण पोअणाहिवई ।
पिअमित्तचक्कवट्टी मूआइ विदेहवासंमि ॥ ४२४ ॥
तं वयणं सोऊणं राया अंचियतणूरुहसरीरो ।
अभिवंदिऊण पिअरं मरीइमभिवंदओ जाइ ॥ ४२५ ॥
सो विणएण उवगओ काऊण पयाहिणं च तिक्खुत्तो ।
वंदइ अभित्थुणंतो इमाहि महुराहि वग्गूहिं ॥ ४२६ ॥
लाहा हु ते सुलद्धा जंसि तुमं धम्मचक्कवट्टीणं ।
होहिसि दसचउदसमो अपच्छिमो वीरनामुत्ति ॥ ४२७ ॥
णावि अ पारिवज्जं वंदामि अहं इमं च ते जम्मं ।
जं होहिसि तित्थयरो अपच्छिमो तेण वंदामि ॥ ४२८ ॥
एवण्हं थोऊणं काऊण पयाहिणं च तिक्खुत्तो ।
आपुच्छिऊण पिअरं विणीअणगरिं अह पविट्ठो ॥ ४२९ ॥
तव्वयणं सोऊणं तिवई अप्फोडिऊण तिक्खुत्तो ।
अब्भहिअजायहरिसो तत्थ मरीई इमं भणइ ॥ ४३० ॥

जइ वासुदेवु पढमो मूआइ विदेहि चक्कवट्टित्तं ।
चरमो तित्थयराणं होउ अलं इत्तिअं मज्झ ॥ ४३१ ॥
अहयं च दसाराणं पिआ य मे चक्कवट्टिवंसस्स ।
अज्जो तित्थयराणं अहो कुलं उत्तमं मज्झ ॥ ४३२ ॥

ચક્રવર્તિએ કહ્યું કે હે તાત ! આ આટલી પર્ષદામાંથી બીજો કોઈ તીર્થંકર આ ભારતવર્ષમાં થશે ? તે વખતે ત્યાં ભરતનો પુત્ર અને આદ્ય પરિવ્રાજક મરીચિ ઋષભનો પૌત્ર સ્વાધ્યાય ધ્યાન શુક્ત એકાન્તે મહાત્મા ધ્યાન કરતો હતો; તેને ચક્રવર્તિએ પૂછેલા જિનેશ્વરે બતાવીને કહ્યું કે "આ" વીર નામે છેલ્લા ધર્મચક્રવર્તિ થશે, તથા પોતનપુરનો અધિપતિ ત્રિપૃષ્ઠ નામે પ્રથમ વાસુદેવ, અને મહાવિદેહમાં મૂકાનગરીની અંદર પ્રિયમિત્રનામે ચક્રવર્તિ થશે. તે વચન સાંભળીને ભરતરાજા અત્યન્તરોમાંચિત થયો થકો પિતાને વંદન કરીને મરીચિને વંદન કરવા ગયો, તે વિનયથી મરીચી પાસે ગયો, ત્યાં ત્રણ વાર પ્રદક્ષિણા કરીને આ પ્રમાણે મધુરવાણીથી સ્તુતિ કરતો વંદન કરવા લાગ્યો. અહો ! તમે અત્યન્ત અભ્યુદય પામ્યા છો, કેમકે તમે છેલ્લા ચોવીસમા વીર નામે ધર્મચક્રવર્તિ થશો. તમારા આ પરિવ્રાજકપણા કે આ જન્મને હું નથી વંદન કરતો, પણ છેલ્લા તીર્થંકર થશો, તેથી વંદન કરૂં છું. એ પ્રમાણે સ્તુતિ કરી, ત્રણવાર પ્રદક્ષિણા આપીને, પિતાજીને પૂછીને પછી તે ભરત રાજા વિનીતા નગરીમાં પેઠા. ભરતનાં તે વચન સાંભળીને ત્રિપદી કરી ભૂમીસ્ફોટ ત્રણવાર કરીને અધિક હર્ષવન્ત થયો થકો, ત્યાં મરીચિ આ પ્રમાણે બોલ્યો. જોહું પ્રથમ વાસુદેવ, મહાવિદેહમાં મૂકાનગરીની અંદર ચક્રવર્તિ, અને આ ક્ષેત્રમાં છેલ્લો તીર્થંકર થઇશ, તો એટલાથીજ મારે બસ છે. અહો ! હું પ્રથમ વાસુદેવ થઇશ, મારા પિતા પ્રથમ ચક્રવર્તિ, અને પિતામહ આદ્યતીર્થંકર, અહો ! મારૂં કુળ ઉત્તમ છે. ૪૩૨.

હવે નિર્વાણદ્વાર કહે છે.

अह भगवं भवमहणो पुव्वाणमणूणगं सयसहस्सं ।
अणुपुव्वि विहरिऊणं पत्तो अट्ठावयं सेलं ॥ ४३३ ॥
अट्ठावयंमि सेले चउदसभत्तेण सो महरिसीणं ।
दसहि सहस्सेहि समं निव्वाणमणुत्तरं पत्तो ॥ ४३४ ॥
निव्वाणं १ चिइगागिई जिणस्स इक्खाग सेसयाणं च २ ।
सकहा ३ थूभ जिणहरे ४ जायग ५ तेणाहिअग्गित्ति ६ ॥ ४३५ ॥
थूभे सय भाउगाणं चउवीसं चेव जिणहरे कासी ।
सव्वजिणाणं पडिमा वण्णपमाणेहि निअएहिं ॥ (मू. भा.) ॥ ४५ ॥
आयंसघरपवेसो भरहे पडणं च अंगुलिज्जस्स ।
सेसाणं उम्मुअणं संवेगो नाण दिक्खा य ॥ ४३६ ॥

સંસારનું મથન કરનાર ભગવાન સંપૂર્ણ એક લાખ પૂર્વ વર્ષ પર્યન્ત વિહાર કરીને અનુક્રમે અષ્ટાપદ પર્વતપર આવ્યા, ત્યાં અષ્ટાપદ પર્વત ઉપર છ ઉપવાસના તપ યુક્ત તે ભગવાન દસહજાર મહર્ષિ-મુનિઓની સાથે અનુત્તર નિર્વાણપદ પામ્યા. ભગવાન્

નિર્વાણ પામ્યા પછી દેવોએ ત્રણ ચિતાઓ કરી, ( પૂર્વદિશાની ચિતામાં તીર્થંકર, દક્ષિણ દિશાની ચિતામાં ઇક્ષ્વાકુવંશના પુરૂષો અને પશ્ચિમ દિશાની ચિતામાં બાકીનાઓને અગ્નિદાહ દેવોએ કર્યો) ભગવન્તની દાઢાઓ ઇન્દ્રોએ ગ્રહણ કરી, ભરતે સ્તૂપ અને જિનગૃહ કરાવ્યાં, શ્રાવકોએ ભક્તિથી દેવો પાસે યાચના કરી, તેથી તેઓ આહિતાગ્નિ ( ગૃહમાં અગ્નિ સ્થાપન કરીને પૂજનારા ) થયા. ભરતે, સો ભાઈઓનાં સો સ્તૂપ કરાવ્યા, અને દેરાસરમાં ચોવીશી ( ચોવીશ પ્રતિમા ) વાળું જિનગૃહ કરાવ્યું. અને સર્વ જિનોની પ્રતિમાઓ પોતાના વર્ણ તથા પ્રમાણ મુજબ કરાવી. તે પછી ભરત રાજા ઘેર આવીને આદર્શ ભુવનમાં ગયા, ત્યાં વીંટી પડી જવાથી તે આંગલી શોભા વિનાની જણાવા લાગી, તેથી બાકીનાં આભૂષણો પણ તજી દીધા, આથી સંવેગ થયો, સંવેગ થવાથી જ્ઞાન થયું, અને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું પછી દીક્ષા લીધી. ૪૩૩ થી ૪૩૬

पुच्छंताण कहेई उवट्ठिए देइ साहुणो सीसे ।
गेलन्नि अपडिअरणं कविला इत्थंपि इहयंपि ॥ ४३७ ॥
दुब्भासिएण इक्केण मरीई दुक्खसायरं पत्तो ।
भमिओ कोडाकोडिं सागरसरिनामधेज्जाणं ॥ ४३८ ॥
तम्मूलं संसारो नीआगोत्तं च कासि तिवईपि ।
अपडिक्कंतो बंभे,कविलो अंतद्धिओ कहए ॥ ४३९ ॥

પાસે આવીને ધર્મ પુછનારા જીવોને તે જિનોક્ત ધર્મ કહેતા, અને બોધ પામેલા શિષ્યો સાધુઓને આપતા, અન્યદા મરીચી ગ્લાન થવાથી, કોઈ સાધુએ તેની પ્રતિચર્યા ન કરી, ( નિરોગી થયા પછી કપિલ નામે રાજકુમાર તેની પાસે આવ્યો, તેને જિનોક્ત ધર્મ કહ્યો, તેથી તેણે પૂછ્યું, શું તમારી પાસે ધર્મ નથી ? મરીચીએ તેને બહુલકર્મી અને પોતાનો મદદગારી માનીને કહ્યું કે ત્યાં ધર્મ છે, અને અહીં પણ ધર્મ છે. આ એકજ દુર્ભાષણથી મરીચીએ દુઃખનો સમુદ્ર પ્રાપ્ત કર્યો, અને કોટાકોટી સાગરોપમ પ્રમાણ સંસારમાં ભમ્યો, પૂર્વોક્ત ત્રિપદી દુર્ભાષણ અને દલરૂપ સંસાર અને નીચગોત્ર પ્રાપ્ત કર્યું. દુર્ભાષણનું પ્રતિક્રમણ કર્યા વિના તે મરણ પામીને બ્રહ્મદેવલોકમાં દેવ થયો. તેનો શિષ્ય કપિલ મૃત્યુ પછી દેવલોકમાંથી અંતર્ધાન થઈને સ્વશિષ્ય આસુરીને તત્ત્વનો ઉપદેશ કરવા લાગ્યો, ત્યારથી ષષ્ટિતંત્ર દર્શન પ્રવર્ત્યું. ૪૩૭ થી ૪૩૯.

इक्खागेसु मरीई चउरासीई अ बंभलोगंमि ।
कोसिउ कुल्लागंमी (गेमु) असीइमाउ च संसार ॥ ४४० ॥
थूणाइ पूसमित्तो आउं बावत्तरिं च सोहम्मे ।
चेइअ अग्गिज्जोओ चोवट्ठीसाणकप्पंमि ॥ ४४१ ॥
मंदिरे अग्गिभूई चउपन्नाउ सणकुमारंमि ।
सेअवि भारद्दाओ चोआलीस च माहिंदे ॥ ४४२ ॥
संसरिअ थावरो रायगिह चउतीस बंभलोगंमि ।
छस्सुवि पारिवज्जं भमिआ तत्तो अ संसारे ॥ ४४ ॥

रायगिह विस्सनंदी विसाहभूई अ तस्स जुवराया ।
जुवरण्णो विस्सभूई विसाहनंदी अ इअरस्स ॥ ४४४ ॥

रायगिह विस्सभूई विसाहभूइसुअ खत्तिए ।
कोडी वाससहस्सं दिक्खा संभूअजइस्स पासंमि ॥ ४४५ ॥

ઇક્ષ્વાકુવંશમાં મરીચી ચોરાશી લાખ પૂર્વનું આયુષ પાળીને બ્રહ્મદેવલોકમાં દેવ થયો, ત્યાંથી ચ્યવીને કોલ્લાક સંનિવેશમાં બ્રાહ્મણ થયો, ત્યાં એંસી લાખ પૂર્વનું આયુષ્ય ભોગવીને સંસારમાં જુદા જુદા ભવો ગ્રહણ કર્યા. કેટલાક કાળ પછી સ્થૂણા નગરીની અંદર પુષ્પમિત્ર નામે બ્રાહ્મણ થયો, ત્યાં બહોતેર લાખ પૂર્વનું આયુષ ભોગવીને (પરિવ્રાજક થઇને) સૌધર્મ કલ્પમાં દેવ થયો, ત્યાંથી ચ્યવીને ચૈત્યસંનિવેશમાં ચોસઠલાખ પૂર્વના આયુષવાળો અગ્નિદ્યોત નામે બ્રાહ્મણ થયો, (ત્યાં પારિવ્રાજક દીક્ષા પાળીને) ઈશાન કલ્પમાં દેવ થયો. ત્યાંથી ચ્યવીને મંદીર સંનિવેશમાં છપ્પન લાખ પૂર્વના આયુષવાળો અગ્નિભૂતિ નામે બ્રાહ્મણ થયો, (ત્યાં પરિવ્રાજક થઇને) સનત્કુમાર કલ્પમાં દેવ થયો. ત્યાંથી ચ્યવીને શ્વેતવી નગરીમાં ચુમ્માળીશ લાખ પૂર્વના આયુષવાળો ભારદ્વાજ નામે બ્રાહ્મણ થયો, (પરિવ્રાજક દીક્ષા પાળીને) માહેંદ્ર કલ્પમાં દેવ થયો. ત્યાંથી ચ્યવીને કેટલોક કાળ સંસારમાં ભ્રમણ કરી રાજગૃહ નગરમાં ચોત્રીસલાખ પૂર્વના આયુષવાળો સ્થાવર નામે બ્રાહ્મણ થયો, એ પ્રમાણે છ વાર પરિવ્રાજક બનીને દેવલોક પામ્યો. પછી ત્યાંથી ચ્યવીને ઘણો કાળ સંસારમાં ભમ્યો. તે પછી રાજગૃહ નગરમાં વિશ્વનંદી રાજા હતો, વિશાખભૂતિ તેનો ભાઈ યુવરાજ હતો. યુવરાજને કોટી વર્ષના આયુષ્યવાલા વિશ્વભૂતિ અને રાજાને વિશાખનંદિ નામે પુત્રો હતા. રાજગૃહ નગરમાં વિશ્વભૂતિ રાજા થયો અને વિશાખભૂતિએ સંભૂતમુનિ પાસે દીક્ષા લીધી, કોટી હજાર વર્ષ પર્યન્ત દીક્ષા પાળી. ૪૪૦ થી ૪૪૫.

गोत्तासिउ महुराए सनिआणो मासिएण भत्तेणं ।
महसुक्के उववन्नो तओ चुओ पोअणपुरंमि ॥ ४४६ ॥

पुत्तो पयावइस्सा मिआवईदेविकुच्छिसंभूओ ।
नामेण तिविट्ठुत्ति आई आसी दसाराणं ॥ ४४७ ॥

चुलसीइमप्पइट्ठे सीहो नरएसु तिरियमणुएसु ।
पिअमित्त चक्कवट्टी मूआइ विदेहि चुलसीई ॥ ४४८ ॥

पुत्तो धणंजयस्सा पुट्टिल परिआउ कोडी सव्वट्ठे ।
णंदण छत्तग्गाए पणवीसाउं सयसहस्सा ॥ ४४९ ॥

पव्वज पुट्टिले सयसहस्स सव्वत्थ माभत्तेणं ।
पुप्फुत्तरि उववण्णो तओ चुओ माहणकुलंमि ॥ ४५० ॥
अरिहंत सिद्ध० ॥४५१॥ दंसण० ॥४५२॥ अप्पुव० ॥४५३॥
पुरिमेण० ॥४५४॥ तं च कहं० ॥४५५॥ निअमा० ॥ ४५६ ॥

माहणकुंडग्गामे कोडालसगुत्त माहणो अत्थि ।
तस्स घरे उववण्णो देवाणंदाइ कुच्छिंसि ॥ ४५७ ॥

માસભક્તના પારણે મથુરાનગરીમાં પેઠો, ત્યાં ગાયથી ત્રાસ પામ્યો, નિયાણુ કરીને મહાશુક્ર કલ્પમાં ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવીને પોતનપુર નગરમાં મૃગાવતી રાણીની કુક્ષીથી ઉત્પન્ન થએલો ત્રિપૃષ્ઠ નામે પ્રજાપતિ રાજાનો પુત્ર, અને પ્રથમ વાસુદેવ થયો. ત્યાં ચોરાશીલાખ વર્ષનું આયુષ પાળીને સાતમી નરકમાં અપ્રતિષ્ઠાન નરકાવાસમાં ઉત્પન્ન થયો. ત્યાંથી નીકળીને સીંહ થયો, તે મરીને પુનઃનરકે ગયો, પછી તિર્યંચ-મનુષ્યમાં કેટલાક ભવ ગ્રહણ કરીને મહાવિદેહ ક્ષેત્રમાં મૂકા નગરીની અંદર ચોરાશી લાખ પૂર્વના આયુષવાળો પ્રિયમિત્ર નામે ચક્રવર્તિ થયો. ધનંજયનો પુત્ર પ્રિયમિત્ર ચક્રવર્તિના ભોગો ભોગવીને પ્રોષ્ઠિલાચાર્ય પાસે દીક્ષા લીધી, ક્રોડ વર્ષ પર્યન્ત દીક્ષા પાળીને મહાશુક્ર કલ્પની અંદર સર્વાર્થ વિમાનમાં દેવ થયો. ત્યાંથી ચ્યવીને છત્રાગ્રા નગરીમાં પચીસલાખ વર્ષના આયુવાળો નંદન નામે રાજકુમાર થયો. ત્યાં પ્રોષ્ઠિલાચાર્ય પાસે દીક્ષા લીધી, એક લાખ વર્ષ પર્યન્ત નિરંતર માસભક્તના તપથી ચારિત્ર પાળીને ( વીસ સ્થાનકનું આરાધન કરી, તીર્થંકર નામકર્મ નિકાચીને ) પુષ્પોત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવીને બ્રાહ્મણ કુંડ ગામમાં બ્રાહ્મણ કુળની અંદર ઉત્પન્ન થયો. ( અરિહંત- સિદ્ધ ઇત્યાદિ છ ગાથાનો અર્થ પૂર્વે ૧૭૯ થી ૧૮૪ મી ગાથામાં લખાઈ-ગયો છે, તેથી ફરી નથી લખતા. ) બ્રાહ્મણકુંડ ગામની અંદર કોડાલસગોત્રી ઋષભદત્ત નામના બ્રાહ્મણના, ઘેર દેવાનંદાની કુક્ષિમાં ઉત્પન્ન થયો. ૪૪૬ થી ૪૫૭.

હવે વર્ધમાનસ્વામિ સંબંધી હકીકત જણાવવાને દ્વાર ગાથા કહે છે.

सुमिण १ मवहार २ भिग्गह ३ जम्मण ४ मभिसेअ ५ वुड्ढि ६ सरणं ७ च ।
भेसण ८ विवाह ९ ऽवच्चे १० दाणे ११ संबोह १२ निक्खमणे १३ ॥४५८॥
गय वसह सीह अभिसेअ दाम ससि दिणयरं झयं कुंभं ।
पउमसर सागर विमाणभवण रयणुच्चय सिहिं च ॥ ४६ ॥ मू. भा.
एए चउदस सुमिणे पासइ सा माहणी सुहपसुत्ता ।
जं रयणिं उववण्णो कुच्छिंसि महायसो वीरो ॥ ४७ ॥ भा० ॥
अह दिवसे बासीई वसइ तहिं माहणीइ कुच्छिंसि ।
चिंतइ सोहम्मवई साहरिउं जे जिणं कालो ॥ ४८ ॥ भा०
अरहंत चक्कवट्टी बलदेवा चेव वासुदेवा य ।
एए उत्तमपुरिसा नहु तुच्छकुलेसु जायंति ॥ ४९ ॥ भा०
उग्गकुलभोगखत्तिअकुलेसु इक्खागनायकोरव्वे
हरिवंसे अ विसाले आयंति तहिं पुरिससीहा ॥ ५० ॥ भा०
अह भगइ णेगमेसिं देविंदो एस इत्थ तित्थयरो ।
लोगुत्तमो महप्पा उववण्णो माहणकुलंमि ॥ ५१ ॥ भा०
खत्तिअकुंडग्गामे सिद्धत्थो नाम खत्तिओ अत्थि ।

सिद्धत्थभारिआए साहर तिसलाइ कुच्छिसि ॥ ५२ ॥ भा०
बाढंति भाणिऊणं वासारत्तस्स पंचमे पक्खे ।
साहरइ पुव्वरत्ते हत्थुत्तर तेरसीदिवसे ॥ ५३ ॥ भा०
गय-वसह० ॥ ५४ ॥ भा०
एए चोद्दस सुमिणे पासइ सा माहणी पडिनिअत्ते ।
जं रयणी अवहरिओ कुच्छिओ महायसो वीरो ॥ ५५ ॥ भा०
गय-वसह० ॥ ५६ ॥ भा०
एए चोद्दस सुमिणे पासइ सा तिसलया सुहपसुत्ता ।
जंरयणिं साहरिओ कुच्छिसि महायसो वीरो ॥ ५७ ॥ भा०

સ્વપ્ન, અપહાર, અભિગ્રહ, જન્મ, અભિષેક, વૃદ્ધિ, જાતિસ્મરણ, ભીતિ, વિવાહ-વિધિ, અપત્ય, દાન, સંબોધન, અને નિષ્ક્રમણ એ તેર દ્વારો કહેવાશે. ગજ, વૃષભ, સીંહ, શ્રીદેવીનો અભિષેક, પુષ્પમાળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજા, કુંભ, પદ્મસરોવર, સમુદ્ર, વૈમાનિકથી ચ્યવેલાને વિમાન અને અધોલોકથી નીકલેલાને ભુવન, રત્નસમૂહ અને અગ્નિ, એ ચૌદ સ્વપ્નાં સુખે સુતેલી તે દેવાનંદાબ્રાહ્મણીએ જે રાત્રીએ મહાયશ વીરભગવાન્ તેની કુક્ષિમાં ઉત્પન્ન થયા ત્યારે જોયાં. તે બ્રાહ્મણીની કુક્ષિમાં બ્યાસી દિવસ ભગવન્ત રહ્યા, તે પછી સૌધર્મપતિએ જિનેશ્વરને ત્યાંથી હરણ કરવાનો કાળ વિચાર્યો. અરિહંત, ચક્રવર્તિ બળદેવ અને વાસુદેવ એ ઉત્તમપુરૂષો તુચ્છકુળની અંદર ઉત્પન્ન થતા નથી; પણ ઉગ્રકુળ, ભોગકુળ, ક્ષત્રિયકુળ, ઇક્ષ્વાકુકુળ, જ્ઞાતકુળ, કૌરવ્યકુળ અને વિશાળ હરિવંશને વિષે એવા પુરૂષસીંહો આવીને ઉત્પન્ન થાય છે. તે પછી દેવેંદ્રે હરિણગમેષિદેવને કહ્યું કે આ લોકોત્તમ-મહાત્મા-તીર્થંકર ભગવાન આ બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થયા છે, ( તે યોગ્ય નથી, માટે ) ક્ષત્રિયકુંડ ગામની અંદર સિદ્ધાર્થ નામે ક્ષત્રિય છે, તેની ભાર્યા ત્રિશલાની કુક્ષિમાં ભગવન્તને સંહરીને લઈ જા. “ બહુ સારૂ ” એમ કહીને હરિણગમેષિદેવે વર્ષા-રાત્રના પાંચમા પખવાડીઆમાં હસ્તોત્તર ( ઉત્તરાફાલ્ગુની ) આસો વદ તેરશના દિવસે રાત્રિના પૂર્વભાગમાં પહેલા બે પોહોર પછી ગર્ભનું સંહરણ કર્યું. આથી કરીને જે રાત્રિએ મહાયશ ભગવાન વીરપ્રભુ કુક્ષિમાંથી સંહરણ કરાયા તે રાત્રિએ ગજ-વૃષભાદિ ચૌદ સ્વપ્નાં તે બ્રાહ્મણીએ પાછાં ફરતાં જોયાં, અને એજ ગજ-વૃષભાદિ ચૌદ સ્વપ્નાં જે રાત્રિએ મહા-યશ વીરભગવાન્ પોતાની કુક્ષિમાં સંહરણ કરીને મૂકાયા તે રાત્રિએ સુખે સુતેલી ત્રિશ-લાએ જોયાં. ૫૭

હવે અભિષેકદ્વાર અને જન્મદ્વાર કહે છે.

तिहि नाणेहि समग्गो देवीतिसलाइ सो अ कुच्छिंसि ।
अह वसइ सण्णिगब्भो छम्मासे अद्धमासं च ॥ ५८ ॥ भा०
अह सत्तमंमि मासे गब्भत्थो चेवऽभिग्गहं गिण्हे ।
नाहं समणो होहं अम्मापिअरंमि जीवंते ॥ ५९ ॥ भा०
दोण्हं वरमहिलाणं गब्भे वसिऊण गब्भसुकुमालो ।

नवमासे पडिपुण्णे सत्त य दिवसे समइरेगे ॥ ६० ॥ भा०
अह चित्तसुद्धपक्खस्स तेरसी पुव्वरत्तकालंमि ।
हत्थुत्तराहिं जाओ कुंडग्गामे महावीरो ॥ ६१ ॥ भा०
आभरणरयणवासं वुट्ठं तित्थंकरंमि जायंमि ।
सक्को य देवराया उवागओ आगया निहओ ॥ ६२ ॥ भा०
तुट्ठाओ देवीओ देवा आणंदिआ सपरिसागा ।
भयवंमि वद्धमाणे तेलुक्कसुहावहे जाए ॥ ६३ ॥ भा०

ત્રિશલાદેવીની કુક્ષિમાં તે સંક્રાંગર્ભ ત્રણ જ્ઞાન સહિત સાડાછમાસ રહ્યા. તે પછી સાતમા મહીને ગર્ભમાં રહ્યા થકાજ ભગવન્તે અભિગ્રહ ગ્રહણ કર્યો કે-માતા-પિતા જીવતાં છતાં હું સાધુ નહિ થાઉં. બન્ને ઉત્તમસ્ત્રીઓના ગર્ભમાં ગર્ભસુકુમાર ભગવન્ત રહીને સંપૂર્ણ નવ માસ અને સાત દિવસ અધિકકાળે ચૈતર સુદી ત્રયોદશીના દિવસે રાત્રિના પહેલા બે પ્રહર પછી હસ્તોત્તરા નક્ષત્ર-ઉત્તરાફાલ્ગુનીની અંદર ક્ષત્રિયકુંડ ગામને વિષે ભગવન્ત મહાવીર જન્મ્યા. તીર્થંકર મહાવીર દેવ જન્મ્યા એટલે આભરણ-રત્ન-અને વસ્ત્રોની વૃષ્ટિ થઈ, દેવોના રાજા ઈન્દ્ર આવ્યા, અને પદ્માદિ નિધિઓ પણ આવ્યા. ત્રણ લોકને સુખકારી ભગવાન વર્ધમાન દેવનો જન્મ થવાથી દેવીઓ પ્રસન્ન થઇ અને દેવો પર્ષદાસહિત આનંદ પામ્યા. ૫૮ થી ૬૩

भवणवइवाणमंतर जोइसवासी विमाणवासी अ ।
सव्विड्ढिए सपरिसा चउविहा आगया देवा ॥ ६४ ॥ भा०
देवेहिं संपरिवुडो देविंदो गिण्हिऊण तित्थयरं ।
नेऊण मंदरगिरिं अभिसेअं तत्थ कासी अ ॥ ६५ ॥ भा०
काऊण य अभिसेअं देविंदो देवदाणवेहि समं ।
जणणीइ समप्पित्ता जम्मणमहिमं च कासी अ ॥ ६६ ॥ भा०
खोमं कुंडलजुअलं सिरिदामं चेव देइ सक्को से ।
मणिकणगरयणवासं उवरिछुभे जंभगा देवा ॥ ६७ ॥ भा०
वेसमणवयणसंचोइआ उ ते तिरिअजंभगा देवा ।
कोडीग्गसो हिरण्णं रयणाणि अ तत्थ उवणिंति ॥ ६८ ॥ भा०
अह व ड्ढइ सो भयवं दिअलोअचुओ अणोवमसिरीओ ।
दासीदासपरिवुडो परिकिण्णो पीढमद्देहिं ॥ ६९ ॥
असिअसिरओ सुनयणो० ॥७०॥ जाइस्सरो अ भयवं० ॥७१॥ भा०

ભવનપતિ-વ્યન્તર-જ્યોતિષિ-અને વિમાનવાસી એ ચાર પ્રકારના દેવો સર્વઋદ્ધિ યુક્ત પર્ષદા સહિત આવ્યા. દેવોથી વીંટાએલા ઇન્દ્ર તીર્થંકરને ગ્રહણ કરીને મેરૂપર્વત પર લઈ જઇને ત્યાં અભિષેક કર્યો. દેવ-દાનવો સહિત ઇન્દ્રે અભિષેક કરીને ભગવન્ત માતાને સોંપ્યા, અને જન્મ મહોત્સવ કર્યો. ક્ષૌમવસ્ત્ર, કુંડળયુગલ, અને શ્રીદામ ઇન્દ્રે

તેમને આપ્યા, તથા જૃંભક દેવોએ મણિ-કનક-અને રત્નની વૃષ્ટિ કરી. વૈશ્રમણ દેવથી પ્રેરાએલા તે તિર્યગ્જૃંભકદેવો કોટીગમે સુવર્ણ અને રત્નો ત્યાં લાવ્યા. દેવલોકથી ચ્યવેલા અનુપમશોભાવાળા દાસ-દાસી તથા મોટા રાજાઓથી વીંટાએલા તે ભગવાન અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યા. શ્યામકેશ, સુંદરનયન, બિંબફળ જેવા ઓષ્ઠ, શ્વેત દંતપંક્તિ, શ્રેષ્ઠ પદ્મના ગર્ભ સમાન ગાર, વિકસિત કમળના જેવા ગંધવાળા, જાતિસ્મરણ જ્ઞાનવાળા, અપ્રતિપાતિ ત્રણ જ્ઞાન સહિત એવા ભગવાન તે તે મનુષ્યોથી કાન્તી અને બુદ્ધિમાં અધિક હતા. ૬૪ થી ૭૧

હવે ભેષણાદિ દ્વારો કહે છે.

अह ऊणअट्ठवासस्स भगवओ सुरवराण मज्झंमि ।
संतगुणुक्कित्तणयं करेइ सक्को सुहम्माए ॥ ७२ ॥ भा०
बालो अबालभावो अबालपरक्कमो महावीरो ।
नहु सक्कइ भेसेउं अमरेहिं सइंदिएहिंपि ॥ ७३ ॥ भा०
तं वयणं सोऊणं अह एगु सुरो असद्दहंतो उ ।
एइ जिणसण्णिगासं तुरिअं सो भेमणट्ठाए ॥ ७४ ॥ भा०
सप्पं च तरुवरंमी काउं तिंदूसएण डिंभं च ।
पिट्ठी मुट्ठीइ हओ वंदिअ वीरं पडिनिअत्तो ॥ ७५ ॥ भा०
अह तं अम्मापिअरो जाणित्ता अहिअअट्ठवासं तु ।
कयकोऊअलंकारं लेहायरिअस्स उवणिंति ॥ ७६ ॥ भा०
सक्को अ तस्समक्खं भगवंतं आसणे निवेसित्ता ।
सद्दस्स लक्खणं पुच्छि वागरणं अवयवा इंदं ॥ ७७ ॥
उम्मुक्कबालभावो कमेण अह जोव्वणं अणुप्पत्तो ।
भोगसमत्थं णाउं अम्मापिअरो उ वीरस्स ॥ ७८ ॥
तिहिरिक्खंमि पसत्थे महन्तसामन्तकुलपसूआए ।
कारंति पाणिगहणं जसोअवररायकण्णाए ॥ ७९ ॥

જ્યારે ભગવાન્ આઠ વર્ષમાં કંઈક ન્યૂન ઉમ્મરના હતા ત્યારે ઇન્દ્ર મહારાજે સુધર્મ-સભામાં દેવોની મધ્યે તેમના સદ્ગુણોનું કીર્તન કર્યું, કે ભગવાન મહાવીરદેવ બાળક છતાં પણ બાળભાવ રહિત અને મોટાના જેવા પરાક્રમવાળા છે, તેમને ઇન્દ્ર સહિત દેવોથી પણ ભય પમાડી શકાય નહિ. તે પછી ઇન્દ્રનાં તે વચન સાંભળીને એક દેવ તે વાત નહિ માનતો થકો સત્વર જિનેશ્વરની પાસે તેમને ભય પમાડવા આવ્યો. તે વખતે ભગવાન બાળકોની સાક્ષે વૃક્ષઉપર ક્રીડા કરતા હતા, ત્યાં પેલો દેવ વૃક્ષની નીચે સર્પનું રૂપ ધરીને ઉંચું મુખ કરી રહ્યો, ભગવન્તે તેને માત્ર ડાબા હાથથીજ દૂર ફેંકી દીધો, પછી ભગવાન તિન્દૂસક નામની રમત રમવા લાગ્યા, તે દેવ પણ બાળરૂપ ધરીને સાથે રમવા લાગ્યો, ભગવન્તે રમતમાં તેને જીત્યો, તેથી તેના સ્કંધઉપર ભગવાન બેઠા, આથી દેવે પિશાચરૂપ ધરીને વધવા માંડ્યું, ભગવન્તે ભય પામ્યા સિવાય તેની પીઠ ઉપર મુષ્ટિ-

નો પ્રહાર કર્યો, તેથી તે દેવ ત્યાંજ નિમગ્ન થયો. પછી વીર પ્રભુને વંદન કરીને તે પોતાના સ્થાને ગયો. પછી ભગવન્તને આઠ વર્ષથી અધિક ઉમ્મરના જાણીને માતા-પિતા તેમને રક્ષા-અલંકારાદિથી શણગારીને લેખાચાર્ય પાસે લઇ ગયા. તે વખતે ઇન્દ્રમહારાજે ઉપાધ્યાયની સમક્ષ ભગવન્તને મોટા આસન ઉપર બેસારીને શબ્દનું લક્ષણ પૂછયું, ભગવન્તે વ્યાકરણના અવયવો કહ્યા, ત્યારથી ઐંદ્ર વ્યાકરણ થયું. અનુક્રમે બાળભાવથી મુક્ત થઇને યૌવન વય પામેલા વીરપ્રભુને ભોગ સમર્થ જાણીને માતા-પિતાએ પ્રશસ્ત તિથી અને નક્ષત્રમાં મોટા સામન્તના કુળમાં ઉત્પન્ન થએલી યશોદા નામે શ્રેષ્ઠ રાજકુમારી સાથે પાણિગ્રહણ કરાવ્યું. ૭૨ થી ૭૯

पंचविहे माणुस्से भोगे भुंजित्त सह जसोआए ।
तेयसिरिं व सुरूवं जणेइ पिअदंसणं धूअं ॥ ८० ॥ भा०
हत्थुत्तरजोएणं कुंडग्गामंमि खत्तिओ जच्चो ।
वज्जरिसहसंघयणो भविअजणविबोहओ वीरो ॥ ४५९ ॥
सो देवपरिग्गहिओ तीसं वासाइ वसइ गिहवासे ।
अम्मापिईहिं भयवं देवत्तगएहिं पव्वइओ ॥ ४६० ॥
संवच्छरेण० ॥ ८१ ॥ एगा हिरण्णकोडी० ॥ ८२ ॥
सिंघाडय० ॥ ८३ ॥ वरवरिआ० ॥ ८४ ॥ तिण्णेव य० ॥ ८५ ॥
सारस्सयमाइच्चा० ॥ ८६ ॥ एए देवनिकाया० ॥ ८७ ॥ भा०
एवं अभित्थुव्वंतो बुद्धो बुद्धारविंदसरिसमुहो ।
लोगंतिगदेवेहिं कुंडग्गामे महावीरो ॥ ८८ ॥ भा०

યશોદાની સાથે મનુષ્યના પંચવિધ ભોગો ભોગવતાં તેજની લક્ષ્મી જેવી સુરૂપા પ્રિયદર્શના નામે પુત્રી થઇ. ત્રીસ વર્ષ સુધી ગૃહવાસમાં રહીને માતા-પિતા દેવગતિ પામ્યા પછી ક્ષત્રિયકુંડ ગામમાં હસ્તોત્તરા નક્ષત્ર-ઉત્તરાફાલ્ગુનીની અંદર ઉત્તમ ક્ષત્રિય જાતિવાળા, વજ્રઋષભનારાચસંઘયણવાળા, ભવ્યજનને બોધ પમાડનાર મહાવીર પ્રભુએ દીક્ષા લીધી. ( આ પછીની સાત ગાથાઓનો અર્થ પૂર્વે ૨૧૬ મી ગાથાથી ૨૨૨ સુધીની ગાથાઓમાં આવી ગયો છે, તેથી ત્યાંથી જોઈ લેવો. ) એ પ્રમાણે લોકાન્તિક દેવોથી કુંડ ગામની અંદર સ્તુતિ કરાતા વિકસિત કમળ જેવા મુખવાળા ભગવાન્ મહાવીરદેવ બોધ પામ્યા. ૮૦ થી ૮૮.

હવે નિષ્ક્રમણ દ્વાર કહે છે.

मणपरिणामो अ कओ अभिनिक्खमणंमि जिणवरिंदेण ।
देवेहि य देवीहि य समंतओ उच्छयं गयणं ॥ ८९ ॥ भा०
भवणवइ वाणमंतर जोइसवासी विमाणवासी अ ॥
धरणियले गयणयले विज्जुज्जोओ कओ खिप्पं ॥ ९० ॥ भा०
जाव य कुंडग्गामो जाव य देवाण भवणआवासा ।
देवेहि य देवीहि य अविरहियं संचरंतेहिं ॥ ९१ ॥ भा० ॥

चंदप्पभा य सीआ उवणीआ जम्मजरणमुक्कस्स ।
आसत्तमल्लदामा जलयथलयदिव्वकुसुमेहिं ॥ ९२ ॥ भा०
पंचासइ आयामा धणूणि विच्छिन्न पण्णवीसं तु ।
छत्तीसइमुव्विद्धा सीआ चंदप्पभा भणिआ ॥ ९३ ॥ भा०
सीआइ मज्झयारे दिव्वं मणिकणगरयणाचिंचइअं ।
सीहासणं महरिहं सपायवीढं जिणवरस्स ॥ ९४ ॥ भा०
आलइअमालमउडो भासुरबोंदी पलंबवणमालो ।
सेययवत्थनियत्थो जस्स य मोल्लं सयसहस्सं ॥ ९५ ॥ भा०
छट्ठेणं भत्तेणं अज्झवस्साणेण सोहणेण जिणो ।
लेसाहि विसुज्झंतो आरुहई उत्तमं सीअं ॥ ९६ ॥ भा०

અભિનિષ્કમણને વિષે જિનેશ્વરે મનઃપરિણામ કર્યા, તેથી દેવ અને દેવીઓથી સર્વ દિશાઓમાં આકાશ વ્યાપ્ત થયું. ભવનપતિ-વ્યન્તર-જ્યોતિષી અને વૈમાનિક દેવોના આગમનથી ધરણી ઉપર અને આકાશમાં એકદમ વિજળીના જેવો પ્રકાશ થયો. અને કુંડગામ તે વખતે દેવ-દેવીઓના નિરંતર સંચરણથી દેવોના સ્થાન જેવું થઈ ગયું. જન્મ અને જરાથી મુકત એવા ભગવન્ત માટે દેવોએ જળ અને સ્થળમાં થએલા પુષ્પોથી બનાવેલી સુંદર માળાઓથી તે શિબિકા આણી, પ્રમાણમાં પચાસ ધનુષ લાંબી, પચીસ ધનુષ પહોળી, અને છત્રીસ ધનુષ ઉંચી હતી, તે શિબિકાની મધ્યમાં દિવ્યમણી-કનક અને સુવર્ણથી જેડેલું મહામૂલ્યવાન જિનેશ્વરનું પાદપીઠિકા સહિત સિંહાસન કર્યું. માળા-મુકુટસહિત દેદીપ્યમાન શરીરવાળા, લાંબીવનમાળાયુક્ત, શ્વેતવસ્ત્ર પહેરેલ, તે વસ્ત્રનું મૂલ્ય એક લાખ દીનારોનું હતું, છઠ્ઠભક્તના તપયુક્ત, શુભ અધ્યવસાય સહિત, અને વિશુદ્ધલેશ્યાવન્ત એવા જિનેશ્વર તે ઉત્તમ શિબિકામાં આરૂઢ થયા. ૮૯ થી ૯૬ ભાષ્ય.

सीहासणे निसण्णो सक्केसाणा य दोहि पासेहिं ।
वीअंति चामरेहिं मणिकणगविचित्तदंडेहिं ॥ ९७ ॥ भा०
पुव्विं उक्खित्ता माणुसेहि साहट्ठरोमकूवेहिं ।
पच्छा वहंति सीअं असुरिंद सुरिंद नागिंदा ॥ ९८ ॥ भा०
चलचवलभूसणधरा सच्छंदविउव्विआभरणधारी ।
देविंददाणविंदा वहंति सीअं जिणिंदस्स ॥ ९९ ॥ भा०
कुसुमाणि पंचवण्णाणि मुयंता दुंदुही य ताडंता ।
देवगणा य पहट्ठा समंतओ उच्छअं गयणं ॥ १०० ॥ भा०
वणसंडोव्व कुसुमिओ पउमसरो वा जहा सरयकाले ।
सोहइ कुसुमभरेणं इय गगणयलं सुरगणेहिं ॥ १०१ ॥ भा०
सिद्धत्थवणं च (व) जहा असणवणं सणवणं असोगवणं ।

धूअवणंव कुसुमिअं इअ गयणयलं सुरगणेहिं ॥ १०२ ॥ भा०
अयसियणं व कुसुमिअं कणिआरवणं व चंपयवणंव ।
तिलयवणं व कुसुमिअं इय गयणतलं सुरगणेहिं ॥ १०३ ॥ भा०
वरपडहमेरिझल्लरिदुंदुहिसंखसहिएहि तूरेहिं ।
धरणियले गयणयले तूरनिनाओ परमरम्मो ॥ १०४ ॥ भा०
एवं सदेवमणुआसुराए परिसाए परिवुडो भयवं ।
अभिथुवंतो गिराहि संपत्तो नायसंडवणं ॥ १०५ ॥ भा०

વીરપ્રભુ સિંહાસન ઉપર બેઠા એટલે શક્ર અને ઇશાનેંદ્ર બે બાજુએ મણિરત્નથી વિચિત્ર દંડવાળા ચામરોથી વીંજવા લાગ્યા. પછી તે સિબિકા પ્રથમ હર્ષવન્ત રોમવાળા મનુષ્યોએ ઉપાડી, અને પાછળથી અસુરેંદ્ર, સુરેન્દ્ર, અને નાગેંદ્રોએ ઉપાડી, ચપળ આભૂષણ ધરનારા અને સ્વ અભિપ્રાયથી બનાવેલા દિવ્ય આભરણોને ધરનારા દેવેન્દ્ર અને દાનવેન્દ્રોએ જિનેન્દ્રની શિબિકા વહન કરી. તે વખતે પંચવર્ણ પુષ્પોની વૃષ્ટિ કરતા, દુંદુભી વગાડતા, અને પ્રસન્ન થએલા એવા દેવસમૂહથી આકાશ વ્યાપ્ત થયું. જેમ વનખંડ કુસુમિત થયું હોય, અથવા, જેમ શરદ ઋતુમાં પદ્મસરોવર પુષ્પના સમૂહથી શોભે તેમ દેવસમૂહથી આકાશતલ શોભવા લાગ્યું. સિદ્ધાર્થનું સણનું અસણનું અશોકનું અને આંબાનું વન જેમ પુષ્પવાળું શોભે તેમ સંચરતા દેવતાથી ગગનતલ શોભતું હતું પુષ્પિત થએલું અતસીનું વન, કર્ણિકારનું વન ચંપકવન, અને તિલકવન જેમ શોભે, તેમ દેવોના સમૂહથી આકાશતલ શોભવા લાગ્યું. શ્રેષ્ઠ પડહ, ભેરી, ઝાલર, દુંદુભી અને શંખસહિત વાજિંત્રોથી પૃથ્વીતલ અને આકાશતલમાં પરમરમ્ય વાજિંત્રોનો નાદ થઈ ગયો એ પ્રમાણે દેવ-મનુષ્ય અને અસુરોની પર્ષદાવડે વીંટાએલા ભગવાન, વાણીવડે સ્તુતિ કરાતા થકા જ્ઞાતખંડ વનમાં આવ્યા. ૯૭ થી ૧૦૫ ભાષ્ય.

उज्जाणं संपत्तो ओरुभई उत्तमाउ सीआओ ।
सयमेव कुणइ लोअं सक्को य पडिच्छए केसे ॥ १०६ ॥ भा०
जिणवरमणुण्णवित्ता अंजणघणरुयगविमलसंकासा ।
केसा खणेण नीआ खीरसरिसनामयं उदहिं ॥ १०७ ॥ भा०
दिव्वो मणुसघोसो तूरनिनाओ अ सक्कवयणेणं ।
खिप्पामेव निलुक्को जाहे पडिवज्जइ चरित्तं ॥ १०८ ॥ भा०
काऊण नमोक्कारं सिद्धाणमभिग्गहं तु सो गिण्हे ।
सव्वं मे अकरणिज्जं पावंति चरित्तमारूढो ॥ १०९ ॥ भा०
तिहिं नाणेहिं समग्गा तित्थयरा जाव हुंति गिहवासे ।
पडिवण्णंमि चरित्ते चउनाणी जाव छउमत्था ॥ ११० ॥ भा०
वहिआ य णायखंडे आपुच्छित्ताण नायए सव्वे ।
दिवसे मुहुत्तसेसे कुमारगामं समणुपत्तो ॥ १११ ॥ भा०

गोवनिमित्तं सक्कस्स आगमो वागरेइ देविंदो ।
कोल्लावहुले छट्ठस्स पारणे पयस वसुहारा ॥ ४६१ ॥ नि०

ઉદ્યાનમાં આવીને ભગવાન ઉત્તમ શિબિકામાંથી ઉતર્યા, અને પોતાના હાથેજ લોચ કર્યો, ઇન્દ્ર તેમના કેશો ગ્રહણ કર્યા. જિનેશ્વરની આજ્ઞા લઇને અંજનની ગાઢ કાન્તિ જેવા નિર્મળ કેશો ક્ષણવારમાં ક્ષીર સમુદ્રમાં નાંખ્યા. આ વખતે જ્યારે ભગવન્તે ચારિત્ર અંગીકાર કર્યું, ત્યારે દેવો અને મનુષ્ય સંબંધી વાજિંત્રોનો નાદ ઇન્દ્રની આજ્ઞાથી એકદમ વિરામ પામ્યો. સિદ્ધોને નમસ્કાર કરીને ચારિત્રમાં આરૂઢ થએલા ભગવન્તે આવો અભિગ્રહ ગ્રહણ કર્યો, કે મારે સર્વ પાપમય કાર્ય ન કરવું. તીર્થંકરો જ્યાં સુધી ગૃહવાસમાં હોય છે, ત્યાં સુધી ત્રણ જ્ઞાન સહિત હોય છે, અને ચારિત્ર અંગીકાર કર્યા પછી યાવત્ છદ્મસ્થ અવસ્થા પર્યન્ત ચાર જ્ઞાનવાળા હોય છે. કુંડપુરની બહાર જ્ઞાતખંડ ઉદ્યાનમાં સર્વ સ્વજનોને પૂછીને ભગવાન કર્માર ગામ તરફ ચાલ્યા, મુહૂર્ત માત્ર દિવસ બાકી રહ્યો ત્યારે ત્યાં પહોંચ્યા. ત્યાં મારવા માટે તૈયાર થએલા ગોવાળોને શિક્ષા કરવા ઇન્દ્ર આવ્યા, અને કહ્યું કે (-ભગવાન્ બાર વર્ષ સુધી હું આપનું વૈયાવૃત્ય કરૂં, ભગવન્તે ના કહી. ) પછી ભગવાને કોલ્લાક સન્નિવેશમાં બહુલ નામના બ્રાહ્મણના ઘેર છઠ્ઠ ભક્તના તપનું ક્ષીરથી પારણું કર્યું, ત્યાં તેથી દ્રવ્યની વૃષ્ટિ થઈ. ૧૦૯ થી ૧૧૧ ભા. ૪૬૧ નિ.

दूइज्जंतग पिऊणो वयंस तिव्वा अभिग्गहा पंच ।
अचियत्तुग्गहि'न वसण २ णिच्चं वोसट्ठ २ मोणेणं ३ ॥ ४६२ ॥
पाणी पत्तं ४ गिहिवंदणं च ५ तओ वद्धमाण वेगवई ।
धणदेव सूलपाणिंदसम्म वासाऽट्ठिअग्गामे ॥ ४६३ ॥
रोद्दा य सत्त वेयण थुइ दससुमिणुप्पलद्धमासे य ।
मोराए सक्कारं सक्को अच्छंदए कुविओ ॥ ४६४ ॥
भीमट्टहास हत्थी पिसाय नागे य वेदणा सत्त ।
सिरकण्ण नासदन्ते नहऽच्छि पट्ठी य सत्तमिआ ॥ ११२ ॥ भा०
तालपिसाओ १ दो कोइला य ३ दामदुगमेव ४ गोवग्गं ५ ।
सर ६ सागर ७ सूरंते ८–९ मन्दर १० सुविण उप्पले चेव ॥ ११३ ॥ भा०
मोहे य १ झाण २ पवयण ३ धम्मे ४ संघे ५ य देवलोए ६ य ।
संसारं ७ णाण ८ जसे ९ धम्मं परिसाए मज्झंमि ॥ ११४ ॥ भा०
मोरागसन्निवेसे बाहिं सिद्धत्थ तीतमाईणि ।
साहइ जणस्स अच्छंद पओसो छेयणे सक्को ॥ ११५ ॥ भा०
तणछेयंगुलि कम्मार वीरघोस महिसिंदु दसपलिअं ।
विइ इंदसम्मऊरण वयरीए दाहिणकुल्डे ॥ ४६५ ॥
तइअमवच्चं भज्जा कहीहि नाहं तओ पिउवयंसो ।

दाहिणवायाल सुवण्णवालुगा कंटए वत्थं ॥ ४६६ ॥
उत्तरवाचालंतरवणसंडे चंडकोसिओ सप्पो ।
न डहे चिंता सरणं जोइस कोवाऽहि जाओऽहं ॥ ४६७ ॥

उत्तरवायाला नागसेण खीरेण भोयणं दिव्वा ।
सेयवियाय पएसी पंचरहे निज्जरायाणो ॥ ४६८ ॥

દૂતિજ્જંતકો જે પિતાના મિત્રો હતા, તેમણે ભગવન્તને રહેવાનું સ્થાન આપ્યું, પુનઃ વિહાર કરીને ભગવન્ત ત્યાં આવ્યા, અને પાંચ તીવ્ર અભિગ્રહ ગ્રહણ કર્યા, જ્યાં રહે ત્યાં તેના માલિકની અપ્રીતિ થાય તો ત્યાં ન રહેવું, હમ્મેશાં વ્યુત્સૃષ્ટ કાયાથી રહેવું, મૌનપણે વિહરવું, હસ્ત રૂપ પાત્રથીજ ભોજન કરવું, અને ગૃહસ્થને વંદન ન કરવું. આ પ્રમાણે અભિગ્રહ લઇને ત્યાંથી નીકળી અસ્થિગ્રામે આવ્યા. તે ગામ પૂર્વે વર્ધમાનપુર નામે હતું, ધનસાર્થવાહ તે નગરની વેગવતી નદી પોતાના મુખ્ય બળદવડે ઉતર્યો, અતિપરિશ્રમથી તે બળદ મરીને અકામનિર્જરાથી ત્યાં શૂલપાણિ નામે યક્ષ થયો. ભગવન્તે તે યક્ષના મંદીરમાં વાસ કર્યો, યક્ષે સાત ભયંકર વેદનાઓ ભગવન્તને ઉત્પન્ન કરી, છેવટે બોધ પામી, સ્તુતિ કરીને ગયો. પાછલી રાત્રે ભગવન્તે દસ સ્વપ્નાં જોયાં, ઉત્પલે તેનું ફળ કહ્યું, પક્ષ-પક્ષના ભગવન્તે ઉપવાસ કર્યા, મોરાકમાં લોકોએ સત્કાર કર્યો, અને અચ્છંદકપર ઇન્દ્રે કોપ કર્યો. (યક્ષે જે વેદનાઓ કરી તે આ પ્રમાણે ) પ્રથમ ભયંકર અટ્ટહાસ્ય કર્યું, હસ્તિ, પિશાચ, અને સર્પથી ભય પમાડ્યા છતાં ભય ન પામ્યા, ત્યારે મસ્તક, કર્ણ, નાસિકા, દાંત, નખ, આંખ, અને પીઠમાં એમ સાત પ્રકારની વેદનાઓ ઉત્પન્ન કરી. ( દસ સ્વપ્નાં જોયાં તે આ પ્રમાણે ) તાલપિશાચ માર્યો, બે કોકિલા, બે પુષ્પની માળા, ગાયોનો સમૂહ, સરોવર, સમુદ્ર, સૂર્ય, આંતરડાથી મનુષ્યોત્તર વીંટયો, મેરૂ એનું ફળ ઉત્પલે ( ઉત્પન્ન ) આ પ્રમાણે કહ્યું, મોહનો નાશ, શુક્લ ધ્યાનની પ્રાપ્તિ, પ્રવચન રચના, ધર્મ સ્થાપન, સંઘ, દેવલોક, સંસાર, જ્ઞાન, યશ, અને પર્ષદામાં ધર્મ, ત્યાંથી ભગવાન મોરાકસન્નિવેશમાં ગયા, તેની બહાર સિદ્ધાર્થ લોકોને અતીત આદિ દિવસોનું નિમિત્ત કહેતો હતો, ભગવાનનો લોકો સત્કાર કરવાથી અચ્છંદકને દ્વેષ થયો. તૃણને લીધે ઇંદ્રનું આગમન થયું, અચ્છંદકે તૃણ લીધું, ઇન્દ્રે તેની આંગળીઓ છેદી નાંખી, કર્મકર વીરઘોષનું દસ પલ પ્રમાણ કરોટક (વાટકો) મહિસેંદુ વૃક્ષની (ખજુરીના વૃક્ષની) નીચે સ્થાપ્યું છે, બીજું ઇન્દ્રશર્માના બકરાને મારી ખાઇને તેનાં હાડકાં બોરડી નીચે દક્ષિણ બાજુએ ઉકરડામાં દાટયા છે. ત્રીજું અવાચ્ય છે તે તેની સ્ત્રી કહેશે, હું નહિ કહું, કેમકે હું તેના પિતાનો મિત્ર છું. ( સ્ત્રીએ કહ્યું, તે તેની બેનનો પતિ છે, અને નથી ચાહતો, આથી લોકોએ તેનો બહુ તિરસ્કાર કર્યો. ) પછી ભગવન્ત ત્યાંથી દક્ષિણવાચાલ તરફ ચાલ્યા, ત્યાં પિતૃવયસ્યે પારણું કરાવ્યું માર્ગમાં સુવર્ણ વાલુકા નદીને કિનારે કંટકમાં વસ્ત્ર ભરાઈ ગયું. આગળ જતાં ઉત્તર વાચાલના અંતરવનખંડમાં ચંડકૌશિક સર્પ હતો, તે ડશી શકયો નહિ, વિચાર કરતાં જાતિસ્મરણ થયું, કે હું જ્યોતિષ્ક હતો ને કોપથી સર્પ થયો છું. આથી તે બોધ પામ્યો, પછી ભગવાન ત્યાં ઉત્તરવાચાલ તરફ ગયા, ત્યાં નાગસેને ક્ષીરનું ભોજન કરાવ્યું, પંચ દિવ્ય પ્રગટ થયાં, ત્યાંથી શ્વેતાંબી નગરીમાં ગયા, ત્યાં પ્રદેશી રાજા અને નૈયક ગોત્રી રાજાઓએ ભગવન્તની સેવા-ભક્તિ કરી. ૧૧૨ થી ૧૪૪ ભાષ્ય. ૪૬૨ થી ૪૬૮ નિર્યુક્તિ.

सुरहिपुर सिद्धजत्तो गंगा कोसिअ विऊ य खेमिलओ ।
नाग सुदाढे सीहे कंवलसवला य जिणमहिमा ॥ ४६९ ॥
महुराए जिणदासो आहिर वीवाह गोण उववासे ।
भंडीर मित्त अवच्चे भत्ते णागोहि आगमणं ॥ ४७० ॥
वीरवरस्स भगवओ नावारूढस्स कासि उवसग्गं ।
मिच्छादिट्ठिपरद्धं कंवलसवला समुत्तारे ॥ ४७१ ॥
थूणाएँ वहिं पूसो लक्खणमब्भंतरं च देविंदो ।
रायगिहि तंतुसाला मासक्खमणं च गोसालो ॥ ४७२ ॥
मंखलि मंख सुभद्दा सारवण गोवहुलमेव गोसालो ।
विजयाणंद सुणंदे भोअण खज्जे अ कामगुणे ॥ ४७३ ॥

ત્યાંથી ભગવાન સુરભિપુર ગયા, ત્યાં સિદ્ધયાત્ર નામના નાવિકે ભગવાનને ગંગા ઉતારવા માંડી, તે વખતે ક્ષેમિલ નામે શુકન જાણનારાએ ઘુવડ બોલવાથી પ્રાણાન્ત ભય જણાવ્યો. ( ભગવન્તના પૂર્વના વાસુદેવના ભવનો વૈરી સિંહનો જીવ સંસારમાં ભમતાં સુદંષ્ટ્ર દેવ થયો હતો ) તે દેવે નાવ ડુબાવવા પ્રચંડ સંવર્તક વાયુ વિકુર્વ્યો. કંબલ-સંબલ દેવોએ તેનો પરાભવ કરીને જિનેશ્વરનો મહીમા કર્યો. મથુરાનગરીમાં જિનદાસ શ્રાવક અને સાધુદાસી નામે તેની સ્ત્રી હતી, તે સ્રીને આભીરી સાથે ગાઢો સંબંધ થયો, અન્યદા ગોવાળને ત્યાં વિવાહ પ્રસંગે શેઠે જોઇતી વસ્તુ આપી, કૃતજ્ઞતામાં ગોવાળે કંબળ-સંબળ નામના બે વાછરડા શેઠને ભેટ આપ્યા, શેઠના સંસર્ગથી તે બન્ને હૃષ્ટ પુષ્ટ થયાથકા ધર્મવાસિત થયા, અન્યદા શેઠના મિત્રે પુછયા વિના તે બન્નેને ભંડિરયક્ષની યાત્રામાં દોડાવ્યા, અતિશ્રમથી કંઇ પણ તે આહાર-પાણી ન લેવા લાગ્યા, શેઠે તેમની અન્ત્યાવસ્થા જાણી ધર્મ સંભળાવ્યો, તેના પ્રભાવથી મરણ પામીને તે બન્ને નાગકુમારમાં કંબળ-સંબળ નામે નાગકુમાર દેવ થયા, તેઓ અવધિજ્ઞાનથી ભગવન્તને થતો ઉપસર્ગ જાણીને ત્યાં આવ્યા, મિથ્યાદૃષ્ટિ દેવથી નાવમાં બેઠેલા ભગવાન વીરપ્રભુને ઉપસર્ગ કરાતો અટકાવ્યો ને ભગવન્તને નદીથી ઉતાર્યા. ત્યાંથી ભગવાન ચાલીને થુણા નગરીની બહાર આવ્યા, પુષ્પનામે સામુદ્રિક શાસ્ત્ર જાણનારો ભગવન્તના પગલા ઉપરથી ચક્રવર્તિ ગએલ જાણીને સેવા કરવાના બ્હાને ત્યાં આવ્યો, ભગવન્તને જોઇને સામુદ્રિક શાસ્ત્ર પર અશ્રદ્ધા થઇ, દેવેંદ્રે આવીને ધર્મ ચક્રવર્તિનાં અભ્યન્તર લક્ષણ જણાવ્યાં; ને સંતુષ્ટ કર્યો, ત્યાંથી રાજગૃહિમાં તંતુશાળામાં માસક્ષમણ કરીને રહ્યા. ત્યાં ગોશાળોનો સંગ થયો. મંખજાતિના મંખલિ અને સુભદ્રાનો પુત્ર શરવણ સન્નિવેશમાં બ્રાહ્મણની ગોશાળામાં જન્મ્યો હતો, તેથી તેનું નામ ગોશાલક પડયું. વિજય-આનંદ અને સુનંદના ઘેર ભગવન્તે અનુક્રમે ત્રણ માસ ક્ષપણના પારણાં સ્વાદિષ્ટ ભોજન ખાદ્ય અને સંપૂર્ણવિધિથી કર્યાં, ત્યાં પંચ દિવ્ય પ્રગટ થયાં. ૪૬૯ થી ૪૭૩

कुल्लाग बहुलपायस दिव्वा गोसाल दट्ठु पवज्जा ।
वाहिं सुवण्णखलए पायसथाली निययगहणं ॥ ४७४ ॥
वंभणगामे नंदोवनंद उवणंद तेय पचद्दे ।
चंपा दुमासखमणे वासावासं मुणी खमई ॥ ४७५ ॥

कालाएँ सुण्णगारे सीहो विज्जुमई गोट्ठिदासी य ।
खंदो दंतिलियाए पत्तालग सुण्णगारंमि ॥ ४७६ ॥
मुणिचंद कुमाराए कूवणय चंपरमणिज्ज उज्जाणे ।
चोराय चारि अगडे सोमंजयंती उवसमेइ ॥ ४७७ ॥
पिट्ठीचंपावासं तत्थ चउम्मासिएण खमणेणं ।
कयगल देउल वरिसे दरिद्द थेरा य गोसालो ॥ ४७८ ॥
सावत्थी सिरिभद्दा निंदू पिउदत्त पयस सिवदत्ते ।
दारगणि नक्ख वाला हलिद्द पडिमाऽगणी पहिआ ॥ ४७९ ॥
तत्तो य णंगलाए डिंभमुणी अच्छिकड्ढणं चेव ।
आवत्ते मुहतासे मुणिओत्ति अ वाहि वलदेवो ॥ ४८० ॥
चोरा मंडव भोज्जं गोसालो वहण तेयझामणया ।
मेहो य कालहत्थी कलंवुयाए उ उवसग्गा ॥ ४८१ ॥

ચોથા માસક્ષપણના પારણે ભગવાન કોલ્લાક સંનિવેશે ગયા, ત્યાં બહુલ નામના બ્રાહ્મણે પરમાન્નથી પારણું કરાવ્યું, ત્યાં પંચ દિવ્ય પ્રગટ થયાં. ગોશાળો ભગવન્તને ફરી મળ્યો, ભગવન્ત સુવર્ણખલ તરફ ગયા, માર્ગમાં ગોપાળોએ ખીર કરવા માંડી તે જોઈ ગોશાળે કહ્યું-ભગવન્ અહીં આપણે જમીએ, સિદ્ધાર્થ દેવે કહ્યું એ તેયાર થયા વિનાજ થાળી (હાંલ્લી) ભાંગી જશે. બન્યું પણ એમજ, આથી ગોશાળો નિયતિને દૃઢપણે માનનારો થયો. ત્યાંથી ભગવાન બ્રાહ્મણગામમાં ગયા, ત્યાં નંદ અને ઉપનંદ નામના બે ભાઇઓ હતા, નંદના ઘેર પ્રભુએ પારણું કર્યું, ઉપનન્દને ઘેર ગોશાળાને કંઇ ન મળ્યું, તેથી ક્રોધિત થઇને ગુરૂના તેજ: પ્રતાપે શ્રાપ આપીને તેનું ઘર બાળ્યું. ( વ્યન્તરે બાળ્યું ) ત્યાંથી ભગવાન ચંપાપુરીએ ગયા, બે બે માસના ઉપવાસ કરીને ત્યાં વર્ષાઋતુમાં ઉત્કુટુકાદિ આસને કાયોત્સર્ગ કરી વીતાવી ત્યાંથી ભગવાન્ કોલાક સન્નિવેશમાં ગોશાળા સહિત ગયા. ત્યાં શૂન્ય ગૃહમાં કાઉસગ્ગે રહ્યા, ગોશાળો બારણામાં બેઠો. તે વખતે તે ગામનો સીંહનામે રાજકૂટ પુત્ર પોતાની વિદ્યુન્મતી દાસીની સાથે અનાચાર માટે ત્યાં આવ્યો. ગોશાળો ત્યાં છે એમ જણાઈ જવાથી પેલાએ માર ખાધો, ભગવાન ત્યાંથી પાત્રાલક ગામમાં ગયા, ત્યાં પણ શૂન્યગૃહમા કાઉસગ્ગે રહ્યા, રાત્રિએ સ્કંદક નામનો ગામનો રાજકૂટપુત્ર પોતાની દાસી દન્તિલિકાનીસાથે અનાચાર માટે ત્યાં આવ્યો, પૂર્વવત્ ત્યાં પણ ગોશાળાએ માર ખાધો. ત્યાંથી ભગવાન કૂમારક સન્નિવેશ તરફ ગયા, ત્યાં ચંપરમણીય ઉદ્યાનમાં કાઉસગ્ગમાં રહ્યા, તેજ ગામમાં કૂપનય કુંભારને ઘરે પાર્શ્વનાથના સંતાનીયા મુનિચંદ્રાચાર્ય પરિવાર સહિત આવ્યા હતા, તે જિનકલ્પ અંગીકાર કરવાના હોવાથી પાંચ તુલના કરતા હતા, તેમાંની બીજી તુલના કરતા ઉપાશ્રયની બહાર ધ્યાનમાં હતા, તેમને ચોર જાણીને આરક્ષકે ગળામાંથી પકડ્યા, છેવટ દેવલોક પામ્યા, ત્યાંથી ભગવાન ચોરાક સન્નિવેશમાં ગયા, ત્યાં કોટવાળે ચારક જાણીને હેડમાં નાંખ્યા, ફરી બહાર કાઢ્યા, ત્યાં સોમા અને જયન્તી નામે બે બહેનો પાર્શ્વનાથના સંતાનીકમાંની હતી, તેમણે તેમને છોડાવ્યા અને આરક્ષકોએ ખમાવ્યા. ત્યાંથી ભગવાન પૃષ્ઠચંપાએ ગયા, ત્યાં ચોથું ચોમાસું વર્ષારાત્રિ કરી, ચાર માસના ઉપવાસ

કરી, વિવિધ પ્રકારના કાયોત્સગ કરીને ત્યાંથી કૃતાંગલાએ ગયા અને દેવકુલમાં ધ્યાનમાં રહ્યા, ત્યાં સ્રીવાળા અને આરંભપરિગ્રહવન્ત દરિદ્રસ્થવિરો હતા, તેઓ. નૃત્ય-વાજીંત્રથી જાગરણ કરતા હતા, ગોશાળાએ તેમની ચેષ્ટા કરી તેથી તેઓએ તેને બ્હાર કાઢી મૂક્યો. ભગવાન ત્યાંથી શ્રાવસ્તી નગરીએ ગયા અને બહાર કાયોત્સર્ગમાં રહ્યા, તે નગરીમાં પિતૃદત્તની સ્રી શ્રીભદ્રા મરેલા બાળકને જન્મ આપતી, તેણે શિવદત્ત નૈમિત્તિકને બાળક જીવવાનો ઉપાય પૂછયો, શિવદત્તે મરેલા બાળકને રાંધીને કોઇ તપસ્વીને ખવરાવવાનું કહ્યું, તેણીએ તે પ્રમાણે કર્યું, અને ગોશાળાને વહોરાવ્યું પછી વમન કરવાથી નખ-વાળાદિ જોઇને ખબર પડતાં તેનું ઘર શોધવા આવ્યો, પણ બારણું બદલી નાખ્યું તેથી તે જાણી શકયો નહી, છેવટે ગુરૂપ્રતાપે તેનો વાસ અગ્નિથી સળગાવ્યો. ભગવાન ત્યાંથી હરિદ્રાક ગામે ગયા, અને મોટા હરિદ્રાક વૃક્ષની નીચે પ્રતિમા ધારણ કરી રહ્યા, જતા-આવતા લોકોએ અગ્નિ સળગાવ્યો, તે સળગતો સળગતો ભગવન્ત પાસે આવ્યો, ભગવન્તના પગ બળી ગયા, ગોશાળો ભાગી ગયો. ત્યાંથી ભગવાન નંગલા ગામે ગયા, ગોશાળો પણ ત્યાં ગયો. ગોશાળાએ રમતા બાળકોને આંખો કાઢીને ભય પમાડયા, ત્યાંથી ભગવાન આવર્ત ગામ ગયા. ત્યાં પણ ગોશાળાએ તેમજ કર્યું, આથી લોકોએ ભગવન્તને તેના ગુરૂને મારો એમ ધારી મારવાનો વિચાર કર્યો, તેથી બળદેવની પ્રતિમા હળ ઉગામીને મારવા તૈયાર થઇ, લોકો પગે પડય, અને ભગવન્તને ખમાવ્યા. ભગવાન ત્યાંથી ચોરાક સન્નિવેશમાં ગયા; ત્યાં મંડપમાં રસોઇ થતી હતી તે નીચે વળીને ગોશીલો જોતો હતો, તે લોકોએ ચોર ધારીને ત્યાં ગોશાળાને માર્યો ગુરૂ પ્રભાવે મંડપ બાળ્યો, ત્યાંથી કલંબુકા સન્નિવેશમાં ગયા, મેઘ અને કાળ હસ્તીએ ચોર જાણીને બાંધ્યા, ખબર પડતાં ભગવન્તને ખમાવ્યા. ૪૭૬ થી ૪૮૧

लाढेसु य उवसग्गा घोरा पुण्णकलसा य दो तेणा ।
वज्जहया सक्केणं भद्दिअ वासासु चउमासं ॥ ४८२ ॥
कयलिसमागम भोयण मंखलि दहिकूर भगवओ पडिमा ।
जंबूसंडे गोट्ठीय भोयणं भगवओ पडिमा ॥ ४८३ ॥
तंबाए नंदिसेणो पडिमा आरक्खि वहण भय डहणं ।
कूविय चारिय मोक्खे विजयपगब्भा य पत्तेयं ॥ ४८४ ॥
तेणेहि पहे गहिओ गोसालो माउलोत्ति वाहणया ।
भगवं वेसालीए कम्मार घणेण देविंदो ॥ ४८५ ॥
गामाग विहेलग जक्ख तावसी उवसमावसाणथुई ।
छट्ठेण सालिसीसे विसुज्झमाणस्स लोगोही ॥ ४८६ ॥

ત્યાંથી ભગવાન ઘણા કર્મની નિર્જરા કરવા માટે અનાર્ય દેશ જે લાઢક તેમાં ગયા, ત્યાં ઘોર ઉપસર્ગ થયા; ત્યાંથી પૂર્ણકલશ ગામે આવ્યા, માર્ગમાં બે ચોરો ભગવાનના શુકનથી અપશુકન થએલા માનીને તેમને મારવા દોડયા, ઇન્દ્રે તેઓને વજ્રથી મારી નાખ્યા. ત્યાંથી વિહાર કરતા અનુક્રમે ભદ્રિકા નગરીએ આવ્યા, અને ચતુર્માસ ક્ષમણ કરી પાંચમી વર્ષાઋતુ વિતાવી. ત્યાંથી ભગવાન કદલીસમાગમ ગામે ગયા. ગોશાળાને દધિ-કૂરનું ભોજન મળ્યું,ભગવાન પ્રતિમા ધારણ કરી રહ્યા,ત્યાંથી પારીને ભગવાન જમ્બુખંડ

ગામે ગયા.ત્યાં પણ ગોશાળાને તેલુંજ દહિ ને ચોખાનું ભોજન મળ્યું, અને ભગવાન ધ્યાનમાં રહ્યા. ત્યાંથી ભગવાન તમ્બાક ગામે ગયા, ત્યાં પાર્શ્વનાથના સંતાનીયા સ્થવીર-બહુશ્રુત મુનિ ચોથી તુલના કરી રહ્યા હતા, તેમને રાત્રિના વખતે આરક્ષકના પુત્રે ચોર જાણીને મારી નાંખ્યા. ભગવાન ત્યાંથી કુંપક સન્નિવેશમાં ગયા. ત્યાં લોકોએ ચોર જાણીને બન્નેને બાંધ્યા, વિજયા અને પ્રગલ્ભાએ તીર્થંકર જાણીને બન્નેને છોડાવ્યા. ત્યાંથી ભગવાન વિશાલા નગરી તરફ ચાલ્યા, ગોશાળો અહીંથી જુદો પડયો, માર્ગમાં ચોરોએ ગોશાળાને જોયો, અને પકડયો, ભગવન્ત પ્રતાપે છુટીને પ્રભુને શોધતો વિશાળાએ ગયો. ત્યાં ભગવાન કર્મકરની શાળામાં ધ્યાનમાં રહ્યા. ત્યાં કોઇ કારીગરે છ માસ બિમારી ભોગવી સુંદર આયુધ બનાવવાને સારી તિથીએ આવી આરંભ કર્યો, તેવ માં ભગવન્તને જોઇને અમંગળ થએલું જાણી ઘણના પ્રહારથી ભગવાનને મારવા ઉદ્યુક્ત થયો, ઇન્દ્રે નિમેષ માત્રમાં ત્યાં આવી, તેજ ઘણ તેનાપર પાડયો અને મારી નાખ્યો. ત્યાંથી ભગવાન ગ્રામાક સન્નિવેશમાં ગયા, ત્યાં બિભેલક ઉદ્યાનમાં પ્રતિમા ધારણ કરી રહેલા ભગવન્તનો બિભેલક યક્ષે મહિમા કર્યો. ત્યાંથી શાલિશિર્ષ ગામે ગયા, ઉદ્યાનમાં પ્રતિમા ધરી સ્થીર રહ્યા, ત્યાં કટપૂતના વ્યંતરીએ તાપસીનું રૂપ ધરીને અનેક ઉપસર્ગ કર્યા, ભગવન્ત ચળાયમાન ન થય. છેવટે શાન્ત થઇને સ્તુતિ કરી ચાલી ગઇ. ત્યાં છઠ્ઠભક્તયુક્ત વિશુધ્યમાન ભગવન્તને લોકાવધિ જ્ઞાન થયું. ૪૮૨ થી ૪૮૬

पुणरवि भद्दिअनगरे तवं विचित्तं च छट्ठवासंमि ।
मगहाए निरुवसग्गं मुणि उउवद्धंमि विहरित्था ॥ ४८७ ॥
आलभिआए वासं कुडगे तह देवले पराहुत्तो ।
मद्दण देवलसारिअ मुहमूले दोसुवि मुणिति ॥ ४८८ ॥
बहुसालगसालवणे कडपूअण पडिम विग्घणोवसमे ।
लोहग्गलंमि चारिय जिअसत्तू उप्पले मोक्खो ॥ ४८९ ॥
तत्तो अ पुरिमताले वग्गुर ईसाण अच्चए पडिमा ।
मल्लीजिणायण पडिमा उण्णाए वंसि बहुगोट्टी ॥ ४९० ॥
गोभूमिवज्जलाढे गोवक्कोवे य वंसि जिणुवसमे ।
रायगिहऽट्ठमवासा वज्जभूमी बहुवसग्गा ॥ ४९१ ॥

પુનઃ પણ ત્યાંથી વિચિત્ર પ્રકારના તપ કરતા છઠ્ઠી વર્ષાઋતુમાં ભદ્રિકા નગરીએ આવ્યા. (ત્યાં છઠ્ઠા મહીને ગોશાળાનો ફરી સમાગમ થયો.) ત્યાંથી ભગવાન્ ઋતુબદ્ધ આઠ મહીના મૌનપણે મગધદેશમાં વિહાર કરીને આલંભિકા નગરીએ ગયા. ત્યાં સાતમી વર્ષાઋતુ થઈ. ત્યાંથી ભગવાન્ કુંડાક સંન્નિવેશમાં ગયા, ત્યાં વાસુદેવના મંદિરમાં ભગવાન ધ્યાનમાં રહ્યા, ગોશાળો પ્રતિમાના મુખમાં અધિષ્ઠાન કરીને રહ્યો, પૂજારીએ આવીને માર્યો પિશાચ જાણીને છોડી મૂકયો. ત્યાંથી નીકળીને ભગવાન મર્દન ગામે આવ્યા, ત્યાં બળદેવના મંદીરના ખુણામાં ભગવન્ત કાઉસગ્ગે રહ્યા, ગોશાળો પ્રતિમાના મુખમાં ગુહ્ય ભાગ મૂકીને રહ્યો, ત્યાં પણ પિશાચ જાણીને છોડી મૂકયો. ત્યાંથી ભગવાન બહુ શાલક ગામે ગયા, ત્યાં શાલવન ઉદ્યાનમાં સહ્રજની વ્યંતરી પ્રતિમા ધારા ભગવાનને કટપૂતનાની પેઠે ઉપસર્ગ કરીને શાન્ત થઇ મહિમા કરીને ગઇ. ત્યાંથી ભગવાન લોહાર્ગલા રાજધા-

નીમાં ગયા, ત્યાંના રાજા જિતશત્રુએ ચાર પુરૂષ જાણીને બન્નેને પકડયા, ઉત્પલે તેમની ઓ-
ળખાણ પડાવીને મુક્ત કરાવ્યા. ત્યાંથી ભગવાન પુરિમતાલ નગરે ગયા, ત્યાં વગ્ગુર નામના
શ્રેષ્ઠિની ભદ્રા નામે ભાર્યા વંધ્યા હતી, તેણીએ બાળકની પ્રાપ્તિ માટે અનેક દેવ-દેવતાની
ભક્તિ કરી પણ કંઇ વળ્યું નહી. એક વખત શકટમુખ નામના ઉદ્યાનમાં જીર્ણ મંદીરમાં
મલ્લીનાથ ભગવાનની પ્રતિમા જોઇ ભક્તિથી તેમને નમી, પોતાની કામના માટે પ્રાર્થના
કરી. મંદીર કરાવવાનું કહ્યું. નજીકમાં રહેલ કોઇ ભક્તવ્યન્તરીએ તેમની તે કામના પૂર્ણ
કરી, ભદ્રા-શેઠાણી ગર્ભવતી થઇ. કામના પૂર્ણ થવાથી શેઠ-શેઠાણી મંદીર તરફ ગયા,
વચમાં ભગવન્ત રહેલા હતા, ઇન્દ્રે તેમને પ્રત્યક્ષ તીર્થંકરની ભક્તિ કરવાનું કહ્યું. ત્યાંથી
ભગવાન ઊર્ણાક ગામ તરફ ચાલ્યા, માર્ગમાં વિરૂપ વહુ-વર મળ્યાં, તેમને જોઈ ગોશા-
ળાએ હાંસી કરી, તેથી માર ખાધો, છેવટે મુકી દીધો. ત્યાંથી ભગવાન ગોભૂમિ તરફ
ચાલ્યા, માર્ગમાં અટવી આવતાં ગોશાલાએ ગોવાળોને મ્લેચ્છો કહીને માર્ગ પૂછયો,
ગોવાળોએ ક્રોધથી તેને મારી બાંધીને વાંસીના વનમાં નાંખી દીધો, જિનેશ્વરના ઉપશ-
મથી આખરે છોડી મૂકયો. ત્યાંથી ભગવાન રાજગૃહિએ આવ્યા, ત્યાં આઠમી વર્ષારાત્રિ
થઈ. ત્યાંથી ભગવાન અનાર્ય દેશમાં વજ્ર ભૂમિએ ગયા, ત્યાં ઘણા ઉપસર્ગો સહન કરી
નવમી વર્ષાઋતુ વિતાવી. ૪૮૭ થી ૪૯૧

अनिअयवासं सिद्धत्थपुरं तिलत्थंबपुच्छ निप्फत्ती ।
उप्पाडेइ अणज्जो गोसालो वासबहुलाए ॥ ४९२ ॥

मगहा गोब्बरगामो गोसंखो वेसिआण पागामा ।
कुम्मग्गामायावण गोसाले गोवण पउट्ठ ॥ ४९३ ॥

वेसालीए पडिमं डिंभमुणिउत्ति तत्थ गणराया ।
पूएइ संखनामो चित्तो नावाए भगिणिसुओ ॥ ४९४ ॥

वाणियगामायावण आनंदो ओहि परीसह सहंनि ।
सावत्थीए वासं चित्ततवो साणुलट्ठि बहि ॥ ४९५ ॥
पडिमा भद्द महाभद्द सव्वओभद्द पढमिआ चउरो ।
अट्ठ य वीसाणंदे बहुलिय तह उज्झिए दिठ्ठा ॥ ४९६ ॥

ત્યાંથી નીકળીને ભગવાન સિદ્ધાર્થ પૂરે ગયા, સિદ્ધાર્થપુરથી કૂર્મ ગામ તરફ ચાલ્યા,
માર્ગમાં ગોશાળાએ તિલસ્તંબની પૃચ્છાકરી, ભગવન્તે તેની ઉત્પત્તિ કહી, તેપર
શ્રદ્ધા ન કરનાર અનાર્ય ગોશાળે તે ઉખેડી નાખ્યું. ઘણી વર્ષા થઈ. ને તે તલનો છોડવો
સ્થિર થયો, ત્યાંથી કૂર્મ ગામે ગયા, તે ગામની બહાર વૈશ્યાયન નામે બાળતપસ્વી આતા-
પના લેતા હતા, તેની ઉત્પત્તિ આ પ્રમાણે છે, ચંપાનગરી અને રાજગૃહ નગરીની વચ્ચે
ગોબર ગામ હતું, ત્યાં ગોશંખી નામે કણબી રહેતો હતો, ચોરોએ તેને મારી નાખ્યો, અને
તેની અચિર પ્રસૂતા સ્રીને વેશ્યાને ત્યાં વેચી, જન્મેલું બાળક કોઇકના હાથ આવ્યું,
અનુક્રમે બાળક મોટો થયો, નગરમાં ગયો, વેશ્યાને ત્યાં જતાં ગાય રૂપધારી કુળદેવ-
તાએ ચેતાવ્યો છેવટે તાપસ થયો, ગોશાળાએ તેને યૂકા શય્યાતર કહી ચીડાવ્યો,
તાપસે ક્રોધથી તેજોલેશ્યા મૂકી, ભગવાને શીતલેશ્યાથી બચાવ્યો, પરિણામે ગોશાળાએ

તેજોલેશ્યાનો ઉપાય પ્રાપ્ત કર્યો, ભગવાનથી છુટો પડયો. ભગવાન ત્યાંથી વિશાળાનગરીએ ગયા, પ્રતિમા ધારણ કરી રહ્યા, બાળકોએ પિશાચ જાણી અટકાવ્યા, ત્યાં ગણરાજ શંખ-નામે કોઈ સિદ્ધાર્થ રાજાના મિત્રે ભગવન્તને ઓળખીને પૂજા કરી. ત્યાંથી ભગવાન વાણિજ ગામ તરફ ચાલ્યા, માર્ગમાં ગંડીમ નદી ઉતરવાને નાવમાં બેઠા, નાવિકોએ ભાડું માગ્યું, તે વખતે શંખરાજાનો દૂત ચિત્ર નામનો ભાણેજ નાવિકસૈન્યસહિત દૂતકાર્ય માટે ગયો હતો, તેણે ત્યાં આવી ભગવન્તને મુકાવીને પૂજા કરી. ત્યાંથી વાણિજ્ય ગામે જઈ ગામ બહાર પ્રતિમા ધરીને રહ્યા, ત્યાં આનંદ શ્રાવકને અવધિ જ્ઞાન થયું, તેણે તીર્થંકરને પરિસહ સહન કરતા જોયા, વંદના કરી અને કહ્યું, ભગવન્ થોડા વખતમાંજ કેવળ જ્ઞાન થશે. ત્યાંથી ભગવાન્ શ્રાવસ્તી નગરીએ ગયા, અને દસમી વર્ષાઋતુ વિતાવી. ત્યાંથી સાનુલઠ ગામે ગયા, ત્યાં ભદ્રા, મહાભદ્રા, સર્વતોભદ્રા, વિગેરે પ્રતિમા વહન કરી, પછી આનંદ શ્રાવકના ઘેર બહુલિકા દાસીએ ભગવન્તને વહોરાવ્યું, અને પંચદિવ્ય પ્રગટ થયાં. ૪૯૨ થી ૪૯૬.

दढभूमीए वहिआ पेढालं नाम होइ उज्जाणं ।
पोलासचेइयंमी ठिएगराई महापडिमं ॥ ४९७ ॥
सक्को अ देवराया सभागओ भणइ हरिसिओ वयणं ।
तिण्णिवि लोगऽसमत्था जिणवीरमणं न चालेउं ॥ ४९८ ॥
सोहम्मकप्पवासी देवो सक्कस्स सो अमरिसेणं ।
सामाणिअ संगमओ बेइ सुरिंदं पडिनिविट्ठो ॥ ४९९ ॥
तेलोक्कं असमत्थंति पेह एतस्स चालणं काउं ।
अज्जेव पासह इमं मम वसगं भट्ठजोगतवं ॥ ५०० ॥
अह आगओ तुरंतो देवो सक्कस्स सो अमरिसेणं ।
कासीय हउवसग्गं मिच्छदिट्ठिपडिनिविट्ठो ॥ ५०१ ॥

ત્યાંથી ભગવાન દઢભૂમિએ ગયા, ત્યાં બહારના ભાગમાં પેઢાલ નામે ઉદ્યાન છે, તેમાં પોલાસ ચૈત્યની અંદર એકરાત્રિની મહાપ્રતિમા ધરીને ઉભા રહ્યા. તે વખતે સુધર્મ સભામાં દેવરાજ ઇન્દ્રમહારાજ હર્ષવન્ત થઇને આ પ્રમાણે વચન બોલ્યા કે ત્રણેલોક આ વીર પ્રભુને ચળાયમાન કરવાને સમર્થ નથી. આ ઉપરથી સૌધર્મ કલ્પવાસી ઇન્દ્રનો સંગમક નામે સામાનિક દેવ ત્યાં બેઠો હતો, તેણે ઇન્દ્રને અમર્ષથી કહ્યું કે જેને ચળીત કરવાને ત્રણ લોકને પણ તમે અસમર્થ કહો છો, તેને તપ અને યોગથી ભ્રષ્ટ થઇને મારે વશ થએલ જુઓ. પછી ઇન્દ્રનો તે સામાનિકદેવ અમર્ષથી સત્વર ત્યાં આવ્યો, અને પ્રતિનિવિષ્ટ મિથ્યાદષ્ટિ તેણે ઉપસર્ગ કરવા માંડયા. ૪૯૭ થી ૫૦૧

धूली पिवीलिआओ उद्दंसा चेव तहय उण्होला ।
विछुय नउला सप्पा य मूसगा चेव अट्ठमगा ॥ ५०२ ।
हत्थी हत्थीणिआओ पिसायए घोररूव वग्घो य ।
थेरो थेरीइ सुओ आगच्छइ पक्कणो [illegible] ५०:

खरवाय कलंकलिया कालचक्कं तहेव संवट्टं ।
पाभाइय उवसग्गे वीसइमो होइ अणुलोमो ॥ ५०४ ॥
सामाणियदेविड्ढि देवो दावेइ सो विमाणगओ ।
भणइ य वरेह महरिसि ! निप्फत्ती सग्गमोक्खाणं ॥ ५०५ ॥
उवहयमइविण्णाणो ताहे वीरं बहुप्पसाहेउं ।
ओहीएँ निरिक्खिज्जइ झायइ छज्जीवहियमेव ॥ ५०६ ॥

ધૂળ, કીડીઓ, ડાંસ, તેમજ ધીમેલો, વિંછી, નોળીઆ, સર્પ, અને આઠમીવાર ઉંદરો, હસ્તી, હસ્તિણી, ભયંકરરૂપધારી પિશાચ, વ્યાઘ્ર, સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા માતાનો કરૂણામયવિલાપ-પુત્ર ! આમ આવ, અમને ન તજ, ચંડાલ, પગપર રાંધવાનું, પ્રચંડવાયુ, કલંકલિકવાયુ, કાળચક્ર, સંવર્તકવાયુ અને વીસમો પ્રભાત વિકુર્વીને અનુલોમ ઉપસર્ગ કર્યો. સામાનિક દેવઋદ્ધિ બતાવીને તે દેવ વિમાનમાં રહ્યો થકો બોલ્યો, હે મહર્ષિ ! ઇચ્છા હોય તે માગો, સ્વર્ગ આપું કે મોક્ષ આપું ? આ પ્રમાણે મંદબુદ્ધિવાળા તેણે વીરને વશ કરવાને કર્યું; પણ ભગવાન તો અવધિજ્ઞાનથી છ જીવનિકાયનું હિતજ ચિન્તવતા હતા. ૫૦૬.

वालुयपंथे तेणा मउल पारणग तत्थ काणच्छी ।
तत्तो सुभोम अंजलि सुच्छित्तए य विडरूवं ॥ ५०७ ॥
मलए पिसायरूवं सिवरूवं हत्थिसीसए चेव ।
ओहसणं पडिमाए मसाण सक्को जवणपुच्छा ॥ ५०८ ॥
तोसलि कुसीसरूवं संधिच्छेओ इमोत्ति वज्झे य ।
मोएइ इंदजालिउ तत्थ महाभूइलो नामं ॥ ५०९ ॥
मोसलि संधिसु मागह मोएई रट्ठिओ पिउवयंसो ।
तोसलि य सत्तरज्जूऽवावत्तो तोसली मोक्खो ॥ ५१० ॥
सिद्धत्थपुरे तेणत्ति कोसिओ आसवाणिओ मोक्खो ।
वयगाम हिंडणेसण दिवसे बिइ बेइ उवसंतो ॥ ५११ ॥

ત્યાંથી ભગવાન વાલુકા ગામ તરફ ગયા, માર્ગમાં પાંચસો ચોરો વિકુર્વ્યા, તેઓએ મામા કહીને વજ્રમય શરીરથી દુઃખ ઉત્પન્ન કર્યું. ત્યાંથી ભગવાન ગામમાં ભિક્ષા માટે ગયા, ત્યાં ભગવન્તનું રૂપ આવરીને કાણાકીરૂપ બનાવ્યું, તેથી ત્યાંના લોકોએ પ્રહાર કરવા માંડ્યા, ત્યાંથી ભગવાન સુભોમગામે ગયા, ત્યાં અંજલી કરીને સ્ત્રીઓ પાસે યાચના કરતા રૂપને બતાવ્યું, તેથી ત્યાંના લોકોએ માર માર્યો, ત્યાંથી સુક્ષેત્ર નામે ગામમાં ગયા, ત્યાં ભિક્ષાચર્યામાં વિટનું રૂપ બનાવીને માર મરાવ્યો. ત્યાંથી મલય ગામે ગયા, ત્યાં પિશાચનું રૂપ બતાવ્યું, અને પીડા પમાડી, ત્યાંથી હસ્તીશીર્ષ ગામે ગયા, ત્યાં ભવ્યરૂપ બતાવી પુરૂષચિન્હ સ્તબ્ધ કરીને અપભ્રાજના કરાવી. આથી ભગવાન ગામ બહાર સ્મશાનમાં એકાન્તે પ્રતિમા ધારીને રહ્યા, ત્યાં સંગમકે હાંસી કરી. ઇન્દ્ર આવીને સુખશાતા પુછી ત્યાંથી ભગવાન તોસલિગામે ગયા, ગામ બહાર પ્રતિમા ધારી રહ્યા, ત્યાં કુશિષ્યનું રૂપ ધરીને ખાતર પાડવા માંડ્યો, આથી આ મારવા યોગ્ય છે એમ

લોકોને જણાવ્યું. તે વખતે ત્યાં મહાભૂતિ નામે ઈન્દ્રજાલિક હતો તેણે ભગવન્તને ઓળખીને છોડાવ્યા. ત્યાંથી ભગવાન મોસલિ ગામે ગયા, ત્યાં પણ તેનુંજ કર્યું, ગામના લોકોએ શીક્ષા કરવા માંડી ત્યાં ભગવન્તના પિતાના મિત્ર સુમાગધે મુકાવ્યા. તોસલિ ગામમાં ગયા, ત્યાં ચોર જાણીને દોરડે બાંધી અધર લટકાવવા માંડયા, સાતવાર દોરડું તુટી ગયું, તેથી નિર્દોષ જાણી છોડી મૂકયા. ત્યાંથી સિદ્ધાર્થપુરે ગયા, ત્યાં ચોર જાણીને પકડયા, કૌશિક નામના અશ્વના વેપારીએ ઓળખીને છોડાવ્યા. ત્યાંથી ભગવાન વ્રજગામે ગયા, આહાર માટે ગામમાં જતાં પ્રભુએ વિચાર્યું કે દીર્ઘકાળ ઉપસર્ગ કરીને દેવ ગયો. માર્ગમાં તે દેવે અનેસણાકરી તેથી ભગવાન્ પ્રતિમા ધરીને ઉભા હતા, દેવે અવધિજ્ઞાનથી ભગવન્તના પરિણામ જોયા, અને બીજે દીવસે ઉપશાન્ત થઈ બોલ્યો કે ૫૦૭ થી ૫૧૧

वचह हिंडह न करेमि किंचि इच्छा न किंचि वत्तव्वो ।
तत्थेव वच्छवाली थेरी परमन्न वसुहारा ॥ ५१२ ॥
छम्मासे अणुवद्धं देवो कासीय सो उ उवसग्गं ।
दट्ठूग वयग्गामे वंदिय वीरं पडिनियत्तो ॥ ५१३ ॥
देवो चु(ठि)ओ महिड्ढीओ वरमंदरचूलियाइ सिहरंमि ।
परिवारिउ सुरवहूहिं आउंमी सागरे सेसे ॥ ५१४ ॥
आलभियाए हरि विज्जू जिणस्स भत्तीएँ वंदओ एइ ।
भगवं पियपुच्छा जिय उवसग्गत्ति थेवमवसेसं ॥ ५१५ ॥
हरिसह सेयवियाए सावत्थो खंदपडिम सक्को य ।
ओयरिउं पडिमाए लोगो आउट्टिओ वंदे ॥ ५१६ ॥

ભગવન્! હવે ગોચરી માટે જાઓ, હું કંઈ પણ ઉપસર્ગ નહી કરૂં. ભગવન્તે કહ્યું, હું કોઈના કહેવાથી નહી જાઉં, મારી ઇચ્છાથી જઇશ અથવા નહિ જાઉં. બીજે દિવસે તેજ ગોકુળમાં વાછરડા પાળનારી વૃદ્ધાએ પરમાન્નથી ભગવન્તને પ્રતિલાભ્યા, તેથી ત્યાં દિવ્ય થયાં વસુધારા થઇ. છ માસ પર્યન્ત નિરન્તર ઉપસર્ગ કરીને ભગવન્તને નિશ્ચળ જોઇને તે દેવ વ્રજગામમાં વાંદીને પોતાના સ્થાને પાછો ફર્યો. ઈન્દ્ર મહારાજે તિરસ્કાર કરીને તે મહર્દ્ધિક દેવને તેની દેવાંગના અને પરિવાર સહિત ત્યાંથી કાઢી મુકયો, તેથી તે મેરૂપર્વતની ચૂલિકાના શિખરપર જઈ રહ્યો, તે વખતે તેનું આયુષ એક સાગરોપમમાંથી કેટલુંક બાકી હતું. તે પછી ભગવાન વ્રજગામથી આલંભિકા નગરીએ ગયા. ત્યાં વિદ્યુતકુમારેન્દ્ર જિનેશ્વરને ભક્તિથી વંદન કરવા આવ્યો અને બોલ્યો, ભગવાન્! આપને સુખ શાતા પુછુંછું, આપ ઉપસર્ગો તરી ગયા છે, આવરણ થોડુંજ બાકી છે, થોડાજ કાળમાં કેવળજ્ઞાન થશે. ત્યાંથી ભગવાન શ્વેતાંબી નગરીએ ગયા, ત્યાં હરિસહ સુખશાતા પૂછવા આવ્યો. ત્યાંથી ભગવાન શ્રાવસ્તી નગરીએ ગયા, ત્યાં સ્કંદની પ્રતિમાનો લોકો મહોત્સવ કરતા હતા, તે જોઈ ઇન્દ્ર તે પ્રતિમામાં દાખલ થયો, તેથી તે પ્રતિમા સ્વયંભગવન્ત પાસે ગઈ, અને ભગવન્તને વંદન કરવા લાગી, તેથી લોકોએ દેવાધિદેવ જાણીને ભગવન્તનો મહિમા કર્યો. ૫૧૨ થી ૫૧૬.

कोसंबी चंदसूरोयरणं वाणारसीय सक्को उ ।
रायगिहे ईसाणो महिला जणओ य धरणो य ॥ ५१७ ॥

वेसालि भूयणंदो चमरुप्पाओ य सुंसुमारपुरे ।
भोगपुरि सिंदकंदग माहिंदो खत्तिओ कुणति ॥ ५१८ ॥
वारण सणंकुमारे नंदीगामे पिउसहा वंदे ।
मेढियगामे गोवो वित्तासणयं च देविंदो ॥ ५१९ ॥
कोसंबिए सयाणीओ अभिगहो पोसबहुल पाडिवई ।
चाउम्मास मिगावई विजय सुगुत्तो य नंदा य ॥ ५२० ॥
तच्चावाई चंपा दहिवाहण वसुमई विजयनामा ।
धणवइ मूलालोयण संपुलदाणे य पव्वज्जा ॥ ५२१ ॥

ત્યાંથી ભગવાન કોશાંબી નગરીએ ગયા, ત્યાં ચંદ્ર-સૂર્યે ઉતરીને ભગવન્તનો મહિમા કર્યો. ત્યાંથી વાણારશીએ ગયા, ત્યાં ઇન્દ્રે સુખશાતા પૂછી વંદના કરી, ત્યાંથી રાજગૃહિએ ગયા, ત્યાં ઈશાનેંદ્રે ભગવન્તને સુખશાતા પૂછી, ત્યાંથી મિથિલા નગરીએ ગયા, ત્યાં જનક રાજાએ પૂજા કરી અને ધરણેંદ્રે શાતા પૂછી. ત્યાંથી વિશાળાનગરીએ ગયા, ત્યાં ભૂતાનંદે શાતા પૂછી ( અહીં અગીઆરમી વર્ષારાત્રિ થઈ ) ત્યાંથી સુસુમાર પુરે ગયા, ત્યાં ચમરેન્દ્રનો ઉત્પાત થયો. ત્યાંથી ભોગપુરે ગયા ત્યાં માહેન્દ્ર નામનો ક્ષત્રિય ખર્જૂરી લઇ ભગવન્તને મારવા દોડયો, તે વખતે વંદન કરવા આવેલા સનત્કુમારેન્દ્રે અટકાવ્યો અને ભય પમાડયો. ત્યાંથી ભગવાન નંદી ગામે ગયા, નંદી નામે ભગવાનના પિતાનો મિત્ર હતો તેણે ભગવન્તને આવીને વંદના કરી. ત્યાંથી મેંઢીકા ગામે ગયા, ત્યાં કુર્મારગામની પેઠે ગોવાળે ભગવન્તને ઉપસર્ગ કરવા માંડયા, તેમને ઇન્દ્રે ત્રાસ પમાડી કાઢી મૂકયા. ત્યાંથી ભગવાન કોશંબી નગરીએ ગયા, ત્યાં શતાનીક રાજા, મૃગાવતી રાણી, વિજયસુગુપ્ત અમાત્ય, નંદા તેની ભાર્યા, તત્ત્વવાદી નામે ધર્મપાઠક, ધનાવહ શેઠ, મૂલા નામે તેની સ્ત્રી રહેતાં હતાં; તે વખતે ત્યાં પોસ વદી પ્રતિપદાએ ચતુર્વિધ અભિગ્રહ લઇને ભગવન્ત ભિક્ષા માટે ફરતાં હતાં, પણ અભિગ્રહ પૂર્ણ થતો નહિ, છેવટ ચંપાનગરીના દધિવાહન રાજાની પુત્રી વસુમતી ( ચંદનબાળા ) ધનવહને ત્યાં દાસી તરીકે હતી તેની પાસે અભિગ્રહ પૂર્ણ થવાથી બાકુલા ભિક્ષા લીધી. ૫૧૬ થી ૫૨૧

तत्तो सुमंगलाए सणंकुमार सुछेत्तए य माहिंदो ।
पालग वाइलवणिए अमंगलं अप्पणो असिणा ॥ ५२२ ॥
चंपा वासावासं जक्खींदे साइदत्त पुच्छा य ।
वागरण दुह पएसण पच्चक्खाणे य दुविहे उ ॥ ५२३ ॥
जंभियगामे नाणस्स उप्पया वागरेइ देविंदो ।
मिंढियगामे चमरो वंदण पियपुच्छणं कुणइ ॥ ५२४ ॥
छम्माणि गोव कडसल पवेसणं मज्झिमाए पावाए ।
खरओ विज्जो सिद्धत्थ वाणियओ नीहरावेइ ॥ ५२५ ॥

ત્યાંથી નીકળીને ભગવાન સુમંગળ ગામે ગયા, ત્યાં સનત્કુમારેંદ્રે વન્દના કરીને

લાર્ય નામે બ્રાહ્મણ હતો. તેની યજ્ઞદીક્ષા કરવાની વખતે નગરવાસીઓ અને દેશવાશીઓ યજ્ઞભૂમિમાં આવ્યા હતા. તે વખતે યજ્ઞભૂમિની ઉત્તર બાજુએ એકાન્ત વિવિક્ત પ્રદેશમાં દેવ-દાનવેંદ્ર જિનેશ્વરનો મહિમા કરતા હતા. ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષિ, અને વૈમાનિક દેવો પોતાની પર્ષદા અને સર્વ ઋદ્ધિ સહિત જિનેંદ્રના જ્ઞાનોત્પત્તિનો મહોત્સવ કરવા લાગ્યા. ૫૩૫ થી ૫૪૨, ૧૧૫ ભા.

હવે સમવસરણ સંબંધી નવ દ્વારો કહે છે.

समुसरणे केवइ रूव पुच्छ वागरण सोयपरिणामे ।
दाणं च देवमल्ले मल्लणयणे उवरि तित्थं ॥ ५४३ ॥ दारगाहा ॥
जत्थ अपुव्वोसरणं जत्थ व देवो महड्ढिओ एइ ।
वाओदयपुप्फवद्दलपागारतियं च अभिओगा ॥ ५४४ ॥
मणिकणगरयणचित्तं भूमीभागं समंतओ सुरभिं ।
आजोअणंतरेणं करेंति देवा विचित्तं तु ॥ ५४५ ॥
वेंटट्ठाइं सुरभिं जलथलयं दिव्वकुसुमणीहारिं ।
पइरंति समन्तेणं दसद्धवण्णं कुसुमवासं ॥ ५४६ ॥
मणिकणगरयणचित्त चतुद्दिसिं तोरणे विउव्वंति ।
सच्छत्तसालभंजियमयरद्धयचिंधसंठाणे ॥ ५४७ ॥
तिन्नि य पागारवरे रयणविचित्ते तहिं सुरगणिंदा ।
मणिकंचणकविसीसगविभूसिए ते विउव्वेंति ॥ ५४८ ॥
अब्भंतरमज्झबहिं विमाणजोइभवणाहिवकया उ ।
पागारा तिन्नि भवे रयणकणगे य रयए य ॥ ५४९ ॥
मणिरयणहेमयाविय कविसीसा सव्वरयणिया दारा ।
सव्वरयणामयच्चिय पडागधयतोरणविचित्ता ॥ ५५० ॥

સમવસરણવિધિ, કેટલા સામાયિકની પ્રરૂપણા, ભગવન્તના રૂપનું વર્ણન, પૃચ્છા, ઉત્તર, શ્રોતૃપરિણામ, વૃત્તિદાન, દેવમાલ્ય, માલ્યાનયનવિધિ અને પ્રથમ પૌરિષી વીત્યા બાદ ગણધરની દેશના એ નવ દ્વાર કહેવાશે. જ્યાં પૂર્વે સમવસરણ ન થયું હોય, અને જ્યાં મહર્દ્ધિક દેવો આવે, ત્યાં વાયુ, ઉદકવદલ, અને પુષ્પવર્દલ વિકુર્વીને આભિયોગીક દેવો ત્રણ પ્રાકાર કરે છે. મણિ-કનક-અને રત્નથી વિચિત્ર પ્રકારના ભૂભાગને સર્વ દિશાઓમાં સુગંધમય કરીને યોજન પર્યન્ત પૃથ્વીને દેવો વિવિધ પ્રકારની સુગંધવાળો કરે છે. વૃન્તસ્થાયિ જળ અને સ્થળમાં થએલાં અતિ ગંધ પ્રસરવાવાળાં સુવાસિત દિવ્ય પુષ્પો ચારે બાજુ વેરે છે અને પંચવર્ણ પુષ્પની વૃષ્ટિ કરે છે. વળી સુંદર છત્ર, પુતળીઓ, મગરધ્વજના ચિન્હ વાળા આકારો અને મણિ કનક તથા રત્નથી જડિત તોરણો ચારે દિશામાં વિકુર્વે છે. વળી ત્યાં મણિ-કાંચનના કાંગરાથી વિભૂષિત રત્નજડિત ત્રણ પ્રાકાર, તે દેવસમૂહ અને ઇન્દ્રો વિકુર્વે છે. અંદરનો, મધ્યનો, અને બહારનો એ ત્રણ પ્રાકાર અનુક્રમે રત્ન, કનક, અને રજતના હોય છે, તે વૈમાનિક, જ્યોતિષ અને તે ભવનપતિ દેવોએ કરેલા હોય છે. મણિ-રત્ન અને સુવર્ણમય કાંગરાઓ પ્રથમ આદિ પ્રાકારમાં વૈમાનિક આદિ દેવો કરે છે, તે સર્વ

પ્રાકારોનાં દ્વારો રત્નમય હોય છે તેમજ સર્વરત્નમય પતાકા-ધ્વજા-અને તોરણોએ વિચિત્ર પ્રકારે સુશોભિત કરે છે. ૫૪૩ થી ૫૫૦

तत्तो य समंतेणं कालागरुकुंदुरुक्कमीसेणं ।
गंधेण मणहरेणं धूवघडीओ विउव्वंति ॥ ५५१ ॥
उक्कट्ठिसीहणायं कलयलसद्देण सव्वओ सद्दं ।
तित्थगरपायमूले करेंति देवा णिवयमाणा ॥ ५५२ ॥
चेइदुम पेढछंदय आसणछत्तं च चामराओ य ।
जं चऽण्णं करणिज्जं करेंति तं वाणमंतरिया ॥ ५५३ ॥
साहारण ओसरणे एवं जत्थिड्डिमं तु ओसरइ ।
एक्कुच्चिय तं सव्वं करेइ भयणा उ इयरेसिं ॥ ५५४ ॥
सूरोदयपच्छिमाए ओगाहंतीएँ पुव्वओऽईइ ॥
दोहिं पउमेहिं पाया मग्गेण य होइ सत्तन्ने ॥ ५५५ ॥
आयाहिण पुव्वमुहो तिदिसिं पडिरूवगा उ देवकया ।
जेट्ठगणी अन्नो वा दाहिणपुव्वे अदूरंमि ॥ ५५६ ॥
जे ते देवेहिं कया तिदिसिं पडिरूवगा जिणवरस्स ।
तेसिंपि तप्पभावा तयाणुरूवं हवइ रूवं ॥ ५५७ ॥
तित्थाइसेस संजय देवी वेमाणियाण समणीओ ।
भवणवइ वाणमंतर जोइसियाणं च देवीओ ॥ ५५८ ॥
केवलिणो तिउण जिणं ति पयणामं च मग्गओ तस्स ।
मणमादीवि णमंता वयंति सट्ठाण सट्ठाणं ॥ ५५९ ॥
भवणवई जोइसिया बोद्धव्वा वाणमंतरसुरा य ।
वेमाणिया य मणुया पयाहिणं जं च निस्साए ॥ ५६० ॥

તે પછી મનોહર ગંધવાળા કુંદરૂકમીશ્ર કાલાગરૂ ધૂપની ધૂપ ઘટીકાઓ સર્વ બાજુએ વિકુર્વે છે, અને ત્યાં તીર્થંકર પાદમૂળમાં નમીને સર્વ દેવો સર્વ દિશાઓમાં. કલકલ શબ્દથી ઉત્કૃષ્ટ સીંહનાદ કરે છે. અશોકવૃક્ષ પીઠિકા દેવચ્છંદક, સીંહાસન, છત્ર, ચામર અને બીજું પણ જે કંઈ કરવા યોગ્ય હોય તે સર્વ વાણવ્યંતર દેવો કરે છે. સાધારણ સમવસરણમાં એ પ્રમાણે થાય છે, પણ જ્યાં ઋદ્ધિમાન્ દેવ આવે છે, ત્યાં તો તે એકજ સઘળું કરે છે, બીજે વખતે તો ભજના જાણવી. ઉપરોક્ત સમવસરણમાં પ્રથમ પોરિપિએ

શાતા પૂછી, ત્યાંથી સુક્ષેત્ર ગામે ગયા, ત્યાં માહેન્દ્ર શાતા પૂછવા આવ્યો, ત્યાંથી પાલક ગામે ગયા, ત્યાં વાતબળ વણિક મુસાફરીએ જતો હતો તે ભગવન્તના શુકનથી અમંગળ માનીને પોતાની તરવારથી મારવા આવ્યો. તેને સિદ્ધાર્થ દેવે મારી નાંખ્યો. ત્યાંથી ભગવાન ચંપાનગરીએ ગયા, ત્યાં યક્ષેન્દ્રે શાતા પૂછી ને સ્વાતિદત્ત બ્રાહ્મણે પૃચ્છા કરી, ભગવન્તે તેને બે પ્રકારનો ઉપદેશ અને બે પ્રકારનું પ્રત્યાખ્યાન કહ્યું. ત્યાંથી ભગવાન જંભિકા ગામે ગયા, ત્યાં ઇન્દ્રે આવીને જ્ઞાનોત્પત્તિનો કાળ કહ્યો, ત્યાંથી મિંઢિકા ગામે ગયા, ત્યાં ચમરેન્દ્રે આવી વંદના કરી અને શાતા પૂછી. ત્યાંથી ભગવાન્ પન્માણી ગામ ગયા, ગામ બહાર પ્રતિમા ધરીને રહ્યા, ગોવાળ તેમને બળદ ભળાવી ગામમાં ગયો, બળદ અટવીમાં ચાલ્યા ગયા, ગામમાં ગએલા ગોવાળે આવી ભગવન્તને પૂછયું, ભગવન્ત મૌન રહ્યા, આથી કુપિત થઈ ગોવાલે ભગવન્તના કાનમાં બે શલાકા બેસારી દીધી. સમભાવ ધારી ભગવાન ત્યાંથી મધ્યમા નગરીએ ગયા, ત્યાં ખરક વૈદ્ય અને સિદ્ધાર્થ વણિકે તે શલાકા બહાર કાઢી. ૫૨૨ થી ૫૨૫.

॥ ઉપસર્ગો સમાસ થયા. ॥

जंभिय वहि उज्जुवालिय तीर वियावत्त सामसाल अहे।
छट्ठेणुक्कुडुयस्स उ उप्पन्नं केवलं नाणं ॥ ५२६ ॥
जो य तवो अणुचिन्नो वीरवरेणं महाणुभावेणं ।
छउमत्थकालियाए अहक्कमं कित्तइस्सामि ॥ ५२७ ॥
नव किर चाउम्मासे छक्किर दोमासिए उवासीय ।
बारस य मासियाइं बावत्तरि अद्धमासाइं ॥ ५२८ ॥
एगं किर छम्मासं दो किर तेमासिए उवासीय ।
अड्ढाइज्जाइ दुवे दो चेव दिवड्ढमासाइं ॥ ५२९ ॥
भद्दं च महाभद्दं पडिमं तत्तो य सव्वओभद्दं ।
दो चत्तारि दसेव य दिवसे ठासीय अणुबद्धं ॥ ५३० ॥
गोयरमभिग्गहजुयं खमणं छम्मासियं च कासीय।
पंचदिवसेहि ऊणं अव्वहिओ वच्छनयरीए ॥ ५३१ ॥
दस दो य किर महप्पा ठाइ मुणी एगराइयं पडिमं।
अट्ठमभत्तेण जई एक्केक्कं चरमराईयं ॥ ५३२ ॥
दो चेव य छट्ठसए अऊणातीसे उवासिया भगवं ।
न कयाइ निच्चभत्तं चउत्थभत्तं च से आसि ॥ ५३३ ॥
बारस वासे अहिए छट्ठं भत्तं जहन्नयं आसि ।
सव्वं च तवोकम्मं अपाणयं आसि वीरस्स ॥ ५३४ ॥

જંભિકા ગામની બહાર, ઋજુવાલુકા નદીના તીરે, વૈયાવૃત્ય (જીર્ણ) ચૈત્યની સમીપે શાલવૃક્ષની નીચે ઉત્કટિકાસને છઠ્ઠ ભક્ત યુક્ત ભગવન્ત હતા ત્યારે તેમને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું. મહાનુભાવ વીર પ્રભુએ છદ્મસ્થ અવસ્થામાં જે તપ કર્યું, તે હવે અનુક્રમે

એક છ માસિક કીધું. નવ ચાતુર્માસિક, છ દ્વિમાસિક, બાર એક માસીક, બહોંતેર પાક્ષિક, બે ત્રિમાસિક, બે અઢીમાસિક, બે દોઢ માસિ, બે દિવસ નિરન્તર ભદ્રા, ચાર દિવસ મહાભદ્રા, અને તે પછી દસ દિવસ સર્વતોભદ્રા નામે પ્રતિમા ધારી સ્થિર રહ્યા. પીડારહિત કોશાંબી નગરીમાં છ મહીનામાં પાંચ દિવસ ન્યૂન કાળ પર્યન્ત ગોચરી કરતા અભિગ્રહ યુક્ત ઉપવાસ કર્યા. મૌનપણે તે મહાત્માએ બાર એક રાત્રિની પ્રતિમાઓ કરી, અષ્ટમ ભક્તે છેલ્લી એક ચરમ રાત્રિની કરી. બશો ઓગણસાઠ છઠે કરી ભગવાન્ ઉપોષિત હતા, તેમને કદી પણ નિત્ય ભોજન અથવા એક ઉપવાસ ન હતો. બાર વર્ષથી અધિકકાળ પર્યન્ત જઘન્યથી છઠુભક્તનું તપ હતું, વળી વીરપ્રભુને બધુંએ તપકર્મ પાણી પીધા વિનાનું હતું. ૫૩૪

तिण्णि सए दिवसाणं अउणावन्नं तु पारणाकालो ।
उक्कुडुय निसेज्जाणं ठियपडिमाणं सए बहुए ॥ ५३५ ॥
पवज्जाए पढमं दिवसं एत्थं तु पक्खिवित्ताणं ।
संकलियंमि उ संते जं लद्धं तं निसामेह ॥ ५३६ ॥
वारस चेव य वासा मासा छ च्चेव अद्धमासो य ।
वीरवरस्स भगवओ एसो छउमत्थपरियाओ ॥ ५३७ ॥
एवं तवोगुणरओ अणुपुव्वेणं मुणी विहरमाणो ।
घोरं परिसहचमुं अहियासित्ता महावीरो ॥ ५३८ ॥
उप्पन्नंमि अणंते नट्ठंमि य छाउमत्थिए नाणे ।
राईए संपत्तो महसेणवणंमि उज्जाणे ॥ ५३९ ॥
अमरनररायमहिओ पत्तो धम्मवरचक्कवट्टित्तं ।
वियंपि समोसरणं पावाए मज्झिमाए उ । ॥ ५४० ॥
तत्थ किल सोमिलज्जोत्ति माहणो तस्स दिक्खकालंमि ।
पउरा जणजाणवया समागया जन्नवाडंमि ॥ ५४१ ॥
एगंते य विवित्ते उत्तरपासंमि जन्नवाडस्स ।
तो देवदाणविंदा करेंति महिमं जिणिंदस्स ॥ ५४२ ॥
भवणवइ वाणमंतर जोइसवासी विमाणवासी य ।
सव्विड्ढिए सपरिसा कासी नाणुप्पयामहिमं ॥ ११५ ॥ भा० ॥

ત્રણસોને ઓગણ પચાસ દિવસ પારણાનો કાળ હતો, તથા ઉત્કુટિકા નિષદ્યા વિગેરે સ્થિતપ્રતિમાઓ સેંકડો ગમે કરી. પ્રવ્રજ્યાના પ્રથમનો દિવસ આ કહેલા દિવસોમાં મેળવીને એકઠા કરતાં જે પ્રાપ્ત થાય તે સાંભળો. બાર વર્ષ અને સાડા છમાસ એટલો વીર ભગવાનનો છદ્મસ્થકાળ છે. એ પ્રમાણે તપગુણમાં રક્ત મુનિ મહાવીર દેવ ઘોર પરિસહની સેનાને સહન કરીને અનુક્રમે વિહાર કરવા લાગ્યા. અનંતજ્ઞાન ઉત્પન્ન થયું અને છાદ્મસ્થિક જ્ઞાન નષ્ટ થયું, પછી રાત્રિએ મહસેનવન નામના ઉદ્યાને આવ્યા, ત્યાં દેવોએ સમવસરણ કર્યું. દેવેન્દ્ર અને નરેન્દ્રોએ પૂજિત, ઉત્તમ ધર્મનું ચક્રવર્ત્તિપણું પામેલા એવા ભગવાનનું પુનઃ બીજું સમવસરણ મધ્યમાપાપા નગરીમાં થયું. ત્યાં સોમિ-

તથા જ્યોતિષીની દેવીઓ કેવળી જિનેશ્વરને તથા ત્રણવાર તીર્થને પ્રણામ કરીને તેમજ મનઃપર્યવજ્ઞાનીઓ પણ જિનેશ્વર ગણધર ને કેવાલને નમસ્કાર કરીને સ્વસ્વ સ્થાનકે બેસે છે, ભવનપતિ, વ્યન્તર, અને જ્યોતિષીદેવો સાધુઓની બાજુમાં વાયવ્ય દિશામાં બેસે છે. વૈમાનીક દેવો અને મનુષ્યો પ્રદક્ષિણા કરીને ઈશાન દિશામાં સ્વસ્થાને બેસે છે. ૫૫૧-૫૬૦

संजय वेमाणित्थी संजय (इ) पुव्वेण पविसिउं वीरं ।
काउं पयाहिणं पुव्वदक्खिणे ठंति दिसिभागे ॥ ११६ ॥ भा० ॥
जोइसियभवणवंतरदेवीओ-दक्खिणेण पविसंति ।
चिट्ठंति दक्खिणावरदिसिंमि तिगुणं जिणं काउं ॥ ११७ ॥ भा० ॥
अवरेण भवणवासीवंतरजोइससुरा य अइगंतुं ।
अवरुत्तरदिसिभागे ठंति जिणं तो नमंसित्ता ॥ ११८ ॥ भा० ॥
समहिंदा कप्पसुरा राया णरणारीओ-उदीणेणं ॥
पविसित्ता पुव्वुत्तरदिसीएँ चिट्ठंति पंजलिआ ॥ ११९ ॥ भा० ॥
एक्केक्कीय दिसाए तिगं तिगं होइ सन्निविट्ठं तु ।
आदि चरिम विमीस्सा थीपुरिसा सेसपत्तेयं ॥ ५६१ ॥
एंतं महिड्ढियं पणिवयंति ठियमवि वयंति पणमंता ।
णवि जंतणा ण विकहा ण परोप्पर मच्छरो ण भयं ॥ ५६२ ॥
विइयंमि होंति तिरिया तइये पागारमंतरे जाणा ।
पागारजढे तिरियाऽवि होंति पत्तेय मिस्सा वा ॥ ५६३ ॥
सव्वं च देसविरतिं सम्मं घेच्छंति व होंति कहणाउ ।
इहरा अमूढलक्खो न कहेइ भावस्सइ ण तं च ॥ ५६४ ॥

સાધુઓ, વૈમાનીક દેવીઓ અને સાધ્વીઓ પૂર્વ તરફથી દાખલ થઈ વીરપ્રભુને પ્રદક્ષિણા કરીને અગ્નિકોણે બેસે છે. જ્યોતિષિ, ભવનપતિ, અને વ્યન્તરની દેવીઓ દક્ષિણ બાજુ દાખલ થઇ જિનેશ્વરને ત્રણ વાર પ્રણામ કરીને નૈઋત્ય કોણે બેસે છે. ભવનપતિ વ્યન્તર અને જ્યોતિષિ દેવો પશ્ચિમ તરફથી આવી જિનેશ્વરને નમસ્કાર કરીને વાયવ્ય કોણે બેસે છે. ઈન્દ્ર સહિત કલ્પના દેવો, રાજાઓ, મનુષ્યો અને સ્રીઓ ઉત્તર દિશાથી આવીને ઈશાન કોણે બેસે છે. એકેકી દીશામાં ત્રણ ત્રણ સંનિવિષ્ટ હોય છે. આદિ અને

मणुए चउमन्नयरं तिरिए तिन्नि व दुवे व पडिवज्जे ।
जइ नत्थि नियमसो च्चिय सुरेसु संमत्तपडिवत्ती ॥ ५६५ ॥
तित्थपणामं काउं कहेइ साहारणेण सद्देणं ।
सव्वेसिं सण्णीणं जोयणणीहारिणा भगवं ॥ ५६६ ॥
तप्पुव्विया अरहया पूइयपूया उ विणयकम्मं च ।
कयकिच्चोऽवि जह कहं कहए णमए तहा तित्थं ॥ ५६७ ॥
जत्थ अपुव्वोसरणं न दिट्ठपुव्वं व जेण समणेणं ।
वारसहिं जोयणेहिं सो एइ अणागमे लहुया ॥ ५६८ ॥
सव्वसुरा जइ रूवं अंगुट्ठपमाणयं विउव्वेज्जा ।
जिणपायंगुट्ठं पइ ण सोहए तं जहिंगालो ॥ ५६९ ॥
गणहर आहार अणुत्तरा(य) जाव वण चक्कि वासु वला ।
मंडलिया ता हीणा छट्ठाणगया भवे सेसा ॥ ५७० ॥

સમવસરણમાં મનુષ્યોની અંદર ચારમાંથી કોઈપણ એક સામાયિકની પ્રાપ્તિ થાય તિર્યંચોમાં બે અથવા ત્રણ સામાયિક પામનાર હોય, જો કોઇપણ જીવ કોઇપણ જાતનું ..કત્વ પામનાર ન હોય, તો દેવોમાં અવશ્ય સમ્યકત્વ સામાયિકની પ્રાપ્તિ થાય છેજ. ..ને પ્રણામ કરીને સર્વ સંજ્ઞીજીવો સમજી શકે એવા યોજન વ્યાપિ સાધારણ શબ્દવડે ..વાન ધર્મ કહે છે.તીર્થપૂર્વક તીર્થંકરપણુ હોય છે, તેથી તીર્થને નમસ્કાર કરીને અરિ- .. પૂજીત પૂજા અને વિનયકર્મ થાય માટે તીર્થને પ્રણામ કરે છે, જેમ કૃતકૃત્ય છતાં તે ભગવાન્ ધર્મ કહે છે તેમ તીર્થને નમે છે. જ્યાં અપૂર્વ સમવસરણ થયું હોય,તેમ તેને સાધુએ પૂર્વે ન દીઠું હોય, તો તે બાર યોજનથી પણ ત્યાં આવે છે, જો ન આવે ચારલઘુ પ્રાયશ્ચિત્ત થાય છે. બધાએ દેવો જો અંગુઠા જેવડું રૂપ દિવ્ય શક્તિથી વિકુર્વે તે અંગારાની પેઠે જિનેશ્વરના પગના અંગુઠા આગલ શોભા ન પામે. તીર્થંકરના ..થી ગણધર, આહારક શરીરી, અનુત્તર દેવો, યાવત્ વ્યન્તર દેવો, ચક્રિ, વાસુદેવ, બળ- અને મંડળીક રાજાઓ અનુક્રમે એકેકથી અનન્તગુણ હીનરૂપવાળા હોય છે, અને ..ીના ૭ સ્થાનગત હોય છે. એટલે બીજાઓ છઠાણવડીયા હોય છે. ૫૬૫ થી ૫૭૦

संघयणरूवसंठाण वण्ण गइ सत्त सार उस्सासा ।
एमाइणुत्तराइं हवंति नामोदए तस्स ॥ ५७१ ॥
पगडीणं अण्णासुवि पसत्थउदया अणुत्तरा होंति ।
खयउवसमेऽविय तहा खयम्मि अविगप्पमाहंसु ॥ ५७२ ॥
अस्सायमाइयाओ जाविअ असुहा हवंति पगडीओ ।
णिंवरसलवोव्व पयए ज न होंति ता असुहया तस्स ॥ ५७३ ॥
धम्मोदएण रूवं करेंति रूवस्सिणोऽवि जइ धम्मं ।
गिज्झवओ य सुरूवो पसंसिमो तेण रूवं तु ॥ ५७४ ॥
कालेण असंखेणवि संखातीताण संसईणं तु ।
मा संसयवोच्छित्ती न होज्ज कमसागरणदोसा ॥ ५७५ ॥

सघत्थ अविम्मत्तं रिद्धिविमेसो अकालहरणं च ।
सव्वण्णुपच्चओऽवि य अचिंतगुणभूतिओ जुगवं ॥ ५७६ ॥
वासोदयस्स व जहा वण्णादी होंति भायणविसेसा ।
सवेसिंपि सभासा जिणभासा परिणमे एवं ॥ ५७७ ॥

સંઘયણ, રૂપ, સંસ્થાન, વર્ણ, ગતિ, સત્ત્વ, સાર, અને 'ઉશ્વાસ ઇત્યાદિ વસ
પણ તેમને તીર્થંકરનામકર્મના ઉદયથી અનુત્તર હોય છે, બીજી કર્મપ્રકૃતિઓ
પ્રશસ્ત ઉદયવાળી હોય છે, ક્ષયોપશમ અને ઉપશમમાં પણ તેવીજ રીતે હોય છે,
ક્ષય થતાં તો વર્ણન પણ ન કરી શકાય એવી હોય છે. અશાતા વેદનીયાદિ જે અ
પ્રકૃતિઓ હોય છે,તે પણ દૂધમાં લીંબડાના રસના બીંદુની પેઠે તેની અશુભતા નહિં
હોય છે. ધર્મના ઉદયથી તેવું અનુપમ રૂપ હોય છે, વળી રૂપવન્ત પણ જો ધર્મ કરે છે,
બીજાઓએ તો તે સારી રીતે કરવો જોઇએ, તથા રૂપવન્તનું વચન સર્વ કોઈ માન્ય
છે, તેથી ભગવન્તનું રૂપ અમે વખાણીએ છીએ. અસંખ્યાત સંશયી જીવોના સંશ
અનુક્રમે બોલવાના દોષને લીધે અસંખ્યાતા કાળે પણ નાશ ન થાય, સર્વ જીવોપર ભગ
સમભાવવાળા એકીકાળે સંશય છેદવાથી ગણાય, ઋદ્ધિવિશેષ પણ સંશય દૂર કરવાથી ગણ
અચિંત્ય ગુણ વિભૂતીને લીધે જીવોને સર્વજ્ઞપણાનો પ્રત્યય થાય છે, તેથી યુગપદ્ દેશ
સર્વના સંશયનો નાશ કરે છે. વૃષ્ટિનાં પાણી જેમ જુદા જુદા ભાજનોથી વિવિધ વર્ણાદિવ
થાય છે, તેમ જિનેશ્વરની વાણી પણ સર્વને સ્વભાષામાં પરિણમે છે. ૫૭૧ થી ૫૭

साहारणासवत्ते तदुवओगो उ गाहगगिराए ।
न य निव्विज्जइ सोया किढिवाणियदासिआहरणा ॥ ५७८ ॥
सव्वाउंपि सोया खवेज्ज जइ सययं जिणो कहए ।
सीउण्हखुप्पिवासापरिस्समभए अविगणेंतो ॥ ५७९ ॥
वित्ती उ सुवण्णस्सा बारस अद्धं च सयसहस्साइं ।
तावइयं चिय कोडी पीतीदाणं तु चक्किस्स ॥ ५८० ॥
एयं चेव पमाणं नवरं रययं तु केसवा दिंति ।
मंडलिआण सहस्सा पीईदाणं सयसहस्सा ॥ ५८१ ॥
भत्तिविहवाणुरूवं अण्णेवि य दिंति इब्भमाईया ।
सोऊण जिणागमणं निउत्तमणिओइएसुं वा ॥ ५८२ ॥
देवाणुअत्ती भत्ती पूया थिरकरण सत्तअणुकंपा ।
साओदय दाणगुणा पभावणा चेव तित्थस्स ॥ ५८३ ॥
राया व रायमच्चो तस्सऽसई पउर जणवओ वाऽवि ।

ગુ, ક્ષુધા, પીપાસા,પરિશ્રમ અને ભયની ગણના કર્યા સિવાય જિનેશ્વર ભગવાન જો ધર્મોપદેશ કરે, તો શ્રોતાજન ભગવન્ ગસીપે સઘળું આયુષ પણ ખપાવી નાંખે, ...ના આગમનની ખબર આપનારને ચક્રવર્તિ સાડાબાર લાખ પ્રમાણ સુવર્ણ વૃત્તિ આપે અને તેટલાજ કોટી પ્રમાણ સુવર્ણ પ્રીતિદાનમાં આપે છે.એટલાજ પ્રમાણવાળું (રૂપું ) વાસુદેવ આપે છે, અને માંડલિક રાજાઓ સાડાબાર હજાર પ્રમાણ વૃત્તિ ...થા સાડાબાર લાખ પ્રમાણ પ્રીતિદાન આપે છે. એ સિવાય બીજા પણ ધનવાનો ...ી ભક્તિ અને વિભવાનુસાર જિનાગમન સાંભળીને નિયુક્ત-અનિયુક્ત પુરૂષોને દાન ...છે. એ પ્રમાણે કરવાથી દેવાનુવૃત્તિ, ભક્તિ, સ્થિરીકરણ, સત્ત્વાનુકંપા, શાતાવેદની-બંધ તથા તીર્થની પ્રભાવના એ ગુણો થાય છે. રાજા અથવા રાજાનો પ્રધાન, ...અભાવે વિશિષ્ટ લોક સમુદાય દુર્બલિકાથી ખાંડેલા અને સારી રીતે છડેલા એક ...ક પ્રમાણ કમોદના ચોખા, વેહેંચીને પુનઃ લાવેલા અખંડીત, રાઈરહિત, ફેલકવી-... આઢક પ્રમાણનો બલિ કરે છે, અને તેમાં દેવો પણ ગંધાદિક નાખે છે. ૫૭૮ થી ૫૮૫

वलिपविसणसमकालं पुव्वद्दारेण ठाति परिकहणा ।
तिगुणं पुरओ पाडण तस्सद्धं अवडियं देवा ॥ ५८६ ॥
अद्धद्धं अहिवइणो अवसेसं हवइ पागयजणस्स ।
सव्वामयप्पसमणी कुप्पइ णण्णो य छम्मासे ॥ ५८७ ॥
खेयविणोओ सीसगुणदीवणा पच्चओ उभयओऽवि ।
सीसायरियकमोऽवि य गणहरकहणे गुणा होंति ॥ ५८८ ॥
राओवणीअसीहासणे निविट्ठो व पायवीढंमि ।
जिट्ठो अन्नयरो वा गणहरो कहइ बीआए ॥ ५८९ ॥
संखाईएऽवि भवे साहइ जं वा परो उ पुच्छिज्जा ।
ण य णं अणाइसेसी वियाणई एस छउमत्थो ॥ ५९० ॥
तं दिव्वदेवघोसं सोऊणं माणुसा तहिं तुट्ठा ।
अहो (हु) जण्णिएण जड्ड देवा किर आगया इहयं ॥ ५९१ ॥
एक्कारसवि गणहरा सव्व उण्णयविसालकुलवंसा ।
पावाए मज्झिमाए समोसढा जन्नवाडम्मि ॥ ५९२ ॥

બલિ પ્રવેશ થતાંજ સમકાળેજ ધર્મકથા ઉપરમ પામે છે, બલિ પૂર્વદ્વારથી ...વનાર રાજાઆદિ ભગવન્તને ત્રણવાર પ્રદક્ષિણા કરીને ભગવન્તના ચરણ કમળ આગળ ...ી નાંખે છે, તેમાંનો અડધો ભાગ અધરથીજ દેવો ગ્રહણ કરે છે. બાકીના અડધા ભા-...થી અર્ધ રાજા લેછે અને અવશેષ ભાગ પ્રાકૃતજનો લેછે. એ બલિ મસ્તકપર નાંખ-...ી સર્વ રોગનો નાશ થાય છે, અને ૭ માસ પર્યન્ત અન્ય રોગનો પ્રકોપ પણ નથી ...તા. તે પછી બીજી પોરિષીમાં ગણધર મહારાજ દેશના આપે છે, કારણ કે એથી ભગવ-...ના ખેદનો અપગમ,શિષ્યના ગુણની ઉદ્દીપના થાય છે,બન્ને પ્રકારે યથાર્થ વાદીપણાનો પ્રત્યય ...ને શિષ્ય તથા આચાર્યના એ પ્રમાણે ક્રમ જણાવાય છે, ઇત્યાદિ ગુણો ગણધર મહારા-...ની દેશનાથી થાય છે. ભગવન્તના પાદપીઠ ઉપર અથવા રાજાએ આણેલા સિંહા-... ...ન જ્યેષ્ઠ અથવા બીજા કોઈ ગણધર મહારાજ બીજી પોરિષિમાં દેશના

આપે છે. અસંખ્યાતા ભવ પર્યન્તનું, અથવા અન્ય જે કોઈ કંઈ પૂછે, તે સઘળું મહારાજ કહે છે, તેમના કથનથી અનતિશાયી મનુષ્ય આ છદ્મસ્થ છે, એમ કોઈપ નહિ. આ વખતે તે દિવ્ય દેવદુંદુભિ સાંભળીને નજીકમાં રહેલી યજ્ઞભૂમિમાંના ખુશી થયા, કે અહો ! શું આ યાજ્ઞિકના યજ્ઞ કે જેથી દેવો અહીં આવે છે, ત્યાં સમારંભમાં મધ્યમાપાપા નગરીમાં ઉન્નત અને વિશાળ કુળ તથા અન્વયવાળા ગણધરો આવ્યા હતા. ૫૮૬ થી ૫૯૨.

पढमित्थ इंदभूई विइओ उण होइ अग्गिभूइत्ति ।
तइए य वाउभूई तओ वियत्ते सुहम्मे य ॥ ५९३ ॥
मंडिय मोरियपुत्ते अकंपिए चेव अवलभाया य ।
मेयज्जे य पभासे गणहरा होंति वीरस्स ॥ ५९४ ॥
जंकारण णिक्खमणं वोच्छं एएसि आणुपुव्वीए ।
तित्थं च सुहम्माओ णिरवच्चा गणहरा सेसा ॥ ५९५ ॥
जीवे कम्मे तज्जीव भूय तारिसय बंधमोक्खे य ।
देवा णेरइए या पुण्णे परलोय णेव्वाणे ॥ ५९६ ॥
पचण्हं पंचसया अद्धुट्ठ सया य होंति दोण्ह गणा ।
दोण्हं तु जुयलयाणं तिसओ तिसओ भवे गच्छो ॥ ५९७ ॥
सोऊण किरमाणीं महिमं देवेहि जिणवरिंदस्स ।
अह एइ अहम्माणी अमरिसिओ इंदभूइत्ति ॥ ५९८ ॥
आभट्ठो य जिणेणं जाइजरामरणविप्पमुक्केणं ।
णामेण य गोत्तेण य सव्वण्णूसव्वदरिसीणं ॥ ५९९ ॥
किं मन्नि अत्थि जीवो उ आहु नत्थित्ति संसओ तुज्झ ।
वेयापयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ ६०० ॥

અહીં ગણધરોમાં પહેલા ઇન્દ્રભૂતિ, બીજા અગ્નિભૂતિ, ત્રીજા વાયુભૂતિ, વ્યક્ત, પાંચમા સુધર્મ, છઠ્ઠા મંડિક, સાતમા મૌર્યપુત્ર, આઠમા અંકપિત, નવમા લભ્રાતા, દસમા મેતાર્ય, અને અગ્યારમા પ્રભાસ, એ વીર પ્રભુના ગણધરો છે. જે કારણથી તે ગણધરોનું નિષ્ક્રમણ થયું, તે અનુક્રમે કહેવાશે, સુધર્મ સ્વામીથી ચાલ્યું, અને બાકીના ગણધરો શિષ્યપરિવારની પરંપરા વિનાના થયા. જીવ, કર્મ, એજ જીવ, પૃથ્વી આદિભૂતો આ ભવમાં જેવો હોય તેવોજ પરભવમાં થાય, બંધ, દેવ, નારકી, પુન્ય, પરલોક, અને નિર્વાણ એ અગીઆર વિષયમાં અનુક્રમે આ ગણધરોને સંશય હતો. અગીઆરમાંના પાંચ ગણધરો, પાંચસો શિષ્યના પરિવાર બે ગણધરો સાડા ત્રણસો શિષ્યના પરિવારવાળા, અને બે યુગલ ગણધરો એટલે ગણધરો ત્રણસો ત્રણસો શિષ્યના પરિવારવાળા હતા. દેવોવડે જિનેશ્વરનો મહિમા સાંભળીને મત્સરવાળો અભિમાની ઇન્દ્રભૂતિ ભગવન્ત પાસે આવે છે, તેને જન્મ ...ને મરણથી મુકાએલા સર્વજ્ઞ સર્વદર્શી જિનેશ્વરે નામ ગોત્રથી બોલાવ્યા અ... તું એમ માને છે કે "જીવ છે કે નથી" આવો તને સંશય વેદપદોથી છે, ... પદોનો અર્થ તું નથી જાણતો. ૫૯૩ થી ૬૦૦